સંવત ૨૦૧૧ :: આવૃત્તિ પહેલી :: પ્ર



आयुः कामयमानेन धर्मार्थसुखसाधनम् । आयुर्वेदोपदेशेषु विधेयः परमादर

ધર્મ, અર્થ અને સુખના સાધનરૂપ આયુષની ઇચ્છાવાળાએ આયુર્વેદ ર ઉપદેશો વિષે અત્યંત આદર કરવો; અર્થાત્ આયુર્વેદ શાસ્ત્રને સારી રીતે સમ પ્રમાણે વર્તવું.

( મહર્ષિ વાગ

ज्ञात्वा दोषबलं धीमान् लङ्घनानि समाचरेत् । दोषे सति न दोषाय लङ्घनानि बहून

બુદ્ધિમાન મનુષ્યે પોતાના શરીરમાં ( વાત–પિત્તના સમવિષમપણાથી થતા ) જાણીને લંઘન આચરવું. શરીરમાં દોષ હોય ત્યાં સુધી ઘણાં લંઘન કરવા પણ નુકસાન થતું નથી.

इति बहुविधियुक्तं वैद्यविद्याविचारं क्षणमपि हृदये यो धारणं संकरोति ।
स भवति गदसंघस्यात्र विध्वंसशक्तो विमलविदितकीर्तिः पूज्यमानो नरेन्द्रैः ॥

આ પ્રમાણે અનેક પ્રકારના વિધિથી યુક્ત આ વૈદ્યવિદ્યાના વિચારને જે એક ક્ષણ પણ હૃદયમાં સારી રીતે ધારણ કરે છે, તે સમસ્ત રોગસમુદાયનો કરવા માટે શક્તિમાન બને છે, તેની નિર્મળ કીર્તિ બધે ફેલાય છે અને મોટા મનુષ્યો તેનું સન્માન કરે છે.

( વ

મુદ્રક અને પ્રકાશક : નિરંજનલાલ ઠ૦ ઠાકર,
સસ્તું સાહિત્ય મુદ્રણાલય, ઠે. ભદ્ર :: અમદાવાદ

# નિવેદન

પ્રાચીન કાળમાં ભારત સ્વતંત્ર દેશ હતો, ત્યારે સમૃદ્ધિ અને વિદ્યાઓમાં સંસારના બધા દેશો ાં વધારે આગળપડતો દેશ ગણાતો હતો. એ વખતે દેશમાં મોટાં મોટાં વિશ્વવિદ્યાલયો ાં, જ્યાં બધી વિદ્યાઓનું શિક્ષણ અપાતું હતું. ત્યારે આયુર્વેદ પૂર્ણ વિકસિત હતો અને ભારત ારના સમગ્ર દેશોને આયુર્વેદની શિક્ષા આપતો હતો. એ સમયે મહર્ષિ આત્રેય, ધન્વન્તરિ વગેરે ાર્યોએ આયુર્વેદના ૨૫–૩૦ સંહિતાગ્રંથોની રચના કરી હતી. પણ એમાંથી આ જ ઉપલબ્ધ થતી હિતાઓમાં માત્ર ચરકસંહિતા અને સુશ્રુતસંહિતા તથા ખંડિત કશ્યપસંહિતા અને ભેડસંહિતા છે. ત્યાર પછીના યુગમાં બીજા આચાર્યોએ એ સંહિતાઓનો આધાર લઈને સંગ્રહગ્રંથોની ના કરી છે. વર્તમાનમાં પ્રાપ્ત સંગ્રહગ્રંથોમાં ભારતના બધા પ્રાંતોમાં 'ભાવપ્રકાશ'ને પ્રમુખસ્થાન પાયું છે; કારણ ગ્રંથરચયિતા આચાર્ય ભાવમિશ્રે અન્ય સંહિતાઓના સંગૃહીત વિષયો (નિદાન, કિત્સા ઈત્યાદિ) સાથે પોતાના અનુભવ અને બુદ્ધિબળના આધારે ગ્રંથમાં કેટલીક વિશેષતા બતાવી છે.

આ ગ્રંથમાં નિદાન, ચિકિત્સા, શારીરરચના, શારીરક્રિયા, પ્રસૂતિતન્ત્ર અને સ્વસ્થવૃત્તના ચક્ વિવેચનની સાથે વનસ્પતિઓનું સરળ ભાષામાં વિશદ વિવેચન થયેલું છે. એ કારણે 'ભાવ-ાશ' બીજા સંગ્રહગ્રંથો કરતાં અધિક મહત્ત્વનો ગ્રંથ બની ગયો છે.

વનસ્પતિઓ (નિઘંટુ)નું જ્ઞાન આયુર્વેદના વિદ્વાન વૈદ્યો, સાધારણ ચિકિત્સકો ને વિદ્યાર્થીઓ ાંઓને હોવું જ જોઈએ. વનસ્પતિઓના યથાયોગ્ય જ્ઞાન વિના વૈદ્ય ચિકિત્સાકાર્ય કરી શકતો નથી. કારણથી ભારતની પ્રત્યેક નાનીમોટી આયુર્વેદની પાઠશાળાઓ, કૉલેજો અને યુનિવર્સિટીઓ ારે બધાં સ્થાનોમાં પાઠ્યપુસ્તકરૂપે ભાવપ્રકાશને મુખ્ય સ્થાન અપાયું છે.

આ પુસ્તકમાં વિદ્યાર્થીઓને શિક્ષણ આપવામાં વધારે ઉપયોગી બની શકે, નામ–ઉપનામોનું રહસ્ય મજાવી શકે અને ગુણધર્મનો પરિચય કરાવી શકે તેવો પૂર્ણ વિવેચનયુક્ત અનુવાદ આપ્યો છે. એ મુખ્ય ્શ અનુસાર અને વિદ્યાર્થીઓની મુશ્કેલીને લક્ષ્યમાં લઈને ઔષધિ આદિનાં સંસ્કૃત નામ–ઉપનામોની ુત્પત્તિ અને સામાસિક વિગ્રહો આપીને આનો અભ્યાસ કરનાર માટે માર્ગ બહુ જ સરળ કરી આપ્યો , તેમજ સ્થાને સ્થાને ચરકસંહિતા, સુશ્રુતસંહિતા, વિવિધ નિઘંટુ વગેરે પ્રાચીન અને અર્વાચીન થોમાં જણાતા ભિન્ન ભિન્ન ગુણધર્મ, હેતુ, સંબંધ અને મતભેદોનો પરિચય કરાવ્યો છે. તે ઉપરાંત ાજા પ્રાંતોમાં પ્રચલિત ઘરગથ્થુ ઉપચારો અને ઔષધિઓનું પણ આમાં દિગ્દર્શન કરાવ્યું છે.

આ ગ્રંથ અભ્યાસની દૃષ્ટિએ અને શાસ્ત્રીય રીતે સામાન્ય માણસથી લઈને આયુર્વેદનો ભ્યાસ કરનાર વિદ્યાર્થીઓ, આયુર્વેદના અધ્યાપકો, વૈદ્યો વગેરે સૌ કોઈને ઉપયોગી થઈ શકે રીતે તૈયાર કરવામાં આવ્યો છે. ભાવપ્રકાશની વિદ્યાર્થીઓને અભ્યાસ માટે ઉપયોગી બને તેવો જરાતી અનુવાદ બીજી જગ્યાએથી પ્રસિદ્ધ થયેલ નથી, એ ન્યૂનતાને લક્ષ્યમાં રાખીને આ અનુવાદ યાર કરાવ્યો છે. વિદ્વાન વૈદ્યોને પણ ઉપયોગી થાય તેમ જ સાધારણ વૈદ્યો અને વિદ્યાર્થીઓને ાર્ગદર્શક બને એટલા માટે પારિભાષિક શબ્દો અને ઉપનામોની (પર્યાયોની) સરળ સંસ્કૃત ભાષામાં ્યુત્પત્તિ અને શબ્દાર્થ આપેલ છે; તેમજ પ્રત્યેક શ્લોકોના અન્વયો પણ લખ્યા છે.

અનુવાદ શુદ્ધ અને સરળ બનાવવા અનુવાદક શાસ્ત્રી શ્રી ગિરિજાશંકર મયાશંકરે બનતો યાસ કર્યો છે. આ ઉપરાંત જાણીતા વયોવૃદ્ધ રાજવૈદ્ય શ્રી પ્રભાશંકર નાનભટ્ટ ગઢડાવાળાએ આમાં નુભવપૂર્ણ સૂચનાઓ અને માર્ગદર્શન આપવાનો ઘણો પરિશ્રમ લીધો છે, તે માટે અહીં તેમનો ાભાર માનવામાં આવે છે. મૂળ શ્લોકોના પાઠની શુદ્ધિ માટે મુંબઈ 'જગદીશ્વર પ્રેસ'ની તેમ જ ાશી 'ચૌખમ્બા સીરીઝ'ની પ્રતનો મુખત્વે આધાર લેવામાં આવ્યો છે. અને મૂળ શ્લોકોમાં શુદ્ધિ રહેવા ન પામે એ માટે બનતી કાળજી રાખવામાં આવી છે. તેમ છતાં અક્ષરો ભાંગવાતૂટવા-ી અને દૃષ્ટિદોષથી આમાં કેટલીક ભૂલો રહી ગયેલી જણાઈ આવી છે, તે માટે પાન ૮–૫ ઉપર શુદ્ધિપત્ર ાપ્યું હોઈ પ્રથમ એ પ્રમાણે ગ્રંથ સુધારી લઈને વાંચવા વિનતિ છે.

છે એટલે દરેક ઠેકાણે લાગુ પડે છે; તેને કોઈ પણ પ્રકારનો અપવાદ નથી. ત્યારે વિજ્ઞાન એટલે 'વિશિષ્ટ જ્ઞાન ('વિ' વિશિષ્ટ અર્થમાં, જેમકે વિશેષ નામ) અને તેથી તે મર્યાદિત પ્રમાણમાં લાગુ પડે છે. કહ્યું છે કે बहुव्यापकं सामान्यं अल्पव्यापकं विशेषः। આનો અર્થ એવો થાય છે કે જ્ઞાન દરેક ઠેકાણે ઉપયોગી છે. પરંતુ વિજ્ઞાન અમુક પ્રસંગે જ ઉપયોગી છે.

આયુર્વેદના ઇતિહાસમાં ઊતરવાની જરૂર નથી. ઘણા ગ્રંથોમાં ઘણા વિદ્વાનોએ એ વિષય ચર્ચ્યો છે અને તેથી વિશેષ કશું ખાસ કહેવાનું રહેતું નથી.

આયુર્વેદના પ્રણેતા બ્રહ્મા છે, તેમણે જ તેનાં આઠ અંગ પાડ્યાં છે અને તેથી તે 'અષ્ટાંગ' કહેવાય છે. આ આઠ અંગો આ પ્રમાણે છે: (૧) કૌમારભૃત્ય, (૨) ભૂતવિદ્યા, (૩) કાયચિકિત્સા, (૪) શલ્ય, (૫) શાલાક્ય, (૬) રસાયન, (૭) વાજીકરણ અને (૮) વિષ અથવા અગદ. આ આઠ અંગોમાં સમગ્ર આયુર્વેદનો સમાવેશ થઈ જાય છે અને કંઈ બીજું જાણવાનું બાકી રહેતું નથી. આ આઠ અંગો ઉપર સંહિતાઓ તથા અનેક તંત્રો રચાયાં છે.

આયુર્વેદના અભ્યાસની કેવી રીતે શરૂઆત કરવી એ બાબતમાં બહુ મતભેદ પ્રવર્તે છે. કેટલાકનો એવો મત છે કે વૃદ્ધત્રયી મૂળ ગ્રંથો હોવાથી તથા તેના ઉપરથી બીજા તંત્રોની રચના થયેલી હોવાથી આ ગ્રંથો જ શરૂઆતથી શીખવા જોઈએ. આ ત્રણમાં પણ વાગ્ભટનો ગ્રંથ અષ્ટાંગહૃદય એ મુખ્યત્વે ચરક તથા સુશ્રુત ઉપરથી રચાયેલો હોવાથી તેમજ એ સંગ્રહગ્રંથ હોવાથી ચરક તથા સુશ્રુત એ બે જ ગ્રંથોથી શરૂઆત કરવી જોઈએ, એ બે ગ્રંથો જ ખાસ કરીને ભણવા જોઈએ. બીજો મત એવો છે કે આ ત્રણે ગ્રંથો બહુ કૂટ છે—અઘરા છે, તેમાં વળી ચરક તો સૌથી વધારે કઠણ છે, માટે પ્રકરણ ગ્રંથો પહેલાં ભણવા જોઈએ.

આ બે મત ઉપર વિચાર કરતાં જણાશે કે બીજો મત વધારે સારો છે તથા આ શાસ્ત્રને યથાયોગ્ય જાણવા માટે એ રીત વધારે સરળ છે. જરા ઊંડા ઊતરવાથી આ સત્ય સમજાશે. પુરાણા સંસ્કૃત ગ્રંથોની ખૂબી એ હોય છે કે તેમાં જે ભાષાનો ઉપયોગ કરેલો છે, તે બહુ સરળ હોય છે. એટલે ભાષાનો સીધો અર્થ (વાચ્યાર્થ) સહેલાઈથી થઈ શકે છે, પણ તેનો ગૂઢાર્થ (લક્ષ્યાર્થ) અઘરો હોય છે. અંગ્રેજીમાં જેને to read between the lines કહે છે. એટલે કે ન લખાયેલું વાંચવું–સમજવું તે. અને આ કારણસર જ એ ગ્રંથો ઉપર વિદ્વાનોએ અનેક ટીકાઓ લખીને એ રીતે મૂળ ગ્રંથકારે જે ટૂંકમાં કહ્યું હોય તે વિસ્તૃત કરીને સમજાવવા પ્રયત્ન કર્યો છે. દાખલા તરીકે ગીતાજીની ભાષા ઘણી જ સરળ તથા સહેલી છે, પરંતુ દરેકે દરેક શબ્દનું અર્થગાંભીર્ય એટલું બધું છે કે તેના ઉપર ઘણી ટીકાઓ થઈ છે અને હજી સંતોષ થતો નથી, તેથી નવી નવી ટીકાઓ થયા જ કરે છે. એટલે ગીતાજીને બરાબર સમજવી હોય તો આ ટીકાઓ વાંચવી જ પડે અને ટીકાઓ સમજ્યા પછી મૂળ શ્લોક વાંચવાથી તેનું રહસ્ય સમજાય એટલે અવર્ણનીય અને અપૂર્વ આનંદ આવે છે, તેમજ ગીતાજી વાંચ્યાનું સાર્થક થાય છે. સંસ્કૃતના બધા પ્રાચીન ગ્રંથોનું આ પ્રમાણે જ છે. ચરક તથા સુશ્રુત પણ એવા પ્રાચીન ગ્રંથો હોવાથી, તેમને સમજવા માટે ટીકાઓ વગર ચાલે નહીં.

હવે આ ટીકાઓ વિષે વિચાર કરતાં જણાશે કે ઘણે ભાગે મૂળ ગ્રંથ કરતાં તેના ઉપરની ટીકાની ભાષા વધારે અઘરી હોય છે. આ ટીકાઓમાં ટીકાકાર એ ગ્રંથના રહસ્યનો સ્ફોટ કરતી વખતે પોતાનું જ્ઞાન બતાવે છે તથા સાથે સાથે ભાષા ઉપરનો પોતાનો કાબૂ પણ બતાવે છે. જો કે કેટલીકવાર એવું પણ હોય છે કે એવી રીતે લખ્યા વગર પોતે જે સમજાવવા માગે છે તે સમજાવવાનો બીજો માર્ગ હોતો નથી. દાખલા તરીકે 'માધવનિદાન' ઉપરની મધુકોશ તથા 'ચરક' ઉપરની પં. ગંગાધર શાસ્ત્રીની જલ્પકલ્પતરુ ટીકાઓ. આ ટીકાઓ મૂળ ગ્રંથો કરતાં અઘરી છે એ નિર્વિવાદ છે. હવે જેમ જેમ વખત જતો ગયો, અને કાળ બદલાતો ગયો, તેમ તેમ આ ભાષા સમજવાની મુશ્કેલી વધતી ગઈ. આ કારણને લઈને છેલ્લાં કેટલાંક વર્ષોથી વિદ્વાનોને એવું પ્રતીત થયું, કે લોક સમજી શકે તેવી સરળ ભાષામાં આ શાસ્ત્રની રચના થવી જોઈએ, અને તેથી એ મૂળ ગ્રંથો તથા

તેના ઉપર થયેલી ટીકાઓ. એ બધાનો સમગ્ર રીતે વિચાર કરીને કેટલાક વિદ્વાનોએ સારભાગ લઈને અષ્ટાંગ આયુર્વેદ ઉપર અથવા તેમાંનાં અમુક અમુક અંગો અથવા વિષયો ઉપર નાના મોટા પ્રકરણ ગ્રંથો રચ્યા. જેવા કે ભાવપ્રકાશ, માધવનિદાન, ચક્રદત્ત, શાર્ઙ્ગધરસંહિતા, વંગસેન, પથ્યાપથ્ય, વૈદ્યજીવન, યોગશતક, યાનસેનમંજરી, ચિકિત્સાકલિકા વગેરે વગેરે.

હાલના જમાનામાં સંસ્કૃત પ્રચલિત ભાષા નથી, તેથી એમાં લખાયેલા ગ્રંથો સમજવાનું બહુ મુશ્કેલ થઈ પડ્યું છે અર્વાચીન વિદ્વાનોએ આ મુશ્કેલી જોઈને તેઓએ ઉપર જણાવેલા પ્રકરણ ગ્રંથોના અનુવાદ અથવા તરજુમા કર્યા આ બધા ગ્રંથો પણ પ્રકરણ ગ્રંથો કહેવાય.

ઘણા પ્રાચીનકાળમાં હતી તેના કરતા હાલના જમાનાના લોકોની બુદ્ધિ તથા ધારણાશક્તિ ઊતરતી કોટીની છે, એવો સર્વસાધારણ મત છે, એવું હું સમજું છું તેનાં કારણો ગમે તે હોય પરંતુ ભાષાની મુશ્કેલી એ એક ખાસ કારણ છે કોઈ પણ વિષયનું ઘણું તથા પૂર્ણ જ્ઞાન મેળવવું હોય તો એ વિષય જે ભાષામાં ખૂબ ખેડાયેલો હોય તે ભાષા શીખવી જોઈએ, એટલું જ નહિ પણ એ ભાષા ઉપર કાબૂ મેળવવો જોઈએ. જેમકે આધુનિક જમાનામાં એવા વિષયો છે કે જેમાંના કેટલાક જર્મન ભાષામાં કેટલાક ફ્રેંચ ભાષામાં કેટલાક અંગ્રેજી ભાષામાં ખૂબ ખેડાયેલા છે, અને એ ભાષાઓને ઘણું સાહિત્ય ખૂબ મળેલું થયેલું છે હવે એ વિષયો શીખવા સારુ જે તે ભાષા શીખવી જોઈએ, અને એ ભાષા શીખ્યા પછી તે વિષયનાં શરૂઆતનાં સહેલાં તથા નાના પુસ્તકો શીખવા જોઈએ. આ નાના પુસ્તકો જેમ જેમ શિખાતાં જાય તેમ તેમ તે વિષયનું જ્ઞાન વધતું જાય અને સાથ સાથે ભાષાનું જ્ઞાન તથા ભાષા ઉપરનો કાબૂ પણ વધતો જાય અને અંતે એ વિષયમાં પારંગત થવાય. અંગ્રેજી ભાષા વિષે આપણે ત્યાં એવો જ અનુભવ દરેકને છે એ, બી, સી, ડીથી શરૂ કરી પ્રાથમિક ધોરણનાં પુસ્તકો શીખી ધીરેધીરે અઘરાં પુસ્તકો શીખીને ૨૦-૨૨ વર્ષે એ ભાષા મહદંશે આવડે છે અને ત્યાર પછી એ ભાષામાં લખાયેલા અઘરા ગ્રંથો સમજી શકાય છે એ બધાં શરૂઆતનાં પુસ્તકો પ્રકરણ ગ્રંથો જ કહેવાય, અને એ આવડે ત્યાર પછી જ બી.એ. કે એમ.એ.ના ગ્રંથો આવડે.

આટલા વિવેચન પછી આયુર્વેદના પ્રકરણ ગ્રંથો—ગીર્વાણગિરામાં લખાયેલા તેમજ જે તે આધુનિક ભાષામાં તરજુમો થયેલાની ઉપયોગિતા સમજાશે. આયુર્વેદનું જ્ઞાન મેળવવા સારુ આ ગ્રંથો પ્રથમ વાંચવાની કેટલી જરૂરિયાત છે એ સ્પષ્ટ થશે. જેને આ શાસ્ત્રમાં પારંગત થવું છે તેને તથા જેને માત્ર થોડુંપણ જાણીને સંતોષ માનવો છે તેને આ પ્રકરણ ગ્રંથો વાંચવા કેટલા અનિવાર્ય છે તે સહેજે સમજાશે.

ચરક તથા સુશ્રુત એવા ગ્રંથો છે કે તેમાં બધું જ્ઞાન બીજ સ્વરૂપે રહેલું છે. એ ગ્રંથો ઉપરની ટીકાઓમાં તથા પ્રકરણ ગ્રંથોમાં આ બીજ ઝાડરૂપે ફૂલીફાલી રહ્યાં છે ઝાડ ફૂલેફાલે તે પછી જ ફળ, બીજ પ્રાપ્ત થાય માટે ઝાડના ફાયદા તથા ફળનો આસ્વાદ લેવો હોય તો પ્રથમ પ્રકરણ ગ્રંથો વાંચવા જોઈએ.

બ્રહ્માએ આયુર્વેદ એક લાખ શ્લોકોમાં પ્રકાશિત કર્યો. તેમાંથી આચાર્ય પરંપરા ચાલતાં ચાલતાં હાલનો ઉપલબ્ધ આયુર્વેદ રહ્યો. કેટલાક મહાનુભાવોનું એવું કહેવું છે કે, શ્લોકો ઓછા થવાથી હાલનો આયુર્વેદ અધૂરો છે, સંપૂર્ણ નથી અને કેટલાક સમર્થ વિદ્વાનોનું કહેવું એવું છે કે હાલનો ઉપલબ્ધ આયુર્વેદ સંપૂર્ણ છે, માત્ર તેને સમજવાની ખામી છે અને અનુભવને અંતે તેમને આ મતલબની ખાતરી પણ થઈ છે શ્લોકો ઓછા થયા છતાં એમાં જે તે વિષયનું જ્ઞાન એટલું જ સમાવી શકાય છે, એવો તો લગભગ દરેક જણનો અનુભવ હોય છે, અને તેમાં પણ સંસ્કૃત ભાષામાં તો તેની નવાઈ જ નથી. એક એક ટૂંકા વાક્યમાં—જેને સૂત્ર કહેવાય છે તેમાં—પાનાંનાં પાનાં ભરાય એટલો અર્થ સમાવી શકાય છે.

કોઈ પણ ગ્રંથ ટૂંકાવવો હોય તો તે બે રીતે થઈ શકે છે. એક રીત ઉપર લખ્યું તે પ્રમાણે નવા શ્લોકોમાં અર્થગાંભીર્ય વધારવાની, એટલે કે જે શ્લોકોનો અર્થ નવા શ્લોકો ઉપર જવા વિચાર

કરતાં સમજી શકાય તેવા શ્લોકો પડતા મૂકવાની. એક દાખલો લઈએ. બંગસેન, કે જે પ્રકરણ ગ્રંથોમાંનો લગભગ પહેલો જ ગ્રંથ છે. તેમાં ગ્રહણી રોગની ચિકિત્સામાં છાશનાં વખાણ કર્યાં છે. અને કફની ગ્રહણી સારુ છાશ બનાવવા માટે કેવું દૂધ લેવું તેમાં લખે છે કે. कफे त्रिदोषजे रोगे पादोनक्वथितं श्रुतम । એટલે કે ગાયનું દૂધ ચોથા ભાગનું બાળી નાખીને તેનું દહીં કરીને છાશ બનાવવી. દૂધ ચોથા ભાગનું શું કામ બાળી નાંખવું એનું વિવેચન કરેલું નથી. પાણી એ પોતે જ કફ છે એ વાત સ્પષ્ટ ન સમજાય ત્યાં સુધી ગાયનું દૂધ ચોથા ભાગનું બાળી નાંખવાનું પ્રયોજન સમજી શકાય નહિ. હવે આ ઠેકાણે દૂધ ચોથા ભાગનું બાળવાનું કારણ સમજી લેવાનું છે અને તે મનન કરવાથી સમજી શકાય તેવું છે. આવા બીજા ઘણા દાખલા આપી શકાય.

ગ્રંથ ટૂંકાવવાની બીજી રીત એવી છે કે એક વાતનું વર્ણન એક વખત કર્યું હોય, તે વર્ણન ફરીથી પ્રસંગ આવે તોપણ ન કરવું અને સમજી લેવાનું વિદ્યાર્થીઓ ઉપર છોડી દેવું. જેમકે જ્વરનાં સામાન્ય લક્ષણો તથા જે તે દોષ કે દોષોનાં લક્ષણો. આ લક્ષણો એક વખત લખ્યા પછી બીજ વ્યાધિમાં કે વ્યાધિના ઉપદ્રવમાં જ્વર હોય તો તે સ્થળે 'જ્વર' એટલું જ માત્ર લખવામાં આવે અને વિશેષ લક્ષણો હોય તો તે કહેવામાં આવે; પરંતુ જ્વરનાં સમગ્ર લક્ષણોનું પુનરુચ્ચારણ કરવામાં ન આવે. આવે વખતે વિદ્યાર્થીએ જે તે લક્ષણો સમજી લેવાનાં અને યાદ ન હોય તો 'જ્વર'માં જોઈ લેવાનાં. એવી જ રીતે 'વિદ્રધિ'નો દાખલો લઈએ. વિદ્રધિનાં સામાન્ય લક્ષણો એક ઠેકાણે આપવામાં આવે. તેમાં ઉપર કહેવાઈ ગયું. તે પ્રમાણે અમુક અમુક દોષોથી વિદ્રધિ થાય છે એટલું જ માત્ર લખાય; પરંતુ જે તે દોષનાં સામાન્ય લક્ષણોનું વર્ણન ન અપાય; કારણ કે જે તે દોષનાં લક્ષણો તો પહેલાં કહેવાઈ જ ગયાં હોય. હવે આ પ્રમાણે વિદ્રધિનું વર્ણન આવ્યા પછી શરીરના અન્ય ભાગમાં જેવી કે આંતરડાં, ફેફસાં, વૃક્ક વગેરે અવયવોની વિદ્રધિ વિશે કહેવાનો પ્રસંગ ઉપસ્થિત થાય ત્યારે જે તે સ્થળ કે અવયવની વિદ્રધિનાં વિશેષ લક્ષણો હોય તો તે જ માત્ર કહેવામાં આવે; પરંતુ સામાન્ય લક્ષણો ફરીથી કહેવામાં ન આવે. આ રીતે ગ્રંથ બહુ ટૂંકાવી શકાય છે, અને છતાં ગ્રંથની લાયકાત ઓછી થતી નથી અથવા તેમાં કંઈ પણ ઊણપ આવતી નથી. કૌમુદીનું સૂત્ર છે કે सूत्रेष्वदृष्टं पदं सूत्रान्तरादनुवर्तनीयं सर्वत्र । જૂના ગ્રંથો ઘણે ભાગે આ પ્રમાણે જ લખાયા હોય છે (આને ઉપસંહારની યુક્તિ વેદાન્તાદિમાં કહે છે).

બ્રહ્માની એક લાખ શ્લોકોની સંહિતા આવી રીતે ટૂંકાવીને તેમાંથી ચરક, સુશ્રુત લખાયેલા હોવા જોઈએ. तंत्रयुक्तिः(कोष्यम्)માં ભગવાન ચરકના વચનનો આધાર બતાવે છે કે:

व्यक्ता नोक्ताश्च ये ह्यर्था लीना ये चाप्यनिर्मलाः । लेशोक्ता ये च केचित्स्युस्तेषां चापि प्रसाधनम् ॥

એટલે મૂળ સંહિતામાં જે જે સત્યો લખેલાં હશે, તે બધાં જ આ સંહિતાઓમાં સમાયેલાં છે. માત્ર તે જોવાની દૃષ્ટિ જોઈએ.

બ્રહ્માની સંહિતા ટૂંકાવવી કેમ પડી, એની એ કેમ ન રાખી, તે પ્રશ્ન ઉપર વિચાર કરીએ. સર્વસાધારણ અભિપ્રાય એવો છે, કે પહેલાના જમાના કરતાં ત્યાર પછીના જમાનાના લોકોની ધારણાશક્તિ ઓછી ને ઓછી થતી જાય છે તથા પરિશ્રમ કરવાની વૃત્તિ પણ ઘટતી જાય છે. પૂર્વે દરેક વિદ્યા કંઠસ્થ રખાતી હતી. જેમ જેમ કાળ બદલાતો ગયો તેમ તેમ યાદ રાખવાની મુશ્કેલી આચાર્યોને જણાતી ગઈ અને તેમ તેમ ગ્રંથો ટૂંકાવવા પડ્યા. આ હેતુ ધ્યાનમાં રાખીને પાછળની સંહિતાઓ રચાઈ. ત્યાર પછી પણ કાળની અસર તો ચાલુ જ રહી અને તેથી તે પછીના આચાર્યોને તેથી પણ ટૂંકા ગ્રંથો રચવાની જરૂર જણાઈ. તે ઉપરાંત સંસ્કૃતભાષાનું જ્ઞાન ઓછું થતું ગયું, નવી નવી ભાષાઓ થતી ગઈ, અને કાળની અસર તો ચાલુ જ રહી. આ કારણોને લીધે અર્વાચીન આચાર્યોએ જે તે ભાષાઓમાં ગ્રંથોના તથા તેના ઉપરની ટીકાઓના તરજુમા કર્યા અને ટૂંકા ટૂંકા ગ્રંથો પણ રચ્યા. વળી છાપખાનાં થવાથી વિદ્યા કંઠસ્થ રાખવાની જરૂર પણ એટલી બધી ન રહી અને ધારણાશક્તિ ઓછી થવાથી પડતી મુશ્કેલી પણ દૂર થઈ. આ પ્રમાણે હાલના ઉપલબ્ધ ગ્રંથો અસ્તિત્વમાં આવ્યા.

યોગ્ય નથી. પુસ્તકોમાં માંસરસને મહત્ત્વ આપ્યું છે. આનું કારણ જોઈએ. દૂધ રસધાતુમાંથી બને છે. રસધાતુ જ્યારે પક્વ થાય ત્યારે તેના ત્રણ વિભાગ પડે છે, સ્થૂળ, સૂક્ષ્મ તથા મળ. સ્થૂળ ભાગ રસરૂપે રસધાતુને પુષ્ટિ આપે છે, એટલે તેમાં ઉમેરો કરે છે; સૂક્ષ્મ ભાગમાંથી રક્ત બને છે અને મળભાગ કફરૂપે બહાર નીકળી જાય છે. રસમાંથી દૂધ બને છે, પરંતુ રસ શુદ્ધ થયા પછી એટલે કે રસમાંથી તેનો મેલ જે કફ તે નીકળી ગયા પછી દૂધ બને છે કે પહેલાં, તેનો પુસ્તકમાં સ્પષ્ટ ઉલ્લેખ નથી; પરંતુ કફના રોગમાં દૂધ ગજબનું અપથ્ય છે, તે ખૂબ અવગુણ કરે છે. જો રસમાંથી કફ નીકળી ગયા પછી તેમાંથી દૂધ બનતું હોય તો દૂધ કફ કરે નહીં, અને કફના રોગમાં દૂધ અપાય; પરંતુ કફના રોગમાં દૂધ અવગુણ કરે છે તે નિર્વિવાદ છે. તેથી સાબિત થાય છે કે રસ શુદ્ધ થયા પહેલાં તેમાંથી દૂધ બને છે. દરેકના અનુભવની એક બીજી વાત છે અને તે આ વાતને પુષ્ટિ આપે છે. દૂધ રસધાતુમાંથી બને છે. ધાવણ માના શરીરના રસધાતુમાંથી બને છે. માતા જે આહાર લે છે તેની અસર તેના ધાવતા બાળક ઉપર થયા વગર રહેતી નથી. હવે જો રસ શુદ્ધ થયા. પછી ધાવણ બનતું હોય તો માતાના આહારની કોઈ પણ અસર ધાવણમાં આવે નહીં; છતાં આવ્યા વગર રહેતી નથી એ હકીકત છે.

હવે ક્ષય કફનો વ્યાધિ નથી એ તો આપણે જોઈ ગયા. પછી તે અનુલોમ હોય કે પ્રતિલોમ હોય. એ શોષ છે. શોષમાં તર્પણ કરવું જોઈએ, અને દૂધ એ તર્પણ કરનારું ઉત્તમ દ્રવ્ય છે. પરંતુ તેમાં ખામી એ છે કે દૂધ કફ કરનારું છે, એટલે તેનાથી કફના ઉપદ્રવો ઉત્પન્ન થાય તો તર્પણ કરે, પણ કફ ન કરે એવું દ્રવ્ય શોધવા જઈએ તો તે માંસરસ છે અને તે પણ ક્રવ્યાદ પ્રાણીઓના માંસનો રસ.

રસ શુદ્ધ થયા પછી એટલે તેમાંથી તેનો મેલ જે કફ તે નીકળી ગયા પછી તેના સૂક્ષ્મ ભાગમાંથી રક્ત બને છે. એટલે રક્તમાં કફ હોતો નથી. તેથી રક્ત કફ કરે નહીં. હવે રક્ત પકવ થાય ત્યારે તેના પણ ત્રણ વિભાગ થાય છે, સ્થૂળ, સૂક્ષ્મ તથા મળ. સ્થૂળ ભાગ રક્તરૂપે રહે છે, સૂક્ષ્મ ભાગમાંથી માંસ બને છે અને મળભાગ પિત્તરૂપે બહાર નીકળી જાય છે. એટલે કે રક્તનો મેલ જે પિત્ત તે નીકળી ગયા પછી તેમાંથી માંસ બને છે. પિત્ત એ તાવ છે. ક્ષયમાં તાવ હોય છે. માંસમાં પિત્ત હોતું નથી, તેથી માંસરસમાં પણ પિત્ત ન હોય. એટલે કે માંસરસમાં કફ નથી તેમ પિત્ત પણ નથી; તેથી ક્ષયમાં માંસરસ ઉત્તમ છે અને તેથી દૂધ કરતાં માંસરસ એ ખાસ ઔષધ તથા આહાર પણ છે. માંસરસ એ તત્કાળ પુષ્ટિ દેનાર છે, પરંતુ દૂધ કરતાં માંસરસ ગુરુ (ભારે) છે, એ વાત ધ્યાન બહાર રહેવી ન જોઈએ.

આ પ્રમાણે આ સત્ય વચનો સત્ય માનીને તેના ઉપર વિચાર કરવો જોઈએ. આ વચનો અસત્ય માનીને તેનું સંશોધન કરવું તે વૃથા છે એટલું જ નહીં પરંતુ તેમાંથી અસત્ય મળવાનો સંભવ છે. દાખલા તરીકે ઘી. દૂધમાં ઘી છે એ વાત સત્ય છે. શાસ્ત્રે કહ્યું કે દૂધમાંથી ઘી નીકળે છે અને તે દૂધનું આખરી સત્ત્વ છે. આ બાબત સત્ય માનવી જ જોઈએ; પરંતુ ઘી આખરી સત્ત્વ નથી એમ માનીને ઘીનું સંશોધન કરવું તે વૃથા મહેનત છે.

આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે આયુર્વેદમાં જે વિધિ, યોગો તથા પ્રયોગો લખ્યા છે, તે સત્ય અને લખ્યા પ્રમાણે ફળ આપનારા હોવા છતાં જો તે વિફળ જણાતા હોય તો તે શા માટે વિફળ થાય છે તે શોધી કાઢવું જોઈએ, પરિણામે સમજાશે કે વિફળ થવાનું કારણ વિધિ, યોગો તથા પ્રયોગોની ખામી નથી, પણ તેમાં આ બધાંનો ઉપયોગ કરનારની જ ખામી જણાશે. આ ખામી શોધી કાઢવાની જરૂર છે એટલે કે શાસ્ત્રને યથાવિધિ સમજવાની જ જરૂર છે.

રોગ શાથી થાય છે તે એક કોયડો છે. આ કોયડો આયુર્વેદે બહુ જ સુંદર અને સરળ રીતે ઉકેલ્યો છે. આયુર્વેદ કહે છે કે આહાર, વિહાર તથા ઋતુઓના ફેરફારને લીધે થતી અસર, એ રોગ થવામાં મૂળ કારણો છે. આ ત્રણમાં આહાર–વિહાર મુખ્ય છે. દરેક જણ કબૂલ કરશે કે આહાર સિવાય કોઈ પણ પદાર્થ શરીરમાં દાખલ થતો નથી. અને આ વાત મનુષ્યને આધીન

ચોગ્ય નથી. પુસ્તકોમાં માંસરસને મહત્ત્વ આપ્યું છે. આનું કારણ જોઈએ. દૂધ રસધાતુમાંથી બને છે. રસધાતુ જ્યારે પક્વ થાય ત્યારે તેના ત્રણ વિભાગ પડે છે, સ્થૂળ, સૂક્ષ્મ તથા મળ. સ્થૂળ ભાગ રસરૂપે રસધાતુને પુષ્ટિ આપે છે, એટલે તેમાં ઉમેરો કરે છે; સૂક્ષ્મ ભાગમાંથી રક્ત બને છે અને મળભાગ કફરૂપે બહાર નીકળી જાય છે. રસમાંથી દૂધ બને છે, પરંતુ રસ શુદ્ધ થયા પછી એટલે કે રસમાંથી તેનો મેલ જે કફ તે નીકળી ગયા પછી દૂધ બને છે કે પહેલાં, તેનો પુસ્તકમાં સ્પષ્ટ ઉલ્લેખ નથી; પરંતુ કફના રોગમાં દૂધ ગજબનું અપથ્ય છે, તે ખૂબ અવગુણ કરે છે. જો રસમાંથી કફ નીકળી ગયા પછી તેમાંથી દૂધ બનતું હોય તો દૂધ કફ કરે નહીં, અને કફના રોગમાં દૂધ અપાય; પરંતુ કફના રોગમાં દૂધ અવગુણ કરે છે તે નિર્વિવાદ છે. તેથી સાબિત થાય છે કે રસ શુદ્ધ થયા પહેલાં તેમાંથી દૂધ બને છે. દરેકના અનુભવની એક બીજી વાત છે અને તે આ વાતને પુષ્ટિ આપે છે. દૂધ રસધાતુમાંથી બને છે. ધાવણ માના શરીરના રસધાતુમાંથી બને છે. માતા જે આહાર લે છે તેની અસર તેના ધાવતા બાળક ઉપર થયા વગર રહેતી નથી. હવે જો રસ શુદ્ધ થયા પછી ધાવણ બનતું હોય તો માતાના આહારની કોઈ પણ અસર ધાવણમાં આવે નહીં; છતાં આવ્યા વગર રહેતી નથી એ હકીકત છે.

હવે ક્ષય કફનો વ્યાધિ નથી એ તો આપણે જોઈ ગયા. પછી તે અનુલોમ હોય કે પ્રતિલોમ હોય. એ શોષ છે. શોષમાં તર્પણ કરવું જોઈએ, અને દૂધ એ તર્પણ કરનારું ઉત્તમ દ્રવ્ય છે. પરંતુ તેમાં ખામી એ છે કે દૂધ કફ કરનારું છે, એટલે તેનાથી કફના ઉપદ્રવો ઉત્પન્ન થાય તો તર્પણ કરે, પણ કફ ન કરે એવું દ્રવ્ય શોધવા જઈએ તો તે માંસરસ છે અને તે પણ ક્રવ્યાદ પ્રાણીઓના માંસનો રસ.

રસ શુદ્ધ થયા પછી એટલે તેમાંથી તેનો મેલ જે કફ તે નીકળી ગયા પછી તેના સૂક્ષ્મ ભાગમાંથી રક્ત બને છે. એટલે રક્તમાં કફ હોતો નથી. તેથી રક્ત કફ કરે નહીં. હવે રક્ત પકવ થાય ત્યારે તેના પણ ત્રણ વિભાગ થાય છે, સ્થૂળ, સૂક્ષ્મ તથા મળ. સ્થૂળ ભાગ રક્તરૂપે રહે છે, સૂક્ષ્મ ભાગમાંથી માંસ બને છે અને મળભાગ પિત્તરૂપે બહાર નીકળી જાય છે. એટલે કે રક્તનો મેલ જે પિત્ત તે નીકળી ગયા પછી તેમાંથી માંસ બને છે. પિત્ત એ તાવ છે. ક્ષયમાં તાવ હોય છે. માંસમાં પિત્ત હોતું નથી, તેથી માંસરસમાં પણ પિત્ત ન હોય. એટલે કે માંસરસમાં કફ નથી તેમ પિત્ત પણ નથી; તેથી ક્ષયમાં માંસરસ ઉત્તમ છે અને તેથી દૂધ કરતાં માંસરસ એ ખાસ ઔષધ તથા આહાર પણ છે. માંસરસ એ તત્કાળ પુષ્ટિ દેનાર છે, પરંતુ દૂધ કરતાં માંસરસ ગુરુ (ભારે) છે, એ વાત ધ્યાન બહાર રહેવી ન જોઈએ.

આ પ્રમાણે આ સત્ય વચનો સત્ય માનીને તેના ઉપર વિચાર કરવો જોઈએ. આ વચનો અસત્ય માનીને તેનું સંશોધન કરવું તે વૃથા છે એટલું જ નહીં પરંતુ તેમાંથી અસત્ય મળવાનો સંભવ છે. દાખલા તરીકે શ્રી. દૂધમાં ઘી છે એ વાત સત્ય છે. શાસ્ત્રે કહ્યું કે દૂધમાંથી ઘી નીકળે છે અને તે દૂધનું આખરી સત્ત્વ છે. આ બાબત સત્ય માનવી જ જોઈએ; પરંતુ ઘી આખરી સત્ત્વ નથી એમ માનીને ઘીનું સંશોધન કરવું તે વૃથા મહેનત છે.

આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે આયુર્વેદમાં જે વિધિ, યોગો તથા પ્રયોગો લખ્યા છે, તે સત્ય અને લખ્યા પ્રમાણે ફળ આપનારા હોવા છતાં જો તે વિફળ જણાતા હોય તો તે શા માટે વિફળ થાય છે તે શોધી કાઢવું જોઈએ, પરિણામે સમજાશે કે વિફળ થવાનું કારણ વિધિ, યોગો તથા પ્રયોગોની ખામી નથી, પણ તેમાં આ બધાંનો ઉપયોગ કરનારની જ ખામી જણાશે. આ ખામી શોધી કાઢવાની જરૂર છે એટલે કે શાસ્ત્રને યથાવિધિ સમજવાની જ જરૂર છે.

રોગ શાથી થાય છે તે એક કોયડો છે. આ કોયડો આયુર્વેદે બહુ જ સુંદર અને સરળ રીતે ઉકેલ્યો છે. આયુર્વેદ કહે છે કે આહાર, વિહાર તથા ઋતુઓના ફેરફારને લીધે થતી અસર, એ રોગ થવામાં મૂળ કારણો છે. આ ત્રણમાં આહાર–વિહાર મુખ્ય છે. દરેક જણ કબૂલ કરશે કે આહાર સિવાય કોઈ પણ પદાર્થ શરીરમાં દાખલ થતો નથી. અને આ વાત મનુષ્યને આધીન

ક્ષુદ્રોગં વિચિકિત્સ્યતાં પ્રતિદિનં ભિક્ષૌષધં મુજ્યતામ્ । ક્ષુધાને નિત્યપ્રતિનો રોગ જાણી એ રીતે તેની રોજ, તે ઉપસ્થિત થાય ત્યારે ચિકિત્સા કરવી: રોગનિવારણ માટે આવશ્યક હોય તેટલી, તેવી અને ત્યારે જ દવા લેવી ઘટે તે દૃષ્ટિથી, ભૂખરોગની દવા કરવી તો બરાબર, પરંતુ અન્નને દવા તરીકે ગણીને લેવું. આ પ્રમાણે એમણે ભૂખને રોગ ગણ્યો છે, અને અન્ન(ઓષધિ)ને ઔષધિ ગણી છે.

આ સરખામણી જરા આગળ લંબાવીએ. અમુક પ્રકારની ઔષધિ વધારે પ્રમાણમાં લેવાથી અમુક પ્રકારનાં લક્ષણો જણાય છે. એટલે કે અમુક પ્રકારનો રોગ થાય છે; અને એ રોગ જણાય કે તરત તે ઔષધ બંધ કરવાથી થયેલો રોગ દૂર થાય છે. તે જ પ્રમાણે અમુક રોગ જણાય ત્યારે કયા અન્નજળથી થયો છે, તે શોધી કાઢીને જરૂર પ્રમાણે જે તે અન્નજળ કમી કરીને અથવા બંધ કરીને થયેલો રોગ દૂર કરી શકાય છે. આ વાત સમજવી સાવ સહેલી છે, પરંતુ ખૂબ જ મહત્ત્વની છે. આનું નામ જ 'કર્ષણ.' ચિકિત્સાપ્રાભૃતીયમ્ નામના અધ્યાયમાં સૌથી પ્રથમ વિરેચન બાબત લખ્યું છે એટલે કર્ષણને પહેલું જ ગણ્યું છે. લઙ્ઘનબૃંહણીયમધ્યાયમ્ એમાં લંઘન પહેલું લીધું છે. શાર્ઙ્ગધરે ચિકિત્સિતં કર્ષણબૃંહણાખ્યં કુર્વીત વૈદ્યઃ । એમ લખીને કર્ષણને પ્રાધાન્ય આપ્યું છે. આવું તો ઘણે ઠેકાણે મળી આવે એમ છે. ચિકિત્સા સારુ કર્ષણ તથા બૃંહણ એ બે જ માર્ગો આયુર્વેદે બતાવ્યા છે. અને તેમાં ઉપર જણાવ્યું તેમ કર્ષણને પહેલું સ્થાન આપીને તેનું મહત્ત્વ બતાવ્યું છે. અને તેથી જ આયુર્વેદ ચિકિત્સાપદ્ધતિમાં કર્ષણ મુખ્ય અંગ છે.

દરેક આધારભૂત વૈદ્યક ગ્રંથમાં એ ખાસ ખૂબી હોય છે કે તેમાં દરેક બાબતમાં ક્રમ સાચવેલો હોય છે. પહેલેથી છેવટ સુધી બધા અધ્યાયો એવી રીતે ગોઠવવામાં આવ્યા હોય છે, કે પ્રથમના અધ્યાયમાંથી તેના પછીનો અધ્યાય ફલિત થતો હોય અથવા તેના અનુસંધાનમાં હોય અથવા કોઈ પણ ક્રિયાના ક્રમ પ્રમાણે આવતો હોય. તે જ પ્રમાણે દરેક અધ્યાયમાં શ્લોકો પણ એવી રીતે જ ગોઠવેલા હોય છે, અને દરેક શ્લોકમાં જે શબ્દો મૂક્યા હોય છે, તે પણ ક્રમ પ્રમાણે જ મૂક્યા હોય છે. બીજી ખાસ ખાસિયત એ હોય છે કે મહત્ત્વની વાત સૌથી પ્રથમ મૂકવામાં આવે છે અને ઉત્તરોત્તર બીજી વાતો લખવામાં આવે છે. દરેક અધ્યાયમાં તેમ જ દરેક શ્લોકમાં આ ક્રમ ખૂબ કાળજીપૂર્વક જાળવવામાં આવ્યો હોય છે. પંડિત ભાવમિશ્રે આ પ્રણાલી બરાબર જાળવી રાખી છે; અને ચિકિત્સામાં તેનું ખાસ મહત્ત્વ છે. દરેક રોગની ચિકિત્સામાં શરૂઆતમાં સિદ્ધાંત આપવામાં આવે છે. પછી સામાન્ય ચિકિત્સા અને પછી વિશેષ ચિકિત્સા આવે છે. એમાં પણ જણાશે કે સૌથી પ્રથમ કાષ્ઠાદિ ઔષધો લખ્યાં છે, ત્યાર પછી તેલ, ઘી અને છેલ્લે રસ લખ્યાં છે. કાષ્ઠાદિમાં પણ પહેલા કાઢા, પછી સ્વરસ, ચૂર્ણો, ગોળીઓ, અવલેહ, તેલ, ઘી તથા પાકો એ પ્રમાણે ક્રમ રાખ્યો છે. એટલે ચિકિત્સામાં કાષ્ઠાદિને જ મુખ્ય ગણ્યાં છે, આ બહુ જ મહત્ત્વની અને ખૂબ ધ્યાનમાં રાખવા જેવી વાત છે. આમાં એ પણ જણાશે કે કર્ષણચિકિત્સા પહેલી આપી છે અને બૃંહણચિકિત્સા પછીથી આવે છે.

મોક્ષ મેળવવા સારુ ધર્મ, અર્થ અને કામ એ જે ત્રણ સાધનો છે, તે સાધનો મેળવવા શરીર જ એક માત્ર સાધન છે; પરંતુ આ શરીર જો નીરોગી હોય તો જ તેની મારફત આ લાભ મેળવી શકાય છે. શરીરને નીરોગી કેવી રીતે રાખવું તથા લાંબા કાળ સુધી કેવી રીતે તેવું ટકાવી રાખવું, એ એક માત્ર આયુર્વેદ જ શીખવે છે. કહ્યું છે કે, आयुरस्मिन् विद्यतेऽनेन वाऽऽयुर्विन्दतीत्यायुर्वेदः ॥

આયુર્વેદનો ઇતિહાસ અનેક વિદ્વાનોએ લખ્યો છે. તેથી તેની ચર્ચા કરવી જરૂરની લાગતી નથી. પ્રાકૃત ગ્રંથો તથા પ્રકરણ ગ્રંથોમાં આ વિષયનું ઘણું મંથન થયું છે. આ બધી ચર્ચાઓમાંથી એવો સાર પ્રતીત થાય છે, કે ઘણા પ્રાચીન કાળમાં વ્યાધિનિવારણનો એક માત્ર માર્ગ આયુર્વેદ જ હતો. કાળ જતાં એનાં જુદાં જુદાં સ્વરૂપો થયાં. ધીમે ધીમે આ રૂપો એટલાં બધાં બદલાતાં ગયાં કે ઉપલક દૃષ્ટિથી જોનારને તો એમ જ લાગે કે અમુક અમુક સ્વરૂપ તો સ્વતંત્ર રીતે જ અસ્તિત્વમાં આવ્યું છે અને આયુર્વેદ સાથે તેને કોઈ જાતનો સંબંધ નહોતો.

'ભાવપ્રકાશ' પ્રકરણ ગ્રંથ છે અને તે સંગ્રહ ગ્રંથ છે. ઉપર કહ્યું તેમ શરીરસ્વાસ્થ્ય સારુ

તથા તેને લાંબા કાળ સુધી ટકાવી રાખવા સારૂ આયુર્વેદ એ જ એક માત્ર માર્ગ હોવાથી તેમજ મૂળ ગ્રંથો તથા તેના ઉપરની ટીકાઓ સંસ્કૃત ભાષામાં હોવાથી તથા ગ્રંથો ઘણા મોટા હોવાથી તથા મનુષ્યની બુદ્ધિ કુંઠિત થતી જતી હોવાને કારણે સમજવા અને અનુભવમાં ઉતારવા ઘણા મુશ્કેલ હોવાથી માનવી બહુ દુઃખી રહેતા હતા. આ દુઃખ તથા તે દૂર કરવાનું માનવીનું અજ્ઞાન જોઈને પંડિત વૈદ્યવર્ય શ્રી ભાવમિશ્રને એમ લાગ્યું કે કંઈક એવું કરવું જોઈએ કે જેથી મનુષ્ય નીરોગી થઈ શકે અને રહી શકે. આ હેતુ લક્ષમાં રાખીને તેમણે આ ગ્રંથની રચના કરી કારણ કે આવા પ્રકારનો સંગ્રહગ્રંથ એ વખતમા નહોતો. તેમના વખતમા જે જે ગ્રંથો ઉપલબ્ધ હતા તે તમામ ગ્રંથોનું અવલોકન કરીને તેમાંથી સાર માત્ર એકત્ર કરીને તેને આ ગ્રંથમાં યથાસ્થાને ગોઠવ્યો છે આ બધી ગોઠવણ મુખ્યત્વે કરીને સરળસહિતાને લક્ષમાં રાખીને કરી હોય એવું જણાય છે વળી આ ગ્રંથ રોજરોજના ઉપયોગમા આવી શકે તથા જે વસ્તુ જોવાની જરૂર પડે, તે વસ્તુ સહેલાઈથી જડી શકે એવો બનાવવાનો તેમનો હેતુ જણાઈ આવે છે તેમના શબ્દોમાં જ જોઈએ

आयुर्वेदाब्धिमन्थनविधिविधुवचो योपयुज्याभि [illegible]। सौ सौ [illegible] [illegible]।
[illegible] [illegible] [illegible] [illegible] [illegible] ॥

ભાવપ્રકાશ'માં સૃષ્ટિતંત્ર અને શાલાક્યતંત્ર ટૂંકમા આપ્યાં છે અને આમાં જ્વર પ્રકરણ ઉત્તમોત્તમ છે જ્વર સિવાય જન્મ નથી, અને જ્વર સિવાય મૃત્યુ નથી એટલે જ્વર ઓળખવો તથા તેને જીતવો એ વ્યાધિ માત્રને જીતવા બરાબર હોવાથી, જ્વરને ખાસ પ્રાધાન્ય આપેલું છે જ્વરને આ ગ્રંથમા જેટલો ભેગો છે, તેટલો બીજા કોઈ ગ્રંથમાં એ ભેગો નથી. આ ગ્રંથની એ વિશિષ્ટતા છે

ભાવપ્રકાશ મૂળ તો ગીર્વાણગિરામાં લખાયેલો છે એ ભાષા પ્રચલિત રહી ન હોવાથી ગુજરાતી ભાષામાં એનો અનુવાદ કરવાની જરૂર વિદ્વાનોને જણાઈ, અને તે ઉપરથી તરજુમા થયા. એ વાતને ઘણાં વર્ષો થઈ ગયા, અને એ ગ્રંથો અપ્રાપ્ય થતા ગયા, તેથી એવા ગ્રંથને પુનઃપ્રસિદ્ધ કરવાની જરૂર હતી.

કાળબળને લીધે, તથા સ્વદેશ ભાવે એ સૂત્રને લઈને આયુર્વેદ પ્રકાશમાં આવવા લાગ્યો. તેમાં વળી આપણી સરકારે તેને રેશ આપવાની શરૂઆત કરી એટલે આ ગ્રંથની ગુજરાતી ભાષામાં ખૂબ જરૂર જણાઈ આ તથા આવાં બધાં કારણોને લઈને આ ગ્રંથ પ્રસિદ્ધ થવા પામ્યો છે

અત્યાર સુધીમાં જે જે તરજુમા થયા તેમાં જે કંઈ ન્યૂનતાઓ દૃષ્ટિગોચર થતી ગઈ તે દૂર કરવાનો ઉદ્દેશ અહીં લક્ષમાં રાખવામાં આવ્યો છે અને મહદંશે દૂર કરાઈ પણ છે, એ કારણથી આ તરજુમો વિશિષ્ટ પ્રકારનો બન્યો છે એક વિશિષ્ટતા એ છે કે દરેક શ્લોકનો અન્વય આપવામાં આવ્યો છે આ પ્રમાણે કરવાનો હેતુ એ છે કે સંસ્કૃત ભાષાનું જ્ઞાન ઓછું હોય તેમણ આ અન્વયને આધારે 'શ્લોકાર્થ' સમજી શકાય, શ્લોકનો સીધો અર્થ સમજવાની ઇચ્છા તથા અનુકૂળતા થાય, અને તેમ થવાથી સંસ્કૃત ભાષા પ્રત્યે વિદ્યાર્થીની અભિરુચિ ઉત્પન્ન કરવાનો પણ હેતુ છે મૂળ શ્લોક ઉપરાંત પંડિત ભાવમિશ્રની ટીકા પણ આમાં રાખી છે

ભાવપ્રકાશ માં નિઘંટુનું એક અનોખું સ્થાન છે આ નિઘંટુ ખૂબ વખણાય છે ઔષધિઓ બાબત વચન છે કે यस्य देशस्य यो जन्तु तज्जं तस्यौषधं स्मृतम्। એટલે કે જે દેશમાં જે જીવ જન્મ્યો હોય તે દેશમા ઉત્પન્ન થતી ઔષધી તેને માટે જેટલાં ગુણ કરનારા હોય છે તેટલાં બીજા દેશનાં ઔષધો ગુણ કરતાં નથી. આ જેવી તેવી વાત નથી બહુ જ મહત્ત્વની છે આ પુસ્તકની વિશિષ્ટતામાં એક ખાસ વાત એ છે, કે ઔષધિઓનાં દરેક નામ તથા દરેક પર્યાયની વ્યુત્પત્તિ પણ આપી છે આ પ્રમાણે કરવાનો હેતુ એ છે, કે દરેક પર્યાયના અર્થ જાણવાથી જે તે ઔષધિના ગુણનું પણ જ્ઞાન થઈ જાય. એટલે ઔષધિજ્ઞાન સરળ થઈ શકે ઔષધિના પર્યાયો આ કારણસર પણ કેટલા બધા ઉપયોગી છે, તેની આ દષ્ટાન્ત ઉપરથી ખાતરી થશે. આવી ગોઠવણ હોવાથી આ નિઘંટુ જરૂર સર્વોપયોગી થઈ પડશે.

—રાજવૈદ્ય પ્રભાશંકર નાનાભાઈ ભટ્ટવાળા

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | કોલમ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૩ | ૨ | ૩૮ | शक्तिनित्या | शक्तिर्नित्या |
| ૧૫ | ૨ | ટિપ્પણ ૧ | मुख्यत्वाते | मुख्यत्वात् |
| ૧૬ | ૧ | ૧૦ | र्यत्र | यत्र |
| ૧૯ | ૧ | ૨ | प्रकृति | विकृति |
| ૨૫ | ૨ | ટિપ્પણ ૨ | यतिई तै | यति. ईतै |
| ૨૮ | ૧ | ૨ | રુવાંટીની પંક્તિ ઊગે, | રૂંવાડાં ખડાં થાય |
| ૩૬ | ૧ | ૧૩ | पित्तवामस्यानकर्मभेदैः | पित्तवन्नामस्थानकर्मभेदैः |
| ૩૯ | ૧ | ૩૦ | तिष्ठस्तेजो | तिष्ठंस्तेजो |
| ૩૯ | ૧ | ૩૦ | युक्तर्गमस्तिभिः | युक्तैर्गमस्तिभिः |
| ૩૯ | ૧ | ૪૦ | पूरीषने | पुरीषने |
| ૪૪ | ૨ | ૩૭ | यथार्थमूष्मणा | यथार्थमुष्मणा |
| ૪૫ | ૧ | ૨ | ऊष्मणा | उष्मणा |
| ૬૪ | ૧ | ૧૯ | चतुरङ्गुलानि | चतुरङ्गुलम् |
| ૬૬ | ૧ | ૩૩ | अर्धाङ्गूले | अर्धाङ्गुले |
| ૭૧ | ૨ | ૩૬ | अरोगं | अरोगतां |
| ૭૬ | ૨ | ૨૪ | शिरास्नायुर्मांसास्थिप्रभवाः | शिरास्नायुमांसास्थिप्रभवाः |
| ૭૭ | ૨ | ૧૭ | सा सिध्मस्थानं | सा च सिध्मस्थानं |
| ૭૮ | ૨ | ૩૧ | (ના મધ્યભાગી) | (ના મધ્યભાગ) |
| ૮૩ | ૧ | ૯ | मांसासृङ्मज्मामेदांसि | मांसासृङ्मज्जमेदांसि |
| ૮૪ | ૨ | ૨૦ | दाहयति | दारयति |
| ૮૮ | ૧ | ૧૮ | अतिन्द्रता | अतन्द्रिता |
| ૮૯ | ૨ | ૩૨ | मार्ङ्गदारुवचाः | मार्गीदारुवचाः |
| ૯૮ | ૨ | ૨ | स्वल्पपानीपादपः | स्वल्पपानीयपादपः |
| ૧૦૩ | ૨ | ૬ | विषमूर्च्छमदार्तानां | विषमूर्च्छामदार्तानां |
| ૧૨૧ | ૧ | ૨૩ | નાહ્યા પછી, વમન | નાહ્યા પછી, જમ્યા પછી વમન |
| ૧૨૧ | ૧ | ૨૭ | रौचनं | रोचनं |
| ૧૨૭ | ૧ | ૨ | द्रवादिकं | द्रवाधिकं |
| ૧૩૬ | ૨ | ૩૩ | સંગ કરવો' | સંગ ન કરવો' |
| ૧૪૪ | ૨ | ૨૮ | ગ્રિષ્મ | ગ્રીષ્મ |
| ૧૫૬ | ૧ | ૧૧ | ઠંડી ગ્રહણ કરે, | ઠંડી જેવી ગ્રહણ કરે, |
| ૧૫૮ | ૨ | ૧૦ | स्वेम्यश्च | खेम्यश्च |
| ૧૫૮ | ૨ | ૧૪ | માણસના રુવાંટાના | માણસના ઇંદ્રિયોના તથા રુવાંટાના |
| ૧૭૧ | ૧ | ૩૦ | वसामज्जा | वसामज्ज |
| ૧૭૩ | ૧ | ૧૩ | पटोलममृतं | पटोलममृतां |
| ૧૭૮ | ૨ | ૧૨ | कलिन्दफलम् | कालिन्दफलम् |
| ૧૮૦ | ૧ | ટિપ્પણ ૬ | अभिष्यन्दी | अभिष्यन्दि |
| ૧૮૫ | ૨ | ૬ | णिन् | णिनिः |

| | | | | |
|---|---|---|---|---|
| ३७१ | १ | २३ | महर्पत्वान् | महार्पत्वान् |
| ३७६ | १ | २६ | मन्दवह्निभिः विशेषात् | मन्दवह्निभिः पनसः विशेषात् |
| ३७८ | २ | १३ | खर्जुरस्य | खर्जूरस्य |
| ३८० | २ | १८ | આળસ આપનાર | ઘેન કરનાર |
| ३८१ | २ | १७ | अस्ति | स्यात् |
| ३८५ | १ | ३१ | सावीरं | सौवीरं |
| ३९२ | १ | १९ | विपस्फोटाकारीन | विपस्फोटकारीन् |
| ३९२ | २ | ३० | विसारे | विस्तारे |
| ३९५ | २ | ३८ | ખંસા | ખાંસી |
| ४१२ | १ | २७ | पाण्डुकृमिरोगनति | पाण्डुकृमिरोगनति |
| ४२० | १ | १८ | गुणः | गुणैः |
| ४०७ | २ | १७ | सत्ववजिताः | सत्ववर्जिताः |
| ४३० | २ | ३६ | यत्पाश्व | यत्पार्श्वे |
| ४३१ | २ | ७ | यास्मन् | यस्मिन् |
| ४३१ | २ | २० | दृत्यस्य | दृत्यस्य |
| ४३४ | १ | १५ | फे शब्दे | फ शब्दे |
| ४३४ | २ | २८ | गुरुवः | गुरवः |
| ४३८ | २ | ३३ | ( कथ्यन्त ) | ( कथ्यन्ते ) |
| ४४३ | १ | १९ | स्वेदसग्राहकी | स्वेदसंग्राहकी |
| ४४७ | १ | ३३ | गवेधु | गवेधुः |
| ४४८ | २ | २७ | ઝાડાને | મળોને |
| ४५८ | १ | २१ | જેનું પોતાના | જેનું ફળ પોતાના |
| ४६२ | २ | ४१ | सुशीतः | सुशीतः |
| ४६४ | २ | १३ | अर्शांघ्न | अर्शोघ्न |
| ४७० | २ | २२ | प्रतुदोऽपि च | प्रतुदास्तथा |
| ४७० | २ | ३० | अविन | तथा |
| ४७८ | १ | १८ | लघुत्तमम् | लघूत्तमम् |
| ४७८ | १ | ३८ | विहासो | विहायसो |
| ४८२ | १ | ३७ | पारावतः | परावतः |
| ४८३ | २ | २७ | પ્રમાણે છે; વિશેષ નામ | નામ પ્રમાણે છે; વિશેષ- |
| ४९५ | २ | २५ | मधुरः लघुः | मधुरः ग्राही लघुः |
| ५२१ | १ | १७ | कर्मण्यमुन् | कर्मण्यमुन् |
| ५२१ | १ | १८ | થઈ | થાય |
| ५२१ | १ | २९ | द्धविण्मूत्रं | बद्धविण्मूत्रं |
| ५२२ | १ | ३७ | पाल्वलनु | पल्वलनु |
| ५२६ | १ | ११ | सृतं | शृतं |
| ५२६ | १ | १० | सृतशीतलं | शृतशीतलं |
| ५२६ | १ | २८ | वाजिकरं | वाजीकरं |
| ५३० | १ | १५ | मुखशाप | मुखशोप |
| ५३३ | १ | ३१ | दाघ | दधि |
| ५४३ | २ | ७ | तीक्ष्णोष्ण | तीक्ष्णोष्णं |

# અનુક્રમણિકા

## ૩: બાલપ્રકરણ

## રાત્રિચર્યા

ઋતુચર્યા



૫: મિશ્રવર્ગ પ્રકરણ

## ૬ : ભાવપ્રકાશ નિઘંટુ

### ૧ : હરિતક્યાદિ વર્ગ

## ૪: પુષ્પવર્ગ

### ૭: ધાતુ–ઉપધાતુ, રસ–ઉપરસ, રત્ન–ઉપરત્ન, વિષ–ઉપવિષવર્ગ

પુષ્પશાક



ફળશાક



કાંડલીનાં શાક



કંદશાક



૧૦ : માંસવર્ગ

### પુષ્પશાક



### ફળશાક



### ડાંડલીના શાક



### કંદશાક



## ૧૦: માંસવર્ગ

### બિલેશયો



### વિષ્કિરો



### પ્રતુદો



### ગ્રામ્ય પશુઓ



### કૂલેચરો



### પાદીજલચર



### જળચર માછલાં

## ૧૧ કૃતાન્નવર્ગ



### માંસના પ્રકારો



### પાકળથી પીરસવાના પદાર્થો



### પ્રપાનકો અથવા ઉત્તમ પીણાં

## ૧૨: વારિવર્ગ



## ૧૩: દુગ્ધવર્ગ

### ૨૧ : મધુવર્ગ



### ૨૨ : ઇક્ષુવર્ગ



### ૨૩ : અનેકાર્થ નામવર્ગ



### માનપરિભાષા પ્રકરણ



### ઔષધો બનાવવાની રીતો

### ૫ પંચકર્મવિધિ



### વિરેચનવિધિ



### સ્નેહબસ્તિવિધિ



### નિરૂહબસ્તિવિધિ



### ઉત્તરબસ્તિવિધિ



# અકારાદિ અનુક્રમ

## આ



## ઇ



## ઉ–ઊ

### ઘ



### ચ

## પ

## ય



## ર

श्रीभावमिश्रविरचित

# ભાવપ્રકાશ*

## શુદ્ધ સરળ ગુજરાતી ભાષાંતર

# ભાવપ્રકાશ-પૂર્વખણ્ડ

## પ્રથમ ભાગ-પરિભાષા

### મંગલાચરણ×

गजमुखममरप्रवरं सिद्धिकरं विघ्नहर्त्तारम् ।
गुरुमवगमनयनप्रदमिष्टकरीमिष्टदेवतां वन्दे ॥ १ ॥

अन्वयः—अमरप्रवरं विघ्नहर्त्तारं, सिद्धिकरं गजमुखम्, अवगमनयनप्रदं गुरुम्, इष्टकरीम् इष्टदेवतां वन्दे ।

**દેવોમાં શ્રેષ્ઠ, વિઘ્નો હરનાર અને સિદ્ધિ** કરનાર શ્રીગણેશને તથા જ્ઞાનરૂપી નેત્ર આપનારા ગુરુને તથા ઇચ્છિત કરનારા ઇષ્ટદેવને હું નમસ્કાર કરું છું. ૧

### આયુર્વેદનો આગમનક્રમ

आयुर्वेदागमनं, क्रमेण येनामवद्भुमौ ।
प्रथमं लिखामि तमहं, नानातन्त्राणि संदृश्य ॥२॥

तत्र प्रमाणत्वात् फलज्ञापकत्वाच्च; 'समाप्तिकामो मङ्गलमाचरेत्' इति श्रुतेः । तथाहि मङ्गलं वेदबोधितकर्त्तव्यताकम्, अलौकिक-अविगीतशिष्टाचारविषयत्वात् दर्शादिवत् । 'અહીં કોઈને શંકા થાય કે મંગલાચરણ અવશ્ય કરવું જ જોઈએ, તેમાં પ્રમાણ શું છે? અથવા મંગલાચરણનું ફળ શું છે? આનું સમાધાન આ છે: શિષ્ટ-સત્પુરુષોનો તેવો આચાર ચાલ્યો જ આવે છે અને તે ઉપરથી આવું વેદવાક્ય પણ અનુમાનથી મળી આવે છે, કે 'समाप्तिकामो मङ्गलमाचरेत् ।' હરકોઈ કાર્યની પરિપૂર્ણ સમાપ્તિ ઇચ્છનારે અવશ્ય મંગલાચરણ કરવું જ જોઈએ; જે દ્વારા નિર્વિઘ્ને કાર્યસમાપ્તિરૂપ ફળ અવશ્ય સિદ્ધ થાય છે; આમ વેદભગવાન પોતે જ મંગલાચરણને અવશ્ય કર્તવ્યરૂપે અને નિર્વિઘ્ન સમાપ્તિને તેના ફળરૂપે પણ જણાવે છે; વળી તે મંગલાચરણ અનિંદનીય હોઈ ધર્મશાસ્ત્રોમાં નહિ નિષેધેલા અલૌકિક શિષ્ટાચારનો ખાસ વિષય છે, તેથી જ અવશ્ય કર્તવ્ય છે. જેમ દર્શયાગ આદિ યજ્ઞો, 'दर्शपूर्णमासाभ्यां स्वर्गकामो यजेत ।' એ વેદવાક્યો વડે અવશ્ય કર્તવ્યરૂપે જણાયા છે, તેમ જ સ્વર્ગની ઇચ્છાવાળાએ તેવા યજ્ઞયાગો કરવા, એમ વેદવાક્યથી જ તેનું ફળ પણ દર્શાવેલ છે, તેથી તે પણ અવશ્ય કર્તવ્ય જ છે; તે જ પ્રમાણે મંગલાચરણ પણ અવશ્ય કર્તવ્ય છે.

* 'भावप्रकाश' એવું આ ગ્રંથનું નામ આવો ઊંડો અર્થ ધરાવે છે: 'नामैकदेशग्रहणे सकलनामग्रहणम् । નામનો અમુક ભાગ લીધો હોય ત્યાં આખું નામ લઈ લેવાય' એવો ન્યાય હોવાથી 'भावः—भावमिश्रनामा पण्डितः, प्रकाश्यते इति प्रकाशः, भावेन कृतः प्रकाशः भावप्रकाशः'—ભાવ એટલે ભાવમિશ્ર નામના પંડિત; તેમણે કરેલો આયુર્વેદના રહસ્યનો પ્રકાશ—તે ભાવપ્રકાશ; અથવા 'भाव्यते—चिन्त्यते तद् आयुर्वेदाभिप्रायरूपं रहस्यम् भावः, तं भावं प्रकाशयति इति भावप्रकाशः ।' આયુર્વેદના અભિપ્રાયરૂપ રહસ્યને પ્રકટ કરતો ગ્રંથ તે भावप्रकाशः અથવા 'भाव्यन्ते ज्ञेयस्वरूपेण ज्ञायन्ते इति भावाः, तेषां भावानां प्रकाशः अस्मिन् अनेन वा इति भावप्रकाशः ।' જે જાણવાયોગ્ય રૂપે જણાય તે ભાવો; એવા આયુર્વેદના રહસ્યરૂપ જાણવા જેવા ભાવોનો પ્રકાશ આમાં છે અથવા આ ગ્રંથથી એવા આયુર્વેદના ભાવોનો પ્રકાશ જિજ્ઞાસુને થઈ જાય છે, તેથી भावप्रकाशः ।

× સંક્ષિપ્ત મંગલવાદ અથવા મંગલ પ્રયોજન: 'मगि सर्पणे—मङ्गति मङ्गयते वा—सर्पति—दूप्यते वा विघ्नानां समूहो येन तद् मङ्गलम्; आचर्यते इति आचरणम्; मङ्गलस्य आचरणम् मङ्गलाचरणम् ।' જેથી વિઘ્નોના સમુદાય દૂર ખસી જાય, તે મંગલ; એ મંગલનું કરવું તે મંગલાચરણ. 'ननु मङ्गलस्य कर्तव्यत्वे किं प्रमाणं किंवा फलम् ? इति चेन्न, शिष्टाचारानुमितश्रुतेरेव

अन्वयः-ततः विधिः सकलकर्मसु दक्षं धीनीरधिं दक्षं साङ्गम् आयुर्वेदम् उपादिशत्।

પછી બ્રહ્માએ સર્વ કર્મમાં કુશળ અને બુદ્ધિના સમુદ્રરૂપ[1] દક્ષપ્રજાપતિને અંગ સહિત આયુર્વેદનો ઉપદેશ કર્યો. ૬

### દક્ષે અશ્વિનીકુમારોને આયુર્વેદ ભણાવ્યો

अथ दक्षः क्रियादक्षः स्ववैद्यौ वेदमायुषः।
वेदयामास विद्वांसौ सूर्यांशौ सुरसत्तमौ ॥ ७ ॥

अन्वयः-अथ क्रियादक्षः दक्षः सूर्यांशौ विद्वांसौ सुरसत्तमौ स्ववैद्यौ आयुषः वेदं वेदयामास।

પછી ક્રિયામાં કુશળ દક્ષે સૂર્યના અંશરૂપ, વિદ્વાન અને દેવોમાં ઘણા ઉત્તમ સ્વર્ગવૈદ્ય એ અશ્વિનીકુમારોને[2] આયુર્વેદ ભણાવ્યો.

### દક્ષ પાસેથી ભણી અશ્વિનીકુમારોએ આયુર્વેદ સંહિતા વિસ્તારી

दक्षादधीत्य दस्रौ वितनुतः संहितां स्वीयाम्।
सकलचिकित्सकलोकप्रतिपत्तिविवृद्धये धन्याम् ॥८

अन्वयः-दक्षात् अधीत्य दस्रौ सकलचिकित्सकलोकप्रतिपत्तिविवृद्धये धन्यां स्वीयां संहितां वितनुतः।

દક્ષ પાસેથી ભણી તે બન્ને અશ્વિની કુમારોએ સઘળા વૈદ્ય લોકોનું જ્ઞાન વધારવા પોતાની શ્રેષ્ઠ સંહિતાનો વિસ્તાર કર્યો. ૮

### આયુર્વેદથી અશ્વિનીકુમારો દેવપૂજ્ય થયા

स्वयंभुवः शिरश्छिन्नं भैरवेण रुषाऽथ तत्।
अश्विभ्यां संहितं तस्मात्तौ जातौ यज्ञभागिनौ ॥९॥
देवासुररणे देवा दैत्यैर्ये सक्षताः कृताः।
अक्षतास्ते कृताः सद्यो दस्राभ्यामद्भुतं महत् ॥१०
वज्रिणोऽभूद्भुजस्तम्भः स दस्राभ्यां चिकित्सितः।
सोमान्निपतितश्चन्द्रस्ताभ्यामेव सुखीकृतः ॥११॥
विशीर्णा दशनाः पूष्णो नेत्रे नष्टे भगस्य च।
शशिनो राजयक्ष्माऽभूदश्विभ्यां ते चिकित्सिताः॥
भार्गवश्च्यवनः कामी वृद्धः सन् विकृतिं गतः।
वीर्यवर्णस्वरोपेतः कृतोऽश्विभ्यां पुनर्युवा ॥१३॥
एतैश्चान्यैश्च बहुभिः कर्मभिर्भिषजां वरौ।
बभूवतुर्भृशं पूज्याविन्द्रादीनां दिवौकसाम् ॥१४॥

अन्वयः-अथ भैरवेण रुषा स्वयंभुवः शिरः छिन्नं, तत् अश्विभ्यां संहितं, तस्मात् तौ यज्ञभागिनौ जातौ। देवासुररणे ये देवाः दैत्यैः सक्षताः कृताः, ते दस्राभ्यां सद्यः अक्षताः कृताः, महत् अद्भुतम्। वज्रिणः भुजस्तम्भः अभूत्, सः दस्राभ्यां चिकित्सितः, सोमात् निपतितः चन्द्रः ताभ्याम् एव सुखीकृतः पूष्णः दशनाः विशीर्णाः, भगस्य च नेत्रे नष्टे, शशिनः राजयक्ष्मा अभूत्, ते अश्विभ्यां चिकित्सिताः। भार्गवः वृद्धः सन् कामी च्यवनः विकृतिं गतः, अश्विभ्यां पुनः युवा वीर्यवर्णस्वरोपेतः कृतः। भिषजां वरौ, एतैः च अन्यैः च बहुभिः कर्मभिः इन्द्रादीनां दिवौकसां भृशं पूज्यौ बभूवतुः।

તે પછી ભૈરવે ક્રોધથી બ્રહ્માનું જે મસ્તક કાપી નાખ્યું હતું, તે અશ્વિનીકુમારોએ સાંધ્યું, તેથી તે બંને યજ્ઞભાગ મેળવનાર થયા. દેવ અને અસુરોના યુદ્ધમાં જે દેવોને દૈત્યોએ ઘાયલ કર્યા હતા, તેઓને બેય અશ્વિનીકુમારોએ ઝટ સાજા કર્યા, તે મોટું અદ્ભુત કામ કર્યું. ઇંદ્રનો જે હાથ સજ્જડ (લાંબોટૂંકો કે ઊંચોનીચો ન થાય તેવો) થયો હતો, તેને બે અશ્વિનીકુમારોએ સારો કર્યો હતો અને સોમથી ભ્રષ્ટ થયેલા ચંદ્રમાને પણ તે બેય જણે જ સુખી કર્યો છે; તેમજ પૂષાદેવના દાંત પડી ગયા હતા, ભગદેવનાં નેત્ર નાશ પામ્યાં હતાં અને ચંદ્રમાને ક્ષયરોગ થયો હતો, તે (બધા રોગ) બે અશ્વિનીકુમારોએ જ મટાડ્યા હતા. ભૃગુઋષિના વંશમાં જન્મેલા અને વૃદ્ધ છતાં કામી એવા ચ્યવનઋષિ (શરીરમાં વીર્યાદિકના ફેરફારરૂપ) વિકારને પામી ગયા હતા, તેમને પણ તે બેય અશ્વિનીકુમારોએ જ વીર્ય, વર્ણ અને સ્વરયુક્ત કરી ફરી જુવાન કર્યા હતા. વૈદ્યોમાં શ્રેષ્ઠ તે બેય અશ્વિની-

૧. 'दक्ष वृद्धौ शीघ्रार्थे च, दक्षते-वर्धते कौशल्येन, शीघ्रतां वा करोति आभ्युदयिककर्मणि आयुर्वेदप्रचारे चेति दक्षः।' જે પોતાની હોશિયારીથી ખૂબ આગળ વધ્યા અને પોતાની ઉન્નતિ માટેનાં કર્મો કરવા તથા આયુર્વેદનો પ્રચાર કરવા જેમણે ઘણી ઝડપ કરી, તે દક્ષ.

૨. 'अश्विन्याः कुमारौ अश्विनीकुमारौ।' અશ્વિનીના જોડકારૂપે બે પુત્રો, જે સૂર્યથી જન્મ્યા છે તે. (સૂર્યપત્ની સંજ્ઞાએ અશ્વિની એટલે ઘોડીનું રૂપ ધર્યું હતું, ત્યારે સૂર્યે ઘોડાનું રૂપ ધરી બે અશ્વિનીકુમારોને ઉત્પન્ન કર્યા.)

अधीत्य आशीर्भिः तम् अभिनन्द्य पुनः महीम् आजगाम । अथ करुणाकरः मुनिश्रेष्ठः भगवान् आत्रेयः नरचक्रानुकम्पया स्वनाम्ना संहितां चक्रे। ततः अग्निवेशं भेडं च जातूकर्णं पराशरं क्षीरपाणिं च हारीतम् आयुर्वेदम् अपाठयत् । पुरा तन्त्रस्य प्रथमं कर्ता अग्निवेशः अभवत्, ततः भेडादयः स्वं स्वं तन्त्रं चक्रुः, कृतानि च ( तानि ) मुनिवृन्देन वन्दितम् आत्रेयं श्रावयामासुः, तानि च तन्त्राणि श्रुत्वा अत्रिनन्दनः हृष्टः अभूत् । यथावत्सूत्रितं ( अभूत् ) तस्मात् मुनयः प्रहृष्टाः अभवन्, दिवि देवर्षयः देवाः श्रुत्वा ते साधु इति अब्रुवन् ।

એક વખતે ચારે તરફ રોગથી વ્યાકુળ થયેલા જગતને જોઈ, મુનિઓમાં શ્રેષ્ઠ ભગવાન આત્રેય[1] મુનિ વિચારવા લાગ્યા : ‘ શું કરું, કયાં જાઉં, લોકો કેવી રીતે રોગરહિત થાય ? રોગયુક્ત થયેલા આ લોકોને જોવા હું સમર્થ થતો નથી; હું અત્યંત દયાળુ છું; અને સ્વભાવ ટળવો મુશ્કેલ છે; આથી તેઓનાં દુઃખોને લીધે મારા હૃદયમાં પણ ઘણું જ દુઃખ થાય છે; તેથી મનુષ્યોને રોગરહિત કરવા હું આયુર્વેદ ભણીશ. ’ એમ નિશ્ચય કરી આત્રેય મુનિ સ્વર્ગમાં ગયા. ત્યાં ઇંદ્રના ઘેર જઈ આત્રેય મુનિએ સિંહાસન ઉપર બેઠેલા, દેવો અને ઋષિઓએ સ્તુતિ કરેલા, કાંતિ વડે દિશાઓને પ્રકાશમાન કરતા, તેજથી સૂર્ય જેવા, સર્વ દેવોને માન્ય અને આયુર્વેદના મોટા આચાર્ય ઇંદ્રને જોયા. ઇંદ્ર પણ તે મુનિને જોતાં જ સિંહાસન ત્યજી તેમની પાસે ગયા અને ઘણું તપ કરવાથી કૃશ થયેલા તે મુનિની તેણે અત્યંત પૂજા કરી, તેમજ કુશળ પૂછયું તથા આવવાનું કારણ પૂછયું; ત્યારે તે મુનિએ પોતાના આવવાનું કારણ તેને કહેવા માંડયું : ‘ હે દેવોના રાજા ! તમે કેવળ સ્વર્ગના જ રાજા નથી; કારણ કે બ્રહ્માએ તમને યત્નથી ત્રણે લોકના રાજા કર્યા છે; માટે વ્યાધિઓથી પીડાયેલા, શોકથી વ્યાકુળ ચિત્તવાળા જે લોકો પૃથ્વી પર છે, તેઓના સંતાપનો નાશ કરવા તમે કૃપા કરો; મનુષ્યોના ઉપરની દયાથી તમે મને આયુર્વેદનો ઉપદેશ કરો. ’ પછી ‘ બહુ સારું ’ એમ કહી ઇંદ્રે તે મુનિને આયુર્વેદ ભણાવ્યો. તે પછી મુનિઓમાં શ્રેષ્ઠ તે આત્રેય મુનિ ઇંદ્ર પાસેથી અંગ સહિત આયુર્વેદ ભણીને તથા તેને આશીર્વાદ આપીને પાછા પૃથ્વી ઉપર આવ્યા. પછી દયાના ભંડાર અને મુનિઓમાં શ્રેષ્ઠ ભગવાન આત્રેય મુનિએ મનુષ્યોના સમૂહ પરની દયાથી પોતાના નામે ( આયુર્વેદની ) સંહિતા રચી. પછી તેમણે અગ્નિવેશને, ભેડને, જાતૂકર્ણને, પરાશરને, ક્ષીરપાણિને તથા હારીતને તે આયુર્વેદ ભણાવ્યો. ( તેઓમાં ) સૌની પહેલાં અગ્નિવેશ નામના મુનિ આ શાસ્ત્રના પ્રથમ કર્તા થયા અને પછી ભેડાદિક ઋષિઓએ પોતપોતાનાં શાસ્ત્રો કર્યાં. તેમણે કરેલાં તે શાસ્ત્રો મુનિના સમૂહોથી નમાયેલા આત્રેય મુનિને તેઓએ સંભળાવ્યાં; ત્યારે તે સઘળાં શાસ્ત્રો સાંભળી તે અત્રિપુત્ર આનંદ પામ્યા; તેમજ એ શાસ્ત્રો બરાબર રચેલાં હોવાથી ( બીજા ) મુનિઓ પણ આનંદ પામ્યા અને સ્વર્ગમાં દેવો તથા દેવર્ષિઓ પણ તે સાંભળી ‘ બહુ જ ઠીક થયું ’ એમ કહી રહ્યા. ૧૮–૩૪

### ભરદ્વાજ પણ ઇંદ્ર પાસેથી ભણ્યા

एकदा हिमवत्पार्श्वे देवादागत्य सङ्गताः ।
मुनयो बहवस्तेषां नामभिः कथयाम्यहम् ॥३५॥
भरद्वाजो मुनिवरः प्रथमं समुपागतः ।
ततोऽङ्गिरास्ततो गर्गो मरीचिर्भृगुभार्गवौ ॥३६॥
पुलस्त्योऽगस्तिरसितो वसिष्ठः सपराशरः ।
हारीतो गौतमः सांख्यो मैत्रेयश्च्यवनोऽपि च ॥३७॥
जमदग्निश्च गार्ग्यश्च काश्यपः कश्यपोऽपि च ।
नारदो वामदेवश्च मार्कण्डेयः कपिञ्जलः ॥३८॥
शाण्डिल्यः सहकौण्डिन्यः शाकुनेयश्च शौनकः ।
आश्वलायनसांकृत्यौ विश्वामित्रः परीक्षकः ॥३९॥
देवलो गालवो धौम्यः काम्यकात्यायनावुभौ ।
काङ्कायनो वैजपायः कुशिको बादरायणः ॥४०॥
हिरण्याक्षश्च लौगाक्षिः शरलोमा च गोभिलः ।
वैखानसा वालखिल्यास्तथैवान्ये महर्षयः ॥४१॥
ब्रह्मज्ञानस्य निधयो यमस्य नियमस्य च ।
तपसस्तेजसा दीप्ता हूयमाना इवाग्नयः ॥ ४२ ॥

[1] ‘अत्रेः अपत्यं पुमान् आत्रेयः ।’ અત્રિઋષિના પુત્ર તે આત્રેય મુનિ.

તે પછી અંગિરા અને તે પછી ગર્ગ, મરીચિ, ભૃગુ, ભાર્ગવ, પુલસ્ત્ય, અગસ્તિ, અસિત, પરાશર સહિત વસિષ્ઠ, હારીત, ગૌતમ, સાંખ્ય, મૈત્રેય અને ચ્યવન પણ આવ્યા હતા; તેમ જ જમદગ્નિ, ગાર્ગ્ય, કાશ્યપ, કશ્યપ, નારદ, વામદેવ, માર્કંડેય, કપિંજલ, કૌંડિન્ય સહિત શાંડિલ્ય, શાકુનેય, શૌનક, આશ્વલાયન, સાંકૃત્ય, વિશ્વામિત્ર, પરીક્ષક, દેવલ, ગાલવ, ધૌમ્ય, કામ્ય અને કાત્યાયન એ બેય; કાંકાયન, વૈજપાય, કુશિક, બાદરાયણ, હિરણ્યાક્ષ, લૌગાક્ષિ, શરલોમા, ગોભિલ, વૈખાનસ, વાલખિલ્ય અને બીજા પણ મહર્ષિઓ આવ્યા હતા. તે બ્રહ્મર્ષિઓ બ્રહ્મજ્ઞાન, યમ તથા નિયમના ભંડાર હતા, જેથી હોમેલા જાણે અગ્નિઓ હોય, તેમ તપના તેજથી પ્રકાશતા હતા. સુખેથી ત્યાં બેઠેલા તે સર્વે ઋષિઓ આવી વાત કરવા લાગ્યા કે, 'ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું મૂળ શરીર છે, એમ (પૂર્વે) કહેલું છે; પણ તપ, સ્વાધ્યાય, ધર્મ, બ્રહ્મચર્યવ્રત અને આયુષને હરનારા રોગો જ્યાં ત્યાં ચારે તરફ પ્રસરેલા છે અને તે રોગો શરીરને કૃશ કરે છે, બળનો ક્ષય કરે છે, દેહની ચેષ્ટાઓને હરે છે, ઇંદ્રિયોની શક્તિનો ક્ષય કરે છે, સર્વ અંગમાં પીડા કરે છે; ધર્મ, અર્થ, સઘળા કામ અને મુક્તિમાં પણ મહાવિઘ્ન સ્વરૂપે થઈ બળથી ઝટ પ્રાણોને હરી લે છે; એવા રોગો હમણાં જો છે, તો પ્રાણીઓનું કલ્યાણ ક્યાંથી થાય? અર્થાત્ ન જ થાય; માટે એ રોગોનો નાશ કરવાનો કોઈ ઉપાય યોગ્ય અને વિદ્વાન એવા તમારે વિચારવો જોઈએ.' એમ સભામાં કહી તે મુનિઓએ ત્યાં બેઠેલા ભરદ્વાજ મુનિને

આપણા બેયથી આ પુત્ર જન્મ્યો છે, એમ જેમના જન્મ સમયે બૃહસ્પતિએ તથા મમતાએ પરસ્પર કહ્યું હતું, તે ઉપરથી 'ભરદ્વાજ' નામે જે જાહેર થયા તે ઋષિ. વિષ્ણુપુરાણમાં આ જ આશય દર્શાવતો આ શ્લોક છે:

'मूढे भर द्वाजमिमं भर द्वाजं बृहस्पते ।
यातौ यदुक्त्वा पितरौ भरद्वाजस्ततोऽभवत् ॥'

કહ્યું, કે 'હે ભગવન્! તમે યોગ્ય છો, માટે ઇંદ્ર પાસે જઈ માગણી કરો, જેથી અનુક્રમે મળેલા જે આયુર્વેદનું અધ્યયન કરી આપણે રોગના ભયથી મુક્ત થઈએ.' એમ વિનયયુક્ત અને યોગ્ય એવા તે મુનિઓએ પ્રાર્થના કરી, ત્યારે મુનિઓમાં શ્રેષ્ઠ ભરદ્વાજ મુનિ સ્વર્ગમાં ગયા; તેમ જ ઇંદ્રભવનમાં જઈને ત્યાં દેવર્ષિઓના સમૂહોની મધ્યમાં રહી અગ્નિની જેમ પ્રકાશતા ઇંદ્રને તેમણે જોયો. ભગવાન તે ઇંદ્રે પણ મુનિને જોતાં જ હર્ષથી કહ્યું: 'હે ધર્મજ્ઞ! તમે ભલે પધાર્યા!' એમ કહી તેણે મુનિનો સત્કાર કર્યો. પછી મુનિઓમાં ઉત્તમ તે ભરદ્વાજ મુનિએ પાસે જઈ, જય શબ્દપૂર્વક આશીર્વાદ આપીને ઇંદ્રની સ્તુતિ કરી અને પછી ઋષિઓનું (આ) વચન સંભળાવતાં કહ્યું: 'સર્વ પ્રાણીઓને ભયંકર એવા રોગો જગતમાં ઉત્પન્ન થયા છે; તેઓનો નાશ કરવાનો જે ઉપાય હોય તે તમે અમને બરાબર કહેવા યોગ્ય છો.' પછી તે ઇંદ્રે ભરદ્વાજ મુનિને અંગ સહિત આયુર્વેદ કહ્યો, કે જે આયુર્વેદને સાંભળી રોગરહિત થયેલો મનુષ્ય હજારો વર્ષ સુધી જીવે છે. મહામુનિ તે ભરદ્વાજ પણ અપાર છતાં ત્રણ ભાગવાળા આયુર્વેદને થોડા જ કાળમાં સારી રીતે ભણ્યા અને તેમાં બરાબર મન રાખવાથી તે મુનિએ બધું જાણી લીધું; તેથી ભરદ્વાજ મુનિ લાંબુ નીરોગી આયુષ પામ્યા; અને એ જ રીતે બીજા પણ મુનિઓને તેમણે રોગરહિત તથા લાંબા આયુષવાળા કર્યા. સઘળા મુનિઓએ શાસ્ત્રથી ઉત્પન્ન થયેલા જ્ઞાનરૂપી ચક્ષુ વડે ગુણ, દ્રવ્ય અને કર્મને જોઈ તે શાસ્ત્રના વિધિનો આશ્રય કર્યો; જેથી તે મુનિઓ આરોગ્ય અને સુખયુક્ત લાંબું આયુષ પામ્યા. એ રીતે જેમ મુનિઓ સુખી થયા, તેમ આયુર્વેદમાં કહેલા વિધિથી બીજા મનુષ્યો પણ સુખી થાય છે. ૩૫–૫૬

### ચરકનો પ્રાદુર્ભાવ

यदा मत्स्यावतारेण हरिणा वेद उद्धृतः ।
तदा शेषश्च तत्रैव वेदं साङ्गमवाप्तवान् ॥ ५७ ॥

उपकाराय लोकानां केन किं न कृतं पुरा ।
त्रैलोक्याधिपतिर्विष्णुरभून्मत्स्यादिरूपवान् ॥६९
तस्मात्त्वं पृथिवीं याहि काशीमध्ये नृपो भव ।
प्रतीकाराय रोगाणामायुर्वेदं प्रकाशय ॥७०॥
इत्युक्त्वा सुरशार्दूलः सर्वभूतहितेप्सया ।
समस्तमायुषो वेदं धन्वन्तरिमुपादिशत् ॥७१॥
अधीत्य चायुषो वेदमिन्द्राद्धन्वन्तरिः पुरा ।
आगत्य पृथिवीं काश्यां जातो बाहुजवेश्मनि ॥७२
नाम्ना तु सोऽभवत् ख्यातो दिवोदास इति क्षितौ ।
बाल एव विरक्तोऽभूच्चचार सुमहत्तपः ॥७३॥
यत्नेन महता ब्रह्मा तं काश्यामकरोन्नृपम् ।
ततो धन्वन्तरिर्लोकैः काशीराजोऽभिधीयते ॥७४
हिताय देहिनां स्वीया संहिता विहितामुना ।
अयं विद्यार्थिनो लोकान् संहितां तामपाठयत् ॥७५

अन्वयः—एकदा देवराजस्य दृष्टिः भुवि निपतिता । तत्र तेन व्याधिभिः भृशपीडिताः नराः दृष्टाः । तान् दृष्ट्वा तस्य हृदयं दयया परिपीडितम्, दयार्द्रहृदयः शक्रः धन्वन्तरिम् उवाच ह । 'हे धन्वन्तरे सुरश्रेष्ठ भगवन् ! किंचित् उच्यते, योग्यः भवसि, भूतानाम् उपकारपरः भव । लोकानाम् उपकाराय पुरा केन किं न कृतं ? त्रैलोक्याधिपतिः विष्णुः मत्स्यादिरूपवान् अभूत् । तस्मात् त्वं पृथिवीं याहि, काशीमध्ये नृपः भव, रोगाणां प्रतीकाराय आयुर्वेदं प्रकाशय ।' सुरशार्दूलः इति उक्त्वा सर्वभूतहितेप्सया आयुषः समस्तं वेदं धन्वन्तरिम् उपादिशत् । पुरा च इन्द्रात् आयुषः वेदम् अधीत्य धन्वन्तरिः पृथिवीम् आगत्य काश्यां बाहुजवेश्मनि जातः । सः तु दिवोदासः इति नाम्ना क्षितौ ख्यातः अभवत्, बालः एव विरक्तः अभूत्, सुमहत् तपः चचार । ब्रह्मा महता यत्नेन तं काश्यां नृपम् अकरोत्, ततः धन्वन्तरिः लोकैः काशीराजः अभिधीयते । अमुना देहिनां हिताय स्वीया संहिता विहिता, अयं विद्यार्थिनः लोकान् तां संहिताम् अपाठयत् ।

એક વખતે ઇંદ્રની દૃષ્ટિ પૃથ્વી પર પડી; ત્યાં તેણે વ્યાધિઓથી અત્યંત પીડાયેલાં મનુષ્યો જોયાં; તેઓને જોઈ તે ઇંદ્રનું હૃદય દયાને લીધે ઘણું જ પીડાયું; પછી દયાથી કોમળ હૃદયવાળા ઇંદ્રે ધન્વંતરિને[1] કહ્યું: 'હે ધન્વંતરિ ! હે દેવશ્રેષ્ઠ ! હે ભગવન્ ! હું તમને કંઈક કહું છું, તે સાંભળો, તમે યોગ્ય છો; માટે પ્રાણીઓનો ઉપકાર કરવા તત્પર થાઓ. લોકોના ઉપકાર માટે પૂર્વે કોણે શું નથી કર્યું ? ત્રૈલોક્યના અધિપતિ વિષ્ણુએ મત્સ્યાદિક રૂપો ધર્યાં છે; માટે તમે પૃથ્વી ઉપર જાઓ અને કાશીમાં રાજા થાઓ; તેમ જ રોગોનો ઉપાય કરવા આયુર્વેદ પ્રકટ કરો.' દેવોમાં શ્રેષ્ઠ તે ઇંદ્રે એમ કહી સર્વ પ્રાણીઓના હિતની ઇચ્છાથી સઘળા આયુર્વેદનો ધન્વંતરિને ઉપદેશ કર્યો. એમ પૂર્વે ઇંદ્ર પાસેથી આયુર્વેદ ભણીને ધન્વંતરિ પૃથ્વી ઉપર આવી કાશીમાં ક્ષત્રિયના ઘેર જન્મ્યા હતા અને તે જ 'દિવોદાસ' એવા નામે પૃથ્વી પર પ્રખ્યાત થયા હતા. તે ધન્વંતરિએ બાલ અવસ્થામાં જ વિરક્ત થઈ ઘણું મોટું તપ કર્યું હતું. બ્રહ્માએ મોટા પ્રયત્નથી તેમને કાશીમાં રાજા કર્યા હતા. પછી એ ધન્વંતરિને લોકો 'કાશીરાજ' કહેતા હતા. તેમણે પ્રાણીઓના હિત માટે પોતાની (આયુર્વેદ) સંહિતા રચી હતી અને વિદ્યાર્થી લોકોને તે સંહિતા ભણાવી હતી. ૬૯–૭૫

## ધન્વંતરિ પાસેથી સુશ્રુત આયુર્વેદ ભણ્યા અને તેમણે સુશ્રુત ગ્રંથ રચ્યો

अथ ज्ञानदृशा विश्वामित्रप्रभृतयोऽविदन् ।
अयं धन्वन्तरिः काश्यां काशिराजोऽयमुच्यते ॥७६
विश्वामित्रो मुनिस्तेषु पुत्रं सुश्रुतमुक्तवान् ।
वत्स वाराणसीं गच्छ त्वं विश्वेश्वरवल्लभाम् ॥७७
तत्र नाम्ना दिवोदासः काशिराजोऽस्ति बाहुजः ।
स हि धन्वन्तरिः साक्षादायुर्वेदविदां वरः ॥७८॥

1. 'धनोः—शल्यशास्त्रस्य अन्तः धन्वन्तः, तस्य पारं इयर्ति प्राप्नोति इति धन्वन्तरिः ।' धनु એટલે શલ્યશાસ્ત્ર, તેના પારને પામેલા, તે ધન્વંતરિ; અથવા 'धन्व्यते—गम्यते दूरमस्मात् प्राणिभिरिति धन्वा—निर्जलभूप्रदेशः, तेन धन्वना सदृशं निःसारत्वात् कार्यकरणादि तरति—उल्लङ्घ्य गच्छति तपोयोगबलेन भगवन्नारायणवरप्रदानेन चेति धन्वन्तरिः ।' જ્યાંથી પ્રાણીઓ દૂર જતાં રહે છે, તેવા નિર્જળ ભૂપ્રદેશ સરખા નિઃસાર દેહેન્દ્રિયાદિને તપ તથા યોગના બળથી તેમ જ ભગવાન શ્રીનારાયણના વરદાનથી જે ઓળંગી ગયા હતા; અર્થાત્ માનવધર્મરહિત દિવ્ય દેહેંદ્રિયાદિને જે પામી ચૂક્યા હતા, તે ધન્વંતરિ

વૈદ ભણાવો.' તેઓનું એ વચન સ્વીકારી તે રાજાએ તેઓને આયુર્વેદનો ઉપદેશ કર્યો; એટલે તે મુનિઓએ પણ કાળજીથી તથા હર્ષથી એ રાજાએ વ્યાખ્યાન કરેલો આયુર્વેદ ગ્રહણ કર્યો. પછી 'તમારો જય થાઓ' એમ કાશીરાજને આશીર્વાદ આપી હર્ષયુક્ત થઈ પોતાનું કાર્ય સારી રીતે સિદ્ધ કરીને સુશ્રુત આદિ તે મુનિઓ પોતપોતાને ઘેર ગયા. તેઓમાં સુશ્રુતે પ્રથમ પોતાનું સ્પષ્ટ શાસ્ત્ર રચ્યું અને સુશ્રુતના મિત્રોએ પણ પોતપોતાનાં જુદાં જુદાં શાસ્ત્રો રચ્યાં. જે શાસ્ત્ર સુશ્રુતે રચ્યું હતું, તે ઘણા લોકોએ સારી રીતે સાંભળ્યું, તેથી 'સુશ્રુત' એવા નામે પૃથ્વી પર વિખ્યાત થયું છે. ૭૬–૮૯

**એમ આયુર્વેદ પ્રકરણમાં આયુર્વેદ–પ્રાદુર્ભાવકથન સમાપ્ત**

## સૃષ્ટિપ્રકરણ

### ગ્રંથારંભ[1]

**આયુર્વેદાબ્ધિમધ્યાદતિમતિમુનયો યોગરત્નાનિ યત્નાल्लब्ध्वा स्वे स्वे निबन्धे दधुरखिलजनव्याधिविध्वंसनाय । तत्तद्ग्रन्थाद्गृहीतैः सुवचनमणिभिर्भावमिश्रैश्चिकित्साशास्त्रे जाड्यान्धकारं प्रशमयितुमिमं संविधत्ते प्रकाशम् ॥ १ ॥ श्रीपतिपदप्रसादादाशीर्भिर्भूमिदेवानाम् । भावप्रकाशनामा ग्रन्थोऽयं पठ्यतां सर्वैः ॥ २ ॥**

अन्वयः–अतिमतिमुनयः आयुर्वेदाब्धिमध्यात् यत्नात् योगरत्नानि लब्ध्वा स्वे स्वे निबन्धे दधुः, अखिलजनव्याधिविध्वंसनाय तत्तद्ग्रन्थात् गृहीतैः भावमिश्रैः सुवचनमणिभिः चिकित्साशास्त्रे जाड्यान्धकारं प्रशमयितुं इमं प्रकाशं (ग्रन्थकर्ता–भावमिश्रः) संविधत्ते। श्रीपतिपदप्रसादात् भूमिदेवानाम् आशीर्भिः भावप्रकाशनामा अयं ग्रन्थः सर्वैः पठ्यताम् ।

મહાબુદ્ધિમાન મુનિઓએ આયુર્વેદરૂપી સમુદ્રમાંથી યત્નથી યોગરૂપી રત્નો મેળવીને પોતપોતાના ગ્રંથોમાં જે રાખ્યાં છે; (તે રત્નોને) સમગ્ર મનુષ્યોના વ્યાધિઓ મટાડવા તે તે ગ્રંથોમાંથી લઈને ભાવયુક્ત એ સુંદર વચનોરૂપી મણિઓ દ્વારા ચિકિત્સાશાસ્ત્રમાં જડતારૂપ અંધકાર દૂર કરવા (ગ્રંથકર્તા ભાવમિશ્ર પંડિત) સારી રીતે આ પ્રકાશ કરે છે. લક્ષ્મીપતિ ભગવાનના ચરણની કૃપાથી અને બ્રાહ્મણોના આશીર્વાદથી ભાવપ્રકાશ નામનો આ ગ્રંથ બધા લોકો ભણો. ૧, ૨

### સૃષ્ટિક્રમ

एतस्य निबन्धस्य फलं चिकित्सा पुरुषस्य, पुरुषस्तु चतुर्विंशतितत्त्वजीवात्मसमवायस्तस्माच्चतुर्विंशतितत्त्वानां जीवात्मनश्च स्वरूपनिरूपणाय सृष्टिक्रममाह ।

પુરુષને ચિકિત્સા સિદ્ધ થાય એ આ ગ્રંથનું ફળ છે. ચોવીસ તત્ત્વો અને જીવાત્માનું જે એક સ્થળે મળવું–સમૂહરૂપે ભેગાં થઈ જવું તે પુરુષ કહેવાય છે; માટે ચોવીસ તત્ત્વોનું[1] અને જીવાત્માનું સ્વરૂપ જણા-

---

૧ ગ્રંથકારે ગ્રંથનો આરંભ કરતી વેળા આ ૧,૨ શ્લોકમાં 'अनुबन्धचतुष्टय' એટલે ચાર અનુબંધો બતાવ્યા છે; તેમાં પ્રથમ તો 'अनुबन्ध' એટલે શું? તે સમજવા તેની વ્યુત્પત્તિ તથા અર્થ આ પ્રમાણે ધ્યાનમાં લેવા યોગ્ય છે: 'अनुबध्यते इति अनुबन्धः ।' ગ્રંથને જે અવશ્ય અનુસરે છે તે; અથવા 'अनुबन्धत्वं नाम ग्रन्थप्रवृत्तिप्रयोजक–ज्ञानविषयत्वम् ।' ગ્રંથની પ્રવૃત્તિમાં પ્રેરનાર જ્ઞાનનો જે વિષય હોય તે–ગ્રંથને ખાસ જે અનુસરે છે–તે 'અનુબંધ' કહેવાય છે; તેના ચાર પ્રકારો છે: ગ્રંથવિષય, ગ્રંથપ્રયોજન, ગ્રંથસંબંધ તથા ગ્રંથના અધિકારી; આ ચારે અનુબંધો અહીં પહેલા તથા બીજા શ્લોકમાં આ પ્રમાણે છે: આયુર્વેદના યોગ એટલે શરીર સ્થિર કરવાના પ્રયોગો–ઉપાયો અથવા ઔષધોરૂપી રત્નો, જે મહાબુદ્ધિમાન મુનિઓએ પોતપોતાના ગ્રંથોમાં મેળવી રાખેલ છે, તે આ ગ્રંથના વિષયો છે; તે દ્વારા સર્વ લોકોના રોગો નાશ પામે તથા જડતારૂપી અંધકાર દૂર થાય, તે આ ગ્રંથનું પ્રયોજન છે; આ ગ્રંથમાં પ્રતિપાદન કરાતાં યોગરત્નો જ પ્રતિપાદ્ય છે અને આ ગ્રંથ જ તેઓનો પ્રતિપાદક છે, તેથી તે બેયનો પ્રતિપાદ્ય–પ્રતિપાદક નામનો અહીં સંબંધ છે; અને આ ગ્રંથ સંસ્કૃતમાં છે, તેથી જેઓ 'अधीतव्याकरणकोशकाव्याः' સંસ્કૃત વ્યાકરણ, કોશ તથા કાવ્ય ભણ્યા હોય તથા શ્રીભગવાનની કૃપાના અને બ્રાહ્મણોના આશીર્વાદોના અભિલાષી હોય તેવા સુયોગ્ય–સુપાત્ર પુરુષો જ આ ગ્રંથના અધિકારી છે; એમ ગ્રંથકાર પોતે જ અહીં જણાવે છે.

૧ (પાંચ જ્ઞાનેંદ્રિય:) કાન, ચામડી, આંખ, જીભ, નાક; (પાંચ કર્મેંદ્રિય:) વાણી, હાથ, પગ.

વેદ ભણાવો.' તેઓનું એ વચન સ્વીકારી તે રાજાએ તેઓને આયુર્વેદનો ઉપદેશ કર્યો; એટલે તે મુનિઓએ પણ કાળજીથી તથા હર્ષથી એ રાજાએ વ્યાખ્યાન કરેલો આયુર્વેદ ગ્રહણ કર્યો. પછી 'તમારો જય થાઓ' એમ કાશીરાજને આશીર્વાદ આપી હર્ષયુક્ત થઈ પોતાનું કાર્ય સારી રીતે સિદ્ધ કરીને સુશ્રુત આદિ તે મુનિઓ પોતપોતાને ઘેર ગયા. તેઓમાં સુશ્રુતે પ્રથમ પોતાનું સ્પષ્ટ શાસ્ત્ર રચ્યું અને સુશ્રુતના મિત્રોએ પણ પોતપોતાનાં જુદાં જુદાં શાસ્ત્રો રચ્યાં. જે શાસ્ત્ર સુશ્રુતે રચ્યું હતું, તે ઘણા લોકોએ સારી રીતે સાંભળ્યું, તેથી 'સુશ્રુત' એવા નામે પૃથ્વી પર વિખ્યાત થયું છે. ૭૬–૮૯

**એમ આયુર્વેદ પ્રકરણમાં આયુર્વેદ-પ્રાદુર્ભાવકથન સમાપ્ત**

## સૃષ્ટિપ્રકરણ

### ગ્રંથારંભ[1]

आयुर्वेदाब्धिमध्यादतिमतिमुनयो योगरत्नानि यत्नाल्लब्ध्वा स्वे स्वे निबन्धे दधुरखिलजनव्याधिविध्वंसनाय । तत्तद्ग्रन्थाद्गृहीतैः सुवचनमणिभिर्भावमिश्रैश्चिकित्साशास्त्रे जाड्यान्धकारं प्रशमयितुमिमं संविधत्ते प्रकाशम् ॥ १ ॥
श्रीपतिपदप्रसादादाशीर्भिर्भूमिदेवानाम् ।
भावप्रकाशनामा ग्रन्थोऽयं पठ्यतां सर्वैः ॥ २ ॥

अन्वयः-अतिमतिमुनयः आयुर्वेदाब्धिमध्यात् यत्नात् योगरत्नानि लब्ध्वा स्वे स्वे निबन्धे दधुः, अखिलजनव्याधिविध्वंसनाय तत्तद्ग्रन्थात् गृहीतैः भावमिश्रैः सुवचनमणिभिः चिकित्साशास्त्रे जाड्यान्धकारं प्रशमयितुं इमं प्रकाशं (ग्रन्थकर्ता–भावमिश्रः) संविधत्ते। श्रीपतिपदप्रसादात् भूमिदेवानाम् आशीर्भिः भावप्रकाशनामा अयं ग्रन्थः सर्वैः पठ्यताम् ।

મહાબુદ્ધિમાન મુનિઓએ આયુર્વેદરૂપી સમુદ્રમાંથી યત્નથી યોગરૂપી રત્નો મેળવીને પોતપોતાના ગ્રંથોમાં જે રાખ્યાં છે; (તે રત્નોને) સમગ્ર મનુષ્યોના વ્યાધિઓ મટાડવા તે તે ગ્રંથોમાંથી લઈને ભાવયુક્ત એ સુંદર વચનોરૂપી મણિઓ દ્વારા ચિકિત્સાશાસ્ત્રમાં જડતારૂપ અંધકાર દૂર કરવા (ગ્રંથકર્તા ભાવમિશ્ર પંડિત) સારી રીતે આ પ્રકાશ કરે છે. લક્ષ્મીપતિ ભગવાનના ચરણની કૃપાથી અને બ્રાહ્મણોના આશીર્વાદથી ભાવપ્રકાશ નામનો આ ગ્રંથ બધા લોકો ભણો. ૧, ૨

#### સૃષ્ટિક્રમ

एतस्य निबन्धस्य फलं चिकित्सा पुरुषस्य, पुरुषस्तु चतुर्विंशतितत्त्वजीवात्मसमवायस्तस्माच्चतुर्विंशतितत्त्वानां जीवात्मनश्च स्वरूपनिरूपणाय सृष्टिक्रममाह ।

પુરુષને ચિકિત્સા સિદ્ધ થાય એ આ ગ્રંથનું ફળ છે. ચોવીસ તત્ત્વો અને જીવાત્માનું જે એક સ્થળે મળવું–સમૂહરૂપે ભેગાં થઈ જવું તે પુરુષ કહેવાય છે; માટે ચોવીસ તત્ત્વોનું[1] અને જીવાત્માનું સ્વરૂપ જણા-

---

૧ ગ્રંથકારે ગ્રંથનો આરંભ કરતી વેળા આ ૧,૨ શ્લોકમાં 'अनुबन्धचतुष्टय' એટલે ચાર અનુબંધો બતાવ્યા છે; તેમાં પ્રથમ તો 'अनुबन्ध' એટલે શું? તે સમજવા તેની વ્યુત્પત્તિ તથા અર્થ આ પ્રમાણે ધ્યાનમાં લેવા યોગ્ય છે: 'अनुबध्यते इति अनुबन्धः ।' ગ્રંથને જે અવશ્ય અનુસરે છે તે; અથવા 'अनुबन्धत्वं नाम ग्रन्थप्रवृत्तिप्रयोजक–ज्ञानविषयत्वम् ।' ગ્રંથની પ્રવૃત્તિમાં પ્રેરનાર જ્ઞાનનો જે વિષય હોય તે–ગ્રંથને ખાસ જે અનુસરે છે–તે 'અનુબંધ' કહેવાય છે; તેના ચાર પ્રકારો છે: ગ્રંથવિષય, ગ્રંથપ્રયોજન, ગ્રંથસંબંધ તથા ગ્રંથના અધિકારી; આ ચારે અનુબંધો અહીં પહેલા તથા બીજા શ્લોકમાં આ પ્રમાણે છે: આયુર્વેદના યોગ એટલે શરીર સ્થિર કરવાના પ્રયોગો–ઉપાયો અથવા ઔષધોરૂપી રત્નો, જે મહાબુદ્ધિમાન મુનિઓએ પોતપોતાના ગ્રંથોમાં મેળવી રાખેલ છે, તે આ ગ્રંથના વિષયો છે; તે દ્વારા સર્વ લોકોના રોગો નાશ પામે તથા જડતારૂપી અંધકાર દૂર થાય, તે આ ગ્રંથનું પ્રયોજન છે; આ ગ્રંથમાં પ્રતિપાદન કરાતાં યોગરત્નો જ પ્રતિપાદ્ય છે અને આ ગ્રંથ જ તેઓનો પ્રતિપાદક છે, તેથી તે બેયનો પ્રતિપાદ્ય–પ્રતિપાદક નામનો અહીં સંબંધ છે; અને આ ગ્રંથ સંસ્કૃતમાં છે, તેથી જેઓ 'अधीतव्याकरणकोशकाव्याः' સંસ્કૃત વ્યાકરણ, કોશ તથા કાવ્ય ભણ્યા હોય તથા શ્રીભગવાનની કૃપાના અને બ્રાહ્મણોના આશીર્વાદોના અભિલાષી હોય તેવા સુયોગ્ય–સુપાત્ર પુરુષો જ આ ગ્રંથના અધિકારી છે; એમ ગ્રંથકાર પોતે જ અહીં જણાવે છે.

૧ (પાંચ જ્ઞાનેંદ્રિય:) કાન, ચામડી, આંખ, જીભ, નાક; (પાંચ કર્મેંદ્રિય:) વાણી, હાથ, પગ,

પ્રકૃતિ પોતે 'અકારણ' છે; એટલે જેનું પોતાનું કોઈ કારણ નથી, એવી છે; સત્ત્વ, રજસ્ અને તમસ્રૂપી લક્ષણવાળી છે; એટલે સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણનું જે એકસરખું સ્વરૂપ તે જ પ્રકૃતિનું લક્ષણ છે; વળી તે આઠ રૂપવાળી છે; એટલે અવ્યક્ત, મહત્તત્ત્વ, અહંકાર અને પંચતન્માત્રા, એ આઠ તેનાં રૂપો છે; કારણ કે મહત્તત્ત્વાદિ સાત તત્ત્વો બધી ઇંદ્રિયોનું તથા પંચ મહાભૂતનું પણ કારણ હોવાથી તે સાતે પ્રકૃતિ કહેવાય છે અને આઠમી પોતે-મૂળ પ્રકૃતિ મળી પ્રકૃતિનાં આઠ રૂપો અહીં કહ્યાં છે. એમ સઘળા જગતની ઉત્પત્તિનું કારણ તે અવ્યક્ત અથવા પ્રકૃતિ છે, એવો અહીં ઉપસંહાર જાણવો. ૫

## પ્રકૃતિ તથા પુરુષના સમાન ધર્મો

**उभावप्यनादी उभावप्यनन्तौ, उभावप्यलिङ्गावुभावपि नित्यावुभावप्यपरावुभावपि सर्वगतौ इति ॥६॥**

અન્વયઃ—उभौ अपि अनादी, उभौ अपि अनन्तौ, उभौ अपि अलिङ्गौ, उभौ अपि नित्यौ, उभौ अपि अपरौ, उभौ अपि सर्वगतौ (स्तः) इति।

**પ્રકૃતિ અને પુરુષ[1] બન્ને અનાદિ, બન્ને અનંત, બન્ને અલિંગ, બન્ને નિત્ય, બન્ને અપર અને બન્નેય સર્વમાં રહેનાર છે. ૬**

ટીકા—उभावपि नित्यौ लयं क्वचिदपि न यातः। उभावप्यपरौ—न विद्यते परोऽपरो याभ्यां तावपरौ॥ પ્રકૃતિપુરુષ બેય 'નિત્ય છે' એટલે કોઈ પણ વખતે લય પામતાં નથી. 'બન્ને અપર છે' એટલે એ બેયથી આગળ અથવા એ બેય કરતાં ચડિયાતો કોઈ પદાર્થ નથી, કેવળ એ બે જ સર્વોત્કૃષ્ટ તત્ત્વો છે. ૬

## પ્રકૃતિ અને પુરુષના ભિન્ન ભિન્ન ધર્મો

**એકા तु प्रकृतिरचेतना त्रिगुणा बीजधर्मिणी प्रसवधर्मिण्यमध्यस्थधर्मिणी चेति ॥७॥**

અન્વયઃ—प्रकृतिः तु एका अचेतना त्रिगुणा बीजधर्मिणी प्रसवधर्मिणी अमध्यस्थधर्मिणी च (अस्ति) इति।

**પ્રકૃતિ તો એક એવી છે, કે જે અચેતન, ત્રણ ગુણવાળી, બીજધર્મવાળી, પ્રસવધર્મવાળી અને મધ્યસ્થ ધર્મ વિનાની છે. ૭**

ટીકા—अचेतना जडा, त्रिगुणा तुल्यगुणत्रयात्मिका, बीजधर्मिणी सर्वेषां महदादीनां विकाराणां बीजत्वेनावस्थिता, प्रसवधर्मिणी—पुरुषेणाक्रान्ता क्षोभं प्राप्य सम्यग्गतिकम्य महदहंकारादि क्रमेण जगतः प्रसवित्री, अमध्यस्थधर्मिणी सुखदुःखभोगभोगिनी न तु सुखदुःखभोगादुदासीना॥ તેમાં 'અચેતન' એટલે જડ; 'ત્રણ ગુણવાળી' એટલે એકસરખા ત્રણ ગુણોરૂપ સ્વરૂપવાળી; 'બીજધર્મવાળી' એટલે મહત્તત્ત્વાદિ સર્વ વિકારોના બીજપણે રહેલી; 'પ્રસવધર્મવાળી' એટલે પુરુષે આક્રમણ કરતાં ક્ષોભ પામીને એટલે પોતાની મૂળ સ્થિતિને સારી રીતે ઓળંગી મહત્તત્ત્વ અને અહંકારાદિના ક્રમથી જગતને ઉત્પન્ન કરનારી અને 'મધ્યસ્થ ધર્મ વિનાની' એટલે સુખદુઃખના ભોગને ભોગવનારી છે, પણ સુખદુઃખના ભોગથી ઉદાસીન રહેતી નથી.

**पुरुषस्तु चेतनावान्निर्गुणोऽप्रसवधर्माबीजधर्मा मध्यस्थधर्मा चेति ॥८॥**

અન્વયઃ—पुरुषः तु चेतनावान् निर्गुणः अप्रसवधर्मा अबीजधर्मा मध्यस्थधर्मा च (अस्ति) इति।

**પુરુષ તો ચેતનાવાળો, નિર્ગુણ, પ્રસવધર્મરહિત, બીજધર્મરહિત અને મધ્યસ્થધર્મવાળો છે. ૮**

ટીકા—निर्गुणः—अविद्यमानसत्त्वादिगुणः, अबीजधर्मा—महाप्रलये महादादीनां विकाराणां प्रकृताविव तस्मिन्ननवस्थानात्। मध्यस्थधर्मा—सुखदुःखेच्छाद्वेषादिभ्य उदासीनः॥ તેમાં 'નિર્ગુણ' એટલે જેમાં સત્ત્વાદિ ગુણો હોતા નથી; તેમજ 'બીજધર્મરહિત' એટલે મહાપ્રલય વખતે મહત્તત્ત્વાદિ વિકારો પ્રકૃતિમાં લય પામી તેમાં બીજરૂપે જેમ રહે છે, તેમ પુરુષમાં તેઓ રહેતા નથી; 'અને મધ્યસ્થ ધર્મવાળો' એટલે સુખ-દુઃખ, ઇચ્છા અને દ્વેષાદિકથી ઉદાસીન—અલિપ્ત જ રહે છે. ૮

## પ્રકૃતિનાં નામો

**प्रधानं प्रकृतिः शक्तिर्नित्या चाविकृतिस्तथा। एतानि तस्या नामानि पुरुषं या समाश्रिता ॥९॥**

અન્વયઃ—पुरुषं या समाश्रिता तस्याः प्रधानं प्रकृतिः शक्तिः नित्या तथा च अविकृतिः, एतानि नामानि (सन्ति)।

---

૧. 'पुरति अग्रे गच्छति चैतन्यस्वरूपेण सर्वत्र अथवा पूरयति स्वं केवलं चिद्रूपेणेति पुरुषः पूरुषो वा।' કેવળ ચૈતન્ય સ્વરૂપે બધામાં જે આગળ જાય છે, અથવા કેવળ ચિત્સ્વરૂપે પોતાને ભરપૂર રાખે છે, તે 'પુરુષ' કે 'પૂરુષ' કહેવાય છે.

ક્રોધ, કોઈ ને મારવાનો સ્વભાવ, ઘણું જ દુઃખ, સુખની અધિક ઇચ્છા, દંભ, કામીપણું, અસત્ય વચન, અધીરતા, અહંકાર, ઐશ્વર્યથી અત્યંત અભિમાનીપણું, આનંદ અને જ્યાં ત્યાં ભટકયા કરવું; આ રજોગુણયુક્ત ચિત્તના ગુણો પ્રખ્યાત છે જ. ૧૨

ટીકા–અલીકવચનં મિથ્યાકથનમ્, અટનં પૃથ્વીપરિભ્રમણમ્ ॥ 'અલીક વચન' એટલે જૂઠું બોલવું અને 'અટન' એટલે પૃથ્વી પર (જ્યાં ત્યાં) ભટકયા કરવું. ૧૨

## તમોગુણયુક્ત મનના ગુણો

નાસ્તિક્યં સુવિષણ્ણતાઽતિશયિતાઽઽલસ્યં ચ દુષ્ટા મતિઃ, પ્રીતિર્નિન્દિતકર્મશર્મણિ સદા નિદ્રાલુતાઽહર્નિશમ્ । અજ્ઞાનં કિલ સર્વતોઽપિ સતતં ક્રોધાન્ધતા મૂઢતા, પ્રખ્યાતા હિ તમોગુણેન સહિતસ્યૈતે ગુણાશ્ચેતસઃ ॥ ૧૩ ॥

અન્વયઃ–નાસ્તિક્યં સુવિષણ્ણતા અતિશયિત–આલસ્યં ચ દુષ્ટા મતિઃ નિન્દિતકર્મશર્મણિ સદા પ્રીતિઃ, અહર્નિશં નિદ્રાલુતા, સર્વતઃ અપિ કિલ અજ્ઞાનં સતતં ક્રોધાન્ધતા મૂઢતા–એતે તમોગુણેન સહિતસ્ય હિ ચેતસઃ ગુણાઃ પ્રખ્યાતાઃ ।

નાસ્તિકપણું, અતિશય ખેદયુક્તપણું, અત્યંત આળસ, દુષ્ટ બુદ્ધિ, નિંદિત કામ અને નિંદિત સુખમાં નિરંતર પ્રીતિ, રાતદિવસ ઊંઘણશીપણું, સર્વ તરફનું ખરેખરું અજ્ઞાન, સર્વ તરફ કાયમ ક્રોધથી અંધ થવું અને મૂઢપણું–આ બધા તમોગુણયુક્ત મનના ગુણો જ પ્રખ્યાત છે. ૧૩

## ત્રણ ગુણોથી ત્રણ પ્રકારના મનુષ્યો

તત્ર પ્રભૂતસત્ત્વસ્તુ સાત્ત્વિકઃ પુરુષઃ સ્મૃતઃ ।
રાજસસ્તામસશ્ચૈવ ત્રિવિધસ્તેન માનવઃ ॥ ૧૪ ॥

અન્વય :–તત્ર પ્રભૂતસત્ત્વઃ પુરુષઃ તુ સાત્ત્વિકઃ સ્મૃતઃ, રાજસઃ ચ તામસઃ તેન ત્રિવિધઃ એવ માનવઃ ।

તેમાં ઘણું સત્ત્વ જેમાં હોય, તે પુરુષ સાત્ત્વિક કહેલો છે; જેમાં ઘણો રજોગુણ હોય તે રાજસ પુરુષ કહેલો છે; તથા જેમાં ઘણો તમોગુણ હોય તેને તામસ પુરુષ કહેલો છે; એવી રીતે ત્રણ પ્રકારનાં જ મનુ

## પ્રકૃતિમાંથી મહત્તત્ત્વની ઉત્પત્તિ

તતોઽભવન્મહત્તત્ત્વં બુદ્ધિતત્ત્વાપરાભિધમ્ ।
ત્રિગુણં સત્ત્વબહુલં નિર્મલં સ્ફટિકોપમમ્ ।
ચિચ્છાયાપ્રાપ્તચૈતન્યં તદિચ્છામયમીરિતમ્ ॥૧૫॥

અન્વયઃ–તતઃ બુદ્ધિતત્ત્વાપરાભિધં મહત્તત્ત્વં અભવત્, તત્ ત્રિગુણં સત્ત્વબહુલં નિર્મલં સ્ફટિકોપમં ચિચ્છાયાપ્રાપ્તચૈતન્યમ્ ઇચ્છામયમ્ ઈરિતમ્ ।

તે પ્રકૃતિમાંથી જેનું બીજું નામ 'બુદ્ધિતત્ત્વ' છે, તે મહત્તત્ત્વ[1] ઉત્પન્ન થયું. એ મહત્તત્ત્વ ત્રણ ગુણવાળું, ઘણા સત્ત્વગુણવાળું, નિર્મળ સ્ફટિક મણિ જેવું, ચૈતન્યની છાયાથી જેને ચેતનપણું પ્રાપ્ત થયું છે એવું અને ઇચ્છામય કહેલું છે. ૧૫

ટીકા–તતઃ પ્રકૃતેસ્ત્રિગુણં ત્રયો ગુણા યત્ર તત્ તચ્ચ સત્ત્વબહુલમ્ । અત્રાયમભિપ્રાયઃ–યથા નિશ્ચલે હ્રદાદૌ બહુદ્રવ્યપાતાત્તદીયં જલં વર્ધતે તથા ચિદ્રૂપપુરુષેણાક્રમ્યમાણાયાસ્તુલ્યગુણત્રયાત્મિકાયાઃ પ્રકૃતેર્જ્ઞાનહેતુઃ પ્રકાશઃ સત્ત્વગુણો વૃદ્ધઃ–સત્ત્વતઃ પ્રવૃદ્ધપ્રકૃતેઃ સત્ત્વબહુલં બુદ્ધિતત્ત્વમભવત્ ॥ તે પ્રકૃતિમાંથી ત્રણે ગુણો જેમાં છે, છતાં સત્ત્વગુણની અધિકતાવાળું મહત્તત્ત્વ થયું. અહીં આ અભિપ્રાય છે: જેમ કોઈ નિશ્ચળ પાણીના ધરામાં ઘણાં દ્રવ્યો પડવાથી તેનું પાણી વધી જાય, તેમ ચિત્સ્વરૂપ પુરુષ વડે આક્રમણ કરાતી–તેની સાથે મળેલી અને એકસરખા ત્રણ ગુણોરૂપ સ્વરૂપવાળી હોવા છતાં તે પ્રકૃતિનો વિકાર થતાં જ્ઞાનનું કારણ એવો તેનો પ્રકાશમય સત્ત્વગુણ વધ્યો હોય અને તે વધેલા સત્ત્વગુણથી પ્રકૃતિ પણ ખૂબ વધી જાય, ત્યારે તે વધેલી પ્રકૃતિથી ઘણા સત્ત્વગુણવાળું બુદ્ધિતત્ત્વ થયું હોય છે. ૧૫

## મહત્તત્ત્વમાંથી ત્રિવિધ અહંકારની ઉત્પત્તિ

મહતસ્ત્રિગુણાજ્જાતોઽહઙ્કારસ્ત્રિગુણાન્વિતઃ ।
સાત્ત્વિકો રાજસશ્ચાપિ તામસશ્ચેતિ સ ત્રિધા ॥૧૬

અન્વયઃ–ત્રિગુણાત્ મહતઃ ત્રિગુણાન્વિતઃ અહંકારઃ

[1] મહ્યતે પૂજ્યતે–પ્રશસ્યતે મુખ્યત્વાત્ ઇતિ મહત્, તન્યતે વિસ્તાર્યતે તનનં વિસ્તારણં વા તત, તત્ અસ્તિ અસ્ય, તસ્ય ભાવઃ વા તત્ત્વમ્, મહચ્ચ તત્ તત્ત્વં મહત્તત્ત્વમ્ । જે સર્વ તત્ત્વોમાં મુખ્ય હોવાથી વખણાય છે, તે મહત્ । વિસ્તાર પામવો અથવા ફેલાવું જેમાં છે અથવા ફેલાઈ જવાના ધર્મવાળું ...

जाता। स सात्त्विको राजस अपि च तामस च इति त्रिधा।

ત્રણ ગુણવાળા એ મહત્તત્ત્વથી ત્રણ ગુણવાળો અહંકાર[1] થયો છે અને તે સાત્ત્વિક, રાજસ તથા તામસ—એમ ત્રણ પ્રકારનો છે ૧૬

टीका—अहंकारस्य रजोगुणान्वितस्य मनोधर्मत्वात् अहंकारोऽभिमानव्यापारस्तल्लक्षणमाह। अहंकारस्त्रिविधस्तमाह सात्त्विक इत्यादि। महतः बुद्धितत्त्वात् त्रिगुणात् त्रयो गुणा यत्र तत्। ननु महत्तत्त्वं त्रिगुणमुक्तमेव किमर्थं महतस्त्रिगुणादिति विशेषणम्। सत्यम्। त्रिगुणादिति पुनर्विशेषणमुक्त सत्त्वबहुलमिति विशेषणमत्र वक्तुमर्हति। तेनाहंकारोत्पादकं महत् तत् त्रिगुणमपि रजोबहुलं बोद्धव्यम्॥

રજોગુણયુક્ત અહંકાર મનનો ધર્મ છે, તેથી અહંકાર એ અભિમાનનો વ્યાપાર છે, એમ તેનું લક્ષણ કહે છે એ અહંકાર ત્રણ પ્રકારનો છે—સાત્ત્વિક ઇત્યાદિ મહત્તત્ત્વથી એટલે બુદ્ધિતત્ત્વથી, જે ત્રણ ગુણવાળું હોય છે, તેથી તે 'ત્રિગુણ' કહેવાય છે અહીં શંકા થાય કે મહત્તત્ત્વને ત્રણ ગુણવાળું તો પ્રથમ કહ્યું જ છે, છતાં ફરી તેને 'महतस्त्रिगुणात्' એવું વિશેષણ શા માટે આપ્યું છે? આના સમાધાનમાં કહેવાનું કે આ વાત ખરી છે, છતાં ફરી 'त्रिगुणात्' એવું વિશેષણ આપવાથી સૂચવ્યું છે, કે 'सत्त्वबहुलं' એવું જે વિશેષણ આપેલું છે, તેનો સંબંધ અહીં લેવાનો નથી, એટલે કે અહંકારને ઉત્પન્ન કરનારું મહત્તત્ત્વ ત્રણ ગુણવાળું છે, છતાં તેમાં રજોગુણ વધારે હોય છે, એમ જાણવું ૧૬

### ત્રણે પ્રકારના અહંકારનું કાર્ય: ઇંદ્રિયો તથા મન

तस्य त्रिविधस्य कार्यमाह।

તે ત્રણ પ્રકારના અહંકારનું કાર્ય કહે છે

जातानि सात्त्विकात्तस्मादिन्द्रियाणि सप्रकाशात्।
तानि श्रोत्रं त्वचो नेत्रं रसना नासिका तथा ॥१७॥
वाक्हस्तचरणोपस्थगुदान्येकादशं मनः।
पञ्च बुद्धीन्द्रियाण्याहुः प्राक्तनानीतराणि च ॥
कर्मेन्द्रियाणि पञ्चैव कथयन्ति विपश्चितः ॥१८॥

अन्वय—सात्त्विकात् तस्मात् सात्त्विकात् इन्द्रियाणि जातानि, तानि श्रोत्रं त्वक् नेत्रं रसना नासिका तथा वाक्हस्तचरणोपस्थगुदानि एकादशं मनः। विपश्चितः प्राक्तनानि पञ्च बुद्धीन्द्रियाणि आहुः, च इतराणि पञ्च एव कर्मेन्द्रियाणि कथयन्ति।

રાજસયુક્ત તે સાત્ત્વિક અહંકારથી ઇંદ્રિયો[1] થઈ છે; જેમકે શ્રોત્ર, ત્વક્, નેત્ર, રસના અને નાસિકા, વાણી, હાથ, પગ, ઉપસ્થ (લિંગ ઇંદ્રિય), ગુદા અને અગિયારમું મન, આમાં વિદ્વાનો પ્રથમ ગણાવેલી પાંચ ઇંદ્રિયોને જ્ઞાનેંદ્રિય કહે છે અને બીજી પાંચ ઇંદ્રિયોને કર્મેંદ્રિય કહે છે. ૧૭,૧૮

टीका—बुद्धीन्द्रियाणि बुद्धेराश्रयत्वात्, कर्मेन्द्रियाणि कर्माश्रयत्वात्। सात्त्विकाहंकारजातानीन्द्रियाणि प्रकाशलक्षणानि, सत्त्वस्य प्रकाशकत्वात् ॥ બુદ્ધિના આશ્રયવાળી હોવાથી જ્ઞાનેંદ્રિયો કહેવાય છે અને કર્મના આશ્રયવાળી હોવાથી કર્મેંદ્રિયો કહેવાય છે ઇંદ્રિયો સાત્ત્વિક અહંકારથી થયેલી છે, માટે પ્રકાશરૂપ લક્ષણવાળી છે, કારણ કે તે સત્ત્વગુણને પ્રકાશનારી છે ૧૭,૧૮

### મનનું સ્વરૂપ

मनो बुद्धीन्द्रियं किञ्च कर्मेन्द्रियमपि स्मृतम्।
मनोऽधिष्ठितमेवेदमिन्द्रियं सम्प्रवर्तते ॥१९॥

अन्वय—किञ्च मनः बुद्धीन्द्रियं कर्मेन्द्रियम् अपि स्मृतम्। यत् मनोऽधिष्ठितम् एव इदम् इन्द्रियं प्रवर्तते।

મનને[2] વિદ્વાનોએ જ્ઞાનેંદ્રિય ગણેલું છે અને કર્મેંદ્રિય પણ કહેલું છે; કારણ કે મનના આશ્રયે જ આ સર્વ ઇંદ્રિયો પ્રવૃત્તિ કરે છે ૧૯

### ઇંદ્રિયોના વિષયો

शब्दः स्पर्शश्च रूपं च रसो गन्धो ह्यनुक्रमात्।
बुद्धीन्द्रियाणां विषयाः समाख्याता महर्षिभिः ॥२०॥
वाच्यं ग्राह्यं च गन्तव्यमानन्द्यं त्याज्यमेव च।
कर्मेन्द्रियाणां विषया ज्ञातव्या विषया इमे ॥२१॥

अन्वय—शब्दः स्पर्शः च रूपं च रसः गन्धः हि अनुक्रमात् बुद्धीन्द्रियाणां विषयाः महर्षिभिः समाख्याताः। वाच्यं ग्राह्यं च गन्तव्यम् आनन्द्यम् त्याज्यम् एव च कर्मे-

१ अहम् इति करणं, क्रियते वा अनेन इति अहंकारः। 'हुं' એવો અહંભાવ કરવો અથવા જેને લીધે જીવ અહંભાવ કરે છે, તે—અહંકાર.

१ इन्द्रस्य—આત્માના લિઙ્ગાનિ इन्द्रियाणि—ઇન્દ્રનાં એટલે આત્માના જે સૂચક ચિહ્નો છે, તે ઇંદ્રિય.
२ 'मन्यते ज्ञायते अनेन सर्वं, अथवा मनुते—अनुभवते विषयान्, इन्द्रियद्वारा इति मनः।' જેને લીધે બધું જણાય છે અથવા વિચારાય છે, અથવા ઇંદ્રિયો દ્વારા વિષયોને જે જાણે છે, તે મન.

न्द्रियाणां विषयाः ज्ञातव्याः, विषयाः हृदः (मनसः)।

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ અનુક્રમે જ્ઞાનેંદ્રિયોના વિષયો[1] મહર્ષિઓએ કહ્યા છે. બોલવું, લેવું, જવું, આનંદ લેવો તથા ત્યાગ કરવું: એ કર્મેંદ્રિયોના વિષયો જાણવા અને તે વિષયો હૃદયથી (મનથી) પ્રવર્તે છે. ૨૦.૨૧

## તામસ અહંકારથી પાંચ તન્માત્રાઓની ઉત્પત્તિ

तामसादप्यहंकारात्तन्मात्राणि सराजसात् ।
पञ्चाल्पसत्त्वसंबद्धात्तल्लिङ्गानि भवन्ति हि ॥२२॥
शब्दतन्मात्रकं स्पर्शतन्मात्रं रूपमात्रकम् ।
रसतन्मात्रकं गन्धतन्मात्रमिति तानि तु ॥२३॥

अन्वयः—अल्पसत्त्वसंबद्धात् सराजसात् तामसात् अपि अहंकारात् तल्लिङ्गानि पञ्च तन्मात्राणि भवन्ति हि । तानि तु शब्दतन्मात्रकं स्पर्शतन्मात्रं रूपमात्रकं रसतन्मात्रकं गन्धतन्मात्रम् इति ।

થોડાક સત્ત્વગુણયુક્ત અને રાજસ સહિત એવા તામસ અહંકારથી મોહાદિક ચિહ્નવાળી પાંચ તન્માત્રાઓ[2]–શબ્દતન્માત્ર, સ્પર્શતન્માત્ર, રૂપતન્માત્ર, રસતન્માત્ર અને ગંધતન્માત્ર–એ નામે થઈ છે. ૨૨,૨૩

ટીકા–तल्लिङ्गानि मोहादिलिङ्गानि तान्यद्भुतस्वभावानि बाह्येन्द्रियग्राह्याणि शब्दादीन्येव तन्मात्राणि; तानि च योगिभिरेव ग्राह्याणि, सा मात्रा यस्मिन् तत्तन्मात्रम् ॥ એ તન્માત્રાઓ 'तल्लिङ्गानि' એટલે 'મોહાદિરૂપ ચિહ્નવાળી' છે. તેમ જ એ શબ્દાદિ તન્માત્રાઓ અદ્‌ભુત સ્વભાવવાળી અને બાહ્ય ઇંદ્રિયોથી ગ્રહણ થઈ શકે એવી છે; તથા યોગીઓ જ તેઓને ગ્રહણ કરી શકે છે. જેઓમાં તે (ચૈતન્યરૂપ) માત્રા (અંશ) હોય છે, તે 'તન્માત્રા' કહેવાય છે. ૨૨,૨૩

૧. विशेषेण सिन्वन्ति–बध्नन्ति इन्द्रियाणि इति विषयाः। જેઓ ખાસ કરી ઇંદ્રિયોને પોતામાં વધારે બાંધી રાખે, તે વિષયો.

૨. मीयते इति मात्रा; अवयवोंऽशो वा मानविषयीभूतः, सा चिच्छक्तिः मात्रा; अवयवोंऽशो वा येषु तानि यासु ता वा तन्मात्राणि, तन्मात्रा वा–જે માપી શકાય તે અવયવ અથવા અંશ માત્રા કહેવાય; જેઓમાં એ ચૈતન્યશક્તિ અવયવ અથવા અંશરૂપે હોય છે, તે તન્માત્રાઓ અથવા સૂક્ષ્મ ભૂતો.



## પાંચ તન્માત્રાઓથી પાંચ મહાભૂતોની ઉત્પત્તિ

तन्मात्रेभ्यो वियद्वायुवह्निवारिवसुन्धराः ।
एतानि पञ्च जायन्ते महाभूतानि तत्क्रमात् ॥२४॥

अन्वयः—तन्मात्रेभ्य. वियद्वायुवह्निवारिवसुन्धराः–एतानि पञ्च महाभूतानि तत्क्रमात् जायन्ते ।

એ તન્માત્રાઓથી આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી; એ પંચમહાભૂતો[1] તે ક્રમથી ઉત્પન્ન થાય છે. ૨૪

ટીકા–एकोत्तरपरिवृद्धया वियदादयो जायन्त इत्यर्थः। तद्यथा–शब्दतन्मात्राच्छब्दगुणं वियज्जायते। शब्दतन्मात्रसहितात् स्पर्शतन्मात्राच्छब्दस्पर्शगुणो वायुर्जायते । शब्दतन्मात्रस्पर्शतन्मात्रसहितात् रूपतन्मात्राच्छब्दस्पर्शरूपगुणो वह्निर्जायते। शब्दतन्मात्रस्पर्शतन्मात्ररूपतन्मात्रसहिताद्रसतन्मात्राच्छब्दस्पर्शरूपरसगुणं वारि जायते। शब्दतन्मात्रस्पर्शतन्मात्ररूपतन्मात्ररसतन्मात्रसहिताद्गन्धतन्मात्राच्छब्दस्पर्शरूपरसगन्धगुणा वसुन्धरा जायते ॥ અર્થાત્ એકએકની વૃદ્ધિથી આકાશાદિક ભૂતો ઉત્પન્ન થાય છે; તે આ રીતે–શબ્દતન્માત્રાથી શબ્દગુણવાળું આકાશ; શબ્દતન્માત્ર સહિત સ્પર્શતન્માત્રાથી શબ્દ–સ્પર્શગુણવાળો વાયુ; શબ્દતન્માત્ર અને સ્પર્શતન્માત્રયુક્ત રૂપતન્માત્રાથી શબ્દ, સ્પર્શ અને રૂપ–ગુણવાળો અગ્નિ; શબ્દતન્માત્ર, સ્પર્શતન્માત્ર અને રૂપતન્માત્ર સહિત રસતન્માત્રથી શબ્દ, સ્પર્શ, રૂપ અને રસગુણવાળું જળ; તથા શબ્દતન્માત્ર, રૂપતન્માત્ર, સ્પર્શતન્માત્ર અને રસતન્માત્ર સહિત ગંધતન્માત્રથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ-ગુણવાળી પૃથ્વી ઉત્પન્ન થાય છે. ૨૪

## મહાભૂતોના ગુણો

शब्दः श्रोत्रेन्द्रियं वाऽपि च्छिद्राणि च विविक्तता ।
वियतः कथिता एते गुणा गुणविचारिभिः ॥२५॥

अन्वयः—शब्दः श्रोत्रेन्द्रियं वा अपि च्छिद्राणि च विविक्तता एते गुणविचारिभिः वियतः गुणाः कथिताः ॥

શબ્દ, શ્રોત્રેંદ્રિય, છિદ્રો અને વિવિક્તતા; એને ગુણસંબંધી વિચાર કરનારા પુરુષોએ આકાશના ગુણો[2] કહ્યા છે. ૨૫

૧. 'भवन्ति–निष्पद्यन्ते स्म तन्मात्रेभ्यः इति भूतानि, महान्ति च तानि भूतानि महाभूतानि।' પાંચ તન્માત્રાઓ અથવા સૂક્ષ્મ ગુણોમાંથી જેઓ મોટાં સ્વરૂપે ઉત્પન્ન થયાં છે, તે મહાભૂતો.

૨. गुण्यन्ते–आमन्त्र्यन्ते जनैः इति गुणाः। જેઓને લોકો આમંત્રે–સ્વીકારવા તત્પર રહે છે–તે ગુણો.

टीका—विविक्तता—धमन्यो नाड्यो मांसपेश्यादि शरीरावयवानां जातिव्यक्तिभ्यां भिन्नं पृथक्त्वम् ॥

વિવિક્તતા એટલે નાડી, સ્નાયુ, કંડરા અને પેશી આદિ શરીરોના પદાર્થોનું જાતિ તથા વ્યક્તિથી એકએકથી જુદા કરવાપણું. ૨૫

स्पर्शस्त्वगिन्द्रियं चापि लघुता स्पन्दनं तथा ।
चेष्टा सर्वशरीरस्य वायोरेते गुणाः स्मृताः ॥२६॥

अन्वय—स्पर्शः त्वगिन्द्रियं अपि च लघुता स्पन्दनं सर्वशरीरस्य चेष्टा—एते वायोः गुणाः स्मृताः ॥

સ્પર્શ તથા ત્વચાઇંદ્રિય, લઘુતા, શરીરનું સ્પંદન તથા સર્વ શરીરની ચેષ્ટાઓ, તે વાયુના ગુણો કહેલા છે. ૨૬

रूपं नेत्रेन्द्रियं पाकः सन्तापस्तीक्ष्णता तथा ।
वर्णो भ्राजिष्णुताऽमर्षः शौर्यं वह्नेर्गुणा अमी ॥२७॥

अन्वय.—रूपं नेत्रेन्द्रियं पाकः सन्तापः तीक्ष्णता तथा वर्णः भ्राजिष्णुता अमर्षः शौर्यम्—अमी वह्नेः गुणाः ॥

રૂપ, નેત્રઇંદ્રિય, પાક, સંતાપ તથા તીક્ષ્ણતા, વર્ણ, ભ્રાજિષ્ણુતા, અમર્ષ અને શૌર્ય, એ અગ્નિના ગુણો છે. ૨૭

टीका—रूपं लावण्यम् । पाकः उदराग्निनाऽऽहारपाकः । सन्तापः औष्ण्यम् । तीक्ष्णता आशुकारिता । वर्णो गौरादिः । भ्राजिष्णुता दीप्तिः । अमर्षः क्रोधः ॥ રૂપ એટલે લાવણ્ય જાણવું, પાક એટલે જઠરાગ્નિ વડે આહાર પચી જવું, સંતાપ એટલે ઉષ્ણપણું; તીક્ષ્ણતા એટલે ઝટ કરવાપણું, વર્ણ એટલે ગોરો વગેરે રંગ સમજવો, ભ્રાજિષ્ણુતા એટલે કાંતિ સમજવી, અમર્ષ એટલે ક્રોધ જાણવો. ૨૭

रसो रसेन्द्रियं शैत्यं स्नेहश्च गुरुता तथा ।
सर्वद्रवसमूहश्च शुक्रं वारिगुणाः स्मृताः ॥२८॥

अन्वय—रसः रसेन्द्रियं शैत्यं स्नेहः च गुरुता तथा सर्वद्रवसमूहः च शुक्रं वारिगुणाः स्मृताः ॥

રસ, રસનાઇંદ્રિય, શીતતા, ચીકણાપણું, ગુરુતા, સર્વ દ્રવનો સમૂહ અને વીર્ય; એ સઘળા જળના ગુણો કહેલા છે. ૨૮

गन्धो घ्राणेन्द्रियं चापि काठिन्यं गौरवं तथा ।
वसुन्धरागुणा एते गदिता गुणवेदिभिः ॥२९॥

अन्वय—गन्धः घ्राणेन्द्रियम् अपि च काठिन्यं तथा गौरवम् एते गुणवेदिभिः वसुन्धरागुणाः गदिताः ॥

ગંધ, ઘ્રાણઇંદ્રિય, કઠણપણું તથા ગુરુપણું, એ ગુણ જાણનાર પુરુષોએ પૃથ્વીના ગુણો કહ્યા છે. ૨૯

शब्दः स्पर्शश्च रूपं च रसो गन्धश्च तत्क्रमात् ।
तन्मात्राणां विशेषाः स्युः स्थूलभावमुपागताः ॥३०॥

अन्वय—शब्दः स्पर्शः च रसः च गन्धः तत्क्रमात् स्थूलभावम् उपागताः तन्मात्राणां विशेषाः स्युः ॥

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ તેમના ક્રમે સ્થૂલભાવને પામેલા તન્માત્રાઓના વિશેષો છે. ૩૦

टीका—तत्क्रमात्तन्मात्राक्रमात् । विशेषा अनुभवयोग्यैः सुखदुःखमोहरूपैर्धर्मैर्विशिष्यन्त इति विशेषाः । अत्र कर्मणि घञ्प्रत्ययः । तन्मात्राणि त्वविशेषाणि, सूक्ष्मत्वादनुभवयोग्यैः सुखादिभिर्विशेषैर्न भवन्तीत्यभिप्रायः ॥ તત્ક્રમાત્ એટલે શબ્દતન્માત્રાદિના ક્રમથી, એવો અર્થ જાણવો. અનુભવને યોગ્ય એવા સુખદુઃખ અને મોહરૂપ ધર્મો વડે વિશિષ્ટ થાય, એટલે એકએકથી જુદા પાડી શકાય, તે વિશેષો જાણવા. આ ઠેકાણે કર્મ અર્થમાં ઘઞ્ પ્રત્યય છે. તન્માત્રાઓ તો અવિશેષ કહેવાય છે, કારણ કે તે સૂક્ષ્મ હોવાથી અનુભવ યોગ્ય એવાં સુખાદિ વડે વિશિષ્ટ અથવા એકએકથી જુદી કરી શકાતી નથી. ૩૦

### પ્રકૃતિ એક અને તેની વિકૃતિ સાત

प्रकृतेः कारणाभावात्प्रकृतिरेव सा ।
महत्तत्त्वाद्याः सप्त शक्तेर्विकृतयः स्मृताः ॥३१॥

अन्वय—प्रकृतेः कारणाभावात् सा प्रकृतिः एव मता, महत्तत्त्वाद्याः सप्त शक्तेः विकृतयः स्मृताः ॥

પ્રકૃતિને કોઈ બીજું કારણનો અયોગ છે—સંબંધ નથી, તેથી વિદ્વાનોએ તેને પ્રકૃતિ જ માનેલી છે, પણ મહત્તત્ત્વાદિક સાતને તો તે શક્તિની વિકૃતિઓ જ કહી છે. ૩૧

टीका—प्रकृतिरेव—कारणमेव, न तु कस्यचित् कार्यं विकारः । कर्मादि-इन्द्रियाणां सर्वभूतानां च कारणत्वात् । महदहङ्कारपञ्चतन्मात्राणि सप्त शक्तेर्विकृतय इति । सांख्ये महर्षिः कपिलः ॥ પ્રકૃતિ પોતે કારણરૂપ જ છે, પણ તે કોઈનું કાર્ય નથી. ઇંદ્રિયો અને સર્વ ભૂતોનું કારણ પ્રકૃતિ જ છે; તેથી મહત્તત્ત્વ, અહંકાર અને પંચતન્માત્રાઓ, એ સાત કાર્યો પ્રકૃતિરૂપ કારણને લીધે જ છે, એમ મહર્ષિઓએ કહેલું છે, એટલે શક્તિરૂપ પ્રકૃતિની જે વિકૃતિ છે, તે તેનાં કાર્યો કહેવાય છે. ૩૧

## સાત પ્રકૃતિ પણ અમુક કારણે પ્રકૃતિ હોવાથી આઠ પ્રકૃતિ

**इन्द्रियाणां च भूतानां कारणत्वान्महर्षिभिः ।**
**महत्तत्त्वादयः सप्त प्रोक्ताः प्रकृतयोऽपि च ॥३२॥**

અન્વય:—इन्द्रियाणां च भूतानां कारणत्वात् महत्तत्त्वादयः सप्त अपि च महर्षिभिः प्रकृतयः प्रोक्ताः ॥

ઇંદ્રિયો અને ભૂતોનું કારણ હોવાથી મહત્તત્ત્વાદિક સાતને પણ મહર્ષિઓએ પ્રકૃતિઓ કહી છે. ૩૨

ટીકા—तथा सति प्रकृतिर्महानहंकारः पञ्च तन्मात्राणि चेत्यष्टौ प्रकृतयः ॥ એમ એકંદર પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર અને પંચતન્માત્રાઓ મળી આઠ પ્રકૃતિઓ છે. ૩૨

## સોળ વિકારો

**दशेन्द्रियाणि चित्तं च महाभूतानि पञ्च च ।**
**एतानि सृष्टिं जानद्भिर्विकाराः षोडश स्मृताः॥३३॥**

અન્વય:—दश इन्द्रियाणि च चित्तं च पञ्च महाभूतानि एतानि षोडश सृष्टिं जानद्भिः विकाराः स्मृताः ॥

દશ ઇંદ્રિયો, ચિત્ત અને પંચમહાભૂત—એ સોળને સૃષ્ટિ જાણનારા પુરુષોએ વિકારો[1] કહ્યા છે. ૩૩

ટીકા—विकाराः कार्याणि । વિકારો એટલે ફેરફાર—પરિણામરૂપ કાર્યો સમજવાં. ૩૩

## ઉપસંહાર: જીવાત્માની વ્યાખ્યા

**एवं चतुर्विंशतिभिस्तत्त्वैः सिद्धे वपुर्गृहे ।**
**जीवात्मा नियतेर्निघ्नो वसति स्वान्तदूतवान्॥३४॥**

અન્વય—एवं चतुर्विंशतिभिः तत्त्वैः सिद्धे वपुर्गृहे स्वान्तदूतवान् जीवात्मा नियतेः निघ्नः वसति ॥

એમ ચોવીસ તત્ત્વોથી તૈયાર થયેલા શરીરરૂપી ઘરમાં મનરૂપી દૂતથી યુક્ત એવો જીવાત્મા[2] નિયતિને અધીન થઈ રહે છે. ૩૪

ટીકા—अत्र शब्दादीनां वियदादिमहाभूतगुणानां धर्मिभ्योऽभिन्नतया पृथक्त्वे निरस्युक्तानां तत्त्वानामुपसंहारमाह—चतुर्विंशतिभिरिति । तानि च प्रकृतयोऽष्टौ विकाराः षोडशेति । महत्तत्त्वादीनि प्रकृत्यादीनां भावाः । नियतेः शुभाशुभकर्मणः । निघ्नः आयत्तः । स्वान्तदूतवान् मनोदूतयुक्तः । અહીં આકાશાદિક મહાભૂતોના ગુણરૂપ શબ્દાદિકોનું ધર્મી—આકાશાદિથી જુદાપણું નહિ હોવાથી તે જુદાપણું છોડી દઈ તત્ત્વોનો ઉપસંહાર કરે છે. આઠ પ્રકૃતિઓ અને સોળ વિકારો મળી ચોવીસ તત્ત્વો છે. મહત્તત્ત્વાદિક છે તે પ્રકૃત્યાદિના ભાવો છે. નિયતિ એટલે શુભાશુભ કર્મ અને નિઘ્ન એટલે તેને અધીન છે, એમ સમજવું. स्वान्तदूतवान् એટલે મનરૂપી દૂતથી યુક્ત. ૩૪

## તે જીવાત્મા 'દેહી' કહેવાય છે

**स देही कथ्यते पापपुण्यदुःखसुखादिभिः ।**
**व्याप्तो बद्धश्च मनसा कृत्रिमैः कर्मबन्धनैः ॥३५॥**

અન્વય:—पापपुण्यदुःखसुखादिभिः व्याप्तः च मनसा कृत्रिमैः कर्मबन्धनैः बद्धः सः (જીવાત્મા) देही कथ्यते ॥

પાપ-પુણ્ય અને દુઃખસુખ આદિથી વ્યાપ્ત તથા મન વડે બાંધેલાં—કૃત્રિમ કર્મોરૂપ બંધનોથી બંધાયેલો તે જીવાત્મા 'દેહી' કહેવાય છે. ૩૫

## જીવાત્માના ગુણો

तस्य देहिनः शरीरजीवात्मनोः संयोगकारकेण मनसा संयोगे ये ये गुणा उत्पद्यन्ते तानाह ।

તે દેહીને શરીર તથા જીવાત્માનો સંયોગ કરાવનાર મન સાથે સંયોગ થતાં જે જે ગુણો ઉત્પન્ન થાય છે, તેઓને કહે છે:

**इच्छाद्वेषसुखानि दुःखविषयज्ञानं प्रयत्नो मनः,**
**सङ्कल्पश्च विचारणा स्मृतिरथो बुद्धिः कलाविज्ञता ।**
**प्राणस्योपरि यापनं गुदवशाद्वायोरधः प्रेरणं,**
**नेत्रोन्मेषनिमेषकृत्यकरणोत्साहाश्च जीवे गुणाः ॥**

અન્વય:—इच्छाद्वेषसुखानि दुःखविषयज्ञानं प्रयत्नः मनः सङ्कल्पः च विचारणा स्मृतिः अथ बुद्धिः कलाविज्ञता प्राणस्य उपरि यापनं गुदवशात् वायोः अधः प्रेरणं च नेत्रोन्मेषनिमेषकृत्यकरणोत्साहाः जीवे गुणाः (सन्ति)॥

ઇચ્છા, દ્વેષ, દુઃખ, સુખ, વિષયજ્ઞાન, પ્રયત્ન, મન, સંકલ્પ, વિચારણા, સ્મૃતિ, બુદ્ધિ, કલાવિજ્ઞતા, પ્રાણનું ઉપર લઈ જવું, ગુદાદ્વારાએ વાયુને નીચે પ્રેરવો, નેત્ર ઉઘાડવું

---

[1] विक्रियन्ते प्रकृतेर्विशेषपरिणामरूपेण निष्पद्यन्ते इति विकाराः । આઠ પ્રકૃતિઓમાંથી જુદાં જુદાં પરિણામ અથવા ફેરફારરૂપે જેઓ નીપજે છે, તે વિકારો.

[2] जीवयति शरीरं प्राणधारणपूर्वकम् इति जीवः, अतति सततं गच्छति विविधान् कर्मपरिणामान् इति आत्मा; जीवरूपः आत्मा जीवात्मा । પ્રાણધારણપૂર્વક શરીરને જે જિવાડે છે તે જીવ; અને વિવિધ કાર્યોનાં પરિણામોને જે નિરંતર પામ્યા કરે—ભોગવ્યા કરે તે આત્મા; જીવરૂપ આત્મા તે જીવાત્મા.

करे शरावे पर्णे वा हविष्यं त्र्यहमाचरेत् ।
अश्रुपातं नखच्छेदमभ्यङ्गमनुलेपनम् ॥ ४ ॥
नेत्रयोरञ्जनं स्नानं दिवा स्वापं प्रधावनम् ।
अत्युच्चशब्दश्रवणं हसनं बहुभाषणम् ॥
आयासं भूमिखननं प्रवातं च विवर्जयेत् ॥ ५ ॥

अन्वयः—आर्तवस्त्रावदिवसात् अहिंसा, ब्रह्मचारिणी दर्भशय्यायां शयीत च पतिम् अपि न पश्येत् ॥ करे शरावे वा पर्णे त्र्यहं हविष्यम् आचरेत् । अश्रुपातं नखच्छेदम् अभ्यङ्गं अनुलेपनम्, नेत्रयोः अञ्जनं स्नानं दिवा स्वापं प्रधावनम् अत्युच्चशब्दश्रवणं हसनं बहुभाषणम् आयासं भूमिखनन च प्रवातं विवर्जयेत् ॥

ઋતુસ્રાવના દિવસથી માંડીને સ્ત્રીએ હિંસા ન કરવી, બ્રહ્મચર્ય પાળવું, દર્ભની શય્યા ઉપર સૂવું, પતિને પણ જોવો નહિ; હાથમાં, સરાવડામાં અથવા પાંદડાંમાં ત્રણ દિવસ સુધી હવિષ્યાન્ન જમવું; આંસુ પાડવાં નહિ, નખ કાપવા નહિ, તેલ ચોળવું નહિ, ચંદનનું વિલેપન લગાડવું નહિ, આંખો આંજવી નહિ, સ્નાન કરવું નહિ, દિવસે સૂવું નહિ, દોડવું નહિ, ઘણો ઊંચો શબ્દ સાંભળવો નહિ, હસવું નહિ, ઘણું બોલવું નહિ, પ્રયાસ કરવો નહિ, જમીન ખોદવી કે ખોતરવી નહિ અને પુષ્કળ પવન સેવવો નહિ. ૩–૫

## એ નિયમો ન પાળે તો ગર્ભને નુકસાન

अज्ञानाद्वा प्रमादाद्वा लोभाद्वा दैवतश्च वा ।
सा चेत्कुर्यान्निषिद्धानि गर्भो दोषांस्तदाप्नुयात् ॥
एतस्या रोदनाद्गर्भो भवेद्विकृतलोचनः ।
नखच्छेदेन कुनखी कुष्ठी त्वभ्यङ्गतो भवेत् ॥७॥
अनुलेपात्तथा स्नानाद्दुःखशीलोऽञ्जनाद्दृक् ।
स्वापशीलो दिवा स्वापाच्चञ्चलः स्यात्प्रधावनात् ॥
अत्युच्चशब्दश्रवणाद्बधिरः खलु जायते ।
तालुदन्तोष्ठजिह्वासु श्यावो हसनतो भवेत् ॥९॥
प्रलापी भूरिकथनादुन्मत्तस्तु परिश्रमात् ।
स्खलते भूमिखननादुन्मत्तो वातसेवनात् ॥ १० ॥

अन्वयः—सा चेत् अज्ञानात् वा प्रमादात् वा लोभात् वा दैवतः च वा निषिद्धानि कुर्यात् तदा गर्भः दोषान् आप्नुयात् । एतस्याः रोदनात् गर्भः विकृतलोचनः भवेत । नखच्छेदेन कुनखी, अभ्यङ्गतः तु कुष्ठी भवेत् । अनुलेपात् तथा स्नानात् दुःखशीलः, अञ्जनात् अदृक् । दिवा स्वापात् स्वापशीलः, प्रधावनात् चञ्चलः स्यात् । अत्युच्चशब्दश्रवणात् बधिरः खलु जायते । हसनतः तालुदन्तोष्ठजिह्वासु श्यावो भवेत् । भूरिकथनात् प्रलापी, परिश्रमात् तु उन्मत्तः । भूमिखननात् स्खलते, वातसेवनात् उन्मत्तः ( स्यात् ) ॥

તે રજસ્વલા સ્ત્રી જો અજાણપણાથી, ભૂલથી, ગફલતથી, લોભથી કે દૈવયોગે ( ઉપર જણાવેલાં ) નહિ કરવાનાં કર્મ કરે, તો તેથી ગર્ભ દોષોને પામે છે; જેમકે એ રજસ્વલાના રડવાથી ગર્ભ રોગી નેત્રવાળો થાય; નખ કાપવાથી ખરાબ નખવાળો થાય; તેલ ચોળવાથી કોઢના રોગવાળો થાય; અનુલેપન તથા સ્નાન કરવાથી દુઃખ પામવાના સ્વભાવવાળો થાય; દિવસે સૂવાથી ઘણી ઊંઘવાળો થાય; ઘણો ઊંચો શબ્દ સાંભળવાથી બહેરો થાય; હસવાથી તાળવું, દાંત, હોઠ અને જીભમાં તપખીરિયા રંગવાળો થાય; બહુ બોલવાથી બહુ બકવાદ કરનારો થાય; પરિશ્રમ કરવાથી ગાંડો થાય; જમીન ખોદવાથી કે ખોતરવાથી જ્યાં ત્યાં પડી જાય અથવા ઠોકરો ખાનારો થાય અને ઘણો પવન સેવવાથી પણ ગાંડો કે વાયલ થાય છે. ૬–૧૦

## ઋતુસ્નાન પછીનું સ્ત્રીનું કર્તવ્ય

पूर्वं पश्येदृतुस्नाता यादृशं नरमङ्गना ।
तादृशं जनयेत्पुत्रं ततः पश्येत्पतिं प्रियम् ॥११॥

अन्वयः—ऋतुस्नाता अङ्गना यादृशं नरं पूर्वं पश्येत् तादृशं पुत्रं जनयेत्, ततः पतिं प्रियम् पश्येत ॥

ઋતુસ્નાન કર્યું હોય તે સ્ત્રી[1] જેવા પુરુષને પ્રથમ જુએ છે, તેવા પુત્રને ઉત્પન્ન કરે છે; માટે પતિને કે પ્રિય પુત્રાદિને તેણે (પ્રથમ) જોવા. ૧૧

टीका—प्रियमिति भर्तर्यनासन्ने पुत्रादिकमपि पश्येत् । શ્લોકમાં 'प्रिय' એવું પદ છે, તે પતિ જો પાસે ન હોય તો પુત્રાદિકને પણ જોવા એમ સૂચવે છે.

चतुर्थादिदिवसेऽपि रजोनिवृत्तौ स्त्री पत्या संगच्छेत् न तु रजोऽनुवृत्तौ । यत आह । ચોથા દિવસથી માંડી બીજા દિવસોમાં પણ જો રુધિર-

૧. स्त्यायतः शुक्रशोणिते अस्याम् इति स्त्री—જેમાં ગર્ભાશયની અંદર વીર્ય તથા આર્તવ-લોહી એકઠાં થાય છે, તે સ્ત્રી.

સાવ બંધ થયો હોય, તો જ સ્ત્રીએ પતિ પાસે જવું, પણ રુધિરસ્રાવ ચાલુ હોય તો પતિ પાસે જવું નહિ, કારણ કે કહ્યું છે કે

प्रवहत्सलिले क्षिप्तं द्रव्यं गच्छत्यधो यथा।
तथा वहति रक्ते तु क्षिप्तं वीर्यमधो व्रजेत्॥१२॥

अन्वय—यथा प्रवहत्सलिले क्षिप्तं द्रव्यम् अधः गच्छति, तथा वहति रक्ते तु क्षिप्तं वीर्यम् अधः व्रजेत्॥

જેમ પાણી વહેતું હોય તેમાં કોઈ પદાર્થ નાખીએ તો તે નીચાણ તરફ વહી જાય છે, તેમ રુધિર વહેતું હોય ત્યારે તેમાં જો વીર્ય નાખ્યું હોય, તો તે ઝટ નીચે ચાલ્યું જાય છે ૧૨

પતિનું કર્તવ્ય

तत्र गर्भाधाने निषिद्धं विहितं च कालं तत्फलं चाह।

તેમાં પ્રથમ ગર્ભાધાન માટે જે કાળનો નિષેધ અને વિધિ કહેલ છે તે નિષેધ અને વિધિ તથા તેનાં ફળ કહે છે

आयुःक्षयभयात्कर्ता प्रथमे दिवसे स्त्रियम्।
द्वितीयेऽपि दिने त्यजेदृतुमतीं तथा॥१३॥
तत्र चाहितो गर्भो जायमानो न जीवति।
आहितो यस्तृतीयेऽह्नि स्वल्पायुर्विकलाङ्गकः॥१४॥
अतश्चतुर्थी षष्ठी स्यादष्टमी दशमी तथा।
द्वादशी चापि या रात्रिस्तस्यां तां विधिना भजेत्॥
अत्रोत्तरोत्तरं विद्यादायुरारोग्यमेव च।
प्रजा सौभाग्यमैश्वर्यं बलं चाभिगमात्क्रमम्॥१६॥

अन्वय—भर्ता आयुःक्षयभयात् ऋतुमतीं स्त्रियम् प्रथमे दिवसे त्यजेत् तथा द्वितीये अपि दिने। तत्र च यः गर्भः आहितः (स) जायमानः न जीवति। तृतीये अह्नि च आहितः स्वल्पायुः विकलाङ्गकः, अतः चतुर्थी षष्ठी अष्टमी दशमी तथा या द्वादशी अपि या रात्रिः (स्यात्) तस्यां तां विधिना भजेत्। अत्र अभिगमात् आयुः च आरोग्यं प्रजा सौभाग्यम् ऐश्वर्यं बलं च उत्तरोत्तरं क्रमम् विद्यात्॥

પતિએ[1] આયુષ ઓછું થવાના ભયથી ઋતુવાળી સ્ત્રીનો પહેલા દિવસે સંયોગ માટે ત્યાગ કરવો; તેમ જ બીજા દિવસે પણ ત્યાગ કરવો; વળી તેમાં પહેલા કે બીજા દિવસે જે ગર્ભ રહ્યો હોય તે કદાચ ઉત્પન્ન થાય તોપણ જીવતો નથી; ત્રીજા દિવસે જે ગર્ભ રહ્યો હોય તે થોડા આયુષવાળો અને અપૂરા અંગવાળો થાય છે, માટે ચોથી રાત્રિ અથવા છઠ્ઠી, આઠમી, દશમી કે બારમી રાત્રિમાં તે સ્ત્રીનું વિધિપૂર્વક સેવન કરવું. અહીં તે દર્શાવેલ દિવસોમાં સ્ત્રીગમન કરવાથી ઉત્તરોત્તર ક્રમે આયુષ, આરોગ્ય, પ્રજા, સૌભાગ્ય, ઐશ્વર્ય અને બળરૂપ ફળ થાય છે, એમ સમજવું. ૧૨-૧૬

टीका—विधिना—गर्भाधानोक्तविधिना। વિધિ એટલે ગર્ભાધાનમાં કહેલા વિધિ પ્રમાણે, એમ સમજવું

સ્ત્રીના જનનસ્થાનમાં રહેતી ત્રણ નાડીઓ

मनोभवागारमुखेऽबलानां, तिस्रो भवन्ति प्रमदाङ्गनानाम्। समीरणा चान्द्रमसी च गौरी, विशेषमासामुपवर्णयामि॥ प्रधानभूता मदनातपत्रे, समीरणा नाम विशेषनाडी। तस्या मुखे पतितं तु वीर्यं, तन्निष्फलं स्यादिति चन्द्रमौलिः॥ या चापरा चान्द्रमसी च नाडी, कन्दर्पगेहे भवति प्रधाना। सा सुन्दरी योषितमेव सूते, साध्या भवेत्स्मरतोषितेषु॥ गौरीति नाडी यदुपस्थगर्भे, प्रधानभूता भवति स्वभावात्। पुत्रं प्रसूते बहुधाङ्गना सा, कष्टोपभोग्या सुरतोपविष्टा॥

अन्वय—अबलानां प्रमदाङ्गनानाम् मनोभवागारमुखे समीरणा चान्द्रमसी च गौरी—तिस्रः (नाड्यः) भवन्ति। आसाम् विशेषम् उपवर्णयामि—मदनातपत्रे समीरणा नाम विशेषनाडी प्रधानभूता, तस्याः मुखे पतितं यत् वीर्यं तत् तु निष्फलं स्यात् इति चन्द्रमौलिः (आह)। अपरा च या चान्द्रमसी च नाडी कन्दर्पगेहे भवति प्रधाना सा सुन्दरी योषितम् एव सूते, स्मरतोषितेषु साध्या भवेत्। यदुपस्थगर्भे स्वभावात् प्रधानभूता गौरी इति नाडी भवति, सा अङ्गना बहुधा पुत्रं प्रसूते, सुरतोपविष्टा कष्टोपभोग्या॥

દરેક સ્ત્રીઓના (ગુહ્ય) કામગૃહના અગ્ર ભાગમાં એક સમીરણા, બીજી ચંદ્રમુખી અને ત્રીજી ગૌરી, એ નામની ત્રણ પ્રકારની નાડીઓ હોય છે; તેઓનો ભેદ હવે હું વર્ણવું છું : કામદેવના છત્રરૂપ ગુહ્ય પ્રદેશમાં સમીરણા નામની જે વિશેષ નાડી છે, તે મુખ્ય છે; તેના મુખમાં જે વીર્ય પડે છે, તે

[1] पति रक्षति इति पतिस्तस्य कर्तव्यम्। પતિ શબ્દનો અર્થ: દરેક સ્થિતિમાં પત્નીનું જે રક્ષણ કરે છે, તે પતિ.

નિષ્ફળ જાય છે, એમ ચંદ્રમૌલિ નામના આચાર્ય કહે છે; બીજી જે ચાંદ્રમસી નામની નાડી કામગૃહમાં મુખ્યરૂપે હોય છે, તેમાં વીર્ય પડવાથી તે સ્ત્રી કન્યાને જ ઉત્પન્ન કરે છે; અને તે સંભોગના થોડા જ ઉત્સવમાં સાધ્ય થઈ શકે છે; પણ સ્ત્રીની ઉપસ્થ ઇંદ્રિયના અંદરના ભાગમાં સ્વભાવથી જ મુખ્ય ગૌરી નામની જે નાડી હોય છે, તેથી તે સ્ત્રી લગભગ પુત્રને જ ઉત્પન્ન કરે છે અને સંભોગ વખતે પુરુષથી તે કષ્ટ વડે ભોગવી શકાય છે. ૧૬–૧૯

**બેકી અને એકી રાત્રિઓમાં સંભોગનું ફળ**

યુગ્માસુ પુત્રા જાયન્તે સ્ત્રિયોઽયુગ્માસુ રાત્રિષુ ।

અન્વયઃ—યુગ્માસુ રાત્રિષુ પુત્રાઃ, અયુગ્માસુ સ્ત્રિયઃ જાયન્તે ।

બેકી (એટલે સ્ત્રી રજસ્વલા થયા પછીની ૪, ૬, ૮, ૧૦, ૧૨મી) રાત્રિઓમાં સંભોગ કરવાથી પુત્રો અને એકી (એટલે સ્ત્રી રજસ્વલા થયા પછીની ૫, ૭, ૯, ૧૧મી) રાત્રિઓમાં સંભોગ કરવાથી કન્યાઓ જન્મે છે. ૨૦

**કેવા પુરુષે સંભોગ માટે સ્ત્રી પાસે જવું?**

તત્ર દમ્પત્યોઃ સંભોગે યાદૃક્ પુમાન્ યુક્તસ્તાદૃગુચ્યતે ।

તેમાં પતિપત્નીના સંભોગકાળે પુરુષ જેવા હોવા જોઈએ, તે કહે છે :

સ્નાતશ્ચન્દનલિપ્તાઙ્ગઃ સુગન્ધસુમનોઽર્ચિતઃ ।
મુક્તવૃષ્યઃ સુવસનઃ સુવેશઃ સમલંકૃતઃ ॥ ૨૧ ॥
તામ્બૂલવદનસ્તસ્યામનુરક્તોઽધિકસ્મરઃ ।
પુત્રાર્થી પુરુષો નારીમુપેયાચ્છયને શુભે ॥ ૨૨ ॥

અન્વયઃ—પુત્રાર્થી પુરુષઃ સ્નાતઃ ચન્દનલિપ્તાઙ્ગઃ સુગન્ધસુમનોર્ચિતઃ મુક્તવૃષ્યઃ સુવસનઃ સુવેશઃ સમલંકૃતઃ તામ્બૂલવદનઃ અધિકસ્મરઃ તસ્યામ્ અનુરક્તઃ (સન્) શુભે શયને નારીમ્ ઉપેયાત્ ॥

પુત્રાર્થી પુરુષ નાહેલો, ચંદનથી લીંપેલા અંગવાળો, સુગંધી પુષ્પોથી શોભીતો, વીર્યવર્ધક પદાર્થો જેણે ખાધા હોય, સારાં વસ્ત્રવાળો, સારા વેશવાળો, સારી રીતે શણગારેલો, મોઢામાં તાંબૂલ ખાતો, અધિક કામદેવવાળો તથા તે સ્ત્રીમાં આસક્ત હોઈ ઉત્તમ બિછાના પર સ્ત્રી પાસે જાય. ૨૧–૨૨

**કેવા પુરુષે મૈથુન કરવું નહિ?**

અત્યાશિતોઽધૃતિઃ ક્ષુદ્વાન્ સવ્યથાઙ્ગઃ પિપાસિતઃ ।
બાલો વૃદ્ધોઽન્યવેગાર્તસ્ત્યજેદ્રોગી ચ મૈથુનમ્ ॥

અન્વયઃ—અત્યાશિતઃ અધૃતિઃ ક્ષુદ્વાન્ સવ્યથાઙ્ગઃ પિપાસિતઃ બાલઃ વૃદ્ધઃ અન્યવેગાર્તઃ ચ રોગી મૈથુનં ત્યજેત્ ॥

ઘણું જમેલો, ધૈર્ય વિનાનો, ભૂખ્યો, પીડાયુક્ત અંગવાળો, તરસ્યો, બાળક, વૃદ્ધ, કોઈક બીજા વેગથી પીડાયેલો અને રોગી હોય એવા પુરુષે મૈથુનનો ત્યાગ કરવો. ૨૩

**કેવી સ્ત્રીએ પુરુષસમાગમ કરવો?**

પુરુષસ્ય ગુણૈર્યુક્તા વિહિતા ન્યૂનભોજના ।
નારી ઋતુમતી પુંસા સંગચ્છેત્તુ સુતાર્થિની ॥૨૪॥

અન્વયઃ—પુરુષસ્ય ગુણૈઃ યુક્તા વિહિતા ન્યૂનભોજના ઋતુમતી સુતાર્થિની નારી પુંસા તુ સંગચ્છેત્ ॥

(પૂર્વોક્ત) પુરુષના ગુણોથી યુક્ત થયેલી અને ઓછું ખાનારી ઋતુમતી સ્ત્રીએ પુત્રની ઇચ્છા રાખીને પુરુષ પાસે જવું. ૨૪

**કેવી સ્ત્રી સાથે પુરુષે સમાગમ ન કરવો?**

રજસ્વલા વ્યાધિમતી વિશેષાદ્યોનિરોગિણી ।
વયોઽધિકા ચ નિષ્કામા મલિના ગર્ભિણી તથા ॥
એતાસાં સંગમાત્પુંસાં વૈગુણ્યાનિ ભવન્તિ હિ ॥૨૫

અન્વયઃ—રજસ્વલા વ્યાધિમતી વિશેષાત્ યોનિરોગિણી વયોઽધિકા ચ નિષ્કામા મલિના તથા ગર્ભિણી—એતાસાં સંગમાત્ પુંસાં વૈગુણ્યાનિ હિ ભવન્તિ ॥

જે સ્ત્રી રજસ્વલા હોય, રોગવાળી હોય, ખાસ કરી યોનિના રોગવાળી હોય, પુરુષ કરતાં વધારે ઉંમરવાળી હોય, કામરહિત હોય, મલિન હોય તથા સગર્ભા હોય, એવી સ્ત્રીઓનો સંગ કરવાથી પુરુષોને (તો) અવશ્ય નુકસાન જ થાય છે. ૨૫

**પુરુષોએ ત્યજવા યોગ્ય સ્ત્રી**

તત્ર રજસ્વલા દિનત્રયં યાવદ્ ઋતૌ નિષિદ્ધા, યત ઉક્તમ્ ।

તેમાં રજસ્વલા સ્ત્રી ત્રણ દિવસો સુધી તથા જ્યાં સુધી રુધિર ઝરતું હોય ત્યાં સુધી સમાગમ માટે નિષેધેલી છે; કારણ કે તે માટે કહ્યું છે કે:

'પ્રથમેઽહનિ ચાણ્ડાલી દ્વિતીયે બ્રહ્મઘાતિની ॥
તૃતીયે રજકી પુંસાં યથા વર્જ્યા તથાઙ્ગના ॥

अन्वय—पुंसां यथा वर्ज्या मता तथा प्रथमे अहनि चाण्डाली द्वितीये ब्रह्मघातिनी तृतीये रजकी ॥

પુરુષોએ જે સ્ત્રી વર્જ્યવી કહેલી છે, તે આ છેઃ (ઋતુકાળના) પહેલા દિવસે ચાંડાલી, બીજા દિવસે બ્રહ્મહત્યારી અને ત્રીજા દિવસે તે ધોબણ જેવી ગણાય છે '

टीका—व्याधिमती च वर्ज्या। तत्र स्त्रीणां व्याधय प्रदरादयस्तद्युक्ता। निर्व्याधिस्तत्रापि विशेषतो योनिरोगिणी।
જે સ્ત્રી રોગવાળી હોય તે વર્જ્યવી, તેમાં સ્ત્રીઓને પ્રદરાદિ વ્યાધિઓ થાય છે, તે વ્યાધિઓથી યુક્ત જે સ્ત્રી હોય, તેનો સંગ ન કરવો અને તેમાં પણ જે સ્ત્રીને યોનિનો રોગ હોય તેનો તો ખાસ સંગ ન જ કરવો. ૨૫

## ગર્ભની ઉત્પત્તિનો પ્રકાર

कामान्मिथुनसंयोगे शुद्धशोणितशुक्रजः।
गर्भः संजायते नार्याः स जातो बाल उच्यते ॥
'दम्पत्योः कुष्ठबाहुल्याद् दुष्टशोणितशुक्रयोः।
यदपत्यं तयोर्जातं ज्ञेयं तदपि कुष्ठितमिति' ॥

अन्वय—कामात् मिथुनसंयोगे शुद्धशोणितशुक्रजः गर्भः नार्याः संजायते, स जातः बालः उच्यते। कुष्ठबाहुल्यात् दुष्टशोणितशुक्रयोः दंपत्योः यद् अपत्यं जातं तद् अपि तयोः इति (द्वेयो) कुष्ठितं ज्ञेयम् ॥

કામને લીધે સ્ત્રીપુરુષનો સંયોગ થયા પછી શુદ્ધ રુધિર અને શુદ્ધ વીર્ય દ્વારા સ્ત્રીથી જે ગર્ભ ઉત્પન્ન થાય છે, તે જન્મ્યા પછીથી બાળ કહેવાય છે કોઢનો રોગ વધારે હોવાથી જેઓનાં લોહી તથા વીર્ય ખરાબ હોય તેવા સ્ત્રીપુરુષનું જે સંતાન જન્મે તે પણ તે બેયનું જ હોય છે, તે કારણે કોઢિયું જ થાય, એમ જાણવું ૨૬

टीका—काम एव कामात् गर्भोऽस्य शुद्धशोणितयोरपि जन्मासम्भवमिति। अत आह 'दंपत्योः' इति। कुष्ठं संजातं यस्य तत् कुष्ठितम्। अत्र तारकादित्वादितच्। यत्तु 'वाताद्युपहतत्वात् प्रजोत्पादने न समर्था' इति सुश्रुते तत्र शुद्धप्रजोत्पादने न समर्था इति बोद्धव्यम्। रोगादिनाऽशुद्धस्य प्रजा वातादिदुष्टस्यापि जनयन्ति जन्मान्धबधिरपङ्ग्वादिसंभवात्।
પુરુષનું વીર્ય અને સ્ત્રીનું રુધિર જો શુદ્ધ હોય તો ગર્ભ શુદ્ધ થાય છે અને અશુદ્ધ હોય તો ગર્ભ અશુદ્ધ થાય છે તેમાં કારણ આ કહે છે 'દંપત્યો એ શ્લોકમાં અહીં મૂળ શ્લોકમાં જે 'કુષ્ઠિત' એવું પદ છે તે વ્યાકરણના 'तदस्य संजातं तारकादिभ्य इतच्' એ સૂત્રથી 'कुष्ठ' શબ્દને 'इतच्' પ્રત્યય લાગી સિદ્ધ થયેલ છે, તેની વ્યુત્પત્તિ—'कुष्ठं संजातम् यस्य तत् कुष्ठितम्'—એટલે જેને કોઢનો રોગ સારી રીતે ઉત્પન્ન થયો હોય તે 'કુષ્ઠિત' કહેવાય.' 'વાયુ આદિથી જેનું વીર્ય દૂષિત થયું હોય તે પ્રજા ઉત્પન્ન કરવા સમર્થ થતા નથી' એમ સુશ્રુતમાં જે કહેલું છે, ત્યાં 'શુદ્ધ પ્રજા ઉત્પન્ન કરવા સમર્થ નથી' એવો અર્થ જાણવો. રોગાદિને લીધે પુરુષો અશુદ્ધ હોય અને વાયુ આદિથી ખરાબ વીર્યવાળા હોય, છતાં તેઓ પ્રજાઓને તો ઉત્પન્ન કરે જ છે, અને એ જ કારણે તેમણે ઉત્પન્ન કરેલા સંતાનો જન્મથી આંધળા, બહેરા અને પાંગળાં વગેરે દેખાય છે; જો એમ ન હોય તો એવાઓની ઉત્પત્તિ જ ન થવી જોઈએ. ૨૬

ऋतौ स्त्रीपुंसयोर्योगे मकरध्वजवेगतः।
मेढ्रयोन्यभिसंघर्षाच्छरीरोष्मानिलाहतं ॥ २७
पुंसः सर्वशरीरस्थं रेतो द्रावयतेऽथ तत्।
वायुर्मेहनमार्गेण पातयत्यङ्गनाभगे ॥ २८
तत् संसृत्य चाऽऽर्तवमुखं याति गर्भाशयं प्रति।
तत्र शुक्रवदायातेनार्तवेन युतं भवेत् ॥ २९

अन्वय—ऋतौ स्त्रीपुंसयोः योगे मकरध्वजवेगतः मेढ्रयोन्यभिसंघर्षात् शरीरोष्मानिलाहतं वायुः पुंसः सर्वशरीरस्थं रेतः द्रावयते। अथ तद् मेहनमार्गेण अङ्गनाभगे पातयति तद् संसृत्य आर्तवमुखं गर्भाशयं प्रति याति। तत्र शुक्रवत् आयातेन आर्तवेन युतं भवेत् ॥

ઋતુકાળે સ્ત્રીપુરુષનો સમાગમ થતાં કામદેવના વેગથી અને લિંગ તથા યોનિના પરસ્પર ઘસાવાથી શરીરના ગરમ વાયુથી અથડાયેલા અને પુરુષના સર્વ શરીરમાં રહેલા વીર્યને તે વાયુ જ ઝારે છે; તેમ જ લિંગના માર્ગે સ્ત્રીની યોનિમાં પાડે છે એમ કરીને તે વીર્ય ફાટેલા મુખવાળા ગર્ભાશય તરફ જાય છે અને ત્યાં એ વીર્યની પેઠે જ આવેલા રુધિર સાથે મળી જાય છે ૨૭-૨૯

## ગર્ભશય્યા અથવા ગર્ભાશયનું સ્વરૂપ

शङ्खनाभ्याकृतिर्योनिस्त्र्यावर्ता सा च कीर्तिता।
तस्यास्तृतीये त्वावर्ते गर्भशय्या प्रतिष्ठिता ॥ ३०
यथा रोहितमत्स्यस्य मुखं भवति रूपतः।
तत्संस्थानां तथारूपां गर्भशय्यां विदुर्बुधाः ॥ ३१

અન્વયઃ-शङ्खनाभ्याकृतिः सा च योनिः त्र्यावर्ता कीर्तिता, तस्याः तृतीये आवर्ते तु गर्भशय्या प्रतिष्ठिता । रोहितमत्स्यस्य मुखं यथा रूपतः भवति, तत्संस्थानां तथारूपां गर्भशय्यां बुधाः विदुः ॥

શંખની નાભિના જેવા આકારવાળી સ્ત્રીની યોનિ ત્રણ આંટાવાળી હોય છે. તેના ત્રીજા આંટામાં ગર્ભશય્યા[૧] અથવા ગર્ભાશય રહેલ છે. રોહિત માછલીનું મોઢું જેવા રૂપવાળું હોય છે, તેવા જ રૂપવાળી તથા તેવા જ આકારવાળી ગર્ભશય્યાને વિદ્વાનો કહે છે.

ટીકા-અયમર્થઃ-गर्भशय्यामुखं रोहितमत्स्यस्यैव भवति। यथा च रोहितमत्स्यस्य स्थितिर्जले भवति, तथा पित्ताशयपक्वाशयमध्ये गर्भशय्यायाः स्थितिर्भवति, रूपमपि तस्यैव भवति। यथा रोहितस्य मुखं स्वल्पमाशयस्तु महानित्यर्थः । અહીં તાત્પર્ય આ છે, કે જેવું રોહિત માછલીનું મોઢું ઉપરથી નાનું અને અંદરથી પહોળું હોય છે, વળી જેમ રોહિત માછલીનું રહેઠાણ જળમાં હોય છે, તે જ પ્રમાણે ગર્ભાશયની સ્થિતિ પણ પિત્તાશય અને પકવાશયની વચ્ચે હોય છે.

### વીર્ય અને આર્તવ ભેગાં થતાં જ જીવનો પ્રવેશ

शुक्रार्तवसमाश्लेषो यदैव खलु जायते ।
जीवस्तदैव विशति युक्तशुक्रार्तवान्तरः ॥ ३२ ॥
सूर्यांशोः सूर्यमणित उभयस्माद्युताद्यथा ।
वह्निः संजायते जीवस्तथा शुक्रार्तवाद्युतात् ॥ ३३ ॥
आत्मानादिरनन्तश्चाऽव्यक्तो वक्तुं न शक्यते।
चिदानन्दैकरूपोऽयं मनसापि न गम्यते ॥ ३४ ॥
एवंभूतोऽपि जगतो भाविनीबलवत्तया ।
अविद्यास्वीकृतेः कर्मवशो गर्भे विशत्यसौ ॥ ३५ ॥

અન્વયઃ-शुक्रार्तवसमाश्लेषः यदा एव खलु जायते, तदा एव युक्तशुक्रार्तवान्तरः जीवः विशति । सूर्यांशोः सूर्यमणितः-उभयस्मात् युतात् यथा वह्निः संजायते, तथा शुक्रार्तवात् युतात् जीवः (संजायते)। आत्मा अनादिः अनन्तः च अव्यक्तः वक्तुं न शक्यते, चिदानन्दैकरूपः अयं मनसा अपि न गम्यते, एवंभूतः असौ जगतः अपि भाविनीबलवत्तया अविद्यास्वीकृतेः कर्मवशः गर्भे विशति ॥

વીર્ય[૧] અને આર્તવ[૨] જ્યારે ભેગાં થાય છે, ત્યારે તે જ વખતે વીર્ય અને આર્તવની અંદર રહેલો જીવ પ્રવેશ કરે છે. (જેમ સૂર્યનાં કિરણમાં અગ્નિ પ્રથમથી જ રહેલો હોય છે તથા સૂર્યકાંત મણિમાં પણ અગ્નિ પ્રથમથી જ રહેલો હોય છે, પણ તે બન્ને જુદા જુદા હોય ત્યારે તેમાંથી અગ્નિ પ્રકટતો નથી, પરંતુ તે) સૂર્યકિરણ અને સૂર્યકાંત મણિ બન્ને એકઠાં મળે છે, ત્યારે તે જ વખતે તેમાંથી જેમ અગ્નિ પ્રકટ થાય છે, તેમ વીર્ય એકલું હોય અને આર્તવ પણ એકલું હોય, ત્યારે તેમાંથી જીવ પ્રકટતો નથી, પણ તે બંને ભેગાં થાય છે, ત્યારે જ તેમાંથી જીવ પ્રકટે છે. (અહીં જીવ પ્રકટે છે તથા જીવ પ્રવેશ કરે છે, એમ જે કહ્યું છે, તે કેવળ લોકવ્યવહારની દૃષ્ટિએ સમજાવવા પૂરતું જ કહેલ છે. ઉપર કહ્યું કે વીર્યમાં તથા આર્તવમાં પણ જીવ તો પ્રથમથી છે જ, છતાં ભેગાં થવાથી જીવ પ્રકટે છે, એમ કહેવાથી જીવ નવો ઉત્પન્ન થાય છે, એમ માનવાનું નથી, પણ તે કેવળ સ્પષ્ટ થાય છે, એમ સમજવાનું છે.) આત્મા અનાદિ, અનંત તથા અવ્યક્ત છે; તેનું વર્ણન પણ કરી શકાય તેમ નથી; તે 'ચિત્' તથા 'આનંદ'રૂપ છે તથા મન વડે તેની કલ્પના પણ થઈ શકતી નથી; એવો છતાં જગતની ઉત્પત્તિના બળવાનપણારૂપ કારણને લીધે અવિદ્યાનો સ્વીકાર કરવાથી (અહંભાવના વડે પોતાના માનેલા) ગર્ભમાં તે પ્રવેશ કરે છે. (જે ગર્ભમાં તે પ્રવેશ

---

૧. गर्भः शेते अस्याम् इति गर्भशय्या । જેમાં ગર્ભ સૂઈ રહે છે, તે ગર્ભશય્યા. તેમ જ 'गर्भः आशेते अस्मिन् इति गर्भाशयः। જેમાં ગર્ભ સૂઈ રહે છે તે ગર્ભાશય.

૧. वीरयति पराक्रमं करोति अथवा विशेषेण ईरयतिईर्ते वा रणादिषु इति वीरः; वीरे साधु वीर्यम् । જે પરાક્રમો કરે છે અથવા યુદ્ધાદિમાં જવા જે ખાસ ઉત્સાહપૂર્વક ધસી જાય છે, તે વીર પુરુષ; અને તેવા વીરમાં જે સારી રીતે રહે છે, તે વીર્ય.

૨. इयर्ति ऋच्छति वा प्रतिमासं नियमाद् रुधिररूपेण योनिमार्गात् इति ऋतुः, ऋतुः एव आर्तवम् । જે દર મહિને નિયમપૂર્વક યોનિમાર્ગે લોહીરૂપે આવે છે, તે ઋતુ અને તે જ આર્તવ-સ્ત્રીરજ અથવા સ્ત્રીવીર્ય

કરે છે, તે ચોવીશ તત્ત્વમય છે.) ૩૨-૩૫

### જીવનું લક્ષણ

स एष वेत्ता रसनो द्रष्टा घ्राता स्पृशत्यसौ।
श्रोता वक्ता च कर्ता च गन्ता रन्तोत्सृजत्यपि ॥

अन्वय—स एव असौ वेत्ता रसनः द्रष्टा घ्राता स्पृशति। श्रोता वक्ता च कर्ता च गन्ता रन्ता उत्सृजति अपि ॥

એ જ જીવ છે, કે જે મનથી બધું જાણનાર, જીભથી સ્વાદ લેનાર, નેત્ર વડે, જોનાર, નાક(પ્રાણ) વડે સૂંઘનાર, ત્વચા વડે સ્પર્શ કરનાર, કાન વડે સાંભળનાર, મુખ વડે બોલનાર, હાથ વડે કરનાર પગ વડે ચાલનાર, ગુહ્યેંદ્રિય વડે રતિ કરનાર અને પાયુ (ગુદા) વડે મળનો ત્યાગ કરનાર પણ છે. ૩૬

### ઋતુકાળે યોનિનો વિકાસ તથા ઋતુકાળ પછી સંકોચ

दिने व्यतीते नियतं सङ्कुचत्यम्बुजं यथा ॥
ऋतौ व्यतीते नार्यास्तु योनिः संव्रियते तथा ॥३७॥

अन्वय—दिने व्यतीते यथा अम्बुजं नियतं सङ्कुचति तथा ऋतौ व्यतीते नार्याः योनिः तु संव्रियते ॥

દિવસ આથમ્યા પછી કમળ જેમ નિયમિત રીતે સંકોચાય છે, તેમ ઋતુકાળ વીતતાં સ્ત્રીની યોનિ પણ તે જ રીતે સંકોચાય છે

टीका—ऋतौ—रजोदर्शनात् षोडशदिवसात्मके काले। योनिस्तु गर्भाशयम्। પ્રથમ જે દિવસે આર્તવનું દર્શન થાય તે દિવસથી માંડી સોળ રાત્રિઓ સુધીના કાળને ઋતુકાળ કહે છે યોનિ એટલે સ્ત્રીના ગુહ્ય ભાગનું દ્વાર સમજવું ૩૭

### જોડલાં જન્મવાનું કારણ

बीजेऽन्तर्वायुना भिन्ने द्वौ जीवौ कुक्षिमागतौ।
यमावित्यभिधीयेते धर्मेतरपुरःसरौ ॥३८॥

अन्वय—अन्तर्वायुना बीजे भिन्ने कुक्षिम् आगतौ धर्मेतरपुरःसरौ द्वौ जीवौ यमौ इति अभिधीयेते ॥

અંદરના વાયુથી ગર્ભસ્થાનમાં ગયેલા બીજના બે વિભાગ થાય છે ત્યારે માતાની કૂખમાં આવેલા તથા ધર્મ અને અધર્મથી દોરાયેલા તે બે જીવ 'જોડલાં' એમ કહેવાય છે. ૩૮

टीका—तौ धर्मेतरपुरःसरौ—धर्मस्तदितरोऽधर्मस्तौ पुरःसरौ ययोः, तेन यमौ धर्माधर्माभ्यां भवत इत्यर्थः। ધર્મ અને અધર્મ જેમની આગળ ચાલે છે એવા એટલે ધર્મ અને અધર્મ જેમને આગળ થઈ જેમને ગર્ભસ્થાન પ્રાપ્ત કરાવ્યું છે એવા તે બે જીવો સમજવા, અર્થાત્ જોડલામાંના એકને ધર્મથી અને બીજાને અધર્મથી ઉત્પન્ન થયેલો ન સમજવો, પણ તે બન્ને ધર્મ તથા અધર્મથી ઉપજેલા હોય છે, એ ભાવ છે ૩૮

### પુત્ર, પુત્રી કે નપુંસક જન્મવાનું કારણ

आधिक्ये रेतसः पुत्रः कन्या स्यादार्तवेऽधिके।
नपुंसकं तयोः साम्ये यथेच्छा पारमेश्वरी ॥ ३९ ॥

अन्वय—रेतसः आधिक्ये पुत्रः, आर्तवे अधिके कन्या स्यात्। तयोः साम्ये नपुंसकं, यथा पारमेश्वरी इच्छा ॥

(વીર્ય અને આર્તવ ભેગા થતાં) જો વીર્યનો ભાગ વધારે હોય તો પુત્ર અને આર્તવનો ભાગ વધારે હોય તો કન્યા જન્મે છે; તેમ જ તે વીર્ય અને આર્તવ બન્ને સરખાં હોય તો નપુંસક જન્મે છે. પછી તો જેવી પરમેશ્વરની ઇચ્છા-ઈશ્વરેચ્છાની એ વાત છે, તેમાં કોઈનું કંઈ ચાલતું નથી. ૩૯

टीका—ननु वीर्ये सति कथं पुत्रोत्पत्तिः ? सदैवार्तवस्यैव बहुत्वात्। तत्र उच्यते—आर्तवं चतुरञ्जलिप्रमाणं, शुक्रं प्रसृतिमात्रमिति ॥ वाग्भटेऽप्युक्तमात्रेयादिभिः—કોઈ ને શંકા થાય કે (એમ વીર્યનો ભાગ અધિક હોય તો જ પુત્ર જન્મે), તો સ્ત્રીની યોનિમાં આર્તવ તો વીર્ય કરતાં સદા અધિક જ હોય છે, છતાં પુત્ર-સંતાન કેમ ઉત્પન્ન થાય છે ? કેમકે આર્તવ ચાર ખોબા જેટલું અને વીર્ય અર્ધો ખોબા જેટલું જ હોય છે, એમ કહેલું છે વાગ્ભટમાં તથા આત્રેયાદિ મુનિઓએ પણ કહ્યું છે, કે

'मज्जा मेदो वसा मूत्रपित्तश्लेष्मशकृन्त्यसृक् ॥
रसो जलं च देहेऽस्मिन्नेकैकाञ्जलिवर्धितम् ॥
पृथक् च प्रसृतं प्रोक्तमोजोमस्तिष्करेतसाम् ॥
द्वावञ्जली तु स्तन्यस्य चत्वारो रजसस्तु ते।
समधातोरिदं मानं विद्याद्वृद्धिक्षयावतः ॥

अन्वय—मज्जा मेदः वसा मूत्रपित्तश्लेष्मशकृन्ति असृक्, रसः च जलम् अस्मिन् देहे तु एकैकाञ्जलिवर्धितम्, ओजोमस्तिष्करेतसाम् च पृथक् प्रसृतं प्रोक्तम्, स्तन्यस्य तु द्वौ अञ्जली, रजसः तु ते चत्वारः, समधातोः इदं मानम्, अतः वृद्धिक्षयौ विद्यात् ॥

'મજ્જા, મેદ, વસા, મૂત્ર, પિત્ત, કફ મળ, રુધિર, રસ અને જળ, એ આ દેહમાં

એક એક ખોબો વધતાં વધતાં છે, પણ ઓજ, મગજ અને વીર્ય એ તો દરેક અર્ધો અર્ધો ખોબો જ છે; દૂધ બે ખોબા છે અને આર્તવ ચાર ખોબા છે. સમાન ધાતુવાળા શરીરમાં એમ હોય છે, પણ વિષમ ધાતુવાળા શરીરમાં આ ઉપરથી વધઘટ જાણી લેવાં.' અર્થાત્ આર્તવ કરતાં વીર્ય હમેશાં થોડું જ હોય.

ટીકા–નૈવમ્। યતો ગર્ભાશયસ્થમેવ શુક્રમાર્તવં ચ ગર્ભોત્પત્તિહેતુ:, શુક્રં કદાચિદત્યન્તહર્ષવશાદ્દુગ્ધાદિશુક્રલદ્રવ્યસેવનાત્ શુક્રબાહુલ્યાત્ ગર્ભાશયે બહુ સ્રવતિ, કદાચિદ્દુર્મનસ્યાદિના શુક્રાલ્પત્વાત્સ્વલ્પમિતિ। એવમાર્તવમપીતિ ન દોષ:॥ આ શંકાનું સમાધાન આ છે, કે એમ નથી; કેમકે ગર્ભાશયમાં રહેલું જ વીર્ય અને આર્તવ ગર્ભની ઉત્પત્તિનું કારણ હોય છે. કોઈક વખતે દૂધ વગેરે વીર્યજનક પદાર્થોનું સેવન કરવાથી અથવા અસંત હર્ષ ઊપજવાથી વીર્ય વિશેષ થઈને ગર્ભાશયમાં ઘણું પડે છે; ત્યારે કોઈક વખતે શોકાદિને લીધે કે વીર્ય ઓછું હોવાથી ગર્ભાશયમાં થોડું પડે છે; અને એ જ પ્રમાણે આર્તવ પણ ગર્ભાશયમાં ઘણું હોય તો આર્તવ કરતાં વીર્ય વધારે હોઈ શકે અને પુત્ર જન્મી શકે, એ અભિપ્રાયથી કહેલું આ વચન સત્ય જ છે, પણ દોષયુક્ત નથી.

### દોષાદિનું અમુક ચોક્કસ માપ ન હોઈ શકે

સુશ્રુત: પુનરાહ–સુશ્રુત પણ કહે છે:

'વૈલક્ષણ્યાચ્છરીરાણામસ્થાયિત્વાત્તથૈવ ચ।
દોષધાતુમલાનાં તુ પરિમાણં ન વિદ્યતે॥

અન્વય:–શરીરાણાં વૈલક્ષણ્યાત્ તથા એવ ચ અસ્થાયિત્વાત્ દોષધાતુમલાનાં પરિમાણં તુ ન વિદ્યતે॥

પ્રાણીઓનાં શરીરોની એકએકથી વિલક્ષણતા હોવાથી તથા તેઓનું અસ્થિરપણું હોવાથી તેમના દોષ, ધાતુ અને મળનું અમુક ચોક્કસ માપ હોઈ શકે નહિ.'

ટીકા–વૈલક્ષણ્યાત્ દીર્ઘહ્રસ્વકૃશાદિભેદેન સાદૃશ્યાભાવાત્, અસ્થાયિત્વાત્ વયોઽહર્નિશર્તુભુક્તેષ્વેકમાત્રાનવસ્થાનાત્॥ વિલક્ષણતા એટલે લાંબો, ટૂંકો (ઠીંગણો), પાતળો આદિ ભેદને લીધે સરખાપણું નથી; તેમ જ અસ્થિરપણું એટલે ઉંમર, દિવસ, રાત્રિ અને ઋતુના ભોગમાં એકસરખા માપની સ્થિતિ ન હોવાથી દોષાદિનું અમુક ચોક્કસ માપ થઈ શકતું નથી. ૩૯

### સ્ત્રીસેવનનો નિયમ

એવં તામભિસંગમ્ય પુનર્માસાદ્ભજેદસૌ। ૪૦

અન્વય:–એવં તામ્ અભિસઙ્ગમ્ય પુન: માસાત્ અસૌ ભજેત્।

એમ એકવાર સ્ત્રીસમાગમ કર્યા પછી ફરી એક માસ થયા પછી પુરુષે એને સેવવી.

ટીકા–માસાદૂર્ધ્વમિતિ શેષ:। અર્વાગ્ગમનેન ગર્ભદ્વારવિઘટ્ટનાદ્ગર્ભચ્યુતિપ્રસઙ્ગ: સ્યાત્। કેચિત્તુ પુન: પુષ્પદર્શનેન ગર્ભાલાભનિશ્ચયે માસાદૂર્ધ્વે ગચ્છેત્, લબ્ધગર્ભાં નૈવ ગચ્છેદિતિ વદન્તિ। આમ કહેવામાં આ અભિપ્રાય છે: માસ થયા પહેલાં સમાગમ કરવાથી ગર્ભના દ્વારને આઘાત થતાં ગર્ભપાત થવાનો પ્રસંગ આવે છે. કેટલાક આમ કહે છે, કે ફરી આર્તવ દેખાવાથી ગર્ભ રહ્યો નથી, એમ નિશ્ચય થાય તો સ્ત્રી પાસે જવું, એ અભિપ્રાય 'માસ પછી જવું' એમ કહેવામાં રહેલો છે; પણ ગર્ભ જો રહ્યો હોય, તો માસ થઈ ગયા પછી પણ ન જવું. ૪૦

### તરત સગર્ભા થયેલી સ્ત્રીનાં લક્ષણ

તત્ર પરિહાર્યપરિહારાર્થં સદ્યોગૃહીતગર્ભાયા લક્ષણમાહ–

ગર્ભ રહ્યા પછી તજવા જેવી બાબતોનો ત્યાગ કરવાના કારણે જેને તરત ગર્ભ રહ્યો હોય એવી સ્ત્રીનું લક્ષણ કહે છે:

શુક્રશોણિતયોર્યોનેરસ્રાવોઽથ શ્રમોદ્ભવ:।
સક્થિસાદ: પિપાસા ચ ગ્લાનિ: સ્ફૂર્તિર્ભગે ભવેત્॥

અન્વય:–યોને: શુક્રશોણિતયો: અસ્રાવ:, અથ શ્રમોદ્ભવ: સક્થિસાદ: પિપાસા ગ્લાનિ: ચ ભગે સ્ફૂર્તિ: ભવેત્।

યોનિ દ્વારા વીર્ય અને રુધિરનો સ્રાવ ન થાય, શરીરને થાક લાગે, સાથળનો ભાગ ભારે–સજડ થાય, તરસ લાગે, ગ્લાનિ ઊપજે અને યોનિમાં ફરકવું થાય, ત્યારે જાણવું કે ગર્ભ રહ્યો છે. ૪૧

### ગર્ભ રહ્યા પછીનાં લક્ષણ

સ્તનયોર્મુખકાર્ષ્ણ્યં સ્યાદ્રોમરાજ્યુદ્ગમસ્તથા।
અક્ષિપક્ષ્માણિ ચાપ્યસ્યા: સંમીલ્યન્તે વિશેષત:॥
છર્દયેત્પથ્યભુક્ ચાપિ ગન્ધાદુદ્વિજતે શુભાત્।
પ્રસેક: સદનં ચૈવ ગર્ભિણ્યા લિઙ્ગમુચ્યતે॥ ૪૨॥

અન્વય:–અસ્યા: સ્તનયો: મુખકાર્ષ્ણ્યં સ્યાત્ તથા રોમરાજ્યુદ્ગમ: ચ અક્ષિપક્ષ્માણિ અપિ વિશેષત: સંમીલ્યન્તે ચ પથ્યભુક્ અપિ છર્દયેત્ શુભાત્ ગન્ધાત્ ઉદ્વિજતે।

એ સગર્ભા થયેલી સ્ત્રીનાં બંને સ્તનની

માતાપિતાના અતિ અલ્પ વીર્યને લીધે 'આસેક્ય' પુરુષ થાય છે; તે વીર્યનું પ્રાશન કરી ખરેખર લિંગનું ઉત્થાન પામે છે. ૫૦

ટીકા—પિત્રોર્માતાપિત્રોઃ સ્વલ્પવીર્યત્વાત્—સ્વલ્પશુક્રત્વાત્ । આસેક્યનામા મુખયોનીતિનામાન્તરઃ । સ શુક્રં પ્રાશ્યેતિ—સ પુરુષોઽન્યપુરુષેણ સ્વમુખે મૈથુનં કારયિત્વા તસ્ય શુક્રં પ્રાશ્ય મેહનોત્થાનં લભત ઇત્યર્થઃ ॥ માતા તથા પિતા બન્નેનું વીર્ય સમાન હોય છતાં ઘણું જ થોડું હોય તો 'આસેક્ય' નામે નપુંસક જન્મે છે; તેનું બીજું નામ 'મુખયોનિ' છે. તે પુરુષ બીજા પુરુષ પાસે પોતાના મુખમાં મૈથુન કરાવી પોતાના મુખમાં પડેલું તેનું વીર્ય ખાઈ જાય છે, તેથી તેનું લિંગ ઉત્થાન પામે છે. ૫૦

## સૌગંધિક અથવા નાસાયોનિ નપુંસક

યઃ પૂતિયોનૌ જાયેત સ હિ સૌગન્ધિકો ભવેત્ ।
સ યોનિશેફસૌગન્ધ્યમાઘ્રાય લભતે બલમ્ ॥૫૧

અન્વયઃ—યઃ પૂતિયોનૌ જાયેત સઃ હિ સૌગન્ધિકઃ ભવેત્, સઃ યોનિશેફસૌગન્ધ્યમ્ આઘ્રાય બલં લભતે ।

જે પુરુષ દુર્ગંધી યોનિમાં જન્મ્યો હોય, તે 'સૌગંધિક' નામે નપુસક થાય છે; તે પુરુષ યોનિ અથવા લિંગનો ગંધ સૂંઘી (લિંગમાં) બળ મેળવે છે. ૫૧

ટીકા—સૌગન્ધિકઃ સૌગન્ધિકનામા, નાસાયોનીતિનામાન્તરમ્ । બલ—મૈથુને શક્તિમ્ । સોગંધિકનું બીજું નામ નાસાયોનિ છે; તે લિંગમાં બળ મેળવે છે—એટલે વાસ લીધા પછી મૈથુન કરવાની શક્તિ પામે છે. ૫૧

## કુંભિક અથવા ગુદયોનિ નપુંસક

સ્વે ગુદેઽબ્રહ્મચર્યાદ્યઃ સ્ત્રીષુ પુંવત્ પ્રવર્તતે ।
સ કુમ્ભિક ઇતિ જ્ઞેયો ગુદયોનિસ્તુ સ સ્મૃતઃ ॥૫૨

અન્વયઃ—યઃ સ્વે ગુદે અબ્રહ્મચર્યાત્ સ્ત્રીષુ પુંવત્ પ્રવર્તતે, સઃ કુમ્ભિકઃ ઇતિ જ્ઞેયઃ, સ તુ ગુદયોનિઃ સ્મૃતઃ ।

જે પુરુષ પોતાની ગુદામાં મૈથુન કરાવે તથા સ્ત્રીઓ વિષે પુરુષની પેઠે આચરણ કરે—એટલે સ્ત્રીઓ પોતાના પ્રત્યે પુરુષ પેઠે આચરે, એમ ઇચ્છે, તેને કુંભિક નપુંસક જાણવો; તેને ગુદયોનિ પણ કહે છે. ૫૨

ટીકા—અબ્રહ્મચર્યાત્—બ્રહ્મચર્યમ્—અમૈથુનમ્, અબ્રહ્મચર્ય—મૈથુનમ્, કિંતુ સ્ત્રીવત્ અધોભૂતઃ સ્વે ગુદે પુરુષાન્તરેણ મૈથુનં તસ્માત્ । બ્રહ્મચર્ય એટલે મૈથુન કરવું નહિ તે; અબ્રહ્મચર્ય એટલે મૈથુન કરવું; પરંતુ આ કુંભિક તો સ્ત્રીની પેઠે નીચે રહી પોતાની ગુદામાં બીજા પુરુષ પાસે મૈથુન કરાવે છે; તેથી તે ગુદયોનિ કહેવાય છે. ૫૨

## ઈર્ષ્યક અથવા દૃષ્ટિયોનિ નપુંસક

દૃષ્ટ્વા વ્યવાયમન્યેષાં વ્યવાયે યઃ પ્રવર્તતે ।
ઈર્ષ્યકઃ સ તુ વિજ્ઞેયો દૃષ્ટિયોનિસ્તુ સ સ્મૃતઃ ॥૫૩

અન્વયઃ—યઃ અન્યેષાં વ્યવાયં દૃષ્ટ્વા વ્યવાયે પ્રવર્તતે, સઃ તુ ઈર્ષ્યકઃ વિજ્ઞેયઃ, સઃ તુ દૃષ્ટિયોનિઃ સ્મૃતઃ ।

જે પુરુષ બીજાઓનું મૈથુન જોઈ મૈથુન કરવા તૈયાર થાય, તેને 'ઈર્ષ્યક' નપુંસક જાણવો; તેને દૃષ્ટિયોનિ પણ કહે છે. ૫૩

## ષંઢ નપુંસક

યો ભાર્યાયામૃતૌ મોહાદઙ્ગનેવ પ્રવર્તતે ।
તત્ર સ્ત્રીચેષ્ટિતાકારો જાયતે ષણ્ઢસંજ્ઞકઃ ॥ ૫૪ ॥

અન્વય —યઃ ઋતૌ મોહાત્ ભાર્યાયામ્ અઙ્ગના ઇવ પ્રવર્તતે, તત્ર સ્ત્રીચેષ્ટિતાકારઃ ષણ્ઢસંજ્ઞકઃ જાયતે ।

જે પુરુષ ઋતુકાળે મોહથી પોતાની સ્ત્રી વિષે સ્ત્રીની પેઠે મૈથુન કરવા પ્રવૃત્ત થાય; એટલે પુરુષ પોતે સ્ત્રીની પેઠે નીચે ચત્તો રહે અને સ્ત્રીને પુરુષની પેઠે પોતાની ઉપર રાખી મૈથુન કરે; અને તેમાં જે ગર્ભ રહી પુરુષ જન્મે, તે 'ષંઢ' નામે નપુંસક થાય છે; તેની ચેષ્ટા તથા આકાર પણ સ્ત્રી જેવાં જ હોય છે. ૫૪

ટીકા—સ્ત્રીચેષ્ટિતાકારઃ—સ્ત્ર્યાકારઃ—શ્મશ્રુરહિતઃ, સ્ત્રીચેષ્ટિતઃ—સમેહનોઽપિ પુરુષશક્તિરહિતઃ ॥ કિન્તુ સ્ત્રીવદધોભૂતઃ સ્વે ગુદે પુરુષાન્તરેણ મૈથુનમ્ (કારયતીત્યર્થઃ)। તેની ચેષ્ટા સ્ત્રી જેવી એટલે તેના જેવા લટકા, અને આકાર પણ સ્ત્રી જેવો એટલે મૂછ વગેરેથી રહિત હોય છે; વળી તેને લિંગ હોય છતાં પુરુષશક્તિથી રહિત હોઈ સ્ત્રીની પેઠે નીચે પડી પોતાની ગુદામાં બીજા પુરુષ દ્વારા મૈથુન કરાવવું, એમ પણ સ્ત્રીની ચેષ્ટા તે કરે છે. ૫૪

## નરના જેવી ચેષ્ટાવાળી (વંધ્ય) કન્યા

ઋતૌ ઋતૌ પુરુષવત્પ્રવર્તેતાઙ્ગના યદિ ।
તત્ર કન્યા યદિ ભવેત્સા ભવેન્નરચેષ્ટિતા ॥ ૫૫ ॥

અન્વયઃ—ઋતૌ ઋતૌ અઙ્ગના યદિ પુરુષવત્ પ્રવર્તેત, તત્ર યદિ કન્યા ભવેત્, સા નરચેષ્ટિતા ભવેત્ ।

દરેક ઋતુકાળે (મૈથુન કરતી વેળા) સ્ત્રી જો પુરુષની પેઠે આચરણ કરે—એટલે તે પુરુષને નીચે રાખી પોતે ઉપર રહીને મૈ...

કરાવે અને તેમાં જો કન્યા ઉત્પન્ન થાય, તો તે પુરુષના જેવી ચેષ્ટાવાળી થાય. ૫૫

### ગર્ભની બીજી પ્રકૃતિઓ

यदा नार्यावुपेयातां वृषस्यन्त्यौ कथंचन ।
मुञ्चन्त्यौ शुक्रमन्योन्यमनस्थिस्तत्र जायते ॥५६॥

अन्वय—यदा नार्यौ कथंचन वृषस्यन्त्यौ उपेयाताम्, अन्योन्यं शुक्रं मुञ्चन्त्यौ (भवतः) तत्र अनस्थि जायते।

જ્યારે બે સ્ત્રીઓ કોઈ પ્રકારે સામસામું મૈથુન કરવા તત્પર થાય અને સામસામું બીજીની યોનિમાં વીર્ય મૂકે, ત્યારે તેમાં અસ્થિ વિનાનો ગર્ભ ઉત્પન્ન થાય છે. ૫૬

टीका—पुरुषवत् स्त्रियमारुह्य या तस्या योनौ योनि- घर्षणं करोति । अनस्थि—अस्थिवर्जं गर्भम्, कोमलास्थिकमित्यर्थः । અર્થાત્ એક સ્ત્રી પુરુષની પેઠે બીજી સ્ત્રી ઉપર ચડી તેની યોનિ પર પોતાની યોનિનું ઘર્ષણ કરે, ત્યારે (સામસામે) વીર્ય છોડી બીજીની યોનિમાં મૂકવાથી અસ્થિ વિનાનો ગર્ભ ઉત્પન્ન થાય છે—અસ્થિ વિનાનો એટલે કે કોમળ અસ્થિવાળો.

ऋतुस्नाता तु या नारी स्वप्ने मैथुनमाचरेत् ।
आर्तवं वायुरादाय कुक्षौ गर्भं करोति हि ॥५७॥
मासि मासि प्रवर्धेत स गर्भो गर्भलक्षणः ।
कललं जायते तस्य वर्जितं पैतृकैर्गुणैः ॥५८॥

अन्वय—या तु नारी ऋतुस्नाता स्वप्ने मैथुनम् आचरेत्, वायुः आर्तवम् आदाय कुक्षौ गर्भं हि करोति । स गर्भः मासि मासि गर्भलक्षणः प्रवर्धेत, तस्य पैतृकैः गुणैः वर्जितं कललं जायते ।

જે સ્ત્રી ઋતુસ્નાન કર્યા પછી સ્વપ્નમાં જો મૈથુન કરે, તો વાયુ તેના આર્તવને લઈ તેની કૂખમાં ગર્ભ ઉત્પન્ન કરે છે, તે ગર્ભ, ગર્ભનાં લક્ષણથી યુક્ત હોઈ મહિને મહિને વૃદ્ધિ પામે છે. તેનો પિતા સંબંધી ગુણથી રહિત એવો માંસનો એક લોચો ઉપજે છે ૫૭,૫૮

टीका—गर्भलक्षणः—गर्भलक्षणैः । पैतृकैर्गुणैः—केशश्मश्रुलोमनखदन्तसिरास्नायुधमनीरेतःप्रभृतिभिः ॥ ગર્ભનાં લક્ષણવાળો ભર્તા વિનાના ગુણથી રહિત એટલે કેશ, દાઢી, રુવાંટાં, નખ, દાંત, શિરા, સ્નાયુ, ધમની, વીર્ય ઇત્યાદિથી રહિત હોય છે. ૫૮

सर्पवृश्चिककूष्माण्डाकृतयो विकृताश्च ये ।
गर्भास्ते योषितस्तासां ज्ञेयाः पापकृतो भृशम् ॥५९॥
गर्भो वातप्रकोपेण दोहदे वापमानिते ।
भवेत् कुब्जः कुणिः पङ्गुर्मूको मिन्मिन एव च ॥६०॥

अन्वय—ये गर्भाः सर्पवृश्चिककूष्माण्डाकृतयः च विकृताः (स्युः), ते च तासां योषितां भृशं पापकृताः ज्ञेयाः । दोहदे च अपमानिते वातप्रकोपेण गर्भः कुब्जः कुणिः पङ्गुः मूकः च मिन्मिनः एव भवेत् ॥

(સ્ત્રીઓને) જે ગર્ભ સર્પ, વીંછી અને કોળા જેવી આકૃતિવાળા અને વિકૃત થાય છે, તે ગર્ભને અને તે સ્ત્રીઓને અત્યંત પાપી સમજવા. ગર્ભવતી સ્ત્રીની ઇચ્છાનું અપમાન કરવાથી વાયુનો પ્રકોપ થવાને લીધે તે ગર્ભ કૂબડો, ખોડીલો, લંગડો, મૂંગો તથા બોબડો જ થાય છે. ૫૯,૬૦

### જેવાં માતાપિતા તેવી પ્રજા

आहाराचारचेष्टाभिर्यादृशीभिः समन्वितौ ।
स्त्रीपुंसौ समुपेयातां तयोः पुत्रोऽपि तादृशः ॥६१॥

अन्वय—यादृशीभिः आहाराचारचेष्टाभिः समन्वितौ स्त्रीपुंसौ समुपेयातां तयोः पुत्रः अपि तादृशः (स्यात्) ॥

જેવો આહાર, જેવો આચાર અને જેવી ચેષ્ટાથી યુક્ત કોઈ સ્ત્રી-પુરુષ સમાગમ કરે છે, તે બેથી થયેલો પુત્ર પણ તેવો જ થાય. ૬૧

टीका—समुपेयातां—संयोगं गच्छेताम्—એટલે સમાગમ કરે છે ૬૧

### ગર્ભનું લક્ષણ

गर्भाशयगतं शुक्रमार्तवं जीवसंज्ञकम् ।
प्रकृतिः सविकारा च तत्सर्वं गर्भसंज्ञकम् ॥६२॥
कालेन वर्धितो गर्भो यदाङ्गोपाङ्गसंयुतः ।
भवेत्तदा स मुनिभिः शरीरीति निगद्यते ॥६३॥

अन्वय—गर्भाशयगतं शुक्रम् आर्तवं जीवसंज्ञकं सविकारा च प्रकृतिः तत् सर्वं गर्भसंज्ञकम्, कालेन वर्धितः गर्भः यदि अङ्गोपाङ्गसंयुतः भवेत् तदा स मुनिभिः शरीरी इति निगद्यते ॥

ગર્ભાશયમાં ગયેલું વીર્ય, આર્તવ, તેમાં પ્રકટ થયેલો જીવ તથા વિકારયુક્ત પ્રકૃતિ એ સર્વની 'ગર્ભ' એવી સંજ્ઞા છે. એ ગર્ભ કાળે કરી જ્યારે વધેલો થાય છે તથા અંગ અને ઉપાંગથી યુક્ત થાય છે, ત્યારે મુનિઓ તેને 'શરીરી' અથવા શરીરવાળો કહે છે.

टीका—अङ्गोपाङ्गसंयुतः—साङ्गोपाङ्गः । અંગ અને ઉપાંગયુક્ત એટલે અંગ તથા ઉપાંગ પ્રકટે છે ત્યારે,

એમ સમજવું. ૬૩

## મનુષ્યનાં અંગ તથા ઉપાંગ

तस्य त्वङ्गान्युपाङ्गानि ज्ञात्वा सुश्रुतशास्त्रतः ।
मस्तकादभिधीयन्ते शिष्याः शृणुत यत्नतः ॥६४
आद्यमङ्गं शिरः प्रोक्तं तदुपाङ्गानि कुन्तलाः ।
तस्यान्तर्मस्तुलुङ्गं च ललाटं भ्रूयुगं तथा ॥६५॥
नेत्रद्वयं तयोरन्तर्वर्तेते द्वे कनीनिके ।
दृष्टिद्वयं कृष्णगोलौ श्वेतभागौ च वर्त्मनी ॥६६॥
पक्ष्माण्यपाङ्गे शङ्खौ च कर्णौ तच्छष्कुलिद्वयम् ।
पालिद्वयं कपोलौ च नासिका च प्रकीर्तिता ॥६७॥
ओष्ठाधरौ च सृक्किण्यौ मुखं तालु हनुद्वयम् ।
दन्ताश्च दन्तवेष्टश्च रसना चिबुकं गलः ॥ ६८ ॥
द्वितीयमङ्गं ग्रीवा तु यया मूर्धा विधार्यते ।
तृतीयं बाहुयुगलं तदुपाङ्गान्यथ ब्रुवे ॥ ६९ ॥
तत्रोपरि मतौ स्कन्धौ प्रगण्डौ भवतस्त्वधः ।
कफोणियुक्तं तदधः प्रकोष्ठयुगलं तथा ॥ ७० ॥
मणिबन्धौ तले हस्तौ तयोश्चाङ्गुलयो दश ।
नखाश्च दश ते स्याख्या दश चैवाः प्रकीर्तिताः ॥
चतुर्थमङ्गं वक्षस्तु तदुपाङ्गान्यथ ब्रुवे ।
स्तनौ पुंसस्तथा नार्या विशेष उभयोरयम् ॥७२
यौवनागमने नार्याः पीवरौ भवतः स्तनौ ।
गर्भवत्याः प्रसूतायास्तावेव क्षीरपूरितौ ॥ ७३ ॥
हृदयं पुण्डरीकेण सदृशं स्यादधोमुखम् ।
जाग्रतस्तद्विकसति स्वपतस्तु निमीलति ॥ ७४ ॥
आशयस्तत्तु जीवस्य चेतनास्थानमुत्तमम् ।
अतस्तस्मिंस्तमोव्याप्ते प्राणिनः प्रस्वपन्ति हि ॥७५

टीका–चेतनास्थानमुत्तममिति, अयमभिप्रायः

'चेतनानामधिष्ठानं मनो देहश्च सेन्द्रियः ।
केशलोमनखाग्रं च मलं द्रव्यगुणैर्विना ॥'

–इत्युक्तवता चरकेण सकलं शरीरं चेतनास्थानमुक्तम्, तदपेक्षया हृदयं विशेषतश्चेतनास्थानमिति ।

कक्षयोर्वक्षसः सन्धी जत्रुणी समुदाहृते ।
कक्षे उभे समाख्याते तयोः स्यातां च वङ्क्षणौ ॥७६
उदरं पञ्चमं चाङ्गं षष्ठं पार्श्वद्वयं मतम् ।
सपृष्ठवंशं पृष्ठं तु समस्तं सप्तमं स्मृतम् ॥७७॥
उपाङ्गानि च कथ्यन्ते तानि जानीहि यत्नतः ।
शोणिताज्जायते प्लीहा वामतो हृदयादधः ॥७८॥
रक्तवाहिशिराणां स मूलं ख्यातो महर्षिभिः ।
हृदयाद्वामतोऽधश्च फुप्फुसो रक्तफेनजः ॥७९॥
अधो दक्षिणतश्चापि हृदयाद्यकृतः स्थितिः ।
तत्तु रञ्जकपित्तस्य स्थानं शोणितजं मतम् ॥८०॥
अधस्तु दक्षिणे भागे हृदयात्क्लोम तिष्ठति ।
जलवाहिशिरामूलं तृष्णाच्छादनकृन्मतम् ॥८१॥

टीका–क्लोम तिलकम्, एतत्तु वातरक्तजम्, अत्र वृद्धवाग्भटः

'रक्तादनिलसंयुक्तात्तिलकस्य समुद्भवः.' इति ।

मेदःशोणितयोः साराद्वृक्कयोर्युगलं भवेत्
तौ तु पुष्टिकरौ प्रोक्तौ जठरस्थस्य मेदसः ॥८२॥
उर्काः सार्धास्त्रयो व्यामाः पुंसामन्त्राणि सूरिभिः ।
अर्धव्यामेन हीनानि योषितोऽन्त्राणि निर्दिशेत् ॥८३
उन्डुकश्च कटी चापि त्रिकं वस्तिश्च वङ्क्षणौ ।
कण्डराणां प्ररोहः स्यात्स्थाने तद्वीर्यमूत्रयोः ॥८४
स एव गर्भस्याधानं कुर्याद्गर्भाशये स्त्रियाः ।
शङ्खनाभ्याकृतिर्योनिस्त्र्यावर्ता सा च कीर्तिता ॥८५
तस्यास्तृतीये त्वावर्ते गर्भशय्या प्रतिष्ठिता ।
वृषणौ भवतः सारात्कफासृग्भ्यां च मेदसाम् ॥८६
वीर्यवाहिशिराधारौ तौ मतौ पौरुषावहौ ।
गुदस्य मानं सर्वस्य सार्धं स्याच्चतुरङ्गुलम् ॥८७
तत्र स्युर्वलयस्तिस्रः शङ्खावर्तनिभास्तु ताः ।
प्रवाहिणी भवेत्पूर्वा सार्धाङ्गुलमिता मता ॥८८
उत्सर्जनी तु तदधः सा सार्धाङ्गुलसंमिता ।
तस्याधः संवरणी स्यादेकाङ्गुलसमा मता ॥८९
अर्धाङ्गुलप्रमाणं तु बुधैर्गुदमुखं मतम् ।
मलोत्सर्गस्य मार्गोऽयं पायुर्देहे विनिर्मितः ॥९०
पुंसः प्रोथौ स्मृतौ यौ तु तौ नितम्बौ च योषितः ।
तयोः ककुन्दरे स्यातां सक्थिनी त्वङ्गमष्टमम् ॥९१
तदुपाङ्गानि च ब्रूमो जानुनी पिण्डिकाद्वयम् ॥
जङ्घे द्वे घुटिके पार्ष्णी तले च प्रपदे तथा ।
पादावङ्गुलयस्तत्र दश तासां नखा दश ॥९२

अन्वयः–तस्य तु अङ्गानि उपाङ्गानि सुश्रुतशास्त्रतः ज्ञात्वा मस्तकात् अभिधीयन्ते, हे शिष्याः ! यत्नतः शृणुत ॥

आद्यम् अङ्गं शिरः प्रोक्तं, तदुपाङ्गानि कुन्तलाः, तस्य अन्तः मस्तुलुङ्गं च ललाटं तथा भ्रूयुगं, नेत्रद्वयं, तयोः अन्तर् द्वे कनीनिके वर्तेते, दृष्टिद्वयं कृष्णगोलौ श्वेतभागौ च वर्त्मनी, पक्ष्माणि अपाङ्गे शङ्खौ च कर्णौ तच्छष्कुलिद्वयम् । पालिद्वयं कपोलौ च सृक्किण्यौ मुखं तालु हनुद्वयम् । च दन्ताः दन्तवेष्टः च रसना चिबुकं गलः ।

द्वितीयम् अङ्गं तु ग्रीवा, यया मूर्धा विधार्यते । तृतीयं बाहुयुगलम्, अथ तदुपाङ्गानि ब्रुवे, तत्र उपरि स्कन्धौ मतौ, अधः तु प्रगण्डौ भवतः, तथा तदधः कफोणियुक्तं प्रकोष्ठयुगलं मणिबन्धौ तले हस्तौ, तयोः च अङ्गुलयः

વામાં આ અભિપ્રાય છે: જો કે 'કેશ, રૂંવાં, નખના અગ્રભાગ, મળ અને દ્રવ્ય–ગુણ વિના બાકીનો ઇંદ્રિયો સહિત દેહ તથા મન, એ ચેતનાનું સ્થાન છે.' એમ કહીને ચરક મુનિએ આખા શરીરને ચેતનાનુ સ્થાન કહેલું છે, પણ તેના કરતાંયે હૃદય તો ખાસ વધારે ચેતનાનું સ્થાન છે, એમ અહીં કહેવાનો ભાવ છે.) બગલ અને છાતીની વચ્ચેના સાંધાને જત્રુ (હાંસડી) કહે છે; તે બે જત્રુ, અને બે જે બગલ કહી છે, તેના બે બગલના સાંધા (વંક્ષણ) બનેલા છે.

હવે પાંચમું અંગ ઉદર (પેટ) છે; છઠ્ઠું અંગ બે પાસાં છે અને સાતમું અંગ બરડાની કરોડ સુદ્ધાં બરડો (પીઠ) છે; તેનાં ઉપાંગ હું તને કહું છું; તેઓને તું કાળજીથી સમજ. હૃદયની નીચે ડાબે પડખે રુધિરમાંથી પ્લીહા (બરળ) ઉત્પન્ન થાય છે; તે લોહીને વહેતી નાડીઓનું મૂળ છે, એમ મહર્ષિઓએ કહેલુ છે; તેમજ હૃદયથી નીચે ડાબે પડખે ફેફસું છે; તે રુધિરના ફીણમાંથી ઉત્પન્ન થયેલું છે; હૃદયની નીચે જમણે પડખે યકૃત્ આવેલું છે; તે રુધિરથી ઉત્પન્ન થયેલું અને રંજક પિત્તનું સ્થાન છે. હૃદયની નીચે જમણે પડખે ક્લોમન્ આવેલું છે; તે જળને વહેતી નાડીઓનું મૂળ છે. અને તરસને છિપાવનાર મનાય છે. (ક્લોમનનું જ બીજું નામ તિલક છે તથા તે વાયુ તથા રુધિરથી ઊપજેલું છે. વૃદ્ધવાગ્ભટ[1] કહે છે કે, 'વાયુ સાથે મળેલા લોહીથી કોષ્ઠનું ઉત્પન્ન થયેલું છે;') મેદ અને રુધિરના સારથી બન્ને અંડકોશ બનેલા છે તથા તે જઠરમાં રહેલા મેદને પુષ્ટિ કરનારા છે. વિદ્વાન પુરુષોએ પુરુષનાં આંતરડાં સાડાત્રણ વાંભ લાંબાં કહેલાં છે તથા સ્ત્રીઓનાં આંતરડાં તે કરતાં અરધી વાંભ ઓછાં (ત્રણ વાંભ) છે. ઉન્દુક, કટિ, ત્રિક (બરડાની કરોડનો છેડો), પેડુ, જાંઘના બે સાંધા, મોટા સ્નાયુના અંકુર–તે વીર્ય અને મૂત્રનું સ્થાન છે; તથા સ્ત્રીના ગર્ભાશયમાં ગર્ભનું સ્થાપન પણ તે જ કરે છે. યોનિ શંખની નાભિ જેવી છે તથા તેને ત્રણ આવર્ત હોય છે, એમ કહ્યું છે. તેના ત્રીજા આવર્તમાં ગર્ભને રહેવાનું સ્થાન છે. કફ, રુધિર અને મેદના તત્ત્વથી વૃષણ બનેલા છે; તે વીર્યને વહેતી નાડીના આધારભૂત છે અને પુરુષત્વને આપનાર છે. હરકોઈની ગુદાનું માપ સાડાચાર આંગળ છે; તથા તેમાં શંખના આવર્ત જેવા ત્રણ આવર્ત (આંટા) છે. ગુદાનું પહેલું આવર્ત પ્રવાહિણી કહેવાય છે, તે દોઢ આંગળનું છે; તેની નીચે ઉત્સર્જની નામે (બીજું) આવર્ત છે; તે પણ દોઢ આંગળનું છે; તેની નીચે સંવરણી નામે (ત્રીજું) આવર્ત છે, તે એક આંગળનું છે. પંડિતોએ ગુદાનું મુખ અર્ધા આંગળ પ્રમાણનું માન્યું છે. આ ગુદસ્થાન શરીરમાં મળનો ત્યાગ કરવાના માર્ગરૂપે રચાયું છે. પુરુષનાં જે પ્રોથ (ઢગરાં) કહેવાય છે, તે જ સ્ત્રીના નિતંબ કહેવાય છે. ઢગરાંની ઉપર તથા કરોડની નીચે બે બાજુએ જે ખાડા હોય છે, તેને કકુંદર કહે છે.

બન્ને સાથળો એ આઠમું અંગ છે; તેનાં ઉપાંગ અમે તમને કહીએ છીએ: બંને ઘૂંટણ, બંને પિંડીઓ, બે ઘૂંટીઓ, બે પગની પાટલીઓ, બે પગની એડીઓ, બે પગ, તેની દશ આંગળીઓ અને તેના દશ નખ. ૬૫–૯૨

અથેદં શરીરમપરેણાપિ યેન યેન સમવાયિકારણેનોત્પદ્યતે તાનિ સર્વાણ્યાહ–

હવે આ શરીર બીજા પણ જે જે સમવાયી (મૂળ) કારણ વડે ઉત્પન્ન થાય છે. તે બધાં કહે છે:

[1] વર્ધતે સ્મ જ્ઞાનેન વયસા ચેતિ વૃદ્ધઃ, ઉચ્યતે ઇતિ વાક્–વાણી; ભટતિ–ધારયતિ પોષયતિ વા પરિમાપતે ચેતિ ભટઃ, વાચિ ભટઃ–વાગ્ભટઃ, વૃદ્ધશ્ચાસૌ વાગ્ભટઃ વૃદ્ધવાગ્ભટઃ । જ્ઞાન તથા ઉંમરથી ખૂબ વધ્યા તેથી વૃદ્ધ; બોલાય તે વાણી; ધારણપોષણ કરે અથવા છટાદાર જે ભાષણલેખન કરે–તે ભટ; વાણીમાં ભટ–વીર–તે વાગ્ભટ–વાણીવીર, સુંદર બોલનાર–લખનાર, મહાવિદ્વાન; ખૂબ જ્ઞાનવૃદ્ધ તથા વયોવૃદ્ધ મહાવિદ્વાન–તે વાગ્ભટ.

એ નામે કહ્યા છે. ૯૯

ટીકા–दोषा इत्यत्र दुष् वैकृत्ये इति दुष्धातोः दुष्यन्त्येभिरिति वाक्ये 'अकर्तरि च कारके संज्ञायाम्' इत्यनेन सूत्रेण करणेऽर्थे घञ् प्रत्ययः । દુષ્ ધાતુનો અર્થ વિકાર પમાડવો એવો થાય છે. 'एभिः दुष्यन्ति' (એમના વડે દોષ પામે છે), એ વાક્યમાં 'अकर्तरि च०' એ વ્યાકરણસૂત્ર વડે કરણ અર્થમાં ઘઞ્ પ્રત્યય લાગ્યો છે. ૯૯

ते धातवोऽपि विद्वद्भिर्गदिता देहधारणात् ।
मलाश्च ते रसादीनां मलिनीकरणान्मताः ॥१००॥

અન્વયઃ–ते देहधारणात् विद्वद्भिः धातवः अपि गदिताः, ते च रसादीनां मलिनीकरणात् मलाः मताः ॥

તેઓ દેહનું ધારણ કરે છે, માટે એ દોષને વિદ્વાનો 'ધાતુઓ'[1] પણ કહે છે; વળી આ દોષો રસાદિને મલિન કરે છે; તેથી તેમને 'મલ'[2] એ નામે પણ કહે છે. ૧૦૦

ટીકા–यत आह सुश्रुतः–

'विसर्गादानविक्षेपैः सोमसूर्यानिला यथा ।
धारयन्ति जगद्देहं कफपित्तानिलास्तथेति ॥'

अत्र यथासंख्येनान्वयो बोद्धव्यः । विसर्गादानं वातस्यैव । विक्षेपः शीतोष्णादीनां विविधप्रकारेण प्रेरणम् ॥ સુશ્રુત પણ કહે છે: 'વિસર્ગ (ત્યાગ કરવો), આદાન (ગ્રહણ કરવું) અને વિક્ષેપ (ફેંકવું), એ ત્રણ ક્રિયાઓ વડે જેમ ચંદ્ર, સૂર્ય અને વાયુ જગતને ધારણ કરે છે, તેમ કફ, પિત્ત અને વાયુ પણ અનુક્રમે એ ત્રણ ક્રિયાઓ વડે દેહને ધારણ કરે છે.' આ વાક્યમાં એ ત્રણ ક્રિયાઓનો સંબંધ અનુક્રમે સમજવો; જેમકે ચંદ્ર વિસર્ગક્રિયાથી, સૂર્ય આદાનક્રિયાથી અને વાયુ વિક્ષેપક્રિયાથી જગતને ધારણ કરે છે, તેમ કફ વિસર્ગક્રિયાથી, પિત્ત લોહીથી કા[illegible]ક્રિયાથી તથા વાયુ વિક્ષેપક્રિયાથી દેહને ધારણ કરે છે–અર્થાત્ સોમ, સૂર્ય અને વાયુની તથા કફ, પિત્ત અને વાત એમની ક્રિયાઓ જગતમાં તથા દેહમાં અનુક્રમે સમાન છે; માટે તેઓના ગુણ પણ અનુક્રમે સમાન છે, એમ ગ્રંથકર્તા અહીં જણાવે છે. ઉપર વિક્ષેપ શબ્દ જે કહ્યો છે, તેનો અર્થ ઠંડી, ગરમી વગેરેની વિવિધ પ્રેરણા એવો સમજવો. ૧૦૦

## વાયુનું સ્વરૂપ

दोषधातुमलादीनां नेता शीघ्रः समीरणः ।
रजोगुणमयः सूक्ष्मो रूक्षः शीतो लघुश्चलः ॥१०१
उत्साहोच्छ्वासनिःश्वासचेष्टावेगप्रवर्तनैः ।
सम्यग् गत्या च धातूनामिन्द्रियाणां च पाटवैः ॥
अनुगृह्णात्यविकृतो हृदयेन्द्रियचित्तधृक् ।
रजोगुणमयः सूक्ष्मः शीतो रूक्षो लघुश्चलः ॥१०३
खरो मृदुर्योगवाही संयोगादुभयार्थकृत् ।
दाहकृत् तेजसा युक्तः शीतकृत्सोमसंश्रयात् ॥१०४
विभागकरणाद्वायुः प्रधानं दोषसंग्रहे ।
पक्वाशयकटीसक्थिस्रोतोऽस्थिस्पर्शनेन्द्रियम् ।
स्थानं वातस्य तत्रापि पक्वाधानं विशेषतः ॥१०५

અન્વયઃ–दोषधातुमलादीनां नेता शीघ्रः समीरणः रजोगुणमयः सूक्ष्मः रूक्षः शीतः लघुः चलः (सन्) उत्साहोच्छ्वासनिःश्वासचेष्टावेगप्रवर्तनैः च सम्यक् गत्या धातूनां च इन्द्रियाणां पाटवैः अनुगृह्णाति, अविकृतः हृदयेन्द्रियचित्तधृक् रजोगुणमयः सूक्ष्मः शीतः रूक्षः लघुः चलः खरः मृदुः योगवाही संयोगात् उभयार्थकृत, तेजसा युक्तः दाहकृत, सोमसंश्रयात् शीतकृत, विभागकरणात् वायुः दोषसंग्रहे प्रधानम् । पक्वाशयकटीसक्थिस्रोतोऽस्थिस्पर्शनेन्द्रियं वातस्य स्थानं, तत्र अपि पक्वाधानं विशेषतः ॥

દોષ, ધાતુ અને મળ વગેરેને જે એક સ્થાનેથી બીજા સ્થાને લઈ જાય છે તથા જલદી કામ કરે છે, તે વાયુ[3] છે; વળી તે નિર્વિકાર હોય તો ઉત્સાહ, ઉચ્છ્વાસ, નિઃશ્વાસ, ચેષ્ટાઓ તથા વેગથી પ્રવૃત્તિ કરવા વડે અને ધાતુઓની સારી રીતે ગતિ કરીને તેમ જ ઇંદ્રિયોને ચપળતા આપીને દેહનો અનુગ્રહ અથવા બરાબર ટકાવ કરે છે; તેમ હૃદયને, ઇંદ્રિયોને અને ચિત્તને પણ ધારણ કરી રાખે છે; વળી તે રજોગુણમય, સૂક્ષ્મ,

૧. વર્ધતે ૨ કારણે ધાતુઓ અને મળ દોષ–વિકાર
ઇતિ વાક્–વાણો, તે દોષો.
માપતે ચેતિ મ દધતિ ધારયન્તિ પોષયન્તિ ચ દેહમ્ ઇતિ
વાગ્ભટઃ વૃદ્ધવાગ્ભ જેઓ શરીરનું ધારણપોષણ કરે છે, તે
તેથી વૃદ્ધ; બો
અથવા છટાદા मलयन्ति रसादीन्, मलन्ते धारयन्ति रसादीन्
વાણીમાં ભટ- मलाः, मल मलिनीकरणे, मल धारणे वेत्य-
બોલનાર–લખનતોઃ पचाद्यच्–જેઓ રસાદિને મલિન કરે
વયોવૃદ્ધ મહાવિવા ધારણ કરી રાખે છે, તે મલ.

૩. वाति गच्छति सर्वत्र देहे जगति चेति वायुः– જે આખા દેહમાં તથા જગતમાં અવરજવર કર્યા જ કરે છે, તે વાયુ.

શીતળ, રૂક્ષ, હલકો, ચલનધર્મયુક્ત, કઠોર, કોમળ, યોગવાહી, સંગ વડે બને અર્થને સિદ્ધ કરનાર છે; અને તેજ(અગ્નિ)થી યુક્ત હોય તો દાહ કરનાર અને સોમ (શીતળ–કફ)ના યોગથી શીતળતા કરનાર છે વિભાગ કરવાના ગુણને લીધે વાયુ, દોષના સમુદાયમાં મુખ્ય ગણાય છે. પક્વાશય, કેડ, સાથળ, શ્રોત્ર, અસ્થિ તથા સ્પર્શેન્દ્રિય, એ વાયુનાં સ્થાન છે; તેમાં પણ પક્વાશય એ વાયુનું ખાસ મુખ્ય સ્થાન છે.૧૦૧–૧૦૫

સ્થાનભેદથી વાયુનાં પાંચ નામો

एष वायुः पित्तवन्नामस्थानकर्मभेदैः पञ्चविधः । तेषां वायूनां नामान्याह–

આ જ વાયુ પિત્તની પેઠે નામ, સ્થાન અને કર્મના ભેદથી પાંચ પ્રકારનો છે હવે તે વાયુઓનાં નામો કહે છે :

उदानस्तत्तु प्राणः समानोऽपान एव च ।
व्यानश्चैतानि नामानि वायोः स्थानप्रभेदतः ॥१०६

अन्वय–स्थानप्रभेदतः वायोः उदानः तदनु प्राणः समानः अपानः च व्यानः एव च एतानि नामानि (सन्ति) ॥

સ્થાનભેદને લીધે વાયુનાં ઉદાન, પ્રાણ, સમાન, અપાન અને વ્યાન એવાં (પાંચ) નામો છે. ૧૦૬

ઉદાનાદિ પાંચે વાયુનાં સ્થાન

कण्ठे हृदि तथा चास्ताकोष्ठवह्नेश्चाप्यधे ।
शकृन्मार्गेऽपि शरीरेऽसौ क्रमेण पवनो वसेत् ॥१०७

अन्वय–असौ पवनः क्रमेण कण्ठे हृदि तथा कोष्ठवह्नेः अधस्तात् शकृन्मार्गे अपि शरीरे वसेत् ॥

એ (ઉદાન વગેરે) વાયુ અનુક્રમે (ઉદાન) ગળામાં, (પ્રાણ) હૃદયમાં, તથા (સમાન) કોઠાના અગ્નિની નીચે (નાભિમાં), તથા (અપાન) મળાશયમાં અને (વ્યાન) સઘળા શરીરમાં રહે છે. ૧૦૭

ઉદાનવાયુનું સ્વરૂપ તથા કાર્ય

उदानो नाम यस्तूर्ध्वमुपैति पवनोत्तमः ।
तेन भाषितगीतादिविशेषोऽभिप्रवर्तते ।
ऊर्ध्वजत्रुगतान् रोगान् करोति च विशेषतः ॥१०८॥

अन्वय–यः तु उदानः नाम पवनोत्तमः ऊर्ध्वम् उपैति, तेन भाषितगीतादिविशेषः अभिप्रवर्तते (भवति), स: कुपित: तु विशेषतः ऊर्ध्वजत्रुगतान् रोगान् करोति ॥

જે ઉદાન[1] નામનો ઉત્તમ વાયુ, ઊર્ધ્વસ્થાન–ગળામાં ગતિ કરે છે, તેથી ભાષણ, ગાયન આદિ ક્રિયા થઈ શકે છે; પણ તે વાયુ કોપે છે, ત્યારે ખાસ કરી જત્રુ(હાંસડી)ની ઉપરના ભાગના રોગો ઉત્પન્ન કરે છે ૧૦૮

પ્રાણવાયુનું સ્વરૂપ તથા કાર્ય

यो वायुः प्राणनामासौ मुखं गच्छति देहधृक् ।
सोऽन्नं प्रवेशयत्यन्तः प्राणांश्चाप्यवलम्बते ।
प्रायशः कुरुते दुष्टो हिक्काश्वासादिकान् गदान् ॥

अन्वय–यः असौ वायुः देहधृक् मुखं गच्छति, असौ प्राणः अन्नं अन्तः प्रवेशयति च प्राणान् अपि अवलम्बते, स प्राणनामा दुष्टः प्रायशः हिक्काश्वासादिकान् गदान् कुरुते ॥

જે આ વાયુ દેહને ધારણ કરતો મુખમાં ગતિ કરે છે, અન્નને અંદર પ્રવેશાવે છે અને પ્રાણને પણ ધારણ કરી શકે છે, તે પ્રાણ[2] નામે વાયુ છે અને જ્યારે તે કોપે છે, ત્યારે ખાસ કરી હેડકી, શ્વાસ (દમ) વગેરે રોગો ઉત્પન્ન કરે છે. ૧૦૯,૧૧૦

સમાનવાયુનું સ્વરૂપ તથા કાર્ય

आमपक्वाशयचरः समानो वह्निसंगतः ।
सोऽन्नं पचति तज्जांश्च विशेषान्विविनक्ति हि ॥
स दुष्टो वह्निमान्द्यातिसारगुल्मान् करोति हि ॥

अन्वय–(यः) समानः स आमपक्वाशयचरः वह्निसंगतः (सन्) अन्नं पचति च तज्जान् विशेषान् हि विविनक्ति । स दुष्टः वह्निमान्द्यातिसारगुल्मान् हि करोति ॥

જે સમાનવાયુ[3] છે, તે આમાશય તથા પક્વાશયમાં ફરે છે; તથા જઠરાગ્નિની સાથે મળી અન્નનું પાચન કરે છે તથા તેમાંથી

૧ उद्–ऊर्ध्वं अन्यैति निस्सरति आनयति–ऊर्ध्वमिनयति, भाषितगीतादिकार्यं च कारयति इति उदानः–ઊંચે ગળામાં રહીને નિભાવે તથા બોલવું, ગાવું વગેરે પ્રવૃત્તિ કરાવે છે, તે ઉદાન.

૨. प्राणयति–इति जिवत्ता युक्तं च प्राणः इति प्राणः–જે હૃદયમાં રહી મુખમાં ગતિ કરીને પ્રાણ નિભાવે છે, તે પ્રાણ.

૩. समम्‌ आनयति आमपक्वाशयस्थानयोः सम्‌ इति समानः–આમાશય તથા પક્વાશયમાં ફરી જે ખોરાક રસાદિનું પૃથક્કરણ કરી શરીરને નિભાવે તે સમાન.

ઊપજેલા (રસાદિ) વિશેષ પદાર્થોનું પૃથક્કરણ કરે છે-એટલે મળ અને મૂત્ર વગેરેને જુદાં કરે છે. તે વાયુ જો દુષ્ટ થાય તો અગ્નિમાંદ્ય, ઝાડા અને ગોળો વગેરે રોગો ખાસ ઉત્પન્ન કરે છે. ૧૧૧

ટીકા-તજ્જાનિત્યાદિ-અન્નગતાન્ રસમલમૂત્રાદીન્ પૃથક્કરોતીત્યર્થઃ ॥ તેમાંથી ઊપજેલા એટલે અન્નમાં રહેલા રસ, મળ અને મૂત્ર વગેરેને જુદાં કરે છે.૧૧૧

## અપાનવાયુનું સ્વરૂપ તથા કાર્ય

પક્વાશયાલયોઽપાનઃ કાલે કર્ષતિ ચાપ્યધઃ ।
સમીરણઃ શકૃન્મૂત્રશુક્રગર્ભાર્તવાન્યધઃ ॥૧૧૨॥
ક્રુદ્ધસ્તુ કુરુતે રોગાન્ ઘોરાન્વસ્તિગુદાશ્રયાન્ ।
શુક્રદોષપ્રમેહાંશ્ચ વ્યાનાપાનપ્રકોપજાન્ ॥૧૧૩॥

અન્વયઃ-અપાનઃ સમીરણઃ પક્વાશયાલયઃ (સન્) કાલે શકૃન્મૂત્રશુક્રગર્ભાર્તવાનિ અધઃ કર્ષતિ, અપિ ચ અયં ક્રુદ્ધઃ તુ વસ્તિગુદાશ્રયાન્ ઘોરાન્ રોગાન્, ચ વ્યાનાપાનપ્રકોપજાન્ શુક્રદોષપ્રમેહાન્ કુરુતે ।

અપાનવાયુ[1] પક્વાશયમાં રહે છે તથા યોગ્ય સમયે મળ, મૂત્ર, વીર્ય, ગર્ભ અને આર્તવને નીચેના દ્વાર તરફ ખેંચી જાય છે; પણ તે જો કોપે છે, તો બસ્તિ અને ગુદાના સ્થાનને લગતા ભયાનક રોગો ઉત્પન્ન કરે છે; તેમ જ વ્યાન તથા અપાનવાયુના કોપથી ઊપજતા વીર્યના દોષ, પ્રમેહ અને બીજા રોગોને પણ ઉત્પન્ન કરે છે. ૧૧૨,૧૧૩

## વ્યાનવાયુનું સ્વરૂપ તથા કાર્ય

કૃત્સ્નદેહચરો વ્યાનો રસસંવાહનોદ્યતઃ ।
સ્વેદાઽસૃક્સ્રાવણશ્ચાપિ પઞ્ચધા ચેષ્ટયત્યપિ ॥૧૧૪॥
ગત્યપક્ષેપણોત્ક્ષેપનિમેષોન્મેષણાદિકાઃ ।
પ્રાયઃ સર્વાઃ ક્રિયાસ્તસ્મિન્પ્રતિબદ્ધાઃ શરીરિણામ્ ॥
પ્રસ્પન્દનં ચોદ્વહનં પૂરણં ચ વિરેચનમ્ ।
ધારણં ચેતિ પઞ્ચૈતાશ્ચેષ્ટાઃ પ્રોક્તા નભસ્વતઃ ॥૧૧૬॥
ક્રુદ્ધઃ સ કુરુતે રોગાન્પ્રાયશઃ સર્વદેહગાન્ ।
યુગપત્કુપિતા એતે દેહં ભિન્દ્યુરસંશયમ્ ॥૧૧૭॥

અન્વયઃ-વ્યાનઃ કૃત્સ્નદેહચરઃ રસસંવાહનોદ્યતઃ અપિ ચ સ્વેદાઽસૃક્સ્રાવણઃ પઞ્ચધા અપિ ચેષ્ટયતિ । ગત્યપક્ષેપણોત્ક્ષેપનિમેષોન્મેષણાદિકાઃ શરીરિણાં સર્વાઃ ક્રિયાઃ પ્રાયઃ તસ્મિન્ પ્રતિબદ્ધાઃ । પ્રસ્પન્દનં ચ ઉદ્વહનં ચ પૂરણં વિરેચનં ચ ધારણમ્ ઇતિ એતાઃ પઞ્ચ ચેષ્ટાઃ નભસ્વતઃ પ્રોક્તાઃ । ક્રુદ્ધઃ સઃ પ્રાયશઃ સર્વદેહગાન્ રોગાન્ કુરુતે, યુગપત્ કુપિતાઃ એતે અસંશયં દેહં ભિન્દ્યુઃ ॥

વ્યાનવાયુ[2] આખા શરીરમાં ફરે છે તથા રસનું વહન કરવા તત્પર રહે છે; વળી તે સ્વેદ(પરસેવા)નું તથા રુધિરનું વહન કરે છે; તેમ જ પાંચ પ્રકારની ચેષ્ટા પણ કરાવે છે; જેમકે ગતિ, અપક્ષેપણ,[3] ઉત્ક્ષેપણ,[4] નિમેષ[5] અને ઉન્મેષ[6] વગેરે દેહધારીઓની બધી ક્રિયાઓ ખાસ કરી તેના ઉપર આધાર રાખે છે; વળી પ્રસ્પંદન,[7] ઉદ્વહન,[8] પૂરણ,[9] વિરેચન[10] અને ધારણ[11] એ પાંચ ચેષ્ટાઓ લગભગ આ વાયુની છે. તે વાયુ કોપે છે, તો લગભગ આખા શરીરમાં રોગો ઉત્પન્ન કરે છે; અને એ બધા વાયુઓ જો એકી વખતે કોપે છે, તો દેહનો અવશ્ય નાશ કરે છે. ૧૧૪-૧૧૭

ટીકા-દેહં ભિન્દ્યુઃ કુર્યુર્મારયેયુરિત્યર્થઃ । દેહને ભિન્ન કરે-અર્થાત્ મારી નાખે છે. ૧૧૪-૧૧૭

## પિત્તનું સ્વરૂપ

પિત્તમુષ્ણં દ્રવં પીતં નીલં સત્ત્વગુણોત્તરમ્ ।
સરં કટુ લઘુ સ્નિગ્ધં તીક્ષ્ણમમ્લં તુ પાકતઃ ॥૧૧૮

અન્વયઃ-પિત્તમ્ ઉષ્ણં દ્રવં પીતં નીલં સત્ત્વગુણોત્તરમ્, સરં કટુ લઘુ સ્નિગ્ધં તીક્ષ્ણં પાકતઃ તુ અમ્લમ્ ॥

પિત્ત[12] ગરમ, પ્રવાહી, પીળું, લીલું,

૧. અપાનયતિ-પક્વાશયસ્થઃ સન્ શકૃન્મૂત્રાદીન્ કાલે કર્ષતિ ઇતિ અપાનઃ-પક્વાશયમાં રહી વિષ્ઠા, મૂત્ર આદિને યોગ્ય સમયે નીચે ખેંચી લાવે, તે અપાન.

૨. વિશેષેણ સર્વતો વ્યાપ્ય આનયતિ ઇતિ વ્યાનઃ-જે આખા શરીરમાં ચોપાસ વ્યાપીને રસાદિને વહે અને તે દ્વારા જિવાડે, તે વ્યાન.

૩. પાસે લાવવું-આકુંચન. ૪. દૂર ફેંકવું-પ્રસારણ. ૫. આંખ મીંચવી. ૬. આંખ ઉઘાડવી. ૭. ટપકવું. ૮. ઊંચે ખેંચી જવું. ૯. પૂરવું કે ભરવું. ૧૦. અલગ કરી વહેવડાવવું. ૧૧. અટકાવવું.

૧૨. અપિદીયતે સ્મ-અવખણ્ડયતે શીતોપચારૈઃ, પાલ્યતે સ્મ વા દેહઃ અનેનેતિ પિત્તમ્-દો અવખણ્ડને, દેઙ્ પાલને વા ઇત્યસ્માત્-ક્તઃ । 'અચ ઉપસર્ગાત્તઃ' 'વષ્ટિ ભાગુરિઃ' ઇત્યલ્લોપશ્ચ । જેનો પ્રકોપ શીતળ ઉપચારોથી કાપી શકાય છે-તે, અથવા જેનાથી દેહનું રક્ષણ કરાય તે તે પિત્ત.

तत्रस्थमेव पित्तानां शेषाणामप्यनुग्रहम् ॥
करोति बलदानेन पाचकं नाम तत्स्मृतम् ।'

ननु यदि पित्ताग्न्योरभेदस्तदा कथं घृतं पित्तस्य शामकमग्नेर्दीपकमिति ? तथा मत्स्याः पित्तं कुर्वन्ति न च तेऽग्निदीप्तिकरा इति ? तथा पित्ताधिक्यात्तीक्ष्णोऽग्निरित्यपि कथं स्यात् ? तथा समदोषः समाग्निश्चेत्यपि वक्तुं न युज्यते । तथा 'द्रवं स्निग्धमधोगं च पित्तं वह्निरतोऽन्यथेति । अत्रोच्यते । पित्तमग्नेः सन्तताधिष्ठानम् । तथाचोक्तं तंत्रान्तरे–

'अग्निर्भिन्नगुणैर्युक्तः पित्तं भिन्नगुणैस्तथा ॥
द्रवं स्निग्धमधोगं च पित्तं वह्निरतोऽन्यथा ।
तस्मात्तेजोमयं पित्तं पित्तोष्मा यः स शक्तिमान् ॥
स संचरति कुक्षिस्थः सर्वतो धमनीमुखैः ।
स कायाग्निः स कायोष्मा स पक्ता स च जीवनम् ॥
अनन्यगतिरित्येवं देहे कायाग्निरुच्यते ।'

अन्यच्च–

'वामपार्श्वाश्रितं नाभेः किंचित्सोमस्य मण्डलम् ॥
तन्मध्ये मण्डलं सौर्यं तन्मध्येऽग्निर्व्यवस्थितः ।
जरायुमीत्रप्रच्छन्नः काचकोशस्थदीपवत् ॥'

तथा च मधुकोशे–'द्रवतेजःसमुदायात्मकस्यापि पित्तस्य तेजोभागोऽग्निरिति'। तेन पित्तमप्यग्निवन्मन्यते, अतितापितायोगोलकवत् । परमार्थतस्तु अग्निः पित्ताद्भिन्न एवेति सिद्धान्तः ॥ अत एवाह रसप्रदीपे–

'जाठरो भगवानग्निरीश्वरोऽन्नस्य पाचकः ।
सौक्ष्म्याद्रसानाददानो विवक्तुं नैव शक्यते ॥
नाभौ मध्ये शरीरस्य विशेषात्सोममण्डलम् ।
सोममण्डलमध्यस्थं विद्यात्सूर्यस्य मण्डलम् ॥
प्रदीपवत्तत्र नृणां स्थितो मध्ये हुताशनः ।
सूर्यो दिवि यथा तिष्ठस्तेजोयुक्तर्गभस्तिभिः ॥
विशोषयति सर्वाणि पल्वलानि सरांसि च ।
तद्वच्छरीरिणां भुक्तं ज्वलनो नाभिमाश्रितः ॥
मयूखैः पचते क्षिप्रं नानाव्यञ्जनसंस्कृतम् ।
स्थूलकायेषु सत्त्वेषु यवमात्रः प्रमाणतः ॥
ह्रस्वकायेषु सत्त्वेषु तिलमात्रः प्रमाणतः ।
कृमिकीटपतङ्गेषु वालमात्रोऽवतिष्ठत इति ॥'

પાચક પિત્ત આમાશય અને પક્વાશયની મધ્યમાં રહે છે, તથા ભોજ્ય, ભક્ષ્ય, ચર્વ્ય, લેહ્ય, ચોષ્ય અને પેય, એવા છ પ્રકારના આહારનું પાચન કરે છે; તેમ જ દોષ, રસ, મૂત્ર અને પૂરીષને જુદાં જુદાં કરે છે; તેમ જ અગ્નિસ્થાનમાં રહીને જ તે પોતાની શક્તિદ્વારા રસને રંગવો, હૃદયમાં રહેલા કફ તથા (ખેભાનપણા રૂપ) અંધકારને દૂર કરવો, રૂપ ગ્રહણ કરવું, કાંતિનો પ્રકાશ કરવો, અભ્યંગ–લેપ આદિનું પાચન કરવું–વગેરે અગ્નિનાં કર્મોને અને જુદાં જુદાં પિત્તનાં સ્થાનોને અનુગ્રહ અથવા સહાય કરે છે; વળી બાકીનાં બીજાં પણ યકૃત્, પ્લીહન આદિ પિત્તનાં સ્થાનોમાં અમુક અંશથી જઈને તે તે સ્થાનોમાં રસને રંગવો આદિ કર્મો વડે ઉપકાર કરે છે; વળી તે પાચક પિત્ત એવા પ્રકારનું છે કે બાકીના અગ્નિઓનું પણ બળ વધારનાર છે. અહીં બાકીના અગ્નિઓ એટલે પૃથ્વી આદિ મહાભૂતોના ગુણો સમજવાના છે; કારણ કે ચરકે કહ્યું છે કે 'ભૌમ–પૃથ્વીસંબંધી, આપ્ય–જળસંબંધી, આગ્નેય–અગ્નિસંબંધી, વાયવ્ય એટલે વાયુસંબંધી તથા નાભસ–આકાશસંબંધી–એમ પાંચ પ્રકારની ઉષ્ણતાઓ અથવા અગ્નિરૂપ–ગરમી છે.' એ રીતે જ વાગ્ભટમાં પણ કહ્યું છે : 'દોષ, ધાતુઓ તથા મળ આદિની જે ઉષ્ણતા તે જ અગ્નિ છે.' એમ આત્રેય ઋષિનું કહેવું છે; એટલે કે તે (પાચક) પિત્ત રસાદિ સાત ધાતુઓમાં રહેલા જે સાત અગ્નિઓ છે, તેઓના બળને વધારનારું છે; જેમ ઘરમાં રાખેલાં રત્નો, આગિયા–પતંગિયાં( જીવડાં )ની પેઠે દૂરથી પ્રકાશતાં હોય; પરંતુ દીવાના તેજથી તે જ રત્નો ખૂબ દૂર સુધી (વધારે) પ્રકાશ કરનારાં થાય છે, તે જ પ્રમાણે (જઠરના) અગ્ન્યાશયમાં રહેલા પાચક અગ્નિના તેજથી બધા અગ્નિઓ બળવાન થાય છે; આ જ પ્રમાણે વાગ્ભટ કહે છે કે, 'અન્નનું પાચન કરનારો અગ્નિ બધા પાચક–અગ્નિઓ કરતાં અધિક મનાયો છે; કારણ કે તેનો વધારો કે ઘટાડો થાય, તે આધારે જ બીજા અગ્નિઓનો વધારો કે ઘટાડો થતો હોઈ તે બધાઓનું મૂળ–તે અન્નપાચક અગ્નિ જ છે.'

અહીં શંકા થાય કે અગ્નિ પિત્તથી જુદો છે કે પિત્ત એ જ અગ્નિ છે? આનું સમાધાન આવું કહેવાય છે કે, પિત્તના ઉષ્ણતા આદિ ગુણદ્વારા જ આહારનું પાચન, રંજન, દર્શન વગેરે કર્મો થયા કરે છે, તેથી એવું કર્મ કરતા પિત્ત સિવાય બીજો કોઈ અગ્નિ (દેહમાં) નથી; અને તે જ કારણે એ અગ્નિરૂપ પિત્તનાં જુદાં જુદાં સ્થાનોને લીધે પાચક, રંજક, સાધક, આલોચક અને ભ્રાજક એવાં (તેનાં પાંચ) નામો પડ્યાં છે; આ જ અભિપ્રાય વાગ્ભટ કહે છે : 'પાચક પિત્તનું માપ તલ જેવડું છે; એનું કઠિનપણું હોવાથી કોઈ

હોજને તે પામતું નથી એ પિત્ત જો વિકાર પામ્યું ન હોય તો પાચન કરવાથી, ગરમી આપવાથી, આંખને જોવાની શક્તિ આપવાથી, તેમજ ભૂખ, તરસ, રુચિ, કાંતિ, મેધાશક્તિ, બુદ્ધિ, પરાક્રમ તથા શરીરમાં કોમળતા આપવાથી ઉપકાર કરે છે વળી તે પિત્ત પાંચ પ્રકારનું છે પક્વાશય તથા આમાશયની મધ્યમાં રહે છે અને તે જો કે પાંચ ભૂતાત્મક જ છે, છતાં તેમાં તેજનો ગુણ અધિક હોય પામતો હોવાથી તેમાંથી પ્રવાહીપણું છૂટી ગયું છે અને પાચન કરવું આદિ કામને લીધે તે 'અગ્નિ' તરીકે જ કહેવાય છે તેથી જ તે અન્નનું પાચન કરે છે અને (તેના) સારરૂપ તથા કીટરૂપ પદાર્થોને જુદા જુદા કરે છે વળી તે ત્યાં જ (પોતાના સ્થાનમાં) રહી બાકીનાં પિત્તોને પણ બળ આપવાથી તેમનો અનુગ્રહ–ઉપકાર અથવા સહાય કરે છે અને તેને 'પાચક' પિત્ત નામે કહે છે'

અહીં કોઈને શંકા થાય કે પિત્ત અને અગ્નિ જો એક જ છે તો ઘી પિત્તને શમાવનારું તથા અગ્નિને પ્રદીપ્ત કરનારું કેવી રીતે થાય? તેમજ માછલાં પિત્તને ઉત્પન્ન કરે છે છતાં અગ્નિને પ્રદીપ્ત કરતાં નથી એમ કેમ બને? વળી પિત્તની અધિકતા થવાથી અગ્નિ તીક્ષ્ણ થાય છે, એમ પણ કેમ થાય? વળી સમાન દોષવાળો તથા સમાન અગ્નિવાળો (કોઈ મનુષ્ય એમ) પણ કહી શકાય નહિ તેમ જ ~~~~ પિત્ત તો પ્રવાહી, સ્નિગ્ધ તથા નીચે ગતિ કરનાર છે અને અગ્નિ તો એથી ઊલટો છે—એટલે સ્થિર, રૂક્ષ તથા ઊંચે ગતિ કરનાર છે (એમ બન્ને જુદા જુદા સ્વભાવના હોવાથી તેઓને એકએકથી જુદાં જ કહેવાં યોગ્ય છે, પણ તેમને એક જ કહેવાં તે ઠીક નથી,) આ શંકાનું સમાધાન આ રીતે કરેવાય છે, કે પિત્ત એ અગ્નિનું કાયમી આશ્રય સ્થાન છે બીજા ગ્રંથમાં પણ આમ કહે છે

અગ્નિ જુદા ગુણોથી યુક્ત છે અને પિત્ત પણ જુદા ગુણોથી યુક્ત છે જેમ કે પિત્ત પ્રવાહી, સ્નિગ્ધ તથા નીચે ગતિ કરનારું છે, ત્યારે અગ્નિ તેથી ઊલટો–સ્થિર રૂક્ષ તથા ઊંચે ગતિ કરનાર છે તેથી જ પિત્ત તેજોમય છે પિત્તની જે ગરમી છે તે જ અગ્નિશક્તિ છે અને તે જ ગરમી શિરાઓના માર્ગે (શરીરમાં) સર્વ તરફ પ્રસર્યા કરે છે, તે જ કાયાનો અગ્નિ છે, તે જ કાયાની ઉષ્ણતા છે, તે જ પાચન કરનાર તથા જીવન છે, એમ દેહમાં એ સિવાય બીજી કોઈ ગતિ જ નથી અર્થાત્ દેહને ટકી રહેવા માટે એ સિવાય બીજો ખાસ કોઈ આશ્રય જ નથી, તેથી એ પિત્તને જ કાયાનો અગ્નિ કહેવામાં આવે છે.'

વળી બીજું પણ આ શાસ્ત્રીય પ્રમાણ મળે છે 'નાભિથી કંઈક ડાબે પડખે ચંદ્રનું મંડળ રહેલું છે; તેની મધ્યમાં સૂર્યનું મંડળ છે અને તે બેયની વચ્ચે અગ્નિ રહેલો છે, જેમ કાચના ગોળામાં દીવો રહ્યો હોય તેમ એ અગ્નિ કેવળ (પાતળા) જરાયુવેષ્ટનથી ઢંકાયેલો છે' વળી મધુકોશ(નામની માધવનિદાનની ટીકા)માં પણ આમ કહ્યું છે કે 'જો કે પિત્ત એ પ્રવાહી તેજના સમુદાયરૂપ જ છે છતાં તે તેજનો (અમુક) ભાગ અગ્નિ જ છે' આ ઉપરથી પિત્તને પણ અગ્નિ જેવું જ માનવામાં આવે છે જેમ અતિ ખૂબ તપાવેલો લોઢાનો ગોળો (ખરી રીતે તો લોઢું જ છે છતાં) અગ્નિરૂપ જ મનાય છે એટલે વાસ્તવિક દૃષ્ટિએ તો અગ્નિ એ પિત્તથી જુદો જ છે, આવો સિદ્ધાંત છે આ જ કારણે રસપ્રદીપ ગ્રંથમાં કહે છે ભગવાન 'જઠરાગ્નિ સમર્થ' છે અન્નનું પાચન કરે છે અને રસોને પ્રગટાવે છે છતાં સૂક્ષ્મપણાને લીધે તેનો સ્પષ્ટ વિવેક અથવા પૃથક્કરણ કરી શકાતું નથી શરીરના મધ્યમાં ખાસ કરી નાભિની આસપાસ ચંદ્રનું મંડળ છે તે ચંદ્રમંડળની મધ્યમાં સૂર્યનું મંડળ રહ્યું છે એમ જાણવું અને ત્યાં એ બેયની મધ્યમાં મનુષ્યોનો અગ્નિ દીવાની પેઠે રહ્યો છે જેમ સૂર્ય આકાશમાં રહીને પોતાનાં તેજયુક્ત કિરણે વડે સમસ્ત ખાબોચિયાં તથા તળાવોને સૂકવી નાખે છે, તે જ પ્રમાણે મનુષ્યોની નાભિમાં રહેલો અગ્નિ પોતાનાં કિરણે વડે તેમણે ખાધેલા જાતજાતનાં શાક–અથાણાં વગેરેથી સત્કાર પામેલા અન્નનું તરત પાચન કરે છે એ અગ્નિ મોટાં શરીરવાળાં પ્રાણીઓમાં જવ જેવડો હોય છે નાનાં શરીરવાળાં (મનુષ્યાદિ) પ્રાણીઓમાં તલ જેવડો હોય છે અને કરમિયા કીડા તથા પતંગિયાં વગેરે જીવોમાં વાળ જેવડો રહે છે'૧૯૧

## બીજા ચાર પ્રકારનાં પિત્ત

रञ्जकं नाम यत्पित्तं तद्रसं शोणितं नयेत् ।
यत्तु साधकसंज्ञं तत्कुर्याद्बुद्धिधृतिस्मृतिम् ॥१९२॥

अन्वय—यत् रञ्जकं नाम पित्तं तत् रसं शोणितं नयेत् । यत् तु साधकसंज्ञं तत् बुद्धिं धृतिं स्मृतिं कुर्यात् ॥

જે રંજક નામનું પિત્ત છે, તે રસને લોહીરૂપ કરે છે; પણ જે સાધક નામનું પિત્ત

છે, તે બુદ્ધિને, મેધા અથવા ધીરજને તથા સ્મરણશક્તિને ઉત્પન્ન કરે છે. ૧૨૨

यदालोचकसंज्ञं तद्रूपग्रहणकारणम् ।
भ्राजकं कान्तिकारि स्याल्लेपाभ्यङ्गादिपाचकम् ॥

अन्वयः—यद् आलोचकसंज्ञं तद् रूपग्रहणकारणम्, भ्राजकं कान्तिकारि लेपाभ्यङ्गादिपाचकं स्यात् ॥

જે આલોચક નામનું પિત્ત છે, તે (નેત્રદ્વારા) રૂપને ગ્રહણ કરાવનાર છે-અર્થાત્ કોઈ પણ વસ્તુને દેખવામાં કારણરૂપ છે; અને જે ભ્રાજક નામનું પિત્ત છે, તે કાંતિકારક તથા લેપ (ચંદન આદિનું વિલેપન), અભ્યંગ (તેલનું મર્દન), આદિનું પાચન કરનાર હોય છે. ૧૨૩

### કફનું સ્વરૂપ

श्लेष्मा श्वेतो गुरुः स्निग्धः पिच्छिलः शीतलस्तथा ।
तमोगुणाऽधिकः स्वादुर्विदग्धो लवणो भवेत् ॥१२४

अन्वयः—श्लेष्मा श्वेतः गुरुः स्निग्धः पिच्छिलः तथा शीतलः तमोगुणाधिकः स्वादुः (सन्) विदग्धः लवणः भवेत् ॥

કફ[1] ધોળો, ભારે, સ્નિગ્ધ એટલે ભીનો સુંવાળો-ઘાટો-લીસો, પિચ્છિલ-ચીકણા તંતુવાળો-ચીકણો તેમજ શીતળ, તમોગુણની અધિકતાવાળો તથા સ્વાદિષ્ટ હોઈ વિદગ્ધ-અંદરના અગ્નિથી ખૂબ દાઝેલો-પાકેલો થઈ ખારો પણ થાય છે. ૧૨૪

ટીકા-एकः श्लेष्मा वातपित्तवत् नामस्थानकर्मभेदैः पञ्चविधः । મૂળ તો કફ એક જ છે, છતાં વાયુ તથા પિત્તની પેઠે તેનાં પણ નામો, સ્થાનો તથા કર્મો જુદાં જુદાં હોવાથી તે પાંચ પ્રકારનો છે. ૧૨૪

### કફનાં નામો

कफस्यैतानि नामानि क्लेदनश्चावलम्बनः ।
रसनः स्नेहनश्चापि श्लेष्मणः स्थानभेदतः ॥१२५

अन्वयः—क्लेदनः च अवलम्बनः, रसनः, स्नेहनः च श्लेष्मणः एतानि अपि स्थानभेदतः कफस्य नामानि ॥

૧. केन—जलेन कात्—जलाद्वा फलति—निष्पद्यते, यद्वा के—शिरसि फणति फलति वेति कफः—જે પાણીમાંથી નીપજે છે અથવા મસ્તકમાં તથા તેનાથી નીચેનાં ...

ક્લેદન,[2] અવલંબન,[3] રસન,[4] સ્નેહન,[5] અને શ્લેષ્મણ[6] આ (પાંચ) પણ જુદાં જુદાં સ્થાનોને લીધે કફનાં નામો છે. ૧૨૫

### ક્લેદનાદિ પાંચે કફનાં સ્થાનો

आमाशयेऽथ हृदये कण्ठे शिरसि सन्धिषु ।
स्थानेष्वेषु मनुष्याणां श्लेष्मा तिष्ठत्यनुक्रमात् ॥१२६

अन्वयः—आमाशये अथ हृदये कण्ठे शिरसि सन्धिषु एषु मनुष्याणां स्थानेषु श्लेष्मा अनुक्रमात् तिष्ठति ॥

આમાશય, હૃદય, કંઠ, મસ્તક તથા સાંધા આ (મનુષ્યોનાં શરીરનાં) સ્થાનોમાં (એ પાંચ પ્રકારનો) કફ અનુક્રમે રહે છે.

ટીકા-दोषाणां सकलशरीरव्यापिनामपि पञ्च पञ्च स्थानानीति बाहुल्याभिप्रायेणोक्तानि॥ વાત, પિત્ત અને કફ-આ દોષો, જોકે આખા શરીરમાં વ્યાપીને જ રહ્યા છે, તોપણ અહીં તેઓનાં જે પાંચ પાંચ સ્થાનો કહ્યાં છે, તે લગભગ તે તે સ્થાનોમાં તેઓ અમુક અંશે વધારે હોય છે, એ અભિપ્રાય સૂચવે છે. વાગ્ભટ પણ આમ જ કહે છે: 'इति प्रायेण दोषाणां स्थानान्यविकृतात्मनाम् । व्यापिनामपि जानीयात् कर्माणि च पृथक् पृथक् ॥' જોકે આ દોષો આખા શરીરમાં વ્યાપીને જ રહ્યા છે, તોપણ તેઓ વિકાર પામ્યા ન હોય, તો તેઓનાં આ સ્થાનો લગભગ વધારે-

૨. क्लेदयति—आर्द्रीभावं प्रापयति अन्नमामाशयस्थः सन्निति क्लेदनः—જે આમાશયમાં રહેતો હોઈ ખાધેલા ખોરાકને ભીનાશ પમાડે, તે ક્લેદન.

૩. अवलम्बयति—आलम्बनं करोति हृदयस्थः सन् हृदयादिभागानामिति अवलम्बनः—જે હૃદયમાં રહેતો હોઈ હૃદયાદિ ભાગોને ટેકો આપે છે-ધારણ કરવામાં સહાયભૂત થાય છે, તે અવલંબન.

૪. रसयति—आस्वादमनुभावयति कण्ठस्थः सन् भुक्तपीतद्रव्याणामिति रसनः—જે કંઠમાં રહેતો હોઈ ખાધેલાપીધેલા પદાર્થોના સ્વાદનો અનુભવ કરાવે છે, તે રસન.

૫. स्नेहयति स्नेहप्रदानेन समस्तेन्द्रियाणि तर्पयति शिरःस्थः सन्निति स्नेहनः—જે મસ્તકમાં રહેતો હોઈ બધી ઇંદ્રિયોને ચીકાશ આપી તૃપ્ત કરે છે, તે સ્નેહન.

૬. श्लेषयति—सर्वसन्धीन् संश्लिष्टान् करोति सन्धिषु स्थितः सन् इति श्लेष्मणः—જે દરેક સાંધાઓમાં રહેતો હોઈ તે સાંધાઓને બરાબર વળગેલા રાખે છે, તે શ્લેષ્મણ.

## ધાતુઓનાં કર્મ

પ્રીણનં જીવનં લેપઃ સ્નેહો ધારણપૂરણે ।
ગર્ભોત્પાદશ્ચ કર્માણિ ધાતૂનાં કથિતાનિ હિ ॥૧૩૨

અન્વયઃ—પ્રીણનં જીવનં લેપઃ સ્નેહઃ ધારણપૂરણે ચ ગર્ભોત્પાદઃ, (एतानि) ધાતૂનાં કર્માણિ હિ કથિતાનિ ॥

પ્રીણન—પ્રેમ ઉપજાવવો—ખુશ રાખવું—તૃપ્ત કરવું—એ રસ ધાતુનું કર્મ છે; જીવન—જિવાડવું એ અસૃ અથવા રુધિર ધાતુનું કર્મ છે; લેપ—લીંપવું—ખરડવું—ચોપડવું—એ માંસ ધાતુનું કર્મ છે; સ્નેહ—શરીરમાં ચીકાશ રાખવી—તે મેદ ધાતુનું કર્મ છે; ધારણ—આખા શરીરને બરાબર ધારી રાખવું—વ્યવસ્થિત ટટાર રાખવું—તે અસ્થિ ધાતુનું કર્મ છે; પૂરણ—હાડકાંની નળી ભરી રાખવી—તે મજ્જા ધાતુનું કર્મ છે અને ગર્ભની ઉત્પત્તિ કરવી—તે શુક્ર—વીર્ય ધાતુનું કર્મ છે; આમ (સાતે) ધાતુઓનાં ચોક્કસ કર્મો કહ્યાં છે.

## 'રસ' શબ્દની વ્યુત્પત્તિ

યત્પાયો રસધાતુર્યસ્તતોઽભવદપાં રસઃ ।
સદ્રવં સકલં દેહં રસતીતિ રસઃ સ્મૃતઃ ॥૧૩૩॥

અન્વયઃ—યઃ રસધાતુઃ યત્ પાયઃ (अस्ति), ततः અપાં રસઃ અભવત । સકલં દેહં સદ્રવં રસતિ—इति રસઃ સ્મૃતઃ ॥

જે રસધાતુ,[1] જે કારણે જળરૂપ છે, તેથી જળનો જ એ (રસ) થયો છે—જળમાંથી જ સારરૂપે ઉત્પન્ન થયેલ છે; વળી આખા શરીરને તે દ્રવયુક્ત—પ્રવાહી પદાર્થ-યુક્ત કરી દે છે, આ કારણે તે 'રસ' કહેવાય છે. ૧૩૩

## રસનું સ્વરૂપ

સમ્યક્ પક્વસ્ય ભુક્તસ્ય સારો નિગદિતો રસઃ ।
સ તુ દ્રવઃ સિતઃ શીતઃ સ્વાદુઃ સ્નિગ્ધશ્ચલો ભવેત્ ॥

૧. રસ આસ્વાદને—रस्यते आस्वाद्यते सर्वैः, જલરૂપત્વાદ્ મધુરત્વાચ્ચ, रसयति सद्रवान् करोति वा सर्वान् धातून् इति रसः—જે મધુર ગુણયુક્ત જળરૂપ હોવાથી સર્વ પ્રાણીઓ વડે સ્વાદરૂપે અનુભવાય છે અથવા સર્વ ધાતુઓને પ્રવાહી તથા સ્વાદયોગ્ય મધુર ગુણવાળા જે કરે છે, તે રસ.

અન્વયઃ—ભુક્તસ્ય સમ્યક્ પક્વસ્ય સારઃ રસઃ નિગદિતઃ, સ તુ દ્રવઃ સિતઃ શીતઃ સ્વાદુઃ સ્નિગ્ધઃ ચલઃ ભવેત્ ॥

ખાધેલા સારી રીતે પાચન થયેલા ખોરાકનો (જે) તત્ત્વરૂપ સાર તે 'રસ' કહેવાય છે અને તે પ્રવાહી, ધોળો, શીતળ, સ્વાદિષ્ટ—મધુર, સ્નેહયુક્ત—ચીકાશવાળો તથા ચળ-ચંચળ—અસ્થિર હોય છે. ૧૩૪

ટીકા—सारो यथा गुडमधूकपुष्पवल्कुलत्वग्बदरीमूलादिभवः सारो मदिरा । આ શ્લોકમાં સારને રસ કહ્યો છે; તે સાર એટલે જેમ ગોળ, મહુડાં, બાવળની છાલ તથા બોરડીનાં મૂળિયાં વગેરે(ના આથા)માંથી તેઓના સારરૂપે અથવા તત્ત્વરૂપે મદિરા ઉત્પન્ન થાય છે, તેમ ખાધેલા ખોરાકનું પાચન થયા પછી તેમાંથી જે સાર નીપજે છે, તેને રસ સમજવો.

## રસનું સ્થાન

સર્વદેહચરસ્યાપિ રસસ્ય હૃદયં સ્થલમ્ ।
સમાનમરુતા પૂર્વં યદયં હૃદયે ધૃતઃ ॥ ૧૩૫ ॥

અન્વયઃ—સર્વદેહચરસ્ય अपि રસસ્ય સ્થલં હૃદયમ્ (अस्ति); यत् સમાનમરુતા अयं हृदये धृतः ॥

જો કે રસ આખા દેહમાં ફરી રહ્યો છે, છતાં તેનું (ખાસ મુખ્ય) સ્થળ હૃદય છે; કેમકે સમાન નામના વાયુએ, (સૌની) પહેલાં તેને હૃદયમાં લાવી મૂકયો છે. ૧૩૫

## રસનાં કર્મ

આરુહ્ય ધમનીર્ગત્વા ધાતૂન્ સર્વાનયં રસઃ ।
પુષ્ણાતિ તદનુ સ્વીયૈર્વ્યાપ્નોતિ ચ તનું ગુણૈઃ ॥૧૩૬

અન્વયઃ—अयं रसः ધમનીઃ આરુહ્ય સર્વાન્ ધાતૂન્ ગત્વા પુષ્ણાતિ, च तदनु स्वीयैः गुणैः तनुं व्याप्नोति ॥

આ રસ (ધોરી નસો રૂપી) ધમનીઓ પર ચડી તે માર્ગે થઈ બધી ધાતુઓમાં પહોંચી જઈ તેઓનું પોષણ કરે છે અને તે પછી પોતાના ગુણો વડે શરીરને વ્યાપ્ત કરે છે. ૧૩૬

ટીકા—ગુણૈઃ—शीतस्निग्धपोषकत्वगुणैः । ગુણો વડે એટલે શીતળ, સ્નિગ્ધ, અને પોષકત્વરૂપ ગુણો વડે.

## વિદગ્ધ રસ અને તેનું કર્મ

મન્દવહ્નિવિદગ્ધસ્તુ કટુર્વામ્લો ભવેદ્રસઃ ।
સ કુર્યાદ્બહુલાન્ રોગાન્ વિષકૃત્યં કરોત્યપિ ॥૧૩૭

અન્વયઃ—મન્દવહ્નિવિદગ્ધઃ રસઃ तु कटुः वा अम्लः

अन्वयः–ऊष्मणा युक्तः वायुः यथार्थं स्रोतांसि दारयेत्, तथा पिशितम् अनुप्रविश्य पेशीः विभजते ॥

ગરમી સાથે જોડાયેલો વાયુ, જેમ જોઈએ તેમ (પોલી) શિરાઓના વિભાગ કરે છે; તેમ જ (તે જ વાયુ) માંસમાં પ્રવેશ કરી માંસની પેશી[1]ઓના પણ વિભાગ કરે છે.

टीका–यथार्थं–यथाप्रयोजनम् । જેમ જોઈએ તેમ–એટલે જેમ જરૂર પડે તેમ. ૧૪૨

## માંસની પેશીઓની સંખ્યા

માંસપેશ્યઃ સમાખ્યાતા નૃણાં પઞ્ચશતાનિ हि ।
તાસાં શતાનિ ચત્વારિ શાખાસુ કથિતાન્યથ ॥
कोष्ठे ષટ્ષષ્ટિઃ कथिता मुनिपुङ्गवैः ।
ग्रीवाया ऊर्ध्वगास्तास्तु चतुस्त्रिंशत् प्रकीर्तिताः ॥

अन्वयः–नृणां मांसपेश्यः पञ्चशतानि हि समाख्याताः । तासां चत्वारि शतानि शाखासु कथितानि, अथ कोष्ठे मुनिपुंगवैः षड्उत्तरा षष्टिः कथिता, ग्रीवायाः ऊर्ध्वगाः तु ताः चतुस्त्रिंशत् प्रकीर्तिताः ॥

પુરુષોની માંસની પેશીઓ પાંચસો છે; તેમાંની ચારસો પેશીઓ શાખાઓ(હાથ, પગ વગેરે અવયવ)માં કહી છે; તે પછી કોઠામાં શ્રેષ્ઠ મુનિઓએ છાસઠ (૬૬) કહી છે, અને ડોકની ઉપરના ભાગે રહેલી તે પેશીઓ તો ૩૪ કહી છે. ૧૪૩,૧૪૪

टीका–एकैकस्यां तु पादाङ्गुल्यां तिस्रस्तिस्रस्ताः पञ्चदश १५ । पादाग्रे दश १० । पादोपरि कूर्चसन्निविष्टा दश १० । गुल्फतलयोर्दश १० । गुल्फजानुनोरन्तरे विंशतिः २० । जानुनि पञ्च ५ । ऊरौ विंशतिः २० । वङ्क्षणे दश १० । एवमेकस्मिन् सक्थनि शतं भवन्ति । एतेनेतरसक्थिबाहू च व्याख्यातौ ॥ શાખાઓમાં જે ૪૦૦ પેશીઓ કહી, તે આ પ્રમાણે સમજવી: પગની એક એક આંગળીમાં ત્રણ ત્રણ છે; તેથી એક પગની આંગળીઓમાં પંદર (૧૫) છે; પગના આગલા ભાગમાં દશ (૧૦); પગના ઉપરના ભાગમાં–પહોંચાઓમાં દશ (૧૦); પગની બન્ને ઘૂંટીના પૃષ્ઠ ઉપર દશ (૧૦) છે; ઘૂંટી અને ઢીંચણની વચ્ચે વીસ (૨૦) છે; ઢીંચણમાં પાંચ (૫); જાંઘમાં વીસ (૨૦); જાંઘના સાંધામાં દસ (૧૦); એમ એક સાથળ સુધીના પગમાં સો (૧૦૦) માંસની પેશીઓ છે; એ જ પ્રમાણે બીજો પગ તથા બન્ને બાહુઓમાં પણ જાણવી; એટલે બીજા પગમાં સો (૧૦૦); અને એક એક બાહુ(આખા હાથ)માં સો સો મળી બસો (૨૦૦); એમ ચારે શાખાઓમાં મળી (બસો બે પગની તથા બસો બે હાથની મળી એકંદર) ચારસો (૪૦૦) માંસની પેશીઓ છે.

अथ कोष्ठगताः प्राह–गुदे तिस्रः, शेफस्येका, सेवन्यामेका, वृषणयोर्द्वे, स्फिचोः पञ्च पञ्च, बस्तिमूर्धनि द्वे, उदरे पञ्च, नाभ्यामेका, पृष्ठोर्ध्वसंनिविष्टा उभयतः पञ्च पञ्च दीर्घाः, पार्श्वयोः षट्, वक्षसि दश, अक्षकांसौ प्रति समन्तात् सप्त (अक्षकः 'अधुआ' इति लोके, अंसौ स्कन्धौ). हृदि द्वे, यकृति द्वे, प्लीहनि द्वे, तुण्डके द्वे । હવે જે કોઠામાં છે તેની સંખ્યા આ પ્રમાણે કહી છે: ગુદામાં ત્રણ; લિંગમાં એક; મોટી ચાર શિરાઓ–જે 'સેવની' કહેવાય છે, તેમાં એક; બંને વૃષણમાં મળી બે; બંને ઢગરામાં પાંચ પાંચ; પેડુને મથાળે બે; પેટમાં પાંચ; નાભિમાં એક; પીઠની ઉપરના ભાગમાં દરેક બાજુએ લાંબી પાંચ પાંચ; બન્ને પાસાંમાં છ; છાતીમાં દસ; હાંસડી તથા બેય ખભાઓની આસપાસ સાત; હૃદયમાં બે; યકૃતમાં બે; પ્લીહામાં બે; મુખમાં બે; એમ કોઠામાં છાસઠ માંસની પેશીઓ છે.

अथ ग्रीवोर्ध्वगाः प्राह–ग्रीवायां चतस्रः, हन्वोरष्टौ, एका काकलके (कण्ठमणौ–घण्टिकायामिति यावत्), गले एका, तालुनि द्वे, जिह्वायामेका, ओष्ठयोर्द्वे, नासायां द्वे, नेत्रयोर्द्वे, गण्डयोश्चतस्रः, कर्णयोर्द्वे, ललाटे चतस्रः, शिरस्येका–एवं (पुंसां)मांसपेश्यः पञ्च शतानि भवन्ति। હવે ડોકની ઉપરના ભાગમાં જે પેશીઓ છે, તે આ પ્રમાણે જાણવી: ડોકામાં ચાર; બે હડપચીમાં આઠ; કંઠ–મણિ એટલે ઘંટિકા–જે ગળાની બારીમાં ઘંટડી જેવી દેખાય છે, તેમાં એક; ગળામાં એક; તાળવામાં બે; જીભમાં એક; બંને હોઠમાં મળી બે; નાકમાં બે; બંને આંખોમાં બે; બન્ને ગાલમાં મળી ચાર; બંને કાનમાં બે; કપાળમાં ચાર અને માથામાં એક; એમ ડોકાના ઉપરના ભાગમાં માંસની પેશીઓ ચોત્રીસ છે; આમ પુરુષના આખા શરીરમાં પાંચસો પેશીઓ છે. ૧૪૩–૧૪૪

## સ્ત્રીઓના માંસની પેશીઓની સંખ્યા

स्त्रीणामपि भवन्त्येताः किन्तु विंशतिरुत्तराः ।
गर्भाशये गर्भमार्गे योनौ च स्तनयोरपि ॥१४५॥

अन्वयः–स्त्रीणामपि एताः भवन्ति, किन्तु विंशतिः

1. पिशति–अवयवरूपेण पृथग् भवति इति पेशी–જે અમુક અવયવ અથવા વિભાગરૂપે અલગ તૈયાર થાય, તે પેશી.

### અસ્થિનું સ્વરૂપ

मेदो यत्स्वाग्निना पक्वं वायुना चातिशोषितम् ।
तदस्थिसंज्ञां लभते स सारः सर्वविग्रहे ॥१५०॥
अभ्यन्तरगतैः सारैर्यथा तिष्ठन्ति भूरुहाः ।
अस्थिसारैस्तथा देहा ध्रियन्ते देहिनां ध्रुवम् १५१
तस्माच्चिरविनष्टेषु त्वङ्मांसेषु शरीरिणाम् ।
अस्थीनि न विनश्यन्ति सारा एतानि सर्वथा १५२

अन्वयः–स्वाग्निना पक्वं वायुना च अति शोषितं यत् मेदः, तद् अस्थिसंज्ञां लभते । सः सर्वविग्रहे सारः । यथा भूरुहाः अभ्यन्तरगतैः सारैः तिष्ठन्ति, तथा देहिनां देहाः अस्थिसारैः ध्रुवं ध्रियन्ते ॥ तस्मात् शरीरिणां त्वङ्मांसेषु चिरविनष्टेषु अस्थीनि न विनश्यन्ति । एतानि सर्वथा साराः (सन्ति) ॥

પોતાની અંદર રહેલા અગ્નિ વડે પકવેલો તથા વાયુએ અત્યંત શોષણ કરેલો જે મેદ તે 'અસ્થિ'[1] કહેવાય છે; તે આખા શરીરમાં સારભૂત છે. જેમ વૃક્ષો પોતાની અંદર રહેલા સાર (મધ્યભાગ અથવા 'ગાર') વડે ઊભાં રહી શકે છે, તેમ અસ્થિરૂપ સારવડે જ મનુષ્યોના અથવા હરકોઈ પ્રાણીઓના દેહ ધારણ કરી રખાય છે; આ કારણથી જ દેહધારીઓની ત્વચા અને માંસ અત્યંત નાશ પામ્યાં હોય છતાં ઘણા કાળ સુધી અસ્થિ (હાડકાં) નાશ પામતાં નથી; માટે આ અસ્થિ સર્વ પ્રકારે સારભૂત છે. ૧૫૦–૧૫૨

### અસ્થિની સંખ્યા

शल्यतन्त्रेऽस्थिखण्डानां शतत्रयमुदाहृतम् ।
तान्येवात्र निगद्यन्ते तेषां स्थानानि यानि च ॥१५३
सविंशतिशतं त्वस्थ्नां शाखासु कथितं बुधैः ।
पार्श्वयोः श्रोणिफलके वक्षःपृष्ठोदरेषु च ॥१५४॥
जानीयाद्भिषगेतेषु शतं सप्तदशोत्तरम् ।
ग्रीवायामूर्ध्वगां विद्यादस्थ्नां षष्टिं त्रिसंयुताम् १५५

अन्वयः–शल्यतन्त्रे अस्थिखण्डानां शतत्रयम् उदाहृतम् । तानि एव च तेषां यानि स्थानानि (तान्यपि) अत्र निगद्यन्ते ॥ बुधैः शाखासु अस्थ्नां सविंशतिशतं कथितम्, पार्श्वयोः श्रोणिफलके च वक्षःपृष्ठोदरेषु–एतेषु भिषक् सप्तदशोत्तरं शतं जानीयात् । ग्रीवायाम् ऊर्ध्वगां त्रिसंयुतां षष्टिं विद्यात् ॥

શલ્યતંત્રમાં અસ્થિઓના (જુદા જુદા) ટુકડાઓની સંખ્યા ત્રણસો કહી છે; તે જ અસ્થિઓ તથા તેમનાં જે સ્થાનો છે, તે પણ અહીં કહેવાય છે: પંડિતોએ શાખાઓમાં એકસો વીસ અસ્થિ કહ્યાં છે; એટલે બે હાથ અને બે પગમાં મળી તે સંખ્યા કહેલ છે; તથા બંને પાસાં, કટિમંડળ, છાતી, પીઠ અને પેટમાં મળી વૈદ્યે એકસો સત્તર અસ્થિ જાણવાં; વળી ડોકમાં અને માથામાં મળી ત્રેસઠ જાણવાં. ૧૫૩–૧૫૫

टीका–तानि शाखागतान्याह–एकैकस्यां पादाङ्गुल्यां त्रीणि त्रीणि तानि पञ्चदश १५ । पादतले पञ्चास्थिशलाकास्तदाधारभूतमेकमस्थि–एवं षट् ६ । कूर्चे द्वे २ । गुल्फे द्वे २ । पार्ष्ण्येकम् १ । जङ्घायां द्वे २ । जानुन्येकम् १ । ऊरावेकम् १ । एवं त्रिंशदेकस्मिन् सक्थनि भवन्ति । एतेनेतरसक्थिबाहू च व्याख्यातौ ।

पार्श्वयोः षट्त्रिंशत् षट्त्रिंशत् ३६ । गुदे एकम् । शिश्ने भगे वैकम् १ । नितम्बयोरेकैकम् २ । त्रिके एकम् १ । वक्षस्यष्टौ ८ । पृष्ठे त्रिंशत् ३० । अक्षकसंज्ञे द्वे २ । अथ ग्रीवोर्ध्वगतान्याह–ग्रीवायां नव ९ । कण्ठनाड्यां चत्वारि ४ । हन्वोरेकैकम् २ । दन्ता द्वात्रिंशत् ३२ । नासायां त्रीणि ३ । तालुन्येकम् १ । गण्डयोरेकैकम् २ । कर्णयोरेकैकम् २ । भ्रुवोरेकैकम् २ । शिरसि षट् ६ । શાખાઓમાં રહેલાં અસ્થિની સંખ્યા આ પ્રમાણે છે: એક એક પગની આંગળીમાં ત્રણ ત્રણ; એટલે પાંચે આંગળીઓનાં પંદર; પગના તળિયામાં પાંચ અસ્થિની શલાકા (સળીઓ) છે તથા તેનું આધારભૂત એક અસ્થિ છે, એમ તે છ; બે કૂર્ચાસ્થિ; ઘૂંટીનાં હાડકાં બે; પાનીનું હાડકું એક; જંઘાનાં અસ્થિ બે; ઘૂંટણનું અસ્થિ એક; સાથળનું અસ્થિ એક; એમ એક પગમાં ત્રીસ તથા બીજા પગમાં ત્રીસ મળી સાઠ; તથા બન્ને હાથમાં સાઠ; એ રીતે શાખાઓમાં કુલ એકસો વીસ અસ્થિ થાય છે.

પાસાં વગેરેનાં અસ્થિની સંખ્યા આ છે: બંને પાસાંમાં છત્રીસ છત્રીસ; ગુદામાં એક; લિંગ અથવા યોનિનું એક, બંને કુલામાં એક એક મળી બે, ત્રિક (બરડાની કરોડના નીચલા ભાગ)નું અસ્થિ એક; છાતીમાં આઠ; પીઠમાં ત્રીસ; તથા અક્ષક(હાંસડી)નાં બે.

ડોકની ઉપરના અસ્થિની સંખ્યા આ છે:

[1] १. अस्यते–क्षिप्यते संपूर्णसाररूपेण मेदोनिष्पन्नं यद् देहे तद् अस्थि–મેદમાંથી બનેલા જેને સંપૂર્ણ સારરૂપે દેહમાં સ્થાપવામાં આવે છે, તે–અસ્થિ–હાડકું.

अन्वयः–रसात् रक्तं, ततः मांसं, मांसात् मेदः प्रजायते। मेदसः अस्थि, ततः मज्जा, मज्ज्ञः शुक्रस्य संभवः (भवति)॥

**રસમાંથી રક્ત, તેથી માંસ, અને માંસથી મેદ ઊપજે છે; મેદમાંથી અસ્થિ, તેમાંથી મજ્જા[1] અને મજ્જામાંથી વીર્ય[2]ની ઉત્પત્તિ થાય છે. ૧૬૩**

ટીકા–शुक्रस्येति वचनेन शुक्रसंभव उक्तः। 'शुक्रस्य' આ પ્રમાણેના મૂળ ગ્રંથના વચનથી શુક્રની ઉત્પત્તિ કહેવામાં આવી છે. ૧૬૩

## આમાશયમાં ગયેલા આહારનું પરિણામ

ननु 'मासेन रसः शुक्रो भवति, स्त्रीणां चार्तवं भवतीति' सुश्रुतस्यैव वचनेन रसादेव शुक्रस्योत्पत्तिरुच्यते। तदेतत् कथं संगच्छते? इममेव सन्देहं दूरीकर्तुमाहारादेर्गतिं परिणामं चाह–

અહીં કોઈને શંકા થાય કે 'એક મહિને રસ વીર્ય બને છે અને સ્ત્રીને તે જ રસ આર્તવ બને છે.' એવું સુશ્રુતનું જ વચન હોવાથી રસમાંથી જ વીર્યની ઉત્પત્તિ કહેવાય છે, ત્યારે તમે તો વીર્યની ઉત્પત્તિ 'રસમાંથી રક્ત' ઇત્યાદિ જે કહી, તે કેમ સંભવે?' આ સંદેહ દૂર કરવા માટે જ આહારાદિકની ગતિ અને પરિણામ કહે છે:

**यात्यामाशयमाहारः पूर्वं प्राणानिलेरितः।**
**माधुर्यं फेनभावं च षड्रसोऽपि लभेत सः॥१६४॥**

अन्वयः–पूर्वं प्राणानिलेन ईरितः आहारः आमाशयं याति। सः षड्रसः अपि माधुर्यं फेनभावं च लभेत॥

**પ્રથમ પ્રાણવાયુથી પ્રેરણા પામીને આહાર આમાશયમાં જાય છે; તથા તે છ રસવાળો હોવા છતાં ત્યાં મધુરતા અને ફેનભાવને પામે છે–એટલે આહારમાં છયે રસ મિશ્ર હોવા છતાં તે આમાશયમાં જઈ મધુર તથા ફીણ સરખો બને છે. ૧૬૪**

ટીકા–आहार इत्यत्र आह्रियत इत्याहारः। 'अकर्तरि च कारके संज्ञायामि'ति सूत्रेण कर्मणि घञ्। स च षड्विधः। तथा च॥ અહીં મૂળ શ્લોકમાં જે આહાર શબ્દ છે, તેની વ્યુત્પત્તિ 'आह्रियते इति आहारः–જે ચોપાસથી ખવાય તે આહાર કહેવાય છે.' તેમાં 'अकर्तरि॰' એ વ્યાકરણસૂત્ર વડે કર્મ અર્થમાં ઘઞ્ પ્રત્યય લાગેલો છે. તે આહાર ૭ પ્રકારનો છે: જેમ કે–

**'आहार्यं षड्विधं भोज्यं भक्ष्यं चर्व्यं तथैव च।**
**लेह्यं चोष्यं तथा पेयं तदुदाहरणानि तु॥**
**भोज्यमोदनसूपादि भक्ष्यं मोदकमण्डकम्।**
**चर्व्यं चिपिटधान्यादि रसालादि तु लेह्यते॥**
**चोष्यमाम्रफलेक्ष्वादि पीयते पानकं पयः'॥**

આહાર કરવાના પદાર્થ ૭ પ્રકારના છે: (૧) ભોજ્ય, (૨) ભક્ષ્ય, (૩) ચર્વ્ય,[1] (૪) લેહ્ય,[2] (૫) ચોષ્ય[3] અને (૬) પેય.[4] જેમકે દાળભાત વગેરે ભોજ્ય છે; લાડુ, માંડ વગેરે ભક્ષ્ય છે; પૌંઆ, ધાણી વગેરે ચર્વ્ય છે; શિખંડ વગેરે લેહ્ય છે; કેરી, શેરડી વગેરે ચોષ્ય અને શરબત, દૂધ વગેરે પેય છે.

आमाशयमाह चरकः–આ શ્લોકમાં જે આમાશય કહ્યો છે, તેનું સ્વરૂપ ચરક આવું કહે છે:

**'नाभिस्तनान्तरे जन्तोराहुरामाशयं बुधा' इति।**

મનુષ્યની નાભિ અને સ્તનની વચ્ચે આમાશય છે, એમ વિદ્વાનો કહે છે.

તે સંબંધે વિશેષ કહે છે, કે

**'नाभेर्वितस्तिमात्रं च कण्ठदेशात्षडङ्गुलम्।**
**उरसस्तद्विजानीयाच्छेषं तु हृदयं मतम्॥**
**उरो रक्ताशयस्तस्मादधः श्लेष्माशयः स्मृतः।**
**आमाशयस्तु तदधस्तदधो दहनाशयः॥'**

નાભિથી એક વેંત ઊંચે અને કંઠથી ૭ આંગળ નીચે જે ભાગ છે, તેને ઉરઃસ્થાન જાણવું, પણ બાકીનો ભાગ તો હૃદય માન્યું છે. ઉરઃસ્થાન એ રુધિરનું સ્થાન અથવા રક્તાશય છે; તેની નીચે શ્લેષ્માશય (કફનું સ્થાન) કહેલ છે; તેની નીચે આમાશય છે અને તેની નીચે દહનાશય (અગ્નિનું સ્થાન) છે.'

प्राणानिलेरित इति। हृदयाधिष्ठानेन प्राणनाम्ना वायुना मुखं गतेनान्तःप्रवेशितः। तथा च सुश्रुतः–

**'यो वायुः प्राणनामासौ मुखं गच्छति देहधृक्।**
**सोऽन्नं प्रवेशयत्यन्तः प्राणांश्चाप्यवलम्बते॥'**

૧. મજ્જતિ–અસ્થ્નઃ શુદ્ધઘનસારસ્વેણ નિષ્પદ્ય અસ્થિષુ તિષ્ઠતીતિ મજ્જા–હાડકાંના શુદ્ધ ધાટા સારરૂપે ઉત્પન્ન થઈ તે હાડકાંઓની અંદર જે રહે છે, તે મજ્જા નામની છઠ્ઠી ધાતુ.

૨. वीरे साधु, यद्वा वीर विक्रान्तौ, वीरयति वीर्यते वा अनेन इति वीर्यम्–વીર પુરુષમાં જે સારી રીતે હોય, અથવા જેને લીધે પુરુષ પરાક્રમ કરે છે, તે વીર્ય નામની ૭મી ધાતુ.

૧. ચાવવા જેવું. ૨. ચાટવા જેવું. ૩. ચૂસવા જેવું. ૪. પીવા જેવું.

**भौमाप्याग्नेयवायव्याः पञ्चौष्माणः सनाभसाः ।**
**पञ्चाहारगुणान्स्वान्स्वान्पार्थिवादीन् पचन्त्यनु ॥**

अन्वयः—भौमाप्याग्नेयवायव्याः सनाभसाः पञ्च ऊष्माणः स्वान् स्वान् पञ्च पार्थिवादीन् आहारगुणान् अनुपचन्ति ।

ભૌમ (પૃથ્વી સંબંધી), આપ્ય (જળ સંબંધી), આગ્નેય ( અગ્નિ સંબંધી ), વાયવ્ય (વાયુ સંબંધી) અને નાભસ ( આકાશ સંબંધી ) એ પાંચ પ્રકારના અગ્નિઓ, પૃથ્વી આદિના પોતપોતાના આહારના ગુણોનું અનુપાચન કરે છે. ૧૬૬

टीका—अत्रोष्मपदेनाग्निरुच्यते । आहारोऽपि पाञ्चभौतिकः । तत्र पाचकपित्तस्थेनाग्निनोत्तेजितेन शरीरवर्तिना भूभागाग्निनाहारवर्तिभूभागः पच्यते । पक्वो भूभागःस्वकीयान्गुणानभिवर्धयति । एवं जलादिभागा अपि पच्यन्ते । આ સ્થળે 'ઉષ્મન્' શબ્દ વડે 'અગ્નિ' કહેવાનો અભિપ્રાય છે. આહાર પણ પાંચભૌતિક છે. તેમાં પાચક પિત્તમાં રહેલા અગ્નિએ ઉત્તેજિત કરેલા શરીરમાંના ભૌમાગ્નિ વડે આહારમાં રહેલા પૃથ્વીના ભાગનું પાચન થાય છે; પક્વ થયેલો પૃથ્વીનો ભાગ પોતાના ગુણોની વૃદ્ધિ કરે છે. એમ જલાદિ ભાગોનું પણ પાચન થાય છે. ૧૬૬

तथा च सुश्रुते। સુશ્રુતમાં પણ તેમજ કહ્યું છે, કે

**पञ्चभूतात्मके देहे आहारः पाञ्चभौतिकः ।**
**विपक्वः पञ्चधा सम्यग्गुणान्स्वानभिवर्धयेत् ॥१६७**

अन्वयः—पञ्चभूतात्मके देहे आहारः पाञ्चभौतिकः पञ्चधा विपक्वः (सन्) स्वान् गुणान् सम्यक् अभिवर्धयेत् ॥

પંચભૂતાત્મક દેહમાં આહાર પણ પાંચભૌતિક હોઈને પાંચ પ્રકારે વિપાક પામી પોતપોતાના ગુણોની સારી રીતે વૃદ્ધિ કરે છે.

टीका—गुणशब्देनात्र गुणिनः पृथिव्यादय उच्यन्ते । तेन गुणाञ्शरीरवर्तिनः पार्थिवादीन्भागानभिवर्धयेदित्यर्थः । અહીં 'ગુણ' શબ્દ વડે ગુણવાળાં પૃથ્વી આદિને કહેવાનો અભિપ્રાય છે, તેથી એમ સમજવું કે ગુણોની એટલે શરીરમાં રહેલા પૃથ્વી આદિના ભાગોના વૃદ્ધિ કરે છે; એવો અર્થ છે. ૧૬૭

**मिष्टः पटुश्च मधुरमम्लोऽम्लं पच्यते रसः ।**
**कटुतिक्तकषायाणां विपाको जायते कटुः ॥१६८**

अन्वयः—मिष्टः च पटुः रसः मधुरम्, अम्लः अम्लं पच्यते । कटुतिक्तकषायाणां विपाकः कटुः जायते ॥

મીઠો અને પટુ—ખારો આહાર મધુર રસરૂપે પાચન થાય છે અને ખાટો આહાર ખટાશયુક્ત (રસરૂપે) થાય છે; તેમ જ કડવો, તીખો તથા તૂરો એ ત્રણે(આહાર)નું પાચન કડવું થાય છે. ૧૬૮

टीका—एवमहोरात्रेण पक्व आहारो मिष्टः पटुश्च मधुरो भवति । अम्लस्त्वम्लो भवति । कटुः तिक्तः कषायश्च कटुर्भवति । એમ એક દિવસરાત્રિમાં પાચન થયેલો મીઠો અને ખારો આહાર મધુર રસરૂપે થાય છે; ખાટો ખટાશવાળા રસરૂપે થાય છે અને કડવો, તીખો તથા તૂરો આહાર કડવા રસરૂપે (પચીને) તૈયાર થાય છે. ૧૬૮

## આહારનો રસ

एवं विपक्वस्याहारस्य सारो निगदितो रसः । शेषो ग्रहणीस्थो मलद्रवः । मलद्रवस्य जलभागः शिराभिर्वस्ति नीतो मूत्रं भवतीत्याह—

એમ બરાબર પક્વ થયેલા આહારનો સાર 'રસ' કહેવાય છે. ગ્રહણીમાં રહેલો બાકીનો ભાગ તે 'મલદ્રવ' કહેવાય છે; એ મલદ્રવના જળનો ભાગ શિરાઓ દ્વારા બસ્તિમાં લઈ જવાય છે, અને તે મૂત્ર બને છે તે કહે છે:

**आहारस्य रसः सारः सारहीनो मलद्रवः ।**
**शिराभिस्तज्जलं नीतं वस्ति मूत्रत्वमाप्नुयात् १६९**
**शेषं किट्टं च यत्तस्य तत्पुरीषं निगद्यते ।**
**समानवायुना नीतं तत्तिष्ठति मलाशये ॥ १७०॥**

अन्वयः—आहारस्य सारः रसः, सारहीनः मलद्रवः । तज्जलं शिराभिः वस्तिं नीतं मूत्रत्वम् आप्नुयात् । शेषं च यत् तस्य किट्टं, तत् पुरीषं निगद्यते । तत् समानवायुना नीतं मलाशये तिष्ठति ॥

આહારનો સાર રસ છે; અને સાર વિનાનો ભાગ તે 'મલદ્રવ' કહેવાય છે; તે મલદ્રવનું જળ શિરાઓ દ્વારા બસ્તિમાં લઈ જવાય છે, ત્યાં તે મૂત્રપણાને[1] પામે છે; તેનો જે કચરો બાકી રહે છે, તે 'વિષ્ઠા'[2] કહેવાય છે; તે વિષ્ઠાને સમાનવાયુ મળાશયમાં લઈ જાય છે; તેથી તે ત્યાં રહે છે. ૧૬૯,૧૭૦

૧. मूत्र्यते—प्रस्रूयते येनासौ मलद्रवात् जलरूपेण वस्तौ इति मूत्रम्—જે મલદ્રવમાંથી જળરૂપે બસ્તિમાં ઝરી આવે છે, તે મૂત્ર.

૨. वितिष्ठते मलाशये मलरूपेण, वितिष्ठते वा अनया मनुष्यः इति विष्ठा—જે મલાશયમાં મલરૂપે રહે છે અથવા જેના આધારે માણસ ટકી રહે છે. તે વિષ્ઠા

### મૂત્ર અને વિષ્ઠાને નીકળવાના માર્ગો

तत्र मलाशयस्थेनापानवायुनाप्रेरितं मूत्रं मेढ्रयोनिमार्गेण, पुरीषं गुदमार्गेण शरीराद्बहिर्यातीत्याह—

તે મળાશયમાં રહેલા અપાનવાયુથી પ્રેરાયેલું મૂત્ર લિંગ તથા યોનિમાર્ગે બહાર નીકળે છે; અને પુરીષ-વિષ્ઠા ગુદમાર્ગે શરીરમાંથી બહાર નીકળે છે, તે કહે છે :

मूत्रं चोपस्थमार्गेण पुरीषं गुदमार्गतः ।
अपानवायुना क्षिप्तं बहिर्याति शरीरतः ॥ १७१ ॥

अन्वय—अपानवायुना क्षिप्तं मूत्रम् उपस्थमार्गेण, पुरीषं च गुदमार्गेण शरीरतः बहिः याति ॥

અપાનવાયુથી પ્રેરાયેલું મૂત્ર ઉપસ્થ[1]-માર્ગથી અને પુરીષ[2] ગુદ[3]માર્ગથી શરીરમાંથી બહાર નીકળે છે. (ઉપસ્થ એટલે શિશ્ન[4]-લિંગ અને ભગ[5]-યોનિ બંને સમજવાં.) ૧૭૧

योनि–मिश्रं करोति स्वस्मिन् वीर्यं रजश्चेति योनिः—જે પોતામાં વીર્યને તથા રજ—રુધિરને મિશ્ર કરે છે, તે સ્ત્રીચિહ્ન યોનિ.

### રસનું સ્થાન અને પરિણામ

रसस्तु समानवायुना प्रेरितो धमनीमार्गेण शरीरारम्भकस्य रसस्य स्थाने हृदयं याति तेन सह मिश्रितो भवतीत्याह—

સમાનવાયુથી પ્રેરાયેલો રસ પણ ધમની-(ગોળી શિરાઓ)ના માર્ગે શરીરનો આરંભ કરનાર રસના સ્થાનરૂપ હૃદયમાં જઈ તેની સાથે મિશ્ર થાય છે, એમ કહે છે :

रसस्तु हृदयं याति समानमरुतेरितः ।
स तु व्यानेन विक्षिप्तः सर्वान्धातून्प्रतर्पयेत् ॥१७२
केदारेषु यथा कुल्याः पुष्यन्ति विविधौषधी ।
तथा कलेवरे धातून्सर्वानभिवर्धयते रसः ॥१७३॥

अन्वय—समानमरुता ईरितः रसः तु हृदयं याति, स तु व्यानेन विक्षिप्तः सर्वान् धातून् प्रतर्पयेत् । यथा केदारेषु कुल्याः विविधौषधीः पुष्यन्ति, तथा रसः कलेवरे सर्वान् धातून् वर्धयते ॥

સમાનવાયુથી પ્રેરાયેલો રસ પણ હૃદયમાં જાય છે; ત્યાં તે પણ વ્યાનવાયુથી ચારે પાસ પ્રસરી સર્વ ધાતુઓની વૃદ્ધિ કરે છે. જેમ ક્યારડામાં કરેલી પાણીની નીક (ધારા વહેતું જળ), અનેક પ્રકારની ઓષધિઓનું પોષણ કરે છે, તેમ (આ) રસ, શરીરમાં સર્વ ધાતુઓની વૃદ્ધિ કરે છે. ૧૭૨,૧૭૩

### ચરકમાં કહેલા રસના ત્રણ વિભાગ

रसस्तु तत्र तत्र त्रिधा विभज्यते । तदेव चाह—

રસ પણ ત્યાં ત્યાં ત્રણ પ્રકારે વિભાગ પામે છે, તે સંબંધી વળી પણ કહે છે :—

स्थूलः सूक्ष्मस्तन्मलश्च तत्र तत्र त्रिधा रसः ।
स्वं स्थूलोंऽशः परं सूक्ष्मस्तन्मलो याति तन्मलम् ॥

अन्वय—तत्र तत्र रसः त्रिधा (भवति)—स्थूलः सूक्ष्मः च तन्मलः । स्थूलः अंशः स्वं याति, सूक्ष्मः परं (याति), तन्मलः तन्मलम् (याति) ॥

તે તે સ્થળે રસ ત્રણ પ્રકારનો થાય છે; સ્થૂળ, સૂક્ષ્મ અને તેનો મળ (તેમનો) સ્થૂળ ભાગ પોતાના સ્થાને જ રહે છે, સૂક્ષ્મ ભાગ બીજી ધાતુમાં જાય છે અને તે રસનો મળ *શરીરારંભક ધાતુઓના મળમાં જાય છે.* ૧૭૪

टीका गायमर्थ—स्थूलोंऽशः स्वं याति—स्वस्थान एव तिष्ठति । सूक्ष्मस्तु परं द्वितीयं धातुं याति । तन्मलः-रसादिमलः तन्मलं—शरीरारम्भकधातुमलं याति । यथा कौस्तुभमणिदृष्टान्तः पश्यतु, तथा शरीरारम्भकस्य रसस्यापि मलप्रकरणे पश्यते । पच्यमानः च धातुः स्वपोषकांशैः च धातुमलानां पोषकत्वेन तिष्ठति ॥

આનો અર્થ આ છે: રસનો સ્થૂળ ભાગ તો જ્યાં પોતે હોય ત્યાં જ રહે છે, રસનો સૂક્ષ્મ ભાગ બીજી ધાતુમાં જાય છે, અને તેનો એટલે રસાદિકનો મળ,

---

૧. उपतिष्ठते-स्त्रीपुंचिह्नत्वेनेति उपस्थः—જે સ્ત્રીના તથા પુરુષના ચિહ્ન તરીકે પેઢની સમીપે રહે છે, તે સ્ત્રીચિહ્ન તથા પુરુષચિહ્ન—ઉપસ્થ.

૨. पिपर्ति—पालयति शरीरं, यद्वा पूरयति मलाशयम् इति पुरीषम्—જે શરીરનું રક્ષણ કરે છે અથવા મળાશયને ભરપૂર રાખે છે, તે પુરીષ—વિષ્ઠા.

૩. गोपयति मलम् अनेन मलस्थानं इत्या, गूयते पुरीषमस्मिन्, क्रियते वा अनेन, गदति—अपानवायुशब्दं करोति वा यत् इति गुदम् —જેનાથી મળત્યાગ કરી માણસ આનંદી બને છે, અથવા જેનાથી માણસ મળત્યાગ કરે છે અથવા જે અપાનવાયુનો શબ્દ કરે છે, તે ગુદ.

૪ शास्ति–प्रवर्तयति प्रयोक्ति पुरुषस्य मैथुने प्रयत्नानो च स शिश्न—પુરુષને મૈથુન કરવાની ઈચ્છા થતાં જે જાગીને ઘણું ઊંચું થાય છે, તે પુરુષચિહ્ન શિશ્ન. लिङ्गयते–गम्यते अनेन योनौ, यद्वा लिङ्ग्यते अनेन पुरुष इति लिङ्गम्—જે યોનિમાં જાય છે અથવા જેનાથી પુરુષની નિશાની જણાય છે, તે લિંગ.

૫. भज्यते–सेव्यते मैथुनार्थं पुरुषैरिति भगम्—જેને પુરુષો મૈથુન માટે સેવે છે, તે સ્ત્રીચિહ્ન ભગ.

તેના એટલે શરીરનો આરંભ કરનાર તે તે ધાતુઓના મળમાં જાય છે; એવો અર્થ છે. જેમ લૌકિક અગ્નિ વડે શેરડીના રસનું પાચન થાય છે, તેમ શરીરનો આરંભ કરનારં રસના અગ્નિથી આહારના રસનું પાચન થાય છે; પાચન થતી વખતે તે પાંચ દિવસ અને દોઢ દંડ (ઘડી) સુધી પૂર્વના રસ ધાતુમાં જ રહે છે.

उक्तं च सुश्रुते–'स खलु रसः त्रीणि त्रीणि कलासहस्राणि पञ्चदश कला एकैकस्मिन्धातावुपतिष्ठते । अत्र कलानां विंशतिर्मुहूर्तः, स च दण्डद्वयात्मकः ॥

સુશ્રુતમાં પણ કહ્યું છે કે, 'તે રસ ત્રણ ત્રણ હજાર અને પંદર કળા સુધી એકએક ધાતુમાં રહે છે.' અહીં વીસ કળાનું એક મુહૂર્ત અને એક મુહૂર્ત એટલે બે દંડ અથવા બે ઘડીનો સમય જાણવો. ૧૭૪

तथा च भोजः–એ જ પ્રમાણે ભોજ કહે છે :

**धातौ रसादौ मज्जान्ते प्रत्येकं क्रमतो रसः ।**
**अहोरात्रात्स्वयं पञ्च सार्धं दण्डं च तिष्ठति ॥१७५॥**

अन्वयः–रसादौ मज्जान्ते प्रत्येकं धातौ क्रमतः रसः स्वयं पञ्च अहोरात्रात् च सार्धं दण्डं तिष्ठति ॥

**રસ જેમાં આદિ છે તથા મજ્જા જેમાં અંતે છે, એવી દરેક ધાતુઓમાં અનુક્રમે રસ પોતાની મેળે પાંચ રાત્રિદિવસ અને દોઢ દંડ (ઘડી) સુધી રહે છે. ૧૭૫**

टीका–प्रत्येकमेकैकस्मिन्नित्यर्थः ॥ પ્રત્યેકમાં એટલે એકએક દરેક ધાતુમાં એવો અર્થ છે. ૧૭૫

**કફની ઉત્પત્તિ :**

टीका–ततो यथा पच्यमानादिक्षुरसान्मलो निर्गच्छति तथा पच्यमानादाहाररसान्मलो निर्गच्छति स कफः । પછી જેમ પક્વ થતાં શેરડીના રસમાંથી મળ (મેલ) નીકળે છે, તેમ પાચન થતા આહારના રસમાંથી મળ નીકળે છે તે કફ જાણવો. उक्तं च सुश्रुते ॥ સુશ્રુતમાં પણ કહ્યું છે, કે

**'कफः पित्तं मलाः खेषु प्रस्वेदो नखरोम च ।**
**नेत्रविट् त्वक्षु च स्नेहो धातूनां क्रमशो मलाः ॥'**

કફ, પિત્ત, છિદ્રોનો મળ, પરસેવો, નખ, રુવાંટાં, નેત્રનો મેલ તથા ચામડી પરની ચીકાશ–એ અનુક્રમે ધાતુઓના મળ જાણવા–એટલે રસનો મળ કફ, રક્તનો મળ પિત્ત, માંસનો મળ કર્ણાદિનો મેલ અને શિરાઓનો મેલ વગેરે; મેદનો મળ પરસેવો, અસ્થિનો મળ નખ તથા રુવાંટાં અને મજ્જાનો મળ નેત્રની તથા ચામડી એમ જાણવું.

खेषु मलः कर्णादिस्रोतोमलः । स च कफः प्राणानिलप्रेरितो धमनीमार्गेण शरीरारम्भकं क्लेदनाख्यं कफं गत्वा पुष्णाति, ततः सारभूतस्याहाररसस्य द्वौ भागौ भवतः स्थूलः सूक्ष्मश्च । तत्र सूक्ष्मो भागः शरीरारम्भकं रसं पोषयति तथा सकलशरीराधिष्ठानेन व्यानवायुना प्रेरितो धमनीभिः संचरन्पोषणस्नेहनजठरानलोष्मकृतसन्तापनिवारणादिभिर्गुणैः सकलशरीरं पुष्णाति ॥ છિદ્રોનો મળ એટલે કાન વગેરે સ્રોતસ્થાનનો મળ; અને તે કફ પ્રાણવાયુથી પ્રેરાઈને ધમનીરૂપ માર્ગે શરીરારંભક[1] ક્લેદન નામે કફમાં જઈ તેનું પોષણ કરે છે. પછી સારભૂત આહારના રસના બે ભાગ થાય છે : એક સ્થૂળ અને બીજો સૂક્ષ્મ; તેમાંથી સૂક્ષ્મ ભાગ શરીરારંભક રસનું પોષણ કરે છે; તથા આખા શરીરમાં વ્યાપી રહેનારા વ્યાનવાયુ વડે પ્રેરાઈને ધમનીઓના માર્ગે ગતિ કરતો તે રસ પોષણ, સ્નેહન, જઠરાનલની ગરમીથી ઊપજેલા સંતાપનું નિવારણ કરવું, વગેરે ગુણોથી આખા શરીરનું પોષણ કરે છે.

**પિત્તની ઉત્પત્તિ :**

ततः सूक्ष्मो भागः प्राणवायुना प्रेरितो धमनीमार्गेण शरीरारम्भकस्य रक्तस्य स्थानं यकृत्प्लीहरूपं गत्वा तेन सह मिलितो भवति । ततः प्राक्तनस्य रक्तस्याग्निना पुनः पच्यमानः पञ्चाहोरात्रात्सार्धदण्डं च यावत्प्राक्तनरक्तधातावेव तिष्ठति । ततो यथाग्निना पुनः पुनः पच्यमानादिक्षुविकाराद् वारंवारं मलं निर्गच्छति, तथा पुनः पुनः पच्यमानादाहाररसात्प्रतिवारं मलं निर्गच्छति । तत्र रक्ताग्निना पच्यमानान्मलं पित्तं निर्गच्छति । तच्च पित्तं समानवायुना प्रेरितं धमनीमार्गेण शरीरारम्भकं पाचकाख्यं पित्तं गत्वा पुष्णाति । ततः सारभूतस्याहाररसस्य द्वौ भागौ भवतः स्थूलः सूक्ष्मश्च । स्थूलो भागो रञ्जकाख्येन पित्तेन रक्तीकृतः शरीरारम्भकं रक्तं, व्यानवायुना प्रेरितो धमनीभिः सञ्चरन् सकलशरीरगतानि रुधिराणि पुष्णाति ॥ પછી રસનો સૂક્ષ્મ ભાગ પ્રાણવાયુથી પ્રેરાઈ ધમનીરૂપ માર્ગે શરીરારંભક રક્તસ્થાનમાં એટલે યકૃત તથા પ્લીહારૂપ સ્થાનમાં જઈ તેની સાથે મળે છે; ત્યાં પ્રથમથી રહેલા રક્તના અગ્નિથી ફરી પક્વ થતો તે રસ, પાંચ દિવસરાત અને દોઢ ઘડી જેટલા વખત સુધી પ્રથમની રક્તધાતુમાં જ રહે છે; પછી જેમ અગ્નિ

૧. જ્યાં જ્યાં આ શબ્દ આવે ત્યાં ત્યાં એમ

મજ્જામાં રહેલા અગ્નિથી પાચન થઈ પાંચ દિવસ-રાત અને દોઢ ઘડી સુધી મજ્જામાં જ તે રહે છે. પછી પાચન થતી વખતે તેમાંથી મળ નીકળે છે. તે મળ વ્યાનવાયુથી પ્રેરાઈને શિરારૂપ માર્ગે બંને નેત્રમાં આવી નેત્રમળ અને ચામડીની ચીકાશરૂપે થાય છે. પછી સારભૂત રસના બે ભાગ થાય છે: એક સ્થૂળ અને બીજો સૂક્ષ્મ; તેમાંનો સ્થૂલ ભાગ મજ્જાનું પોષણ કરે છે.

**વીર્યની ઉત્પત્તિ :**

ततः सूक्ष्मो भागो व्यानवायुना प्रेरितः धमनीभिः शिराभिश्च शुक्रस्य स्थानं सकलं शरीरं गत्वा शरीरारम्भकेण शुक्रेण सह मिश्रितो भवति। ततः शुक्रस्याग्निना पुनः पच्यते। पच्यमाने तस्मिन्मलो नास्ति। स हि सहस्रधाध्मातसुवर्णवत्। પછી રસનો સૂક્ષ્મ ભાગ વ્યાનવાયુથી પ્રેરાઈને ધમની અને શિરાઓરૂપ માર્ગે વીર્યના સ્થાનરૂપ આખા શરીરમાં જઈ શરીરારંભક વીર્યની સાથે મિશ્રિત થાય છે. પછી વીર્યમાં રહેલા અગ્નિથી ફરી તેનું પાચન થાય છે. પાચન થતી વખતે તેમાં મળ થતો નથી; કેમકે તે પક્વરસ તો હજારવાર તપાવેલા સોના જેવો છે.

उक्तं च–તે સંબંધે કહ્યું છે, કે–

**વીર્યરૂપ થયેલા પક્વરસમાં મળ નથી**

**स्वाग्निभिः पच्यमानेषु मलः षट्सु रसादिषु।**
**षट्सु धातुषु जायन्ते मलानि मुनयो जगुः॥१७६**
**यथा सहस्रधाध्माते न मलं किल काञ्चने।**
**तथा रसे मुहुः पक्वे न मलं शुक्रतां गते॥१७७**

अन्वयः–रसादिषु षट्सु धातुषु स्वाग्निभिः पच्यमानेषु मलः (जायते; एवं) षट्सु धातुषु मलानि जायन्ते (इति) मुनयो जगुः (किंतु) यथा सहस्रधा आध्माते काञ्चने मलं किल न (भवति), तथा मुहुः पक्वे रसे शुक्रतां गते (सति) मलं न (भवति)॥

**રસાદિક છયે ધાતુઓમાં રહેલા પોતપોતાના અગ્નિ વડે પાચન થતા (રસમાંથી) છયે ધાતુઓમાં મળ નીકળે છે, એમ મુનિઓ કહે છે; પણ જેમ હજાર વાર તપાવેલા સોનામાં કાંઈ મળ રહેતો નથી, તેમ વારંવાર પક્વ થઈ શુક્ર(વીર્ય)રૂપ થયેલા રસમાં મળ રહેતો નથી. ૧૭૬,૧૭૭**

**ઓજસની ઉત્પત્તિ**

ततः सारभूतस्य रसस्य द्वौ भागौ भवतः स्थूलः सूक्ष्मश्च। तत्र स्थूलो भागः शरीरारम्भकं शुक्रं याति, सूक्ष्मः स्नेहभाग ओजस्तस्य लक्षणमाह–

પછી સારરૂપ થયેલા રસના બે ભાગ થાય છે: સ્થૂળ અને બીજો સૂક્ષ્મ; તેમાંનો સ્થૂળ ભાગ શરીરની રચનાનું આરંભ કરનાર વીર્યમાં જાય છે અને સૂક્ષ્મ સ્નેહભાગ 'ઓજસ' થાય છે, તેનું લક્ષણ કહે છે:

**ओजः सर्वशरीरस्थं स्निग्धं शीतं स्थिरं सितम्।**
**सोमात्मकं शरीरस्य बलपुष्टिकरं मतम्॥१७८॥**

अन्वयः–ओजः सर्वशरीरस्थं स्निग्धं शीतं स्थिरं सितं सोमात्मकं शरीरस्य बलपुष्टिकरं मतम्॥

**ઓજસ[1] આખા શરીરમાં રહેલું, સ્નિગ્ધ, શીત, સ્થિર, ધોળું, સોમાત્મક અને શરીરને બળ તથા પુષ્ટિ કરનારું મનાયું છે. ૧૭૮**

ટીકા–बलं चेष्टापाटवम्। तथा च–'चेष्टासु पाटवं यत्तु बलं तदभिधीयते।' यत्तु सुश्रुते 'रसादीनां शुक्रान्तानां धातूनां यत्परं तेजस्तत्खलु ओजस्तदेव बलमिति, तेजस्तेजोद्रवः।' अत्रायमभिप्रायः–यस्माद्रसादोजो भवति, स रसः सर्वधातुस्थानगतत्वात्तद्धातुवन्मन्यत इति सर्वधातूनां स्नेहमोजः क्षीरे घृतमिव, तदेव बलमिति–तत्कार्यकारणयोरभेदोपचारात्। अभेदकथनं च चिकित्सैक्यार्थम्॥ 'બળ' એટલે ચેષ્ટામાં સ્ફૂર્તિ; કહ્યું છે, કે 'ચેષ્ટામાં જે સ્ફૂર્તિ તેને જ 'બળ' કહે છે.' છતાં સુશ્રુતમાં જે આમ કહે છે, કે 'રસથી આરંભી વીર્ય સુધીની ધાતુઓનું જે પરમ તેજ, તે જ ઓજસ છે અને તેને જ 'બળ' કહે છે; તેજ એટલે તેજરૂપ દ્રવ.' આનો આવો અભિપ્રાય છે, કે જે રસમાંથી ઓજસ થાય છે તે રસ સર્વ ધાતુઓના સ્થાનમાં જાય છે, તેથી તે ધાતુ જેવો તેને માનવામાં આવે છે. એમ સર્વ ધાતુઓનો જે સ્નેહ તે ઓજસ છે; દૂધમાં જેમ ઘી હોય તેમ તે જ બળ છે; કેમકે કાર્ય અને કારણનો વ્યવહાર એક જ રીતે કરવામાં આવે છે; તેમની ચિકિત્સા એક જ પ્રકારે થાય છે, માટે જ તેમને એકરૂપે કહેલ છે. ૧૭૮

**ઓજસના ગુણ**

अन्यच्च–અને બીજું–

**गुरु शीतं मृदु स्निग्धं सान्द्रं स्वादु स्थिरं तथा।**
**प्रसन्नं पिच्छिलं सूक्ष्ममोजो दशगुणं स्मृतम्॥१७९**

૧. उब्जति–ऋजुभावं प्राप्नोति सकलशरीरमनेनेति ओजः–જેને લીધે આખું શરીર સરળ–સીધું કે ટટાર રહી શકે છે, તે ઓજસ્–શરીરનું બળ અથવા તેજ કે કાંતિ.

વડે વારંવાર ઉકળતા શેરડીના રસરૂપ વિકારમાંથી વારંવાર મળ નીકળે છે, તેમ ફરીફરીને પાચન થતા તે સૂક્ષ્મ ભાગરૂપ આહારના રસમાંથી વિકારરૂપે વારંવાર મળ નીકળે છે; ત્યાં રક્તના અગ્નિથી પાચન થતા રસમાંથી મળરૂપ પિત્ત નીકળે છે; તે પિત્ત સમાનવાયુથી પ્રેરાઈને ધમનીરૂપ માર્ગે શરીરારંભક પાચક નામના પિત્તમાં જઈ તેનું પોષણ કરે છે; પછી સારભૂત આહારના રસના બે ભાગ થાય છે: એક સ્થૂલ અને બીજો સૂક્ષ્મ; તેમાંનો સ્થૂલ ભાગ રંજક નામના પિત્તથી રક્તરૂપે થાય છે તથા તે શરીરારંભક રક્તનું પોષણ કરે છે; તેમ જ વ્યાનવાયુથી પ્રેરાઈને ધમનીરૂપ માર્ગે જઈ આખા શરીરના રુધિરનું પોષણ કરે છે.

**કાનના મેલની ઉત્પત્તિ।**

ततः सूक्ष्मो भागो व्यानवायुना प्रेरितो धमनीभिः सिराभिश्च शरीरस्थमांसानि याति। ततो मांसाग्निना पुनः पच्यमानः पञ्चाहोरात्रपर्यन्तं सार्धघटिकं मांसेष्वेव तिष्ठति। ततः पच्यमानात्तस्मान्मलं निर्गच्छति। तद्व्यानवायुना प्रेरितं कर्णाभ्यन्तरं कर्णविट् भवति। तत्र सारभूतस्य रसस्य द्वौ भागौ भवतः स्थूलः सूक्ष्मश्च। ततः स्थूलो भागो मांसानि पुष्णाति॥ પછી રસનો સૂક્ષ્મ ભાગ વ્યાનવાયુથી પ્રેરાઈને ધમનીઓરૂપ માર્ગે તથા શિરાઓરૂપ માર્ગે શરીરારંભક માંસમાં જાય છે; પછી તે માંસ અગ્નિથી ફરી પાચન થઈ પાંચ દિવસરાત તથા દોઢ ઘડી સુધી માંસમાં જ રહે છે. પછી પાચન થતા થતા તેમાંથી મળ નીકળે છે; તે વ્યાનવાયુ વડે પ્રેરાઈને બને કાનમાં જઈ તે કાનનો મેલ થાય છે. પછી સારભૂત રસના બે ભાગ થાય છે: એક સ્થૂળ અને બીજો સૂક્ષ્મ; તેમાંથી સ્થૂલ ભાગ માંસોનું પોષણ કરે છે.

**પરસેવાની ઉત્પત્તિ।**

ततः सूक्ष्मो भागो व्यानवायुना प्रेरितो धमनीभिः शरीरस्थस्य मेदसः स्थानमुदरं याति। ततो मेदसोऽग्निना पुनः पच्यमानः पञ्चाहोरात्रं सार्धघटिकं च तत्रैव तिष्ठति। ततः पच्यमानात्तस्मान्मलो निर्गच्छति प्रस्वेदरूपः। स च स्वेदः स्रोतस्येव तिष्ठति। शरीरोष्मणा तप्तोऽसौ व्यानवायुना प्रेरितः सिरामुखैर्लोमकूपैर्बहिर्याति। 'जिह्वादन्तकक्षाप्रजननादिमलं च मेदसो मलमित्येके।' ततः सारभूतस्य द्वौ भागौ भवतः स्थूलः सूक्ष्मश्च। तत्र स्थूलो भागो मेदः पुष्णाति उदरे स्थितः॥ પછી રસનો સૂક્ષ્મ ભાગ વ્યાનવાયુથી પ્રેરાઈ ધમનીઓરૂપ માર્ગે શરીરારંભક મેદનું સ્થાન-ઉદરમાં જાય છે. મેદમાંના અગ્નિથી ફરી તે પાચન થવા લાગે છે તથા પાંચ દિવસરાત અને દોઢ ઘડી સુધી મેદમાં જ રહે છે. પછી પાચન થતી વખતે તેમાંથી પરસેવારૂપ મળ નીકળે છે; તે દ્રવ હોવાથી સ્રોતઃસ્થાનમાં જ રહે છે; તે જ્યારે શરીરની ગરમીથી તપે છે, ત્યારે વ્યાનવાયુથી પ્રેરાઈને શિરાઓરૂપ માર્ગે રુવાંટીના છિદ્ર(લોમકૂપ)માં થઈને બહાર નીકળે છે. 'જીભ, દાંત, કાખ (બગલ), લિંગ આદિનો મળ તે મેદનો મળ છે,' એમ કેટલાકનું માનવું છે. પછી સારભૂત રસના બે ભાગ થાય છે: એક સ્થૂળ અને બીજો સૂક્ષ્મ; તેમનો સ્થૂલ ભાગ ઉદરમાં રહી મેદનું પોષણ કરે છે.

**નખની ઉત્પત્તિ।**

सूक्ष्मो भागो व्यानवायुना प्रेरितो धमनीभिः सिराभिश्च शरीरस्थान्यस्थीनि याति। ततोऽस्थ्यग्निना पुनः पच्यमानः पञ्चाहोरात्रं सार्धघटिकमस्थिष्वेव तिष्ठति। ततः पच्यमानात्तस्मान्मलो निर्गच्छति। स च व्यानवायुना प्रेरितः सिराभिरङ्गुलीषु गता नखा लोमानि भवन्ति। ततः सारभूतस्य रसस्य द्वौ भागौ भवतः स्थूलः सूक्ष्मश्च। तत्र स्थूलभागोऽस्थीनि पुष्णाति॥ પછી રસનો સૂક્ષ્મ ભાગ વ્યાનવાયુથી પ્રેરાઈને ધમનીઓ અને શિરાઓરૂપ માર્ગે શરીરારંભક અસ્થિઓમાં જાય છે; પછી અસ્થિમાં રહેલા અગ્નિથી ફરીને પાચન થતો તે રસ પાંચ દિવસરાત અને દોઢ ઘડી સુધી અસ્થિઓમાં જ રહે છે. પછી પાચન થતી વખતે તેમાંથી મળ નીકળે છે; તે વ્યાનવાયુથી પ્રેરાઈને શિરાઓરૂપ માર્ગે આંગળીઓમાં આવી તેના નખ તથા બે સ્તન અને રુવાંટાં થાય છે. પછી સારરૂપ રસના બે ભાગ થાય છે: સ્થૂળ અને સૂક્ષ્મ; તેમનો સ્થૂલ ભાગ અસ્થિઓનું પોષણ કરે છે.

**નેત્રમળની ઉત્પત્તિ।**

ततः सूक्ष्मो भागो व्यानवायुना प्रेरितः सिराभिर्मज्जस्थानानि स्थूलास्थ्यन्तरालानि याति। ततो मज्जाग्निना पुनः पच्यमानः पञ्चाहोरात्रं सार्धघटिकं मज्जस्वेव तिष्ठति। ततः पच्यमानात्तस्मान्मलो निर्गच्छति। स च व्यानवायुना प्रेरितः सिरामार्गैर्नयनोपगतो नेत्रविट् तथा स्नेहश्च भवति। ततः सारभूतस्य रसस्य द्वौ भागौ भवतः स्थूलः सूक्ष्मश्च। तत्र स्थूलभागो मज्जानं पुष्णाति॥ પછી સૂક્ષ્મ ભાગ વ્યાનવાયુથી પ્રેરાઈને શિરાઓરૂપ માર્ગે મજ્જાનાં સ્થાનરૂપ સ્થૂલ અસ્થિઓના અંદરના ભાગમાં જાય છે. પછી

મજ્જામાં રહેલા અગ્નિથી પાચન થઈ પાંચ દિવસ-રાત અને દોઢ ઘડી સુધી મજ્જામાં જ તે રહે છે. પછી પાચન થતી વખતે તેમાંથી મળ નીકળે છે. તે મળ વ્યાનવાયુથી પ્રેરાઈને શિરારૂપ માર્ગે બંને નેત્રમાં આવી નેત્રમળ અને ચામડીની ચીકાશરૂપે થાય છે. પછી સારભૂત રસના બે ભાગ થાય છે: એક સ્થૂળ અને બીજો સૂક્ષ્મ; તેમાંનો સ્થૂલ ભાગ મજ્જાનું પોષણ કરે છે.

**વીર્યની ઉત્પત્તિ :**

ततः सूक्ष्मो भागो व्यानवायुना प्रेरितः धमनीभिः शिराभिश्च शुक्रस्य स्थानं सकलं शरीरं गत्वा शरीरारम्भकेण शुक्रेण सह मिश्रितो भवति। ततः शुक्रस्याग्निना पुनः पच्यते। पच्यमाने तस्मिन्मलो नास्ति। स हि सहस्रधाध्मातसुवर्णवत्। પછી રસનો સૂક્ષ્મ ભાગ વ્યાનવાયુથી પ્રેરાઈને ધમની અને શિરાઓરૂપ માર્ગે વીર્યના સ્થાનરૂપ આખા શરીરમાં જઈ શરીરારંભક વીર્યની સાથે મિશ્રિત થાય છે. પછી વીર્યમાં રહેલા અગ્નિથી ફરી તેનું પાચન થાય છે. પાચન થતી વખતે તેમાં મળ થતો નથી; કેમકે તે પકવરસ તો હજારવાર તપાવેલા સોના જેવો છે.

उक्तं च-તે સંબંધે કહ્યું છે, કે-

**વીર્યરૂપ થયેલા પકવરસમાં મળ નથી**

**स्वाग्निभिः पच्यमानेषु मलः षट्सु रसादिषु।**
**षट्सु धातुषु जायन्ते मलानि मुनयो जगुः ॥१७६**
**यथा सहस्रधाध्माते न मलं किल काञ्चने।**
**तथा रसे मुहुः पक्वे न मलं शुक्रतां गते ॥१७७**

अन्वयः-रसादिषु षट्सु धातुषु स्वाग्निभिः पच्यमानेषु मलः (जायते; एवं) षट्सु धातुषु मलानि जायन्ते (इति) मुनयो जगुः (किंतु) यथा सहस्रधा आध्माते काञ्चने मलं किल न (भवति), तथा मुहुः पक्वे रसे शुक्रतां गते (सति) मलं न (भवति)॥

**રસાદિક છયે ધાતુઓમાં રહેલા પોતપોતાના અગ્નિ વડે પાચન થતા (રસમાંથી) છયે ધાતુઓમાં મળ નીકળે છે, એમ મુનિઓ કહે છે; પણ જેમ હજાર વાર તપાવેલા સોનામાં કાંઈ મળ રહેતો નથી, તેમ વારંવાર પકવ થઈ શુક્ર(વીર્ય)રૂપ થયેલા રસમાં મળ રહેતો નથી. ૧૭૬,૧૭૭**

**ઓજસની ઉત્પત્તિ**

ततः सारभूतस्य रसस्य द्वौ भागौ भवतः स्थूलः सूक्ष्मश्च। तत्र स्थूलो भागः शरीरारम्भकं शुक्रं याति, सूक्ष्मः स्नेहभाग ओजस्तस्य लक्षणमाह-

પછી સારરૂપ થયેલા રસના બે ભાગ થાય છે: સ્થૂળ અને બીજો સૂક્ષ્મ; તેમાંનો સ્થૂળ ભાગ શરીરની રચનાનું આરંભ કરનાર વીર્યમાં જાય છે અને સૂક્ષ્મ સ્નેહભાગ 'ઓજસ' થાય છે, તેનું લક્ષણ કહે છે:

**ओजः सर्वशरीरस्थं स्निग्धं शीतं स्थिरं सितम्।**
**सोमात्मकं शरीरस्य बलपुष्टिकरं मतम् ॥१७८॥**

अन्वयः-ओजः सर्वशरीरस्थं स्निग्धं शीतं स्थिरं सितं सोमात्मकं शरीरस्य बलपुष्टिकरं मतम्॥

**ઓજસ[1] આખા શરીરમાં રહેલું, સ્નિગ્ધ, શીત, સ્થિર, ધોળું, સોમાત્મક અને શરીરને બળ તથા પુષ્ટિ કરનારું મનાયું છે. ૧૭૮**

टीका-बलं चेष्टापाटवम्। तथा च-'चेष्टासु पाटवं यत्तु बलं तदभिधीयते।' यत्तु सुश्रुते 'रसादीनां शुक्रान्तानां धातूनां यत्परं तेजस्तत्खलु ओजस्तदेव बलमिति, तेजस्तेजोद्रवः।' अत्रायमभिप्रायः-यस्माद्रसादोजो भवति, स रसः सर्वधातुस्थानगतत्वात्तत्तद्धातुवन्मन्यत इति सर्वधातूनां स्नेहमोजः क्षीरे घृतमिव, तदेव बलमिति-तत्कार्यकारणयोरभेदोपचारात्। अभेदकथनं च चिकित्सैक्यार्थम्॥ 'બળ' એટલે ચેષ્ટામાં સ્ફૂર્તિ; કહ્યું છે, કે 'ચેષ્ટામાં જે સ્ફૂર્તિ તેને જ 'બળ' કહે છે.' છતાં સુશ્રુતમાં જે આમ કહે છે, કે 'રસથી આરંભી વીર્ય સુધીની ધાતુઓનું જે પરમ તેજ, તે જ ઓજસ છે અને તેને જ 'બળ' કહે છે; તેજ એટલે તેજરૂપ દ્રવ.' આનો આવો અભિપ્રાય છે, કે જે રસમાંથી ઓજસ થાય છે તે રસ સર્વ ધાતુઓના સ્થાનમાં જાય છે, તેથી તે ધાતુ જેવો તેને માનવામાં આવે છે. એમ સર્વ ધાતુઓનો જે સ્નેહ તે ઓજસ છે; દૂધમાં જેમ ઘી હોય તેમ તે જ બળ છે; કેમકે કાર્ય અને કારણનો વ્યવહાર એક જ રીતે કરવામાં આવે છે; તેમની ચિકિત્સા એક જ પ્રકારે થાય છે, માટે જ તેમને એકરૂપે કહેલ છે. ૧૭૮

**ઓજસના ગુણ**

अन्यच्च-અને બીજું-

**गुरु शीतं मृदु स्निग्धं सान्द्रं स्वादु स्थिरं तथा।**
**प्रसन्नं पिच्छिलं सूक्ष्ममोजो दशगुणं स्मृतम् ॥१७९**

૧. उब्जति-ऋजुभावं प्राप्नोति सकलशरीरमनेनेति ओजः-જેને લીધે આખું શરીર સરળ-સીધું કે ટટાર રહી શકે છે, તે ઓજસ્-શરીરનું બળ અથવા તેજ કે કાંતિ.

ટીકા–एतेन स्त्रीणां सप्तमो धातुरार्तवं शुक्रमष्टममिति सोचितम्, आशयाधिक्यवत् ॥ આ ઉપરથી એમ સમજવાનું છે કે સ્ત્રીઓને સાતમી ધાતુ આર્તવ અને આઠમી ધાતુ વીર્ય છે; જેમ સ્ત્રીઓને પુરુષ કરતાં એક આશય (ગર્ભાશય) વધારે હોય છે, તેમ એક ધાતુ પણ વધારે હોય છે. ૧૮૫

## રસમાંથી વીર્ય તથા આર્તવની ઉત્પત્તિ

एवं च–એ રીતે–

**रसाद् रक्तं ततो मांसं, मांसान्मेदः प्रजायते।**
**मेदसोऽस्थि ततो मज्जा मज्ज्ञः शुक्रस्य संभवः॥**

અન્વય:–रसात् रक्तं ततः मांसं मांसात् मेदः प्रजायते। मेदसः अस्थि ततः मज्जा, मज्ज्ञः शुक्रस्य संभवः॥

**એમ રસમાંથી લોહી, લોહીથી માંસ, માંસથી મેદ, મેદમાંથી હાડકાં, હાડકાંમાંથી મજ્જા (ચરબી) અને મજ્જામાંથી વીર્યની ઉત્પત્તિ થાય છે. ૧૮૬**

ટીકા–एवं रस एव केदारकुल्यान्यायेन सर्वान्धातून्पूरयन्मासेन नवदण्डोत्तरेण शुक्रमार्तवं भवतीति सिद्धान्तः। एवं सति रसाद्रक्तमिति सङ्गतमेव। ततो मांसं ततो रक्तोत्पत्तेरनन्तरं मांसं जायते रसादेवेत्यर्थः। मांसान्मेदः प्रजायत इति–मांसादनन्तरं मेदः प्रजायते रसादेवेत्यर्थः। मेदसोऽस्थि जायते, रसादेवेत्यर्थः। एवं ततो मज्जा जायते, रसादेवेत्यर्थः। ततः शुद्धं शुक्रं रसादेव संभवतीत्यर्थः। એ રીતે ક્યારડાની નીક પ્રમાણે રસ જ સર્વ ધાતુઓની પૂર્તિ કરતો એક મહિનો ને નવ ઘડીમાં વીર્ય અને આર્તવરૂપે થાય છે, એવો સિદ્ધાંત છે. જો એમ છે, તો રસમાંથી રક્ત થાય છે, ઇત્યાદિ જે કહ્યું છે, તે બરાબર જ છે. તે રક્તથી માંસ થાય છે, એટલે રક્તમાંથી માંસ પણ રક્તોત્પત્તિ થયા પછી રસમાંથી જ થાય છે, એવો અર્થ છે; માંસમાંથી મેદ થાય છે, એટલે માંસ થયા પછી રસમાંથી જ મેદ થાય છે, એ અર્થ છે; મેદથી અસ્થિ–હાડકાં થાય છે, તે પણ રસમાંથી જ થાય છે; એ જ પ્રમાણે તે પછી રસમાંથી જ મજ્જા થાય છે અને પછી રસમાંથી જ શુદ્ધ વીર્ય થાય છે, એ અર્થ છે.૧૮૬

## શરીરમાં રસની ત્રણ પ્રકારની ગતિ

रसः शरीरे त्रिधा संचरतीत्याह–રસ શરીરમાં ત્રણ પ્રકારે ગતિ કરે છે; તે જ કહે છે:

**रसः शरीरे शब्दार्चिर्जलसन्तानवत् त्रिधा।**
**संचरत्यनुरूपोऽयं नित्यमेव हि देहिनाम् ॥१८७**

અન્વય:–देहिनां नित्यम् एव अनुरूपः अयं रसः शरीरे शब्दार्चिर्जलसन्तानवत् त्रिधा संचरति॥

**પ્રાણીઓને કાયમ અનુકૂળ જ એવો આ રસ, (દરેક જુદાં જુદાં) શરીરોમાં શબ્દોના, (અગ્નિની) જ્વાળાઓના તથા જળના પ્રવાહની પેઠે ત્રણ પ્રકારની ગતિ કરે છે. ૧૮૭**

ટીકા–अस्यायमभिप्रायः–पुरुषास्तीक्ष्णाग्नयो मध्यमाग्नयो मन्दाग्नयश्च भवन्ति। तत्र तीक्ष्णाग्नीनां रसः शब्दसन्तानवच्छीघ्रं संचरति। मध्यमाग्नीनामर्चिःसन्तानवन्मध्यवेगेन चरति। मन्दाग्नीनां जलसन्तानवन्मन्दं चरति। तेन मासेन रसाच्छुक्रं भवतीति यदुक्तं तन्मध्यवेगेन चरति। मन्दाग्नीनां जलसन्तानवन्मन्दं चरति। तेन मासेन रसः शुक्रं भवतीति यदुक्तं तन्मध्यमाग्नीनविकृत्योक्तम्। दीप्ताग्नीनां तु रसः किञ्चिन्न्यूनेन मासेन शुक्रं भवति। मन्दाग्नेः किंचिदधिकेन मासेनेति सिद्धान्त॥ આ શ્લોકનો આવો ભાવ છે: પુરુષો તીક્ષ્ણાગ્નિ, મધ્યાગ્નિ અને મંદાગ્નિ એમ ત્રણ પ્રકારના હોય છે; તેમાં જે તીક્ષ્ણ અગ્નિવાળા હોય છે, તેમનો રસ શબ્દના પ્રવાહની પેઠે ઉતાવળી ગતિ કરે છે; મધ્યમ અગ્નિવાળાઓનો રસ જ્વાળાના પ્રવાહની પેઠે મધ્યમ વેગે ગતિ કરે છે અને મંદાગ્નિ પુરુષોનો રસ જળના પ્રવાહની પેઠે ખૂબ મંદ વેગથી ગતિ કરે છે; તેથી આમ જે કહ્યું છે, કે 'એક મહિને રસમાંથી વીર્ય થાય છે' તે મધ્યમ અગ્નિવાળામાં મધ્યમ વેગથી રસની ગતિ થાય છે, તે અભિપ્રાયે કહ્યું છે; પરંતુ જેમનો અગ્નિ તીક્ષ્ણ–પ્રદીપ્ત હોય, તેમને તો મહિના કરતાં કાંઈક ઓછા દિવસે રસમાંથી વીર્ય થાય છે; તેમ જ મંદાગ્નિ પુરુષોને તો એક મહિના કરતાં પણ કાંઈક વધારે વખત પછી જ રસમાંથી વીર્ય થાય છે, એવો સિદ્ધાંત છે. ૧૮૭

## વાજીકરણ ઔષધિઓનું પ્રયોજન

तर्हि वाजीकरिणीनामोषधीनां किं प्रयोजनमित्याह।

અહીં કોઈ શંકા કરે કે એમ રસમાંથી જ નિયમિત સમયે વીર્ય જો ઊપજે છે, તો (વીર્ય ઉત્પન્ન કરનારી સાલમ, કૌવચબીજ, મુસલીકંદ, બળબીજ, દૂધ વગેરે) વાજીકરણ ઔષધિઓનું શું પ્રયોજન છે? તેનું સમાધાન આ છે કે—

**वाजीकरिण्य ओषध्यः स्वप्रभावगुणोच्छ्रयात्।**
**विरेचयन्ति ताः शुक्रं विरेकिद्रव्यवन्नृणाम् ॥१८८**

અન્વય:–ताः वाजीकरिण्यः ओषध्यः (सन्ति याः) स्वप्रभावगुणोच्छ्रयात् विरेकिद्रव्यवत् नृणां शुक्रं विरेचयन्ति॥

છે, ત્યારે તેની ગંધ પ્રકટે છે, તેમ બાળકોને પણ જુવાનીમાં પુષ્ટિ પામવાથી વીર્ય પ્રકટ થાય છે. એ જ પ્રમાણે પુરુષને તથા સ્ત્રીઓને પણ રોમાવલી વગેરે જુવાનીમાં થાય છે; એનો ભેદ પણ વ્યાખ્યાનથી જાણી લેવો.

ટીકા–વ્યાખ્યાનં યથા–પુંસાં રોમરાજીશ્મશ્રુપ્રભૃતયઃ। નારીણાં તુ રોમરાજીસ્તનસ્તન્યાર્તવપ્રભૃતયઃ। એટલે જેમ પુરુષને (જુવાનીમાં) રોમાવલી. દાઢી, મૂછ વગેરે પ્રકટે છે અને સ્ત્રીઓને રોમાવલી, સ્તન, સ્તનમાંનું દૂધ, આર્તવ વગેરે પ્રકટે છે. ૧૯૦–૧૯૨

## વૃદ્ધાવસ્થામાં ધાતુવૃદ્ધિ કેમ થતી નથી ?

નનુ અન્નરસો વૃદ્ધસ્ય ધાતુવૃદ્ધિં કથં ન કરોતીત્યાહ–

અહીં શંકા થાય છે, કે અન્નનો રસ વૃદ્ધ થયેલા મનુષ્યની ધાતુવૃદ્ધિ કેમ કરતો નથી? આનું સમાધાન કહે છે:

**વાર્દ્ધકે વર્ધમાનેન વાયુના રસશોપણાત્।**
**ન તથા ધાતુવૃદ્ધિઃ સ્યાત્તતસ્તત્રાનિલં જયેત્॥**

અન્વયઃ–વાર્દ્ધકે વર્ધમાનેન વાયુના રસશોપણાત્ તથા (યૌવનવત્) ધાતુવૃદ્ધિઃ ન સ્યાત્, તતઃ તત્ર અનિલં જયેત્।

વૃદ્ધાવસ્થામાં વૃદ્ધિ પામતા વાયુ વડે રસનું શોષણ થવાથી (જુવાનીના જેવી) ધાતુવૃદ્ધિ બની શકતી નથી; માટે ઘડપણમાં (વૃદ્ધોની ધાતુવૃદ્ધિ કરવી હોય તો તેમના) વાયુને જીતવો–દૂર કરવો જોઈએ. ૧૯૩

## વીર્યનું સ્વરૂપ

અથ શુક્રસ્ય સ્વરૂપમાહ–હવે વીર્યનું સ્વરૂપ કહે છે:

**શુક્રં સૌમ્યં સિતં સ્નિગ્ધં બલપુષ્ટિકરં સ્મૃતમ્।**
**ગર્ભબીજં વપુઃસારો જીવસ્યાશ્રય ઉત્તમઃ॥૧૯૪॥**

અન્વયઃ–શુક્રં સૌમ્યં સિતં સ્નિગ્ધં બલપુષ્ટિકરં ગર્ભબીજં વપુઃસારઃ જીવસ્ય ઉત્તમઃ આશ્રયઃ સ્મૃતમ્।

વીર્ય સોમાત્મક, ધોળું, સ્નિગ્ધ, બળ અને પુષ્ટિ કરનાર, ગર્ભના બીજરૂપ, દેહના સારરૂપ અને જીવના ઉત્તમ આશ્રયરૂપ કહેલું છે. ૧૯૪

જીવસ્યાશ્રય ઉત્તમ ઇત્યાહ–

જીવનનો ઉત્તમ આશ્રય કઈ રીતે? તે કહે છે:

**જીવો વસતિ સર્વસ્મિન્દેહે તત્ર વિશેષતઃ।**
**વીર્યે રક્તે મલે યસ્મિન્ક્ષીણે યાતિ ક્ષયં ક્ષણાત્॥**

અન્વયઃ–સર્વસ્મિન્ દેહે જીવઃ વસતિ (કિંતુ) તત્ર વીર્યે રક્તે મલે વિશેષતઃ (વસતિ), યસ્મિન્ ક્ષીણે ક્ષણાત્ ક્ષયં યાતિ।

જીવ આખા દેહમાં રહે છે, છતાં તે વીર્યમાં, રુધિરમાં અને મળમાં ખાસ વધારે રહે છે; તેથી વીર્ય, રુધિર અને મળનો ક્ષય થતાં તે જ ક્ષણે તે (જીવ) પણ નાશ પામે છે. ૧૯૫

## ગર્ભની ઉત્પત્તિ કરે એવા વીર્યનું લક્ષણ

**સ્ફટિકાભં દ્રવં સ્નિગ્ધં મધુરં મધુગન્ધિ ચ।**
**શુક્રમિચ્છન્તિ કેચિત્તુ તૈલક્ષૌદ્રનિભં ચ તત્ ૧૯૬**

અન્વયઃ–શુક્રં સ્ફટિકાભં દ્રવં સ્નિગ્ધં મધુરં ચ મધુગન્ધિ (ભવતિ)। કેચિત્તુ તત્ તૈલક્ષૌદ્રનિભમ્ ઇચ્છન્તિ॥

(ગર્ભોત્પત્તિ કરનાર) વીર્ય સ્ફટિક સરખું, પ્રવાહી, સ્નિગ્ધ, મધુર અને મધ જેવી ગંધવાળું હોય છે; પણ કેટલાક કહે છે, કે તે વીર્ય તેલ અને મધ જેવું હોય છે.૧૯૬

## વીર્યનું સ્થાન

**યથા પયસિ સર્પિસ્તુ ગૂઢશ્ચેક્ષુરસો યથા।**
**એવં હિ સકલે કાયે શુક્રં તિષ્ઠતિ દેહિનામ્॥૧૯૭**

અન્વયઃ–યથા પયસિ સર્પિઃ, યથા ચ ઇક્ષુરસઃ તુ ગૂઢઃ (તિષ્ઠતિ), એવં દેહિનામ્ સકલે કાયે શુક્રં તિષ્ઠતિ॥

જેમ દૂધમાં ઘી, તથા શેરડીમાં રસ પણ ગુપ્તપણે રહે છે, તે જ પ્રમાણે દેહધારીઓના આખા શરીરમાં વીર્ય (ગુપ્ત) રહે છે. ૧૯૭

ટીકા–અત્ર સર્પિર્દૃષ્ટાન્તો બહુશુક્રેઽલ્પમથનેન સર્પિઃ-શુક્રયોર્લાભાત્। ઇક્ષુરસદૃષ્ટાન્તસ્તુ સ્વલ્પશુક્રે પુંસિ અતિપીડનેનેક્ષુરસશુક્રયોર્લાભાત્। અહીં જે ઘીનું દૃષ્ટાંત આપેલું છે, તેમાં આમ સમજવાનું છે, કે જેમ દૂધમાંથી થોડું મથન કરવાથી જ ઘી મળી આવે છે, તેમ બહુ વીર્યવાળા દેહમાંથી પણ થોડા મથનથી જ વીર્ય મળી રહે છે. શેરડીના દૃષ્ટાંતમાં પણ આમ સમજવું કે જેમ શેરડીમાંથી અતિશય પીલવાથી રસ નીકળે છે, તેમ અલ્પ વીર્યવાળા પુરુષના દેહમાંથી પણ ઘણું મથન કરવાથી વીર્ય મળે છે. ૧૯૭

## વીર્યને નીકળવાનો માર્ગ

**દ્વ્યઙ્ગુલે દક્ષિણે પાર્શ્વે બસ્તિદ્વારસ્ય ચાપ્યધઃ।**
**મૂત્રસ્રોતઃપથાદ્ શુક્રં પુરુષસ્ય પ્રવર્તતે॥૧૯૮॥**

ર્ભ રહ્યો હોય, તે સ્ત્રીઓના આર્તવને વહેનારી શિરાઓના માગને ગર્ભ રોકી લે છે, તેથી આર્તવ (બહાર) નીકળતું નથી; પણ તે આર્તવ નીચે આવતાં રોકાઈને ઊંચે જઈ ત્યાં એકઠું થઈ તેની 'અપરા' (ઓળ તથા નાળ) બને છે, જે ગર્ભની ઉપર બધે તથા દૂંટી આગળ વળગેલ હોય છે. એ અપરાને લોકમાં ઓરવર કહે છે; બાકી રહેલું આર્તવ પણ ઊંચે જઈ બંને સ્તનમાં જાય છે; તેથી જ ગર્ભવતી સ્ત્રીઓનાં સ્તનો પુષ્ટ થાય છે. ૨૦૩

### ધાતુઓમાં રહેલા અધિક ગુણો

અતિરિક્તા ગુણા રક્તે વહ્નેર્માંસે તુ પાર્થિવાઃ ।
મેદસ્યપાં ભુવશ્ચાસ્થ્નિ પૃથિવ્યનિલતેજસામ્ ૨૦૪
મજ્જ્નિ શુક્રે ચ સોમસ્ય મૂત્રે ચ શિખિનો ગુણાઃ ।
ભુવસ્તથાર્તવે ત્વગ્ને રસે ક્ષીરે તથામ્ભસઃ ॥૨૦૫॥

अन्वयः—रक्ते वह्नेः गुणाः अतिरिक्ताः, मांसे तु पार्थिवाः, मेदसि अपां च भुवः अस्थ्नि पृथिव्यनिल-तेजसाम्, मज्ज्नि च शुक्रे सोमस्य, मूत्रे च शिखिनः गुणाः, आर्तवे तु भुवः तथा अग्नेः, रसे तथा क्षीरे अम्भसः (गुणाः अतिरिक्ताः सन्ति) ॥

રક્તમાં અગ્નિનો ગુણ વધારે છે; માંસમાં પૃથ્વીનો ગુણ અધિક છે, મેદમાં પાણીનો તથા પૃથ્વીનો ગુણ અધિક છે; અસ્થિમાં પૃથ્વીનો, વાયુનો અને તેજનો ગુણ અધિક છે; મજ્જા અને વીર્યમાં ચંદ્રનો ગુણ અધિક છે; મૂત્રમાં અગ્નિનો ગુણ અધિક છે; આર્તવમાં પૃથ્વીનો તથા અગ્નિનો ગુણ અધિક છે; અને રસમાં તથા દૂધમાં જળનો ગુણ અધિક છે. ૨૦૪,૨૦૫

### ધાતુઓના મળ

કફઃ પિત્તં મલઃ ખેષુ પ્રસ્વેદો નખલોમ ચ ।
નેત્રવિટ્ ત્વક્ષુ ચ સ્નેહો ધાતૂનાં ક્રમશો મલાઃ ।
નેત્રજિહ્વાકપોલાનાં જલં ચ રસજં મલમ્ ॥ (ઇત્યેકે)

अन्वयः—कफः पित्तं खेषु मलः प्रस्वेदः च नख-लोम नेत्रविट् च त्वक्षु स्नेहः (अमी) क्रमशः धातूनां मलाः (ज्ञेयाः)। नेत्रजिह्वाकपोलानां च जलं रसजं मलम् (इति एके) ॥

કફ, પિત્ત, કર્ણાદિ સ્રોતઃસ્થાનનો મળ, પરસેવો, નખ, રુવાંટાં, નેત્રમળ (પિયા) અને ત્વચા ઉપરનો સ્નેહ (ચીકાશ), એ અનુક્રમે ધાતુઓના મળ છે. નેત્ર, જીભ અને ગલોફાનું પાણી એ રસનો મળ છે (એમ કેટલાક કહે છે). ૨૦૬

ટીકા—खेषु कर्णादिस्रोतःसु मलः । रसनादन्तकक्षा-मेढ्रादिमलमपि मेदोमलमित्येके। नेत्रविट् त्वचां स्नेहश्च मज्जमलः। शुक्रस्य मलमेव नास्ति सहस्रधा ध्मातसुवर्णस्येव। મૂળમાં 'મલઃ ખેષુ' છે, એનો અર્થ આ છે, કે કર્ણાદિ સ્રોતઃસ્થાનનો મળ; કેટલાકનું આવું માનવું છે, કે જીભ, દાંત, બગલ અને લિંગ વગેરેનો મળ તે મેદનો મળ છે. આંખના પિયા, ત્વચા ઉપરની ચીકાશ, એ મજ્જાનો મળ છે; પણ જેમ હજાર વાર તપાવેલા સોનાનો મળ હોતો નથી, તેમ વીર્યનો મળ છે જ નહિ. ૨૦૬

### ઉપધાતુઓ

વનિતાનાં પ્રસૂતાનાં ધમનીભ્યાં સ્તનૌ ગતાત્ ।
રસાદેવ હિ જાયેત સ્તન્યં સ્તનયુગાશયમ્ ॥૨૦૭॥
શુદ્ધમાંસસ્ય યઃ સ્નેહઃ સા વસા પરિકીર્તિતા ।
મેદસઃ સ્રવમાણસ્ય સ્નેહો વા કથિતા વસા ॥.

अन्वयः—प्रसूतानां वनितानां धमनीभ्यां स्तनौ गतात् रसात् एव स्तनयुगाशयं स्तन्यं हि जायेत । शुद्धमांसस्य यः स्नेहः सा वसा परिकीर्तिता । वा स्रव-माणस्य मेदसः स्नेहः वसा कथिता ॥

પ્રસવેલી સ્ત્રીઓનાં બંને સ્તનમાં બંને ધમનીઓના માર્ગે ગયેલા રસથી જ તે બંને સ્તનમાં રહેનારું સ્તન્ય (સ્તનમાંનું ધાવણ) નીપજે છે. શુદ્ધ માંસના સ્નેહને વસા કહે છે અથવા ઝરતા મેદની[1] જે ચીકાશ નીપજે છે, તે વસા કહેવાય છે. ૨૦૭,૨૦૮

शार्ङ्गधरे तु—શાર્ઙ્ગધરમાં તો આમ કહ્યું છે, કે:

સ્તન્યં રજો વસા સ્વેદો દન્તાઃ કેશાસ્તથૈવ ચ ।
ઓજશ્ચ સપ્તધાતૂનાં ક્રમાત્સપ્તોપધાતવઃ ॥૨૦૯॥

अन्वयः—स्तन्यं[2] रजः[3] वसा[4] स्वेदः[5] दन्ताः[6]

૧. मिद्यति—स्निह्यति अनेनाङ्गमिति मेदः—જેનાથી શરીર ચીકાશવાળું રહે છે, તે મેદસ્.

૨. स्तनयोर्भवं रसात् इति स्तन्यम्—એ સ્તનમાં રસ ધાતુમાંથી જે થાય છે તે સ્તન્ય—ધાવણ.

૩. रज्यते अनेन योन्यादि इति रजः—જેના વડે સ્ત્રીનો ગુહ્યભાગ આદિ રંગાઈ જાય તે, રજસ્.

૪. वसति मेदसि उदरे वा, वस्ते—आच्छादयति अस्थ्यादीनि वा इति वसा—જે મેદમાં અથવા ઉદરમાં રહે છે અને હાડકાં વગેરેને ઢાંકી દે છે, તે વસા.

૫. स्विद्यते अनेन अङ्गम् इति स्वेदः—જેને લીધે

केशाः[7] तथा एव च ओजः[8] च क्रमात् एत सप्तानां सप्त उपधातवः (सन्ति)॥

સ્તન્ય, આર્તવ, વસા, સ્વેદ, દાંત તેમ જ કેશ અને ઓજ—એ સાત ધાતુઓની અનુક્રમે સાત ઉપધાતુઓ[9] છે ૨૦૯

આશયો

અથાશયા—હવે આશયો[10] કહે છે

उरो रक्ताशयस्तस्मादधः श्लेष्माशयः स्मृतः ।
आमाशयस्तु तदधस्तल्लिङ्गं चरकोऽब्रवीत् ॥
'नाभिस्तनान्तरं जन्तोराहुरामाशयं बुधाः' इति ॥

अन्वय—उरः रक्ताशयः, तस्मात् अधः श्लेष्माशयः स्मृतः, आमाशयः तु तदधः (अस्ति), तल्लिङ्गं चरकः अब्रवीत्, जन्तोः नाभिस्तनान्तरं बुधाः आमाशयम् आहुः ॥

ઉરઃસ્થાન એ 'રક્તાશય' છે; તેની નીચે શ્લેષ્માશય (કફનું સ્થાન) છે; તેની નીચે 'આમાશય' છે; તેનું લક્ષણ ચરકે આમ કહ્યું છેઃ 'પ્રાણીની નાભિથી સ્તન સુધીના આંતરભાગને પંડિતો 'આમાશય' કહે છે.'

आमाशयादधः पक्वाशयादूर्ध्वं तु या कला ।
ग्रहणीनामिका सैव कथिता पाचकाशयः ॥२११॥
ऊर्ध्वमग्न्याशयो नाभेर्मध्यभागे व्यवस्थितः ।
तस्योपरि तिलं ज्ञेयं तदधः पवनाशयः ॥२१२॥
पक्वाशयस्तु तदधः स एव तु मलाशयः ।
तदधः कथितो बस्तिः स हि मूत्राशयो मतः ॥

अन्वय—आमाशयात् अधः पक्वाशयात् तु ऊर्ध्वं या ग्रहणीनामिका कला सा एव पाचकाशयः कथिता । नाभेः ऊर्ध्वं मध्यभागे अग्न्याशयः व्यवस्थितः, तस्य उपरि तिलं ज्ञेयं, तदधः पवनाशयः (अस्ति), तदधः तु पक्वाशयः, स एव तु मलाशयः, तदधः बस्तिः कथितः, स हि मूत्राशयः मतः ॥

આમાશયની નીચે અને પક્વાશયની ઉપર જે ગ્રહણી નામે કળા છે, તેને 'પાચકાશય' કહે છે; નાભિથી ઉપર મધ્યભાગમાં 'અગ્ન્યાશય' રહેલ છે; તેની ઉપર 'તિલ' છે; તેની નીચે 'પવનાશય' છે; તેની નીચે 'પક્વાશય' છે; એને જ 'મળાશય' પણ કહે છે; તેની નીચે બસ્તિ છે, તેને જ 'મૂત્રાશય' માન્યો છે ૨૧૧–૨૧૩

आशयानुक्रममुक्त्वा प्रसङ्गतोऽन्यानाह । स यथा—

આશયોનો અનુક્રમ બતાવી કહ્યો છે, તે આ પ્રમાણે

कफासृक्पित्तवातानामाशया मलमूत्रयोः ।
पुरुषेभ्योऽधिकाश्चान्ये नारीणामाशयास्त्रयः ॥
धरा गर्भाशयः प्रोक्ता पित्तपक्वाशयान्तरे ।
स्तनौ प्रवृद्धौ तावेव बुधैः स्तन्याशयौ मतौ ॥

अन्वय—कफासृक्पित्तवातानां मलमूत्रयोः आशयाः (सन्ति), नारीणाम् अन्ये त्रयः आशयाः पुरुषेभ्यः अधिकाः (सन्ति ते च–) पित्तपक्वाशयान्तरे धरा गर्भाशयः प्रोक्ता, प्रवृद्धौ तौ स्तनौ एव बुधैः स्तन्याशयौ मतौ ॥

કફાશય, આમાશય, પિત્તાશય, વાતાશય, મળાશય અને મૂત્રાશય, એ આશયો છે; સ્ત્રીઓને બીજા ત્રણ આશયો પુરુષોના કરતાં વધારે હોય છેઃ પિત્તાશય અને પક્વાશયની વચ્ચેના સ્થાનને ગર્ભાશય કહે છે; તેમ જ બે સ્તન જ્યારે વૃદ્ધિ પામે, ત્યારે તે જ બે સ્તનને પંડિતો સ્તન્યાશય માને છે ૨૧૪,૨૧૫

કલાનું સ્વરૂપ

स्नायुभिश्च प्रतिच्छन्नास्सन्ततांश्च जरायुणा ।
श्लेष्मणा वेष्टितांश्चापि कलाभागास्तु तान्विदुः ॥
धात्वाशयान्तरे धातोर्यः क्लेदस्त्वधितिष्ठति ।
सोऽभ्यामिपक्वस्सा कलेत्यभिधीयते ॥२१७॥

अन्वय—स्नायुभिः प्रतिच्छन्नान् जरायुणा सन्ततान् श्लेष्मणा चापि वेष्टितान् तान् कलाभागान् विदुः । धात्वाशयान्तरे धातोः यः क्लेदः तु अधितिष्ठति, स्वोष्मणा च अभिपक्वः, सा कला इति अभिधीयते ॥

સ્નાયુઓ વડે ઢંકાયેલા, જરાયુ વડે વિસ્તાર પામેલા અને કફ વડે વીંટાયેલા જે

શરીર ભીનું—ચીકણું થાય છે, તે—સ્વેદ.

૬ शाम्यतीति—ऋतुमत्वं नारी नैति यस्याः—आर्तवम् ઋતવ્યું કરી પ્રાણીને જે શાંતિ પમાડે છે, તે—ઋત—ઈત.

७. के मस्तके शेरते, यस्य ईशा वा इति केशाः—જેઓ માથા પર રહે છે અથવા માથાના ઈશ્વર-રાજા છે, તે કેશ–વાળ.

८. उब्जति—ऋजुभावं प्राप्नोति शरीरमनेनेति ओजः—જેને લીધે શરીર સ્થિર રહે છે, તે ઓજસ્ બળ.

९ उपगता धातुम् इति उपधातवः—જેઓ ધાતુઓમાંથી બને છે—નીપજે છે, તે ઉપધાતુઓ.

१०. आशेरते एषु आधारभावेन रक्तादीनि इति आशयाः—જ્યાં રુધિર વગેરે મુખ્યત્વે રહે છે, તે આશયો—રક્ત આદિનાં મુખ્ય સ્થાનો.

હોય છે, તેમને કળાના ભાગો કહે છે. ધાત્વાશય(ધાતુસ્થાન)ની મધ્યે ધાતુનો જે ભીનાશવાળો ભાગ રહે છે તથા જે દેહની ગરમીથી પકવ થયેલો હોય છે, તેને 'કળા[1]' કહે છે.

ताः सप्त–તે સાત છે :

आद्या मांसधरा प्रोक्ता द्वितीया रक्तधारिणी ।
मेदोधरा तृतीया तु चतुर्थी श्लेष्मधारिणी ॥
पञ्चमी तु मलान्धत्ते षष्ठी पित्तधरा मता ।
रेतोधरा सप्तमी स्यादिति सप्त कलाः स्मृताः ॥

અન્વયઃ आद्या मांसधरा प्रोक्ता, द्वितीया रक्तधारिणी, तृतीया तु मेदोधरा, चतुर्थी श्लेष्मधारिणी, पञ्चमी तु मलान् धत्ते, षष्ठी पित्तधरा मता, सप्तमी रेतोधरा स्यात्, इति सप्त कलाः स्मृताः ॥

પહેલી કલા 'માંસધરા' કહેવાય છે; બીજી 'રક્તધરા', ત્રીજી 'મેદોધરા', ચોથી 'શ્લેષ્મધરા', પાંચમી 'મલધરા' અને છઠ્ઠી 'પિત્તધરા નામની કળા છે; તેમ જ સાતમી 'રેતોધરા' (વીર્ય ધારણ કરનારી) છે; એમ સાત કલાઓ કહી છે. ૨૧૮–૨૧૯

### મર્મસ્થાનો

संनिपातः शिरास्नायुसन्धिमांसास्थिसंभवः ।
मर्माणि तेषु तिष्ठन्ति प्राणाः खलु विशेषतः ॥
सप्तोत्तरशतं सन्ति देहे मर्माणि देहिनाम् ।
तान्येकादश मांसे स्युरष्टावस्थिषु सन्ति हि ॥
सन्धीनां विंशतिस्तानि स्नायूनां सप्तविंशतिः ।
चत्वारिंशत्तथैकं च शिरामर्माणि तत्र तु ॥
द्वाविंशतिः सक्थियुगे तावन्त्येव भुजद्वये ।
द्वादशोरसि कुक्षौ च पृष्ठदेशे चतुर्दश ॥
ग्रीवायामूर्ध्वभागे तु सप्तत्रिंशन्मतानि हि ।
मर्माणि तानि सन्तीह पञ्चधा च भवन्ति हि ॥

અન્વયઃ–शिरास्नायुसन्धिमांसास्थिसंभवः संनिपातः मर्माणि, तेषु प्राणाः खलु विशेषतः तिष्ठन्ति, देहिनां देहे सप्तोत्तरशतं मर्माणि सन्ति, तानि एकादश मांसे स्युः, अष्टौ अस्थिषु हि सन्ति । तानि सन्धीनां विंशतिः, स्नायूनां सप्तविंशतिः, चत्वारिंशत् तथा च एकं शिरामर्माणि, तत्र तु सक्थियुगे द्वाविंशतिः, तावन्ति एव भुजद्वये, उरसि कुक्षौ च द्वादश, पृष्ठदेशे चतुर्दश, ग्रीवायाम् ऊर्ध्वभागे तु सप्तत्रिंशत् हि मतानि । इह तानि मर्माणि सन्ति च पञ्चधा हि भवन्ति ॥

શિરા, સ્નાયુ. સંધિ, માંસ અને અસ્થિ, એ જ્યાં એકઠાં મળે છે, ત્યાં મર્મસ્થળો હોય છે; તે મર્મસ્થળોમાં પ્રાણ ખાસ વધારે રહે છે. દેહધારીઓના દેહમાં એકસો સાત મર્મ[1] હોય છે; તેમાંથી અગિયાર માંસમાં, આઠ હાડકાંનાં, વીસ સાંધાઓનાં, સત્તાવીસ સ્નાયુઓનાં તથા એકતાળીસ શિરાનાં મર્મો છે. તેમાં પણ બાવીસ મર્મ બંને સાથળોમાં; તેટલાં જ (બાવીસ) બંને હાથમાં; છાતીમાં અને કૂખમાં મળી બાર, પીઠપ્રદેશમાં ચૌદ, ડોકમાં તેની ઉપરના ભાગમાં પણ સાડત્રીસ મર્મ માનેલાં છે; આ દેહમાં તે મર્મો પાંચ પ્રકારનાં જ છે. ૨૨૦–૨૨૪

### મર્મસ્થાનના પાંચ પ્રકાર

तान्याह–તે મર્મસ્થાનોના પ્રકારો કહે છે :

सद्यः प्राणहराणि स्युर्मर्माण्येकोनविंशतिः ।
मर्मदेशास्त्रयस्त्रिंशत्स्युः कालान्तरमारकाः ॥२२५॥
चत्वारिंशच्च चत्वारि वैकल्यं जनयन्ति हि ।
मर्माष्टकं रुजाकारि विशल्यघ्नं त्रिकं मतम् ॥२२६

અન્વયઃ–एकोनविंशतिः मर्माणि सद्यः प्राणहराणि स्युः, त्रयस्त्रिंशत् मर्मदेशाः कालान्तरमारकाः स्युः, चत्वारिंशत् च चत्वारि वैकल्यं हि जनयन्ति, मर्माष्टकं रुजाकारि, त्रिकं विशल्यघ्नं मतम् ॥

(એ મર્મ પાંચ પ્રકારનાં છે, તેમાંથી) ઓગણીસ મર્મ તત્કાળ પ્રાણ હરનારાં છે; તેત્રીસ મર્મપ્રદેશો કાળાંતરે મૃત્યુ કરનારા છે; ચુમાળીસ મર્મસ્થાનો વિકળતા ઉત્પન્ન કરે જ છે; આઠ મર્મ પીડા ઉત્પન્ન કરે છે; અને ત્રણ મર્મસ્થાન શલ્ય કાઢી લેવાથી પ્રાણ હરે એવાં છે. ૨૨૫,૨૨૬

### તત્કાળ પ્રાણ હરનારાં ઓગણીસ મર્મ

शृङ्गाटकान्यधिपतिः शङ्खौ कण्ठशिरा गुदम् ।

૧. कल शब्दसंख्यानयोः–कलयति कल्यते वेति कला, यद्वा कं–क्लेदमात्रं लाति–आदत्ते इति कला–જે સાત નામોથી કહેવાય છે અથવા જેની સાત સંખ્યા છે, તે કલા અથવા જે ધાત્વાશયની વચ્ચે ભીનાશને ગ્રહણ કરે છે, તે કલા.

૧. म्रियते प्राणी यस्मिन् आहते इति मर्म, मर्मरूपं स्थानम् मर्मस्थानम्–જેમાં પ્રહાર થતાં પ્રાણી મરણ પામે છે, તે મર્મ; એવું મર્મરૂપ જે સ્થાન–તે મર્મસ્થાન.

તનમૂલે નામ द्वे શિરામર્મણી, તત્ર कफपूर्णकोष्ठतया કાલાન્તરમારકે । स्तनरोहिते-स्तनयोरुपरि द्वयङ्गुलं आवद् द्वे मांसमर्मणी रक्तपूरितकोष्ठतया कालान्तरमारके । अपलापौ-अंसकूटयोरधस्तात्पार्श्वयोरुपरि द्वे शिरामर्मणी, अर्धाङ्गुले रक्तेन पूयतां गतेन कालान्तरमारके। अपस्तम्भौ-उरस उभयतो नाड्यौ वातवहे शिरामर्मणी, अर्धाङ्गुले वातपूर्णकोष्ठतया कासश्वासाभ्यां च कालान्तरमारके । सीमन्ता.-शिरसि पञ्च सन्धयः सन्धिमर्माणि चतुरङ्गुलानि उन्मादभयचित्तविनाशैः कालान्तरमारकाः । तलानि-मध्याङ्गुलिमनुक्रम्य हस्तस्य मध्यं तलमेवमपरस्य हस्तस्य, पादयोश्चैवं चत्वारि तलानि मांसमर्माणि द्वयङ्गुलानि रुजाभिः कालान्तरमारकाणि। क्षिप्राणि-अङ्गुष्ठाङ्गुल्योर्मध्यं क्षिप्रम्, तानि च हस्तयोर्द्वे पादयोर्द्वे चैवं चत्वारि स्नायु-मर्माण्यर्धाङ्गुलान्याक्षेपकेण कालान्तरमारकाणि । इन्द्र-बस्तयः-प्रकोष्ठयोर्मध्ये द्वौ जङ्घयोर्मध्ये द्वौ, एवं चत्वारि मांसमर्माणि द्वयङ्गुलानि शोणितक्षयेण कालान्तरमारकाणि, बृहत्यौ-स्तनमूलादुभयतः पृष्ठवंशं यावत् शिरामर्मणी, अर्धाङ्गुलावृत्ते शोणितातिप्रवृत्तिनिमित्तैरुपद्रवैः कालान्तर-मारके। पार्श्वसन्धी-जघनपार्श्वयोः सन्धी, प्रतिशिरामर्मणी अर्धाङ्गुले शोणितपूर्णकोष्ठतया कालान्तरमारके । कटीक-तरुणे-त्रिकसन्निधाने उभयतः श्रोणिकाण्डे लक्ष्यीकृत्यास्थिनी स्थित अस्थिमर्मणी अर्धाङ्गुले शोणितक्षयात्पाण्डु विवर्णरूप कृत्वा कालान्तरमारके। नितम्बौ-प्रसिद्धौ, द्वे अस्थिमर्मणी अर्धाङ्गुलावधःकायशोषेण दौर्बल्येन च कालान्तरमारके ।

'વક્ષોમર્માણિ'-સ્તનમૂલ, સ્તનરોહિત, અપલાપ તથા અપસ્તંભ-એમ ચાર વક્ષોમર્મ છે; તેમાં બે સ્તનની નીચે બે આંગળ માપનાં 'સ્તનમૂલ' નામનાં બે શિરામર્મો છે; તેમાં કફથી ભરેલો કોષ્ઠ-મધ્યભાગ હોવાથી તેઓ બંને કાળાંતરે મારનારાં છે. વળી બે સ્તનની ઉપર બે આંગળ માપનાં 'સ્તનરોહિત' નામનાં બે માંસમર્મ છે; તેમાં રક્ત ભરેલું છે, માટે તે કાળાંતરે પ્રાણ હરનારાં છે; ખભાનાં હાડકાં-ની નીચે બે પાસાં ઉપર બે શિરામર્મ છે, તેને 'અપલાપ' કહે છે; તે અર્ધ આંગળ માપનાં છે; તે પણ લોહી જ્યારે પરરૂપે થાય છે, ત્યારે કાળાં-તરે પ્રાણ લેનારાં છે. છાતીની બંને બાજુની બે નાડીઓ જે વાતવાહી (વાયુને વહન કરનારી) હોઈ શિરાનાં બે મર્મરૂપ છે; તેને 'અપસ્તંભ' કહે છે, તે પણ વાયુથી ભરેલી છે; માટે ખાંસી તથા શ્વાસ થવાથી કાળાંતરે પ્રાણ લેનારાં છે. सीमन्ताः-માથામાં પાંચ સંધિઓ 'સીમંત' નામની છે; એ ચાર આંગળ માપનાં સંધિમર્મ છે; તેને હરકત પહોંચવાથી ઉન્માદ, ભય, મૂર્છા વગેરે ઉપજીને કાળાંતરે મૃત્યુ થાય છે. तलानि-વચલી આંગળીથી આરંભી હાથની હથેળીનો મધ્ય ભાગ, તેમજ બીજા હાથની હથેળીનો મધ્ય ભાગ, તેમજ બંને પગનાં તળિયાં-એમ ચાર સ્થાનો ચાર માંસમર્મ છે, તેનું માપ બે આંગળ છે; તથા તે તલમર્મ કહેવાય છે; તેમાં પીડા થાય તો કાળાંતરે તે મૃત્યુ કરે છે. क्षिप्राणि-અંગૂઠો અને આંગળીના મધ્યને 'ક્ષિપ્ર' કહે છે; તે બે હાથનાં તથા બે પગનાં મળી ચાર સ્નાયુમર્મ છે અને અરધો આંગળ માપનાં છે તથા તેને હરકત થવાથી આક્ષેપક નામે વાયુરોગ ઉત્પન્ન થઈ ને કાળાંતરે મૃત્યુ કરે છે. इन्द्रबस्तयः-બંને કાંડાંની મધ્યે તથા બંને જંઘાઓની મધ્યે રહેલાં તે ચાર 'ઇંદ્રબસ્તિ' નામનાં માંસનાં મર્મ છે; તેનું માપ બે આંગળ જેટલું છે; રુધિરનો ક્ષય થવાથી તે કાળાંતરે મારનારાં છે. बृहत्यौ-સ્તનના મૂળથી બંને બાજુએ બરડાની કરોડ સુધીનાં 'બૃહતી' નામનાં બે શિરા-મર્મ છે; તેનું માપ અરધો આંગળ ગોળ છે; તે પણ લોહીની ખૂબ પ્રવૃત્તિ થવારૂપ ઉપદ્રવ થવાથી કાળાંતરે મૃત્યુ ઉત્પન્ન કરે છે. पार्श्वसन्धी-જઘનનાં બંને પાસાંની બે સંધિ; તે બંને પ્રત્યેક 'પાર્શ્વસંધિ' નામે શિરામર્મ છે; તે અર્ધો આંગળના માપનાં છે અને તે રક્તથી પૂર્ણ છે; માટે તેને ઇજા થવાથી તે પણ કાળાંતરે મૃત્યુ કરે છે. कटीकतरुणे-ત્રિકની પાસે બંને શ્રોણીકાંડ ઉપર 'કટીક તથા તરુણ' નામનાં બે અસ્થિ રહેલાં છે; તે બંને અસ્થિમર્મ છે; તેનું માપ અર્ધો આંગળનું છે; તથા રુધિરનો ક્ષય થવાથી પાંડુ તથા વિવર્ણરૂપ કરીને કાળાંતરે પ્રાણ હરે છે. નિતંવ-ઢગરાં, એ બે તો પ્રસિદ્ધ છે; તે અસ્થિમર્મ છે તથા અર્ધો આંગળ માપનાં છે; કાયાની નીચેનો ભાગ સુકાવાથી તથા દુર્બળતા થવાથી તે કાળાંતરે પ્રાણ હરે છે. ૨૨૯

## અંગની વિકળતા-ખોડ ઉપજાવનારાં ચુંમાળીસ મર્મ

લોહિતાક્ષાણિજાનૂર્વી-કૂર્ચા વિટપકૂર્પરાઃ ।
કુકુન્દરે कक्षधरे विधुरे सकृकाटिके ॥ २३० ॥
अंसांसफलकापाङ्गा नीले मन्ये फणे तथा ।
वैकल्यकरणान्याहुरावर्तौ द्वौ तथैव च ॥ २३१ ॥

अन्वयः-लोहिताक्ष-आणि-जानु-ऊर्वी-कूर्चाः विट-पकूर्पराः कुकुन्दरे कक्षधरे विधुरे सकृकाटिके अंसांसफल-कापाङ्गाः नीले मन्ये तथा फणे तथैव च द्वौ आवर्तौ (एतानि) वैकल्यकरणानि (मर्माणि विद्वांसः) आहुः ॥

છે; તે અર્ધો આંગળ માપનાં તથા વિકળતા કરનારાં છે; તેમાં બહેરાપણું થાય છે. कृकाटिके–નામનાં માથું અને ડોકની બંને બાજુ બે સંધિ છે, તે સંધિમર્મ છે; તેનું માપ અર્ધો આંગળનું છે અને તે પણ વિકળતા કરે છે, તેમાં શિર:કમ્પ થાય છે. अंसौ–બે ખભા; એ બે સ્નાયુમર્મ છે, તે અર્ધો આંગળ માપનાં છે તથા વિકળતા[1] કરનારાં છે; તેમાં બાહુસ્તંભ થાય છે. अंसफलके–ડોકમાં તથા બંને ખભાનો જ્યાં સંયોગ થાય છે, તેને ત્રિક કહે છે; એ ત્રિકની સાથે સંબંધ રાખનારાં તથા પછવાડે પીઠની ઉપર બરડાની કરોડની બંને બાજુ આવેલાં 'અંસફલક' નામનાં બે અસ્થિમર્મ અરધો આંગળ માપનાં છે; તે પણ અંગની વિકળતા કરનારાં છે; તે સ્થળે ઈજા થતાં બંને બાહુઓમાં શૂન્યતા તથા શોષ ઊપજે છે. अपाङ्गौ–નામનાં બંને નેત્રના છેડે બે શિરામર્મ છે; તે અર્ધો આંગળ માપનાં તથા વિકળતા ઉપજાવનારાં છે; તે મર્મને ઈજા થતાં આંધળાપણું અથવા દૃષ્ટિનો નાશ થાય છે. नीले मन्ये च–કંઠનાડીની બંને બાજુ ચાર ધમનીઓ છે; તેમાંની બે નીલા અને બે મન્યા કહેવાય છે. તેમાંની એક મન્યા અને એક નીલા એક બાજુ છે; તથા બીજી બાજુ એ રીતે જ એક મન્યા તથા એક નીલા છે; એમ દરેક પાસે બબ્બે શિરામર્મ છે; તે દરેક બબ્બે આંગળનાં તથા વિકળતા કરનારાં છે; તેમાં ઈજા થતાં મૂંગાપણું, સ્વરમાં વિકાર તથા સ્વાદેંદ્રિયથી રસને ગ્રહણ નહિ કરવું થાય છે. फणे–આ નામનાં નાસાઈંદ્રિયના માર્ગની બંને બાજુ સ્રોતમાર્ગ સાથે બંધાયેલાં અરધા અરધા આંગળના માપનાં બે માંસમર્મ છે; તેને ઈજા થવાથી વિકળતા કરે છે એટલે તેમાંથી વાસ પારખ શકવાની શક્તિ જતી રહે છે. आवर्तौ–નામનાં બે ભમરની ઉપર બે ખાડાઓનાં સંધિમર્મ છે; તે અરધા આંગળ માપનાં તથા વિકળતા કરનારાં છે; તેમાં ઇજા થતાં અંધાપો અથવા દૃષ્ટિનો નાશ થાય છે. ૨૩૦,૨૩૧

## પીડા કરનારાં આઠ મર્મ

**गुल्फौ द्वौ मणिवन्धौ द्वौ तथा कूर्चशिरांसि च।**
**रुजाकराणि जानीयादष्टावेतानि बुद्धिमान् ॥**

अन्वयः–द्वौ गुल्फौ द्वौ मणिवन्धौ च कूर्चशिरांसि–

१. અહીં અને આગળ પણ જે 'વિકળતા' શબ્દ લખ્યો છે, તેનો અર્થ અંગની ખોડ–ખાંપણ એવો થાય છે.

एतानि अष्टौ बुद्धिमान् रुजाकराणि जानीयात् ॥

**બે ઘૂંટી, બે હાથનાં કાંડાં અને (આર) કૂર્ચાઓનાં માથાં–એ આઠ મર્મોને બુદ્ધિમાન પુરુષે પીડા કરનારાં જાણવાં. ૨૩૨**

ટીકા–गुल्फौ–घुण्टिके सन्धिमर्मणी द्व्यङ्गुले रुजाकरे, तत्र रुजा पादस्तम्भः खञ्जता च। द्वौ मणिवन्धौ-हस्तप्रकोष्ठसन्धी सन्धिमर्मणी द्व्यङ्गुलौ रुजाकरौ, तत्र हस्तयोः क्रियाराहित्यम्। कूर्चशिरांसि–पादसन्धेरध उभयत एकस्मिन् पादे एकमेकं च द्वितीये। हस्तयोर्द्वे च एवं चत्वारि स्नायुमर्माण्येकाङ्गुलानि रुजाकराणि, तत्र रुजा शोफश्च॥ गुल्फौ–બંને ઘૂંટીઓ; એ બબ્બે આંગળનાં સંધિમર્મ છે; તેને ઈજા થવાથી તેમાં પીડા ઉત્પન્ન કરે છે; એટલે પગ રહી જવો તથા લંગડાપણું થાય છે. मणिवन्धौ–હાથનાં કાંડાંની બે સંધિઓરૂપ બે સંધિમર્મ બે બે આંગળનાં છે, તે પણ પીડા કરનારાં છે; તેમાં ઈજા થતાં હાથ રહી જાય છે એટલે તેનાથી કાંઈ કામ થતું નથી. कूर्चशिरांसि–પગના સંધિની નીચે બંને બાજુ એક એક અને બેય હાથમાં એક એક મળી ચાર સ્નાયુમર્મ, એક આંગળ માપનાં છે તથા પીડા કરનારાં છે; તેમાં (ઈજા થતાં) પીડા અને સોજો થાય છે. ૨૩૨

## શલ્ય કાઢી લેવાથી મૃત્યુ કરનાર ત્રણ મર્મ

**उत्क्षेपौ स्थपनी चैव विशल्यघ्नं त्रिकं मतम् ॥२३३॥**

अन्वयः–उत्क्षेपौ च स्थपनी त्रिकं विशल्यघ्नम् एव मतम् ॥

**બે ઉત્ક્ષેપ અને એક સ્થપની–એ ત્રણ શલ્ય કાઢી લેવાથી જ મૃત્યુ કરનારાં મર્મ છે.**

ટીકા–उत्क्षेपौ–शङ्खयोरुपरि केशान् यावत् स्नायुमर्मणी अर्धाङ्गुले, तयोर्विद्धयोः सशल्यो जीवेत्पाकात्पतितशल्यो वा। उद्धृतशल्यस्तु म्रियेत। अतएव विशल्यमुद्धृतशल्यं हन्तीति विशल्यघ्नं मर्म। स्थपनी–एका भ्रुवोर्मध्ये शिरामर्मैकमर्धाङ्गुलं विशल्यघ्नम्॥ उत्क्षेपौ–બંને લમણા ઉપર જેટલામાં કેશ ઊગતા નથી, ત્યાં સુધીમાં બે અરધા આંગળનાં સ્નાયુમર્મ છે; તે બે મર્મ વીંધાય અને શલ્ય–ભાલો, બાણ કે કાંટો જ્યાં સુધી તેમાં ને તેમાં જ રહે, ત્યાં સુધી મનુષ્ય જીવે અથવા તે પાકીને શલ્ય નીકળી જાય ત્યાં સુધી જીવે; પણ તે શલ્યને જો ખેંચી કાઢવામાં આવે તો તત્કાળ તે મરે છે, એટલા જ માટે એ મર્મને 'વિશલ્ય' થવાથી હણે છે, તેથી 'વિશલ્યઘ્ન[2]'

૨. विगतं शल्यं यस्मात् तत् विशल्यं. विशल्यं

એક પગની આંગળીમાં ત્રણ ત્રણ અને અંગૂઠાના બે, એમ પાંચ આંગળાના ચૌદ સંધિ; તથા ઘૂંટી, ઘૂંટણ અને વંક્ષણ (જાંઘનો સાંધો) એ એક એક, એમ કુલ સત્તર સાંધા સાથળથી છેક સુધીના એક આખા પગમાં થાય છે; એ જ પ્રમાણે બીજો પગ તથા બંને હાથ વિષે જાણવું; એમ અડસઠ સાંધા શાખાઓમાં (હાથ-પગના અવયવોમાં) જાણવા.

હવે કોઠાના (ધડ) ભાગના સંધિઓ કહે છે: કેડ, તથા બંને કપાલાસ્થિમાં મળી ત્રણ સાંધા, ચોવીસ સાંધા બરડાનાં કરોડમાં, તેટલા જ સાંધા બંને પાસામાં અને આઠ છાતીમાં, એમ ઓગણસાઠ સાંધા કોઠામાં જાણવા. હવે ડોકાના ઉપલા ભાગના સાંધાઓ વિષે કહે છે: આઠ ડોકામાં, ત્રણ કંઠમાં; હૃદય, ક્લોમ અને ફેફસાંમાં બંધાયેલી નાડીઓમાં અઢાર, બત્રીસ દાંતના મૂળમાં, એક કંઠમણિ(કાકડા)માં, નાકમાં એક, બેબે વર્ત્મમંડળ-(પાંપણ)ના કપાળ, કાન અને લમણાઓમાં, બે હડપચીના સાંધા, બે ભમરની ઉપર અને લમણાની ઉપર બે, માથાના કપાલાસ્થિમાં પાંચ અનેએક માથામાં. 'कंठमणि'ને જ લોક ઘંટિકા કહે છે. ૨૩૬-૩૮

## સાંધાઓના આઠ ભેદો

एते सन्धयोऽष्टविधा भवन्ति । ते यथा-

આ સંધિઓ આઠ પ્રકારના છે, તે આ પ્રમાણે:

**कोरोदूखलसामुद्गाः प्रतरस्तूणसेवनी ।**
**काकतुण्डं मण्डलं च शङ्खावर्तोऽष्टसन्धयः ॥२३९**

અન્વય:-कोरोदूखलसामुद्गाः प्रतरः तूणसेवनी काकतुण्डं मण्डलं च शङ्खावर्तः (इति) अष्ट सन्धयः (सन्ति) ॥

કોર, ઉદૂખલ, સામુદ્ગ, પ્રતર, તૂણસેવની, કાકતુંડ, મંડલ અને શંખાવર્ત-એમ આઠ પ્રકારના સંધિઓ છે. ૨૩૯

ટીકા-कोरो गर्तः । नलिकेत्यन्ये । उदूखलः प्रसिद्धः । समुद्गः संपुटः समुद्गः एव सामुद्गः । अत्र स्वार्थे अण् । प्रतरन्त्यनेनेति प्रतरो वेलकः । तूणस्येव-तूणीरस्येव सेवनी-स्यूतिस्तूणसेवनी । काकतुण्डं काकमुखम् । मण्डलं प्रसिद्धम् । शङ्खस्यावर्तः शङ्खावर्तः ।एते यथानामप्रकृतयः सन्धयो भवन्तीत्यर्थः । एषामङ्गुलीमणिबन्धगुल्फजानुकूर्परेषु कोराः सन्धयः॥ कक्षावङ्क्षणदन्तेषूदूखलाः । अंसपीठगुदभगनितम्बेषु सामुद्गाः । ग्रीवापृष्ठवंशयोस्तु प्रतराः । शिरःकटीकपालेषु तूणसेवन्यः ॥ हन्वोरुभयतः काकतुण्डाख्याः । कण्ठहृदयक्लोमनाडीषु मण्डलाख्याः । श्रोत्रशृङ्गाटकेषु शङ्खावर्ताः । ૧. કોર એટલે ખાડા જેવા સાંધા; કેટલાક વિદ્વાનો કોર એટલે 'નળી જેવા સાંધા' એમ કહે છે. ૨. उदूखल એટલે ખાંડણિયા જેવા સાંધા. ૩. सामुद्गाः-સમુદ્ગ એટલે સંપુટ, સમુદ્ગ તે જ સામુદ્ગ; (એમાં સ્વાર્થમાં અણ્ પ્રત્યય લાગ્યો છે.) મુદ્ગ સહિત-સંપુટ જેવા સાંધા ૪. प्रतरः-જેના વડે તરે છે તે પ્રતર કહેવાય છે; પ્રતર એટલે વેલ જેવા સાંધા, જે બરડાની કરોડમાં છે, તેને પ્રતર-વેલ જેવા સાંધા કહે છે. ૫. तूणसेवनी-ભાથાની પેઠે એટલે તુણીર (ભાથા)ના જેવું સીવણ તે તૂણસેવની કહેવાય છે; માથા વગેરેના જે સાંધા તે તૂણસેવની નામના છે. ૬. काकतुण्ड-કાગડાની ચાંચ જેવા સાંધા. ૭. मंडलम्-ગોળ મંડળ જેવા સાંધા. ૮. शंखावर्त-શંખના જેવા આવર્તવાળા સાંધા; આ સાંધા નામ જેવા જ આકારવાળા હોય છે; તેમાંથી :

(૧) આંગળીઓ, કાંડાં, ઘૂંટી, ઘૂંટણ અને કોણી, એ જગ્યાએ કોર નામના સંધિઓ છે.

(૨) બગલ, જાંઘનો સાંધો અને દાંત એ જગ્યાએ उदूखल નામે સંધિઓ છે.

(૩) ખભા, પીઠ, ગુદા, યોનિ તથા ઢગરાંના સાંધા सामुद्ग નામના છે.

(૪) ડોક અને કરોડમાં प्रतर નામે સાંધા છે.

(૫) માથું, કેડ અને કપાળમાં 'तूणसेवनी' નામે સાંધા છે.

(૬) બન્ને હડપચીમાં બન્ને બાજુ काकतुण्ड નામે સાંધા છે.

(૭) ગળું, હૃદય, ક્લોમ તથા નાડીમાં मंडल નામે સાંધા છે.

(૮) કાન અને 'શૃંગાટક'માં शंखावर्त સંધિઓ છે. ૨૩૯

**अस्थ्नां तु सन्धयो ह्येते केवलाः समुदाहृताः ।**
**पेशीस्नायुशिराणां तु सन्धिसंख्या न विद्यते ॥२४०**

અન્વય:-एते तु केवलाः अस्थ्नां हि संधयः समुदाहृताः । पेशीस्नायुशिराणां तु सन्धिसंख्या न विद्यते ॥

આ તો કેવળ અસ્થિઓના જ સંધિ કહ્યા છે; માંસની પેશીઓ, સ્નાયુઓ અને શિરાઓના સંધિઓની તો સંખ્યા જ નથી. ૨૪૦

## શિરાઓ

**सन्धिबन्धनकारिण्यो दोषधातुवहाः शिराः ।**
**नाभ्यां सर्वा निबद्धास्ताः प्रतन्वन्ति समन्ततः ॥**

વાયુને ધરનારી શિરાઓ ૧૭૫ કહી; તેઓમાં ૨૫ જમણા પગમાં, ૨૫ ડાબા પગમાં, ૨૫ જમણા હાથમાં, ૨૫ ડાબા હાથમાં, ૩૪ કોઠામાં અને ૪૧ હાંસડીથી ઉપરના ભાગમાં છે. કોઠામાં ૩૪ કહી, તે એવી રીતે છે કે કોઠાના ભાગની અંદર ગુદ તથા લિંગ આદિમાં ૮ છે, જમણા પડખામાં ૨ છે, ડાબા પડખામાં ૨ છે, પીઠમાં ૬ છે, પેટમાં ૬ છે અને છાતીમાં ૧૦ છે. હાંસડીથી ઉપરના ભાગમાં ૪૧ કહી, તે એવી રીતે છે કે ડોકમાં ૧૪ છે, જમણા કાનમાં ૨ છે, ડાબા કાનમાં ૨ છે, જીભમાં ૯ છે, નાકમાં ૬ છે, જમણા નેત્રમાં ૪ છે અને ડાબા નેત્રમાં ૪ છે; એ રીતે વાયુને ધરનારી શિરાઓ ૧૭૫ છે.

પિત્તને ધરનારી શિરાઓ ૧૭૫ કહી, તેઓના વિભાગ પણ ઉપર કહ્યા પ્રમાણે જ છે; તેમાં ફેરફાર એટલો છે, કે તેઓ જમણા નેત્રમાં ૫, ડાબા નેત્રમાં ૫, જમણા કાનમાં ૧ અને ડાબા કાનમાં ૧ છે.

લોહીને ધરનારી શિરાઓ વિષે પણ વાયુને ધરનારી શિરાઓની પેઠે જ સમજવું.

કફને ધરનારી શિરાઓ ૧૭૫ કહી, તેઓના વિભાગ પણ વાયુને ધરનારી શિરાઓની પેઠે જ છે; તેમાં ફેરફાર એટલો છે કે તેઓ ડોકમાં ૧૬ છે, જમણા કાનમાં ૧ છે અને ડાબા કાનમાં ૧ છે.

### પોતાની શિરાઓમાં ફરતા વાયુનું કામ

ક્રિયાણામપ્રતીઘાતમમોહં બુદ્ધિકર્મણામ્ ।
કરોત્યન્યાન્ગુણાંશ્ચાપિ સ્વાઃ શિરાઃ પવનશ્ચરન્ ॥

અન્વયઃ—સ્વાઃ શિરાઃ ચરન્ પવનઃ ક્રિયાણામ્ અપ્રતીઘાતં બુદ્ધિકર્મણામ્ અમોહં ચ અન્યાન્ અપિ ગુણાન્ કરોતિ ॥

પોતાની શિરાઓમાં ફરતો વાયુ અંગોને લાંબાં–ટૂંકાં કરવાં આદિ ક્રિયાઓમાં અડચણ આવવા દેતો નથી; જ્ઞાનેંદ્રિયોને, મનને તથા બુદ્ધિને પોતપોતાના વિષયોનું જ્ઞાન કરાવે છે અને રસ આદિ પદાર્થોને વ્યાપક કરી શરીરનું પોષણ આદિ બીજા ગુણો પણ કરે છે.

### પોતાની શિરામાં ફરતો વાયુ કોપે તો?

યદા તુ કુપિતો વાયુઃ સ્વાઃ શિરાઃ પ્રતિપદ્યતે ।
તદાસ્ય વિવિધા રોગા જાયન્તે વાતસમ્ભવાઃ ॥૨૪૭

અન્વયઃ—યદા તુ (સ) વાયુઃ કુપિતઃ (સન્) સ્વાઃ શિરાઃ પ્રતિપદ્યતે, તદા અસ્ય વાતસંભવાઃ વિવિધાઃ રોગાઃ જાયન્તે ॥

પણ જ્યારે એ વાયુ પ્રકોપ પામીને પોતાની શિરાઓમાં ફરે છે, ત્યારે શરીરમાં વાયુથી થતા ઘણા પ્રકારના રોગો ઉત્પન્ન થાય છે. ૨૪૭

### પોતાની શિરાઓમાં ફરતા પિત્તનું કામ

ભ્રાજિષ્ણુતામન્નરુચિમગ્નિદીપ્તિમરોગતામ્ ।
કરોત્યન્યાન્ગુણાંશ્ચાપિ પિત્તમાત્મશિરાશ્ચરત્ ॥૨૪૮

અન્વયઃ—આત્મશિરાઃ ચરત્ પિત્તં ભ્રાજિષ્ણુતામ્ અન્નરુચિમ્ અગ્નિદીપ્તિમ્ અરોગતાં ચ અન્યાન્ અપિ ગુણાન્ કરોતિ ॥

પોતાની શિરાઓમાં ફરતું પિત્ત પ્રકાશિતપણું કરે છે, અન્નમાં રુચિ ઉપજાવે છે, અગ્નિને પ્રદીપ્ત કરે છે, પિત્ત સંબંધી રોગોને ઉત્પન્ન થવા દેતું નથી અને ધારણાશક્તિ, બુદ્ધિ તથા જોવાની શક્તિ આદિ બીજા ગુણો પણ કરે છે. ૨૪૮

ટીકા—અરોગતાં પૈત્તિકરોગાનુત્પત્તિં કરોતિ, અન્યાન્ગુણાન્ મેધાબુદ્ધિદર્શનશક્ત્યાદીન્ ॥ અરોગતા એટલે પિત્તસંબંધી રોગોને ઉત્પન્ન કરતું નથી. અન્ય ગુણોને એટલે મેધા, બુદ્ધિ, અને જોવાની શક્તિ વગેરે ગુણોને. ૨૪૮

### એ પિત્ત કોપે તો?

યદા તુ કુપિતં પિત્તં સેવતે સ્વવહાઃ શિરાઃ ।
તદાસ્ય વિવિધા રોગા જાયન્તે પિત્તસમ્ભવાઃ ॥

અન્વયઃ—યદા તુ પિત્તં કુપિતં (સત્) સ્વવહાઃ શિરાઃ સેવતે, તદા અસ્ય પિત્તસંભવાઃ વિવિધાઃ રોગાઃ જાયન્તે ॥

પણ જ્યારે એ પિત્ત પ્રકોપ પામીને પોતાની શિરાઓમાં ફરે છે, ત્યારે શરીરમાં પિત્તથી થતા ઘણા પ્રકારના રોગો ઉત્પન્ન થાય છે. ૨૪૯

### પોતાની શિરાઓમાં ફરતા કફનું કામ

સ્નેહમઙ્ગેષુ સન્ધીનાં સ્થૈર્યં બલમરોગતામ્ ।
કરોત્યન્યાન્ગુણાંશ્ચાપિ બલાસઃ સ્વાઃ શિરાશ્ચરન્ ॥

અન્વયઃ—સ્વાઃ શિરાઃ ચરન્ બલાસઃ અઙ્ગેષુ સ્નેહં સંધીનાં સ્થૈર્યં બલમ્ અરોગં ચ અન્યાન્ અપિ ગુણાન્ કરોતિ ॥

પોતાની શિરાઓમાં ફરતો કફ અંગોમાં સ્નિગ્ધપણું રાખે છે, સાંધાઓની સ્થિરતા કરે છે, બળ આપે છે, કફ સંબંધી રોગોને

एवमेव अस्मिन् शरीरे यावन्तः सन्धयः स्मृताः (ते सर्वेऽपि) बहुभिः स्नायुभिः बद्धाः (सन्ति), तेन नराः भारसहाः (भवन्ति)॥

જેમ લાકડાનાં પાટિયાંઓવાળું અને ઘણાં બંધનોથી બાંધેલું વહાણ, અગાધ પાણીમાં ચલાવ્યું હોય, તો તે ઘણો બોજો ઉપાડી શકે છે, તેજ પ્રમાણે આ શરીરમાં જેટલા સાંધાઓ છે, તે સઘળા, ઘણા સ્નાયુઓથી બંધાયેલા છે, તેથી જ માણસો બોજો સહન કરી શકે છે. ૨૫૭,૨૫૮

ટીકા-फलकैः-काष्ठपट्टैः, आस्तीर्णा-व्याप्ता॥ લાકડાનાં પાટિયાં વડે બંધાયેલું. ૨૫૭,૨૫૮

### સ્નાયુઓની સંખ્યા

शतानि नव जायन्ते शरीरे स्नायवो नृणाम्।
तासां विवरणं ब्रूमः शिष्याः शृणुत यत्नतः॥२५९

अन्वयः-नृणां शरीरे नव शतानि स्नायवः जायन्ते। हे शिष्याः! तासां विवरणं (वयम्) ब्रूमः, यत्नतः (यूयं) शृणुत॥

માણસોના શરીરમાં નવસો સ્નાયુઓ છે. હે શિષ્યો! તેઓનો વિભાગ અમે કહીએ છીએ; તેને તમે કાળજીથી સાંભળો. ૨૫૯

शाखासु षट्शतानि स्युः कोष्ठे त्रिंशत् शतद्वयम्।
ग्रीवायामूर्ध्वदेशे तु स्नायूनां सप्ततिः स्मृताः॥२६०

अन्वयः-शाखासु षट्शतानि स्युः, कोष्ठे शतद्वयम (च) त्रिंशत्, ग्रीवायाम् ऊर्ध्वदेशे तु स्नायूनां सप्ततिः स्मृताः॥

એ સ્નાયુઓ હાથ તથા પગમાં છસો છે, કોઠામાં બસોત્રીસ છે અને ડોકમાં તથા ડોકથી ઉપરના ભાગમાં સિત્તેર છે. ૨૬૦

ટીકા-तत्र शाखागताः प्राह-एकैकस्यां पादाङ्गुल्यां षट् षट् तास्त्रिंशत्। तावत्य एव तलकूर्चगुल्फेषु। तावत्य एव जङ्घायाम्। दश जानुनि। चत्वारिंशदूरौ। दश वङ्क्षणे। एवं सार्धशतमेकस्मिन्सक्थनि भवन्ति। एतेनेतरसक्थि बाहू च व्याख्यातौ।

अथ कोष्ठगताः प्राह-षष्टिः कट्यां, तावत्य एव पार्श्वयोः। अशीतिः पृष्ठे, त्रिंशदुरसि।

अथ ग्रीवोर्ध्वगताः प्राह। षट्त्रिंशद् ग्रीवायाम्। चतुस्त्रिंशन्मूर्ध्नि। एवं स्नायूनां नवशतानि भवन्ति॥ હાથ તથા પગમાં છસો સ્નાયુઓ કહ્યા, તે આ રીતે છે: પગની એક એક આંગળીમાં ૭ ૭ છે; એટલે તે આંગળીઓમાં એકંદર ત્રીસ છે. પગના તળામાં, કૂર્ચમાં (કાંડાના ગાભામાં) અને ઘૂંટીમાં મળી ત્રીસ છે. પિંડીમાં ત્રીસ છે, ગોઠણમાં દશ છે, સાથળમાં ચાળીસ છે અને સાથળના સાંધામાં દશ છે; એટલે એક પગમાં દોઢસો થયા; એજ રીતે બીજા પગમાં અને બે હાથમાં પણ દોઢસો દોઢસો છે; એટલે હાથ તથા પગમાં કુલ છસો થયા.

કોઠામાં બસોત્રીસ કહ્યા, તે આ રીતે: કેડમાં સાઠ, બે પડખાંમાં સાઠ. પીઠમાં એંશી, અને છાતીમાં ત્રીસ છે; એટલે કુલ બસોત્રીસ થયા.

ડોકમાં તથા ડોકથી ઉપરના ભાગમાં સિત્તેર કહ્યા, તે આ રીતે: ડોકમાં છત્રીસ અને માથામાં ચોત્રીસ છે; એટલે કુલ સિત્તેર થયા; એમ સઘળાનો સરવાળો કરતાં નવસો થાય છે. ૨૬૦

### ધમનીઓ અને તેઓની સંખ્યા

धमन्यो नाभितो जाताश्चतुर्विंशतिसंख्यया।
दशोर्ध्वगा दशाधोगाः शेषास्तिर्यग्गताः स्मृताः॥

अन्वयः-धमन्यः नाभितः जाताः (सन्ति ताः) चतुर्विंशतिसंख्यया (वर्तन्ते, तासाम्) दश ऊर्ध्वगाः, दश अधोगाः, शेषाः तिर्यग्गताः स्मृताः॥

ધમનીઓ[1] નાભિથી ઉત્પન્ન થયેલી છે; તેઓની સંખ્યા ચોવીસની છે; તેમાંની દશ ઊંચે ગયેલી છે, દશ નીચે ગયેલી છે અને બાકીની (ચાર) આડી ગયેલી છે. ૨૬૧

ટીકા-तत्रोर्ध्वगाः शब्दस्पर्शरूपरसगन्धप्रश्वासोच्छ्वासजृम्भितक्षुतहसितकथितरुदितगीतादिविशेषानभिवहन्त्यः शरीरं धारयन्ति। प्रश्वासः अन्तःप्रविशन् वायुः। उच्छ्वासः ऊर्ध्वं गच्छन् वायुः। तास्तु हृदयं गतास्त्रिधा जायन्ते, तास्त्रिंशत्तासां मध्ये द्वे द्वे वातपित्तकफशोणितरसान्वहतः। ता दश। अष्टाभिः शब्दरसरूपगन्धान्गृह्णाति पुरुषः। द्वाभ्यां भाषते द्वाभ्यां घोषं करोति द्वाभ्यां स्वपिति द्वाभ्यां जागर्ति। द्वे वस्तिवाहिन्यौ द्वे स्तन्यं स्त्रिया वहतः स्तनसंश्रिते, ते एव शुक्रं नरस्य स्तनाभ्यामभिवहतः। एतास्त्रिंशत् सविभागा व्याख्याताः। एताभिरूर्ध्वं नाभेरुदरपार्श्वपृष्ठोरःस्कन्धग्रीवाशिरोबाहवो धार्यन्ते याप्यन्ते च। अधोगतास्तु वातमूत्रपुरीषशुक्रार्तवादीनधो वहन्ति।

---

१. धमिर्ध्वनि सौत्रः, तस्माद् औणादिकोऽनिः प्रत्यय इति-धमन्ति-अन्तर्गतवायुना विविधान् ध्वनीन्-अव्यक्तशब्दविशेषान् कुर्वन्तीति धमन्यः-જેઓ અંદર ગયેલા વાયુને લીધે અનેક જાતના અસ્પષ્ટ અવાજ કરે છે, તે ધમની નામની શિરાઓ.

( भवति ) ॥

બરડાનાં બંને પડખાંમાં મોટી મોટી ચાર માંસની રજ્જુઓ[1]–દોરીઓ છે; માંસની પેશીઓને બાંધી રાખવી, એ તેઓનું કામ છે. ૨૭૨

## સાત સેવનીઓ અથવા સીવણીઓ

सेवन्यः सप्त तासां तु भवेयुः पञ्च मस्तके ।
एका शेफसि जिह्वायामेका विध्येन्न ताः क्वचित् ॥

अन्वयः–सेवन्यः तु सप्त भवेयुः, तासां पञ्च मस्तके, एका शेफसि, एका जिह्वायां; ताः क्वचित् न विध्येत ॥

(શરીરમાં) સીવણીઓ[2] તો કુલ સાત છે; તેઓમાંની પાંચ માથામાં છે, એક લિંગમાં છે અને એક જીભમાં છે; તેઓને કદી પણ વીંધવી નહિ. ૨૭૩

## ચૌદ સંઘાતો અથવા હાડકાંના જથ્થા

चतुर्दशास्थ्नां संघातास्तेषां त्रयो गुल्फजानुवङ्क्षणेषु । एतेनेतरसक्थिबाहू च व्याख्यातौ । त्रिकशिरसोरेकैकम् ॥

अन्वय.–अस्थ्नां संघाताः[3] चतुर्दश (सन्ति), तेषां त्रय. गुल्फजानुवङ्क्षणेषु (सन्ति), एतेन इतरसक्थिबाहू च व्याख्यातौ, त्रिकशिरसोः एकैकम् ॥

હાડકાંઓના જથ્થા ચૌદ છે; તેઓમાં પગની બે ઘૂંટીઓમાં બે, બે ગોઠણમાં બે, બે સાથળની સંધિઓમાં બે, બે હાથનાં કાંડા આગળનાં ટોચકાંમાં બે, બે કોણીઓમાં બે, હાથની તથા ખભાની સંધિઓમાં બે અને ડોકમાં એક તથા માથામાં એક છે.

टीका–अत्र तु त्रिकपदेन बाहुग्रीवास्थिसंघात उच्यते। અહીં 'ત્રિક'પદથી હાથ અને ડોકનાં હાડકાંનો જથ્થો કહ્યો છે.

## ચૌદ સીમંતો અથવા સેંથા

चतुर्दशैव सीमन्ताः कथिता मुनिपुङ्गवैः ।
संघाताः सीविता यैस्तु सीमन्तास्ते प्रकीर्तिताः॥२७४

अन्वयः–मुनिपुंगवैः सीमन्ताः चतुर्दश एव कथिताः । यैः तु संघाताः सीविताः ते सीमन्ताः प्रकीर्तिताः ॥

ઉત્તમ મુનિઓએ સીમંતો[4] ચૌદ જ કહ્યા છે; જે(હાડકાં)ઓએ (ઉપર કહેલા ચૌદ) સંઘાતોને સીવી લીધા છે, તેઓને 'સીમંત' કહ્યા છે. ૨૭૪

## ત્વચાઓ અથવા ચામડીઓ

क्षीरस्य पच्यमानस्य यथा सन्तानिका भवेत् ।
पच्यमानस्य शुक्रस्य रजसश्च तथा त्वचः ॥
पूर्वावभासिनी तासां सिध्मस्थानं च सा स्मृता ।

अन्वयः–यथा पच्यमानस्य क्षीरस्य सन्तानिका भवेत्, तथा पच्यमानस्य शुक्रस्य च रजसः त्वचः (स्युः) तासां पूर्वा अवभासिनी,[5] सा सिध्मस्थानं[6] स्मृता ॥

જેમ અગ્નિથી પાકતા દૂધમાંથી તર થાય છે, તેમ પિત્તથી પાકતા વીર્યમાંથી અને રજમાંથી ત્વચા[7]–ચામડીઓ થાય છે; તેઓમાં પહેલી ચામડીનું નામ અવભાસિની છે અને તે સિધ્મ નામના એક જાતના કોઢનું સ્થાન છે. ૨૭૫

टीका–अथावभासिनी–भ्राजकेन पित्तेनावभासनात् । परिणाहेन विस्तारितस्य व्रीहेर्विंशतिभागेष्वष्टादशो भागः प्रमाणं यस्याः । व्रीहिरत्र यवः । सा सिध्मपद्मकण्टकयोरधिष्ठानम् ॥ પહેલી ચામડી ભ્રાજક નામના પિત્તથી

1. सृज विसर्गे–सृज्यन्ते–विरच्यन्ते मांसाद् बन्धनरूपा मांसपेशीनामिति रज्जवः–જેઓ માંસની પેશીઓના બંધનરૂપે માંસમાંથી બને છે–તે રજ્જુ–દોરડાં.

2. सीव्यन्ते इव तन्तुसंतानैरिति - सेवन्यः–તાંતણાઓના સમુદાયોથી જાણે સીવી–ઓટી લીધી હોય, તે સેવનીઓ–શરીરના એવા ભાગો છે, કે જેઓને ચામડીના દોરાઓથી જાણે ઓટી લીધા હોય !

3. संहन्यन्ते–समुदायीक्रियन्ते इति संघाताः–જે હાડકાંઓને સમુદાય–જથ્થારૂપે કરેલ છે, તે સંઘાતો.

4. सीम्नः अन्ताः केशविन्यासा इव यैः संघाताः सीविताः ते सीमन्ताः–સેંથાઓની પેઠે જેઓએ પૂર્વોક્ત સંઘાતોને સીવી લીધા છે, તે સીમંતો.

5. अवभासते–प्रकाशते भ्राजकपित्तेनेति अवभासिनी–ભ્રાજક નામના પિત્તને લીધે જે પ્રકાશે–ચળકે છે, તે અવભાસિની.

6. सिद्ध्यति–कुष्ठविशेषरोगरूपेण, प्राप्नोति च पूर्वायां त्वचि–इति सिध्म–જે એક જાતના કોઢના રોગરૂપે પહેલી ચામડી પર પ્રાપ્ત થાય, તે સિધ્મ.

7. त्वचन्ति संवृण्वन्ति शरीरं तदवयवांश्चेति त्वचः–क्विप्, यद्वा तन्वन्ति–शरीरोपरि विस्तारं प्राप्नुवन्तीति त्वचः (तनोतेरनश्च वः–चाचिक्)–જેઓ શરીરને તથા તેના અવયવોને ઢાંકે છે અથવા શરીરની ઉપર જે ફેલાય છે, તે ત્વચાઓ.

ઉત્પન્ન થયેલી એ ધમનીઓ જ્ઞાનેંદ્રિય, કર્મેંદ્રિય અને જ્ઞાનકર્મરૂપી બંને સ્વભાવવાળું મન જેને છે, એવા જીવને જ્ઞાનેંદ્રિયોના, કર્મેંદ્રિયોના અને મનના વિષયોમાં પાંચવાર એકીવખતે નહિ પણ વારાફરતી જ જોડ્યા કરે છે; એમ પાંચ જ્ઞાનેંદ્રિયોને, પાંચ કર્મેંદ્રિયોને તથા મનને તેઓના એટલે જ્ઞાનેંદ્રિયોને તેઓના પાંચ વિષયોમાં, કર્મેંદ્રિયોને તેઓના પાંચ વિષયોમાં તથા મનને તેના મનનરૂપ વિષયમાં જોડ્યા કર્યા પછી જ્યારે વિનાશનો સમય આવે છે, ત્યારે પાછી પંચમહાભૂતરૂપ થઈ જાય છે. ૨૬૩

ટીકા–अस्यायमर्थः–धमन्यः कथंभूताः पञ्चाभिभूताः–पञ्चभ्यः आकाशादिमहाभूतेभ्यः अभिसमन्तात् भूताः। पञ्चेन्द्रियम्–पञ्च इन्द्रियाणि उभयात्मकं मनश्च यस्य तं पञ्चेन्द्रियं जीवात्मानं, पञ्चसु इन्द्रियाधिष्ठानेषु श्रोत्रादिषु, पञ्चकृत्वः–पञ्चवारान् पर्यायेण, न त्वेकदैव,भा वयन्ति–प्रापयन्ति। पञ्चेन्द्रियंपञ्चानामिन्द्रियाणां समाहारः पञ्चेन्द्रियं श्रोत्रादि, तदुपलक्षितं कर्मेन्द्रियं मनश्च। पञ्चसु–पृथिव्यादिषु बुद्धीन्द्रियविषयेषु तदुपलक्षितेषु हस्तादिषु कर्मेन्द्रियविषयेषु, मन्तव्ये–मनोविषये च भावयित्वा प्राप्य संयोज्येति यावत्। विनाशकाले पञ्चत्वम्–आकाशादिभावम् आयान्ति प्राप्नुवन्तीत्यर्थः॥ (આ ટીકાનો જ અર્થ ઉપર શ્લોકના અન્વયાર્થમાં સમાવ્યો છે, તેથી અલગ આપ્યો નથી.) ૨૬૩

### કંડરાઓ તેમની સંખ્યા તથા પ્રયોજન

महत्यः स्नायवः प्रोक्ताः कण्डरास्तास्तु षोडश।
प्रसारणाकुञ्चनयोर्दृष्टं तासां प्रयोजनम् ॥२६४॥

અન્વયઃ–महत्यः स्नायवः कण्डराः प्रोक्ताः, ताः तु षोडश (सन्ति), तासां प्रयोजनं प्रसारणाकुञ्चनयोः दृष्टम् ॥

મોટી સ્નાયુઓ કંડરા[1] કહેવાય છે; તેઓની સંખ્યા સોળની છે; એ કંડરાઓનો ઉપયોગ અંગોને લાંબાં કરવામાં તથા ટૂંકાં કરવામાં દેખાય છે. ૨૬૪

चतस्रो हस्तयोस्तासां तावत्यः पादयोः स्मृताः।
ग्रीवायामपि तावत्यस्तावत्यः पृष्ठसङ्गताः ॥२६५

અન્વયઃ–तासां चतस्रः हस्तयोः, तावत्यः पादयोः, ग्रीवायाम् अपि तावत्यः, तावत्यः पृष्ठसंगताः स्मृताः ॥

એ કંડરાઓમાંની બે જમણા હાથમાં, બે ડાબા હાથમાં, બે જમણા પગમાં, બે ડાબા પગમાં, ડોકમાં ચાર અને પીઠમાં ચાર છે. ૨૬૫

ટીકા–तत्र पादहस्तगतानां कण्डराणां नखाः प्ररोहाः, ग्रीवानिबन्धनानामधोभागगतानां प्ररोहो मेढ्रः, पृष्ठनिबन्धनानां प्ररोहा नितम्बमूर्धोरुवक्षोऽक्षिस्तनपिण्डाः॥ તેઓમાં હાથ તથા પગમાં રહેલી કંડરાઓમાંથી નખરૂપી અંકુરો થાય છે. ડોકની ચાર કંડરાઓ, જેઓ ડોકમાં બંધાઈને નીચા ભાગમાં ગઈ છે, તેઓમાંથી લિંગરૂપ અંકુર નીકળેલો છે અને પીઠમાં રહેલી ચાર કંડરાઓમાંથી કુલા, માથું, સાથળ, છાતી, નેત્ર તથા સ્તનપિંડરૂપી અંકુરો નીકળેલા છે. ૨૬૫

### રંધ્રો અથવા છિદ્રો અને તેમની સંખ્યા.

नेत्रश्रवणनासानां द्वे द्वे रन्ध्रे प्रकीर्तिते।
मुखमेहनपायूनामेकैकं रन्ध्रमुच्यते ॥२६६॥
दशमं मस्तके प्रोक्तं रन्ध्राणीति नृणां विदुः।
स्त्रीणामन्यानि च त्रीणि स्तनयोर्गर्भवर्त्मनि ॥२६७

અન્વયઃ–नेत्रश्रवणनासानां द्वे द्वे रन्ध्रे प्रकीर्तिते, मुखमेहनपायूनाम् एकैकं रन्ध्रम् उच्यते। दशमं मस्तके प्रोक्तम् इति नृणां रन्ध्राणि विदुः (विद्वांसः); स्त्रीणां च स्तनयोः गर्भवर्त्मनि अन्यानि त्रीणि (भवन्ति)॥

નેત્રોમાં બે, કાનમાં બે, નાકમાં બે, મુખમાં એક, લિંગમાં એક અને ગુદમાં એક, એમ નવ અને દશમું માથામાં એ રીતે પુરુષોનાં (શરીરમાં મુખ્ય) રંધ્રો[2] અથવા છિદ્રો[3] દશ હોય છે, એમ વિદ્વાનો કહે છે; પણ સ્ત્રીઓના (શરીરમાં ઉપરનાં ઉપરાંત) સ્તનમાં બે અને

૧. कण्ड्यन्ते–भिद्यन्ते महत्स्नायुरूपेणेति कण्डराः–कडि भेदने–उणादिः अरन् प्रत्ययः–टाप्–જેઓ મોટા સ્નાયુઓ રૂપે જુદી પડે છે, તે કંડરાઓ.

૨. रम्यते रमणं वा रम्, संपदादित्वात् क्विप्, संज्ञापूर्वकत्वान्न दीर्घः, रमं–क्रीडां धरन्ति विषयप्रापणेन इति रन्ध्राणि। मूलविभुजादित्वात् कः, यद्वा रध हिंसासंराद्ध्योः–रन्धयन्ति सम्यक् साधयन्ति विषयान् इति रन्ध्राणि–જેઓ વિષયોને મેળવી આપી આનંદ પમાડે અથવા વિષયોને સાધી આપે–પોતા દ્વારા મેળવી આપે, તે રંધ્રો.

૩. छिद्यन्ते छिद्यन्ते वेति छिद्राणि–छिद्र भेदने, छिदिर् द्वैधीकरणे वेत्यस्माद्रक्–જે ચિરાડ અથવા બાકાંરૂપે હોય છે–તે છિદ્રો.

( भवति ) ॥

બરડાનાં બંને પડખાંમા મોટી મોટી ચાર માંસની રજ્જુઓ[1]–દોરીઓ છે; માંસની પેશીઓને બાંધી રાખવી, એ તેઓનું કામ છે. ૨૭૨

### સાત સેવનીઓ અથવા સીવણીઓ

सेवन्यः सप्त तासां तु भवेयुः पञ्च मस्तके ।
एका शेफसि जिह्वायामेका विध्येन ताः क्वचित् ॥

अन्वय –सेवन्यः तु सप्त भवेयु , तासां पञ्च मस्तके, एका शेफसि, एका जिह्वाया; ताः क्वचित् न विध्येत ॥

(શરીરમાં) સીવણીઓ[2] તો કુલ સાત છે; તેઓમાંની પાંચ માથામાં છે, એક લિંગમાં છે અને એક જીભમાં છે; તેઓને કદી પણ વીંધવી નહિ. ૨૭૩

### ચૌદ સંઘાતો અથવા હાડકાંના જથ્થા

चतुर्दशास्थ्नां संघातास्तेषां त्रयो गुल्फजानुवङ्क्षणेषु । एतेनेतरसक्थिबाहू च व्याख्यातौ । त्रिकशिरसोरेकैकम् ॥

अन्वय.–अस्थ्नां संघाताः[3] चतुर्दश ( सन्ति ), तेषां त्रय. गुल्फजानुवङ्क्षणेषु ( सन्ति ), एतेन इतरसक्थिबाहू च व्याख्यातौ, त्रिकशिरसाः एकैकम् ॥

હાડકાંઓના જથ્થા ચૌદ છે; તેઓમાં પગની બે ઘૂંટીઓમાં બે, બે ગોઠણમાં બે, બે સાથળની સંધિઓમાં બે, બે હાથનાં કાંડા આગળનાં ટોચકાંમાં બે, બે કોણીઓમાં બે, હાથની તથા ખભાની સંધિઓમાં બે અને ડોકમાં એક તથા માથામાં એક છે.

ટીકા–अत्र तु त्रिकपदेन बाहुग्रीवास्थिसंघात उच्यते। અહીં 'ત્રિક'પદથી હાથ અને ડોકનાં હાડકાંનો જથ્થો કહ્યો છે.

૧. सृज विसर्गे–सृज्यन्ते–विरच्यन्ते मांसाद् बन्धनरूपा मांसपेशीनामिति रज्जव.–જેઓ માંસની પેશીઓના બંધનરૂપે માંસમાંથી બને છે–તે રજ્જુ–દોરડાં.

૨. सीव्यन्ते इव तन्तुसंतानैरिति, सेवन्य –તાંતણાઓના સમુદાયોથી જાણે સીવી–ઓટી લીધી હોય, તે સેવનીઓ–શરીરના એવા ભાગો છે, કે જેઓને ચામડીના દોરાઓથી જાણે ઓટી લીધા હોય !

૩. संहन्यन्ते–समुदायीक्रियन्ते इति संघाताः–જે હાડકાંઓને સમુદાય–જથ્થારૂપે કરેલ છે, તે સંઘાતો.

### ચૌદ સીમંતો અથવા સેંથા

चतुर्दशैव सीमन्ताः कथिता मुनिपुङ्गवैः ।
संघाताः सीविता यैस्तु सीमन्तास्ते प्रकीर्तिताः॥२७४

अन्वयः–मुनिपुंगवैः सीमंताः चतुर्दश एव कथिता. । यैः तु संघाताः सीविताः ते सीमन्ता प्रकीर्तिताः ॥

ઉત્તમ મુનિઓએ સીમંતો[4] ચૌદ જ કહ્યા છે; જે( હાડકાં )ઓએ ( ઉપર કહેલા ચૌદ ) સંઘાતોને સીવી લીધા છે, તેઓને 'સીમંત' કહ્યા છે. ૨૭૪

### ત્વચાઓ અથવા ચામડીઓ

क्षीरस्य पच्यमानस्य यथा सन्तानिका भवेत् ।
पच्यमानस्य शुक्रस्य रजसश्च तथा त्वचः ॥
पूर्वावभासिनी तासां सिध्मस्थानं च सा स्मृता ।

अन्वयः–यथा पच्यमानस्य क्षीरस्य सन्तानिका भवेत , तथा पच्यमानस्य शुक्रस्य च रजसः त्वचः (स्युः) तासां पूर्वा अवभासिनी,[5] सा सिध्मस्थानं[6] स्मृता ॥

જેમ અગ્નિથી પાકતા દૂધમાંથી તર થાય છે, તેમ પિત્તથી પાકતા વીર્યમાંથી અને રજમાંથી ત્વચા[7]–ચામડીઓ થાય છે; તેઓમાં પહેલી ચામડીનું નામ અવભાસિની છે અને તે સિધ્મ નામના એક જાતના કોઢનું સ્થાન છે. ૨૭૫

ટીકા–अथावभासिनी–भ्राजकेन वित्तेनावभासनात् । परिणाहेन विस्तारितस्य व्रीहेर्विंशतिभागेष्वष्टादशो भागः प्रमाणं यस्याः । व्रीहिरत्र यवः । सा सिध्मपद्मकण्टकयोरधिष्ठानम् ॥ પહેલી ચામડી ભ્રાજક નામના પિત્તથી

૪. सीम्नः अन्ता केशविन्यासा इव यै. संघाताः सीविताः ते सीमन्ता.–સેંથાઓની પેઠે જેઓએ પૂર્વોક્ત સંઘાતોને સીવી લીધા છે, તે સીમંતો.

૫ अवभासते–प्रकाशते भ्राजकपित्तेनेति अवभासिनी–ભ્રાજક નામના પિત્તને લીધે જે પ્રકાશે–ચળકે છે, તે અવભાસિની.

૬. सिद्धयति–कुष्ठविशेषरोगरूपेण, प्राप्नोति च पूर्वायां त्वचि–इति सिध्म–જે એક જાતના કોઢના રોગરૂપે પહેલી ચામડી પર પ્રાપ્ત થાય, તે સિધ્મ.

૭. त्वचन्ति संवृण्वन्ति शरीरं तदवयवाँश्चेति त्वचः–क्विप् , यद्वा तन्वन्ति–शरीरोपरि विस्तारं प्राप्नुवन्तीति त्वचः (तनोतेरनश्च वः. चाच्चिक्)–જેઓ શરીરને તથા તેના અવયવોને ઢાંકે છે અથવા શરીરની ઉપર જે ફેલાય છે, તે ત્વચાઓ.

છે; જેટલાં રૂંવાડાં, છે તેટલા જ તેઓના (રહેવાના) ખાડા છે. ૨૮૦

## અંગો અને ઉપાંગો શાથી બને છે?

अङ्गप्रत्यङ्गनिर्वृत्तिः स्वभावादेव जायते ।
सन्निवेशश्च गात्राणां नात्रास्ते कारणान्तरम् ॥२८१

અન્વય:–अङ्गप्रत्यङ्गनिर्वृत्तिः गात्राणां च सन्निवेशः स्वभावात् एव जायते, अत्र कारणान्तरं न आस्ते ॥

અંગો અને ઉપાંગોનું બનવું તથા ગાત્રોની રચના ઈશ્વરની ઇચ્છાથી જ થાય છે, એમાં બીજું કશું કારણ નથી. ૨૮૧

ટીકા–निर्वृत्तिः–सिद्धिः । स्वभावात् ईश्वरात् । संनिवेशो रचनाविशेषः । શ્લોકમાંના 'निर्वृत्ति' પદનો અર્થ સિદ્ધિ છે, 'स्वभावात्' એટલે ઈશ્વરથી અને 'संनिवेश' એટલે જુદી જુદી રચના. ૨૮૧

अंगप्रत्यंगनिर्वृत्तौ ये भवन्त्यगुणा गुणाः ।
ते ते गर्भस्य विज्ञेया धर्माधर्मनिमित्तजाः ॥२८२॥
दन्तानां पतने जन्म पुनः पाते त्वसंभवः ।
तलेष्वनुद्भवो लोम्नामेतत्सर्वं स्वभावतः ॥२८३॥

અન્વય: अङ्गप्रत्यङ्गनिर्वृत्तौ ये गुणाः अगुणाः भवन्ति, ते ते गर्भस्य धर्माधर्मनिमित्तजाः विज्ञेयाः । दन्तानां पतनं पुनः जन्म पाते तु असंभवः, तलेषु लोम्नाम् अनुद्भवः एतत् सर्वं स्वभावतः (भवति) ॥

ગર્ભનાં અંગો તથા ઉપાંગો બનવામાં જે કાંઈ ગુણ કે દોષ થાય છે, તે ગર્ભમાં આવેલ જીવના ધર્મ–અધર્મરૂપી પ્રારબ્ધના કારણે થાય છે, એમ સમજવું. પહેલી વારના દાંત પડી જઈ બીજી વાર આવે છે અને બીજી વારના પડી જતાં પાછા ઊગતા નથી; હાથ-પગનાં તળાંઓમાં રૂંવાડાં ઊગતાં નથી; આ બધું ઈશ્વરની ઇચ્છારૂપ સ્વભાવથીજ થાય છે.

## ગર્ભમાં દર મહિને શું શું થાય છે?

गर्भाशये निपतितं यादृक् शुक्रं तथार्तवम् ।
तादृगेव द्रवीभूतं प्रथमे मासि तिष्ठति ॥२८४॥

અન્વય:–शुक्रं तथा आर्तवं गर्भाशये यादृक् निपतितं (भवेत्) तादृग् एव द्रवीभूतं प्रथमे मासि तिष्ठति ॥

વીર્ય અને રજ ગર્ભાશયમાં જેવું પડ્યું હોય તેવું ને તેવું જ પ્રવાહીરૂપે પહેલા મહિનામાં રહે છે. ૨૮૪

मरुत्पित्तकफैस्तत्स्थैः पच्यमानो द्वितीयके ।
कललस्थमहाभूतसमुदायो घनो भवेत् ॥२८५॥

અન્વય:–तत्स्थैः मरुत्पित्तकफैः पच्यमानः कललस्थमहाभूतसमुदायः द्वितीयके (मासि) घनः भवेत् ॥

એ ગર્ભાશયમાં રહેલા વાત, પિત્ત અને કફથી પાકતાં વીર્ય અને રજમાં રહેલો પંચમહાભૂતોનો સમુદાય બીજા મહિનામાં ઘાટો થાય છે. ૨૮૫

ટીકા–अत्र मरुत्कफयोरपि पाकहेतुत्वं तयोरप्यूष्मणोऽधिकरणत्वात्, यत उक्तं चरके–'भौमाप्याग्नेयवायव्याः पञ्चोष्माणः सनाभसाः ।' અહીં વાયુ તથા કફને પણ ગર્ભપાકના કારણ કહેલા છે; કારણ કે તેઓમાં પણ ગરમી રહેલી છે; જેથી ચરકમાં કહ્યું છે, કે પૃથ્વીની, જળની, તેજની, વાયુની તથા આકાશની–એમ પાંચેયની ગરમી છે.' ૨૮૫

तृतीये मासि शिरसो हस्तयोः पादयोस्तथा ।
पिण्डकाः पञ्च सिद्धयन्ति सूक्ष्मा अवयवास्तनोः ॥

અન્વય:–तृतीये मासि हस्तयोः पादयोः तथा शिरसः पञ्च पिण्डकाः तथा तनोः सूक्ष्माः अवयवाः सिद्धयन्ति ॥

ત્રીજા મહિનામાં બે હાથના બે, બે પગના બે અને એક એક માથાનો–એમ પાંચ પિંડ અને શરીરના સૂક્ષ્મ અવયવો તૈયાર થાય છે. ૨૮૬

सर्वाण्यङ्गान्युपाङ्गानि चतुर्थे स्युः स्फुटानि हि ।
हृदयव्यक्तभावेन व्यज्यते चेतनापि च ॥ २८७॥

અન્વય:–चतुर्थे (मासि) सर्वाणि अङ्गानि (च) उपाङ्गानि स्फुटानि हि (भवन्ति), हृदयव्यक्तभावेन च चेतना अपि व्यज्यते ॥

ચોથા મહિનામાં સઘળાં અંગો તથા ઉપાંગો ખરેખર સ્પષ્ટ થાય છે; તેમ જ હૃદયની સ્પષ્ટતા થવાથી ચેતના પણ (ચોથા મહિનામાં) સ્પષ્ટ થાય છે. ૨૮૭

तस्माच्चतुर्थे गर्भस्तु नानावस्तूनि वाञ्छति ।
ततो द्विहृदया यस्मान्नारी दौहृदिनी मता ॥२८८॥

અન્વય:–तस्मात् चतुर्थे (मासे) तु गर्भः नानावस्तूनि वाञ्छति । ततः यस्मात् नारी द्विहृदया (भवति तस्मात्) दौहृदिनी मता ॥

તેથી ચોથા મહિનામાં તો ગર્ભને અનેક વસ્તુઓની ઇચ્છા થાય છે; તે સમયે જે કારણે સ્ત્રી (એક પોતાનું અને બીજું ગર્ભનું એમ) બે હૃદયવાળી થાય છે, તેથી તે

ગર્ભિણી સ્ત્રી 'દૌહૃદિની'[1] મનાય છે ૨૮૮

ગર્ભિણીની ઇચ્છાઓ પૂર્ણ કરવાનું કારણ

दौहृदावमानात् कुब्जं कुणिं खञ्जं च वामनम् ।
विकृताक्षमनक्षं वा पुत्रं नारी प्रसूयते ॥२८९॥

अन्वय—दौहृदावमानात् नारी कुब्जं कुणिं खञ्जं च वामनं विकृताक्षम् अनक्षं वा पुत्रं प्रसूयते ॥

ગર્ભવાળી સ્ત્રીને જે ઇચ્છા થાય, તે તરફ બેપરવાઈ રાખવાથી તે સ્ત્રી પાંગળું, ઠૂંઠું, લંગડું, ઠીંગણું, આંધળું, કાણું કે ચૂંચું સંતાન જણે છે ૨૮૯

यथा स्त्री दौहृदं प्राप्य वीर्यवन्तं चिरायुषम् ।
पुत्रं प्रसूयते तस्मात्तस्यै वाञ्छितमर्पयेत् ॥२९०॥

अन्वय—यत् स्त्री दौहृदं प्राप्य वीर्यवन्तं चिरायुषं पुत्रं प्रसूयते, तस्मात् तस्यै वाञ्छितम् अर्पयेत् ॥

ગર્ભવાળી સ્ત્રીને ખાવા, પીવા વગેરેની જે ઇચ્છા થાય, તે પાર પાડવાથી તે સ્ત્રી પરાક્રમી અને લાંબા આયુષવાળા પુત્રને જન્મ આપે છે, માટે એ ગર્ભિણીને જે વસ્તુની ઇચ્છા થાય, તે તેને આપવી જોઈએ

इन्द्रियार्थानसौ यान्यान्भोक्तुमिच्छति गर्भिणी ।
गर्भबाधाभयात्तांस्तान्भिषगाहृत्य दापयेत् ॥२९१॥

अन्वय—असौ गर्भिणी यान् यान् इन्द्रियार्थान् भोक्तुम् इच्छति, तान् तान् भिषक् गर्भबाधाभयात् आहृत्य दापयेत् ॥ २९१

એ ગર્ભિણી સ્ત્રી, જે જે ઇંદ્રિયોના વિષયો ને ભોગવવા ઇચ્છે, તેને તેને વૈદ્ય ગર્ભને હરકત થવાના ભયથી લાવી અપાવવા જોઈએ

ટીકા—भोक्तुम्—उपभोक्तुम् इच्छति—આ શ્લોકમાં 'भोक्तुम्' પદનો અર્થ—ઉપભોગ કરવા—ભોગવવા એવો થાય છે

सा प्राप्तदौहृदा पुत्रं जनयेत्तु गुणान्वितम् ।
अलब्धदौहृदा गर्भे लभेतात्मनि वा भयम् ॥२९२॥

अन्वय—प्राप्तदौहृदा सा तु गुणान्वितं पुत्रं जनयेत् । अलब्धदौहृदा (तु सा) आत्मनि वा गर्भे भयं लभेत ॥

જેની ઇચ્છા પૂરી પાડી હોય તેવી એ સ્ત્રી તો ગુણવાન દીકરો જણે છે; પણ જેની ઇચ્છા પૂરી થઈ ન હોય એવી સ્ત્રી તો ગર્ભમાં અથવા પોતાના શરીરમાં હરકત પામે છે ૨૯૨

येषु येष्विन्द्रियार्थेषु दौहृदे वावमानिता ।
प्रसूयते सुतं सार्ति तस्मिंस्तस्मिंस्तथेन्द्रिये ॥२९३॥

अन्वय—येषु येषु इन्द्रियार्थेषु दौहृदे सा अवमानिता (भवेत्) तस्मिन् तस्मिन् तथेन्द्रिये आर्तिं सुतं प्रसूयते ॥

જે જે ઇંદ્રિયોના વિષયોમાં ગર્ભિણીને ઇચ્છા થવા તેના તરફ બેપરવાઈ કરી હોય, તો તે સ્ત્રી તે તે ઇંદ્રિયને લગતી પીડાવાળા પુત્રને જન્મ આપે છે ૨૯૩

ટીકા—सार्तिम् । મૂળ શ્લોકમાંના 'सार्तिम्' પદનો અર્થ—વ્યથા કે પીડાવાળા એવો થાય છે

ગર્ભિણીની ઉત્તમ ઇચ્છાઓના ઉત્તમ ફળ

दौहृदविशेषफलम् ॥ ગર્ભવાળી સ્ત્રીને જુદા જુદા પદાર્થોની ઇચ્છા થવાથી જુદાં જુદાં ફળ થાય છે તે આ રીતે છે:

राजसन्दर्शने यस्या दौहृदं जायते स्त्रियाः ।
अर्थवन्तं महाभागं कुमारं सा प्रसूयते ॥२९४॥

अन्वय—यस्याः स्त्रियाः राजसन्दर्शने दौहृदं जायते, सा अर्थवन्तं महाभागं कुमारं प्रसूयते ॥

જે સ્ત્રીને રાજાનું દર્શન કરવાની ઇચ્છા થાય, તે સ્ત્રી ધનવાન અને મહાભાગ્યવાન પુત્રને જણે છે ૨૯૪

दुकूलपट्टकौशेयभूषणादिषु दौहृदात् ।
अलङ्कारैषिणं पुत्रं ललितं सा प्रसूयते ॥२९५॥

अन्वय—दुकूलपट्टकौशेयभूषणादिषु दौहृदात् सा अलङ्कारैषिणं ललितं पुत्रं प्रसूयते ॥

જે સ્ત્રીને ઉત્તમ વસ્ત્ર, રેશમી વસ્ત્ર અને ઘરેણાં વગેરેની ઇચ્છા થાય, તે સ્ત્રી ઘરેણાંની ઇચ્છાવાળો રૂપાળો દીકરો જણે છે.

आश्रमे संयतात्मानं धर्मशीलं प्रसूयते ।
देवताप्रतिमायां तु प्रसूते पार्षदोपमम् ॥२९६॥

अन्वय—आश्रमे (दौहृदात्) संयतात्मानं धर्मशीलं (पुत्रं) प्रसूयते । देवताप्रतिमायां (दौहृदात्) तु पार्षदोपमं प्रसूते ॥

---

[1] दौ हृदये यस्याः सा गर्भावस्थायां नास्ति सा द्विहृदया तस्या भावः कर्म वा दौहृदम् पुंसवितव्यम् अस्ति तद् दौहृदम् अस्ति यस्याः इति दौहृदिनी—જે સગર્ભા સ્ત્રીને ચોથે મહિને એક ગર્ભનું તથા બીજું પોતાનું એમ બે હૃદય હોય છે તે વખતે એ સ્ત્રીને જે જે ભાવો કે ઇચ્છાઓ થાય છે, તે 'દોહદ' કહેવાય છે અને તેના સંબંધથી તે સગર્ભા સ્ત્રી તે વેળા 'દોહદિની' કહેવાય છે.

જે સ્ત્રીને તપસ્વીઓના આશ્રમમાં જવાની ઇચ્છા થાય, તે સ્ત્રી જિતેંદ્રિય અને ધર્માત્મા દીકરો જણે છે; તેમ જ જે સ્ત્રીને દેવતાની મૂર્તિનું દર્શન કરવાની ઇચ્છા થાય, તે સ્ત્રી સદાશિવના પાર્ષદ જેવો દીકરો જણે છે.

ટીકા–आश्रमे–तपस्विनामाश्रमे दौहृदात्, पार्षदोपमं प्रमथोपमम्। આશ્રમ એટલે તપસ્વીઓના આશ્રમ વિષે દોહદ થવાથી; પાર્ષદ જેવો–પ્રમથ શિવગણ જેવો.

### હલકી ઇચ્છાનું હલકું ફળ

दर्शने व्यालजातीनां हिंसाशीलं प्रसूयते ।
रक्ताक्षं लोमशं शूरं महिषामिषदौहृदात् ॥२९७॥

અન્વય.–व्यालजातीनां दर्शने (दौहृदात्) हिंसाशीलं प्रसूयते । महिषामिषदौहृदात् रक्ताक्षं लोमशं शूरं (पुत्रं) प्रसूयते ॥

જે સ્ત્રીને સર્પની જાતિઓ જોવાની ઇચ્છા થાય, તે સ્ત્રી હિંસા કરવાના સ્વભાવવાળો દીકરો જણે છે; તેમજ પાડાનું માંસ ખાવાની ઇચ્છા થાય, તો રાતાં નેત્રવાળો, ઘણાં રૂંવાડાંવાળો અને વીર પુત્ર જણે છે.

वाराहमांसे स्वप्नालुं शूरं संजनयेत्सुतम् ।
मृगमांसे तु तच्छायं विक्रान्तं वनचारिणम् ॥२९८

અન્વય:–वाराहमांसे (दौहृदात्) स्वप्नालुं शूरं (पुत्रं) संजनयेत् । मृगमांसे तु तच्छायं विक्रान्तं वनचारिणम् (जनयेत्) ॥

સૂવરનું માંસ ખાવાની ઇચ્છા થાય, તો ઊંઘવાના સ્વભાવવાળા અને શૂરા પુત્રને જણે છે; હરણનું માંસ ખાવાની ઇચ્છા થાય, તો હરણ જેવી કાંતિવાળો, પરાક્રમી અને વનમાં ફરનારો દીકરો જણે છે. ૨૯૮

अतोऽनुक्तेषु या नारी दौहृदं विदधाति हि ।
शरीराचारशीलैः सा समानं जनयिष्यति ॥२९९॥

અન્વય:–या नारी अतः अनुक्तेषु दौहृदं विदधाति, सा शरीराचारशीलैः समानं हि जनयिष्यति ॥

જે સ્ત્રીને અહીં કહ્યા સિવાયની કોઈ વસ્તુની ઇચ્છા થાય, તે સ્ત્રી શરીર, આચાર અને સ્વભાવથી ઇચ્છેલી વસ્તુના જેવો જ દીકરો જણે છે. ૨૯૯

### પાંચથી આઠ મહિનાઓમાં શું ?

पञ्चमे मानसं षष्ठे बुद्धिश्चातिप्रबुध्यते ।
सर्वाण्यङ्गान्युपाङ्गानि भृशं व्यक्तानि सप्तमे ॥३००



અન્વય:–पञ्चमे (मासि) मानसं, षष्ठे च बुद्धिः अतिप्रबुध्यते । सप्तमे सर्वाणि अङ्गानि उपाङ्गानि भृशं व्यक्तानि (भवन्ति) ॥

પાંચમે મહિને મન અને છઠ્ઠે મહિને બુદ્ધિ અત્યંત જાગ્રત થાય છે; સાતમે મહિને સઘળાં અંગો અને ઉપાંગો સારી પેઠે સ્પષ્ટ થાય છે. ૩૦૦

ओजोऽष्टमे सञ्चरति मातापुत्रौ मुहुः क्रमात् ।
तेन तौ म्लानमुदितौ स्यातां जातो न जीवति ॥३०१

અન્વય:–अष्टमे ओजः संचरति, तेन तौ मातापुत्रौ मुहुः क्रमात् म्लानमुदितौ स्याताम्, जातः न जीवति ॥

આઠમા મહિનામાં ઓજનો સંચાર થાય છે, તેથી (અનુક્રમે જીવ જરાવારમાં દીકરામાં પેસે છે અને જરાવારમાં માતામાં પેસે છે; તેથી) મા અને દીકરો વારંવાર ખેદ અને હર્ષ પામ્યા કરે છે; તેમ જ એ આઠમા મહિને જન્મેલું બાળક (ઓજ ન હોય તો) જીવતું નથી. ૩૦૧

न जीवत्यष्टमे जातस्तत्रौजो न स्थिरं यतः ।
तथा नैर्ऋत्यभागत्वाद्दापयेत्तद्बलिं ततः ॥ ३०२॥

અન્વય:–अष्टमे जातः न जीवति, यतः तत्र ओजः स्थिरं न (भवति) तथा नैर्ऋत्यभागत्वात् ततः बलिं दापयेत ॥

આઠમા મહિનામાં જન્મેલું જીવતું નથી, તેનું કારણ આ છે, કે તે મહિનામાં ઓજ સ્થિર હોતું નથી; આઠમે મહિને બાળકના શરીર પર નૈર્ઋત્ય નામના દેવનો ભાગ લાગે છે; તેથી તે દેવને બલિદાન આપવું જોઈએ. ૩૦૨

ટીકા–नैर्ऋत्याय भागश्च बालेषु रुद्रेण दत्तः ॥ यत उक्तं कुमारतन्त्रे–'अष्टमे मासि नैर्ऋत्याय मांसौदनं बलिं दापयेदि'ति॥ બાળકોનાં શરીરોમાં રુદ્રદેવે નૈર્ઋત્યનો ભાગ આપ્યો છે; જેથી કુમારતંત્રમાં કહ્યું છે, કે 'આઠમે મહિને નૈર્ઋત્યને માંસ મિશ્ર ભાતનું બલિદાન અપાવવું.' ૩૦૨

### બાળકનો જન્મસમય

नवमे दशमे मासि नारी बालं प्रसूयते ।
एकादशे द्वादशे वा ततोऽन्यत्र विकारतः ॥३०३॥

અન્વય:–नवमे दशमे एकादशे वा द्वादशे मासि नारी बालं प्रसूयते, विकारतः ततः वा अन्यत्र (प्रसूयते) ॥

अन्वयः–केशाः श्मश्रु च लोमानि नखाः दन्ताः तथा शिराः धमन्यः स्नायवः शुक्रम्–एतानि पितृजानि हि ॥

કેશ, દાઢીમૂછ, રૂંવાડાં, નખ, દાંત, શિરાઓ, ધમનીઓ, સ્નાયુઓ અને વીર્ય, આટલાં પિતાથી ઉત્પન્ન થાય છે. ૩૧૧

मांसासृङ्मज्जमेदांसि यकृत्प्लीहान्त्रनाभयः ।
हृदयं च गुदं चापि भवन्त्येतानि मातृतः ॥३१२॥

अन्वयः–मांसासृङ्मज्जामेदांसि यकृत्प्लीहान्त्रनाभयः च हृदयं च गुदम् अपि–एतानि मातृतः भवन्ति ॥

માંસ, લોહી, મજ્જા, મેદ, જમણા પડખાની ગાંઠ, બરોળ, આંતરડાં, નાભિ, હૃદય અને ગુદા–આટલાં માતાથી થાય છે. ૩૧૨

### રસથી શું ઊપજે છે?

शरीरोपचयो वर्णो बलं देहस्थितिस्तथा ।
रसादेतानि जायन्ते भिषजो मुनयो जगुः ॥३१३॥

अन्वयः–शरीरोपचयः वर्णः तथा बलं देहस्थितिः–एतानि रसात् जायन्ते (इति) भिषजः मुनयः जगुः ॥

શરીરનું વધવું, વર્ણ, બળ અને દેહની સ્થિતિ, આટલાં રસથી થાય છે, એમ વૈદ્યમુનિઓએ કહેલું છે. ૩૧૩

### આત્માથી શું ઊપજે છે?

ज्ञानं विज्ञानमायुश्च सुखदुःखादिकं तथा ।
इन्द्रियाणि च सर्वाणि भवन्त्येतानि चात्मनः ॥३१४

अन्वयः–ज्ञानं विज्ञानम् च आयुः तथा सुखदुःखादिकं च सर्वाणि इन्द्रियाणि–एतानि आत्मनः भवन्ति ॥

જ્ઞાન, અપરોક્ષ અનુભવ, આયુષ, સુખ, દુઃખ, (અનેક યોનિઓમાં જન્મ થવો આદિ) તથા બધી ઇંદ્રિયો, આ બધાં આત્માથી થાય છે. ૩૧૪

टीका–सुखदुःखादिकमित्यादिशब्देन नानायोनिजन्मादिकमुच्यते । आत्मनः-आत्मसन्निकर्षात् नत्वात्मनो जायन्ते, आत्मनो निर्विकारत्वात्प्रकृतिभावानुपपत्तेः । અહીં શ્લોકમાં 'सुखदुःखादिकं' એ પદમાં આદિ શબ્દ હોવાથી અનેક યોનિઓમાં જન્મ વગેરે કહેવાય છે; વળી અહીં જોકે જ્ઞાન આદિ અને સઘળી ઇંદ્રિયો, એ આત્માથી થાય છે, એમ કહ્યું છે, પણ આ નિર્વિકાર આત્મામાંથી કોઈ વસ્તુ ઉત્પન્ન થવી ઘટતી નથી; માટે આત્માથી એટલે આત્માના સમીપપણાથી એ થાય છે, એમ સમજવું. ૩૧૪

### ગર્ભને જિવાડે છે કોણ?

अग्नीषोमौ मही वायुर्नभः सत्त्वं रजस्तमः ।
पञ्चेन्द्रियाणि भूतात्मा गर्भं संजीवयन्ति हि ॥३१५

अन्वयः–अग्नीषोमौ मही वायुः नभः सत्त्वं रजः तमः पञ्च इन्द्रियाणि भूतात्मा (एतानि) हि गर्भं संजीवयन्ति ॥

અગ્નિ, ચંદ્ર, પૃથ્વી, વાયુ, આકાશ, સત્ત્વ, રજસ તથા તમસ, પાંચ ઇંદ્રિયો અને પ્રારબ્ધકર્મ આટલાં જ ગર્ભને જિવાડે છે.

टीका–अग्निरत्र पाचकभ्राजकालोचकरञ्जकसाधकानां तथा पाञ्चभौतिकानां तथा सप्तधातुगतानामग्नीनां शक्तिरूपतयावस्थितो वाचोऽधिदेवत्वं प्राप्तो बोद्धव्यः, स च पाचकादिकर्मणा जीवयति । सोमश्च पञ्चात्मककफश्लेष्मरसशुक्रादीनां तोयात्मकानां भावानां रसनेन्द्रियस्य च शक्तिरूपतयाऽवस्थितो मनसश्चाधिदेवत्वं प्राप्तो बोद्धव्यः । स च सौम्यधातोरोजःप्रभृतेः पोषणेन पवनपावकसंशुष्कभागस्यार्द्रताविधानेन जीवयतीति शेषः । मही च जलेन क्लिन्नस्यापि कठिनताविधानेन । वायुर्दोषधातुमलाङ्गोपाङ्गादीनां संचारणेनोच्छ्वासनिःश्वासाभ्यां च । नभः–अनिलानलविदारितस्रोतसामूर्ध्वाधस्तिर्यगवकाशदानेन । सत्त्वं रजस्तमश्च मनोरूपतया परिणतं जीवात्मनो जीवने शरीरान्तरग्रहणे मोक्षणे च हेतुरिति तदपि जीवयति । पञ्चेन्द्रियाणि–श्रोत्रत्वङ्नेत्रजिह्वाघ्राणानि शब्दादिग्रहणकर्मणा । भूतात्मा–कर्मपुरुषः स चाशेषस्यैव राशेश्चैतन्यहेतुर्जीवयतीति ॥ અહીં અગ્નિ એટલે પાચક, ભ્રાજક, આલોચક, રંજક અને સાધક એ પાંચ[1] પ્રકારનાં પિત્તોની તથા પંચમહાભૂતમાં રહેલી ગરમીઓની તથા સાત ધાતુઓમાં રહેલા અગ્નિઓની શક્તિરૂપે રહેલો તેમ જ વાણીના દેવતાપણાને પામેલો સમજવો; તે પાચન કરાવનારનું કામ કરી જિવાડે છે.

તેમજ ચંદ્ર એટલે પાંચ[2] પ્રકારના કફ, રસ અને વીર્ય આદિ જળરૂપ પદાર્થોની અને રસના (જીભ) ઇંદ્રિયની શક્તિરૂપે રહેલો ચંદ્ર, કે જે મનના દેવતાપણાને પામેલો છે, તે સમજવો; તે ઓજ આદિ સૌમ્ય ધાતુઓના પોષણથી અને પવન તથા અગ્નિથી સુકાયેલા ભાગને ભીનો કરવારૂપ કામ કરવાથી ગર્ભને જિવાડે છે. પૃથ્વી તે જળ વડે ભીના

૧. પાંચ પ્રકારનાં પિત્ત વિષે આ પુસ્તકમાં પ્રથમ જણાવેલું છે.

૨. પાંચ પ્રકારના કફ વિષે પણ આ પુસ્તકમાં પ્રથમ જણાવેલું છે.

થયેલા ગર્ભને કલ્યુ સ્વરૂપે કામ કરી ગર્ભને જિવાડે છે વાયુ તે રસ, ધાતુ, મળ, અંગ અને ઉપાંગોને સારી રીતે ચલન આપવારૂપ કામ કરીને તેમજ ઉચ્છ્વાસ અને નિશ્વાસનો માર્ગ આપી ગર્ભને જિવાડે છે

આકાશ તે વાયુ તથા અગ્નિએ વિદારેલા સ્રોતોને ઉપર નીચે તથા આડીઅવળી જગા આપીને ગર્ભને જિવાડે છે

સત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણો મન રૂપે પરિણામ પામેલા હોવાથી જીવને ઉત્પન્ન બીજું શરીર લેવામાં અને મુક્તિ આપવામાં પણ કારણરૂપ છે તેથી તેઓ પણ જિવાડે છે

શ્રોત્ર, ત્વચા નેત્ર, જીભ અને પ્રાણ એ પાંચ ઇન્દ્રિયો અનુક્રમે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધનું ગ્રહણ કરવારૂપ કામ કરી જિવાડે છે ભૂતાત્મા-એનુંએ પ્રારબ્ધ કર્મ ત સઘળા દેહમાં ચૈતન્ય રહેવાના કારણરૂપ છે માટે તે પણ ગર્ભને જિવાડે છ ૩૧૫

### ગર્ભને જીવવાનો બીજો ઉપાય કયો?

ગર્ભસ્ય નાભિનાડ્યા તુ નાડી રસવહા સ્ત્રિયાઃ।
સંલગ્ના તેન ગર્ભસ્ય વૃદ્ધિર્ભવતિ નિત્યશઃ ॥૩૧૬॥

અન્વય -સ્ત્રિયાઃ રસવહા નાડી ગર્ભસ્ય નાભિનાડ્યા તુ સંલગ્ના (ભવતિ) તેન ગર્ભસ્ય નિત્યશઃ વૃદ્ધિઃ ભવતિ॥

સ્ત્રીની રસને વહેનારી નાડી, ગર્ભની નાભિની નાડી(નાળવા)ની સાથે લાગેલી હોય છે, તેથી ગર્ભની નિરંતર વૃદ્ધિ થાય છે

નિઃશ્વાસોચ્છ્વાસસંક્ષોભસ્વપ્નાન્ગર્ભોઽધિગચ્છતિ।
માતુર્નિઃશ્વસિતોચ્છ્વાસસંક્ષોભસ્વપ્નસંભવાન્ ॥

અન્વય -સ (ગર્ભ) માતુઃ નિઃશ્વસિતોચ્છ્વાસસંક્ષોભસ્વપ્નસંભવાન્ નિઃશ્વાસોચ્છ્વાસસંક્ષોભસ્વપ્નાન્ અધિગચ્છતિ॥

તે ગર્ભ (પોતાની) માતાના નિશ્વાસ, ઉચ્છ્વાસ, હલનચલન તથા સ્વપ્નથી (પોતાને) થતા નિશ્વાસ, ઉચ્છ્વાસ, હલનચલન તથા સ્વપ્નાના બનાવોને મેળવે છે-અર્થાત્ માતા નિશ્વાસ વગેરે જે જે ક્રિયાઓ કરે છે, તે તે ક્રિયાઓ ગર્ભ પણ કરે છે. ૩૧૭

ટીકા-સંક્ષોભ ચલનમ્। માતા નિશ્વાસાદિકા ચેષ્ટા કરોતિ તાદૃશા ગર્ભોઽપિ કરોતીત્યર્થઃ। સંક્ષોભ એટલે હાલવું ચાલવું માતા નિશ્વાસ વગેરે જે જે ક્રિયાઓ કરે છે તે તે ગર્ભ પણ કરે છે ૩૧૭

### ગર્ભનું શરીર કયા કારણે વધે છે?

ગર્ભસ્ય નાભિમધ્યે તુ જ્યોતિઃસ્થાનં ધ્રુવં સ્મૃતમ્।
તદાધ્માતિ વાયુશ્ચ દેહસ્તેનાસ્ય વર્ધતે ॥૩૧૮॥
ઊષ્મણા સહિતશ્ચાપિ દારયત્યસ્ય મારુતઃ।
ઊર્ધ્વં તિર્યગધસ્તાચ્ચ સ્રોતાંસિ તુ યથા તથા ॥૩૧૯॥

અન્વય-ગર્ભસ્ય નાભિમધ્યે તુ ધ્રુવં જ્યોતિઃસ્થાનં સ્મૃતમ્, તત્ વાતઃ આધ્માતિ તેન અસ્ય દેહ વર્ધતે। અપિ ચ ઊષ્મણા સહિતઃ મારુતઃ અસ્ય ઊર્ધ્વં તિર્યક્ ચ અધસ્તાત્ સ્રોતાંસિ, યથા (યથા) દારયતિ તથા (તથા અસ્ય દેહ વર્ધતે)॥

ગર્ભની નાભિના મધ્યમાં જોત, અગ્નિનું તેજનું સ્થાન છે, તે સ્થાનને વાયુ ધમાવથી ધમે છે, તેથી ગર્ભનો દેહ વૃદ્ધિ પામે છે તેમ જ ગરમીની સહાયતાવાળો વાયુ એ ગર્ભના ઉપરના, નીચેના અને આડા સ્રોતોને (મળમૂત્ર આદિ વહાવવાના માર્ગોને) જેમ જેમ વિસ્તારતો જાય છે, તેમ તેમ એ ગર્ભનો દેહ વધતો જાય છે ૩૧૮,૩૧૯

ટીકા-યથા દારયતિ-વિસ્તારયતિ તથા ચાસ્ય વર્ધતે ઇતિ પૂર્વેણાન્વય-જેમ જેમ વાયુ, ધ્રુવ-જ્યોતિઃસ્થાનને વિસ્તારે છે તેમ તેમ પ્રાણીનો દેહ વધે છે, એમ ને સ્થાનનો સંબંધ સાથે છે ૩૧૮ ૩૧૯

### રૂંવાડાના ખાડા અને દૃષ્ટિ ન વધવાનું કારણ

દૃષ્ટિશ્ચ રોમકૂપાશ્ચ ન વર્ધન્તે કદાચન।
ધ્રુવાણ્યેતાનિ મર્ત્યાનામિતિ ધન્વન્તરેર્મતમ્ ॥૩૨૦॥

અન્વય-મર્ત્યાનાં દૃષ્ટિઃ ચ રોમકૂપાઃ ચ કદાચન ન વર્ધન્તે એતાનિ ધ્રુવાણિ (સન્તિ) ઇતિ ધન્વન્તરેઃ મતમ્ (અસ્તિ)॥

'મનુષ્યોના રૂંવાડાંના ખાડા અને દૃષ્ટિ જેવાં પ્રથમ હોય છે, તેવાંને તેવાં જ રહે છે, પણ કદી વધતાં નથી,' એવો ધન્વંતરિનો મત છે, કારણકે એ ધ્રુવ છે-એક જ સ્થિતિમાં કાયમ રહેનારાં છે ૩૨૦

### નખ અને વાળ તો કાયમ વધે છે

શરીરે ક્ષીયમાણેઽપિ વર્ધેતે ત્વનિશં સદા।
સ્વભાવં પ્રકૃતિં કૃત્વા નખકેશાવિતિ સ્થિતિ ॥૩૨૧॥

અન્વય-શરીરે ક્ષીયમાણે અપિ સ્વભાવં પ્રકૃતિ કૃત્વા નખકેશૌ-સદા અનિશં વર્ધેતે ઇતિ સ્થિતિઃ॥

શરીર ક્ષીણ થયા કરે, છતાં સ્વભાવરૂપ

કારણને લીધે નખ અને વાળ એ બે તો કાયમ વધ્યા જ કરે છે, એવી મર્યાદા છે. ૩૨૧

ટીકા—प्रकृतिं कृत्वा कारणं कृत्वा । स्थितिः—मर्यादा । શ્લોકમાં 'प्रकृतिं कृत्वा' એટલે કારણને લીધે અને 'स्थिति' એ પદનો અર્થ મર્યાદા એવો છે.

## ચેતનાવાળાં અને ચેતના વગરનાં અંગો

चेतनानामधिष्ठानं मनो देहश्च सेन्द्रियः ।
केशलोमनखाग्रान्तर्मलद्रव्यगुणैर्विना ॥ ३२२ ॥

અન્વય:—मनः च सेन्द्रियः देहः, केशलोमनखाग्रान्तर्मलद्रव्यगुणैः विना चेतनानाम् अधिष्ठानम् (अस्ति) ॥

મન અને ઇંદ્રિયો સહિત દેહ, ચેતનાનાં સ્થાનરૂપ છે, પણ તેમાં કેશ, રુવાડાં, નખના આગલા ભાગ, અંદરના મળરૂપ પદાર્થો અને અંદરના ગુણો ચેતનારહિત છે. ૩૨૨

## ગર્ભ અપાનવાયુને તથા વિષ્ઠામૂત્રને કેમ છોડતો નથી?

वातात्पत्वादयोगाच्च वायोः पक्वाशयस्य च ।
वातमूत्रपुरीषाणि गर्भस्थो न विमुञ्चति ॥३२३॥

અન્વય:—वातात्पत्वात् च वायोः च पक्वाशयस्य अयोगात् गर्भस्थः वातमूत्रपुरीषाणि न विमुञ्चति ॥

વાયુ અલ્પ હોવાથી અને વાયુનો તથા પકવાશયનો યોગ થોડો હોવાથી ગર્ભમાં રહેલો પ્રાણી અધોવાયુ—અપાનને મૂકતો નથી; તેમ જ વિષ્ઠા કે મૂત્ર પણ કરતો નથી. ૩૨૩

ટીકા—अयोगात्—ईषद्योगात्—એટલે થોડો સંબંધ હોવાથી.

## ગર્ભ રોતો કેમ નથી?

जरायुणा मुखे छन्ने कण्ठे च कफवेष्टिते ।
वायोर्मार्गनिरोधाच्च न गर्भस्थः प्ररोदिति ॥३२४॥

અન્વય:—मुखे जरायुणा छन्ने (सति) च कण्ठे कफवेष्टिते (सति) च वायोः मार्गनिरोधात् गर्भस्थः न प्ररोदिति ॥

મોઢું ઓળથી ઢંકાયેલું હોવાથી, કંઠ કફથી ઘેરાયેલો હોવાથી અને વાયુના માર્ગ રોકાયેલા હોવાથી ગર્ભમાં રહેલો પ્રાણી રોતો નથી. ૩૨૪

## સગર્ભા સ્ત્રીએ પાળવાના નિયમો

गुर्विणी प्रथमादह्नः प्रहृष्टा भूषिता शुचिः ।
भवेच्छुक्लाम्बरधरा गुरुविप्रार्चने रता ॥ ३२५ ॥

અન્વય:—गुर्विणी (सगर्भा स्त्री) प्रथमात् अह्नः प्रहृष्टा भूषिता शुचिः शुक्लाम्बरधरा गुरुविप्रार्चने रता भवेत् ॥

ગર્ભવાળી સ્ત્રીએ પહેલા દિવસથી જ આનંદી, શણગારેલ તથા પવિત્ર રહેવું; તેમ જ વસ્ત્રો ધોળાં પહેરવાં, તથા ગુરુ અને બ્રાહ્મણોના પૂજનમાં તત્પર રહેવું. ૩૨૫

भोज्यं तु मधुरप्रायं स्निग्धं हृद्यं द्रवं लघु ।
संस्कृतं दीपनीयं तु नित्यमेवोपयोजयेत् ॥३२६॥

અન્વય.—मधुरप्रायं स्निग्धं हृद्यं द्रवं लघु संस्कृतं तु दीपनीयम् एव भोज्यं तु नित्यम् उपयोजयेत् ॥

ઘણું કરીને મધુર, સ્નિગ્ધ, હૃદયને ગમે એવા હલકા અને પ્રવાહી પદાર્થો જ જમવા; તેમ જ વઘાર આદિથી સંસ્કાર આપેલા અને અગ્નિને પ્રદીપ્ત કરે એવા જ પદાર્થોનો કાયમ ઉપયોગ કરવો. ૩૨૬

## ગર્ભિણીએ નહિ કરવા જેવું

गुर्विणी न तु कुर्वीत व्यायाममपतर्पणम् ।
व्यवायं च न सेवेत न कुर्यादतितर्पणम् ॥३२७॥

અન્વય:—गुर्विणी व्यायामम् अपतर्पणं तु न कुर्वीत, अतितर्पणं न कुर्यात् च व्यवायं न सेवेत ॥

ગર્ભવાળી સ્ત્રીએ પરિશ્રમ કરવો નહીં, જમતાં ભૂખ્યું રહેવું નહીં તેમ જ અત્યંત ધરાઈને ખાવું પણ નહીં; તેમ જ મૈથુન પણ કરાવવું નહીં. ૩૨૭

रात्रौ जागरणं शोकं यानस्यारोहणं तथा ।
रक्तमोक्षं वेगरोधं न कुर्यादुत्कटासनम् ॥३२८॥

અન્વય:—तथा रात्रौ जागरणं शोकं यानस्य आरोहणं रक्तमोक्षं वेगरोधम् उत्कटासनं न कुर्यात् ॥

રાતમાં જાગરણ કરવું નહીં, શોક કરવો નહીં, વાહન પર ચડવું નહીં, લોહી કાઢવું નહીં, વિષ્ઠા કે મૂત્ર આદિના વેગને રોકવો નહીં અને ઊંચે કે ઉભડક બેસવું નહીં.

दोषाभिघातैर्गर्भिण्या यो यो भागः प्रपीड्यते ।
स स भागः शिशोस्तस्य गर्भस्थस्य प्रपीड्यते ॥

અન્વય:—गर्भिण्याः दोषाभिघातैः यः यः भागः प्रपीड्यते, सः सः भागः तस्य गर्भस्थस्य शिशोः प्रपीड्यते ॥

ગર્ભવાળી સ્ત્રીના શરીરની અંદર દોષોનો આઘાત કે પ્રત્યાઘાત થવાથી તેનો જે જે ભાગ પીડાય છે, તે તે ભાગ તેના ગર્ભમાં રહેલા બાળકનો પણ પીડાય છે. ૩૨૯

પાયયેત્ ॥ વ્યથાન્વિતા નારી મૃદુનિ કૃતોપધાને વિસ્તીર્ણે શયને આભુગ્નસક્થિ ચ ઉત્તાના શનૈઃ તિષ્ઠેત્ ॥

જણવાને તૈયાર થયેલી સ્ત્રીનાં ગાત્રો પર તેલ ચોળી ઊના પાણીથી તેને નવરાવીને જેમાં માપસર ઘી નાખેલું હોય એવી અને જરા જરા ઊની એવી યવાગૂ[1] (એક જાતની રાબ) પાવી. જેને પીડ આવતી હોય એવી સ્ત્રીએ કોમળ, ઓશીકાંવાળા અને પહોળા શયન પર, સાથળ પહોળા રાખી ઉભડક ધીમેથી બેસવું. ૩૩૯,૩૪૦

### સુયાણીઓ કેવી જોઈએ ?

ચતસ્રોઽશઙ્કનીયાશ્ચ સ્રાવણે કુશલા હિતાઃ ।
વૃદ્ધાઃ પરિચરેયુસ્તાં સમ્યક્ છિન્નનખાઃ સ્ત્રિયઃ ॥૩૪૧

અન્વયઃ-અશઙ્કનીયાઃ સ્રાવણે કુશલાઃ હિતાઃ સમ્યક્ છિન્નનખાઃ ચતસ્રઃ વૃદ્ધાઃ સ્ત્રિયઃ તાં પરિચરેયુઃ ॥

જેઓના ઉપર કોઈ જાતનો વહેમ ન હોય એવી, પ્રસવ કરાવવામાં હોશિયાર, હિતકારી અને જેઓએ નખ સારી રીતે કાપી નાખ્યા હોય એવી ચાર વૃદ્ધ સુયાણીઓએ, તે જણવા તૈયાર થયેલી સ્ત્રીના ઉપચાર તથા સેવા કરવી. ૩૪૧

### સુયાણીઓએ શું કરવું ?

અપત્યમાર્ગં તૈલેન સમભ્યજ્ય સમન્તતઃ ।
એકા તુ તાસુ સુભગે પ્રવાહસ્વેતિ તાં વદેત્ ॥૩૪૨
અવ્યથા મા પ્રવાહિષ્ઠાઃ પ્રવાહેથા વ્યથા યદિ ।
પ્રવાહેથાઃ શનૈઃ પૂર્વં પ્રગાઢં ચ તતઃ પરમ્ ॥૩૪૩॥
તતો ગાઢતમં ગર્ભે યોનિદ્વારમુપાગતે ।
અપરાસહિતો ગર્ભો યાવત્ પતતિ ભૂતલે ॥ ૩૪૪॥

અન્વયઃ-અપત્યમાર્ગં તૈલેન સમન્તતઃ સમભ્યજ્ય તાસુ એકા તુ તામ્ 'સુભગે ! પ્રવાહસ્વ, ઇતિ વદેત્-યદિ અવ્યથા મા પ્રવાહિષ્ઠાઃ,યદિ વ્યથા( અસ્તિ તર્હિ ) પ્રવાહેથાઃ, પૂર્વં શનૈઃ પ્રવાહેથાઃ, તતઃ પરં ચ પ્રગાઢં પ્રવાહેથાઃ । તતઃ ગર્ભે યોનિદ્વારમ્ ઉપાગતે( સતિ ) અપરાસહિતઃ ગર્ભઃ યાવત્ ભૂતલે પતતિ (તાવત્) ગાઢતમમ્ (પ્રવાહેથાઃ) ' ॥

છોકરું નીકળવાના માર્ગને ચારે કોર તેલ ચોપડ્યા પછી તેઓમાંથી એક સુયાણીએ તે કષ્ટાતી સ્ત્રીને આમ કહેવું કે 'હે ભાગ્યશાળી બાઈ! તું ખૂબ જોર કર; પણ જો તને બરાબર પીડ ન આવતી હોય તો જોર કરીશ નહિ, અને બરાબર (પીડ) આવતી હોય તો જોર કરજે; પ્રથમ ધીરેધીરે જોર કરજે અને પછી વધારે જોર કરજે; તારો ગર્ભ યોનિના દ્વારમાં આવે, ત્યારે ત્યાંથી નીકળી ઓળ-સહિત ધરતી પર પડે ત્યાં સુધી બહુ જ જોર કરજે.' ૩૪૨-૩૪૪

[1] ૧. યવાગૂનું લક્ષણ આગળ કહેવાશે.

### પીડ ન હોય છતાં ગર્ભવતી જોર કરે તો ?

મૂકં વા વધિરં કુબ્જં શ્વાસકાસક્ષયાન્વિતમ્ ।
સૂતે સ્રસ્તતનું વાલમકાલે તુ પ્રવાહણાત્ ॥૩૪૫॥

અન્વયઃ-( ગર્ભવતી )અકાલે તુ પ્રવાહણાત્ મૂકં વધિરં કુબ્જં શ્વાસકાસક્ષયાન્વિતં વા સ્રસ્તતનું વાલં સૂતે ॥

(ગર્ભિણી સ્ત્રી) સમય વગર જોર કરવાથી મૂંગું, બહેરું, ખૂંધું, શ્વાસના રોગવાળું, ઉધરસવાળું, ક્ષયવાળું કે શિથિલ શરીરવાળું છોકરું જણે છે. ૩૪૫

**ઇતિ શ્રીમિશ્રલટકના પુત્ર શ્રીભાવમિશ્રે રચેલા ભાવપ્રકાશનું બીજું ગર્ભ-પ્રકરણ સમાપ્ત**

## ૩ : બાલપ્રકરણ

### બાળકના જન્મ પછી કરવાના ઉપચાર

અથ વાલે સમુત્પન્ને વિદધીત વિધિં તતઃ ।
યથૈવ કુલવૃદ્ધા સ્ત્રી વ્યવહારપરમ્પરા ॥ ૧ ॥

અન્વયઃ-અથ વાલે સમુત્પન્ને તતઃ કુલવૃદ્ધા સ્ત્રી યથા વ્યવહારપરંપરા (તથા) એવ વિધિં વિદધીત ॥

બાળક જન્મે તે પછી કુળની વૃદ્ધ સ્ત્રીએ પોતાના કુળની જેવી વ્યવહારપરંપરા કે રીત-ભાત હોય તે પ્રમાણે (બાળકનો) વિધિ કરવો.

### સુવાવડીએ પાળવાના નિયમો

પ્રસૂતા હિતમાહારં વિહારં ચ સમાચરેત્ ।
વ્યાયામં મૈથુનં ક્રોધં શીતસેવાં વિવર્જયેત્ ॥૨॥

અન્વયઃ-પ્રસૂતા હિતમ્ આહારં ચ વિહારં સમાચરેત્ । વ્યાયામં મૈથુનં ક્રોધં શીતસેવાં વિવર્જયેત્ ॥

સુવાવડી સ્ત્રીએ હિતકારી આહાર અને વિહાર કરવા; પરિશ્રમ, મૈથુન, ક્રોધ અને ઠંડા પદાર્થના સેવનનો ત્યાગ કરવો. ૨

મિથ્યાચારાત્સૂતિકાયા યો વ્યાધિરુપજાયતે ।
સ કૃચ્છ્રસાધ્યોઽસાધ્યો વા ભવેત્તત્પથ્યમાચરેત્ ॥

અન્વયઃ-સૂતિકાયાઃ મિથ્યાચારાત્ યઃ વ્યાધિઃ ઉપજાયતે

पिबति । सा भवति भृशं तरुणी, क्षीरभरेणैव तुङ्गकुचयुगला ॥ १३ ॥

अन्वयः—दुग्धवृद्ध्यै स्त्री शालितण्डुलगोधूमान्, मांसं क्षुद्रझषान्, अपि कालशाकम्, अलाबूं च नारिकेलं कसेरुकं शृङ्गाटकं वरीं च विदारीकन्दम् अपि च लशुनम् एव सेवेत, सुमनाः भवेत् । या कलमस्य तण्डुलानां क्षीरपेषित कल्कं पिबति, सा तरुणी क्षीरभरेण एव भृशं तुङ्गकुचयुगला भवति ॥

ધાવણ વધારવા સ્ત્રીએ ડાંગરના ચોખા, સાઠીચોખા, ઘઉં, માંસ, નાનાંનાનાં માછલાં, કાલશાક, તુંબડું, નાળીએર, કસેરુ, શીંગોડાં, શતાવરી, વિદારીકંદ અને લસણ, એ જ પદાર્થો ખાવા અને મનમાં રાજી રહેવું. જે સ્ત્રી કલમી ચોખાને દૂધમાં વાટી પીએ, તે દૂધ ભરાવાથી ખૂબ ઊંચા સ્તનવાળી થાય છે; અર્થાત્ તેને ઘણું ધાવણ આવે છે. ૧૧,૧૨

कलमो धान्यविशेषः तस्य लक्षणमाह—કલમ તે એક જાતનું ધાન્ય થાય છે, તેનું લક્ષણ કહે છે :

कलमः किल विख्यातो जायते स बृहद्वने ।
काश्मीरदेशे प्रोक्तो महातण्डुलसंज्ञकः ॥ १४ ॥

अन्वयः—कलमः किल विख्यातः (अस्ति) सः बृहद्वने जायते । काश्मीरदेशे महातण्डुलसंज्ञकः एव उक्तः ॥

કલમ નામનું ધાન્ય ખરેખર પ્રખ્યાત છે અને તે કાશ્મીર દેશમાં 'મહાતંડુલ' નામે જ કહેવાય છે. ૧૪

विदारीकन्दस्य रसं पिबेत्स्तन्यस्य वृद्धये ।
तच्चूर्णं तस्य वृद्ध्यर्थं पिबेद्वा क्षीरसंयुतम् ॥१५॥

अन्वयः स्तन्यस्य वृद्धये विदारीकन्दस्य रसं पिबेत्, वा तच्चूर्णं तस्य वृद्ध्यर्थं क्षीरसंयुतं पिबेत् ॥

ધાવણ વધારવા માટે સ્ત્રીએ વિદારીકંદનો રસ પીવો; અથવા તે કંદનું ચૂર્ણ ધાવણ વધારવા માટે દૂધની સાથે પીવું. ૧૫

### ધાવણ ખરાબ થવાનાં કારણો

धात्र्या गुरुभिराहारैर्विहारैर्दोपलैस्तथा ।
देहे दोषाः प्रकुप्यन्ति ततः स्तन्यं प्रदुष्यति ॥१६॥
मिथ्याहारविहारिण्या दुष्टा वातादयः स्त्रियाः ।
दूषयन्ति पयस्तेन शरीरे व्याधयः शिशोः ॥१७॥

अन्वयः—गुरुभिः आहारैः तथा दोपलैः विहारैः धात्र्याः देहे दोषाः प्रकुप्यन्ति, ततः स्तन्यं प्रकुप्यति । मिथ्याहारविहारिण्याः स्त्रियाः दुष्टाः वातादयः पयः दूषयन्ति, तेन शिशोः शरीरे व्याधयः (भवन्ति) ॥

ભારે આહાર અને અયોગ્ય વિહાર કરવાથી, માના શરીરમાં દોષોનો પ્રકોપ થાય છે, તેથી ધાવણ ખરાબ થાય છે. અયોગ્ય આહાર અને અયોગ્ય વિહાર કરનારી સ્ત્રીના દુષ્ટ થયેલા વાત, પિત્ત અને કફ, એ દોષો ધાવણને બગાડે છે, તેથી બાળકના શરીરમાં રોગ ઉત્પન્ન થાય છે. ૧૬,૧૭

### દુષ્ટ ધાવણનાં લક્ષણ

कषायं सलिलप्लावि स्तन्यं मारुतदूषितम् ।
पित्तादम्लं च कटुकं राज्योऽम्भसि तु पीतिकाः ॥
कफदुष्टं तु यत्तोये निमज्जति च पिच्छिलम् ।
द्वन्द्वजं तु द्विलिङ्गं स्यात्त्रिलिङ्गं सान्निपातिकम् ॥१९

अन्वयः—मारुतदूषिते स्तन्यं कषायं सलिलप्लावि (भवति), पित्तात् (दुष्टं स्तन्यं) अम्लं च कटुकं (भवति) अम्भसि तु पीतिकाः राज्यः (प्रादुर्भवन्ति), यत् कफदुष्टं (भवति तत्) तोये निमज्जति च पिच्छिलं (स्यात्), द्वन्द्वजं तु द्विलिङ्गं, सान्निपातिकं त्रिलिङ्गं स्यात् ॥

વાયુથી ખરાબ થયેલું ધાવણ (સ્વાદમાં) તૂરું અને પાણીમાં નાખતાં ઉપર ને ઉપર તર્યા કરે છે; પિત્તથી બગડેલું ધાવણ (સ્વાદમાં) ખાટું અને તીખું હોય; તેમ જ પાણીમાં નાખતાં તેની પીળી પીળી કણીઓ થઈ જાય; અને જે ધાવણ કફથી બગડ્યું હોય તે પાણીમાં નાખતાં બૂડી જાય અને ચીકણું હોય; બે દોષથી બગડેલું બે દોષની નિશાનીઓવાળું હોય અને સાન્નિપાતિક એટલે ત્રણે દોષથી બગડેલું ત્રણેની નિશાનીવાળું હોય. ૧૮,૧૯

### ખરાબ થયેલા ધાવણને સુધારવાના ઉપાય

धात्री क्षीरविशुद्ध्यर्थं मुद्गयूषरसाशिनी ।
मार्ङ्गीदारुवचाः पिष्ट्वा पिबेत्सातिविषास्तथा ॥२०

अन्वयः—धात्री क्षीरविशुद्ध्यर्थं मुद्गयूषरसाशिनी (भवेत्) तथा सातिविषाः मार्ङ्गीदारुवचाः पिष्ट्वा पिबेत् ॥

માતાએ ધાવણ સાફ કરવા માટે મગનું ઓસામણ પીવું અને ભારંગી, દેવદાર, વજ તથા અતિવિષા (અતિવિખ) એ ઓસડિયાં સાથે વાટીને પીવાં. ૨૦

पाठामूर्वाब्दमूनिम्बैर्दारुशुण्ठीकलिङ्गकैः ।
सारिवामत्स्यपित्ताख्यैः क्वाथः स्तन्यविशोधनः ॥

એક વર્ષ સુધી દૂધ ખાનાર. તે પછી બે વર્ષ સુધી દૂધ તથા અન્ન ખાનાર અને તે પછી કેવળ અન્ન ખાનાર સમજવો. સોળમા અને સિત્તેરમા વર્ષની વચ્ચે વિદ્વાનો, મધ્યમ—આધેડ કહે છે; તે મધ્યમના પણ આવા ચાર પ્રકાર કહ્યા છે: બત્રીસ વર્ષ સુધી જુવાન મનાય છે; ચાળીશ વર્ષ સુધી વીર્ય, રસ વગેરે સઘળી ધાતુઓ, ઇંદ્રિયોનું બળ અને ઉત્સાહથી પરિપૂર્ણ રહે છે; પછી સિત્તેર વર્ષ થતાં સુધીમાં અનુક્રમે સઘળી ધાતુ–ઇંદ્રિયોનાં બળ અને ઉત્સાહથી રહિત થતો જાય છે. ૪૨–૪૫

ટીકા—વીર્યાદીત્યાદિશબ્દેન રસાદિસર્વધાત્વિન્દ્રિયવલોત્સાહા ઉચ્યન્તે। ક્ષીણ —સર્વધાત્વિન્દ્રિયવલોત્સાહૈર્હીનઃ ॥ 'વીર્યાદિ' એમાં આદિ શબ્દથી રસ વગેરે સર્વ ધાતુ અને ઇંદ્રિયનાં બળ–ઉત્સાહ કહેવાય છે. ક્ષીણ એટલે સર્વ ધાતુ અને ઇંદ્રિયોનાં બળ તથા ઉત્સાહ વગરનો. ૪૨–૪૫

તતસ્તુ સપ્તતેરૂર્ધ્વં ક્ષીણધાતુરસાદિકઃ।
ક્ષીયમાણેન્દ્રિયવલઃ ક્ષીણરેતા દિને દિને ॥ ૪૬ ॥
વલીપલિતખાલિત્યયુક્તઃ કર્મસુ ચાક્ષમઃ।
કાસશ્વાસાદિભિઃ ક્લિષ્ટો વૃદ્ધો ભવતિ માનવઃ ॥૪૭

અન્વયઃ—તતઃ સપ્તતેઃ ઊર્ધ્વં તુ દિને દિને ક્ષીણધાતુરસાદિકઃ ક્ષીયમાણેન્દ્રિયવલઃ ક્ષીણરેતાઃ વલીપલિતખાલિત્યયુક્તઃ કર્મસુ ચ અક્ષમઃ કાસશ્વાસાદિભિઃ ક્લિષ્ટઃ માનવઃ વૃદ્ધઃ ભવતિ ॥

સિત્તેર વર્ષ પછી તો દિવસે દિવસે ધાતુ તથા રસ આદિ ક્ષીણ થતાં, ઇંદ્રિયોનું બળ ક્ષીણ થતાં અને વીર્ય ક્ષીણ થતાં, માણસને પળિયાં આવે છે, કેશ ધોળા થઈ જાય છે, ટાલ પડે છે, કામ કરવામાં અસમર્થપણું થાય છે અને ઉધરસ તથા શ્વાસ આદિ વ્યાધિઓથી પીડાઈ ને માણસ વૃદ્ધ થાય છે. ૪૬,૪૭

## કઈ ઉંમરમાં કયો દોષ અધિક હોય?

વાલ્યે વિવર્ધતે શ્લેષ્મા પિત્તં સ્યાન્મધ્યમેઽધિકમ્।
વાર્ધકે વર્ધતે વાયુર્વિચાર્યૈતદુપક્રમેત્ ॥ ૪૮ ॥

વાલ્યે શ્લેષ્મા વિવર્ધતે, મધ્યમે પિત્તમ્ અધિકં સ્યાત્, વાર્ધકે વાયુઃ વર્ધતે, એતદ્ વિચાર્ય ઉપક્રમેત્ ॥

બાલ્યાવસ્થામાં કફ વધે છે, જુવાનીમાં પિત્ત વધે છે અને વૃદ્ધ અવસ્થામાં વાયુ વધે છે; એ ઉપર ધ્યાન રાખી બાળક વગેરેની ચિકિત્સા કરવી. ૪૮

ટીકા—ઉપક્રમેત્—ચિકિત્સેત્। ઉપક્રમેત્ એટલે ચિકિત્સા કરવી. ૪૮

તન્ત્રાન્તરે તુ—બીજા ગ્રંથોમાં તો આમ કહ્યું છે:

વાલ્યં વૃદ્ધિશ્છવિર્મેધા ત્વગ્દૃષ્ટિઃ શુક્રવિક્રમૌ।
બુદ્ધિઃકર્મેન્દ્રિયં ચેતો જીવિતં દશતો હ્રસેત્ ॥ ૪૯

અન્વયઃ—વાલ્યં વૃદ્ધિઃ છવિઃ મેધા ત્વક્, દૃષ્ટિઃ શુક્રવિક્રમૌ બુદ્ધિઃ કર્મેન્દ્રિયં ચ જીવિતં દશતઃ હ્રસેત્ ॥

દશ વર્ષે બાળકપણું મટે, વીસ વર્ષે શરીરની વૃદ્ધિ થતી અટકે, ત્રીસ વર્ષે કાંતિ ઓછી થાય, ચાળીસ વર્ષે સ્મરણશક્તિ ઓછી થાય, પચાસ વર્ષે ચામડીની સ્નિગ્ધતા ઓછી થાય, સાઠ વર્ષે નેત્રની શક્તિ ઓછી થાય, સિત્તેર વર્ષે વીર્ય ઓછું થાય, એંસી વર્ષે પરાક્રમ ઓછું થાય, નેવું વર્ષે બુદ્ધિ ઓછી થાય, સો વર્ષે કર્મેંદ્રિયની શક્તિ ઓછી થાય, એકસો દસ વર્ષે ચેતના ઓછી થાય અને એકસો વીસ વર્ષે જીવિત ઓછું થાય છે.

## મનુષ્યોની સાત પ્રકૃતિઓ

સપ્ત પ્રકૃતયો નૃણાં વાતાત્પિત્તાત્કફાત્તથા।
સંસર્ગાત્સન્નિપાતાચ્ચ ભવન્તિ ભિષજાં મતે ॥૫૦॥

અન્વય—વાતાત્ પિત્તાત્ કફાત્ તથા સંસર્ગાત્ ચ સંનિપાતાત્ ભિષજાં મતે નૃણાં સપ્ત પ્રકૃતયઃ ભવન્તિ ॥

વાયુથી, પિત્તથી, કફથી, વાયુ તથા પિત્તના સમાગમથી, પિત્ત તથા કફના સમાગમથી વાયુ તથા કફના સમાગમથી અને ત્રણે દોષના સંયોગથી (એમ) વૈદ્યોના મત પ્રમાણે મનુષ્યોની સાત પ્રકૃતિઓ થાય છે. ૫૦

શુક્રશોણિતસંયોગે યો દોષસ્તૂત્કટો ભવેત્।
પ્રકૃતિર્જાયતે તેન તસ્યા લક્ષણમુચ્યતે ॥ ૫૧ ॥

અન્વયઃ—શુક્રશોણિતસંયોગે તુ યઃ દોષઃ ઉત્કટઃ ભવેત્, તેન 'પ્રકૃતિ' જાયતે, તસ્યાઃ લક્ષણમ્ ઉચ્યતે ॥

વીર્ય તથા રુધિર—સ્ત્રીરજનો સંયોગ થતાં જે (વાતાદિ) દોષ વધારે હોય, તે ઉપરથી (માણસની) પ્રકૃતિ ઉત્પન્ન થાય છે; તેનું લક્ષણ અહીં કહેવાય છે. ૫૧

વાગ્ભટે ત્વાત્રેયાદયઃ—વાગ્ભટમાં પણ આત્રેય આદિ આમ કહે છે:

अन्वयः—प्रायः ते एव मनुष्याः पवनाध्युषिताः दोषात्मकाः (सन्ति, ये) स्फुटितधूसरकेशगात्राः शीतद्विषः चलधृतिस्मृतिबुद्धिचेष्टासौहार्ददृष्टिगतयः अतिबहुप्रलापाः अल्पपित्तकफजीवितनिद्राः सन्नसक्तबहुजर्जरवाचः नास्तिकाः बहुभुजः सविलासाः गीतहास्यमृगयाकलिलोलाः मधुराम्लकटूष्णसात्म्यकाङ्क्षाः कृशदीर्घाकृतयः सशब्दपानाः न दृढाः न जितेन्द्रियाः न च आर्याः न च कान्तादयिताः वा बहुप्रजाः (भवन्ति)॥ एषां नेत्राणि खरधूसराणि वृत्तानि अचारूणि मृतोपमानि उन्मीलितानि इव भवन्ति, ते सुप्ते शैलद्रुमान् गगनं प्रयान्ति॥ वातिकाः (ते) अधन्याः मत्सराध्माताः स्तेनाः प्रोद्बद्धपिण्डिकाः च श्वशृगालोष्ट्रगृध्राखुकाकोलूकाः (इव भवन्ति)॥

ઘણું કરી તે જ માણસો વાયુપ્રકૃતિવાળા હોય છે, જેઓ દુષ્ટ સ્વભાવવાળા હોય છે, જેઓના કેશ અને ગાત્રો ફાટેલાં તથા જરાક ધોળાશ ઉપર હોય છે, ટાઢના દ્વેષી હોય છે; જેઓની ધીરજ, સ્મરણ, બુદ્ધિ અને ચેષ્ટા ચંચળ હોય છે, તેઓની દૃષ્ટિમાં અને ચાલમાં સ્નેહ દેખાય છે, ઘણું બોલવાની તેમને ટેવ હોય છે; તેમનામાં કફ, જીવિત અને નિદ્રા ઓછાં હોય છે, બોલતાં તેઓ ઝલાય છે, મૂંઝાય છે અને વચન બહુ જ જાજરાં કાઢે છે, નાસ્તિક હોય છે, ઘણું ખાય છે, વિલાસ કરે છે; ગાયન, હાસ્ય, શિકાર અને કજિયા કરવામાં રુચિ ધરાવે છે; મીઠા, ખાટા, તીખા અને ગરમ પદાર્થો તેમને અનુકૂળ લાગે છે; તેમનાં શરીર પાતળાં અને લાંબાં હોય છે; પાણી વગેરે પદાર્થ પીતાં અવાજ થાય છે; દૃઢતા, જિતેંદ્રિયપણું, ઉત્તમપણું, સ્ત્રી પર પ્રેમ અને ઘણાં સંતાન તેમને હોતાં નથી; અને તેઓનાં નેત્ર, રૂક્ષ, જરાક ધોળાશવાળાં, ગોળ, સુંદરતાથી રહિત, મુડદાં જેવાં અને મીંચ્યાં હોય છતાં ઉઘડેલાં જેવાં જ રહે છે; તે લોકો સ્વપ્નમાં પર્વત ઉપર, ઝાડ ઉપર અને આકાશમાં જાય છે, ભાગ્યશાળી હોતા નથી, પરાયું સારું દેખી રાજી થતા નથી, ચોરી કરવાની ટેવવાળા હોય છે અને તેમની પિંડીઓ ગાંઠાવાળી હોય છે; કૂતરાં, શિયાળ, ઊંટ, ગીધ, ઉંદર, કાગડા અને ઘુવડો જેમ વાયુ પ્રકૃતિવાળાં છે, તેમ વાયુ પ્રકૃતિવાળા માણસોની પણ કેટલીક રીતભાત તેવી જ હોય છે. ૫૭–૬૧

पित्तं वह्निर्वह्निजं वापि तस्मात्पित्तोद्रिक्तस्तीव्रतृष्णो बुभुक्षुः। गौरोष्णाङ्गस्ताम्रहस्ताङ्घ्रिवक्त्रः शूरो मानी पिङ्गकेशोऽल्परोमा ॥ ६२ ॥

दयितमाल्यविलेपनमण्डनः सुचरितः शुचिराश्रितवत्सलः। विभवसाहसबुद्धिबलान्वितो भवति भीष्मगतिर्द्विषतामपि ॥ ६३ ॥

मेधावी प्रशिथिलसन्धिबन्धमांसो नारीणामनभिमतोऽल्पशुक्रकामः। आवासश्चलिततरङ्गनीरकान्त्या भुङ्क्तेऽन्नं मधुरकषायतिक्तशीतम् ॥ ६४ ॥

घर्मद्वेषी स्वेदनः पूतिगन्धिर्भूर्युच्चारक्रोधपानाशनेर्ष्यः। सुप्तः पश्येत्कर्णिकारान्पलाशान् दिग्दाहोल्काविद्युदर्कानलांश्च ॥ ६५ ॥

तनूनि पिङ्गानि चलानि चैषां तन्वल्पपक्ष्माणि हिमप्रियाणि। क्रोधेन मद्येन रवेश्च भासा रागं व्रजन्त्याशु विलोचनानि ॥ ६६ ॥
मध्यायुषो मध्यबलाः पण्डिताः क्लेशभीरवः। व्याघ्रर्क्षकपिमार्जारयक्षा लूताश्च पैत्तिकाः ॥६७॥

अन्वयः—पित्तं वह्निः वा पित्तं वह्निजम् अपि, तस्मात् अपि पित्तोद्रिक्तः (मनुष्यः) तीव्रतृष्णः बुभुक्षुः गौरोष्णाङ्गः ताम्रहस्ताङ्घ्रिवक्त्रः शूरः मानी पिङ्गकेशः अल्परोमा दयितमाल्यविलेपनमण्डनः सुचरितः शुचिः आश्रितवत्सलः विभवसाहसबुद्धिबलान्वितः (च) द्विषताम् अपि भीष्मगतिः भवति॥ मेधावी प्रशिथिलसन्धिबन्धमांसः नारीणाम् अनभिमतः अल्पशुक्रकामः चलिततरङ्गनीरकान्त्याः आवासः मधुरकषायतिक्तशीतम् अन्नं भुङ्क्ते॥ घर्मद्वेषी स्वेदनः पूतिगन्धिः भूर्युच्चारक्रोधपानाशनेर्ष्यः सुप्तः (सन्) कर्णिकारान् पलाशान् च दिग्दाहोल्काविद्युदर्कानलान् पश्यति॥ एषां विलोचनानि तनूनि पिङ्गानि चलानि च तन्वल्पपक्ष्माणि हिमप्रियाणि (भवन्ति) क्रोधेन मद्येन च रवेः भासा आशु रागं व्रजन्ति॥ पैत्तिकाः मध्यायुषः मध्यबलाः पण्डिताः क्लेशभीरवः च व्याघ्रर्क्षकपिमार्जारयक्षाः लूताः (इव भवन्ति)॥

પિત્ત અગ્નિરૂપ છે અથવા પિત્ત અગ્નિથી ઉત્પન્ન થયું છે; તેથી પણ પિત્તપ્રકૃતિવાળા મનુષ્યને તરસ ઘણી લાગે છે, ભૂખ બહુ લાગે છે, અંગ ધોળું તથા ગરમ હોય છે,

સોના જેવો હોય છે; હાથ લાંબા હોય છે, છાતી પહોળી તથા પુષ્ટ હોય છે; કપાળ મોટું હોય છે; કેશ ઘાટા અને શ્યામ હોય છે; અંગ કોમળ હોય છે; તેનું શરીર સરખું અને સારા દેખાવવાળું હોય છે; સામર્થ્ય ઘણું હોય છે; શૃંગાર રસમાં તે મગ્ન રહે છે; પુત્રો અને નોકરો તેને પૂરતા હોય છે; ધર્મ પર પ્રીતિ હોય છે; કદી પણ કઠણ વચન તે બોલતો નથી, કોઈ ન જાણે તેમ શત્રુની સાથે લાંબા કાળ સુધી દૃઢ વૈર રાખે છે, તેનું પરાક્રમ મદોન્મત્ત મોટા હાથીના જેવું હોય છે; તેનો અવાજ મેઘ, સમુદ્ર, મૃદંગ અને શંખના જેવો હોય છે; તેની સ્મરણશક્તિ સારી હોય છે; તે ઉદ્યોગી અને નમ્રતાવાળો હોય છે; બાલ્યાવસ્થામાં પણ ઘણું રોવાની ટેવ કે ચપળતા તેનામાં હોતી નથી; કડવાં, તૂરાં, તીખાં, ઊનાં અને લૂખાં અન્ન તેને ગમે છે; તે થોડું જમે છે, છતાં તેના શરીરમાં બળ રહે છે; તેનાં નેત્ર રાતા છેડાવાળાં, સારી પેઠે સ્નિગ્ધ, મોટાં, લાંબાં, સ્પષ્ટ, ધોળાં અને કાળી કાળી ઘણી પાંપણોવાળાં હોય છે; તેનો આહાર, જળપાન, ક્રોધ અને ભૂખ ઓછાં હોય છે; બુદ્ધિથી તે પ્રખ્યાત હોય છે; કાર્યો કરવામાં ઘણી વાર લગાડે છે; ઉદાર હોય છે; તેનું હૃદય ગંભીર હોય છે; છાતી જાડી હોય છે; તે ક્ષમાવાળો હોય છે, તેને ઊંઘ લેવાની ટેવ વધારે હોય છે; તેની સઘળી રીતભાત લોભ વગરની હોય છે; કોઈએ તેના જે ઉપકાર કર્યા હોય તેને તે ભૂલતો નથી; તેનો સ્વભાવ સરળ હોય છે; તે વિદ્વાન હોય છે, લાજવાળો હોય છે; રૂપાળો હોય છે; વડીલોની તે ભક્તિ કરે છે; પ્રેમને સ્થિર રાખે છે; અને સ્વપ્નમાં કમળ તથા પક્ષીઓની પંક્તિવાળાં જળાશયોને તથા વાદળાંઓને દેખે છે. કફ પ્રકૃતિવાળા માણસો વિષ્ણુ, રુદ્ર, ઇંદ્ર, વરુણ, હંસ, ગણપતિ, સિંહ, ઘોડા અને મોટા બળદના જેવી પ્રકૃતિવાળા હોય છે. ૬૮–૭૫

## પ્રકૃતિ મનુષ્યને બાધક નથી

નનુ પ્રકૃતિહેતૂનાં મધ્યે યોऽધિકઃ સ સ્વવ્યાધીન્કથં ન કરોતીત્યાશઙ્કાયામાહ–અહીં શંકા થાય કે, પ્રકૃતિમાં કારણરૂપ વાત, પિત્ત અને કફમાંનો જે જે દોષ અધિક હોય તે પોતાનાથી થતા રોગોને કેમ નથી કરતા ? આનું સમાધાન કહે છે :

**વિષજાતો યથા કીટો ન વિષેણ પ્રબાધ્યતે ।**
**તદ્વત્પ્રકૃતયો મર્ત્યં શક્નુવન્તિ ન બાધિતુમ્ ॥૭૬॥**

અન્વયઃ–યથા વિષજાતઃ કીટઃ વિષેણ ન પ્રબાધ્યતે તદ્વત્ પ્રકૃતયઃ મર્ત્યં બાધિતું ન શક્નુવન્તિ ॥

જેમ ઝેરમાં ઉત્પન્ન થયેલા કીડાને ઝેર હરકત કરી શકતું નથી, તેમ તે તે પ્રકૃતિવાળા માણસને તે તે પ્રકૃતિઓ હરકત કરી શકતી નથી. ૭૬

ટીકા–એતૌ દ્વૌ નબાવપીપદ્યે । તેન વિષેણ વિષજદાહાદિના ઈષત્પ્રબાધ્યતે ન તુ ભૃશમ્ । તથા ચ પ્રકૃતયઃ પ્રકૃતિહેતવો દોષાઃ બાધિતું ન શક્નુવન્તિ । કરચરણસ્ફુટિતત્વસ્વેદનિદ્રાધિક્યાદિના ઈષદ્બાધિતું શક્નુવન્ત્યેવ ન તુ જ્વરાદિભિઃ ॥' પ્રકૃતિરૂપ થયેલા દોષથી હરકત થતી નથી, એમ જે ઉપર કહ્યું, તેમાં આમ સમજવાનું, કે 'જેમ ઝેરના કીડાને ઝેરથી મરી જવું આદિ ખાસ હરકત નથી, છતાં ઝેરથી ઉત્પન્ન થતા દાહ આદિથી થોડીક હરકત તો થાય જ છે, તેમ તે તે પ્રકૃતિવાળા માણસને તે તે પ્રકૃતિના કારણરૂપ દોષોથી જ્વર આવવો આદિ ખાસ હરકત થતી નથી, છતાં હાથપગનું ફાટી જવું, પસીનો આવવો, અને નિદ્રા અધિક થવી વગેરે થોડી થોડી હરકત તો થાય જ છે.'

**પ્રકોપો વાન્યભાવો વા શમો વા નોપજાયતે ।**
**પ્રકૃતીનાં સ્વભાવેન જાયન્તે તુ ગતાયુષઃ ॥૭૭॥**

અન્વયઃ–પ્રકૃતીનાં પ્રકોપઃ વા અન્યભાવઃ વા શમઃ ન ઉપજાયતે । ગતાયુષઃ તુ સ્વભાવેન જાયન્તે ॥

પ્રકૃતિરૂપ દોષોનો પ્રકોપ, બદલવું કે ઉપશમ થતાં નથી; પણ તે તે પ્રકૃતિવાળા માણસનું આયુષ પૂર્ણ થતાં સ્વભાવ પ્રમાણે તે પ્રકોપ, બગાડ કે ફેરફાર આદિ તો થાય છે.

**ઇતિ શ્રીમિશ્રલટકના પુત્ર શ્રીમાન ભાવમિશ્રે રચેલા ભાવપ્રકાશમાં ત્રીજું બાલપ્રકરણ સમાપ્ત**

વખત જમવું, એ અગ્નિહોત્ર જેવો વિધિ છે સવારે જમવું-એટલે પહેલો પહોર વીત્યા પછી બીજા પહોરની આખરમાં જમવું, એ ભાવ છે; કારણ કે પહેલા પહોરની અંદર તો જમાય જ નહિ, તેમજ બીજો પહોર જમ્યા વગર જવા દેવો નહિ, અર્થાત્ મધ્યાહ્ન સમયે એટલે સૂર્ય બરાબર માથે આવે, ત્યારે જમવું, કેમકે પહેલા પહોરની અંદર રસની ઉત્પત્તિ થાય છે અને બે પહોર (જમ્યા વિના) જવા દેવાથી બળનો ક્ષય થાય છે ૧૧૪-૧૧૬

टीका-समयो भक्ष्णो प्रातः सायं च । प्रातः प्रथमयामादूर्ध्वं द्वितीययामावधि । બે કાળે-એટલે સવારે ને સાંજે; તેમાં સવારે પહેલો પ્રહર પૂરો થયા પછી બીજા પ્રહરની આખરમાં, એ ભાવ છે

ભૂખ લાગી, એ જ ભોજનકાળ

तथा च અને વળી-

मूत्सर्गमर्वति पवनेषु रसस्त्रोतस्सु च ।
काले वा यदि वाऽकाले सोऽस्याहारकाल उच्यते ॥

अन्वय-च रसस्रोतस्सु पवनेषु (सत्सु) सूत् उदेति, काले यदि वा अकाले वा सः अन्नस्य काल उच्यते ॥

(બીજું પણ કહ્યું છે, કે) 'રસ, દોષ અને મળ પાકી જાય, ત્યારે ભૂખ લાગે છે, માટે સમય થયો હોય કે ન થયો હોય, પણ જ્યારે ભૂખ લાગે ત્યારે જમવાનો સમય થયો જ છે, એમ સમજવું ૧૧૭

ખાધેલો ખોરાક પચી ગયાના લક્ષણો

अन्वय અને વળી-

उद्गारशुद्धिरुत्साहो वेगोत्सर्गो यथोचितः ।
लघुता क्षुत्पिपासा च जीर्णाहारस्य लक्षणम् ॥११८॥

अन्वय-उद्गारशुद्धिः उत्साहः यथोचितं वेगोत्सर्गः लघुता क्षुत् च पिपासा जीर्णाहारस्य लक्षणम् (भवेत्) ॥

ઓડકાર સાફ આવે, ઉત્સાહ થાય, પવન આદિનો વેગ યોગ્ય રીતે છૂટે, શરીર મા હલકાઈ થાય, ભૂખ લાગે અને તરસ લાગે, ત્યારે (ખાધેલો) આહાર પચી ગયો છે, એમ જાણવું ૧૧૮

આહાર તથા મળમૂત્ર કેવા સ્થળે કરવા?

आहारं तु तथा कुर्याद्विहारमपि सर्वदा ।
समाभ्यामस्पृश्यैव स्यात्सम्यगोहीयते श्रिया ॥११९॥

अन्वय-आहारं तु निर्हारम् अपि सर्वदा रहः कुर्यात् । उभाभ्यां अस्पृश्यैव स्यात् । प्रकाशे श्रिया हीयते ॥

આહાર અને મળમૂત્રનો ત્યાગ-જો બને કોઈ માણસ ન દેખે એવા સ્થળે કરવાં; એ બન્નેને એમ કરવાથી માણસ લક્ષ્મીયુક્ત થાય છે અને ખુલ્લામાં-લોકો દેખે એવા સ્થળે કરવાથી લક્ષ્મીથી રહિત થાય છે ૧૧૯

टीका-निर्हारो-मलमूत्रोत्सर्गः । નિર્હાર એટલે મળમૂત્રનો ત્યાગ. ૧૧૯

अन्वय । અને વળી-

आहारनिर्हारविहारयोगाः सदैव सद्भिर्विजने विधेयाः ॥

अन्वय-सद्भिः आहारनिर्हारविहारयोगाः सदा विजने एव विधेयाः ॥

'સારા માણસોએ આહાર, મળમૂત્રાદિનો ત્યાગ અને વિહાર હમેશાં નિર્જન સ્થળે જ કરવાં જોઈએ.'

જમતી વેળા સારીમાઠી નજર વિષે

पितृमातृसुहृद्वैद्यपाककृद्धंसबर्हिणाम् ।
सारसस्य चकोरस्य भोजने दृष्टिरुत्तमा ॥१॥
हीनदीनक्षुधार्तानां पापपाखण्डिरोगिणाम् ।
कुक्कुटस्य शुनो दृष्टिर्भोजने नैव शोभना ॥२॥

अन्वय-भोजने पितृमातृसुहृद्वैद्यपाककृद्धंसबर्हिणां सारसस्य चकोरस्य दृष्टिः उत्तमा । (किंतु) भोजने हीनदीनक्षुधार्तानां पापपाखण्डिरोगिणां कुक्कुटस्य शुनः दृष्टिः शोभना नैव (भवति) ॥

જમતી વેળા પિતા, માતા, મિત્ર, વૈદ્ય, રસોઇયો, હંસ, મોરપક્ષી, સારસ કે ચકોર પક્ષીની નજર ઉત્તમ ગણાય છે, પણ ગરીબ, હલકાં, ભૂખ્યાં, પાપી, પાખંડી કે રોગી માણસો તથા કૂકડાં વગેરે પક્ષી કે કૂતરાંની નજર સારી ગણાતી નથી. ૧,૨

જમવાના તથા પાણી પીવાના વાસણો વિષે

सौवर्णं रुचिरं पथ्यं हैमं भोजनभाजनम् ।
रौप्यं भवति चक्षुष्यं पित्तहृत्कफवातकृत् ॥१२०॥

अन्वय-हैमं भोजनभाजनं रुचिरं पथ्यं भवति रौप्यं चक्षुष्यं पित्तहृत् कफवातकृत् भवति ॥

જમવાનું પાત્ર સુવર્ણનું બનેલું હોય, તો તે પથ્ય છે, રોગોને હરનાર છે અને આંખને બળ આપનાર છે, અને રૂપાનું

વાસણ આંખને હિતકારી છે, પિત્તને હરનાર છે અને કફ તથા વાયુને કરનાર છે. ૧૨૦

કાંસ્યં બુદ્ધિપ્રદં રુચ્યં રક્તપિત્તપ્રસાદનમ્ ।
પૈત્તલં વાતકૃદ્રૂક્ષમુષ્ણં કૃમિકફપ્રણુત્ ॥ ૧૨૧ ॥

अन्वयः—कांस्यं बुद्धिप्रदं रुच्यं रक्तपित्तप्रसादनम् ; पैत्तलं वातकृत् रूक्षम् उष्णं कृमिकफप्रणुत् (भवति) ॥

કાંસાનુ વાસણ બુદ્ધિ આપનાર છે, રુચિકારક છે અને લોહી તથા પિત્તને સાફ કરનાર છે. પિત્તળનું વાસણ વાયુ કરનાર હોઈ લૂખું તથા ગરમ છે અને પેટના કૃમિ તથા કફને મટાડે છે. ૧૨૧

આયસે કાચપાત્રે ચ ભોજનં સિદ્ધિકારકમ્ ।
શોથપાણ્ડુહરં વલ્યં કામલાપહમુત્તમમ્ ॥૧૨૨॥

अन्वयः—आयसे च काचपात्रे भोजनं सिद्धिकारकं शोथपाण्डुहरं वल्यं कामलापहम् उत्तमम् (अस्ति)

લોઢાના અથવા કાચના પાત્રમાં જમવાથી મંત્રની સિદ્ધિ થાય છે, સોજા તથા ફીકાપણું મટે છે, બળ વધે છે અને 'કમળો' નામનો રોગ મટે છે, તેથી એ ઉત્તમ છે. ૧૨૨

શૈલેયમૃણ્મયે પાત્રે ભોજનં શ્રીનિવારણમ્ ।
દારૂદ્ભવં વિશેષેણ રુચિદં શ્લેષ્મકારિ તુ ॥ ૧૨૩ ॥

अन्वयः—शैलेयमृण्मये पात्रे भोजनं श्रीनिवारणं (भवति) दारूद्भवं तु विशेषेण रुचिदं श्लेष्मकारि (अस्ति)॥

પથરા કે માટીના વાસણમાં જમવાથી લક્ષ્મી જતી રહે છે. લાકડાનું વાસણ વિશેષે કરી રુચિ ઉપજાવનાર છે અને કફ કરનાર છે. ૧૨૩

પાત્રં પત્રમયં રુચ્યં દીપનં વિષપાપનુત્ ।
જલપાત્રં તુ તામ્રસ્ય તદભાવે મૃદો હિતમ્ ॥૧૨૪

पत्रमयं पात्रं रुच्यं दीपनं विषपापनुत् (अस्ति) जलपात्रं तु ताम्रस्य हितम्, तदभावे मृदः हितम् (अस्ति) ॥

પાંદડાંનું વાસણ રુચિ ઉપજાનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે અને ઝેર તથા પાપને મટાડનાર છે. પાણી પીવા માટે ત્રાંબાનું વાસણ ઉત્તમ છે, અને તે ન હોય તો માટીનું વાસણ હિતકારી છે. ૧૨૪

પવિત્રં શીતલં પાત્રં ઘટિતં સ્ફટિકેન યત્ ।
કાચેન રચિતં તદ્વત્તથા વૈદૂર્યસંભવમ્ ॥ ૧૨૫ ॥

अन्वयः—स्फटिकेन घटितं यत् पात्रं (तत्) पवित्रं शीतलं (भवति) तद्वत् काचेन रचितं तथा वैदूर्यसंभवम् (अस्ति) ॥

સ્ફટિકથી, કાચથી અથવા લસણિયા મણિથી બનેલું વાસણ પવિત્ર છે અને ઠંડું છે. ૧૨૫

### ભોજનની પહેલાં શું ખાવું ?

ભોજનાગ્રે સદા પથ્યં લવણાર્દ્રકભક્ષણમ્ ।
અગ્નિસંદીપનં રુચ્યં જિહ્વાકણ્ઠવિશોધનમ્ ॥૧૨૬॥

अन्वयः—भोजनाग्रे लवणार्द्रकभक्षणं सदा पथ्यम् (अस्ति, तद्) अग्निसंदीपनं रुच्यं जिह्वाकण्ठविशोधनम् (भवति) ॥

જમવાના પ્રારંભમાં (પ્રથમ) લૂણ અને આદાનું ભક્ષણ કરવું, એ સર્વ કાળે હિતકારી છે, અગ્નિને દીપ્ત કરનાર છે, રુચિ ઉપજાવનાર છે અને જીભ તથા કંઠને સાફ કરનાર છે. ૧૨૬

टीका—ननु लवणस्य पित्तजनकत्वादार्द्रकस्य कटुकत्वेन पित्तलत्वाद् बुभुक्षितस्य वृद्धपित्तस्य कथं प्रथमं लवणार्द्रकस्य भक्षणमुचितम् ? उच्यते—'लवणं सैन्धवं ज्ञेयं चन्दनं रक्तचन्दनमि'ति वचनाल्लवणमत्र सैन्धवम् तत् त्रिदोषघ्नम् ॥ यत आह गुणग्रन्थे—'सैन्धवं लवणं स्वादु, दीपनं पाचनं लघु । स्निग्धं रुच्यं हिमं वृष्यं सूक्ष्मं नेत्र्यं त्रिदोषहृत् ॥'

आर्द्रकं तु कटुकमपि न विरोधि मधुरपाकित्वात् । यत आह तत्रैव—'आर्द्रिका भेदिनी गुर्वी, तीक्ष्णोष्णा दीपनी च सा । कटुका मधुरा पाके, सूक्ष्मा वातकफापहा ॥'

अथ चान्यदपि लवणमार्द्रकं च नात्र विरोधि, संयोगस्वभावात् । संयोगस्वभावं चैतादृशम् भोजनस्य पूर्वं लवणार्द्रकभक्षणबोधकवचनमेव प्रमाणयति ॥

'લૂણ પિત્તને ઉત્પન્ન કરનાર છે અને આદું તીખું હોવાથી પિત્તને ઉત્પન્ન કરનાર છે; માટે જેને પિત્ત વધેલું હોય છે, એવો ભૂખ્યો માણસ પ્રથમ લૂણ અને આદું ખાય, તે કેમ યોગ્ય ગણાય ?' એવી શંકા કરવી નહિ; કારણ કે 'લૂણ એટલે સિંધાલૂણ સમજવું અને ચંદન એટલે રક્તચંદન સમજવું' એવું શાસ્ત્રનું વચન છે; માટે અહીં લૂણ શબ્દથી સિંધાલૂણ હોઈ તે ત્રણે દોષને હરનાર છે. ગુણગ્રંથમાં લખ્યું છે, કે 'સિંધાલૂણ સ્વાદિષ્ટ છે, અગ્નિને પ્રદીપ્ત કરનાર છે, અન્નપાનને

चाशिनः । भोजनान्ते दधितक्रदुग्धादि भुञ्जते ॥ અહીં આ અર્થ છે, કે પહેલાં ઘી સાથે કઠણ પદાર્થો ખાવા; જેમકે કાશી વગેરેના રહેવાસીઓ આ વિષયમાં દાખલારૂપ છે; એ લોકો પ્રથમ શાક આદિની સાથે ઘીવાળી રોટલી ખાય છે, પછી દાળની સાથે કોમળ ભાત ખાય છે, છેલ્લા પ્રવાહી પદાર્થો ખાય છે અને બધું જમી રહ્યા પછી દહીં, છાશ અને દૂધ વગેરે ખાય છે. ૧૩૩

यद्यत्स्वादुतरं तद्धि विदध्यादुत्तरोत्तरम् ।
भुक्त्वा यत्प्रार्थ्यते भूयस्तदुक्तं स्वादु भोजनम् ॥

अन्वयः—यद् यत् स्वादुतरं (भवेत् तद्) उत्तरोत्तरं विदध्यात् । यद् भुक्त्वा भूयः प्रार्थ्यते तद् भोजनं स्वादु उक्तम् ॥

જે જે પદાર્થો બહુ જ મીઠા હોય તે અનુક્રમે ઉત્તરોત્તર પિરસાવા જોઈએ; જે પદાર્થ ખાધા પછી બીજી વાર માગવામાં આવે, તે પદાર્થ મીઠા છે, એમ સમજવું. ૧૩૪

सौमनस्यं बलं पुष्टिमुत्साहं वृद्धिमायुषः ।
स्वादु संजनयत्यन्नमस्वादु च विपर्ययम् ॥१३५॥

अन्वयः—स्वादु अन्नं सौमनस्यं बलं पुष्टिम् उत्साहम् आयुषः वृद्धिं संजनयति, च अस्वादु विपर्ययं (संजनयति) ॥

સ્વાદિષ્ટ (અન્ન ખાધાથી) મનને પ્રસન્ન કરે છે, બળ વધારે છે, પુષ્ટિ કરે છે, ઉત્સાહ કરે છે તથા આયુષની વૃદ્ધિ કરે છે અને સ્વાદ વગરનું અન્ન (જમવાથી) ઉપર કહેલાંથી વિપરીત કરે છે. ૧૩૫

अत्युष्णान्नं बलं हन्ति शीतं शुष्कं च दुर्जरम् ।
अतिक्लिन्नं ग्लानिकरं युक्तियुक्तं हि भोजनम् ॥१३६

अन्वयः—अत्युष्णान्नं बलं हन्ति, शीतं च शुष्कं दुर्जरम् (भवति), अतिक्लिन्नं ग्लानिकरं (स्यात तस्मात्) युक्तियुक्तं हि भोजनम् (कर्तव्यम्) ॥

અન્ન બહુ જ ઊનું હોય તો બળનો નાશ કરે છે, ટાઢું થઈ ગયેલું કે સુકાઈ ગયું હોય તો માંડ માંડ પચે છે અને પાણી આદિથી બહુ જ પચપચતું હોય તો કંટાળો ઉપજાવે છે; માટે જે જમવું તે યુક્તિથી જમવું જોઈએ. ૧૩૬

अतिद्रुताशी त्वाहारे गुणान्दोषान्न विन्दति ।
भोज्यं शीतमहृद्यं च स्याद्विलम्बितमश्नतः ॥१३७

अन्वयः—अतिद्रुताशी तु आहारे गुणान् दोषान् न विन्दति । विलम्बितम् अश्नतः भोज्यं शीतम् च अहृद्यं स्यात् ॥

બહુ જ ઉતાવળે જમનારો માણસ ભોજનના ગુણદોષ જાણી શકતો નથી અને બહુ જ વાર લગાડીને જમનારાનું ભોજન ટાઢું અને મનને ન ગમે એવું થઈ જાય છે. (માટે મધ્યમ રીતે જમવું જોઈએ.) ૧૩૭

મંદાગ્નિવાળાએ ભારે પડતા પદાર્થો ન ખાવા

मन्दानलो नरो द्रव्यं मात्रागुरु विवर्जयेत् ।
स्वभावतश्च गुरु यत्तथा संस्कारतो गुरु ॥१३८॥

अन्वयः—मन्दानलः नरः मात्रागुरु यत् च स्वभावतः गुरु तथा संस्कारतः गुरु द्रव्यं विवर्जयेत् ॥

મંદ અગ્નિવાળા માણસે પ્રમાણ કરતાં વધારે ખાવાથી ભારે પડતા, સ્વભાવથી જ ભારે પડતા અને દળાવા આદિ સંસ્કારથી ભારે પડતા—એ ત્રણે પ્રકારના ભારે પદાર્થો ખાવા ન જોઈએ. ૧૩૮

ભારે પદાર્થો કયા ?

मात्रागुरुस्तु मुद्गादिर्माषादिः प्रकृतेर्गुरुः ।
संस्कारगुरु पिष्टान्नं प्रोक्तमित्युपलक्षणम् ॥१३९॥

अन्वयः—मुद्गादिः मात्रागुरुः, माषादिः तु प्रकृतेः गुरुः, पिष्टान्नं संस्कारगुरु प्रोक्तम्, इति उपलक्षणम् ॥

મગ વગેરે પદાર્થો પ્રમાણ કરતાં વધારે ખાવાથી ભારે પડે છે, અડદ વગેરે પદાર્થો સ્વભાવથી જ ભારે પડે છે અને દળેલું અન્ન સંસ્કારને લીધે ભારે પડે છે, એમ એનાં ઉપલક્ષણ કહેવાયાં છે. ૧૩૯

છ પ્રકારના ઉત્તરોત્તર ભારે આહાર

आहारं षड्विधं चूष्यं पेयं लेह्यं तथैव च ।
भोज्यं भक्ष्यं तथा चर्व्यं गुरु विद्याद्यथोत्तरम् ॥१४०

अन्वयः—चूष्यं पेयं लेह्यं तथा च भोज्यं भक्ष्यं तथा चर्व्यम् (इति) षड्विधम् आहारं यथोत्तरम् एव गुरु विद्यात् ॥

ચૂસવા યોગ્ય, પીવા યોગ્ય, ચાટવા યોગ્ય, જમવા યોગ્ય, ખાવા યોગ્ય અને ચાવવા યોગ્ય, એમ છ પ્રકારના આહાર છે; તેમાં પહેલા કરતાં બીજો, બીજા કરતાં ત્રીજો, ત્રીજા કરતાં ચોથો, ચોથા કરતાં પાંચમો, અને પાંચમા કરતાં છઠ્ઠો એમ તે આહાર ઉત્તરોત્તર

જમ્યા પછી સાથવો ખાવો નહીં, દાંતથી ચાવીને ખાવો નહીં, રાતમાં ખાવો નહીં, આઝો ખાવો નહીં, પાણીમાં ઘોળીને ખાવો નહીં, બે વાર ખાવો નહીં અને એકલો પણ ખાવો નહીં. ૧૪૪

**સાથવો ખાવામાં ત્યાજ્ય સાત કર્મો**

पुनर्दानं पृथक् पानं सामिषं पयसा निशि ।
दन्तच्छेदनमुष्णं च सप्त सक्तुषु वर्जयेत् ॥१४५॥

अन्वयः—पुनर्दानं, पृथक्पानं, सामिषं, पयसा, निशि, दन्तच्छेदनं, च उष्णं—सप्त सक्तुषु वर्जयेत् ॥

જેણે સાથવો એકવાર ખાધો હોય તેને બીજીવાર દેવો નહીં, સાથવાને એકલો જ પીવો નહીં, માંસની સાથે ખાવો નહીં, દૂધની સાથે ખાવો નહીં, રાત્રે ખાવો નહીં, દાંતથી ચાવવો નહીં અને ઊનો ઊનો ખાવો નહીં; આ સાત બાબતો સાથવામાં ત્યજવી જોઈએ. ૧૪૫

टीका—सुश्रुतः—'सक्तूनामाशु जीर्णे स्यान्मृदुत्वादवलेहके ।' સુશ્રુત કહે છે કે 'સાથવાનું ચાટણ કરી ચાટવો, એટલે તે કૂણો પડવાથી તરત પચે છે.' ૧૪૫

**માપથી વધારે કે ઓછું જમવાથી નુકસાન**

आलस्यगौरवाटोपशब्दांश्च कुरुतेऽधिकम् ।
हीनमात्रं तनोः कार्श्यं करोति च बलक्षयम् ॥१४६॥

अन्वयः—अधिकं (भुक्तम् अन्नम्) आलस्यगौरवाटोपशब्दान् कुरुते, च हीनमात्रं तनोः कार्श्यं च बलक्षयं करोति ॥

માપથી વધારે અન્ન જમાય તો પેડુ ચડી આવે, આળસ ઉત્પન્ન થાય, શરીર ભારે થઈ જાય અને પેટમાં અવાજ થવા લાગે; તેમ જ માપથી ઓછું જમાય તો શરીર દૂબળું થઈ જાય અને બળનો ક્ષય થાય છે. ૧૪૬

टीका—अधिकं अन्नम् ॥ શ્લોકમાં 'અધિક' શબ્દથી અધિક અન્ન સમજવું. ૧૪૬

**સમય થયા વગર જમવાથી નુકસાન**

अप्राप्तकाले भुञ्जानो ह्यसमर्थतनुर्नरः ।
तांस्तान्व्याधीनवाप्नोति मरणं चाधिगच्छति ॥१४७॥

अन्वयः—अप्राप्तकाले भुञ्जानः नरः हि असमर्थतनुः (सन्) तान् तान् व्याधीन् अवाप्नोति, मरणं च अधिगच्छति ॥

જે માણસ જમવાનો સમય થયો ન હોય, છતાં બહુ જ વહેલો વહેલો જમે, તેનું શરીર અશક્ત થાય છે અને તેથી (માથામાં વ્યથા, કૉલેરા, અલસક[1] અને વિલંબિકા આદિ, તે તે વ્યાધિઓ ઉત્પન્ન થાય છે; અને (વ્યાધિઓ વધી જાય તો) મોત પણ પામે છે. ૧૪૭

टीका—अप्राप्तकाले—कालादतिप्राग् भुञ्जानः असमर्थशरीरो भवति । तथा सति तांस्तान्व्याधीञ्शिरोव्यथाविषूचिकालसकविलम्बिकादिकान्प्राप्नोति । तेषामाधिक्ये मरणमपि प्राप्नोतीत्यर्थः ॥ (શ્લોકના અર્થમાં આનો અર્થ આપ્યો છે.) ૧૪૭

**સમય વીત્યા પછી જમે તોયે નુકસાન**

कालेऽतीतेऽश्नतो जन्तोर्वायुनोपहतेऽनले ।
कृच्छ्राद्विपच्यते भुक्तं न स्याद्भोक्तुं पुनः स्पृहा ॥

अन्वयः—काले अतीते अश्नतः जन्तोः अनले वायुना उपहते (सति) भुक्तं (अन्नं) कृच्छ्रात् विपच्यते, पुनः भोक्तुं स्पृहा न स्यात् ॥

જે માણસ જમવાનો સમય વીતી ગયા પછી (ઘણી વારે) જમે, તેનો અગ્નિ વાયુથી મંદ થતાં ખાધેલું માંડ માંડ પચે છે અને ફરી વાર જમવાની ઇચ્છા થતી નથી. ૧૪૮

**જમવાનું માપ અને રીત**

कुक्षेर्भागद्वयं भोज्यैस्तृतीये वारि पूरयेत् ।
वायोः संचारणार्थाय चतुर्थमवशेषयेत् ॥ १४९ ॥

अन्वयः—कुक्षेः भागद्वयं भोज्यैः पूरयेत्, तृतीये वारि पूरयेत्, चतुर्थं वायोः संचारणार्थाय अवशेषयेत् ॥

પેટના બે ભાગ અન્નથી પૂરવા, ત્રીજો ભાગ જળથી પૂરવો અને ચોથો ભાગ વાયુની હેરફેર માટે ખાલી રાખવો. ૧૪૯

रसेनान्नस्य रसना प्रथमेनोपतर्पिता ।
न तथा स्वादमाप्नोति ततः शोध्याम्बुनान्तरा ॥

अन्वयः—अन्नस्य प्रथमेन रसेन उपतर्पिता रसना तथा स्वादं न आप्नोति, ततः अन्तरा अम्बुना शोध्या ॥

અન્નના પહેલા રસથી તૃપ્ત થયેલી જીભ બીજા સ્વાદિષ્ટ પદાર્થના સ્વાદને બરાબર જાણી શકતી નથી; માટે વચમાં વચમાં

૧. અલસક અને વિલંબિકા, એ બે રોગ કૉલેરાની જાતના જ છે; તેઓનું વર્ણન રોગના

वस्तुतो य एव रसः प्राचुर्येण भुक्तस्तस्यैव सर्वे रसा वश्या भवन्ति । यत आह सुश्रुतः-

'जग्धाः सर्वेऽपि गच्छन्ति बलिनो वश्यतां रसाः ।
यथा प्रकुपिता दोषा वशं यान्ति बलीयसः' ॥
बलिनो रसस्य, बलीयसो दोषस्य ॥

અહીં શંકા થાય છે કે, સમજુ માણસો ભોજનની અંતે દૂધ પીએ છે, તે કેમ યોગ્ય ગણાય? કેમકે જમવાના વખતના ત્રણ ભાગ કોઈ ને તેઓમાં પહેલો ભાગ વાયુનો છે, બીજો ભાગ પિત્તનો છે અને ત્રીજો ભાગ કફનો છે; કહ્યું છે કે 'એકાગ્રચિત્ત થઈ પ્રથમ મધુર રસ, વચમાં ખાટો તથા ખારો રસ અને છેવટે તીખા, કડવા તથા કષાય રસ જમવા.' આ વચનનો આવો અભિપ્રાય છે, કે 'ભોજનમાં પ્રથમ મધુરરસ જમાય, તો ભૂખ્યા માણસના વાયુ અને પિત્તની શાંતિ થાય છે; વચમાં ખાટા અને ખારા રસ જમાય. તો પિત્તાશયમાં અગ્નિની વૃદ્ધિ કરે છે; અને ભોજનના અંતમાં તીખા, કડવા તથા કષાય રસ જમાય, તો તેઓ કફને શમાવે છે.' આ પ્રમાણે ભોજનના અંતનો સમય તે કફનો વખત છે, તો તેમાં કફને ઉત્પન્ન કરનારું દૂધ પીવું, તે કેમ યોગ્ય ગણાય? કારણ કે કહ્યું છે કે 'દૂધ એ મીઠા રસવાળું, સ્નિગ્ધ, સામર્થ્ય માટે સારું, ધાતુઓને વધારનાર, વાયુ તથા પિત્તને હરનાર, વીર્યની વૃદ્ધિ કરનાર. કફ કરનાર અને ઠંડું છે.'

ઉપર જણાવેલી શંકાનું સમાધાન આ છે, કે બળતરા કરનારાં જે જે અન્નપાન જમવામાં આવે છે, તે તે અન્નપાનોથી થતી બળતરાની શાંતિ કરવા માણસે ભોજનની અંતે દૂધ પીવું જોઈએ; વળી બ્રહ્મપુરાણમાં પણ કહ્યું છે કે 'જેના અંતે દૂધ આવે એવો આહાર કરવો, પણ જેના અંતે દહીં આવે એવો આહાર કદી ન કરવો.' ખારા, ખાટા, તીખા અને ગરમીવાળા જે પદાર્થો, અત્યંત બળતરા ઉપજાવનારા છે. તેઓના દોષને મટાડવા છેવટમાં મધુરરસ જમીને આહાર પૂરો કરવો. ભોજનની અંતે દૂધ વગેરે મધુર ભોજને વધારેલો કફ ખાટા, ખારા, અને તીખા ભોજને ઉત્પન્ન કરેલા પિત્તની વૃદ્ધિ મટાડે છે; પિત્તની વૃદ્ધિ મટવાથી કફની વૃદ્ધિ પણ ઓછી થાય છે અને ઓછી થયેલી કફની વૃદ્ધિ, અગ્નિનું મંદપણું વગેરે વ્યાધિઓને ઉત્પન્ન કરી શકતી નથી.

આ સંબંધી ફરી પણ આવી શંકા થાય છે કે શત્રુનો નાશ કરવાથી તે શત્રુને મારનારાની તો વૃદ્ધિ જ જોવામાં આવે છે, પણ ક્ષીણતા જોવામાં આવતી નથી; તો ઉપર પ્રમાણે પિત્તનો નાશ કરવાથી તેના શત્રુ કફની વૃદ્ધિ થવી જોઈએ, પણ ક્ષીણતા થવી ન જોઈએ, છતાં 'ક્ષીણતા થાય છે' એમ કેમ કહી શકાય?

આનું સમાધાન આ છે, કે બળવાન શત્રુનો નાશ કરવાથી તેને નાશ પમાડનારની પણ ક્ષીણતા થતી જોવામાં આવે છે; જેમ અગ્નિથી તપેલા લોઢાના તપ્તપણાનો જળ નાશ કરે છે, ત્યારે પોતે પણ ક્ષીણ થાય છે, તેમ જે કોઈ બળવાન શત્રુના વધારાનો નાશ કરે છે, ત્યારે તે પોતે પણ ક્ષીણ થાય જ છે.

વળી પણ અહીં આવી શંકા થાય છે કે ભોજનના અંત સમયે ખાધેલા તીખા, કડવા અને તૂરા રસો કફને શમાવે, પણ વાયુની તો વૃદ્ધિ જ કરે તેનું શું?

આનું સમાધાન આ છે, કે તીખા વગેરે રસોની શક્તિ કફને શમાવવાનું જ કામ કરી ક્ષીણ થાય છે, એટલે વાયુને વધારી શકતી નથી; જે પદાર્થ એક દોષનો નાશ કરે, તે બીજા દોષને કેમ વધારી શકે? ન જ વધારી શકે; કારણ કે તેની શક્તિ એક દોષનો નાશ કરવામાં જ ક્ષીણ થાય છે. ખરી વાત તો આ છે, કે ખાધેલા સઘળા રસો, જે રસ વધારે બળવાન હોય. તેને જ વશ રહેનાર થાય છે; કારણ કે સુશ્રુત કહે છે કે-'જેમ પ્રકોપ પામેલા દોષો સૌથી વધારે બળવાન દોષને જ વશ રહેનાર થાય છે, તેમ ખાવામાં આવેલા સઘળા રસો બળવાન રસને જ વશ વર્તતા થઈ જાય છે.' ૧૫૩

## જમ્યા પછી શું કરવું?

**एवं भुक्त्वा समाचामेद्रूक्षग्रहणपूर्वकम् ।**
**भोजने दन्तलग्नानि निर्हृत्याचमनं चरेत् ॥१५४॥**

अन्वयः-एवं भुक्त्वा रूक्षग्रहणपूर्वकं समाचामेत्, भोजने दन्तलग्नानि निर्हृत्य आचमनं चरेत् ॥

**જમી રહ્યા પછી (લૂણ આદિ) રૂક્ષ પદાર્થથી મોઢું સાફ કરી આચમન કરવું. જમતી વખતે દાંતમાં કાંઈ ચોંટી ગયું હોય, તેને કાઢ્યા પછી પણ આચમન કરવું. ૧૫૪**

**दन्तान्तरगतं चान्नं शोधनेनाहरेच्छनैः ।**
**कुर्यादनिर्हृतं तद्धि मुखस्यानिष्टगन्धताम् ॥१५५॥**

अन्वयः-दन्तान्तरगतं च अन्नं शोधनेन शनैः आहरेत्, तत् हि अनिर्हृतं (सत्) [illegible]

अन्वयः—विचक्षणः धूमेन वा हृद्यैः कषायकटुतिक्तकैः पूगकर्पूरकस्तूरीलवङ्गसुमनःफलैः वा मुखवैशद्यकारिभिः कटुकषायैः फलैः वा ताम्बूलपत्रसहितैः सुगन्धैः (मुखमात्रे गूढं कफम्) अपोह्य (ताम्बूलचर्वणं कुर्यात इति शेषः)॥

સમજુ માણસે અગુરુ આદિનો ધુમાડો પીને અથવા મનને ગમે એવાં સોપારી, કપૂર, કસ્તૂરી, લવિંગ તથા જાયફળ વગેરે જે તૂરાં, તીખાં અને કડવાં છે, તેઓથી અથવા મુખને સ્વચ્છ કરનારાં તીખાં અને તૂરાં એલચી તથા હરડે આદિ ફળોથી અથવા નાગરવેલના પાન સહિત સુગંધી પદાર્થોથી કફને દૂર કરવો.

टीका—धूमेन—अगुर्वादिधूमेन। अपोह्य—कफं दूरीकृत्य. कषायकटुतिक्तकैः फलैः—कर्पूरकस्तूरीलवङ्गादिभिः। पूगैः—क्रमुकैः। सुमनःफलैः—जातीफलैः एलाहरीतक्यादिफलैः॥ (ભાષાંતરમાં અર્થ આવી ગયો છે.) ૧૬૩,૬૪

### નાગરવેલનું પાન ક્યારે ખાવું?

रतौ सुप्तोत्थिते स्नाते भुक्ते वान्ते च सङ्गरे।
सभायां विदुषां राज्ञां कुर्यात्ताम्बूलचर्वणम् ॥१६५

अन्वयः—रतौ सुप्तोत्थिते स्नाते भुक्ते वान्ते सङ्गरे विदुषां च राज्ञां सभासु ताम्बूलचर्वणं[1] कुर्यात्॥

સંભોગના સમયે, સૂઈને ઊઠ્યા પછી, નાહ્યા પછી, વમન થયા પછી, યુદ્ધમાં તથા વિદ્વાનોની અને રાજાઓની સભામાં પાન ચાવવું. ૧૬૫

### નાગરવેલના પાનના ગુણો

ताम्बूलमुक्तं तीक्ष्णोष्णं रोचनं तुवरं सरम्।
तिक्तं क्षारोषणं कामरक्तपित्तकरं लघु ॥१६६॥
वश्यं श्लेष्मास्यदौर्गन्ध्यमलवातश्रमापहम्।
मुखवैशद्यसौगन्ध्यकान्तिसौष्ठवकारकम् ॥१६७॥
हनुदन्तमलध्वंसि जिह्वेन्द्रियविशोधनम्।
मुखप्रसेकशमनं गलामयविनाशनम् ॥१६८॥

१. तमु ग्लानौ—ताम्यति ग्लायति तापेन इति ताम्—क्विप् दीर्घश्च; बुल मज्जने—चौरादिकः, चुरादीनां णिच् वा, वोलति मज्जति जले इति बुली, ताम् चासौ बुली इति ताम्बूली, ताम्बूल्याः पर्णं ताम्बूलम्, ताम्बूलस्य चर्वणम् ताम्बूलचर्वणम्॥ જે તાપથી કરમાય છે, અને પાણીમાં ડૂબી રહે છે, તે નાગરવેલ–તામ્બૂલી અને તેનું પાન તે તામ્બૂલ; તેને ચાવવું તે તામ્બૂલ-ચર્વણ.

नवं तदेव मधुरं कषायानुरसं गुरु।
कफप्रसजननं प्रायः पत्रशाकगुणं स्मृतम् ॥१६९॥
वङ्गदेशोद्भवं पर्णं परं कटुरसं सरम्।
पाचनं पित्तजननमुष्णं कफहरं स्मृतम् ॥१७०॥
पर्णं पुराणमकटु शुल्कं तनु पाण्डुरम्।
विशेषाद्गुणवच्चेयमन्यद्धीनगुणं स्मृतम् ॥१७१॥

अन्वयः—ताम्बूलं तीक्ष्णोष्णं रोचनं तुवरं सरं तिक्तं क्षारोषणं कामरक्तपित्तकरं लघु वश्यं श्लेष्मास्यदौर्गन्ध्यमलवातश्रमापहं मुखवैशद्यसौगन्ध्यकान्तिसौष्ठवकारकं हनुदन्तमलध्वंसि जिह्वेन्द्रियविशोधनं मुखप्रसेकशमनं गलामयविनाशनम् उक्तम्॥ तद् एव नवं मधुरं कषायानुरसं गुरु कफप्रसजननं प्रायः पत्रशाकगुणं स्मृतम्॥ वङ्गदेशोद्भवं पर्णं परं कटुरसं सरं पाचनं पित्तजनकम् उष्णं कफहरं स्मृतम्॥ पुराणं पर्णम् अकटु शुल्कं तनु पाण्डुरं विशेषात् गुणवत् ज्ञेयम्, अन्यत् हीनगुणं स्मृतम्॥

પાન તીખાં છે, ગરમ છે, રુચિ ઉપજાવનાર છે, તૂરાં છે, ઝાડો સાફ લાવનાર છે, કડવાં છે, પાચક છે; વીર્ય, રુધિર તથા પિત્તને વધારનાર છે, હલકાં છે, લોકોને વશ કરનાર છે, કફને મટાડે છે, મોઢાના દુર્ગંધને તથા મેલને દૂર કરે છે, વાયુને તથા પરિશ્રમને હરે છે; મોઢામાં સ્વચ્છતા, સુગંધ, કાંતિ તથા સારાપણું કરે છે, હોઠના તથા દાંતના મેલને હઠાવે છે, જીભને સાફ કરે છે, મોઢાની લાળને શમાવે છે અને ગળાના રોગને મટાડે છે. એ જ પાન જો નવું હોય તો તે મધુર છે, છેવટે તૂરા રસવાળું છે, ભારે છે, કફને ઉત્પન્ન કરનાર છે અને ઘણું કરી તે ભાજીપાલાના જેવા ગુણવાળું છે. બંગાળ દેશનું પાન કેવળ તીખા રસવાળું છે, ઝાડો સાફ લાવનાર છે, પાચક છે, પિત્તને ઉત્પન્ન કરનાર છે, ગરમ છે અને કફને હરનાર છે. જે પાન પાકેલું, તીખાશ વગરનું, નાનું, પાતળું અને ધોળાશ ઉપર હોય, તે પાનને ઉત્તમ ગુણવાળું જાણવું અને બીજા પાનને ઓછા ગુણવાળું જાણવું. ૧૬૬–૧૭૧

### સોપારીના ગુણ

पूगं गुरु हिमं रूक्षं कषायं कफपित्तनुत्।
मोहनं दीपनं रुच्यमास्यवैरस्यनाशनम् ॥१७२॥

अन्वय–पूगं[1] गुरु हिमं रूक्षं कषायं कफपित्तनुत्, मोहनं दीपनं रुच्यम् आस्यवैरस्यनाशनम् (अस्ति) ॥

સોપારી એ ભારે છે, ટાઢી છે, રૂક્ષ છે, તૂરી છે, કફ તથા પિત્તને મટાડનાર છે, મોહ ઉપજાવનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે, રુચિ ઉપજાવનાર છે અને મોઢાના વિરસપણાને મટાડનાર છે. ૧૭૨

पूगं स्याद् वक्रमध्यं यत्स्विन्नं वापि त्रिदोषनुत् ।
सरसं गुर्वभिष्यन्दि तद् गुर्वी वह्निनाशनम् ॥१७३॥

अन्वय–यत् पूगं वक्रमध्यम् अपि वा स्विन्नं त्रिदोषनुत् स्यात्, तत् सरसं गुरु अभिष्यन्दि पुनः वह्निनाशनम् (अस्ति) ॥

જે સોપારી મધ્યભાગે કઠણ–સૂકી હોય કે તેજ શેકેલી હોય, એ વાત, પિત્ત અને કફ, એ ત્રણે દોષને મટાડે છે, પણ તે જ સોપારી રસ ભરેલી–લીલી કે નવી હોય, તો ભારે છે, કફ કરે છે અને અગ્નિનો અત્યંત નાશ કરનાર છે. ૧૭૩

### કાથા તથા ચૂનાના ગુણ

खदिरः कफपित्तघ्नश्चूर्णं वातकफापहम् ।
संयोगात्त्रिदोषघ्नं सौमनस्यं करोति च ॥१७४॥

अन्वय–खदिरः[2] कफपित्तघ्नः (अस्ति), चूर्णं[3] वातकफापहम् (अस्ति), संयोगात् त्रिदोषघ्नं च सौमनस्यं करोति ॥

કાથો કફ તથા પિત્તને મટાડનાર છે અને ચૂનો વાયુ તથા કફને હરનાર છે. પાન, કાથો તથા ચૂનો ભેગા કરી ખાધાં હોય, તો ત્રણે દોષ મટાડે છે અને મનને પ્રફુલ્લિત કરે છે. ૧૭૪

૧. पूयं पूयं वा पवनं, औणादिको गप्रत्ययः, पूयते पुनाति वा मुखं वैरस्यनाशनेनेति पूगम्–મોઢાની વિરસતાનો નાશ કરી મોઢાને જે સાફ કરે છે, તે પૂગ–સોપારી.

૨. खदि स्थैर्ये हिंसायां च, औणादिक किरच्, खदति–स्थिरतां प्रापयति दन्तान्, हिनस्ति च वातपित्तमिति खदिरः–જે દાંતને સ્થિર કરે છે અને વાયુ તથા પિત્તનો નાશ કરે છે, તે–ખદિર–ખેર–કાથો.

૩. चूर्ण प्रेरणे–चूर्णयति–विनाशयति, वातकफमनेनेति, चूर्णम्। જેના વડે વાયુ તથા કફનો નાશ કરાય છે, તે ચૂર્ણ–ચૂનો.

### નાગરવેલનું પાન ખાવાની રીત

मुखवैशद्यसौगन्ध्यकान्तिसौष्ठवकारकम् ।
प्रभाते पूगमधिकं मध्याह्ने खदिरं तथा ।
निशासु चूर्णमधिकं ताम्बूलं भक्षयेन्नरः ॥१७५॥

अन्वय–मुखवैशद्यसौगन्ध्यकान्तिसौष्ठवकारकं ताम्बूलं तथा भक्षयेत्, (यत्र) प्रभाते पूगम् अधिकं, मध्याह्ने खदिरम् अधिकं, तथा निशासु चूर्णम् अधिकं (भवेत्) ॥

મોઢાની સફાઈ, સુગંધ, કાંતિ તથા સારાપણું કરનાર પાનબીડાં હંમેશાં ખાવાં, તેમાં સવારે સોપારી કાંઈક વધારે નાખવી, બપોરે કાથો કાંઈક વધારે નાખવો અને રાત્રે ચૂનો કાંઈક વધારે નાખવો. ૧૭૫

आयुरग्रे यशो मूले लक्ष्मीर्मध्ये व्यवस्थिता ।
तस्मादग्रं तथा मूलं मध्यं पर्णस्य वर्जयेत् ॥१७६॥

अन्वय–पर्णस्य अग्रे आयु (वसति), मूले यशः, मध्ये लक्ष्मीः व्यवस्थिता, तस्मात् अग्रं मध्यं तथा मूलं वर्जयेत् ॥

પાનની અણીમાં આયુષ રહે છે, મૂળમાં યશ રહે છે અને મધ્યમાં લક્ષ્મી રહે છે, માટે પાનનાં અગ્ર, મૂળ તથા મધ્ય ભાગનો ત્યાગ કરવો–એટલે ખાવા નહિ. ૧૭૬

पर्णमूले भवेद् व्याधिः पर्णाग्रे पापसम्भवः ।
पर्णमध्यं हरत्यायुः शिरा बुद्धिविनाशिनी ॥१७७॥

अन्वय–पर्णमूले व्याधिः भवेत्, पर्णाग्रे पापसम्भवः, पर्णमध्यम् आयुः हरति, शिरा बुद्धिविनाशिनी (अस्ति) ॥

પાનનું મૂળ ખાવાથી વ્યાધિ થાય છે, અણી ખાવાથી પાપ લાગે છે, વચલો ભાગ ખાવાથી આયુષનો નાશ થાય છે અને તેના ઉપરની નસ ખાવાથી બુદ્ધિનો નાશ થાય છે. ૧૭૭

आद्यं विषोपमं पीतं द्वितीयं भेदि दुर्जरम् ।
तृतीयादनु पातव्यं सुधातुल्यं रसायनम् ॥१७८॥

अन्वय–आद्यं पीतं विषोपमम् (अस्ति), द्वितीयं भेदि दुर्जरं (अस्ति), तृतीयात् अनुपातव्यम्, (तत्) रसायनं सुधातुल्यम् (भवति) ॥

પાનબીડીની પહેલી પચરકી ઝેર જેવી છે, માટે તેને ગળવી નહિ અને બીજી પચરકી પણ ઝાડો લગાડનાર અને માંડ પચે એવી હોય છે, માટે તેને પણ ગળવી નહિ–

અર્થાત્ થૂંકી નાખવી; ત્રીજી પચરકીથી ગળી જવું; કેમકે તે રસાયનરૂપ અને અમૃત સમાન થાય છે; (માટે બીજી પછીની સઘળી પચરકીઓ ગળી જવી.) ૧૭૮

### અતિશય પાન ન ખાવાં

તામ્બૂલં નાતિસેવેત ન વિરિક્તો બુભુક્ષિતઃ।
દેહદૃક્કેશદન્તાગ્નિશ્રોત્રવર્ણબલક્ષયઃ।
શોષઃપિત્તાનિલાસ્રંસ્યાદતિતામ્બૂલચર્વણાત્ ॥૧૭૯

અન્વયઃ–તામ્બૂલં ન અતિસેવેત, વિરિક્તઃ બુભુક્ષિતઃ ન (અતિસેવેત); અતિતામ્બૂલચર્વણાત્ દેહદૃક્કેશદન્તાગ્નિશ્રોત્રવર્ણબલક્ષયઃ શોષઃ પિત્તાનિલાસ્રં સ્યાત્ ॥

નાગરવેલનાં પાન બહુ વધારે ન ખાવાં; તેમા પણ જેણે રેચ લીધો હોય તેણે અને ભૂખ્યાએ તો પાન ખાવું જ નહિ; અથવા (વ્યસન હોય તોપણ) બહુ ખાવાં નહિ. બહુ પાન ખાવાથી દેહ, દૃષ્ટિ, કેશ, દાંત, અગ્નિ, કાન, વર્ણ અને બળ નાશ પામે છે; વળી બહુ પાન ચાવવાથી શોષ થાય છે અને પિત્ત, વાયુ તથા લોહીવા થાય છે. ૧૭૯

### નાગરવેલનું પાન કોને હિતકારી નથી?

તામ્બૂલં ન હિતં દન્તદુર્બલેક્ષણરોગિણામ્।
વિષમૂર્ચ્છામદાર્તાનાં ક્ષયિણાં રક્તપિત્તિનામ્ ॥૧૮૦

અન્વયઃ–દન્તદુર્બલેક્ષણરોગિણાં વિષમૂર્ચ્છામદાર્તાનાં ક્ષયિણાં રક્તપિત્તિનાં તામ્બૂલં હિતં ન (ભવતિ) ॥

નબળા દાંતવાળાને, આંખના રોગવાળાને, ઝેરથી પીડાયેલાને, મૂર્ચ્છાવાળાને અને નશાથી પીડાતાને તથા ક્ષયરોગીને અને રક્તપિત્તવાળાને પાન હિતકારી નથી. ૧૮૦

### જમ્યા પછી સો પગલાં ચાલવું

મુક્ત્વા શતપદં ગચ્છેચ્છનૈસ્તેન તુ જાયતે।
અન્નસંઘાતશૈથિલ્યં ગ્રીવાજાનુકટીસુખમ્ ॥૧૮૧॥

અન્વયઃ–મુક્ત્વા શનૈઃ શતપદં ગચ્છેત્; તેન તુ અન્નસંઘાતશૈથિલ્યં ગ્રીવાજાનુકટીસુખં જાયતે ॥

જમ્યા પછી ધીરે ધીરે સો પગલાં ચાલવું; તેથી (પેટમા પડેલો) અન્નનો જથો પોચો પડે છે અને ડોક, ગોઠણ તથા કેડમાં સુખ થાય છે. ૧૮૧

### જમીને બેસે, સૂવે, ચાલે કે દોડે તો?

મુક્ત્વોપવિશતસ્તન્દ્રા શયાનસ્ય તુ પુષ્ટતા।
આયુશ્ચઙ્ક્રમમાણસ્ય મૃત્યુર્ધાવતિ ધાવતઃ ॥૧૮૨

અન્વયઃ–મુક્ત્વા ઉપવિશતઃ તન્દ્રા, શયાનસ્ય તુ પુષ્ટતા, ચઙ્ક્રમમાણસ્ય આયુઃ (જાયતે), ધાવતઃ મૃત્યુઃ ધાવતિ ॥

જમીને બેસી રહેનારના શરીરમાં આળસ ભરાય છે, સૂઈ જતાનું શરીર પુષ્ટ થાય છે, (સો પગલાં) ચાલનારનું આયુષ વધે છે અને દોડમદોડ કરનારનું મૃત્યુ (તેની પાછળ) દોડે છે–અર્થાત્ અકસ્માત્ મરણ થાય છે. ૧૮૨

ટીકા–ચઙ્ક્રમમાણસ્ય–પદશતં શનૈર્ગચ્છતઃ। 'ચઙ્ક્રમમાણસ્ય'નો અર્થ ધીમે ધીમે સો પગલાં ચાલનારાનું, એ છે. ૧૮૨

### સૂવાની રીત

શ્વાસાનષ્ટૌ સમુત્તાનસ્તાન્ દ્વિઃ પાર્શ્વે તુ દક્ષિણે।
તતસ્તદ્દ્વિગુણાન્વામે પશ્ચાત્સ્વપ્યાદ્યથાસુખમ્॥

અન્વયઃ–(પ્રથમં) સમુત્તાનઃ અષ્ટૌ શ્વાસાન્, (તતઃ) દક્ષિણે પાર્શ્વે તુ તાન્ દ્વિઃ, તતઃ વામે પાર્શ્વે તદ્દ્વિગુણાન્ (ગૃહ્ણીયાત્), પશ્ચાત્ યથાસુખં સ્વપ્યાત્ ॥

પ્રથમ ચત્તા સૂઈ આઠ શ્વાસ લેવા, પછી જમણે પડખે સૂઈ સોળ શ્વાસ લેવા, પછી ડાબે પડખે સૂઈ બત્રીસ શ્વાસ લેવા અને તે પછી જેમ સુખ થાય તેમ સૂઈ જવું. ૧૮૩

### હમેશ ડાબે પડખે સૂવામાં કારણ

વામદિશાયામનલો નાભેરૂર્ધ્વેઽસ્તિ જન્તૂનામ્।
તસ્માત્તુ વામપાર્શ્વે શયીત મુક્તપ્રપાકાર્થમ્ ॥૧૮૪

અન્વય.–જન્તૂનાં નાભેઃ ઊર્ધ્વે વામદિશાયામ્ અનલઃ અસ્તિ, તસ્માત્ તુ મુક્તપ્રપાકાર્થં વામપાર્શ્વે શયીત ॥

પ્રાણીઓની નાભિ ઉપર ડાબી બાજુમાં અગ્નિ રહેલો છે, માટે જ ખાધેલું પચાવવા ડાબે પડખે સૂવું જોઈએ. ૧૮૪

### કઈ પથારી કેવી?

ત્રિદોષશમની ખટ્વા તૂલી વાતકફાપહા।
ભૂશય્યા બૃંહણી વૃષ્યા કાષ્ઠપટ્ટી તુ વાતલા ॥૧૮૫

અન્વયઃ–ખટ્વા ત્રિદોષશમની, તૂલી વાતકફાપહા, ભૂશય્યા બૃંહણી વૃષ્યા, કાષ્ઠપટ્ટી તુ વાતલા (અસ્તિ) ॥

ખાટલો ત્રણે દોષને મટાડનાર છે, (તેના પર) તળાઈ કે ગાદલું વાયુ તથા કફને શમાવનાર છે, પૃથ્વી પર બિછાનું એ વીર્યને વધારનાર તથા સ્રીનો સંગ કરતા પુરુષને હિતકારી છે અને લાકડાના પાટિયાંરૂપી શય્યા તો વાયુને વધારનાર છે. ૧૮૫

અને વાયુને ઉત્પન્ન કરનાર નથી. ૧૯૨

પશ્ચિમઃ પવનસ્તીક્ષ્ણઃ શોષણો બલહૃલ્લઘુઃ ।
મેદઃપિત્તકફધ્વંસી પ્રભઞ્જનવિવર્ધનઃ ॥ ૧૯૩ ॥

अन्वयः—पश्चिमः पवनः तीक्ष्णः शोषणः बलहृत् लघुः मेदःपित्तकफध्वंसी प्रभञ्जनविवर्धनः ( अस्ति ) ॥

પશ્ચિમ દિશાનો પવન તીક્ષ્ણ છે, સુકાવી નાખનાર છે, બળને હરનાર છે, હલકો છે; મેદ, પિત્ત તથા કફને મટાડનાર છે અને વાયુને ખૂબ વધારનાર છે. ૧૯૩

ઉત્તરો મારુતઃ શીતઃ સ્નિગ્ધો દોષપ્રકોપકૃત્ ।
ક્લેદનઃ પ્રકૃતિસ્થાનાં બલદો મધુરો મૃદુઃ ॥૧૯૪

अन्वयः—उत्तरः मारुतः शीतः स्निग्धः दोषप्रकोपकृत् क्लेदनः प्रकृतिस्थानां बलदः मधुरः मृदुः ( अस्ति ) ॥

ઉત્તર દિશાનો પવન ટાઢો છે, સ્નિગ્ધ છે, દોષોને અત્યંત કોપાવનાર છે, શરીરમાં કૂણાશ કરનાર છે, સાજા માણસોને બળ આપનાર છે, મધુર છે અને કોમળ છે. ૧૯૪

टीका—दोषप्रकोपकृत् आतुराणाम्—એટલે માંદા માણસોના દોષોને કોપાવનાર. ૧૯૪

આગ્નેયો દાહકૃદ્રૂક્ષો નૈર્ઋતો ન વિદાહકૃત્ ।
વાયવ્યસ્તુ ભવેત્તિક્ત ઐશાનઃ કટુકઃ સ્મૃતઃ ॥૧૯૫

अन्वयः—आग्नेयः ( पवनः ) दाहकृत् रूक्षः, नैर्ऋतः विदाहकृत् न, वायव्यः तु तिक्तः भवेत्, ऐशानः कटुकः स्मृतः॥

અગ્નિ ખૂણાનો પવન બળતરા કરનાર છે અને રૂક્ષ છે; નૈર્ઋત્ય ખૂણાનો પવન બળતરા કરનાર નથી, પણ રુક્ષ છે; વાયવ્ય ખૂણાનો પવન કડવો છે અને ઈશાન ખૂણાનો પવન તીખો છે. ૧૯૫

વિષ્વગ્વાયુરનાયુષ્યઃ પ્રાણિનાં બહુરોગકૃત્ ।
અતસ્તં નૈવ સેવેત સેવિતઃ સ્યાન્ન શર્મણે ॥૧૯૬॥

अन्वयः—विष्वग् वायुः प्राणिनाम् अनायुष्यः, बहुरोगकृत् ( अस्ति ), अतः तं न सेवेत, सेवितः शर्मणे न स्यात् ॥

ચારે દિશાઓમાં વાતો સામટો વાયુ પ્રાણીઓના આયુષની હાનિ કરનાર અને ઘણા રોગોને ઉત્પન્ન કરનાર છે; માટે તે પવનને સેવવો નહીં; છતાં તેને સેવ્યો હોય, તો તેથી સારું થતું નથી. ૧૯૬

વ્યજનસ્યાનિલો દાહસ્વેદમૂર્ચ્છાશ્રમાપહઃ ।
તાલવૃન્તભવો વાતસ્ત્રિદોષશમકો મતઃ ॥ ૧૯૭॥

अन्वयः—व्यजनस्य अनिलः दाहस्वेदमूर्च्छाश्रमापहः, तालवृन्तभवः वातः त्रिदोषशमकः मतः ॥

પંખાનો પવન દાહને, પસીનાને, મૂર્છાને અને પરિશ્રમને મટાડનાર છે. તાડના પંખાનો પવન ત્રણે દોષને શાંત કરનાર મનાયો છે.

વંશવ્યજનજસ્તૂષ્ણો રક્તપિત્તપ્રકોપનઃ ।
ચામરો વસ્ત્રસંભૂતો માયૂરો વેત્રજસ્તથા ।
એતે દોષજિતો વાતાઃ સ્નિગ્ધા હૃદ્યાઃ સુપૂજિતાઃ ॥

अन्वय.—वंशव्यजनजः तु ( वातः ) उष्णः रक्तपित्तप्रकोपनः, चामरः वस्त्रसंभूतः मायूरः तथा वेत्रजः—एते वाताः दोषजितः स्निग्धाः हृद्याः सुपूजिताः ( भवन्ति ) ॥

વાંસના વીંજણાનો પવન ગરમ છે અને લોહીનો તથા પિત્તનો પ્રકોપ કરનાર છે; ચામરનો, વસ્ત્રનો, મોરપીંછનો અને નેતરના પંખાનો પવન દોષને હરનાર છે, સ્નિગ્ધ છે, મનને ગમે એવો છે અને સારી રીતે વખણાયેલો છે. ૧૯૮

### ઉનાળા સિવાય દિવસે ઊંઘવું નહિ

દિવા સ્વાપં ન કુર્વીત યતોઽસૌ સ્યાત્કફાવહઃ ।
ગ્રીષ્મવર્જ્યેષુ કાલેષુ દિવાસ્વપ્નો નિષિદ્ધ્યતે ॥ ૧૯૯

अन्वयः—दिवा स्वापं न कुर्वीत, यतः असौ कफावहः स्यात्, ग्रीष्मवर्ज्येषु कालेषु दिवास्वप्नः निषिद्ध्यते ॥

દિવસે સૂવું નહીં; કારણ કે દિવસે સૂવાથી કફ થાય છે. ગ્રીષ્મઋતુ સિવાય બાકીના સઘળા સમયોમાં દિવસે સૂવાનો નિષેધ છે. ૧૯૯

### દિવસે ઊંઘવાની ટેવવાળાને ઊંઘવાની છૂટ

ઉચિતો હિ દિવાસ્વપ્નો નિત્યં યેષાં શરીરિણામ્ ।
વાતાદયઃ પ્રકુપ્યન્તિ તેષામસ્વપતાં દિવા ॥૨૦૦॥

अन्वयः—येषां शरीरिणां दिवास्वप्नः उचितः हि, तेषां दिवा अस्वपतां वातादयः प्रकुप्यन्ति ॥

પણ જે માણસોને હંમેશ દિવસે સૂવાની ટેવ હોય, તેઓ જો દિવસે ન સૂવે, તો તેઓના વાયુ આદિ દોષોનો પ્રકોપ થાય છે. (માટે તેઓને દિવસે સૂવાનો નિષેધ લાગુ નથી.) ૨૦૦

### કયા લોકોને દિવસે ઊંઘવા દેવા?

વ્યાયામપ્રમદાઽધ્વવાહનરતાન્ક્રાન્તાનતીસારિણઃ, શૂલશ્વાસવતસ્તૃષાપરિગતાન્હિક્કામરુત્પી-

अति आसनं न भजेत्, द्रवादिकं न भजेत्, अग्न्यातपौ न भजेत्, प्लवनं न भजेत्, यानं न भजेत्, वाहनम् अपि न भजेत् ॥

જમેલા માણસે અત્યંત સૂઈ રહેવું નહીં, અત્યંત બેસી રહેવું નહીં, જે પદાર્થ બહુ જ પ્રવાહી હોય તેનું સેવન કરવું નહીં, અગ્નિ કે તડકાનું સેવન કરવું નહીં, હાથ વડે પાણીમાં તરવું નહીં, માર્ગમાં બહુ ચાલવું નહીં અને ઘોડા વગેરે વાહન પર બેસવું નહીં. ૨૦૭

टीका—प्लवनं—बाहुभ्यां जलप्रतरणम् । यानं—मार्गे चलनम् । वाहनमश्वादि ॥ (ભાષાંતરમાં અર્થ આવી ગયો છે.) ૨૦૭

### જમ્યા પછી બે ઘડી શું ત્યજવું ?

**व्यायामं च व्यवायं च धावनं यानमेव च ।**
**युद्धं गीतं च पाठं च मुहूर्तं भुक्तवांस्त्यजेत् ॥२०८**

अन्वयः—भुक्तवान् (जनः) मुहूर्तं व्यायामं च व्यवायं च धावनं च यानम् च युद्धं च गीतं च पाठं त्यजेत् एव ॥

જમેલા માણસે બે ઘડી સુધી કસરત કરવી નહીં, મૈથુન કરવું નહીં, દોડવું નહીં, માર્ગમાં ચાલવું નહીં, યુદ્ધ કરવું નહીં, ગાવું નહીં અને ભણવું પણ નહીં. ૨૦૮

### અજીર્ણનાં કારણો

**अत्यम्बुपानाद्विषमासनाच्च सन्धारणात्स्वप्नविपर्ययाच्च । कालेऽपि सात्म्यं लघु चापि भुक्तमन्नं न पाकं भजते नरस्य ॥२०९॥**

अन्वयः—काले अपि सात्म्यं च लघु अपि नरस्य भुक्तम् अन्नम् अत्यम्बुपानात् च विषमासनात् (अधोवातमलमूत्रादीनाम्) संधारणात् च स्वप्नविपर्ययात् पाकं न भजते ॥

સમયસર, પ્રકૃતિને માફક અને હલકું પણ માણસે ખાધું હોય છતાં તે અન્ન ઝાઝું પાણી પીવાથી, જેમતેમ બેસી રહેવાથી અને અધોવાયુના કે મળમૂત્રના વેગને રોકી રાખવાથી તેમજ ઉજાગરો કરવાથી પણ સારી રીતે પચતું નથી. ૨૦૯

**ईर्ष्याभयक्रोधसमन्वितेन लुब्धेन रुग्दैन्यनिपीडितेन । विद्वेषयुक्तेन च सेव्यमानमन्नं न सम्यक्परिपाकमेति ॥२१०॥**

अन्वयः—ईर्ष्याभयक्रोधसमन्वितेन लुब्धेन रुग्दैन्यनिपीडितेन च विद्वेषयुक्तेन (जनेन) सेव्यमानम् अन्नं सम्यक् परिपाकं न एति ॥

વળી ઈર્ષ્યા, ભય, ક્રોધ, લોભ, રોગ, દીનતા કે દ્વેષ જેનામાં ભરાયાં હોય, તે માણસે તે સમયે જે અન્ન ખાધું હોય, તે પણ બરાબર પચતું નથી. ૨૧૦

### અજીર્ણ ઉપર જમવાથી નુકસાન

अध्यशनलक्षणमाह (च) तन्निवारयन्नाह—વધારેપડતું જમાયાનું લક્ષણ કહે છે અને તેનો નિષેધ કહે છે:

**अजीर्णे भुज्यते यत्तु तदध्यशनमुच्यते ।**
**प्राग्भुक्ते चानले मन्दे द्विरह्नि न समाहरेत् ॥२११**

अन्वयः—अजीर्णे (सति) यद् भुज्यते तत् तु अध्यशनम् उच्यते; प्राक्भुक्ते (सति) अनले च मन्दे (सति) अह्नि द्विः न समाहरेत् ॥

પેટમાં અજીર્ણ છતાં જે જમવામાં આવે, તે અધ્યશન કહેવાય છે; માટે પહેલું જમેલું પચ્યું ન હોય અને અગ્નિ મંદ હોય, તો દિવસમાં બીજી વાર જમવું નહીં. ૨૧૧

टीका—अस्यायमर्थः—प्रातर्भुक्तेऽजीर्णे सति अहन्येव पुनर्न भुञ्जीतेत्यर्थः । रात्रौ पुनस्तथापि सति भुञ्जीतैव । यत आह सुश्रुत एव—

'प्रातराशे त्वजीर्णे तु सायमाशो न दुष्यति ।
पूर्वे भुक्ते विदग्धेऽन्ने भुञ्जानो हन्ति पावकम् ॥'

अस्य त्वयमर्थः—पूर्वे भुक्ते—रात्रिभुक्ते अन्ने, विदग्धे—किंचिदपक्वे किंचित्पक्वे, प्रातर्भुञ्जानः पावकं हन्तीत्यर्थः । यत आह—'सायमाशे त्वजीर्णे तु प्रातर्भुक्तं विषोपममिति ॥'

આનો અર્થ આ છે કે સવારે ખાધેલું પચ્યું ન હોય, તો દિવસમાં જ બીજી વાર જમવું નહિ; પરંતુ રાત થયા પછી પણ તે અજીર્ણ જણાય, તો જમવામાં હરકત નથી; આ જ અભિપ્રાય સુશ્રુત કહે છે: 'સવારે ખાધેલાંનું અજીર્ણ હોય, તોપણ સાંજે જમવામાં હરકત નથી, પણ સાંજે ખાધેલું અન્ન અજીર્ણ હોય છતાં જે માણસ સવારે જમે છે, તેનો અગ્નિ મંદ થઈ જાય છે; આનું કારણ પણ તે જ સુશ્રુત કહે છે: સાંજે ખાધેલું અજીર્ણ હોય છતાં સવારે જમવામાં આવે, તો તે અન્ન ઝેરના જેવું થાય છે. ૨૧૧

### સવારમાં અજીર્ણ જણાય તો ઔષધ લેવું

**भवेद्यदि प्रातरजीर्णशङ्का तदाभयां नागरसैन्धवाभ्याम् । विचूर्णितां शीतजलेन भुक्त्वा भुञ्जीत चान्नं मितमन्नकाले ॥२१२॥**

અન્વયઃ—યદિ પ્રાતઃ અજીર્ણશઙ્કા ભવેત્ તદા અભય-સૈન્ધવાભ્યાં (સહ) નિર્મિતમ્ અથવા શીતજલેન (સહ) ભુક્ત્વા (પશ્ચાત્) ચ ભક્તકાલે મિતમ્ અન્નં ભુઞ્જિત ॥

(સાંજે ખાધેલું પચ્યું નથી એવી) જો સવારમાં શંકા થાય, તો (તે વેળા) સૂંઠ અને સિંધાલૂણ સાથે હરડેનું ચૂર્ણ ટાઢા પાણી સાથે ખાઈ જઈ ને પછી જમવાના સમયે માપસર જમવું. ૨૧૨

## દિવસે સ્ત્રી ન ભોગવાય

આયુઃક્ષયભયાદ્દિવા નાઽહ સેવેત કામિનીમ્।
અવશો યદિ સેવેત તદા ગ્રીષ્મવસન્તયોઃ ॥૨૧૩

અન્વય—વિદ્વાન્ (નરઃ) આયુઃક્ષયભયાત્ અહનિ કામિની ન સેવેત, અવશઃ યદિ (ભવેત્) તદા ગ્રીષ્મવસન્તયોઃ સેવેત ॥

સમજુ પુરુષે આયુષનો નાશ થાય, એ ભયથી દિવસે સ્ત્રીનું સેવન કરવું નહિ; છતાં બહુ જ કામાતુરપણાથી પરવશ થઈ જવાય, તો ગ્રીષ્મ અને વસંતઋતુમાં દિવસે પણ સ્ત્રીને ભલે ભોગવે. ૨૧૩

## બેસી રહેવાના તથા માપસર ફરવાના ગુણો

આસ્યા વર્ણકફસ્થૌલ્યસૌકુમાર્યસુખપ્રદા।
અધ્વા વર્ણકફસ્થૌલ્યસૌકુમાર્યવિનાશનઃ ॥૨૧૪

અન્વય—આસ્યા વર્ણકફસ્થૌલ્યસૌકુમાર્યસુખપ્રદા। અધ્વા વર્ણકફસ્થૌલ્યસૌકુમાર્યવિનાશનઃ (અસ્તિ) ॥

બેસી રહેવું, તે શરીરનો વર્ણ સારો કરે છે, કફ વધારે છે, શરીર જાડું કરે છે, કુમાશ કરે છે, અને સુખ આપે છે; પંથ કરવો, તે શરીરનો વર્ણ બગાડે છે અને કફનો, જાડા પણાનો તથા કુમાશનો પણ નાશ કરે છે. ૨૧૪

યત્તુ ચઙ્ક્રમણં નાતિદેહપીડાકરં ભવેત્।
તદાયુર્બલમેધાગ્નિપ્રદમિન્દ્રિયબોધનમ્ ॥૨૧૫॥

અન્વય—યત્તુ નાતિદેહપીડાકરં ચઙ્ક્રમણં ભવેત્, તત્ આયુર્બલમેધાગ્નિપ્રદમ્ ઇન્દ્રિયબોધનમ્ (ચ ભવતિ) ॥

દેહને વધારે પીડા ન થાય, એ રીતનું ચંક્રમણ કરવું, તે આયુષ, બળ તથા બુદ્ધિને વધારે છે, અગ્નિને પ્રદીપ્ત કરે છે અને ઇંદ્રિયોને જાગ્રત કરે છે. ૨૧૫

## પાવડી પહેરવાના ફાયદા

ચક્ષુષ્યં ચાગ્નિકૃદ્દેહે રજોવાતકફાપહમ્।
મધુ તચ્ચ સ્યાત્ યસ્માદ્ ગુરુ પિત્તાક્ષિરોગકૃત્ ॥૨૧૬

અન્વય—ઉપાનહૌ અગ્નિકૃત્ દેહે રજોવાતકફાપહમ્ (અસ્તિ), તત્ મધુ ચસ્યાત્, યસ્માત્ ગુરુ પિત્તાક્ષિરોગકૃત્ (ભવતિ) ॥

પાવડી પહેરવી, તે કાંતિ વધારે છે, કેશ સારા કરે છે અને રજ, વાયુ તથા કફનો નાશ કરે છે; પણ પાવડી હલકી (ઓછા ભાર-વાળી) રાખવી, એ સારું છે; કારણ કે ભારે પાવડી પહેરવી, તે પિત્ત અને આંખનો રોગ કરે છે. ૨૧૬

## જોડા પહેરવાના ફાયદા

ઉપાનદ્ધારણં નેત્ર્યમાયુષ્યં પાદરોગહૃત્।
સુખપ્રચારમોજસ્યં વૃષ્યં ચ પરિકીર્તિતમ્ ॥૨૧૭

અન્વયઃ—ઉપાનદ્ધારણં નેત્ર્યમ્ આયુષ્યં પાદરોગહૃત્ સુખપ્રચારમ્ ઓજસ્યં ચ વૃષ્યં પરિકીર્તિતમ્ ॥

જોડા પહેરવા, એ નેત્રને હિતકારી છે, આયુષ વધારે છે, પગના રોગ મટાડે છે, ચાલવામાં સુખ કરે છે, ઉત્સાહ વધારે છે અને વીર્યવર્ધક કહેવાય છે. ૨૧૭

## જોડા વિના વધું ચાલવાથી નુકસાન

પાદાભ્યામનુપાનદ્ભ્યાં સદા ચઙ્ક્રમણં નૃણામ્।
અનારોગ્યમનાયુષ્યમિન્દ્રિયઘ્નમચક્ષુષમ્ ॥૨૧૮॥

અન્વય—અનુપાનદ્ભ્યાં પાદાભ્યાં સદા ચઙ્ક્રમણં નૃણામ્ અનારોગ્યમ્ અનાયુષ્યમ્ ઇન્દ્રિયઘ્નમ્ અચક્ષુષ્યમ્ (ભવતિ)॥

પગમાં પગરખાં પહેર્યા વગર હમેશ ફર્યા કરવું, તે મનુષ્યોના આરોગ્યને તથા આયુષને હિતકારી નથી, ઇંદ્રિયોનો નાશ કરે છે અને આંખની શક્તિ ઓછી કરે છે. ૨૧૮

## છત્રી ઓઢવાના ફાયદા

છત્રસ્ય ધારણં વર્ષાઽઽતપવાતરજોઽપહમ્।
હિમઘ્નં હિતમક્ષ્યોશ્ચ મઙ્ગલ્યમપિ કીર્તિતમ્ ॥૨૧૯

અન્વય—છત્રસ્ય ધારણં વર્ષાઽઽતપવાતરજોઽપહમ્ હિમઘ્નમ્ અક્ષ્ણોઃ હિતં ચ મઙ્ગલ્યમ્ અપિ કીર્તિતમ્ (અસ્તિ)॥

છત્રી[1] ઓઢવી તે વરસાદ, તડકો, પવન

૧. રજસ્ય કેશ—કેશિકા ઇતિ વર્ણાદિષુ, હિ અપારો, પ્રસરણાત્ ચ, શમ્યાદિ—જે અરમીનો નાશ કરે-તાય વગેરેથી બનાવે, ન કાન્તિ—પાવડી.

૨. પાદ ઇત્યાદિ—પાદ ઇતિ ઉપાનત્—પાદ અર્થે, ચેતરાદિ તત્ સિદ્ધ, અદિ—વિશેષ—પગની સમીપે જે નખાય—પગમાં જે પહેરાય છે, તે ઉપાનત્—જોડા

૩. છત્રી ઓઢવી, આતપથી વા વર્ષાથી ઇતિ

કે રજને રોકે છે, ટાઢ મટાડે છે, આંખોનું હિત કરે છે અને (સંસારમાં) મંગળરૂપ પણ ગણાય છે. ૨૧૯

### લાકડી રાખવાના ફાયદા

**સત્ત્વોત્સાહબલસ્થૈર્યધૈર્યતેજોવિવર્ધનમ્ ।**
**અવષ્ટમ્ભકરં ચાપિ ભયઘ્નં દણ્ડધારણમ્ ॥૨૨૦॥**

અન્વય:—દણ્ડ[૪]ધારણં સત્ત્વોત્સાહબલસ્થૈર્યધૈર્યતેજોવિવર્ધનમ્ અવષ્ટમ્ભકરમ્ અપિ ચ ભયઘ્નમ્ (ભવતિ) ॥

(હાથમાં) લાકડી રાખવી તે શક્તિ, ઉત્સાહ, બળ, સ્થિરતા, ધીરજ તથા તેજ વધારે છે, ટેકો કરે છે અને બીક પણ મટાડે છે. ૨૨૦

### પાલખી પર બેસવાથી શું?

**ઊર્ધ્વાચ્છાદનસંયુક્તા શિવિકા સર્વવલ્લભા ।**
**યસ્યામારોહણં નૃણાં ત્રિદોષશમકં મતમ્ ॥૨૨૧॥**

અન્વય:—ઊર્ધ્વાચ્છાદનસંયુક્તા શિવિકા સર્વવલ્લભા (ભવતિ), યસ્યામ્ આરોહણં નૃણામ્ ત્રિદોષશમકં મતમ્ ॥

ઉપર ઢાંકણવાળી પાલખી, સર્વને પ્રિય લાગે છે અને એમાં બેસવાથી માણસોના વાયુ આદિ ત્રણે દોષ મટે છે, એમ માનવામાં આવ્યું છે. ૨૨૧

### વહાણ તથા હાથી પર બેસવાથી શું?

**વાતશ્લેષ્મગદાર્ત્તાનામહિતા શ્રમકૃત્તરિઃ ।**
**પિત્તાનિલકરો હસ્તી લક્ષ્મ્યાયુઃપુષ્ટિવર્ધનઃ ॥૨૨૨**

અન્વય:—તરિઃ વાતશ્લેષ્મગદાર્ત્તાનામ્ અહિતા શ્રમકૃત્ (અસ્તિ). હસ્તી પિત્તાનિલકરઃ લક્ષ્મ્યાયુઃપુષ્ટિવર્ધનઃ (ભવતિ) ॥

વહાણ એ વાયુ તથા કફના રોગવાળાઓ માટે સારું નથી અને તેમાં બેસવાથી ફેર આવે છે; તેમ જ હાથી પર બેસવાથી પિત્ત તથા વાયુ ઉત્પન્ન થાય છે, પણ લક્ષ્મી, આયુષ તથા પુષ્ટિ વધે છે. ૨૨૨

### ઘોડા પર બેસવાથી શું?

**ઘોટકારોહણં વાતપિત્તાગ્નિશ્રમકૃન્મતમ્ ।**
**મેદોવર્ણકફઘ્નં ચ હિતં તદ્બલિનાં પરમ્ ॥૨૨૩॥**

અન્વય.—ઘોટકારોહણં વાતપિત્તાગ્નિશ્રમકૃત્ મેદોવર્ણકફઘ્નં મતમ્, તત્ ચ બલિનાં પરં હિતમ્ (અસ્તિ) ॥

ઘોડા પર બેસવું તે વાયુ, પિત્ત તથા અગ્નિ વધારે છે, પરિશ્રમ કરે છે, મેદ ટાળે છે, વર્ણમાં ફેરફાર કરે છે અને કફ મટાડે છે; બળવાળા માણસોને ઘોડા પર બેસવું બહુ હિતકારી છે. ૨૨૩

### તડકો, છાંયો, વરસાદ, ઘનઘોર, અગ્નિ અને ધુમાડો સેવવાથી શું?

**આતપઃ સ્વેદમૂર્ચ્છાસ્રપિત્તતૃષ્ણાક્લમશ્રમાન્ ।**
**દાહં વિવર્ણતાં કુર્યાદેતાञ્છાયા વ્યપોહતિ ॥૨૨૪**

અન્વય:—આતપઃ સ્વેદમૂર્ચ્છાસ્રપિત્તતૃષ્ણાક્લમશ્રમાન્ દાહં વિવર્ણતાં કુર્યાત્, એતાન્ છાયા વ્યપોહતિ ॥

તડકો પસીનો કરે છે, મૂર્છા લાવે છે, રક્તપિત્ત નામનો રોગ કરે છે, તરસ લગાડે છે, ગ્લાનિ કરે છે, થાક લગાડે છે, બળતરા કરે છે અને રંગ બદલી નાખે છે; જ્યારે છાંયો એ બધાંને મટાડે છે; જેમકે છાયાથી પસીનો મટે છે, મૂર્છા ટળે છે, રક્તપિત્ત મટે છે, તરસ મટે છે, ગ્લાનિ મટે છે, પરિશ્રમ મટે છે, બળતરા મટે છે અને રંગ સારો થાય છે.

**વૃષ્ટિર્વૃષ્યા હિમા બલ્યા નિદ્રાऽऽલસ્યવિધાયિની ।**
**ભયાવહા મોહકરી કુહેલિઃ કફવાતલા ॥૨૨૫॥**

અન્વય:—વૃષ્ટિઃ વૃષ્યા હિમા બલ્યા નિદ્રાલસ્યવિધાયિની, કુહેલિઃ ભયાવહા મોહકરી કફવાતલા (ચ અસ્તિ) ॥

વરસાદ એ વીર્યને વધારે છે, ટાઢક કરે છે, બળ આપનાર છે અને નિદ્રા તથા આળસને ઉત્પન્ન કરનાર છે. ઘનઘોર (વાદળાંથી ઘેરાયેલો દિવસ) એ ભય તથા મોહ કરનાર છે અને કફ તથા વાયુને વધારનાર છે. ૨૨૫

ટીકા—કુહેલિઃ કુહેશ ઇતિ લોકે। લોકમાં વાદળાંથી ઘનઘોર દિવસને કુહેલિ કહે છે.

**અગ્નિર્વાતકફસ્તમ્ભશીતવેપથુનાશનઃ ।**
**આમાભિષ્યન્દશમનો રક્તપિત્તપ્રકોપનઃ ॥ ૨૨૬ ॥**

અન્વય:—અગ્નિઃ વાતકફસ્તમ્ભશીતવેપથુનાશનઃ આમાભિષ્યન્દશમનઃ રક્તપિત્તપ્રકોપનઃ (અસ્તિ) ॥

છત્રમ્, છદ અપવારણે—ણ્યન્તાદ્ ઔણાદિકઃ ષ્ટ્રન્, 'ઇસ્મન્૦' ઇતિ હ્રસ્વશ્ચ—જે શરીરને ઢાંકે છે અને વરસાદ વગેરે અટકાવે છે, તે છત્ર—છત્રી.

૪ દણ્ડયતિ દુષ્ટાદીન્, દણ્ડ્યતે અનેન વા દુષ્ટાદિઃ ઇતિ દણ્ડઃ—દણ્ડ નિપાતને ચુરાદિઃ, પચાદ્યચ્, પુંસિ સંજ્ઞાયાં ઘો વા—જે દુષ્ટ આદિને શિક્ષા કરે છે અથવા જેના વડે દુષ્ટાદિને શિક્ષા કરાય છે, તે દણ્ડ—લાકડી.

અગ્નિ અને વાયુને, કફને, વધારે જ્વરને, ટાઢને અને કંપ-ધ્રુજારાને મટાડનાર છે; તેમ જ આમને તથા સ્રોતમાર્ગના રોકાણને અથવા આમયુક્ત આજના દુખાવાને શાંત કરે છે, પણ રક્તપિત્તરોગનો પ્રકોપ કરે છે તેમ જ લોહી તથા પિત્તનો પણ પ્રકોપ કરે છે ૨૨૬

सद्यः श्लेष्मकरो धूमो नेत्रयोरहितो भृशम् ।
शिरोगौरवकृच्चापि वातपित्तं च कोपयेत् ॥२२७॥

अन्वय—धूमः सद्यः श्लेष्मकरः, नेत्रयोः भृशम् अहितः, च शिरःगौरवकृत्, अपि च वातपित्तं प्रकोपयेत् ॥

ધુમાડો એ તરત કફ કરનાર છે, નેત્રને બહુ જ નુકસાન કરનાર છે, માથામાં ભારે પણું કરનાર છે અને વાયુ તથા પિત્તનો પ્રકોપ કરનાર છે ૨૨૭

નીતિના સદાચાર પાળવા

मैत्रीं सद्भिः समं कुर्यात्स्नेहं सत्सु तु सर्वथा ।
संसर्गं साधुभिः कुर्यादसत्संगं परित्यजेत् ॥२२८॥

अन्वय—सद्भिः समं मैत्रीं कुर्यात्, सत्सु तु सर्वथा स्नेहं कुर्यात्, साधुभिः संसर्गं कुर्यात्, असत्संगं परित्यजेत् ॥

સારા માણસોની સાથે મિત્રતા કરવી, સજ્જનો ઉપર તો સઘળી રીતે સ્નેહ રાખવો, અને (મન, વચન તથા કર્મથી) સોબત પણ સજ્જનોની જ કરવી, અને નીચ માણસોનો સંગ સઘળી રીતે છોડી દેવો. ૨૨૮

ટીકા—સત્સુ—સજ્જનોમાં। [illegible] મનવચનકર્મથી સજ્જનોની સોબત કરવી. ૨૨૮

सेवेत देवभूदेववृद्धवैद्यनृपातिथीन् ।
विमुखान्नार्थिनः कुर्यान्नावमन्येत कानपि ॥२२९॥

अन्वय—देवभूदेववृद्धवैद्यनृपातिथीन् सेवेत, अर्थिनः विमुखान् न कुर्यात्, कान् अपि न अवमन्येत ॥

દેવ, બ્રાહ્મણ, વૃદ્ધ, વૈદ્ય, રાજા અને અતિથિઓનું સેવન કરવું; માગવા આવેલા લોકોને નિરાશ પાછા વાળવા નહી અને કોઈ પણ લોકોનું અપમાન કરવું નહી ૨૨૯

गुरूणां सन्निधौ तिष्ठेत्सर्वथा विनयान्वितः ।
पादप्रसारणादीनि तत्र नैव समाचरेत् ॥२३०॥

अन्वय—गुरूणां सन्निधौ सर्वथा विनयान्वितः एव तिष्ठेत्, तत्र पादप्रसारणादीनि नैव समाचरेत् ॥

વડીલ વગેરે લોકોની પાસે સર્વકાળ નમ્રતા ભરેલી રીતે જ રહેવું, તેઓની પાસે પગ લાંબા કરી બેસવું વગેરે અયોગ્ય વર્તન કદી કરવું નહી. ૨૩૦

अपकारपरेऽपि स्यादुपकारपरः पुमान् ।
आत्मवत्सकलान्पश्येद्वैरिणो दूरतस्त्यजेत् ॥२३१॥

अन्वय—पुमान् अपकारपरे अपि उपकारपरः स्यात्, सकलान् आत्मवत् पश्येत्, वैरिणः दूरतः त्यजेत् ॥

માણસે અપકાર કરનાર માણસનો પણ ઉપકાર કરવા તત્પર રહેવું, સઘળાઓને પોતાના સરખા જ જોવા અને શત્રુથી દૂર રહેવું ૨૩૧

न कस्यचिदात्मानं शत्रुमात्मानं कस्यचिद्रिपुम् ।
प्रकाशयेन्नापमानं न च निःस्नेहतां प्रभोः ॥२३२॥

अन्वय—कस्यचित् आत्मानं शत्रुं न प्रकाशयेत्, आत्मानं कस्यचित् रिपुं न प्रकाशयेत् । अपमानं च प्रभोः निःस्नेहतां (अपि) न प्रकाशयेत् ॥

કોઈને પોતાના શત્રુ તરીકે કે પોતાને કોઈના શત્રુ તરીકે જાહેર ન કરવો, (કોઈ સ્થળે) પોતાનું અપમાન થયું હોય, તે વાતને અને પોતાની ઉપર સ્વામી–શેઠ કે ઉપરી અમલદારનો સ્નેહ ન હોય, તે વાતને પણ જાહેર કરવી નહી ૨૩૨

नात्मानमुदके पश्येन्न नग्नः प्रविशेज्जलम् ।
तथा नागाधगम्भीरं न हिंस्रप्राणिसेवितम् ॥२३३॥

अन्वय—उदके आत्मानं न पश्येत्, नग्नः जलं न प्रविशेत्, तथा अगाधगम्भीरं जलं न प्रविशेत्, हिंस्रप्राणिसेवितं जलम् (अपि) न प्रविशेत् ॥

પાણીમાં પોતાનું પ્રતિબિંબ જોવું નહી, નગ્ન થઈ જળમાં પેસવું નહીં; જેની ઊંડાઈ જાણી ન હોય તથા જેમાં મગર વગેરે ઘાતકી પ્રાણી રહેતા હોય એવા જળમાં પણ પેસવું નહી ૨૩૩

काले हितं मितं सत्यं संवादि मधुरं वदेत् ।
सुशीलः मधुरप्रायं स्निग्धं काले हितं मितम् ॥२३४॥

अन्वय—काले मितं हितं सत्यं संवादि मधुरं वदेत्, काले मधुरप्रायं स्निग्धं हितं मितं कुर्वीत ॥

બોલવાનો સમય આવ્યો ત્યારે થોડું, હિતકારી, સાચું, યોગ્ય હોય એવું અને મીઠું વચન બોલવું અને બોલવાનો સમય થાય, ત્યારે ઘણું મધુર રસવાળું, ચીકાશ અને

હિતકારી માપસર ખાવું. ૨૩૪

न रात्रौ दधि भुञ्जीत न च निर्लवणं तथा।
नामुद्गसूपं नाक्षौद्रं न चाप्यघृतशार्करम् ॥२३५॥

અન્વયઃ—रात्रौ दधि न भुञ्जीत, तथा निर्लवणं दधि न (कदापि) भुञ्जीत, अमुद्गसूपं न, अक्षौद्रं न, च अघृतशार्करम् अपि दधि न भुञ्जीत ॥

રાત્રે દહીં ખાવું જ નહીં અને (દિવસે પણ) લૂણ નાખ્યા વગરનું દહીં પણ કદી ખાવું નહીં; તેમ જ મગની દાળ વગરનું, મધ વગરનું, કે સાકર તથા ઘી વગરનું દહીં (દિવસે પણ) ખાવું નહીં. ૨૩૫

जनस्याशयमालक्ष्य यो यथा परितुष्यति।
तं तथैवानुवर्तेत पराराधनपण्डितः ॥ २३६ ॥

અન્વયઃ—पराराधनपण्डितः जनस्य आशयम् आलक्ष्य यः यथा परितुष्यति, तथा एव तम् अनुवर्तेत ॥

માણસોને રાજી રાખવામાં કુશળ માણસે, બીજા માણસનો અભિપ્રાય જોઈને જે માણસ જે રીતે રાજી થાય, તે રીતે જ તેને અનુસરવું—એટલે બીજા માણસોને રાજી રાખવામાં ચતુર થવું. ૨૩૬

नैकः सुखी न सर्वत्र विश्वस्तो न च शङ्कितः।
नोद्यमे विरमेत्क्वापि हेतावीर्ष्येत्फले न तु ॥२३७॥

અન્વયઃ—एकः सुखी न, सर्वत्र विश्वस्तः न, न च शङ्कितः (सुखी स्यात्), उद्यमे न विरमेत्, क्वापि हेतौ फले न तु ईर्ष्येत् ॥

એકલો—સહાય વગરનો માણસ સુખી થતો નથી, તેમ સર્વ ઉપર વિશ્વાસ રાખનાર કે સર્વ ઉપર શંકા રાખનાર પણ સુખી થતો નથી; (માટે સહાયકો મેળવવા; અને બધે વિશ્વાસુ કે શંકાશીલ પણ ન થવું;) ઉદ્યમ કરવામાં અટકવું નહિ; કોઈ માણસ ફળ મળે એવો ઉદ્યમ કરતો હોય અથવા ધન કમાતો હોય તો તેની ઈર્ષ્યા કરવી નહીં. ૨૩૭

ટીકા—हेतौ—फलहेतौ उद्यमे। फले—धनादौ। (આનો અર્થ ઉપર અપાયેલો છે.)

वेगान् न धारयेज्जातु मनोवेगान्विधारयेत्।
न पीडयेदिन्द्रियाणि न चैतान्यतिलालयेत् ॥२३८॥

અન્વયઃ—वेगान् जातु न धारयेत्, मनोवेगान् विधारयेत्। इन्द्रियाणि न पीडयेत्, एतानि न च अतिलालयेत् ॥

મળ, મૂત્ર, કે અધોવાયુ વગેરેના વેગને કદી ન રોકવા; પણ કામ—ક્રોધાદિ મનના વેગોને તો અવશ્ય રોકવા; ઇંદ્રિયોને પીડવી નહીં તેમ જ તેઓને ખૂબ લાડ પણ લડાવવું નહીં. ૨૩૮

वर्षाऽऽतपादिषु च्छत्री दण्डी रात्रौ भयेषु च।
सोपानत्कस्तनुं रक्षेद्विचरेद्युगमात्रदृक् ॥ २३९॥

અન્વય.—वर्षाऽऽतपादिषु छत्री, रात्रौ च भयेषु दण्डी, सोपानत्कः (सन्) तनुं रक्षेत्, युगमात्रदृक् विचरेत् ॥

વરસાદ કે તડકા વગેરેમાં છત્રી રાખીને, રાત્રે તથા ભયનાં સ્થળોએ (હાથમાં) લાકડી રાખીને તથા પગરખાં પહેરી રાખીને દેહનું રક્ષણ કરવું; તેમ જ આગળ ચાર ચાર હાથ ધરતી જોઈને ચાલવું. ૨૩૯

ટીકા—युगमात्रदृक्—अग्रतो हस्तचतुष्टयमितां भूमिं पश्यन्। (અર્થ ભાષાંતરમાં અપાયો છે.)

नदीं तरेन्न बाहुभ्यां नाग्निस्कन्धमभिव्रजेत्।
सन्दिग्धनावं वृक्षं च नारोहेद्दुष्टयानकम् ॥२४०॥

અન્વયઃ—बाहुभ्यां नदीं न तरेत्, अग्निस्कन्धं न अभिव्रजेत्, सन्दिग्धनावं वृक्षं च दुष्टयानकं न आरोहेत् ॥

હાથ વડે નદીને તરવી નહીં; જ્યાં અગ્નિ જથાબંધ હોય ત્યાં તેની સામે જવું નહીં; શકભરેલા વહાણમાં બેસવું નહીં, ઝાડ પર ચડવું નહીં અને તોફાની—હાથી કે ઘોડા વગેરે—વાહન પર ચડવું નહીં. ૨૪૦

ટીકા—दुष्टयानं—दुष्टगजघोटकादि—દુષ્ટ વાહન—તોફાની હાથી, ઘોડા વગેરે. ૨૪૦

नासंवृतमुखः कुर्यात्सभायां च विचक्षणः।
कासं श्वासं तथोद्गारं जृम्भणं क्षवथुं तथा ॥२४१॥

અન્વયઃ—विचक्षणः सभायाम् असंवृतमुखः कासं श्वासं तथा उद्गार जृम्भणं तथा क्षवथुं न कुर्यात् ॥

સમજુ માણસે સભામાં મોઢા આડું લૂગડું રાખ્યા વગર ઉધરસ, શ્વાસ, ઓડકાર, બગાસું કે છીંક ખાવાં નહીં. ૨૪૧

नासिकां न विकुष्णीयान्नासीतोत्कटकः क्वचित्।
नोर्ध्वजानुश्चिरं तिष्ठेन्न नखेन लिखेद्भुवम् ॥२४२॥

અન્વયઃ-(कदापि) नासिकां न विकुष्णीयात्, उत्कटः क्वचित् न आसीत, ऊर्ध्वजानुः चिरं न तिष्ठेत्, नखेन भुवं न लिखेत् ॥

કોઈ પણ કાળે નાક ખોતરવું નહીં.

કોઈ પણ વખતે ઉભડક બેસવું નહીં, ઘણી વાર સુધી ગોઠણ ઊંચા રાખી બેસવું નહીં અને નખથી જમીન ખોતરવી નહીં ૨૪૨

સંમાર્જનીરજો નૈવ દેહે વૃષ્ણ્યાત્કદાચન।
ન નખેન તૃણં છિન્ઘાન્નોચ્છિદ્યો ગાત્રાર્થ સ્પૃશેત્ ॥

અન્વય–સંમાર્જનીરજઃ દેહે કદાચન નૈવ સ્પર્શયેત્, નખેન તૃણં ન છિન્દ્યાત્, ઉચ્છિષ્ટઃ ગાત્રાણ્ ન સ્પૃશેત્ ॥

સાવરણીની ધૂળ શરીર પર કદી પડવા દેવી નહીં, નખ વડે તણખલા તોડવા નહીં, અને એઠા શરીરે પ્રાણાણુને અડવું નહીં ૨૪૩

નોપરાર્ક ન ચોપશ્યેત્ નાસ્તં યાન્તં દિવાકરમ્ ।
સંધ્યા ન સમીક્ષેત ન જલે પ્રતિબિમ્બિતમ્ ॥૨૪૪

અન્વય–ઉપરાગં દિવાકરં સંધ્યા ન સમીક્ષેત, ઉપરતં ન ચ સમીક્ષેત, અસ્તં યાન્તં ન સમીક્ષેત, જલે પ્રતિબિમ્બિતં ન સમીક્ષેત ॥

રાહુથી ઘેરાયેલા, ઊગતા કે આથમતા સૂર્યની સામે જોવું નહીં, પાણીમાં સૂર્યનું પ્રતિબિંબ પડ્યું હોય, તેને પણ કદી જોવું નહીં. ૨૪૪

નેક્ષેત સતતં સૂક્ષ્મં દીપ્તામેધ્યાપ્રિયાણિ ચ ।
પૌરન્દરં ધનુર્નૈવ દર્શયેત્કસ્યચિત્ કચિત્ ॥૨૪૫॥

અન્વય–દીપ્તામેધ્યાપ્રિયાણિ ચ સતતં સૂક્ષ્મં ન ઈક્ષેત, પૌરન્દરં ધનુઃ કચિત્ કસ્ય અપિ નૈવ દર્શયેત્ ॥

પ્રદીપ્ત અપવિત્ર, અપ્રિય કે ખૂબ ઝીણી વસ્તુ સામે નીરખીને જોવું નહીં; આકાશમાં ઇંદ્રધનુષ ખેંચાયું હોય, તેને કોઈ પણ સમયે કોઈને પણ ન જ દેખાડવું ૨૪૫

નેચ્છેદ્બલવતા યુદ્ધં ન ભારં શિરસા વહેત્ ।
ગાત્રં ન માદયેત્કિંચિત્ત્હસ્તેન ધુનુયાત્ ચ ॥૨૪૬॥

અન્વય–બલવતા યુદ્ધં ન ઇચ્છેત્, શિરસા ભારં ન વહેત્, ગાત્રં ન માદયેત્, કેશાન્ ચ હસ્તેન ન ધુનુયાત્ ॥

બળવાનની સામે લડાઈ કરવાની ઇચ્છા કરવી નહીં, માથા પર બોજો ઉપાડવો નહીં, (હાથ વગેરે ઠોકીને) શરીરના કોઈ ભાગનો અવાજ કરવો નહીં અને હાથ વડે કેશને ધુણાવવા કે ઝાટકવા નહીં ૨૪૬

ન ગચ્છેન્પૂજ્યયોર્મધ્યે વૃષયોરન્તરેણ ચ ।
રિપોર્ધનં ન મુષ્ણીત ગણિકાન્નમપિ કચિત્ ॥૨૪૭

અન્વય–પૂજ્યયોઃ મધ્યે ન ઇયાત્ – ગણિકા ન ભક્ષેત્, રિપોઃ ધનં (ચ) ગણિકાન્નમ્ અપિ કચિત્ ન મુષ્ણીત ॥

બે પૂજ્ય માણસ કે સ્ત્રીપુરુષ ઊભા હોય, તેઓની વચમાં થઈને જવું નહીં, શત્રુનું કે વેશ્યાનું અન્ન કદી ખાવું નહીં ૨૪૭

પ્રતિભૂર્ન ભવેત્કાપિ ન ચ સાક્ષી મૃષા ભવેત્ ।
ત્યાગી ન ધારયેત્સાગ્નિં દૂરાત્ દૂરતઃ પરિવર્જયેત્ ॥૨૪૮

અન્વય–કાપિ પ્રતિભૂઃ ન ભવેત્, મૃષા ચ સાક્ષી ન ભવેત્। ત્યાગી સાગ્નિં ન ધારયેત્, દૂરાત્ દૂરતઃ પરિવર્જયેત્ ॥

કોઈ પણ સમયે કોઈના જામીન થવું નહીં; કોઈના અર્થે કે ખોટા સાક્ષી થવું નહીં; કોઈની થાપણ કદી રાખવી નહીં અને જુગારનો દૂરથી જ ત્યાગ કરવો. ૨૪૮

વિશ્વાસં નાચરેત્સ્ત્રીષ્વાં તાઃ સ્વતન્ત્રાઃ નાચરેત્ ।
રક્ષણીયાઃ સદા યત્નાદ્યૌવને તુ વિશેષતઃ ॥૨૪૯

અન્વય–સ્ત્રીષુ વિશ્વાસં ન આચરેત્, તાઃ સ્વતન્ત્રાઃ ન આચરેત્, સદા યત્નાત્ (તાઃ) રક્ષણીયાઃ યૌવને તુ વિશેષતઃ (તાઃ રક્ષણીયાઃ) ॥

સ્ત્રીઓનો વિશ્વાસ કરવો નહીં, સ્ત્રીઓને સ્વતંત્ર કરવી નહીં; હંમેશા પ્રયત્નથી સ્ત્રીઓનું રક્ષણ કરવું અને જુવાનીમાં તો વિશેષ રક્ષણ કરવું ૨૪૯

ન ભિન્ને શયને સ્વપ્યાન્નાજ્ઞાતેઽવિદિતેઽપિ ચ ।
નૈકો દેવાલયે નૈવ રાત્રૌ ચત્વરકેઽપિ ચ ॥૨૫૦

અન્વય–ભિન્ને શયને ન સ્વપ્યાત્, અજ્ઞાતે અપિ (શયને) ન ચ સ્વપ્યાત્, રાત્રૌ દેવાલયે એકઃ ન સ્વપ્યાત્, ચત્વરકે અપિ એકઃ ન ચ સ્વપ્યાત્।

ફાટેલા કે અજાણ્યા, અથવા અને છિદ્રવાળા શયનમાં સૂવું નહીં; રાત્રે દેવમંદિરમાં કે ઝાડ નીચે એકલા જવું કે સૂવું નહીં ૨૫૦

એવં દિનાનિ ગમયેત્સદાચારરતઃ સદા ।
તતો રાત્રિયુક્તાનિ કુર્યાત્કર્માણિ માનવઃ ॥૨૫૧

અન્વય–એવં માનવઃ સદા સદાચારરતઃ (સન્) દિનાનિ ગમયેત્, તતઃ રાત્રિયુક્તાનિ કર્માણિ કુર્યાત્।

એમ માણસે સર્વકાળ સદાચારમાં તત્પર રહી દિવસો ગાળવા અને પછી રાત્રિઓને લગતા કામો કરવાં. ૨૫૧

इत्याचारं समासेन भाषितं यः समाचरेत्।
स विन्दत्यायुरारोग्यं प्रीतिं धर्मं धनं यशः ॥२५२

अन्वयः—इति समासेन भाषितम् आचारं यः समाचरेत्, सः आयुः आरोग्यं प्रीतिं धर्मं धनं यशः विन्दति ॥

એ પ્રમાણે ટૂંકમાં કહેલા સદાચારને જે માણસ પાળે છે, તે આયુષ, આરોગ્ય, પ્રીતિ, ધર્મ, ધન અને યશ મેળવે છે. ૨૫૨

### સંધ્યાકાળે પાંચ કર્મો ન કરવાં

एतानि पञ्च कर्माणि सन्ध्यायां वर्जयेद् बुधः।
आहारं मैथुनं निद्रां संपाठं गतिमध्वनि ॥२५३॥

अन्वयः—बुधः संध्यायाम् आहारं मैथुनं निद्रां संपाठम् अध्वनि गतिम्—एतानि पञ्च कर्माणि वर्जयेत् ॥

સમજુ માણસે સંધ્યાકાળે આહાર, મૈથુન, નિદ્રા, શાસ્ત્રાદિનું અધ્યયન અને માર્ગમાં ચાલવું, એ પાંચ કર્મો ન કરવાં.

### છતાં કરે તો નુકસાન

भोजनाज्जायते व्याधिर्मैथुनाद्गर्भवैकृतिः।
निद्राया निःस्वता पाठादायुर्हानिर्गतेर्भयम् ॥२५४

अन्वयः—भोजनात् व्याधिः जायते, मैथुनात् गर्भवैकृतिः, निद्रायाः निःस्वता, पाठात् आयुर्हानिः, गतेः भयं जायते ॥

સાયંકાળે ભોજન કરવાથી વ્યાધિ ઉત્પન્ન થાય છે, મૈથુન કરવાથી ગર્ભમાં વિકાર ઉત્પન્ન થાય છે, નિદ્રા કરવાથી નિર્ધનપણું પ્રાપ્ત થાય છે, ભણવાથી આયુષ ઓછું થાય છે અને (માર્ગમાં) ચાલવાથી ભય ઉત્પન્ન થાય છે. ૨૫૪

## રાત્રિચર્યા[1]

### ચાંદની વગેરેના ગુણ

ज्योत्स्ना शीता स्मरानन्दप्रदा तृट्पित्तदाहहृत्।
ततो हीनगुणः कुर्यादवश्यायोऽनिशं कफम् ॥

अन्वयः—ज्योत्स्ना शीता स्मरानन्दप्रदा तृट्पित्तदाहहृत्, अवश्यायः ततः हीनगुणः अनिशं कफं कुर्यात् ॥

ચાંદની એ શીતળ છે, કામદેવ સંબંધી આનંદ આપનારી છે અને તરસ, પિત્ત તથા બળતરાને હરનારી છે. ઝાકળ એ ચાંદનીથી ઓછા ગુણવાળું છે અને હમેશાં કફ કરે છે.

तमो भयावहं मोहदिङ्मोहजनकं भवेत्।
पित्तहृत्कफहृत्कामवर्धनं क्लमकृच्च तत् ॥२५६॥

अन्वयः—तमः भयावहं मोहदिङ्मोहजनकं भवेत्, तत् पित्तहृत् कफहृत् कामवर्धनं च क्लमकृत् (अस्ति) ॥

અંધારું એ ભય કરનાર તથા મોહ કરનાર છે; દિશાઓને ભુલાવી દેનાર છે, પિત્ત તથા કફને હરનાર છે, કામદેવને વધારનાર છે અને શરીરમાં ગ્લાનિ આપનાર છે.

### રાત્રે ક્યારે જમવું?

रात्रौ च भोजनं कुर्यात्प्रथमप्रहरान्तरे।
किञ्चिदूनं समश्नीयाद्दुर्जरं चात्र वर्जयेत् ॥ २५७ ॥

अन्वयः—रात्रौ च प्रथमप्रहरान्तरे भोजनं कुर्यात्, किंचित् ऊनं समश्नीयात्, अत्र च दुर्जरं वर्जयेत् ॥

રાત્રે પહેલા પહોરની અંદર જમવું અને કંઈક ઓછું જમવું; તે વેળા ઘણી વારે પચે એવા પદાર્થો ખાવા નહીં. ૨૫૭

### મૈથુન સંબંધી વિવેચન

शरीरे जायते नित्यं देहिनः सुरतस्पृहा।
अव्यवायान्मेहमेदोवृद्धिः शिथिलता तनोः ॥ २५८

अन्वयः—देहिनः शरीरे नित्यं सुरतस्पृहा जायते, अव्यवायात् मेहमेदोवृद्धिः तनोः शिथिलता जायते ॥

પ્રાણીને શરીરમાં નિત્ય મૈથુન કરવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે; (તે ઇચ્છા થયા છતાં) મૈથુન નહીં કરવાથી પ્રમેહ થાય છે, મેદની વૃદ્ધિ થાય છે અને શરીરમાં શિથિલપણું થાય છે. ૨૫૮

### સ્ત્રીઓની બાલ્યાદિ અવસ્થાની હદ

बालेति गीयते नारी यावद्वर्षाणि षोडश।
ततस्तु तरुणी ज्ञेया द्वात्रिंशद्वत्सरावधि ॥२५९॥
तदूर्ध्वमधिरूढा स्यात्पञ्चाशद्वत्सरावधि।
वृद्धा तत्परतो ज्ञेया सुरतोत्सववर्जिता ॥ २६० ॥

अन्वयः—नारी षोडशवर्षाणि यावत् बाला इति गीयते, ततः द्वात्रिंशद्वत्सरावधि तु तरुणी ज्ञेया। तदूर्ध्वं पञ्चाशद्वत्सरावधि अधिरूढा स्यात्, तत्परतः सुरतोत्सववर्जिता वृद्धा ज्ञेया ॥

---

[1] रा दाने, औणादिकः त्रिप्, रात्रि—ददाति सुखं निद्रया इति रात्रिः, चर्यते इति चर्या, 'गदमदचरे'ति यत्, रात्रेः चर्या रात्रिचर्या—લોકોને નિદ્રા દ્વારા જે સુખ આપે છે, તે રાત્રિ; રાત્રનું વર્તન—કામ—તે રાત્રિચર્યા.

સ્ત્રી સોળ વર્ષ સુધી બાલા કહેવાય છે, તે પછી બત્રીસ વર્ષ સુધી તો જુવાન જાણવી; તે પછી પચાશ વર્ષ સુધી પ્રૌઢા કહેવાય છે અને તે પછી કામદેવ સંબંધી ઉત્સવ વિનાની વૃદ્ધ જાણવી. ૨૫૯,૨૬૦

કઈ ઋતુમાં કઈ સ્ત્રી હિતકારી ?

निदाघशारदोर्बाला हिता विषयिणो मता।
तरुणी शीतसमये प्रौढा वर्षावसन्तयोः ॥२६१॥

अन्वय—निदाघशरदोः विषयिणः बाला हिता मता, शीतसमये तरुणी, वर्षावसन्तयोः प्रौढा (हिता मता)॥

ગ્રીષ્મ અને શરદઋતુમાં વિષયી પુરુષને બાલા સ્ત્રી હિતકારી મનાઈ છે, શીતકાળમાં જુવાન સ્ત્રી અને વર્ષા તથા વસંતમાં પ્રૌઢા સ્ત્રી હિતકારી મનાઈ છે. ૨૬૧

नित्यं बाला सेव्यमाना नित्यं वर्धयते बलम्।
तरुणी ह्रासयेच्छक्तिं प्रौढा द्रावयते जराम् ॥२६२॥

अन्वय—नित्यं सेव्यमाना बाला नित्यं बलं वर्धयते, तरुणी शक्तिं ह्रासयेत्, प्रौढा जरां द्रावयते॥

નિત્ય સેવન કરાતી બાલા સ્ત્રી, નિત્ય બળ વધારે છે; જુવાન સ્ત્રી શક્તિ ઘટાડે છે અને પ્રૌઢા સ્ત્રી ઘડપણ લાવે છે ૨૬૨

તરત બળ આપનારી છ વસ્તુ

सद्योमांसं नवं चान्नं बाला स्त्री क्षीरभोजनम्।
घृतमुष्णोदके स्नानं सद्यः प्राणकराणि षट् ॥२६३॥

अन्वय—सद्योमांसं, नवं च अन्नं बाला स्त्री क्षीरभोजनं, घृतम् उष्णोदके स्नानं—षट् सद्यः प्राणकराणि (भवन्ति)॥

તાજુ માંસ, નવુ અન્ન, બાલા સ્ત્રી, દૂધનું જમણ, ઘી અને ઊના પાણીથી સ્નાન, એ છ તરત બળ કરનારાં થાય છે. ૨૬૩

તરત બળ હરનારાં છ

पूतिमांसं स्त्रियो वृद्धा बालार्कस्तरुणं दधि।
प्रभाते मैथुनं निद्रा सद्यः प्राणहराणि षट् ॥२६४॥

अन्वय—पूतिमांसं, वृद्धा स्त्रियः, बालार्कः, तरुणं दधि, प्रभाते मैथुनं प्रभाते निद्रा—षट् सद्यः प्राणहराणि (भवन्ति)॥

(સડેલું) બગડેલું માંસ, વૃદ્ધ સ્ત્રી, કન્યા સંક્રાંતિનો સૂર્ય, તરતનું જમાવેલું (એટલે બરાબર નહીં જામેલું) દહીં, પ્રભાતકાળનું મૈથુન અને પ્રભાતકાળની નિદ્રા, એ છ તરત બળને હરનારાં છે. ૨૬૪

टीका—प्राणशब्दोऽत्र बलवाचकः। बालार्कः कन्यार्कः—અહીં 'પ્રાણ' શબ્દ બળ અર્થમાં વપરાયો છે. 'બાલાર્ક' એટલે કન્યારાશિમાં આવેલો સૂર્ય. ૨૬૪

જુવાન અને મોટી સ્ત્રીના સંગનું ફળ

वृद्धोऽपि तरुणीं गत्वा तरुणत्वमवाप्नुयात्।
वयोऽधिकां स्त्रियं गत्वा तरुणः स्थविरायते ॥२६५॥

अन्वय—वृद्धः अपि तरुणीं गत्वा तरुणत्वम् अवाप्नुयात्, तरुणः (अपि) वयोऽधिकां स्त्रियं गत्वा स्थविरायते॥

વૃદ્ધ પુરુષ પણ જુવાન સ્ત્રીનો સંભોગ કરી જુવાની પામે છે અને જુવાન પુરુષ પણ પોતાના કરતાં વધારે ઉંમરની સ્ત્રીને ભોગવી વૃદ્ધ જેવો થઈ જાય છે. ૨૬૫

સ્ત્રીસંગમાં સંયમી રહેવાના ફાયદા

आयुष्मन्तो मन्दजरा वपुर्वर्णबलान्विताः।
स्थिरोपचितमांसाश्च भवन्ति स्त्रीषु संयताः ॥२६६॥

अन्वय—स्त्रीषु संयताः (नराः) आयुष्मन्तः, मन्दजराः वपुर्वर्णबलान्विताः स्थिरोपचितमांसाः च भवन्ति॥

સ્ત્રીઓ વિષે સંયમી રહેનારા પુરુષો લાંબા આયુષવાળા થાય છે, તરત ઘડપણ પામતા નથી, શરીરે સારા વર્ણવાળા તથા બળવાન રહે છે અને સ્થિર તથા વૃદ્ધિ પામેલ માંસવાળા થાય છે. ૨૬૬

ઋતુપ્રમાણે સ્ત્રીસંગનો કાળ

सेवेत कामतः कामं वृष्यैर्वाजीकृतो हिमे।
प्रकामं तु निषेवेत मैथुनं शिशिरागमे।
त्र्यहाद्वसन्तशरदोः पक्षाद्वर्षानिदाघयोः ॥२६७॥

अन्वय—हिमे वाजीकृतः (नरः) कामतः कामं सेवेत, शिशिरागमे तु प्रकामं मैथुनं निषेवेत, वसन्तशरदोः त्र्यहात्, वर्षानिदाघयोः पक्षात् (मैथुनं सेवेत)॥

હેમંત ઋતુમાં વાજીકરણ ઔષધ સેવી ઘોડા જેવા બળવાન થયેલા પુરુષે, ત્યાંથી પોતાની ઇચ્છા પ્રમાણે મૈથુન કરવું; શિશિર ઋતુમાં પણ મરજી પ્રમાણે ખૂબ મૈથુન કરવું; વસંતઋતુમાં ને શરદઋતુમાં ત્રણ ત્રણ દિવસે મૈથુન કરવું અને વર્ષાઋતુમાં તથા ગ્રીષ્મઋતુમાં પખવાડીએ પખવાડીએ મૈથુન કરવું ૨૬૭

સુશ્રતસ્તુ-સુશ્રુત તો આમ કહે છે:

त्रिभिस्त्रिभिरहोभिर्हि समेयात्प्रमदां नरः ।
सर्वेष्वृतुषु घर्मे तु पक्षात्पक्षाद्व्रजेद् बुधः ॥२६८॥

અન્વય:-बुधः नरः सर्वेषु ऋतुषु त्रिभिः त्रिभिः अहोभिः प्रमदां समेयात्, घर्मे तु पक्षात् पक्षाद् व्रजेत् ॥

'સમજુ પુરુષે સઘળી ઋતુઓમાં ત્રણ ત્રણ દિવસે સ્ત્રીનો સંભોગ કરવો, પણ ગ્રીષ્મઋતુમાં પખવાડીએ પખવાડીએ કરવો.' ૨૬૮

### ઋતુઅનુસાર સ્ત્રીસેવનનો સમય

शीते रात्रौ दिवा ग्रीष्मे वसन्ते तु दिवानिशि ।
वर्षासु वारिदध्वाने शरत्सु स्वरसः स्मरः ॥२६९

અન્વય:-शीते रात्रौ, ग्रीष्मे दिवा, वसन्ते तु दिवानिशि, वर्षासु वारिदध्वाने, शरत्सु स्वरसः स्मरः (स्यात्)॥

શીતકાળમાં રાત્રે, ગ્રીષ્મઋતુમાં દિવસે, વસંતઋતુમાં રાત્રે તથા દિવસે પણ, વર્ષાઋતુમાં મેઘની ગર્જના થાય ત્યારે અને શરદઋતુમાં પોતાની મરજી થાય, ત્યારે કામભોગ થાય. ૨૬૯

### સ્ત્રીસેવન ક્યારે ન કરાય?

उपेयात्पुरुषो नारीं सन्ध्ययोर्न च पर्वसु ।
गोसर्गे चार्धरात्रे च तथा मध्यंदिनेऽपि च ॥२७०

અન્વય:-पुरुषः संध्ययोः पर्वसु गोसर्गे च अर्धरात्रे तथा मध्यंदिने अपि नारीं न उपेयात् ॥

પુરુષે બેય સંધ્યાકાળે, પર્વણીઓમાં, ગાયો છૂટવાના સમયે, અર્ધરાત્રે અને મધ્યાહ્ન સમયે (મૈથુન માટે) સ્ત્રી પાસે જવું નહિ.

### સ્ત્રીસંગ માટે સ્થળ કેવું?

विहारं भार्यया कुर्याद्देशेऽतिशयसंवृते ।
रम्ये श्रव्याङ्गनागाने सुगन्धे सुखमारुते ॥२७१॥

અન્વય:-अतिशयसंवृते सुगन्धे सुखमारुते श्रव्याङ्गनागाने रम्ये देशे भार्यया (सह) विहारं कुर्यात् ॥

અત્યંત ગુપ્ત, સુગંધી, સુખદાયી પવનવાળા અને જ્યાં સ્ત્રીઓનાં સાંભળવા લાયક ગાયન સંભળાતાં હોય એવા સુંદર સ્થળે સ્ત્રીની સાથે વિહાર કરવો. ૨૭૧

### કેવા સ્થાને સ્ત્રીસંગ ન કરાય?

देशे गुरुजनासन्ने विवृतेऽतित्रपाकरे ।
श्रूयमाणव्यथाहेतुवचने न रमेत ना ॥ २७२ ॥

અન્વય:-गुरुजनासन्ने विवृते अतित्रपाकरे श्रूयमाणव्यथाहेतुवचने देशे ना (भार्यया सह) न रमेत ॥

પણ જ્યાં વડીલ લોકો સમીપમાં હોય, જે ખુલ્લું હોય, બહુ શરમ ઉપજાવતું હોય, અથવા જ્યાં મનને ગ્લાનિ આપનારાં વચન સંભળાતાં હોય, તેવા સ્થળે પુરુષે સ્ત્રીની સાથે રમણ કરવું નહીં. ૨૭૨

### કેવા પુરુષે સ્ત્રીસંગ કરવો?

स्नातश्चन्दनलिप्ताङ्गः सुगन्धः सुमनोऽन्वितः ।
भुक्तवृष्यः सुवसनः सुवेषः समलंकृतः ॥ २७३ ॥
ताम्बूलवदनः पत्न्यामनुरक्तोऽधिकस्मरः ।
पुत्रार्थी पुरुषो नारीमुपेयाच्छयने शुभे ॥२७४॥

અન્વય:-पुत्रार्थी पुरुषः स्नातः चन्दनलिप्ताङ्गः सुगन्धः सुमनोऽन्वितः भुक्तवृष्यः सुवसनः सुवेषः समलंकृतः ताम्बूलवदनः पत्न्याम् अनुरक्तः अधिकस्मरः शुभे शयने नारीम् उपेयात् ॥

પુત્રની ઇચ્છાવાળા પુરુષે નાહીને, અંગો પર ચંદનનું લેપન કરી, સુગંધી પદાર્થોને ધારણ કરી, ફૂલની માળાઓ પહેરી, વીર્ય વધારનારા પદાર્થો જમી, સારાં વસ્ત્ર પહેરી, સારા અલંકાર પહેરી, ઉત્તમ વેષ ધરી, મોઢામાં પાનબીડું રાખી, સ્ત્રી ઉપર પ્રેમ ધરી તેમ જ કામદેવથી અધિક યુક્ત થઈ સુંદર શયન પર સ્ત્રી પાસે (મૈથુન માટે) જવું. ૨૭૩,૨૭૪

### કયા પુરુષે મૈથુન ત્યજવું?

अत्याशितोऽधृतिः क्षुद्वान्सव्यथाङ्गः पिपासितः ।
बालो वृद्धोऽन्यवेगार्तस्त्यजेद्रोगी च मैथुनम् ॥२७५

અન્વય:-अत्याशितः अधृतिः क्षुद्वान् सव्यथाङ्गः पिपासितः बालः वृद्धः अन्यवेगार्त्तः च रोगी मैथुनं त्यजेत् ॥

જમેલાએ, ધીરજ વગરનાએ, ભૂખ્યાએ, દુખતાં અંગવાળાએ, તરસવાળાએ, બાળકે, વૃદ્ધે, મળમૂત્રાદિના વેગથી પીડાયેલાએ અને (મૈથુનથી વધે એવા) રોગવાળાએ મૈથુન ત્યજવું જોઈએ. ૨૭૫

ટીકા-रोगी-मैथुनसंवर्धनीयरोगयुक्तः। રોગી એટલે મૈથુન કરવાથી વધે એવા રોગવાળાએ. ૨૭૫

### કેવી સ્ત્રીનો સંગ કરવો?

भार्यां रूपगुणोपेतां तुल्यशीलां कुलोद्भवाम् ।
अतिकामोऽभिकामां तु हृष्टो हृष्टामलंकृताम् ॥
सेवेत प्रमदां युक्त्या वाजीकरणबृंहितः ॥२७६॥

જેનાં છોકરાં મરી જતાં હોય એવી સ્ત્રીની પાસે જવું નહીં અને માંસ ખાવું નહીં.' વળી બીજું પણ આ શાસ્ત્રવચન છે, કે 'ગર્ભવાળી સ્ત્રીએ માંસ ખાવાનો, દેવના બગીચામાં જવાનો, નદીએ જવાનો અને પુરુષના સંભોગનો ત્યાગ કરવો.' ૨૮૧

**ભૂખ્યા, તરસ્યા વગેરેએ મૈથુન ત્યજવું**

**क्षुधितः क्षुब्धचित्तश्च मध्याह्ने तृषितोऽबलः।**
**स्थितश्च हानिं शुक्रस्य वायोः कोपं च विन्दति॥**

અન્વય:–क्षुधितः तृषितः क्षुब्धचित्तः च अबलः च मध्याह्ने (मैथुने) स्थितः (पुरुषः) शुक्रस्य हानिं च वायोः प्रकोपं विन्दति॥

ભૂખ્યો, તરસ્યો, વ્યાકુળ ચિત્તવાળો કે બળરહિત છતાં જે પુરુષ સ્ત્રીનો સંગ કરે, અથવા મધ્યાહ્નના સમયે સંગ કરે, તો (તેના) વીર્યની હાનિ અને વાયુનો પ્રકોપ થાય છે. ૨૮૨

**व्याधितस्य रुजा प्लीहा मूर्च्छा मृत्युश्च जायते।**
**प्रत्यूषे चार्धरात्रे च वातपित्ते प्रकुप्यतः॥२८३॥**

અન્વય:–व्याधितस्य (मैथुने) रुजा प्लीहा मूर्छा च मृत्युः जायते, प्रत्यूषे च अर्धरात्रे (मैथुनं कुर्वतः) वातपित्ते प्रकुप्यतः॥

રોગી પુરુષને (સ્ત્રીનો સંગ કરવાથી) પીડા, બરળનું દરદ, મૂર્છા અને મૃત્યુ પણ થાય છે. પરોઢિયે કે અર્ધરાત્રે સ્ત્રીનો સંગ કરનારના વાયુનો અને પિત્તનો પ્રકોપ થાય છે. ૨૮૩

**तिर्यग्योनावयोनौ वा दुष्टयोनौ तथैव च।**
**उपदंशस्तथा वायोः कोपः शुक्रसुखक्षयः॥२८४**

અન્વય:–तिर्यग्योनौ वा अयोनौ तथा च दुष्टयोनौ (मैथुनं कुर्वतः) उपदंशः वायोः प्रकोपः तथा शुक्रसुखक्षयः (भवति)॥

પશુની યોનિમાં અથવા યોનિ વિના–સૃષ્ટિ ક્રમ વિરુદ્ધ મૈથુન કરનારને અથવા ખરાબ યોનિમાં મૈથુન કરનારને ચાંદીનો રોગ થાય છે, વાયુનો પ્રકોપ થાય છે અને વીર્યનો તથા સુખનો નાશ થાય છે. ૨૮૪

**હાજતો રોકવાથી અને ચત્તા મૈથુનથી રોગ**

**उच्चारिते मूत्रिते च रेतसश्च विधारणे।**
**उत्ताने च भवेच्छीघ्रं शुक्राश्मर्यास्तु संभवः॥२८५**

અન્વય:–उच्चारिते च मूत्रिते च रेतसः विधारणे (कृते सति) च उत्ताने (मैथुने कृते) तु शीघ्रं शुक्राश्मर्याः संभवः भवेत्॥

ઝાડાના વેગને, મૂત્રના વેગને, આવેલા વીર્યને રોકવાથી અને ચત્તા પડી મૈથુન કરવાથી પણ તરત વીર્યની પથરી થવાનો સંભવ થાય છે. ૨૮૫

**सर्वमेतत्त्यजेत्तस्माद्यतो लोकद्वयाऽहितम्।**
**शुक्रं तूपस्थितं मोहान्न सन्धार्यं कदाचन॥२८६**

અન્વય:–तस्मात् एतत् सर्वं त्यजेत्, यतः (तत्) लोकद्वयाहितम् (अस्ति), उपस्थितं शुक्रं तु मोहात् कदाचन न संधार्यम्॥

આ બધું ત્યજવું જોઈએ; કારણ કે તે આ લોક તથા પરલોકમાં અહિતરૂપ છે; તેમ જ આવેલા વીર્યને તો મોહથી કદી ન રોકવું.

**મૈથુન પછી શું હિતકારી?**

**स्नानं सशर्करं क्षीरं भक्ष्यमैक्षवसंस्कृतम्।**
**वातो मांसरसः स्वप्नः सुरतान्ते हिता अमी॥२८७**

અન્વય:–सुरतान्ते स्नानं सशर्करं क्षीरम् ऐक्षवसंस्कृतं भक्ष्यं वातः मांसरसः स्वप्नः, अमी हिताः (सन्ति)॥

મૈથુન કર્યા પછી નાહવું, સાકર સહિત દૂધ પીવું, ગોળવાળા પદાર્થ ખાવા, વાયુનું સેવન કરવું, માંસનો રસ પીવો અને નિદ્રા કરવી, એ હિતકારી છે. ૨૮૭

**અતિ મૈથુનથી નુકસાન**

**शूलकासज्वरश्वासकार्श्यपाण्ड्वामयक्षयाः।**
**अतिव्यवायाज्जायन्ते रोगाश्चाक्षेपकादयः॥२८८॥**

અન્વય. अतिव्यवायात् शूलकासज्वरश्वासकार्श्यपाण्ड्वामयक्षयाः च आक्षेपकादयः रोगाः जायन्ते॥

બહુ મૈથુન કરવાથી શૂળ, ઉધરસ, તાવ, શ્વાસ, દૂબળાપણું, પાંડુરોગ, ક્ષયરોગ અને આક્ષેપકરોગ (જે થવાથી શરીર વારંવાર ડોલ્યા કરે છે, તે વાયુ સંબંધી રોગ) વગેરે રોગો ઉત્પન્ન થાય છે. ૨૮૮

**રાત્રે જાગવાનું તથા સમયસરની નિદ્રાનું ફળ**

**रात्रौ जागरणं रूक्षं कफदोषविषार्तिजित्।**
**निद्रा तु सेविता काले धातुसाम्यमतन्द्रिताम्।**
**पुष्टिवर्णबलोत्साहं वह्निदीप्तिं करोति हि॥२८९॥**

અન્વય:–रात्रौ जागरणं रूक्षं कफदोषविषार्तिजित् (अस्ति), काले तु सेविता निद्रा धातुसात्म्यम् अतन्द्रितां पुष्टिवर्णबलोत्साहं वह्निदीप्तिं हि करोति॥

(જે માણસ) રાતનું ઘાટું અંધારું મટે ત્યારે સવારમાં ઊઠી નિત્ય નાકના છિદ્રથી પાણી પીએ, તેની બુદ્ધિ પરિપૂર્ણ થાય, આંખો ગરુડની આંખો જેવી બળવાન થાય, ધોળાં ન આવે, વળિયાં ન વળે અને સઘળા રોગોથી તે રહિત રહે. ૨૯૩

ટીકા–નિશીથોऽત્ર નિશાન્ધકારઃ। (અર્થ ઉપર આપ્યો છે.)

**નાકથી પાણી પીવાના ફાયદા અને નિષેધ**

પાતવ્યં નાસયા નીરં પ્રસૃતિત્રયમાત્રયા ॥
વ્યઙ્ગવલિપલિતઘ્નં પીનસવૈસ્વર્યકાસશોથહરમ્ ।
રજનીક્ષયેऽમ્બુ નસ્યં રસાયનં દૃષ્ટિસંજનનમ્ ॥
સ્નેહે પીતે ક્ષતે શુદ્ધાવાધ્માને સ્તિમિતોદરે ।
હિક્કાયાં કફવાતોત્થે વ્યાધૌ તદ્વારિ વારયેત્ ॥

અન્વયઃ–નાસયા પ્રસૃતિત્રયમાત્રયા નીરં પાતવ્યમ્, રજનીક્ષયે નસ્યમ્ અમ્બુ વ્યઙ્ગવલિપલિતઘ્નં પીનસવૈસ્વર્યકાસશોથહરં રસાયનં દૃષ્ટિસંજનનં (ભવતિ, કિંતુ) સ્નેહે પીતે ક્ષતે શુદ્ધૌ આધ્માને સ્તિમિતોદરે હિક્કાયાં કફવાતોત્થે વ્યાધૌ તદ્ વારિ વારયેત્ ॥

નાકથી ત્રણ અર્ધા ખોબા જેટલું પાણી પીવું; રાત્રિના અંતે–સવારમાં એમ નાકથી પીધેલું તે પાણી ખીલ, વળિયાં, ધોળાં, સળેખમ, સ્વરભંગ, ઉધરસ અને સોજા મટાડે છે અને રસાયનરૂપ થયેલું તે પાણી, આંખોને પણ સારી કરે છે, છતાં જો સ્નેહ-પાન કર્યું હોય (ઘી કે તેલ પીધું હોય), ક્ષત થયેલ હોય, રેચ લીધો હોય, પેટ ચડ્યું હોય, જઠરાગ્નિ મંદ પડ્યો હોય, હેડકી આવતી હોય, અથવા કફ કે વાયુથી કોઇ રોગ ઉત્પન્ન થયો હોય, તો નાકથી પાણી પીવું નહીં. ૨૯૪,૨૯૫

## ઋતુચર્યા

### ઋતુઓનાં સ્વરૂપ

ચયકોપશમા યસ્મિન્દોષાણાં સંભવન્તિ હિ ।
ઋતુષટ્કં તદાખ્યાતં રવે રાશિષુ સંક્રમાત્ ॥

અન્વયઃ–રાશિષુ રવેઃ સંક્રમાત્ તત્ ઋતુષટ્કમ્ આખ્યાતં, યસ્મિન્ હિ દોષાણાં ચયકોપશમાઃ સંભવન્તિ ॥

રાશિઓમાં સૂર્યના ફરવાથી તે છ ઋતુઓ કહેવાય છે, કે જેઓમાં વાત, પિત્ત અને કફનાં વૃદ્ધિ, પ્રકોપ અને શમન થાય છે. ૨૯૬

ગ્રીષ્મો મેષવૃષૌ પ્રોક્તઃ પ્રાવૃણ્મિથુનકર્કટૌ ।
સિંહકન્યે સ્મૃતા વર્ષા તુલાવૃશ્ચિકયોઃ શરત્ ।
ધનુર્ગ્રાહી ચ હેમન્તો વસન્તઃ કુમ્ભમીનયોઃ ॥૨૯૭

અન્વયઃ–મેષવૃષૌ ગ્રીષ્મઃ પ્રોક્તઃ, મિથુનકર્કટૌ પ્રાવૃટ્, સિંહકન્યે વર્ષા સ્મૃતા, તુલાવૃશ્ચિકયોઃ શરત્, ધનુર્ગ્રાહી ચ હેમન્તઃ, કુમ્ભમીનયોઃ વસન્તઃ ॥

મેષ અને વૃષભ, એ બે સંક્રાંતિઓ ગ્રીષ્મ કહેવાય છે; મિથુન અને કર્ક, એ બે સંક્રાંતિઓ પ્રાવૃટ્ઋતુ કહેવાય છે; સિંહ અને કન્યા, એ બે સંક્રાંતિઓ વર્ષાઋતુ કહેવાય છે; તુલા અને વૃશ્ચિક, એ બે સંક્રાંતિઓ શરદઋતુ કહેવાય છે; ધન અને મકર, એ બે સંક્રાંતિઓ હેમંત કહેવાય છે અને કુંભ તથા મીન, એ બે સંક્રાંતિઓ વસંતઋતુ કહેવાય છે. ૨૯૭

ટીકા–મેષવૃષૌ રવિણા સંક્રાન્તૌ । એવં મિથુનકર્કટાવિત્યાદિ ॥ મેષ અને વૃષભ રાશિમાં સૂર્ય આવે ત્યારે; તેમજ મિથુન અને કર્ક રાશિમાં સૂર્ય આવે ત્યારે, એમ સમજવું. ૨૯૭

અન્યે તુ–બીજાઓ તો આમ કહે છેઃ

શિશિરઃ પુષ્પસમયો ગ્રીષ્મો વર્ષાશરદ્ધિમાઃ ।
માઘાદિમાસયુગ્મૈઃ સ્યુર્ઋતવઃ ષટ્ ક્રમાદમી ॥૨૯૮

અન્વયઃ–શિશિરઃ પુષ્પસમયઃ ગ્રીષ્મઃ વર્ષાશરદ્ધિમાઃ–અમી ષટ્ ઋતવઃ માઘાદિમાસૈઃ ક્રમાત્ સ્યુઃ ॥

શિશિર, વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ અને હેમંત, એ છ ઋતુઓ માઘ આદિ (બાર) મહિનાઓ વડે અનુક્રમે થાય છે–અર્થાત્ માઘ અને ફાગણ, એ બે મહિના શિશિરઋતુ છે; ચૈત્ર અને વૈશાખ, એ બે મહિના વસંત-ઋતુ છે; જેઠ અને આષાઢ, એ બે મહિના ગ્રીષ્મઋતુ છે; શ્રાવણ અને ભાદરવો, એ બે મહિના વર્ષાઋતુ છે; આસો અને કાર્તિક, એ બે મહિના શરદઋતુ છે અને માગશર તથા પોષ, એ બે મહિના હેમંત ઋતુ છે. ૨૯૮

**છ ઋતુઓનાં નામ વિષે મતભેદનું કારણ**

ગઙ્ગાયા દક્ષિણે દેશે વૃષ્ટેર્બહુલભાવતઃ ।
ઉભૌ મુનિભિરાખ્યાતૌ પ્રાવૃડ્વર્ષાભિધાવૃતૂ ॥૨૯૯

अन्वय—यस्मात् दक्षिणे देशे वृष्टेः बाहुल्यमतः मुनिभिः प्रावृड्वर्षाभिधौ द्वौ ऋतू कथितौ ॥

જે કારણથી દક્ષિણ તરફના દેશમાં વરસાદ ઘણો થાય છે, તેને લીધે મુનિઓએ (ત્યાં) પ્રાવૃટ્ અને વર્ષા નામની બે ઋતુઓ કહી છે; અર્થાત્ જુદી જુદી ગણી છે; એટલે ત્યાં ગ્રીષ્મ, પ્રાવૃટ્, વર્ષા, શરદ, હેમંત તથા વસંત—એમ છ ઋતુઓ, ૨૯૭મા શ્લોકમાં જણાવ્યા પ્રમાણે શિશિર ઋતુ સિવાયની હોય છે ૨૯૯

[ तस्या एवोत्तरे देशे हिमप्राचुर्यभावतः ।
ऋतुभेदौ समाख्यातौ हेमन्तशिशिरावृतू ॥

अन्वय—तस्या एव उत्तरे देशे हिमप्राचुर्यभावतः हेमन्तशिशिरौ द्वौ ऋतू समाख्यातौ ॥

તેમજ એ જ ગંગાથી ઉત્તર તરફના દેશમાં હિમ ઘણું જ હોય છે, તેથી હેમંત અને શિશિર—એ બે ઋતુઓ (જુદી જુદી) કહી છે અર્થાત્ ત્યાં શિશિર, વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ અને હેમંત, એમ છ ઋતુઓ ૨૯૮મા શ્લોકમાં જણાવ્યા પ્રમાણે પ્રાવૃટ્ઋતુ સિવાયની હોય છે ]

બે અયન અને તેના ગુણ

उत्तरायणमादित्यैः परैः स्याद्दक्षिणायनम् ।
आद्यमुष्णं बलहरं ततोऽन्यद्बलदं हिमम् ॥३००॥

अन्वय—त्रि आद्यैः उत्तरायणं परैः दक्षिणायनं स्यात्, आद्यम् उष्णं बलहरम्, अन्यत् बलदं हिमम् (अस्ति) ॥

પહેલી ત્રણ ઋતુઓથી ઉત્તરાયણ થાય અને બીજી ત્રણ ઋતુઓથી દક્ષિણાયન થાય છે; પહેલું—ઉત્તરાયણ ગરમ છે તથા બળને હરનાર છે અને બીજું—દક્ષિણાયન ટાઢું છે તથા બળ દેનાર છે ૩૦૦

ઋતુઓના ગુણદોષ

हेमन्तः शीतलः स्निग्धः स्वादुर्जठरवह्निकृत् ।
शिशिरः शीतलोऽतीव रूक्षो वाताग्निवर्धनः ॥३०१॥

अन्वय—हेमन्तः शीतलः स्निग्धः स्वादुः जठरवह्निकृत्, शिशिरः शीतलः अतीव रूक्षः वाताग्निवर्धनः (अस्ति) ॥

હેમંતઋતુ ઠંડી છે, સ્નિગ્ધ છે, મીઠાશ ઉપજાવનાર છે અને જઠરાગ્નિને વધારનાર છે શિશિરઋતુ ઠંડી છે, અત્યંત રૂક્ષ છે અને વાયુ તથા અગ્નિને વધારનાર છે ૩૦૧

टीका—हेमन्तः स्वादु:—प्रायेण हेमन्ते सर्वरसा मधुराः । एवमन्यत्रापि बोद्धव्यम्—હેમંતઋતુ ઘણુંખરા પદાર્થોમાં મીઠાશ ઉપજાવનાર છે એમ બીજી ઋતુમાં પણ સમજી લેવું ૩૦૧

वसन्तो मधुरः स्निग्धः श्लेष्मवृद्धिकरश्च सः ।
ग्रीष्मो रूक्षोऽतिकटुकः पित्तकृत्कफनाशनः ॥३०२॥

अन्वय—वसन्तः मधुरः स्निग्धः च सः श्लेष्मवृद्धिकरः, ग्रीष्मः रूक्षः अतिकटुकः पित्तकृत् कफनाशनः (भवति) ॥

વસંતઋતુ (પદાર્થોમાં) મધુરપણું ઉપજાવનાર છે, સ્નિગ્ધ છે અને કફની વૃદ્ધિ કરનાર છે ગ્રીષ્મઋતુ રૂક્ષ છે, પદાર્થોમાં ઘણી તીખાશ ઉપજાવનાર છે, પિત્ત કરનાર છે અને કફનો નાશ કરનાર છે ૩૦૨

वर्षाः शीता विदाहिन्यो वह्निमान्द्यानिलप्रदाः ।
शरदुष्णा पित्तकर्त्री नृणां मध्यबलावहा ॥३०३॥

अन्वय—वर्षाः शीताः विदाहिन्यः वह्निमान्द्यानिलप्रदाः (सन्ति) शरद् उष्णा पित्तकर्त्री नृणां मध्यबलावहा (अस्ति) ॥

વર્ષાઋતુ ઠંડી છે, બળતરા કરનાર છે, અગ્નિને મંદ કરનાર છે અને વાયુને વધારનાર છે શરદઋતુ ગરમ છે, પિત્ત કરનાર છે અને માણસોને મધ્યમ બળ આપનાર છે ૩૦૩

चयप्रकोपोपशमा वायोर्ग्रीष्मादिषु त्रिषु ।
वर्षादिषु च पित्तस्य श्लेष्मणः शिशिरादिषु ॥३०४॥

अन्वय—ग्रीष्मादिषु त्रिषु वायोः चयप्रकोपोपशमाः, वर्षादिषु (त्रिषु) पित्तस्य चयप्रकोपशमाः, शिशिरादिषु (त्रिषु) श्लेष्मणः चयप्रकोपशमाः (स्युः) ॥

ગ્રીષ્માદિ ત્રણ ઋતુઓમાં વાયુની વૃદ્ધિ, કોપ તથા શમન થાય છે; વર્ષાદિ ત્રણ ઋતુઓમાં પિત્તની વૃદ્ધિ, કોપ તથા શમન થાય છે અને શિશિર આદિ ત્રણ ઋતુઓમાં કફની વૃદ્ધિ, કોપ તથા શમન થાય છે; જેમકે ગ્રીષ્મઋતુમાં વાયુનો ચય (વધારો) થાય છે, વર્ષાઋતુમાં વાયુનો પ્રકોપ થાય છે અને શરદઋતુમાં વાયુનું શમન થાય છે; વર્ષાઋતુમાં પિત્તનો ચય (વધારો) થાય છે, શરદઋતુમાં પિત્તનો પ્રકોપ થાય છે અને હેમંતઋતુમાં પિત્તનું શમન થાય છે; શિશિરઋતુમાં કફનો વધારો થાય છે, વસંતઋતુમાં કફનો પ્રકોપ

થાય છે અને ગ્રીષ્મઋતુમાં કફનું શમન થાય છે. ૩૦૪

चीयते लघुरूक्षाभिरोषधीभिः समीरणः ।
तद्विधस्तद्विधे देहे कालस्यौष्ण्यान्न कुप्यति ॥३०५

अन्वयः–( ग्रीष्मे ) लघुरूक्षाभिः ओषधीभिः तद्विधः समीरणः तद्विधे देहे चीयते, ( किंतु ) कालस्य औष्ण्यात् न कुप्यति ॥

ગ્રીષ્મઋતુમાં હલકી અને રૂક્ષ ઔષધિઓથી તેવા પ્રકારનો–હલકો અને રૂક્ષ પવન, તેવા પ્રકારના–હલકા અને રૂક્ષ થયેલા ( દરેક ) શરીરમાં વધે છે, પણ તે કાળની ગરમીને લીધે પ્રકોપ પામી શકતો નથી. ૩૦૫

टीका–तद्विधो–रूक्षो लघुश्च । तद्विधे–रूक्षे लघौ च ॥ તદ્વિધઃ–એટલે રૂક્ષ અને હલકો ( પવન ); તદ્વિધે એટલે રૂક્ષ અને હલકું થયેલ ( શરીરમાં ).

अद्भिरम्लविपाकाभिरोषधीभिश्च तादृशम् ।
पित्तं याति चयं कोपं न तु कालस्य शैत्यतः ॥३०६

अन्वयः–( वर्षासु ) अद्भिः च अम्लविपाकाभिः ओषधीभिः तादृशम् ( अम्लविपाकं ) पित्तं चयं याति, ( किंतु ) कालस्य शैत्यतः कोपं तु न याति ॥

વર્ષાઋતુમાં ખાટા પાકવાળાં પાણી અને તેવી જ ઔષધિઓથી તેવું જ–ખાટા પાકવાળું પિત્ત વધે છે, પણ એ વધેલું પિત્ત, તે કાળના શીતપણાને લીધે પ્રકોપ પામી શકતું નથી. ૩૦૬

चीयते रूक्षशीताभिरुदकौषधिभिः कफः ।
तुल्ये च काले देहे च प्रस्कन्नत्वान्न कुप्यति ॥३०७

अन्वयः–(शिशिरे) रूक्षशीतादिभिः उदकौषधिभिः कफः चीयते, ( किंतु ) तुल्ये काले च तुल्ये च देहे प्रस्कन्नत्वात् न कुप्यति ॥

શિશિરઋતુમાં રૂક્ષ અને શીતલ પાણીથી તથા તેવી જ ઔષધિઓથી કફ વધે છે, પણ એ વધેલો કફ પોતાના જેવા જ રૂક્ષ અને શીતળપણાવાળા કાળમાં તથા તેવા જ પોતાના જેવા થયેલા ( દરેક ) દેહમાં થીજી ગયેલો રહેવાથી પ્રકોપ પામી શકતો નથી. ૩૦૭

टीका–तुल्येऽपि काले–रूक्षे शीतले च, प्रस्कन्नत्वात्–देहे शुष्कत्वात् ॥ ( ભાષાંતરમાં અર્થ આવી ગયો છે. )

हिमे याति शमं पित्तं वायुः श्लेष्मा च चीयते ।
स वायुः शिशिरे कोपं यात्येवोपचयं कफः ॥३०८

अन्वयः–हिमे पित्तं शमं याति, वायुः श्लेष्मा च चीयते, सः वायुः शिशिरे कोपं याति, कफः ( तु ) उपचयम् एव याति ॥

હેમંતઋતુમાં પિત્તનું શમન થાય છે અને વાયુ તથા કફનો વધારો થાય છે. એ હેમંતઋતુમાં વધેલો તે વાયુ, શિશિરઋતુમાં પ્રકોપ પામે છે, પણ કફ તો માત્ર વધ્યા જ કરે છે. ૩૦૮

हेमन्ते सञ्चितः श्लेष्मा शिशिरे त्वतिचीयते ।
शीतस्निग्धगुरुद्रव्यैः शैत्यस्कन्नो न कुप्यति ॥३०९

अन्वयः–हेमन्ते शीतस्निग्धगुरुद्रव्यैः संचितः श्लेष्मा शिशिरे तु अतिचीयते, ( किंतु ) शैत्यस्कन्नः न कुप्यति ॥

હેમંતઋતુમા શીતળ, સ્નિગ્ધ અને ભારે પદાર્થોથી વધેલો કફ શિશિરઋતુમાં તો બહુ જ વૃદ્ધિ પામે છે, પણ ( ઋતુની ) શીતલતાથી કઠણ થઈ રહેવાને લીધે પ્રકોપ પામી શકતો નથી. ૩૦૯

इति कालस्वभावोऽयमाहारादिवशात्पुनः ।
चयादीन्यान्ति सद्योऽपि दोषाः काले विशेषतः ॥

अन्वयः–इति अयं कालस्वभावः ( अस्ति तथापि ) पुनः आहारादिवशात् दोषाः सद्यः अपि चयादीन् यान्ति, काले ( तु ) विशेषतः ( चयादीन् यान्ति ) ॥

એ પ્રમાણે આ કાળનો સ્વભાવ છે, છતાં ( તેવા તેવા ) આહારાદિને લીધે (તે) દોષો ( કાળ વિના પણ ) તરત જ વૃદ્ધિ, પ્રકોપ અને શમનને પ્રાપ્ત થાય છે, પરંતુ પોતપોતાના કાળમાં વિશેષે કરી વૃદ્ધિ, પ્રકોપ અને શમનને પામે છે. ૩૧૦

**દરરોજ દિવસરાતમાં છયે ઋતુઓ દેખાય છે**

टीका–चयादीन्–चयकोपशमान् । पूर्वाह्णे वसन्तस्य लिङ्गं, मध्याह्ने ग्रीष्मस्य, अपराह्णे प्रावृषः, प्रदोषे वार्षिकम्, शारदमर्धरात्रे, प्रत्यूषसि हैमन्तमुपलक्षयेत् । एवमहोरात्रमपि वर्षमिव, शीतोष्णवर्षादिलक्षणं दोषोपचयप्रकोपोपशमनैः जानीयादिति सुश्रुतः ।

શ્લોકમાં 'चयादीन्' પદનો અર્થ વધારો, પ્રકોપ તથા શમન, એ છે. દિવસના પહેલા ભાગમાં વસંતનાં. બપોરે ગ્રીષ્મનાં, બપોર પછી પ્રાવૃટ્ઋતુનાં, સાયંકાલે વર્ષાઋતુનાં, મધરાતે શરદઋતુનાં અને પરોઢિયે હેમંતઋતુનાં ચિહ્ન દેખાય છે; માટે એક દિવસરાત્રિમાં પણ આખા વર્ષની પેઠે

ખાવા, તથા કૂવાનું અને અદ્ધરથી ઝીલેલું પાણી પણ પીવું. ૩૧૬

न भजेत्पूर्वपवनं वृष्टिं धर्मं हिमं श्रमम् ।
नदीतीरं दिवास्वप्नं रूक्षं नित्यं च मैथुनम् ॥३१७॥

अन्वयः–(वर्षासु) पूर्वपवनं वृष्टिं धर्मं हिमं श्रमं नदीतीरं दिवास्वप्नं रूक्षं च नित्यं मैथुनं न भजेत् ॥

(વર્ષાઋતુમાં) પૂર્વ દિશાનો પવન સેવવો નહીં, વરસાદને સેવવો નહીં, ઘામમાં રહેવું નહીં, હિમને સેવવું નહીં, પરિશ્રમ કરવો નહીં, નદીકાંઠે રહેવું કે જવું નહિ, દિવસે સૂવું નહીં, રૂક્ષ પદાર્થો સેવવા નહીં અને નિત્ય મૈથુન કરવું નહીં. ૩૧૭

## શરદઋતુમાં પાળવાના નિયમો

सर्पिः स्वादुकषायतिक्तकरसा यच्छीतलं यल्लघु, क्षीरं स्वच्छसितेक्षवः पटुरसः स्वल्पं पलं जाङ्गलम् । गोधूमा यवमुद्गशालिसहिता नादेयमंशूदकं, चन्द्रश्चन्दनमिन्दुराजिरजनी माल्यं पटो निर्मलः ॥३१८॥ विश्रामः सुहृदां गणेषु मधुरा वाचः सरः क्रीडनं, पित्तानां च विरेचनं बलवतो युक्तं शिरामोक्षणम् । एतान्यत्र घनावसानसमये पथ्यानि मुञ्चेद्दधिव्यायामाम्लकटूष्णातीक्ष्णदिवसस्वप्नं हिमं चातपम् ॥३१९॥

अन्वयः–सर्पिः, स्वादुकषायतिक्तकरसाः, यत् शीतलं, यत् लघु, क्षीरं, स्वच्छसितेक्षवः, पटुरसः, स्वल्पं जाङ्गलं पलम्, यवमुद्गशालिसहिताः गोधूमाः, नादेयं (जलम्), अंशूदकं, चन्द्रः, चन्दनम् । इन्दुराजि-रजनी, माल्यं, निर्मलः पटः, सुहृदां गणेषु विश्रामः, मधुराः वाचः, सरःक्रीडनं, पित्तानां च विरेचनं, बलवतः शिरामोक्षणं युक्तम्–एतानि अत्र घनावसानसमये पथ्यानि, (किंतु) दधिव्यायामाम्लकटूष्णतीक्ष्णदिवसस्वप्नं, हिमं च आतपं मुञ्चेत् ॥

ઘીનું સેવન કરવું; મધુર, તુરા તથા કડવા રસનું સેવન કરવું; જે પદાર્થ ઠંડા અને હલકા છે તેઓનું સેવન કરવું; દૂધ પીવું તથા ખાવું; ધોળી અને સ્વચ્છ શેલડીઓ ખાવી; ખારો રસ ખાવો; થોડું થોડું વગડાઉ જાનવરોનું માંસ ખાવું; ઘઉં, જવ, મગ અને ચોખા ખાવા; નદીનું જળ પીવું કે અંશૂદક પીવું; (અંશૂદકનું લક્ષણ પછીના શ્લોકમાં કહેવાશે.) કપૂર, ચંદન, ચાંદનીવાળી રાત, ફૂલ અને નિર્મળ વસ્ત્રનું સેવન કરવું; મિત્રોના મંડળમાં બેસવું, મીઠી મીઠી વાતો કરવી, તળાવમાં ક્રીડા કરવી, પિત્તવાળા માણસોએ રેચ લેવો; બળવાન પુરુષોએ ફસ ખોલાવવી; આટલાં શરદઋતુમાં હિતકારી છે; પણ શરદઋતુમાં દહીં ખાવું નહીં, કસરત કરવી નહીં; ખાટું, તીખું, ગરમ અને તીક્ષ્ણ હોય તે ખાવું નહીં; દિવસે સૂવું નહીં, બરફનું સેવન કરવું નહીં, અને તડકો લેવો નહી. ૩૧૮,૩૧૯

ટીકા–चन्द्रः–कर्पूरः–૩૧૮ મા શ્લોકમાં 'चन्द्रः' એ પદનો અર્થ કપૂર સમજવો.

अंशूदकलक्षणमाह–અંશૂદકનું લક્ષણ કહે છે :

दिवसेऽर्ककरैर्जुष्टं निशि शीतकरांशुभिः ।
ज्ञेयमंशूदकं नाम स्निग्धं दोषत्रयापहम् ॥३२०॥

अन्वयः–दिवसे अर्ककरैः जुष्टं, निशि शीतकरांशुभिः जुष्टम् (जलम्) अंशूदकं नाम ज्ञेयम्, (तत्) स्निग्धं दोषत्रयापहम् (च अस्ति) ॥

'જે પાણી ઉપર દિવસે સૂર્યનાં કિરણો પડતાં હોય અને રાત્રે ચંદ્રનાં કિરણો પડતાં હોય, તે પાણી અંશૂદક સમજવું; એ પાણી સ્નિગ્ધ છે અને ત્રણે દોષને મટાડનાર છે.' ૩૨૦

ટીકા–अत्र समग्रप्राप्त्यर्थं दिवसपादद्वयं निशापादं च । અહીં સમગ્ર પ્રાપ્તિ માટે આ સૂચન છે, કે જે જળ ઉપર દિવસના બે ભાગમાં સૂર્યનાં અને રાતના એક ભાગમાં ચંદ્રનાં કિરણો પડતાં હોય તે જળ પૂરેપૂરું અંશૂદક છે. ૩૨૦

इक्षवः शालयो मुद्गाः सरोऽम्भः क्वथितं पयः ।
शरद्येतानि पथ्यानि प्रदोषे चेन्दुरश्मयः ॥३२१॥

अन्वयः–शरदि इक्षवः शालयः मुद्गाः सरोऽम्भः, क्वथितं पयः प्रदोषे च इन्दुरश्मयः–एतानि पथ्यानि (सन्ति) ॥

શરદઋતુમાં શેલડી, ચોખા, મગ, તળાવનું પાણી, ઊનું દૂધ અને પ્રદોષ કાળમાં (એટલે રાત્રિના આરંભકાળે) ચંદ્રનાં કિરણો, આટલાં હિતકારી છે. ૩૨૧

## હેમંતઋતુમાં પાળવાના નિયમો

प्रातर्भोजनमम्लमिष्टलवणानभ्यङ्गधर्मश्रमान्,
गोधूमेक्षवशालिमाषपिशितं पिष्टं नवान्नं तिलान् ।
कस्तूरीं वरकुङ्कुमागुरुयुतामुष्णाम्बुशौचं तथा,
स्निग्धं स्त्रीषु सुखं गुरूष्णवसनं सेवेत हेमन्तके ॥

अन्वय–हेमन्तके प्रातः भोजनम्, अम्ललवण रसवान्, अभ्यङ्गमर्दनम्, धूमस्निग्धगव्यादिमांससिद्धिः, पिष्टं नवान्नम्, स्निग्धम्, वरकुङ्कुमागुरुणो कस्तूरीम्, उष्णाम्बुपानं, स्त्रीषु स्निग्धं गुरु तथा गुरुवस्त्रं (एतानि) सेवेत ॥

હેમંતઋતુમા સવારમાં જમવું, ખાટા મીઠા તથા ખારા રસ ખાવા, શરીરે તેલ ચોળવું, ગરમીમાં રહેવું, પરિશ્રમ કરવો; ઘઉં, ગોળ, શીખા, અડદ અને માસ ખાવા, (વડા વગેરે) લોટના પદાર્થો, નવું અન્ન અને તલ ખાવા; ઉત્તમ કેસર અને અગરથી યુક્ત કસ્તુરીનું સેવન કરવું, શરીરની સ્વચ્છતા ઊના પાણીથી કરવી. સ્ત્રીઓનું સ્નેહ ભરેલું સુખ લેવું અને ભારે તથા ગરમ કપડા પહેરવાં ૩૨૨

શિશિરઋતુમાં પાળવાના નિયમો

शिशिरे शीतमधिकं रौक्ष्यं चावाताभ्रजम् ।
विशेषतस्तत्तस्तत्र हेमन्तस्य मतो विधिः ॥३२३॥

अन्वय–शिशिरे शीतम् अधिकं च वाताभ्रजं रौक्ष्यं (भवति), तत तत्र विशेषतः हेमन्तस्य विधिः मतः (भवति) ॥

શિશિરઋતુમાં ટાઢ અધિક હોય છે અને વાયુ રહીને એમ છે, તેથી ઋતુ રૂક્ષપણું પણ અધિક હોય છે; માટે એ ઋતુમાં ખાસ કરી ઉપર કહેલા હેમંતના પ્રકારે વર્તવું મનાયું છે ૩૨૩

વસંતઋતુમા પાળવાના નિયમો

वान्तिं नस्यमथाभ्यङ्गं च मधुना व्यायाममुद्वर्तनं, संसेवेत मधौ कफप्रकृत्यं चूर्णं धर्म चाहुत्तम् । गोधूमान् यवचणकादिमेषसहितान्मुद्गान्यवान्विहितान्, सेवेत चन्दनकुङ्कुमागुरुकृतं स्नातं कटूष्णं लघु ॥३२४॥

अन्वय–मधौ वान्तिम्, नस्यम्, अथ मधुना (सह) अभ्यङ्गम्, व्यायामम्, उद्वर्तनम्, चूर्णं धर्मम् चाहुत्तम्, गोधूमादिमेषसहितान् मोगद्मान्, मुद्गान्, यवान्, विहितान्, चन्दनकुङ्कुमागुरुकृते स्नेम, स्नातं कटु उष्णं लघु संसेवेत ॥

વસંતઋતુમા વમનનાં ઔષધ લેવા; નાકમા ઔષધના ટીપા નખાવવા, મધની સાથે હરડે ખાવી, કસરત કરવી, ચૂર્ણથી શરીરને મોળાવવું, કફને મટાડે એવા ઔષધ ના કોળિયા ખાવા; ઘેટાના શોષા પર પકાવેલું વગડાઉ જાનવરોનું માસ ખાવું; ઘઉં, ઘણી જાતના શીખા, મગ, જવ અને સાઠી ચોખા ખાવા, ચંદન કેસર અને અગુરુનું લેપન કરવું તથા જે પદાર્થ તૂખા, તીખા, ગરમ અને હલકા હોય, તેઓનું સેવન કરવુ ૩૨૪

निद्रामसौ त्यजि स्निग्धं दिवास्वाप च वर्जयेत् ।
मधस्यायमपि प्राज्ञो वसन्ते परिवर्जयेत् ॥३२५॥

अन्वय–प्राज्ञः वसन्ते मिष्टम् अम्लं स्निग्धं दधि, दिवास्वापं, गुर्वन्नं अवश्यायम् अपि परिवर्जयेत् ॥

વસંતઋતુમાં મીઠું, ખાટું અને ચિકાશ વાળું દહીં ખાવું નહીં, દિવસે સૂવુ નહીં, ઘણી વારે પચે એવા પદાર્થ ખાવા નહીં અને ઝાકળનું પણ સેવન કરવુ નહીં. ૩૨૫

ગ્રીષ્મઋતુમાં પાળવાના નિયમો

स्वादु स्निग्धहिमं लघु द्रवमयं द्रव्यं रसार्थं सितां, सक्तुक्षीरयवाग्वकादि स्तिमितं शालिं दर्श मांसिम् । शीतांशुं शयनं दिवा मलयजं शीतं पयः पानकं, सेवेताप्यहिमे रसेषु कटु कषायाम्लमम्लमान ॥३२६॥

अन्वय–अहिमे स्वादु स्निग्धहिमं लघु द्रवमयं द्रव्यं रसार्थं सिताम्, सक्तुक्षीरयवाग्वादिनि, स्तिमितं शालिं मांसलं रसं, शीतांशुं, दिवा शयनं, मलयजं, शीतं पयः पानकं सेवेत (किंतु) कटुकषायाम्लमम्लमानि रसेषु त्यजेत ॥

ગ્રિષ્મ ઋતુના દિવસમાં જે પદાર્થ મીઠા, સ્નિગ્ધ, ટાઢા, હલકા અને પ્રવાહી હોય તે ખાવા, શિખંડ ખાવો, સાકર ખાવી, સાથવો ખાવો, દૂધ જમવું, ઠરબૂચ–રેટીઓ ખાવો, સાકર–ચોખા જમવા; માંસનો રસો ખાવો; ચંદ્રનાં કિરણોનું સેવન કરવું, દિવસે સૂવું, ચંદનનું સેવન કરવું, ટાઢું પાણી પીવું અને ઠંડા પીણાં–શરબતો વગેરે પીવાં, કડવા તીખા, ખારા અને ખાટા પદાર્થોનો ત્યાગ કરવો; ગરમીમાં રહેવું નહીં અને પરિશ્રમ કરવો નહીં. ૩૨૬

ઋતુમર્યાદામા કહેલા નિયમો પાળવાથી ફાયદા

ऋतुष्वेषु च यैस्तु विधिभिर्निर्दिष्टो मतः ।
दोषाऋतुद्भवाद्वैषु क्रमते स कदाचन ॥३२७॥

अन्वयः—यः नरः एषु ऋतुषु एतैः विधिभिः वर्तते, सः ऋतुकृतान् दोषान् कदाचन नैव लभते ॥

જે માણસ આ ઋતુઓમાં કહેલા તે તે નિયમો પ્રમાણે વર્તે છે, તે ઋતુઓથી થતી હરકતોને કદી પામતો જ નથી. ૩૨૭

**ઇતિ શ્રીમિશ્રલટકના પુત્ર શ્રીમાન ભાવમિશ્રે રચેલા ભાવપ્રકાશમાં ૪થું દિનચર્યા, રાત્રિચર્યા, ઋતુચર્યા પ્રકરણ સમાપ્ત**

# ૫ : મિશ્રવર્ગ પ્રકરણ

## રોગનું લક્ષણ અને પ્રકાર

**रोगस्तु दोषवैषम्यं दोषसाम्यमरोगता ।**
**रोगा दुःखस्य दातारो ज्वरप्रभृतयो हि ते ॥ १ ॥**

अन्वयः—दोषवैषम्यं तु रोगः, दोषसाम्यम् अरोगता, दुःखस्य दातारः ज्वरप्रभृतयः ते रोगाः हि (सन्ति) ॥

(વાગ્ભટ કહે છે કે) 'દોષોની વિષમતા થાય એ રોગ છે અને દોષોની સમતા રહે એ આરોગ્ય છે. દુઃખ દેનારા જે તાવ વગેરે છે, તે રોગ જ છે. ૧

**ते च स्वाभाविकाः केचित्केचिदागन्तवः स्मृताः ।**
**मानसाः केचिदाख्याताः कथिताः केऽपि कायिकाः॥**

अन्वयः—ते च केचित् स्वाभाविकाः, केचित् आगन्तवः स्मृताः । केचित् मानसाः आख्याताः, केऽपि कायिकाः कथिताः (सन्ति) ॥

તે કેટલાક સ્વાભાવિક, કેટલાક આગંતુક, કેટલાક માનસ અને કેટલાક કાયિક રોગ કહેલા છે. ૨

टीका—तत्र स्वाभाविकाः—शरीरस्वभावादेव जाताः क्षुत्पिपासासुषुप्तिजरामृत्युप्रभृतयः । अथवा स्वस्वभावादुत्पत्तेर्जाताः स्वाभाविकाः—सहजा इति यावत् । ते च जन्मान्धत्वादयः । आगन्तवोऽभिघातादिजनिताः, अथवा जन्मोत्तरभाविनः । मानसाः—कामक्रोधलोभमोहभयाभिमानदैन्यपैशुन्यशोकविषादेर्ष्यासूयामात्सर्यप्रभृतयः, अथवा उन्मादापस्मारमूर्च्छाभ्रममोहतमःसंन्यासप्रभृतयः । कायिकाः—पाण्डुरोगप्रभृतयः ॥

તેમાં સ્વાભાવિક એટલે શરીરના સ્વભાવથી જ થતાં ભૂખ, તરસ, સૂવાની ઇચ્છા, ઘડપણ અને મરણ વગેરે સમજવાં; અથવા જન્માંધપણું વગેરે જન્મની સાથે જ હોય છે, તેઓને સ્વાભાવિક રોગ સમજવા; આને સહજ કહે છે. લાકડી કે પથરા વગેરે વાગવાથી જે રોગો ઉત્પન્ન થાય છે, તેઓને આગંતુક—આવેલા રોગ સમજવા; અથવા જન્મ થયા પછી જે રોગો ઉત્પન્ન થાય છે, તેઓને આગંતુક રોગ સમજવા. કામ, ક્રોધ, લોભ, મોહ, ભય, અભિમાન, દીનતા, ચાડિયાપણું, શોક, ખેદ, ઈર્ષ્યા, પરાયા ગુણોમાં દોષોનું આરોપણ કરવાની ટેવ અને બીજાનું ભલું સહન નહીં થવાની ટેવ વગેરે; અથવા ઉન્માદ, વાઈ, મૂર્છા, ભ્રમ, મોહ, તમસ, સંન્યાસ (એક જાતનો મૂર્છાનો પ્રકાર) વગેરે જે રોગો ઉત્પન્ન થાય છે, તેઓને માનસ—એટલે મનના રોગ સમજવા અને પાંડુરોગ વગેરે જે રોગો ઉત્પન્ન થાય છે, તેઓને કાયિક—એટલે કાયાના રોગ સમજવા. ૨

## કર્મથી થતા રોગો

**कर्मजाः कथिताः केचिद्दोषजाः सन्ति चापरे ।**
**कर्मदोषोद्भवाश्चान्ये व्याधयस्त्रिविधाः स्मृताः॥३**

अन्वयः—केचित् व्याधयः कर्मजाः कथिताः, अपरे च दोषजाः सन्ति, अन्ये च कर्मदोषोद्भवाः (सन्ति, इत्येवं) व्याधयः त्रिविधाः स्मृताः ॥

કેટલાક વ્યાધિઓ કર્મથી થાય છે, કેટલાક વ્યાધિઓ વાત, પિત્ત તથા કફરૂપ દોષથી થનારા હોય છે; અને કેટલાક વ્યાધિઓ કર્મ તથા દોષ એ બન્નેથી થાય છે; એમ કર્મજ, દોષજ અને કર્મદોષજ—એ રીતે ત્રણ પ્રકારના વ્યાધિઓ કહ્યા છે. ૩

टीका—तत्र कर्मजा—व्याधयः—यत्प्राक्तनं दुष्कर्म प्रबलं केवलभोगनाश्यम् प्रायश्चित्तनाश्यं वा ततो जाताः, न तु दुष्टवातादिदोषेण जनिताः । तथा—

'यथाशास्त्रं तु निर्णीतो यथाव्याधि चिकित्सितः ।
न शमं याति यो व्याधिः स ज्ञेयः कर्मजो बुधैः ॥'

તેમાં કર્મથી ઉત્પન્ન થતા રોગો—એટલે પોતાના પૂર્વજન્મનું જે દુષ્ટ કર્મ, મહા બળવાન હોઈ કેવળ ભોગવવાથી મટે એવું અથવા પ્રાયશ્ચિત્ત કરવાથી મટે એવું હોય, તેથી જ ઉત્પન્ન થયા હોય, પણ દુષ્ટ થયેલા વાયુ વગેરે દોષોથી ઉત્પન્ન થયા ન હોય, તે રોગોને કર્મજ રોગ સમજવા; તેમ જ 'શાસ્ત્ર પ્રમાણે નિર્ણય કરેલો તથા રોગ પ્રમાણે ચિકિત્સા કરેલો છતાં જે રોગ શાંત ન થાય, તે રોગને સમજુઓએ કર્મજ રોગ જાણવો.

## દોષજ રોગો

दोषजाः—मिथ्याहारविहारप्रकुपितवातपित्तकफजाः । ननु मिथ्याहारविहारिणामपि प्राक्तनसुकृतेन नैरुज्यं

रसस्त एव, ततो दोषजेष्वपि प्राक्तनदुष्कर्मैव कारणम्, तत् कथं दोषजा इति? उच्यते, दोषजेष्वपि वस्तुतः प्राक्तनं दुष्कर्म भवत्य एव, किन्तु तत्र मिथ्याहार विहारदूषिता दोषा हेतवो रसस्य इति दोषजा इत्युच्यन्त इति समाधि ॥ ખોટા આહારવિહાર કરવાને લીધે પ્રકોપ પામેલા વાત, પિત્ત અને કફથી જે રોગો ઉત્પન્ન થયા હોય તેઓને દોષજ રોગ સમજવા. અહીં શંકા થાય કે ખોટા આહારવિહાર કરનારા માણસો પણ પૂર્વજન્મનાં પુણ્યથી રોગરહિત જોવામાં આવે છે, માટે દોષજ રોગોમા પણ પૂર્વજન્મનું પાપકર્મ જ કારણ હોય છે, છતાં દોષજ રોગો કેમ કહો છો?

આનુ સમાધાન આ છે જો કે દોષજ રોગોમા પણ ખરી રીતે પૂર્વજન્મમાં કરેલું પાપ કર્મ જ પરોક્ષ જ કારણ છે, તોપણ તે રોગોમા ખોટા આહારવિહારોથી દૂષિત થયેલા વાયુ આદિ દોષો પણ કારણરૂપ જોવામા આવે છે, તેથી તેઓનું 'દોષજ' નામ કહેવાય છે

**કર્મ તથા દોષ એ બન્નેથી થતા રોગો**

'स्वल्पदोषा महीयांसस्ते ज्ञेया कर्मदोषजाः ॥

यत्र कारणं दुष्कर्म प्रबलं, यतो दोषजन्यत्वेऽपि व्याधेर्महीयस्त्वं, ... न्यायेन दीर्घं भवति । दोषा-स्वल्पा अपि निदानमात्रोत्था रसस्य एवेति दोषाणां कारणता मन्यत इति कर्मदोषजाः ॥

જે રોગો વાતપિત્ત આદિ દોષો થોડા હોય છતાં મોટા થઈ પડે છે, તેઓને 'કર્મદોષજ' જાણવા. આમાં દોષો થોડા હોય છતા રોગો મોટા થવામાં પૂર્વજન્મનું પ્રબળ પાપકર્મ જ કારણ છે અને તે પાપકર્મ ભોગવ્યાથી જ ક્ષીણ થાય છે દોષો પણ ઓછા હોય છતા રોગોના નિદાનરૂપ થયેલા દેખાય છે, તેથી તે રોગોમાં દોષોનું પણ કારણપણું મનાય છે, તેથી તે રોગો કર્મ અને દોષ—બન્નેથી થયેલા કહ્યા છે ૩

**રોગોનો નાશ થવાના કારણો**

कर्मक्षयात्कर्मजा वा दोषजाः स्वस्वभेषजैः ।
कर्मदोषोद्भवा यान्ति कर्मदोषक्षयात्क्षयम् ॥ ४ ॥

अन्वयः—कर्मजा (रोगा) कर्मक्षयात् क्षयं यान्ति, दोषजा स्वस्वभेषजैः क्षयं यान्ति, कर्मदोषोद्भवा कर्म-दोषक्षयात् क्षयं यान्ति ॥

કર્મજ (કર્મથી થયેલા) રોગો કર્મનો નાશ થાય ત્યારે નાશ પામે છે, દોષજ (દોષથી ઉત્પન્ન થયેલા) રોગો પોતપોતાનાં ઓષધોથી નાશ પામે છે અને કર્મ તથા દોષ એ બન્નેથી ઉત્પન્ન થયેલા રોગો કર્મ તથા દોષો એ બન્નેનો નાશ થાય ત્યારે નાશ પામે છે. ૪

टीका—दोषजा स्वस्वभेषजैरिति। दोषजेष्वपि प्राक्तनं दुष्कर्म, तद्वैपरीत्येन ... दुष्कर्मक्षयो न हि ... न क्षयं यान्ति। तेन द्रव्य हेतवो दोषास्ते स्वस्वभेषजैः क्षयं यान्तीत्यर्थः ॥ દોષજ રોગોનો પોતપોતાનાં ઓષધોથી ક્ષય થવાનું કહ્યું, તેમા આમ સમજવાનું છે, કે તેઓમા પરોક્ષ કારણ પાપકર્મ હોય છે તે ઓષધ ખાઈ ખારે ધન ખૂટી પડે—વગેરેથી ઉત્પન્ન થયેલ દુઃખ ભોગવવાથી અને તીખા, કડવા તથા ઉગ્ર આદિ હૃદયને ન ગમતા પદાર્થો ખાવા વગેરેને લીધે ઉત્પન્ન થયેલાં દુઃખ ભોગવવાથી નાશ પામે છે, તેમજ એ રોગોમાં બીજા કારણરૂપ દોષો, કે જેઓ દૂષિત થયા હોય છે, તેઓ પોતપોતાનાં ઓષધોથી નાશ પામે છે ૪

**રોગોના સાધ્ય આદિ ત્રણ ભેદો**

साध्या याप्यास्तथाऽसाध्या व्याधयस्त्रिविधा स्मृताः । सुखसाध्यः कृच्छ्रसाध्यो द्विविधः साध्य उच्यते ॥ ५ ॥

अन्वयः—साध्याः याप्याः च असाध्याः (इति) त्रिविधा व्याधयः स्मृताः, (तत्र) साध्यः सुखसाध्यः कृच्छ्रसाध्यः (इति) द्विविधः उच्यते ॥

સાધ્ય,[1] યાપ્ય[2] અને અસાધ્ય એમ ત્રણ પ્રકારના રોગો કહેવાય છે, તેઓમાં સાધ્ય રોગ પણ સુખસાધ્ય અને કષ્ટસાધ્ય—એમ બે પ્રકારનો કહેવાય છે. ૫

1 साध्यते इति साध्यं—सिद्धिः, साध कर्मणि, 'अर्ह ... ' इति माने ... —तद् अस्ति ... इति ... —જે સાધી શકાય, મટાડી શકાય તે સાધ્ય—એ સાધ્ય રૂપ સિદ્ધિ જેની થઈ શકે, તે ઉપચારો વગેરેથી મટી શકે, તેવો રોગ સાધ્ય કહેવાય છે, અને એવો સાધ્ય જે ન હોય તે અસાધ્ય

2 याप्यते—यापनीयः क्रियते इति याप्य —या प्रापणे इति ... 'यापो ... '—જેને ચિકિત્સારૂપ ક્રિયાથી રોકી શકાય—એમનો એમ રાખી શકાય, તેવો રોગ યાપ્ય જાણવો.

યાપ્યનું લક્ષણ

ાપનીયં તુ તં વિદ્યાત્ક્રિયા ધારયતે હિ યમ્ ।
ક્રિયાયાં તુ નિવૃત્તાયાં સદ્યો યશ્ચ વિનશ્યતિ ॥૬

अन्वयः-यं क्रिया धारयते तं तु यापनीयं हि विद्यात्, क्रियायां च निवृत्तायां यः सद्यः विनश्यति ॥

જેને (ચિકિત્સારૂપ) ક્રિયા ધારણ કરી રાખતી હોય-અર્થાત્ વધવા કે ઘટવા દેતી ન હોય, તે 'યાપ્ય' રોગ જાણવો; પરંતુ (એ) ક્રિયા અટકતાં (યાપ્ય) રોગવાળો માણસ તરત જ નાશ પામે છે. ૬

પ્રાપ્તા ક્રિયા ધારયતિ સુખિનં યાપ્યમાતુરમ્ ।
પ્રપતિષ્યદિવાગારં સ્તમ્ભો યત્નેન યોજિતઃ ॥૭॥

अन्वयः-प्रपतिष्यत् अगारं यत्नेन योजितः स्तम्भः इव याप्यम् आतुरं प्राप्ता क्रिया सुखिनं धारयति ॥

જેમ પડવાને તૈયાર થયેલા ઘરને યત્નથી લગાવેલો થાંભલો શોભાવી રાખે છે, તેમ આતુર થયેલાં જે (યાપ્ય) રોગીને કરવામાં આવતી ચિકિત્સારૂપ ક્રિયા જ સુખી કરી બચાવી રાખતી હોય, તે રોગીનો એ રોગ યાપ્ય (એમને એમ ઉપાય ચાલુ રાખી શોભાવવા યોગ્ય) છે, એમ સમજવું. ૭

સાધ્ય અને યાપ્ય રોગમાં ચિકિત્સાની જરૂર

સાધ્યા યાપ્યત્વમાયાન્તિ યાપ્યાશ્ચાસાધ્યતાં તથા ।
ઘ્નન્તિ પ્રાણાનસાધ્યાસ્તુ નરાણામક્રિયાવતામ્ ॥૮

अन्वयः-अक्रियावतां नराणां साध्याः (रोगाः) याप्यत्वम् आयान्ति, च याप्याः असाध्यताम् आयान्ति, तथा असाध्याः तु प्राणान् घ्नन्ति ॥

જે રોગ સાધ્ય હોય છતાં પણ જો તેની ચિકિત્સા કરવામાં ન આવે, તો તે યાપ્ય થઈ જાય છે અને યાપ્ય છતાં જો ચિકિત્સા કરવામાં ન આવે તો અસાધ્ય થઈ જાય છે; એ અસાધ્ય થયેલા રોગો તો પ્રાણનો નાશ કરે છે. ૮

ટીકા-अक्रियावतां-चिकित्सारहितानाम् ॥ (અર્થ ભાષાંતરમાં આપ્યો છે.)

ઉપદ્રવનું લક્ષણ

રોગારમ્ભકદોષસ્ય પ્રકોપાદુપજાયતે ।
યોઽન્યો વિકારઃ સ બુધૈરુપદ્રવ ઇહોદિતઃ ॥ ૯ ॥

अन्वयः-रोगारम्भकदोषस्य प्रकोपात् यः अन्यः विकारः जायते, सः इह बुधैः उपद्रवः उ[illegible]

રોગને શરૂ કરનારા દોષનો પ્રકોપ થવાથી જે બીજો વિકાર ઉત્પન્ન થાય છે, તેને આ વૈદ્યકશાસ્ત્રમાં વિદ્વાનો ઉપદ્રવ[1] કહે છે. ૯

અરિષ્ટનું લક્ષણ

રોગિણો મરણં યસ્માદવશ્યં ભાવિ લક્ષ્યતે ।
તલ્લક્ષણમરિષ્ટં સ્યાદ્રિષ્ટં ચાપિ તદુચ્યતે ॥ ૧૦ ॥

अन्वयः-यस्मात् रोगिणः मरणम् अवश्यं भावि लक्ष्यते, तल्लक्षणम् अरिष्टं स्यात्, तत् च रिष्टम् अपि उच्यते ॥

જે લક્ષણ થવાથી રોગીનું મરણ અવશ્ય થવાનું જણાય છે, તે લક્ષણ 'અરિષ્ટ'[2] કહેવાય છે અને વિદ્વાનો તેને 'રિષ્ટ' પણ કહે છે.

ચિકિત્સાનું લક્ષણ

યા ક્રિયા વ્યાધિહરણી સા ચિકિત્સા નિગદ્યતે ।
દોષધાતુમલાનાં યા સામ્યકૃત્સૈવ રોગહૃત્ ॥૧૧॥

अन्वयः-या क्रिया व्याधिहरणी सा चिकित्सा निगद्यते, या दोषधातुमलानां साम्यकृत्, सा एव रोगहृत् (भवति) ॥

જે ક્રિયા 'વ્યાધિહરણી'-એટલે રોગને દૂર કરે, તે ક્રિયા 'ચિકિત્સા'[3] કહેવાય છે. જે ક્રિયા દોષ, ધાતુ અને મળોને બરાબર કરે એવી હોય, તે ક્રિયા જ રોગને દૂર કરે છે. ૧૧

ટીકા-क्रिया-कर्म, व्याधिर्ह्रियते यथेति व्याधिहरणी । करणाधिकरणयोश्चेति सूत्रेण करणार्थे ल्युट् ।

સંસ્કૃત વ્યાકરણની રીતિ પ્રમાણે 'करणाधिकरणयोश्च (૩-૩-૧૧૭)' એ સૂત્રથી 'વ્યાધિહરણી' શબ્દમાં કરણ અર્થમાં લ્યુટ્ પ્રત્યય થયો છે, તેથી 'વ્યાધિ હરવાનું સાધન' એવો તેનો અર્થ થાય છે.

तथा च-તેમ જ-

યાભિઃ ક્રિયાભિર્જાયન્તે શરીરે ધાતવઃ સમાઃ ।
સા ચિકિત્સા વિકારાણાં કર્મ તદ્ભિષજાં મતમ્ ॥

૧. उप समीपे द्रूयते-प्राप्यते अन्यविकाररूपेण यः स उपद्रवः-उपपूर्वकात् द्रु गतौ इत्यस्मात् 'ऋदोरप्' જે કોપેલા દોષની પાસે બીજા વિકારોરૂપે પ્રાપ્ત કરાય તે ઉપદ્રવ.

૨. न रिष्यते स्म कैश्चिदपि उपायैः इति अरिष्टम्-रिष हिंसायाम्, कर्मणि क्तः-જેને કોઈ પણ ઉપાયથી હણી શકાતું નથી, તે અશુભ-મરણચિહ્ન-અરિષ્ટ.

૩. 'कितेर्व्याधिप्रतीकारे' इति सन्-चिकित्स्यते इति चिकित्सा-अः प्रत्ययात् इति भावे अः-રોગને [illegible]

अन्वय—याभि: क्रियाभि: शरीरे धातव: समा: जायन्ते, सा विकाराणां चिकित्सा (कथ्यते), तद् भिषजां कर्म मतम् ॥

જે ક્રિયાઓથી શરીરમા ધાતુઓ સરખી થાય છે, તે રોગોની (સામે કરવામાં આવતી) ચિકિત્સા કહેવાય છે અને એ વૈદ્યોનુ કામ મનાયુ છે ૧૨

या ह्युदीर्णं शमयति नान्यं व्याधिं करोति च ।
सा क्रिया न तु या व्याधिं हरत्यन्यमुदीरयेत् ॥१३॥

अन्वय—या उदीर्णं व्याधिं शमयति हि, अन्यं च व्याधिं न करोति सा क्रिया (कथ्यते), या तु व्याधिं हरति, अन्यं (व्याधिम्) उदीरयेत्, सा क्रिया न (उच्यते) ॥

જે ક્રિયા ઉપજેલા રોગને શમાવે છે અને બીજા રોગને ઉત્પન્ન કરતી નથી, તે ક્રિયા-ચિકિત્સા કહેવાય છે; પણ જે એક રોગને શમાવે અને બીજા રોગને ઉત્પન્ન કરે, તે ક્રિયા-ચિકિત્સા ન કહેવાય. ૧૩

टीका—क्रियात्र चिकित्सा, तथा चामरसिंह:—'आरम्भो निष्कृति: शिक्षा, पूजनं संप्रधारणम् । उपाय: कर्म चेष्टा च चिकित्सा च नव क्रिया' इति ॥ અહીં ક્રિયા શબ્દનો અર્થ ચિકિત્સા કર્યો છે, તેમાં અમરસિંહનો અમરકોશ પ્રમાણ છે ત્યા તેણે લખ્યુ છે, કે 'ક્રિયા શબ્દના આરંભ પ્રાયશ્ચિત્ત, કેળવણી, પૂજા વિચાર, ઉપાય, કર્મ, ચેષ્ટા અને ચિકિત્સા, એ નવ અર્થ થાય છે'

### રોગની ચિકિત્સા તરત કરવી

जातमात्रश्चिकित्स्य: स्यान्नोपेक्ष्योऽल्पतया गद: ।
वह्निशत्रुविषैस्तुल्य: स्वल्पोऽपि विकरोत्यसौ ॥१४॥

अन्वय—गद: जातमात्र: चिकित्स्य: स्यात्, (किंतु) अल्पतया उपेक्ष्य: न स्यात्, (यत:) असौ स्वल्प: अपि वह्निशत्रुविषै: तुल्य: (सन्) विकरोति ॥

રોગ જેવો ઉત્પન્ન થાય કે તરત તેની ચિકિત્સા કરવી જોઈએ, પણ રોગને થયો જ ઓછો જાણી તેનો ઉપાય કરવામાં બેદરકાર ન રહેવુ; કારણ કે એ રોગ થયો ઓછો હોય છતા અગ્નિ, શત્રુ અને ઝેર જેવો હોઈ ખરાબી કરે છે. ૧૪

### ચિકિત્સાની રીત

रोगमादौ परीक्षेत ततोऽनन्तरमौषधम् ।
तत: कर्म भिषक् पश्चाज्ज्ञानपूर्वं समाचरेत् ॥१५॥

अन्वय—भिषक् आदौ रोगं परीक्षेत, तत: अनन्तरम् औषधं (चिन्तयेत्), तत: पश्चात् ज्ञानपूर्वं कर्म समाचरेत् ॥

વૈદ્યે પ્રથમ રોગની પરીક્ષા કરવી, તે પછી ઓષધનો વિચાર કરવો અને તે પછી સમજણપૂર્વક કર્મ કરવુ—એટલે ઓષધ દેવું વગેરે રૂપ ચિકિત્સા કરવી. ૧૫

टीका—अन्वयं—भिषङ्मादौ रोगं परीक्षेत—विचारयेत् । तत: पश्चादौषधविचारानन्तरं ज्ञानपूर्वं साधनानि च समीक्ष्य, कर्म चिकित्सालक्षणमादिश्य समाचरेदिति सर्वम् । (ભાષાંતરમા અર્થ સમાઈ જાય છે )१५

### રોગ જાણ્યા વગરની ચિકિત્સા કદાચ નિષ્ફળ પણ થાય

यस्तु रोगमविज्ञाय कर्माण्यारभते भिषक् ।
अप्यौषधविधानज्ञस्तस्य सिद्धिर्यदृच्छया ॥१६॥

अन्वय—य: तु भिषक् औषधविधानज्ञ: (सन्) अपि रोगम् अविज्ञाय कर्माणि आरभते, तस्य सिद्धि: यदृच्छया (भवति) ॥

પણ જે વૈદ ઓષધો કરવાનુ જાણતો હોય, છતાં રોગને જાણ્યા વગર (ચિકિત્સારૂપ) કર્મો શરૂ કરે, તે વૈદની સફળતા કોઈક વખતે થાય છે અને કોઈક વખતે નથી પણ થતી. ૧૬

टीका—सिद्धिरेव सिद्धिर्भवति नापि भवतीत्यर्थ: ॥ (અર્થ ઉપર આપ્યો છે ) १६

### રોગ ન જાણે છતાં વૈદું કરે તો શિક્ષાપાત્ર

અથવા—વળી બીજુ—

भेषजं केवलं कर्तुं यो जानाति न चामयम् ।
वैद्यकर्म स चेत्कुर्याद्वधमर्हति राजत: ॥१७॥

अन्वय—य: केवलं भेषजं कर्तुं जानाति, आमयं च न जानाति, स चेत् वैद्यकर्म कुर्यात् (तर्हि) राजत: वधम् अर्हति ॥

'જે માણસ કેવળ ઓસડ કરી જાણતો હોય, પણ રોગને ન જાણતો હોય, તે જે વૈદનો ધંધો કરે, તો રાજા તરફથી દેહાંત શિક્ષાને યોગ્ય ઠરે છે' ૧૭

### રોગ જાણવા છતાં ઔષધ જાણતો ન હોય તેપણ ખરાબી

यस्तु केवलरोगज्ञो भेषजेष्वविचक्षण: ।
तं वैद्यं प्राप्य रोगी स्याद्यथा नौर्नाविकं विना ॥१८॥

अन्वयः—यः तु केवलरोगज्ञः ( सन् अपि ) भेषजेषु अविचक्षणः ( भवति ), तं वैद्यं प्राप्य रोगी, नाविकं विना यथा नौः ( तथा ) स्यात् ॥

વળી જે વૈદ્ય કેવળ રોગ જાણતો હોય, પણ ઔષધ કરવામાં કુશળ ન હોય, તેવા વૈદ્યને મેળવી રોગી માણસ, જેમ ખલાસી વિનાનું વહાણ સંકટમાં પડે, તેમ સંકટમાં પડે છે.

ટીકા—नाविक—कर्णधारं विना यथा नौः सङ्कटे पतति, तथा स रोगीत्यर्थः ( ભાષાંતરમાં અર્થ આવી જાય છે. )

## કેવળ શાસ્ત્ર જાણે છતાં જો ક્રિયા ન જાણે તોયે વ્યર્થ

અન્યચ્ચ—બીજા ગ્રંથમાં પણ કહ્યું છે કે—

यस्तु केवलशास्त्रज्ञः क्रियास्वकुशलो भिषक् ।
स मुह्यत्यातुरं प्राप्य यथा भीरुरिवाहवम् ॥ १९ ॥

अन्वयः—यः तु भिषक् केवलशास्त्रज्ञः ( सन् अपि ) क्रियासु अकुशलः ( भवति ), सः आतुरं प्राप्य, यथा भीरुः आहवं ( प्राप्य मुह्यति तथा ) मुह्यति ॥

'જે વૈદ્ય કેવળ વૈદ્યક શાસ્ત્રને જાણતો હોય, પણ ચિકિત્સા કરવામાં કુશળ ન હોય, તે જેમ બીકણ માણસ લડાઈમાં જઈને મૂંઝાય છે, તેમ રોગીને પ્રાપ્ત કરી મૂંઝાય છે.

## રોગ અને વૈદ્યક્રિયા એ બેયનું જ્ઞાન જ સફળ થાય

यस्तु रोगविशेषज्ञः सर्वभैषज्यकोविदः ।
देशकालविभागज्ञस्तस्य सिद्धिर्न संशयः ॥ २० ॥

अन्वयः—यः तु रोगविशेषज्ञः सर्वभैषज्यकोविदः देशकालविभागज्ञः ( च स्यात् ), तस्य सिद्धिः ( भवति ) न संशयः ॥

પણ જે વૈદ્ય, રોગોના ભેદોને જાણતો હોય, સઘળી વૈદ્યક્રિયામાં કુશળ હોય અને દેશકાળના વિભાગને જાણતો હોય, તે વૈદ્યની સફળતા થાય છે, એમાં સંશય નથી. ૨૦

आदावन्ते रुजां ज्ञाने प्रयतेत चिकित्सकः ।
भेषजानां विधानेन ततः कुर्याच्चिकित्सितम् ॥२१॥

अन्वयः—चिकित्सकः आदौ अन्ते रुजां ज्ञाने प्रयतेत, ततः भेषजानां विधानेन चिकित्सितं कुर्यात् ॥

(માટે) વૈદ્યે આદિમાં અને અંતમાં રોગ જાણવાનો પ્રયત્ન કરવો અને તે પછી ઔષધોની ગોઠવણી કરી ચિકિત્સા કરવી. ૨૧

ટીકા—चिकित्सितमित्यत्र भावे क्तः ॥ चिकित्सितम्—શબ્દમાં ભાવ અર્થમાં 'क्त' પ્રત્યય લાગ્યો છે. ૨૧

विकाराणामकुशलो न जिह्रीयात्कदाचन ।
न हि सर्वविकाराणां नामतोऽस्ति ध्रुवा स्थितिः ॥

अन्वयः—विकाराणाम् अकुशलः कदाचन न जिह्रीयात्, हि सर्वविकाराणां स्थितिः नामतः ध्रुवा न अस्ति ॥

કોઈ રોગ પારખી ન શકાય, તો તેથી વૈદ્યે કદી પણ શરમાવું નહીં; કારણ કે સઘળા રોગોની સ્થિતિ નામવાર સ્થિર હોતી નથી.

नास्ति रोगो विना दोषैर्यस्मात्तस्माच्चिकित्सकः ।
अनुक्तमपि दोषाणां लिङ्गैर्व्याधिमुपाचरेत् ॥२३॥

अन्वयः—यस्मात् दोषैः विना रोगः नास्ति, तस्मात् चिकित्सकः अनुक्तम् अपि व्याधिं दोषाणां लिङ्गैः उपाचरेत् ॥

દોષો વિના રોગ હોતો નથી, માટે વૈદ્યે કોઈ રોગનું નામ શાસ્ત્રમાં ન કહ્યું હોય, તોપણ દોષોનાં ચિહ્નો ઉપરથી તે રોગની ચિકિત્સા કરવી. ૨૩

## અસાધ્ય રોગોની ચિકિત્સા ન કરવી

ये न कुर्वन्त्यसाध्यानां चिकित्सां ते भिषग्वराः ।
अतो वैद्यैः श्रमः कार्यः साध्यासाध्यपरीक्षणे ॥ २४

अन्वयः—ये असाध्यानां ( रोगाणां ) चिकित्सां न कुर्वन्ति, ते भिषग्वराः ( कथ्यन्ते ), अतः वैद्यैः साध्यासाध्यपरीक्षणे श्रमः कार्यः ॥

જેઓ અસાધ્ય રોગોની ચિકિત્સા ન કરે, તેઓ ઉત્તમ વૈદ્ય કહેવાય છે; માટે વૈદ્યોએ સાધ્ય-અસાધ્ય રોગની પરીક્ષા કરવા યત્ન કરવો. ૨૪

ટીકા—रोगज्ञानोपाया अग्रे वक्ष्यन्ते—રોગ જાણવાના ઉપાયો આગળ કહેવાશે. ૨૪

## ચિકિત્સાનો સમય જવા ન દેવો

शीते शीतप्रतीकारमुष्णे तूष्णनिवारणम् ।
कृत्वा कुर्यात्क्रियां प्राप्तां क्रियाकालं न हापयेत् ॥

अन्वयः—शीते शीतप्रतीकारम् उष्णे तु उष्णनिवारणं कृत्वा प्राप्तां क्रियां कुर्यात, क्रियाकालं न हापयेत् ॥

શીતથી રોગ થયો હોય તો શીતનું અને ગરમીથી રોગ થયો હોય તો ગરમીનું નિવારણ કર્યા પછી યોગ્ય ચિકિત્સા કરવી; પણ ચિકિત્સાનો સમય જવા દેવો નહિ. ૨૫

अप्राप्ते वा क्रियाकाले प्राप्ते वा न क्रिया कृता ।
क्रिया हीनातिरिक्ता च साध्येष्वपि न सिद्ध्यति॥२६

अन्वयः—क्रियाकाले अप्राप्ते या क्रिया कृता, वा

क्रियाकाले प्राप्ते या क्रिया न कृता, या च क्रिया हीना अतिरिक्ता च कृता, (सा क्रिया) साध्येषु अपि न सिद्ध्यति ॥

ચિકિત્સાનો સમય પ્રાપ્ત થયો ન હોય છતા જે ચિકિત્સા કરવામાં આવે, અથવા સમય પ્રાપ્ત થયો હોય છતા જે ચિકિત્સા કરવામાં ન આવે, પણ પાછળથી કરવામાં આવે; અથવા જે ચિકિત્સા ઓછી કે વધારે કરવામાં આવે, તે ચિકિત્સા રોગો સાધ્ય હોય છતાં સિદ્ધ થતી નથી (પણ નકામી થાય છે). ૨૬

टीका गतगार्थे क्रिया चिकित्साऽवसरे। अप्राप्तेऽप्राप्ते । या क्रिया—चिकित्सा । यथा ज्वरे सर्विवाममप्राप्ते तरुण एव ज्वरेऽप्यतर्पणक्रिया न सिद्ध्यति । या च क्रिया—चिकित्साऽवसरे प्राप्ते न कृता, अर्थात् पश्चात्कृता, यथा दाहे सर्वचिकित्सान्ते पश्चात्शीतप्रलेपनादिक्रिया । तथा हीनातिरिक्ता च क्रिया साध्येष्वपि न सिद्ध्यति । જેમકે જ્વર ઇચ્છું થયો ન હોય છતા નવા જ્વરમાં જ જો ક્વાથ દેવાની ચિકિત્સા કરાય, તો તે ઉપયોગી થતી નથી, તેમ જ કોઈ રીતે દાહ શાંત થયા પછી પાછળથી ઠંડા લેપન આદિરૂપ ક્રિયા કરાય, તો તે પણ કામની નથી. ૨૬

अतिरिक्तां हीनां च क्रियां वर्णयन्नाह—અને તે જ પ્રમાણે વધારે કે ઓછી ચિકિત્સા કરવામાં આવે, તે પણ કામની નથી, તે હવે કહે છે

विकारेऽल्पे महत्यल्पे क्रिया नाल्पीयसी महती ।
तुल्यमेवत्कौशल्यं कौशल्यं पुरुषकर्मता ॥ २७ ॥

अन्वय—विकारे अल्पे महत् कर्म, विकारे महति अल्पीयसी क्रिया, एतद् द्वयम् अकौशल्यं (भवेत्), तुल्यकर्मता कौशल्यं (कथ्यते) ॥

વિકાર મોટો હોય છતા મોટી ચિકિત્સા કરે અથવા વિકાર ભારે હોય છતા હલકી ચિકિત્સા કરે, તો તે બન્ને હોંશિયારપણુ નથી; માટે જે યોગ્ય હોય તે જ ચિકિત્સા કરવી, એ હોંશિયારપણુ કહેવાય છે. ૨૭

તુલ્ય ક્રિયાની ભેળસેળ ન થાય

क्रियायास्तु गुणलाभे क्रियामन्यां प्रयोजयेत् ।
पूर्वस्यां शान्तवेगायां न क्रियासङ्करो हितः ॥२८॥

अन्वय—क्रियायाः तु गुणलाभे (सति) पूर्वस्यां शान्तवेगायां (सत्याम्) अन्यां क्रियां प्रयोजयेत्, (किंतु) क्रियासङ्करः हितः न (भवति) ॥

એક ક્રિયાથી ફાયદો ન થાય, તો તે ક્રિયાનો વેગ શાંત થયા પછી બીજી ક્રિયા કરવી; (પણ સાથે સાથે બે ક્રિયા કરવી નહિ; કારણ કે) ક્રિયાઓની ભેળસેળ હિતકારી થતી નથી. ૨૮

જુદી જુદી ક્રિયાઓ ભેગી કરાય

भिन्नस्वामिस्तु क्रियामिः साङ्कर्यमपि न दोषाय ।
तत आह—જુદી જુદી ક્રિયાઓને એક સામટી કરવામાં આવે, તોપણ કંઈ વાંધો નથી તે કહે છે

क्रियामिस्तुल्यरूपाभिर्न क्रियासङ्करो हितः ।
तामिस्तु भिन्नरूपामिः साङ्कर्यं नैव दुष्यति ॥२९॥

अन्वयः—तुल्यरूपाभिः क्रियाभिः क्रियासङ्करः न हितः, ताभिः तु भिन्नरूपाभिः साङ्कर्यं नैव दुष्यति ॥

(આમાં પણ આમ સમજવાનું કે) સરખા પ્રકારની ક્રિયાઓ સામટી કરવી, તે હિતકારી નથી, પણ જુદા જુદા પ્રકારની ક્રિયાઓ સામટી કરાય તો હરકત નથી. ૨૯

टीका—तत्र एवोक्तम्—

'ज्वरे लङ्घनमेवादौ कार्यं सिद्धिर्न तथा ।
अवपीडोऽञ्जनं चापि प्राक् प्रयोज्यं शिरोगते' ॥

ज्वर इति शेष । આથી જ કહ્યું છે કે 'ત્રણે દોષથી થયેલા જ્વરમાં પ્રથમથી જ લંઘનનો, વૈદ્યના શેકનો, નાકમાં ટીપાં નાખવાં વગેરેનો, ધૂમ્રપાનનો, ઔષધ સુંઘાડવાનો અને અંજનનો પણ ઉપયોગ કરાવવો.' આ ઉપરથી ઉપલી વાત સિદ્ધ થાય છે.૨૯

ચિકિત્સામાં શાસ્ત્ર ઉપરાંત તર્કની પણ જરૂર

न चैकान्तेन निर्दिष्टे शास्त्रे निविशते बुधः ।
स्वयमप्यत्र भिषजा तर्कणीयं चिकित्सिता ॥३०॥

अन्वय—बुधः निर्दिष्टे शास्त्रे एकान्तेन न निविशते, (किंतु) चिकित्सया भिषजा स्वयम् अपि अत्र तर्कणीयम् ॥

સમજુ વૈદ્યે બતાવેલા શાસ્ત્ર ઉપર જ કેવળ આગ્રહ રાખી બેસી રહેવું નહિ, પણ ચિકિત્સા કરતી વખતે પોતાની બુદ્ધિથી તર્ક પણ ચલાવવા જોઈએ. ૩૦

तत्र आह—કહ્યું છે કે—

उत्पद्यते च सावस्था देशकालबलं प्रति ।
यस्यां कार्यमकार्यं स्यात्कर्म कार्यं विवर्जितम् ॥३१॥

अन्वय—देशकालबलं प्रति सा च अवस्था उत्पद्यते, यस्यां कार्यं कर्म अकार्यं स्यात्, विवर्जितं कर्म कार्यं स्यात् ॥

કારણ કે દેશ અને કાળના બળને

અનુસરી (રોગની) એવી પણ સ્થિતિ થાય છે, કે જેમાં શાસ્ત્રની રીતે કરવાનું કર્મ હોય તે ન કરવું જોઈએ અને ન કરવાનું કર્મ હોય તે કરવું જોઈએ. ૩૧

ટીકા–વિવર્જિતં कर्म कर्तव्यं भवतीत्यर्थः ॥ (આનો અર્થ ઉપર છે.)

### ચિકિત્સાનાં ફળ

क्वचिदर्थः क्वचिन्मैत्री क्वचिद्धर्मः क्वचिद्यशः ।
कर्माभ्यासः क्वचिच्चेति चिकित्सा नास्ति निष्फला ॥

અન્વયઃ–क्वचित् अर्थः, क्वचित् मैत्री, क्वचित् धर्मः, क्वचित् यशः, क्वचित् च कर्माभ्यासः (इति) चिकित्सा निष्फला न अस्ति ॥

(ચિકિત્સા કરવાથી) કોઈ ઠેકાણે ધન મળે, કોઈ ઠેકાણે મિત્રતા થાય, કોઈ ઠેકાણે ધર્મ થાય, કોઈ ઠેકાણે યશ મળે અને કોઈ ઠેકાણે ક્રિયા કરવાનો અભ્યાસ વધે છે; માટે ચિકિત્સા કોઈ વખતે કે સ્થળે નિષ્ફળ થતી જ નથી. ૩૨

### નીરોગી, પુણ્યવાન તથા દીર્ઘાયુ કોણ?

आयुर्वेदोदितां युक्तिं कुर्वाणा विहितां च ये ।
पुण्यायुर्वृद्धिसंयुक्ता नीरोगाश्च भवन्ति ते ॥३३॥

અન્વયઃ–ये आयुर्वेदोदितां च विहितां युक्तिं कुर्वाणाः (भवन्ति), ते नीरोगाः पुण्यायुर्वृद्धिसंयुक्ताः च भवन्ति ॥

જેઓ વૈદ્યકશાસ્ત્રમાં કહેલી અને ધર્મ-શાસ્ત્રમાં કહેલી યુક્તિઓ અથવા વર્તવાની યોજનાઓને પાળી રહ્યા હોય છે, તેઓ રોગરહિત થાય છે અને તેઓનાં પુણ્ય તથા આયુષ પણ વધે છે. ૩૩

### વૈદ્યોની આજીવિકા

नैव कुर्वीत लोभेन चिकित्सापुण्यविक्रयम् ।
ईश्वराणां वसुमतां लिप्सेतार्थं तु वृत्तये ॥ ३४ ॥

અન્વયઃ–लोभेन चिकित्सापुण्यविक्रयं नैव कुर्वीत, वृत्तये तु ईश्वराणां वसुमताम् अर्थं लिप्सेत ॥

વૈદ્યે લોભને લીધે ગરીબ લોકોની પાસેથી ધન લઈ ચિકિત્સાનું પુણ્ય વેચવું કે ગુમાવવું નહીં; પણ જે લોકો સમર્થ અને ધનવાળા હોય, તેઓની પાસેથી (આજીવિકા માટે) ધન લેવાની ઇચ્છા કરવી. ૩૪

### રોગ મટાડવા બદલ વૈદ્યને કંઈ ન આપે તો?

चिकित्सितं शरीरं यो न निष्क्रीणाति दुर्मतिः ।
स यत्करोति सुकृतं सर्वं तद्भिषगश्नुते ॥ ३५ ॥

અન્વયઃ–यः दुर्मतिः चिकित्सितं शरीरं न निष्क्रीणाति, सः यत् सुकृतं करोति, तत् सर्वं भिषक् अश्नुते ॥

જે દુર્બુદ્ધિ માણસ, પોતાના શરીરની ચિકિત્સા કરાવી વૈદ્યને બદલો આપતો નથી, તે જે કાંઈ પુણ્ય કરે છે, તે સઘળું વૈદ્યને પ્રાપ્ત થાય છે. ૩૫

### વૈદ્યોની આજીવિકા બધે હોય છે

न देशो मनुजैर्हीनो न मनुष्या निरामयाः ।
ततः सर्वत्र वैद्यानां सुसिद्धा एव वृत्तयः ॥ ३६ ॥

અન્વયઃ–मनुजैः हीनः देशः न, निरामयाः मनुष्याः न, ततः सर्वत्र वैद्यानां वृत्तयः सुसिद्धाः एव (भवन्ति)॥

મનુષ્યો વિનાનો (કોઈ પણ) દેશ હોતો નથી અને રોગ વગરનાં મનુષ્યો હોતાં નથી; તેથી સર્વ સ્થળે વૈદ્યોની આજીવિકાઓ તૈયાર જ હોય છે. ૩૬

### ચિકિત્સાનાં અંગો

रोगी दूतो भिषग्दीर्घमायुर्द्रव्यं सुसेवकः ।
सदौषधं चिकित्सायामित्यङ्गानि बुधा जगुः ॥३७॥

અન્વયઃ–रोगी दूतः भिषक् दीर्घम् आयुः द्रव्यं सुसेवकः सत् औषधम्–इति बुधाः चिकित्सायाम् अङ्गानि जगुः ॥

રોગી, દૂત, વૈદ્ય, લાંબું આયુષ, દ્રવ્ય, સારો ચાકર અને સારું ઔષધ, એ(સાત)ને વિદ્વાનોએ ચિકિત્સાનાં અંગો કહ્યાં છે. ૩૭

### ચિકિત્સા કરવા યોગ્ય રોગીનાં લક્ષણો

रोगो यस्यास्ति रोगी स, स चिकित्स्यस्तु यादृशः । यादृशश्चाचिकित्स्योऽपि, वक्ष्यमाणो निशम्यताम् ॥ ३८ ॥

અન્વયઃ–यस्य रोगः अस्ति सः रोगी, यादृशः सः चिकित्स्यः, च यादृशः अचिकित्स्यः अपि (तादृशः) वक्ष्यमाणः (भवद्भिः) निशम्यताम् ॥

જેને રોગ હોય તેવો માણસ રોગી કહેવાય; તો (હવે) જેવા રોગીની ચિકિત્સા કરવી અને જેવાની ન કરવી, તે પણ હું કહું છું, તમે સાંભળો. ૩૮

तत्र चिकित्स्यः–તેમાં કોની ચિકિત્સા કરવી, તે કહે છે :

निजप्रकृतिवर्णाभ्यां युक्तः सत्त्वेन संयुतः ।
चिकित्स्यो भिषजा रोगी वैद्यभक्तो जितेन्द्रियः ॥

अन्वय—निजप्रकृतिवर्णाभ्यां युक्तः सत्त्वेन संयुतः (च) युक्तः वैद्यभक्तः जितेन्द्रियः रोगी भिषजा चिकित्स्यः ॥

પોતાની સ્વાભાવિક પ્રકૃતિ અને શરીરના વર્ણથી જે યુક્ત હોય, જેનું મન પડતી કે ચડતી વગેરેની ક્રિયાઓમાં ધીરજ ન છોડતું હોય, જેની ચક્ષુ વગેરે ઇંદ્રિયો યોગ્ય સ્થિતિમાં હોય, જે જિતેંદ્રિય હોય અને વૈદ્ય ઉપર ભક્તિવાળો હોય, એવા રોગીની વૈદ્યે ચિકિત્સા કરવી. ૩૯

टीका—सत्त्वं—व्यसनाभ्युदयक्रियादिस्थानेष्वविक्लवकरं तेन युक्तः । संयुतः—संयुक्तश्चक्षुरादीन्द्रियैः । चिकित्स्यः—रोगान्मोचयितव्यः ॥ (ભાષાંતરમાં અર્થ સમાયો છે.) ૩૯

અપરં—વળી બીજું—

आयुष्मान्सत्त्ववान्साध्यो द्रव्यवान्मित्रवानपि ।
चिकित्स्यो भिषजा रोगी वैद्यवाक्यकृदास्तिकः ॥ ४० ॥

अन्वय—आयुष्मान् सत्त्ववान् साध्यः द्रव्यवान् मित्रवान् वैद्यवाक्यकृत् आस्तिकः अपि रोगी भिषजा चिकित्स्यः ॥

જે આયુષ્યવાળો, ધીરજવાળો, સાધ્ય કરી શકાય એવો, ધનવાળો, મિત્રવાળો, વૈદ્યનું કહ્યું માનનાર અને વૈદ્યશાસ્ત્ર ઉપર આસ્થાવાળો હોય, તે રોગીની વૈદ્યે ચિકિત્સા કરવી. ૪૦

टीका—आयुर्वेदोऽस्तीति मतिर्यस्य स आस्तिकः—આયુર્વેદ છે એવી જેની બુદ્ધિ હોય તે આસ્તિક કહેવાય છે. ૪૦

કેવા રોગીની ચિકિત્સા ન કરવી?

चण्डः साहसिको भीरुः कृतघ्नो व्यग्र एव च ।
शोकाकुलो मुमूर्षुश्च विहीनः करणैश्च यः ॥ ४१ ॥
वैरी वैद्यविदग्धश्च श्रद्धाहीनश्च शङ्कितः ।
भिषजामविधेयाश्च नोपक्रम्या भिषग्विदा ।
एतानुपाचरन्वैद्यो बहून्दोषानवाप्नुयात् ॥ ४२ ॥

अन्वय—चण्डः साहसिकः भीरुः कृतघ्नः व्यग्र एव च शोकाकुलः मुमूर्षुः च यः करणैः विहीनः वैरी च वैद्यविदग्धः श्रद्धाहीनः च शङ्कितः, (ये च) भिषजाम् अविधेयाः (ते) भिषग्विदा न उपक्रम्याः, एतान् उपाचरन् वैद्यः बहून् दोषान् अवाप्नुयात् ॥

જે રોગી બહુ જ ક્રોધી, વિચાર્યા વગર ઉતાવળિયો કામ કરનાર, બીકણ, વૈદ્યે કરેલા ઉપકારનો નાશ કરનાર, વ્યાકુળ, શોકથી વ્યાપ્ત, મરવા પડેલો, ઇંદ્રિયોની શક્તિ વગરનો, વૈરભાવવાળો, વૈદ્યને ઠગનાર, શ્રદ્ધા રહિત, વૈદ્ય ઉપર વિશ્વાસ વગરનો હોય, વૈદ્યોનું વચન માનતો ન હોય અને જે રોગી વૈદ્ય જેવો હોય તેની ચિકિત્સા કરવી નહીં. (અહીં વૈરીની ચિકિત્સા ન કરવાનું કારણ આ છે કે કદાચ રોગ વધી જાય તો વૈદ્ય ઉપર અપવાદ આવે;) આવા રોગીની ચિકિત્સા કરનાર વૈદ્ય ઘણા દોષોને પ્રાપ્ત થાય છે ૪૧,૪૨

टीका—चण्डोऽत्यन्तक्रोधयुक्तः । साहसिकोऽविचार्यकारी, भीरुर्भययुक्तः । कृतघ्नो—वैद्यकृतोपकारघ्नः । व्यग्रो—व्याकुलः । विहीनः करणैश्च—विगतेन्द्रियशक्तिः । वैरी न चिकित्स्यः, [illegible] । वैद्यविदग्धो वैद्यधूर्तः । (ભાષાંતરમાં અર્થ સમાઈ જાય છે.) तथा च सुश्रुतः—

'स न सिद्ध्यति वैद्यस्य गृहे यस्य न पूज्यते ॥'

સુશ્રુત કહે છે કે 'જેના ઘરમાં વૈદ્યનો આદરસત્કાર થતો ન હોય, તે વૈદ્યને ઠગનાર [illegible] જેવો ધુતારો માણસ કદી સિદ્ધ અથવા રોગ રહિત થતો નથી.'

शङ्कितो—वैद्यविश्वासरहितः । भिषजामविधेया—वैद्यवचनाविधायिनः । भिषग्विदा—वैद्यश्रेष्ठेन । एते नोपक्रम्याः—न चिकित्स्याः ॥ (ભાષાંતરમાં અર્થ આવી જાય છે.) ૪૧,૪૨

દૂતનાં લક્ષણ

यश्चिकित्सकमाहूतुं याति दूतः स कथ्यते ।
स च यादृक्समुचितस्तादृगत्र निगद्यते ॥ ४३ ॥
दूताः शुभावहोऽव्यङ्गाः पटवो निर्मलाम्बराः ।
शुचिनोऽव्यग्रपाणयः शुभपुष्पफलैर्युताः ॥ ४४ ॥
स्वजातयः सुवेषाश्च सजीवदिशि संगताः ।
भिषजं समये प्राप्ता रोगिणः सुखहेतवे ॥ ४५ ॥

अन्वय—यः चिकित्सकम् आहूतुं याति स दूतः कथ्यते, स च यादृक् समुचितः तादृक् अत्र निगद्यते । (ये) दूताः शुभावहाः अव्यङ्गाः पटवः निर्मलाम्बराः शुचिनः अव्यग्रपाणयः शुभपुष्पफलैः युताः स्वजातयः सुवेषाः च सजीवदिशि संगताः (सन्तः) समये भिषजं प्राप्ताः (स्युः ते) रोगिणः सुखहेतवे (भवन्ति) ॥

જે માણસ વૈદ્યને બોલાવવા જાય તે દૂત કહેવાય છે; એ દૂત જેવો યોગ્ય જણાય

છે, તે અહીં કહેવાય છે: (જે) દૂતો ઉત્તમ કુલના, અંગે ખોડખાંપણ વગરના, સમર્થ, નિર્મળ વસ્ત્રોવાળા, સુખિયા; ઘોડા પર, ઘોડાગાડી પર કે બેલગાડી પર બેઠેલા, ધોળાં ફૂલ અને ફળોને સાથે રાખનારા, રોગીની સમાન જાતના, સારી રીતભાતવાળા અને જે નાસિકામાં પ્રાણવાયુ ચાલતો હોય, તે દિશામાં સમયસર વૈદ્યને મળેલા હોય, તેઓ રોગીને સુખના કારણ થાય છે. ૪૩-૪૫

ટીકા-सजातयो-रोगिसमानजातयः ।

'यस्यां प्राणमरुद्याति सा नाडी जीवसंज्ञिता ।' (અર્થ ઉપર આપ્યો છે.) ૪૩-૪૫

### શકુન ક્યાં સારાં?

वैद्याह्वानाय दूतस्य गच्छतो रोगिणः कृते ।
न शुभं सौम्यशकुनं प्रदीप्तं तु सुखावहम् ॥४६॥

અન્વય:-रोगिणः कृते वैद्याह्वानाय गच्छतः दूतस्य सौम्यशकुनं शुभं न (भवति), प्रदीप्तं तु सुखावहं (स्यात्) ॥

રોગી માટે વૈદ્યને બોલાવવા જતા દૂતને જે સારાં શકુન થાય, તે (રોગી માટે) શુભ નથી, પણ બળતો અગ્નિ મળે તો તે સુખકારક છે; (અથવા બીજો પાઠ જોતાં આવો પણ અર્થ થાય છે, કે 'ખરાબ શકુન મળે તો રોગીનું સારું થાય છે.') ૪૬

### આટલાને ખાલી હાથે ન જોવા

रिक्तहस्तो न पश्येत्तु राजानं भिषजं गुरुम् ।
दैवज्ञं देवतां मित्रं फलेन फलमादिशेत् ॥४७॥

અન્વય:-रिक्तहस्तः राजानं भिषजं गुरुं दैवज्ञं देवतां मित्रं तु न पश्येत्, फलेन फलम् आदिशेत् ॥

(દૂતે કે રોગીએ હાથમાં ધન આદિ રાખ્યા વગર) ખાલી હાથે રાજાનું, વૈદ્યનું, ગુરુનું, જોષીનું, દેવનું કે મિત્રનું દર્શન કરવું નહિ; પરંતુ ફળ વડે ફળ જોવું-અર્થાત્ હાથમાં અર્પણ કરવા માટે ફળ, ધન આદિ કંઈક રાખીને જ રાજા વગેરેનાં દર્શન કરવાં.૪૭

### ઉત્તમ વૈદ્યનાં લક્ષણ

चिकित्सां कुरुते यस्तु स चिकित्सक उच्यते ।
स च यादृक्समीचीनस्तादृशोऽपि निगद्यते ॥४८॥

અન્વય:-यः तु चिकित्सां कुरुते सः चिकित्सकः उच्यते, स च यादृक् समीचीनः तादृशः अपि निगद्यते ॥

જે માણસ ચિકિત્સા કરે, તે વૈદ્ય કહેવાય છે; એ વૈદ્ય કેવો ઉત્તમ ગણાય છે, તે પણ હું કહું છું. ૪૮

तत्त्वाधिगतशास्त्रार्थो दृष्टकर्मा स्वयं कृती ।
लघुहस्तः शुचिः शूरः सज्जोपस्करभेषजः ॥४९॥
प्रत्युत्पन्नमतिर्धीमान्व्यवसायी प्रियंवदः ।
सत्यधर्मपरो यश्च वैद्य ईदृक् प्रशस्यते ॥५०॥

અન્વય:-यः तत्त्वाधिगतशास्त्रार्थः दृष्टकर्मा स्वयं कृती लघुहस्तः शुचिः शूरः सज्जोपस्करभेषजः प्रत्युत्पन्नमतिः, धीमान् व्यवसायी प्रियंवदः च सत्यधर्मपरः (भवेत्) ईदृक् वैद्यः प्रशस्यते ॥

જેણે શાસ્ત્રના અર્થને બરાબર જાણ્યા હોય, બીજાઓએ કરેલી ચિકિત્સાઓ નજરે જોઈ હોય, પોતે પણ ચિકિત્સા કરવામાં હોશિયાર હોય, સિદ્ધિયુક્ત-હલકા હાથવાળો હોય, પવિત્ર તથા ઉત્સાહવાળો હોય, જેની પાસે ઔષધ અને સરસામાન તૈયાર હોય, જેની બુદ્ધિમાં વખતસર યોગ્ય ઉપચાર સૂઝતા હોય, જે બુદ્ધિમાન, ઉદ્યોગી, મીઠું બોલનાર અને સત્ય તથા ધર્મમાં તત્પર રહેતો હોય, એવો વૈદ્ય ઉત્તમ ગણાય છે. ૪૯,૫૦

ટીકા-दृष्टकर्मा-दृष्टा परेण कृता चिकित्सा येन सः । स्वयंकृती-स्वयं चिकित्साकुशलः । लघुहस्तः-सिद्धिमद्धस्तः ॥ (આનો અર્થ ભાષાંતરમાં છે.)

### આ પાંચ વૈદ્યો વખણાતા નથી

कुचैलः कर्कशः स्तब्धो ग्रामीणः स्वयमागतः ।
पञ्च वैद्या न पूज्यन्ते धन्वन्तरिसमा यदि ॥५१॥

અન્વય:-कुचैलः कर्कशः स्तब्धः ग्रामीणः स्वयम् आगतः (एते) पञ्च वैद्याः यदि धन्वन्तरिसमाः (स्युः तथापि) न पूज्यन्ते ॥

જે વૈદ્ય ખરાબ વસ્ત્રવાળો, અપ્રિય બોલનાર, અભિમાની, ગામડિયો એટલે વ્યવહારકુશળ ન હોય તથા વગર બોલાવ્યે-પોતાની મેળે જ આવેલો હોય, આ પાંચ વૈદ્યો ભલે ધન્વંતરિ જેવા હોય તોપણ વખણાતા નથી.૫૧

ટીકા-कर्कशः-अप्रियवादी । स्तब्धः-साभिमानः । ग्रामीणो-व्यवहाराचतुरः ॥ (અર્થ ઉપર આપ્યા છે.)

### વૈદ્યનું કર્મ

व्याधेस्तत्त्वपरिज्ञानं वेदनायाश्च निग्रहः ।
एतद्वैद्यस्य वैद्यत्वं न वैद्यः प्रभुरायुषः ॥५२॥

अन्वय—व्याधेः तत्त्वपरिज्ञानं च वेदनायाः निग्रहः — एतद् वैद्यस्य वैद्यत्वम् ( अस्ति ), वैद्यः आयुषः प्रभुः न ॥

રોગને ખરેખરો ઓળખવો અને રોગીની વેદના મટાડવી, એ જ વૈદ્યનું કામ છે; વૈદ્ય કંઈ આયુષ આપવા સમર્થ નથી. ૫૨

टीका—अन्वयार्थ—व्याधेः सम्यक् परिचयो वेदनाशान्तिश्च वैद्यस्य कर्म । न तु वैद्य आयुषः प्रभु रित्यर्थः । अपरे त्वेवं व्याचक्षते—व्याधेस्तत्त्व परिचयो वेदनायाः शान्तिश्च च—एतदेव वैद्यस्य वैद्यत्वं च, किन्तु वैद्य आयुषः प्रभुरायुर्दानसमर्थो न । तथा च सुश्रुते धन्वन्तरि —

'एकोत्तरं मृत्युशतमथर्वाणः प्रचक्षते ।
तत्रैकः कालसंयुक्तः शेषास्त्वागन्तवः स्मृताः' ॥

अस्यार्थः—अथर्वाणोऽथर्ववेदज्ञा मुनयः मृत्यु-मेकोत्तरं शतं प्रचक्षते । तत्रैको मृत्युः कालसंयुक्तः, स च आयुषोऽन्ते सर्वप्राणिनां संहर्ता सर्वैरुपायैरनिवार्यश्च भवत्येव । स ब्रह्मादीनामपि आयुषोऽन्ते संहरति । यत आह त्रिपुरवधे कार्तिकेयं प्रति महादेव —'ममायुरप्यसौ काल पुत्र ! संहरति' इति । तेन कालेन संयुक्त संहारक [illegible] योऽन्तकसंज्ञकः । शेषाः शतं मृत्यवः आगन्तव —आगन्तुकहेतुजन्याः [illegible], आगन्तवो हेतवो यथा विषमकुपथ्यादीनि अत्यन्त-भोजनं च दुर्देशजलपानम्, तथाऽऽरण्यैर्महिषव्याघ्रमत्तमातङ्गादिभिर्युद्धम्, सर्पेण सह क्रीडनम्, बाहुभ्याम् महानदीतरणम्, रात्रौ दुर्गे मार्गे गमनमित्यादि । आगन्तुहेतुभ्यः मृत्यवो जायन्ते आविर्भावात्मा आगन्तवस्तु सत्स्वपि मारयन्ति । यथा मणिप्रदीपतैलवर्तिषु विद्यमानेषु वात्या दीपं नाशयति, तथा च—

'यथा सत्यपि तैलादौ दीपं निर्वापयेन्मरुत् ।
एवमायुष्मतोऽपि स्युः मृत्यवश्चागन्तवः ॥'

किन्तु आगन्तुनिमित्तानि निवारयित्वा निवारयितुं शक्यन्ते । यत आह सुश्रुते धन्वन्तरि —

'दोषागन्तुनिमित्तेभ्यो रसमन्त्रविशारदौ ।
रक्षेतां नृपतिं नित्यं यत्तौ वैद्यपुरोहितौ ॥'

वैद्यमन्त्रिणौ नृपतिं नित्यं रक्षतामेताम् । कुतः दोषागन्तुनिमित्तेभ्यः, दोषा—विविधाहारविहारदूषिता वात-पित्तकफा रोगोत्पादकाः । आगन्तवो—विविधा विहारा अति-भोजनादिप्रभृतयः । ते निमित्तानि येषां तेभ्यः मृत्युभ्यः । अत्र वैद्यपुरोहितौ क्रमेण तौ मृत्यू निवारयितुं शक्तौ । तत्राद्य—रसरूपो रसमन्त्रविशारदौ, प्रथमं वैद्यो विविधाहारविहारदूषितेभ्यो दोषेभ्यः जातान् रोगान् समान् शमनेन रक्षति, ततो रसमन्त्रविशारदो मन्त्री च आगन्तुहेतुभ्यो विविधविहारेभ्यो नृपतिं निवारयति । एवं आगन्तुमृत्यवो निवारयितुं शक्या न त्वन्तकालिकाः ॥

બીજાઓ તો આ શ્લોકનો અર્થ આમ પણ કરે છે કે 'રોગને સાચા રૂપમાં ઓળખવો અને રોગીની વેદના મટાડવી, એટલું જ વૈદ્યનું કામ નથી પણ સો પ્રકારનાં આગન્તુક (નવા આવેલાં) મૃત્યુઓને દૂર કરવાં, એ પણ વૈદ્યનું કામ છે અને તે કરવા વૈદ્ય સમર્થ પણ છે ' સુશ્રુતમાં કહ્યું છે કે, અથર્વવેદના તત્ત્વને જાણનારા મુનિઓ, 'એકસો ને એક મૃત્યુઓ છે' એમ કહે છે તેઓમાં એક મૃત્યુ એવું છે, કે જે આયુષના અંતે સર્વ પ્રાણીઓનો અવશ્ય નાશ કરે છે અને સઘળા ઉપાયોથી પણ જેને રોકવું શક્ય જ નથી, એ કાળે નાશ કરવા માટે જ તત્પર થયેલા તે મૃત્યુનું નિવારણ થઈ શકતું નથી સર્વ પ્રાણીઓનો અવશ્ય સંહાર કરનાર એ કાળરૂપ મૃત્યુ તો આયુષની અંતે બ્રહ્માદિકનો પણ સંહાર કરે જ છે, આ ઉપરથી જ ત્રિપુરવધમાં મહાદેવે કાર્તિકેય સ્વામીને કહ્યું છે, કે 'હે પુત્ર' કાળ તો મારા આયુષને પણ ગળી જાય છે,' માટે એવા કાળની સામે રક્ષણનું પણ કંઈ ન ચાલે, તેમાં શું કહેવું ! આવા કાળે મોકલેલા મૃત્યુનું વૈદ્યથી નિવારણ ન થાય પણ જે મૃત્યુઓ આગન્તુક એટલે નવા ઉત્પન્ન થયેલાં કારણોથી આવનારાં છે, તેઓનું તો તે તે કારણોને દૂર કરવાથી નિવારણ થઈ શકે છે ઝેર ખાવું અજીર્ણ છતાં અત્યંત ભોજન કરવું, ખરાબ પ્રદેશનું પાણી પીવું, અત્યંત બળવાળા વેરી, વાઘ, વનના પાડા કે મદોન્મત્ત હાથીઓની સાથે લડવું, સર્પની સાથે રમવું, બહુ જ ઊંચા ઝાડ પર ચડવું, હાથ વડે મોટી નદીમાં તરવું અને રાત્રે વિષમ માર્ગમાં એકલાએ જવું-ઇત્યાદિ કારણો આગન્તુક કહેવાય છે અને એવાં કારણોથી ઉત્પન્ન થતાં મૃત્યુઓ, તે દુષ્ટ કારણોથી થતી સ્થિતિઓના અનુભવ પછીને લીધે જેમ કોડિયું, તેલ વાટ અને અગ્નિ હયાત હોય છતાં પવનો વાયુ દીવાનો નાશ કરે છે, તેમ આયુષ હોય છતાં પ્રાણીઓનો નાશ કરે છે કહ્યું છે 'કે જેમ તેલ વગેરે હોય છે, છતાં પવન દીવાને ઠારી નાખે છે, તેમ આયુષ હોવા છતાં આગન્તુક મૃત્યુઓ પ્રાણીઓને મારી નાખે છે,' માટે આગન્તુક કારણોને દૂર કરવાથી આગન્તુક મૃત્યુઓનું નિવારણ

...ાય છે, એ વિષે સુશ્રુતમાં લખેલું ધન્વંતરિનું આ ...ચન પ્રમાણરૂપ છે: 'ધન્વંતરિ કહે છે કે, નિષિદ્ધ ...આહાર અને નિષિદ્ધ વિહારથી દૂષિત થયેલા વાત, પિત્ત ...અને કફ–એ દોષો રોગોને ઉત્પન્ન કરનારા છે; તેઓથી ...તાં સો મૃત્યુઓથી વૈદ્યે યત્નપૂર્વક રાજાની સર્વ ...ળે રક્ષા કરવી અને અત્યંત બળવાન શત્રુની સાથે ...ડાઈ વગેરે નિષિદ્ધ વિહારો, કે જેઓ આગંતુક છે, તેઓથી ઉત્પન્ન થતાં સો મૃત્યુઓથી પુરોહિતે પણ રાજાની રક્ષા કરવી. વૈદ્ય પ્રથમ દિનચર્યા, રાત્રિચર્યા અને ઋતુચર્યામાં કહેલા આહારવિહાર કરાવીને વાત, પિત્ત, કફ તથા ધાતુઓના મળોને સરખા જ રાખે છે અને પછી રસાયનને જાણનાર હોવાને લીધે નિષિદ્ધ આહારવિહારના કારણે દૂષિત થયેલા દોષોથી ઉત્પન્ન થયેલા અને મૃત્યુના કારણરૂપ વિકારને મૃત્યુંજય વગેરે રસોથી મટાડે છે; તેમ જ સારા વિચાર આપનારો પુરોહિત, સારી બુદ્ધિ આપીને મૃત્યુના કારણરૂપ નિષિદ્ધ વિહારોથી રાજાને અટકાવે છે, એટલે તે પણ આગંતુક મૃત્યુઓને મટાડે છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે 'અવશ્ય થનારા એક જ મૃત્યુનું નિવારણ થઈ શકતું નથી, પણ આગંતુક સો મૃત્યુઓનું નિવારણ તો થઈ શકે છે.' પર

### આયુષનો વિચાર

મિષગાદૌ પરીક્ષેત રુગ્ણસ્યાયુઃ પ્રયત્નતઃ ।
યત આયુષિ વિસ્તીર્ણે ચિકિત્સા સફલા ભવેત્ ॥

અન્વયઃ–મિષક્ આદૌ રુગ્ણસ્ય આયુઃ પ્રયત્નતઃ પરીક્ષેત, यतः आयुषि विस्तीर्णे ( सति ) चिकित्सा सफला भवेत् ॥

વૈદ્યે પ્રથમ રોગીના આયુષની પ્રયત્નપૂર્વક પરીક્ષા કરવી જોઈએ; કારણ કે આયુષ લાંબું હોય તો જ ચિકિત્સા સફળ થાય છે. ૫૩

### લાંબાં આયુષનાં લક્ષણો

સૌમ્યા દૃષ્ટિર્ભવેદ્ યસ્ય શ્રોત્રે વક્ત્રં તથૈવ ચ ।
સ્વાદું ગન્ધં વિજાનાતિ સ સાધ્યો નાત્ર સંશયઃ ॥

અન્વયઃ–यस्य दृष्टिः सौम्या भवेत्, यस्य श्रोत्रे च वक्त्रं तथा एव, ( सौम्यं स्यात्, यश्च ) स्वादुं गन्धं विजानाति, सः साध्यः ( भवति ), अत्र संशयः न ( अस्ति ) ॥

જે રોગીનાં નેત્ર, કાન અને મોઢું સારાં હોય અને જે મીઠા રસને તથા સારા ગંધને જાણી શકતો હોય, તે રોગીનો રોગ સાધ્ય જ હોય, એમાં સંશય નથી. ૫૪

પાણિપાદૌ ચ યસ્યોષ્ણૌ દાહઃ સ્વલ્પતરો ભવેત્ ।
જિહ્વા તુ કોમલા યસ્ય સ રોગી ન વિનશ્યતિ ॥

અન્વયઃ–यस्य च पाणिपादौ उष्णौ ( भवेतां ), दाहः स्वल्पतरः भवेत्, यस्य जिह्वा तु कोमला ( स्यात् ), सः रोगी न विनश्यति ॥

જેના હાથ અને પગ ઊના હોય, બળતરા બહુ જ થોડી હોય અને જીભ કૂણી હોય, તે રોગી મરતો નથી. ૫૫

સ્વેદહીનો જ્વરો યસ્ય શ્વાસો નાસિકયા ચરેત્ ।
કણ્ઠશ્ચ કફહીનઃ સ્યાત્સ રોગી જીવતિ ધ્રુવમ્ ॥૫૬॥

અન્વયઃ–यस्य ज्वरः स्वेदहीनः ( स्यात् ), श्वासः नासिकया चरेत्, च कण्ठः कफहीनः स्यात्, सः रोगी ध्रुवं जीवति ॥

જેનો તાવ પસીના વગરનો હોય અને કંઠ કફ વગરનો હોય તે રોગી અવશ્ય જીવે છે. ૫૬

યસ્ય નિદ્રા સુખેન સ્યાચ્છરીરં દ્યુતિમદ્ભવેત્ ।
ઇન્દ્રિયાણિ પ્રસન્નાનિ સ રોગી નૈવ નશ્યતિ ॥૫૭॥

અન્વયઃ–यस्य निद्रा सुखेन स्यात्, शरीरं द्युतिमद् भवेत्, इन्द्रियाणि ( च ) प्रसन्नानि ( स्युः ), सः रोगी नैव नश्यति ॥

જેને નિદ્રા સારી આવતી હોય, શરીર કાંતિવાળું હોય અને ઇંદ્રિયો પ્રસન્ન હોય, તે રોગી મરતો જ નથી. ૫૭

### અતિશય ટૂંકા આયુષનાં લક્ષણો

શરીરશીલયોર્યસ્ય પ્રકૃતેર્વિકૃતિર્ભવેત્ ।
તદરિષ્ટં સમાસેન વ્યાસતશ્ચ નિબોધ મે ॥૫૮॥

અન્વયઃ–यस्य शरीरशीलयोः प्रकृतेः विकृतिः भवेत्, तत् समासेन अरिष्टं ( प्रोक्तम् ), व्यासतः च ( त्वं ) मे निबोध ॥

જેના શરીરની પ્રકૃતિ બગડી હોય, જેનો સ્વભાવ બદલી ગયો હોય તથા પ્રકૃતિમાં પણ ફેરફાર થયો હોય, એ ટૂંકમાં મરણનું લક્ષણ કહ્યું; હવે વિસ્તારથી મરણનાં લક્ષણો કહું છું, તે તમે મારી પાસેથી સાંભળો. ૫૮

શૃણોતિ વિવિધાઞ્શબ્દાન્વિપરીતાઞ્શૃણોતિ ચ ।
યો ન શૃણોતિ ચાકસ્માત્તં વદન્તિ ગતાયુષમ્ ॥૫૯॥

અન્વયઃ–यः विविधान् शब्दान् शृणोति, च विपरीतान् ( शब्दान् ) शृणोति च अकस्मात् न शृणोति, तं ( पण्डिताः ) गतायुषं वदन्ति ॥

જે રોગી અનેક પ્રકારના શબ્દો સાંભળે,

વિપરીત શબ્દો સાંભળે અને અકસ્માત્ સાંભળે નહિ, તેને વિદ્વાનો ગયેલા આયુષ વાળો કહે છે. ૫૯

वस्तून्यपि स्पृशति शीतमुष्णं च शीतवत् ।
उष्णगात्रोऽतिमात्रं यो मूर्छा शीतेन कम्पते ॥६०॥

अन्वयः—य शीतं वस्तु उष्णम् इव, उष्णं च शीतवत् स्पृशति, अतिमात्रम् उष्णगात्र (सन् अपि) शीतेन मूर्छा कम्पते (तम् अपि गतायुषं वदन्ति) ॥

જે રોગી ઠંડી વસ્તુને ઊની જેવી અને ઊની વસ્તુને ઠંડી ગ્રહણ કરે, જેના ગાત્રો બહુ જ ઊનાં હોય છતાં ટાઢને લીધે જે બહુ જ કંપતો હોય, તેને વિદ્વાનો ગયેલા આયુષવાળો કહે છે. ૬૦

प्रहारं नैव जानाति यो गच्छेदन्यथापि वा ।
पांशुनेवावकीर्णानि यश्च गात्राणि मन्यते ॥६१॥
वर्णान्यतो वा राज्यो वा यस्य गात्रे भवन्ति हि ।
स्नातानुलिप्तं यं चापि भजन्ते नीलमक्षिकाः ॥६२॥
विपरीतेन गृह्णाति रसान्यश्चोपयोजितान् ।
यो वा रसांश्च संवेत्ति तं गतासुं प्रचक्षते ॥६३॥

अन्वय—य प्रहारं न एव जानाति, वा अन्यथा अपि गच्छेत्, यश्च पांशुना अवकीर्णानि इव गात्राणि मन्यते, यस्य गात्रे वर्णान्यत्वं वा राज्य वा भवन्ति, यं च स्नातानुलिप्तम् अपि नीलमक्षिकाः भजन्ते, यः च उपयोजितान् रसान् विपरीतेन गृह्णाति, वा रसान् न संवेत्ति, तं गतासुं प्रचक्षते ॥

જેને શરીરમાં પ્રહાર લાગ્યાની ખબર પડતી ન હોય, જે કોઈ જુદી જ રીતે વર્તતો હોય, જે પોતાનાં ગાત્રોને ધૂળથી ખરડાયેલા માનતો હોય, જેના શરીરનો રંગ બદલાઈ ગયો હોય, જેના ગાત્રોમાં શાઈ જેવી કરકરીઓ થઈ આવી હોય, નાહ્યા છતાં તથા ચંદન આદિનું લેપન કર્યા છતાં જેના ઉપર કાળી માખીઓ બેસતી હોય, જે ખાધેલા રસોને વિપરીત સ્વાદવાળા જાણતો હોય અને જેને રસોની બરાબર ખબર પડતી જ ન હોય, તેને વિદ્વાનો ગયેલા આયુષવાળો કહે છે. ૬૧–૬૩

सुगन्धं वेत्ति दुर्गन्धं दुर्गन्धं च सुगन्धवत् ।
गृह्णाति योऽन्यथा गन्धं शान्ते दीपे निरामयः ॥

रात्रौ सूर्यं ज्वलन्तं वा दिवा वा चन्द्रवर्चसम् ।
दिवा ज्योतींषि यश्चापि ज्वलितानीव पश्यति ॥६५॥
विद्युत्वतोऽसितान्मेघानागगने निर्मले मतान् ।
विमानयानप्रासादैर्यश्च संकुलमम्बरम् ॥६६॥
यश्चानिलं मूर्तिमन्तमन्तरिक्षेऽवलोकते ।
धूमनीहारवासोभिरावृतामिव मेदिनीम् ॥६७॥
प्रदीप्तमिव यो लोकं यो वाप्लुतमिवाम्भसा ।
भूमिमष्टापदाकारां लेखाभिर्यश्च पश्यति ॥६८॥
यो न पश्यति नक्षत्राणि यश्च देवीमरुन्धतीम् ।
ध्रुवमाकाशगङ्गां च तं वदन्ति गतायुषम् ॥६९॥

अन्वय—यः सुगन्धं दुर्गन्धं वेत्ति, दुर्गन्धं च सुगन्धवत् (वेत्ति), दीपे शान्ते निरामय, अन्यथा गन्धं गृह्णाति ॥ रात्रौ ज्वलन्तं सूर्यं वा पश्यति, दिवा च सूर्यं चन्द्रवर्चसं पश्यति, अपि च यः दिवा ज्योतींषि ज्वलितानि इव पश्यति च निर्मले गगने विद्युत्वत असितान् मतान् मेघान् (पश्यति), अम्बरं विमानयानप्रासादैः संकुलं (पश्यति) ॥ यः च अन्तरिक्षे अनिलम् मूर्तिमन्तम् अवलोकते, मेदिनीं धूमनीहारवासोभि आवृताम् इव (अवलोकते) ॥ यः लोकं प्रदीप्तम् इव पश्यति, यः वा लोकम् अम्भसा आप्लुतम् इव पश्यति, यः च भूमिम् लेखाभिः अष्टापदाकारां पश्यति (तं गतासुं प्रचक्षते) ॥ यः नक्षत्राणि न च पश्यति, यः च देवीम् अरुन्धतीं ध्रुवम् आकाशगङ्गां च न पश्यति, तं गतायुषं वदन्ति ॥

જે માણસ સુગંધને દુર્ગંધ જેવી અને દુર્ગંધને સુગંધ જેવી જાણે, એમ ગંધને વિપરીત માને; તેમ જ દીવો ઠરી જાય ત્યારે જેનો રોગ ઓછો થઈ જાય; વળી જે માણસ રાત્રે પ્રજ્વલિત સૂર્યને દેખે અને દિવસે સૂર્યને ચંદ્ર જેવા પ્રકાશવાળો દેખે; વળી જે દિવસે નક્ષત્ર–તારાઓ જાણે પ્રકાશતા હોય તેવું દેખે, તેમ જ જે માણસ વાદળા વગરના આકાશમાં વીજળીવાળા કાળા મેઘ દેખે; આકાશને વિમાન, વાહન તથા મહેલો વડે સુશોભિત દેખે; જે માણસ અંતરિક્ષમાં વાયુને દેહધારી દેખે; પૃથ્વીને ધુમાડા, ઝાકળ તથા વસ્ત્રોથી જાણે વીંટાયેલી હોય તેવી દેખે; વળી જે જગતને બળજેલા જેવું અથવા પાણીથી ડૂબેલા જેવું દેખે; વળી જે પૃથ્વીને રેખાઓ વડે સોગઠા રમવાની બાજી જેવી દેખે; અને જે નક્ષત્રોને, અરુંધતીના તારાને,

ધ્રુવને તથા આકાશગંગાને ન દેખે, તેને વિદ્વાનો ગયેલા આયુષવાળો કહે છે. ૬૪-૬૯

आदर्शेऽम्बुनि घर्मे वा छायां यश्च न पश्यति ।
पश्यत्येकाङ्गहीनां वा विकृतां वान्यसत्त्वजाम् ॥७०

अन्वयः—यः आदर्शे अम्बुनि घर्मे वा छायां न पश्यति, वा एकाङ्गहीनां विकृतां वा अन्यसत्त्वजां पश्यति, (तं गतायुषं वदन्ति) ॥

જે માણસ અરીસામાં, પાણીમાં અથવા તડકામાં પોતાની છાયાને ન દેખે, અથવા તે છાયાને એક અંગથી રહિત અથવા વિકારવાળી કે બીજા પ્રાણીની છાયા હોય તેવી દેખે, તેને વિદ્વાનો ગયેલા આયુષવાળો કહે છે. ૭૦

श्वकाककङ्कगृध्राणां प्रेतानां यक्षरक्षसाम् ।
आतुरो लभते मृत्युं स्वस्थो व्याधिमवाप्नुयात् ॥

अन्वयः—यः आतुरः (उपर्युक्तादर्शादौ) श्वकाककङ्कगृध्राणां प्रेतानां यक्षरक्षसां (छायां पश्यति), सः मृत्युं लभते, स्वस्थः (चेत्) व्याधिम् आप्नुयात् ॥

તેમ જ જે રોગી ઉપર કહેલા દર્પણ વગેરેમાં કૂતરાંની, કાગડાની, કંકપક્ષીની, ગીધની, પ્રેતની, યક્ષની કે રાક્ષસની છાયા દેખે, તે મરી જાય છે અને સાજો હોય તો રોગી થાય છે. ૭૧

ह्रीश्रियौ नश्यतो यस्य तेजओजःस्मृतिप्रभाः ।
अकस्माच्च भजन्ते यं स गतासुरसंशयम् ॥ ७२ ॥

अन्वयः—यस्य ह्रीश्रियौ नश्यतः, यं च तेजओजःस्मृतिप्रभाः अकस्मात् भजन्ते, सः असंशयं गतासुः (ज्ञेयः) ॥

જેની લાજ અને શોભા નાશ પામી જાય અથવા જેને તેજ, ઉત્સાહ, સ્મૃતિ અને હાજરજવાબીપણું અકસ્માત્ પ્રાપ્ત થાય, તે માણસ અવશ્ય ગયેલા આયુષવાળો થયો છે, એમ સમજવું. ૭૨

ટીકા—प्रभाऽत्र प्रतिमा—આ શ્લોકમાં પ્રભાશબ્દનો અર્થ પ્રતિભા—એટલે તત્કાળ ઉત્પન્ન થતી નવાંનવાં સ્ફુરણવાળી બુદ્ધિ—હાજરજવાબીપણું એવો થાય છે. ૭૨

यस्याधरोष्ठः पतितः क्षिप्तश्चोर्ध्वं तथोत्तरः ।
उभौ वा जाम्बवाभासौ दुर्लभं तस्य जीवितम् ॥७३

अन्वयः—यस्य अधरोष्ठः पतितः (स्यात्), तथा उत्तरः (ओष्ठः) ऊर्ध्वं क्षिप्तः (स्यात्), वा उभौ (ओष्ठौ) जाम्बवाभासौ (स्याताम्), तस्य जीवितं दुर्लभं (भवेत्) ॥

જેનો નીચલો હોઠ નીચો નમી ગયો હોય અને ઉપલો હોઠ ઊંચો ચઢી ગયો હોય અથવા જેના બન્ને હોઠ જાંબુ જેવા કાળા થઈ ગયા હોય, તે માણસનું જીવવું દુર્લભ હોય, એમ સમજવું. ૭૩

आरक्ता दशना यस्य श्यावा वा स्युः पतन्ति वा ।
खञ्जनप्रतिमा वापि तं गतायुषमादिशेत् ॥ ७४ ॥

अन्वयः—यस्य दशनाः आरक्ताः वा श्यावाः स्युः, वा पतन्ति, वा खञ्जनप्रतिमाः अपि (स्युः). तम् गतायुषम् आदिशेत् ॥

જેના દાંત રાતા કે કાળા થઈ જાય, પડી જાય અથવા ખંજન પક્ષીના જેવા રંગવાળા પણ થઈ જાય, તેને ગયેલા આયુષવાળો કહેવો. ૭૪

कृष्णा तथानुलिप्ता च जिह्वा शून्या च यस्य वै ।
कर्कशा वा भवेद्यस्य सोऽचिराद्विजहात्यसून् ॥७५

अन्वयः—यस्य च जिह्वा कृष्णा तथा अनुलिप्ता च शून्या वा कर्कशा भवेत्, सः अचिरात् असून् विजहाति ॥

જેની જીભ કાળી, ચીકણી, બહેર મારી ગયેલી અથવા કઠણ થઈ જાય, તે માણસ તત્કાળ પ્રાણ ત્યજે છે. ૭૫

कुटिला स्फुटिता वापि शुष्का वा यस्य नासिका ।
अवस्फूर्जति भग्ना वा स न जीवति मानवः ॥७६॥

अन्वयः—यस्य नासिका कुटिला वा स्फुटिता अपि वा शुष्का भग्ना वा (भवति) वा अवस्फूर्जति, सः मानवः न जीवति ।

જેનું નાક વાંકું, ફાટેલું, સુકાયેલું કે નમેલું થઈ જાય અથવા શ્વાસના વેગથી મોટો અવાજ કરે, તે માણસ જીવતો નથી. ૭૬

ટીકા—अवस्फूर्जति—श्वासवेगेनोच्चैः शब्दं करोतीत्यर्थः । (આનો અર્થ ઉપર અપાયો છે.)

संक्षिप्ते विषमे स्तब्धे रूक्षे स्रस्ते च लोचने ।
स्यातां परिप्लुते यस्य स गतायुर्नरो ध्रुवम् ॥ ७७

अन्वयः—यस्य लोचने संक्षिप्ते विषमे स्तब्धे रूक्षे स्रस्ते च परिप्लुते स्यातां, सः नरः ध्रुवं गतायुः (ज्ञेयः) ॥

જેની આંખો ટૂંકી, વિષમ, અક્કડ, લૂખી કે વિખાયેલી થઈ જાય અથવા જેની આંખમાંથી આંસુ ઝર્યા કરે, તે માણસને અવશ્ય ગયેલા આયુષવાળો જાણવો. ૭૭

केशाः सीमन्तिनो यस्य संक्षिप्ते विनते भ्रुवौ।
लुञ्चन्ति चाक्षिपक्ष्माणि सोऽभिधावति मृत्यवे ॥७८॥

अन्वय—यस्य केशाः सीमन्तिनः, भ्रुवौ संक्षिप्ते विनते, च अक्षिपक्ष्माणि लुञ्चन्ति, स अभितः मृत्यवे धावति ॥

જેના વાળ જાણે સેંથાવાળા હોય તેવા નોખનોખા થઈ જાય, જેની ભમરો ટૂંકી અને નમેલી થઈ જાય અથવા જેની આંખોની પાંપણો ખરી પડતી હોય, તે માણસ તરત મરે છે. ૭૮

ટીકા—लुञ्चन्ति—पतन्ति—(આનો અર્થ અપાયો છે.) ૭૮

नाहरत्यन्नमास्यस्थं न धारयति यः शिरः।
एकाग्रदृष्टिर्मूढात्मा सद्यः प्राणान्विमुञ्चति ॥७९॥

अन्वय—यः आस्यस्थम् अन्नं न आहरति, शिरः न धारयति, एकाग्रदृष्टिः मूढात्मा (भवति सः) सद्यः प्राणान् विमुञ्चति ॥

જે માણસ મોઢામાં રહેલા અન્નને ખાઈ શકતો ન હોય, માથાને સ્થિર રાખી શકતો ન હોય, એકીટસે જોઈ રહેતો હોય, અથવા જેનું મન મૂઢ થઈ ગયું હોય, તે માણસ તરત પ્રાણ તજે છે. ૭૯

उत्थाप्यमानो बहुशः संमोहं योऽधिगच्छति।
बलवान्दुर्बलो वापि तं पक्वं भिषगादिशेत् ॥८०॥

अन्वय—यः बहुशः उत्थाप्यमानः संमोहम् अधिगच्छति, बलवान् वा अबलवान् (भवति), तं भिषक् पक्वम् आदिशेत् ॥

જે ઘણીવાર ઉઠાડતાં છતાં અત્યંત મોહ પામી જતો હોય, તેમ જ (થોડી થોડી વારે) ઘણો બળવાન કે દુર્બળ થતો હોય, તેને વૈદ્યે મોતને કિનારે પહોંચેલો કહેવો. ૮૦

निद्रा निरन्तरं यस्य यो जागर्ति च सर्वदा।
मुह्येद्वा वक्तुकामश्च प्रत्याख्येयः स जानता ॥८१॥

अन्वय—यस्य निरन्तरं निद्रा, च यः सर्वदा जागर्ति, वक्तुकामः वा मुह्येत्, स जानता (भिषजा) प्रत्याख्येयः ॥

જેને નિરંતર ઊંઘ આવ્યા કરતી હોય અથવા જે જાગ્યા કરતો હોય, અથવા જે બોલવા ઇચ્છતો હોય છતાં બોલવામાં મૂંઝાઈ જતો હોય, તેને સમજુ વૈદ્યે ઔષધ કરવાની ના પાડવી જોઈએ. ૮૧

उत्तानोऽह्नि च यो निद्रामुत्क्षेपं च करोति यः।
प्रेतैर्वा भाषते सायं प्रेतरूपं तमादिशेत् ॥८२॥

अन्वय—यः उत्तानोऽह्नि निद्राम्, यः च उत्क्षेपम् करोति, सायं वा प्रेतैः भाषते, तं प्रेतस्थम् आदिशेत् ॥

જે માણસ ઉપરા હોઈને ચાળા કરતો હોય, હાથપગ પછાડ્યા કરતો હોય કે સાયંકાળે પ્રેતોની સાથે ભાષણ કરતો હોય, તે માણસ તરત મરશે, એમ કહેવું. ૮૨

ટીકા—उत्क्षेपम्—हस्तपादादिविक्षेपान्—(આનો અર્થ ઉપર આપ્યો છે.) ૮૨

स्वेभ्यश्च रोमकूपेभ्यो यस्य रक्तं प्रवर्तते।
पुरुषस्याविघातस्य स सद्यो जीवितं त्यजेत् ॥८३॥

अन्वय—अविघातस्य यस्य च पुरुषस्य स्वेभ्यः रोमकूपेभ्यः रक्तं प्रवर्तते, स सद्यः जीवितं त्यजेत् ॥

ઝેરથી પીડાયા વગર પણ જે માણસના રુવાંટાના ખાડાઓમાંથી લોહી નીકળે, તે માણસ તરત મરે છે. ૮૩

सम्यक्चिकित्स्यमानस्य विकारो योऽभिवर्धते।
प्रक्षीणबलमांसस्य लक्षणं तद्गतायुषः ॥८४॥

अन्वय—सम्यक् चिकित्स्यमानस्य (अपि) प्रक्षीणबलमांसस्य, यः विकारः अभिवर्धते, तद् गतायुषः लक्षणम् (ज्ञेयम्) ॥

જેની સારી રીતે ચિકિત્સા કરવામાં આવતી હોય, છતાં માંસ અને બળ ઘણાં ક્ષીણ થયેલાં હોવાથી જેનો વિકાર વધતો જાય, તે ગયેલા આયુષ્યનું લક્ષણ છે, એમ સમજવું. ૮૪

### ઉપર જણાવેલાઓને ઔષધ નકામું નીવડે, તેમાં કારણ

भूताः प्रेताः पिशाचाश्च रक्षांसि विविधानि च।
मरणाभिमुखं जन्तुमुपसर्पन्ति नित्यशः ॥८५॥
तानि भेषजवीर्याणि प्रतिघ्नन्ति जिघांसया।
तस्मान्मोघाः क्रियाः सर्वा भवन्त्येव गतायुषः ॥८६॥

अन्वय—मरणाभिमुखं जन्तुं भूताः प्रेताः च पिशाचाः च विविधानि रक्षांसि नित्यशः उपसर्पन्ति ॥ तानि जिघांसया भेषजवीर्याणि प्रतिघ्नन्ति, तस्मात् गतायुषः सर्वाः क्रियाः मोघाः एव भवन्ति ॥

જેનું મોત સામે આવેલું હોય, તે માણસની પાસે નિત્ય ભૂત, પ્રેત, પિશાચ અને અનેક પ્રકારના રાક્ષસો આવે છે અને તેઓ એ માણસને મારી નાખવાની ઇચ્છાથી ઔષધોની શક્તિને હણી નાખે છે, તેથી

**જેનું આયુષ ગયું હોય, તે માણસને જે જે ચિકિત્સાઓ કરવામાં આવે, તે સઘળી નિષ્ફળ જ થાય છે. ૮૫,૮૬**

ટીકા—गतायुषि सति चिकित्सायाः साफल्यमुक्तम् । आयुश्चदस्ति तदा तदेव जीवनहेतुः । किं चिकित्साविधानेन? तत्रोच्यते—आयुषि सति चिकित्सायाः फलं वेदनानिग्रहः । उक्तं च—

'आयुष्मान्पुरुषो जीवेत्सव्यथो भेषजं विना ।
भेषजेन पुनर्जीवेत्स एव हि निरामयः' ॥

किञ्च—आयुषि सत्यपि रोगी चिकित्सां विनोत्थातुं न शक्नोति । यत आह चरकः—

'सति चायुषि नोपायं विनोत्थातुं क्षमो रुजी ।
दर्शितश्चात्र दृष्टान्तः पङ्कलग्नो यथा गजः' ॥

किञ्च—चिकित्सां विनाऽऽयुष्मानप्यवसीदति । यत आह स एव—

'सति चायुषि नष्टः स्यादामयैश्चाचिकित्सितः ।
यथा सत्यपि तैलादौ दीपो निर्वाति वात्यया' ॥

अत एवोक्तम्—

'साध्या याप्यत्वमायान्ति याप्या गच्छन्त्यसाध्यताम् ।
घ्नन्ति प्राणानसाध्यास्तु नराणामक्रियावताम्' ॥

चिकित्सा त्वनिश्चितायुषोऽपि कर्तव्या । यत आह—

'तावत्प्रतिक्रिया कार्या यावच्छ्वसिति मानवः ।
कदाचिद्दैवयोगेन दृष्टारिष्टोऽपि जीवति' ॥

इति तु यस्यासाध्यत्वं सन्दिग्धं तं प्रत्युक्तम् । येषु त्वसाध्यता शास्त्रेणानुभवेन च विनिश्चिता ते पुनर्न चिकित्स्याः । यत उक्तम्—

'सद्वैद्यास्ते न येऽसाध्यानारभन्ते चिकित्सितु'मिति ॥

અહીં શંકા થાય છે કે, આયુષ હોય તો ચિકિત્સા સફળ થાય, એમ કહ્યું છે; તો જો આયુષ હોય, તો જીવવામાં તે જ કારણરૂપ થાય છે, માટે ચિકિત્સા કરવાની શી જરૂર છે?

આનું સમાધાન આ છે કે, આયુષ હોય તો ચિકિત્સાનું ફળ વેદના અટકે એ જ છે; કહ્યું છે કે, 'આયુષ હોય છતાં જો ઔષધ કરવામાં ન આવે, તો વેદના સહિત જીવે; અને ઔષધ કરવામાં આવે તો વેદના વગર જીવે.' ચિકિત્સા કરવામાં ન આવે તો રોગી, આયુષ હોય છતાં પણ ઊઠી શકતો નથી; એ વિષે ચરક કહે છે કે, 'આયુષ હોય છતાં પણ રોગી ઉપાય કર્યા વિના ઊઠી શકતો નથી; આ સંબંધે કાદવમાં ખૂંચી ગયેલો હાથી દૃષ્ટાંતરૂપ છે.' આયુષ હોય છતાં પણ ચિકિત્સા ન કરવામાં આવે તો રોગી મરી જાય છે, એમ પણ ચરકના વચન ઉપરથી સિદ્ધ થાય છે; ચરક કહે છે કે, 'જેમ તેલ વગેરે હોવા છતાં પણ ઘણા પવનથી દીવો ઓલાઈ જાય છે, તેમ આયુષ હોય છતાં પણ જો ચિકિત્સા કરવામાં ન આવે તો રોગી, રોગોથી મરી જાય છે.' આ ઉપરથી જ પ્રથમ કહેવાયું છે, કે જો ચિકિત્સા કરવામાં ન આવે, તો માણસોના સાધ્ય રોગો યાપ્ય થઈ જાય છે અને યાપ્ય રોગો અસાધ્ય થઈ જાય છે; જે રોગો અસાધ્ય થાય છે, તેઓ તો પ્રાણનો નાશ જ કરે છે.

જેના આયુષનો નિશ્ચય ન હોય, તે માણસની પણ ચિકિત્સા તો કરવી જ જોઈએ; તે વિષે પણ કહ્યું છે કે, 'જ્યાં સુધી માણસ શ્વાસ લેતો હોય, ત્યાં સુધી ચિકિત્સા કરવી; કારણ કે જેનું મોત નજરે દેખાતું હોય, તે માણસ પણ કદાચ દૈવયોગથી જીવે છે.' એવું જે વચન છે, તેનો અભિપ્રાય આ છે કે, 'જેના અસાધ્યપણામાં સંદેહ હોય, તેની ચિકિત્સા કરવી જોઈએ;' પણ શાસ્ત્રથી તથા અનુભવથી જેઓના અસાધ્યપણાનો પાકો નિશ્ચય થાય, તેઓની ચિકિત્સા ન જ કરવી; તે વિષે કહ્યું છે કે, 'જેઓ અસાધ્યની ચિકિત્સા કરવાની શરૂઆત ન કરે, તેઓ ઉત્તમ વૈદ્યો છે; અથવા જેઓ અસાધ્યની ચિકિત્સા શરૂ કરે છે, તેઓ ઉત્તમ નથી. ૭૮

### ચિકિત્સામાં ધનની જરૂર

**सर्वे द्रव्यमपेक्षन्ते रोगिप्रभृतयो यतः ।
विना वित्तं न भैषज्यं चिकित्साङ्गं ततो धनम् ॥८७**

અન્વય:—रोगिप्रभृतयः सर्वे द्रव्यम् अपेक्षन्ते, यतः वित्तं विना भैषज्यं न (भवेत्), ततः धनं चिकित्साङ्गम् (अस्ति) ॥

**રોગી વગેરે બધા લોકો ધનની ઇચ્છા રાખે છે; કારણ કે ધન વિના ઔષધ કે ચિકિત્સા ન થાય, માટે ધન ચિકિત્સાનું અંગ છે. ૮૭**

### રોગીની ચાકરી કરનારનું લક્ષણ

**स्निग्धोऽजुगुप्सुर्बलवान्युक्तो व्याधितरक्षणे ।
वैद्यवाक्यकृदश्रान्तो युज्यते परिचारकः ॥ ८८ ॥**

અન્વય:—परिचारकः[1] स्निग्धः अजुगुप्सुः बलवान् व्याधितरक्षणे युक्तः वैद्यवाक्यकृत् अश्रान्तः युज्यते ॥

૧. परितः चरति—गच्छति रोगिणो रक्षार्थं सेवकभावेन इति परिचारकः—જે રોગીની રક્ષા માટે સેવકપણે હાજરનો હાજર રહે, તે ચાકરી—અરદાસ કરનારો માણસ—પરિચારક કહેવાય છે.

(રોગીનો) પરિચારક એટલે ચાકરી કરનાર માણસ સ્નેહવાળો, નિદ્રા કે સૂગ નહી કરનાર, બળવાન, રોગીના રક્ષણમાં તત્પર, વૈદ્યના કહેવા પ્રમાણે કરનાર અને થાકે નહિ, એવો હોવો જોઈએ ૮૮

## ઔષધ વિષે

वैद्यो व्याधिं हरेद्येन तद् द्रव्यं प्रोक्तमौषधम् ।
तद्धारणमवश्यं स्याद्रोगघ्नं तादृशं शुभे ॥ ८९ ॥

अन्वय—वैद्य येन व्याधिं हरेत्, तद् द्रव्यम् औषधं प्रोक्तम्, तद् धारणम् अवश्यं रोगघ्नं स्यात् तादृशं शुभे ॥

વૈદ્ય જે પદાર્થથી રોગને મટાડે, તે ઔષધ કહેવાય છે; એ ઔષધ જેવું જોઈએ, તેવું હોય તો અવશ્ય રોગને મટાડે, માટે તેવું તે કહું છું ૮૯

અથૌષધગ્રહણપરિભાષામાહ—હવે ઔષધ કેવું લેવું તથા દેવું તે કહે છે—

प्रशस्तदेशे संजातं प्रशस्तेऽहनि चोद्धृतम् ।
अल्पमात्रं बहुगुणं गन्धवर्णरसान्वितम् ॥ ९० ॥
दोषघ्नमग्लानिकरमविकारि विपर्यये ।
समीक्ष्य काले दत्तं च भेषजं स्याद् गुणावहम् ॥

अन्वय—प्रशस्तदेशे संजातं च प्रशस्ते अहनि उद्धृतम्, अल्पमात्रं बहुगुणं गन्धवर्णरसान्वितं, दोषघ्नम् अग्लानिकरं यत् अधिकं न विकारि, च समीक्ष्य काले दत्तं भेषजं गुणावहं स्यात् ॥

જે ઔષધ સારી જગ્યામાં ઉત્પન્ન થયેલું, સારા દિવસે લીધેલું, થોડા પ્રમાણમાં હોય છતાં ઘણો ગુણ કરનારું, યોગ્ય ગંધવાળું, યોગ્ય વર્ણવાળું, યોગ્ય રસવાળું, દોષને હણનારું, શરીરમાં ગ્લાનિ નહીં કરનારું, અને વધારે દેવાઈ જાય તોપણ જે વિકાર ન કરે, તેવું ઔષધ જોઈ-વિચારીને સમયસર જો દેવામાં આવે, તો ગુણકારક થાય છે.૯૦,૯૧

આગ્નેયા વિન્ધ્યશૈલાદ્યાઃ સૌમ્યો હિમગિરિઃ સ્મૃતઃ ।
અતસ્તદૌષધાનિ સ્યુરનુરૂપાણિ હેતુભિઃ ॥ ૯૨ ॥

अन्वय—विन्ध्यशैलाद्याः आग्नेयाः स्मृताः, हिमगिरिः सौम्यः स्मृतः, अतः तदौषधानि हेतुभिः अनुरूपाणि स्युः ॥

વિંધ્યાચળ વગેરે પર્વતોમાં અગ્નિનો ભાગ વધારે છે અને હિમાલયમાં ચંદ્રનો-શીતળ ભાગ વધારે છે, તેથી ત્યાંના ઔષધો પોતાના કારણો જેવા હોય છે—અર્થાત્ વિંધ્યાચળ વગેરેમાં થયેલા ઔષધોમાં ગરમી વધારે હોય છે અને હિમાલયમાં થયેલા ઔષધોમાં ઠંડી વધારે હોય છે ૯૨

ટીકા—આગ્નેયા—અધિકાગ્નયઃ । સૌમ્યોઽધિકસૌમ્યઃ, ઔષધ્ય એવૌષધાનિ । અત્ર સ્વાર્થેઽણ્ । અનુરૂપાણિ સદૃશાનિ । અધિક અગ્નિના ભાગવાળા પર્વતો, અધિક ઠંડીના ભાગવાળા પર્વતો, 'ઔષધાનિ' આ શબ્દમાં સ્વાર્થમાં 'અણ્' પ્રત્યય થયો છે અનુરૂપ એટલે તેના જેવાં ૯૨

अन्येष्वपि प्ररोहन्ति वनेषूपवनेषु च ।
उत्पाट्यानि सुमनाः शुचिः प्रातः सुवासरे ॥ ९३ ॥
आदित्यसंमुखो मौनी नमस्कृत्य शिवं हृदि ।
साधारणधराद्रव्यं गृह्णीयादुत्तराश्रितम् ॥ ९४ ॥

अन्वय—अन्येषु अपि वनेषु च उपवनेषु (यानि औषधानि) प्ररोहन्ति, तानि सुवासरे प्रातः आदित्यसंमुखः मौनी (स्थित) हृदि शिवं नमस्कृत्य सुमनाः शुचिः (सन्) उत्पाट्य, साधारणधराद्रव्यं उत्तराश्रितं गृह्णीयात् ॥

બીજા વનો અને ઉપવનોમાં જે જે ઔષધો ઉગે છે, તેઓને સારા દિવસે પ્રાતઃકાળમાં સૂર્યની સામે ઉભી, મૌનવ્રત ધરી, હૃદયમાં સદાશિવને પ્રણામ કરી, પ્રસન્નચિત્ત તથા પવિત્ર થઈને એ ઔષધો લેવે લેવા સાધારણ ધરતી પરનું દ્રવ્ય પોતાથી ઉત્તર દિશામાં જે ઉત્પન્ન થયેલું હોય, તે લેવું.

ટીકા—સાધારણધરાદ્રવ્યં—સર્વભૂમિજમ્ દ્રવ્યમ્ । ઉત્તરાશ્રિતં સ્વસ્માત્ ઉત્તરદિગ્ભવમ્ । (ભાષાંતરમાં અર્થ આપ્યો છે) ૯૩ ૯૪

वल्मीककुत्सितानूपश्मशानोषरमार्गजाः ।
जन्तुवह्निहिमव्याप्ता नौषध्यः कार्यसाधिकाः ॥ ९५

अन्वय—वल्मीककुत्सितानूपश्मशानोषरमार्गजाः जन्तुवह्निहिमव्याप्ताः औषध्यः कार्यसाधिकाः न (भवन्ति) ॥

૧. वस्मात् ओषधं वैद्यैः ओष—दाहः—दीप्तिर्वा, सा धीयते यस्यां वीर्यवत्वेन सा ओषधिः, 'कर्मण्यधिकरणे च' इति किः, ओषधेरिदम् अथवा ओषधिः एव औषधम्—'ओषधेरजातौ' इति वा स्वार्थिकः अण्—ઓષ પ્રકાશ અથવા તેજને જે ધારણ કરે, તે ઓષધિ, અને તે ઓષધિનું જે કંઈ હોય તે અથવા તે ઓષધિ પોતે જ ઔષધ—ઔષધિ ઇત્યાદિ.

જે ઔષધિઓ રાફડામાં, ખરાબ જગ્યામાં, ઘણા પાણીવાળી જગ્યામાં, સ્મશાનમાં, ખારી ધરતીમાં કે માર્ગમાં ઉત્પન્ન થયેલી હોય તથા જે ઔષધિઓ જીવડાંથી, ગરમીથી કે ઠંડીથી વ્યાપ્ત હોય, તે ઔષધીઓ કામ કરતી નથી. ૯૫

शरद्यखिलकार्यार्थं ग्राह्यं सरसमौषधम् ।
विरेकवमनार्थं तु वसन्तान्ते समाहरेत् ॥९६॥

अन्वयः—शरदि औषधं सरसं ( भवति तदा ) अखिलकार्यार्थं ग्राह्यम्, विरेकवमनार्थं तु वसन्तान्ते समाहरेत् ॥

શરદઋતુમાં ઔષધિઓ રસ ભરેલી હોય છે, માટે સઘળાં કામોને માટે તે (શરદમાં) લેવી, પણ રેચ દેવા કે વમન કરાવવા માટે તો (જે ઔષધિઓ લેવી હોય) તે વસંતઋતુના મધ્યમાં લઈ રાખવી. ૯૬

टीका—वसन्तान्ते—वसन्तमध्ये । समाहरेत्—गृह्णीयात् । (આનો અર્થ ઉપર આપ્યો છે.) ૯૬

अन्यच्च—વળી બીજું—

अतिस्थूलजटा याः स्युस्तासां ग्राह्यास्त्वचो ध्रुवम् । गृह्णीयात्सूक्ष्ममूलानि सकलान्यपि बुद्धिमान् ॥९७॥

अन्वयः—बुद्धिमान् याः ( औषध्यः ) अतिस्थूलजटाः स्युः तासां त्वचः ध्रुवं ग्राह्याः, सूक्ष्ममूलानि ( तु ) सकलानि गृह्णीयात् ॥

બુદ્ધિમાન વૈદ્ય જેઓનાં મૂળિયાં બહુ જ જાડાં હોય તેઓની છાલ જ લેવી અને જેઓનાં મૂળિયાં ઝીણાં હોય તેઓ તો સઘળીયે લેવી. ૯૭

महान्ति येषां मूलानि काष्ठगर्भाणि सर्वतः ।
तेषां तु वल्कलं ग्राह्यं ह्रस्वमूलानि सर्वशः ॥९८॥

अन्वयः—येषाम् मूलानि महान्ति सर्वतः काष्ठगर्भाणि स्युः, तेषां वल्कलं ग्राह्यं, ह्रस्वमूलानि सर्वशः ( ग्राह्याणि ) ॥

(બીજા ગ્રંથમાં પણ કહ્યું છે કે) 'જેઓનાં મૂળ મોટાં અને અંદર લાકડાંવાળાં હોય, તેઓની છાલ લેવી, પણ નાનાં મૂળિયાંવાળાંઓના તો સઘળા ભાગો લેવા.' ૯૮

न्यग्रोधादेस्त्वचो ग्राह्याःसारः स्याद्बीजकादितः ।
तालीसादेश्च पत्राणि फलं स्यात्रिफलादितः ॥९९

अन्वयः—न्यग्रोधादेः त्वचः ग्राह्याः, बीजकादितः सारः ( ग्राह्यः ) स्यात्, तालीसादेः च पत्राणि ( ग्राह्याणि स्युः ), त्रिफलादितः फलं ( ग्राह्यं ) स्यात् ॥

વડ વગેરેની છાલ લેવી, બીબલા વગેરેનો સાર લેવો, તાલીસ (તમાલની જાત) વગેરેનાં પાંદડાં લેવાં અને ત્રિફલા વગેરેનાં ફળ લેવાં. ૯૯

क्वचिन्मूलं क्वचित्कन्दः क्वचित्पत्रं क्वचित्फलम् ।
क्वचित्पुष्पं क्वचित्सर्वं क्वचित्सारः क्वचित्त्वचः ॥१००
चित्रकं सूरणं निम्बो वाला च त्रिफला क्रमात् ।
धातकी कण्टकारी च खदिरः क्षीरपादपः ॥१०१

अन्वयः—क्वचित् मूलं, क्वचित् कन्दः, क्वचित् पत्रं, क्वचित् फलं, क्वचित् पुष्पं, क्वचित् सर्वं, क्वचित् सारः, क्वचित् त्वचः ( ग्राह्याः, यथा— ) चित्रकं सूरणं निम्बः वाला, च त्रिफला धातकी कण्टकारी खदिरः च क्षीरपादपः—क्रमात् ( दृष्टान्ताः ज्ञेयाः ) ॥

કોઈનાં મૂળ, કોઈનાં કંદ, કોઈનાં પાંદડાં, કોઈનાં ફળ, કોઈનાં ફૂલ, કોઈના સઘળા ભાગ, કોઈનો સાર અને કોઈની છાલ લેવી જોઈએ; જેમકે, ચિત્રાનાં મૂળ, સૂરણનો કંદ, લીંબડા તથા અરડૂસાનાં પાંદડાં, ત્રિફલાનાં ફળ, ધાવડીનાં ફૂલ, ભોરીંગણીનો સઘળો ભાગ, ખેરનો સાર અને છીર(દૂધ)વાળી વનસ્પતિઓની છાલો જ લેવી જોઈએ. ૧૦૦,૧૦૧

क्वचिन्निम्बस्य गृह्णीयात्पत्राभावे त्वचामपि ।
बालं फलं तु बिल्वस्य पक्वमारग्वधस्य च ॥१०२

अन्वयः—क्वचित् निम्बस्य पत्राभावे त्वचाम् अपि गृह्णीयात्, बिल्वस्य तु बालं फलम्, आरग्वधस्य च पक्वं फलं गृह्णीयात् ॥

કોઈ સમયે લીંબડાનાં પાન ન મળે તો છાલ જ લેવી; બીલીનું તો કાચું ફળ લેવું અને ગરમાળાનું પાકું ફળ લેવું. ૧૦૨

अङ्गेऽनुक्ते जटा ग्राह्या भागेऽनुक्तेऽखिलं समम् ।
पात्रेऽनुक्ते मृदः पात्रं कालेऽनुक्ते त्वहर्मुखम् ॥१०३

अन्वयः—अङ्गे अनुक्ते जटा ग्राह्या, भागे अनुक्ते अखिलं समं ( ग्राह्यं ), पात्रे अनुक्ते मृदः पात्रं ( ग्राह्यं ), काले तु अनुक्ते अहर्मुखं ( ग्राह्यम् ) ॥

અમુક ઔષધિનું કયું અંગ લેવું, એ જ્યાં ન કહ્યું હોય, ત્યાં તેનાં મૂળ લેવાં; ઔષધિઓ વજનમાં આટલા આટલા ભાગની નાખવી, એમ જ્યાં ન કહ્યું હોય, ત્યાં સઘળી ઔષધિઓ સરખે ભાગે નાખવી; અમુક

(રોગીનો) પરિચારક એટલે ચાકરી કરનાર માણસ સ્નેહવાળો, નિંદા કે સૂગ નહી કરનાર, બળવાન, રોગીના રક્ષણમા તત્પર, વૈદ્યના કહેવા પ્રમાણે કરનાર અને થાકે નહિ, એવો હોવો જોઈએ. ૮૮

ઔષધ વિષે

યેનો વ્યાધિ હરેદ્ યેન તદ્ દ્રવ્યં પ્રોક્તમૌષધમ્ ।
તથાવશ્યમવશ્યં સ્યાદ્રોગાણાં તાદૃશં ભવેત્ ॥ ૮૯ ॥

અન્વય —વૈદ્ય યેન વ્યાધિં હરેત્, તદ્ દ્રવ્યમ્ ઔષધમ્ પ્રોક્તમ્, તદ્ તાદૃશમ્ અવશ્યં રોગસ્ય સ્યાત્ તાદૃશં ભવેત્ ॥

વૈદ્ય જે પદાર્થથી રોગને મટાડે, તે ઔષધ કહેવાય છે; એ ઔષધ જેવું જોઈએ, તેવુ હોય તો અવશ્ય રોગને મટાડે, માટે તેવુ તે કહ્યુ છુ ૮૯

અત્રૌષધસ્ય લક્ષણમાહ—હવે ઔષધ કેવુ એવું તથા દેવુ, તે કહે છે—

પ્રશસ્તદેશે સંભૂતં પ્રશસ્તેઽહનિ ચોદ્ધૃતમ્ ।
અલ્પમાત્રં બહુગુણં ગન્ધવર્ણરસાન્વિતમ્ ॥ ૯૦ ॥
દોષઘ્નમગ્લાનિકરમવિકારિ ન વિપર્યયે ।
સમીક્ષ્ય કાલે દત્તં ચ ભેષજં સ્યાદ્ ગુણાવહમ્ ॥

અન્વય —પ્રશસ્તદેશે સંભૂતં ચ પ્રશસ્તે અહનિ ચ ઉદ્ધૃતમ્, અલ્પમાત્રં બહુગુણં, ગન્ધવર્ણરસાન્વિતં, દોષઘ્નમ્, અગ્લાનિકરં ચ અવિકારિ, ચ સમીક્ષ્ય કાલે દત્તં ભેષજં ગુણાવહં સ્યાત્ ॥

જે ઔષધ સારી જગ્યામા ઉત્પન્ન થયેલું, સારા દિવસે લીધેલું, થોડા પ્રમાણમાં હોય છતાં ઘણો ગુણ કરનારુ, યોગ્ય ગંધવાળું, યોગ્ય વર્ણવાળું, યોગ્ય રસવાળું, દોષને હણનારુ, શરીરમા ગ્લાનિ નહી કરનારુ, અને વધારે દેવાઈ જાય તોપણ જે વિકાર ન કરે, તેવુ ઔષધ જોઈ-વિચારીને સમયસર જો દેવામાં આવે, તો ગુણકારક થાય છે.૯૦,૯૧

૧. ઉષ્યત ઓષધં ઇતિ ઓષ —પ્લોષ—દાહેર્, ઓષં ધત્તે, ઓષ ધીયતે અંત્રેતિ ઓષધિ, 'કર્મણ્યધિકરણે ચેતિ કિ, ઓષધેરિમ્ અથવા ઓષધિ એવ ઔષધમ્— 'ઓષધેરજાતૌ' ઇતિ વા સાર્થિક અણ્—દાહ, પ્રકાશ અથવા તેજને જે ધારણ કરે, તે ઓષધિ; અને તે ઓષધિનું જે કંઈ હોય તે અથવા તે ઓષધિ પોતે જ ઔષધ—કહેવાય છે.

વામેષ્વા વિન્ધ્યશૈલાદ્યાઃ સૌમ્યો હિમગિરિઃ સ્મૃતઃ ।
અતસ્તદૌષધાનિ સ્યુરનુરૂપાણિ હેતુભિઃ ॥ ૧૨ ॥

અન્વય —વિન્ધ્યશૈલાદ્યાઃ આગ્નેયાઃ સ્મૃતાઃ, હિમગિરિઃ સૌમ્યઃ સ્મૃતઃ, અતઃ તદૌષધાનિ હેતુભિઃ અનુરૂપાણિ સ્યુઃ ॥

વિન્ધ્યાચળ વગેરે પર્વતોમા અગ્નિનો ભાગ વધારે છે અને હિમાલયમા ચંદ્રનો—શીતળ ભાગ વધારે છે, તેથી ત્યાંનાં ઔષધિ પોતાનાં કારણો જેવાં હોય છે—અર્થાત્ વિન્ધ્યાચળ વગેરેમા થયેલાં ઔષધોમાં ગરમી વધારે હોય છે અને હિમાલયમાં થયેલાં ઔષધોમાં ઠંડી વધારે હોય છે. ૯૨

ટીકા—આગ્નેયા —અગ્નિબહુલાઃ. । સૌમ્યોઽપિ તદ્વત્—શીતઃ, ઓષધયઃ એતેષામપિ । તત્ર સાર્થોઽણ્ । અનુરૂપાણિ—સદૃશાનિ । અધિક અગ્નિના ભાગવાળા પર્વતો. અધિક ઠંડીના ભાગવાળા પર્વતો; 'ઓષધિ' આ શબ્દમાં સ્વાર્થમાં 'અણ્' પ્રત્યય થયો છે. અનુરૂપ એટલે તેના જેવાં. ૯૨

અન્યેષ્વપિ પ્રરોહન્તિ વનેષૂપવનેષુ ચ ।
ગૃહીયાત્તાનિ સુમના શુચિઃ પ્રાતઃ સુવાસરે ॥ ૯૩ ॥
આદિત્યસંમુખો મૌની નમસ્કૃત્ય શિવં હૃદિ ।
સાધારણધરાદ્રવ્યં ગૃહીયાદુત્તરાશ્રિતમ્ ॥ ૯૪ ॥

અન્વય —અન્યેષુ અપિ વનેષુ ચ ઉપવનેષુ (યાનિ ઓષધાનિ) પ્રરોહન્તિ, તાનિ સુવાસરે પ્રાતઃ આદિત્યસંમુખઃ મૌની (શિવં) હૃદિ શિવં નમસ્કૃત્ય સુમનાઃ શુચિઃ (સન્) ગૃહીયાત્, સાધારણધરાદ્રવ્યં ઉત્તરાશ્રિતં ગૃહીયાત્ ॥

બીજા વનો અને ઉપવનોમાં પણ જે ઔષધિ ઊગે છે, તેઓને સારા દિવસે પ્રાતઃકાળમા સૂર્યની સામે ઊભી, મૌનવ્રત ધરી, હૃદયમાં સદાશિવને પ્રણામ કરી, પ્રસન્નચિત્ત તથા પવિત્ર થઈને એ ઔષધિ વૈદ્યે લેવાં. સઘળી ધરતી પરનુ દ્રવ્ય પોતાથી ઉત્તર દિશામાં જે ઉત્પન્ન થયેલું હોય, તે લેવું.

ટીકા—સાધારણધરાદ્રવ્યં—સર્વભૂમિજં દ્રવ્યમ્ । ઉત્તરાશ્રિતં સમાશ્રિતં ઉત્તરદિગ્ભવમ્ । (ભાષાંતરમાં અર્થ આપ્યો છે.) ૯૩,૯૪

વલ્મીકકુત્સિતાનૂપશ્મશાનોષરમાર્ગજાઃ ।
જન્તુવહ્નિહિમવ્યાપ્તા નૌષધ્યઃ કાર્યસાધિકાઃ ॥ ૯૫

અન્વય —વલ્મીકકુત્સિતાનૂપશ્મશાનોષરમાર્ગજાઃ જન્તુવહ્નિહિમવ્યાપ્તાઃ ઓષધ્યઃ કાર્યસાધિકાઃ ન (ભવન્તિ) ॥

वाराहीकन्दसंज्ञकः (उत्तमः), सौवर्चलं तु काचाभं, सैन्धवं स्फटिकप्रभं, स्वर्णमाक्षिकम् सुवर्णच्छविकं उत्तमं ज्ञेयम्। मनोह्वा च इन्द्रपुष्पप्रतीकाशा उत्तमा मता॥

જે વારાહીકંદ સૂવરના માથા જેવો હોય તેને ઉત્તમ સમજવો, જે સંચળ કાચ જેવો હોય તેને ઉત્તમ સમજવો; સિંધાલૂણ સ્ફટિક જેવું હોય, સોનામુખી સોના જેવી કાંતિવાળી હોય અને મણશીલ લાંગલી નામનાં ઝેરનાં ફૂલ જેવી હોય, તે ઉત્તમ મનાય છે. ૧૧૧,૧૧૨

श्रेष्ठं शिलाजतु ज्ञेयं प्रक्षिप्तं न विशीर्यते।
तोयपूर्णे कांस्यपात्रे प्रतानेन विवर्धते॥११३॥

अन्वयः—(यत्) शिलाजतु प्रक्षिप्तं (सत्) न विशीर्यते तोयपूर्णे कांस्यपात्रे (प्रक्षिप्तं सत्) वितानेन विवर्धते (तत्) श्रेष्ठं ज्ञेयम्॥

જે શિલાજિત ધરતી પર પછાડ્યા છતાં વીખરાઈ ન જાય તથા પાણીથી ભરેલા કાંસાના વાસણમાં નાખતાં વાંકડિયા તાંતણા જેવું થઈ ને વધ્યા કરે, તેને ઉત્તમ સમજવું. ૧૧૩

कर्पूरस्तु वरः स्निग्ध एला सूक्ष्मफला वरा।
श्वेतचन्दनमत्यन्तं सुगन्धि गुरु पूजितम्॥११४॥

अन्वयः—कर्पूरः तु स्निग्धः वरः, एला सूक्ष्मफला वरा, श्वेतचन्दनम् अत्यन्तं सुगन्धि गुरु पूजितम्॥

કપૂર તો સ્નિગ્ધ હોય તે શ્રેષ્ઠ, એલચી ઝીણા દાણાવાળી હોય તે ઉત્તમ અને ધોળું ચંદન—સુખડ અત્યંત સુગંધદાર તથા ભારે હોય તે શ્રેષ્ઠ છે.૧૧૪

रक्तचन्दनमत्यन्तं लोहितं प्रवरं मतम्।
काकतुण्डानिभः स्निग्धोऽगुरुः श्रेष्ठो गुरुर्मतः॥११५॥

अन्वयः—रक्तचन्दनम् अत्यन्तं लोहितं प्रवरं मतम्, अगुरुः काकतुण्डानिभः स्निग्धः गुरुः श्रेष्ठः मतः॥

રતાંજલિ બહુ જ રાતી હોય તે ઉત્તમ મનાય છે અને અગુરુ ચણોઠીના મોઢા જેવું કાળું, સ્નિગ્ધ તથા ભારે હોય, તે શ્રેષ્ઠ મનાય છે. ૧૧૫

सुगन्धि लघु रूक्षं च सुरदारु वरं मतम्।
सरलं स्निग्धमत्यर्थं सुगन्धि च गुणावहम्॥११६॥

अन्वयः—सुरदारु सुगन्धि लघु च रूक्षं वरं मतम्, सरलं स्निग्धं च अत्यर्थं सुगन्धि गुणावहं (ज्ञेयम्)॥

દેવદાર સુગંધી, હલકું તથા રૂક્ષ હોય તે ઉત્તમ સમજવું. સરુ બહુ જ સ્નિગ્ધ તથા સુગંધી હોય તે ગુણકારક જાણવું. ૧૧૬

अतिपीता प्रशस्ता तु ज्ञेया दारुनिशा बुधैः।
जातीफलं गुरु स्निग्धं समं शुभ्रान्तरं वरम्॥११७॥

अन्वयः—दारुनिशा तु अतिपीता बुधैः प्रशस्ता ज्ञेया, जातीफलं गुरु स्निग्धं समं शुभ्रान्तरं वरम्॥

દારુહળદર બહુ જ પીળી હોય તેને વિદ્વાનોએ ઉત્તમ સમજવી. જાયફળ ભારે, રસભરેલું, સરખું અને અંદરના ભાગમાં ધોળું હોય તે શ્રેષ્ઠ છે. ૧૧૭

मृद्वीका सोत्तमा ज्ञेया या स्याद्गोस्तनसन्निभा।
करमर्दफलाकारा मध्यमा सा प्रकीर्तिता॥११८॥

अन्वयः—या मृद्वीका गोस्तनसन्निभा स्यात्, सा उत्तमा ज्ञेया, या करमर्दफलाकारा सा मध्यमा प्रकीर्तिता॥

જે દ્રાક્ષ ગાયના આંચળ જેવી હોય, તે ઉત્તમ અને કરમદાંના ફળ જેવા આકારની હોય, તે મધ્યમ સમજવી. ૧૧૮

टीका—गोस्तनसन्निभा—मुनक्का इति लोके। करमर्दफलाकारा—करौन्दीद्राक्ष इति लोके॥ ગાયના આંચળ જેવી દ્રાક્ષને લોકમાં 'મુનક્કા' કહે છે અને કરમદાંના આકારવાળીને લોકમાં 'કરૌન્દીદ્રાક્ષ' એમ કહે છે.

खण्डं तु विमलं श्रेष्ठं चन्द्रकान्तसमप्रभम्।
गव्याज्यसदृशं रुच्यगन्धं मधु वरं मतम्॥११९॥

अन्वयः—खण्डं तु विमलं चन्द्रकान्तसमप्रभं श्रेष्ठम्, मधु गव्याज्यसदृशं रुच्यगन्धं वरं मतम्॥

ખાંડ પણ નિર્મળ અને ચદ્રકાંત મણિ જેવી સફેદ હોય તે ઉત્તમ સમજવી. જે મધ ગાયના ઘી જેવું અને સુગંધી હોય તેને ઉત્તમ સમજવું. ૧૧૯

## સ્વાભાવિક હિતકારી પદાર્થો

शालीनां लोहितः शालिः षष्टिकेषु च यष्टिका।
शूकधान्येष्वपि यवो गोधूमः प्रवरो मतः॥१२०॥

अन्वयः—शालीनां लोहितः शालिः, षष्टिकेषु च यष्टिका, शूकधान्येषु अपि यवः, (च) गोधूमः प्रवरः मतः॥

ચોખાઓમાં રાતા ચોખા, સાઠી ચોખાઓમાં યષ્ટિકા[1] નામના ચોખા, અણીવાળાં ધાન્યોમાં જવ તથા ઘઉં અતિ શ્રેષ્ઠ મનાય છે.

शिम्बीधान्ये वरो मुद्गो मसूरश्चाढकी तथा।
रसेषु मधुरः श्रेष्ठो लवणेषु च सैन्धवः॥१२१॥

૧. આ યષ્ટિકા જાતના ચોખા હાલ પ્રસિદ્ધ નથી.

वाराहीकन्दसंज्ञकः (उत्तमः), सौवर्चलं तु काचाभं, सैन्धवं स्फटिकप्रभं, स्वर्णमाक्षिकम् सुवर्णच्छविकं उत्तमं ज्ञेयम् । मनोह्वा च इन्द्रपुष्पप्रतीकाशा उत्तमा मता ॥

જે વારાહીકંદ સૂવરના માથા જેવો હોય તેને ઉત્તમ સમજવો, જે સંચળ કાચ જેવો હોય તેને ઉત્તમ સમજવો; સિંધાલૂણ સ્ફટિક જેવું હોય, સોનામુખી સોના જેવી કાંતિવાળી હોય અને મણશીલ લાંગલી નામનાં ઝેરનાં ફૂલ જેવી હોય, તે ઉત્તમ મનાય છે. ૧૧૧,૧૧૨

श्रेष्ठं शिलाजतु ज्ञेयं प्रक्षिप्तं न विशीर्यते ।
तोयपूर्णे कांस्यपात्रे प्रतानेन विवर्धते ॥११३॥

अन्वयः–(यत्) शिलाजतु प्रक्षिप्तं (सत्) न विशीर्यते तोयपूर्णे कांस्यपात्रे (प्रक्षिप्तं सत्) वितानेन विवर्धते (तत्) श्रेष्ठं ज्ञेयम् ॥

જે શિલાજિત ધરતી પર પછાડ્યા છતાં વીખરાઈ ન જાય તથા પાણીથી ભરેલા કાંસાના વાસણમાં નાખતાં વાંકડિયા તાંતણા જેવું થઈ ને વધ્યા કરે, તેને ઉત્તમ સમજવું. ૧૧૩

कर्पूरस्तु वरः स्निग्ध एला सूक्ष्मफला वरा ।
श्वेतचन्दनमत्यन्तं सुगन्धि गुरु पूजितम् ॥११४॥

अन्वयः–कर्पूरः तु स्निग्धः वरः, एला सूक्ष्मफला वरा, श्वेतचन्दनम् अत्यन्तं सुगन्धि गुरु पूजितम् ॥

કપૂર તો સ્નિગ્ધ હોય તે શ્રેષ્ઠ, એલચી ઝીણા દાણાવાળી હોય તે ઉત્તમ અને ધોળું ચંદન–સુખડ અત્યંત સુગંધદાર તથા ભારે હોય તે શ્રેષ્ઠ છે.૧૧૪

रक्तचन्दनमत्यन्तं लोहितं प्रवरं मतम् ।
काकतुण्डानिभः स्निग्धोऽगुरुः श्रेष्ठो गुरुर्मतः ॥११५॥

अन्वयः–रक्तचन्दनम् अत्यन्तं लोहितं प्रवरं मतम्, अगुरुः काकतुण्डानिभः स्निग्धः गुरुः श्रेष्ठः मतः ॥

રતાંજલિ બહુ જ રાતી હોય તે ઉત્તમ મનાય છે અને અગુરુ ચણોઠીના મોઢા જેવું કાળું, સ્નિગ્ધ તથા ભારે હોય, તે શ્રેષ્ઠ મનાય છે. ૧૧૫

सुगन्धि लघु रूक्षं च सुरदारु वरं मतम् ।
सरलं स्निग्धमत्यर्थं सुगन्धि च गुणावहम् ॥११६॥

अन्वयः–सुरदारु सुगन्धि लघु च रूक्षं वरं मतम्, सरलं स्निग्धं च अत्यर्थं सुगन्धि गुणावहं (ज्ञेयम्) ॥

દેવદાર સુગંધી, હલકું તથા રૂક્ષ હોય તે ઉત્તમ સમજવું. સરુ બહુ જ સ્નિગ્ધ તથા સુગંધી હોય તે ગુણકારક જાણવું. ૧૧૬

अतिपीता प्रशस्ता तु ज्ञेया दारुनिशा बुधैः ।
जातीफलं गुरु स्निग्धं समं शुभ्रान्तरं वरम् ॥११७॥

अन्वयः–दारुनिशा तु अतिपीता बुधैः प्रशस्ता ज्ञेया, जातीफलं गुरु स्निग्धं समं शुभ्रान्तरं वरम् ॥

દારુહળદર બહુ જ પીળી હોય તેને વિદ્વાનોએ ઉત્તમ સમજવી. જાયફળ ભારે, રસભરેલું, સરખું અને અંદરના ભાગમાં ધોળું હોય તે શ્રેષ્ઠ છે. ૧૧૭

मृद्वीका सोत्तमा ज्ञेया या स्याद्गोस्तनसन्निभा ।
करमर्दफलाकारा मध्यमा सा प्रकीर्तिता ॥११८॥

अन्वयः–या मृद्वीका गोस्तनसन्निभा स्यात्, सा उत्तमा ज्ञेया, या करमर्दफलाकारा सा मध्यमा प्रकीर्तिता ॥

જે દ્રાક્ષ ગાયના આંચળ જેવી હોય, તે ઉત્તમ અને કરમદાંના ફળ જેવા આકારની હોય, તે મધ્યમ સમજવી. ૧૧૮

ટીકા–गोस्तनसन्निभा–मुनक्का इति लोके । करमर्दफलाकारा–करौन્दीद्राक्ष इति लोके ॥ ગાયના આંચળ જેવી દ્રાક્ષને લોકમાં 'मुनक्का' કહે છે અને કરમદાંના આકારવાળીને લોકમાં 'करौन्दीद्राक्ष' એમ કહે છે.

खण्डं तु विमलं श्रेष्ठं चन्द्रकान्तसमप्रभम् ।
गव्याज्यसदृशं रुच्यगन्धं मधु वरं मतम् ॥ ११९॥

अन्वयः–खण्डं तु विमलं चन्द्रकान्तसमप्रभं श्रेष्ठम्, मधु गव्याज्यसदृशं रुच्यगन्धं वरं मतम् ॥

ખાંડ પણ નિર્મળ અને ચંદ્રકાંત મણિ જેવી સફેદ હોય તે ઉત્તમ સમજવી. જે મધ ગાયના ઘી જેવું અને સુગંધી હોય તેને ઉત્તમ સમજવું. ૧૧૯

## સ્વાભાવિક હિતકારી પદાર્થો

शालीनां लोहितः शालिः षष्टिकेषु च षष्टिका ।
शूकधान्येष्वपि यवो गोधूमः प्रवरो मतः ॥ १२०॥

अन्वयः–शालीनां लोहितः शालिः, षष्टिकेषु च षष्टिका, शूकधान्येषु अपि यवः, (च) गोधूमः प्रवरः मतः ॥

ચોખાઓમાં રાતા ચોખા, સાઠી ચોખાઓમાં યષ્ટિકા[1] નામના ચોખા, અણીવાળાં ધાન્યોમાં જવ તથા ઘઉં અતિ શ્રેષ્ઠ મનાય છે.

शिम्बीधान्ये वरो मुद्गो मसूरश्चाढकी तथा ।
रसेषु मधुरः श्रेष्ठो लवणेषु च सैन्धवः ॥ १२१॥

૧. આ યષ્ટિકા જાતના ચોખા હાલ પ્રસિદ્ધ નથી.

માછલાં દૂધની સાથે ખાવાં નહિ; ઘણા પાણીવાળી જગ્યામાં થયેલાં પ્રાણીઓનું માંસ અને દૂધ ખાવાં નહિ; સરસિયા તેલમાં પકાવેલું હોલાનું કે કબૂતરનું માંસ ખાવું નહિ. ૧૨૯

मत्स्यानिक्षोर्विकारेण तथा क्षौद्रेण वर्जयेत् ।
सक्तून् मांसपयोयुक्तानुष्णैर्दधि विवर्जयेत् ॥१३०॥

अन्वय:—इक्षोः विकारेण तथा क्षौद्रेण (सह) मत्स्यान् वर्जयेत्; मांसपयोयुक्तान् सक्तून्, उष्णैः (सह च) दधि विवर्जयेत् ॥

ગોળ વગેરે શેલડીના પદાર્થોની સાથે કે મધની સાથે માછલાં ખાવાં નહિ; માંસ અને દૂધની સાથે સાથવો ખાવો નહિ; તેમ જ ઊના પદાર્થોની સાથે દહીં ખાવું નહિ. ૧૩૦

उष्णैर्नभोऽम्बुना क्षौद्रं पायसं कृसरान्वितम् ।
रम्भाफलं त्यजेत्तक्रदधिबिल्वफलान्वितम् ॥१३१॥

अन्वय:—उष्णैः नभोऽम्बुना (च सह) क्षौद्रं, कृसरान्वितं पायसं, तक्रदधिबिल्वफलान्वितं रम्भाफलं त्यजेत् ॥

ઊના પદાર્થોની સાથે કે વરસાદના ઝીલેલા પાણીની સાથે મધ ખાવું નહિ; દૂધ અને ખીચડી ખાવાં નહિ; છાશ, દહીં અને બીલાંની સાથે કેળાં ખાવાં નહિ. ૧૩૧

दशाहमुषितं सर्पिः कांस्ये मधु घृतं समम् ।
कृतान्नं च कषायं च पुनरुष्णीकृतं त्यजेत् ॥१३२॥

अन्वय:—कांस्ये दशाहम् उषितं सर्पिः त्यजेत्, मधु च घृतं समं त्यजेत्, कृतान्नं च कषायं पुनः उष्णीकृतं त्यजेत् ॥

કાંસાના વાસણમાં દશ દિવસ રહેલું ઘી ખાવું નહિ. મધ અને ઘી સમભાગે ખાવાં નહિ. રાંધેલું અન્ન કે કષાય—ઉકાળા જો ફરીવાર ઊનાં કરેલાં હોય તો તેઓને છોડી દેવાં. ૧૩૨

एकत्र बहुमांसानि विरुध्यन्ते परस्परम् ।
मधुसर्पिर्वसातैलं पानीयानि यथा तथा ॥१३३॥

अन्वय:—यथा मधुसर्पिः, वसातैलं पानीयानि परस्परं विरुध्यन्ते, तथा एकत्र बहुमांसानि परस्परं विरुध्यन्ते ॥

જેમ મધ અને ઘી, ચરબી અને તેલ, અને પાણી તથા દૂધ એ પરસ્પર વિરોધી છે, તેમ ઘણા પ્રકારનાં માંસો પણ સાથે ખાવામાં આવે, તો પરસ્પર વિરો

## ઔષધ લેવાનો સંકેત

लवणं सैन्धवं प्रोक्तं चन्दनं रक्तचन्दनम् ।
चूर्णलेहासवस्नेहाः साध्या धवलचन्दनैः ॥१३४॥

अन्वय:—लवणं सैन्धवं प्रोक्तं, चन्दनं रक्तचन्दनम्, चूर्णलेहासवस्नेहाः धवलचन्दनैः साध्याः ॥

લૂણ કહ્યું હોય ત્યાં સિંધાલૂણ અને ચંદન કહ્યું હોય ત્યાં રતાંજલિ લેવી; ચંદનનાં ચૂર્ણ, અવલેહ, આસવ કે તેલ કરવાં હોય, તે સુખડનાં જ કરવાં જોઈએ. ૧૩૪

कषायलेपयोः प्रायो युज्यते रक्तचन्दनम् ।
अन्तःसंमार्जने ज्ञेया ह्यजमोदा यवानिका ।
बहिःसंमार्जने सैव विज्ञातव्याजमोदिका ॥१३५॥

अन्वय:—कषायलेपयोः प्रायः रक्तचन्दनं युज्यते, अन्तःसंमार्जने हि अजमोदा यवानिका ज्ञेया, बहिःसंमार्जने सा एव अजमोदिका विज्ञातव्या ॥

કષાય—ઉકાળા કે લેપમાં લગભગ રતાંજલિનો ઉપયોગ કરવો. શરીરની અંદરનો ભાગ સાફ કરવા જ્યાં 'અજમોદા' કહેલ હોય ત્યાં યવાનિકા—'અજમા' સમજવા; અને બહારનો ભાગ સાફ કરવા જ્યાં 'અજમોદા' કહેલ હોય ત્યાં બોડી અજમોદ સમજવી.

पयःसर्पिःप्रयोगेषु गव्यमेव हि गृह्यते ।
शकृद्रसो गोमयकं मूत्रं गोमूत्रमुच्यते ॥१३६॥

अन्वय:—पयःसर्पिःप्रयोगेषु गव्यम् एव हि गृह्यते, शकृद्रसः गोमयकं, मूत्रं गोमूत्रम् उच्यते ॥

દૂધના અને ઘીના પ્રયોગોમાં ગાયનું દૂધ અને ગાયનું ઘી જ લેવું; તેમ જ છાણ અને મૂત્ર કહ્યું હોય ત્યાં ગાયના છાણનો રસ અને ગાયનું મૂત્ર જ સમજવાં. ૧૩૬

## ઔષધોના પ્રતિનિધિઓ[1] વિષે

चित्रकाभावतो दन्ती क्षारः शिखरिजोऽथवा ।
अभावे धन्वयासस्य प्रक्षेप्या तु दुरालभा ॥१३७॥

अन्वय:—चित्रकाभावतः दन्ती, शिखरिजः क्षारः (प्रक्षेप्यः), धन्वयासस्य अभावे तु दुरालभा प्रक्षेप्या ॥

ચિત્રો ન મળે તો નેપાળાનાં મૂળ અથવા

૧. मुख्यसदृशा ये अर्थाः ते प्रतिनिधयः—प्रति—नि—धा—प्रतिनिधीक्रियन्ते—सदृशीक्रियन्ते गुणा एभिः मुख्यसदृशत्वात् इति प्रतिनिधयः—'उपसर्गे घोः किः' इति किः प्रत्ययः—મુખ્ય જેવા જે પદાર્થો અથવા ઔષધો (?)

રવો; અને જેઠીમધ ન મળે તો ધાવડીનો ઉપયોગ કરવો. ૧૪૬

ટીકા–ક્ષવકં–'चौहार' इति लोके। पांसुपूर्वकं लवणं–'खारी' अथवा 'रेह' इति लोके। (આનો અર્થ ભાષાંતરમાં છે.) ૧૪૬

अम्लवेतसकाभावे चुक्रं दातव्यमिष्यते।
द्राक्षा यदि न लभ्येत प्रदेयं काश्मरीफलम् ॥१४७

अन्वयः—अम्लवेतसाभावे चुक्रं दातव्यम् इष्यते, द्राक्षा यदि न लभ्येत, (तर्हि) काश्मरीफलं प्रदेयम् ॥

અમ્લવેતસ (લીંબુની જાત) ન મળે તો ખાટા ચૂકાનો (સુરકાનો) ઉપયોગ કરવો. દ્રાક્ષ ન મળે તો સીવણનાં ફળનો ઉપયોગ કરવો.

तयोरभावे कुसुमं बन्धूकस्य मतं बुधैः।
लवङ्गकुसुमं देयं नखस्याभावतः पुनः ॥ १४८ ॥

अन्वयः—तयोः अभावे बुधैः बन्धूकस्य कुसुमं मतम्, पुनः नखस्य अभावतः लवङ्गकुसुमं देयम् ॥

પણ એ બન્ને ન મળે તો વિદ્વાન વૈદ્યોએ બપોરિયાનાં ફૂલનો ઉપયોગ કરવો. વળી નખલો ન મળે તો લવિંગનાં ફૂલનો ઉપયોગ કરવો. ૧૪૮

कस्तूर्यभावे कङ्कोलं क्षेपणीयं विदुर्बुधाः।
कङ्कोलस्याप्यभावे तु जातीपुष्पं प्रदीयते ॥१४९॥

अन्वयः—कस्तूर्यभावे बुधाः कङ्कोलं क्षेपणीयं विदुः, कङ्कोलस्य अपि अभावे तु जातीपुष्पं प्रदीयते ॥

કસ્તૂરી ન મળે તો વિદ્વાન વૈદ્યો ચણકબાબનો ઉપયોગ કરવા કહે છે; ચણકબાબ પણ ન મળે તો જાવંત્રીનો ઉપયોગ કરવો. ૧૪૯

सुगन्धि मुस्तकं देयं कर्पूराभावतो बुधैः।
कर्पूराभावतो देयं ग्रन्थिपर्णं विशेषतः ॥ १५० ॥

अन्वयः—कर्पूराभावतः बुधैः सुगन्धि मुस्तकं देयम्, कर्पूराभावतः विशेषतः ग्रन्थिपर्णं देयम् ॥

કપૂર ન મળે તો વિદ્વાન વૈદ્યોએ સુગંધી મોથનો અથવા તગરના ગાંઠાનો ખાસ ઉપયોગ કરવો. ૧૫૦

कुङ्कुमाभावतो दद्यात्कुसुम्भकुसुमं नवम्।
श्रीखण्डचन्दनाभावे कर्पूरं देयमिष्यते ॥ १५१ ॥

अन्वयः—कुङ्कुमाभावतः नवं कुसुम्भकुसुमं दद्यात्, श्रीखण्डचन्दनाभावे कर्पूरं देयम् इष्यते ॥

કેસર ન મળે તો કસૂંબાનાં નવાં ફૂલનો ઉપયોગ કરવો. સુખડ ન મળે તો કપૂરનો ઉપયોગ કરવો. ૧૫૧

अभावे त्वेतयोर्वैद्यः प्रक्षिपेद् रक्तचन्दनम्।
रक्तचन्दनकाभावे नवोशीरं विदुर्बुधाः ॥१५२॥

अन्वयः—एतयोः अभावे तु वैद्यः रक्तचन्दनं प्रक्षिपेत्, रक्तचन्दनकाभावे बुधाः नवोशीरं विदुः ॥

પણ એ બન્ને ન મળે તો વૈદ્યે રતાંજલિનો ઉપયોગ કરવો. રતાંજલિ ન મળે તો વિદ્વાન વૈદ્યો નવા વાળાનો ઉપયોગ કરવા જાણે છે. ૧૫૨

मुस्ता चातिविषाभावे शिवाभावे शिवा मता।
अभावे नागपुष्पस्य पद्मकेसरमिष्यते ॥ १५३ ॥

अन्वयः—अतिविषाभावे मुस्ता, च शिवाभावे शिवा मता, नागपुष्पस्य अभावे पद्मकेसरम् इष्यते ॥

અતિવિષ ન મળે તો મોથનો ઉપયોગ કરવો. હરડે ન મળે તો આમળાંનો ઉપયોગ કરવો. નાગકેસર ન મળે તો કમળના કેસરાનો ઉપયોગ કરવો. ૧૫૩

मेदाजीवककाकोलीऋद्धिद्वन्द्वेऽपि वाऽसति।
वरीविदार्यश्वगन्धावाराहीश्च क्रमात्क्षिपेत् ॥ १५४

अन्वयः—मेदाजीवककाकोलीऋद्धिद्वन्द्वे अपि वा असति वरीविदार्यश्वगन्धावाराहीः च क्रमात् क्षिपेत् ॥

મેદા, જીવક, કાકોલી અને બે પ્રકારની ઋદ્ધિ (આ ઔષધિઓના અર્થ ગુજરાતીમાં મળ્યા નથી) ન મળે, તો અનુક્રમે શતાવરી, વિદારીકંદ, આસોંદ અને વારાહીકંદનો ઉપયોગ કરવો. ૧૫૪

ટીકા–વરી–શતાવરી। (આનો અર્થ ભાષાંતરમાં છે.)

वाराह्याश्च तथाभावे चर्मकारालुको मतः।
वाराहीकन्दसंज्ञस्तु पश्चिमे गृष्टिसंज्ञकः ॥ १५५ ॥

अन्वयः—तथा च वाराह्याः अभावे चर्मकारालुकः मतः, वाराहीकन्दसंज्ञः तु पश्चिमे गृष्टिसंज्ञकः (प्रसिद्धः) ॥

વારાહીકંદ ન મળે તો ચર્મકારાલુક નામના કંદનો ઉપયોગ કરવો. વારાહીકંદ તો પશ્ચિમ દેશમાં ગૃષ્ટિ નામથી પ્રસિદ્ધ છે. ૧૫૫

वाराहीकन्द एवान्यश्चर्मकारालुको मतः।
अनूपसंभवे देशे वराह इव लोमवान् ॥ १५६ ॥

अन्वयः—चर्मकारालुकः एव अन्यः वाराहीकन्दः मतः, (स च) अनूपसंभवे देशे वराहः इव लोमवान् (भवति)

ચર્મકારાલુક એ જ બીજો એક જાતનો વારાહીકંદ મનાય છે; તે ઘણા પાણીવાળા

દેશમાં થાય છે અને તેના ઉપરની રુવાટી સુવરની રુવાંટી જેવી હોય છે ૧૫૬

भल्लातकासहत्वे तु रक्तचन्दनमिष्यते।
भल्लातकाभावतश्चित्रं नलदोऽभावतः ॥ १५७ ॥

अन्वय—भल्लातकासहत्वे तु रक्तचन्दनम् इष्यते, भल्लातकाभावतः चित्रम्, नलदः च अभावतः नलः इष्यते ॥

જે ઔષધ ભિલામાંને સહન કરી ન શકે એવું હોય તેમાં ભિલામાને બદલે રતાંજળી નાખવી; ભિલામા ન મળે તો ચિત્રાનો ઉપયોગ કરવો; શેકડી ન મળે તો બરુનો ઉપયોગ કરવો. ૧૫૭

सुवर्णाभावतः स्वर्णमाक्षिकं प्रक्षिपेद् बुधः।
श्वेतं तु माक्षिकं ज्ञेयं बुधै रजतवद् ध्रुवम् ॥ १५८ ॥

अन्वय—सुवर्णाभावतः बुधः स्वर्णमाक्षिकं प्रक्षिपेत्, श्वेतं माक्षिकं तु बुधैः रजतवत् ध्रुवं ज्ञेयम् ॥

સોનું ન મળે તો (તેને બદલે) વિદ્વાન વૈદ્યે સુવર્ણમાક્ષિક નાખવી; અને ધોળી માક્ષિકને વિદ્વાન વૈદ્યોએ રૂપા જેવી જ જાણવી–અર્થાત્ રૂપું ન મળે તો તેને બદલે ધોળી માક્ષિક નાખવી. (અહીં સુવર્ણમાક્ષિક એ ઉપધાતુ લેવાની છે, જે તાપી નદીમાં થાય છે ) ૧૫૮

माक्षिकस्याप्यभावे तु प्रदद्यात्स्वर्णगैरिकम्।
सुवर्णमथवा रौप्यं मृतं यत्र न लभ्यते।
तत्र कान्तेन कर्माणि भिषक्कुर्याद्विचक्षणः ॥ १५९ ॥

अन्वय—माक्षिकस्य अपि अभावे स्वर्णगैरिकं दद्यात्, सुवर्णम् अथवा रौप्यं यत्र मृतं न लभ्यते तत्र विचक्षणः भिषक् कान्तेन कर्माणि कुर्यात् ॥

જો સુવર્ણમાક્ષિક કે ધોળી માક્ષિક પણ ન મળે તો સોનાગેરુનો ઉપયોગ કરવો. મારેલું સોનું અથવા રૂપું ન મળે તો ત્યાં સમજુ વૈદ્યે કાંતલોહ(કાંતિસાર–ચમકલોહુ)થી કામ ચલાવવું ૧૫૯

कान्ताभावे तीक्ष्णलोहं योजयेद्वैद्यसत्तमः।
अभावे मौक्तिकस्यापि मुक्ताशुक्तिं प्रयोजयेत् ॥ १६० ॥

अन्वय—कान्ताभावे वैद्यसत्तमः तीक्ष्णलोहं योजयेत्. मौक्तिकस्य अभावे अपि मुक्ताशुक्तिं प्रयोजयेत् ॥

કાંતિસાર ન મળે તો શ્રેષ્ઠ વૈદ્યે જમલોહનો ઉપયોગ કરવો. મોતી ન મળે તો મોતીની છીપનો ઉપયોગ કરવો. ૧૬૦

मधु यत्र न लभ्येत तत्र जीर्णगुडो मतः।
मत्स्यण्ड्यभावतः शुभ्रमत्र सितशर्करम् ॥ १६१ ॥

अन्वय—यत्र मधु न लभ्यते तत्र जीर्णगुडः मतः, मत्स्यण्ड्यभावतः सितम्, सिताभावे खण्डु ॥

મધ ન મળે તો જૂના ગોળનો ઉપયોગ કરવો. ઊંચી સાકર ન મળે તો વૈદ્યોએ સાધારણ સાકરનો ઉપયોગ કરવો. ૧૬૧

मत्स्यण्ड्यभावे सितायास्तु बुधैः खण्डं प्रयुज्यते।
क्षीराभावे रसो मौद्गो मासूरो वा प्रदीयते ॥ १६२ ॥

अन्वय—सितायाः अभावे तु बुधैः खण्डं प्रयुज्यते, क्षीराभावे मौद्गः वा मासूरः रसः प्रदीयते ॥

સાકર ન મળે તો વિદ્વાન વૈદ્યોએ ખાંડનો ઉપયોગ કરવો. દૂધ ન મળે તો મગના અથવા મસૂરના રસનો ઉપયોગ કરવો. ૧૬૨

अत्र प्रोक्तानि वस्तूनि यानि तेषु च तेषु च।
योऽप्यमिच्छत्यभावे परं वैद्येन जानता ॥ १६३ ॥

अन्वय—अत्र यानि वस्तूनि प्रोक्तानि तेषु च तेषु च एकतराभावे जानता वैद्येन परं योज्यम् ॥

આ પ્રકરણમાં જે પદાર્થો પ્રતિનિધિરૂપે કહ્યા છે, તે તેમાં અમુક એક ન મળે તો સમજુ વૈદ્યે તે પદાર્થો જેઓના પ્રતિનિધિ હોય તેમાંનો બીજો વાપરવો ૧૬૩

रसवीर्यविपाकाद्यैः समं द्रव्यं विचिन्त्य च।
युञ्ज्यात्तद्विधमन्यच्च द्रव्याभावे तु रसादिवित् ॥

अन्वय—द्रव्याभावे च रसादिवित् (वैद्य) रसवीर्यविपाकाद्यैः समं तद्विधं च अन्यत् तु द्रव्यं विचिन्त्य युञ्ज्यात् ।

પદાર્થોના રસ વગેરેને જાણનારા વૈદ્ય રસ, વીર્ય ને વિપાક આદિથી સરખું અને તેના જેવું બીજું પણ દ્રવ્ય વિચારીને તેનો ઉપયોગ કરવો. ૧૬૪

योगे यदप्रधानं स्यात्तस्य प्रतिनिधिर्मतः।
यत्तु प्रधानं तस्यापि सदृशो नैव गृह्यते ॥ १६५ ॥

अन्वय—योगे यत् अप्रधानं स्यात् तस्य प्रतिनिधिः मतः, यत्तु प्रधानं (स्यात्) तस्य अपि सदृशः नैव गृह्यते ॥

(ઔષધોના) યોગમાં જે ઔષધ ગૌણ (પેટાનું) હોય, તેને બદલે પ્રતિનિધિ ઔષધ વાપરવું; પણ જે મુખ્ય ઔષધ હોય, તેને બદલે તેના જેવું પણ પ્રતિનિધિ નજ વાપરવું

व्याधिप्रयुक्तं यद् द्रव्यं गणोक्तमपि तत्त्यजेत्।
अनुक्तमपि युक्तं यद्योजयेत्तत्र तद्विदः ॥ १६६ ॥

અન્વયઃ—યત્ દ્રવ્યં વ્યાધેઃ અયુક્તં (ભવેત્), તત્ ગણોક્તમ્ અપિ ત્યજેત્, યત્ અનુક્તમ્ અપિ વ્યાધેઃ યુક્તં (સ્યાત્), તત્ રસાદિવિત્ યોજયેત્ ॥

જે પદાર્થ રોગને અયોગ્ય હોય તે પદાર્થ તે રોગસંબંધી ઔષધોના ગણમાં કહ્યો હોય, તોપણ તેનો ત્યાગ કરવો અને જે પદાર્થ તે ગણમાં ન કહ્યો હોય છતાં (રોગને) યોગ્ય જણાય તો તે પદાર્થનો તેના રસ વગેરેને જાણનારા વૈદ્યે ઉપયોગ કરવો. ૧૬૬

દરેક પદાર્થમાં રહેલા રસ આદિ પાંચ પદાર્થો

द्रव्ये रसो गुणो वीर्यं विपाकः शक्तिरेव च।
पदार्थाः पञ्च तिष्ठन्ति स्वं स्वं कुर्वन्ति कर्म च ॥१६७

અન્વયઃ—(પ્રતિ) દ્રવ્યે રસઃ ગુણઃ વીર્યં વિપાકઃ ચ શક્તિઃ—(ઇતિ) પઞ્ચ પદાર્થાઃ તિષ્ઠન્તિ एव, च स्वं स्वं कर्म कुर्वन्ति ॥

દરેક પદાર્થમાં રસ, ગુણ, વીર્ય, વિપાક અને શક્તિ એ પાંચ પદાર્થો હોય જ છે; અને તેઓ પોતપોતાનું કામ કરે છે. ૧૬૭

રસો તથા તેઓનાં સામાન્ય કામો

तत्र रसानाह वाग्भटः—તેમાં વાગ્ભટ રસો કહે છે કે—

रसाः स्वाद्वम्ललवणतिक्तोषणकषायकाः।
षड्द्रव्यमाश्रितास्ते च यथापूर्वं बलावहाः ॥१६८॥

અન્વયઃ સ્વાદ્વમ્લલવણતિક્તોષણકષાયકાઃ ષડ્ રસાઃ દ્રવ્યમ્ આશ્રિતાઃ (સન્તિ), તે ચ યથાપૂર્વં બલાવહાઃ (ભવન્તિ)॥

મધુર, ખાટો, ખારો, કડવો, તીખો અને કષાય (તૂરો)—એ છ રસો પદાર્થોમાં રહેલા છે અને તેઓમાંનો પહેલો પહેલો રસ પછી પછીના રસ કરતાં વધારે બળ આપનાર છે. ૧૬૮

तत्राद्या मारुतं घ्नन्ति त्रयस्तिक्तादयः कफम्।
कषायतिक्तमधुराः पित्तमन्ये तु कुर्वते ॥१६९॥

અન્વયઃ—તત્ર આદ્યાઃ ત્રયઃ મારુતં ઘ્નન્તિ, અન્યે તુ (તિક્તાદયઃ) મારુતં કુર્વતે; તિક્તાદયઃ ત્રયઃ કફં ઘ્નન્તિ, અન્યે તુ કફં કુર્વતે; કષાયતિક્તમધુરાઃ પિત્તં ઘ્નન્તિ, અન્યે તુ પિત્તં કુર્વતે ॥

મધુર, ખાટો અને ખારો—એ ત્રણ રસો વાયુને હણનારા છે, પણ એ સિવાયના બીજા રસો વાયુને કરનારા છે; કડવો, તીખો અને તૂરો-એ ત્રણ રસો કફને હણનારા છે પણ એ સિવાયના બીજા રસો કફને કરનારા છે; તૂરો, કડવો અને મધુર—એ ત્રણ રસો પિત્તને હણનારા છે, પણ એ સિવાયના બીજા રસો પિત્તને કરનારા છે. ૧૬૯

ये रसाः वातशमना भवन्ति यदि तेषु वै।
रौक्ष्यलाघवशैत्यानि न ते हन्युः समीरणम् ॥१७०

અન્વયઃ—યે રસાઃ વાતશમનાઃ ભવન્તિ, તેષુ વૈ યદિ રૌક્ષ્યલાઘવશૈત્યાનિ (સ્યુઃ તર્હિ), તે સમીરણં ન હન્યુઃ ॥

જે રસો વાયુને હણનારા છે, તે રસોવાળા પદાર્થોમાં જ જો રૂક્ષપણું, હલકાપણું અને શીતપણું હોય, તો તેઓ વાયુને હણી શકતા નથી. ૧૭૦

ये रसाः पित्तशमना भवन्ति यदि तेषु वै।
तीक्ष्णोष्णलघुताश्चैव न ते तत्कर्मकारिणः ॥१७१॥

અન્વયઃ—યે રસાઃ પિત્તશમનાઃ ભવન્તિ, તેષુ વૈ યદિ તીક્ષ્ણોષ્ણલઘુતાઃ (સ્યુઃ તર્હિ), તે एव च तत्कर्मकारिणः न (સ્યુઃ) ॥

જે રસો પિત્તને શમાવનારા છે, તે રસોવાળા પદાર્થોમાં જ જો તીક્ષ્ણપણું, ગરમપણું અને હલકાપણું હોય તો તેઓ જ (પિત્તને શમાવવારૂપ) તેઓનું કામ કરી શકતા નથી.

ये रसाः श्लेष्मशमना भवन्ति यदि तेषु वै।
स्नेहगौरवशैत्यानि न ते हन्युः कफं तदा ॥१७२॥

અન્વયઃ—યે રસાઃ શ્લેષ્મશમનાઃ ભવન્તિ, તેષુ વૈ યદિ સ્નેહગૌરવશૈત્યાનિ (સ્યુઃ) તદા તે કફં ન હન્યુઃ ॥

જે રસો કફને શમાવનારા છે, તે રસોવાળા પદાર્થોમાં જ જો સ્નિગ્ધપણું, ભારેપણું અને શીતપણું હોય, તો તેઓ કફને હણી શકતા નથી. ૧૭૨

મધુર રસના ગુણો

मधुरो हि रसः शीतो धातुस्तन्यबलप्रदः।
चक्षुष्यो वातपित्तघ्नः कुर्यात्स्थौल्यमलक्रमीन् ॥१७३

અન્વયઃ—મધુરઃ રસઃ શીતઃ હિ (સન્) ધાતુસ્તન્યબલપ્રદઃ ચક્ષુષ્યઃ વાતપિત્તઘ્નઃ સ્થૌલ્યમલક્રમીન્ કુર્યાત્ ॥

મધુર[1] રસ શીતલ જ હોઈ ધાતુ, સ્તનમાં દૂધ તથા બળ આપનાર છે, નેત્રને હિતકારી

૧. મન્યતે—જ્ઞાયતે સ્વાદુતયા ઇતિ મધુ—માધુર્યમ્, મન જ્ઞાને, ઇત્યસ્માત્ 'ફલિપાટિ૦' ઇત્યૌણાદિક ઉઃધશ્ચાન્તાદેશઃ, તત્ મધુ—માધુર્યમ્ અસ્તિ અસ્ય ઇતિ મધુરઃ, 'ઊષસુ૦ષિ૦' ઇતિ મત્વર્થીયો રઃ પ્રત્યયઃ—જેને સ્વાદરૂપે જાણવામાં આવે છે, તે મધુ—એટલે માધુર્ય—મીઠાશ; એ મીઠાશ જેમાં છે, તે મધુર—મીઠો રસ.

ખારો રસ સાફ કરનાર છે, રુચિ ઉપજાવનાર છે, પાચક છે, કફ તથા પિત્તને કરનાર છે, પુરુષપણાને હણનાર છે, વાયુને મટાડનાર છે, કાયામાં શિથિલપણાને તથા કૂણાપણાને કરનાર છે; નેત્રમાં, નાકમાં, તથા મોઢામાં પાણી આણનાર છે અને ગાલમાં તથા ગળામાં બળતરા ઉપજાવનાર છે. ૧૮૦

**ખારા રસના અતિ ઉપયોગથી નુકસાન**

**સોऽતિયુક્તોऽક્ષિપાકાસ્રપિત્તકોઠક્ષતાર્તિકૃત્ ।**
**વલીપલિતખાલિત્યકુષ્ઠવીસર્પતૃટ્પ્રદઃ ॥ ૧૮૧ ॥**

અન્વયઃ—સઃ અતિયુક્તઃ અક્ષિપાકાસ્રપિત્તકોઠક્ષતાર્તિકૃત્ વલીપલિતખાલિત્યકુષ્ઠવીસર્પતૃટ્પ્રદઃ (અસ્તિ) ॥

એ ખારા રસનો અત્યંત ઉપયોગ કર્યો હોય તો આંખ પાકી આવે, રક્તપિત્ત નામનો રોગ થાય, મધમાખી કરડ્યા જેવો સોજો (કરવલું) થાય, ક્ષતની પીડા થાય, શરીરમાં વળિયાં વળે, કેશ ધોળા થઈ જાય, માથામાં ટાલ પડે, કોઢ થાય, રતવા થાય અને તરસ લાગે છે. ૧૮૧

ટીકા—કોઠઃ—વરટાકૃતદંશશોથવત્ । પલિતં—કેશશુક્લતા । ખાલિત્યં—શિરસિ કેશનાશઃ ॥ (ભાષાંતરમાં અર્થ આવી ગયો છે.) ૧૮૧

**કટુ—તીખા રસના ગુણો**

**કટુરુષ્ણશ્ચ તીક્ષ્ણશ્ચ વિશદો વાતપિત્તકૃત્ ।**
**શ્લેષ્મહૃલ્લઘુરાગ્નેયઃ કૃમિકણ્ડૂવિષાપહઃ ॥ ૧૮૨ ॥**
**રૂક્ષસ્તન્યહરશ્ચાપિ મેદઃસ્થૌલ્યાપકર્ષણઃ ।**
**અશ્રુદો નાસિકાસ્યાક્ષિજિહ્વાગ્રોદ્વેજકો મતઃ ॥ ૧૮૩**
**દીપનઃ પાચનો રુચ્યો નાસિકાશોષણો ભૃશમ્ ।**
**ક્લેદમેદોવસામજ્જાશકૃન્મૂત્રોપશોષણઃ ।**
**સ્રોતઃપ્રકાશકો રૂક્ષો મેધ્યો વર્ચોવિબન્ધકૃત્ ॥૧૮૪**

અન્વયઃ—કટુ[1]ઃ ઉષ્ણઃ ચ તીક્ષ્ણઃ ચ વિશદઃ વાતપિત્તકૃત્ શ્લેષ્મહૃત્ લઘુઃ આગ્નેયઃ કૃમિકણ્ડૂવિષાપહઃ રૂક્ષઃ સ્તન્યહરઃ અપિ ચ મેદઃસ્થૌલ્યાપકર્ષણઃ અશ્રુદઃ, નાસિકાસ્યાક્ષિજિહ્વાગ્રોદ્વેજકઃ દીપનઃ પાચનઃ રુચ્યઃ ભૃશં નાસિકાશોષણઃ ક્લેદમેદોવસામજ્જાશકૃન્મૂત્રોપશોષણઃ સ્રોતઃપ્રકાશકઃ રૂક્ષઃ મેધ્યઃ વર્ચોવિબન્ધકૃત્ મતઃ ॥

તીખો રસ ગરમ છે, તીક્ષ્ણ છે, ખરસટ છે, વાયુ તથા પિત્તને કરનાર છે, કફને હરનાર છે, હલકો છે, અગ્નિના ભાગથી વધારે યુક્ત છે; કૃમિ, ચળ તથા ઝેરને મટાડનાર છે, રૂક્ષ છે, સ્તનના દૂધને હરી લેનાર છે, મેદથી થતા જાડાપણાને મટાડનાર છે, આંખમાં આંસુ આણનાર છે; નાક, મુખ, નેત્ર અને જીભની અણીને ઉદ્વેગ આપનાર છે; અગ્નિને દીપાવનાર છે, પાચક છે, રુચિ ઉપજાવનાર છે, નાકને બહુ જ સુકાવનાર છે, ભીનાશ મટાડનાર છે; મેદ, ચરબી, મજ્જા, વિષ્ઠા અને મૂત્રને સુકાવનાર છે, સ્રોત નામના નાડીઓના માર્ગોને ખુલ્લા કરનાર છે, બુદ્ધિને હિતકારી છે અને મળ બંધ કરનાર છે. ૧૮૨–૧૮૪

ટીકા—આગ્નેયોऽધિકાગ્ન્યંશઃ । મેધ્યો—મેધાયૈ હિતઃ । વર્ચોવિબન્ધકૃત્—મલબન્ધં કરોતિ ॥ (ભાષાંતરમાં અર્થ આપ્યો છે.) ૧૮૨–૧૮૪

**અતિશય સેવેલા તીખા રસથી નુકસાન**

**સોऽતિયુક્તો ભ્રાન્તિદાહમુખતાલ્વોષ્ઠશોષકૃત્ ।**
**કણ્ઠાદિપીડામૂર્ચ્છાતૃટ્કમ્પદો બલશુક્રહૃત્ ॥ ૧૮૫**

અન્વયઃ—સઃ અતિયુક્તઃ (સન્) ભ્રાન્તિદાહમુખતાલ્વોષ્ઠશોષકૃત્ કણ્ઠાદિપીડામૂર્ચ્છાતૃટ્કમ્પદઃ બલશુક્રહૃત્ ॥

એ રસનો અત્યંત ઉપયોગ કર્યો હોય તો ભ્રમ થાય છે, બળતરા થાય છે; મોઢામાં, તાળવામાં તથા હોઠમાં શોષ પડે છે; કંઠ વગેરેને પીડા થાય છે, મૂર્છા થાય છે, તરસ લાગે છે, કંપ થાય છે અને બળ તથા વીર્યનો નાશ થાય છે. ૧૮૫

**તિક્ત—કડવા રસના ગુણો**

**તિક્તઃ શીતસ્તૃષામૂર્ચ્છાજ્વરપિત્તકફાઞ્ જયેત્ ।**
**કૃમિકુષ્ઠવિષોત્ક્લેદદાહરક્તગદાપહઃ ॥ ૧૮૬ ॥**
**રુચ્યઃ સ્વયમરોચિષ્ણુઃ કણ્ઠસ્તન્યવિશોધનઃ ।**
**વાતલોऽગ્નિકરો નાસાશોષણો રૂક્ષણો લઘુઃ ॥૧૮૭**

અન્વયઃ—તિક્તઃ[2] (રસઃ) શીતઃ (સન્) તૃષામૂર્ચ્છાજ્વર-

૧. કટતિ—વર્ષતિ તીક્ષ્ણતામ્, આવૃણોતિ વા તીક્ષ્ણતયા મુખમિતિ કટુઃ, કટે વર્ષાવરણયોઃ, ઇત્યસ્માત્ 'કટિવટિભ્યાં ચ' ઇતિ ઔણાદિક ઉઃ। જે તીક્ષ્ણપણાને વર્ષે છે અથવા તીક્ષ્ણપણાથી મોઢાંને ચોપાસ ઢાંકી દે છે, તે કટુ—તીખો રસ.

૨. તેજયતિ સ્મ—તીક્ષ્ણીકરોતિ રુચિં વાતં જઠરાગ્નિં ચેતિ તિક્તઃ—તિજ નિશાને ઇત્યસ્માત્ 'ગત્યર્થાકર્મક૦' ઇતિ ક્તઃ—જે બીજા પદાર્થો પર તીક્ષ્ણ રુચિ ઉત્પન્ન

અમ્લં પિત્તકરં પ્રાયો વિના ધાત્રીં ચ દાડિમીમ્ ।
લવણં પ્રાયશો દ્વેપિ નેત્રયોઃ સૈન્ધવં વિના ॥૧૯૩॥

अन्वयः—धात्रीं च दाडिमीं विना अम्लं प्रायः पित्तकरं (भवति), सैन्धवं विना लवण प्रायशः नेत्रयोः द्वेषि ॥

આમળા અને દાડિમ સિવાય બાકીના ખાટા રસવાળા પદાર્થો ઘણું કરી પિત્તને ઉત્પન્ન કરનાર છે. સિંધાલૂણ વિના બાકીના ખારા રસવાળા પદાર્થો ઘણું કરીને નેત્રને હાનિ પહોંચાડનાર છે. ૧૯૩

પ્રાયઃ કટુ તથા તિક્તમવૃષ્યં વાતકોપનમ્ ।
શુણ્ઠીકૃષ્ણારસોનાનિ પટોલમમૃતં વિના ॥૧૯૪॥

अन्वयः—शुण्ठीकृष्णारसोनानि पटोलम् अमृतं विना कटु तथा तिक्तं प्रायः वातकोपनम् अवृष्यं (भवति)॥

સૂંઠ, પીપર, લસણ, પરવળ અને ગળો વિના બાકીના તીખા અને કડવા રસવાળા પદાર્થો ઘણું કરી વાયુનો પ્રકોપ કરનાર છે અને વીર્યને હાનિ પહોંચાડનાર છે. ૧૯૪

उक्तं च चरकेऽपि ॥ ચરકમાં પણ કહ્યું છે કે—

પિપ્પલી નાગરં વૃષ્યં કટુ ચાવૃષ્યમુચ્યતે ।
પ્રાયશઃ સ્તમ્ભનં પ્રોક્તં કષાયમભયાં વિના ॥૧૯૫

अन्वयः—पिप्पली नागरं वृष्यम् उच्यते, (अन्यत्) च कटु अवृष्यम् उच्यते, अभयां विना कषायं प्रायशः स्तम्भनं प्रोक्तम् (अस्ति)॥

પીપર અને સૂંઠ વીર્યને વધારનાર કહેવાય છે અને બીજા તીખા પદાર્થો વીર્યની હાનિ કરનાર છે. હરડે વિના બાકીના કષાય રસવાળા પદાર્થો ઘણું કરી શરીરને ઝલાઈ ગયેલા જેવું કરનાર કહેલ છે. ૧૯૫

સામાન્યેનાત્ર નિર્દિષ્ટા ગુણાઃ ષડ્રસસંભવાઃ ।
રસાનાં યોગતસ્તુ સ્યાદન્ય એવ ગુણોદયઃ ॥૧૯૬

अन्वयः—अत्र षड्रससंभवाः गुणाः सामान्येन निर्दिष्टाः (सन्ति, तथापि) रसानां योगतः तु अन्यः एव गुणोदयः स्यात् ॥

આ પ્રકરણમાં છ રસોના ગુણો સામાન્ય રીતે કહ્યા છે, તોપણ (તેમાં વિશેષ સમજવાનું આ છે કે) રસોનો યોગ થવાથી તો બીજા પ્રકારના જ ગુણો પ્રકટ થાય છે. ૧૯૬

સંયોગાદ્વિષતાં યાતિ સમમાજ્યેન માક્ષિકમ્ ।
અમૃતત્વં વિષં યાતિ સર્પદષ્ટસ્ય વૈ યથા ॥૧૯૭॥

अन्वयः—यथा आज्येन समं माक्षिकं संयोगात् विषतां याति, सर्पदष्टस्य विषं वै अमृतत्वं याति ॥

જેમકે ઘીની સાથે મધ મળે તો ઝેરરૂપ થાય છે અને જેને સર્પ કરડ્યો હોય તેને (બીજું) ઝેર જ અમૃતરૂપ થાય છે. ૧૯૭

### આકાશ આદિ પાંચના ગુણો

લઘુર્ગુરુસ્તથા સ્નિગ્ધો રૂક્ષસ્તીક્ષ્ણ ઇતિ ક્રમાત્ ।
નભોભૂવાર્વાતાનાં વહ્નેરેતે ગુણાઃ સ્મૃતાઃ ॥૧૯૮॥

अन्वयः—लघुः गुरुः तथा स्निग्धः रूक्षः तीक्ष्णः, इति एते क्रमात् नभोभूवारिवातानां वह्नेः गुणाः स्मृताः ॥

લઘુ, ગુરુ, સ્નિગ્ધ, રૂક્ષ તથા તીક્ષ્ણ—એમ આ (પાંચ) અનુક્રમે આકાશ, પૃથ્વી, જળ, વાયુ તથા અગ્નિના ગુણો કહ્યા છે—અર્થાત્ હલકાપણું એ આકાશનો ગુણ છે, ભારેપણું એ પૃથ્વીનો ગુણ છે, સ્નિગ્ધપણું એ જળનો ગુણ છે, રૂક્ષપણું એ વાયુનો ગુણ છે અને તીક્ષ્ણપણું એ અગ્નિનો ગુણ છે. ૧૯૮

### ઉપર્યુક્ત લઘુ આદિ ગુણવાળા પદાર્થોના ગુણો

લઘુ પથ્યં પરં પ્રોક્તં કફઘ્નં શીઘ્રપાકિ ચ ।
ગુરુ વાતહરં પુષ્ટિશ્લેષ્મકૃચ્ચિરપાકિ ચ ॥ ૧૯૯ ॥

अन्वयः—लघु परं पथ्यं कफघ्नं च शीघ्रपाकि प्रोक्तम्, गुरु वातहरं पुष्टिश्लेष्मकृत् च चिरपाकि (प्रोक्तम्)॥

હલકા પદાર્થો અત્યંત પથ્ય, કફને હણનાર અને તરત પાકનારા છે; ભારે પદાર્થો વાયુને હરનારા, પુષ્ટિ આપનારા, કફ કરનારા અને ઘણી વારે પાકનારા છે. ૧૯૯

टीका—लघु द्रव्यं, एवं गुर्वादि, तथा चोक्तम्—'गुर्वादयो गुणा द्रव्ये, पृथिव्यादौ रसाश्रये। रसेषु व्यपदिश्यन्ते, साहचर्योपचारतः' ॥ જો કે ભારેપણું વગેરે ગુણો, રસોના આશ્રયરૂપ પૃથ્વી વગેરેમાં રહેલા છે, તોપણ ગુણો અને રસો સાથે રહેનારા હોવાને લીધે ગૌણવૃત્તિથી ગુણો રસોમાં રહ્યા છે, એમ કહેવાય છે. ૧૯૯

સ્નિગ્ધં વાતહરં શ્લેષ્મકારિ વૃષ્યં બલાવહમ્ ।
રૂક્ષં સમીરણકરં પરં કફહરં મતમ્ ॥ ૨૦૦ ॥

अन्वयः—स्निग्धं वातहरं श्लेष्मकारि वृष्यं बलावहम् (मतम्), रूक्षं परं समीरणकरं कफहरं मतम् ॥

સ્નિગ્ધ પદાર્થો વાયુને હરનારા, કફ કરનારા, વીર્યને વધારનારા અને બળ આપનારા છે. રૂક્ષ પદાર્થો વાયુને બહુ જ કરનારા અને કફને હરનારા મનાય છે. ૨૦૦

છે અને મંદગુણ સઘળાં કાર્યોમાં શિથિલ છે અને તે અલ્પ પણ કહેવાય છે. ૨૦૬,૨૦૭

### લક્ષણ સહિત દીપન આદિ ગુણો

अथ गुणप्रस्तावाद् दीपनादयो गुणाः सलक्षणा उच्यन्ते, तत्रादौ दीपनमाह–હવે ગુણોના પ્રકરણને લીધે દીપન વગેરે ગુણો અને તેઓનાં લક્ષણો કહેવાય છે; તેમાં પ્રથમ દીપન ગુણ કહે છે:

**पचेन्नामं वह्निकृद्यद्दीपनं तद्यथा मिसिः ।**

अन्वयः–यत् आमं न पचेत् वह्निकृत् (स्यात्) तद् दीपनं, यथा–मिसिः ॥

**જે પદાર્થ કાચાને પકાવે નહીં, પણ અગ્નિને પ્રદીપ્ત કરે, તે દીપન[1] કહેવાય છે; જેમ કે વરિયાળી.**

टीका–वह्निकृद्वह्निदीप्तिकृत् । ननु यद्वह्निं प्रदीपयति तदामं कथं न पचेदित्याशङ्कायामुच्यते–दीपनद्रव्यं तावन्तं वह्निं प्रदीपयति, यथान्ने भोक्तुमिच्छामुत्पादयति, न त्वामं पक्तुं क्षमं, यथा सूक्ष्मदीपाग्निरुद्योतं करोति, न तु बृहत्स्थालीस्थान् तण्डुलानोदनं कर्तुं क्षमः ॥ અહીં શંકા થાય છે કે જે અગ્નિને પ્રદીપ્ત કરે તે કાચાને ન પકાવે એ કેમ ઘટે? આનું સમાધાન આ છે, કે દીપન પદાર્થ અગ્નિને એટલો જ પ્રદીપ્ત કરે છે, કે જેથી અન્ન ખાવાની ઇચ્છા ઉત્પન્ન થાય, પણ તે પદાર્થ કાચાને પકાવવા સમર્થ નથી; જેમ ઝીણા દીવાનો અગ્નિ અજવાળું કરે છે, પણ મોટી તપેલીમાં રહેલા ચોખાનો ભાત બનાવવા સમર્થ નથી.

### પાચન દ્રવ્ય

**पचत्यामं न वह्निं च कुर्याद्यत्तद्धि पाचनम् ।**
**नागकेसरवद्विद्याच्चित्रो दीपनपाचनः ॥ २०८ ॥**

अन्वयः–यत् आमं पचति, वह्निं च न कुर्यात्, तद् हि नागकेसरवत् पाचनं विद्यात्, चित्रः (तु) दीपनपाचनः ॥

**જે પદાર્થ કાચાને પકાવે છે, પણ અગ્નિને પ્રદીપ્ત કરતો નથી, તે પાચન કહેવાય છે; જેમકે નાગકેસર; ચિત્રો તો અગ્નિને પ્રદીપ્ત કરે છે અને કાચાને પકાવે પણ છે, તેથી તે દીપન અને પાચન[2] પણ છે. ૨૦૮**

टीका–ननु यद्वह्निं न दीपयति तदामं कथं पचतीत्याशङ्कायामाह–पाचनं वह्निदीप्तिमकुर्वाणमप्यामं पचति। यथाग्न्याधानीस्थोऽङ्गारसमूहोऽन्नं पचति, न तु दीपवत्सर्वतः प्रदीपयति ॥ અહીં પણ શંકા થાય છે કે જે પદાર્થ અગ્નિને પ્રદીપ્ત ન કરે તે કાચાંને પકાવે, એ કેમ ઘટે? આનું સમાધાન આ છે કે જેમ ચૂલામાં રહેલા અંગારાઓનો સમૂહ અન્નને પકાવે છે, પણ દીવાની પેઠે બધે પ્રકાશ કરતો નથી, તેમ પાચન પદાર્થ કાચાને પકાવે છે, પણ અગ્નિને પ્રદીપ્ત કરતો નથી.

### શમન દ્રવ્ય

**न शोधयति यद्दोषान्समान्नोदीरयत्यपि ।**
**समीकरोति विषमाञ्शमनं तद्यथाऽमृता ॥२०९॥**

अन्वयः–यत् दोषान् न शोधयति, समान् न उदीरयति अपि, विषमान् समीकरोति, तद् शमनं (विद्यात्), यथा–अमृता ॥

**જે પદાર્થ ત્રણે દોષને શોધતો નથી, એટલે ઊંચે કે નીચે માર્ગે લઈ જતો નથી, સમસ્થિતિમાં રહેલા દોષોને વધારતો નથી, છતાં વિષમ થયેલા દોષોને સમ કરે છે, તેને શમન[3] જાણવું; જેમકે ગળો. ૨૦૯**

टीका–यद्द्रव्यं दोषत्रयं न शोधयति–नोर्ध्वाधोमार्गाभ्यामानयति. समान्दोषान्नोदीरयति–न वर्धयति च शमनं तत् ॥ (ભાષાંતરમાં અર્થ સમાઈ જાય છે.) ૨૦૯

### અનુલોમન દ્રવ્ય

**कृत्वा पाकं मलानां च भित्त्वा बन्धमधो नयेत् ।**
**तच्चानुलोमनं ज्ञेयं यथा प्रोक्ता हरीतकी ॥२१०॥**

अन्वयः–(यत्) मलानां पाकं कृत्वा च बन्धं भित्त्वा (तान् मलान्) अधः नयेत्, तत् च अनुलोमनं ज्ञेयं, यथा हरीतकी ॥

**જે પદાર્થ કાચા વાત, પિત્ત અને કફને પકાવી વાયુના બંધને ભેદીને નીચે લઈ જાય, એટલે મળોને નીચે પાડી નાખે, તે અનુલોમન[4] કહેવાય છે; જેમકે હરડે. ૨૧૦**

૧. दीपयति जाठरम् अग्निम् इति दीपनम्–જઠરાગ્નિને જે પ્રદીપ્ત કરે, તે દીપન.

૨. पाचयति आमम् इति पाचनम्–આમને જે પકાવે, તે પાચન.

૩. शमयति दोषान् विषमान् इति शमनम्–જે વિષમ થયેલા દોષોને શમાવે–સમ કરે, તે શમન.

૪. लुनाति–छिनत्ति–प्रातिकूल्यं मलानां धातूनां वा इति लोम–अनुगतं लोम आनुकूल्यम् इति अनुलोम, तत् करोति इति अनुलोमयति, अनुलोमयति इति अनुलोमनम्–જે મળ તથા ધાતુઓની પ્રતિકૂળતાને તોડીને અનુકૂળતા કરે–એટલે શરીરને માફક હોય તેવા કરે, તે અનુલોમન.

### ગ્રાહી દ્રવ્ય

દીપનં પાચનં યત્સ્યાદુષ્ણત્વાદ્ દ્રવશોષકમ્ ।
ગ્રાહિ તચ્ચ યથા શુણ્ઠી જીરકં ગજપિપ્પલી ॥૨૧૬॥

અન્વયઃ–યત્ ઉષ્ણત્વાત્ દીપનં પાચનં દ્રવશોષકં સ્યાત્, તત્ ગ્રાહિ (જ્ઞેયમ્), યથા–શુણ્ઠી જીરકં ચ ગજપિપ્પલી ॥

જે પદાર્થ ગરમપણાને લીધે અગ્નિને દીપ્ત કરનારા, કાચાને પકાવનાર અને ભીનાશને સુકાવનાર હોય, તે ગ્રાહી[1] કહેવાય છે; જેમકે સૂંઠ, જીરું અને ગજપીપર. ૨૧૬

### સ્તંભન દ્રવ્ય

રૌક્ષ્યાચ્છૈત્યાત્કષાયત્વાલ્લઘુપાકાચ્ચ યદ્ભવેત્ ।
વાતકૃત્સ્તમ્ભનં તત્સ્યાદ્યથા વત્સકટુણ્ટુકૌ ॥૨૧૭॥

અન્વયઃ–યત્ રૌક્ષ્યાત્ શૈત્યાત્ કષાયત્વાત્ ચ લઘુપાકાત્ વાતકૃત્ ભવેત્, તત્ સ્તમ્ભનં સ્યાત્, યથા–વત્સકટુણ્ટુકૌ ॥

જે પદાર્થ રૂક્ષપણાથી, શીતપણાથી, કષાયપણાથી અને પાકમાં હલકો હોવાથી વાયુને ઊલટ કરનાર હોય તે પદાર્થ સ્તંભન[2] કહેવાય છે; જેમકે કડાછાલ અને લોદર. (તેઓ નીચે જનારા મળ વગેરેને થોભાવી રાખનાર છે, માટે સ્તંભન કહેવાય છે.) ૨૧૮

ટીકા–વાતકૃત્પ્રતિલોમવાતકૃત્ । સ્તમ્ભનમધોગામિમલાદીનામ્ । વત્સકઃ–કડૈયા । ટુણ્ટુકઃ–સોનાપાઠા ॥ (અર્થ ભાષાંતરમાં આવી જાય છે.) ૨૧૭

### છેદન દ્રવ્ય

શ્લિષ્ટાન્કફાદિકાન્દોષાનુન્મૂલયતિ યદ્બલાત્ ।
છેદનં તદ્યથા ક્ષારા મરિચાનિ શિલાજતુ ॥૨૧૮॥

અન્વયઃ–યત્ શ્લિષ્ટાન્ કફાદિકાન્ દોષાન્ બલાત્ ઉન્મૂલયતિ, તત્ છેદનં (સ્યાત્), યથા–ક્ષારાઃ મરિચાનિ શિલાજતુ ॥

જે પદાર્થ શરીરમાં ચોંટી રહેલા મળ આદિ દોષોને બલાત્કારથી ઉખેડી નાખે, તે પદાર્થ છેદન[3] કહેવાય છે; જેમકે જવખાર વગેરે ક્ષારો, મરી અને શિલાજિત. ૨૧૮

ટીકા–ક્ષારાઃ–યવક્ષારાદયઃ ॥ ક્ષારશબ્દથી જવખાર વગેરે લેવા. ૨૧૮

### લેખન દ્રવ્ય

ધાતૂન્મલાન્વા દેહસ્ય વિશોષ્યોલ્લેખયેચ્ચ યત્ ।
લેખનં તદ્યથા ક્ષૌદ્રં નીરમુષ્ણં વચા યવાઃ ॥૨૧૯॥

અન્વયઃ–યત્ ચ દેહસ્ય ધાતૂન્ મલાન્ વા વિશોષ્ય ઉલ્લેખયેત્, તદ્ લેખનં (સ્યાત્), યથા–ક્ષૌદ્રમ્ ઉષ્ણં નીરં વચા યવાઃ ॥

જે પદાર્થ દેહના ધાતુઓને અથવા મળોને સુકાવી ખોતરી નાખે–એટલે પાતળા કરી નાખે, તે પદાર્થ લેખન[4] કહેવાય છે; જેમકે મધ, ઊનું પાણી, વજ અને ઇંદ્રજવ. ૨૧૯

ટીકા–ઉલ્લેખયેત્કૃશીકુર્યાત્ । લેખનં–કૃશીકારકમ્ । ક્ષૌદ્રં–મધુ । યવા–ઇન્દ્રયવાઃ ॥ (અર્થ ભાષાંતરમાં આપ્યો છે.) ૨૧૯

### વાજીકરણ દ્રવ્ય

યસ્માદ્ દ્રવ્યાદ્ભવેત્સ્ત્રીષુ હર્ષો વાજીકરં હિ તત્ ।
યથાશ્વગન્ધા મુશલી શર્કરા ચ શતાવરી ॥૨૨૦॥

અન્વયઃ–યસ્માત્ દ્રવ્યાત્–સ્ત્રીષુ હર્ષઃ ભવેત્, તત્ વાજીકરં (ભવેત્), યથા–અશ્વગન્ધા મુશલી શર્કરા ચ શતાવરી ॥

જે પદાર્થનો ઉપયોગ કરવાથી સ્ત્રીઓ વિષે રમવાનો ઉત્સાહ થાય, તે પદાર્થ વાજીકર[5] કહેવાય છે; જેમકે આસોંદ, મુશલી, સાકર અને શતાવરી. ૨૨૦

૧. ગૃહ્ણાતિ–શોષયતિ–દ્રવમ્ ઉષ્ણત્વાત્ ઇતિ ગ્રાહિ–જે ગરમ હોવાથી પ્રવાહીને સૂકવે, તે ગ્રાહી.

૨. સ્તમ્નાતિ–રુણદ્ધિ મલાદિકં પ્રતિલોમવાતં કૃત્વા ઇતિ સ્તમ્ભનમ્–જે વાયુને અવળી ગતિવાળો કરીને મળ વગેરેને થંભાવી દે–રોકી દે–તે સ્તંભન.

૩. છેદયતિ–વિદારયતિ ઉન્મૂલયતિ વા શ્લિષ્ટાન્ કફાદીન્ દોષાન્ બલાત્ ઇતિ છેદનમ્–જે વળગેલા–ચોંટેલા કફાદિ દોષોને બળથી ચીરી તોડી ઉખાડી કાઢે, તે છેદન.

૪. લેખયતિ–કૃશીકરોતિ ધાતૂન્ મલાન્ વા દેહસ્ય ઇતિ લેખનમ્–જે શરીરના ધાતુઓને અથવા મળ આદિને ખોતરી પાતળા કરી કાઢે, તે લેખન.

૫. વાજઃ વેગઃ અસ્તિ અસ્ય ઇતિ વાજી–અશ્વઃ, ન વાજિનમ્ અવાજિનમ્, અવાજિનં વાજિનમ્–અશ્વસદૃશં–વેગવન્તં હર્ષાત્ કરોતિ પુરુષં સ્ત્રીષુ ઇત્યેવંશીલં વાજીકરમ્–'કૃઞો–હેતુતાચ્છીલ્યે'તિ ટઃ–જે દ્રવ્ય પુરુષને સ્ત્રીઓ વિષે રમવા હર્ષપૂર્વક વેગવાન ઘોડા જેવો બનાવે, તે વાજીકર.

વ્યવાયી[1] કહેવાય છે; જેમકે ભાંગ અને અફીણ. ૨૨૫

ટીકા—અન્યદ્રવ્યં પક્વં તદ્ગુણં કરોતિ, વ્યવાયિ ત્વપક્વમેવ સ્વગુણૈઃ સકલશરીરં વ્યાપ્ય પાકં યાતિ । અહિસમુદ્ભવફેનમફીનમ્ ॥ બીજા પદાર્થો પાકે ત્યારે પોતાનો ગુણ કરે છે, ત્યારે વ્યવાયી પદાર્થો તો કાચા જ પોતાના ગુણોથી સઘળા શરીરમાં વ્યાપ્ત થયા પછી પાકે છે. ૨૨૫

## વિકાશી દ્રવ્ય

**સન્ધિબન્ધાંસ્તુ શિથિલાન્યત્કરોતિ વિકાશિ તત્ ।**
**વિશોષ્યૌજશ્ચ ધાતુભ્યો યથા ક્રમુકકોદ્રવૌ ॥૨૨૬**

અન્વયઃ—યત્ ચ ધાતુભ્યઃ ઓજઃ વિશોષ્ય સન્ધિબન્ધાન્ તુ શિથિલાન્ કરોતિ, તત્ વિકાશિ, યથા—ક્રમુકકોદ્રવૌ ॥

જે પદાર્થ સઘળા શરીરમાં રહેલાં વીર્યોમાંથી ઓજને (એક જાતની ઉપધાતુને) સુકાવીને શરીરના સાંધાઓના બંધોને ઢીલા કરી નાખે, તે પદાર્થ વિકાશી[2] કહેવાય છે; જેમકે સોપારી તથા કોદરા. ૨૨૬

ટીકા—ધાતુભ્યઃ—સકલશરીરસ્થેભ્યો વીર્યેભ્યઃ । ઓજ—ઉપધાતુવિશેષં વિશોષ્ય । ક્રમુકં પૂગફલમ્ ॥ (ભાષાંતરમાં અર્થ આવી જાય છે.) ૨૨૬

## મદકારી દ્રવ્ય

**બુદ્ધિં લુમ્પતિ યદ્ દ્રવ્યં મદકારિ તદુચ્યતે ।**
**તમોગુણપ્રધાનં ચ યથા મદ્યં સુરાદિકમ્ ॥૨૨૭॥**

અન્વયઃ—યદ્ દ્રવ્યં બુદ્ધિં લુમ્પતિ, તમોગુણપ્રધાનં ચ (ભવતિ), તદ્ મદકારિ ઉચ્યતે, યથા સુરાદિકં મદ્યમ્ ॥

જે પદાર્થ બુદ્ધિનો નાશ કરે છે અને તમોગુણની મુખ્યતાવાળો હોય છે, તે મદકારી[3] અથવા માદક કહેવાય છે; જેમકે મદિરા. ૨૨૭

ટીકા—મદકારિ—માદકમ્ ॥ મદકારી એટલે મદ કરનારું—માદક. ૨૨૭

## વિષ દ્રવ્ય

**વ્યવાયિ ચ વિકાશિ સ્યાચ્છ્લેષ્મચ્છેદિ મદાવહમ્ ।**
**આગ્નેયં જીવિતહરં યોગવાહિ સ્મૃતં વિષમ્ ॥૨૨૮॥**

અન્વયઃ—(યત્) ચ વ્યવાયિ વિકાશિ શ્લેષ્મચ્છેદિ મદાવહમ્ આગ્નેયં જીવિતહરં યોગવાહિ (સ્યાત્ તદ્) વિષં સ્મૃતમ્ (યથા—વત્સનામશકુકાદિકમ્) ॥

જે પદાર્થ વ્યવાયી, વિકાશી, કફને કાપનાર, મદ કરનાર, અગ્નિના અધિક અંશવાળો, જીવિતને હરનાર અને યોગવાહી—એટલે સંસર્ગી પદાર્થોના ગુણોને ગ્રહણ કરનાર હોય, તે વિષ[4] કહેવાય છે. (જેમકે વછનાગ અને શકતુક વગેરે.) ૨૨૮

ટીકા—વ્યવાયિ—સકલકાયગુણવ્યાપનપૂર્વકપાકગમનશીલમ્ । વિકાસ્યોજ.શોષણપૂર્વકસન્ધિબન્ધશિથિલીકરણશીલમ્ । મદાવહં—તમોગુણાધિક્યેન બુદ્ધિવિધ્વંસકમ્ । આગ્નેયમધિકાગ્નિગુણમ્ । યોગવાહિ—સંસર્ગિગુણગ્રાહકમ્ । વિષં લક્ષ્યં, દૃષ્ટાન્તો વત્સનામશકુકાદિભિઃ ॥ વછનાગ વગેરે પદાર્થો સઘળા શરીરમાં વ્યાપ્ત થયા પછી પાકે છે, માટે વ્યવાયી છે; ઓજનું શોષણ કરીને સાંધાઓના બંધને ઢીલા કરનાર છે, તેથી વિકાશી છે; તમોગુણના અધિક ભાગવાળા હોવાને લીધે બુદ્ધિનો નાશ કરીને મદ કરનાર છે; અગ્નિના અધિક અંશવાળા છે અને જે પદાર્થોની સાથે મેળવીએ તે પદાર્થોના ગુણોને ગ્રહણ કરનાર હોવાથી યોગવાહી પણ છે. ૨૨૮

## પ્રમાથી દ્રવ્ય

**નિજવીર્યેણ યદ્ દ્રવ્યં સ્રોતોભ્યો દોષસંચયમ્ ।**
**નિરસ્યતિ પ્રમાથિ સ્યાત્તદ્યથા મરિચં વચા ॥૨૨૯**

અન્વયઃ—યત્ દ્રવ્યં નિજવીર્યેણ સ્રોતોભ્યઃ દોષસંચયં નિરસ્યતિ, તત્ પ્રમાથિ સ્યાત્, યથા મરિચં વચા ॥

૧. વિ—અવ—એતિ—વિશેષતો યદ્ વૈરુદ્ધ્યં પ્રાપ્નોતિ—અપક્વમેવ સકલશરીરં વ્યાપ્ય પાકં યાતિ ઇત્યેવંશીલં વ્યવાયિ—જે ખાસ વિરુદ્ધપણું પ્રાપ્ત કરે—એટલે બીજાં દ્રવ્યોથી ભિન્ન રીતે કાચું જ આખા શરીરમાં પ્રથમ વ્યાપ્યા પછી જે પાકે, તે—વ્યવાયી.

૨. વિશેષેણ કષ્ટં—ગચ્છતિ—દેહસ્ય સન્ધિબન્ધેષુ તચ્છિથિલીકરણાર્થં ધાતુસ્થૌજોવિશોષણપૂર્વકમિતિ વિકાશિ—વિપૂર્વકાત્ કશ ગતિશાસનયોઃ ઇત્યાદાદિકાત્ તાચ્છીલિકો ણિનિઃ—જે ધાતુઓમાંની ઓજધાતુને સૂકવી નાખી સાંધાનાં બંધનોમાં તેઓને ઢીલા કરવા પહોંચી જાય, તે દ્રવ્ય વિકાશી કહેવાય છે.

૩. માદ્યતિ અનેનેતિ મદઃ, મદી હર્ષે, 'મદોઽનુપસર્ગે' ઇતિ અપ્, મદં કરોતિ ઇત્યેવંશીલં મદકારિ—જે આનંદયુક્ત બેભાનપણું કરે—કેફ ઉપજાવે, તે મદકારી.

૪. વેવેષ્ટિ—વ્યાપ્નોતિ બુદ્ધિં સકલશરીરં વેતિ વિષમ્—વિષ્લૃ વ્યાપ્તૌ—ઇગુપધેતિ કઃ—જે છેક બુદ્ધિ સુધી અથવા આખા શરીરમાં વ્યાપી જાય, તે વિષ—ઝેરી દવા

અન્વયઃ—તત્ર ઉષ્ણં શ્રમતૃડ્ગ્લાનિસ્વેદદાહાશુપાકતાં ચ વાતકફયોઃ શમં કરોતિ, પુનઃ શિશિરં હ્લાદનં જીવનં રક્તપિત્તયોઃ પ્રસાદં કરોતિ ॥

(વળી બીજા ગ્રંથમાં પણ કહ્યું છે કે,) 'ઉષ્ણ વીર્ય ભ્રમ, તરસ, ગ્લાનિ, પસીનો, દાહ અને જલદી પાચન કરે છે; વાયુ તથા કફને શાંત કરે છે; તેમ જ (બીજું) શીત વીર્ય આનંદકારક, જિવાડનાર, મળાદિને થોભાડનાર અને લોહી તથા પિત્તને સાફ કરનાર છે. ૨૩૫

## પદાર્થોના વિપાક

જાઠરેણાગ્નિના યોગાદ્યદુદેતિ રસાન્તરમ્ ।
રસાનાં પરિણામાન્તે સ વિપાક ઇતિ સ્મૃતઃ ॥૨૩૬

અન્વયઃ—જાઠરેણ અગ્નિના યોગાત્ રસાનાં પરિણામાન્તે યત્ રસાન્તરમ્ ઉદેતિ, સઃ વિપાકઃ ઇતિ સ્મૃતઃ ॥

પેટના અગ્નિ સાથે સંયોગ થવાથી રસોનું પરિણામ થયા પછી જે બીજો રસ ઉત્પન્ન થાય છે, તે વિપાક[1] કહેવાય છે. ૨૩૬

મિષ્ટઃ પટુશ્ચ મધુરમમ્લોઽમ્લં પચ્યતે રસઃ ।
કટુતિક્તકષાયાણાં પાકઃ સ્યાત્પ્રાયશઃ કટુઃ ॥૨૩૭

અન્વયઃ—મિષ્ટઃ ચ પટુઃ રસઃ પ્રાયશઃ મધુરં પચ્યતે, અમ્લઃ રસઃ પ્રાયશઃ અમ્લં પચ્યતે, કટુતિક્તકષાયાણાં પાકઃ પ્રાયશઃ કટુઃ સ્યાત્ ॥

મધુર અને ખારા રસનો વિપાક ઘણું કરી મધુર થાય છે, ખાટા રસનો વિપાક ઘણું કરી ખાટો થાય છે અને તીખા, કડવા તથા કષાય રસનો વિપાક ઘણું કરી તીખો થાય છે. ૨૩૭

ટીકા—તથા ચ વાગ્ભટઃ—

'ત્રિધા રસાનાં પાકઃ સ્યાત્સ્વાદ્વમ્લકટુકાત્મકઃ' ॥

પ્રાયઃપદેન વ્રીહિઃ સ્વાદુરમ્લો વિપાકે । શિવા કષાયા મધુરા પાકે । શુણ્ઠી કટુકા મધુરા પાકે ઇત્યાદિ ॥ વાગ્ભટ પણ કહે છે કે 'રસોનો વિપાક મધુર, ખાટો અને તીખો—એમ ત્રણ પ્રકારનો થાય છે.' 'ઘણું કરી' એમ કહ્યું છે, તેનો અભિપ્રાય આ છે, કે કોઈ ઠેકાણે એ નિયમ રહેતો પણ નથી; જેમકે ચોખા મધુર છે, છતાં તેનો વિપાક ખાટો થાય છે; હરડે તૂરી છે, છતાં તેનો વિપાક મધુર થાય છે અને સૂંઠ તીખી છે, છતાં તેનો વિપાક મધુર થાય છે. ઇત્યાદિ. ૨૩૭

## વિપાકોના ગુણો

શ્લેષ્મકૃન્મધુરઃ પાકો વાતપિત્તહરો મતઃ ।
અમ્લસ્તુ કુરુતે પિત્તં વાતશ્લેષ્મગદાપહઃ ॥૨૩૮॥

અન્વયઃ—મધુરઃ પાકઃ શ્લેષ્મકૃત્ વાતપિત્તહરઃ મત, અમ્લઃ તુ પિત્તં કુરુતે, વાતશ્લેષ્મગદાપહઃ (મતઃ) ॥

મધુર વિપાક કફને ઉત્પન્ન કરે છે અને વાયુ તથા પિત્તને હરે છે; ખાટો વિપાક પિત્તને ઉત્પન્ન કરે છે અને વાયુ તથા કફ-સંબંધી રોગોને મટાડે છે. ૨૩૮

કટુઃ કરોતિ પવનં કફં પિત્તં ચ નાશયેત્ ।
વિશેષ એવં રસતો વિપાકાનાં નિદર્શિતઃ ॥ ૨૩૯ ॥

અન્વયઃ—કટુઃ પવનં કરોતિ, કફં ચ પિત્તં નાશયેત્; એવં રસતઃ વિપાકાનાં વિશેષઃ નિદર્શિતઃ ॥

તીખો વિપાક વાયુને ઉત્પન્ન કરે છે અને કફ તથા પિત્તનો નાશ કરે છે; આ રીતે રસો કરતાં વિપાકોનો જે વિશેષ (તફાવત) થાય છે, તે કહ્યો છે. ૨૩૯

## પદાર્થોના પ્રભાવ

રસાદિસામ્યે યત્કર્મ વિશિષ્ટં તત્પ્રભાવજમ્ ।
દન્તી રસાદ્યૈસ્તુલ્યાપિ ચિત્રકસ્ય વિરેચની ॥૨૪૦॥

અન્વયઃ—રસાદિસામ્યે (સતિ અપિ) યત્ વિશિષ્ટં કર્મ તત્ પ્રભાવજમ્ (જ્ઞેયમ્, યથા—) દન્તી રસાદ્યૈઃ ચિત્રકસ્ય તુલ્યા અપિ વિરેચની (અસ્તિ) ॥

રસ આદિ સરખા હોય છતાં (કોઈ પદાર્થ કોઈ પદાર્થ કરતાં) જે કાંઈ અધિક કામ કરે છે, તે તેના પ્રભાવ[1]થી થાય છે, એમ સમજવું; જેમ કે નેપાળો રસ વગેરેથી ચિત્રાની બરોબર જ છે, તોપણ તે નેપાળો રેચક તરીકે (અધિક) છે. ૨૪૦

૧. પચ્યતે પચનં વા પાકઃ, પચ—ભાવે ઘન્—વિશિષ્ટઃ પાકઃ વિપાકઃ—પાચન થવું—પાકવું તે પાક, વિશેષ પાક તે વિપાક—છેલ્લામાં છેલ્લું પરિણામ—આખરી સ્વરૂપ.

૧. ભવતિ અનેનેતિ ભાવઃ—વસ્તુસ્વરૂપમ્, 'શ્રિણીભુવઃ' ઇતિ ઘન્—પ્રકૃષ્ટો ભાવઃ પ્રભાવઃ—જેને લીધે થાય છે, તે ભાવ—અતિશય ઉત્કૃષ્ટ ભાવ—એટલે વસ્તુનું

# ૬ : ભાવપ્રકાશનિઘંટુ[1]

## ૧ : હરીતકયાદિવર્ગ

### હરડેની ઉત્પત્તિ વગેરેના પ્રશ્નો

इति रसगुणवीर्यविपाकप्रभावाणां स्वरूपमभिधाय प्रसंगेन, द्रव्ये के रसगुणविपाकप्रभावा सन्तीति बोधयितुं द्रव्यगतान् रसगुणवीर्यविपाकप्रभावानाह । तत्र प्रथमं हरीतक्या उत्पत्तिनामलक्षणगुणानाह—हरीतकीति—પ્રથમ રસ, ગુણ, વીર્ય, વિપાક તથા પ્રભાવોનાં સ્વરૂપો કહીને કયા દ્રવ્યમાં કયા રસ, ગુણ, વીર્ય, વિપાક તથા પ્રભાવ રહેલા છે, તે જણાવવા માટે દ્રવ્યમાં રહેલા રસ, ગુણ, વીર્ય, વિપાક તથા પ્રભાવ કહે છે; તેમાં પ્રથમ હરડેની ઉત્પત્તિ, નામો, લક્ષણો તથા ગુણો 'दक्षं' ઇત્યાદિ શ્લોકોમાં જણાવે છે :

दक्षं प्रजापतिं स्वस्थमश्विनौ वाक्यमूचतुः ।
कुतो हरीतकी जाता तस्यास्तु कति जातयः ॥१॥
रसाः कति समाख्याताः कति चोपरसाः स्मृताः ।
नामानि कति चोक्तानि किं वा तासां च लक्षणम् ॥२॥
के च वर्णा गुणाः के च का च कुत्र प्रयुज्यते ।
केन द्रव्येण संयुक्ता कांश्च रोगान् व्यपोहति ॥३॥
प्रश्नमेतद्यथा पृष्टं भगवन् वक्तुमर्हसि ।
अश्विनोर्वचनं श्रुत्वा दक्षो वचनमब्रवीत् ॥४॥

अन्वयः—(एकदा) अश्विनौ स्वस्थं दक्षं प्रजापतिं वाक्यम् ऊचतुः—'हरीतकी कुतः जाता ? तस्याः तु जातयः कति (सन्ति) ? रसाः कति समाख्याताः ? च उपरसाः कति स्मृताः ? नामानि च कति उक्तानि ? तासां च लक्षणं किं वा (चोक्तम्) ? के च वर्णाः ? के च गुणाः ? का च कुत्र प्रयुज्यते ? केन च द्रव्येण संयुक्ता (सती) कान् रोगान् व्यपोहति ? हे भगवन् ! एतत् प्रश्नं यथा पृष्टं (तथा) वक्तुम् अर्हसि' अश्विनोः वचनं श्रुत्वा दक्षः वचनम् अब्रवीत् ॥

એકવેળા સ્વસ્થ બેઠેલા દક્ષપ્રજાપતિને અશ્વિનીકુમારોએ પૂછ્યું, કે 'હરડે કયા પદાર્થમાંથી ઉત્પન્ન થઈ છે ? તેની જાતો કેટલી છે ? તેમાં રસ કેટલા કહ્યા છે ? ઉપરસ કેટલા માન્યા છે ? તેનાં નામો કેટલાં કહ્યાં છે ? તેઓનું લક્ષણ શું છે ? તેઓના વર્ણ અને ગુણો કયા કયા છે ? કઈ હરડેનો કયા કામમાં ઉપયોગ થાય છે ? એ હરડે કયા પદાર્થની સાથે મળવાથી કયા રોગોને મટાડે છે ? હે મહારાજ ! આ અમારા પ્રશ્નના બરાબર ઉત્તરો આપે દેવા ઘટે છે.' એવું અશ્વિનીકુમારોનું વચન સાંભળી દક્ષપ્રજાપતિએ આ વચન કહ્યું : ૧–૪

### હરડેની ઉત્પત્તિનું કથન

पपात बिन्दुर्मेदिन्यां शक्रस्य पिबतोऽमृतम् ।
ततो दिव्यात् समुत्पन्ना सप्तजातिर्हरीतकी ॥५॥

अन्वयः—शक्रस्य अमृतं पिबतः मेदिन्यां बिन्दुः पपात, ततः दिव्यात् सप्तजातिः हरीतकी समुत्पन्ना ॥

ઇંદ્ર જ્યારે અમૃત પીતા હતા, ત્યારે પૃથ્વી પર (તે અમૃતનું) ટીપું પડ્યું હતું, તે દિવ્ય ટીપામાંથી સાત જાતની હરડે ઉત્પન્ન થઈ છે. ૫

### હરડેનાં નામો, જાતિ તથા આકૃતિ વગેરે

हरीतक्यभया पथ्या कायस्था पूतनामृता ।
हैमवत्यव्यथा चापि चेतकी श्रेयसी शिवा ॥६॥

---

૧. આ 'ભાવપ્રકાશનિઘંટુ' એ પંડિત ભાવમિશ્રે, ભાવપ્રકાશગ્રંથમાં હરીતકયાદિવર્ગથી આરંભી અનેકાર્થ–નામવર્ગ સુધીના ૨૩ વર્ગોમાં લગભગ ઘણીખરી ઔષધિઓ, ધાતુઓ, ઉપધાતુઓ, રસો, ઉપરસો, રત્નો, ઉપરત્નો, વિષો તથા ઉપવિષો આદિનાં પર્યાયનામોનો એકત્ર અર્થ કહેવા રચેલો એક સંગ્રહ અથવા શબ્દકોષ જ છે; જેમાં પ્રથમ હરીતકી–હરડેનાં પર્યાયનામોથી શરૂઆત કરી લગભગ બધી ઔષધિ આદિનાં પર્યાયનામો તથા ગુણદોષ બતાવી તે તે ઔષધિ આદિનો કયા કયા રોગો પર ઉપયોગ થાય છે તે પણ દર્શાવેલ છે. એ ઉપરાંત તેતે એકએક પર્યાયનામનો અર્થ વ્યાકરણદૃષ્ટિએ કેવો થાય છે, તેમ જ તે તે નામ વ્યાકરણ દ્વારા કઈ રીતે સિદ્ધ થયેલ છે; અને તે તે નામ પડવામાં શું કારણ છે, તે જાણવા અહીં ભાષાંતરની નીચે અર્થ સહિત સંસ્કૃત કૃદન્તતદ્ધિત–વ્યુત્પત્તિઓ તથા સામાસિક વિગ્રહો અપાયેલ છે.

જેમાં પિંગળો વર્ણ મળેલો હોય છે તેથી હરીતકી.

૨. નાસ્તિ ભયં યસ્યાઃ સેવનાત્ રોગેભ્ય ઇતિ અભયા–જેના સેવનથી કોઈ રોગનો ભય રહેતો નથી, તેથી અભયા–હરડે.

૩. પથઃ અનપેતા ઇતિ પથ્યા, 'ધર્મપથ્યર્થે'તિ યત્–ટાપ્–આયુર્વેદના કે શરીરના હિતના માર્ગથી જે કદી દૂર થઈ નથી–સર્વ રીતે હિતકારી છે. તેથી પથ્યા–હરડે.

૪. કાયસ્તિષ્ઠતિ અનયા ઇતિ કાયસ્થા–'ઘનર્થે કવિધાનમ્' ઇતિ વાર્તિકાત્ કઃ–ટાપ્ જેના સેવનથી શરીર ખૂબ સ્વસ્થ–નીરોગી રહે છે, તેથી કાયસ્થા.

૫. પૂતં કરોતિ પૂતયતિ–તત્કરોતીતિ ણિચ્–પૂતયતિ શરીરમ્ મલાદિશોધનેન–ઇતિ પૂતના, 'બહુલમન્યત્રાપી'તિ ઔણાદિકો યુચ્, ટાપ્ મળ આદિની શુદ્ધિ કરી શરીરને નિર્મળ અથવા દોષોથી રહિત–નીરોગી કરે; અથવા પૂતં કરોતિ વ્રણમ્–જે પોતાના લેપથી વ્રણને શુદ્ધ કરે–રૂઝવે છે, તેથી પૂતના–હરડે.

૬. 'ન મ્રિયન્તે મનુજા અકાલમરણાદિના યયા ઇતિ અમૃતા–'તનિમૃઙ્ભ્યાં કિચ્ચ' ઇતિ ઔણાદિકતન્–ટાપ્–જેના સેવનથી માણુસો અકાળ મૃત્યુ વગેરેથી કમોતે મરે નહિ, તેથી અમૃતા–હરડે.

૭. હિમવતિ જાતા ઇતિ હૈમવતી–તત્ર જાતઃ ઇતિ અણ્–ઙીપ્–હિમાલયમાં જે નીપજે છે, તેથી હૈમવતી

૮. ન વ્યથા યસ્યાઃ સેવનેન સા અવ્યથા–જેના સેવનથી કોઈ પીડા કે રોગ કદી થાય નહિ, તેથી અવ્યથા–હરડે.

૯. ચેતયતિ–સમ્યક્ જ્ઞાનં કરોતિ ઇતિ ચેતકી–ણ્વુલ્, ગૌરાદિઃ–જેનું સેવન કરવામાં આવે તો મનુષ્યમાં ઉત્તમ જ્ઞાન જે વધારે છે, તેથી ચેતકી–હરડે.

૧૦. અતિશયેન પ્રશસ્તા સર્વર્તુકાલેષુ ઇતિ શ્રેયસી–ઈયસુન્, પ્રશસ્યસ્ય શ્રઃ, 'ઉગિતશ્ચે'તિ ઙીપ્–હરકોઈ ઋતુના કાળમાં જે અત્યંત ઉત્તમ જ અસર કરે છે–સર્વ પ્રકારે હિતકારી છે, તેથી શ્રેયસી–હરડે.

૧૧. શિવં કરોતિ સર્વેષામ્ ઇતિ શિવા–'તત્કરોતિ॰' ઇતિ ણિચ્, પચાદ્યચ્, ટાપ્–હરકોઈ માણુસનું જે કલ્યાણ જ કરે છે, દરેકને સુખકારક છે, તેથી શિવા–હરડે.

૧૨. વયઃ–યૌવનં તિષ્ઠતિ અનયા ઇતિ વયસ્થા–અત્રાપિ ઘનર્થે કઃ ટાપ્–જેને લીધે માણસનું યૌવન જીવન પર્યંત ટકી રહે છે–તેથી વયસ્થા–હરડે.

૧૩. 'વિજયતે સર્વાન્ રોગાન્ ઇતિ વિજયા–અચ્ ટાપ્–દરેક રોગને જીતે–કદી થવા જ ન દે'–તેથી વિજયા–હરડે.

૧૪. 'જીવતિ ચિરકાલમ્ અમૃતજાતત્વાત્ ઇતિ જીવન્તી'–શત્રન્તાદ્ઙીપ્–જે અમૃતથી ઉત્પન્ન થયેલી હોવાથી લાંબો કાળ જીવે છે, તેથી'–જીવન્તી–હરડે.

૧૫. રોહતિ અમૃતસ્વરૂપેણ ઇતિ રોહિણી–ગ્રહાદિત્વાત્–ણિન્, ઋન્નેતિ ઙીપ્–અમૃતસ્વરૂપે જે ઊગે છે, તેથી રોહિણી. અથવા અવશ્યં રોહતિ વ્રણે માંસાદિ યસ્યા લેપેન ઇતિ રોહિણી–જેના લેપથી વ્રણમાં અવશ્ય માંસાદિ ઊગે–જેનાથી વ્રણ રુઝાય છે, તેથી રોહિણી–હરડે.

### ચેતકી હરડે ખાસ કોને?

**નૃપાણાં સુકુમારાણાં કૃશાનાં ભેષજદ્વિષામ્ ।**
**ચેતકી પરમા શસ્તા હિતા સુખવિરેચની ॥૧૬॥**

અન્વયઃ–નૃપાણાં સુકુમારાણાં કૃશાનાં ભેષજદ્વિષાં ચેતકી પરમા શસ્તા હિતા સુખવિરેચની (જ્ઞેયા) ॥

રાજા, કોમળ માણુસો, શરીરમાં દૂબળા અને જેઓને ઔષધ ગમતું ન હોય, તેઓ માટે ચેતકી બહુ જ ઉત્તમ છે; કારણુ કે તે હિતકારી છે અને સુખપૂર્વક રેચ લગાડનારી છે. ૧૬

### દરેક રોગ પર વિજયા હરડે સારી

**સપ્તાનામપિ જાતીનાં પ્રધાના વિજયા સ્મૃતા ।**
**સુખપ્રયોગા સુલભા સર્વરોગેષુ શસ્યતે ॥ ૧૭ ॥**

અન્વયઃ–સપ્તાનામ્ અપિ જાતીનાં વિજયા પ્રધાના સ્મૃતા, સુખપ્રયોગા સુલભા (ચ સતી) સર્વરોગેષુ શસ્યતે ॥

હરડેની સાતે જાતિઓમાં વિજયા મુખ્ય મનાયેલી છે; કારણુ કે તે મળવી સહેલી છે; તેનો પ્રયોગ પણુ સહેલો છે. અને સઘળા રોગો પર તે વખણુાય છે. ૧૭

### હરડેના ગુણો

**હરીતકી પઞ્ચરસા લવણા તુ ન વર્તતે ।**
**રૂક્ષોષ્ણા દીપની મેધ્યા સ્વાદુપાકા રસાયની ॥૧૮**
**ચક્ષુષ્યા લઘુરાયુષ્યા બૃંહણી ચાનુલોમિની ।**
**શ્વાસકાસપ્રમેહાર્શઃકુષ્ઠશોથોદરક્રમીન્ ॥ ૧૯ ॥**
**વૈસ્વર્યગ્રહણીરોગવિબન્ધવિષમજ્વરાન્ ।**
**ગુલ્માધ્માનતૃષાચ્છર્દિહિક્કાકણ્ડૂહૃદામયાન્ ॥૨૦॥**
**કામલાં શૂલમાનાહં પ્લીહાનં ચ યકૃત્તથા ।**
**અશ્મરીં મૂત્રકૃચ્છ્રં ચ મૂત્રાઘાતં ચ નાશયેત્ ॥૨૧**

અન્વય.–હરીતકી પઞ્ચરસા (અસ્તિ), લવણા તુ ન વર્તતે, (તથા ચ) રૂક્ષા ઉષ્ણા દીપની મેધ્યા સ્વાદુપાકા રસાયની ચક્ષુષ્યા લઘુઃ આયુષ્યા બૃંહણી અનુલોમિની ચ (સતી) શ્વાસકાસપ્રમેહાર્શઃકુષ્ઠશોથોદરક્રમીન્, વૈસ્વર્ય-

(ઉપર કહેલા) ગુણો તથા બે રૂપિયાભાર વજન, એ બંને હોય તે ફળ શ્રેષ્ઠ કહેવાય છે. ૨૭

હરડેના જુદા જુદા પ્રયોગથી જુદાં જુદાં ફળ

चर्विता वर्द्धयत्यग्निं पेषिता मलशोधिनी ।
स्विन्ना संग्राहिणी पथ्या भ्रष्टा प्रोक्ता त्रिदोषनुत् ॥

अन्वयः—चर्विता पथ्या अग्निं वर्धयति, पेषिता मलशोधिनी (भवति), स्विन्ना संग्राहिणी प्रोक्ता, भ्रष्टा त्रिदोषनुत् प्रोक्ता ॥

ચાવેલી હરડે અગ્નિને વધારે છે. વાટેલી હરડે રેચ લગાડે છે. જરા ગરમ કરેલી હરડે ઝાડો રોકે છે અને શેકેલી હરડે ત્રણે દોષને મટાડનારી કહેલી છે. ૨૮

उन्मीलिनी बुद्धिबलेन्द्रियाणां, निर्मूलिनी पित्तकफानिलानाम् । विस्रंसिनी मूत्रशकृन्मलानां, हरीतकी स्यात्सह भोजनेन ॥ २९ ॥

अन्वयः—हरीतकी भोजनेन सह बुद्धिबलेन्द्रियाणाम् उन्मीलिनी, पित्तकफानिलानां निर्मूलिनी, मूत्रशकृन्मलानां विस्रंसिनी स्यात् ॥

હરડે ભોજનની સાથે ખાધી હોય તો બુદ્ધિ, બળ તથા ઇંદ્રિયોનો પ્રકાશ કરે છે; વાત, પિત્ત તથા કફનો નાશ કરે છે અને મૂત્ર તથા વિષ્ઠાના મળો વિખેરી નાખે છે. ૨૯

अन्नपानकृतान् दोषान् वातपित्तकफोद्भवान् ।
हरीतकी हरत्याशु भुक्तस्योपरि योजिता ॥ ३० ॥

अन्वयः—भुक्तस्य उपरि योजिता हरीतकी अन्नपानकृतान् वातपित्तकफोद्भवान् दोषान् आशु हरति ॥

જમ્યા પછી હરડે ખાધી હોય તો તે અન્નપાનથી થયેલા અને વાત, પિત્ત તથા કફથી ઉત્પન્ન થયેલા દોષોને તરત દૂર કરે છે. ૩૦

लवणेन कफं हन्ति पित्तं हन्ति सशर्करा ।
घृतेन वातजान् रोगान् सर्वरोगान् गुडान्विता ॥

अन्वयः—हरीतकी लवणेन (सह) कफं हन्ति, सशर्करा पित्तं हन्ति, घृतेन (सह) वातजान् रोगान् हन्ति, गुडान्विता सर्वरोगान् हन्ति ॥

હરડે મીઠા સાથે ખાવાથી કફને મટાડે છે, સાકરની સાથે ખાવાથી પિત્તનો નાશ કરે છે, ઘીની સાથે ખાવાથી વાયુથી થયેલા રોગોને મટાડે છે અને ગોળની સાથે ખાવાથી સઘળા રોગોનો નાશ કરે છે. ૩૧

રસાયન ગુણ માટેનો હરડેનો પ્રયોગ

सिन्धूत्थशर्कराशुण्ठीकणामधुगुडैः क्रमात् ।
वर्षादिष्वभया प्राश्या रसायनगुणैषिणा ॥३२॥

अन्वयः—रसायनगुणैषिणा (नरेण) क्रमात् वर्षादिषु सिन्धूत्थशर्कराशुण्ठीकणामधुगुडैः (सह) अभया प्राश्या ॥

છયે ઋતુમાં રસાયન ગુણોને ઇચ્છતા માણસે અનુક્રમે વર્ષાઋતુમાં સિંધાલૂણની સાથે, શરદઋતુમાં સાકરની સાથે, હેમંતઋતુમાં સૂંઠની સાથે, શિશિર ઋતુમાં પીપરની સાથે, વસંતઋતુમાં મધની સાથે અને ગ્રીષ્મઋતુમાં ગોળની સાથે હરડે ખાવી. ૩૨

હરડે કોણે ન ખાવી ?

अध्वातिखिन्नो बलवर्जितश्च, रूक्षः कृशो लङ्घनकर्शितश्च । पित्ताधिको गर्भवती च नारी विमुक्तरक्तस्त्वभयां न खादेत् ॥ ३३ ॥

अन्वयः—अध्वातिखिन्नः च बलवर्जितः रूक्षः कृशः लङ्घनकर्शितः च पित्ताधिकः गर्भवती नारी च विमुक्तरक्तः तु अभयां न खादेत् ॥

મુસાફરી કરવાથી બહુ થાકેલાએ, બળ વગરનાએ, રૂક્ષ થયેલાએ, દૂબળા શરીરવાળાએ, લાંઘણ કરી હોય તેણે, અધિક પિત્તવાળાએ, ગર્ભવાળી સ્ત્રીએ અને જેણે લોહી કઢાવ્યું હોય, તેણે હરડે ખાવી નહિ. ૩૩

બહેડાંનાં નામો તથા ગુણો

विभीतकस्त्रिलिङ्गः स्यादक्षः कर्षफलस्तु सः ।
कलिद्रुमो भूतवासस्तथा कलियुगालयः ॥ ३४ ॥
विभीतकं स्वादुपाकं कषायं कफपित्तनुत् ।
उष्णवीर्यं हिमस्पर्शं भेदनं कासनाशनम् ।
रूक्षं नेत्रहितं केश्यं कृमिवैस्वर्यनाशनम् ॥ ३५ ॥
विभीतमज्जा तृट्छर्दिकफवातहरो लघुः ।
कषायो मदकृच्चाथ धात्रीमज्जापि तद्गुणः ॥३६॥

अन्वयः—विभीतकः त्रिलिङ्गः स्यात्, अक्षः ना, स तु कर्षफलः कलिद्रुमः भूतवासः तथा कलियुगालयः (इतिनामकः भवति) । विभीतकं स्वादुपाकं कषायं कफपित्तनुत् उष्णवीर्यं हिमस्पर्शं भेदनं कासनाशनं रूक्षं नेत्रहितं केश्यं कृमिवैस्वर्यनाशनम् । विभीतमज्जा तृट्छर्दिकफवातहरः लघुः कषायः अथ च मदकृत् (अस्ति); धात्रीमज्जा अपि तद्गुणः (ज्ञेयः) ॥

બિભીતક,[1] અક્ષ,[2] કર્ષફલ,[3] કલિદ્રુમ,[4] ભૂતવાસ,[5] અને કલિયુગાલય,[6] એટલાં બહેડાંના સંસ્કૃત નામો છે; તેઓમાં પહેલું નામ ત્રણે લિંગમાં વપરાય છે અને બાકીના પુંલિંગમાં વપરાય છે બહેડાનું ફળ મધુર પાકવાળું છે, તૂરું છે, કફ તથા પિત્તને મટાડનાર છે, ગરમ વીર્યવાળું છે, ટાઢા સ્પર્શવાળું છે, દસ્તને લાવનાર છે, ઉધરસને મટાડનાર છે, રૂક્ષ છે, નેત્રને હિતકારી છે, કેશ માટે સારું છે, અને કૃમિ તથા બેસૂરપણાનો નાશ કરે છે બહેડાની મજ્જા તરસ, ઊલટી, કફ તથા વાયુને મટાડનાર છે, હલકી છે, તૂરી છે, અને મદ કરનાર છે; આમળાની મજ્જા પણ તેવા જ ગુણવાળી છે ૩૪-૩૬

૧ बिभेति भीति—रोगभयम् अस्मात्, अथवा बिभेति भयम् अस्मात् भूतग्रहोपद्रवात् इति बिभीतक, जनोऽनेन्यत् बिभीतकोऽपि—જેનાથી રોગનો ભય દૂર જતો રહે છે અથવા ભૂતગ્રહ અને કલિયુગનું આશ્રમસ્થાન હોવાને લીધે એનાથી ખાસ ભય થાય છે, તેથી વિભીતક સંસ્કૃતમાં 'બ' ને 'વ' એક ગણાય છે તેથી બિભીતક પણ કહેવાય છે એટલે બહેડું

૨ अश्नोति—व्याप्नोति शरीरं गुणेन इति अक्ष—વ્યાપવું-ગુણને લીધે આખા શરીરમાં જે વ્યાપી જાય છે, તેથી અક્ષ—બહેડું

૩ कर्षपरिमितं फलं यस्य सः कर्षफल—જેનું ફળ એક તોલા જેટલા વજનનું હોય છે તેથી કર્ષફલ—બહેડું

૪ कलेः द्रुम कलिद्रुमः—કલિયુગનું જે વૃક્ષ ગણાય છે, તેથી કલિદ્રુમ—બહેડું

૫ भूतानाम् वास भूतवास—ભૂતપ્રેતોને રહેવાનું જે સ્થાન હોય છે, તેથી ભૂતવાસ—બહેડું

૬ कलिः इति नाम यस्य स कलियुग कलिनामा युगः कलियुगः कलियुगस्य आलयः कलियुगालय—કલિયુગનું જે રહેઠાણ છે માટે કલિયુગાલય—બહેડું

આમળાના નામ તથા ગુણો

त्रिष्वामलकमाख्यातं धात्री तिष्यफलामृता ।
हरीतकीसमं धात्रीफलं किन्तु विशेषतः ॥ ३७ ॥
रक्तपित्तप्रमेहघ्नं परं वृष्यं रसायनम् ।
हन्ति वातं तदम्लत्वात्पित्तं माधुर्यशैत्यतः ।
कफं रूक्षकषायत्वात्फलं धात्र्यास्त्रिदोषजित् ॥ ३८ ॥

मल्लक—आमलकं त्रिषु आमलकम्, धात्री तिष्यफला अमृता (इति नामानि च आमलक्य), हरीतकीसमं किन्तु विशेषतः रक्तपित्तप्रमेहघ्नं परं वृष्यं रसायनं (च अस्ति) तद् अम्लत्वात् वातं हन्ति, माधुर्यशैत्यतः पित्तं हन्ति, रूक्षकषायत्वात् कफं हन्ति (इत्येवं) धात्र्याः फलं त्रिदोषजित् (अस्ति) ॥

આમલક,[1] ધાત્રી[2] તિષ્યફલા[3] અને અમૃતા[4] એટલા આમળાના (સંસ્કૃત) નામો છે; તેઓમાં પહેલું નામ ત્રણે લિંગે વપરાય છે, (અને બાકીના સ્ત્રીલિંગે વપરાય છે) ૩૭

આમળાનું ફળ હરડેના ફળ જેવું જ છે, પણ તેમાં ફરક આ છે, કે આમળું રક્તપિત્ત તથા પ્રમેહને મટાડનાર છે, વીર્યને અત્યંત વધારનાર છે અને રસાયન છે આમળું ખાટું હોવાને લીધે વાયુને હણે છે, મધુર તથા ટાઢું હોવાને લીધે પિત્તને હણે છે, અને રૂક્ષ તથા તૂરું હોવાથી કફને હણે છે; આમ આમળું ત્રણે દોષોને જીતનાર છે ૩૮

૧. अम प्रापणम् —ते चामयति रसायनगुणान् निरोधगुणान् वेति वा मि आमलकम् मल धारणे—इति औणादिकः प्रत्ययः 'कलेरमि ति डीप् …' इति मल्लक, 'अमे मल' — જે રસાયનના ગુણોને નિરોગતાના ગુણોને તથા કાયમ ટકાવીને ધારણ કરે છે તે આમલકી—આમળાનું ઝાડ અને તેનું ફળ—આમલક—આમળાં

૨ धीयते—पीयते या रसायन विद्वद्भिरिति धात्री—धेट् पाने ष्ट्रन्प्रत्ययात् 'षिद्गौरादिभ्यश्च' सिद्धान्त १-१-४१ इति डीप्—રસાયન ગુણને કરનારા લોકો જેને પીએ છે સેવે છે તે ધાત્રી—આમળાં

૩. तिष्यमिति—तिष्यस्य अस्मिन् सत्यपि अस्य दृश्यन्ते अस्मिन् सर्वेऽपि इति तिष्यम्—अन्यादि—उणा० ४-११२ अथवा तुष्यन्ति' इति तिष्यः कलियुग तिष्यः फलं यस्याः अथवा तिष्ये कलियुगे फलं यस्याः सेवया इति तिष्यफलाऽऽमलकी ત્રિષ્ય—જેનું ફળ માંગલિક છે અથવા જેને સેવવાથી કલિયુગમાં મંગળ ફળ મળે છે તે તિષ્યફલા આમળાં એમ પણ આવી શ્રુતિ છે કે—"नित्यमामलकैः लक्ष्मीरिच्छेद्यैव नित्यं शुभं च नवमीं च नित्यं शुभं च सप्तमीं"—આમળાંમાં, ગાયના લીલા છાણમાં, દૂધમાં, કમળમાં તથા ધોળાં—ચોખ્ખાં વસ્ત્રમાં કાયમ લક્ષ્મી વસે છે

આ કારણે પણ આમળાં સેવવા યોગ્ય છે.

૪. न म्रियन्ते जनाः अनया अकालमरणादिना रसायनाश्रितत्वात् इति अमृता 'तनिमृङ्भ्यां किच्च' इति औणादिकस्तन्-જેના સેવનને લીધે રસાયન ગુણો મળી રહેવાથી લોકો અકાળમરણાદિ કમોતે મરતા નથી, તે અમૃતા-આમળાં.

### ચાલુ પ્રકરણ વિષેની સમજૂતી

**यस्य यस्य फलस्येह वीर्यं भवति यादृशम् ।**
**तस्य तस्यैव वीर्येण मज्जानमपि निर्दिशेत् ॥३९**

अन्वयः-इह यस्य यस्य फलस्य यादृशं वीर्यं भवति तस्य तस्य मज्जानम् अपि वीर्येण (तादृशम्) एव निर्दिशेत् ॥

**આ પ્રકરણમાં (આમ સમજવાનું કે) જે જે ફળનું જેવું વીર્ય (બતાવ્યું) હોય, તેની તેની મજ્જા પણ તેવા જ વીર્યવાળી જાણવી. ૩૯**

### ત્રિફલાનું લક્ષણ અને તેનાં નામો

**पथ्याविभीतधात्रीणां फलैः स्यात्त्रिफला समैः ।**
**फलत्रिकं च त्रिफला सा वरा च प्रकीर्तिता ॥४०**

अन्वयः-पथ्याविभीतधात्रीणां फलैः समैः त्रिफला स्यात्, सा च फलत्रिकं त्रिफला च वरा प्रकीर्तिता ॥

**હરડે, બહેડાં અને આમળાં-એ ત્રણેનાં ફળો સમભાગે ભેગાં કરવામાં આવે, તે ત્રિફલા[1], ફલત્રિક[2] અથવા વરા[3] કહેવાય છે.૪૦**

૧. त्रयाणां फलानां समाहारः त्रिफला-अजादित्वात् टाप्-હરડે, બહેડાં ને આમળાં એ ત્રણ ફળો સમભાગે ભેગાં કરાય, તે ત્રિફલા.

૨. फलानां त्रिकं फलत्रिकम्-ફળોનું ત્રિક-એટલે ત્રણ ફળો એકઠાં-તે ફળત્રિક-ત્રિફલા.

૩. व्रियते-स्वीक्रियते आरोग्यकामैः इति वरा-वृञ् वरणे इत्यस्मात् 'ग्रहवृदृ०' इत्यप्-આરોગ્ય ઇચ્છતા લોકો જેને સ્વીકારે છે, તે વરા-ત્રિફલા.

### ત્રિફલાના ગુણો

**त्रिफला कफपित्तघ्नी मेहकुष्ठहरा सरा ।**
**चक्षुष्या दीपनी रुच्या विषमज्वरनाशिनी ॥४१॥**

अन्वयः-त्रिफला कफपित्तघ्नी मेहकुष्ठहरा सरा चक्षुष्या दीपनी रुच्या विषमज्वरनाशिनी (स्मृता) ॥

**એ ત્રિફલા કફ તથા પિત્તને હણે છે, પ્રમેહ તથા કોઢને મટાડે છે, ઝાડો ઉતારે છે, નેત્રને હિતકારી છે, અગ્નિને પ્રદીપ્ત કરે છે, રુચિ ઉપજાવે છે અને વિષમ જ્વરનો નાશ કરે છે. ૪૧**

### સૂંઠનાં નામો

**शुण्ठी विश्वा च विश्वं च नागरं विश्वभेषजम् ।**
**ऊषणं कटुभद्रं च शृङ्गवेरं महौषधम् ॥४२॥**

अन्वयः-शुण्ठी विश्वा च विश्वं च नागरं विश्वभेषजम्, ऊषणं कटुभद्रं च शृङ्गवेरं महौषधम् (इति शुण्ठ्या नामानि) ॥

**શુંઠી,[1] વિશ્વા,[2] વિશ્વ,[3] નાગર,[4] વિશ્વભેષજ,[5] ઊષણ,[6] કટુભદ્ર,[7] શૃંગવેર[8] અને મહૌષધ,[9] એટલાં સૂંઠનાં સંસ્કૃત નામો છે.**

૧. शुण्ठति-प्रतिहन्ति कफामवातादीन् इति शुण्ठी-शुठि प्रतिघाते-'अच्' गौरादिः-જે કફ, આમવાત તથા વાયુ વગેરેનો નાશ કરે છે-તે શુંઠી-સૂંઠ.

૨-૩. विशति-प्रविशति गुणद्वारा हृदयादिप्रदेशान् रोगापनोदार्थम् इति विश्वम्-विश प्रविशने-इत्यस्मात् औणादिकः-'अशूप्रुषि'-इति सूत्रेण क्वन्-જે ગુણો દ્વારા રોગોને દૂર કરવા હૃદય આદિ સ્થાનોમાં પ્રવેશે છે, તે વિશ્વ અથવા વિશ્વા-સૂંઠ.

૪. नगरे तन्नाम्नि देशे भवम्, अथवा न न गिरति कफम्-अवश्यं कफं नाशयति इति नागरम्-तत्र भव इति अण्, अथवा नखादित्वात् सिद्ध्यति-જે નગર નામના દેશમાં ઉત્પન્ન થાય છે અથવા કફનો નાશ નથી કરતી એમ નથી, પણ અવશ્ય કફનો નાશ કરે છે, તે નાગર-સૂંઠ.

૫. विश्वेषां-सर्वेषां रोगाणां प्रायः भेषजम्-औषधम् इति विश्वभेषजम्-જે લગભગ બધા રોગોના ઔષધરૂપ છે, તે વિશ્વભેષજ-સૂંઠ.

૬. ऊषति-रुजति-भनक्ति विबन्धम् इति ऊषणम्-ऊष राजायाम् इत्यस्मात्-नन्द्यादेर्ल्युः-જે કોઠાના મળબંધને તોડે છે, તે ઊષણ-સૂંઠ.

૭. कटति-आवृणोति तीक्ष्णतया मुखमिति कटु-'कटिवटिभ्यां चे'ति औणादिः उः, भन्दते-कल्याणं करोति नैरुज्यप्रदानेन इति भद्रम् 'ऋजेन्द्र०' इति औणादिनिपातः, ततश्च कटु च तत् भद्रं चेति कटुभद्रम्-જે તીખી હોવાથી મુખને તમતમાવી દે છે, છતાં આરોગ્ય આપવાપૂર્વક કલ્યાણ કરે છે, તે કટુભદ્ર સૂંઠ.

૮. शृङ्गम् इव वेरं-शरीरम्-आकृतिर्यस्य तत्-જેની આકૃતિ શિખર જેવી હોય છે, તે શૃંગવેર-સૂંઠ.

૯. महत् च तत् औषधम् महौषधम्-જે મોટું ઔષધ ગણાય છે, તેથી મહૌષધ-સૂંઠ

ગ્રીષ્મ તથા શરદઋતુમાં આદું ખાવું તે સારું નથી. ૫૦

## પીપરનાં નામો

**પિપ્પલી માગધી કૃષ્ણા વૈદેહી ચપલા કણા ।**
**ઉપકુલ્યોષણા શૌણ્ડી કોલા સ્યાત્ તીક્ષ્ણતણ્ડુલા ॥**

અન્વયઃ–પિપ્પલી માગધી કૃષ્ણા વૈદેહી ચપલા કણા ઉપકુલ્યા ઊષણા શૌણ્ડી કોલા તીક્ષ્ણતણ્ડુલા સ્યાત્ ॥

**પિપ્પલી,[1] માગધી,[2] કૃષ્ણા,[3] વૈદેહી,[4] ચપલા,[5] કણા,[6] ઉપકુલ્યા,[7] ઊષણા,[8] શૌંડી,[9] કોલા[10] અને તીક્ષ્ણતંડુલા[11] એટલાં લીંડીપીપરનાં સંસ્કૃત નામો છે. ૫૧**

૧. પિપર્તિ–પાલયતિ પૂરયતિ વા રોગિણમ્ ઇતિ પિપ્પલી–પૄ પાલનપૂરણયોઃ–બાહુલકાદ્ અલચ્–પૃષોદરાદિઃ, ગૌરાદિશ્ચ, જે રોગીનું રક્ષણ કરે છે, રોગીને આરોગ્યથી પૂરે, તે પિપ્પલી–પીપર.

૨. મગધેષુ મવા માગધી–મવાર્થે અણ્, 'ટિડ્ઢે'તિ ઙીપ્ મગધ દેશમાં થાય છે, તેથી માગધી–પીપર.

૩. કૃષ્ણઃ વર્ણઃ અસ્તિ અસ્યાઃ, અર્શઆદ્યચ્, કર્ષતિ–વિલિખતિ કફાદીન્–કૃષ વિલેખને–બાહુલકાત્ વર્ણે વિનાપિ ઔણાદિકો નક્–કૃષ્ણા–જેનો રંગ કાળો છે અથવા કફ વગેરેને જે ખોતરી કાઢે છે, તે કૃષ્ણા–પીપર.

૪. વિદેહેષુ મવા–મવાર્થેઽણ્, ઙીપ્ ચ–વિદેહ દેશમાં થાય છે, તેથી –વૈદેહી.

૫. ચપતિ–સાન્ત્વયતિ રોગિણમારોગ્યદાનેનેતિ ચપલા, ચપ સાન્ત્વને–વૃષાદિત્વાત્ ઔણાદિકઃ કલચ્–જે રોગીને આરોગ્ય આપી શાંત પાડે છે, તેથી ચપલા–પીપર.

૬. કણતિ–શબ્દયતિ આરોગ્યકામાન્, કણ શબ્દે–અન્તર્માવિતણ્યર્થઃ–પચાદ્યચ્, કણાઃ સન્તિ અસ્યા વા–અર્શઆદ્યચ્–ટાપ્ કણા–જે આરોગ્ય ઇચ્છનારાઓને પોતાનું સેવન કરવા આમંત્રણ કરે–બોલાવે અથવા જેમાં કણિયા–કરકર હોય છે, તેથી કણા–પીપર.

૭. ઉપકોલતિ–સંસ્ત્યાયતિ શ્વાસાદિરોગાન્–કુલ સંસ્ત્યાને, 'અધ્ન્યાદિઃ', અથવા ઉપગતા કુલ્યામ્ ઇતિ ઉપકુલ્યા–જે શ્વાસાદિ રોગોને આહ્‌વાન કરે અથવા જે પાણીના ધોરિયા અથવા નીક કે નાની નહેરોના કિનારે ઊગી રહી હોય છે, તેથી ઉપકુલ્યા–પીપર.

૮. ઓષતિ–દાહં કરોતિ તીક્ષ્ણત્વાત્ મુખે, ઉષ દાહે, બાહુલકાત્ ક્યુન્, દીર્ઘાદિરપિ–ઊષ રુજાયામ્, ઊષતિ–રુજતિ–મનક્તિ–વાતશ્લેષ્માદિપીડામ્–ઇતિ ઉષણા ઊષણા વા–જે તીક્ષ્ણ–તીખી હોવાથી મોઢામાં તમતમાટ કરી મૂકે છે અથવા વાયુ કે કફ આદિની પીડાને મટાડે છે, તેથી ઉષણા કે ઊષણા–પીપર.

૯. શુણ્ડાયાં મદ્યપાનગૃહે મવા શૌણ્ડી–મવાર્થેઽણ્ ઙીપ્ ચ દારૂના પીઠામાં જરૂરી વસ્તુ તરીકે હોય છે, તેથી શૌંડી–પીપર.

૧૦. કોલતિ–સંસ્ત્યાયતિ રોગાન્ પ્રતિ–કુલ સંસ્ત્યાને, પચાદ્યચ્–જે રોગો પ્રત્યે અવાજ કરે અથવા આહ્‌વાન કરે છે, તેથી કોલા–પીપર.

૧૧. તીક્ષ્ણાઃ તણ્ડુલાઃ–કણાઃ યસ્યાઃ સા–જેના કણિયા તીક્ષ્ણ હોય છે, તેથી તીક્ષ્ણતંડુલા–પીપર.

## પીપરના ગુણો

**પિપ્પલી દીપની વૃષ્યા સ્વાદુપાકા રસાયની ।**
**અનુષ્ણા કટુકા સ્નિગ્ધા વાતશ્લેષ્મહરી લઘુઃ ॥૫૨**
**પિપ્પલી રેચની હન્તિ શ્વાસકાસોદરજ્વરાન્ ।**
**કુષ્ઠપ્રમેહગુલ્માર્શઃપ્લીહશૂલામમારુતાન્ ॥ ૫૩ ॥**

અન્વયઃ–પિપ્પલી દીપની વૃષ્યા સ્વાદુપાકા રસાયની અનુષ્ણા કટુકા સ્નિગ્ધા વાતશ્લેષ્મહરી લઘુઃ । પિપ્પલી રેચની (સતી) શ્વાસકાસોદરજ્વરાન્ કુષ્ઠપ્રમેહગુલ્માર્શઃ-પ્લીહશૂલામમારુતાન્ હન્તિ ॥

**પીપર અગ્નિને દીપ્ત કરનારી છે, વીર્યને વધારનારી છે, મધુર પાકવાળી છે, રસાયનરૂપ છે, ગરમ નથી, તીખી છે, સ્નિગ્ધ છે, વાયુ તથા કફને હરનારી છે, હલકી છે, રેચક છે અને શ્વાસ, ઉધરસ, પેટના રોગ, જ્વર, કોઢ, પ્રમેહ, ગાંઠ, અરશ, બરળ, શૂલ તથા આમવાયુને મટાડનારી છે. ૫૨,૫૩**

**આર્દ્રા કફપ્રદા સ્નિગ્ધા શીતલા મધુરા ગુરુઃ ।**
**પિત્તપ્રશમની સા તુ શુષ્કા પિત્તપ્રકોપિની ॥૫૪॥**

અન્વયઃ–આર્દ્રા (પિપ્પલી) કફપ્રદા સ્નિગ્ધા શીતલા મધુરા ગુરુઃ પિત્તપ્રશમની (અસ્તિ), શુષ્કા તુ સા પિત્તપ્રકોપિની (મવતિ) ॥

**એ પીપર જો લીલી હોય તો સ્નિગ્ધ છે, કફ કરનાર છે, ભારે છે, મધુર છે અને પિત્તને શમાવનારી છે; પણ જો સુકાયેલી હોય તો પિત્તને કોપાવનારી છે. ૫૪**

## પીપરનાં અનુપાન

**પિપ્પલી મધુસંયુક્તા મેદઃકફવિનાશિની ।**
**શ્વાસકાસજ્વરહરા વૃષ્યા મેધ્યાગ્નિવર્દ્ધિની ॥૫૫॥**

અન્વયઃ–મધુસંયુક્તા પિપ્પલી મેદઃકફવિનાશિની શ્વાસકાસજ્વરહરા વૃષ્યા મેધ્યા અગ્નિવર્દ્ધિની (મવતિ) ॥

મધની સાથે પીપર ખાવામાં આવે તો મેદ તથા કફનો નાશ કરે છે; શ્વાસ, ઉધરસ તથા જ્વર મટાડે છે; વીર્ય વધારે છે, બુદ્ધિને હિતકારી છે અને અગ્નિને વધારે છે. ૫૫

જીર્ણજ્વરેઽગ્નિમાન્દ્યે ચ શસ્યતે ગુડપિપ્પલી।
કાસાજીર્ણારુચિશ્વાસહૃત્પાણ્ડુકૃમિરોગનુત્ ॥૫૬॥

અન્વય—જીર્ણજ્વરે અગ્નિમાન્દ્યે ચ ગુડપિપ્પલી શસ્યતે, (સા ચ) કાસાજીર્ણારુચિશ્વાસહૃત્પાણ્ડુકૃમિરોગનુત્ (ભવતિ)॥

જીર્ણજ્વર હોય તથા અગ્નિ મંદ હોય તો ગોળની સાથે પીપર ખાવી, એ ઉત્તમ છે. ગોળની સાથે ખાધેલી પીપર ઉધરસ, અજીર્ણ, અરુચિ, શ્વાસ, હૃદયના રોગ, પાંડુરોગ અને કૃમિની પીડા મટાડે છે. ૫૬

દ્વિગુણઃ પિપ્પલીચૂર્ણાદ્ ગુડોઽત્ર ભિષજાં મતઃ ॥૫૭

અન્વય—અત્ર પિપ્પલીચૂર્ણાત્ દ્વિગુણઃ ગુડઃ ભિષજાં મતઃ ॥

ગોળની સાથે પીપર ખાવી હોય તો પીપરના ભૂકાથી બમણો ગોળ લેવો, એવો વૈદ્યોનો અભિપ્રાય છે. ૫૭

મરીનાં નામો તથા ગુણો

મરિચં વેલ્લજં કૃષ્ણમૂષણં ધર્મપત્તનમ્।
મરિચં કટુકં તીક્ષ્ણં દીપનં કફવાતજિત્।
ઉષ્ણં પિત્તકરં રૂક્ષં શ્વાસશૂલકૃમીન્ હરેત્ ॥૫૮॥

અન્વય—મરિચં વેલ્લજં કૃષ્ણમ્ ઊષણં ધર્મપત્તનમ્ (ઇતિ નામાનિ)। મરિચં કટુકં તીક્ષ્ણં દીપનં કફવાતજિત્ ઉષ્ણં પિત્તકરં રૂક્ષં (ચ) શ્વાસશૂલકૃમીન્ હરેત્ ॥

મરિચ,[1] વેલ્લજ,[2] કૃષ્ણ,[3] ઊષણ[4] અને ધર્મપત્તન[5] એટલાં મરીનાં (સંસ્કૃત) નામો છે. મરી તીખાં છે, તીક્ષ્ણ છે, અગ્નિને દીપ્ત કરનાર છે, કફ તથા વાયુને મટાડનાર છે, ગરમ છે, પિત્ત કરનાર છે, રૂક્ષ છે અને શ્વાસ, શૂળ તથા કૃમિને મટાડે છે. ૫૮

૧. મ્રિયન્તે વિષકફાદ્યા અનેન, મૃઙ્ પ્રાણત્યાગે ધાતુ ઉપરથી—જેનાથી ઝેર, કફ અને વાયુ મરી જાય છે. તે મરીચ અથવા મરિચ—મરિચાં.

૨. વેલ્લજમ્ ઇતિ વેલ્લમ્—વેલ્લ ચલને, અન્તર્ભાવિતણ્યર્થઃ, ભાવે ઘઞ્, વેલ્લે ગમને—કંપે—વેલ્લ—તટે વા જાયતે—'જનેર્ડઃ'—ઇતિ ડઃ—વેલ્લજમ્—જે શ્વાસ, કફ તથા કૃમિઓનું ગમન કરાવે—તેઓને કાઢી મૂકે; અથવા વેલા—તટ ઉપર જે ઉત્પન્ન થાય છે, તેથી વેલ્લજ—મરી.

૩. કર્ષતિ નિષ્કર્ષતિ કફમ્, કૃષ્ણં વર્ણે ચ, કૃષ વિલેખને—'કૃષેર્વર્ણે'—ઇતિ નક્—જે કફને ખોતરી કાઢે અને કાળો રંગ પામે છે, તેથી કૃષ્ણ—કાળાં મરી.

૪. ઓષતિ દહતિ વા—વાઈ જ્વોલતિ તીક્ષ્ણત્વાત્, દહતિ નાશયતિ વા કફાદીન્ ઇતિ ઊષણમ્, ઉષ દાહે અથવા ઉષ રુજાયામિતિ ધાતોઃ 'ક્યુન્' પ્રત્યય—પૂર્વવર્ણો દીર્ઘશ્ચ—જે તીક્ષ્ણ હોવાથી દાહ કરે અથવા કફાદિનો જે નાશ કરે છે, તેથી ઊષણ કે ઉષણ—મરી.

૫. ઘર્મસ્ય પત્તને ઘર્માન્તે, ઘર્માન્તે ઘર્મપત્તનમ્ 'તત્ર જાતઃ' ઇતિ અણ્—ઘર્મપત્તનમ્ ઇતિ—ઘર્મરોગના છેડેમાં (સો પકેલા) ઉત્પન્ન થયેલ છે, તેથી ઘર્મપત્તન—મરી.

લીલાં મરીના ગુણો

તદાર્દ્રં મધુરં પાકે નાત્યુષ્ણં કટુકં ગુરુ।
કિઞ્ચિત્તીક્ષ્ણગુણં શ્લેષ્મપ્રસેકિ સ્યાદપિત્તલમ્ ॥૫૯॥

અન્વય—આર્દ્રં તત્ પાકે મધુરં ન અત્યુષ્ણં કટુકં ગુરુ કિઞ્ચિત્ તીક્ષ્ણગુણં શ્લેષ્મપ્રસેકિ અપિત્તલં સ્યાત્ ॥

લીલાં મરી પાકમાં મધુર છે, બહુ ગરમ નથી, તીખાં છે, ભારે છે, કાંઈક તીક્ષ્ણ ગુણવાળાં છે, કફને પડાળનાર છે અને પિત્તને વધારનાર નથી. ૫૯

ત્રિકટુનું લક્ષણ અને નામો

વિશ્વોપકુલ્યા મરિચં ત્રયં ત્રિકટુ કથ્યતે।
કટુત્રિકં તુ ત્રિકટુ ત્ર્યૂષણં વ્યોષ ઉચ્યતે ॥૬૦॥

અન્વય.—વિશ્વા ઉપકુલ્યા મરિચં ત્રયં ત્રિકટુ કથ્યતે, કટુત્રિકં ત્રિકટુ ત્ર્યૂષણં વ્યોષઃ (ઇતિ) ॥ (નામાનિ તત્) ઉચ્યતે ॥

સૂંઠ, પીપર અને મરી—એ ત્રણે ભેગાં કરાય ત્યારે ત્રિકટુ કહેવાય છે. કટુત્રિક,[1] ત્રિકટુ,[2] ત્ર્યૂષણ[3] અને વ્યોષ[4] એટલાં ત્રિકટુનાં સંસ્કૃત નામો કહેવાય છે. ૬૦

૧. કટુકાનાં ત્રિકમ્, 'સંખ્યાયાઃ સંજ્ઞા—સંઘ૰' ઇતિ કન્, કટુનાં—વિશ્વોપકુલ્યામરિચાનાં ત્રિકમ્—કટુત્રિકમ્—સૂંઠ, પીપર અને મરી—એ ત્રણેનો જે સમુદાય તે કટુત્રિક.

૨. ત્રયાણાં કટૂનાં સમાહારઃ ત્રિકટુ—ત્રણ તીખી વસ્તુ—સૂંઠ, પીપર અને મરીનો સમુદાય—ત્રિકટુ.

૩. ત્રયાણામ્ ઊષણાનાં સમાહારઃ—ત્રણ ઊષણ—

વસ્તુ સૂંઠ. મરી અને પીપરનો ભેગો સમુદાય, તે ત્ર્યૂષણ.

૪. विशेषेण ओषति दाहं करोति–तीक्ष्णत्वात्, विपूर्वकात् उष दाहे–इत्यस्मात् अच्–व्योषः–જે ખૂબ ગરમ હોવાથી ખાસ દાહ કરે છે, તેથી વ્યોષ–ત્રિકટુ.

### ત્રિકટુના ગુણો

**त्र्यूषणं दीपनं हन्ति श्वासकासत्वगामयान् ।**
**गुल्ममेहकफस्थौल्यमेदःश्लीपदपीनसान् ॥६१॥**

अन्वयः–त्र्यूषणं दीपनं (सत्) श्वासकासत्वगामयान् गुल्ममेहकफस्थौल्यमेदःश्लीपदपीनसान् हन्ति ॥

ત્રિકટુ અગ્નિને પ્રદીપ્ત કરે છે અને શ્વાસ, ઉધરસ, ચામડીના રોગ, ગોળો, પ્રમેહ, કફ, સ્થૂળતા, મેદ, હાથીપગું રોગ અને સળેખમને મટાડે છે. ૬૧

### પીપરીમૂળનાં નામો તથા ગુણો

**ग्रन्थिकं पिप्पलीमूलमूषणं चटकाशिरः ।**
**दीपनं पिप्पलीमूलं कटूष्णं पाचनं लघु ॥६२॥**
**रूक्षं पित्तकरं भेदि कफवातोदरापहम् ।**
**आनाहप्लीहगुल्मघ्नं कृमिश्वासक्षयापहम् ॥६३॥**

अन्वयः–ग्रन्थिकं पिप्पलीमूलम् ऊषणं चटकाशिरः (इति नामानि)। पिप्पलीमूलं दीपनं कटु उष्णं पाचनं लघु रूक्षं पित्तकरं भेदि कफवातोदरापहम् आनाहप्लीहगुल्मघ्नं कृमिश्वासक्षयापहम् (अस्ति) ॥

ગ્રંથિક,[1] પિપ્પલીમૂળ,[2] ઊષણ[3] અને ચટકાશિર[4] એટલાં પીપરીમૂલનાં (સંસ્કૃત) નામો છે. પીપરીમૂળ દીપન છે, તીખું છે, ગરમ છે, પાચન છે, હલકું છે, રૂક્ષ છે, પિત્ત કરનાર છે, દસ્તને ભેદનાર છે અને કફ, વાયુ, પેટના રોગ, આફરો, બરલ, ગોળો, કૃમિ, શ્વાસ તથા ક્ષયને મટાડનાર છે. ૬૨,૬૩

૧. ग्रन्थेः प्रतिकृतिः ग्रन्थिकम्, 'इवे प्रतिकृतौ' इति कन्–ગાંઠ જેવું–ગાંઠ જેવા આકારનું જે હોય છે, તે–ગ્રન્થિક–ગંઠોડા.

૨. पिप्पल्याः मूलं पिप्पलीमूलम्–પીપરનું મૂળિયું તે પિપ્પલીમૂળ–ગંઠોડા.

૩. ઊષણની વ્યુત્પત્તિ ઉપર સૂંઠમાં અપાઈ છે.

૪. चटकायाः शिर इव चटकाशिरः–ચકલીનું જાણે માથું હોય એવો આકાર ધરાવે છે, તેથી ચટકાશિર–ગંઠોડા.

### ચતુરૂષણ

**त्र्यूषणं सकणामूलं कथितं चतुरूषणम् ।**
**व्योषस्यैव गुणाः प्रोक्ता अधिकाश्चतुरूषणे ॥६४॥**

अन्वयः–सकणामूलं त्र्यूषणं चतुरूषणं कथितम्, चतुरूषणे व्योषस्य एव अधिकाः गुणाः प्रोक्ताः ॥

સૂંઠ, મરી, પીપર અને પીપરીમૂળ એ ચાર ભેગાં કરવામાં આવે, એટલે ચતુરૂષણ[1] કહેવાય છે; ચતુરૂષણમાં ઉપર કહેલા ત્રિકટુના જ ગુણો (કંઈક) અધિક કહેલા છે. ૬૪

૧. चतुर्णाम् ऊषणानां समाहारः चतुरूषणम्–ચાર ઊષણ–સૂંઠ, પીપર મરી અને પીપરીમૂળ–ગંઠોડા, એ ચાર ગરમ પદાર્થોનો ભેગો કરેલો સમુદાય–ચતુરૂષણ.

### ચવકનાં નામો તથા ગુણો

**भवेच्चव्यं तु चविका कथिता सा तथोषणा ।**
**कणामूलगुणं चव्यं विशेषाद्गुदजापहम् ॥६५॥**

अन्वयः–चव्यं तु चविका भवेत्, तथा सा ऊषणा कथिता, चव्यं कणामूलगुणं (सत्) विशेषात् गुदजापहम् (अस्ति) ॥

ચવ્ય,[1] ચવિકા[2] અને ઊષણા[3] એ ચવકનાં (સંસ્કૃત) નામો છે, ચવકમાં પીપરીમૂળના ગુણ રહેલા છે અને એ ચવક ખાસ કરી ગુદના રોગો મટાડે છે. ૬૫

૧. चर्व्यते–अद्यते 'ऋहलोर्ण्यत्–पृषोदरादिः–चव्यम् જે ચવડ હોવાથી ઘણી જ મુશ્કેલીએ ચાવી ખવાય છે, તેથી ચવ્ય–એટલે ચવક.

૨. चर्व्यते–अद्यते इति चविका–औणादिकः 'क्वुन्-२,३२'–અર્થ ઉપર પ્રમાણે.

૩. ओषति दाहं करोति तीक्ष्णत्वात्, ऊषति रुजति वा कफादीन् इति ऊषणा–ल्युः–જે તીક્ષ્ણ હોવાથી દાહ કરે છે અથવા કફ આદિનો નાશ કરે છે, તેથી ઊષણા–ચવક.

### ગજપીપરનાં નામો

**चविकायाः फलं प्राज्ञैः कथिता गजपिप्पली ।**
**कपिवल्ली कोलवल्ली श्रेयसी वशिरश्च सा ॥६६॥**

अन्वयः–चविकायाः फलं प्राज्ञैः गजपिप्पली कथिता, सा च कपिवल्ली कोलवल्ली श्रेयसी वशिरः (इत्यपि कथ्यते) ॥

ચવકનાં ફળને વિદ્વાનો ગજપિપ્પલી[1]–ગજપીપર કહે છે. કપિવલ્લી,[2] કોલવલ્લી,[3] શ્રેયસી[4] ...

પાચક છે, શ્રેષ્ઠ છે, અગ્નિને પ્રદીપ્ત કરનાર છે, કફ તથા વાયુને મટાડનાર છે, પિત્તનો પ્રકોપ કરનાર છે અને ગોળો, બરલ, પેટનો આફરો તથા શૂલ, એ રોગોને મટાડનાર છે. ૭૧

### ષડૂષણનું લક્ષણ તથા ગુણો

पञ्चकोलं समरिचं षडूषणमुदाहृतम् ।
पञ्चकोलगुणं तत्तु रूक्षमुष्णं विषापहम् ॥ ७२ ॥

अन्वयः–समरिचं पञ्चकोलं षडूषणम् उदाहृतम्, तत्तु पञ्चकोलगुणं रूक्षम् उष्णं विषापहम् (अस्ति) ॥

સૂંઠ, પીપર, પીપરીમૂલ, ચવક, ચિત્રો અને મરી–એ છ પદાર્થોને ભેગા કરવામાં આવે તે ષડૂષણ[1] કહેવાય છે; ષડૂષણ પંચકોલના જેવા ગુણોવાળું છે, રૂક્ષ છે, ગરમ છે અને ઝેરને હણનાર છે. ૭૨

૧. षणाम् ऊषणानां–पिप्पल्यादीनां समाहारः षडूषणम्–પીપર વગેરે છ ગરમ દ્રવ્યોનો એકઠો કરેલો સમુદાય, તે ષડૂષણ.

### યવાનઅજમાની જાતનાં નામો

यवानिकोग्रगन्धा च ब्रह्मदर्भाऽजमोदिका ।
सैवोक्ता दीप्यका दीप्या तथा स्याद्यवसाह्वया ॥७३

अन्वयः–यवानिका उग्रगन्धा च ब्रह्मदर्भा अजमोदिका तथा सा एव दीप्यका दीप्या उक्ता, यवसाह्वया च स्यात् ॥

યવાનિકા,[1] ઉગ્રગંધા,[2] બ્રહ્મદર્ભા,[3] અજમોદિકા,[4] દીપ્યકા[5] અને દીપ્યા[6] એટલાં ચવાન(અજમા)નાં સંસ્કૃત નામો છે; તેમ જ જેટલાં જવનાં નામ છે, તેટલાં પણ યવાનનાં નામો થાય છે. ૭૩

૧. दुष्टः यवः यवानी–'इन्द्रवरुणे–'ति ङीषानुकौ, ततश्च यवानी एव यवानिका–स्वार्थे कन्–એક જાતનો ખરાબ જવ હોય તેવી જે લાગે, તેથી યવાનિકા–અજમો.

૨. उग्रः गन्धः यस्याः सा उग्रगन्धा–જેની ગંધ ઉગ્ર હોય છે, તેથી ઉગ્રગન્ધા–અજમો.

૩. ब्रह्मणा दृभ्यते–ग्रथ्यते–दृभी ग्रन्थे–घञ् ३-३-१९, 'कर्तृकरणे कृता' इति समासः જેને ખુદ બ્રહ્માએ સરજેલ છે, તેથી બ્રહ્મદર્ભા–અજમો.

૪. अजं मोदयति, मुद हर्षे ण्यन्तः, 'कर्मण्यण्'–अजादित्वात् टाप्–अथवा अजेन मोदते मोदते वा पचाद्यच्, घञ् वा–अजमोदा, ततश्च अजमोदा एव अजमोदिका–स्वार्थे कः–જે બ્રહ્માને આનંદ પમાડે અથવા જે પોતે બ્રહ્માથી આનંદ પામે છે, તેથી અજમોદિકા–અજમો.

૫, ૬. दीप्यते, दीपयितुं शक्या वा जाठरं वह्निं, दीपे साधुर्वा दीप्या–ऋहलोर्ण्यत्, तत्र साधुः इति वा यत्–જે જઠરાગ્નિને પ્રદીપ્ત કરવા સમર્થ છે અથવા દીવાના પ્રકાશમાં જે સારી જણાય છે–તે દીપ્યા અને दीप्या एव दीप्यका–દીપ્યા તે જ દીપ્યકા–અજમો.

### યવાન–અજમાના ગુણો

यवानी पाचनी रुच्या तीक्ष्णोष्णा कटुका लघुः ।
दीपनी च तथा तिक्ता पित्तला शुक्रशूलहृत् ।
वातश्लेष्मोदरानाहगुल्मप्लीहकृमिप्रणुत् ॥ ७४ ॥

अन्वयः–यवानी पाचनी रुच्या उष्णा कटुका तीक्ष्णा लघुः च दीपनी तथा तिक्ता पित्तला शुक्रशूलहृत् वातश्लेष्मोदरानाहगुल्मप्लीहकृमिप्रणुत् (अस्ति) ॥

યવાન(અજમો*) પાચન છે, રુચિ ઉપજાવનાર છે, ગરમ છે, તીખી છે, તીક્ષ્ણ છે, હલકી છે, અગ્નિને પ્રદીપ્ત કરનાર છે, કડવી છે, પિત્તને ઉત્પન્ન કરનાર છે અને વીર્ય, શૂલ, વાયુ, કફ, પેટનું ચડવું, ગોળો, બરલનું દરદ તથા કૃમિને મટાડનાર છે. ૭૪

### બોડી અજમોદનાં નામો

अजमोदा खराश्वा च मयूरो दीप्यकस्तथा ।
तथा ब्रह्मकुशा प्रोक्ता काकोली च समस्तका ॥७५

अन्वयः–अजमोदा खराश्वा च मयूरः तथा दीप्यकः तथा ब्रह्मकुशा काकोली च समस्तका प्रोक्ता (नामभिः) ॥

અજમોદા,[1] ખરાશ્વા,[2] મયૂર,[3] દીપ્યક,[4] બ્રહ્મકુશા,[5] કાકોલી[6] અને સમસ્તકા[7] એટલાં બોડી અજમોદનાં સંસ્કૃત નામો કહ્યાં છે. ૭૫

૧. अजं मोदयति इति अजमोदा–पूर्ववत्–જે બ્રહ્માને અથવા બકરાંને પ્રિય હોવાથી આનંદ પમાડે છે, તેથી અજમોદા–બોડી અજમોદ.

૨. खरम्–तीक्ष्णतां अश्नुते, खरैः अश्यते वा अशूङ्

* ચરકસંહિતામાં અજમાને શૂલપ્રશમન (શળ બેસાડનાર) અને દીપનીય (ભૂખ પ્રદીપ્ત કરનાર) વર્ણવેલ છે; યવાની શબ્દ નીચે અજમાનું વર્ણન કરતાં તેને કફવાતઘ્ન અને ક્ષુધાપ્રદીપક (ભૂખ ઉઘાડનાર) વર્ણવેલ છે.

સુશ્રુતસંહિતામાં તેને વાતકફનાશક, અરુચિનાશક, દીપન, ગુલ્મશૂલઘ્ન અને આમપાચન વર્ણવેલ છે.

કુંચી[૧૨] અને બૃહજ્જીરક[૧૩] એટલાં કલૌંજી જીરાનાં સંસ્કૃત નામો છે. (કલૌંજી જીરાનાં નામો કાળા જીરાને પણ લાગુ થાય છે.) ત્રણે જીરાં રૂક્ષ છે, તીખાં છે, ગરમ છે, અગ્નિને પ્રદીપ્ત કરનાર છે, હલકાં છે, દસ્તને રોકનાર છે, પિત્તને કરનાર છે, બુદ્ધિને હિતકારી અથવા પવિત્ર છે, ગર્ભાશયને સાફ કરનાર છે, તાવને મટાડનાર છે, પાચન છે, વીર્યને વધારનાર છે, બળ આપનાર છે, રુચિ ઉપજાવનાર છે, કફને મટાડનાર છે, નેત્રને હિતકારી છે અને વાયુ, પેટનો આફરો, ગોળો, ઊલટી તથા અતિસાર–ઝાડાને પણ મટાડનાર છે. ૭૮–૮૧

૧. जवति–वेगेन गच्छति गुणैः शरीरे, जुः सौत्रः 'जोरी च' इति रक् औणादिः, जिनाति वयो–हानिं करोति वा रोगाणाम् 'ज्या वयोहानौ' 'ज्यश्च' इति रक् ततश्च 'संज्ञायाम्' इति कन्–जीरः एव जीरकः– પોતાના ગુણો દ્વારા વેગથી શરીરમાં જે પહોંચી જાય અથવા રોગોની અવસ્થા ઓછી કરે–રોગોને ઓછા કરે છે, તેથી જીરક–ધોળું જીરું.

૨. जरयति–वयोहानिं करोति रोगाणाम् इति जरणः–जॄष् वयोहानौ–नन्द्यादेर्ल्युः–જે રોગોની અવસ્થા જીર્ણ કરે–નાશ કરે છે, તેથી જરણ–જીરું.

૩. अजं–स्वाभाविकं मन्दाग्नित्वं अजति–क्षिपति –कर्मण्यण्, अण्णन्तत्वाद् ङीप् 'वहुलं च्छन्दसि' इति वी न–अजाजी–સ્વાભાવિક મંદાગ્નિનો જે નાશ કરે છે, તેથી અજાજી–ધોળું જીરું.

૪. કણા શબ્દની વ્યુત્પત્તિ પિપ્પલીના નામમાં અપાઈ છે, તે ત્યાં જોઈ લેવી.

૫. दीर्घश्चासौ जीरक. दीर्घजीरकः–લાંબું ધોળું જીરું.

૧. कृष्णश्चासौ जीरः कृष्णजीरः–કાળું જીરું.

૨. सुष्ठु गन्धः यस्य सः सुगन्धः–જેની ગંધ સારી હોય છે, તેથી સુગંધ–કાળું જીરું.

૩. शोधयति इति शोधनः, उद्गारस्य शोधनः–उद्गारशोधनः–ઓડકારને જે શુદ્ધ કરે છે, તેથી ઉદ્ગારશોધન–કાળું જીરું.

૪. कालः वर्णः अस्ति अस्याः काला–अर्शआद्यच्–જેનો રંગ કાળો હોય છે, તેથી કાલા–કાળું જીરું.

૧. અજાજી–શબ્દની વ્યુત્પત્તિ તો અહીં ઉપર જ અપાઈ છે; તેનો અર્થ અહીં કલૌંજી જીરું સમજવો.

૨. सुतरां सूयते प्रेर्यते इति सुषवः, षू प्रेरणे–ऋदोरप्–उपसर्गात्सुनोति, इति षत्वं, सुषवः अस्ति अस्याः–पिप्पल्यादिः–૪,૧,૪૧ જેની પ્રેરણા શરીરને ઘણી જ સારી મળે છે, તેથી સુષવી–કલૌંજી જીરું.

૩. कालः वर्णः अस्ति अस्याः–ठन्–૫,૧,૧૧૫ यद्वा काली एव–स्वार्थे कन्–कालिका–જેનો રંગ કાળો છે; તેથી કાલિકા–કલૌંજી જીરું.

૪. उपगता कालिकाम् गुणैः उपकालिका–કાળાશને પામેલ છે, તેથી અથવા ગુણોથી કાળા જીરાને મળતું હોય છે, તેથી ઉપકાલિકા–કલૌંજી જીરું.

૫. प्रथते–प्रख्याता भवति गुणैः–इति पृथ्वी 'प्रथिम्रदिभ्रस्जां संप्रसारणम्' इति औणादिः कुः, 'वोतो गुणवचनात्' इति वा ङीष्, पृथ्वी एव पृथ्वीका–જે પોતાના ગુણોથી પ્રખ્યાત છે, તેથી પૃથ્વીકા–કલૌંજી જીરું.

૬. कारं–क्रियां वाति–वा गतिगन्धनयोः 'आतोऽनुपसर्गे' इति कः, गौरादित्वाद् ङीप्–अथवा कार्यते इति कारः–कॄञ् हिंसायाम् ण्यन्तात् संपदादिक्विप्, कारम् अवति–रक्षति–अव रक्षणादौ–अण्–ङीप् च, संज्ञापूर्वकत्वान्न वृद्धिः–कारवी–જે શરીરની ક્રિયાને ગતિ આપે–સૂચવે, અથવા શરીરના અકાળ નાશને ગુણો દ્વારા રોકે–અટકાવે છે, તેથી કારવી–કલૌંજી જીરું.

૭. પૃથ્વી નંબર ૫ પ્રમાણે છે; ફક્ત कन् પ્રત્યય નથી.

૮. પૃથુઃ–નંબર ૫ પ્રમાણે છે, ફક્ત ङीष्, પ્રત્યય નથી.

૯. कृष्णः वर्णः अस्ति अस्याः, અથવા कर्षति ज्वरादीन्–इति कृष्णा–જેનો રંગ કાળો છે અથવા તાવ વગેરેને જે દૂર કરે છે, તેથી કૃષ્ણા–કલૌંજી જીરું.

૧૦. उपकुञ्चति–कुञ्च कौटिल्ये–ण्वुल् ૩,૧,૧૩૩–જે કંઈક કુટિલતાને પામે છે, દસ્ત રોકે છે, તેથી ઉપકુંચિકા–કલૌંજી જીરું.

૧૧. कुञ्चति इति कुञ्ची, कुञ्च कौटिल्ये अच्, जातित्वात् ङीष्–કુટિલતાને પામનાર છે, તેથી કુંચી કલૌંજી જીરું.

૧૨. कुञ्चीम् उपगता–उपकुञ्ची–કાળા જીરાને મળતું ઉપકુંચી હોય છે, તેથી કલૌંજી જીરું.

૧૩. बृहत् चासौ जीरकः बृहज्जीरकः–મોટી જાતનું જીરું–ગણાય છે, તેથી બૃહજ્જીરક–કલૌંજી જીરું.

## વરિયાળી અને સુવાનાં નામો તથા ગુણો

શતપુષ્પા શતાહ્વા ચ મધુરા કારવી મિસિઃ ।
અતિલમ્બી સિતચ્છત્રા સંહિતા છત્રિકાઽપિ ચ ॥૮૫
છત્રા શાલેયશાલીનૌ મિશ્રેયા મધુરા મિસઃ ।
શતપુષ્પા લઘુસ્તીક્ષ્ણા પિત્તકૃદ્દીપની કટુઃ ॥૮૬॥
ઉષ્ણા જ્વરાનિલશ્લેષ્મવ્રણશૂલાક્ષિરોગહૃત્ ।
મિશ્રેયા તદ્ગુણા પ્રોક્તા વિશેષાદ્યોનિશૂલનુત્ ॥૮૭
અગ્નિમાન્દ્યહરી હૃદ્યા બદ્ધવિટ્કૃમિશુક્રહૃત્ ।
રૂક્ષોષ્ણા પાચની કાસવમિશ્લેષ્માનિલાન્હરેત્ ॥૮૮

અન્વય:–શતપુષ્પા શતાહ્વા च મધુરા કારવી મિસિઃ અતિલમ્બી સિતચ્છત્રા સંહિતા अपि च છત્રિકા છત્રા શાલેયશાલીનૌ (इति नामानि); મિશ્રેયા મધુરા મિસિઃ (इति च मिसेर्नामानि)। શતપુષ્પા લઘુઃ તીક્ષ્ણા પિત્તકૃત્ દીપની કટુઃ ઉષ્ણા જ્વરાનિલશ્લેષ્મવ્રણશૂલાક્ષિરોગહૃત્ । મિશ્રેયા તદ્ગુણા પ્રોક્તા, વિશેષાત્ યોનિશૂલનુત્ અગ્નિમાન્દ્યહરી હૃદ્યા બદ્ધવિટ્કૃમિશુક્રહૃત્, રૂક્ષા ઉષ્ણા પાચની (च सा) કાસવમિશ્લેષ્માનિલાન્ હરેત્ ॥

શતપુષ્પા,[1] શતાહ્વા,[2] મધુરા,[3] કારવી,[4] મિસિ,[5] અતિલંબી,[6] સિતછત્રા,[7] સંહિતા,[8] છત્રિકા,[9] છત્રા,[10] શાલેય,[11] અને શાલીન[12] એટલાં વરિયાળી[×]નાં સંસ્કૃત નામો છે; તેમજ મિશ્રેયા,[1] મધુરા[2] અને મિસિ[3] એટલાં સુવા[*]નાં સંસ્કૃત નામો છે. વરિયાળી હલકી છે, તીક્ષ્ણ છે, પિત્ત કરનાર છે, અગ્નિને પ્રદીપ્ત કરનાર છે, તીખી છે, ગરમ છે અને જ્વર, વાયુ, કફ, વ્રણ, શૂળ તથા નેત્રના રોગને મટાડે છે. સુવામાં પણ એ જ ગુણો છે, છતાં તે સુવા ખાસ કરી યોનિના શૂળને, અગ્નિના મંદપણાને, કૃમિને તથા વીર્યને હરે છે; મનને ગમે એવા છે, વિષ્ઠાને બાંધનાર છે, રૂક્ષ છે, ગરમ છે, પાચન છે અને ઉધરસ, ઊલટી, કફ તથા પવનને મટાડે છે. ૮૫–૮૮

૧. શતં પુષ્પાણિ યસ્યા સા શતપુષ્પા–'સદ્વકાણ્ડ૦' इति टाप्–જેને સો ફૂલ થાય છે, તેથી શતપુષ્પા–વરિયાળી.

૨. શતં આહ્વા યસ્યાઃ સા શતાહ્વા–જેનાં સો નામો છે. તેથી શતાહ્વા–વરિયાળી.

૩. મધુઃ રસઃ અસ્તિ અસ્યાઃ મધુરા–'ઊષશુષિ૦' इति मत्वर्थीयो रः–જેનો રસ મીઠો હોય છે, તેથી મધુરા–વરિયાળી ને સુવા.

૪. કારવીની વ્યુત્પત્તિ જીરાનાં નામોમાં આપી છે.

૫. मस्यति–परिणमति उष्णतया इति मिसिः–मसी परिणामे–'इन्' उणादिः, पृषोदरादिः–मिसिः–જે પાકકાળે ઉષ્ણ તરીકે પરિણમે છે, તેથી મિસિ વરિયાળી અને સુવા.

૬. अतिशयेन लम्बते–अवस्रंसयति तैक्ष्ण्यं पित्तं च, ज्वरादीन्वा दूरीकरोति, लबि अवस्रंसने–अच् जातित्वाच्च ङीप् અતિલમ્બી–જે તીક્ષ્ણતાને તથા પિત્તને અતિશય વધે છે અથવા તાવ વગેરેને સમૂળા દૂર કરે છે, તેથી અતિલમ્બી–વરિયાળી.

૭. सितं बद्धं शुभ्रं वा छत्रं यस्याः सा–सितच्छत्रा–જેનું છત્ર બંધાય છે–એટલે જેમાં છત્રી જેવા ગુચ્છા થાય છે અથવા જેના છત્રાકાર ગુચ્છા સફેદ થાય છે, તેથી સિતચ્છત્રા–વરિયાળી.

૮. सम्यक् धीयते स्म–धार्यते पुष्यते स्म धा भिषग्भिर्या रोगनिवारणार्थमिति संहिता, संपूर्वकाद् डुधाञ् धारणपोषणयोरित्यस्मात् कर्मणि क्तः टाप् च–જેને વૈદ્ય લોકો ઘણા રોગો મટાડવા વાપરે છે, તેથી સંહિતા–વરિયાળી.

૯–૧૦. छत्रं–छत्राकारस्तवकम् अस्ति अस्याः–अर्शआद्यच्–छादयति वा ज्वरादिरोगावेगम् औणादिः ष्ट्रन् (४–१५९) 'दस्मनूत्रन्' इति ह्रस्वश्च–જેને છત્રી જેવા ગુચ્છા થાય છે અથવા જ્વર આદિ રોગોના વેગને જે ઢાંકી દે–રોકી દે છે, તેથી છત્રા–વરિયાળી; छत्रा एव छत्रिका–પણ તે જ પ્રમાણે.

૧૧. शालीनां भवनं क्षेत्रं शालेयम्, तद् अस्य अस्ति उत्पत्तिस्थानम्–'व्रीहिशाल्योर्ढक्,' ततश्च अर्शआद्यच्–ડાંગર પાકે એવું ખેતર જેનું ઉત્પતિસ્થાન હોય છે, તેથી શાલેય–વરિયાળી.

૧૨. शालाप्रवेशम् अर्हति–गुणरक्षणार्थम्–इति शालीनः–'शालीनकौपीने'ति साधुः–જેના ગુણો બરાબર જળવાઈ રહે, તે માટે બરાબર બંધ ઢાંકણાંવાળા ડબા–કોઠી–શીશી વગેરેમાં રાખવી પડે છે, તેથી શાલીન–વરિયાળી.

૧. मिश्रयति स्वस्मिन् शतपुष्पागुणान् मिश्रा–अच्,

× ચરકસંહિતામાં વરિયાળીને પ્રજાસ્થાપન અને શૂલપ્રશમન કરનારી વર્ણવેલી છે.

સુશ્રુતસંહિતામાં વરિયાળીને કફસંશમન (કફ બેસાડનાર) ગણેલ છે.

* ચરકસંહિતામાં સુવાને લોહીમાંથી પિત્ત કાઢી નાખનાર અને સ્તનમાંનું લોહી શુદ્ધ કરનાર વર્ણવેલ છે.

ઈંદ્રિયે–મ્લાયે અગ્નિમાન્દ્યાદિરોગાભિઃ–ઇતિ એષા, મિશ્રા ચાસૌ એષા ચ–મિશ્રેયા–સ્વકન્યાદિ –જે પોતાના વરિયાળીના ગુણોને મિશ્ર કરે છે, તેમ જ અગ્નિમાંદ્ય આદિ રોગો મટાડવા લોકો જેને સેવે છે, તેથી મિશ્રિયા–સુવા.

૨–૩. મધુરા, મિસિ–એ બે સુવાનાં નામોની વ્યુત્પત્તિ, વરિયાળીના ૩–૫ નામ પ્રમાણે થાય છે.

**મેથી તથા ગડભનાં નામો તથા ગુણો**

મેથિકા મેથિની મેથી દીપની બહુપત્રિકા।
બોધિની બહુબીજા ચ જ્યોતિર્ગન્ધફલા તથા ॥૮૯
વલ્લરી ચન્દ્રિકા મન્થા મિશ્રપુષ્પા ચ કૈરવી।
કુઞ્ચિકા બહુપર્ણી ચ પિત્તજિદ્વાયુનુત્ સ્મૃતા ॥૯૦
મેથિકા વાતશમની શ્લેષ્મઘ્ની જ્વરનાશિની।
તતઃ સ્વલ્પગુણા વન્યા વાજિનાં સા તુ પૂજિતા ॥

અન્વય–મેથિકા મેથિની મેથી દીપની બહુપત્રિકા બોધિની બહુબીજા ચ જ્યોતિ ગન્ધફલા તથા વલ્લરી ચન્દ્રિકા મન્થા મિશ્રપુષ્પા કૈરવી કુઞ્ચિકા બહુપર્ણી (ઇતિ નામાનિ, સા ચ) પિત્તજિત્ વાયુનુત્ (અસ્તિ), તથા મેથિકા વાતશમની શ્લેષ્મઘ્ની જ્વરનાશિની (અસ્તિ, કિંતુ) વન્યા સ્વલ્પગુણા (ભવતિ), સા તુ વાજિનાં પૂજિતા ॥

મેથિકા,[1] મેથિની,[2] મેથી,[3] દીપની,[4] બહુપત્રિકા,[5] બોધિની,[6] બહુબીજા,[7] જ્યોતિ,[8] ગંધફલા,[9] વલ્લરી,[10] ચંદ્રિકા,[11] મંથા,[12] મિશ્રપુષ્પા,[13] કૈરવી,[14] કુંચિકા[15] અને બહુપર્ણી[16] એટલાં મેથી* તથા ગડભનાં સંસ્કૃત નામો છે. મેથી વાયુને શમાવનાર, કફને મટાડનાર અને જ્વરનો નાશ કરનાર છે; પણ ગડભમાં એથી ઓછા ગુણ છે અને તે ઘોડાઓને માટે બહુ સારી છે. ૮૯–૯૧

* સંસ્કૃત વૈદ્યક ગ્રંથોમાં–મેથીમાં ધૂંક મટાડવાના અને પાચનશક્તિ તેમજ કામવાસના વધારવાના ગુણો રહેલા છે, એમ મનાયેલું છે બહુજમી, ખાવાની અરુચિ, આંઓને થતો ઝાંખ અને સંધિવાનાં દરદોમાં ખાવા માટે મેથીમોદક, સ્વલ્પ મેથીમોદક વગેરે નામથી તેના લાડુ બનાવવાની રીતો વર્ણવેલી છે અને તેમા બધામા બીજા ઔષધોપર પદાર્થોનો એક એક ભાગ અને બધાના સરવાળા જેટલી મેથી લેવા કહ્યું છે

ઇજિપ્તના વૈદ્યો મેથીના બીજને પ્રથમ શેકીને પછી પાણીમાં ભીંજાવી મરડાના દરદમાં આપે છે

સુશ્રુતસંહિતામાં મેથીને પિત્તશોધક્ષિતાનિલનાશક (પિત્ત કાઢી નાંખી લોહી સુધારનાર,) ગ્રાહક (ધોદિક), સ્તન્ય (સ્તનમાં લોહી શુદ્ધ કરી દૂધ ઉત્પન્ન કરનાર) ગણેલ છે.

૧. મેથતિ–હિનસ્તિ વાતાદિગણમ્–મેથૃ મેધાહિંસનયો, અણ્–ઔણાદિકત્વાત્ ઙીપ્ મેથી, મેથી એવ મેથિકા–જે વાયુ, કફ તથા તાવનો નાશ કરે છે, તેથી મેથિકા–મેથી.

૨–૩ મેથતિ–હિનસ્તીત્યાદિપૂર્વવત્, ઔણાદિક-ઇન, 'કૃદિકારાદક્તિનઃ' ઇતિ ઙીષ્ વિકલ્પેન –આ ૨–૩ નામોની વ્યુત્પત્તિ ઉપર પ્રમાણે જ છે, ફક્ત પ્રત્યય ફેરફાર છે, તે જ અહીં બતાવેલ છે

૪. દીપયતિ વહ્નિ–દીપી દીપ્તૌ–ઇતિ ધાતુ, અણ્-ઔણાદિકત્વાત્ ઙીપ્–અગ્નિને જે પ્રદીપ્ત કરે છે, તેથી દીપની–મેથી.

૫. બહૂનિ પત્રાણિ યસ્યાઃ સા બહુપત્રિકા–જેમાં ઘણા પાંદડાં હોય છે, તેથી બહુપત્રિકા–મેથી

૬. બોધયતિ જઠરાગ્નિમ્–'સર્વધાતુભ્ય ઇન' ઔણાદિ –જે જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે, તેથી બોધિની–મેથી.

૭. બહૂનિ બીજાનિ યસ્યાઃ સા બહુબીજા–જેમાં બિયા બહુ થાય છે, તેથી બહુબીજા–મેથી.

૮. દ્યોતતે–પ્રકાશતે ગુણૈઃ –'દ્યુતેરિસિન્નાદેશ્ચ જઃ'–ઇત્યાદિ –જે ગુણોથી પ્રકાશે છે, તેથી જ્યોતિ–મેથી.

૯. ગન્ધયુક્તાનિ ફલાનિ યસ્યાઃ સા–જેનાં ફળ ગંધવાળાં હોય છે, તેથી ગંધફલા–મેથી

૧૦. વલ્લતે–સંવૃણોતિ અરસમાનં પર્ણૈ ઇતિ વલ્લિ, ૧, ૧, ૧૮૦, વલ્લતિ–પ્રવર્તતે બહુધીવ્યાપ્ય વલ્લીઃ સ્ત્રિયાં ઙીષ્ ૪ ૧૩૬–ઇત્યાદિઃ, વલ્લરી પ્રસરિણોતિ વલ્લરિ –પાંદડાંથી ફાલે અને ઘણું ભીંચ પામે છે, તેથી વલ્લરિ–મેથી.

૧૧. ચન્દ્ર–ચન્દ્રાકારં અસ્તિ અસ્યા –'અત ઇનિઠનૌ' ઇતિ ઠન્, ઠસ્યેક–ટાપ્–જેના છોડનો આકાર ગોળ હોય છે, તેથી ચંદ્રિકા–મેથી

૧૨. મન્થતિ–વિલોડયતિ–હિનસ્તિ–વાતાદીન્, મન્થ વિલોડને મન્–ટાપ્–મન્થા–વાયુ વગેરેનો જે નાશ કરે છે, તેથી મન્થા–મેથી.

૧૩. મિશ્રતિ–યુગ્મભાવેન પરસ્પરં સંમિશ્રાણિ પુષ્પાણિ યસ્યાઃ સા–જેનાં ફૂલ ગુચ્છાકારે પરસ્પર મળેલાં–મિશ્ર થયાં હોય છે, તેથી મિશ્રપુષ્પા–મેથી.

૧૪. કૈરવઃ–કુમુદ, તસ્ય ઇવ પ્રિયા–ગમિની જે વહાલી છે, તેથી કૈરવી–મેથી.

૧૫. કુઞ્ચતિ–સંકોચયતિ–વાતાદીન્, કુઞ્ચ કૌટિ-

સ્યાલ્પીમાવયોઃ—ટાપ્—તાવ વગેરેને જે ઓછા કરે છે, તેથી કુંચિકા—મેથી.

૧૬. बहूनि पर्णानि यस्याः सा—જેને પાંદડાં ઘણાં હોય છે, તેથી બહુપર્ણી—મેથી

## અશેળિયાનાં નામો તથા ગુણો

**चन्द्रिका चर्महन्त्री च पशुमेहनकारिका ।**
**नन्दिनी कारवी भद्रा वासपुष्पा सुवासरा ॥९२॥**
**चन्द्रशूरं हितं हिक्कावातश्लेष्मातिसारिणाम् ।**
**असृग्वातगदद्वेषि वलपुष्टिविवर्द्धनम् ॥ ९३ ॥**

અન્વયઃ—चन्द्रिका चर्महन्त्री, पशुमेहनकारिका नन्दिनी कारवी भद्रा वासपुष्पा सुवासरा चन्द्रशूरम् (इति नामानि) चन्द्रशूरं हिक्कावातश्लेष्मातिसारिणां हितं असृग्वातगदद्वेषि वलपुष्टिविवर्धनं (चास्ति) ॥

**ચંદ્રિકા,[1] ચર્મહંત્રી,[2] પશુમેહનકારિકા,[3] નંદિની,[4] કારવી,[5] ભદ્રા,[6] વાસપુષ્પા.[7] સુવાસરા[8] અને ચંદ્રશૂર[9] એટલાં અશેળિયાનાં[×] સંસ્કૃત નામો છે. અશેળિયો હેડકી, વાયુ, કફ, ઝાડા તથા લોહીવાનો રોગ મટાડનાર છે, તેમ જ બળ અને પુષ્ટિને વધારનાર છે.**

૧. चन्द्रयति—आह्लादं करोति जनानां हिक्कादिरोगनिवारणपूर्वकमिति चन्द्रिका—'तत्करोति०' इति ण्यन्तात् ण्वुल्—જે હેડકી વગેરે રોગો દૂર કરી લોકોને હર્ષ ઉપજાવે છે, તેથી ચન્દ્રિકા—અશેળિયો.

૨. चरति—गच्छति प्राणिनां शरीरोपरि इति चर्म, मनिन्—ઉણાદિઃ, हन्ति इति हन्त्री, तृच्, 'ऋन्नेभ्यो'ति ङीप् च—चर्मणः हन्त्री—चर्म—हन्त्री—षष्ठी—समासः ચામડીનો નાશ કરનાર હોવાથી ચર્મહન્ત્રી—અશેળિયો.

૩. मिह्यते इति मेहनम्, मिह सेचने—भावे ल्युट्, पशूनां मेहनं पशुमेहनं, करोति इति कारिका—पशुमेहनस्य कारिका—पशुमेहनकारिका—પશુઓને પેશાબ લાવનાર છે, તેથી પશુમેહનકારિકા—અશેળિયો.

૪. नन्दयति—आनन्दं प्रापयति वलपुष्टिवर्धनद्वारा इति नन्दिनी,टुनदि समृद्धौ, ण्यन्तात् नन्द्यादिल्युः—બળપુષ્ટિ વધારવાપૂર્વક લોકોને જે આનંદ પમાડે છે, તેથી નંદિની—અશેળિયો.

૫. કારવીની વ્યુત્પત્તિ કલૌંજી જીરાના નામમાં આપી છે.

૬. भन्दति—कल्याणं करोति हिक्कादिरोगापनोदनद्वारा रोगिणाम् इति भद्रा—भदि कल्याणे, 'ऋजेन्द्र०' इति औणादिः साधुः—જે હેડકી વગેરેના રોગીઓના તે તે રોગો દૂર કરી કલ્યાણ—સુખ કરે છે, તેથી ભદ્રા—અશેળિયો.

૭. वसति अत्र चित्तम् इति वासः—सुगन्धः—'हलश्चे'ति घञ्—वासेन युक्तानि वासयुक्तानि—पुष्पाणि यस्याः सा—જેનાં ફૂલ સુગંધદાર હોય છે, તેથી વાસપુષ્પા—અશેળિયો.

૮. सुष्ठु वासः सुवासः, सुवासं राति ददाति रा दाने, 'आतोऽनुपसर्गे कः' टाप्—सुवासरा—સુવાસ સુગંધને જે આપે છે, તેથી સુવાસરા—અશેળિયો.

૯. चन्दति—आह्लादयति लोकान् वलपुष्टिवर्धनद्वारा इति चन्द्रः, 'स्फायितञ्चि०' इति उणादिः रक्, शूरयति—विक्रमं करोति वातादिरोगेषु इति शूरः, चन्द्रश्चासौ शूरश्च, चन्द्र इव वा शूरः—चन्द्रशूरः—જે બળ—પુષ્ટિ વધારવાપૂર્વક લોકોને હર્ષ પમાડે છે, તેમ જ વાયુ આદિ રોગોનો નાશ કરવામાં પરાક્રમ કરે છે, અથવા ચંદ્ર જેવો શૂરો છે, તેથી ચંદ્રશૂર—અશેળિયો.

× **સંસ્કૃત વૈદક ગ્રંથોમાં** અશેળિયાને કૌવત આપનાર અને પાચનશક્તિ સુધારનાર ગણેલ છે.

## ચતુર્બીજ અથવા ચારદાણાનું લક્ષણ

**मेथिका चन्द्रशूरश्च कालाऽजाजी यवानिका ।**
**एतच्चतुष्टयं युक्तं चतुर्वीजमिति स्मृतम् ॥९४॥**

અન્વયઃ—मेथिका च चन्द्रशूरः काला अजाजी यवानिका—एतत् चतुष्टयं युक्तं चतुर्वीजम् इति स्मृतम्॥

**મેથી, અશેળિયો, કાળું જીરું અને યવાન (અજમો)—એ ચાર મળીને ચતુર્બીજ અથવા ચારદાણા કહેવાય છે. ૯૪**

## ચારદાણાના ગુણો

**तच्चूर्णं भक्षितं नित्यं निहन्ति पवनामयम् ।**
**अजीर्णं शूलमाध्मानं पार्श्वशूलं कटिव्यथाम् ॥९५**

અન્વયઃ—तच्चूर्णं (चेत्) नित्यं भक्षितं (तर्हि) पवनामयम् अजीर्णं शूलम् आध्मानं पार्श्वशूलं कटिव्यथां निहन्ति ॥

**ચારદાણાનું ચૂર્ણ નિત્ય ખાધું હોય તો વાયુનાં દરદ, અજીર્ણ, શૂળ, આફરો, પડખાનું શૂળ અને કેડની પીડાને મટાડે છે.**

## હિંગનાં નામો તથાં ગુણો

**सहस्रवेधि जतुकं वाह्लीकं हिङ्गु रामठम् ।**
**हिङ्गूष्णं पाचनं रुच्यं तीक्ष्णं वातवलासहृत् ।**
**शूलगुल्मोदरानाहकृमिघ्नं पित्तवर्धनम् ॥ ९६ ॥**

અન્વયઃ—सहस्रवेधि जतुकं वाह्लीकं हिङ्गु रामठम् (इति नामानि, गुणाश्च)—हिङ्गु उष्णं पाचनं रुच्यं तीक्ष्णं वातवलासहृत् शूलगुल्मोदरानाहकृमिघ्नं पित्तवर्धनं (चास्ति)॥

## ખુરસાણી વજનાં નામ તથા ગુણો

**પારસીકવચા શુક્લા પ્રોક્તા હૈમવતીતિ સા ।**
**હૈમવત્યુદિતા તદ્વદ્વાતં હન્તિ વિશેષતઃ ॥૯૯॥**

अन्वयः—पारसीकवचा शुक्ला ( भवति ), सा हैमवती इति प्रोक्ता, तद्वत् हैमवती उदिता. विशेषतः वातं हन्ति ॥

પારસીકવચા,[1] શુક્લા,[2] અને હૈમવતી[3] એટલાં ખુરસાણી વજનાં સંસ્કૃત નામો છે. ખુરસાણી વજના ગુણો વજના જેવા જ છે, પણ તે વિશેષે કરી વાયુને મટાડે છે. ૯૯

૧. પારસીકે દેશે भवा—'कोपधाञ्च' इत्यण्, पारसीका चासौ वचा पारसीकवचा—પારસીઓના ઇરાન દેશમાં થયેલી જે વજ તે પારસીકવચા કહેવાય છે.

૨. शुक्लः वर्णः अस्ति अस्याः—अर्शआद्यच्—જેનો રંગ ધોળો હોય છે, તેથી શુક્લા—ખુરસાણી વજ.

૩. हिमवति जाता हैमवती 'तत्र जातः' इत्यण्—ङीप्—હિમાલયમાં જે થાય છે, તેથી હૈમવતી—ખુરસાણી વજ.

## કુલિંજન( પાનની જડ )નાં નામો તથા ગુણો

**સુગન્ધાપ્યુગ્રગન્ધા ચ વિશેષાત્કફકાસનુત્ ।**
**સુસ્વરત્વકરી રુચ્યા હૃત્કણ્ઠમુખશોધિની ॥૧૦૦**
**સ્થૂલગ્રન્થિઃ સુગન્ધા સ્યાત્તતો હીનગુણા સ્મૃતા ॥**

अन्वयः—सुगन्धा अपि च उग्रगन्धा विशेषात् कफकासनुत् सुस्वरत्वकरी रुच्या हृत्कण्ठमुखशोधिनी । स्थूलग्रन्थिः सुगन्धा स्यात्, ततः हीनगुणा स्मृता ॥

સુગન્ધા[1] અને ઉગ્રગંધા,[2] એ બે પાનની જડનાં સંસ્કૃત નામો છે. પાનની જડ વિશેષે કરી કફ તથા ઉધરસને મટાડે છે, સ્વરને સારો કરે છે અને હૃદય, કંઠ તથા મુખને શુદ્ધ કરે છે; જાડી ગાંઠોવાળી પાનની જડમાં એથી ઓછા ગુણ છે. ૧૦૦,૧૦૧

૧. सुष्ठु गन्धः यस्याः सुगन्धा—જેની ગંધ સારી હોય છે, તેથી સુગંધા—પાનની જડ.

૨. उग्रः गन्धः यस्याः सा—उग्रगन्धा જેની ગંધ ઉગ્ર હોય છે, તેથી ઉગ્રગન્ધા—પાનની જડ.

टीका—यस्या लोके 'कुलिजन' इति नामान्तरम् ॥ अपरा सुगन्धा स्थूलग्रन्थिर्यस्या लोके 'महाभरी' इति नाम ॥ જેનું લોકમાં 'કુલિંજન' એવું બીજું નામ છે; તે સિવાયની બીજી પણ પાનની જડ થાય છે, જે સુગંધી તથા જાડી ગાંઠવાળી હોય છે; અને લોકમાં તેને 'મહાભરી' નામે કહે છે.

## ચોપચીનીનાં નામ તથા ગુણો

**દ્વીપાન્તરવચા કિંચિત્તિક્તોષ્ણા વહ્નિદીપ્તિકૃત્ ।**
**વિબન્ધાધ્માનશૂલઘ્ની શકૃન્મૂત્રવિશોધિની ॥૧૦૨॥**
**વાતવ્યાધીનપસ્મારમુન્માદં તનુવેદનામ્ ।**
**વ્યપોહતિ વિશેષેણ ફિરઙ્ગામયનાશિની ॥૧૦૩॥**

अन्वयः—द्वीपान्तरवचा किंचित् तिक्ता उष्णा वह्निदीप्तिकृत् विबन्धाध्मानशूलघ्नी शकृन्मूत्रविशोधिनी ( सती ) वातव्याधीन् अपस्मारम् उन्मादं तनुवेदनां व्यपोहति, विशेषेण फिरङ्गामयनाशिनी ( चास्ति ) ॥

દ્વીપાંતરવચા[1] એ ચોપચીનીનું સંસ્કૃત નામ છે; ચોપચીની કાંઈક તીખી છે, ગરમ છે, અગ્નિને દીપ્ત કરનાર છે, વિષ્ઠા તથા મૂત્રને સાફ કરનાર છે અને બંધકોષ, આફરો, શૂળ, વાયુના રોગ, વાઈ, ઉન્માદ અને શરીરની વેદનાને મટાડનાર છે. વિશેષે કરી જેમાં હાથ—પગ ઝલાઈ જાય છે, એવા વિસ્ફોટકને ખાસ મટાડે છે. ૧૦૨,૧૦૩

૧. अन्यः द्वीपः द्वीपान्तरम्, द्वीपान्तरे जाता द्वीपान्तरजा, सा चासौ वचा—द्वीपान्तरवचा—मयूरव्यंसकादिः, शाकपार्थिवादिश्च—કોઈ બીજા બેટમાં ઉત્પન્ન થયેલી હોવાથી દ્વીપાન્તરવચા—ચોપચીની.

## પલાશીનાં લક્ષણ તથા નામ—ગુણો

अथ हपुषाद्वयम्, तन्मध्ये प्रथमं फलं मत्स्यसदृशं विस्रगन्धं, द्वितीयमश्वत्थफलसदृशं मत्स्यगन्धं, तयोर्नामानि गुणांश्चाह—હવે પલાશી બે પ્રકારની છે; એકનું ફલ માછલાં જેવું અને દુર્ગંધવાળું થાય છે; બીજીનું ફલ પીપળાના ટેટા જેવું અને માછલા જેવી ગંધવાળું થાય છે; તે બંનેનાં નામ તથા ગુણો કહે છે:

**હપુષા પુષ્પવસ્તા ચ પરાશ્વત્થફલા મતા ।**
**મત્સ્યગન્ધા પ્લીહહન્ત્રી વિષઘ્ની ધ્વાઙ્ક્ષનાશિની ॥**

अन्वयः—हपुषा च पुष्पवस्ता ( इतिनाम्नी प्रथमा ), परा च अश्वत्थफला मत्स्यगन्धा ध्वाङ्क्षनाशिनी ( इतिनाम्नी ) प्लीहहन्त्री विषघ्नी मता ॥

હપુષા,[1] અને પુષ્પવસ્તા[2] એ પહેલા પ્રકારની પલાશી×નાં નામો છે; અશ્વત્થફલા[3] અને મત્સ્યગંધા[4] એ બીજા પ્રકારની પલાશીનાં નામો છે. બીજા પ્રકારની પલાશી, ધ્વાંક્ષ-

× पलं मांससदृशं गन्धं वर्णं वा अश्नुते—व्याप्नोति—अशूङ् व्याप्तौ—कर्मण्यण्—अणन्तत्वाद् ङीप्—માંસ જેવા ગંધ અથવા વર્ણને જે વ્યાપે છે, તેથી પલાશી.

નાશિની[૫] પણ કહેવાય છે; તે અરુચિના દસ્તને મટાડે છે અને ઝેરને હણે છે. ૧૦૪

૧. ह इति तिरस्कारे अव्ययम्—ह इति रोषणाो तिरस्कारपूर्वकं जाठरं वह्निं पुष्यति—इति हपुषा, 'हपुषे'-ति च—રોગોના તિરસ્કારપૂર્વક જઠરાગ્નિને જે પ્રદીપ્ત કરે છે, તેથી હપુષા–પલાશી.

૨ पुष्पवत्–विकसने इति पुष्पा, पुष्प विकसने धातु, तस्य, अतनति—अर्दयति उदररोगादीन् इतितस्य—तत्, पुष्पा चासौ अत्ता च—पुष्पत्ता—વિકાસપૂર્વક જે ઉદરરોગ આદિનો નાશ કરે છે, તેથી પુષ્પઘ્ના–પલાશી.

૩ अश्वत्थस्य फलमिव फलं यस्याः सा—જેનું ફળ પીપળાના ફળ જેવું હોય છે, તેથી અશ્વત્થફલા–પલાશી.

૪. मत्स्यस्य गन्ध इव गन्धो यस्याः सा—જેની ગંધ માછલાંની ગંધ જેવી હોય છે, તેથી મત્સ્યગન્ધા–પલાશી.

૫ ध्वाङ्क्षं काकादिकं मत्स्यभक्षकं तत्समानं वा पक्षिणं नाशयति, यद्वा ध्वाङ्क्षवत् कृष्णवर्णं भयानकं विषं नाशयति—'ध्वाङ्क्षनाशनी' इति शिवि—કાગડાને અથવા માછલાં ખાનાર ધ્વાંક્ષ નામના પક્ષીને જે નસાડી મૂકે છે, અથવા કાળા જેવા ભયંકર ઝેરનો જે નાશ કરે છે, તેથી ધ્વાંક્ષનાશિની–પલાશી

## બેય પલાશીના ખાસ ગુણો

हपुषा दीपनी तिक्ता कटूष्णा तुवरा गुरुः ।
पित्तोदरसमीरार्शोग्रहणीगुल्मशूलजित् ।
पलाश्येतद्गुणा प्रोक्ता रूपभेदो द्वयोरपि ॥१०५॥

अन्वय—हपुषा दीपनी तिक्ता कटु—उष्णा तुवरा गुरु (तथा) पित्तोदरसमीरार्शोग्रहणीगुल्मशूलजित् (अस्ति), परा अपि एतद्गुणा प्रोक्ता, (तथापि) द्वयो: अपि रूपभेद: (अस्ति) ॥

પહેલા પ્રકારની પલાશી અગ્નિને દીપ્ત કરનાર છે, કડવી છે, તીખી છે, ગરમ છે, તુરી છે, ભારે છે અને પિત્ત, પેટના રોગ, વાયુ, અર્શ, સંગ્રહણી, ગોળો તથા શૂળને દૂર કરે છે; બીજીમાં પણ એ જ ગુણો છે, પરંતુ બન્નેના રૂપમાં ભેદ છે.૧૦૫

## વાવડિંગનાં નામો

पुंसि क्लीबे विडङ्गः स्यात् कृमिघ्नो जन्तुनाशनः ।
तण्डुलश्च तथा वेल्लममोघा चित्रतण्डुला ॥१०६॥

अन्वय—विडङ्ग पुंसि क्लीबे (च) स्यात्, कृमिघ्नः जन्तुनाशन च तण्डुल तथा वेल्लम् अमोघा चित्रतण्डुला (च स्यात्) ॥

વિડંગ,[૧] કૃમિઘ્ન[૨] જંતુનાશન,[૩] તંડુલ,[૪] વેલ્લ,[૫] અમોઘા[૬] અને ચિત્રતંડુલા[૭] એટલાં વાવડિંગના* સંસ્કૃત નામો છે; તેમાં વિડંગ શબ્દ પુંલ્લિંગે અને નપુંસક લિંગે પણ વપરાય છે. ૧૦૬

૧. वेडति—भिनत्ति वह्निमान्द्य कृमि—श्लेष्मादीनिति विडङ्गः—विड भेदने, 'विडादिभ्यः कित्' इति औणादिकः अङ्ग् प्रत्ययः—અગ્નિની મંદતાને તથા કૃમિ, આફરો મળબંધ વગેરેને જે તોડે–નાશ પમાડે છે, તેથી વિડંગ–વાવડિંગ

૨. कृमीन् हन्ति—'अमनुष्यकर्तृके च' इति टक्—પેટના કરમિયાઓનો જે નાશ કરે છે, તેથી–કૃમિઘ્ન–વાવડિંગ.

૩ नाशयति इति नाशनः—जन्तूनां, जन्तूनां नाशनः—जन्तुनाशनः—જંતુઓનો જે નાશ કરે છે, તેથી જંતુનાશન–વાવડિંગ

૪ तण्डते—ताडयन्ते उपयोगविधिम् इति तण्डुलः, 'कुलच्छिन्नशि०' इति औणादिकः—જેનો ઉપયોગ કરવા કણના લોકો જેને ખાંડે છે–કૂટે છે, તેથી તંડુલ–વાવડિંગ

૫ वेल्लति—चलति उदरस्थो रोगसमूहः यस्मिन् वेल्लम्, वेल्ल चलने इति धातोः—પેટના કોઠામાંના કૃમિ આદિને દૂર કરવા છેક સુધી પોતાનો ગુણ પહોંચાડે છે, તેથી વેલ્લ–વાવડિંગ

૬. मोघयति फलरहितत्वात् इति मोघा—व्यर्थं न्यूनत्वादिरहितत्वात् व्यर्थम्, न मोघा अमोघा—ફળરહિત અથવા નિષ્ફળ હોવાથી જે મોહ પમાડે–મૂંઝવે તે મોઘા, એવું જે નિષ્ફળ નથી, તેથી અમોઘા–વાવડિંગ.

૭ चित्रा—अद्भुता तण्डुलम् यस्याः सा—જેના ચોખા અદ્ભુત–આશ્ચર્યકારક હોય છે, તેથી ચિત્રતંડુલા–વાવડિંગ.

## વાવડિંગના ગુણો

विडङ्गं कटु तीक्ष्णोष्णं रूक्षं वह्निकरं लघु ।
शूलाध्मानोदरश्लेष्मकृमिवातविबन्धनुत् ॥१०७॥

* સુશ્રુતસંહિતામાં વાવડિંગને શરીરમાં શક્તિ લાવવા તેમ જ વૃદ્ધ અવસ્થાની અસર જણાઈ ન આવે તેમ કરવા ઔષધની સાથે આપવા ભલામણ કરેલી છે

ચરકસંહિતામાં વાવડિંગને કૃમિનાશક, શિરોવિરેચન (નાકમાંથી પાણીનો પ્રવાહ કાઢનાર), ગુલ્મ–ગોળાનાશક, તથા કાસશ્વાસહર તરીકે વર્ણવેલ છે

અન્વયઃ-(ગુણાશ્ચ-) વિડઙ્ગં કટુ તીક્ષ્ણોષ્ણં રૂક્ષં વહ્નિકરં લઘુ (સત્) શૂલાધ્માનોદરશ્લેષ્મકૃમિવાતવિબન્ધનુત્ ॥

વાવડિંગ તીખાં, તીક્ષ્ણ, ગરમ, રૂક્ષ, અગ્નિ કરનાર અને હલકાં હોઈ શૂલ, આફરો, પેટના રોગ, કફ, કૃમિ, વાયુ તથા ઝાડાની કબજિયાતને મટાડે છે. ૧૦૭

## તુંબુરુ કે તુવરૂ ફલનાં નામો અને ગુણો

તુમ્બુરુઃ સૌરભઃ સૌરો વનજઃ સાનુજોઽન્ધકઃ ।
તુમ્બુરુ પ્રથિતં તિક્તં કટુ પાકેઽપિ તત્કટુ ॥ ૧૦૮ ॥
રૂક્ષોષ્ણં દીપનં તીક્ષ્ણં રુચ્યં લઘુ વિદાહિ ચ ।
વાતશ્લેષ્માક્ષિકર્ણોષ્ઠશિરોરુગ્ગુરુતાકૃમીન્ ।
કુષ્ઠશૂલારુચિશ્વાસપ્લીહકૃચ્છ્રાણિ નાશયેત્ ॥ ૧૦૯

અન્વયઃ-તુમ્બુરુઃ સૌરભઃ સૌરઃ વનજઃ સાનુજઃ અન્ધકઃ-(ઇતિ, નામાનિ, ગુણાશ્ચ) તુમ્બુરુ-તિક્તં પ્રથિતં, કટુ તત્ પાકે અપિ કટુ, રૂક્ષોષ્ણં દીપનં તીક્ષ્ણં રુચ્યં લઘુ ચ વિદાહિ (સત્) વાતશ્લેષ્માક્ષિકર્ણોષ્ઠશિરોરુગ્ગુરુતાકૃમીન્ કુષ્ઠશૂલારુચિશ્વાસપ્લીહકૃચ્છ્રાણિ નાશયેત્ ॥

તુંબુરુ,[૧] સૌરભ,[૨] સૌર,[૩] વનજ,[૪] સાનુજ[૫] અને અંધક[૬] એટલાં તુંબુરુનાં સંસ્કૃત નામો છે. તુંબુરુ કડવું છે, તીખું છે, પાકમાં પણ તીખું છે, લૂખું છે, ગરમ છે, અગ્નિને દીપ્ત કરનાર છે, તીક્ષ્ણ છે, રુચિ ઉપજાવનાર છે, હલકું છે, બળતરા કરનાર છે અને વાયુ, કફ, નેત્રના રોગ, કાનના રોગ, હોઠના રોગ, માથાના રોગ, ભારેપણું, કૃમિ, કોઢ, શૂલ, અરુચિ, શ્વાસ અને બરળના દરદનો નાશ કરે છે. ૧૦૮,૧૦૯

૧. તુમ્બતિ-અર્દતિ-નાશયતિ વાતશ્લેષ્માક્ષિરોગવિશેષાન્, તુમ્બિ અર્દને-ઔણાદિક ઉરુન્-વાત, કફ, નેત્રરોગ આદિનો જે નાશ કરે છે, તેથી તુંબુરુ ફળ.

૨. સુરભેઃ ભાવઃ સૌરભમ્-ભાવે અણ્, સૌરભમ્ અસ્તિ અસ્ય અર્શઆદ્યચ્-સૌરભઃ-જેમાં સુગંધ હોય છે, તેથી સૌરભ-તુંબુરુ-તુંબુરુ ફળ.

૩. સૂરસ્ય અયમ્ ઉષ્ણત્વાત્, તસ્યેદમિત્યણ્-જે ગરમ હોવાથી સૂર્યના સંબંધવાળું છે, તેથી સાર-તુંબુરુ ફળ.

૪. વને જાતઃ-વનજઃ-સપ્તમ્યાં જનેર્ડઃ-વનમાં ઉત્પન્ન થનાર છે, તેથી વનજ-તુંબુરુ ફળ.

૫. સાનુનિ-પર્વતશિખરે જાતઃ-પૂર્વવત્ ડઃ-પર્વતના શિખર પર જે થાય છે, તેથી-સાનુજ-તુંબુરુ ફળ.

૬. અન્ધયતિ ઇતિ અન્ધઃ-અચ્, અન્ધં કાયતિ-કૈ શબ્દે-અન્તર્ભાવિતણ્યર્થત્વાત્ શબ્દયતિ, નેત્રરોગહરત્વાત્ 'આતોઽનુપસર્ગે' ઇતિ કઃ-નેત્રના રોગ નાશ કરનાર હોવાથી અંધ માણસોને આમંત્રે-બોલાવે છે, તેથી અન્ધક-તુંબુરુ ફળ.

## વંશલોચનનાં અથવા વાંસકપૂરનાં નામો

સ્યાદ્વંશરોચના વાંશી તુઙ્ગા ક્ષીરી તુગા શુભા ।
ત્વક્ક્ષીરી વંશજા શુભ્રા વંશક્ષીરી ચ વૈણવી ॥ ૧૧૦

અન્વયઃ-વંશરોચના વાંશી તુઙ્ગા ક્ષીરી તુગા શુભા ત્વક્ક્ષીરી વંશજા શુભ્રા વંશક્ષીરી ચ વૈણવી (ઇતિનામ્ની) સ્યાત્ ॥

વંશરોચના,[૧] વાંશી,[૨] તુંગા,[૩] ક્ષીરી,[૪] તુગા,[૫] શુભા,[૬] ત્વક્ક્ષીરી,[૭] વંશજા,[૮] શુભ્રા,[૯] વંશક્ષીરી[૧૦] અને વૈણવી[૧૧] એટલાં વંશલોચન-વાંસકપૂરનાં સંસ્કૃત નામો છે. (આ વાંસકપૂરનું સંસ્કૃત નામ 'વંશકર્પૂર'[૧૨] પણ મળે છે.)

૧. રોચયતિ ઇતિ રોચના-નન્દ્યાદેર્લ્યુઃ, ટાપ્-વંશસ્ય રોચના રલયોરૈક્યાત્ લોચના વા-વંશરોચના-વાંસને શોભાવનાર-દીપાવનાર હોવાથી વંશરોચના કે વંશલોચના-વાંસકપૂર.

૨. વંશે ભવા વાંશી, 'તત્ર ભવઃ' ઇતિ અણ્-અણ્ણન્તત્વાદ્ ઙીપ્ વાંસમાં જે થાય છે, તેથી વાંશી-વંશલોચન-વાંસકપૂર.

૩. તુઞ્જ્યતે-હિંસ્યતે લાઘવમનયા ઉચ્ચત્વાત્, ગુણૈઃ શ્રેષ્ઠત્વાચ્ચ-તુજિ હિંસાયામ્, ઘઞ્-જે હલકાઈ અથવા તુચ્છપણાનો નાશ કરે છે; કેમકે ઉચ્ચ જાતિની છે; તથા ગુણોથી શ્રેષ્ઠ છે, માટે તુંગા-વંશલોચન કે વાંસકપૂર.

૪. ક્ષીરમ્ અસ્તિ સ્વરૂપમ્ અસ્યાઃ-અર્શઆદ્યચ્, ગૌરાદિત્વાદ્ ઙીપ્-વાંસનું ક્ષીર જ જેનું સ્વરૂપ છે, તેથી ક્ષીરી-વંશલોચન કે વાંસકપૂર.

૫. તુ-પ્રશંસાં ગચ્છતિ-અન્યત્રાપિ૦ (વા ૩, ૨, ૪૮) ઇતિ પ્રશંસાર્થક-'તુ' અવ્યયપૂર્વકાત્ ગમેર્ડઃ-ટાપ્ તુગા-પ્રશંસાને જે પામે છે, તેથી તુગા-વંશલોચન કે વાંસકપૂર.

૬. શોભતે ગુણૈઃ ઇતિ શુભા-શુભ દીપ્તૌ 'ઇગુપધે'તિ કઃ, ટાપ્, યદ્વા શુ-પૂજિતા ભાતિ-'આતઃ' (૩, ૨, ૩) ઇતિ કઃ, ટાપ્ શુભા-જે ગુણોથી શોભે છે અથવા પૂજિત હોઈ પ્રકાશે છે, તેથી શુભા-વંશલોચન કે વાંસકપૂર.

૭. ત્વચઃ-વંશસ્ય ક્ષીરમ્ અસ્તિ સ્વરૂપમ્ અસ્યાઃ, ગૌરાદિઃ-વાંસમાંથી જે ક્ષીર વહે છે, તે જેનું સ્વરૂપ

સન્નિવર્ગ:–વૃજ્યતે વર્જ્યતે–વિજાતીયમિતિ વર્ગ:. અષ્ટાનાં વર્ગ:–અષ્ટવર્ગ:–આઠ દ્રવ્યોનો સમુદાય અને તે રૂપ જે વર્ગ. તે અષ્ટવર્ગ.

### અષ્ટવર્ગના ગુણો

**અષ્ટવર્गो हिमः स्वादुर्बृंहणः शुक्रलो गुरुः ।**
**भग्नसन्धानकृत्कामबलासबलवर्द्धनः ।**
**वातपित्तास्रतृड्दाहज्वरमेहक्षयप्रणुत् ॥ ११४ ॥**

अन्वयः–अष्टवर्गः हिमः स्वादुः बृंहणः शुक्रलः गुरुः भग्नसंधानकृत् कामबलासबलवर्धनः वातपित्तास्रतृड्दाहज्वर-मेहक्षयप्रणुत् (अस्ति) ॥

એ અષ્ટકવર્ગ શીતળ છે, મધુર છે, શરીરનાં તત્ત્વોને વધારનાર છે, વીર્યની વૃદ્ધિ કરનાર છે, ભારે છે, ભાંગી ગયેલાને સાંધ નાર છે; કામ, કફ તથા બળને વધારનાર છે; તેમ જ વાયુ, પિત્ત, લોહીવિકાર, તરશ, બળતરા, પ્રમેહ તથા ક્ષયનો રોગ મટાડે છે. ૧૧૪

### જીવક તથા ઋષભકની ઉત્પત્તિ વગેરે

**जीवकर्षभकौ ज्ञेयौ हिमाद्रिशिखरोद्भवौ ।**
**रसोनकन्दवत्कन्दौ निःसारौ सूक्ष्मपत्रकौ ॥ ११५ ॥**

अन्वयः–जीवकर्षभकौ हिमाद्रिशिखरोद्भवौ ज्ञेयौ; रसोनकन्दवत् निःसारौ सूक्ष्मपत्रकौ कन्दौ (स्तः) ॥

જીવક અને ઋષભક–એ બે હિમાલયના શિખરમાં ઉત્પન્ન થાય છે; એ બેય લસણના કંદની પેઠે અંદર ગર્ભ વગરના અને ઝીણાં પાંદડાંવાળા કંદ હોય છે. ૧૧૫

**जीवकः कूर्चकाकार ऋषभो वृषशृङ्गवत् ।**
**जीवको मधुरश्शृङ्गो ह्रस्वाङ्गः कूर्चशीर्षकः ॥११६॥**
**ऋषभो वृषभो धीरो विषाणी द्राक्ष इत्यपि ।**
**जीवकर्षभकौ बल्यौ शीतौ शुक्रकफप्रदौ ।**
**मधुरौ पित्तदाहास्रकार्श्यवातक्षयापहौ ॥ ११७ ॥**

अन्वयः–जीवकः कूर्चकाकारः (भवति). ऋषभः (च) वृषशृङ्गवत् (भवति); जीवकः मधुरशृङ्गः ह्रस्वाङ्गः कूर्चशीर्षकः (इति तस्य नामानि); ऋषभः वृषभः धीरः विषाणः द्राक्षः इत्यपि (ऋषभस्य नामानि सन्ति, तयोश्च गुणाः–) जीवकर्षभकौ बल्यौ शीतौ शुक्रकफप्रदौ मधुरौ पित्तदाहास्रकार्श्यवातक्षयापहौ (स्तः) ॥

જીવકનો આકાર કુચ્ચા જેવો અને ઋષભકનો આકાર બળદનાં શીંગડાં જેવો હોય છે. જીવક,[1] મધુરશૃંગ,[2] હ્રસ્વાંગ[3] અને કૂર્ચશીર્ષક[4] એટલાં જીવકનાં; તેમજ ઋષભ,[5] વૃષભ,[6] ધીર,[7] વિષાણુ,[8] અને દ્રાક્ષ[9] એવાં પણ ઋષભકનાં સંસ્કૃત નામો છે. એ બંને કંદ બળ આપનાર, ઠંડા, વીર્યને તથા કફને વધારનાર, મધુર હોઈ પિત્ત, દાહ, રુધિરનાં દરદ, દૂબળાપણું, વાયુ તથા ક્ષયને મટાડનાર છે.

૧. जीवयति–प्राणान् धारयति रोगिणां दौर्बल्य-नाशनद्वारेति जीवकः, जीव प्राणधारणे–इति ण्यन्तात् ण्वुल्–રોગીઓના દુર્બળપણાનો નાશ કરી તે દ્વારા તેઓને જિવાડે–પ્રાણ ધારણ કરાવે છે. તેથી જીવક.

૨. मधुरं शृङ्गं यस्य सः–જેનો અગ્રભાગ મીઠો હોય છે. તેથી મધુરશૃંગ–જીવક.

૩. ह्रस्वम् अङ्गं यस्य सः–જેનું કદ ટૂંકું હોય છે. તેથી હ્રસ્વાંગ–જીવક.

૪. कूर्चाकारं शीर्षं यस्य सः–જેની ટોચ કૂચા જેવા આકારની હોય છે. તેથી કૂર્ચશીર્ષક–જીવક.

૫. ऋषति–गच्छति शरीरान्तर्बलप्रदानार्थम् इति ऋषभः–ऋषी गतौ, 'ऋषिवृषिभ्यां कित्' इत्यौणादिकः अभच्प्रत्ययः–જે શરીરની અંદર બળ આપવા પ્રવેશે છે, તેથી ઋષભ.

૬. वर्षति–सिञ्चति देहे वीर्यकफादीन् इति वृषभः–वृषु सेचने, अत्रापि पूर्वसूत्रेणौणादिरभच्–શરીરમાં જે વીર્ય, કફ આદિને સીંચે છે, તેથી વૃષભ–ઋષભ.

૭. दधाति–धारयति पोषयति च देहम्–बलादि-वर्धनेन, डुधाञ् धारणपोषणयोः–इति धातोः 'सुसूधाञ्गृधिभ्यः क्रन्' इत्यौणादिः क्रन् प्रत्ययः, घुमास्थेतीत्वं च–શરીરનું બળ વગેરે વધારી જે ધારણ–પોષણ કરે છે, તેથી ધીર–ઋષભ.

૮. व्यस्ति–विशेषेण भवति बलवीर्यादिवर्धनः देह इति विषाणः–विपूर्वकाद् अस भुवि 'चानश्'–(૩–૨–૧૨૯) असोरल्लोपः, 'उपसर्गात्प्रादुर्' इति षत्वम्–જે શરીરમાં બળ, વીર્ય આદિને વધારનાર થાય છે, તેથી વિષાણુ–ઋષભ.

૯. द्राङ्क्ष्यते–काङ्क्ष्यते सर्वैर्मधुरत्वात् इति द्राक्षः, द्राक्षि काङ्क्षायाम्, कर्मणि घञ्–મધુર હોવાથી જેને સર્વ લોકો ઇચ્છે છે, તેથી દ્રાક્ષ–ઋષભ.

### મેદા તથા મહામેદાની ઉત્પત્તિ, નામો, ગુણો

**महामेदाभिधः कन्दो मोरङ्गादौ प्रजायते ।**
**महामेदा खनीमेदा स्यादित्युक्तं मुनीश्वरैः ॥११८**

अन्वयः–महामेदाभिधः कन्दः मोरङ्गादौ जायते; महामेदा खनीमेदा स्यात् इति मुनीश्वरैः उक्तम् (अस्ति) ॥

મહામેદા નામનો કંદ મોરંગ વગેરે સ્થળોમાં થાય છે અને એ મહામેદા ખાણુમાં

જ થનારી મેદા હોય છે, એમ મોટા મુનિઓએ કહ્યું છે. ૧૧૮

शुक्लार्द्रकनिभः कन्दो लताजातः सुपाण्डुरः।
महामेदाभिधो ज्ञेयो मेदालक्षणमुच्यते ॥११९॥
शुक्लकन्दो नखच्छेद्यो मेदोधातुमिव स्रवेत्।
यः स मेदेति विज्ञेयो जिज्ञासातत्परैर्जनैः ॥१२०॥

अन्वय—शुक्लार्द्रकनिभः सुपाण्डुरः लताजातः कन्दः महामेदाभिधः ज्ञेयः, (अथ) मेदालक्षणम् उच्यते ॥ यः शुक्लकन्दः नखच्छेद्यः (सन्) मेदोधातुम् इव स्रवेत्, सः जिज्ञासातत्परैः जनैः मेदा इति विज्ञेयः ॥

પીળા—સૂકા આદુ જેવો બહુ જ પીળો અને વેલામાં જે થાય છે, તે મહામેદા નામનો કંદ જાણવો. હવે મેદાનું લક્ષણ કહીએ છીએ, જે પીળો કંદ નખથી કપાઈ જાય એવો અને મેદધાતુના જેવો રસ સ્રવતો હોય, તેને જિજ્ઞાસામાં તત્પર લોકોએ મેદા જાણવો. ૧૧૯,૧૨૦

शल्यपर्णी मणिच्छिद्रा मेदा मेदोभवाऽध्वरा।
महामेदा वसुच्छिद्रा त्रिदन्ती देवतामणिः ॥१२१॥

अन्वय—(अथ तस्या नामानि—) शल्यपर्णी मणिच्छिद्रा मेदा मेदोभवा अध्वरा, महामेदा वसुच्छिद्रा त्रिदन्ती देवता मणिः ॥

શલ્યપર્ણી,[1] મણિચ્છિદ્રા,[2] મેદા,[3] મેદોભવા[4] અને અધ્વરા[5] એટલાં મેદાના અને મહામેદા,[6] વસુચ્છિદ્રા[7] ત્રિદંતી,[8] દેવતા[9] અને મણિ[10] એટલાં મહામેદાના સંસ્કૃત નામો છે. ૧૨૧

૧ શલ્યપર્ણી—શલ્યસ્ય પર્ણમિવ પર્ણમસ્યાઃ [illegible] ‘પાકકર્ણ૦’ इति ङीष्—જે શરીર વગેરેમાં પેસી જાય છે, તે શલ્ય—બાણ વગેરે, એનું પાંદડું એ શલ્ય જેવું હોય છે, તેથી શલ્યપર્ણી—મેદા.

૨ મણિચ્છિદ્રા—[illegible] ‘[illegible]’—(૪-૧૧૪) [illegible] સા—જેમાં મણિ જેવાં છિદ્રો હોય છે તેથી મણિચ્છિદ્રા—મેદા.

૩ મેદસ્ મસ્તિ અસ્યાઃ—[illegible] મેદોધાતુમિવ સ્રવતિ રસં વા, [illegible]—જેમાં મેદ ધાતુ હોય છે અથવા મેદ ધાતુ જેવા રસને સ્રવે છે, તેથી—મેદા.

૪ [illegible] અસ્યા ઉદ્ભવઃ સા—મેદોભવા—મેદના જેવા રસની જેમાંથી ઉત્પત્તિ હોય છે અથવા જેના સેવનથી મેદની ઉત્પત્તિ થાય છે, તેથી મેદોદ્ભવા—મેદા.

૫ ન ધ્વરતિ—કૌટિલ્યં ન કરોતિ [illegible] ન કૌટિલ્યે—[illegible] શરીરસ્થતત્ત્વાનાં [illegible] ‘[illegible]’—જે કુટિલતા અથવા વૈપરીત્ય કરતી નથી તેમજ શરીરનાં તત્ત્વોને વધારી સ્રોતસ્રૂપ માર્ગને જે વ્યવસ્થિત કરી આપે છે, તેથી અધ્વરા—મેદા.

૬ મહતી ચાસૌ મેદા—મોટી મેદા તે મહામેદા.

૭ વસુ ઇવ છિદ્રં અસ્યા—જેમાં મણિ જેવાં છિદ્ર હોય છે, તેથી વસુચ્છિદ્રા—મહામેદા.

૮ ત્રય દન્તા યસ્યા સા—જેમાં ત્રણ દાંત હોય છે, તેથી ત્રિદન્તી—મહામેદા.

૯ [illegible]—મધુરતા આદિ ગુણોથી જે દેવી સરખી પ્રકારે છે. તેથી દેવતા—મહામેદા.

૧૦ મણ્યતે—[illegible]—જે કીર્તિમાં રત્ન જેવી કહેવાય છે, તેથી મણિ—મહામેદા.

मेदायुग्मं गुरु स्वादु वृष्यं स्तन्यं कफावहम्।
बृंहणं शीतलं पित्तरक्तवातज्वरप्रणुत् ॥१२२॥

अन्वय—(तयोश्च गुणाः)—मेदायुग्मं गुरु स्वादु वृष्यं स्तन्यं कफावहं बृंहणं शीतलं पित्तरक्तवातज्वरप्रणुत् (भवति) ॥

બંને મેદાઓ ભારે, મધુર, મૈથુનનું બળ આપનાર, ધાવણ વધારનાર, કફ કરનાર, શરીરના ધાતુઓને વધારનાર તથા શીતલ છે અને રક્તપિત્ત રોગને તથા વાયુથી થયેલા તાવને મટાડે છે. ૧૨૨

## કાકોલી અને ક્ષીરકાકોલીની ઉત્પત્તિ, નામો તથા ગુણો

जायते क्षीरकाकोली महामेदोद्भवस्थले।
यत्र स्यात्क्षीरकाकोली काकोली तत्र जायते ॥१२३॥

अन्वय—महामेदोद्भवस्थले क्षीरकाकोली जायते यत्र क्षीरकाकोली स्यात् तत्र काकोली जायते ॥

જ્યાં મહામેદા ઉત્પન્ન થાય છે, ત્યાં જ ક્ષીરકાકોલી થાય છે અને જ્યાં ક્ષીરકાકોલી થાય છે ત્યાં કાકોલી થાય છે. ૧૨૩

पीवरीसदृशः कन्दः क्षीरं स्रवति गन्धवान्।
[illegible] ॥१२४॥

અન્વય:—પીવરીસદશઃ ગન્ધવાન્ (યઃ) કન્દઃ ક્ષીરં સ્રવતિ, સઃ ક્ષીરકાકોલી પ્રોક્તઃ, (અથ) કાકોલીલિઙ્ગમ્ ઉચ્યતે ॥

ક્ષીરકાકોલીનો કંદ આસોંદ જેવો હોય છે, ગંધવાળો હોય છે અને તેમાંથી દૂધ ઝર્યા કરે છે. હવે કાકોલીનું લક્ષણ કહીએ છીએ. ૧૨૪

**યથા સ્યાત્ક્ષીરકાકોલી કાકોલ્યપિ તથા ભવેત્ ।**
**એષા કિઞ્ચિદ્ભવેત્કૃષ્ણા ભેદોઽયમુભયોરપિ ॥૧૨૫॥**

અન્વય:—યથા ક્ષીરકાકોલી સ્યાત્ તથા કાકોલી અપિ ભવેત્, એષા કિંચિત્ કૃષ્ણા ભવેત્, અયમ્ ઉભયોઃ અપિ ભેદઃ (કથિતઃ) ॥

જેવી ક્ષીરકાકોલી હોય છે તેવી જ કાકોલી પણ હોય છે, પરંતુ કાકોલી કાંઈક કાળી હોય છે; એટલો તે બેયમાં તફાવત છે. ૧૨૫

**કાકોલી વાયસોલી ચ વીરા કાયસ્થિકા તથા ।**
**સા શુક્લા ક્ષીરકાકોલી વયસ્થા ક્ષીરવલ્લિકા ॥૧૨૬**
**કથિતા ક્ષીરિણી ધીરા ક્ષીરશુક્લા પયસ્વિની ।**
**કાકોલીયુગલં શીતં શુક્લં મધુરં ગુરુ ।**
**બૃંહણં વાતદાહાસ્રપિત્તશોષજ્વરાપહમ્ ॥ ૧૨૭ ॥**

અન્વય:—કાકોલી વાયસોલી ચ વીરા તથા કાયસ્થિકા (એતાનિ નામાનિ); (યા) શુક્લા સા ક્ષીરકાકોલી વયસ્થા ક્ષીરવલ્લિકા ક્ષીરિણી ધારા ક્ષીરશુક્લા પયસ્વિની (ઇતિ નામભિઃ) કથિતા । કાકોલીયુગલં શીતં શુક્લં મધુરં ગુરુ બૃંહણં વાતદાહાસ્રપિત્તશોષજ્વરાપહમ્ (જ્ઞેયમ્) ॥

કાકોલી,[1] વાયસોલી,[2] વીરા[3] અને કાયસ્થિકા[4] એટલાં કાકોલીનાં નામો છે; જે કાકોલી ધોળી હોય તે ક્ષીરકાકોલી,[5] વયસ્થા,[6] ક્ષીરવલ્લિકા,[7] ક્ષીરિણી,[8] ધારા,[9] ક્ષીરશુકલા[10] અને પયસ્વિની[11] કહેવાય છે. બંને કાકોલી ઠંડી છે, વીર્યને વધારનાર છે, મધુર છે, ભારે છે, શરીરની ધાતુઓને વધારે છે અને વાયુ, દાહ, રક્તપિત્ત રોગ, શોષ તથા તાવને મટાડે છે. ૧૨૬,૧૨૭

૧. કાકયતિ—લોલુપતાં કારયતિ જનાનાં માધુર્યાદિ—ગુણૈઃ—કક લૌલ્યે—બાહુલકાદોલચ્ ઉણાદિઃ જાતિત્વાદ્ ઙીષ્—માધુર્ય આદિ ગુણોને લીધે લોકોને જે લલચાવે છે, તેથી—કાકોલી.

૨ વયન્તે—ગચ્છન્તિ આકાશે શીઘ્રમિતિ—વાયસાઃ—વય ગતૌ—' વયશ્ચ ' ઇત્યૌણાદિરસચ્, વાયસાન્ ઓલણ્ડતિ—ઉત્ક્ષિપતિ, ઓલડિ ઉત્ક્ષેપણે—'અન્યેભ્યોઽપિ' (૩,૨,૧૦૧) ઇતિ ડઃ, શકન્ધ્વાદિઃ—કાગડાઓને જે ઊંચે ઉછાળે—દૂર રાખે છે, તેથી વાયસોલી—કાકોલી.

૩. વિશેષેણ ઈર્તે ઈરયતિ વા શારીરધાતુવૃદ્ધયે—વિ–ઈર ગતૌ, ' ઇગુપધે 'તિ કઃ—ટાપ્—શરીરની ધાતુઓને વધારવા જે ખાસ વધારે ગતિ કરે છે, તેથી વીરા—કાકોલી.

૪. કાયઃ તિષ્ઠતિ અનયા વીર્યવર્ધકત્વાત્, સ્થાધાતોઃ ઘઞર્થે કઃ—કાયસ્થા એવ કાયસ્થિકા—વીર્યવર્ધક હોવાને લીધે જેનાથી શરીર ટકાઉ બને છે, તેથી કાયસ્થિકા—કાકોલી.

૫. ક્ષીરેણ યુક્તા કાકોલી—શાકપાર્થિવાદિઃ—ક્ષીર ઝર્યા કરે એવી જે કાકોલી, તે ક્ષીરકાકોલી.

૬. વયસિ સ્થીયતે અનયા, વયઃ તિષ્ઠતિ વા અસ્યાઃ સેવનાત્ જનસ્ય, ઘઞર્થે કઃ—જેના સેવનથી માણસ ઉંમરમાં ટકી રહે છે અથવા જેનાથી ઉંમર ટકી રહે છે, તેથી વયસ્થા—ધોળી કાકોલી.

૭. ક્ષીરસ્ય વલ્લી ઇવ—ઇવાર્થે કન્—દૂધની જાણે વેલ હોય, તેમ દૂધ જેવું ક્ષીર ઝરે છે, તેથી ક્ષીરવલ્લી—ધોળી કાકોલી.

૮. ક્ષીરમ્ અસ્તિ અસ્યાઃ, ' અત ઇનિઠનૌ '—ઇતિ ઇન્—નાન્તત્વાદ્ ઙીપ્—જેમાં દૂધ જેવું ક્ષીર હોય છે, તેથી ક્ષીરિણી—ધોળી કાકોલી.

૯. ધાર્યતે અનયા ક્ષીરં માધુર્યાદિગુણશ્ચેતિ ધારા—જે દૂધ જેવું છીર ધારણ કરે છે તેમ જ મધુરતા આદિ ગુણો ધારણ કરે છે, તેથી ધારા—ક્ષીરકાકોલી.

૧૦. ક્ષીરં શુક્લં યસ્યાઃ, ક્ષીરેણ શુક્લા વા—જેનું ક્ષીર દૂધ જેવું સફેદ હોય છે અથવા દૂધ જેવા ક્ષીરને લીધે જે સફેદ હોય છે, તેથી ક્ષીરશુક્લા—ક્ષીરકાકોલી.

૧૧. પ્રશસ્તં પયઃ અસ્તિ અસ્યાઃ—'અસ્માયામેધા'—ઇતિ પ્રાશસ્ત્યે વિન્—જેનું ક્ષીરરૂપી દૂધ ઉત્તમ હોય છે. તેથી પયસ્વિની—ક્ષીરકાકોલી.

### ઋદ્ધિ તથા વૃદ્ધિની ઉત્પત્તિ, નામો તથા ગુણો

**ઋદ્ધિર્વૃદ્ધિશ્ચ કન્દૌ દ્વૌ ભવતઃ કોશલાચલે ।**
**શ્વેતલોમાન્વિતઃ કન્દો લતાજાતઃ સરન્ધ્રકઃ ॥૧૨૮**
**સ એવ ઋદ્ધિર્વૃદ્ધિશ્ચ ભેદમપ્યેતયોર્બ્રુવે ।**
**તૂલગ્રન્થિસમા ઋદ્ધિર્વામાવર્તફલા ચ સા ॥૧૨૯**
**વૃદ્ધિસ્તુ દક્ષિણાવર્તફલા પ્રોક્તા મહર્ષિભિઃ ।**
**ઋદ્ધિયુગ્મં સિદ્ધિલક્ષ્મ્યૌ વૃદ્ધેરપ્યાહ્વયે ક્ષમે ॥૧૩૦**

અન્વય:—ઋદ્ધિઃ ચ વૃદ્ધિઃ દ્વૌ કન્દૌ કોશલાચલે ભવતઃ, (યઃ) લતાજાતઃ સરન્ધ્રકઃ કન્દઃ શ્વેતલોમાન્વિતઃ સઃ એવ ઋદ્ધિઃ ચ વૃદ્ધિઃ (કથ્યતે); એતયોઃ

(इति नामानि। अन्यत् क्लीतनकं तोये (भवति), तत्तु मधुलिका भवेत्॥ (गुणाश्च-) यष्टी हिमा गुरुः स्वाद्वी चक्षुष्या बलवर्णकृत् सुस्निग्धा शुक्रला केश्या स्वर्या पित्तानिलास्रजित् व्रणशोथविषच्छर्दितृष्णाग्लानिक्षयापहा (भवति)

યષ્ટી,[1] મધુ,[2] યષ્ટીમધુક[3] અને કલીતક[4] એટલાં જેઠીમધનાં સંસ્કૃત નામો છે. પાણીમાં પણ એક જાતનું જેઠીમધ થાય છે, તે મધૂલિકા[5] કહેવાય છે. જેઠીમધ× ઠંડું છે, ભારે છે, મધુર છે, નેત્રને હિતકારી છે, બળ તથા વર્ણ માટે ઉત્તમ છે, સ્નિગ્ધ છે, વીર્યને વધારનાર છે, કેશને તથા સ્વરને હિતકારી છે અને પિત્ત, વાયુ, લોહીના બગાડ, વ્રણ, સોજો, ઝેર, ઊલટી, તરશ, ગ્લાનિ તથા ક્ષયને મટાડે છે. ૧૩૬

૧. યક્ષન્તે-પૂજ્યન્તે વૈદ્યા યાં ગુણૈઃ-યક્ષ પૂજાયામ્, ક્તિચ્ (૩.૩,૧૭૪) યદ્વા યજન્તિ-પૂજયન્તિ યાં ભિષજો માધુર્યાદિગુણહેતુના. યજેર્બાહુલકાત્ તિઃ, ઉભયોઃ 'કૃદિકારાદક્તિનઃ' ઇતિ વા ઙીપ્-જેને વૈદ્યો માધુર્ય આદિ ગુણોરૂપ કારણથી પૂજે છે-વખાણે છે, તેથી યષ્ટી-જેઠીમધ.

૨. મન્યતે-જ્ઞાયતે ગુણવિશેષેણ, મન જ્ઞાને-'ફલિપાટિ૦' ઇત્યુણાદિઃ ઉઃ, ધશ્ચ-વિશેષ ગુણોથી જે જણાય-ઓળખાય છે, તેથી મધુ-જેઠીમધ.

૩. યષ્ટી મધુ ઇવ અસ્યાઃ, કપ્ (૫-૪-૧૫૪) જેની લાકડી મધ જેવી મીઠી હોય છે, તે યષ્ટીમધુક-જેઠીમધ.

૪. ક્લીબ્યતે ઇતિ ક્લીવમ્, ક્લીવૃ અધાર્ષ્ટ્યે, ભાવે ક્તઃ, આગમશાસ્ત્રમનિત્યમ્-ઇતિ ઇડભાવઃ, ક્લીતમ્ અધાર્ષ્ટ્યં કલતિ-ક્ષિપતિ વૃષ્યત્વાત્, કલ ક્ષેપે-'અન્યેભ્યોઽપિ દૃશ્યતે' ઇતિ ડઃ, યદ્વા સંપદાદિત્વાત્ ક્વિપ્-બાહુલકાદ્ વલોપઃ, ક્લીં-ક્લીવત્વં તકતિ-હસતિ વૃષ્યત્વાદેવ, તક હસને-મૂલવિભુજાદિત્વાત્ કઃ-જે વૃષ્ય એટલે વીર્યવર્ધક હોવાથી નપુંસકતાને દૂર કરે છે, તેથી કલીતક-જેઠીમધ.

૫. મધુ લાતિ-ગૃહ્ણાતિ, દદાતિ વા-'આતોઽનુપસર્ગે' ઇતિ કઃ-અન્યેષામપિ-૬.૩,૧૩૭ ઇતિ દીર્ઘઃ-જે મીઠાશ સ્વીકારે છે અથવા આપે છે. તેથી મધૂલિકા-પાણીમાં થતું એક જાતનું જેઠીમધ.

× સુશ્રુતસંહિતામાં જેઠીમધને કફહર, મેદહર, દીપક, અને ગુલ્માદિ રોગહર ગણેલ છે. ચરકસંહિતામાં તેને કાંતિકર, (કાંતિ સુધારનાર) કંઠહિતકર (રાગ સુધારનાર) દાહપ્રશમન (દાહની શાંતિ કરનાર) રક્તશુદ્ધિકર (લોહી સુધારનાર) તથા કંડૂઘ્ન (ચામડી ઉપર પિત્તની ફોલ્લીઓ થઈ ખરજ આવે છે તેને શમાવનાર) ગણેલ છે; વળી તેને ચીકણું, ઠંડું અને ઉધરસના રોગમાં ઉપયોગી કહેલ છે.

## કંપિલાનાં નામો તથા ગુણો

काम्पिल्लः कर्कशश्चन्द्रो रक्ताङ्गो रोचनोऽपि च।
काम्पिल्लः कफपित्तास्रकृमिगुल्मोदरव्रणान्।
हन्ति रेची कटूष्णश्च मेहानाहविषाश्मनुत्॥१३७॥

અન્વયઃ-काम्पिल्लः कर्कशः चन्द्रः रक्ताङ्गः अपि च रोचनः (इति नामानि, गुणाश्च-) काम्पिल्लः कफपित्तास्रकृमिगुल्मोदरव्रणान् हन्ति, रेची च कटूष्णः (सन्) मेहानाहविषाश्मनुत् (अस्ति)॥

કાંપિલ્લ,[1] કર્કશ,[2] ચંદ્ર,[3] રક્તાંગ[4] અને રોચન[5] એટલાં કંપિલાનાં સંસ્કૃત નામો છે. કંપિલો રેચક છે, કડવો છે, ગરમ છે અને કફ, પિત્ત, લોહીનો બગાડ, કૃમિ, ગોળો, પેટના રોગ, વ્રણ, પ્રમેહ, આફરો, ઝેર તથા પથરીને મટાડે છે. ૧૩૭

૧. કમ્પિલ્લાયા અદૂરભવઃ, યદ્વા કમ્પતે જનો યસ્ય સેવને કટુત્વાત્-કપિ કિંચિચ્ચલને, બાહુલકાદિલ્લઃ, કમ્પિલ્લઃ એવ કામ્પિલ્લઃ-પ્રજ્ઞાદ્યણ્-કમ્પિલ્લા નગરી કે નદીની નજીકમાં થાય છે અથવા જેનું સેવન કરતી વખતે કડવાશને લીધે માણસ લગાર કંપી જાય છે, તેથી કામ્પિલ્લ-કપિલો.

૨. કૃણાતિ-હિનસ્તિ કફપિત્તરુધિરવિકારાદીન્-ઇતિ કર્-'અન્યેભ્યોઽપિ દૃશ્યતે' ઇતિ વિચ્, કષ્ટે-ગચ્છતિ શાસ્તિ વા કટૂષ્ણતાં રેચકત્વં ચેતિ કશઃ-પચાદ્યચ્, કર્ ચાસૌ કશશ્ચ-કર્કશઃ-જે કફ, પિત્ત તથા લોહીવિકાર આદિનો નાશ કરે છે અને કડવાશ, ગરમપણું તથા રેચકપણું સૂચવે છે, તેથી કર્કશ-કપિલો.

૩. ચન્દતિ-આહ્લાદયતિ રોગિણાં ચિત્તં-ચદિ આહ્લાદને-'સ્ફાયિતઞ્ચિ૦' ઇત્યૌણાદી રક્-જે રોગીના રોગ મટાડી તેના ચિત્તને આનંદી કરે છે, તેથી ચંદ્ર-કપિલો.

૪. રક્તમ્ અઙ્ગં યસ્ય સઃ-જેનો રંગ લાલ હોય છે, તેથી રક્તાંગ-કપિલો.

૫. રોચતે-પ્રકાશતે ગુણૈઃ-'કૃત્યલ્યુટો બહુલમિ'તિ લ્યુટ્-જે ગુણોથી વધુ પ્રકાશે છે, તેથી રોચન-કપિલો.

## ગરમાળાનાં નામો તથા ગુણો

आरग्वधो राजवृक्षः शम्याकश्चतुरङ्गुलः।
आरेवतो व्याधिघातः कृतमालः सुवर्णकः॥१३८

### કડુનાં નામો તથા ગુણો

कट्वी तु कटुका तिक्ता कृष्णभेदा कटुम्भरा ।
अशोका मत्स्यशकला चक्राङ्गी शकुलादनी ॥१४१
मत्स्यपित्ता काण्डरुहा रोहिणी कटुरोहिणी ।
कट्वी तु कटुका पाके तिक्ता रूक्षा हिमा लघुः ॥
भेदिनी दीपनी हृद्या कफपित्तज्वरापहा ।
प्रमेहश्वासकासास्रदाहकुष्ठकृमिप्रणुत् ॥१४३॥

अन्वयः–कट्वी तु कटुका तिक्ता कृष्णभेदा कटुम्भरा अशोका मत्स्यशकला चक्राङ्गी शकुलादनी मत्स्यपित्ता काण्डरुहा रोहिणी कटुरोहिणी (इति नामभिः कथ्यते, गुणाश्च–) कट्वी तु कटुका (सत्यपि) पाके तिक्ता रूक्षा हिमा लघुः भेदिनी दीपनी हृद्या कफपित्तज्वरापहा प्रमेहश्वासकासास्रदाहकुष्ठकृमिप्रणुत् (अस्ति) ॥

કટ્વી,[1] કટુકા,[2] તિક્તા,[3] કૃષ્ણભેદા,[4] કટુંભરા,[5] અશોકા,[6] મત્સ્યશકલા,[7] ચક્રાંગી,[8] શકુલાદની,[9] મત્સ્યપિત્તા,[10] કાંડરુહા,[11] રોહિણી[12] અને કટુરોહિણી,[13] એટલાં કડુનાં સંસ્કૃત નામો છે. કડુ કડવા રસવાળું છે, પાકમાં તીખું છે, રૂક્ષ છે, ઠંડું છે, હલકું છે, દસ્ત ઉતારનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે, હૃદયને હિતકારી છે અને કફ, પિત્ત, જ્વર, પ્રમેહ, શ્વાસ, ઉધરસ, લોહીના રોગ, દાહ, કોઢ તથા કૃમિઓને મટાડે છે.

૧. कटति–आवृणोति रोगम्–तीक्ष्णतया मुखं वा 'शस्वृस्निहि०' इत्यत्र चकाराद् उः–औणादिः, 'वोतो गुणवचनात्' इति वा ङीप्–જે રોગને ઢાંકી દે–દાબી દે અથવા તીક્ષ્ણતાથી મોઢાને વ્યાપ્ત કરે છે, તેથી કટ્વી–કડુ.

૨. कटुः एव कटुका–स्वार्थे कः–કટુકા–કડુ.

૩. तेजयते स्म–तीक्ष्णीकुरुते स्म वह्निम्–तिज निशाने–'गत्यर्थाकर्मके'ति कर्तरि क्तः, टाप्–જે જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે, તેથી તિક્તા–કડુ.

૪. कृष्णं–कृष्णवर्णं मलं भिनत्ति, कर्मण्यण्, यद्वा कृष्णः (वर्णेन) भेदश्छेदः यस्याः सा–જે કાળા રંગના (ખૂબ જૂના) મળને ભેદે–ઉખાડી કાઢે અથવા જેના ટુકડા રંગે કાળા હોય છે, તેથી કૃષ્ણભેદા–કડુ.

૫. कटुं रसं बिभर्ति–धारयति पाके 'संज्ञायां भृतृ०' इति खच्, 'अरुर्द्विषत्०' इति मुम्–જે પાકમાં તીખા રસને ધારણ કરે છે, તેથી કટુંભરા–કડુ.

૬. न विद्यते रोगसंबन्धी शोकः यस्याः सेवनात्–જેનું સેવન કરવાથી રોગ નિમિત્તે શોક કરવો રહેતો નથી, તેથી અશોકા–કડુ.

૭. मत्स्यस्य शकलमिव–तद्वत् स्वादुत्वात्–માછલાંનો જાણે ટુકડો હોય તેવા સ્વાદવાળું હોય છે, તેથી મત્સ્યશકલા–કડુ.

૮. चक्रं–चक्राकारमिव अङ्गं यस्याः–गौरादित्वाद् ङीप्–જેનો દેખાવ ચક્રાકાર હોય છે, તેથી ચક્રાંગી–કડુ.

૯. शकुलैः–मत्स्यभेदैः अद्यते–अत्तेः कर्मणि ल्युट्–શકુલ નામનાં માછલાં જેને ખાય છે, તેથી શકુલાદની–કડુ.

૧૦. मत्स्यानां पित्तम् इव–तद्वत् स्वादुत्वात्–માછલાનું જાણે પિત્ત હોય એવા સ્વાદવાળું હોય છે, તેથી મત્સ્યપિત્તા–કડુ.

૧૧. काण्डेन रोहति–इगुपधेति कः–ડાળખી વાવવાથી અથવા ડાળખીરૂપે જે ઊગે છે, તેથી કાંડરુહા–કડુ.

૧૨. अवश्यं रोहति तिक्ततया 'आवश्यकाध०' इति णिनिः 'ऋन्नेभ्यो ङीप्'–અવશ્ય કડવાશ સાથે જ ઊગે છે, તેથી રોહિણી–કડુ.

૧૩. कटुश्चासौ रोहिणी–कटुरोहिणी–અવશ્ય કડવું હોઈને જે ઊગે છે, તેથી કટુરોહિણી–કડુ.

### કરિયાતાનાં નામો તથા ગુણો

किराततिक्तः कैरातः कटुतिक्तः किरातकः ।
काण्डतिक्तोऽनार्यतिक्तो भूनिम्बो रामसेनकः॥१४४
किरातकोऽन्यो नैपालः सोऽर्धतिक्तो ज्वरान्तकः ।
किरातः सारको रूक्षः शीतलस्तिक्तको लघुः॥१४५
सन्निपातज्वरश्वासकफपित्तास्रदाहनुत् ।
कासशोथतृषाकुष्ठज्वरव्रणकृमिप्रणुत् ॥ १४६ ॥

अन्वयः–किराततिक्तः, कैरातः कटुतिक्तः किरातकः काण्डतिक्तः अनार्यतिक्तः भूनिम्बः रामसेनकः (इति नामानि) ॥ (यः) अन्यः नैपालः किरातकः (भवति), सः अर्धतिक्तः ज्वरान्तकः; (अथ च गुणाः–) किरातः सारकः रूक्षः शीतलः तिक्तकः लघुः (सन्) सन्निपातज्वरश्वासकफपित्तास्रदाहनुत् (तथा च) कासशोथतृषाकुष्ठज्वरव्रणकृमिप्रणुत् (अस्ति) ॥

કિરાતતિક્ત,[1] કૈરાત,[2] કટુતિક્ત[3] કિરાતક,[4] કાંડતિક્ત,[5] અનાર્યતિક્ત,[6] ભૂનિંબ[7] અને રામસેનક[8] એટલાં કરિયાતાનાં સંસ્કૃત નામો છે. બીજું નેપાલી કરિયાતું થાય છે; તે અર્ધું કડવું હોય છે અને જ્વરને મટાડે છે. કરિયાતું દસ્તને ગતિ આપનાર છે, રૂક્ષ છે, ઠંડું છે; કડવું છે, હલકું છે અને સન્નિપાત-

## ઇંદ્રયવના ગુણો

इन्द्रयवं त्रिदोषघ्नं संग्राहि कटु शीतलम् ।
ज्वरातिसाररक्तार्शोवमिवीसर्पकुष्ठनुत् ।
दीपनं गुदकीलास्रवातास्रश्लेष्मशूलजित् ॥ १४९॥

अन्वयः—इन्द्रयवं त्रिदोषघ्नं संग्राहि कटु शीतलं (सत्) ज्वरातिसाररक्तार्शोवमिवीसर्पकुष्ठनुत् दीपनं गुदकीलास्रवातास्रश्लेष्मशूलजित् (अस्ति) ॥

ઇંદ્રયવ ત્રણે દોષને મટાડનાર છે, દસ્તને રોકનાર છે, તીખા છે, શીતલ છે અને જ્વર, ઝાડા, લોહીનો બગાડ, અરશ, ઊલટી, રતવા તથા કોઢને મટાડનાર છે; અગ્નિને દીપ્ત કરનાર છે, તેમ જ ગુદાના રોગને, લોહીવાને, લોહીવાળા કફને તથા શૂળને પણ મટાડે છે. ૧૪૯

## મીંઢળનાં નામો

मदनश्छर्दनः पिण्डीनटः पिण्डीतकस्तथा ।
करहाटो मरुवकः शल्यको विषपुष्पकः ॥ १५० ॥

अन्वयः—मदनः छर्दनः पिण्डीनटः पिण्डीतकः तथा करहाटः मरुवकः शल्यकः विषपुष्पकः (इति नामानि) ॥

મદન,[1] છર્દન,[2] પિંડીનટ,[3] પિંડીતક,[4] કરહાટ,[5] મરુબક,[6] શલ્યક[7] અને વિષપુષ્પક[8] એટલાં મીંઢળનાં સંસ્કૃત નામો છે. ૧૫૦

૧. मदं करोति—मदयति—हर्षयति वा ग्लपयति—नन्द्यादेर्ल्युः—જે કેફ લાવે, રોમાંચિત કરે અથવા બેભાન બનાવે છે. તેથી મદન—મીંઢળ.

૨. छर्दयति—वमनं कारयति—छर्द वमने—ल्युः—જે ઊલટી કરાવે છે, તેથી છર્દન—મીંઢળ.

૩. पिण्डीं नटयति—नर्तयति—कर्मण्यण्—घटादिः—પિંડાકૃતિને નચવે—ધારણ કરે છે, તેથી પિંડીનટ—મીંઢળ.

૪ पिण्डीं तनोति विस्तारयति, तनु विस्तारे 'अन्येभ्योऽपि,' इति डः—પિંડાકૃતિને વિસ્તારે—ધરે છે, તેથી પિંડીતક—મીંઢળ.

૫. करं वरकन्ययोः हाटयति—दीपयति लग्नवेलायाम्—हट दीप्तौ—णिजन्तात् कर्मण्यण्—લગ્ન વખતે વરકન્યાના હાથને દીપાવે છે—શોભાવે છે. તેથી કરહાટ—મીંઢળ.

૬. मरुं—निर्जलप्रदेशं वाति—गच्छति गन्धयति वा—निर्जले जायमानत्वात्, वा गतिगन्धनयोः क्वुन्—उणादिः, वबयोरैक्यम्- નિર્જળ પ્રદેશમાં જે ઉત્પન્ન થાય છે, તેથી તે પ્રદેશમાં પ્રાપ્ત થાય અથવા ત્યાં પોતાની ગંધ ફેલાવે છે, તેથી મરુબક—મીંઢળ.

૭. शलति—गच्छति शरीरस्थकुष्ठादिरोगनाशार्थं गुणैः तन्मूलप्रदेशान्, शल गतौ—अघ्न्यादित्वात् यक्—उणादिः, ततश्च स्वार्थे कः—શરીરમાં થયેલા કોઢ વગેરેને મટાડવા પોતાના ગુણો દ્વારા તે તે રોગોના મૂળ પ્રદેશોમાં પહોંચી જાય છે, તેથી શલ્યક—મીંઢળ.

૮. विषरूपाणि पुष्पाणि यस्य सः. अथवा विषस्य पुष्पम् इव—इवार्थे कन्—જેનાં ફૂલ ઝેરી હોય છે અથવા પોતે જ ઝેરનું જાણે ફૂલ હોય તેવું હોય છે, તેથી વિષપુષ્પક—મીંઢળ.

## મીંઢળના ગુણો

मदनो मधुरस्तिक्तो वीर्योष्णो लेखनो लघुः ।
वान्तिकृद्विद्रधिहरः प्रतिश्यायव्रणान्तकः ।
रूक्षः कुष्ठकफानाहशोथगुल्मव्रणापहः ॥ १५१ ॥

अन्वयः—(अथ च गुणाः—) मदनः मधुरः तिक्तः वीर्योष्णः लेखनः लघुः वान्तिकृत् विद्रधिहरः प्रतिश्यायव्रणान्तकः रूक्षः कुष्ठकफानाहशोथगुल्मव्रणापहः (अस्ति)॥

મીંઢળ મધુર છે, કડવું છે, ઉષ્ણવીર્ય છે, મળોને ખોતરનાર છે, હલકું છે, ઊલટી કરાવનાર છે, વિદ્રધિ નામના અંદરના ગૂમડાને મટાડનાર છે, રૂક્ષ છે અને સળેખમ, વ્રણ, કોઢ, કફ, આફરો, સોજા અને ગોળો મટાડનાર છે. ૧૫૧

## રાસ્નાનાં નામો

रास्ना युक्तरसा रस्या सुवहा रसना रसा ।
एलापर्णी च सुरसा सुगन्धा श्रेयसी तथा ॥१५२

अन्वयः—रास्ना युक्तरसा रस्या सुवहा रसना रसा एलापर्णी च सुरसा सुगन्धा तथा श्रेयसी (इति नामानि)॥

રાસ્ના,[1] યુક્તરસા,[2] રસ્યા,[3] સુવહા,[4] રસના,[5] રસા,[6] એલાપર્ણી,[7] સુરસા,[8] સુગંધા,[9] અને શ્રેયસી[10] એટલાં રાસ્નાનાં સંસ્કૃત નામો છે. ૧૫૨

૧. रास्यते—शब्द्यते 'कफवातजित्' इत्यादिगुणयुक्ता, रास्र शब्दे, यद्वा रस्यते—आस्वाद्यते शोथादिरोगिभिः—रस आस्वादने—' रास्नासास्ना॰ ' इत्युणादिः साधुः—જેને કફ તથા વાયુનો નાશ કરનાર ઇત્યાદિ ગુણોવાળી કહેલ છે, અથવા સોજો વગેરે રોગ જેઓને થયા હોય તેવા રોગીઓ જેનો સ્વાદ લે છે, તેથી રાસ્ના.

૨. युक्तः रसः यस्याः सा—જેનો રસ યોગ્ય છે, તેથી યુક્તરસા—રાસ્ના.

૩. रसे साधुः रस्या—' तत्र साधुः ' इति यत्—રસ માટે સારી અથવા રસથી યુક્ત હોય છે, તેથી રસ્યા—રાસ્ના.

૪. सुष्ठु वहति रसं. प्रापयति वा [illegible]

લિકા અમ્બિકા મયૂરવિદલા કેશી સહસ્રા બાલમૂલિકા (इति नामानि) ॥

**માચિકા,[૧] પ્રસ્થિકા,[૨] અંબષ્ઠા,[૩] બાલિકા,[૪] અંબિકા,[૫] મયૂરવિદલા,[૬] કેશી,[૭] સહસ્રા[૮] અને બાલમૂલિકા[૯] એટલાં નાની પીલુડીનાં સંસ્કૃત નામો છે.**

૧. मा अञ्चति–गच्छति–अम्लरसं त्यक्त्वा, मापूर्वकात् अञ्चु गतिपूजनयोः, कः, कन्, टाप्-ह्रस्वश्च–જે ખાટા રસને કદી છોડતી નથી, તેથી માચિકા–નાની પીલુડી.

૨. प्रस्थीयते अत्र–प्रपूर्वकात् ष्ठा गतिनिवृत्तौ–इत्यस्मात्–आधारे–घनर्थे कविधानम्, प्रस्थः–प्रस्थाकारः अस्ति–अस्याः–'अत इनिठनौ' इति ठन्, ठस्येकः, टाप्–જેનો આકાર પર્વતની ઉપરના શિખરપ્રદેશના જેવો હોય છે, તેથી પ્રસ્થિકા–નાની પીલુડી.

૩. अम्ब्यते स्नेहेन गम्यते प्राप्यते या जनैः, अबि गतौ–कर्मणि घञ्–अम्बा माता इव तिष्ठति या रक्षकतया पक्वातीसारादिरोगिणाम्–'सुपि स्थः' इति कः, अम्बाम्बेति षत्वम्–ङ्यापोरिति ह्रस्वश्च–જે પકવ અતીસાર આદિ રોગવાળાનું રક્ષણ કરતી હોઈને તેઓની જાણે માતા ઊભી હોય, તેવી છે, તેથી અંબષ્ઠા–નાની પીલુડી.

૪. अम्बा इति शब्दं लाति–गृह्णाति–धत्ते मातृवत् शीतलगुणवत्त्वात्–'आतोऽनुपसर्गे कः,' ततश्च अम्बाला एव अम्बालिका इति स्वार्थे के, अत इत्वं ह्रस्वश्च–જે માતા જેવી શીતલ ગુણવાળી હોવાથી માતાના પર્યાયરૂપ અંબા નામને ધારણ કરે છે, તેથી અંબાલિકા–નાની પીલુડી.

૫. अम्बा एव अम्बिका-स्वार्थे कः, यद्वा अम्बा इति शब्दं कायति–शब्दयति अम्बासदृशगुणवत्त्वात् 'आतोऽनुपसर्गे कः'–જે માતારૂપ જ છે અથવા માતા જેવા ગુણવાળી હોવાથી અંબા શબ્દને કહેવડાવે છે, તેથી અંબિકા–નાની પીલુડી.

૬. मीनाति-हिनस्ति पक्वातिसारादिरोगान् इति मयूरी–'मीनातेरूरन्' जातित्वाद् ङीष्, विशिष्टानि दलानि यस्याः सा विदला, मयूरी चासौ विदला चेति मयूरविदला, यद्वा मिनोति–हिनस्ति सर्पान् इति मयूरः, मयूरेण विदल्यते–विशीर्यते, अथवा मयूर इव विशिष्टं दलं यस्याः सा–જે પકવાતિસાર આદિ રોગોનો નાશ કરે છે અને જેનાં પાંદડાં ઘણાં જ ઉત્તમ જુદી જાતનાં હોય છે અથવા સર્પભક્ષક મોર પક્ષીઓ જેને વિખેરી તોડી નાખે છે અથવા મોર પક્ષી જેવાં જેનાં પાંદડાં ઘણી જુદી જાતનાં હોય છે, તેથી મયૂરવિદલા–નાની પીલુડી.

૭. क्लिश्नाति–विबाधते–कफपित्तकण्ठादिरोगान्–क्लिश् विबाधायाम्, 'क्लिशेरन् लो लोपश्च' इत्यौणादिरन् प्रत्ययः, जातित्वाच्च ङीष्– જે કફ, પિત્ત તથા ગળાના રોગોને દૂર કરે છે, તેથી કેશી–નાની પીલુડી.

૮. समानगुणमन्यं हसति–हसे हसने–रः प्रत्ययः–टाप् च–સમાન ગુણવાળાં બીજાં વૃક્ષોને જે હસે છે, તે સહસ્રા અથવા सहस्रं गुणाः सन्ति प्रायः अस्याम्–अर्शआद्यच्–જેમાં લગભગ હજાર ગુણો છે, તેથી સહસ્રા.

૯. बालं मूलं यस्याः सा–જેનું મૂળિયું નાનું અથવા ટૂંકું હોય છે, તેથી બાલમૂલિકા–નાની પીલુડી.

**નામો છે. ૧૫૬**

टीका–पश्चिमदेशे 'मोइआ' इति लोके प्रसिद्धो वृक्षविशेषः–પશ્ચિમ તરફ મોઈઆ (પીલુડી) નામે લોકમાં પ્રસિદ્ધ છે. ૧૫૬

## નાની પીલુડીના ગુણો

**माचिकाम्ला रसे पाके कषाया शीतला लघुः ।**
**पक्वातीसारपित्तास्रकफकण्ठामयापहा ॥ १५७ ॥**

अन्वयः–(गुणाश्च–) माचिका रसे अम्ला पाके कषाया शीतला लघुः (सती) पक्वातीसारपित्तास्रकफकण्ठामयापहा (अस्ति) ॥

**એ પીલુડી રસમાં ખાટી છે, પાકમાં તૂરી છે, ઠંડી છે, હલકી છે અને પાકો અતિસાર, પિત્ત, રુધિરનાં દરદ, કફ તથા કંઠના રોગને મટાડે છે. ૧૫૭**

## તેજબલનાં નામો તથા ગુણો

**तेजस्विनी तेजवती तेजोह्वा तेजनी तथा ।**
**तेजस्विनी कफश्वासकासास्यामयवातहृत् ।**
**पाचन्युष्णा कटुस्तिक्ता रुचिवह्निप्रदीपिनी ॥१५८**

अन्वयः–तेजस्विनी तेजवती तेजोह्वा तथा तेजनी (इति नामानि–गुणाश्च–) तेजस्विनी पाचनी उष्णा कटुः तिक्ता रुचिवह्निप्रदीपिनी (सती) कफश्वासकासास्यामयवातहृत् (अस्ति)

**તેજસ્વિની,[૧] તેજવતી,[૨] તેજોહ્વા[૩] અને તેજની[૪] એટલાં તેજબલનાં સંસ્કૃત નામો છે. તેજબલ પાચન છે, ગરમ છે, કડવી છે, તીખી છે, રુચિ ઉપજાવનાર છે, અગ્નિને પ્રદીપ્ત કરનાર છે અને કફ, શ્વાસ, ઉધરસ, મોઢાનાં દરદ તથા વાયુને મટાડે છે. ૧૫૮**

૧. प्रशस्तं तेजः अस्ति अस्याः–જેનું તેજ ઉત્તમ

કુષ્ઠરોગાહ્વય,[૧] વાપ્ય,[૨] પારિભાવ્ય,[૩] ઉત્પલ[૪] અને કુષ્ઠ[૫] એટલાં કઠનાં સંસ્કૃત નામો છે. (જે કોઢરોગનાં નામો છે, તે કઠનાં પણ નામ છે.) કઠ ગરમ છે, તીખું છે, મધુર છે, વીર્યને વધારનાર છે, કડવું છે, હલકું છે અને વાયુ, લોહીનાં દરદ, રતવા, ઉધરસ, કોઢ તથા કફને મટાડે છે. ૧૬૧

૧. કુષ્ઠનામા રોગઃ કુષ્ઠરોગઃ. આહ્વયન્તીત્યાહ્વાઃ-'આતશ્ચોપસર્ગે' ઇતિ કે પ્રાપ્તે 'પ્રસારણિભ્યો ડો વક્તવ્યઃ' 'ઇતિ ડઃ,' આહ્વાભિર્યાયત-પ્રાપ્યતે, યા પ્રાપણે, 'ઘઞર્થે કઃ' 'અન્યત્રાપિ' ઇતિ ટો વા, યદ્વા આહ્વાનમ્ આહ્વઃ, સંપદાદિઃ-ક્વિપ્-ઈયતે ઇતિ અયઃ 'એરચ્', આહ્વાઃ અયઃ-આહ્વયઃ-કુષ્ઠરોગ આહ્વયો યસ્ય સ.-કોઢનો રોગ-કુષ્ઠ જેનું નામ છે, તેથી કુષ્ઠરોગાહ્વય-કઠ.

૨. વાપ્યાં ભવઃ, 'ભવાર્થે યત્' યદ્વા ઉપ્યતે ઇતિ વાપ્યઃ-'ઋહલોર્ણ્યત્'-જે વાવમાં થાય છે અથવા વવાય છે, તેથી વાપ્ય-કઠ.

૩. પરિભૂયતે-તિરસ્ક્રિયતે ઇતિ પરિભાવઃ-'પરૌ ભુવઃ' ઇતિ ઘઞ્, રોગાણાં પરિભાવાય-પ્રશમનાય સાધુ ઇતિ પારિભાવ્યમ્-'તત્ર સાધૌ' ઇતિ યત્ રોગોનો તિરસ્કાર અથવા પ્રશમન કરવાને જે હિતકારી છે, તેથી પારિભાવ્ય-કઠ.

૪. ઉત્-ઉત્કૃષ્ટતયા પલતિ-ગચ્છતિ-ઉષ્ણતાં કટુતાં ચેતિ ઉત્પલમ્-અતિશય ગરમ તથા તીખાશનો ગુણ પ્રાપ્ત કરે છે, તેથી ઉત્પલ-કઠ.

૫. કુષ્ણાતિ-નિષ્કર્ષતિ-દૂરીકરોતિ વાતાદિરોગાન્-કુષ નિષ્કર્ષે-'હનિકુષિ-' ઇતિ ઉણા૦ ક્થન્-જે વાયુ વગેરેના રોગોને દૂર કરે છે, તેથી કુષ્ઠ-કઠ.

## પુષ્કરમૂળનાં નામો

**ઉક્તં પુષ્કરમૂલં તુ પૌષ્કરં પુષ્કરં ચ તત્ ।**
**પદ્મપત્રં ચ કાશ્મીરં કુષ્ઠભેદમિમં જગુઃ ॥ ૧૬૨ ॥**

અન્વયઃ-પુષ્કરમૂલં તુ પૌષ્કરં પુષ્કરં તત્ ચ પદ્મપત્રં ચ કાશ્મીરમ્ ઉક્તમ્, ઇમં કુષ્ઠભેદં જગુઃ ॥

પુષ્કરમૂળ,[૧] પૌષ્કર[૨] પુષ્કર,[૩] પદ્મપત્ર,[૪] અને કાશ્મીર[૫] એટલાં પુષ્કરમૂળ*નાં સંસ્કૃત નામો છે. ૧૬૨

૧. પુષ્ણાતિ કટુતાં તિક્તતાં ચ-'પુષ પુષ્ટૌ-'પુષઃ કિત્' ઇત્યૌણાદિઃ કરન્ પ્રત્યયઃ-પુષ્કરઃ, તસ્ય મૂલં-જે કડવાશ અને તીખાશને ધારણ કરે છે, તેથી યદ્વા પુષ્કરસ્ય-કમલસ્ય આકારં મૂલમ્ અસ્તિ અસ્ય-અથવા જેનું મૂળિયું કમળ જેવા આકારનું હોય છે; તેથી પુષ્કરમૂળ.

૨. પુષ્કરસ્યાકારઃ અસ્તિ અસ્ય મૂલે-જેનાં મૂળિયાંનો આકાર કમળ જેવો હોય છે, તેથી પૌષ્કર-પુષ્કરમૂળ.

૩. નંબર પહેલો જુઓ.

૪. પદ્મસ્ય ઇવ પત્રં યસ્ય તત્-જેનું પાન કમળ જેવું હોય છે, તેથી પદ્મપત્ર-પુષ્કરમૂળ.

૫. કશ્મીરેષુ ભવં કાશ્મીરમ્-કશ્મીર દેશમાં જે થાય છે, તેથી કાશ્મીર-પુષ્કરમૂળ.

## પુષ્કરમૂળના ગુણો

**પૌષ્કરં કટુકં તિક્તમુષ્ણં વાતકફજ્વરાન્ ।**
**હન્તિ શોથારુચિશ્વાસાન્વિશેષાત્પાર્શ્વશૂલનુત્ ૧૬૩.**

અન્વયઃ-પૌષ્કરં કટુકં તિક્તમ્ ઉષ્ણમ્; (તત્) વાતકફજ્વરાન્ (તથા) શોથારુચિશ્વાસાન્ હન્તિ, પાર્શ્વશૂલનુત્ વિશેષાત્ (અસ્તિ) ॥

પુષ્કરમૂળ તીખું છે, કડવું છે અને વાયુ તથા કફથી થયેલા તાવ, સોજો, અરુચિ તથા શ્વાસને મટાડે છે; તેમ જ પડખાંના શૂળને વિશેષે કરી મટાડે છે. ૧૬૩

## દારુડીનાં નામો

**કટુપર્ણી હૈમવતી હેમક્ષીરી હિમાવતી ।**
**હેમાહ્વા પીતદુગ્ધા ચ તન્મૂલં ચોકમુચ્યતે ॥ ૧૬૪.**

અન્વયઃ-કટુપર્ણી હૈમવતી હેમક્ષીરી હિમાવતી હેમાહ્વા પીતદુગ્ધા (ઇતિ નામાનિ), તન્મૂલં ચ ચોકમ્ ઉચ્યતે ॥

કટુપર્ણી,[૧] હૈમવતી,[૨] હેમક્ષીરી,[૩] હિમાવતી[૪] હેમાહ્વા[૫] અને પીતદુગ્ધા,[૬] એટલાં દારુડીનાં સંસ્કૃત નામો છે. દારુડીના મૂળનું

* ચક્રદત્ત અને શાર્ઙ્ગધરમાં આ મૂળિયાંને ખુશબોદાર અને જાગ્રત કરનાર વર્ણવેલાં છે અને તેમને ઉધરસ, દમ, તાવ, બદહજમી અને ત્વચારોગમાં વાપરવા ભલામણ કરેલી છે.

**ચરકસંહિતા**માં તેને શુક્રશોધન, લેખનીય (ધાતુને પાતળી કરનાર), શુક્રજનન (વીર્ય ઉત્પન્ન કરનાર) અને હેડકી મટાડનાર વર્ણવેલ છે.

**સુશ્રુતસંહિતા**માં તેને યોનિદોષહર અને સ્તન્યશોધન, વર્ણપ્રસાદન (ચામડીનો રંગસુધારનાર) તેમ જ ખૂજલી અને બીજા વિકાર દૂર કરનાર વર્ણવેલ છે.

**ચક્રદત્ત**માં તેને હરડે, અજમો, હિંગ અને સૂંઠ સાથે મેળવી ઉધરસ, દમ, તાવ અને જઠરાગ્નિ મંદ હોય ત્યારે આપવા ભલામણ કરી છે.

તથા ઊલટીને મટાડે છે. ૧૬૭

## કાયફ્લનાં નામો

**કટ્ફલઃ સોમવલ્કશ્ચ કૈટર્યઃ કુમ્ભિકાऽપિ ચ ।**
**શ્રીપર્ણિકા કુમુદિકા ભદ્રા ભદ્રવતીતિ ચ ॥૧૬૮॥**

અન્વયઃ—કટ્ફલઃ च सोमवल्कः कैटर्यः अपि च कुम्भिका श्रीपर्णिका कुमुदिका भद्रा च भद्रवती इति (कथ्यते)॥

કટ્ફલ,[1] સોમવલ્ક,[2] કૈટર્ય,[3] કુંભિકા,[4] શ્રીપર્ણિકા,[5] કુમુદિકા,[6] ભદ્રા[7] અને ભદ્રવતી[8] એટલાં કાયફળનાં સંસ્કૃત નામો છે.૧૬૮

૧. कटति—आवृणोति वायुकफज्वरादिरोगान्, वर्षति वा तुवरतिक्तकटुरसान्—क्विप्—३.२,१७८, कट् फलम् यस्य सः—જેનું ફળ વાયુ, કફ, તાવ વગેરે રોગોને રોકે છે, તેમ જ તૂરો, કડવો તથા તીખો રસ વર્ષે છે, તેથી કટ્ફલ—કાયફળ.

૨. सोम इव वल्कं यस्य सः—જેને ચંદ્ર જેવી સફેદ છાલ હોય છે, તેથી સોમવલ્ક—કાયફળ.

૩. किट्यते इति केट—किट त्रासे—घञ्, केटं राति—ददाति अतितिक्तत्वात्—चतुर्वर्णादित्वात् ष्यञ्—कैटर्यः—જે અતિશય કડવું હોવાથી ત્રાસ આપે છે. તેથી કૈટર્ય—કાયફળ.

૪. कुं भूमिम् उम्भति—पूरयति, उम्भ पूरणे—अच्—गौरादिः—कुम्भी इव रसाधारत्वात् कुम्भिका—इवार्थे कन्, રસોનો આધાર હોવાથી જાણે કળશી કે પાણીની કોઠી હોય, તેવું હોય છે, તેથી કુંભિકા—કાયફળ.

૫. श्रीः पर्णेषु यस्याः सा, यद्वा श्रीयुक्तानि पर्णानि यस्याः सा—'पाककर्णपर्ण०' इति ङीष्, स्वार्थे च कन्—જેનાં પાંદડાંમાં શોભા હોય છે અથવા જેનાં પાંદડાં શોભાવાળાં હોય છે, તેથી શ્રીપર્ણિકા—કાયફળ.

૬. कौ मोदते—मुदी हर्षे, 'इगुपधे'ति कः, स्वार्थे च कन्—टाप् इत्वं च—कुमुदिका—જમીન પર ફાલ્યુંફૂલ્યું રહે છે, તેથી કુમુદિકા—કાયફળ.

૭. मन्दते—कल्याणं सुखं च करोति रोगिणां, भदि कल्याणे सुखे च—'ऋजेन्द्र०' इति रक्—રોગીઓનું જે કલ્યાણ તથા સુખ કરે છે, તેથી ભદ્રા—કાયફળ.

૮. भद्रम् अस्ति अस्यां रोगिणाम्—मतुप् वत्वं ङीप्—જેમાં રોગીઓનું કલ્યાણ તથા સુખ છે, તેથી ભદ્રવતી—કાયફળ.

## કાયફ્લના ગુણો

**કટ્ફલસ્તુવરસ્તિક્તઃ કટુર્વાતકફજ્વરાન્ ।**
**હન્તિ શ્વાસપ્રમેહાર્શઃકાસકણ્ઠામયારુચીઃ ॥૧૬૯॥**

અન્વયઃ—(तद्गुणाश्च—) कट्फलः तुवरः तिक्तः कटुः (सन्) वातकफज्वरान् श्वासप्रमेहार्शःकासकण्ठामयारुचीः हन्ति ॥

કાયફ્લ તૂરું છે, કડવું છે, તીખું છે અને વાયુ, કફ, તાવ, શ્વાસ, પ્રમેહ, અરશ, ઉધરસ, કંઠના રોગ તથા અરુચિને મટાડે છે. ૧૬૯

## ભારંગીનાં નામો તથા ગુણો

**ભાર્ગી ભૃગુભવા પદ્મા ફઞ્જી બ્રાહ્મણયષ્ટિકા ।**
**બ્રાહ્મણ્યઙ્ગારવલ્લી ચ ખરશાકશ્ચ હઞ્જિકા ।**
**ભાર્ગી રુક્ષા કટુસ્તિક્તા રુચ્યોષ્ણા પાચની લઘુઃ ॥**
**દીપની તુવરા ગુલ્મરક્તનુન્નાશયેદ્ ધ્રુવમ્ ।**
**શોથકાસકફશ્વાસપીનસજ્વરમારુતાન્ ॥૧૭૧॥**

અન્વયઃ—भार्गी भृगुभवा पद्मा फञ्जी ब्राह्मणयष्टिका ब्राह्मणी अङ्गारवल्ली च खरशाकः च हञ्जिका (इति नामानि गुणाश्च—) भार्गी रूक्षा कटुः तिक्ता रुच्या उष्णा पाचनी लघुः दीपनी तुवरा (सती) गुल्मरक्तनुत् (अस्ति तथा च) शोथकासकफश्वासपीनसज्वरमारुतान् ध्रुवं नाशयेत् ॥

ભાર્ગી,[1] ભૃગુભવા,[2] પદ્મા,[3] ફઞ્જી,[4] બ્રાહ્મણયષ્ટિકા,[5] બ્રાહ્મણી,[6] અંગારવલ્લી,[7] ખરશાક[8] અને હંજિકા[9] એટલાં ભારંગીનાં સંસ્કૃત નામો છે. ભારંગી રૂક્ષ છે, તીખી છે, કડવી છે, રુચિ ઉપજાવનાર છે, ગરમ છે, પાચક છે, હલકી છે, અગ્નિને પ્રદીપ્ત કરનાર છે, તૂરી છે, અને ગોળો, લોહીનાં દરદ, સોજો, ઉધરસ, કફ, શ્વાસ, સળેખમ, તાવ તથા વાયુને નક્કી મટાડે છે. ૧૭૦,૧૭૧

૧. भृज्ज्यते इति भर्गः—भ्रस्ज पाके—घञ्, 'भ्रस्जो रोपधयो०' इति रम्, चजोरिति कुत्वम्, यद्वा भृज्ज्यते इति भर्गः—भृजी भर्जने—घञ्, भर्गः—भर्जनो वह्निगुणः अस्ति अस्यां—दीपनत्वात् उष्णत्वाच्च, ज्योत्स्नादण्—જેમાં અગ્નિનો પાચન ગુણ છે, કેમકે દીપન તથા ઉષ્ણ છે, તેથી ભાર્ગી—ભારંગી.

૨. भृगौ—गिरिशिखरे भवति—अच्—भृगुभवा—પર્વતનાં શિખર પર જે થાય છે, તેથી ભૃગુભવા—ભારંગી.

૩. पद्मं—पद्माभं पुष्पम् अस्ति अस्याः—अर्शआद्यच्—જેમાં કમળ જેવાં ફૂલ થાય છે, તેથી પદ્મા—ભારંગી.

૪. भनक्ति गुल्मादिरोगान्—भञ्जो आमर्दने—पचाद्यच्, जातित्वाद् ङीष्—पृषोदरादित्वात् भस्य फः—જે ગોળો વગેરે રોગોનો નાશ કરે છે, તેથી ફંજી—ભારંગી.

૫ પ્રલાશ इव शलाकाणी-इरसर्वे अनु-शलाकी यासी यष्टिः शलाकयष्टिः, शलाकयष्टि. इव तालपत्रकलतसाम्, इयर्थे कन्-પ્રલાની કે શાકડાની લાકડી જેવા એવું જેનું ઝાડ હોય છે, તેથી શાકશુયષ્ટિકા-ભારંગી.

૬ प्रजाश इयम्-प्रिया, इरसर्वेऽर्थ-प्रियू-પ્રલાની આ પ્રિય વસ્તુ છે, તેથી બ્રાહ્મણી-ભારંગી.

૭ अङ्गाराणां वल्ली इव, अङ्गारवल्ली वा वल्ली-અંગારાઓની જાણે વેલ હોય અથવા અંગારા જેવા રંગની વેલરૂપે જે શોભે છે, તેથી અંગારવલ્લી-ભારંગી

૮ खरं शाकं यस्य सा-જેનું શાક કઠણ માલ છે તેથી ખરશાક-ભારંગી.

૯ हन्ति गुल्मादिरोगान्-नाशयत्-इति दयति -એટલે વગેરે રોગોનો જે નાશ કરે છે, તેથી હંજિકા-ભારંગી

પાષાણભેદનાં નામો તથા ગુણો

पाषाणभेदकोऽश्मघ्नो गिरिभिद्भिन्नयोजनः ।
अश्मभेदो हिमस्तिक्तः कषायो वस्तिशोधनः ॥१७२॥
भेदनो हन्ति दोषार्शोगुल्मकृच्छ्राश्महृद्रुजः ।
योनिरोगान्प्रमेहांश्च प्लीहशूलव्रणानि च ॥१७३॥

अन्वय-पाषाणभेदकः अश्मघ्नः गिरिभित् भिन्नयोजनः (इति नामानि, गुणाश्च-) अश्मभेदः हिमः तिक्तः कषायः वस्तिशोधनः भेदनः (सन्) दोषार्शो-गुल्मकृच्छ्राश्महृद्रुजः योनिरोगान् च प्रमेहान् च प्लीहशूल-व्रणानि हन्ति ॥

પાષાણભેદક,[1] અશ્મઘ્ન,[2] ગિરિભિત્[3] અને ભિન્નયોજન[4] એટલાં પાષાણભેદનાં સંસ્કૃત નામો છે. પાષાણભેદ ઠંડો છે, કડવો છે, તૂરો છે, નાભિથી નીચેના ભાગને સાફ કરનાર છે, ભેદ લાવનાર છે અને અર્શ, એળો, મૂત્રકૃચ્છ્ર, પથરી, હૃદયના રોગ, યોનિના રોગ, પ્રમેહ, બરલનું દર્દ, શૂલ અને વ્રણને મટાડે છે ૧૭૨,૧૭૩

૧ पाषाणं-पाषाणरोगं भिनत्ति-विदारयति इति-वस्ति-शोधकत्वात्-भिनत्ति विदारते ... જે નાભિથી નીચેના ભાગને સાફ કરનાર હોવાથી પથરીના રોગનો નાશ કરે છે, તેથી પાષાણભેદ.

૨ अश्मानम्-अश्मरोगं हन्ति-हन्-हिंसायाम् 'अम-नुष्ये-ष्टिच' इति टक्-જે બસ્તિશોધક હોવાથી પથરીના રોગનો નાશ કરે છે, તેથી અશ્મઘ્ન-પાષાણભેદ.

૩ गिरिं भिनत्ति प्ररोहेण, गिरि-भिद्-જે શિલા નીચેના પથ્થરને પણ તોડી છે-ભારી નાખે છે, તેથી ગિરિભિત્-પાષાણભેદ.

૪ भिन्नं-मर्म भावयति मांसादिकं युनक्ति योजन-स्मरणात् भिन्नयोजनः-જે તૂટેલાં માંસ વગેરેથી જોડાઈ છે, તેથી ભિન્નયોજન-પાષાણભેદ

ધાવડીનાં નામો

धातकी धातुपुष्पी च ताम्रपुष्पी च कुञ्जरा ।
सुभिक्षा बहुपुष्पी च वह्निज्वाला च सा स्मृता ॥१७४॥

अन्वय-धातकी धातुपुष्पी च ताम्रपुष्पी च कुञ्जरा सुभिक्षा च बहुपुष्पी च सा वह्निज्वाला स्मृता (इति नामानि) ॥

ધાતકી,[1] ધાતુપુષ્પી,[2] તામ્રપુષ્પી,[3] કુંજરા,[4] સુભિક્ષા,[5] બહુપુષ્પી[6] અને વહ્નિજ્વાલા,[7] એટલાં ધાવડીનાં[+] સંસ્કૃત નામો છે.

૧ धातुं करोति-तत्करोति-इति ण्यन्तात् गुणैः...-જે ધાતુને કરે છે અથવા શરીરનું ધારણપોષણ કરે છે, તેથી ધાતકી-ધાવડી.

૨ धातु पुष्पं यस्याः सा-જેનું પુષ્પ ધાતુ શરીરનું ધારણપોષણ કરનાર છે, તેથી ધાતુપુષ્પી-ધાવડી.

૩ ताम्राणि पुष्पाणि यस्याः सा-જેનાં ફૂલ લાલ રંગનાં હોય છે તેથી તામ્રપુષ્પી-ધાવડી.

૪ कुञ्ज-हस्तिदन्त इव पुष्पम् यस्याः 'कुञ्जकुञ्जेभ्यो र' (पा ५.२,१०७) इति र, टाप्-જેનું ફૂલ હાથીના દાંત જેવું હોય છે તેથી કુંજરા-ધાવડી

૫ सुष्ठु भिक्षते-याचते तृष्णादिनाशार्थं रोगिभिः ... -તૃષા આદિને શાંત કરવા રોગીઓ જેની યાચના કરે છે, તેથી સુભિક્ષા-ધાવડી

૬ बहूनि पुष्पाणि यस्याः सा-જેમાં ઘણાં ફૂલ

+ ચક્રદત્ત અને શાર્ઙ્ગધરમાં ધાવડીનાં ફૂલો વાટીને તેને વારીને મધ સાથે મેળવી ... મરડાના દર્દમાં આપવા લખે છે. સ્ત્રીઓને આર્તવ વધારે જતું હોય ત્યારે આનું ફૂલ આપવા ભલામણ કરે છે તેમના ભીના ફાળી ... મારે ... ભાગ પર વારીને ચોપડવામાં આવે છે

ચરકસંહિતામાં ધાવડીનાં ફૂલને પુરીષસંગ્રહણ (મળ બાંધનાર) મૂત્રવિરજનીય (પેશાબને રંગ મટાડનાર) અને સ્ત્રીઓ ગર્ભવતી હોય ત્યાં આ ફૂલને ગરમી આપનાર તથા રક્ષણ આપનાર વર્ણવેલ છે

સુશ્રુતસંહિતામાં તેમને પક્વાતિસારનાશક (જૂનો અતિસાર મટાડનાર) સંધાનીય (સાંધનાર અથવા સ્તંભક), વ્રણ્ય (ગુમડાં વગેરે મટાડનાર) અને પિત્ત મેળવનાર ... છે

આવે છે, તેથી બહુપુષ્પા-ધાવડી.

૭. વહ્નેઃ જ્વાલા ઇવ યા દૃશ્યતે રક્તપુષ્પત્વાત્-જેનાં ફૂલ રાતાં હોવાથી લોકો છેટેથી જેને અગ્નિની જ્વાળા જેવી દેખે છે, તેથી વહ્નિજ્વાલા-ધાવડી.

ધાવડીના ગુણો

ધાતકી કટુકા શીતા મૃદુકૃત્તુવરા લઘુઃ ।
તૃષ્ણાતીસારપિત્તાસ્રવિષક્રિમિવિસર્પજિત્ ॥ ૧૭૫ ॥

અન્વયઃ-(અથ ચ ગુણાઃ-) ધાતકી કટુકા શીતા મૃદુકૃત્ તુવરા લઘુઃ તૃષ્ણાતીસારપિત્તાસ્રવિષક્રિમિવિસર્પજિત્ ॥

ધાવડી તીખી છે, ઠંડી છે, કોમળપણું કરનાર છે, તૂરી છે, હલકી છે અને તરશ, ઝાડા, પિત્ત, લોહીનાં દરદ, ઝેર, કૃમિ તથા રતવાને મટાડે છે. ૧૭૫

મજીઠનાં નામો તથા ગુણો

મઞ્જિષ્ઠા વિકસા જિઙ્ગી સમઙ્ગા કાલમેષિકા ।
મણ્ડૂકપર્ણી ભણ્ડીરી ભણ્ડી યોજનવલ્લ્યપિ ॥ ૧૭૬ ॥
રસાયન્યરુણા કાલા રક્તાઙ્ગી રક્તયષ્ટિકા ।
ભણ્ડીતકી ચ ગણ્ડીરી મઞ્જૂષા વસ્ત્રરઞ્જિની ॥ ૧૭૭ ॥
મઞ્જિષ્ઠા મધુરા તિક્તા કષાયા સ્વરવર્ણકૃત્ ।
ગુરુરુષ્ણા વિષશ્લેષ્મશોથયોન્યક્ષિકર્ણરુક્ ।
રક્તાતીસારકુષ્ઠાસ્રવીસર્પવ્રણમેહનુત્ ॥ ૧૭૮ ॥

અન્વયઃ-મઞ્જિષ્ઠા વિકસા જિઙ્ગી સમઙ્ગા કાલમેષિકા મણ્ડૂકપર્ણી ભણ્ડીરી ભણ્ડી યોજનવલ્લી અપિ ચ રસાયની અરુણા કાલા રક્તાઙ્ગી રક્તયષ્ટિકા ભણ્ડીતકી ગણ્ડીરી મઞ્જૂષા વસ્ત્રરઞ્જિની (ઇતિ નામાનિ, ગુણાશ્ચ-) મઞ્જિષ્ઠા મધુરા તિક્તા કષાયા સ્વરવર્ણકૃત્ ગુરુઃ ઉષ્ણા વિષશ્લેષ્મશોથયોન્યક્ષિકર્ણરુક્ રક્તાતીસારકુષ્ઠાસ્રવીસર્પવ્રણમેહનુત્ (અસ્તિ) ॥

મંજિષ્ઠા,[1] વિકસા,[2] જિંગી,[3] સમંગા,[4] કાલમેષિકા,[5] મંડૂકપર્ણી,[6] ભંડીરી,[7] ભંડી,[8] યોજનવલ્લી,[9] રસાયની,[10] અરુણા,[11] કાલા,[12] રક્તાંગી,[13] રક્તયષ્ટિકા,[14] ભંડીતકી,[15] ગંડીરી,[16] મંજૂષા[17] અને વસ્ત્રરંજિની[18] એટલાં મજીઠ×નાં સંસ્કૃત નામો છે. મજીઠ મધુર છે, કડવી છે, તૂરી છે, સ્વરને સારો કરનારી છે, ભારે છે, ગરમ છે અને ઝેર, સળેખમ, સોજો, યોનિના રોગ, નેત્રના રોગ, કાનના રોગ, લોહીનો ઝાડો, કોઢ, લોહીનાં દરદ, રતવા, વ્રણ અને પ્રમેહને મટાડે છે.

× **ચક્રદત્ત**માં શરીર ઉપરની ત્વચાનો રંગ ભૂરો થઈને ભીંગડાં ઊખડી જાય છે, તે ઉપર મજીઠને મધમાં વાટી ચોપડવા ભલામણ કરેલ છે. **ચરકસંહિતા**માં મજીઠને પૂરીષસંગ્રહણ, યૌવન સ્થાપનાર અને જ્વરહર વર્ણવેલ છે.

**સુશ્રુતસંહિતા**માં તેને પક્વાતિસારનાશક, સંધાનીય, વર્ણ્ય અને પિત્ત કાઢી નાખનાર વર્ણવેલ છે.

૧. મઞ્જૌ-શોભને વર્ણે તિષ્ઠતિ-'સુપિ સ્થઃ' ઇતિ કઃ, 'અમ્બામ્બ૦' ઇતિ ષત્વમ્, પૃષોદરાદિઃ, યદ્વા અતિશયેન મઞ્જુઃ-'અતિશાયને તમબિષ્ઠનૌ'-જે સુંદર રંગમાં રહે છે. અથવા જે ખૂબ સુંદર હોય છે, તેથી મંજિષ્ઠા-મજીઠ.

૨. વિશેષેણ કસતિ-ગચ્છતિ ગુણસમૂહમ્, અચ્-ટાપ્-જે ઘણા ગુણોને ધારણ કરે છે, તેથી વિકસા-મજીઠ.

૩. જિઙ્ગતિ-ગચ્છતિ-રોગનાશનાર્થં દેહે-જિગિ ગતૌ-જે રોગોનો નાશ કરવા શરીરમાં જાય છે, તેથી જિંગી-મજીઠ.

૪. સમન્તાત્ અઙ્ગતિ-ગચ્છતિ શરીરાન્તઃ-જે શરીરમાં ચોપાસ પહોંચી જાય છે. તેથી સમંગા-મજીઠ.

૫. કાલં મિષતિ-સ્પર્ધતે રસાયનીત્વાત્, મિષ સ્પર્ધાયામ્-ણ્વુલ્-ટાપ્-જે રસાયની હોવાથી કાળ સામે સ્પર્ધા કરે છે, તેથી કાલમેષિકા-મજીઠ.

૬. મણ્ડૂકવત્ પર્ણમસ્યાઃ-'પાકકર્ણ'તિ ઙીપ્-જેનાં પાંદડાં દેડકાં જેવાં હોય છે, તેથી મંડૂકપર્ણી-મજીઠ.

૭. ભણ્ડતિ-ભણ્ડ આભણ્ડને, ભડિ ગતૌ વા-ઉત્તમં વર્ણં ગચ્છતિ-બાહુલકાદીરન્, ગૌરાદિઃ-જે ઉત્તમ વર્ણ જણાવે-પામે છે, તેથી ભંડીરી-મજીઠ.

૮. ભણ્ડતિ-ગચ્છતિ સુન્દરવર્ણં ગુણનિવહં ચ-જે ઉત્તમ વર્ણને તથા ઘણા ગુણોને ધારણ કરે છે. તેથી ભંડી-મજીઠ.

૯. યોજનગામિની વલ્લી-એક યોજન સુધી પહોંચે તેવી વેલડી રૂપે જે થાય છે, તેથી યોજનવલ્લી-મજીઠ.

૧૦. રસાનામ્ અયનમિવ, રસા વા ઈયન્તે અનયા-કરણે લ્યુટ્-રસોનું જાણે આશ્રયસ્થાન છે, અથવા જેના દ્વારા રસો મેળવી શકાય છે, તેથી રસાયની-મજીઠ.

૧૧. અરુણઃ વર્ણઃ અસ્તિ અસ્યાઃ-અર્શઆદ્યચ્-જેનો રંગ લાલ હોય છે, તેથી અરુણા-મજીઠ.

૧૨. કાલયતિ-ગણયતિ તુચ્છં કુષ્ઠાદિરોગસમૂહમ્-કોઢ વગેરે રોગોને જે તુચ્છ ગણી કાઢે છે, તેથી કાલા-મજીઠ.

૧૩. રક્તમ્ અઙ્ગં યસ્યાઃ સા-'અઙ્ગગાત્ર૦' ઇતિ ઙીપ્-જેનું અંગ લાલ હોય છે, તેથી રક્તાંગી-મજીઠ.

૧૪. રક્તા યષ્ટિર્યસ્યાઃ સા-જેની લાકડી અથવા આખું લાકડું લાલ હોય છે, તેથી રક્તયષ્ટિકા-મજીઠ.

૧૫. તકતિ-હસતિ વિષશ્લેષ્માદીન્, તક હસને-

मद्-गौरवादि, मञ्जी यातो तद्धी-मञ्जिष्ठी-ઉત્તમ ગુણો જણાવે અને તેથી જ ઝેર તથા કફ વગેરેને હસે-તુચ્છકારે છે, તેથી મંજીતકી-મજીઠ

૧૬ मण्डयति-वर्णाप्रवेशं प्रसादयति-स्वरवर्णौ, रसायनौषधीषु मुख्यतया-गच्छति मण्डूकी वा मण्डयति-જે સ્વર તથા વર્ણકારક હોવાથી શુભ પ્રદેશને પામે છે અથવા ઓષધિઓમાં મુખ્ય ગણાય છે, તેથી મંડૂકી-મજીઠ

૧૭. भजति उत्तमत्वं गुणविशेषं अस्याम्-इमस्यो छन्दों-'भत्वेर्दुम् च' (उणा० ४-७०) इत्यूदन्-જેમાં ઉત્તમ શુદ્ધ વર્ણ તથા ગુણસમુદાય રહે છે, તેથી ભંડૂરા-મજીઠ

૧૮ वस्त्रं रञ्जयति-वस्त्ररञ्जिका-णिनि, वस्त्ररञ्जनात् डीप्-જે કપડાંને રંગી દે એવા સ્વભાવની છે, તેથી વસ્ત્રરંજિની-મજીઠ

## કસુંબાના નામો તથા ગુણો

स्यात्कुसुम्भं वह्निशिखं वस्त्ररञ्जकमित्यपि ।
कुसुम्भं वातलं कृच्छ्ररक्तपित्तकफापहम् ॥१७९॥

अन्वय कुसुम्भं वह्निशिखं वस्त्ररञ्जकम् इत्यपि स्यात्, (तत्कुसुम्भं) कुसुम्भं वातलं कृच्छ्ररक्तपित्तकफापहम् (अस्ति) ॥

કસુંભ,[1] વહ્નિશિખ[2] અને વસ્ત્રરંજક[3] એટલાં કસુંબાના સંસ્કૃત નામો છે. કસુંબો વાયુ કરનાર છે અને મૂત્રકૃચ્છ્ર, રક્તપિત્ત તથા કફને મટાડે છે ૧૭૯

૧ कुस्यति रञ्जयति वस्त्रादीनि-कुस धातोः-'कुसेरम्भोमक्ता' इति उम्भ-प्रत्ययः, (४-१०६) बहुलग्रहणात् गुण-જે કપડાં વગેરેને રંગનાર હોવાથી તેમાં સારી રીતે વળગે છે, તેથી કુસુંભ-કસુંબો

૨ वह्निवत् शिखा यस्य तत्-જેની શિખા કે રોમ અગ્નિ જેવી હોય છે, તેથી વહ્નિશિખ-કસુંબો.

૩ वस्त्रं रञ्जयति-रञ्ज् धातोः ण्वुल्, કપડાંને જે રંગી દેનાર છે, તેથી વસ્ત્રરંજક-કસુંબો.

## લાખ અને અળતાના નામો

लाक्षा पलङ्कषालक्तो यावो वृक्षामयो जतु ।

अन्वय-लाक्षा पलङ्कषा अलक्त याव वृक्षामय जतु (इति नामानि) ॥

લાક્ષા,[1] પલંકષા,[2] અલક્ત,[3] યાવ,[4] વૃક્ષામય[5] અને જતુ[6] એટલાં લાખનાં સંસ્કૃત નામો છે ૧૮૦

૧ लक्ष्यते गुणैः-लक्ष धातोः 'गुराम०' इत्य, अ-ल्लादित्वात् अप्-જે ગુણોથી જણાય છે-અનુભવાય છે, તેથી લાક્ષા-લાખ.

૨ पलं-मांसादिकं कषति-हिनस्ति कुलशुष्कत्वात्-कष हिंसायाम्, मूलविभुजादित्वात् क, इति करोति-જે પોતે લૂખી હોવાથી માંસ વગેરેના પ્રમાણ માંસનો નાશ કરે છે, તેથી પલંકષા-લાખ.

૩ न क्लाम्यति सा, आलक्ती ग्लानि-लक्तम्, यद्वा न अलक्ते-स्थाप्ये सा अलक्तात्, अलक्तते-क, यद्वा न रक्तः अस्मात्-अतिरक्तत्वात्, अलक्तम्-જે કરમાય નહિ-સુકાય નહિ, અથવા અત્યંત હોવાથી જે ખવાય નહિ, અથવા જેનાથી વધારે લાલ બીજું કંઈ નથી, તેથી અલક્ત-લાખ.

૪ यौति, युक्तो वा-यु मिश्रणे 'भुवोऽयु' इत्यण् यावः-जावक्-જે મિશ્ર થાય છે અથવા મિશ્ર કરાય છે, તેથી યાવ-લાખ.

૫ वृक्षस्य आमय-ઝાડના રોગરૂપે જે હોય છે, તેથી વૃક્ષામય-લાખ.

૬ जायते-उत्पद्यते वृक्ष-त्वची जतु-'जनि'-प्रत्ययः-जनेस्तुरस्य-જે વૃક્ષના રોગરૂપે અથવા રસરૂપે ઉત્પન્ન થાય છે, તેથી જતુ-લાખ.

## લાખ અને અળતાના ગુણો

लाक्षा वर्ण्या हिमा बल्या स्निग्धा च तुवरा लघुः ।
अनुष्णा कफपित्तास्रहिक्काकासज्वरप्रणुत् ॥१८१॥
व्रणोरःक्षतवीसर्पकृमिकुष्ठगदापहा ।
अलक्तको गुणैस्तद्वद्विशेषाद्व्यङ्गनाशनः ॥१८२॥

अन्वय.-लाक्षा वर्ण्या हिमा बल्या स्निग्धा च तुवरा लघु अनुष्णा (सती) कफपित्तास्रहिक्काकासज्वरव्रणोरःक्षतवीसर्पकृमिकुष्ठगदापहा (अस्ति) ॥ अलक्तकः गुणैः तद्वत्, विशेषात् व्यङ्गनाशनः (अस्ति) ॥

લાખ વર્ણને સારો કરનાર છે, ઠંડી છે, બળ આપનાર છે, સ્નિગ્ધ છે, તૂરી છે, ગરમ નથી અને કફ, પિત્ત, લોહીનાં રક્ત, ઉધરસ, તાવ, વ્રણ, છાતીનું ક્ષત, રતવા, કૃમિ અને કોઢને મટાડે છે. લાખના અળતામાં લાખના જેવા જ ગુણો છે અને તે ખાસ કરી ખીલને મટાડે છે ૧૮૧,૧૮૨

## હળદરના નામો

हरिद्रा काञ्चनी पीता निशाख्या वरवर्णिनी ।
कृमिघ्ना हलदी योषित्प्रिया हट्टविलासिनी ॥१८३॥

अन्वय-हरिद्रा काञ्चनी पीता निशाख्या वरवर्णिनी कृमिघ्ना हलदी योषित्प्रिया हट्टविलासिनी (च) ॥

હરિદ્રા,[૧] કાંચની,[૨] પીતા,[૩] નિશાખ્યા,[૪] વરવર્ણિની,[૫] કૃમિઘ્ના,[૬] હલદી,[૭] યોષિત્પ્રિયા,[૮] અને હ્રદવિલાસિની[૯] એટલાં હળદરનાં સંસ્કૃત નામો છે. (જેટલાં રાતનાં નામ છે, તેટલાં હળદરનાં પણ નામો છે.) ૧૮૩

૧. हरिं-पीतं वर्णं द्राति-गच्छति-द्रा कुत्सायां गतौ-'આતોઽનુપસર્ગે कः,' यद्वा हरिभिर्द्रूयते, हरितं द्रवति वा, 'अन्येभ्योऽपि दृश्यते' इति डः-પીળા વર્ણને જે પામે છે અથવા પીળાં કિરણો વડે જે અનુસરાય છે, તેથી હરિદ્રા-હળદર.

૨. काच्यते-दीप्यते पीतवर्णेन यया-'करणावि॰' इति ल्युट्, 'टिड्ढे'ति ङीप्-જેના વડે હરકોઈ વસ્તુ પીળા રંગથી દીપાવાય છે, તેથી કાંચની-હળદર.

૩. पीयते स्म प्रमेहादिरोगिभिः-पीङ् पाने-पा पाने वा, कर्मणि क्तः, 'घुमास्थे'तीत्वम्-પ્રમેહ આદિ રોગવાળા લોકો પોતાના રોગ દૂર કરવા જેને પીએ છે, તેથી પીતા-હળદર.

૪. निशा आख्या यस्याः सा-રાત્રિનાં જેટલાં નામો છે, તે નામોથી કહેવાય છે, તેથી, નિશાખ્યા-હળદર.

૫. वरश्चासौ वर्णश्च वरवर्णः, सः अस्ति अस्या.-'अत इनिठनौ'-'ऋन्नेभ्यो ङीप्,'-જેનો રંગ ઉત્તમ હોય છે, તેથી વરવર્ણિની-હળદર.

૬. कृमीन् हन्ति-हन हिंसायाम्, 'अमनुष्यकर्तृके च' इति टक्, अजादित्वात् टाप्-પેટનાં કરમિયાં અથવા હરકોઈ જંતુઓનો નાશ કરે છે, તેથી કૃમિઘ્ના-હળદર.

૭. हलति-विलिखति भूमिं-हल विलेखने-अच्-हलः-कर्षकः, तम् अपि दायति, दैप् शोधने-'आतोऽनुपसर्गे कः,' गौरादित्वाद् ङीप्-ખેતી કરનાર-હળદર વાવનારને પણ જે શુદ્ધ કરે છે, પોતાના ગુણ દ્વારા રંગી દે છે, નીરોગી કરે છે, તેથી હલદી-હળદર.

૮. योषितां प्रिया-સ્ત્રીઓને જે પ્રિય હોય છે, તેથી યોષિત્પ્રિયા-હળદર.

૯. ह्रदे ह्रदैर्वा विलसति इत्येवंशीला-णिनिः-પાણીના ધરામાં-કયારામાં જે વિલસે છે-ફાલે છે, અથવા પીળાં કિરણોથી જે પ્રકાશે છે-શોભે છે, તેથી હ્રદવિલાસિની-હળદર.

### હળદરના ગુણો

**हरिद्रा कटुका तिक्ता रूक्षोष्णा कफपित्तनुत् ।**
**वर्ण्या त्वग्दोषमेहास्रशोथपाण्डुव्रणापहा ॥१८४॥**

अन्वयः-(गुणाश्च-) हरिद्रा कटुका तिक्ता रूक्षा उष्णा कफपित्तनुत् वर्ण्या त्वग्दोषमेहास्रशोथपाण्डुव्रणापहा ॥

હળદર તીખી છે, કડવી છે, લૂખી છે, ગરમ છે, વર્ણને સારો કરનાર છે અને કફ, પિત્ત, ચામડીના દોષ, પ્રમેહ, રુધિરના રોગ, સોજા, પાંડુરોગ અને વ્રણને મટાડે છે. ૧૮૪

### આંબાહળદરનાં નામો

**दार्वी मेदाम्रगन्धा च सुरभी दारुदारु च ।**
**कर्पूरा पद्मपत्रा स्यात्सुरीमत्सुरतारका ॥ १८५ ॥**

अन्वयः-दार्वी मेदा आम्रगन्धा च सुरभी दारुदारु च कर्पूरा पद्मपत्रा सुरीमत् च सुरतारका स्यात् ॥

દાર્વી,[૧] મેદા,[૨] આમ્રગંધા,[૩] સુરભી,[૪] દારુદારુ,[૫] કર્પૂરા,[૬] પદ્મપત્રા,[૭] સુરીમત્[૮] અને સુરતારકા[૯] એટલાં આંબાહળદરનાં સંસ્કૃત નામો છે. ૧૮૫

૧. दृणाति-विदारयति पित्तादीन्-दृ विदारणे-'दृसनि॰' इति उण्-गौरादित्वाद् ङीप्-જે પિત્ત આદિનો નાશ કરે છે, તેથી દાર્વી-આંબાહળદર.

૨. मेदः अस्तिः अस्याः-अर्शआद्यच्-જેમાં મેદ-ચીકાશ રહેલ છે, તેથી મેદા-આંબાહળદર.

૩. आम्रस्य गन्ध इव गन्धः यस्याः सा-જેની ગંધ આંબા જેવી હોય છે, તેથી આમ્રગંધા-આંબાહળદર.

૪. सुष्ठु रमते-रम रामस्ये-औणादिक इन्, 'कृदिकारादक्तिनः' इति ङीप्-જે બધી જાતની ચળને દૂર કરવા સારી શરૂઆત કરે છે, તેથી સુરભી-આંબાહળદર.

૫. दृणाति त्वचं इति दारु-दृ विदारणे-'दृसनि॰' इति उण्-दारुणः दारु दारुदारु-ચામડીને ચીરી નાખતી સર્વ જાતની ચળનો જે નાશ કરે છે, તેથી દારુદારુ-આંબાહળદર.

૬. कल्पते-समर्थोभवति सर्वकण्डूविनाशने-क्लृपू सामर्थ्ये-खर्जादित्वात् ऊरः, टाप्-જે બધી ચળનો નાશ કરવા સમર્થ છે, તેથી/ કર્પૂરા-આંબાહળદર.

૭. पद्मस्येव पत्रं यस्याः सा-જેનાં પાન કમળના જેવાં હોય છે, તેથી પદ્મપત્રા-આંબાહળદર.

૮. सुष्ठु राजते-राजृ दीप्तौ-'अन्येभ्योऽपि दृश्यते'-इति डः-गौरादित्वाद् ङीप्-सुरी अस्ति अस्य सुरीमत्-અતિશય પ્રકાશતી કાંતિ જેમાં છે, તે સુરીમત્-આંબાહળદર.

૯. तारयति इति तारका ण्वुल्, सुराणां तारका, शीतत्वात् सुरतारका-શીતળતાથી દેવોને પણ પ્રકાશનાર-શાંત કરનાર છે, તેથી સુરતારકા-આંબાહળદર.

रसाञ्जनं तार्क्ष्यशैलं रसगर्भं च तार्क्ष्यजम् ।
रसाञ्जनं कटु श्लेष्मविषनेत्रविकारनुत् ।
उष्णं रसायनं तिक्तं छेदनं व्रणदोषहृत् । १९१ ॥

अन्वय.–दार्वीक्वाथसमं क्षीरं (भवेत्), पादं त्यक्त्वा यदा घनं (स्यात्) तदा तत् नेत्रयोः परमं हितं रसाञ्जनं (स्यात्) ॥ रसाञ्जनं तार्क्ष्यशैलं रसगर्भं च तार्क्ष्यजम् (इति नामानि, गुणाश्च–) रसाञ्जनं कटु (मतं) श्लेष्मविषनेत्रविकारनुत्, उष्णं रसायनं तिक्तं छेदनं व्रणदोषहृत् (भवति) ॥

દારુહળદરનો કવાથ કરી તેમાં તેના જેટલું જ દૂધ નાખી કવાથનો અને દૂધનો ચોથો ભાગ બાળી નાખતાં તે સઘળું ઘાટું થઈ જાય, ત્યારે તે રસાંજન (રસવંતી) કહેવાય છે; એ રસાંજન અથવા રસવંતી નેત્રને બહુ જ હિતકારી છે. રસાંજન,[1] તાર્ક્ષ્યશૈલ,[2] રસગર્ભ[3] અને તાર્ક્ષ્યજ[4] એટલાં રસાંજનનાં સંસ્કૃત નામો છે. રસાંજન તીખું છે, ગરમ છે, રસાયનરૂપ છે, કડવું છે, દોષને કાપનાર છે અને ઝેર, નેત્રના વિકાર તથા વ્રણના દોષને મટાડે છે. ૧૯૦,૧૯૧

૧. दार्वीक्वाथमिश्रतत्प्रमाणदुग्धरूपो यो रसः तस्माज्जातं रसजं, अज्यते अनेन नेत्रमिति अञ्जनम्, रसजं च तद् अञ्जनं रसाञ्जनम्, शाकपार्थिवादित्वात् समासः– દાર્વી એટલે દારુહળદરના ક્વાથ સાથે તેના જેટલું જ મેળવેલું દૂધ અને તે બેયને ઉકાળી ચોથા ભાગે જે બાકી રહેલું હોય તે રૂપી રસથી જે ઉત્પન્ન થયેલું અંજન, તે રસાંજન.

૨. तार्क्ष्यनाम्नि शैले प्रथमं भवं तार्क्ष्यशैलम्–તાર્ક્ષ્ય નામના પર્વતમાં પ્રથમ તૈયાર થયેલું હતું, તેથી તાર્ક્ષ્યશૈલ–રસાંજન.

૩. पूर्वोक्तः रसः गर्भे यस्मिन् तत्–ઉપર જણાવેલો ક્વાથ અને તે મિશ્ર દૂધરૂપી રસ જેમાં રહેલો હોય છે, તેથી રસગર્ભ–રસાંજન.

૪. तार्क्ष्ये–तन्नाम्नि पर्वते प्रथमं जातम्–सप्तम्यां जनेर्डः–તાર્ક્ષ્ય નામના પર્વતમાં જે પહેલું ઉત્પન્ન થયેલું છે, તેથી તાર્ક્ષ્યજ–રસાંજન.

### બાવચીનાં નામો તથા ગુણો

**अवल्गुजो वाकुची स्यात्सोमराजी सुपर्णिका ।
शशिलेखा कृष्णफला सोमा पूतिफलीति च ॥१९२
सोमवल्ली कालमेषी कुष्ठघ्नी च प्रकीर्तिता ।
वाकुची मधुरा तिक्ता कटुपाका रसायनी ॥१९३**

विष्टम्भहृद्धिमा रुच्या सरा श्लेष्मास्रपित्तनुत् ।
रूक्षा हृद्या श्वासकुष्ठमेहज्वरकृमिप्रणुत् ॥ १९४ ॥
तत्फलं पित्तलं कुष्ठकफानिलहरं कटु ।
केश्यं त्वच्यं वमिश्वासकासशोथामपाण्डुनुत् ॥१९५

अन्वयः–अवल्गुजः वाकुची सोमराजी सुपर्णिका शशिलेखा कृष्णफला सोमा पूतिफली इति (नामभिः)स्यात् (तथा) च सोमवल्ली कालमेषी च कुष्ठघ्नी प्रकीर्तिता । वाकुची मधुरा तिक्ता कटुपाका रसायनी विष्टम्भहृत् हिमा रुच्या सरा श्लेष्मास्रपित्तनुत् रूक्षा हृद्या श्वासकुष्ठमेहज्वरकृमिप्रणुत् (अस्ति); तत्फलं पित्तलं कुष्ठकफानिलहरं कटु केश्यं त्वच्यं वमिश्वासकासशोथामपाण्डुनुत् (अस्ति) ॥

અવલ્ગુજ,[1] બાકુચી,[2] સોમરાજી,[3] સુપર્ણિકા,[4] શશિલેખા,[5] કૃષ્ણફલા,[6] સોમા,[7] પૂતિફલી,[8] સોમવલ્લી,[9] કાલમેષી[10] અને કુષ્ઠઘ્ની[11] એટલાં બાવચી*નાં સંસ્કૃત નામો છે. બાવચી મધુર છે, કડવી છે, પાકમાં તીખી છે, રસાયનરૂપ છે, ઝાડાની કબજિયાત મટાડનાર છે, ટાઢી છે, રુચિ ઉપજાવનાર છે, ઝાડાને ગતિ આપનાર છે, રૂક્ષ છે, મનને ગમે એવી છે; અને કફ, રુધિરના રોગ, પિત્ત, શ્વાસ, કોઢ, પ્રમેહ, જ્વર તથા કૃમિને મટાડે છે; બાવચીનું ફલ પિત્ત કરનાર છે, કેશ તથા ચામડીને સારું છે, તીખું છે; કોઢ, કફ, વાયુ, ઊલટી, શ્વાસ, ઉધરસ, સોજા, આમ અને પાંડુરોગને મટાડે છે.૧૯૫

૧. वल्गु–शोभनं, न वल्गु अवल्गु, अवल्गोः– अशोभनात् जातः–'अन्येभ्योऽपि०' इति डः–ખરાબ સ્થાનમાંથી ઉત્પન્ન થાય છે, તેથી અવલ્ગુજ–બાવચી.

૨. वातं कोचयति–कुच शब्दे तारे, यद्वा वाचं गुञ्जति–गुजि अव्यक्ते शब्दे–मूलविभुजादित्वात् कः, पृषोदरादिः, गौरादित्वाद् ङीप्–જે વાયુનો ઊંચો શબ્દ કરાવે–અપાનવાયુ ખૂબ લાવે અથવા વાણીનો ગુંજારવ કરે–વાણીને અસ્પષ્ટ કરે છે, તેથી બાકુચી–બાવચી.

* અન્ય વૈદ્યક ગ્રંથોમાં આનાં બીજને ગરમ ગણેલાં છે અને કેટલાક લોકો તેને દસ્ત ખુલાસે લાવનાર, જાગૃતિ કરનાર અને કામવાસના વધારનાર પણ ગણે છે. કોઢ તેમ જ લોહીના બગાડથી થતા ચામડીના રોગમાં વાપરવા અને પિત્તવિકાર તેમ જ પેટનાં જંતુ કાઢવા માટે પણ તેનો ઉપયોગ કરવા જણાવેલ છે.

૩. સોમ इव सोमेन वा राजति—राजृ दीप्तौ, 'उपमानं' इति 'सुप्यजातौ' वा णिनि—ચંદ્ર જેવી શોભે અથવા ચંદ્ર ગુણ વડે જે શોભે છે, તેથી સોમરાજી—બાવચી.

૪ सुष्ठु पर्णानि यस्या सा—જેનાં પાંદડાં સારાં હોય છે, તેથી સુપર્ણિકા—બાવચી.

૫ शशिन इव लेखा इव—ચંદ્રની જાણે કળા હોય તેવી જણાય છે તેથી શશિલેખા—બાવચી

૬. कृष्णानि फलानि यस्या सा—જેનાં ફળ રંગે કાળાં હોય છે, તેથી કૃષ્ણફલા—બાવચી.

૭ सोम—चन्द्रगुण अस्ति अस्याः—અર્શઆદ્યચ્—જેનો ગુણ ચંદ્ર જેવો શીતળ હોય છે, તેથી સોમા—બાવચી

૮ पूति फलं यस्या सा—જેનું ફળ દુર્ગંધવાળું હોય છે, તેથી પૂતિફલા—બાવચી

૯ सोमस्य वल्ली—ચંદ્રની વેલ હોવાથી સોમવલ્લી—બાવચી.

૧૦ कालं मिषति—स्पर्धते (कालमेषी)—જે રસાયનરૂપ હોવાથી કાળ-મૃત્યુ સામે પણ સ્પર્ધા કરે છે તેથી કાલમેષી-બાવચી.

૧૧ कुष्ठं हन्ति—हन हिंसायाम्, 'अमनुष्यकर्तृके च' इति टक्—ङिप् च ङीप्—કોઢનો જે નાશ કરે છે તેથી કુષ્ઠઘ્ની-બાવચી.

કુવાડિયાનાં નામો

चक्रमर्दः प्रपुन्नाडो दद्रुघ्नो मेषलोचनः।
पद्माट स्यादेडगजश्चक्रः पुन्नाट इत्यपि ॥ १९६ ॥

अन्वय—चक्रमर्दः प्रपुन्नाडः दद्रुघ्नः मेषलोचनः पद्माटः एडगजः चक्रः पुन्नाटः इत्यपि स्यात् ॥

ચક્રમર્દ,[1] પ્રપુન્નાડ,[2] દદ્રુઘ્ન,[3] મેષલોચન,[4] પદ્માટ,[5] એડગજ,[6] ચક્ર,[7] અને પુન્નાટ[8] એટલાં કુવાડિયાનાં સંસ્કૃત નામો છે

૧ चक्रं—दद्रुरोगं मृद्नाति—मृद क्षोदे, 'कर्मण्यण्' ચક્ર એટલે દાદરના રોગનો જે નાશ કરે છે, તેથી ચક્રમર્દ—કુવાડિયો.

૨ प्रकर्षेण पुमांसं नाटयति—नट अवस्यन्दने 'कर्मण्यण्'—જે પુરુષને અતિશય નચાવે છે, તેથી પ્રપુન્નાડ—કુવાડિયો

૩ दद्रुं हन्ति—हन हिंसायाम्, 'अमनुष्यकर्तृके च' इति टक्—જે દાદરના રોગનો નાશ કરે છે, તેથી દદ્રુઘ્ન—કુવાડિયો.

૪. मेषस्य लोचनम् इव पुष्पं यस्य सः—જેનું ફૂલ ઘેટાની આંખ જેવું હોય છે, તેથી મેષલોચન-કુવાડિયો.

૫. पद्मम् इव अटति वा पद्मवत् वा अटति—अट गतौ वा कमळ અથવા લક્ષ્મી અથવા કમળના સમૂહને પામતી શોભાથી તેનું અનુકરણ કરનાર છે, તેથી પદ્માટ—કુવાડિયો.

૬ एड—मेष एव गज यस्य सः—એડગજ—જેને બકરો ખાઈ નાખે છે, તેથી એ બકરો જ એને હાથી સમાન છે, તેથી એડગજ—કુવાડિયો.

૭. चक्रं—चक्राकारं पुष्पं फलं च अस्ति अस्य अर्श आद्यच्—જેનું ફૂલ તથા ફળ ગોળાકાર પૈડા જેવું હોય છે, તેથી ચક્ર—કુવાડિયો.

૮ पुमांसं नाटयति—पुमान् इव नाटयति वा, नट अवस्यन्दने—अण्, अण् वा—પુરુષને નચાવે અથવા પુરુષની પેઠે જે નચાવે છે, તેથી પુન્નાટ—કુવાડિયો.

કુંવાડિયાના ગુણો

चक्रमर्दो लघुः स्वादू रूक्षः पित्तानिलापहः।
हृद्यो हिमः कफश्वासकुष्ठदद्रुकृमीन्हरेत् ॥ १९७ ॥

अन्वयः—चक्रमर्दः लघुः स्वादुः रूक्षः हृद्यः हिमः (सन्) पित्तानिलापहः कफश्वासकुष्ठदद्रुकृमीन् हरेत् ॥

કુવાડિયો હલકો છે, મધુર છે, રૂક્ષ છે, હૃદયને ગમે એવો છે, ટાઢો છે અને પિત્ત, વાયુ, કફ, શ્વાસ, કોઢ, દાદર તથા કૃમિઓને મટાડે છે. ૧૯૭

हन्त्युष्णं तत्फलं कुष्ठकण्डूदद्रुविषानिलान्।
गुल्मकासकृमिश्वासनाशनं कटुकं स्मृतम् ॥ १९८ ॥

अन्वय—तत्फलं उष्णं (सत्) कुष्ठकण्डूदद्रुविषानिलान् हन्ति, (तथा च) गुल्मकासकृमिश्वासनाशनं कटुकं स्मृतम् ॥

કુવાડિયાનું ફળ ગરમ તથા તીખું છે અને કોઢ, ખસ, દાદર, ઝેર, વાયુ, ગોળો, ઉધરસ, કૃમિ તથા શ્વાસને મટાડે છે ૧૯૮

અતિવિષનાં નામો

विषा त्वतिविषा विश्वा शृङ्गी प्रतिविषारुणा।
शुक्लकन्दा चोपविषा भङ्गुरा घुणवल्लभा ॥ १९९ ॥

अन्वय.—विषा तु अतिविषा विश्वा शृङ्गी प्रतिविषा अरुणा शुक्लकन्दा च उपविषा भङ्गुरा घुणवल्लभा (इति नामानि) ॥

વિષા,[1] અતિવિષા,[2] વિશ્વા,[3] શૃંગી,[4] પ્રતિવિષા,[5] અરુણા,[6] શુક્લકંદા,[7] ઉપવિષા,[8] ભંગુરા[9] અને ઘુણવલ્લભા,[10] એટલાં અતિવિષનાં સંસ્કૃત નામો છે. ૧૯૯

૧. વેવેષ્ટિ વ્યાપ્નોતિ શરીરે ઉષ્ણત્વાત્—વિષ્લૃ વ્યાપ્તૌ—'ઇગુપધે'તિ કઃ, ટાપ્—જે ગરમ હોવાથી શરીરમાં વ્યાપી જાય છે, તેથી વિષા—અતિવિષ.

૨. વિષમ્ અતિક્રાન્તા—પ્રાદિતત્પુરુષઃ—જે ઝેરને ઓળંગી જાય છે. ઝેરનો નાશ કરે છે, ઝેરથી પણ વધે છે, તેથી અતિવિષા—અતિવિષ.

૩. વિશતિ શરીરં તીક્ષ્ણત્વાત્ કફાદિનાશનાર્થં, વિશ પ્રવેશને—'અશૂ પ્રુષિ૦' ઇત્યૌણાદિઃ ક્વન્—જે તીક્ષ્ણ હોવાથી કફાદિનો નાશ કરવા શરીરમાં પ્રવેશે છે, તેથી વિશ્વા—અતિવિષ.

૪. શૃણાતિ—હિનસ્તિ અતિસાર—આમવિષાદીન્—શૄ હિંસાયામ્, 'શૃણાતેર્હ્રસ્વશ્ચ' ઇતિ ઔણાદિકો ગન્ કિન્ નુટ્ ચ—જે ઝાડાનો, અન્નાદિના અપક્વ ભાગનો તથા ઝેર વગેરેનો નાશ કરે છે, તેથી શૃંગી—અતિવિષ.

૫. પ્રતીપં વિષમ્ અસ્યાઃ—જેનું ઝેર બીજા ઝેરથી ઊલટું હોય છે, તેથી પ્રતિવિષા—અતિવિષ.

૬. અરુણઃ વર્ણઃ અસ્તિ અસ્યાઃ—અર્શઆદ્યચ્—જેનો રંગ લાલ હોય છે, તેથી અરુણા—અતિવિષ.

૭. શુક્લઃ કન્દઃ યસ્યાઃ સા—જેનો કાંદો—મૂળ સફેદ હોય છે, તેથી શુકલકંદા—અતિવિષ.

૮. વિષમ્ ઉપગતા—ઝેરની પાસે ગયેલ—લગભગ ઝેરી અથવા ઝેરનો નાશ કરે. તે ઉપવિષા—અતિવિષ.

૯. મજ્યતે સ્વયમેવેત્યેવંશીલા—મજ્જો આમર્દને—'ભજ્જભાસમિદો ઘુરચ્'—ટાપ્—જે પોતાની મેળે ભાંગી પડે એવા સ્વભાવનું હોય છે, તેથી ભઙ્ગુરા—અતિવિષ.

૧૦. ઘુણાનાં કીટાનાં વલ્લભા—ઘુણ નામના—લકડકૂટ કીડાઓને જે અતિશય પ્રિય છે, તેથી ઘુણવલ્લભા—અતિવિષ.

## અતિવિષના ગુણો

**વિષા સોષ્ણા કટુસ્તિક્તા પાચની દીપની હરેત્ ।**
**કફપિત્તાતિસારામવિષકાસવમિક્રમીન્ ॥ ૨૦૦ ॥**

અન્વયઃ—સા વિષા ઉષ્ણા કટુઃ તિક્તા પાચની (ચ) દીપની (સતી) કફપિત્તાતિસારામવિષકાસવમિક્રમીન્ હરેત્॥

એ અતિવિષ ગરમ, તીખું, કડવું, પાચન, અગ્નિને દીપ્ત કરનાર અને કફ, પિત્ત, અતિસાર, આમ (અન્નાદિકનો કાચો ભાગ), ઝેર, ઉધરસ, ઊલટી તથા કૃમિને મટાડે છે. ૨૦૦

**લોધર અને પાઠિયાલોધરનાં નામો તથા ગુણો**

**લોધ્રસ્તિરીટકશ્ચૈવ શાવરો માલવસ્તથા ।**
**દ્વિતીયઃ પટ્ટિકાલોધ્રઃ ક્રમુકઃ સ્થૂલવલ્કલઃ ॥૨૦૧॥**
**જીર્ણપત્રો બૃહત્પત્રઃ પટ્ટી લાક્ષાપ્રસાદનઃ ।**
**લોધ્રો ગ્રાહી લઘુઃ શીતશ્ચક્ષુષ્યઃ કફપિત્તનુત્ ।**
**કષાયો રક્તપિત્તાસૃગ્જ્વરાતીસારશોથહૃત્ ॥૨૦૨**

અન્વયઃ—લોધ્રઃ તિરીટકઃ ચ શાવર એવ તથા માલવઃ (ઇતિ નામાનિ); દ્વિતીયઃ પટ્ટિકાલોધ્રઃ ક્રમુકઃ સ્થૂલવલ્કલઃ જીર્ણપત્રો બૃહત્પત્રઃ પટ્ટી લાક્ષાપ્રસાદનઃ (ઇતિ કથ્યતે); લોધ્રઃ ગ્રાહી લઘુઃ શીતઃ ચક્ષુષ્યઃ કફપિત્તનુત્ કષાયઃ (સન્) રક્તપિત્તાસૃગ્જ્વરાતીસારશોથહૃત્ (અસ્તિ)॥

લોધ્ર,[1] તિરીટક,[2] શાબર[3] અને માલવ[4] એટલા લોધરનાં સંસ્કૃત નામો છે. બીજું લોધર પટ્ટિકાલોધ્ર,[1] ક્રમુક,[2] સ્થૂલવલ્કલ,[3] જીર્ણપત્ર,[4] બૃહત્પત્ર,[5] પટ્ટી[6] અને લાક્ષાપ્રસાદન[7] એ નામે સંસ્કૃતમાં કહેવાય છે. લોધર* ઝાડાને રોકનાર, હલકું, ઠંડું, નેત્રને હિતકારી અને તૂરું હોઈ કફ, પિત્ત, રક્તપિત્ત. રુધિરનાં દરદ, તાવ, અતિસાર તથા સોજો મટાડે છે. ૨૦૧,૨૦૨

૧. રુણદ્ધિ—આવૃણોતિ મલં કફપિત્તાદીન્ રક્તપિત્તાદીંશ્ચ રોગાન્, રુધિર્ આવરણે—બાહુલકાદરન્ કપિલાદિત્વાચ્ચ લત્વમ્—જે ઝાડાને રોકે, કફ—પિત્ત વગેરેને તથા રક્તપિત્ત આદિ રોગોને મટાડે છે, તેથી લોધ્ર—લોધર.

૨. તીર્યતે જ્વરાતીસારશોથાદિ અનેન 'કૃતૃકૃષિભ્યઃ કીટન્' ઇતિ કીટન્ પ્રત્યયઃ, ઇત્વમ્ (૭—૧—૧૦૦) રપરત્વં ચ, તતઃ સ્વાર્થે કન્—જેનાથી તાવ, ઝાડા,

* **ચક્રદત્ત**માં ફૂલેલું અવાળું મટાડવા લોધર, રસવંતી અને નાગરમોથનું મિશ્રણ વાપરવા ભલામણ કરેલ છે.

**અમૃતસાગર**માં લોધર, જેઠીમધ, ફુલાવેલ ફટકડી અને રસવંતી સરખે ભાગે લઈ પાણીમાં ઘસીને વાપરવા લખેલ છે.

**ચરકસંહિતામાં** લોધરની છાલને રક્તશુદ્ધિકર અને સંગ્રાહી (સ્તંભક) ગણેલ છે.

**સુશ્રુતસંહિતામાં** તેને મેદહર, કફહર, યોનિદોષહર. સ્તંભક, વ્રણશોધક, પક્વાતિસારનાશક, રક્તપિત્તહર અને રક્ત પ્રદરને મટાડનાર વર્ણવેલ છે.

**અન્ય વૈદ્યક ગ્રંથોમાં** લોધરને ઠંડું, ગ્રાહી ગણેલ છે અને આંતરડાં, આંખ તથા નાસુરનાં દરદોમાં ઉપયોગી માનેલ છે. અવાળાં નરમ પડી ગયાં હોય અથવા તેમાંથી લોહી નીકળતું હોય, ત્યારે લોધરની છાલનો ઉકાળો કોગળા કરવામાં વપરાય છે.

મોળા વગેરે મોર છે, તેથી તિરીટક–લોધર.

૩ શાબરજનાનાં પ્રિય: શાબરઃ, વરલેવમિત્યનૂ–ભિલ લોકોને જે પ્રિય હોય છે, તેથી શાબર–લોધર

૪. માલવનામ્નિ દેશે ભવ., મલવે ભવ–માળવા દેશમાં જે ઉત્પન્ન થાય છે, તેથી માલવ–લોધર.

૧ પટ્ટિ. હર સમ્યક્ ક્ષિ–મધ્યપતે ઇતિ પટ્ટિકા– કે ઘાતે–'મસ્તોડનુપસર્ગે' ઇતિ ક–ઘ્સ્–પટ્ટિકાલ મોધ્ર–પટ્ટિકાલોધ–જે લોધર પાટી જેવું હોય છે, તેથી તે પટ્ટિકાલોધ–પાટિયાલોધર કહેવાય છે.

૨ ક્રમુકે–પ્રાપ્નોતિ રૂપાન્તમ્ ઇતિ ક્રમુક–ક્રમુ પાદવિક્ષેપે–ચકુન્નચ્–સ્વાર્થે કન્–જે ઘણા રસને પામે છે તેથી ક્રમુક–પાટિયાલોધર

૩. સ્થૂલ વલ્કલં યસ્ય સ –જેની છાલ જાડી હોય છે, તેથી સ્થૂલવલ્કલ–પાટિયુ લોધર

૪ જીર્ણાનિ પત્રાણિ યસ્ય સ જીર્ણપત્ર–જેનાં પાંદડાં જીર્ણ હોય છે તેથી જીર્ણપત્ર–પાટિયુ લોધર

૫. બૃહન્તિ પત્રાણિ યસ્ય સ –જેનાં પાંદડાં મોટાં હોય છે તેથી બૃહત્પત્ર–પાટિયુ લોધર

૬ પટ્ટ સ્વ અસ્તિ– અત ઇનિઠનૌ –જેનો દેખાવ પાટી જેવો હોય છે તેથી પટ્ટી–પાટિયું લોધર.

૭. લાક્ષા પ્રસાદયતિ ક્ષારયતા–સ્વાદિ –જે વર્ણ કામ છે તેથી લાખને સાફ કરે છે, તેથી લાક્ષાપ્રસાદન–પાટિયુ લોધર

## લસણનાં નામો

લશુનસ્તુ રસોનઃ સ્યાદુગ્રગન્ધો મહૌષધમ્ ।
અરિષ્ટો મ્લેચ્છકન્દશ્ચ યવનેષ્ટો રસોનકઃ ॥૨૦૩॥

લશુન–લશુન તુ રસોન ઉગ્રગન્ધ મહૌષધમ્ અરિષ્ટ. મ્લેચ્છકન્દ યવનેષ્ટ રસોનક સ્યાત્ ॥

લશુન[1] રસોન,[2] ઉગ્રગંધ,[3] મહૌષધ,[4] અરિષ્ટ,[5] મ્લેચ્છકંદ,[6] યવનેષ્ટ[7] અને રસોનક[8] એટલાં લસણ[*]નાં સંસ્કૃત નામો છે ૨૦૩

૧. લશતિ રોગાન્ લિનાતિ, લશ્યતે વા રુજા આદિ ગુણાન્, અથ શ્લેષ્મણી, અશ્નુ વ્યાપ્તૌ ઇત્યસ્માત્ અશેઃ લશ્ચ ઉનન્ પ્રત્યય ઉણાદિ, લશુ ધાતુથી–જે રોગના શમ વગેરે રોગોને નાશ પમાડે છે અથવા રસાયન આદિ ગુણોને આપે છે, તેથી લશુન–લસણ.

૨. એકેન અમ્લેન રસેન ઊન–રહિત, યથા રસૈ– ર્મધુરાદિભિઃ ઊનઃ–રસ્યતે વાર્ધિકૈ વમ્બોદુમન, ઊન પરિહાણે–એકજ, મળ વા, જેમાં એક ખારો રસ ઓછો છે, તેથી–રસોન, અથવા જે ખાવાથી પાપ થાય છે, તેથી ધાર્મિક લોકો ખાવામાં જેનો ત્યાગ કરે છે.

[*] હારિતસંહિતામાં લસણની ઉત્પત્તિ નીચે પ્રમાણે લખી છે –

સમુદ્રમંથન કરાને જ્યારે અમૃત કાઢવામાં આવ્યું તે પ્રસંગે દેવો અને દૈત્યોનો મોટો સંગ્રામ થયો. તે વખતે ગરુડ તે અમૃતના કળશને ચાંચમાં પકડીને સ્વર્ગમાં લઈ ગયો. ગરુડને સંગ્રામનો થાક લાગ્યો હતો તથા તે થાક હોવા છતાં વેગથી તે દોડતો હતો અને આકાશમાં ફરતો હતો. તેથી એ આકુળવ્યાકુળ થઈ ગયો હતો. એ કારણથી એની પાસેના અમૃતના કળશમાંથી અમૃતના ટીપાં નીચે પડ્યાં હતાં. કુદરતી ખરાબ થયેલા તે પ્રદેશમાં જ્યાં જ્યાં એ અમૃતનાં ટીપાં પડ્યાં તે ત્યાં જ રહ્યાં. પછી ફરી તે સ્થળે બાર વર્ષનો દુકાળ પડ્યો, તેથી વનમાં સઘળાં ઝાડ, ઘાસ અને વેલા વગેરે બધું સુકાઈ ગયું. એ દુકાળને લીધે સઘળા ઋષિઓ અતિશય મોટા સંકટમાં પડ્યા. તે ઋષિઓમાં એક વૃદ્ધ ઋષિ હતો. તેનાથી ચલાતું નહિ; તેના અંગો સઘળાં જીર્ણ થઈ ગયાં હતાં, તેથી હાથમાં લાકડી લઈને તે ચાલતો હતો. રસ્તે ચાલવાથી તે થાકી ગયો હતો, તેના મુખમાંથી સઘળાં દાંત પડી ગયાં હતાં; ભૂખથી પીડાઈને તે સ્થળે રહેનારા સઘળા ઋષિઓમાં તે અધિક હતો. એ ઘરડો ઋષિ પણ ભૂખથી પીડિત થઈ પૃથ્વી પર જે જે કંદમૂળ ખાતો હતો. ત્યાં ત્યાં ભટકતો હતો. એમ ભટકતાં ભટકતાં કોઈ વાર પુણ્યયોગને લીધે સુંદર ઊગેલાં તેણે જોયાં. તે છોડ લીલા શેવાળના જેવા હતા તથા તેની આસપાસ પૃથ્વી ઉપર પણ લીલું ઘાસ ઊગ્યું હતું. પેલા ઘરડા ઋષિ ભૂખથી પીડાયેલા હતા, તેથી તેમણે તેનાં પાંદડાં છ માસ સુધી ખાધાં, છ મહિના પછી તેનાં સફેદ કાળાં ખાધાં અને તે પછી એક મહિના સુધી તે ઋષિએ તેના કંદ ખાધા. પછી જ્યારે સુકાળ થયો ત્યારે બધા ઋષિઓ એકઠા થયા. આ ઘરડો ઋષિ પણ જુવાન થઈને જ્યાં બધા ઋષિઓ હતા ત્યાં ગયો, તેને જોઈને સઘળા ઋષિઓ વિસ્મય પામ્યા અને તેને પૂછવા લાગ્યા કે, 'તમે એવો શો ઉપાય કર્યો ? કે જેથી ઘરડા મટીને જુવાન થયા ?' પણ તે ઋષિએ તેમને કંઈ કહ્યું નહિ, ત્યારે સઘળાએ મળીને તેને શાપ દીધો કે 'જે પદાર્થ તે ખાધો હશે તે બ્રાહ્મણોને અભક્ષ્ય થાઓ તથા તે દુર્ગંધવાળો અને અપવિત્ર થાઓ.' એ રીતે લસણ ઉત્પન્ન થયું છે.

તેથી પણ રસોન-લસણ.

૩. उग्रः गन्धः यस्य सः-જેની ગંધ ઉગ્ર હોય છે, તેથી ઉગ્રગંધ-લસણ.

૪. महच्च तत् औषधम्-જે મોટું ઓસડ ગણાય છે, તેથી મહૌષધ-લસણ.

૫. न विद्यते रिष्टं-रोगादिरूपम् अशुभं यस्मात्, यस्य सेवनाद्वा-જેનું સેવન કરવાથી રોગાદિરૂપ અશુભ રહેતું નથી, તેથી અરિષ્ટ-લસણ.

૬. મ્લેચ્છાનાં प्रियः कन्दः-शाकपार्थिवादिः-જે મ્લેચ્છ જાતિના હલકા લોકોને પ્રિય એવો કંદ છે અથવા મૂળિયાંરૂપે થાય છે, તેથી મ્લેચ્છકંદ-લસણ.

૭. यवनानां-सनातनधर्मबहिर्भूतानां वर्णचतुष्टय-बाह्यानाम् लोकानाम् इष्टः-प्रियः, न तु सनातनधर्मावलम्बिद्विजातीनां प्रियः-સનાતન ધર્મને નહિ માનતા અને ચારે વર્ણથી બહાર ગણાતા યવન-હલકા લોકોને જે પ્રિય હોય છે, પણ સનાતન ધર્મને માનતા બ્રાહ્મણાદિ દ્વિજ વર્ણોને પ્રિય નથી, તેથી યવનેષ્ટ-લસણ.

૮. બીજા નંબરનું જે નામ છે, તે જ 'रसोनः एव रसोनकः' એમ સ્વાર્થિક कन् પ્રત્યયાન્ત આઠમું નામ થયું છે અને તેનો અર્થ તો બીજા નામના જેવો જ છે.'

### લસણની ઉત્પત્તિ

**यदामृतं वैनतेयो जहार सुरसत्तमात् ।**
**तदा ततोऽपतद्बिन्दुः स रसोनोऽभवद् भुवि ॥२०४**

અન્વયઃ-वैनतेयः यदा सुरसत्तमात् अमृतं जहार (तदा) ततः (यः) बिन्दुः भुवि अपतत् सः रसोनः अभवत् ॥

ગરુડજી ઇંદ્રની પાસેથી અમૃતનું જ્યારે હરણ કરી જતા હતા, ત્યારે તેમાંથી જે ટીપું પૃથ્વી પર પડ્યું હતું, તે જ લસણ થયેલ છે. ૨૦૪

### લસણનું 'રસોન' નામ કેમ?

**पञ्चभिश्च रसैर्युक्तो रसेनाम्लेन वर्जितः ।**
**तस्माद्रसोन इत्युक्तो द्रव्याणां गुणवेदिभिः ॥२०५**

અન્વયઃ-(सः) पञ्चभिः रसैः युक्तः च अम्लेन रसेन वर्जितः (अस्ति), तस्मात् द्रव्याणां गुणवेदिभिः रसोनः इति उक्तः ॥

તે લસણ પાંચ રસથી યુક્ત છે; માત્ર ખાટો રસ તેમાં નથી; એટલે એક રસ તેમાં ઓછો છે, તેથી પદાર્થોના ગુણ જાણનારાઓએ તેને 'રસોન' નામે કહેલ છે. ૨૦૫

### લસણમાં કયો રસ કયા ભાગમાં?

**कटुकश्चापि मूलेषु तिक्तः पत्रेषु संस्थितः ।**
**नाले कषाय उद्दिष्टो नालाग्रे लवणः स्मृतः ।**
**बीजे तु मधुरः प्रोक्तो रसस्तद्गुणवेदिभिः ॥२०६॥**

અન્વયઃ-अपि च (सः) मूलेषु कटुकः, पत्रेषु तिक्तः संस्थितः, नाले कषायः उद्दिष्टः, नालाग्रे लवणः स्मृतः, बीजे तु तद्गुणवेदिभिः मधुरः रसः प्रोक्तः ॥

એ લસણનાં મૂળિયાંમાં તીખો, પાંદડાંમાં કડવો, નાળમાં તૂરો, નાળની અણીમાં ખારો અને બીજમાં તેના ગુણ જાણનારાઓએ મધુર રસ કહેલ છે. ૨૦૬

### લસણના ગુણો

**रसोनो बृंहणो वृष्यः स्निग्धोष्णः पाचनः सरः ॥**
**रसे पाके च कटुकस्तीक्ष्णो मधुरको मतः ॥२०७**

અન્વયઃ-रसोनः बृंहणः वृष्यः स्निग्धोष्णः पाचनः सरः रसे च पाके कटुकः तीक्ष्णः मधुरकः मतः ॥

લસણ પુષ્ટિકારક, વીર્યને વધારનાર, સ્નિગ્ધ, ગરમ, પાચન, ઝાડો ઉતારનાર, પાકમાં તથા રસમાં તીખું, તીક્ષ્ણ અને મધુર મનાયું છે. ૨૦૭

**भग्नसन्धानकृत्कण्ठ्यो गुरुः पित्तास्रवृद्धिदः ।**
**बलवर्णकरो मेधाहितो नेत्र्यो रसायनः ॥ २०८ ॥**
**हृद्रोगजीर्णज्वरकुक्षिशूलविबन्धगुल्मारुचिकासशोफान् । दुर्नामकुष्ठानलसादजन्तुसमीरणश्वासकफांश्च हन्ति ॥ २०९ ॥**

અન્વયઃ-(तथा च रसोनः) भग्नसन्धानकृत् कण्ठ्यः गुरुः पित्तास्रवृद्धिदः बलवर्णकरः मेधाहितः नेत्र्यः रसायनः (अस्ति) ॥ (अपि) च हृद्रोगजीर्णज्वरकुक्षिशूलविबन्धगुल्मारुचिकासशोफान् दुर्नामकुष्ठानलसादजन्तुसमीरणश्वासकफान् हन्ति ॥

વળી તે ભાંગેલાંને સાંધનાર, કંઠને સારો કરનાર, ભારે, પિત્ત તથા રુધિરને વધારનાર તથા બળ અને વર્ણ માટે સારું છે, બુદ્ધિને તથા નેત્રને હિતકારી છે, રસાયનરૂપ છે અને હૃદયના રોગ, જૂનો તાવ પેટનું શૂળ, ઝાડાની કબજિયાત, ગોળો, અરુચિ, ઉધરસ, સોજા, અરશ, કોઢ, અગ્નિનું મંદપણું, જીવડાં, વાયુ, શ્વાસ તથા કફને મટાડે છે. ૨૦૮,૨૦૯

૫. अग्निः इव मुखम् अस्याः–गौरादित्वाद् ङीप्–જેનું મોઢું અગ્નિ જેવું ગરમ હોય છે, તેથી અગ્નિમુખી–ભિલામું.

૬. भल्लति–हिनस्ति अशुद्धोपयोगात्–भल्ल हिंसायाम्, अच्, गौरादित्वात् ङीप्–શોધન કર્યા વિના જો વાપર્યું હોય તો જે નાશ કરે છે, તેથી ભલ્લી–ભિલામું.

૭. वीरः इव वृक्षः दुःस्पर्शत्वात्–જેનો સ્પર્શ કરવો પણ મુશ્કેલ હોય છે, એવા વીર પુરુષ જેવું એ ઝાડ હોય છે, તેથી વીરવૃક્ષ–ભિલામું.

૮. शोफं कृन्तति–छिनत्ति, कृती छेदने–क्विप्–જે સોજાનો નાશ કરે છે, તેથી શોફકૃત્–ભિલામું.

ભિલામાંના ગુણો

भल्लातकफलं पक्वं स्वादुपाकरसं लघु ।
कषायं पाचनं स्निग्धं तीक्ष्णोष्णं छेदि भेदनम् ॥२१४
मेध्यं वह्निकरं हन्ति कफवातव्रणोदरम् ।
कुष्ठार्शोग्रहणीगुल्मशोफानाहज्वरक्रमीन् ॥२१५॥

अन्वय.–(अथ गुणास्तु–) भल्लातकफलं पक्वं स्वादुपाकरसं लघु कषायं पाचनं स्निग्धं तीक्ष्णोष्णं छेदि भेदनं मेध्यं वह्निकरं (सत्) कफवातव्रणोदरं कुष्ठार्शोग्रहणीगुल्मशोफानाहज्वरक्रमीन् हन्ति ॥

ભિલામાનું પાકું ફળ પાકમાં અને રસમાં મધુર, હલકું, તૂરું, પાચન, સ્નિગ્ધ, તીક્ષ્ણ, ગરમ, મળને કાપનાર, ઝાડો લાવનાર, બુદ્ધિવર્ધક અને અગ્નિને કરનાર હોઈ કફ, વાયુ, વ્રણ, પેટના રોગ, કોઢ, અરશ, સંગ્રહણી (એક જાતનું ઝાડાનું દરદ), ગોળો, સોજો, આફરો, તાવ અને જીવડાંને મટાડે છે.

तन्मज्जा मधुरो वृष्यो बृंहणो वातपित्तहा ।
वृन्तमारुष्करं स्वादु पित्तघ्नं केश्यमग्निकृत् ॥२१६॥

अन्वयः–तन्मज्जा मधुरः वृष्यः बृंहणः वातपित्तहा (अस्ति), आरुष्करं वृन्तं स्वादु पित्तघ्नं केश्यम् अग्निकृत् (अस्ति) ॥

ભિલામાનો ગર્ભ મધુર, વીર્યને વધારનાર, પુષ્ટિ આપનાર અને વાયુ તથા પિત્તને મટાડનાર છે. ભિલામાનું ડીંટિયું મધુર. પિત્તને હરનાર, કેશને હિતકારી અને અગ્નિને પ્રદીપ્ત કરનાર છે. ૨૧૬

भल्लातकः कषायोष्णः शुक्लो मधुरो लघुः ।
वातश्लेष्मोदरानाहकुष्ठार्शोग्रहणीगदान् ।
हन्ति गुल्मज्वरश्वित्रवह्निमान्द्यक्रमिव्रणान् ॥ २१७

अन्वयः–भल्लातकः कषायोष्णः शुक्लः मधुरः लघुः (सन्) वातश्लेष्मोदरानाहकुष्ठार्शोग्रहणीगदान् गुल्मज्वरश्वित्रवह्निमान्द्यक्रमिव्रणान् हन्ति ॥

ભિલામું તૂરું, ગરમ, વીર્યને વધારનાર, મધુર અને હલકું હોઈ વાયુ, કફ, પેટનો આફરો, કોઢ, અરશ, સંગ્રહણીનો રોગ, ગોળો, તાવ, શ્વિત્ર નામનો ધોળો કોઢ, અગ્નિનું મંદપણું, જીવડાં અને વ્રણને મટાડે છે. ૨૧૭

ભાંગનાં નામો તથા ગુણો

भङ्गा गञ्जा मातुलानी मादिनी विजया जया ।
भङ्गा कफहरी तिक्ता ग्राहिणी पाचनी लघुः ।
तीक्ष्णोष्णा पित्तला मोहमदवाग्वह्निवर्धिनी ॥२१८

अन्वयः–भङ्गा गञ्जा मातुलानी मादिनी विजया जया (इति नामानि, गुणाश्च–)भङ्गा कफहरी तिक्ता ग्राहिणी पाचनी लघुः तीक्ष्णा उष्णा पित्तला मोहमदवाग्वह्निवर्धिनी (स्यात्) ।

ભંગા,[1] ગંજા,[2] માતુલાની,[3] માદિની,[4] વિજયા[5] અને જયા[6] એટલાં ભાંગનાં સંસ્કૃત નામો છે. ભાંગ કફને હરનાર, કડવી, ઝાડાને રોકનાર, પાચન, હલકી, તીક્ષ્ણ, ગરમ, પિત્ત કરનાર અને મોહ, મદ, ભાષણ તથા અગ્નિને વધારનાર છે. ૨૧૮

૧. भज्यते अनया कफादिः तीक्ष्णत्वात्, भञ्जो आमर्दने–'हलश्चे'ति घञ्–તીક્ષ્ણ હોવાને લીધે જેનાથી કફ વગેરે કપાય છે, તેથી ભંગા–ભાંગ.

૨. गञ्ज्यते अनया जनेन मादकत्वात्–गजि शब्दे पूर्ववत् घञ्, टाप्–કેફી હોવાથી જેને લીધે માણસ ખૂબ બકે છે, તેથી ગંજા–ભાંગ.

૩. मातुलस्य–धत्तूरस्य स्त्री इव मादकत्वात् ' मातुलोपाध्याययोर्ङीपानुकौ '–इति ङीप् आनुक् च–કેફી હોવાથી ધંતૂરાની જાણે સ્ત્રી હોય તેવી જણાય છે, તેથી માતુલાની–ભાંગ.

૪. मादयति–मदं करोति–ग्रहादित्वात् णिनिः–જે મદ અથવા કેફ કરે છે–બેભાન બનાવે છે, તેથી માદિની–ભાંગ.

૫. विजयते कफम्–अच्–टाप्–જે કફને દૂર કરે છે, તેથી વિજયા–ભાંગ.

૬. એ જ પ્રમાણે जयति कफम् इति जया–કફને હરે છે, તેથી જયા–ભાંગ.

અફીણના ડોડવાનાં નામો તથા ગુણો

तिलभेदः खसतिलः खाखसश्चापि स स्मृतः ।
स्यात्खाखसफलोद्भूतं वल्कलं शीतलं लघु ॥२१९

છે. સિંધાલૂણ સ્વાદિષ્ઠ, અગ્નિને પ્રદીપ્ત કરનાર, પાચન, હલકું, સ્નિગ્ધ, રુચિ ઉપજાવનાર, ઠંડું, મૈથુનની શક્તિ આપનાર, સૂક્ષ્મ, નેત્રને હિતકારી અને દોષને મટાડનાર છે. ૨૨૩

૧. સિન્ધુષુ ભવઃ–'કચ્છાદિભ્યશ્ચ' ઇત્યણ્–સિંધુ દેશમાં જે થાય છે, તેથી સૈન્ધવ–સિંધાલૂણ.

૨. શીત ચ તત્ શિવ ચ–જે શીતળ ગુણવાળું અને સુખકારક છે, તેથી શીતશિવ-સિંધાલૂણ.

૩. મણિમન્થનામ્નિ પર્વતે ભવં મણિમન્થ નામના પર્વતમાં જે ખૂબ થાય છે. તેથી માણિમન્થ–સિંધાલૂણ.

૪. સિન્ધુષુ–જાત– સપ્તમ્યાં જનેર્ડઃ–સિંધુ દેશમાં જે ઉત્પન્ન થાય છે, તેથી સિંધુજ–સિંધાલૂણ.

## સાંભરલૂણનાં નામો તથા ગુણો

**શાકમ્ભરીયં કથિતં ગુડાખ્યં રૌમકં તથા ।**
**ગુડાખ્યં લઘુ વાતઘ્નમત્યુષ્ણં ભેદિ પિત્તલમ્ ॥૨૨૪**
**તીક્ષ્ણોષ્ણં ચાપિ સૂક્ષ્મં ચાભિષ્યન્દિ કટુપાકિ ચ ॥**

અન્વય.–શાકમ્ભરીયં ગુડાખ્યં તથા રૌમકં કથિતમ્ । ગુડાખ્યં લઘુ વાતઘ્નમ્ અત્યુષ્ણ ભેદિ પિત્તલં તીક્ષ્ણોષ્ણમ્ અપિ ચ સૂક્ષ્મં ચ અભિષ્યન્દિ ચ કટુપાકિ (અસ્તિ) ॥

**શાકંભરીય,[1] ગુડાખ્ય[2] અને રૌમક[3] એ સાંભરલૂણનાં સંસ્કૃત નામો છે. ગોળનાં જે નામો છે તે બધાં સાંભરલૂણના પણ નામો છે. સાંભરલૂણ હલકું, વાયુને હણનાર, બહુ જ ગરમ, ઝાડો લાવનાર, પિત્ત કરનાર, તીક્ષ્ણ, સૂક્ષ્મ, (દહીંની પેઠે) કફ કરનાર અને પાકમાં તીખું છે. ૨૨૪,૨૨૫**

૧. શાકમ્ભરે દેશે ભવમ્ 'વૃદ્ધાચ્છઃ'–શાકંભર નામના દેશમાં જે થાય છે. તેથી શાકંભરીય–સાંભરલૂણ.

૨. ગુડસ્ય આખ્યા યસ્ય તત્–ગોળનાં જેટલાં નામો છે, તે બધાં નામે જે કહેવાય છે, તેથી ગુડાખ્ય–સાંભરલૂણ.

૩. રુમાયાં ભવમ્–અણ્ (૪–૩–૫૩) સંજ્ઞાયાં કન્ (૫–૩–૭૫)–રુમા નામના દેશમાં પણ જે થાય છે. તેથી રૌમક–સાંભરલૂણ

## દરિયાઈ લૂણનાં નામો તથા ગુણો

**સામુદ્રં યત્તુ લવણમક્ષીવં વશિરં ચ તત્ ।**
**સામુદ્રજં સાગરજં લવણોદધિસમ્ભવમ્ ॥૨૨૬॥**
**સામુદ્રં મધુરં પાકે સતિક્તં મધુરં ગુરુ ।**
**નાત્યુષ્ણં દીપનં ભેદિ સક્ષારમવિદાહિ ચ ॥૨૨૭॥**
**શ્લેષ્મલં વાતનુત્તિક્તમરૂક્ષં નાતિશીતલમ્ ॥૨૨૮॥**

અન્વય.–યત્તુ સામુદ્રં લવણં તત્ અક્ષીવં વશિરં ચ સામુદ્રજં સાગરજં લવણોદધિસંભવમ્ (કથ્યતે); સામુદ્રં મધુરં પાકે સતિક્તં મધુરં ગુરુ ન અતિઉષ્ણં દીપનં ભેદિ સક્ષારમ્ ચ અવિદાહિ શ્લેષ્મલં વાતનુત્ તિક્તમ્ અરુક્ષં ન અતિશીતલમ્ (અસ્તિ) ॥

**સામુદ્ર,[1] અક્ષીવ,[2] વશિર,[3] સમુદ્રજ,[4] સાગરજ[5] અને લવણોદધિસંભવ[6] એટલાં દરિયાઈ લૂણનાં સંસ્કૃત નામો છે. દરિયાઈ લૂણ મધુર, પાચન થતાં તીખાશ સાથે મધુર, ભારે, બહુ ગરમ નથી, અગ્નિને પ્રદીપ્ત કરનાર, ઝાડો લાવનાર, ખારા રસવાળું અને બળતરા કરનાર નથી; તેમજ કફ કરનાર, વાયુને મટાડનાર અને કડવું છે, છતાં રૂક્ષ નથી અને અત્યંત ઠંડું પણ નથી. ૨૨૬–૨૨૮**

૧. સમુદ્રે ભવ–'તત્ર ભવઃ' ઇત્યણ્–સમુદ્રમાં ઉત્પન્ન થાય છે, તેથી સામુદ્ર–દરિયાઈ લૂણ.

૨. અક્ષ્ણઃ ઈ–શોભા અક્ષી, અક્ષીં વાતિ વાયતિ વા, વા ગતિગન્ધનયોઃ, ઓવૈ શોષણે, 'આતોऽનુપસર્ગે કઃ–' આંખની શોભા અથવા તેજને વધારનાર છતાં વધારે સેવનથી આંખનું તેજ ઓછું કરનાર પણ છે, તેથી અક્ષીવ–દરિયાઈ લૂણ.

૩. ઉશ્યતે ઇતિ વશિઃ–વશ કાન્તૌ 'ઇન્' (ઉણા૦ ૪–૧૧૮) વર્શિ–કાન્તિ રાતિ–દદાતિ–કાંતિને જે આપે છે, તેથી વશિર–દરિયાઈ લૂણ.

૪. સમુદ્રાત્ જાયતે સ્મ–'અન્યેષ્વપિ૦' ઇતિ જનેર્ડઃ–સમુદ્રમાંથી જે ઉત્પન્ન થાય છે, તેથી સમુદ્રજ–દરિયાઈ લૂણ.

૫. સાગરાત્ જાયતે સ્મ–પૂર્વવત્ ડઃ–સમુદ્રમાંથી જે ઉત્પન્ન થાય છે, તેથી સાગરજ–દરિયાઈ લૂણ.

૬. લવણશ્ચાસૌ ઉદધિઃ લવણોદધિઃ, લવણોદધિઃ સંભવઃ યસ્ય તત્–ખારો સમુદ્ર જેનું ઉત્પત્તિસ્થાન છે, તેથી લવણોદધિસંભવ–દરિયાઈ લૂણ.

## બિડલૂણનાં નામો તથા ગુણો

**વિડં પાક્યં ચ કૃતકં તથા દ્રાવિડમાસુરમ્ ।**
**વિડં સક્ષારમૂર્ધ્વાધઃકફવાતાનુલોમનમ્ ॥૨૨૯॥**
**દીપનં લઘુ તીક્ષ્ણોષ્ણં રૂક્ષં રુચ્યં વ્યવાયિ ચ ।**
**વિબન્ધાનાહવિષ્ટમ્ભહૃદ્ગ્રગૌરવશૂલનુત્ ॥ ૨૩૦ ॥**

અન્વયઃ–વિડં પાક્યં ચ કૃતકં તથા દ્રાવિડમ્ આસુરમ્ (ઇતિ નામાનિ, ગુણાશ્ચ–) વિડં સક્ષારમ્ (સત્) ઊર્ધ્વાધઃ–કફવાતાનુલોમનં દીપનં લઘુ તીક્ષ્ણોષ્ણં રૂક્ષં રુચ્યં ચ વ્યવાયિ (સત્) વિબન્ધાનાહવિષ્ટમ્ભહૃદ્ગ્રગૌરવ-

ચણામાંથી ઉપજેલ જે ખટાઈરૂપ ખાર, તે ચણકામ્લક કહેવાય છે.

## જવખાર અને સાજીખારનાં નામો તથા ગુણો

**પાક્યઃ ક્ષારો યવક્ષારો યાવશૂકો યવાગ્રજઃ।**
**સ્વર્જિકાઽપિ સ્મૃતઃ ક્ષારઃ કાપોતઃ સુખવર્ચકઃ ॥**
**કથિતઃ સ્વર્જિકાભેદો વિશેષજ્ઞૈઃ સુવર્ચિકા।**
**યવક્ષારો લઘુઃ સ્નિગ્ધઃ સુસૂક્ષ્મો વહ્નિદીપનઃ ॥૨૩૬**
**નિહન્તિ શૂલવાતામશ્લેષ્મશ્વાસગલામયાન્।**
**પાણ્ડ્વર્શોગ્રહણીગુલ્માનાહપ્લીહહૃદામયાન્ ॥૨૩૭**

અન્વયઃ–પાક્યઃ ક્ષારઃ યવક્ષારઃ યાવશૂકઃ યવાગ્રજઃ (ઇતિ યવક્ષારનામાનિ, અથ) સ્વર્જિકા અપિ ક્ષારઃ કાપોતઃ સુખવર્ચકઃ સ્મૃતઃ, વિશેષજ્ઞૈઃ સ્વર્જિકાભેદઃ સુવર્ચિકા કથિતઃ। યવક્ષારઃ લઘુઃ સ્નિગ્ધઃ સુસૂક્ષ્મઃ વહ્નિદીપનઃ (સન્) શૂલવાતામશ્લેષ્મશ્વાસગલામયાન્ પાણ્ડ્વર્શોગ્રહણીગુલ્માનાહપ્લીહહૃદામયાન્ હન્તિ ॥

**પાક્ય,[1] ક્ષાર,[2] યવક્ષાર,[3] યાવશૂક[4] અને યવાગ્રજ[5] એટલાં જવખારનાં સંસ્કૃત નામો છે. સ્વર્જિકા,[1] ક્ષાર,[2] કાપોત[3] અને સુખવર્ચક[4] એટલાં સાજીખારનાં સંસ્કૃત નામો છે. વિશેષ જાણનારા લોકો એક જાતના સાજીખારને સુવર્ચિકા[5] પણ કહે છે. જવખાર હલકો, સ્નિગ્ધ, બહુ જ સૂક્ષ્મ અને અગ્નિને પ્રદીપ્ત કરનાર હોઈ શૂલ, વાયુ, અપક્વ ભાગ, કફ, શ્વાસ, તથા ગળાનાં દરદને મટાડે છે; તેમ જ પાંડુરોગ, અરશ, સંગ્રહણી, ગોળો, મલબંધ, બરળના દરદને અને હૃદયના દરદને પણ મટાડે છે. ૨૩૫–૨૩૭**

૧. પાક્ય શબ્દની વ્યુત્પત્તિ બિડલૂણનાં બીજા નામ પ્રમાણે જાણવી.

૨. ક્ષરતિ–સમ્યક્ ચલતિ સૂક્ષ્મત્વાત્ પ્રતિશરીરાવયવમ્–ક્ષર સઞ્ચલને–'જ્વલિતિકસન્તેભ્યો ણઃ'–જે સૂક્ષ્મ હોવાથી શરીરના દરેક અવયવોમાં બરાબર ગતિ કરે છે, તેથી ક્ષાર–યવક્ષાર–જવનો ખાર.

૩. યવાનાં ક્ષારઃ–જવનો ખાર.

૪. યવાનાં શૂકં યવશૂકં, તત્ર જાતઃ–અણ્ જવની શિખામાં જે ઉત્પન્ન થાય છે, તેથી–યાવશૂક–જવખાર.

૫. યવાનામ્ અગ્રં યવાગ્રં, તસ્માત્ જાતઃ–'પઞ્ચમ્યાં૦' (૩–૨–૯૮) ઇતિ ડઃ–જવની અણી–શિખામાંથી ઉત્પન્ન જે થાય છે, તેથી યવાગ્ર–જવનો ખાર.

૧. સુતરામ્ અર્જ્યતે સુપૂર્વક ઙર્જ અર્જને–ઘઞ્, સ્વર્જઃ અસ્તિ અસ્યાઃ, 'અત ઇનિઠનૌ'–ઇતિ ઠન્, તતશ્ચ ટાપ્–સ્વર્જિકા–જે જંગલોમાં સારી રીતે મેળવી શકાય છે, તેવો જે ક્ષાર તે સ્વર્જિકા–સાજીખાર.

૨. ક્ષાર–ક્ષાર શબ્દની વ્યુત્પત્તિ ઉપર જવખારના બીજા નામમાં પ્રથમ અપાઈ છે.

૩. કપોતસ્યેવ વર્ણઃ અસ્તિ અસ્ય, 'અર્શઆદ્યચ્'–જેનો રંગ હોલા જેવો હોય છે, તેથી કાપોત–સાજીખાર.

૪. સુખં વર્ચયતિ દીપયતિ શરીરમ્, વર્ચ દીપ્તૌ–ણ્વુલ્ જે શરીરને અનાયાસે દીપાવે છે, તેથી સુખવર્ચક–સાજીખાર.

૫. સુષ્ઠુ વર્ચઃ અસ્તિ અસ્ય, વર્ચેતિ અદન્તાત્ 'અત ઇનિઠનૌ,' ઇતિ ઠન્, ટાપ્–જે સારી રીતે પ્રકાશે છે, ચળકે છે, તેથી સુવર્ચિકા–સાજીખાર.

**સ્વર્જિકાલ્પગુણા તસ્માદ્વિશેષાદ્ગુલ્મશૂલહૃત્।**
**સુવર્ચિકા સ્વર્જિકાવદ્બોદ્ધવ્યા ગુણતો જનૈઃ ॥૨૩૮**

અન્વયઃ–સ્વર્જિકા તસ્માત્ અલ્પગુણા, વિશેષાત્ ગુલ્મશૂલહૃત્; સુવર્ચિકા ગુણતઃ સ્વર્જિકાવત્ જનૈઃ બોદ્ધવ્યા ॥

**સાજીખાર જવખારથી ઓછા ગુણવાળો છે અને વિશેષે કરી ગોળાને તથા શૂલને મટાડે છે. સુવર્ચિકાક્ષારમાં પણ સાજીખારના જેવા જ ગુણો છે, એમ લોકોએ સમજવું.**

## ટંકણખારનાં નામો તથા ગુણો

**સૌભાગ્યં ટઙ્કણં ક્ષારો ધાતુદ્રાવકમુચ્યતે।**
**ટઙ્કણં વહ્નિકૃદ્રૂક્ષં કફહૃદ્વાતપિત્તકૃત્ ॥ ૨૩૯ ॥**

અન્વયઃ–સૌભાગ્યં ટઙ્કણં ક્ષારઃ ધાતુદ્રાવકમ્ (ઇતિ–નામકમ્) ઉચ્યતે; ટઙ્કણં વહ્નિકૃત્ રૂક્ષં કફહૃત્ વાતપિત્તકૃત્ (અસ્તિ)॥

**સૌભાગ્ય,[1] ટંકણ,[2] ક્ષાર[3] અને ધાતુદ્રાવક[4] એટલાં ટંકણખારનાં સંસ્કૃત નામો છે. ટંકણખાર અગ્નિને ઉત્પન્ન કરનાર, રૂક્ષ, કફને હરનાર અને વાયુ તથા પિત્તને કરનાર છે. ૨૩૯**

૧. સુષ્ઠુ ભગમ્–ઐશ્વર્યં ધાતુદ્રાવકત્વલ્પમ્ અસ્તિ યસ્ય સઃ સુભગઃ, સુભગસ્ય ભાવઃ–ષ્યઞ્, સૌભાગ્યમ્ અસ્તિ અસ્ય–અર્શઆદ્યચ્–ધાતુઓને ગાળનાર તરીકેનું મહાસામર્થ્ય જેનામાં છે, તેથી સૌભાગ્ય–ટંકણખાર.

૨. ટઙ્ક્યન્તે–બધ્યન્તે ધાતવઃ અનેન દ્રવીકૃત્ય–ટકિ બન્ધને–કરણે યુચ્–જેના વડે ધાતુઓને ઓગાળી તે ધાતુઓને એકરૂપે બાંધી શકાય છે, તેથી ટંકણ.

૩. ક્ષાર–શબ્દની વ્યુત્પત્તિ જવખારના બીજા નામમાં જોવી.

કર્પૂર,[1] આ નામ પુંલિંગે તથા નપુંસકલિંગે પણ વપરાય છે; સિતાભ્ર,[2] હિમવાલુક,[3] ઘનસાર,[4] ચંદ્રસંજ્ઞ[5] અને હિમનામા[6] એટલાં કપૂરનાં[×] સંસ્કૃત નામો છે. વળી એ ચંદ્રના અને હિમના નામે પણ કહેવાય છે. કપૂર ઠંડું, વીર્યને વધારનાર, નેત્રને હિતકારી, મળોને ઉખેડનાર, હલકું, સુગંધી, મધુર અને કડવું હોઈ કફ, પિત્ત, ઝેર, દાહ, તરશ, મોઢાનું વિરસપણું, મેદ તથા દુર્ગંધપણું મટાડે છે. કપૂર પાકું અને કાચું એમ બે પ્રકારનું છે; તેમાં પાકા કરતાં કાચાંને વિદ્વાનો વધારે ગુણવાળું કહે છે. ૧,૩

૧. किरति विक्षिपति, कृणाति हिनस्ति वा मलकफपित्तविषादीन्, करोति वा वीर्यवृद्धि-नेत्रहितं च-कॄ विक्षेपे, कृन् हिंसायाम, डुकृञ् करणे-या विचू-कर्, पूर्यते शरीरं चेति-पूरी आप्यायने-'इगुपधे'ति क'-कर् चासौ पूरश्च कर्पूर-જે મળ, કફ, પિત્ત, ઝેર વગેરેનો નાશ કરે છે, વીર્ય વધારે છે અને નેત્રને હિતકારી છે, તેમ જ શરીરને પુષ્ટ કરે છે, તેથી કર્પૂર-કપૂર.

૨. सितं-श्वैत्यं बन्धनं चन्द्रं वा अभ्रति-गच्छति-'कर्मण्यण्,' यद्वा सितं-शौक्ल्यम् अभ्रयति स्वसंबद्धम्, यद्वा सितम् अभ्रमिव शुक्लत्वात्-इति सिताभ्रः-જે ધોળાશને, બંધનને તથા ચંદ્ર જેવા ગુણને પ્રાપ્ત કરે છે, અથવા પોતામાં ધોળાશનો સંબંધ પમાડે છે, અથવા ધોળું હોવાથી સફેદ વાદળાં જેવું જે જણાય છે, તેથી સિતાભ્ર-કપૂર.

૩. हिमा वालुका यस्य सः-જેના રજકણ શીતળ હોય છે, તેથી હિમવાલુક-કપૂર.

૪. घनः-दृढः सारो यस्य सः, यद्वा घनस्य-श्वेताभ्रस्य सार इव शीतत्वात् सिताभ्राकारत्वाच्च-જેનો સાર ઉત્તમ હોય છે અથવા પોતે શીતળ તથા ધોળાં વાદળનો આકાર ધરાવતું હોવાથી ધોળાં વાદળાંનો જાણે સાર હોય તેવું છે,તેથી ઘનસાર-કપૂર.

૫. चन्द्रस्य संज्ञा, चन्द्र इति संज्ञा वा यस्य सः-ચંદ્રનાં જેટલાં નામો છે, તેટલાં નામે પણ જે કહેવાય છે, તેથી ચંદ્રસંજ્ઞ-કપૂર.

× રાજનિઘંટુમાં કપૂર બે જાતનું વર્ણવેલું છે : પક્વ અને અપક્વ.

વૈદ્યો ભીમસેની કપૂરને સાધારણ કપૂર કરતાં ઘણું જલદ અને કામવાસના વધારનાર ગણે છે.

૬. हिमस्य संज्ञा, हिमम् इति वा संज्ञा यस्य सः-હિમનાં જેટલાં નામો છે, તેટલાં નામે પણ જે કહેવાય છે, તેથી હિમનામા-કપૂર.

## ચીનાઈ કપૂરનું નામ તથા ગુણો

चीनाकसंज्ञः कर्पूरः कफक्षयकरः स्मृतः ।
कुष्ठकण्डूवमिहरस्तथा तिक्तरसश्च सः ॥ ४ ॥

अन्वयः-चीनाकसंज्ञः[1] कर्पूरः कफक्षयकरः स्मृतः, तथा च सः कुष्ठकण्डूवमिहरः च तिक्तरसः (भवति)॥

ચીનાઈ કપૂર કફ, કોઢ, ચળ તથા વમનને મટાડે છે; અને તે કડવા રસવાળું હોય છે.

૧. चीनं-श्वेतवस्त्रसूत्राकारम् अकति-गच्छति-अक गतौ 'कर्मण्यण्'-ચીન એટલે ધોળા કપડાના સૂતરના તાંતણાંના જેવા આકારને જે પામે છે, તેથી ચીનાક ચીનાઈ કપૂર.

## કસ્તૂરીનાં નામો

मृगनाभिर्मृगमदः कथितस्तु सहस्रभित् ।
कस्तूरिका च कस्तूरी वेधमुख्या च सा स्मृता ॥५

अन्वय-मृगनाभिः तु मृगमदः कथितः, सा च सहस्रभित् कस्तूरिका कस्तूरी च वेधमुख्या स्मृता ॥

મૃગનાભિ,[1] મૃગમદ,[2] સહસ્રભિત્,[3] કસ્તૂરિકા,[4] કસ્તૂરી[5] અને વેધમુખ્યા[6] એટલાં કસ્તૂરીનાં સંસ્કૃત નામો છે. ૫

૧. मृगस्य नाभिः-મૃગની નાભિમાં થતી હોઈ તેની નાભિરૂપ છે. તેથી મૃગનાભિ-કસ્તૂરી.

૨. मृगस्य मदः-મૃગના મદરૂપ છે, તેથી મૃગમદ-કસ્તૂરી.

૩. सहस्रं भिनत्ति-भिदिर् विदारणे-क्विप्-હજારો વસ્તુને ભેદનાર-પોતાની સુવાસની અસર કરનાર છે, તેથી સહસ્રભિત્-કસ્તૂરી.

૪. कस्तूरी एव कस्तूरिका स्वार्थे कन्-કસ્તૂરી એ જ કસ્તૂરિકા પણ કહેવાય છે.

૫. कसति-गच्छति गन्धः अस्याः सर्वत्र इति कस्तूरी-कस गतौ खर्जादित्वात् ऊरः (ઉણા. ૪-૯૦), पृषोदरादिः, गौरादिः-જેની ગંધ બધે પ્રસરે-ફેલાય છે, તેથી કસ્તૂરી.

૬. विध्यन्ते-भिद्यन्ते एभिः पदार्थाः-वेधाः, करणे घञ्,तेषु मुख्या-જેનાથી બીજા પદાર્થો ભેદાય-વીંધાય તેવા પદાર્થોમાં મુખ્ય, અસરકારક પદાર્થોમાં શ્રેષ્ઠ છે, તેથી વેધમુખ્યા-કસ્તૂરી.

## કસ્તૂરી ત્રણ જાતની

कामरूपोद्भवा कृष्णा नेपाली नीलवर्णयुक् ।
काश्मीरी कपिलच्छाया कस्तूरी त्रिविधा स्मृता ॥६

૪. ક્ષારપતિ–ટુ ગતૌ–વ્યાપ્ય ગચ્છતિ, ધાતુઓ ઇત્યર્થમ્–ધાતુઓને ઓગાળનાર હોવાથી–ધાતુદ્રાવક–ટંકણખાર.

બે ખાર અને ત્રણ ખાર

સર્જિકા યાવશૂકશ્ચ ક્ષારદ્વયમુદાહૃતમ્ ।
ટંકણેન યુતં તત્તુ ક્ષારત્રયમુદીરિતમ્ ।
મિલિતં તૂષ્ણગુણકૃદ્વિશેષાદ્ગુલ્મશૂલહૃત્ ॥૨૪૦॥

અન્વય–સર્જિકા ચ યાવશૂકઃ–ક્ષારદ્વયમ્ ઉદાહૃતમ્। તત્તુ ટંકણેન યુતં ક્ષારત્રયમ્ ઉદીરિતમ્। મિલિતં (તત્ ત્રયં) તુ વિશેષાત્ ઉષ્ણગુણકૃત્ (ભવતિ), ચ ગુલ્મહૃત્ (સ્યાત્) ॥

સાજીખાર અને જવખાર એ બે મળે ત્યારે ક્ષારદ્વય (બે ખાર) કહેવાય છે; અને તેમાં ટંકણખારને પણ મેળવવામાં આવે ત્યારે ક્ષારત્રય (ત્રણ ખાર) કહેવાય છે. એ ત્રણે ભેગા મળી વિશેષ ઉષ્ણ ગુણ કરે છે અને ગોળાને મટાડે છે. ૨૪૦

આઠ ક્ષારો તે ક્ષારાષ્ટક

પલાશવજ્રિશિખરિચિઞ્ચાર્કતિલનાલજાઃ ।
યવજઃ સ્વર્જિકા ચેતિ ક્ષારાષ્ટકમુદાહૃતમ્ ।
ક્ષારા એતેઽગ્નિના તુલ્યા ગુલ્મશૂલહરા ભૃશમ્ ॥૨૪૧॥

અન્વય–પલાશવજ્રિશિખરિચિઞ્ચાર્કતિલનાલજાઃ યવજઃ ચ સર્જિકા–ઇતિ ક્ષારાષ્ટકમ્ ઉદાહૃતમ્। એતે ક્ષારાઃ અગ્નિના તુલ્યાઃ (સન્ત) ભૃશં ગુલ્મશૂલહરાઃ (ભવન્તિ) ॥

ખાખરાનો ખાર, થોરનો ખાર, અઘેડાનો ખાર, આમલીનો ખાર, આકડાનો ખાર, તલના નાળનો ખાર, જવખાર અને સાજીખાર એ આઠ ખાર (ભેગા કરાય ત્યારે તે) ક્ષારાષ્ટક[1] કહેવાય છે. એ (આઠ ભેગા કરેલા) ખારો અગ્નિ જેવા છે અને ગોળાને તથા શૂળને અત્યંત મટાડે છે. ૨૪૧

૧ અષ્ટાનાં ક્ષારાણાં સમાહારઃ ક્ષારાષ્ટકમ્–ભેગા કરેલા આઠ ક્ષારો–ક્ષારાષ્ટક.

ચૂકાનાં નામો તથા ગુણો

ચુક્રં સહસ્રવેધિ સ્યાદ્રસામ્લં શુક્તમિત્યપિ ।
ચુક્રમત્યમ્લમુષ્ણં ચ દીપનં પાચનં પરમ્ ॥૨૪૨॥
શૂલગુલ્મવિબન્ધામવાતશ્લેષ્મહરં સરમ્ ।
વમિતૃષ્ણાસ્યવૈરસ્યહૃત્પીડાવહ્નિમાન્દ્યહૃત્ ॥૨૪૩॥

અન્વય–ચુક્રં સહસ્રવેધિ રસામ્લં શુક્તમ્ ઇત્યપિ સ્યાત્, ચુક્રમ્ અતિઅમ્લં ચ ઉષ્ણં દીપનં પરં પાચનં (સ્યાત્) શૂલગુલ્મવિબન્ધામવાતશ્લેષ્મહરં સરં વમિતૃષ્ણાઽઽસ્યવૈરસ્યહૃત્પીડાવહ્નિમાન્દ્યહૃત્ (અસ્તિ) ।

ચુક્ર,[1] સહસ્રવેધિ,[2] રસામ્લ[3] અને શુક્ત[4] એટલાં ચૂકાનાં સંસ્કૃત નામો છે. ચૂકો બહુ ખાટો, ગરમ, અગ્નિને પ્રદીપ્ત કરનાર અને બહુ જ પાચન હોઈને શૂળ, ગોળો, મળબંધ, આમવાત તથા કફને મટાડનાર, ઝાડો લાવનાર તેમ જ ઊલટી, તરસ, મોઢાનું રસ રહિતપણું, હૃદયની પીડા અને અગ્નિનું મંદપણું મટાડે છે. ૨૪૨,૨૪૩

૧. ચુક્ર્યતિ–વ્યથયતિ–દૂરીકરોતિ સુબહૂન્ રોગાન્ રોગી અનેન ઇતિ ચુક્રમ્, , ચુક્રેત્ર૦ ' (ઉણા૦ ૧, ૧૮) ઇતિ સાધુ–જેને લીધે રોગી માણસ ઘણા વ્યાધિ રોગોને દૂર કરે છે, તેથી ચુક્ર એટલે ચૂકો.

૨. સહસ્રં વેધિતું શીલમસ્ય–વિધ વિધાને, 'સુપ્યજાતૌ૦' ઇતિ ણિનિઃ–જે હજારોને ખાટા કરી નાખે છે તેથી સહસ્રવેધિ–ચૂકો.

૩. રસેન અમ્લં, રસો વા અમ્લો યસ્ય તત્–જે રસ વડે ખાટું હોય છે અથવા જેનો રસ ખાટો હોય છે, તેથી રસામ્લ–ચૂકો.

૪. શુક્ર વર્ણ અસ્તિ યસ્ય તત્–જેનો રંગ ધોળો હોય છે, તેથી શુક્ત–ચૂકો.

ભાવપ્રકાશમાં હરીતક્યાદિવર્ગ પ્રકરણ સમાપ્ત

## ૨ : કર્પૂરાદિવર્ગ*

કપૂરનાં નામો, ગુણો તથા બે પ્રકાર

પુંસિ ક્લીબે ચ કર્પૂરઃ સિતાભ્રો હિમવાલુકા ।
ઘનસારશ્ચન્દ્રસંજ્ઞો હિમનામાપિ સ સ્મૃતઃ ॥૧॥
કર્પૂરઃ શીતલો વૃષ્યશ્ચક્ષુષ્યો લેખનો લઘુ ।
સુરભિર્મધુરસ્તિક્તઃ કફપિત્તવિષાપહઃ ।
દાહતૃષ્ણાસ્યવૈરસ્યમેદોદૌર્ગન્ધ્યનાશનઃ ॥૨॥
કર્પૂરો દ્વિવિધઃ પ્રોક્તઃ પક્વાપક્વપ્રભેદતઃ ।
પક્વાત્કર્પૂરતઃ પ્રાહુરપક્વં ગુણવત્તરમ્ ॥૩॥

અન્વયઃ–કર્પૂરઃ પુંસિ ચ ક્લીબે (સ્યાત્), સિતાભ્રઃ હિમવાલુકા, ઘનસારઃ, ચન્દ્રસંજ્ઞઃ હિમનામ અપિ સઃ સ્મૃતઃ । કર્પૂરઃ શીતલઃ વૃષ્યઃ ચક્ષુષ્યઃ લેખનઃ લઘુ સુરભિઃ મધુરઃ તિક્તઃ કફપિત્તવિષાપહઃ દાહતૃષ્ણાસ્યવૈરસ્યમેદોદૌર્ગન્ધ્યનાશનઃ (અસ્તિ)। કર્પૂરઃ પક્વાપક્વપ્રભેદતઃ દ્વિવિધઃ પ્રોક્તઃ, પક્વાત્ કર્પૂરતઃ અપક્વં ગુણવત્તરં (વિદ્વાંસઃ) પ્રાહુઃ ॥

* કર્પૂર આદિ. યેષાં તે કર્પૂરાદયઃ, કર્પૂરાદીનાં વર્ગઃ–સમુદાય કર્પૂરાદિવર્ગઃ–કપૂર આદિનો સમુદાય.

કર્પૂર,[૧] આ નામ પુંલિંગે તથા નપુંસકલિંગે પણ વપરાય છે; સિતાભ્ર,[૨] હિમવાલુક,[૩] ઘનસાર,[૪] ચંદ્રસંજ્ઞ[૫] અને હિમનામા[૬] એટલાં કપૂરનાં[×] સંસ્કૃત નામો છે. વળી એ ચંદ્રના અને હિમના નામે પણ કહેવાય છે. કપૂર ઠંડું, વીર્યને વધારનાર, નેત્રને હિતકારી, મળોને ઉખેડનાર, હલકું, સુગંધી, મધુર અને કડવું હોઈ કફ, પિત્ત, ઝેર, દાહ, તરશ, મોઢાનું વિરસપણું, મેદ તથા દુર્ગંધપણું મટાડે છે. કપૂર પાકું અને કાચું એમ બે પ્રકારનું છે; તેમાં પાકા કરતાં કાચાંને વિદ્વાનો વધારે ગુણવાળું કહે છે. ૧,૩

૧. કિરતિ વિક્ષિપતિ, કૃણાતિ હિનસ્તિ વા મલકફપિત્તવિષાદીન્, કરોતિ વા વીર્યવૃદ્ધિ–નેત્રહિતં ચ–કૃ વિક્ષેપે, કૃઞ્ હિંસાયામ્, ડુકૃઞ્ કરણે–વા વિચ્–કર્, પૂર્યતે શરીરં ચેતિ–પૂરી આપ્યાયને–'ઇગુપધે'તિ કઃ–કર્ ચાસૌ પૂરશ્ચ કર્પૂરઃ–જે મળ, કફ, પિત્ત, ઝેર વગેરેનો નાશ કરે છે, વીર્ય વધારે છે અને નેત્રને હિતકારી છે, તેમ જ શરીરને પુષ્ટ કરે છે, તેથી કર્પૂર–કપૂર.

૨. સિતં–શ્વૈત્યં બન્ધનં ચન્દ્રં વા અભ્રતિ–ગચ્છતિ–'કર્મણ્યણ્,' યદ્વા સિતં–શૌક્લ્યમ્ અભ્રયતિ સ્વસંબદ્ધમ્, યદ્વા સિતમ્ અભ્રમિવ શુક્લત્વાત્–ઇતિ સિતાભ્રઃ–જે ધોળાશને, બંધનને તથા ચંદ્ર જેવા ગુણને પ્રાપ્ત કરે છે, અથવા પોતામાં ધોળાશનો સંબંધ પમાડે છે, અથવા ધોળું હોવાથી સફેદ વાદળાં જેવું જે જણાય છે, તેથી સિતાભ્ર–કપૂર.

૩. હિમા વાલુકા યસ્ય સઃ–જેના રજકણ શીતળ હોય છે, તેથી હિમવાલુક–કપૂર.

૪. ઘનઃ–દૃઢઃ સારો યસ્ય સઃ, યદ્વા ઘનસ્ય–શ્વેતાભ્રસ્ય સાર ઇવ શીતત્વાત્ સિતાભ્રાકારત્વાચ્ચ–જેનો સાર ઉત્તમ હોય છે અથવા પોતે શીતળ તથા ધોળાં વાદળનો આકાર ધરાવતું હોવાથી ધોળાં વાદળાંનો જાણે સાર હોય તેવું છે, તેથી ઘનસાર–કપૂર.

૫. ચન્દ્રસ્ય સંજ્ઞા, ચન્દ્ર ઇતિ સંજ્ઞા વા યસ્ય સઃ–ચંદ્રનાં જેટલાં નામો છે, તેટલાં નામે પણ જે કહેવાય છે, તેથી ચંદ્રસંજ્ઞ–કપૂર.

× **રાજનિઘંટુમાં** કપૂર બે જાતનું વર્ણવેલું છે: પક્વ અને અપક્વ.

**વૈદ્યો** ભીમસેની કપૂરને સાધારણ કપૂર કરતાં ઘણું જલદ અને કામવાસના વધારનાર ગણે છે.

૬. હિમસ્ય સંજ્ઞા, હિમમ્ ઇતિ વા સંજ્ઞા યસ્ય સઃ–હિમનાં જેટલાં નામો છે, તેટલાં નામે પણ જે કહેવાય છે, તેથી હિમનામા–કપૂર.

## ચીનાઈ કપૂરનું નામ તથા ગુણો

**ચીનાકસંજ્ઞઃ કર્પૂરઃ કફક્ષયકરઃ સ્મૃતઃ ।**
**કુષ્ઠકણ્ડૂવમિહરસ્તથા તિક્તરસશ્ચ સઃ ॥ ૪ ॥**

અન્વયઃ–ચીનાકસંજ્ઞઃ[૧] કર્પૂરઃ કફક્ષયકરઃ સ્મૃતઃ, તથા ચ સઃ કુષ્ઠકણ્ડૂવમિહરઃ ચ તિક્તરસઃ (ભવતિ)॥

ચીનાઈ કપૂર કફ, કોઢ, ચળ તથા વમનને મટાડે છે; અને તે કડવા રસવાળું હોય છે.

૧. ચીનં–શ્વેતવસ્ત્રસૂત્રાકારમ્ અકતિ–ગચ્છતિ–અક ગતૌ 'કર્મણ્યણ્'–ચીન એટલે ધોળા કપડાના સૂતરના તાંતણાંના જેવા આકારને જે પામે છે, તેથી ચીનાક ચીનાઈ કપૂર.

## કસ્તૂરીનાં નામો

**મૃગનાભિર્મૃગમદઃ કથિતસ્તુ સહસ્રભિત્ ।**
**કસ્તૂરિકા ચ કસ્તૂરી વેધમુખ્યા ચ સા સ્મૃતા ॥૫**

અન્વય–મૃગનાભિઃ તુ મૃગમદઃ કથિતઃ, સા ચ સહસ્રભિત્ કસ્તૂરિકા કસ્તૂરી ચ વેધમુખ્યા સ્મૃતા ॥

મૃગનાભિ,[૧] મૃગમદ,[૨] સહસ્રભિત્,[૩] કસ્તૂરિકા,[૪] કસ્તૂરી[૫] અને વેધમુખ્યા[૬] એટલાં કસ્તૂરીનાં સંસ્કૃત નામો છે. ૫

૧. મૃગસ્ય નાભિઃ–મૃગની નાભિમાં થતી હોઈ તેની નાભિરૂપ છે, તેથા મૃગનાભિ–કસ્તૂરી.

૨. મૃગસ્ય મદઃ–મૃગના મદરૂપ છે, તેથી મૃગમદ–કસ્તૂરી.

૩. સહસ્રં ભિનત્તિ–ભિદિર્ વિદારણે–ક્વિપ્–હજારો વસ્તુને ભેદનાર–પોતાની સુવાસની અસર કરનાર છે, તેથી સહસ્રભિત્–કસ્તૂરી.

૪. કસ્તૂરી એવ કસ્તૂરિકા સ્વાર્થે કન્–કસ્તૂરી એ જ કસ્તૂરિકા પણ કહેવાય છે.

૫. કસતિ–ગચ્છતિ ગન્ધઃ અસ્યાઃ સર્વત્ર ઇતિ કસ્તૂરી–કસ ગતૌ ખર્જાદિત્વાત્ ઊરઃ (ઉણા. ૪–૯૦), પૃષોદરાદિઃ, ગૌરાદિઃ–જેની ગંધ બધે પ્રસરે–ફેલાય છે, તેથી કસ્તૂરી.

૬. વિધ્યન્તે–ભિદ્યન્તે એભિઃ પદાર્થાઃ–વેધાઃ, કરણે ઘઞ્, વેધેષુ મુખ્યા–જેનાથી બીજા પદાર્થો ભેદાય–વીંધાય તેવા પદાર્થોમાં મુખ્ય, અસરકારક પદાર્થોમાં શ્રેષ્ઠ છે, તેથી વેધમુખ્યા–કસ્તૂરી.

## કસ્તૂરી ત્રણ જાતની

**કામરૂપોદ્ભવા કૃષ્ણા નૈપાલી નીલવર્ણયુક્ ।**
**કાશ્મીરી કપિલચ્છાયા કસ્તૂરી ત્રિવિધા સ્મૃતા ॥૬**

અન્વયઃ-( યત્ ) સ્વાદે તિક્તં, કષે પીતં, છેદે રક્તં, તનૌ સિતં ગ્રન્થિકોટરસંયુક્તં ( ભવતિ તત્ ) ચન્દનં શ્રેષ્ઠમ્ ઉચ્યતે ॥

જે સુખડ સ્વાદમાં કડવી, ઘસતાં પીળી, કાપતાં રાતી, સ્વરૂપે ધોળી અને ગાંઠો તથા કોતરવાળી હોય તે સુખડ શ્રેષ્ઠ કહેવાય છે.

## સુખડના ગુણો

ચન્દનં શીતલં રૂક્ષં તિક્તમાહ્લાદનં લઘુ ।
શ્રમશોષવિષશ્લેષ્મતૃષ્ણાપિત્તાસ્રદાહનુત્ ॥ ૧૩ ॥

અન્વયઃ-ચન્દનં શીતલં રૂક્ષં તિક્તમ્ આહ્લાદનં લઘુ શ્રમશોષવિષશ્લેષ્મતૃષ્ણાપિત્તાસ્રદાહનુત્ ( અસ્તિ ) ॥

સુખડ ઠંડી, રૂક્ષ, કડવી, સુખ આપનાર, હલકી અને શ્રમ, શોષ, ઝેર, કફ, તરશ, પિત્ત, લોહીનાં દરદ અને દાહને મટાડે છે. ૧૩

## પીતચંદનનાં નામો તથા ગુણો

કાલીયકં તુ કાલીયં પીતાભં હરિચન્દનમ્ ।
હરિપ્રિયં કાલસારં તથા કાલાનુસાર્યકમ્ ।
કાલીયકં રક્તગુણં વિશેષાદ્વ્યઙ્ગનાશનમ્ ॥ ૧૪ ॥

અન્વયઃ-કાલીયકં તુ કાલીયં પીતાભં હરિચન્દનં હરિપ્રિયં કાલસારં તથા કાલાનુસાર્યકમ્ ( ઇતિ નામાનિ, ગુણાશ્ચ- ) કાલીયકં રક્તગુણં વિશેષાત્ વ્યઙ્ગનાશનમ્ ( અસ્તિ ) ॥

કાલીયક,[1] કાલીય,[2] પીતાભ,[3] હરિચંદન,[4] હરિપ્રિય,[5] કાલસાર[6] અને કાલાનુસાર્યક[7] એટલાં પીતચંદનનાં સંસ્કૃત નામો છે. પીતચંદનમાં રતાંજલિના જેવા જ ગુણો હોય છે અને તે વિશેષે કરી ખીલને મટાડે છે. ૧૪

૧. શરીરસ્યકાલસ્ય વર્ણસ્ય ઇદં નાશકમ્-'વૃદ્ધાચ્છઃ,' સ્વાર્થે કન્-શરીરમાં રહેલા કાળા રંગનો જે નાશ કરે છે, તેથી કાલીયક-પીતચંદન.

૨. કાલીય-શબ્દની વ્યુત્પત્તિ પણ ઉપર પ્રમાણે જ છે, કેવળ કન્પ્રત્યય નથી-કાલીય-પીતચંદન.

૩. પીતમ્ આસમન્તાદ્ ભાતિ-'આતશ્ચોપસર્ગે.' ઇતિ કઃ-જે ચોપાસ પીળું હોય છે, તેથી પીતાભ-પીતચંદન.

૪. હરેઃ પ્રિયં ચન્દનં, હરિવર્ણં વા ચન્દનં હરિચન્દનમ્-શ્રીહરિને પ્રિય અથવા હરિ-પીંગળા રંગનું જે ચંદન છે, તેથી હરિચંદન-પીતચંદન.

૫. હરેઃ પ્રિયં ચન્દનમ્-શ્રીહરિ-ભગવાનને પ્રિય જે ચંદન છે, તેથી હરિપ્રિય-પીતચંદન.

૬. કાલેન વર્ણેન સ્રિયતે ઋગતૌ-ણ્યત્-કાળા રંગથી ભા. જે જતું રહે છે. તેથી કાલસાર-પીતચંદન.

૭. અનુસ્રિયતે ઇતિ અનુસાર્યમ્-ણ્યત્. કાલેન વસ્તુના અનુસાર્યમ્-તતઃ સ્વાર્થે કન્-કાળી વસ્તુ વડે જે અનુસરાય છે એટલે કાળામાં જે ઠીક જણાય છે, તેથી કાલાનુસાર્યક-પીતચંદન.

## રતાંજલિનાં નામો

રક્તચન્દનમાખ્યાતં રક્તાઙ્ગં ક્ષુદ્રચન્દનમ્ ।
તિલપર્ણં રક્તસારં તત્પ્રવાલફલં સ્મૃતમ્ ॥ ૧૫ ॥

અન્વયઃ-રક્તચન્દનં રક્તાઙ્ગં ક્ષુદ્રચન્દનં તિલપર્ણં રક્તસારમ્ આખ્યાતમ્, તત્ પ્રવાલફલં સ્મૃતમ્ ॥

રક્તચંદન,[1] રક્તાંગ,[2] ક્ષુદ્રચંદન,[3] તિલપર્ણ,[4] રક્તસાર[5] અને પ્રવાલફલ,[6] એટલાં રતાંજલિનાં સંસ્કૃત નામો છે. ૧૫

૧. રક્તં ચ તત્ ચન્દનમ્-રાતું ચંદન તે રક્તચંદન-રતાંજલિ.

૨. રક્તમ્ અઙ્ગં યસ્ય તત્-જેનું સ્વરૂપ લાલ હોય છે, તેથી રક્તાંગ-રતાંજલિ.

૩. ક્ષુદ્રં ચ તત્ ચન્દનમ્-હલકું ચંદન હોવાથી ક્ષુદ્રચંદન-રતાંજલિ.

૪. તિલાનામિવ પર્ણાનિ યસ્ય તત્-જેનાં પાંદડાં તલના છોડ જેવાં હોય છે, તેથી તિલપર્ણ-રતાંજલિ.

૫. રક્તઃ સારો યસ્ય તત્-જેનો સાર લાલ હોય છે, તેથી રક્તસાર-રતાંજલિ.

૬. પ્રવાલસદૃશં ફલં યસ્ય તત્-જેનું ફળ પ્રવાલ જેવું હોય છે, તેથી પ્રવાલફલ-રતાંજલિ.

## રતાંજલિના ગુણો

રક્તં શીતં ગુરુ સ્વાદુ છર્દિતૃષ્ણાસ્રપિત્તહૃત્ ।
તિક્તં નેત્રહિતં વૃષ્યં જ્વરવ્રણવિષાપહમ્ ॥ ૧૬ ॥

અન્વયઃ-રક્તં શીતં ગુરુ સ્વાદુ છર્દિતૃષ્ણાસ્રપિત્તહૃત્ તિક્તં નેત્રહિતં વૃષ્યં જ્વરવ્રણવિષાપહમ્ ( અસ્તિ ) ॥

રતાંજલિ× ટાઢી, ભારે, મધુર, કડવી, નેત્રને હિતકારી, વીર્યને વધારનાર અને ઊલટી, તરશ, રક્તપિત્તનો રોગ, તાવ, વ્રણ તથા ઝેરને મટાડે છે. ૧૬

× **ચરકસંહિતામાં** આનાં લાકડાંને કાંતિકર ( શરીરની કાંતિ સુધારનાર ) ગણેલ છે.

**સુશ્રુતસંહિતામાં** તેને પિત્ત, કફ તથા અરુચિનો નાશ કરનાર, વર્ણ્ય ( ચામડીનો રંગ સુધારનાર ), જ્વરોપશમન ( તાવ ઉતારનાર ) તથા છર્દિકંડૂહર ( ઊલટી અને ચેળ બંધ કરનાર ) વર્ણવેલ છે.

## પતંગનાં નામો

पतङ्गं रक्तसारं च सुरङ्गं रञ्जनं तथा।
पट्टरञ्जकमाख्यातं पत्तूरं च कुचन्दनम् ॥ १७ ॥

अन्वय—पतङ्गं च रक्तसारं सुरङ्गं तथा रञ्जनं पट्टरञ्जकम् पत्तूरं च कुचन्दनम् (इति नामानि) आख्यातम् ॥

પતંગ,[1] રક્તસાર,[2] સુરંગ,[3] રંજન,[4] પટ્ટરંજક,[5] પત્તૂર[6] અને કુચંદન[7] એટલાં પતંગ+નાં (લાકડાનાં) સંસ્કૃત નામો છે. ૧૭

૧. पतन्–पतत्यम् गच्छति गुणसाम्यं पीतचन्दनेन सह, रक्तनाशकत्वं च विशेषात्–ગમેઈ—જે પીતચંદન સાથે સમાન ગુણ પામે તથા ખાસ લોહીનો નાશ કરવાપણું ધારણ કરે છે, તેથી પતંગ.

૨. रक्तः सारो यस्य तत्–જેનો સાર લાલ હોય છે, તેથી રક્તસાર–પતંગ.

૩. सुष्ठु रङ्गो यस्य तत्–જેનો રંગ સારો હોય છે, તેથી સુરંગ–પતંગ.

૪. रञ्जयति रज्यते वा अनेन ... રંગવાળું, करणे वा ल्युट्–જે રંગી દે છે, અથવા જેના વડે રંગાય છે, તેથી રંજન–પતંગ.

૫. पट्टस्य रञ्जकः–પટને રંગનાર હોવાથી પટ્ટરંજક–પતંગ.

૬. पत्तूरति–पत्तूरति माधुर्यशैत्यादिगुणान्, त्वर् गतौ, औणादिक ऊरच्, निपातनात् तस्य द्वित्वं च–જે મધુરતા, શીતળતા આદિ ગુણો પ્રાપ્ત કરે છે, તેથી પત્તૂર–પતંગ.

૭. कुत्सितं चन्दनम्–એક જાતનું હલકું ચંદન છે, તેથી કુચંદન–પતંગ.

## પતંગના ગુણો

पतङ्गं मधुरं शीतं पित्तश्लेष्मव्रणास्रनुत्।
हरिचन्दनवद्वेद्यं विशेषाद्दाहनाशनम् ॥ १८ ॥

अन्वय—पतङ्गं मधुरं शीतं पित्तश्लेष्मव्रणास्रनुत् हरिचन्दनवत् वेद्यम्, विशेषात् दाहनाशनम् अस्ति ॥

પતંગનું લાકડું મધુર અને ઠંડું હોઈ પિત્ત, કફ, વ્રણ તથા લોહીવિકારને મટાડનાર છે, એમાં પીતચંદનના જેવા જ ગુણો છે અને તે વિશેષે કરી દાહનો નાશ કરે છે. ૧૮

\+ સુશ્રુતસંહિતામાં પતંગના લાકડાને વર્ણ્ય (વર્ણ સુધારનાર), પિત્તની બળતરા બંધ કરનાર, કંડૂનાશક, રક્તપિત્તહર, દાહનાશક, વિષમજ્વરનાશક અને સંધાનીય (સાંધનારું) ગણેલ છે.

## બધાં ચંદનો વિષે

चन्दनानि तु सर्वाणि सदृशानि रसादिभिः।
गन्धेन तु विशेषोऽस्ति पूर्वं श्रेष्ठतमो गुणैः ॥ १९ ॥

अन्वय—सर्वाणि चन्दनानि रसादिभिः तु सदृशानि (सन्ति), गन्धेन तु विशेषः अस्ति, (तथापि) पूर्वं गुणैः श्रेष्ठतमम् (अस्ति) ॥

સઘળા પ્રકારનાં ચંદનોમાં રસ વગેરે સરખાં છે, માત્ર ગંધનો ફેરફાર છે. સઘળાં ચંદનોમાં મુખ્ય સર્વોત્તમ ગુણવાળું છે. ૧૯

## અગુરુ અથવા અગરનાં નામો

अगुरु प्रवरं लोहं राजार्हं योगजं तथा।
वंशिकं कृमिजं चापि कृमिजग्धमनार्यकम् ॥ २० ॥

अन्वय—अगुरु प्रवरं लोहं राजार्हं योगजं वंशिकं तथा कृमिजं अपि वा कृमिजग्धम् अनार्यकम् (इति नामानि) ॥

અગુરુ,[1] પ્રવર,[2] લોહ,[3] રાજાર્હ,[4] યોગજ,[5] વંશિક,[6] કૃમિજ,[7] કૃમિજગ્ધ[8] અને અનાર્યક[9] એટલાં અગુરુ*ના સંસ્કૃત નામો છે.

૧. न विद्यते गुरु अस्मात् सौगन्ध्ये ... જેનાથી ભારે અથવા એક બીજું કોઈ સુગંધી દ્રવ્ય નથી, તેથી અગુરુ–અગર.

૨. प्रकर्षेण व्रियते–स्वीक्रियते सर्वैरिति. ... वृञ् वरणे 'प्रहतः' इति अप्–જે સુગંધી હોવાથી દરેક લોકો જેને ખૂબ સ્વીકારે છે, તેથી પ્રવર–અગર.

૩. लुनाति–सद्गुणैः सर्वेषां चित्तम्, ... जो लुनाति–જેનામાં ઘણા જ ગુણો હોવાથી સર્વ લોકો જેને ઇચ્છે છે—જેના તરફ લલચાય છે, તેથી લોહ–અગર.

૪. राजानम् अर्हति ... सर्वं पूजयति, 'अर्हः प्रशंसायाम्' इत्यच्–જે મહાકીમતી હોવાથી રાજાને લાયક ગણાય છે, તેથી રાજાર્હ–અગર.

૫. योगात् जायते–'अन्येष्वपि०' इति डः–જે

* ચરકસંહિતામાં અગુરુને શીતપ્રશમન (ટાઢ દૂર કરનાર) અને કાસહર (ઉધરસ મટાડનાર) ગણેલ છે.

સુશ્રુતસંહિતામાં તેને વાતશ્લેષ્મહર, વર્ણ્ય, ત્વચ્ય (શરીરનો રંગ સુધારનાર), કંડૂનાશક અને કુષ્ઠનાશક વર્ણવેલ છે. અગુરુના લાકડાને પાણીમાં ઘસીને પાવાથી તાવની બીમારીમાં તરસ ઓછી થાય છે; અને તે ધૂપ અથવા ... માં પણ ઉપયોગી ગણાય છે.

અમુક અમુક ઉપાયો કરવાથી ઉત્પન્ન થાય છે, તેથી યોગજ-અગર.

૬. વંશઃ-વંશગુણઃ અસ્તિ અત્ર-'અત ઇનિઠનૌ' ઇતિ ઠન્-જેમાં વાંસના જેવા ગુણો હોય છે. તેથી વંશિક-અગર.

૭. કૃમિભિઃ જન્યતે 'અન્યેષ્વપી'તિ ડઃ-જે કીડાઓ વડે ઉત્પન્ન કરાય છે, તેથી કૃમિજ-અગર.

૮. કૃમિભિઃ અદ્યતે સ્મ. અદ ભક્ષણે-કર્મણિ ક્તઃ. 'અદોજગ્ધિર્૦' ઇતિ જગ્ધ્યાદેશઃ-કીડાઓએ જેને ખાધું હોય છે. તેથી કૃમિજગ્ધ-અગર.

૯. અનાર્યે દેશે જાતમ્-'સપ્તમ્યાં જનેર્ડઃ'-અનાર્ય દેશમાં ઉત્પન્ન થયેલું હોવાથી અનાર્યજ-અગર.

### અગુરુના ગુણો

**અગુરૂષ્ણં કટુ ત્વચ્યં તિક્તં તીક્ષ્ણં ચ પિત્તલમ્ ।**
**લઘુ કર્ણાક્ષિરોગઘ્નં શીતવાતકફપ્રણુત્ ॥ ૨૧ ॥**

અન્વયઃ-(ગુણાશ્ચ-) અગુરુ ઉષ્ણં કટુ ત્વચ્યં તિક્તં ચ તીક્ષ્ણં પિત્તલં લઘુ કર્ણાક્ષિરોગઘ્નં શીતવાતકફપ્રણુત્ (અસ્તિ) ॥

અગર ગરમ, તીખું, ચામડીને હિતકારી, કડવું, તીક્ષ્ણ, પિત્ત કરનાર, હલકું અને કાનના રોગ, નેત્રના રોગ, શીત, વાયુ તથા કફને મટાડે છે. ૨૧

**કૃષ્ણં ગુણાધિકં તત્તુ લોહવદ્વારિ મજ્જતિ ।**
**અગુરુપ્રભવઃ સ્નેહઃ કૃષ્ણાગુરુસમઃ સ્મૃતઃ ॥ ૨૨ ॥**

અન્વયઃ-કૃષ્ણં (અગુરુ), ગુણાધિકં (ભવતિ) તત્ તુ લોહવત્ વારિ મજ્જતિ, અગુરુપ્રભવઃ સ્નેહઃ કૃષ્ણાગુરુસમઃ સ્મૃતઃ ॥

જે અગર કાળા રંગનું હોય છે, તેમાં અધિક ગુણ હોય છે અને તે અગર લોઢાની પેઠે પાણીમાં ડૂબી જાય છે. અગરમાંથી બનાવેલા તેલમાં કાળા અગરના જેવા જ ગુણો છે. ૨૨

### દેવદારનાં નામો

**દેવદારુ સ્મૃતં દારુભદ્રં દાર્વિન્દ્રદારુ ચ ।**
**મસ્તદારુ દ્રુકિલિમં કૃત્રિમં સુરભૂરુહઃ ॥ ૨૩ ॥**

અન્વયઃ-દેવદારુ દારુભદ્રં દારુ ઇન્દ્રદારુ ચ મસ્તદારુ, દ્રુકિલિમં કૃત્રિમં સુરભૂરુહઃ સ્મૃતમ્ ॥

દેવદારુ,[1] દારુભદ્ર,[2] દારુ,[3] ઇંદ્રદારુ,[4] મસ્તદારુ,[5] દ્રુકિલિમ,[6] કૃત્રિમ[7] અને સુરભૂરુહ[8] એટલાં દેવદારનાં સંસ્કૃત નામો છે. ૨૩

૧. દેવાનાં દારુ, દારૂણાં વા દેવઃ-રાજદન્તાદિઃ-દેવદારુ-દેવોનું લાકડું અથવા લાકડાંમાં શ્રેષ્ઠ ગણાય છે, તેથી દેવદારુ-દેવદાર.

૨. દારુષુ ભદ્રં દારુભદ્રમ્-લાકડામાં ઉત્તમ હોવાથી દારુભદ્ર-દેવદાર

૩. દારયતિ વિબન્ધાદિરોગાન્-મળબંધ આદિ રોગોનો જે નાશ કરે છે, તેથી દારુ-દેવદાર

૪. ઇન્દ્રસ્ય દારુ. દારૂણાં વા ઇન્દ્રઃ-રાજદન્તાદિઃ-ઇન્દ્રદારુ-ઇંદ્રનું લાકડું અથવા લાકડાંઓમાં ઇંદ્ર-શ્રેષ્ઠ છે. તેથી ઇંદ્રદારુ-દેવદાર.

૫. મસ્યતિ-પરિણમતિ ઉન્નમ્-મસી પરિણામે, અકર્મકાત્ કર્તરિ ક્તઃ-મસ્તં ચ તત્ દારુ ચેત્યાદિ-જે ખૂબ ઊંચું તૈયાર થાય છે. તેથી મસ્તદારુ-દેવદાર.

૬. કિલતિ-ક્રીડતિ લઘુત્વાત્-કિલ શ્વૈત્યક્રીડનયોઃ, બાહુલકાત્ કિમચ્-દ્રુઃ અસૌ કિલિમશ્ચ દ્રુકિલિમઃ-જે હલકું હોવાથી ખૂબ ઝૂલે છે અથવા જે સફેદપણું ધરાવે છે. એવું જેનું ઝાડ હોય છે, તેથી દ્રુકિલિમ-દેવદાર.

૭. ક્રિયયા નિર્વૃત્તં કૃત્રિમમ્-ડુકૃઞ્ કરણે-'ડ્વિતઃ ક્ત્રિઃ,' 'ક્ત્રેર્મમ્'-જેને અમુક ક્રિયાઓ કરી ઉગાડ્યું હોય છે, તેથી કૃત્રિમ-દેવદાર.

૮. ભુવિ રોહતિ ભૂરુહઃ, રુહ બીજજન્મનિ પ્રાદુર્ભાવે ચ, 'ઇગુપધે'તિ કઃ, સુરાણાં ભૂરુહઃ-દેવોનું ઝાડ અથવા ઉત્તમ ઝાડ ગણાય છે, તેથી સુરભૂરુહ-દેવદાર.

### દેવદારના ગુણો

**દેવદારુ લઘુ સ્નિગ્ધં તિક્તોષ્ણં કટુપાકિ ચ ।**
**વિબન્ધાધ્માનશોથામતન્દ્રાહિક્કાજ્વરાસ્રજિત્ ।**
**પ્રમેહપીનસશ્લેષ્મકાસકણ્ડૂસમીરનુત્ ॥ ૨૪ ॥**

અન્વયઃ-દેવદારુ લઘુ સ્નિગ્ધં તિક્તોષ્ણં ચ કટુપાકિ (સત્) વિબન્ધાધ્માનશોથામતન્દ્રાહિક્કાજ્વરાસ્રજિત્ પ્રમેહપીનસશ્લેષ્મકાસકણ્ડૂસમીરનુત્ (અસ્તિ) ॥

દેવદાર હલકું, સ્નિગ્ધ, કડવું, ગરમ અને પાકમાં તીખું હોઈ મળબંધ, આફરો, સોજા, આમ, નિદ્રા જેવું આળસ, હેડકી, તાવ, લોહીનાં દરદ, પ્રમેહ, સળેખમ, કફ, ઉધરસ, ચળ તથા વાયુને મટાડે છે. ૨૪

### પીળા બેરજાનાં નામો તથા ગુણો

**સરલઃ પીતવૃક્ષઃ સ્યાત્તથા સુરભિદારુકઃ ।**
**સરલો મધુરસ્તિક્તઃ કટુપાકરસો લઘુઃ ॥ ૨૫ ॥**
**સ્નિગ્ધોષ્ણઃ કર્ણકણ્ઠાક્ષિરોગરક્ષોહરઃ સ્મૃતઃ ।**
**કફાનિલસ્વેદદાહકાસમૂર્ચ્છાવ્રણાપહઃ ॥ ૨૬ ॥**

અન્વયઃ-સરલઃ પીતવૃક્ષઃ તથા સુરભિદારુકઃ સ્યાત્ (ઇતિ નામાનિ ગુણાશ્ચ-) સરલઃ મધુરઃ તિક્તઃ કટુપાકરસઃ

પદ્મકનાં પણ નામો છે. પદ્મક તૂરું, કડવું, ઠંડું, વાયુ કરનાર, હલકું, ગર્ભને સ્થાપનાર અને રુચિ ઉપજાવનાર હોઈ રતવા, દાહ, વિસ્ફોટક, કોઢ, કફ, રક્તપિત્ત, રોગ, ઊલટી, વ્રણ તથા તરશને મટાડનાર છે.

૧. પદ્મમ્ ઇવ કાયતિ–આત્માનમ્. 'કૈ શબ્દે' આતોઽનુપસર્ગે કઃ,'–જાણે પોતે કમળ હોય તેમ કમળના નામે પોતાને જણાવે છે, તેથી પદ્મક.

૨. પદ્મસ્યેવ ગન્ધો યસ્ય તત્–જેની ગંધ કમળ જેવી હોય છે, તેથી પદ્મગંધિ–પદ્મક.

૩. પદ્મમ્ ઇતિ આહ્વયો યસ્ય તત્–કમળ એવું જેનું નામ છે–કમળનાં બધાં નામોથી જે કહેવાય છે, તેથી પદ્માહ્વય–પદ્મક.

## ગૂગળનાં નામો

ગુગ્ગુલુર્દેવધૂપશ્ચ જટાયુઃ કૌશિકઃ પુરઃ ।
કુમ્ભોલૂખલકં ક્લીબે મહિષાક્ષઃ પલઙ્કષઃ ॥૩૧॥

અન્વય.–ગુગ્ગુલુઃ ચ દેવધૂપઃ જટાયુઃ કૌશિકઃ પુરઃ કુમ્ભોલૂખલં ક્લીબે મહિષાક્ષઃ પલંકષઃ (ઇતિ નામાનિ) ॥

ગુગ્ગુલુ,[1] દેવધૂપ,[2] જટાયુ,[3] કૌશિક,[4] પુર,[5] કુમ્ભોલૂખલક,[6] આ નામ નપુંસક લિંગે છે; મહિષાક્ષ[7] અને પલંકષ[8] એટલાં ગૂગળનાં* સંસ્કૃત નામો છે. ૩૧

૧. ગુજતિ–હરતિ બલમિતિ ગુગ્–વ્યાધિઃ, ગુજ સ્તેયે, ક્વિપ્, ગુજઃ ગુડતિ–રક્ષતિ–બાહુલકાદ્ ઉઃ, ડલયોરૈક્યાદ્ ગુગ્ગુલુઃ–શરીરનું બળ હરી લેનારા રોગોથી જે બચાવે છે, તેથી ગુગ્ગુલુ–ગૂગળ.

૨. દેવાનાં ધૂપઃ–જે દેવોનો ધૂપ ગણાય છે, તેથી દેવધૂપ–ગૂગળ.

૩. જટાં યાતિ–યા પ્રાપણે, ઉણાદિઃ કુઃ–જે જટાને પામે છે, તેથી જટાયુ–ગૂગળ

૪. કોશે ભવઃ–અધ્યાત્માદિત્વાત્ ઠઞ્–જે દોડામાં-છાલમાં થાય છે, તેથી કૌશિક–ગૂગળ.

૫. પુરતિ–અગ્રે ગચ્છતિ રોગનિવારણાર્થમ્, પુર અગ્રગમને, 'ઇગુપધે'તિ કઃ–જે રોગોને દૂર કરવા આગળ ધપે છે, તેથી પુર–ગૂગળ.

૬. કં જલમ્ ઉમ્ભતિ–પૂરયતિ ઇતિ કુમ્ભઃ, ઉમ્ભ પૂરણે કર્મણ્યણ્, શકન્ધ્વાદિઃ, ઊર્ધ્વે ચ તત્ ખમ્ ઉલૂખલમ્–પૃષોદરાદિઃ, ઉલૂખલં લાતિ–લા દાને 'આતોઽનુપસર્ગે કઃ.' તતઃ સ્વાર્થે કન્, કુમ્ભોલૂખલકાકારાત્ વૃક્ષકોશાન્નિર્યાતમ્ ઇત્યર્થઃ–જે પોતામાં પાણી ભરે છે, તે કુંભ–ઘડો; તેમ જ ઉપર જતાં જે વધારે પહોળાઈ ધારણ કરે છે, તે ઉલૂખલ–ખાંડણિયો; એ ઘડા જેવા તથા ખાંડણિયાના આકાર જેવા ઝાડના દોડામાંથી જે નીકળે છે, તેથી કુંભોલૂખલક–ગૂગળ.

૭. મહિષસ્ય અક્ષિ ઇવ શ્યામઃ–'અક્ષ્ણોઽદર્શનાત્' ઇતિ અચ્ સમાસાન્તઃ–જે પાડાની આંખ જેવો કાળો હોય છે, તેથી મહિષાક્ષ–ગૂગળ–ભેંસાગૂગળ.

૮. પલં માંસં કષતિ–હિનસ્તિ–મેદોઘ્નત્વાત્ અતિલેખનત્વાચ્ચ–જે મેદનો નાશ કરે છે અને મળને પણ ખૂબ ઉખેડી કાઢે છે, માટે માંસ ઓછું કરે છે, તેથી પલંકષ–ગૂગળ.

## ગૂગળની પાંચ જાત

મહિષાક્ષો મહાનીલઃ કુમુદઃ પદ્મ ઇત્યપિ ।
હિરણ્યઃ પઞ્ચમો જ્ઞેયો ગુગ્ગુલોઃ પઞ્ચ જાતયઃ ॥૩૨

અન્વયઃ–મહિષાક્ષઃ મહાનીલઃ કુમુદઃ પદ્મઃ પઞ્ચમઃ હિરણ્યઃ ઇત્યપિ જ્ઞેયઃ, એવં ગુગ્ગુલોઃ પઞ્ચ જાતયઃ (સન્તિ) ॥

મહિષાક્ષ, મહાનીલ, કુમુદ, પદ્મ અને પાંચમો હિરણ્ય, એમ ગૂગળની પાંચ જાતો છે.

## પાંચે ગૂગળની ઓળખ

ભૃઙ્ગાઞ્જનસવર્ણસ્તુ મહિષાક્ષ ઇતિ સ્મૃતઃ ।
મહાનીલસ્તુ વિજ્ઞેયઃ સ્વનામસમલક્ષણઃ ॥ ૩૩ ॥
કુમુદઃ કુમુદાભઃ સ્યાત્ પદ્મો માણિક્યસન્નિભઃ ।
હિરણ્યાક્ષસ્તુ હેમાભઃ પઞ્ચાનાં લિઙ્ગમીરિતમ્ ॥૩૪

અન્વયઃ–(તત્ર) ભૃઙ્ગાઞ્જનસવર્ણઃ તુ મહિષાક્ષઃ ઇતિ સ્મૃતઃ, મહાનીલઃ તુ સ્વનામસમલક્ષણઃ વિજ્ઞેયઃ, કુમુદઃ કુમુદાભઃ સ્યાત્, પદ્મઃ માણિક્યસન્નિભઃ, હિરણ્યાક્ષઃ તુ હેમાભઃ (ભવતિ, ઇત્યેવં) પઞ્ચાનાં લિઙ્ગમ્ ઈરિતમ્ ॥

જે ગૂગળ ભમરા જેવા અને આંજણ જેવા રંગવાળો હોય તે મહિષાક્ષ કહેવાય છે; જે ગૂગળ પોતાના નામ જેવા જ બહુ નીલા રંગવાળો હોય તે મહાનીલ કહેવાય છે; જે

* ચરકસંહિતામાં ગૂગળને પુરીષવિરજનીય (મળનો રંગ બદલનાર), સ્વર સાફ કરનાર, કફહર અને મૂત્રસ્થાનનાં તથા ફેફસાનાં દરદ મટાડનાર ગણેલ છે,

સુશ્રુતસંહિતામાં તેને મેદ–કફ–હર અને યોનિદોષહર ગણેલ છે.

અન્ય વૈદ્યો ગૂગળને પરમિયો અને બીજાં દરદોમાં ઘી સાથે મેળવી, તેમ જ ખૂજલી વગેરેમાં તથા ખરાબ નાસૂર અને જખમ ઉપર લગાવવા તેને લીંબુના રસ અને કોપરેલ તેલ સાથે મેળવીને આપવા ભલામણ કરે છે.

ગૂગળનો રંગ કુમુદ(ચંદ્રવિકાસી પોયણાં)ના જેવો હોય તે કુમુદાભ કહેવાય છે, જે ગૂગળ માણેક જેવો હોય તે પદ્મ કહેવાય છે અને જે ગૂગળ સોના જેવો હોય તે (હિરણ્ય અથવા) હિરણ્યાક્ષ કહેવાય છે એમ પાંચેના લક્ષણ કહ્યાં છે ૩૩,૩૪

### કયો ગૂગળ કોને હિતકારી ?

महिषाक्षो महानीलो गजेन्द्राणां हितावुभौ।
हयानां कुमुदः पद्मः स्वस्त्यारोग्यकरौ परौ॥३५॥
विशेषेण मनुष्याणां कनकः परिकीर्तितः।
कदाचिन्महिषाक्षश्च स्मृतः कैश्चिन्नृणामपि॥३६॥

अन्वयः—महिषाक्षः महानीलः उभौ गजेन्द्राणां हितौ कुमुदः पद्मः हयानां परौ स्वस्त्यारोग्यकरौ (मतौ)। कनकः मनुष्याणां विशेषेण (हितः) परिकीर्तितः कदाचित् च महिषाक्षः नृणाम् अपि (हितः) कैश्चित् स्मृतः॥

મહિષાક્ષ અને મહાનીલ એ બે ગૂગળ હાથીઓને હિતકારી છે; કુમુદ અને પદ્મ એ બે ગૂગળ ઘોડાઓને ખૂબ હિતકારી તથા આરોગ્ય કરનારા છે અને હિરણ્યાક્ષ ગૂગળ વિશેષે કરી માણસોને હિતકારી છે કોઈક સમયે મહિષાક્ષ ગૂગળ પણ માણસોને હિતકારી થાય છે, એમ કેટલાક વિદ્વાનોએ કહ્યું છે ૩૫,૩૬

### ગૂગળના ગુણો

गुग्गुलुर्विशदस्तिक्तो वीर्योष्णः पित्तलः सरः।
कषायः कटुकः पाके कटू रूक्षो लघुः परः॥३७॥
भग्नसन्धानकृद्वृष्यः सूक्ष्मः स्वर्यो रसायनः।
दीपनः पिच्छिलो बल्यः कफवातव्रणापचीः॥३८॥
मेदोमेहाश्मवातांश्च क्लेदकुष्ठाममारुतान्।
पिडकाग्रन्थिशोफार्शोगण्डमालाकृमीञ्जयेत्॥३९॥

अन्वयः—गुग्गुलुः विशदः तिक्तः वीर्योष्णः पित्तलः सरः कषायः कटुकः पाके कटुः रूक्षः परः लघुः भग्नसन्धानकृत् वृष्यः सूक्ष्मः स्वर्यः रसायनः दीपनः पिच्छिलः बल्यः (सन्) कफवातव्रणापचीः मेदोमेहाश्मवातान् क्लेदकुष्ठाममारुतान् च पिडकाग्रन्थिशोफार्शोगण्डमालाकृमीन् जयेत्॥

ગૂગળ સ્વચ્છ, કડવો, ગરમ વીર્યવાળો, પિત્ત કરનાર, ઝાડો ઉતારનાર, તૂરો, તીખો, પાકમાં પણ તીખો, રૂક્ષ, બહુ જ હલકો, ભાગેલાને સાંધનાર, મૈથુનની શક્તિ વધારનાર, સૂક્ષ્મ, સ્વર માટે સારો, રસાયનરૂપ, અગ્નિને પ્રદીપ્ત કરનાર, ચીકણો અને બળ આપનાર હોઈ કફ, વાયુ, વ્રણ, ગંડમાળાની જ એક અવસ્થારૂપ અપચી રોગ મેદ, પ્રમેહ, પથરી, વાયુ, સડેલપણું, કોઢ, તથા આમવાતને મટાડે છે; તેમ જ ફોલ્લીઓ, ગાંઠ, સોજા, અરશ, ગંડમાળ, કરમિયાં તથા જંતુઓને મટાડે છે ૩૭-૩૯

माधुर्याच्छमयेद्वातं कषायत्वाच्च पित्तहा।
तिक्तत्वात्कफजित्तेन गुग्गुलुः सर्वदोषहा॥४०॥

अन्वयः—गुग्गुलुः माधुर्यात् वातं शमयेत् च कषायत्वात् पित्तहा (अस्ति) तिक्तत्वात् (च) कफजित् (अस्ति, इत्यतः) सर्वदोषहा (प्रोक्तः)॥

ગૂગળ મધુર હોવાથી વાયુને શમાવે છે, તૂરો હોવાથી પિત્તને મટાડે છે અને કડવો હોવાથી કફને જીતે છે; એમ ગૂગળ ત્રણે દોષને હણનાર કહેવાય છે ૪૦

### નવાજૂના ગૂગળની ઓળખ તથા ગુણો

स नवो बृंहणो वृष्यः पुराणस्त्वतिलेखनः।
स्निग्धः काञ्चनसंकाशः पक्वजम्बूफलोपमः॥४१॥
नूतनो गुग्गुलुः प्रोक्तः सुगन्धिर्यस्तु पिच्छिलः।

अन्वयः—सः (चेत्) नवः बृंहणः (च) वृष्यः (भवति) पुराणः तु अतिलेखनः (भवेत्) यः तु स्निग्धः काञ्चनसंकाशः पक्वजम्बूफलोपमः सुगन्धिः पिच्छिलः (स्यात्) सः नूतनः प्रोक्तः॥

તે ગૂગળ જો નવો હોય તો પુષ્ટિ આપે છે અને મૈથુનની શક્તિ વધારે છે; જૂનો હોય તો તે મળોને બહુ જ ઉખેડે છે; જે ગૂગળ સ્નિગ્ધ, સોના જેવા રંગવાળો, પાકેલા જાંબુ જેવો, સુગંધી અને ચીકણો હોય તે નવો કહેવાય છે ૪૧,૪૨

शुष्को दुर्गन्धकश्चैव त्यक्तप्रकृतिवर्णकः॥४२॥
पुराणः स तु विज्ञेयो गुग्गुलुर्वीर्यवर्जितः॥४३॥

अन्वयः—(यः तु) शुष्कः च दुर्गन्धकः त्यक्तप्रकृतिवर्णकः गुग्गुलुः वीर्यवर्जितः (स्यात्) सः पुराणः विज्ञेयः॥

પણ જે ગૂગળ સૂકો તથા દુર્ગંધી હોય અને જેમાં સ્વાભાવિક ગુણ, વર્ણ અને સામર્થ્ય ન રહ્યાં હોય, તેને જૂનો સમજવો.

## ગૂગળ સેવનારે શું ત્યજવું ?

अम्लं तीक्ष्णमजीर्णं च व्यवायं श्रममातपम् ।
मद्यं रोषं त्यजेत्सम्यग्गुणार्थी पुरसेवकः ॥ ४४ ॥

अन्वयः—पुरसेवकः सम्यक् गुणार्थी (चेत् तर्हि) अम्लं तीक्ष्णम् अजीर्णं च व्यवायं श्रमम् आतपं मद्यं न रोषं त्यजेत् ॥

ગૂગળનું સેવન કરનારાને જો તેનો પૂરેપૂરો લાભ લેવાની ઇચ્છા હોય તો તેણે ખાટા, તીક્ષ્ણ, કાચા કે ન પચે તેવા પદાર્થ, મૈથુન, પરિશ્રમ, તડકો, મદ્ય અને રોષનો ત્યાગ કરવો જોઈએ. ૪૪

## દેવદારના ગુંદરરૂપ ધૂપનાં નામો તથા ગુણો

श्रीवासः सरलस्रावः श्रीवेष्टो वृक्षधूपकः ।
श्रीवासो मधुरस्तिक्तः स्निग्धोष्णस्तुवरः सरः ॥४५॥
पित्तलो वातमूर्धाक्षिस्वररोगकफापहः ।
रक्षोघ्नः स्वेददौर्गन्ध्ययूकाकण्डूव्रणप्रणुत् ॥ ४६ ॥

अन्वयः—श्रीवासः सरलस्रावः श्रीवेष्टः वृक्षधूपकः (इति नामानि, गुणाश्च—) श्रीवासः मधुरः तिक्तः स्निग्धोष्णः तुवरः सरः पित्तलः (सन्) वातमूर्धाक्षिस्वररोगकफापहः रक्षोघ्नः स्वेददौर्गन्ध्ययूकाकण्डूव्रणप्रणुत् (अस्ति)

શ્રીવાસ,[1] સરલસ્રાવ,[2] શ્રીવેષ્ટ[3] અને વૃક્ષધૂપક[4] એટલાં દેવદારના ગુંદરનાં સંસ્કૃત નામો છે; એ ગુંદર મધુર, કડવો, સ્નિગ્ધ, ગરમ, તૂરો, ઝાડો ઉતારનાર અને પિત્ત કરનાર હોઈ વાયુ, માથાના રોગ, નેત્રના રોગ, સ્વરભંગાદિ રોગ, કફ, રાક્ષસની પીડા, પસીનો, દુર્ગંધપણું, જૂ, ચળ તથા વ્રણ મટાડે છે. ૪૫,૪૬

૧. श्रियाः वासः, अस्मिन् वा—લક્ષ્મીના રહેઠાણરૂપ અથવા લક્ષ્મીનું જેમાં રહેઠાણ છે. તેથી શ્રીવાસ—દેવદારનો ગુંદર.

૨. सरलस्य—देवदारुवृक्षस्य स्रावः—द्रवः—દેવદારના ઝાડનો જે રસ હોય છે. તેથી સરલસ્રાવ—દેવદારનો ગુંદર.

૩. श्रियः—श्रीसंज्ञकस्य देवदारुवृक्षस्य वेष्टो—निर्यासः—શ્રીનામે કહેવાતા દેવદારનો જે રસ હોય છે. તેથી શ્રીવેષ્ટ—દેવદારનો ગુંદર.

૪. वृक्षस्य—देवदारोः धूपः, ततः स्वार्थे कन्—દેવદારના ઝાડનો જે ધૂપ ગણાય છે, તેથી વૃક્ષધૂપક—દેવદારનો ગુંદર.

## રાળનાં નામો તથા ગુણો

रालस्तु शालनिर्यासस्तथा सर्जरसः स्मृतः ।
देवधूपो यक्षधूपस्तथा सर्वरसश्च सः ॥ ४७ ॥
रालो हिमो गुरुस्तिक्तः कषायो ग्राहको हरेत् ।
दोषास्रस्वेदवीसर्पज्वरव्रणविपादिकाः ।
ग्रहभग्नाग्निदग्धाश्रीशूलातीसारनाशनः ॥ ४८ ॥

अन्वयः—रालः तु शालनिर्यासः तथा सर्जरसः स्मृतः, तथा देवधूपः यक्षधूपः च सः सर्जरसः स्मृतः । (इति नामानि, गुणाश्च—) रालः हिमः गुरुः तिक्तः कषायः ग्राहकः (सन्) दोषास्रस्वेदवीसर्पज्वरव्रणविपादिकाः हरेत्, (तथा च) ग्रहभग्नाग्निदग्धाश्रीशूलातीसारनाशनः ॥

રાલ,[1] શાલનિર્યાસ,[2] સર્જરસ,[3] દેવધૂપ,[4] યક્ષધૂપ[5] અને સર્વરસ[6] એટલાં રાળનાં સંસ્કૃત નામો છે. રાળ ટાઢી, ભારે, કડવી, તૂરી અને ઝાડાને રોકનાર હોઈ દોષ, લોહીનાં દરદ, પસીનો, રતવા, તાવ, વ્રણ, પગ ફાટે છે તે રૂપ-વિપાદિકા નામનું પગનું દરદ, ગ્રહો કે ભૂતપ્રેત, ભાગેલું અગ્નિદાઝ, અલક્ષ્મી, શૂળ તથા અતિસાર—ઝાડાને મટાડે છે. ૪૭,૪૮

૧. राति—ददाति सुखम् अलक्ष्मीनाशनेन, रा दाने-बाहुलकात् लक्—જે અલક્ષ્મીનો નાશ કરી સુખ આપે છે. તેથી રાલ—રાળ.

૨. शालस्य निर्यासः—સાગના ઝાડનો જે રસ હોય છે, તેથી શાલનિર્યાસ—રાળ.

૩. सर्जस्य—सालवृक्षस्य रसः—સાગના ઝાડનો રસ હોવાથી સર્જરસ—રાળ.

૪. देवानां धूपः—દેવોનો જે ધૂપ ગણાય છે, તેથી દેવધૂપ—રાળ.

૫. यक्षान् धूपयति—धूप संतापे—'आयादय आर्धधातुके वा'—कर्मण्यण्—યક્ષોને પીડા કરે, હાંકી કાઢે છે, તેથી યક્ષધૂપ—રાળ.

૬. सर्वैः रस्यते—आस्वाद्यते—रस आस्वादने—चुरादिः अदन्तः ण्यन्तः, घञ्, अच् वा, यद्वा सर्वे रसा अस्मिन् नानाकृतिगन्धवत्त्वात्—જેનો સર્વ લોકો સ્વાદ અનુભવે છે અથવા જેની આકૃતિ તથા ગંધ અનેક જાતનાં હોવાથી જેમાં બધા રસો જણાય છે, તેથી સર્વરસ—રાળ.

## કિંદરુનાં નામો તથા ગુણો

कुन्दुरुस्तु मुकुन्दः स्यात्सुगन्धः कुन्द इत्यपि ।
कुन्दुरुर्मधुरस्तिक्तस्तीक्ष्णस्त्वच्यः कटुर्हरेत् ।
ज्वरस्वेदग्रहालक्ष्मीमुखरोगकफानिलान् ॥ ४९ ॥

૮. ધાવની શબ્દની વ્યુત્પત્તિ નાના સમેરવાના આઠમા નામ પ્રમાણે છે.

૯. બૃહતી શબ્દની વ્યુત્પત્તિ ઊભી ભોરીંગણી-ના ચોથા નામ પ્રમાણે છે.

૧. શ્વેતઃ વર્ણઃ અસ્તિ અસ્યાઃ પુષ્પેષુ–અર્શઆદ્યચ્, ટાપ્–જેનાં ફૂલ ધોળાં હોવાથી જે ધોળી ભોરીંગણી કહેવાય છે, તે શ્વેતા–ભોરીંગણી.

૨. ક્ષુદ્રા–શબ્દની વ્યુત્પત્તિ ઊભી ભોરીંગણીનાં બીજાં નામમાંથી સમજવી.

૩. ચન્દ્ર ઇવ હાસઃ–શ્વેતપુષ્પરૂપો યસ્યાઃ સા–ધોળાં ફૂલરૂપે ચંદ્ર જેવું હાસ્ય જેમાં હોય છે, તેથી ચંદ્રહાસા–ધોળી ભોરીંગણી.

૪. લક્ષ્મીઃ અસ્તિ અસ્યાઃ શ્વેતપુષ્પરૂપા ગુણરૂપા ચ–'લક્ષ્મ્યા અચ્ચ' ઇતિ નઃ–જેમાં ધોળાં ફૂલની તથા ગુણોની શોભા હોય છે, તેથી લક્ષ્મણા–ધોળી ભોરીંગણી.

૫. ક્ષેત્રે દૂતો ઇવ, ઇવાર્થે કન્, ટાપ્, હ્રસ્વઃ–પોતાના ખેતરમાં જાણે બોલાવતી હોય તેવી જણાય છે, તેથી ક્ષેત્રદૂતિકા–ધોળી ભોરીંગણી.

૬. ગર્ભં દદાતિ ગુણવિશેષત્વાત્–'આતોઽનુપસર્ગે કઃ'–એવા ખાસ વિશેષ ગુણને લીધે સ્ત્રીઓને ગર્ભ આપે છે, તેથી ગર્ભદા–ધોળી ભોરીંગણી.

૭. ચન્દ્ર ઇવ ભાતિ શ્વેતપુષ્પયુક્તત્વાત્ 'અન્યેષ્વપિ દૃશ્યતે' ઇતિ ડઃ, ટાપ્–ધોળાં ફૂલોવાળી હોવાથી જાણે ચંદ્ર હોય તેવી પ્રકાશે છે, તેથી ચંદ્રભા–ધોળી ભોરીંગણી

૮. ચન્દ્રઃ અસ્તિ અસ્યાઃ, અર્શઆદ્યચ્–જાતિત્વાદ્ ઙીષ્–યદ્વા ચન્દતિ–આહ્લાદયતિ ગુણવિશેષૈઃ–'સ્ફાયીતઞ્ચી'તિ રક્, ઙીપ્–જેનો ચંદ્રગુણ છે, અથવા વિશેષ ગુણોથી જે આનંદ પમાડે છે, તેથી ચંદ્રી–ધોળી ભોરીંગણી.

૯. ચન્દ્ર ઇવ પુષ્પં યસ્યાઃ સા–'પાકકર્ણપર્ણ૦' ઇતિ ઙીષ્–જેનાં ફૂલ ચંદ્ર જેવાં ધોળાં હોય છે, તેથી ચંદ્રપુષ્પા–ધોળી ભોરીંગણી.

૧૦. પ્રિયં કરોતિ રોગિણાં રોગાપનયનદ્વારા, વન્ધ્યાસ્ત્રીણાં ચ ગર્ભપ્રદાનદ્વારા, 'ક્ષેમપ્રિયમદ્રેઽણ્ ચ' ઇત્યનેન ચાત્ ખચ્–ગૌરાદિત્વાદ્ ઙીષ્–રોગીઓના રોગો દૂર કરીને તેમજ વાંઝણી સ્ત્રીઓને ગર્ભપ્રદાન કરી તેમનું જે પ્રિય કરે છે, તેથી પ્રિયંકરી–ધોળી ભોરીંગણી.

### બંને ભોરીંગણીનાં ફળના ગુણો

**તયોઃ ફલં કટુ રસે પાકે ચ કટુકં ભવેત્ ।**
**શુક્રસ્ય રેચનં ભેદિ તિક્તં પિત્તાગ્નિકૃલ્લઘુ ॥ ૪૧**
**હન્યાત્કફમરુત્કણ્ડૂકાસમેદઃકૃમિજ્વરાન્ ।**
**તદ્વત્પ્રોક્તા સિતા ક્ષુદ્રા વિશેષાદ્ગર્ભકારિણી ॥૪૨**

અન્વયઃ–તયોઃ ફલં રસે કટુ પાકે ચ કટુકં, શુક્રસ્ય રેચનં ભેદિ તિક્તં પિત્તાગ્નિકૃત્ લઘુ ભવેત્ । (તચ્ચ) કફમરુત્કણ્ડૂકાસમેદઃકૃમિજ્વરાન્ હન્યાત્, સિતા તદ્વત્ પ્રોક્તા, ક્ષુદ્રા વિશેષાત્ ગર્ભકારિણી પ્રોક્તા ॥

બન્ને ભોરીંગણીનાં ડોડવાં તીખાં, પાકમાં પણ તીખાં, વીર્યનાં રેચક, ઝાડો લગાડનાર, કડવાં, પિત્ત તથા અગ્નિને કરનાર અને હલકાં હોય છે; તેમજ કફ, વાયુ, ચળ, ઉધરસ, મેદ, કૃમિ અને તાવને મટાડનાર છે. ધોળાં ફૂલવાળી ભોરીંગણી પણ બેઠી ભોરીંગણીની જ જાત હોઈ બેઠી ભોરીંગણી જેવા જ ગુણવાળી છે, પણ એ ધોળાં ફૂલવાળી ભોરીંગણી વિશેષે કરી સ્ત્રીઓને ગર્ભ રખાવનારી છે.

### ગોખરુનાં નામો તથા ગુણો

**ગોક્ષુરઃ ક્ષુરકોઽપિ સ્યાત્ત્રિકણ્ટઃ સ્વાદુકણ્ટકઃ ।**
**ગોકણ્ટકો ગોક્ષુરકો વનશૃઙ્ગાટ ઇત્યપિ ॥ ૪૩ ॥**
**પલઙ્કષા શ્વદંષ્ટ્રા ચ તથા સ્યાદિક્ષુગન્ધિકા ।**
**ગોક્ષુરઃ શીતલઃ સ્વાદુર્બલકૃદ્ બસ્તિશોધનઃ ॥ ૪૪**
**મધુરો દીપનો વૃષ્યઃ પુષ્ટિદશ્ચાશ્મરીહરઃ ।**
**પ્રમેહશ્વાસકાસાર્શઃકૃચ્છ્રહૃદ્રોગવાતનુત્ ॥ ૪૫ ॥**

અન્વયઃ–ગોક્ષુરઃ ક્ષુરકઃ અપિ સ્યાત્, તથા ચ ત્રિકણ્ટઃ સ્વાદુકણ્ટકઃ ગોકણ્ટકઃ ગોક્ષુરકઃ વનશૃઙ્ગાટઃ ઇત્યપિ સ્યાત્, તથા ચ પલઙ્કષા શ્વદંષ્ટ્રા ઇક્ષુગન્ધિકા ચ સ્યાત્ (ઇતિ નામાનિ, ગુણાશ્ચ–) ગોક્ષુરઃ શીતલઃ સ્વાદુઃ બલકૃદ્ વસ્તિશોધનઃ મધુરઃ દીપનઃ વૃષ્યઃ પુષ્ટિદઃ ચ અશ્મરીહરઃ પ્રમેહશ્વાસકાસાર્શઃકૃચ્છ્રહૃદ્રોગવાતનુત્ (અસ્તિ)।

ગોક્ષુર,[1] ક્ષુરક,[2] ત્રિકંટ,[3] સ્વાદુકંટક,[4] ગોકંટક,[5] ગોક્ષુરક,[6] વનશૃંગાટ,[7] પલંકષા,[8] શ્વદંષ્ટ્રા[9] અને ઇક્ષુગંધિકા,[10] એટલાં ગોખરુ×નાં સંસ્કૃત નામો છે. ગોખરુ ટાઢો, મધુર, બલ આપનાર, મૂત્રાશયને સાફ કરનાર, સ્વાદિષ્ઠ, અગ્નિને પ્રદીપ્ત કરનાર, વીર્યને વધા-

× **ચરકસંહિતામાં** ગોખરુને મૂત્રવિરેચનીય, શુક્રદોષહર અને શોફહર ગણેલ છે.

**સુશ્રુતસંહિતામાં** તેને શ્લેષ્મસંશમન, પિત્તશમન અને મૂત્રદોષનિવારક ગણેલ છે; અને આની છાલ તથા પાંદડાંને કફહર, દીપન, ગુલ્મશૂલનાશક અને કૃમિહર વર્ણવેલ છે.

હોવાથી પોતાને સેવનારાઓને વધુ કાળ જિવાડે છે, તેથી જીવા—મીઠી ખરખોડી.

૪. જીવનાય હિતા—"તસ્મૈ હિતમિ"તિ છઃ, ટાપ્—જે જીવન માટે હિતકારી છે, તેથી જીવનીયા—ખરખોડી.

૫. મન્યતે—જ્ઞાયતે મધુરા इति मधुः, स्रवति पयः इति स्रवा—प्रथमं मन ज्ञाने 'फलिपाटि०' इत्युः धश्च, ततः स्रु गतौ—अच्—मधुश्चासौ स्रवा च मधुस्रवा—જે મીઠી લાગે છે તેમ જ જેમાંથી દૂધ ઝરે છે, તેથી મધુસ્રવા—મીઠી ખરખોડી. (અમરકોશમાં મધુ અને સ્રવા, એવાં બે નામ છૂટાં પાડ્યાં છે.)

૬. मङ्गल्यं नामधेयं यस्याः सा—જેનું નામ પણ મંગલયુક્ત અથવા માંગલિક છે, તેથી મંગલ્યનામધેયા—મીઠી ખરખોડી.

૭. શાકેષુ શ્રેષ્ઠા—શાકોમાં શ્રેષ્ઠ ગણાય છે, તેથી શાકશ્રેષ્ઠા—મીઠી ખરખોડી.

૮. पयः अस्ति अस्याः—'अस्मायामेधा' इति विनि—नान्तत्वाद् 'ऋन्नेभ्यो ङीप्'—જેમાં દૂધ હોય છે, તેથી પયસ્વિની—મીઠી ખરખોડી.

## મીઠી ખરખોડીના ગુણો

**જીવન્તી શીતલા સ્વાદુઃ સ્નિગ્ધા દોષત્રયાપહા ।**
**રસાયની વલકરી ચક્ષુષ્યા ગ્રાહિણી લઘુઃ ॥૫૦॥**

અન્વયઃ—(ગુણાશ્ચ—) જીવન્તી શીતલા સ્વાદુઃ સ્નિગ્ધા દોષત્રયાપહા રસાયની વલકરી ચક્ષુષ્યા ગ્રાહિણી લઘુઃ (અસ્તિ) ॥

મીઠી ખરખોડી ટાઢી, મધુર, સ્નિગ્ધ, ત્રણે દોષને હણનાર, રસાયનરૂપ, બળ આપનાર, નેત્રને હિતકારી, ઝાડાને રોકનાર અને હલકી છે. ૫૦

## જંગલી મગનાં નામો

**મુદ્ગપર્ણી કાકપર્ણી સૂર્યપર્ણ્યલ્પિકા સહા ।**
**કાકમુદ્ગા ચ સા પ્રોક્તા તથા માર્જારગન્ધિકા ॥૫૧॥**

અન્વય.—મુદ્ગપર્ણી કાકપર્ણી સૂર્યપર્ણી અલ્પિકા સહા ચ સા કાકમુદ્ગા તથા માર્જારગન્ધિકા પ્રોક્તા ॥

મુદ્દગપર્ણી,[1] કાકપર્ણી,[2] સૂર્યપર્ણી,[3] અલ્પિકા,[4] સહા,[5] કાકમુદ્દગા[6] અને માર્જારગંધિકા[7] એટલાં જંગલી મગનાં સંસ્કૃત નામો છે. ૫૧

૧. મુદ્ગસદૃશાનિ પર્ણાનિ સન્તિ અસ્યાઃ—'પાકકર્ણે'તિ ઙીપ્—જેને મગના છોડના જેવાં પાન હોય છે, તેથી મુદ્દગપર્ણી—જંગલી મગ.

૨. કાક इव कृष्णं पर्णं यस्याः सा—જેનાં પાન કાગડા જેવાં કાળાં હોય છે, તેથી કાકપર્ણી—જંગલી મગ.

૩. सूर्य इव क्षतशोथघ्नं पर्णं यस्याः सा—સૂર્યની પેઠે ક્ષત તથા સોજો મટાડનારું જેનું પાંદડું હોય છે, તેથી સૂર્યપર્ણી—જંગલી મગ

૪. અલ્પા પ્રમાણેન—संज्ञायां कन्, टाप् इत्व च—કદમાં જે નાની હોય છે, તેથી અલ્પિકા—જંગલી મગ.

૫. सहते सूर्यस्य तापं स्वयं शीतत्वात्—षह मर्षणे—પચાદ્યચ્—પોતે શીતળ ગુણવાળી હોવાથી સૂર્યના તાપને જે સહન કરે છે. તેથી સહા—જંગલી મગ.

૬. ईषत् कं—જલં काकम्, 'ईषदर्थे' इति कोः कादेशः, काकेन—ईषज्जलेन मुदं गच्छति, स्वयं शीतत्वात्, 'गमेश्च' इति डः यद्वा काका मुद्गा—हर्षप्राप्ता यस्यां, यद्वा काकवर्णाः—श्यामा मुद्गा यस्याः सा काकमुद्गा—જે પોતે શીતળ હોવાથી થોડા પાણીથી પ્રફુલ્લ રહે છે, અથવા (ખોરાકરૂપે મળવાથી) જેના વિષે કાગડા આનંદ પામે છે અથવા જેના મગ કાળા રંગના હોય છે, તેથી કાકમુદ્દગા—જંગલી મગ.

૭. માર્જારસ્યેવ गन्धो यस्याः सा—જેની ગંધ બિલાડાના જેવી હોય છે, તેથી માર્જારગંધિકા—જંગલી મગ.

## જંગલી મગના ગુણો

**મુદ્ગપર્ણી હિમા રૂક્ષા તિક્તા સ્વાદુશ્ચ શુક્રલા ।**
**ચક્ષુષ્યા ક્ષતશોથઘ્ની ગ્રાહિણી જ્વરદાહનુત્ ।**
**દોષત્રયહરી લઘ્વી ગ્રહણ્યર્શોઽતિસારજિત્ ॥૫૨॥**

અન્વયઃ—(ગુણાશ્ચ—) મુદ્ગપર્ણી હિમા રૂક્ષા તિક્તા ચ સ્વાદુઃ શુક્રલા ચક્ષુષ્યા ગ્રાહિણી દોષત્રયહરી લઘ્વી ક્ષતશોથઘ્ની જ્વરદાહનુત્, ગ્રહણ્યર્શોઽતિસારજિત્ (અસ્તિ) ॥

જંગલી મગનું ઝાડ ટાઢું, રૂક્ષ, કડવું, મધુર, વીર્યને વધારનાર, નેત્રને હિતકારી, ઝાડાને રોકનાર, ત્રણે દોષને હરનાર, હલકું અને ક્ષત, સોજા, તાવ, દાહ, ગ્રહણીરોગ, અર્શ અને અતિસારરોગ મટાડે છે. ૫૨

## જંગલી અડદનાં નામો તથા ગુણો

**માષપર્ણી સૂર્યપર્ણી કામ્બોજી હયપુચ્છિકા ।**
**પાણ્ડુર્લોમશપર્ણી ચ કૃષ્ણવૃન્તા મહાસહા ॥૫૩॥**
**માષપર્ણી હિમા તિક્તા રૂક્ષા શુક્રવલાસ્રકૃત્ ।**
**મધુરા ગ્રાહિણી શોથવાતપિત્તજ્વરાસ્રજિત્ ॥૫૪॥**

અન્વયઃ—માષપર્ણી સૂર્યપર્ણી કામ્બોજી હયપુચ્છિકા પાણ્ડુઃ લોમશપર્ણી કૃષ્ણવૃન્તા ચ મહાસહા (ઇતિ નામાનિ, ગુણાશ્ચ—) માષપર્ણી હિમા તિક્તા રૂક્ષા

એટલાં ધોળા એરંડાનાં સંસ્કૃત નામો છે. તેમજ રક્તૈરંડ,[૧] રુબૂક,[૨] ઉરુબૂક,[૩] રુબૂ,[૪] વ્યાઘ્રપુચ્છ,[૫] વાતારિ,[૬] ચંચુ[૭] અને ઉત્તાનપત્રક[૮] એટલાં રાતા એરંડાનાં નામો છે. બન્ને એરંડા મધુર, ગરમ તથા ભારે હોઈ શૂળ, સોજા, કેડનાં દરદ, મૂત્રાશયની પીડા, માથાનું દરદ, પેટનું દરદ, તાવ, બ્રધ્મ* (બદ) નામનો રોગ, શ્વાસ, કફ, આફરો, ઉધરસ, કોઢ અને આમવાતને મટાડે છે. ૫૮-૬૧

૧. આ-સમન્તાત્ ઈરયતિ-નામયતિ કમ્પયતિ ચ વાયુમ્, આપૂર્વક-ઈર ગતૌ કમ્પને ચ-ઇત્યસ્માદ્ ણિજન્તાદ્ બાહુલકાદ્ અણ્ડચ્ પ્રત્યયઃ ઉણાદિઃ-જે વાયુને ચોપાસથી હાંકી કાઢે, કંપાવી દે છે, તેથી એરંડ-ધોળો એરંડો.

૨. આ-સમન્તાત્ મણ્ડયતિ-ભૂષયતિ શરીરં વાય્વાદિરોગવિનાશનેન-આપૂર્વક મડિ ભૂષાયામ્, અચ્-વાયુ વગેરે રોગોનો નાશ કરી શરીરને ચોપાસ સુશોભિત બનાવે છે, માટે આમંડ-ધોળો એરંડો.

૩. ચિત્રયતિ-આશ્ચર્યં કરોતિ વાય્વાદિરોગનિવારણે, ચિત્ર અદ્ભુતાદૌ-અચ્-વાયુ વગેરે રોગોને દૂર કરવામાં જે આશ્ચર્ય ઉપજાવે છે, તેથી ચિત્ર-ધોળો એરંડો.

૪. ગન્ધર્વસ્ય-મૃગભેદસ્ય હસ્ત ઇવ હસ્તઃ-પત્રં યસ્ય સઃ-ગંધર્વ નામના એક જાતના મૃગના પગ જેવાં જેનાં પાન હોય છે, તેથી ગંધર્વહસ્તક-ધોળો એરંડો.

૫. પઞ્ચ અઙ્ગુલયઃ પત્રાગ્રરૂપાઃ પ્રમાણમસ્ય-'તત્પુરુષસ્યાઙ્ગુલેઃ' ઇત્યચ્-પાંદડાંના આગલા ભાગોરૂપી પાંચ આંગળી જેવું પ્રમાણ હોય છે, તેથી પંચાંગુલ-ધોળો એરંડો.

૬. વર્ધતે-છિનત્તિ શૂલાદીન્ રોગાન્, વર્ધ છેદનપૂરણયોઃ, ચુરાદિર્વા ભ્વાદિઃ-શાનચ્-જે શૂળ વગેરે રોગોનો નાશ કરે છે, તેથી વર્ધમાન-ધોળો એરંડો.

૭. દીર્ઘઃ દણ્ડઃ યસ્ય સઃ-જેનો દાંડો લાંબો હોય છે, તેથી દીર્ઘદંડ-ધોળો એરંડો.

૮. વ્યડં-મલમ્ અમ્બયતિ-સ્રંસયતિ ઇતિ વ્યડમ્બકઃ-અબિ સ્રંસને-ણ્યન્તાદ્ ણ્વુલ્-મળને જે પાડે છે તેથી વ્યડંબક-ધોળો એરંડો.

૯. વાતસ્ય અરિઃ-શત્રુઃ-વાયુનો જે શત્રુ છે, તેથી વાતારિ-ધોળો એરંડો.

૧૦. તરતિ-પ્લવતે કફાદિનાશને, 'ત્રોરસ્ય લો વા' (ઉણા૦ ૩-૫૪) ઇત્યૂનન્-કફ આદિનો નાશ કરવા જે કૂદે છે-ખૂબ કામ કરે છે, તેથી તરુણ-ધોળો એરંડો.

૧૧. રૌતિ-શબ્દં કરોતિ શૂલાદિરોગાન્ પ્રતિ, રુ શબ્દે-ઔણાદિક ઊકક્, વબયોરૈક્યમ્-શૂળ આદિ રોગો પ્રત્યે જે આહ્વાન કરે છે, તેથી રુબૂક-ધોળો એરંડો.

* આનું લક્ષણ રોગોના પ્રકરણમાં કહેવાશે.

૧. રક્તશ્વાસૌ એરણ્ડઃ-રક્તૈરંડ-રાતો એરંડો.

૨. રુબૂક-ઉપર ૧૧મું નામ જુઓ.

૩. ઉરું-મહાન્તં વાયું વાયતિ-શોષયતિ-'ઓવૈ શોષણે-' ઉલ્કાદયશ્ચ, ઇત્યૂકઃ, વવયોરૈક્યમ્-જે મોટા વાયુનો નાશ કરે છે, તેથી ઉરુબૂક-રાતો એરંડો.

૪. રૌતિ-શબ્દં કરોતિ વાતાદિરોગાન્ પ્રતિ-રુ શબ્દે-કૂઃ પ્રત્યયઃ-જે વાયુ વગેરે રોગો સામે શબ્દ કરે છે-આહ્વાન કરે છે, તેથી રુબૂ-રાતો એરંડો.

૫. વ્યાઘ્રસ્ય પુચ્છમ્ ઇવ પુચ્છં યસ્ય સઃ-જેને વાઘના પૂંછડા જેવું પૂંછડું હોય છે, તેથી વ્યાઘ્રપુચ્છક-રાતો એરંડો.

૬. વાતસ્ય અરિઃ-શત્રુઃ-વાયુનો શત્રુ છે, તેથી વાતારિ-રાતો એરંડો.

૭. ચઞ્ચતિ-પ્રાપ્નોતિ સામર્થ્યં વાતપ્રધાનરોગનિવારણાર્થં-ચઞ્ચ ગતૌ-બાહુલકાદુઃ-વાયુ જેમાં મુખ્ય હોય એવા રોગો મટાડવા જે સામર્થ્ય ધરાવે છે, તેથી ચંચુ-રાતો એરંડો.

૮. ઉત્તાનાનિ પત્રાણિ યસ્ય સઃ-જેનાં પાંદડાં ચત્તાં હોય છે, તેથી ઉત્તાનપત્રક-રાતો એરંડો.

### બન્ને એરંડાનાં પાનના ગુણો

એરણ્ડપત્રં વાતઘ્નં કફકૃમિવિનાશનમ્ ।
મૂત્રકૃચ્છ્રહરં ચાપિ પિત્તરક્તપ્રકોપનમ્ ॥ ૬૨ ॥

અન્વયઃ-એરણ્ડપત્રં વાતઘ્નં કફકૃમિવિનાશનં મૂત્રકૃચ્છ્રહરમ્ અપિ ચ પિત્તરક્તપ્રકોપનમ્ (અસ્તિ) ॥

એરંડાનું પાંદડું વાયુને, કફને, કૃમિને, અને મૂત્રકૃચ્છ્રને મટાડનાર છે અને પિત્ત તથા રુધિરનો પ્રકોપ કરનાર છે. ૬૨

### એરંડાના પાનના આગલા ભાગના ગુણો

વાતાર્યગ્રદલં ગુલ્મબસ્તિશૂલહરં પરમ્ ।
કફવાતકૃમીન્ હન્તિ વૃદ્ધિં સપ્તવિધામપિ ॥૬૩॥

અન્વયઃ-વાતાર્યગ્રદલં ગુલ્મબસ્તિશૂલહરં પરં કફવાતકૃમીન્ સપ્તવિધાં વૃદ્ધિમ્ અપિ હન્તિ ॥

એરંડાના પાનનો આગળનો ભાગ ગોળાને, મૂત્રાશયના શૂળને તેમજ કફને, વાયુને, કૃમિને અને સાત પ્રકારની વધરાવળને મટાડે છે. ૬૩

ષ્ણોઽન્તકર્મણિ-'આતોઽનુપસર્ગે૦' ઇતિ કઃ-જે તીક્ષ્ણ અને ગરમ હોવાથી આંખના તેજનો નાશ કરે છે, તેથી પ્રતાપસ-ધોળો આકડો.

### રાતા આકડાનાં નામોની વ્યુત્પત્તિઓ

૧. અર્કસ્ય નામાનિ સન્તિ યસ્ય-સૂર્યનાં જેટલાં નામો છે, તે બધાં નામો જે ધરાવે છે, તેથી અર્ક-નામા-રાતો આકડો.

૨. અર્કસદૃશાનિ તીક્ષ્ણગુણાનિ પત્રાણિ યસ્ય-જેનાં પાંદડાં સૂર્યના જેવા તીક્ષ્ણ ગુણોવાળાં હોય છે. તેથી અર્કપર્ણ-રાતો આકડો.

૩. વિકિરતિ-વિક્ષિપતિ શ્વાસકાસાર્શઃપ્રભૃતિરોગ-નિવહં, વિપૂર્વક-કૃ વિક્ષેપે-'કૃષ્ણ૦' ઇત્યુણાદિઃ ક્યુન્, ઇત્વં રપરત્વં ચ, વાહુલકાદ્દીર્ઘઃ-શ્વાસ, ઉધરસ, અરશ વગેરે રોગોનો જે નાશ કરે છે, તેથી વિકીરણ-રાતો આકડો.

૪. રક્તવર્ણાનિ પુષ્પાણિ યસ્ય સઃ-જેનાં ફૂલ રાતાં હોય છે, તેથી રક્તપુષ્પ-રાતો આકડો.

૫. શુક્લવર્ણં ફલં યસ્ય સઃ-જેનું ફળ ધોળું હોય છે, તેથી શુક્લફલ-રાતો આકડો.

૬. સ્ફોટતિ-વિકસતિ સર્વકાલં, સ્ફુટિર્ વિકસને, અચ્-જે સર્વકાળ વિકસિત રહે છે, તેથી સ્ફોટ-રાતો આકડો.

### બેય આકડાના ગુણો

અર્કદ્વયં સરં વાતકુષ્ઠકણ્ડૂવિષવ્રણાન્ ।
નિહન્તિ પ્લીહગુલ્માર્શઃશ્લેષ્મોદરશકૃત્કૃમીન્ ॥૬૭॥

અન્વયઃ-અર્કદ્વયં સરં (સત્) વાતકુષ્ઠકણ્ડૂવિષ-વ્રણાન્ પ્લીહગુલ્માર્શઃશ્લેષ્મોદરશકૃત્કૃમીન્ નિહન્તિ ॥

બંને આકડા મળને ખસેડનાર હોઈ વાયુ, કોઢ, ચળ, ઝેર, વ્રણ, બરલનું દરદ, ગોળો, અરશ, કફ, પેટનું દરદ, ઝાડાનું દરદ અને કૃમિને મટાડનાર છે. ૬૭

### ધોળા આકડાના ફૂલના ગુણો

અલર્કકુસુમં વૃષ્યં લઘુ દીપનપાચનમ્ ।
અરોચકપ્રસેકાર્શઃકાસશ્વાસનિવારણમ્ ॥૬૮॥

અન્વયઃ-અલર્કકુસુમં વૃષ્યં દીપનપાચનં (સત્) અરોચકપ્રસેકાર્શઃકાસશ્વાસનિવારણમ્ (અસ્તિ) ॥

ધોળા આકડાનું ફૂલ વીર્યને વધારનાર, હલકું, અગ્નિને પ્રદીપ્ત કરનાર અને પાચન હોઈ અરુચિ, લાળ પડવાનો રોગ, અરશ, ઉધરસ તથા શ્વાસને અટકાવનાર છે. ૬૮

### રાતા આકડાના ફૂલના ગુણો

રક્તાર્કપુષ્પં મધુરં સતિક્તં કુષ્ઠકૃમિઘ્નં કફનાશનં ચ ।
અર્શો વિષં હન્તિ ચ રક્તપિત્તં સંગ્રાહિ ગુલ્મે શ્વયથૌ હિતં તત્ ॥ ૬૯ ॥

અન્વયઃ-રક્તાર્કપુષ્પં મધુરં સતિક્તં સંગ્રાહિ કુષ્ઠકૃમિઘ્નં ચ કફનાશનં ચ અર્શઃ વિષં રક્તપિત્તં હન્તિ. તત્ ગુલ્મે શ્વયથૌ હિતમ્ (અસ્તિ) ॥

રાતા આકડાનું ફૂલ મધુર, કડવું અને ઝાડાને રોકનાર છે; તેમ જ કોઢ, કરમિયા-જીવજંતુ, કફ, અરશ, ઝેર અને રક્તપિત્તરોગ નો નાશ કરે છે તથા ગોળાના રોગમાં અને તે સોજામાં હિતકારી છે. ૬૯

### આકડાના ક્ષીરના ગુણો

ક્ષીરમર્કસ્ય તિક્તોષ્ણં સ્નિગ્ધં સલવણં લઘુ ।
કુષ્ઠગુલ્મોદરહરં શ્રેષ્ઠમેતદ્ વિરેચનમ્ ॥ ૭૦ ॥

અન્વયઃ-અર્કસ્ય ક્ષીરં તિક્તોષ્ણં સ્નિગ્ધં સલવણં લઘુ (સત્) કુષ્ઠગુલ્મોદરહરમ્, એતદ્ શ્રેષ્ઠં વિરેચનમ્ (અસ્તિ)

આકડાનું ક્ષીર કડવું, ગરમ, સ્નિગ્ધ, ખારાશવાળું અને હલકું હોઈ કોઢ, ગોળો તથા પેટનાં દરદને મટાડે છે, તેમ જ રેચ દેવામાં એ ઘણું જ ઉત્તમ છે. ૭૦

### ખુરાસાની થોરનાં નામો

સેહુણ્ડઃ સિંહતુણ્ડઃ સ્યાદ્વજ્રી વજ્રદ્રુમોઽપિ ચ ।
સુધા સમન્તદુગ્ધા ચ સ્નુક્ સ્ત્રિયાં સ્યાત્ સ્નુહી ગુડા ॥

અન્વય -સેહુણ્ડઃ સિંહતુણ્ડઃ વજ્રી વજ્રદ્રુમઃ અપિ ચ સુધા સમન્તદુગ્ધા સ્નુક્ સ્નુહી ગુડા ચ સ્ત્રિયાં સ્યાત્ ॥

સેહુંડ,[1] સિંહતુંડ,[2] વજ્રી,[3] વજ્રદ્રુમ,[4] સુધા,[5] સમંતદુગ્ધા,[6] સ્નુક્,[7] સ્નુહી[8] અને ગુડા[9] એટલાં ખુરાસાની થોરનાં સંસ્કૃત નામો છે; તેઓમાં છેલ્લાં પાંચ સ્ત્રીલિંગ છે.

૧. 'સી' ઇતિ શબ્દં હુણ્ડતે-ધૃણુતે તીક્ષ્ણત્વાત્, હુડિ વરણે-પચાદ્યચ્-પૃષોદરાદિ.-જે તીક્ષ્ણ હોવાથી સીસકારા બોલાવી દે છે, તેથી સેહુંડ, સીહુંડ કે સિહુંડ-ત્રણ નામોવાળો-ખુરાસાની થોર.

૨. સિંહસ્ય તુણ્ડમિવ તુણ્ડં-પુષ્પં યસ્ય સઃ-જેનું ફૂલ સિંહના મોઢા જેવું હોય છે, તેથી સિંહતુંડ-ખુરાસાની થોર.

૩. વજ્રં-વજ્રનામ અસ્તિ અસ્ય-'મત ઇનિઠનૌ'-વજ્રના નામે જે કહેવાય છે, તેથી વજ્રી-ખુરાસાની થોર.

૪ वज्रद्रुमः द्रुम—वज्राकारं ...—જેનું આ વજ્રના નામ કહેવાય છે, તેથી વજ્રદ્રુમ–ખુરાસાની થોર

૫ सुधा पीयते—पीयते गुल्मिप्रभृतिभिरिति, सुपूर्वक–धेट् पाने 'आतश्चोपसर्गे' इत्यङ् ...—ગુલ્મ વગેરેના રોગીઓ જેના દૂધને ખાસ પીએ છે તેથી સુધા–ખુરાસાની થોર

૬ समन्तात् दुग्धं यस्याः सा—જેનામાં ચારે તરફ દૂધ–એટલે ક્ષીર હોય છે, તેથી સમન્તદુગ્ધા–ખુરાસાની થોર

૭ स्नुक् स्नुह्यति समन्तात् क्षीरम्—स्नुह उद्गिरणे–क्विप्—જે ચારે બાજુથી ક્ષીરને બહાર કાઢે છે તેથી સ્નુક્–ખુરાસાની થોર.

૮ पूर्ववदेव 'स्नुह उद्गिरणे क्विप्' (उणा०४–११०) इति ह्नस्, वा ङीप् (पा० ४–१–४५) स्नुही–ઉપર પ્રમાણે જ અર્થ સમજવો.

૯ गुडति–वेष्टयति क्षरति समन्तात्, गुड वेष्टने–'गुडादिभ्य' इति क–प्रत्यय्—જે ચોપાસ ક્ષીરથી તથા વીંટવાથી યુક્ત છે, અથવા કોઈ ખેતર વગેરેને પોતાની વાડથી વીંટે છે તેથી ગુડા–ખુરાસાની થોર.

### ખુરાસાની થોરના ગુણો

सेहुण्डो रेचनस्तीक्ष्णो दीपनः कटुको गुरुः ।
शूलाष्ठीलिकाध्मानकफगुल्मोदरानिलान् ॥ ७२ ॥
उन्मादमोहकुष्ठार्शःशोथमेदोऽश्मपाण्डुताः ।
व्रणशोथज्वरप्लीहविषदूषीविषं हरेत् ॥ ७३ ॥

अन्वय–सेहुण्डः रेचनः तीक्ष्णः दीपनः कटुकः गुरुः (सन्) शूलम् अष्ठीलिकाध्मानकफगुल्मोदरानिलान्, उन्मादमोहकुष्ठार्शःशोथमेदोऽश्मपाण्डुताः, व्रणशोथज्वरप्लीहविषदूषीविषं हरेत् ॥

આ થોર રેચક, તીક્ષ્ણ, અગ્નિને પ્રદીપ્ત કરનાર, તીખો અને ભારે હોઈ શૂળ, અષ્ઠીલિકા નામનો મૂત્રાઘાત રોગ, આફરો, કફ, ગોળો, પેટનું દર્દ, વાયુ, ઉન્માદ, મોહ, કોઢ, અર્શ, સોજા, મેદ, પથરી, પાંડુરોગ, વ્રણ, તાવ, બરોળનું દર્દ, ઝેર અને દૂષીવિષ[×] નામના ઝેરને હરનાર છે ૭૨,૭૩

× આ દૂષીવિષને હેમાદ્રીમાં જણાવ્યું છે કે 'दूषीविषं त्वविषमौषधं विषि'–ઔષધ કે મંત્રયોગ વગેરેથી જે પ્રભાવરહિત થાય તેને દૂષીવિષ સમજવું

### ખુરાસાની થોરના ક્ષીરના ગુણો

उष्णवीर्यं स्नुहीक्षीरं स्निग्धं च कटुकं लघु ।
गुल्मिनां कुष्ठिनां चापि तथैवोदररोगिणाम् ।
हितमेतद्विरेकार्थं ये चान्ये दीर्घरोगिणः ॥ ७४ ॥

अन्वय–स्नुहीक्षीरम् उष्णवीर्यं स्निग्धं कटुकं लघु च (सत्) गुल्मिनां कुष्ठिनाम् अपि च तथैव उदररोगिणाम् अन्ये च ये दीर्घरोगिणः (सन्ति तेषां) विरेकार्थं एतत् हितम् (अस्ति) ॥

થોરનું ક્ષીર ઉષ્ણવીર્ય, સ્નિગ્ધ, તીખું અને હલકું હોઈ ગોળાના દર્દી, કોઢના દર્દી, પેટના દર્દી તથા બીજા પણ જે કોઈ લાંબા દરદવાળા હોય તેઓને રેચ લેવાના કામમાં હિતકારી છે ૭૪

### શાતલા થોરની બીજી જાત શિકાખાઈના નામ

शातला सप्तला सारा विमला विदुला च सा ।
तथा निगदिता भूरिफेना चर्मकषेत्यपि ॥ ७५ ॥

अन्वय–शातला सप्तला सारा विमला विदुला च सा भूरिफेना चर्मकषा इत्यपि निगदिता ॥

શાતલા,[१] સપ્તલા,[२] સારા,[३] વિમલા,[४] વિદુલા,[५] ભૂરિફેના[६] અને ચર્મકષા[७] એટલાં શાતલાનાં સંસ્કૃત નામો કહ્યાં છે ૭૫

૧ शातं–सुखं लाति–आ दाने–'आतोऽनुपसर्गे कः' प्रत्यय्—જે સોજા વગેરે રોગો મટાડી રોગીને સુખ આપે છે, તેથી શાતલા–થોરની એક જાત–શિકાખાઈ

૨ सप्त प्रमाणान् लाति–पूर्ववत् कः—જે સાત પ્રકારે મદદ કરે છે, તેથી સપ્તલા–શિકાખાઈ

૩ सारः–पित्तशमनादिरसः ... अस्ति अस्याः–જેમાં પિત્તશમન આદિ ઉત્તમ ગુણોવાળો સાર રહ્યો છે તેથી સારા–થોરની એક જાત–શિકાખાઈ

૪ विगतः मलः यस्याः सा–જેનામાંથી મળ જતો રહે છે, તેથી વિમલા–થોરની એક જાત–શિકાખાઈ

૫ विदुले–वाचके ... विदुषी ...–वि+दल ... —જે વાયુથી તથા શીતલ આદિ ગુણોથી જણાય છે–ઓળખાય છે તેથી વિદુલા–એક જાતનો થોર–શિકાખાઈ

૬ भूरयः फेनाः यस्याः सा–જેનાં ઘણાં ફીણ થાય છે તેથી ભૂરિફેના–એક જાતનો થોર–શિકાખાઈ

૭ कषति–हिनस्ति इति कषा–ચામડીને જે ઘસી કાઢે છે–ચામડીના રોગ મટાડે છે માટે ચર્મકષા–એક જાતનો થોર–શિકાખાઈ

### શાતલા થોરની બીજી જાત ચિકાખાઈના ગુણો

શાતલા કટુકા પાકે વાતલા શીતલા લઘુ ।
તિક્તા શોથકફાનાહપિત્તોદાવર્તરક્તજિત્ ॥૭૬॥

અન્વયઃ-શાતલા પાકે કટુકા વાતલા શીતલા લઘુઃ તિક્તા (સતી) શોથકફાનાહપિત્તોદાવર્તરક્તજિત્ (અસ્તિ) ॥

શાતલા પાકમાં તીખી, વાયુ કરનાર, ટાઢી, હલકી અને કડવી હોઈ સોજા, કફ, આફ્રો, પિત્ત, ઉદાવર્ત્ત નામનો રોગ અને લોહીના બગાડને મટાડનાર છે. ૭૬

### ઇંદ્રપુષ્પી અથવા કલિહારીનાં નામો

કલિહારી તુ હલિની લાઙ્ગલી શક્રપુષ્પ્યપિ ।
વિશલ્યાગ્નિશિખાનન્તા વહ્નિવક્ત્રા ચ ગર્ભનુત્ ॥૭૭

અન્વયઃ-કલિહારી તુ હલિની લાઙ્ગલી શક્રપુષ્પી અપિ ચ વિશલ્યા અગ્નિશિખા અનન્તા વહ્નિવક્ત્રા ચ ગર્ભનુત્ (ઇતિ નામાનિ) ॥

કલિહારી,[1] હલિની,[2] લાંગલી,[3] શક્રપુષ્પી,[4] વિશલ્યા,[5] અગ્નિશિખા,[6] અનંતા,[7] વહ્નિવક્ત્રા[8] અને ગર્ભનુત્[9] એટલાં કલિહારીનાં સંસ્કૃત નામો છે. ૭૭

૧. કલીન્-મલાન્ હરતિ-સારકત્વાત્, હૃ હરણે-'કર્મણ્યણ્' અણન્તત્વાદ્ ઙીપ્-જે સારક હોવાથી પેટના મળને પાડે છે-તેથી કલિહારી.

૨. હલતિ-વિલિખતિ મલાન્-હલ વિલેખને-'સર્વધાતુભ્ય ઇન્' ઇત્યૌણાદિરિન્. નાન્તત્વાદ્ ઙીપ્-જે મળોને ખોતરી કાઢે છે; તેથી હલિની-કલિહારી.

૩. લઙ્ગતિ-ગચ્છતિ તીક્ષ્ણતામુષ્ણતાં ચ-લગિ ગતૌ-વાહુલકાદલચ્-દીર્ઘશ્ચ, ગૌરાદિઃ-જે તીક્ષ્ણપણું તથા ગરમ પણું ધારણ કરે છે, તેથી લાંગલી-કલિહારી.

૪. શક્રસ્ય-અર્જુનતરોરિવ પુષ્પં યસ્યાઃ સા-ઇંદ્રવૃક્ષ કે અર્જુનવૃક્ષ ઝાડનાં જેવાં જેને ફૂલ હોય છે, તેથી શક્રપુષ્પી-કલિહારી.

૫. વિગતં શલ્યમ્ અનયા-જેનાથી વ્રણ મટે છે, તેથી વિશલ્યા-કલિહારી.

૬. અગ્નેઃ શિખા ઇવ તીક્ષ્ણોષ્ણત્વાત્-તીક્ષ્ણ તથા ગરમ હોવાથી અગ્નિની જાણે શિખા હોય તેવી છે. તેથી અગ્નિશિખા-કલિહારી.

૭. નાસ્તિ-અન્તઃ યસ્યાઃ સા-છિન્નાયામપિ જાયમાનત્વાત્-કાપ્યા છતાં ફરી જે ઊગ્યા કરે છે, તેથી જેનો અંત અથવા નાશ નથી, માટે અનંતા-કલિહારી.

૮. વહ્નેર્વક્ત્રમિવ તીક્ષ્ણોષ્ણત્વાત્-જે તીક્ષ્ણ તથા ગરમ હોવાથી અગ્નિનું જાણે મુખ હોય તેવી છે. તેથી વહ્નિવક્ત્રા-કલિહારી.

૯. ગર્ભં નુદતિ-ણુદ્ પ્રેરણે-ક્વિપ્-ગર્ભને જે ખસેડી કાઢે છે. તેથી ગર્ભનુત્-કલિહારી.

### ઇંદ્રપુષ્પી અથવા કલિહારીના ગુણો

કલિહારી સરા કુષ્ઠશોફાર્શોવ્રણશૂલજિત્ ।
સક્ષારા શ્લેષ્મજિત્તિક્તા કટુકા તુવરાપિ ચ ।
તીક્ષ્ણોષ્ણા કૃમિહૃલ્લઘ્વી પિત્તલા ગર્ભપાતિની ॥૭૮

અન્વયઃ-(ગુણાશ્ચ-) કલિહારી સરા સક્ષારા તિક્તા કટુકા અપિ ચ તુવરા તીક્ષ્ણા ઉષ્ણા લઘુઃ (સતી) પિત્તલા ગર્ભપાતિની કુષ્ઠશોફાર્શોવ્રણશૂલજિત્ શ્લેષ્મજિત્ કૃમિહૃત્ (અસ્તિ) ॥

કલિહારી મળોને ખસેડનાર, ખારાશવાળી, કડવી, તીખી તેમ જ તૂરી, તીક્ષ્ણ, ગરમ અને હલકી હોઈ પિત્ત કરનાર, ગર્ભને પાડનાર અને કોઢ, સોજા, અરશ, વ્રણ, શૂલ, કફ તથા કૃમિને મટાડનાર છે. ૭૮

### ધોળી તથા રાતી કરેણનાં નામો તથા ગુણો

કરવીરઃ શ્વેતપુષ્પઃ શતકુમ્ભોઽશ્વમારકઃ ।
દ્વિતીયો રક્તપુષ્પશ્ચ ચણ્ડાતો લગુડસ્તથા ॥૭૯॥
કરવીરદ્વયં તિક્તં કષાયં કટુકં ચ તત્ ।
વ્રણલાઘવકૃન્નેત્રકોપકુષ્ઠવ્રણાપહમ્ ।
વીર્યોષ્ણં કૃમિકણ્ડૂઘ્નં ભક્ષિતં વિષવન્મતમ્ ॥૮૦॥

અન્વયઃ-કરવીરઃ શ્વેતપુષ્પઃ શતકુમ્ભઃ અશ્વમારકઃ, દ્વિતીયઃ ચ રક્તપુષ્પઃ ચણ્ડાતઃ તથા લગુડઃ (ઇતિ નામાનિ, દ્વયોઃ ગુણાશ્ચ-) તત્ કરવીરદ્વયં તિક્તં કષાયં ચ કટુકં (સત્) વીર્યોષ્ણં વ્રણલાઘવકૃત્ નેત્રકોપકુષ્ઠવ્રણાપહં કૃમિકણ્ડૂઘ્નમ્ (અસ્તિ), ભક્ષિતં (ચેત્) વિષવત્ મતમ્ ॥

શ્વેતપુષ્પ,[1] કરવીર,[2] શતકુંભ[3] અને અશ્વમારક,[4] એટલાં ધોળી કરેણનાં સંસ્કૃત નામો છે; અને રક્તપુષ્પ,[1] ચંડાત[2] તથા લગુડ,[3] એટલાં રાતી કરેણનાં નામો છે. બન્ને કરેણ કડવી, તૂરી, તીખી અને ઉષ્ણવીર્ય હોઈ વ્રણને હલકું કરનાર, તેમજ નેત્રનું ઊઠવું, કોઢ, વ્રણ, કૃમિ તથા ચળને મટાડનાર છે; પણ જો ખાવામાં આવે તો ઝેર સમાન મનાય છે. ૭૯,૮૦

૧. શ્વેતં પુષ્પં યસ્ય સઃ-જેનાં ફૂલ ધોળાં હોય છે, તેથી શ્વેતપુષ્પ-કરેણ.

વગેરેનો તથા જૂ વગેરે ક્ષુદ્ર જંતુઓનો તથા સેવન કરનારની સાનનો પણ નાશ કરે છે, તેથી તૂરી—ધંતૂરો.

૯. मोहयति इति मोही—मुह वैचित्त्ये—ग्रहादित्वात् णिनिः, महांश्चासौ मोही—महामोही—मदकरत्वात्—અતિશય કેફી પદાર્થ હોવાથી ઘણો જ મોહ કરે છે—બેભાન બનાવે છે. તેથી મહામોહી—ધંતૂરો.

૧૦. शिवस्य प्रियः शिवप्रियः—શંકરને પ્રિય છે, તેથી શિવપ્રિય—ધંતૂરો.

૧૧. मा अस्ति—नास्ति तुला यस्य सः. यद्वा मा—श्रीः तुला यस्य सः कनकनामत्वात्—જેની કોઈ તુલના નથી અથવા શોભા કે ગુણસંપત્તિ એ જ જેની તુલના છે; કેમકે સોનાનાં નામો ધરાવે છે, તેથી માતુલ—ધંતૂરો.

૧૨. मदयति—ग्लेपयति अङ्गानि मदकरत्वात्, यद्वा मदयति—हर्षयति व्रणादिनाशनेन, मदी हर्षग्लेपनयोः—नन्द्यादेर्ल्युः—જે કેફ ઉપજાવી અંગોને ઢીલાં કરે છે અથવા વ્રણાદિનો નાશ કરી હર્ષ ઉપજાવે છે, તેથી મદન—ધંતૂરો.

૧૩. मातुलस्य—धत्तूरस्य पुत्र इव—स्वार्थे कन्—ધંતૂરાનો જાણે પુત્ર હોય તેવો તેનો ડોડવો—તેનું ફળ—માતુલપુત્રક કહેવાય છે.

### અરડૂસીનાં નામો

**वासको वाशिका वासा भिषङ्माता च सिंहिका ।**
**सिंहास्यो वाजिदन्ता स्यादाटरूषोऽटरूषकः ॥८४॥**
**आटरूषो वृषस्ताम्रः सिंहपर्णश्च स स्मृतः ।**

अन्वयः—वासकः वाशिका वासा भिषङ्माता सिंहिका सिंहास्यः वाजिदन्ता आटरूषः च आटरूषकः स्यात्, सः आटरूषः वृषः ताम्रः च सिंहपर्णः स्मृतः॥

**વાસક,[1] વાશિકા,[2] વાસા,[3] ભિષઙ્માતા,[4] સિંહિકા,[5] સિંહાસ્ય,[6] વાજિદંતા,[7] આટરૂષ,[8] અટરૂષક,[9] વૃષ,[10] તામ્ર[11] અને સિંહપર્ણ,[12] એટલાં અરડૂસી×નાં સંસ્કૃત** નામો છે. ૮૪

૧. वासयति वायुमात्मनि तिक्ततुवरत्वं च, वसेर्ण्यन्ताद् ण्वुल्, यद्वा वस्ते—आच्छादयति श्वासादीन् रोगान्—वस आच्छादने—ण्वुल्—જે પોતામાં વાયુને વસાવે છે, તેથી વાયુકારક છે તેમજ કડવાશ તથા તૂરાપણું ધારણ કરે છે, અથવા શ્વાસ આદિ રોગોને જે દાબી દે છે. તેથી વાસક—અરડૂસી.

૨. वाश्यते स्वर्यत्वात्—वाशृ शब्दे—'गुरोश्च हलः' इत्यः, स्वार्थे कन्, टाप्, इत्वं च; यद्वा उश्यते—इष्यते श्वासादिनिवारणार्थं वैद्यैः, वश कान्तौ—संज्ञायां ण्वुल्—જે સ્વરને હિતકારી હોવાથી સારો અવાજ કરાવે—ઘાંટો સુધારે છે અથવા શ્વાસાદિ રોગ મટાડવા વૈદ્યો જેને ઇચ્છે છે, તેથી વાશિકા—અરડૂસી.

૩. वासयति कफनाशकत्वादिगुणान् स्वस्मिन्, ण्यन्ताद् वसेः पचाद्यच्—टाप्—કફનો નાશ કરનારપણું વગેરે ગુણોને પોતામાં જે વસાવે છે, તેથી વાસા—અરડૂસી.

૪. भिषजां माता इव रोगिणां रोगनिवारणद्वारा धनाद्यर्पकत्वात्—રોગીઓના રોગ મટાડી વૈદ્યોને ધનાદિ અપાવે છે, તેથી વૈદ્યોની જાણે માતા હોય તેવી છે, તેથી ભિષઙ્માતા—અરડૂસી.

૫. हिनस्ति कासादीन् रोगमृगान् इति सिंही, हिसि हिंसायाम्—पचाद्यच्, पृषोदरादिः, गौरादिः, स्वार्थे कन् ह्रस्वश्च—ઉધરસ વગેરે રોગોરૂપી હરણાંનો જે નાશ કરે છે, તેથી સિંહિકા—અરડૂસી.

૬. सिंहस्य आस्यमिव आस्यं—पुष्पं यस्य सः—સિંહના મોઢા જેવું જેનું ફૂલ હોવાથી સિંહાસ્ય—અરડૂસી.

૭. वाजिनः दन्ता इव दन्ताः—केसरा यस्याः सा—જેના કેસરા ઘોડાના દાંત જેવા હોય છે, તેથી વાજિદન્તા—અરડૂસી.

૮. अटन्ति इति अटाः—अट गतौ—पचाद्यच्; तान् अटान्—गच्छतो भ्रमतो वा क्षयादीन् रोगान् रोषति—हिनस्ति—रुष हिंसायाम्, मूलविभुजादित्वात् कः, ततः अटरुष एव—आटरूषः स्वार्थेऽण्, पृषोदरादित्वाद् दीर्घत्वम्—જે અટન કરતા—પ્રસરતા ક્ષય આદિ રોગોનો નાશ કરે છે, તેથી આટરૂષ—અરડૂસી.

૯. अटरूष एव अटरूषकः स्वार्थे कन्—ઉપર પ્રમાણે જ પ્રકૃતિ, પ્રત્યય તથા અર્થ સમજવો.

૧૦. वर्षति—सिञ्चति मधु, वृष सेचने, 'इगुपधे'ति कः—જે મધને સિંચે છે, તેથી વૃષ—અરડૂસી.

૧૧. ताम्रः वर्णः अस्ति अस्य, अर्शआद्यच्, यद्वा तम्यते—काङ्क्ष्यते क्षयकासादिरोगिभिर्मान्द्यनिवारणार्थम्—तमु काङ्क्षायाम्, 'अमितम्योर्दीर्घश्च' (उणा० २–१६)

× રાજનિઘંટુમાં લખે છે કે અરડૂસીના ઝાડની છાલમાં કડવાપણું રહેલું છે અને છાલ તથા પાંદડાંને દીપન, રોચક અને આમનાશક વર્ણવેલાં છે; અને આ ગુણોને લીધે તે જૂની સંગ્રહણી અને કફ ઉપર વપરાય છે. છાલનો ઉકાળો બેથી ત્રણ ઔંસની માત્રામાં આપવાથી બદહજમી દૂર થાય છે. વૈદ્યો આની છાલને તાવની બીમારીમાં અને નબળાઈમાં પૌષ્ટિક તરીકે વાપરે છે અને પ્રસવ થયા પછી સ્ત્રીઓને આ ઝાડની છાલ તથા પાંદડાંનો ઉકાળો કરીને પાવાની ભલામણ કરે છે.

સ્વૌષધાદિભિઃ રુઙ્ પ્રસભં શીર્યતે યત્ર—જેનાથી રગ શાંત થાય છે અથવા ક્ષય કે ઉધરસ વગેરેના રોગીઓ પોતાનો રોગ દૂર કરવા જેને ઇચ્છે છે, તેથી તામ્ર-અરડૂસી.

૧૨. સિંહ ઇવ પર્ણં યસ્ય શ્વાસાદિરોગમૃગનિવારણે—શ્વાસ આદિ રોગરૂપી મૃગોને હાંકી કાઢવા જેનું પાંદડું પણ સિંહ જેવું હોય છે, તેથી સિંહપર્ણ-અરડૂસી.

## અરડૂસીના ગુણો

વાસકો વાતકૃત્ સ્વર્યઃ કફપિત્તાસ્રનાશનઃ ।
તિક્તસ્તુવરકો હૃદ્યો લઘુઃ શીતસ્તૃડર્તિહૃત્ ।
શ્વાસકાસજ્વરચ્છર્દિમેહકુષ્ઠક્ષયાપહઃ ॥ ૮૫ ॥

અન્વય—વાસકઃ વાતકૃત્ સ્વર્યઃ તિક્તઃ તુવરકઃ હૃદ્યઃ લઘુઃ શીતઃ (ચ) કફપિત્તાસ્રનાશનઃ તૃડર્તિહૃત્ શ્વાસકાસજ્વરચ્છર્દિમેહકુષ્ઠક્ષયાપહઃ (અસ્તિ) ॥

અરડૂસી વાયુ કરનાર, સ્વરને માટે સારી, કડવી, તૂરી, હૃદયને હિતકારી, હલકી અને ઠંડી હોઈ કફ, પિત્ત, લોહીનો બગાડ કે રક્તપિત્ત, તરસની પીડા, શ્વાસ, ઉધરસ, તાવ, ઊલટી, પ્રમેહ, કોઢ તથા ક્ષયને મટાડનાર છે.

## ખડસલિયા પિત્તપાપડાનાં નામો તથા ગુણો

પર્પટો વરતિક્તશ્ચ સ્મૃતઃ પર્પટકશ્ચ સઃ ।
કથિતઃ પાંશુપર્યાયસ્તથા કવચનામકઃ ॥ ૮૬ ॥
પર્પટો હન્તિ પિત્તાસ્રભ્રમતૃષ્ણાકફજ્વરાન્ ।
સંગ્રાહી શીતલસ્તિક્તો દાહનુદ્વાતલો લઘુઃ ॥ ૮૭ ॥

અન્વય—પર્પટઃ વરતિક્તઃ સ્મૃતઃ, સઃ ચ પર્પટકઃ પાંશુપર્યાયઃ તથા કવચનામકઃ કથિતઃ । પર્પટઃ સંગ્રાહી શીતલઃ તિક્તઃ. દાહનુત્ લઘુઃ (સન્) વાતલઃ (તથા ચ) પિત્તાસ્રભ્રમતૃષ્ણાકફજ્વરાન્ હન્તિ ॥

પર્પટ,[1] વરતિક્ત,[2] પર્પટક[3] એ ખડસલિયા પિત્તપાપડાના સંસ્કૃત નામો છે તેમજ પાંશુપર્યાય[4] એટલે રજ-ધૂળના નામોથી તથા કવચનામક[5]—બખતરનાં નામોથી પણ તે કહેવાય છે. ખડસલિયો પિત્તપાપડો ઝાડાને રોકનાર, ટાઢો, કડવો, વાયુ કરનાર અને હલકો હોઈ દાહને મટાડનાર છે; તથા પિત્ત, લોહીનો બગાડ અથવા રક્તપિત્તનો રોગ, ભ્રમ, તરસ, કફ તથા તાવને પણ મટાડે છે. ૮૬,૮૭

૧. પર્પટિ—પરાઙ્કતિ શીતત્વાદિગુણાન્-પર્પ ગતૌ, 'બહુલમન્યત્રાપિ' સ્વૌષધાદિઃ અટન્ પ્રત્યય —જે શીતતા આદિ ગુણોને ધારણ કરે છે, તેથી પર્પટ-ખડસલિયો પિત્તપાપડો.

૨. વર તિક્ત રસો યસ્ય સઃ—જેનો કડવો રસ ઉત્તમ હોય છે, તેથી વરતિક્ત—ખડસલિયો પિત્તપાપડો.

૩ પર્પટ. एव पर्पटकः स्वार्थे कन्—પર્પટ પ્રમાણે સમજવું

૪ પાંશો પર્યાયા યસ્ય સઃ—રજના કે ધૂળનાં જેટલાં નામો છે, તે બધા નામોથી પણ આ પિત્તપાપડો કહેવાય છે, તેથી પાંશુપર્યાય-ખડસલિયો પિત્તપાપડો.

૫ કવચસ્ય નામાનિ યસ્ય સઃ—બખ્તરનાં જેટલાં નામો છે, તે બધાં આ પિત્તપાપડાના પણ નામો છે, તેથી કવચનામક—ખડસલિયો પિત્તપાપડો.

## લીંબડાનાં નામો

નિમ્બઃ સ્યાત્પિચુમર્દશ્ચ પિચુમન્દશ્ચ તિક્તકઃ ।
અરિષ્ટઃ પારિભદ્રશ્ચ હિઙ્ગુનિર્યાસ ઇત્યપિ ॥ ૮૮ ॥

અન્વય—નિમ્બઃ પિચુમર્દઃ ચ પિચુમન્દઃ તિક્તકઃ અરિષ્ટઃ ચ પારિભદ્રઃ ચ હિઙ્ગુનિર્યાસ ઇત્યપિ સ્યાત્ ॥

નિંબ,[1] પિચુમર્દ,[2] પિચુમંદ,[3] તિક્તક,[4] અરિષ્ટ,[5] પારિભદ્ર,[6] અને હિંગુનિર્યાસ[7] એટલાં લીંબડા*નાં સંસ્કૃત નામો છે. ૮૮

* આયુર્વેદમાં લીંબડાનું વર્ણન નીચે પ્રમાણે છે તેની છાલ પાચક, કડવી અને ગ્રાહી છે. તેનાં પાંદડાં મધના સોટની પોટીસ બનાવવામાં વપરાય છે, તેથી ગૂમડાંની ગાંઠ વેરાઈ જાય છે, પાંદડાં વાટીને શીતળાના ફોલ્લા ઉપર લગાવવાથી ઘણો ફાયદો થાય છે, પાંદડાંનો રસ પાવાથી પેટમાંના કૃમિ નીકળી જાય છે અને કમળો તથા શરીર પર નીકળતાં ગૂમડાંના દરદ પર અપાય છે

સુશ્રુતમાં ખરાબ નાસૂર ઉપર લીંબડાનાં પાંદડાં અને તલ વાટીને તેની પોટીસ બાંધવા ભલામણ કરેલ છે, અને લીંબડાના ફળ (લીંબો-ળી)ને જુલાબ તથા પેટનાં જંતુ કાઢી નાખવા માટે વાપરવા લખેલ છે બીજનું તેલ ચામડીમાં ગૂમડાં અને કોઢ ઉપર ઘણી સારી અસર કરે છે.

ચરકસંહિતામાં લીંબડાને દીપનીય અને કંડૂનાશક લખેલ છે.

સુશ્રુતસંહિતામાં આને કફવાતધ્ન અને શરીરના કોઈ પણ ભાગ પર સોજો આવી બળતરા થતી હોય તેને મટાડનાર લખેલ છે, આનાં ફૂલ કફને પ્રમેહના દરદમાં ઉપયોગી અને તાવની અસર મટાડનાર લખેલ છે.

૧. નિમ્બતિ-સિઞ્ચતિ શૈત્યં તિક્તતાં ચ, ણિવિ સેચને પચાદ્યચ્-વવયોરૈક્યમ્-જે શીતળતાને સિંચે છે, તેથી નિમ્બ-લીંબડો.

૨. પિચું-કુષ્ઠમેદં મર્દયતિ મૃદુ ક્ષોદે-ણ્યન્તાત્ 'કર્મણ્યણ્-' કોઢના રોગનો જે નાશ કરે છે, તેથી પિચુમર્દ-લીંબડો.

૩. પિચું મન્દયતિ-મન્દ મન્દાયાં ગતૌ, ણ્યન્તાત્ 'કર્મણ્યણ્'-અર્થ ઉપર પ્રમાણે જ છે.

૪. તિક્તઃ રસઃ અસ્તિ અસ્ય-અર્શઆદ્યચ્, સ્વાર્થે ચ કન્-જેનો રસ કડવો હોય છે, તેથી તિક્તક-લીંબડો.

૫. ન રિષ્ટમ્-અશુભં યસ્ય સેવનાત્-જેનું સેવન કરવાથી અશુભ થતું નથી, તેથી અરિષ્ટ-લીંબડો.

૬. પરિતઃ ભદ્રં યસ્ય સેવનાત્, તતઃ સ્વાર્થે અણ્-જેનું સેવન કરવાથી ચારે બાજુથી કલ્યાણ જ થાય છે, તેથી પારિભદ્ર-લીંબડો; યદ્વા પારમ્ અસ્યાસ્તિ-'અત ઇનિ૦', પારિ-પારં ગતં ભદ્રં યસ્ય સેવનાત્-અથવા જેનું સેવન કરવાથી પરિપૂર્ણ કલ્યાણ થાય છે, તેથી પારિભદ્ર-લીંબડો.

૭. હિઙ્ગ્વાકારઃ હિઙ્ગુગન્ધો વા નિર્યાસો યસ્ય-જેનો રસ અથવા ગુંદર હિંગ જેવા આકારનો તથા હિંગ જેવી ગંધવાળો હોય છે, તેથી હિંગુનિર્યાસ-લીંબડો.

**લીંબડાના તથા તેનાં પાન અને ફળના ગુણો**

**નિમ્બઃ શીતો લઘુર્ગ્રાહી કટુપાકોઽગ્નિવાતનુત્ ।**
**અહૃદ્યઃ શ્રમતૃટ્કાસજ્વરારુચિકૃમિપ્રણુત્ ॥ ૮૯ ॥**
**વ્રણપિત્તકફચ્છર્દિકુષ્ઠહૃલ્લાસમેહનુત્ ।**
**નિમ્બપત્રં સ્મૃતં નેત્ર્યં કૃમિપિત્તવિષપ્રણુત્ ॥૯૦॥**
**વાતલં કટુપાકં ચ સર્વારોચકકુષ્ઠનુત્ ।**
**નિમ્બફલં રસે તિક્તં પાકે તુ કટુ ભેદનમ્ ।**
**સ્નિગ્ધં લઘૂષ્ણં કુષ્ઠઘ્નં ગુલ્માર્શઃકૃમિમેહનુત્ ॥૯૧॥**

અન્વયઃ-નિમ્બઃ શીતઃ લઘુઃ ગ્રાહી કટુપાકઃ અહૃદ્યઃ (સન્) અગ્નિવાતનુત્ શ્રમતૃટ્કાસજ્વરારુચિકૃમિપ્રણુત્ વ્રણપિત્તકફચ્છર્દિકુષ્ઠહૃલ્લાસમેહનુત્ (અસ્તિ); નિમ્બપત્રં નેત્ર્યં વાતલં ચ કટુપાકં (સત્) સર્વારોચકકુષ્ઠનુત્ કૃમિપિત્તવિષપ્રણુત્ (અસ્તિ); નિમ્બફલં રસે તિક્તં પાકે તુ કટુ ભેદનં સ્નિગ્ધં લઘુ ઉષ્ણં ચ (સત્) કુષ્ઠઘ્નં ગુલ્માર્શઃકૃમિમેહનુત્ (અસ્તિ) ॥

**લીંબડો ટાઢો, હલકો, ઝાડાને રોકનાર, પાકમાં તીખો અને મનને ન ગમે એવો હોઈ અગ્નિ, વાયુ, શ્રમ, તરશ, તાવ, અરુચિ, કૃમિ, વ્રણ, પિત્ત, કફ, ઊલટી, કોઢ, મોળ-ઊબકા તથા પ્રમેહને મટાડનાર છે. લીંબડાનું પાંદડું નેત્રને હિતકારી, વાયુ કરનાર તથા પાકમાં તીખું હોઈ સઘળી અરુચિ, કોઢ, કૃમિ, પિત્ત તથા ઝેરને મટાડનાર છે. લીંબડાનું ફળ રસમાં કડવું, પાકમાં તીખું, ઝાડો લગાડનાર, સ્નિગ્ધ, હલકું અને ગરમ હોઈ કોઢ, ગોળો, અરશ, કૃમિ તથા પ્રમેહને મટાડનાર છે.૮૯-૯૧**

**બકાનનાં નામો**

**મહાનિમ્બઃ સ્મૃતોદ્રેકા રમ્યકો વિષમુષ્ટિકઃ ।**
**કેશા મુષ્ટિર્નિમ્બકશ્ચ કાર્મુકો જીવ ઇત્યપિ ॥૯૨॥**

અન્વયઃ-મહાનિમ્બઃ ઉદ્રેકા સ્મૃતા (તથા) રમ્યકઃ વિષમુષ્ટિકઃ કેશા મુષ્ટિઃ નિમ્બકઃ ચ કાર્મુકઃ જીવઃ ઇત્યપિ (કથ્યતે) ॥

**મહાનિંબ,[૧] ઉદ્રેકા,[૨] રમ્યક,[૩] વિષમુષ્ટિક,[૪] કેશા,[૫] મુષ્ટિ,[૬] નિંબક,[૭] કાર્મુક[૮] અને જીવ[૯] એટલાં બકાનનાં સંસ્કૃત નામો છે. ૯૨**

૧. મહાંશ્ચાસૌ નિમ્બઃ મહાનિમ્બઃ-એક જાતનો મોટો લીંબડો જ હોવાથી મહાનિંબ-બકાન.

૨. ઉદ્રિચ્યતે હિમગુણેન રુક્ષત્વેન કષાયત્વેન ચ નિમ્બાત્, ઉત્પૂર્વકાત્ રિચિર્ વિરેચને ઇત્યસ્માદ્ ઘઞ્, 'ચજોઃ' ઇતિ કુત્વં, ટાપ્-શીતળતા, રૂક્ષતા તથા તૂરાશના ગુણથી લીંબડાના કરતાં જે ચડિયાતી છે, તેથી ઉદ્રેકા-બકાન.

૩. રમ્યતે અનેન શ્રમચ્છર્દિકુષ્ઠાદિરોગિભિઃ, રમુ ક્રીડાયાં-ણ્યત્, સંજ્ઞાયાં ચ કન્-જેને લીધે શ્રમ, ઊલટી તથા કોઢ વગેરેના રોગીઓને પોતાના રોગો દૂર થતાં આનંદ થાય છે, તેથી રમ્યક-બકાન.

૪. વિષં મૂષિકાયા મુષ્યતે-નાશ્યતે અનેન, મુષ સ્તેયે-ક્તિન્-સંજ્ઞાયાં ચ કન્-જેનાથી ઉંદરનું ઝેર નાશ કરાય છે, તેથી વિષમુષ્ટિક-બકાન.

૫. ક્લિશ્નાતિ-વિબાધતે કફપિત્તભ્રમાદીન્ રોગાન્-ક્લિશૂ વિબાધને-'ક્લિશેરન્ લો લોપશ્ચ' ઇત્યૌણાદિઃ અન્પ્રત્યયઃ, લકારસ્ય ચ લોપઃ, અજાદિત્વાત્ ટાપ્-જે કફ, પિત્ત, ભ્રમ આદિ રોગોને મટાડે છે, તેથી કેશા-બકાન.

૬. મુષ્યતે-નાશ્યતે અનયા પ્રમેહાદિઃ-મુષ સ્તેયે, ક્તિન્-પ્રમેહ આદિ રોગોનો જે નાશ કરે છે, તેથી મુષ્ટિ-બકાન.

૭. નિમ્બ ઇવ કાયતિ વિશેષગુણૈઃ-કૈ શબ્દે-'આતોઽનુપસર્ગે' ઇતિ કઃ-અમુક ખાસ ગુણોથી જે લીંબડા જેવી કહેવાય છે, તેથી નિંબક-બકાન.

૮. કુષ્ઠાદિરોગનિવારણસ્યાય કર્મણે પ્રભવતિ 'કર્મણ

૨. કાઞ્ચનમ્ ઇવ કાયતિ–પ્રકાશતે પુષ્પૈઃ, કૈ શબ્દે-'આતોઽનુપસર્ગે.' ઇતિ કઃ—જે સોનેરી ફૂલોથી સોના જેવો પ્રકાશે છે, તેથી કાંચનક—કાંચનાર.

૩. ગણ્ડસ્ય—ગણ્ડમાલારોગસ્ય અરિઃ નાશકત્વાત્—જે ગંડમાલા રોગનો શત્રુ હોઈ નાશ કરે છે, તેથી ગંડારિ—કાંચનાર.

૪. શોણાનિ—રક્તપીતવર્ણાનિ પુષ્પાણિ યસ્ય સઃ—જેનાં ફૂલ લાલપીળાં હોય છે, તેથી શોણપુષ્પ—કાંચનાર.

૧. કું ભૂમિં વિદારયતિ—દૃ વિદારણે 'કર્મણ્યણ્'—પૃષોદરાદિઃ—જે જમીનને ફાડી નાખે છે અથવા વ્રણને મટાડે છે, લોહીવિકાર દૂર કરે છે, તેથી કોવિદાર—કાંચનારની એક જાત.

૨. ચમરમ્ અસ્તિ અસ્ય—'અત ઇનિઠનૌ' ઇતિ ઠન્—જેને ચામર જેવા ગુચ્છા થાય છે, તેથી ચમરિક—કાંચનારની એક જાત.

૩. કુમ્ ઉદ્દાલયતિ—દલ વિદારણે—'કર્મણ્યણ્'—શકન્ધ્વાદિઃ—ઉપરના પડેલા નામ કોવિદાર જેવો જ અર્થ થાય છે.

૪. યુગં—યુગ્મં પત્રં યસ્ય સઃ—જેને જોડકાંરૂપે પાન હોય છે, તેથી યુગપત્રક—કોવિદાર.

૫. કુણ્ડલં—કુણ્ડલનમ્—કુણ્ડલાનુકરણમ્ અસ્તિ અસ્ય—'અત ઇનિ.'—જેનું અનુકરણ—ફેલાવું કુંડલાકાર—કુંડળ જેવું ગોળાકાર હોય છે, તેથી કુંડલી—કોવિદાર.

૬. તામ્રાણિ—રક્તવર્ણાનિ પુષ્પાણિ યસ્ય સઃ—જેનાં ફૂલ રાતાં હોય છે, તેથી તામ્રપુષ્પ—કોવિદાર.

૭. અશ્મનોઽપ્યન્તં કરોતિ—'અન્તયતેર્ણ્વુલ્'—જે પથરાને પણ તોડી નાખે છે, તેથી અશ્મન્તક—કોવિદાર.

૮. સ્વલ્પાઃ કેસરા યસ્ય સઃ—જેને કેસરા ઘણા જ થોડા હોય છે, તેથી સ્વલ્પકેસરી—કોવિદાર.

## કાળા, ધોળા તથા રાતા સરગવાનાં નામો

**શોભાઞ્જનઃ શિગ્રુતીક્ષ્ણગન્ધકાક્ષીવમોચકાઃ ।**
**તદ્બીજં શ્વેતમરિચં મધુશિગ્રુઃ સલોહિતઃ ॥૯૮॥**

અન્વયઃ—શોભાઞ્જનઃ શિગ્રુ—તીક્ષ્ણગન્ધક અક્ષીવ—મોચકાઃ (ઇતિ નામાનિ), તદ્બીજં શ્વેતમરિચં (કથ્યતે) મધુશિગ્રુઃ સલોહિતઃ ઉચ્યતે ॥

**શોભાંજન,[1] શિગ્રુ,[2] તીક્ષ્ણગંધક,[3] અક્ષીવ[4] અને મોચક[5] એટલાં સરગવા*નાં સંસ્કૃત નામો છે. સરગવાનું બીજ શ્વેત-મરિચ—ધોળું મરી કહેવાય છે. રતાશવાળો સરગવો મધુશિગ્રુ[6] કહેવાય છે. ૯૮**

૧. શોભામ્ અનક્તિ વિશેષગુણૈઃ સુન્દરપુષ્પૈશ્ચ, અઞ્જૂ વ્યક્તિમ્રક્ષણાદૌ, કર્તરિ લ્યુટ્ 'બહુલમન્યત્રાપિ' ઇતિ યુજ્ વા—ખાસ ગુણોને લીધે તથા સુંદર પુષ્પોથી જે શોભા પ્રકટ કરે છે, તેથી શોભાંજન—સરગવો.

૨. શિનોતિ—તીક્ષ્ણતામ્ આવહતિ, શિઞ્ નિશાને—'જઝ્વાદયશ્ચ' ઇત્યુણાદિઃ (૪–૧૦૨) નિપાતઃ—જે તીક્ષ્ણતા ધારણ કરે છે, તેથી શિગ્રુ—સરગવો.

૩. તીક્ષ્ણઃ ગન્ધઃ યસ્ય સઃ—'શેષાદ્વિભાષા' ઇતિ કપ્—જેની ગંધ તીક્ષ્ણ હોય છે, તેથી તીક્ષ્ણગંધ—સરગવો.

૪. ન ક્ષીવતે ક્ષીવયતિ વા, ક્ષીબૃ મદે—પચાદ્યચ્, વવયોરૈક્યમ્—જે મદ અથવા કફ કરતો નથી, તેથી અક્ષીવ—સરગવો.

૫. મોચયતિ નાનારોગેભ્યઃ—ણ્વુલ્—જે અનેક જાતના રોગોથી છોડાવે છે, તેથી મોચક સરગવો.

૬. મધુઃ—મધુસદૃશકિંચિદ્રક્તવર્ણમાધુર્યગુણવિશેષયુક્તત્વાસૌ શિગ્રુઃ—મધુશિગ્રુઃ—શાકપાર્થિવાદિઃ—જે મધ જેવા કંઈક રાતા રંગનો અને વધારે પડતી મીઠાશ-ગુણવાળો હોય છે. તેથી મધુશિગ્રુ—રાતો સરગવો.

* કેટલાક વૈદ્યો સરગવાને ગરમ, તીક્ષ્ણ, પેશાબ વધારનાર અને ચામડી પર લગાડવાથી ચામડીને લાલ કરનાર ગણે છે; બીજને પણ ગરમ ગણે છે અને તેને શ્વેતમરીચના નામથી ઓળખે છે.

**હારિતસંહિતામાં** સરગવાની બે જાત વર્ણવી છે—લાલ અને સફેદ. ચામડી લાલ કરવામાં લાલ કરતાં સફેદ વધારે ગુણ ધરાવે છે, તોપણ અંદર ખવડાવવાના ઉપયોગ માટે લાલ જાત વધારે પસંદ કરાય છે અને તે કાળજું તથા બરલની ગાંઠ મોટી થઈ હોય ત્યારે અપાય છે. શરીરના અંદરના ભાગમાં ઊંડો સોજો હોય ત્યારે મૂળિયાંની છાલનો ઉકાળો કરી સોજા ઉપર શેક કરવામાં તે વપરાય છે; તેમ જ પેશાબની થેલીમાં થયેલી પથરી ઉપર પણ ઉપયોગી ગણેલ છે. આ ઝાડનો ગુંદર તલના તેલ સાથે મેળવીને કાનમાં ચસકા આવતા હોય ત્યારે રેડવાથી આરામ થાય છે.

**ચરકસંહિતામાં** આ ઝાડની છાલ તથા મૂળિયાંને શિરોવિરેચન અને સ્વેદોપગ (પસીનો લાવનાર), ગણેલ છે.

**સુશ્રુતસંહિતામાં** આને કફમેદોનિવારક, શિરશૂલનાશક અને ગુલ્મવિદ્રધિનાશક ગણેલ છે.

સિંદુવારક[૪] એટલાં ધોળાં ફૂલવાળી નગોડનાં સંસ્કૃત નામો છે. તેમ જ નીલપુષ્પી,[૧] નિર્ગુંડી,[૨] શેફાલી[૩] અને સુવહા[૪] એટલાં કાળાં ફૂલવાળી નગોડનાં નામો છે. ૧૦૬

૧. स्यन्दते-પ્રસવતિ, स्यन्दू प्रस्रवणे 'स्यन्देः संप्रसारणं धश्च' इत्यौणादिकः-बाहुलकाद् अत्र धो न, सिन्दुं वृणोति वारयति वा सिन्दुवारः-वृञ् वरणे, वृञ् આવરણે વા, 'कर्मण्यण्'-જે રસને સ્વીકારે છે અથવા રસથી વ્યાપ્ત હોય છે. તેથી સિંદુવાર-નગોડ.

૨. श्वेतानि पुष्पाणि यस्य सः-જેનાં ફૂલ ધોળાં હોય છે, તેથી શ્વેતપુષ્પ-નગોડ.

૩. सिन्दुः एव सिन्दुकः-स्वार्थे कन्-જે રસમય હોય છે, તેથી સિન્દુક-ધોળાં ફૂલવાળી નગોડ.

૪. सिन्दुवारः एव सिन्दुवारकः-અર્થ વગેરે પહેલા નામ પ્રમાણે.

૧. नीलानि पुष्पाणि यस्याः सा-જેનાં ફૂલ કાળાં થાય છે, તેથી નીલપુષ્પી-નગોડ.

૨. निर्गुण्डति-अत्यन्तं रक्षति कृमिकुष्ठादिरोगेभ्यः-निर्पूर्वक-गुडि रक्षायाम्-'इगुपधे'ति कः-पृषोदरादिः, यद्वा गुण्डात्-वेष्टनान्निर्गता, गौरादित्वाद् ङीप्-જે કરમિયાં, કોઢ વગેરે રોગોથી રક્ષા કરે છે અથવા કોઈ જાતના વેષ્ટનથી રહિત હોય છે, તેથી નિર્ગુંડી-નગોડ.

૩. शेरते इति शेफाः-शीङ् स्वप्ने, बाहुलकात् फः (उणादिः), शेफाः-अलयः यस्यां सा सुगन्धित्वात्, 'कृदिकारादक्तिनः' इति वा ङीप्-જેમાં સુગંધ હોવાથી ભમરા સૂઈ રહે છે, તેથી શેફાલી-નગોડ.

૪. सुष्ठु वहति आमोदम्, वह प्रापणे-पचाद्यच्-જે ઉત્તમ સુગંધને ધારણ કરે છે, તેથી સુવહા-નગોડ.

## બન્ને નગોડના ગુણો

सिन्दुकः स्मृतिदस्तिक्तः कषायः कटुको लघुः ।
केश्यो नेत्रहितो हन्ति शूलशोथाममारुतान् १०७
कृमिकुष्ठारुचिश्लेष्मज्वरान्नीलापि तद्विधा ।
सिन्दुवारदलं जन्तुवातश्लेष्महरं लघु ॥ १०८ ॥

अन्वयः-सिन्दुकः स्मृतिदः तिक्तः कषायः कटुकः लघुः केश्यः नेत्रहितः (सन्) शूलशोथाममारुतान् कृमिकुष्ठारुचिश्लेष्मज्वरान् हन्ति, नीला अपि तद्विधा (अस्ति), सिन्दुवारदलं लघु (सत्) जन्तुवातश्लेष्महरम् (अस्ति) ॥

બન્ને નગોડ સ્મૃતિ આપનાર, કડવી, તૂરી, તીખી, હલકી, કેશને સારી, નેત્રને હિતકારી અને શૂળ, સોજા, આમવાયુ, કૃમિ, કોઢ, અરુચિ, કફ તથા તાવને [illegible] છે. નગોડનું ફૂલ હલકું અને જીવડાં, વાયુ તથા કફને હરનાર છે. ૧૦૭,૧૦૮

## ઇંદ્રજવના ઝાડનાં નામો

कुटजः कूटजः कौटो वत्सको गिरिमल्लिका ।
कालिङ्गः शक्रशाखी च मल्लिकापुष्प इत्यपि ।
इन्द्रो यवफलः प्रोक्तो वृक्षकः पाण्डुरद्रुमः ॥ १०९

अन्वयः-कुटजः कूटजः कौटः वत्सकः गिरिमल्लिका कालिङ्गः शक्रशाखी च मल्लिकापुष्पः इत्यपि (तथा च) इन्द्रः यवफलः वृक्षकः पाण्डुरद्रुमः प्रोक्तः ॥

કુટજ,[૧] કૂટજ,[૨] કૌટ,[૩] વત્સક,[૪] ગિરિમલ્લિકા,[૫] કાલિંગ,[૬] શક્રશાખી,[૭] મલ્લિકાપુષ્પ,[૮] ઇંદ્ર,[૯] યવફલ,[૧૦] વૃક્ષક[૧૧] અને પાંડુરદ્રુમ[૧૨] એટલાં ઇંદ્રજવના ઝાડનાં સંસ્કૃત નામો છે.૧૦૯

૧. कुटे-गिरिशृङ्गे जायते स्म-'सप्तम्यां जनेर्डः', पृषोदरादिः-પર્વતના શિખર ઉપર જે ઉત્પન્ન થાય છે, તેથી કુટજ-ઇંદ્રજવનું ઝાડ.

૨. कूटज-ની વ્યુત્પત્તિ ઉપર પ્રમાણે જ છે.

૩. कुटे-गिरिशृङ्गे भवः 'तत्र भव' इत्यण्-પર્વતના શિખર ઉપર થાય છે, તેથી કૌટ-ઇંદ્રજવનું ઝાડ.

૪. वदति-दीपनत्वादिगुणान्, वद व्यक्तायां वाचि-'वृतॄवदिवचिहनिकमिकषिभ्यः सः' ततः संज्ञायां कन्-દીપનપણું આદિ પોતાના ગુણોને જે જણાવે છે, તેથી વત્સક-ઇંદ્રજવનું ઝાડ.

૫. गिरेः मल्ली इव-इवार्थे कन्-પર્વતનો જાણે મોગરો હોય તેવી છે, તેથી ગિરિમલ્લિકા-ઇંદ્રજવનું ઝાડ.

૬. कलिङ्गदेशे भवः-भवार्थे अण्-કલિંગદેશમાં જે થાય છે, તેથી કાલિંગ-ઇંદ્રજવનું ઝાડ.

૭. शक्रनामा शाखी-वृक्षः-शाकपार्थिवादिः-જે ઝાડ ઇંદ્રના નામથી કહેવાય છે, તેથી શક્રશાખી-ઇંદ્રજવનું ઝાડ.

૮. मल्लिकाया इव पुष्पं यस्य सः-જેનું ફૂલ મોગરા જેવું હોય છે, તેથી મલ્લિકાપુષ્પ-ઇંદ્રજવનું ઝાડ.

૯. इन्दति-परमम् ऐश्वर्यं प्राप्नोति गुणानाम् इन्द्र इव-इदि परमैश्वर्ये 'ऋज्रेन्द्र.' इति रन्-ઇંદ્રની પેઠે ગુણોના પરમ ઐશ્વર્યને જે પામે છે, તેથી ઇંદ્ર-ઇંદ્રજવનું ઝાડ.

૧૦. यवसदृशं फलं यस्य सः-જેનું ફળ જવના જેવું હોય છે, તેથી યવફલ-ઇંદ્રજવનું ઝાડ.

૧૧. ह्रस्वः वृक्षः वृक्षकः, यद्वा वृश्चति-छिनत्ति कफपित्तादिविकारान्-उणादिः (३-६६) सक्, ततः

અન્વયઃ—માંસરોહિણી અતિરુહા વૃન્તા ચર્મકરી કૃશા પ્રહારવલ્લી વિકષા વીરવતી અપિ કથ્યતે, માંસરોહિણી વૃષ્યા સરા દોષત્રયાપહા સ્યાત્ ॥

માંસરોહિણી,[1] અતિરુહા,[2] વૃંતા,[3] ચર્મકરી,[4] કૃશા,[5] પ્રહારવલ્લી,[6] વિકષા,[7] અને વીરવતી[8] એટલાં રોહિણીનાં સંસ્કૃત નામો છે. રોહિણી વીર્યને વધારનાર, મળને ખસેડનાર અને ત્રણે દોષને મટાડનાર છે. ૧૨૩

૧. માંસં રોહયતિ ઇત્યેવંશીલા. રુહ બીજજન્મનિ પ્રાદુર્ભાવે ચેતિ ણ્યન્તાત્ 'સુપ્યજાતૌ' ઇતિ ણિનિઃ, નાન્તત્વાચ્ચ ઙીપ્—માંસને જે રુઝવે છે, તેવા સ્વભાવવાળી હોવાથી માંસરોહિણી—રોહિણી.

૨. અતિશયેન રોહતિ, રુહ—'ઇગુપધે'તિ કઃ, ટાપ્—જે ઘણી જ ઊગે છે, તેથી અતિરુહા—રોહિણી.

૩. વૃન્તમ્ અસ્તિ અસ્યાઃ, અર્શઆદ્યચ્, ટાપ્—જેને દીંટું હોય છે. તેથી વૃંતા—રોહિણી.

૪. કરોતિ ઇતિ કરા—અચ્, ટાપ્, ચર્મણઃ કરા—મણાદિષુ, જાતિત્વાદ્ ઙીપ્—વ્રણ વગેરેને રૂઝવી તેમાં ચામડી કરનાર હોવાથી ચર્મકરી—રોહિણી.

૫. કૃશ્યતિ—તનૂકરોતિ મલાન્ સારકત્વાત્—કૃશ તનૂકરણે 'ઇગુપધે'તિ કઃ—જે મળને ઓછા કરે છે, કેમકે સારક છે, તેથી કૃશા—રોહિણી.

૬. પ્રહારસ્ય વેદનોપશમનાર્થા રોપિણી ચાસૌ વલ્લી—શાકપાર્થિવાદિઃ—પ્રહારની વેદના શાંત કરનાર તથા રુઝવનારી વેલડી હોવાથી—પ્રહારવલ્લી રોહિણી.

૭. વિશેષેણ કષતિ—હિનસ્તિ દોષત્રયમ્, કષ હિંસાયામ્, અચ્, ટાપ્—જે ત્રણે દોષોનો ખાસ નાશ કરે છે, તેથી વિકષા—રોહિણી.

૮. વીરયન્તિ—વિક્રામ્યન્તિ ઇતિ વીરાઃ—વીર વિક્રાન્તૌ અચ્, વીરાઃ ગુણાઃ સન્તિ અસ્યાઃ—મતુપ્, 'માદુપધાયા' ઇતિ વત્વમ્, 'ઉગિતશ્ચે'તિ ઙીપ્—જેમાં ઘણા જ પરાક્રમી ગુણો રહે છે, તેથી વીરવતી—રોહિણી.

## ચિલ્હકનું નામ તથા ગુણો

ચિલ્હકો વાતનિર્હારો શ્લેષ્મઘ્નો ધાતુપુષ્ટિકૃત્ ।
આગ્નેયો વિષવદ્યસ્ય ફલં મત્સ્યનિષૂદનમ્ ॥ ૧૨૪

અન્વયઃ—ચિલ્હકઃ વાતનિર્હારઃ શ્લેષ્મઘ્નઃ ધાતુપુષ્ટિકૃત્ આગ્નેયઃ (અસ્તિ), યસ્ય ફલં વિષવત્ મત્સ્યનિષૂદનમ્ (ભવતિ)॥

ચિલ્હક[1] વાયુને હરનાર, કફને મટાડનાર, ધાતુની પુષ્ટિ કરનાર અને ગરમ છે. ચિલ્હકનું ફળ ઝેરની પેઠે માછલાંઓને મારી નાખનાર છે. ૧૨૪

૧. ચિલ્હતિ—શિથિલં કરોતિ વાયું કફં ચ આગ્નેયત્વાત્, ચિલ્હ શૈથિલ્યે—ણ્વુલ્-પૃષોદરાદિત્વાદ્ધ્રસ્વ હઃ—જે ગરમ હોવાથી વાયુ તથા કફનો નાશ કરે છે. તેથી ચિલ્હક.

## ટંકારીનું નામ તથા ગુણો

ટઙ્કારી વાતજિત્તિક્તા શ્લેષ્મઘ્ની દીપની લઘુઃ ।
શોથોદરવ્યથાહન્ત્રી હિતા પીઠવિસર્પિણામ્ ॥૧૨૫

અન્વયઃ—ટઙ્કારી વાતજિત્ તિક્તા શ્લેષ્મઘ્ની દીપની લઘુઃ (સતી) શોથોદરવ્યથાહન્ત્રી (ભવતિ, તથા ચ) પીઠવિસર્પિણાં હિતા (અસ્તિ)॥

ટંકારી[1] વાયુને જીતનાર, કડવી, કફને મટાડનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર અને હલકી છે; અને સોજા તથા પેટની પીડાને હણનાર છે. લાકડાંની ઘોડી લઈ ચાલનારા લૂલા-લંગડાને સારી છે ૧૨૫

૧. ટઙ્ક—ગર્વમ્ ઋચ્છતિ વાતકફજિત્વાત્—ઋ ગતૌ 'કર્મણ્યણ્' ઙીપ્—જે વાયુને તથા કફને જીતનાર હોવાથી ગર્વ કરે છે. તેથી ટંકારી.

## નેતરનાં નામો

વેતસો નમ્રકઃ પ્રોક્તો વાનીરો વઞ્જુલસ્તથા ।
અભ્રપુષ્પશ્ચ વિદુલો રથઃ શીતશ્ચ કીર્તિતઃ ॥૧૨૬॥

અન્વયઃ—વેતસઃ નમ્રકઃ વાનીરઃ તથા વઞ્જુલઃ પ્રોક્તઃ (તથા ચ) અભ્રપુષ્પઃ વિદુલઃ રથઃ ચ શીતઃ કીર્તિતઃ ॥

વેતસ,[1] નમ્રક,[2] વાનીર,[3] વંજુલ,[4] અભ્રપુષ્પ,[5] વિદુલ,[6] રથ[7] અને શીત[8] એટલાં નેતરનાં સંસ્કૃત નામો છે. ૧૨૬

૧. ઈયતે સ્મ ઇતિ ઇતં—જ્ઞાનમ્ 'ઇણ્ ગતૌ' 'નપુંસકે' ભાવે ક્તઃ, વા—વિકલ્પસ્ય ઇતં—જ્ઞાનં સ્યતિ—ષોઽન્તકર્મણિ 'આતશ્ચોપસર્ગે' ઇતિ કઃ, યદ્વા ઊયતે—વેઞ્ તન્તુસંતાને—'વેઞસ્તુટ્ ચ' ઇતિ અસચ્ પ્રત્યયસ્તુટ્ ચ—જે વિકલ્પના જ્ઞાનનો નાશ કરે છે અથવા જે વણાય છે—અંદરના ભાગમાં રેસાઓથી ગૂંથાય છે, તેમ જ ખુરશી વગેરેમાં ગૂંથાય છે, તેથી વેતસ—નેતર.

૨. નમતિ ઇત્યેવંશીલઃ, ણમ પ્રહ્વત્વે—'નમિકમ્પિસ્મ્યજસ૦' ઇતિ શીલે રઃ, તતઃ સ્વાર્થે કન્—જે નમે છે, એવા સ્વભાવનું હોય છે, તેથી નમ્રક—નેતર.

૩. વાયતિ—ઓવૈ શોષણે—ક્વિપ્, વાં—શુષ્કમ્ આસમન્તાત્ નીરં યસ્ય સઃ—જેની આસપાસ પાણી સુકાયેલું હોય છે, તેથી વાનીર—નેતર.

૪. વજતિ—ગચ્છતિ શૈત્યં નમ્રતાં ચ, વજ ગતૌ—બાહુલકાદ્ ઉલચ્ નુમ્ ચ—જે શીતળતા તથા નમ્રતાને

પિત્ત, લોહીનો બગાડ–પિત્તરક્ત તથા ઊંદર કે સર્પનું ઝેર મટાડનાર છે. ૧૩૦,૧૩૧

૧. अङ्क्यते–लक्ष्यते विशेषगुणैः, अकि लक्षणे–बाहुलकादोटः–જે વિશેષ ગુણોથી ઓળખાય છે, તેથી અંકોટ–અંકોલ કે અખરોટ.

૨. दीर्घ कोलं–बदरीफलसदृशं फलं यस्य–જેનું ફળ બોરના જેવું લંબગોળ હોય છે, તેથી દીર્ઘકોલ–અંકોલ–અખરોટ.

૩. अङ्क्यते–लक्ष्यते विशेषगुणैः, अकि लक्षणे–बाहुलकादोलच्–અર્થ પહેલા નામ પ્રમાણે.

૪. नितरां कुच्यते–तारः शब्दः क्रियते अनेन–कटुतीक्ष्णत्वात्, निपूर्वक–कुच शब्दे तारे–' क्वुनादिभ्यो–वुन्' (उणा०५–३५)–અતિશય તીખો તથા તીક્ષ્ણ હોવાને લીધે જેને લીધે રોગીનો મોટો અવાજ નીકળી જાય છે, તેથી નિકોચક–અંકોલ કે અખરોટ.

### અંકોલના ફળના ગુણો

तत्फलं शीतलं स्वादु श्लेष्मघ्नं बृंहणं गुरु ।
बल्यं विरेचनं वातपित्तदाहक्षयास्रजित् ॥ १३२ ॥

अन्वयः–तत्फलं शीतलं स्वादु श्लेष्मघ्नं बृंहणं गुरु बल्यं विरेचनं (सत्) वातपित्तदाहक्षयास्रजित् (अस्ति) ॥

અંકોલનું ફળ ઠંડું, સ્વાદિષ્ઠ, કફને તોડનાર, પુષ્ટિ આપનાર, ભારે, બળ આપનાર અને રેચક હોઈ વાયુ, પિત્ત, દાહ, ક્ષય તથા લોહીના બગાડને મટાડે છે. ૧૩૨

### ચાર જાતની ખપાટનાં નામો

बला वाट्यालिका वाट्या सैव वाट्यालकाऽपि च ।
महाबला पीतपुष्पा सहदेवी च सा स्मृता ॥१३३॥
ततोऽन्यातिबला ऋष्यप्रोक्ता कङ्कतिका च सा ।
गाङ्गेरुकी नागबला झषा ह्रस्वा गवेधुका ॥१३४॥

अन्वयः–बला वाट्यालिका वाट्या सा एव च वाट्यालका अपि (कथ्यते), महाबला पीतपुष्पा (भवति), सा च सहदेवी स्मृता । ततः अन्या अतिबला ऋष्यप्रोक्ता, सा च कङ्कतिका; (तथा च) गाङ्गेरुकी नागबला झषा ह्रस्वा गवेधुका (प्रोच्यते) ॥

બલા,[1] વાટ્યાલિકા,[2] વાટ્યા[3] અને વાટ્યાલકા[4] એ ખપાટની પહેલી જાતનાં સંસ્કૃત નામો છે. મહાબલા,[1] પીતપુષ્પા,[2] અને સહદેવી[3] એ ખપાટની બીજી જાતનાં નામો છે. અતિબલા,[1] ઋષ્યપ્રોક્તા[2] અને કંકતિકા[3] એટલાં ત્રીજી ખપાટનાં નામો છે; પછી ગાંગેરુકી,[1] નાગબલા,[2] ઝષા[3] અને ગવેધુકા[4] એ ચોથી ખપાટનાં નામો છે.

૧. वलति–संवृणोति मलं ग्राहित्वात्, वल संवरणे–पचाद्यच्, टाप्, यद्वा बलम् अस्ति अस्याः सेवनात्–अर्शआद्यच्–જે ગ્રાહિ હોવાથી ઝાડો રોકે છે અથવા જેને સેવવાથી બળ આવે છે, તેથી બલા–પહેલી ખપાટ.

૨. वाटीम् अलति–भूषयति, अल भूषणादौ 'कर्मण्यण्,' अण्णन्तत्वाद् ङीप्, ततः स्वार्थे कन्, टाप् च–જે વાડીને શોભાવે છે, તેથી વાટ્યાલિકા–પહેલી ખપાટ.

૩. वाट्यै हिता, हिते यः, टाप्–જે વાડીને હિતકારી હોય છે, તેથી વાટ્યા–પહેલી ખપાટ.

૪. वाटीम् अलति–भूषयति, अल भूषणादौ 'कर्मण्यण्', ततः स्वार्थे कन्–અર્થ બીજા નામ પ્રમાણે.

૧. महती चासौ बला–महाबला–મોટી બીજી ખપાટ.

૨. पीतानि पुष्पाणि यस्याः सा–જેનાં ફૂલ પીળાં હોય છે, તેથી પીતપુષ્પા–બીજી ખપાટ.

૩. केनचित् सह दीव्यति–लतारूपत्वात्, दिवु क्रीडादौ पचाद्यच्–गौरादित्वाद् ङीष्–જે વેલીરૂપ હોવાથી કોઈ ઝાડ વગેરે સાથે વધે છે, તેથી સહદેવી–બીજી ખપાટ.

૧. अतिशयितं बलमस्ति अस्याः सेवनात्–अर्शआद्यच् જેનું સેવન કરવાથી ઘણું બળ આવે છે, તેથી અતિબલા–ત્રીજી ખપાટ.

૨. ऋष्यैः मृगैः प्रोक्ता, ऋषिभिः अप्रोक्ता वा–જેને મૃગલાંઓએ જણાવી છે અથવા જેને ઋષિઓએ જણાવી નથી, તેથી ઋષ્યપ્રોક્તા–ત્રીજી ખપાટ.

૩. कङ्कते–प्राप्नोति माधुर्यादिगुणान्, ककि गतौ–बाहुलकादतच्, गौरादि; स्वार्थे कन्, टाप्, 'केऽणः' इति ह्रस्वश्च–મધુરતા આદિ ગુણોને જે પામે છે, તેથી કંકતિકા–ત્રીજી ખપાટ.

૧. गङ्गाया इदं गाङ्गम्–इदमर्थे अण्, गाङ्गं जलं ईरयति–क्षिपति माधुर्यातिशयात्–'मृगय्वादयश्च' (उणा० १,३७) इति साधुः–અતિશય મીઠાશને લીધે ગંગાના પાણીનો પણ જે તિરસ્કાર કરે છે, તેથી ગાંગેરુકી–ચોથી ખપાટ.

૨. नागानां–हस्तिनां बला–જેનું સેવન કરવાથી હાથીઓને બળ આવે છે અથવા માણસને હાથી જેવું બળ આવે છે, તેથી નાગબલા–ચોથી ખપાટ.

૩ झषति–हिनस्ति वातादीन् रोगान्, झष हिंसायाम्–पचाद्यच्, टाप्–જે વાયુ વગેરે રોગોનો નાશ કરે છે, તેથી ઝષા–ચોથી ખપાટ.

૪. गवि–भूमौ एधते–वर्धते–एध वृद्धौ, बाहुल-

कार्पासकी कथ्यते, (सा च) लघुः कोष्णा मधुरा (सती) वातनाशिनी (अस्ति), तत्पलाशं समीरघ्नं रक्तकृत् मूत्रवर्धनं क्षुत्कर्णपीडकानादपूयस्रावविनाशनम् (अस्ति), तद्बीजं स्तन्यदं वृष्यं स्निग्धं कफकरं गुरु (अस्ति)॥

કાર્પાસી,[1] તુંડિકેરી[2] અને સમુદ્રાંતા[3] અને કાર્પાસકી[4] એટલાં વણનાં સંસ્કૃત નામો છે. વણ હલકું, જરા ગરમ, મધુર અને વાયુનો નાશ કરનાર છે. વણનું પાંદડું વાયુને હણે છે, મૂત્રને તથા લોહીને વધારે છે. અને કાનની ફોડકી, કાનનો અવાજ તથા કાનમાંથી પરુનું ઝરવું વગેરેને પણ મટાડે છે. વણનું ફળ ધાવણને તથા વીર્યને વધારે છે; તેમજ સ્નિગ્ધ હોઈ કફ કરનાર અને ભારે છે. ૧૪૦,૧૪૨

૧. क्रियते वातनाशो वस्त्रादिकं चानया–'कृञः पासः' (उणा० ४–४५), जातित्वाद् ङीप्, पृषोदरादि, यद्वा स्वार्थे अण्–જેનાથી વાયુનો નાશ તથા વસ્ત્ર વગેરે કરાય છે, તેથી કાર્પાસી–વણ કે કપાસ.

૨. तुण्डं–सुखमस्ति एषां तुण्डिकानि–शरीराणि, 'अत इनिठनौ' इति ठन्, तुण्डिकानि ईरयति–गच्छति वस्त्ररूपेणाच्छादकत्वात्–ईर गतिप्रेरणयोः–'कर्मण्यण्'–જે વસ્ત્રરૂપે ઢાંકનાર હોવાથી મનુષ્યોનાં શરીર પર જાય છે, તેથી તુંડિકેરી–કપાસ.

૩. समुद्रः अन्तः यस्याः सा, यद्वा मुद्रया सह वर्तमानः अन्तः–समीपं यस्याः सा आच्छादकत्वात्–જેનો અંત વસ્ત્રરૂપે થતો હોવાથી તે વસ્ત્રરૂપ મુદ્રા અથવા નિશાનીવાળો છે. તેથી સમુદ્રાન્તા–કપાસ.

૪. कर्पास्याः विकारः फलं वा कार्पासं, ततः स्वार्थे कन्, तद् अस्ति अस्याः–अच्, जातित्वाद् ङीप्–જેનું ફળ કપાસ ગણાય છે, તેથી કાર્પાસકી–વણ કે કપાસ.

### વાંસનાં નામો તથા ગુણો

**वंशस्त्वक्सारकर्मारत्वचिसारतृणध्वजाः।**
**शतपर्वा शतफली वेणुमस्करतेजनाः॥ १४३॥**
**वंशः सरो हिमः स्वादुः कषायो वस्तिशोधनः।**
**छेदनः कफपित्तघ्नः कुष्ठास्रव्रणशोथजित्॥१४४॥**

अन्वयः–वंशः त्वक्सार–कर्मार–त्वचिसार–तृणध्वजाः शतपर्वा शतफली वेणु–मस्कर–तेजनाः (इति नामानि, गुणाश्च–) वंशः सरः हिमः स्वादुः कषायः वस्तिशोधनः छेदनः कफपित्तघ्नः कुष्ठास्रव्रणशोथजित् (अस्ति)॥

વંશ,[1] ત્વક્સાર,[2] કર્માર,[3] ત્વચિસાર,[4] તૃણધ્વજ,[5] શતપર્વા,[6] શતફલી,[7] વેણુ,[8] મસ્કર[9] અને તેજન[10] એટલાં વાંસનાં સંસ્કૃત નામો છે. વાંસ મળને ઝસેડનાર, ટાઢો, મધુર, તૂરો, મૂત્રાશયને સાફ કરનાર, મળના ગાંઠાને કાપનાર અને કફ, પિત્ત, કોઢ, લોહીનો બગાડ, વ્રણ તથા સોજાને મટાડનાર છે. ૧૪૩,૧૪૪

૧. वनति–शब्दं करोति, वन शब्दे–बाहुलकात् शः, यद्वा उश्यते–इष्यते सरत्वादिगुणैर्जनैन–वश कान्तौ–घञ्, संज्ञापूर्वकत्वान्न वृद्धिः, 'संख्या वंश्येन' इति निर्देशान्नुम्–જે અવાજ કરે છે, તેથી અથવા સારક આદિ ગુણોને લીધે લોકો જેને ઇચ્છે છે, તેથી વંશ–વાંસ.

૨. त्वक् त्वचि वा सारो यस्य सः–જેનો સાર છાલરૂપે જ હોય છે, તેથી ત્વક્સાર–વાંસ.

૩. कर्म–क्रियाम् ऋच्छति–ऋ गतौ 'कर्मण्यण्'–બસ્તિશોધન આદિ ક્રિયાને જે કરે છે, તેથી કર્માર–વાંસ.

૪. त्वचि सारः यस्य 'हलदन्तात्०'–इति वाऽलुक्–છાલમાં જેનો સાર છે, તેથી ત્વચિસાર–વાંસ.

૫. तृणेषु ध्वज इव श्रेष्ठत्वात्–ઉત્તમ હોવાને લીધે ઘાસની જાતોમાં જે ધજા જેવો છે, તેથી તૃણધ્વજ–વાંસ.

૬. शतं पर्वाणि यस्य सः–જેને સો ગાંઠો અથવા સાંધા હોય છે, તેથી શતપર્વા–વાંસ.

૭. शतं फलानि यस्य, यद्वा यवा इव फलानि यस्य (इति अमरः)–જેને સો ફળ હોય છે અથવા અમરકોશના પ્રમાણે જેનાં ફળ જવ જેવાં હોય છે, તેથી શતફલી કે યવફલ–વાંસ.

૮. वेणति–वेणृ निशामनवादित्रादानगमनज्ञानचिन्तासु–बाहुलकादुः, यद्वा अजति–गच्छति गुणविशेषान्, क्षिपति वा कफादींश्चेति 'अजिवृरीभ्यो निच्च' इति णुः, 'अजेर्वी' आदेशश्च–વાંસળીના વાદિત્રરૂપે જે ગ્રહણ કરાય છે અથવા વિશેષ ગુણોને જે ધારણ કરે છે અને કફ વગેરેનો જે નાશ કરે છે, તેથી વેણુ–વાંસ.

૯. मस्कते–प्राप्नोति आरोग्यमनेन कुष्ठादिरोगिवर्गः, मस्क गतौ–बाहुलकाद् अरः, यद्वा मङ्कते भूषयति शरीरं व्रणशोथादिरोगिणां रोगनिवारणेन, मकि मण्डने–अरः प्रत्ययः, आगमशास्त्रस्य अनित्यत्वान्न नुम्, 'मस्करमस्करिणौ वेणुपरिव्राजकयोः' इति सुद्–કોઢ વગેરેના રોગીઓ જેનાથી આરોગ્ય પામે છે, અથવા વ્રણ–સોજા વગેરેના રોગવાળાઓના તે તે રોગો મટાડી તેમનાં શરીરને જે સુશોભિત કરે છે, તેથી મસ્કર–વાંસ.

૧૦. तेजयति–तीक्ष्णयति शस्त्रं जाठरं वह्निं च, तिज निशाने–नन्द्यादेर्ल्युः–જે શસ્ત્રને તથા જઠરાગ્નિને,

૪. स्थूलश्चासौ दर्भः इव—જાણે મોટો દર્ભ હોય, તેવું હોય છે, તેથી સ્થૂલદર્ભ—મુંજ.

૫. सुष्ठु मेखला यस्य सः—જેનો કેડકંદોરો સારો બને છે, તેથી સુમેખલ—મુંજ.

## પાનબાજરિયું અને મુંજના ગુણો

**मुञ्जद्वयं तु मधुरं तुवरं शिशिरं तथा।**
**दाहतृष्णाविसर्पास्रमूत्रकृच्छ्राक्षिरोगजित्।**
**दोषत्रयहरं वृष्यं मेखलासूपयुज्यते ॥ १५० ॥**

અન્વયઃ—मुञ्जद्वयं तु मधुरं तुवरं तथा शिशिरं वृष्यं (सत्) दाहतृष्णाविसर्पास्रमूत्रकृच्छ्राक्षिरोगजित् दोषत्रयहरं (भवति), मेखलासु उपयुज्यते ॥

**બન્ને મુંજ મધુર, તૂરાં, ટાઢાં અને વીર્યને વધારનાર હોઈ દાહ, તરશ, રતવા, આમ, મૂત્રકૃચ્છ્ર, નેત્રના રોગ તથા ત્રણે દોષને હરનાર છે. મુંજ મેખલા કરવામાં ઉપયોગી થાય છે. ૧૪૯,૧૫૦**

## કાસડાનાં નામો

**काशः काशेक्षुरुद्दिष्टः स स्यादिक्षुरसस्तथा।**
**इक्ष्वालिकेक्षुगन्धा च तथा पोटगलः स्मृतः ॥१५१**

અન્વયઃ—काशः काशेक्षुः उद्दिष्टः तथा सः इक्षुरसः स्यात्, तथा च इक्ष्वालिका इक्षुगन्धा पोटगल, स्मृतः।

**કાશ,[1] કાશેક્ષુ[2] કહેવાય છે, તેમ જ ઇક્ષુરસ,[3] ઇક્ષ્વાલિકા,[4] ઇક્ષુગંધા,[5] અને પોટગલ[6] એ પણ કાસડાનાં સંસ્કૃત નામો કહેલ છે. ૧૫૧**

૧. काशते माधुर्यादिगुणैः, काशृ दीप्तौ—अच्—મધુરતા આદિ ગુણોથી જે પ્રકાશે છે, તેથી કાશ—કાસડો.

૨. इष्यते सर्वैर्मधुरत्वात्—इष इच्छायाम्, 'इषेः क्सुः' (ઉણા૦ ૩–૧૫૭), 'षढोः कः सि'—જે મધુર હોવાથી સર્વ પ્રાણીઓ વડે ઇચ્છાય છે, તેથી ઇક્ષુ—શેલડી; काशरूपः इक्षुः काशेक्षुः—કાસડારૂપે શેલડી અથવા શેલડી જેવો જે મીઠો હોય છે, તેથી કાશેક્ષુ—કાસડો.

૩. इक्षोः रस इव रसो यस्य सः—જેનો રસ શેલડીના જેવો મીઠો હોય છે, તેથી ઇક્ષુરસ—કાસડો.

૪. इक्षूणाम् आलिः इव कायति—प्रकाशते तत्सादृश्यात्, कै शब्दे—'सुपी'ति योगविभागात् कः—टाप्—શેલડી જેવો હોઈને શેલડીની જાણે પંક્તિ હોય, તેવો લાગે છે, તેથી ઇક્ષ્વાલિકા—કાસડો.

૫. इक्षोर्गन्ध इव गन्धो यस्याः सा—જેની ગંધ પણ શેલડીના જેવી હોય છે, તેથી ઇક્ષુગંધા—કાસડો.

૬. पोटेन—संश्लेषेण गलति मूत्रकृच्छ्रपित्तजादिरोगान्, स्रवते वा माधुर्यादिगुणान्—गल अदने पचाद्यच्—જેના સંબંધથી મૂત્રકૃચ્છ્ર તથા પિત્તના રોગો વગેરે નાશ પામે છે અથવા મધુરતા આદિ ગુણોને જે ધારણ કરે છે, તેથી પોટગલ—કાસડો.

## કાસડાના ગુણો

**काशः स्यान्मधुरस्तिक्तः स्वादुपाको हिमः सरः।**
**मूत्रकृच्छ्राश्मदाहास्रक्षयपित्तजरोगजित् ॥१५२॥**

અન્વયઃ—काशः मधुरः तिक्तः स्वादुपाकः हिमः सरः (सन्) मूत्रकृच्छ्राश्मदाहास्रक्षयपित्तजरोगजित् स्यात् ॥

**કાસડો મધુર, કડવો, પાકમાં મીઠો, ટાઢો અને મળોને ખસેડનાર હોઈ મૂત્રકૃચ્છ્ર, પથરી, દાહ, લોહીનો બગાડ, ક્ષય તથા પિત્ત સંબંધી રોગને મટાડે છે. ૧૫૨**

## ગુંદ્ર નામે ખડનાં નામો તથા ગુણો

**गुन्द्रः पटेरको रच्छः शृङ्गवेराभमूलकः।**
**गुन्द्रः कषायो मधुरः शिशिरः पित्तरक्तजित्।**
**स्तन्यः शुक्ररजोमूत्रशोधनो मूत्रकृच्छ्रहृत् ॥१५३॥**

અન્વયઃ—गुन्द्रः पटेरकः रच्छः शृङ्गवेराभमूलकः (इति नामानि, गुणाश्च—) गुन्द्रः कषायः मधुरः शिशिरः स्तन्यः (सन्) पित्तरक्तजित् मूत्रकृच्छ्रहृत् शुक्ररजोमूत्रशोधनः (अस्ति) ॥

**ગુંદ્ર,[1] પટેરક,[2] રચ્છ,[3] અને શૃંગવેરાભમૂલક,[4] એટલાં ગુંદ્રનાં સંસ્કૃત નામો છે. ગુંદ્ર, તૂરું, મધુર, ટાઢું અને ધાવણને વધારનાર હોઈ પિત્ત, લોહીનો બગાડ કે પિત્તરક્તરોગ તથા મૂત્રકૃચ્છ્રને મટાડનાર છે; તેમ જ વીર્ય, રજ અને મૂત્રને સાફ કરે છે. ૧૫૩**

૧. गोदते क्रीडति जलयुक्तप्रदेशे, गुद क्रीडायाम्—बाहुलकाद् रक्, पृषोदरादिः—જે જળવાળા પ્રદેશમાં તાજું રહે છે, તેથી ગુંદ્ર—એક જાતનું ખડ.

૨. पटति—गच्छति शिशिरत्वादिगुणान्, पट गतौ—बाहुलकाद् एरक्, स्वार्थे कन्—જે શીતલતા આદિ ગુણોને ધારણ કરે છે, તેથી પટેરક—ગુંદ્રખડ.

૩. रमते जलप्रायदेशे, रमु क्रीडायाम्, 'शस्यादिभ्यश्छक्' इति श्रीभोजमतेन छक् प्रत्ययः, कित्वादनुनासिकलोपः, 'छे च' इति तुगागमश्च—જે જલમય—ખૂબ ભેજવાળા પ્રદેશમાં તાજું રહે છે, તેથી રચ્છ—ગુંદ્રખડ.

૪. शृङ्गवेरम्—आर्द्रकं, तद् इव आभाति, 'आतश्चोपसर्गे' इति के—शृङ्गवेराभं मूलं यस्य सः—જેનું મૂળિયું આદુ જેવું હોય છે, તેથી શૃંગવેરાભમૂલક—ગુંદ્રખડ.

जग्धि.' इति जग्धादेशश्च-દેવોએ જેને ખાધું છે, તેથી દેવજગ્ધ-રૌહિષ નામે ઘાસ.

૪. सुगन्धः प्रयोजनम् अस्य-'प्रयोजनम्' इति ठञ्-સુગંધ માટે જેનો ખપ પડે છે, તેથી સાગંધિક-રાહિષ નામે ઘાસ.

૫. भुवि तीकते-गच्छति, तीकृ गतौ-अच्-પૃથ્વી પર જે જાય છે-પથરાય છે, તેથી ભૂતીક-રૌહિષ નામે ઘાસ.

૬. विशेषेण अम्यते-गम्यते, अम गत्याम्-घञ्-व्यामम्, पुरे भवं पौरं-भवार्थे अण्, व्यामं च तत् पौरं च-એક વામ સુધી પહોંચનાર અને શહેરમાં થાય છે, તેથી વ્યામપૌર-રાહિષ નામે ઘાસ.

૭. धूमस्य इव गन्धः अस्य-'अत इनिठनौ' इति ठन्, धूमगन्धिकः-જેની ગંધ ધુમાડા જેવી હોય છે, તેથી ધૂમગંધિક-રૌહિષ નામે ઘાસ.

### રૌહિષ નામના ઘાસના ગુણો

**रौहिषं तुवरं तिक्तं कटुपाकं व्यपोहति ।**
**हृत्कण्ठव्याधिपित्तास्रशूलकासकफज्वरान् ॥१५८॥**

अन्वयः-(गुणाढ्य-) रौहिषं तुवरं तिक्तं कटुपाकं (सत्) हृत्कण्ठव्याधिपित्तास्रशूलकासकफज्वरान् व्यपोहति ॥

**રૌહિષ તૂરું, કડવું તથા પાકમાં તીખું હોઈ હૃદયનાં દરદ, કંઠનાં દરદ, પિત્ત, લોહીનો બગાડ કે પિત્તરક્ત, શૂળ, ઉધરસ, કફ તથા તાવને મટાડે છે. ૧૫૮**

### ભૂતૃણ ઘાસનાં નામો

**गुह्यबीजं तु भूतीकं सुगन्धं जम्बुकप्रियम् ।**
**भूतृणं तु भवेच्छत्रा मालातृणकमित्यपि ॥१५९॥**

अन्वयः-गुह्यबीजं तु भूतीकं सुगन्धं जम्बुकप्रियं भूतृणं तु छत्रा मालातृणकम् इत्यपि भवेत् ॥

**ગુહ્યબીજ,[1] ભૂતીક,[2] સુગંધ,[3] જંબુકપ્રિય,[4] ભૂતૃણ,[5] છત્રા[6] અને માલાતૃણક,[7] એટલાં ભૂતૃણ ઘાસનાં સંસ્કૃત નામો છે. ૧૫૯**

૧. गुह्यं बीजं यस्य तत्-જેનું બીજ ગુપ્ત હોય છે, તેથી ગુહ્યબીજ-ભૂતૃણ ઘાસ.

૨. भूतीक-શબ્દની વ્યુત્પત્તિ તથા અર્થ રૌહિષ ઘાસના પાંચમા નામ પ્રમાણે છે.

૩. सुष्ठु गन्धो यस्य तत्-જેની ગંધ સારી હોય છે, તેથી સુગંધ-ભૂતૃણ ઘાસ.

૪. जम्बुकानां प्रियम्-શિયાળોને જે પ્રિય હોય છે, તેથી જંબૂકપ્રિય-ભૂતૃણ ઘાસ.

૫. भुवः भुवि वा तृणं-જમીનનું કે જમીન પર પથરાતું જે ઘાસ કહેવાય છે, તેથી ભૂતૃણ નામે ઘાસ.

૬. छदति छादयति वा भूमिम्, छद् अपवारणे-त्रन् (उणा. ४-१५९), 'इस्मन्त्रन्' इति ह्रस्वः-જમીનને જે ઢાંકી દે છે. તેથી છત્રા-ભૂતૃણ ઘાસ.

૭. मालाकाराणि तृणानि यस्य तत्-જેનાં તરણાં માળાના જેવા આકારનાં હોય છે, તેથી માલાતૃણક-ભૂતૃણ ઘાસ.

### ભૂતૃણ ઘાસના ગુણો

**भूतृणं कटुकं तिक्तं तीक्ष्णोष्णं रेचनं लघु ।**
**विदाहि दीपनं रूक्षमनेत्र्यं मुखशोधनम् ।**
**अवृष्यं बहुविट्कं च पित्तरक्तप्रदूषणम् ॥१६०॥**

अन्वयः-भूतृणं कटुकं तिक्तं तीक्ष्णोष्णं रेचनं लघु विदाहि दीपनं रूक्षं (सत्) अनेत्र्यं मुखशोधनम् अवृष्यं बहुविट्कं च पित्तरक्तप्रदूषणम् (अस्ति) ॥

**ભૂતૃણ તીખું, કડવું, તીક્ષ્ણ, ગરમ, રેચક, હલકું, દાહ ઉપજાવનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર તથા રૂક્ષ હોઈ નેત્રને હિતકારી નથી, મોઢાને સાફ કરનાર છે, વીર્યવર્ધક નથી, વિષ્ઠા ઘણી લાવનાર છે અને પિત્ત તથા રુધિરનો પ્રકોપ કરનાર છે. ૧૬૦**

### લીલા રંગની ધ્રોનાં નામો

**नीलदूर्वा रुहानन्ता भार्गवी शतपर्विका ।**
**शष्पं सहस्रवीर्या च शतवल्ली च कीर्तिता ॥१६१॥**

अन्वयः-नीलदूर्वा रुहा अनन्ता भार्गवी शतपर्विका शष्पं च सहस्रवीर्या च शतवल्ली कीर्तिता ॥

**નીલદૂર્વા,[1] રુહા,[2] અનંતા,[3] ભાર્ગવી,[4] શતપર્વિકા,[5] શષ્પ,[6] સહસ્રવીર્યા[7] અને શતવલ્લી[8] એટલાં લીલા રંગની ધ્રોનાં સંસ્કૃત નામો છે. ૧૬૧**

૧. नीला चासौ दूर्वा-લીલા રંગની ધરો નીલદૂર્વા કહેવાય છે.

૨. रोहति सर्वत्र स्वभावादेव-જે સ્વાભાવિક રીતે જ બધે ઊગી નીકળે છે, તેથી રુહા-ધ્રો.

૩. न विद्यते अन्तः यस्याः सा सर्वकालं विद्यमानत्वात्-જેનો કદી અંત કે નાશ નથી, કેમકે હરકોઈ કાળે તે મળી શકે છે, તેથી અનંતા-લીલી ધ્રો.

૪. भृगोः इयं प्रिया-જે ભૃગુ ઋષિને ખાસ પ્રિય હતી, તેથી ભાર્ગવી-ધ્રો.

૫. शतं पर्वाणि यस्याः सा-'शेषात्' इति कप्, टाप्,

કંદ થાય છે, તે જ વારાહીકંદ× કહેવાય છે; બીજા લોકો એ કંદને ‘ચર્મકારાલુક’ પણ કહે છે. ૧૬૬

**વારાહીકંદનાં કે વિદારીનાં નામો તથા ગુણો**

विदारी स्वादुकन्दा च सा तु क्रोष्ट्री सिता स्मृता।
इक्षुगन्धा क्षीरवल्ली क्षीरशुक्ला पयस्विनी ॥१६७
वाराहवदना गृष्टिर्वदरेत्यपि कथ्यते।
विदारी मधुरा स्निग्धा बृंहणी स्तन्यशुक्रदा ॥१६८
शीता स्वर्या मूत्रला च जीवनी बलवर्णदा।
गुरुः पित्तास्रपवनदाहान् हन्ति रसायनी ॥

अन्वयः–सा तु विदारी स्वादुकन्दा क्रोष्ट्री सिता स्मृता (तथा) इक्षुगन्धा क्षीरवल्ली क्षीरशुक्ला पयस्विनी वाराहवदना गृष्टिः वदरा इत्यपि कथ्यते। विदारी मधुरा स्निग्धा बृंहणी स्तन्यशुक्रदा शीता स्वर्या मूत्रला च जीवनी बलवर्णदा गुरुः रसायनी (सती) पित्तास्रपवनदाहान् हन्ति ॥

વિદારી,[૧] સ્વાદુકંદા,[૨] ક્રોષ્ટ્રી,[૩] સિતા,[૪] ઇક્ષુગંધા,[૫] ક્ષીરવલ્લી,[૬] ક્ષીરશુક્લા,[૭] પયસ્વિની,[૮] વારાહવદના,[૯] ગૃષ્ટિ[૧૦] અને બદરા[૧૧] એટલાં વિદારીકંદનાં સંસ્કૃત નામો છે. વિદારીકંદ મધુર, સ્નિગ્ધ, પુષ્ટિ આપનાર, ધાવણ તથા વીર્યને વધારનાર, જીવન દેનાર, બળ તથા સારા વર્ણને આપનાર, ભારે અને રસાયનરૂપ હોઇ પિત્ત, લોહીનો બગાડ કે રક્તપિત્ત, વાયુ તથા દાહને મટાડે છે. ૧૬૭-૧૬૯

૧. विदारयति भूमिं पित्तादींश्च, दॄ विदारणे, ण्यन्तात् पचाद्यच्, गौरादिः–જે જમીન ફાડી બહાર નીકળે છે, તથા પિત્ત વગેરેનો પણ નાશ કરે છે, તેથી વિદારી–વારાહીકંદ.

૨. स्वादुः कन्दः यस्याः सा–જેનું કંદ સ્વાદિષ્ટ હોય છે, તેથી સ્વાદુકંદા–વિદારીકંદ કે વારાહીકંદ.

૩. क्रोशति–आह्वानं करोति पित्तास्रदाहादिरोगाणां, क्रुश आह्वाने–‘सितनि.’ इति (उणा० १–६९) तुन्, ‘स्त्रियां च’ इति तृज्वत्–‘ऋन्नेभ्यो ङीप्’–જે પિત્ત, લોહીવિકાર, દાહ આદિ રોગોને આહ્વાન કરે છે, તેથી ક્રોષ્ટ્રી–વિદારીકંદ કે વારાહીકંદ.

૪. सितः वर्णः अस्ति अस्याः–अर्शआद्यच्, टाप्–જેનો રંગ ધોળો હોય છે, તેથી સિતા–વિદારીકંદ કે વારાહીકંદ.

૫. इक्षोर्गन्ध इव गन्धो यस्याः–જેની ગંધ શેલડીના જેવી હોય છે, તેથી ઇક્ષુગંધા–વિદારીકંદ કે વારાહીકંદ.

૬. क्षीरयुक्ता वल्ली–शाकपार्थिवादिः–જેની વેલી ક્ષીરવાળી હોય છે, તેથી ક્ષીરવલ્લી–વિદારીકંદ કે વારાહીકંદ.

૭. क्षीरम् इव शुक्ला–જે દૂધ જેવી સફેદ હોય છે, તેથી ક્ષીરશુક્લા–વિદારીકંદ કે વારાહીકંદ.

૮. पयः अस्ति अस्याः–‘अस्मायामेधा०’ इति विनिः, नान्तत्वाद् ङीप्–જેમાં ક્ષીર હોય છે, તેથી પયસ્વિની–વિદારીકંદ કે વારાહીકંદ.

૯. वराहस्येदं वाराहम्–इदमर्थेऽण्, वाराहमिव वदनं यस्याः–વરાહ એટલે ભૂંડના મોઢા જેવું જેનું મોઢું હોય છે અથવા ભૂંડના નામે જે કહેવાય છે, તેથી વારાહવદના–વિદારીકંદ કે વારાહીકંદ.

૧૦. गर्धति–हिनस्ति दाहादिरोगान्, गृधु हिंसायां, क्तिन्, यद्वा गृह्णाति माधुर्यादिगुणान्, क्तिच्–पृषोदरादिः–જે દાહ આદિ રોગોનો નાશ કરે છે અથવા મધુરતા આદિ ગુણોને ગ્રહણ કરે છે, તેથી ગૃષ્ટિ–વિદારીકંદ કે વારાહીકંદ.

૧૧. वदति–स्थिरतां याति रसायनरूपत्वात्, वद स्थैर्ये–बाहुलकात् अरन्, टाप्–જે રસાયનરૂપ હોવાથી

× આ વારાહીકંદને જ અથવા તેના જેવી જ તેની એક જાતને ક્ષીરવિદારી કે વિદારીકંદ કહે છે. ગુજરાતીમાં આને કુક્કરકંદ અથવા ફગવેલાની ગાંઠ કે ફાંગની ગાંઠ પણ કહે છે; છતાં કુક્કરકંદ તરીકે તે વધારે પ્રસિદ્ધ છે. છેલ્લાં બે નામો ગામડી ભાષામાં મળે છે. જો કે મદનપાલ નિઘંટુમાં વિદારીકંદની બે જાતને અલગ અલગ જણાવેલ છે, તેમ જ વારાહીકંદને પણ અલગ બતાવેલ છે; તેમ જ આ ગ્રંથમાં પણ મિશ્રવર્ગના ૧૫૪મા શ્લોકમાં જીવકને બદલે વિદારીકંદ તથા એ પ્રકારની ઋદ્ધિને બદલે વારાહીકંદનો ઉપયોગ કરવા જણાવી તે બેયને જુદીજુદી જાત તરીકે સૂચવેલ છે, છતાં અહીં જોતાં એમ લાગે છે, કે તેઓનાં નામ ગુણો એક હોવાથી તેઓ એક જાતની જ ઔષધિ સંભવે છે. અમરકોષમાં તો વિદારી તથા ક્ષીરવિદારીનાં અલગ અલગ નામો આપ્યાં છે, છતાં ક્ષીરવિદારી એ જ વારાહીકંદ જણાય છે; કદાચ ક્ષીરવાળી વિદારી તે વારાહીકંદ અને ક્ષીર વિનાની હોય તે વિદારીકંદ હોય, એમ સંભવે છે; આમાં જે સત્ય હોય તે વનસ્પતિશાસ્ત્રના અભ્યાસીઓ સમજી શકે તેવું છે.

વારાહીકંદને કુક્કરકંદ તથા વિદારીકંદને ભોંયકોળું જણાવી બેયને અલગ સૂચવેલ છે.

૭. महत् उदरं यस्याः सा, नैकगुणपूर्णत्वात्–જે અનેક ગુણોથી ભરપૂર છે, તેથી મોટા પેટવાળી–વિશાળ ગુણોથી ભરેલી છે, તેથી મહોદરી–મહાશતાવરી.

## બન્ને શતાવરીના ગુણો

शतावरी गुरुः शीता तिक्ता स्वाद्वी रसायनी ।
मेधाग्निपुष्टिदा स्निग्धा नेत्र्या गुल्मातिसारजित् ॥
शुक्रस्तन्यकरी बल्या वातपित्तास्रशोथजित् ।
महाशतावरी मेध्या हृद्या वृष्या रसायनी ।
शीतवीर्या निहन्त्यर्शोग्रहणीनयनामयान् ॥१७४॥

अन्वयः–शतावरी गुरुः शीता तिक्ता स्वाद्वी रसायनी मेधाग्निपुष्टिदा स्निग्धा नेत्र्या शुक्रस्तन्यकरी बल्या (सती) गुल्मातिसारजित् वातपित्तास्रशोथजित् (अस्ति)। महाशतावरी मेध्या हृद्या वृष्या रसायनी शीतवीर्या (सती) अर्शोग्रहणीनयनामयान् निहन्ति ॥

શતાવરી ભારે, ટાઢી, કડવી, મધુર, રસાયનરૂપ, બુદ્ધિ માટે સારી, અગ્નિને વધારનાર, સ્નિગ્ધ, નેત્રને હિતકારી, વીર્યને તથા ધાવણને વધારનારી અને બળ આપનારી હોઈ ગોળો, અતિસાર, વાયુ, પિત્ત, રુધિરનાં દરદ કે પિત્તરક્તરોગ તથા સોજાને મટાડે છે. મહાશતાવરી બુદ્ધિ માટે સારી, હૃદયને ગમે એવી, વીર્યને વધારનાર, રસાયનરૂપ અને શીતવીર્યવાળી હોઈ અરશ, ગ્રહણીરોગ તથા નેત્રના રોગને મટાડનારી છે. ૧૭૩,૧૭૪

## આસોંદનાં નામો

गन्धान्ता वाजिनामादिरश्वगन्धा हयाह्वया ।
वराहकर्णी वरदाऽवरदा कुष्ठगन्धिनी ॥१७५॥

अन्वयः–गन्धान्ता वाजिनामादिः अश्वगन्धा हयाह्वा वराहकर्णी वरदा अवरदा कुष्ठगन्धिनी (कथ्यते)॥

ગંધાંતા,[1] વાજિનામાદિ,[2] અશ્વગંધા,[3] હયાહ્‌વા,[4] વરાહકર્ણી,[5] વરદા,[6] અવરદા,[7] અને કુષ્ઠગંધિની,[8] એટલાં આસોંદનાં સંસ્કૃત નામો છે. (ઘોડાનો હરકોઈ પર્યાયશબ્દ આગળ મૂકી છેડે ગંધ શબ્દ લગાડવાથી આસોંદનું નામ થાય છે.) ૧૭૫

૧. गन्धः अन्तः यस्याः सा–જેનો છેડો ગંધરૂપ અથવા ગંધમય હોય છે, તેથી ગંધાંતા–આસોંદ.

૨. वाजिनः नाम आदि यस्याः सा–જેના નામની શરૂઆતમાં ઘોડાનું નામ (અને છેડે ગંધ શબ્દ) હોય છે, તેથી વાજિનામાદિ–આસોંદ.

૩. अश्वस्य गन्ध इव गन्धो यस्याः सा–જેની ગંધ ઘોડાના જેવી હોય છે, તેથી અશ્વગંધા–આસોંદ.

૪. हयस्य आह्वयो यस्याः सा–ઘોડાનું નામ જે ધરાવે છે–જેટલાં ઘોડાનાં નામ છે, તેથી કહેવાય છે, માટે હયાહ્‌વા–આસોંદ.

૫. वरम्–आरोग्यं ददाति रसायनीत्वात्, डुदाञ् दाने–'आतोऽनुपसर्गे' इति कः, टाप्–જે રસાયનીરૂપ હોવાથી ઉત્તમ આરોગ્ય આપે છે, તેથી વરદા–આસોંદ.

૬. वराहस्य कर्ण इव कर्णः–पत्रं यस्याः सा–'पाककर्ण'ेति ङीष्–જેનું પાન ભૂંડના કાન જેવું હોય છે, તેથી વરાહકર્ણી–આસોંદ.

૭. अवरान्–दुष्टान् रोगान् शोथादीन् द्यति–खण्डयति, दो अवखण्डने, 'आतोऽनुपसर्गे' इति कः, टाप्–સોજા વગેરે દુષ્ટ રોગોનો જે નાશ કરે છે, તેથી અવરદા–આસોંદ.

૮. कुष्ठस्य गन्ध इव गन्धो यस्याः सा–જેની ગંધ કોઢ રોગના જેવી અથવા કઠ કે ઉપલેટ જેવી હોય છે, તેથી કુષ્ઠગંધિની–આસોંદ.

## આસોંદના ગુણો

अश्वगन्धाऽनिलश्लेष्मश्वित्रशोथक्षयापहा ।
बल्या रसायनी तिक्ता कषायोष्णाऽतिशुक्रला ॥

अन्वयः–(गुणाश्व–) अश्वगन्धा बल्या रसायनी तिक्ता कषाया उष्णा (सती) अतिशुक्रला अनिलश्लेष्मश्वित्रशोथक्षयापहा (अस्ति) ॥

આસોંદ, બળ આપનારી, રસાયનરૂપ, કડવી, તૂરી, ગરમ તથા વીર્યને અત્યંત વધારનાર હોઈ વાયુ, કફ, શ્વિત્રનામનો કોઢ, સોજા તથા ક્ષયને મટાડે છે. ૧૭૬

## કાળીપાટનાં નામો

पाठाम्बष्ठाम्बष्ठकी च प्राचीना पापचेलिका ।
एकाष्ठीला रसा प्रोक्ता पाठिका वरतिक्तिका ॥१७७॥

अन्वयः–पाठा अम्बष्ठा अम्बष्ठकी च प्राचीना पापचेलिका एकाष्ठीला रसा पाठिका वरतिक्तिका प्रोक्ता ॥

પાઠા,[1] અંબષ્ઠા,[2] અંબષ્ઠકી,[3] પ્રાચીના,[4] પાપચેલિકા,[5] એકાષ્ઠીલા,[6] રસા,[7] પાઠિકા[8] અને વરતિક્તિકા[9] એટલાં કાળીપાટનાં સંસ્કૃત નામો છે. ૧૭૭

૧. पठ्यते–स्पष्टमुच्यते या विषादिनाशकगुणा वैद्यैः, पठ व्यक्तायां वाचि, घञ्–જેને વૈદ્યો ઝેર વગેરેનો નાશ કરનાર ગુણવાળી સ્પષ્ટ જાહેર કરે છે, તેથી પાઠા–

હૃત્ રૂક્ષા (સતી) પિત્તજ્વરશ્લેષ્મપિત્તશોથોદરાપહા સ્યાત્ ॥

ધોળું નસોતર રેચક, મધુર, ગરમ અને રૂક્ષ હોઈ વાયુ, પિત્તનો તાવ, કફ, પિત્ત, સોજા તથા પેટના રોગને મટાડે છે. ૧૮૦

### કાળા નસોતરનાં નામો

ત્રિવૃત્ શ્યામાર્ધચન્દ્રા ચ પાલિન્દી ચ સુષેણિકા ।
મસૂરવિદલા કાલકેશિકા કાલમેષિકા ॥૧૮૧॥

અન્વયઃ–શ્યામા ત્રિવૃત્ અર્ધચન્દ્રા ચ પાલિન્દી ચ સુષેણિકા મસૂરવિદલા કાલકેશિકા કાલમેષિકા (ઇતિ નામભિઃ કથ્યતે) ॥

શ્યામત્રિવૃત્,[1] અર્ધચંદ્રા,[2] પાલિંદી,[3] સુષેણિકા,[4] મસૂરવિદલા,[5] કાલકેશિકા[6] અને કાલમેષિકા,[7] એટલાં કાળા નસોતરનાં સંસ્કૃત નામો છે. ૧૮૧

૧. શ્યામઃ વર્ણઃ અસ્તિ અસ્યાઃ, શ્યામા ચાસૌ ત્રિવૃત્–જેનો રંગ કાળો હોય છે, તે શ્યામત્રિવૃત્–કાળું નસોતર.

૨. અર્ધઃ ચન્દ્રઃ યસ્યાઃ દ્વયોર્દલયોઃ–ટાપ્–જેની બન્ને દાળનો આકાર અર્ધચંદ્ર જેવો હોય છે, તેથી અર્ધચંદ્રા–કાળું નસોતર.

૩. પાલયતિ–રક્ષતિ પિત્તજ્વરાદિરોગિણમ્, પાલ રક્ષણે–બાહુલકાત્ કિન્દચ્, ગૌરાદિઃ–પિત્તજ્વર આદિ રોગવાળાનું જે રક્ષણ કરે છે, તેથી પાલિન્દી–કાળું નસોતર.

૪. સુષ્ઠુ સેનયા–ગુણસ્પયા યાતિ, સેનાશબ્દાત્ 'સત્યાપપાશ૦'ઇતિ ણિચ્, પચાદ્યચ્, 'એતિ સંજ્ઞાયામગાત્' ઇતિ પત્વમ્, સ્વાર્થે કન્, ટાપ્, ઇત્વં ચ–પોતાના ગુણોરૂપી ઉત્તમ સેના સાથે જે કામ કરે છે, તેથી સુષેણિકા–કાળું નસોતર.

૫. મસૂરવત્ વિદલં યસ્યાઃ સા, ટાપ્–જેની દાળ મસૂરના જેવી હોય છે, તેથી મસૂરવિદલા–કાળું નસોતર.

૬. કાલઃ કેશા ઇવ પત્રાદિ યસ્યાઃ સા, કાલકેશી, સ્વાઙ્ગત્વાદ્ ઙીપ્, તતઃ સ્વાર્થે કન્, ટાપ્, 'ઙ્યાપોઃ'ઇતિ હ્રસ્વઃ–જેનાં પાંદડાં વગેરે કાળાં હોય છે, તેથી કાલકેશિકા–કાળું નસોતર.

૭. કાલં મિષતિ–સ્પર્ધતે તીવ્રવિરેચનીત્વાત્, મિષ સ્પર્ધાયામ્–'કર્મણ્યણ્', અણન્તત્વાદ્ ઙીપ્, તતઃ સ્વાર્થે કન્, ટાપ્, હ્રસ્વશ્ચ–તીવ્ર રેચને લગાડતી હોવાથી કાળ સાથે સ્પર્ધા કરતી કાળ જેવી છે, તેથી કાલમેષિકા–કાળું નસોતર.

### કાળા નસોતરના ગુણો

શ્યામા ત્રિવૃત્તતો હીનગુણા તીવ્રવિરેચની ।
મૂર્ચ્છાદાહમદભ્રાન્તિકણ્ઠોત્કર્ષણકારિણી ॥૧૮૨॥

અન્વયઃ–શ્યામા ત્રિવૃત્ તતઃ હીનગુણા તીવ્રવિરેચની મૂર્ચ્છાદાહમદભ્રાન્તિકણ્ઠોત્કર્ષણકારિણી (અસ્તિ) ॥

કાળું નસોતર ધોળા નસોતર કરતાં ઓછા ગુણવાળું છે, બહુ જ રેચક છે અને મૂર્છા, દાહ, મદ, ભ્રમ તથા કંઠનું ઘસાવું કરે છે. ૧૮૨

### નાના નેપાળાનાં ઝાડનાં નામો

લઘુદન્તી વિશલ્યા ચ સ્યાદુદુમ્બરપર્ણ્યપિ ।
તથૈરણ્ડફલા શીઘ્રા શ્યેનઘણ્ટા ઘુણપ્રિયા ।
વારાહાઙ્ગી ચ કથિતા નિકુમ્ભશ્ચ મકૂલકઃ ॥૧૮૩॥

અન્વયઃ–લઘુદન્તી ચ વિશલ્યા અપિ ચ ઉદુમ્બરપર્ણી તથા ચ એરણ્ડફલા શીઘ્રા શ્યેનઘણ્ટા ઘુણપ્રિયા વારાહાઙ્ગી નિકુમ્ભઃ ચ મકૂલકઃ કથિતા ॥

લઘુદંતી,[1] વિશલ્યા,[2] ઉદુંબરપર્ણી,[3] એરંડફલા,[4] શીઘ્રા,[5] શ્યેનઘંટા,[6] ઘુણપ્રિયા,[7] વારાહાંગી,[8] નિકુંભ[9] અને મકૂલક[10] એટલાં નાના નેપાળાનાં સંસ્કૃત નામો છે. ૧૮૩

૧. દામ્યતિ ગુદાઙ્કુરાદીન્, દમ્યન્તે વા કુષ્ટાદયઃ અનયા ઇતિ દન્તી, દમુ ઉપશમે–'હસિમૃ૦' (ઉણા૦ ૩, ૮૬) ઇતિ તન્, જાતિત્વાદ્ ઙીપ્, લઘ્વી ચાસૌ દન્તી–લઘુદન્તી–જે ગુદાના રોગ તથા કોઢ વગેરેને મટાડે છે, તે દંતી–નેપાળો; તે નાનો લઘુદંતી કહેવાય છે.

૨. વિગતં ભવતિ શલ્યમ્–અશ્મશર્કરાર્શોરૂપં યસ્યાઃ–જેનાથી પથરી, શળ અથવા અરશ વગેરેનાં દુઃખ પણ મટે છે, તેથી વિશલ્યા–નાનો નેપાળો.

૩. ઉદુમ્બરસ્ય પર્ણાનિ ઇવ પર્ણાનિ સન્તિ યસ્યાઃ–જેનાં પાંદડાં ઉંબરાનાં પાન જેવાં હોય છે, તેથી ઉંદુબરપર્ણી–નાનો નેપાળો.

૪. એરણ્ડસ્ય ઇવ ફલાનિ યસ્યાઃ–જેનાં ફળ એરંડાના ફળ જેવાં હોય છે, તેથી એરંડફલા–નાનો નેપાળો.

૫. શીઘ્રં રેચકત્વમ્ અસ્તિ અસ્યાઃ–અર્શઆદ્યચ્–જે જલદી રેચ લગાડે છે, તેથી શીઘ્રા–નાનો નેપાળો.

૬. શ્યાયતે–ગચ્છતિ શીઘ્રં રેચકત્વગુણં, શ્યૈઙ્ ગતૌ–'શ્યાસ્ત્યા૦' ઇતિ (ઉણા. ૨–૪૬) ઇનચ્, સ્ત્રીત્વાત્ 'વર્ણાદનુદાત્તાદ્' ઇતિ ઙીપ્ નશ્ચ, શ્યેની ઘણ્ટા ઇવ શ્યેનઘણ્ટા–જે જલદી રેચક ગુણ ધરાવતી હોવાથી જાણે ઘંટડી હોય, તેમ રોગીને તરત રેચની

अन्वयः–( बृहद्दन्तीफलं ) जयपालः दन्तीबीजं तिन्तिलीफलं विख्यातं, जयपालः गुरुः स्निग्धः रेची पित्तकफापहः ( अस्ति ) ॥

**જયપાલ,[1] દંતીબીજ[2] અને તિન્તિલીફલ[3] એટલાં મોટા નેપાળાના બીજનાં સંસ્કૃત નામો પ્રખ્યાત છે; એ બીજ ભારે, સ્નિગ્ધ અને રેચક હોઈ પિત્ત તથા કફને મટાડનાર છે.૧૮૭**

૧. रोगाणाम् ઉપરિ लब्धं जयं पालयति–रक्षति पुनरुत्पत्तिवारणेन, पाल रक्षणे–कर्मण्यण्–રોગો ઉપર મેળવેલા જયને ફરી તેને નહિ ઉત્પન્ન થવા દઈ જાળવી રાખે છે, તેથી જયપાલ–મોટા નેપાળાનું બી.

૨. दन्त्याः बीजं–दन्तीबीज–મોટા નેપાળાનું બી.

૩. तिन्तिल्याः फलमिव आकृत्या–આકારમાં આંબલીના ફલ જેવું હોવાથી તિન્તિલીફલ–મોટા નેપાળાનું બી.

## બે જાતની ઇંદ્રવારુણીનાં નામો

**ऐन्द्रीन्द्रवारुणी चित्रा गवाक्षी च गवादनी ।**
**वारुणी च पराप्युक्ता सा विशाला महाफला ।**
**श्वेतपुष्पा मृगाक्षी च मृगेर्वारुर्मृगादनी ॥१८८**

अन्वयः–ऐन्द्री इन्द्रवारुणी चित्रा च गवाक्षी गवादनी ( इति प्रथमाया नामानि ) परा अपि सा वारुणी विशाला महाफला श्वेतपुष्पा मृगाक्षी च मृगेर्वारुः मृगादनी उक्ता ॥

**ઐંદ્રી,[1] ઇંદ્રવારુણી,[2] ચિત્રા,[3] ગવાક્ષી[4] અને ગવાદની[5] એટલાં પહેલી ઇંદ્રવારુણી*નાં સંસ્કૃત નામો છે; તેમ જ વારુણી,[1] વિશાલા,[2] મહાફલા,[3] શ્વેતપુષ્પા,[4] મૃગાક્ષી,[5] મૃગેર્વારુ[6] અને મૃગાદની[7] એટલાં ધોળાં ફૂલવાળી બીજી ઇંદ્રવારુણીનાં સંસ્કૃત નામો કહ્યાં છે. ૧૮૮**

૧. इन्द्रस्य इयं प्रिया–ऐन्द्री–इदमर्थे अण्–अण्णन्तत्वाद् ङीप्–ઇંદ્રને જે પ્રિય હોય છે, તેથી ઐન્દ્રી–ઇંદ્રવારુણી–પહેલી ઇંદ્રામણી.

૨. इन्द्रं वारयति देवतारूपेण, वृञ् वरणे–' कृवृदारि० ' इति ( उणा० ३, ५३ ) बाहुलकाद् ण्यन्तादप्युनन्, णत्वं, जातित्वाद् ङीप्–ઇંદ્રને પોતાના દેવરૂપે જે સ્વીકારે છે, તેથી ઇંદ્રવારુણી–પહેલી ઇંદ્રામણી.

૩. चिनोति–तिक्तादिगुणान्–चिञ् चयने ' अमिचि० ' इति ( उणा. ४–१६४ ) त्रन् प्रत्ययः, टाप्–કડવાશ વગેરે ગુણોને જે ગ્રહણ કરે છે, તેથી ચિત્રા–પહેલી ઇંદ્રામણી.

૪. गां–भूमिम् अक्ष्णोति–व्याप्नोति, अक्षू व्याप्तौ–कर्मण्यण्, अण्णन्तत्वाद् ङीप्–પૃથ્વી પર જે વ્યાપે છે–પથરાય છે. તેથી ગવાક્ષી–પહેલી ઇંદ્રામણી.

૫. गोभिः अद्यते–भक्ष्यते, अद भक्षणे, कर्मणि ल्युट्, टित्त्वाद् ङीप्–ગાયો જેને ખાય છે, તેથી ગવાદની–પહેલી ઇંદ્રામણી.

૧. वरुणस्य इयं प्रिया, इदमर्थे अण्–વરુણદેવને જે પ્રિય હોય છે, તેથી વારુણી–બીજી ઇંદ્રામણી.

૨. विशेषेण शलति–चलति कामलादिरोगान्निवारयितुं, पृथिव्यां व्याप्तुं वा–विपूर्वकात् शल चलने, इत्यस्मात् 'ज्वलितिकसन्तेभ्यो णः'–इत्यनेन णः, टाप्, यद्वा विशति–प्रविशति अत्र वीर्योष्णत्वादिगुणनिवहः, विश प्रवेशने–' तमिविशिविडि ' इति ( उणा. १–११० ) कालन् प्रत्ययः–કમળો વગેરે રોગોને મટાડવા જે ખાસ કામ કરે છે અને પૃથ્વી પર ફેલાવા માટે જે વધારે ચાલે છે, તેથી અથવા જેમાં ઉષ્ણવીર્યતા વગેરે ગુણો પ્રવેશે છે, તેથી વિશાલા–બીજી ઇંદ્રામણી.

૩. महत् फलं यस्याः सा–જેનું ફળ પહેલી કરતાં મોટું હોય છે, તેથી મહાફલા–બીજી ઇંદ્રામણી.

૪. श्वेतानि पुष्पाणि यस्याः–જેનાં ફૂલ ધોળાં હોય છે, તેથી શ્વેતપુષ્પા–બીજી ઇંદ્રામણી.

૫. मृगान् अक्ष्णोति–व्याप्नोति भक्ष्यरूपेण, अक्षू व्याप्तौ–कर्मण्यण्–જે મૃગલાંઓના ખોરાકરૂપ હોય છે; यद्वा मृगस्य अक्षि इव पुष्प यस्याः–અથવા મૃગની આંખ જેવું જેનું ફૂલ હોય છે, તેથી મૃગાક્ષી–બીજી ઇંદ્રામણી.

૬. मृगप्रिया ईर्वारुः–कर्कटी–મૃગોને પ્રિય કાકડી રૂપ હોય છે, તેથી મૃગેર્વારુ–બીજી ઇંદ્રામણી.

૭. मृगैः अद्यते, अद भक्षणे–कर्मणि ल्युट्–મૃગલાં જેને ખાય છે, તેથી મૃગાદની–બીજી ઇંદ્રામણી.

## બંને ઇંદ્રવારુણીના ગુણો

**गवादिनीद्वयं तिक्तं पाके कटु सरं लघु ।**
**वीर्योष्णं कामलापित्तकफप्लीहोदरापहम् ॥१८९॥**

* **સંસ્કૃત વૈદ્યક ગ્રંથોમાં** ઇંદ્રામણું કડવું, તીખું અને ઘણો જુલાબ લાવનાર વર્ણવેલ છે; અને પિત્તવિકાર, ઝાડાની કબજિયાત, તાવ તથા પેટનાં જીવડાંની બીમારીમાં અપાય છે; તેનાં મૂળિયાંથી જુલાબ લાગે છે અને કમળો, કાળજામાં પાણીનો ભરાવો, જલંદર, મૂત્રસ્થાનના વ્યાધિ અને સંધિવા પર સારી અસર કરે છે.

**ચરકસંહિતા** તથા **સુશ્રુતસંહિતામાં** આ ફળને વિકારનાશક, સંશોધન અને પિચકારી આપવામાં ઉપયોગી ગણેલ છે.

વૃક્ષાકૃતિઃ (भवति)। शरपुङ्खः तिक्तः कषायः लघुः (सन्) यकृत्प्लीहगुल्मव्रणविषापहः कासास्रश्वासज्वरहरः (अस्ति)॥

**શરપુંખ,[1] પ્લીહશત્રુ[2] અને નીલીવૃક્ષાકૃતિ[3] એટલાં શરપંખાનાં સંસ્કૃત નામો છે. શરપંખો કડવો, તૂરો અને હલકો હોઈ જમણા પડખાની ગાંઠ, બરલ, ગોળો, વ્રણ, ઝેર, ઉધરસ, લોહીનો બગાડ, શ્વાસ તથા તાવને મટાડે છે. ૧૯૪**

૧. शरस्य इव पुङ्खः यस्य सः—જેને બાણના મૂળ ભાગમાં રહેલાં પુંખડાં જેવાં મૂળમાં પુંખડાં હોય છે, તેથી શરપુંખ.

૨. प्लीह्नः शत्रुः—જે બરળરોગનો ખાસ શત્રુ ગણાય છે, તેથી પ્લીહશત્રુ—શરપંખો.

૩. नीली नामा वृक्षः, तस्य इव आकृतिर्यस्य सः—જેની આકૃતિ ગળીના ઝાડ જેવી હોય છે, તેથી નીલીવૃક્ષાકૃતિ—શરપંખો.

**જવાસો અને ધમાસાનાં નામો તથા ગુણો**

**यासो यवासो दुःस्पर्शो धन्वयासः कुनाशकः।**
**दुरालभा दुरालम्भा समुद्रान्ता च रोदिनी॥१९५**
**गान्धारी कच्छुरानन्ता कषाया हरविग्रहा।**
**यासः स्वादुः सरस्तिक्तस्तुवरः शीतलो लघुः॥१९६**
**कफमेदोमदभ्रान्तिपित्तास्रकुष्ठकासजित्।**
**तृष्णाविसर्पवातास्रवमिज्वरहरः स्मृतः।**
**यवासस्य गुणैस्तुल्या बुधैरुक्ता दुरालभा॥१९७**

અન્વય.—यासः यवासः दुःस्पर्शः धन्वयासः कुनाशकः दुरालभा दुरालम्भा समुद्रान्ता च रोदिनी (इति यवासनामानि, अथ दुरालभानामानि) गान्धारी कच्छुरा, अनन्ता कषाया हरविग्रहा (इति, अथ द्वयोर्गुणाः—) यासः स्वादुः सरः तिक्तः तुवरः शीतलः लघुः (सन्) कफमेदोमदभ्रान्तिपित्तास्रकुष्ठकासजित् तृष्णाविसर्पवातास्रवमिज्वरहरः स्मृतः। यवासस्य गुणैः तुल्या दुरालभा बुधैः उक्ता॥

**યાસ,[1] યવાસ,[2] દુઃસ્પર્શ,[3] ધન્વયાસ,[4] અને કુનાશક[5] એટલાં જવાસા†નાં સંસ્કૃત નામો છે. તેમજ દુરાલભા,[1] દુરાલંભા,[2] સમુદ્રાંતા,[3] રોદિની,[4] ગાંધારી,[5] કચ્છુરા,[6] અનંતા,[7] કષાયા[8] અને હરવિગ્રહા[9] એટલાં ધમાસાનાં સંસ્કૃત નામો છે. જવાસો મધુર, મળને ખસેડનાર, કડવો, તૂરો, ટાઢો અને હલકો હોઈ કફ, મેદ, મદ, ભ્રમ, પિત્ત, લોહીનો બગાડ, કોઢ, ઉધરસ, તરશ, રતવા, વાતરક્તરોગ, ઊલટી તથા તાવને મટાડે છે. જવાસામાં જે ગુણો છે, તે જ ધમાસામાં છે, એમ વિદ્વાનોએ કહ્યું છે. ૧૯૫-૧૯૭**

૧. यस्यत इति यासः, यसु प्रयत्ने, भावे घञ्, यासः—प्रयत्नः कफमेदोमदादिजये अस्ति अस्य—अर्श आद्यच्—કફ. મેદ, મદ આદિનો નાશ કરવા જેનો પ્રયત્ન હોય છે, તેથી યાસ—જવાસો.

૨. यौति—मिश्रोऽमिश्रश्च भवति योऽन्यैः सह, यु मिश्रणेऽमिश्रणे च—'ऋतन्यञ्जि०' इत्यासः प्रत्ययः—જે બીજાંની સાથે મિશ્ર થાય છે અને મિશ્ર થતો પણ નથી, તેથી યવાસ—જવાસો.

૩. दुःखेन स्पृश्यते खरस्पर्शत्वात् इति दुःस्पर्शः, स्पृश आमर्शने—घञ्—જે ખરછટ હોવાથી જેનો સ્પર્શ કરવો મુશ્કેલ હોય છે, તેથી દુઃસ્પર્શ—જવાસો.

૪. धन्वन' यासः मरुदेशे जायमानत्वात्—નિર્જળ પ્રદેશમાં થતો હોવાથી ધન્વયાસ—જવાસો.

૫. कुं—भूमिं नाशयति समास्तीर्य, णश अदर्शने—ण्यन्तात् पचाद्यच्, ततः स्वार्थे कन्—જમીન પર પથરાઈને જમીનને જે દેખાવા દેતો નથી, તેથી કુનાશક—જવાસો.

૧. दुःखेन आलभ्यते—डुलभष् प्राप्तौ—'ईषद्दुःसु०' इति खल्, आगमशास्त्रस्य अनित्यत्वान्न नुम्—જેનો સ્પર્શ મુશ્કેલ હોય છે. અથવા જે મળવો મુશ્કેલ હોય છે, તેથી દુરાલભા—ધમાસો.

૨. દુરાલમ્ભાની વ્યુત્પત્તિ તથા અર્થ બધું ઉપર પ્રમાણે છે; કેવળ 'नुम्' આગમ વધારે છે.

૩. समुद्रः अन्तः यस्याः सा—સમુદ્ર જેની પાસે

† **સંસ્કૃત વૈદ્યકગ્રંથોમાં** જવાસાને ઝાડો ખુલાસે લાવનાર, પેશાબ વધારનાર અને કફનો નાશ કરનાર ગણેલ છે; એનું જે સત્ત્વ નીકળે છે, તે ઉધરસ ઉપર અપાય છે.

**ચક્રદત્તમાં** જવાસાને મળ શુદ્ધ કરનાર, મૂત્રલ અને કફોત્સર્જક ગણેલ છે

**સુશ્રુતસંહિતામાં** જવાસાને ઉષ્ટ્રભક્ષિકા નામથી વર્ણવતાં તેને કફમેદહર, મૂત્રકચ્છ્રહર અને ગુલ્મનાશક ગણેલ છે; વળી તે જ પુસ્તકમાં તેને ગિરિકર્ણિકાના નામથી લખતાં વાતપિત્તસંશમન વર્ણવેલ છે.

**ચરકસંહિતામાં** તેને સારક ગણેલ છે અને નાનાં બચ્ચાંની ઉધરસ ઉપર હરડે, પીપર તથા દ્રાક્ષના ચૂર્ણમાં મધ અને માખણ સાથે આપવાની ભલામણ કરેલ છે.

જેવાં હોય છે, તેથી કદંબપુષ્પિકા—મોટી ગોરખમુંડી.

૪. न विद्यते यस्याः सेवनात् गण्डादिरोगाणां व्यथा—જેના સેવનથી ગૂમડાં વગેરેની પીડા રહેતી નથી, તેથી અવ્યથા—મોટી ગોરખમુંડી.

૫. अतिशयितं तपः अस्ति अस्याः—'अस्मायामेधा०' इति विनिः, नान्तत्वाद् ङीप्—જેનું રોગના નિવારણરૂપ તપ અતિશય—ઘણું છે. તેથી અતિતપસ્વિની—મોટી ગોરખમુંડી.

### અઘેડાનાં નામો

अपामार्गस्तु शिखरी ह्यधःशल्यो मयूरकः ।
मर्कटी दुर्ग्रहा चापि किणिही खरमञ्जरी ॥२०२॥

अन्वयः—अपामार्गः तु शिखरी अधःशल्यः मयूरकः मर्कटी दुर्ग्रहा किणिही अपि च खरमञ्जरी हि ( कथ्यते नामभिः ॥ )

**અપામાર્ગ,[1] શિખરી,[2] અધઃશલ્ય,[3] મયૂરક,[4] મર્કટી,[5] દુર્ગ્રહા,[6] કિણીહી[7] અને ખરમંજરી[8] એટલાં અઘેડાનાં સંસ્કૃત નામો છે.**

૧. अपमृज्यन्ते—विनाश्यन्ते छर्दिप्रभृतयो व्याधयोऽनेन, अपपूर्वकान्मृज् शुद्धौ इत्यस्माद् 'हलश्चे'ति करणे घञ्—निष्ठायामनिट्त्वात् कुत्वम्, 'उपसर्गस्य घञि' इति दीर्घः—જેના વડે ઊલટી વગેરે રોગો મટે છે, તેથી અપામાર્ગ; અથવા अपकृष्टः आसमन्तात् मार्गः अस्य—જેનો માર્ગ ચોપાસ હલકો હોય છે—હલકી જમીન પર જે ઊગે છે, તેથી અપામાર્ગ—અઘેડો.

૨. शिखरम् उद्भवस्थानम् प्रायेण अस्ति अस्य, 'अत इनि०' इति इनि—જેનું ઉત્પત્તિસ્થાન લગભગ ઊંચાણવાળી જમીન હોય છે. તેથી શિખરી—અઘેડો.

૩. अधः शल्यं यस्य सः—જેને નીચેના ભાગમાં કાંટા હોય છે, તેથી અધઃશલ્ય—અઘેડો.

૪. मयूरस्य प्रतिकृतिः इव—'इवे प्रतिकृतौ' इति कन्—મોરપક્ષીની જાણે નકલ અથવા પ્રતિમા હોય તેવો હોય છે, તેથી મયૂરક—અઘેડો.

૫. मर्कति—गच्छति तीक्ष्णत्वादिगुणान्, मर्क गतौ—सौत्रः, 'शकादिभ्योऽटन्' गौरादिः—જે તીક્ષ્ણતા આદિ ગુણોને ધારણ કરે છે, તેથી મર્કટી—અઘેડો.

૬. दुःखेन गृह्यते अधःशल्यत्वात्, दुर्पूर्वकाद् ग्रह उपादाने इत्यस्मात् 'ईषद्दुः०' इत्यनेन कर्मणि खल्—જેને નીચેના ભાગમાં કાંટા હોય છે, તેથી જેને ગ્રહણ કરવો મુશ્કેલ હોય છે, માટે દુર્ગ્રહા—અઘેડો.

૭. किणिनः—व्रणान् हन्ति—'अन्येभ्योऽपि.' इति डः, यद्वा किणिनो—व्रणान् जिहीते—ओहाङ्गतौ, 'आतोऽनुपसर्गे कः' गौरादिः—જે વ્રણ, ગૂમડાં વગેરેનો નાશ કરે છે—મટાડે છે, તેથી કિણિહી—અઘેડો.

૮. खरा मञ्जरी यस्याः—જેની માંજર ખરબચડી અથવા કઠોર હોય છે, તેથી ખરમંજરી—અઘેડો.

### અઘેડાના ગુણો

अपामार्गः सरस्तीक्ष्णो दीपनस्तिक्तकः कटुः ।
पाचनो रोचनश्छर्दिकफमेदोऽनिलापहः ।
निहन्ति हृद्रुजाध्मानार्शःकण्डूशूलोदरापचीः ॥२०३

अन्वयः—अपामार्गः सरः तीक्ष्णः दीपनः तिक्तकः कटुः पाचनः रोचनः ( सन् ) छर्दिकफमेदोऽनिलापहः (अस्ति, तथा च) हृद्रुजाध्मानार्शःकण्डूशूलोदरापचीः निहन्ति ॥

**અઘેડો મળને ખસેડનાર, તીક્ષ્ણ, અગ્નિને પ્રદીપ્ત કરનાર, કડવો, તીખો, પાચક અને રુચિ ઉપજાવનાર હોઈ ઊલટી, કફ, મેદ, વાયુ, હૃદયના રોગ, આફરો, અરશ, ચળ, શૂળ, પેટના રોગ તથા અપચી નામની ગંડમાળની જાતની ગાંઠોને મટાડનાર છે. ૨૦૩**

### રાતા અઘેડાનાં નામો

रक्तोन्यो वशिरो वृत्तफलो धामार्गवोऽपि च ।
प्रत्यकपर्णी केशपर्णी कथिता कपिपिप्पली ॥२०४

अन्वयः—रक्तः वशिरः वृत्तफलः धामार्गवः अपि च प्रत्यक्पर्णी केशपर्णी कपिपिप्पली कथिता ॥

**વશિર,[1] વૃત્તફલ,[2] ધામાર્ગવ,[3] પ્રત્યક્પર્ણી,[4] કેશપર્ણી[5] અને કપિપિપ્પલી[6] એટલાં રાતા અઘેડાનાં સંસ્કૃત નામો છે. ૨૦૪**

૧. उश्यते—इष्यते वातविष्टम्भकत्वादिगुणैः, वश कान्तौ, बाहुलकात् इरन्—उणादिः—વાયુને રોકનારપણું આદિ ગુણવાળો હોવાથી તે તે રોગો દૂર કરવા જેને ઇચ્છવામાં આવે છે, તેથી વશિર—રાતો અઘેડો.

૨. वृत्तं फलं यस्य सः—જેનું ફળ ગોળાકાર હોય છે, તેથી વૃત્તફલ—રાતો અઘેડો.

૩. धाम्नः अर्गः—मार्गः धामार्गः, धामार्गं वाति—गच्छति दीपनत्वात्, वा धातोः 'आतोऽनुपसर्गे' इति कः—જે દીપન તથા પાચન હોવાથી તેજના માર્ગે જાય છે—જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે, તેથી ધામાર્ગવ—રાતો અઘેડો.

૪. प्रत्यञ्चि पर्णानि यस्याः सा—'पाकव.र्णे'ति ङीष्—જેનાં પાંદડાં પશ્ચિમ તરફ જતાં હોય છે, તેથી પ્રત્યક્પર્ણી—રાતો અઘેડો.

૫. कपिकेशसदृशकेशयुक्तानि पर्णानि यस्य, पूर्ववत् ङीप्—જેનાં પાંદડાં વાંદરાનાં વાળ જેવી રૂંછાડવાળાં હોય છે, તેથી કેશપર્ણી—રાતો અઘેડો. આવા જ

ારમ, મળને ખસેડનાર, રૂક્ષ, મધુર, હલકી, ીર્યને વધારનાર, પાચન અને પિત્ત કરનાર હોઈ વાયુ, કફ, કૃમિ, અરશ તથા નેત્રના રોગને મટાડે છે. ૨૦૯,૨૧૦

૧. ग्रन्थयः सन्ति अस्य–मतुप्–જેને ગાંઠો હોય છે, તેથી ગ્રંથિમાન–હાડસાંકળ.

૨. अस्थीनि संहरति–संयोजयति इत्येवंशील:–'सुप्यजातौ०' इति णिनि:–જે હાડકાંને સાંધી દે એવા સ્વભાવની છે, તેથી અસ્થિસંહારી–હાડસાંકળ.

૩. वज्रमिव अङ्गं यस्य प्रयोगात्–જેનું અંગ વજ્ર જેવું હોય છે અથવા જેનો પ્રયોગ કરવાથી શરીર વજ્ર જેવું બને છે, તેથી વજ્રાંગી–હાડસાંકળ.

૪. अस्थ्नः शृङ्खला इव संयोजनहेतुत्वात्–હાડકાંને સાંધી દેવામાં કારણરૂપ હોઈ પોતે જાણે હાડકાંની સાંકળ હોય તેવી છે. તેથી અસ્થિશૃંખલા–હાડસાંકળ.

### વાતનાશક હાડસાંકળનો પ્રયોગ

काण्डं त्वग्विरहितमस्थिशृङ्खलाया, माषार्द्र द्विदलमकञ्चुकं तदर्धम् ।
संपिष्टं तदनु ततस्तिलस्य तैले, सम्पक्वं वटकमतीव वातहारि ॥ २११ ॥

अन्वयः–( प्रयोगः– ) अस्थिशृङ्खलायाः त्वग्विरहितं काण्डम् ( तथा च ) अकञ्चुकं माषार्द्रं द्विदलं ( मिश्रं कृत्वा ) तदनु तद् अर्धं संपिष्टं ( कुर्यात् ), ततः तिलस्य तैले पक्वं ( तद् ) वटकम् अतीव वातहारि भवति ॥

હાડસાંકળની છાલ કાઢી નાખેલી દાંડલીને અડદની પલાળેલી ફોતરાં વગરની ભીની દાળમાં મેળવી, એને અરધી વાટી તેનાં વડાં કરી તલના તેલમાં પકાવી ખાધાં હોય તો વાયુના તમામ રોગ જતા રહે છે. ૨૧૧

### કુંવારનાં નામો તથા ગુણો

कुमारी गृहकन्या च कन्या घृतकुमारिका ।
कुमारी भेदिनी शीता तिक्ता नेत्र्या रसायनी ॥
मधुरा बृंहणी बल्या वृष्या वातविषप्रणुत् ।
गुल्मप्लीहयकृद्‌वृद्धिकफज्वरहरी हरेत् ।
ग्रन्थ्यग्निदग्धविस्फोटपित्तरक्तत्वगामयान् ॥२१३

अन्वयः–कुमारी गृहकन्या कन्या च घृतकुमारिका ( इति नामानि, गुणाश्च– ) कुमारी भेदिनी शीता तिक्ता नेत्र्या रसायनी मधुरा बृंहणी बल्या वृष्या ( सती ) वातविषप्रणुत् गुल्मप्लीहयकृद्‌वृद्धिकफज्वरहरी ( अस्ति, तथा ) ग्रन्थ्यग्निदग्धविस्फोटपित्तरक्तत्वगामयान् हरेत् ॥

કુમારી,[1] ગૃહકન્યા,[2] કન્યા[3] અને ઘૃતકુમારિકા[4] એટલાં કુંવારનાં સંસ્કૃત નામો છે. કુંવાર મળને ભેદનાર–ઝાડો લગાડનાર, ટાઢી, કડવી, નેત્રને હિતકારી, રસાયનરૂપ, મધુર, પુષ્ટિ આપનાર અને બળ આપનાર હોઈ વાયુ, ઝેર, ગોળો, બરલનું દરદ, જમણા પડખાની ગાંઠનું દરદ, વધરાવળ, કફજ્વર, ગાંઠ, અગ્નિદાહ, વિસ્ફોટક, પિત્ત, લોહીનો બગાડ કે પિત્તરક્ત તથા ચામડીના રોગને મટાડે છે.

૧. कुमारी इव, यद्वा कुमारयति–क्रीडते स्वल्पेनापि जलेन शीतलत्वात्, कुमार क्रीडायाम्–अच्, गौरादिः, यद्वा कामयते पुष्टिदातुमन्येभ्यः रसायनत्वात्, कमु कान्तौ–'कमेः किदुधोपधायाः' ( उणा० ३–१३४ ) इत्यारन् प्रत्ययः 'वयसि प्रथमे' इति ङीप्–જાણે કુંવારી હોય તેવી છે; અથવા થોડા પાણીથી પણ જે તાજી રહે છે, કેમકે શીતળ છે, અથવા પોતાને સેવનારાઓને પુષ્ટિ તથા બળ આપવા જે ઇચ્છે છે, તેથી કુમારી–કુંવાર.

૨. गृहे कन्या इव माधुर्यादिगुणयुक्तत्वात्–મધુરતા આદિ ગુણોથી યુક્ત હોય છે, તેથી ઘરમાં જાણે કન્યા હોય, તેવી જણાય છે, તેથી ગૃહકન્યા–કુંવાર.

૩. कनति कन्यते वा रसायनत्वादिगुणैः–कनी दीप्तौ–'अघ्न्यादिः' ( उणा. ४–११२ ) રસાયનપણું આદિ ગુણોથી જે પ્રકાશે છે, તેથી કન્યા–કુંવાર.

૪. घृतयुक्ता कुमारिका, दले दलिते घृतसमानरसस्य स्राविणीत्वात्, शाकपार्थिवादित्वात् समासः–જે ઘીથી ભરેલી જાણે કુંવારકા હોય, તેવી જણાય છે, તેથી ઘૃતકુમારી–કુંવાર.

### ધોળી સાટોડીનાં નામો તથા ગુણો

पुनर्नवा श्वेतमूला शोथघ्नी दीर्घपत्रिका ।
कटुः कषायानुरसा पाण्डुघ्नी दीपनी परा ।
शोफानिलगरश्लेष्महरी व्रध्नोदरप्रणुत् ॥२१४॥

अन्वयः–पुनर्नवा श्वेतमूला शोथघ्नी दीर्घपत्रिका ( इति नामानि, गुणाश्च– ) ( पुनर्नवा ) कटुः कषायानुरसा परा दीपनी ( सती ) पाण्डुघ्नी शोफानिलगरश्लेष्महरी व्रध्नोदरप्रणुत् ( अस्ति ) ॥

પુનર્નવા,[1] શ્વેતમૂલા,[2] શોથઘ્ની[3] અને દીર્ઘપત્રિકા[4] એટલાં ધોળી સાટોડીનાં સંસ્કૃત નામો છે. ધોળી સાટોડી તીખી, તૂરી અને અગ્નિને બહુ જ પ્રદીપ્ત કરનાર હોઈ પાંડુરોગ, સોજા, વાયુ, ઝેર, કફ, વ્રણ અને પેટના

રોગને મટાડે છે. ૨૧૪

૧. पुनर्—भूयोऽपि नवा, नूतने वा भवेत् पाण्डु-अश्मरीरोगविनाशकत्वात्, 'पुनर्नवा'—ફરી ફરી-કાયમ માટે જે તાજી રહે છે અથવા પાંડુ વગેરે રોગોનો નાશ કરનારા ખાસ ગુણોને લીધે વૈદો જેને વારવાર વખાણે છે, તેથી પુનર્નવા-સાટોડી.

૨. श्वेतानि मूलानि यस्या सा—જેનાં મૂળિયાં ધોળાં હોય છે, તેથી શ્વેતમૂલા-સાટોડી.

૩. शोथं हन्ति—'अमनुष्यकर्तृके' इति टक्-टित्वात् 'टिड्ढे' ति ङीप्—સોજાના રોગ જે મટાડે છે, તેથી શોથઘ્ની-સાટોડી.

૪. दीर्घाणि पत्राणि यस्या सा, बह्वीहत्वात् ङीप्, स्वार्थे कन्, टाप्, इत्वम्—જેનાં પાંદડાં લાંબાં હોય છે, તેથી દીર્ઘપત્રિકા-સાટોડી.

રાતાં ફૂલવાળી સાટોડીનાં નામો

पुनर्नवापरा रक्ता रक्तपुष्पा शिलाटिका।
शोथघ्नी क्षुद्रवर्षाभूर्वर्षकेतुः कठिल्लकः॥२१५॥

अन्वय—अपरा रक्ता पुनर्नवा रक्तपुष्पा शिलाटिका शोथघ्नी क्षुद्रवर्षाभूः वर्षकेतुः कठिल्लकः (इति नामानि)॥

પુનર્નવા,[1] રક્તપુષ્પા,[2] શિલાટિકા,[3] શોથઘ્ની,[4] ક્ષુદ્રવર્ષાભૂ,[5] વર્ષકેતુ[6] અને કઠિલ્લક[7] એટલાં રાતી સાટોડીનાં સંસ્કૃત નામો છે.

૧ પુનર્નવા-ઉપર ધોળીના ૧લા નામ પ્રમાણે.

૨. रक्तानि पुष्पाणि यस्या सा—જેનાં ફૂલ લાલ હોય છે, તેથી રક્તપુષ્પા-રાતાં ફૂલવાળી સાટોડી.

૩ शिलाम् अटति—अट गतौ—अच्, अण्, अन्त्यात् ङीप्-शिलाटी, तत. स्वार्थे कन्, टाप्, इत्वम् च—જે શિલા ઉપર જાય છે અથવા ઊગી નીકળે છે, તેથી શિલાટિકા-રાતાં ફૂલવાળી સાટોડી.

૪. शोथं हन्ति इति शोथघ्नी—સોજાનો જે નાશ કરે છે, તેથી શોથઘ્ની-રાતાં ફૂલવાળી સાટોડી.

૫ वर्षासु भवति इति वर्षाभूः, क्षुद्रा चासौ वर्षाभूः क्षुद्रवर्षाभूः—વર્ષા ઋતુમાં થતી ક્ષુદ્રવનસ્પતિ છે, તેથી ક્ષુદ્રવર્ષાભૂ-રાતાં ફૂલવાળી સાટોડી.

૬. वर्ष—मेघः केतुश्चिह्नं यस्य सः, वर्षासु जाय-मानत्वात्—મેઘ જેને નિશાની ચિહ્ન છે, કેમકે વરસાદ થતાં જે ઊગી નીકળે છે, તેથી વર્ષકેતુ-રાતાં ફૂલવાળી સાટોડી.

૭. कठति—कठ कृच्छ्रजीवने, कठे वर्षाभाव-योः—अच् तत् ...; कठति—शोकं करोति वर्षा विना वर्षाभावत्वात्, कठ शोके पूर्ववत् ..., तत. स्वार्थे कन्—कठिल्लकः, कठिल्लक, इत्येव पाठक्रम् अस-कोषे इत्यस्ते—કફ વગેરેને જે મટાડે છે, તેથી કઠિલ્લક; અથવા વરસાદ હોય તો જે થાય છે, અને વરસાદ વિના જે શોક કરે છે, તેથી કઠિલ્લક-આવા બે પાઠ અમરકોષમાં મળે છે, એના અર્થ-રાતાં ફૂલવાળી સાટોડી.

શતી સાટોડીના ગુણો

पुनर्नवारुणा तिक्ता कटुपाका हिमा लघुः।
वातला ग्राहिणी श्लेष्मपित्तरक्तविनाशिनी॥२१६॥

अन्वय—अरुणा पुनर्नवा तिक्ता कटुपाका हिमा लघुः वातला ग्राहिणी (सती) श्लेष्मपित्तरक्तविनाशिनी (अस्ति)॥

રાતી સાટોડી કડવી, પાકમાં તીખી, ટાઢી, હલકી, વાયુ કરનાર, ઝાડાને રોકનાર અને પિત્ત તથા લોહીનો બગાડ કે પિત્ત રક્તરોગનો નાશ કરનાર છે. ૨૧૬

પ્રસારણી કે ગંધપ્રસારણીનાં નામો

प्रसारणी राजबला भद्रपर्णी प्रतानिका।
सरणी सारणी भद्रा बला चापि कटम्भरा॥

अन्वयः—प्रसारणी राजबला भद्रपर्णी प्रतानिका सरणी सारणी भद्रा बला अपि च कटम्भरा (इति नामानि)।

પ્રસારણી,[1] રાજબલા,[2] ભદ્રપર્ણી,[3] પ્રતાપની,[4] સરણી,[5] સારણી,[6] ભદ્રા,[7] બલા,[8] અને કટંભરા,[9] એટલાં ગંધપ્રસારણીનાં સંસ્કૃત નામો છે ૨૧૭

૧. प्रसारयति अङ्गम् अनया । नारीत्वात् 'पत्नौ स्तुट्' इत्यादि ङीप्, अत इत्वं च—જે વીર્ય-વર્ધક, બલદાયક આદિ ગુણોવાળી હોવાથી એના વડે મનુષ્ય પોતાના શરીરને બળવાન તથા પુષ્ટ કરી શકે છે, તેથી પ્રસારણી.

૨. राजतां—अत्यन्तमनस्य बला सा, पुंवद्भाव-त्वात्—'राजदन्तादि'—જે ઉત્તમ તથા બળ આપનારા ગુણોવાળી હોવાથી બળ આપનારા દ્રવ્યોની જાણે રાણી હોય તેવી છે, તેથી રાજબલા-ગંધપ્રસારિણી.

૩ भद्राणि पर्णानि यस्याः—જેનાં પાંદડાં કલ્યાણકારી છે, તેથી ભદ્રપર્ણી-ગંધપ્રસારણી.

૪. प्रतानं तनोति वीर्योत्कर्षात्—प्रतापनि, ...—જે ઉષ્ણવીર્ય હોવાથી ઘણી જ ગરમી કરે છે, માટે પ્રતાપની-ગંધપ્રસારણી.

૫. सरति—सृ गतौ—ल्युट्, ङीप्—અર્થ નીચે મુજબ.

૬. सरति—सृ गतौ, ल्युट्, स्त्रीत्वात् ङीप्—જે

શરીરમાં જઈ સારું કામ કરે છે, તેથી સારણી-ગંધપ્રસારણી.

૭. भन्दते-कल्याणं सुखं च करोति गुणद्वारा, भदि कल्याणे सुखे च-'ऋजेन्द्रे'ति साधुः, टाप्-જે પોતાના ગુણોદ્વારા સેવન કરનારનું કલ્યાણ તથા સુખ કરે છે, તેથી ભદ્રા-ગંધપ્રસારણી.

૮. बलम् अस्ति अस्याः सेवनेन, अर्शआद्यच्-જેનું સેવન કરવાથી માણસોમાં બળ આવે છે, તેથી બલા-ગંધપ્રસારણી.

૯. कटुम्-अद्भुतं गुणातिशयं बिभर्ति वृष्यत्वादिकं-संज्ञायां 'भृतृ०' इति खच्, टाप्-જે અદ્ભુત ઉચ્ચ ગુણો ધારણ કરે છે, તેથી કટંભરા-ગંધપ્રસારણી.

## ગંધપ્રસારણીના ગુણો

**प्रसारणी गुरुर्वृष्या बलसन्धानकृत्सरा ।**
**वीर्योष्णा वातहृत्तिक्ता वातरक्तकफापहा ॥२१८**

अन्वयः-( गुणाश्च- ) प्रसारणी गुरुः वृष्या बलसंधानकृत् सरा वीर्योष्णा तिक्ता ( सती ) वातहृत् वातरक्तकफापहा ( अस्ति ) ॥

ગંધપ્રસારણી ભારે, વીર્યને વધારનાર, બળ આપનાર, સાંધનાર, મળને ખસેડનાર, ઉષ્ણવીર્ય અને કડવી હોઈ વાયુ, વાતરક્ત રોગ તથા કફને મટાડે છે. ૨૧૮

## ઉપલસરીનાં નામો

**कृष्णा तु शारिवा श्यामा गोपी गोपवधूश्च सा ।**
**इन्द्रयवकवत्पत्रा सुगन्धा कलघण्टिका ॥ २१९ ॥**

अन्वयः-कृष्णा तु शारिवा इन्द्रयवकवत्पत्रा सुगन्धा कलघण्टिका श्यामा गोपी सा च गोपवधूः ( कथ्यते ) ॥

કાળી ઉપલસરીનાં શારિવા,[1] ઇંદ્રયવકવત્-પત્રા,[2] સુગન્ધા,[3] કલઘંટિકા,[4] શ્યામા,[5] ગોપી[6] અને ગોપવધૂ[7] એટલાં સંસ્કૃત નામો કહેવાય છે. (આ ઉપલસરી* કાળાં ફૂલવાળી અને ઇંદ્રજવના જેવાં પાંદડાંવાળી થાય છે.) ૨૧૯

૧. शीर्यते शरणं वा शारिः-शॄ हिंसायाम् 'कृञादृ०' -( उणा० ४-१४२ ) इति इण्प्रत्ययः-शारिः, हिंसनम् अस्ति अस्याः अग्निमान्द्यादिरोगनाशनार्थम् 'अन्येभ्योऽपि दृश्यते' इति वार्तिकाद् मत्वर्थे वः टाप्-અગ્નિમાંદ્ય વગેરે રોગો મટાડવા જેનો ઉપયોગ કરાય છે, તેથી શારિવા-કાળી ઉપલસરી.

૨. इन्द्रयवः एव इन्द्रयवकः, तद्वत् पत्रं यस्याः सा-જેનાં પાંદડાં ઇંદ્રજવના ઝાડના જેવાં થાય છે, તેથી ઇંદ્રયકવવત્પત્રા-કાળી ઉપલસરી.

૩. सुष्ठु गन्धः यस्याः सा-જેની ગંધ સારી હોય છે, તેથી સુગંધા-કાળી ઉપલસરી.

૪. कला चासौ घण्टा इव, अतीसारादिरोगनिवारकत्वस्यप्रकटगुणवत्त्वात्, इवार्थे संज्ञायां वा कन्, टाप्, हृस्व इत्वं च-ઝાડા વગેરેને મટાડનારપણું વગેરે રૂપ જાહેર ગુણવાળી હોવાથી પોતાના તે ગુણોને વગાડી-જાહેર કરતી સુંદર જાણે ઘંટડી હોય તેવી છે, તેથી કલઘંટિકા-કાળી ઉપલસરી.

૫. श्यामं पुष्पम् अस्ति अस्याः, अर्शआद्यच्-જેનું ફૂલ કાળું હોય છે, તેથી શ્યામા-કાળી ઉપલસરી.

૬. गोपायति-रक्षति अग्निमान्द्यादिरोगिणः, गुपू रक्षणे-अच्, गौरादिः-અગ્નિમંદપણું વગેરે રોગવાળાઓનું રક્ષણ કરે છે, તેથી ગોપી-કાળી ઉપલસરી.

૭. गोपायति-रक्षति दोषत्रयात् इति गोपी, वहति गुणनिवहम् इति वधूः, 'वहो धश्च' इति ( उणा० १-८३ ) ऊः प्रत्ययः, गोपी चासौ वधूश्च गोपवधूः-ત્રણે દોષોથી રક્ષા કરનારી અને તેવા ગુણોને ધારણ કરનારી છે, તેથી ગોપવધૂ-કાળી ઉપલસરી.

* **અન્ય વૈદ્યો** આ ઉપલસરીને લોહી સુધારનાર, પાચક અને ચીકાશવાળી ગણે છે અને બદહજમી, ત્વચારોગ તથા વિસ્ફોટક રોગમાં વાપરવા ભલામણ કરે છે.

## ધોળી ઉપલસરીનાં નામો

**धवला शारिवा गोपी गोपकन्या कृशोदरी ।**
**स्फोटा श्यामा गोपवल्ली लताऽऽस्फोता च चन्दना ॥**

अन्वयः-धवला शारिवा गोपी गोपकन्या कृशोदरी स्फोटा श्यामा गोपवल्ली लता आस्फोता च चन्दना ( कथ्यते ) ॥

તેમજ ધોળી ઉપલસરીનાં ધવલા,[1] શારિવા,[2] ગોપી[3] ( ગોપા ), ગોપકન્યા,[4] કૃશોદરી,[5] સ્ફોટા,[6] શ્યામા,[7] ગોપવલ્લી,[8] લતા,[9] આસ્ફોતા[10] અને ચંદના[11] એટલાં સંસ્કૃત નામો કહેવાય છે. ( અને તે ધોળાં ફૂલવાળી, જાંબુ જેવાં પાંદડાંવાળી તેમજ ક્ષીરવાળી વેલરૂપે થાય છે.) ૨૨૦

टीका-इयमपि जम्बूवत्पत्रा दुग्धगर्भा व्रततिर्भवति । गां पातीति गोपा गोपकन्या । श्यामापदेन कृष्णा श्वेतापि शारिवा कथ्यते । शाश्वतेन शारिवापदस्य प्रयुक्तत्वात् । तद्यथा 'शारिवायां निशि श्यामा श्यामौ च

પ્રત્યઙ્ગં રસાયનરૂપત્વાત્, अगि गतौ—'अङ्गिमदि०' इति (ઉણા. ૩-૧૩૪) આરન્, ततः स्वार्थे कन्—જે રસાયનરૂપ હોવાથી શરીરનાં દરેક અંગોમાં પહોંચી જાય છે, તેથી અંગારક—ભાંગરો.

૬. કેશાઃ રાજન્તે अनेन केश्यत्वात्, राजृ दीप्तौ—કરણે યત્—જે કેશને હિતકારી હોવાથી જેને લીધે કેશ સુશોભિત (કાળા) થાય છે, તેથી કેશરાજ—ભાંગરો.

૭. भृङ्गान् इयर्ति—प्राप्नोति, तेषां प्रियत्वात्—ऋ गतौ, 'कर्मण्यण्'—જે ભમરાઓને પ્રાપ્ત કરે છે એટલે ભમરાઓને પ્રિય હોવાથી જેના ઉપર તેઓ આવે છે, તેથી ભૃંગાર—ભાંગરો.

૮. रञ्जयति इति रञ्जनः, केशानां रञ्जनः—केश्यत्वात्—જે કેશને હિતકારી હોવાથી તેઓને રંગી દે છે—કાળા સુશોભિત કરે છે, તેથી કેશરંજન—ભાંગરો.

## ભાંગરાના ગુણો

**भृङ्गारः कटुकस्तीक्ष्णो रूक्षोष्णः कफवातनुत् ।**
**केश्यस्त्वच्यः कृमिश्वासकासशोथामपाण्डुनुत् ।**
**दन्त्यो रसायनो वल्यः कुष्ठनेत्रशिरोर्तिनुत् ॥२२३**

અન્વયઃ—(ગુણાશ્ચ—) भृङ्गारः कटुकः तीक्ष्णः रूक्षोष्णः केश्यः त्वच्यः दन्त्यः रसायनः वल्यः (सन्) कफवातनुत् कृमिश्वासकासशोथामपाण्डुनुत् कुष्ठनेत्रशिरोर्तिनुत् (अस्ति) ॥

**ભાંગરો તીખો, તીક્ષ્ણ, રૂક્ષ, ગરમ, કેશને સારા કરનાર, ચામડી માટે સારો, દાંતને સારો, રસાયનરૂપ તથા બળ આપનાર હોઈ કફ, વાયુ, કૃમિ, શ્વાસ, ઉધરસ, સોજા, આમ, પાંડુરોગ, કોઢ. નેત્રની પીડા તથા માથાની પીડાને મટાડે છે. ૨૨૩**

## શણપુષ્પીનાં નામો તથા ગુણો

**शणपुष्पी स्मृता घण्टा शणपुष्पसमाकृतिः ।**
**शणपुष्पी कटुस्तिक्ता वामिनी कफपित्तजित् ॥२२४**

અન્વયઃ—शणपुष्पी घण्टा शणपुष्पसमाकृतिः स्मृता, शणपुष्पी कटुः तिक्ता वामिनी कफपित्तजित् (अस्ति) ॥

**શણપુષ્પી,[1] ઘંટા[2] અને શણપુષ્પસમાકૃતિ[3] એટલાં શણપુષ્પીનાં સંસ્કૃત નામો છે. શણપુષ્પી તીખી, કડવી તથા ઊલટી કરાવનાર હોઈ કફ તથા પિત્તને મટાડે છે. ૨૨૪**

૧. शणपुष्पसदृशं पुष्पं यस्याः सा, शणशब્दस्य [illegible] ફૂલ શણના ફૂલ જેવું હોય છે, તેથી શણપુષ્પી.

૨. घण्टयति—घण्टसदृशं शब्दं करोति कफपित्तजये, घटि शब्दकरणे—અચ્, ટાપ્—જે કફ તથા પિત્તને જીતવા માટે ઘંટ જેવો અવાજ કરે છે, તેથી ઘંટા—શણપુષ્પી.

૩. शणस्य पुष्पं, तेन समा आकृतिः यस्याः—જેના ફૂલની આકૃતિ શણના ફૂલ જેવી હોય છે, તેથી શણપુષ્પસમાકૃતિ—શણપુષ્પી.

## ત્રાયમાણનાં નામો તથા ગુણો

**बलभद्रा त्रायमाणा त्रायन्ती गिरिसानुजा ।**
**त्रायन्ती तुवरा तिक्ता सरा पित्तकफापहा ।**
**ज्वरहृद्रोगगुल्मार्शोभ्रमशूलविषप्रणुत् ॥ २२५ ॥**

અન્વય—बलभद्रा त्रायमाणा त्रायन्ती गिरिसानुजा (इति नामानि, गुणास्तु—) त्रायन्ती तुवरा तिक्ता सरा (सती) पित्तकफापहा ज्वरहृद्रोगगुल्मार्शोभ्रमशूलविषप्रणुत् (अस्ति) ॥

**બલભદ્રા,[1] ત્રાયમાણા,[2] ત્રાયંતી[3] અને ગિરિસાનુજા[4] એટલાં ત્રાયમાણનાં સંસ્કૃત નામો છે. ત્રાયમાણ તૂરી, કડવી અને મળને ખસેડનાર હોઈ પિત્ત, કફ, તાવ, હૃદયના રોગ, ગોળો, અરશ, ભ્રમ, શૂળ તથા ઝેરને મટાડે છે. ૨૨૫**

૧. भन्दते—कल्याणं सुखं च करोति, भदि कल्याणे सुखे च—'ऋजेन्द्र.' इति (ઉણા૦ ૨-૨૮) रनि निपात्यते, ततष्टाप्, बलेन भद्रा—જે બળ વડે કલ્યાણ તથા સુખ કરે છે, તેથી બલભદ્રા—ત્રાયમાણા.

૨. त्रायते—रक्षति ज्वरहृद्रोगविषादिभ्यः, त्रैङ् पालने—'लटः शतृशानचौ' इति शानच्, 'आने मुक्' टाप्—તાવ, હૃદયનો રોગ, ઝેર વગેરેથી જે રક્ષણ કરે છે, તેથી ત્રાયમાણા.

૩. त्रायते त्राणं वा—त्राः, संपदादित्वात् क्विप्, त्रा अयति, इ गतौ—औवादिः, शत्रन्ताद् ङीप्, 'शप्श्यनोर्'ति नुम्—તાવ વગેરે રોગોથી રક્ષણ કરવાના કારણે જે પ્રાપ્ત થાય છે, તેથી ત્રાયન્તી—ત્રાયમાણા.

૪. गिरेः सानौ जायते स्म—'सप्तम्यां जनेर्डः,' टाप्—પર્વતનાં શિખર પર જે ઉત્પન્ન થાય છે, તેથી ગિરિસાનુજા—ત્રાયમાણા.

## મોરવેલનાં નામો

**मूर्वा मधुरसा देवी मोरटा तेजनी स्रुवा ।**
**मधूलिका मधुश्रेणी गोकर्णी पीलुपर्ण्यपि ॥२२६॥**

અન્વયઃ—मूर्वा मधुरसा देवी मोरटा तेजनी स्रुवा [illegible] र्णी अपि (इति

ફલા (કથ્યતે), કાકનાસા કષાયા ઉષ્ણા રસપાકયોઃ કટુકા વામની તિક્તા (સતી) કફઘ્ની શોથાર્શઃશ્વિત્રકુષ્ઠહૃત્ (અસ્તિ)॥

કાકનાસા,[1] કાકાંગી[2] અને કાકતુંડફલા[3] એટલાં કાકનાસાનાં સંસ્કૃત નામો છે. કાકનાસા તૂરી, ગરમ, રસ તથા પાકમાં તીખી, ઊલટી કરાવનાર અને કડવી હોઈ કફ, સોજા, અરશ તથા શ્વિત્રનામના કોઢને મટાડે છે.૨૩૦

૧. કાકસ્ય નાસાસદૃશં ફલં યસ્યાઃ સા–જેનું ફળ કાગડાની ચાંચ જેવું હોય છે, તેથી કાકનાસા.

૨. કાકસ્ય અઙ્ગં નાસાખ્યં, તત્સદૃશમ્ અઙ્ગં–ફલં યસ્યાઃ સા, ગૌરાદિઃ–કાગડાનું અંગ એટલે ચાંચ, તેના જેવું જેનું અંગ એટલે ફળ હોય છે, તેથી કાકાંગી–કાકનાસા.

૩. કાકસ્ય તુણ્ડં–તત્સદૃશં ફલં યસ્યાઃ સા–કાગડાના મોઢા જેવું એટલે ચાંચ જેવું જેનું ફળ હોય છે, તેથી કાકતુંડફલા–કાકનાસા.

## અઘેડીનાં નામો

કાકજઙ્ઘા નદીકાન્તા કાકતિક્તા સુલોમશા ।
પારાવતપદી દાસી કાકા ચાપિ પ્રકીર્તિતા ॥૨૩૧॥

અન્વયઃ–કાકજઙ્ઘા નદીકાન્તા કાકતિક્તા સુલોમશા પારાવતપદી દાસી અપિ ચ કાકા પ્રકીર્તિતા ॥

કાકજંઘા,[1] નદીકાંતા,[2] કાકતિક્તા,[3] સુલોમશા,[4] પારાવતપદી,[5] દાસી[6] અને કાકા[7] એટલાં અઘેડીનાં સંસ્કૃત નામો કહ્યાં છે.૨૩૧

૧. કાકસ્ય જઙ્ઘા ઇવ જઙ્ઘા–અવયવો યસ્યાઃ–જેનો અમુક ભાગ કાગડાની જાંઘ જેવો હોય છે, તેથી કાકજંઘા–અઘેડી.

૨. નદી કાન્તા–પ્રિયા યસ્યાઃ–જેને ઊગવા માટે નદી વધારે પ્રિય હોય છે, તેથી નદીકાંતા–અઘેડી.

૩. કાક ઇવ–કાકમાંસમિવ તિક્તા, અત્ર કાકશબ્દસ્તન્માંસે લાક્ષણિકઃ–જે કાગડાના માંસ જેવી કડવી હોય છે, તેથી કાકતિક્તા–અઘેડી.

૪. સુષ્ઠુ સુતરાં વા લોમાનિ અસ્યાઃ–લોમાદિત્વાત્ –, ટાપ્–જેને ઘણી સુંદર રૂંછાડ હોય છે, તેથી ...લોમશા–અઘેડી.

૫. પારાવતસ્યેવ પાદો–મૂલં–યસ્યાઃ સા–જેનાં ...ળિયાં પારેવાના પગ જેવાં હોય છે, તેથી ...રાવતપદી–અઘેડી.

૬. દસ્યતે–નાસ્યતે રોગિણાં રોગનિવારણાર્થં યા, દસુ ...ક્ષયે–કર્મણિ ઘઞ્–રોગીઓના રોગો મટાડવા જેનો નાશ કરવામાં આવે છે, તેથી દાસી–અઘેડી.

૭. કાયતિ–શબ્દાયતિ આહ્વયતિ વા કફપિત્તાદીન્ જેતુમ્, કૈ શબ્દે–' ઇણ્ભીકા.' ઇતિ (ઉણા. ૩–૪૩) કન્ પ્રત્યયઃ, ટાપ્–કફ, પિત્ત વગેરેનો નાશ કરવા જે તેઓ પ્રત્યે આહ્વાન કરે છે, તેથી કાકા–અઘેડી.

## અઘેડીના ગુણો

કાકજઙ્ઘા હિમા તિક્તા કષાયા કફપિત્તજિત્ ।
નિહન્તિ જ્વરપિત્તાસ્રજ્વરકણ્ડૂવિષક્રિમીન્ ॥૨૩૨॥

અન્વયઃ–કાકજઙ્ઘા હિમા તિક્તા કષાયા (સતી) કફપિત્તજિત્ (અસ્તિ. તથા) જ્વરપિત્તાસ્રજ્વરકણ્ડૂવિષક્રિમીન્ નિહન્તિ ॥

અઘેડી ટાઢી, કડવી અને તૂરી હોઈ કફ, પિત્ત, તાવ, લોહીનો બગાડ કે રક્તપિત્તથી યુક્ત તાવ, ચળ, ઝેર તથા કૃમિને મટાડે છે. ૨૩૨

## નાગપુષ્પીનાં નામો તથા ગુણો

નાગપુષ્પી શ્વેતપુષ્પા નાગિની રામદૂતિકા ।
નાગિની રોચની તિક્તા તીક્ષ્ણોષ્ણા કફપિત્તનુત્ ।
વિનિહન્તિ વિષં શૂલં યોનિદોષવમિક્રિમીન્ ॥૨૩૩॥

અન્વયઃ–નાગપુષ્પી શ્વેતપુષ્પા નાગિની રામદૂતિકા (ઇતિ નામાનિ, ગુણાસ્તુ–) નાગિની રોચની તિક્તા તીક્ષ્ણા ઉષ્ણા (સતી) કફપિત્તનુત્ વિષં શૂલં યોનિદોષવમિક્રિમીન્ વિનિહન્તિ ॥

નાગપુષ્પી,[1] શ્વેતપુષ્પા,[2] નાગિની[3] અને રામદૂતિકા[4] એટલાં નાગપુષ્પીનાં સંસ્કૃત નામો છે. નાગપુષ્પી રુચિકારક, કડવી, તીક્ષ્ણ અને ગરમ હોઈ કફ, પિત્ત, ઝેર, શૂળ, યોનિના રોગ, ઊલટી અને કૃમિને મટાડે છે. ૨૩૩

૧. નાગસ્ય–નાગકેસરસ્ય પુષ્પમિવ પુષ્પં યસ્યાઃ સા–'પાકકર્ણે'તિ ઙીપ્–જેનાં ફૂલ નાગકેસરનાં ફૂલ જેવાં હોય છે, તેથી નાગપુષ્પી.

૨. શ્વેતાનિ પુષ્પાણિ યસ્યાઃ સા–જેનાં ફૂલ ધોળાં હોય છે, તેથી શ્વેતપુષ્પા–નાગપુષ્પી.

૩. નાગઃ–નાગકેસરપુષ્પસાદૃશ્યમ્ અસ્તિ અસ્યાઃ પુષ્પે–'અત ઇનિ.' ઇતિ ઇન્, નાન્તત્વાદ્ ઙીપ્–જેના ફૂલમાં નાગકેસરના ફૂલની સમાનતા હોય છે, તેથી નાગિની–નાગપુષ્પી.

૪. રામસ્ય દૂતી ઇવ–ઇવાર્થે કન્, ટાપ્, 'કેયાપોરિ'તિ હ્રસ્વત્વં ચ–રામની જાણે દૂતી હોય, તેવા નામે જે કહેવાય છે, તેથી રામદૂતિકા–નાગપુષ્પી

ચંદ્રના જેવા ગુણોવાળું હોય છે, તેથી સોમક્ષીરી—સોમવલ્લી.

૪. દ્વિજાનાં—યાજ્ઞિકબ્રાહ્મણાનાં પ્રિયા—જે યાજ્ઞિક બ્રાહ્મણોને પ્રિય હોય છે, તેથી દ્વિજપ્રિયા—સોમવલ્લી.

### અમરવેલનાં નામો તથા ગુણો

આકાશવલ્લી તુ બુધૈઃ કથિતામરવલ્લરી ।
ખવલ્લી ગ્રાહિણી તિક્તા પિચ્છિલાક્ષ્યામયાપહા ।
તુવરાગ્નિકરી હૃદ્યા પિત્તશ્લેષ્મામનાશિની ॥ ૨૩૮ ॥

અન્વયઃ—આકાશવલ્લી તુ બુધૈઃ અમરવલ્લરી ખવલ્લી કથિતા, ( सा च ) ग्राहिणी तिक्ता पिच्छिला तुवरा अग्निकरी हृद्या ( सती ) अक्ष्यामयापहा पित्तश्लेष्मामनाशिनी ( अस्ति ) ॥

**આકાશવલ્લી,[1] અમરવલ્લરી[2] અને ખવલ્લી[3] એટલાં અમરવેલનાં સંસ્કૃત નામો છે. અમરવેલ ઝાડાને રોકનાર, કડવી, ચીકણી, તૂરી, અગ્નિને પ્રદીપ્ત કરનારી અને હૃદયને પ્રિય લાગે એવી હોઈ નેત્રના રોગને હરનારી તથા પિત્ત, કફ અને આમને મટાડનારી છે. ૨૩૮**

૧. આકાશસ્ય વલ્લી ઇવ—અત્યુચ્ચશિખત્વાત્—જેની શિખા ઘણી જ ઊંચી હોય છે, તેથી આકાશની જાણે વેલ હોય તેવી લાગે છે, તેથી આકાશવલ્લી.

૨. અમરા ચાસૌ વલ્લરી, સર્વકાલસ્થિતિમત્ત્વાત્—જે સર્વકાળ રહે છે, તેથી મરણ વિનાની હોઈ અમરવલ્લરી—અમરવેલ.

૩. ખે સ્થિતા વલ્લી, અત્યુચ્ચત્વાત્—જે ઘણી જ ઊંચી હોવાથી આકાશમાં રહેલી વેલ ગણાય છે, તેથી ખવલ્લી—અમરવેલ.

### પાતાલગરુડીનાં નામો તથા ગુણો

છિલિહિણ્ટો મહામૂલઃ પાતાલગરુડાહ્વયઃ ।
છિલિહિણ્ટઃ પરં વૃષ્યઃ કફઘ્નઃ પવનાપહઃ ॥ ૨૩૯ ॥

અન્વયઃ—છિલિહિણ્ટઃ મહામૂલઃ પાતાલગરુડાહ્વયઃ ( इति नामानि, गुणाश्च— ) छिलिहिण्टः परं वृष्यः कफघ्नः पवनापहः ( अस्ति ) ॥

**છિલિહિંટ,[1] મહામૂલ[2] અને પાતાલગરુડ,[3] એટલાં પાતલગરુડીનાં સંસ્કૃત નામો છે. પાતાલગરુડી વીર્યને બહુજ વધારનાર અને કફ તથા વાયુને મટાડનારી છે. ૨૩૯**

૧. ‘ છિરિ ’ इति मल्लकशब्दवाचकोदेश्यः शब्दः, रलयोरैक्यात्—‘छिलि’ इति मल्लकशब्द—सदृशं ध्वनिं कृत्वा हिण्डते—गच्छति कफं वायुं च हन्तुं, पृथिव्यां वा महामूलैर्यातुमिति छिलिहिण्टः—हिडि गत्यनादरयोः—अच्, पृषोदरादित्वात् डस्य टः—જે રીંછ જેવો અવાજ કરી કફ તથા વાયુનો નાશ કરવા જાય છે અથવા મોટાં મૂળિયાંથી જમીનમાં ઊંડી જાય છે, તેથી છિલિહિંટ—પાતાલગરુડી કે પાતાલતુંબડી.

૨. મહત્ મૂલં યસ્ય સઃ—જેનાં મૂળિયાં મોટાં હોય છે, તેથી મહામૂલ—પાતાલગરુડી કે પાતાલતુંબડી.

૩. પાતાલગામી ગરુડઃ ઇવ—મહામૂલત્વાત્, પાતાલગરુડ ઇતિ આહ્વયો યસ્ય સઃ—જેનાં મૂળિયાં ઘણાં ઊંડાં જતાં હોય છે તેથી પાતાળમાં જાણે ગરુડપક્ષી જતું હોય તેવી હોવાથી પાતાલગરુડ નામે જે ઓળખાય છે, તેથી પાતાલગરુડાહ્વય—પાતાલગરુડી.

### એક વૃક્ષ ઉપર બીજા વૃક્ષરૂપે થતી વંદાનાં કે બાંદાનાં નામો તથા ગુણો

વન્દા વૃક્ષાદની વૃક્ષભક્ષ્યા વૃક્ષરુહાપિ ચ ।
વન્દાકઃ સ્યાદ્ધિમસ્તિક્તઃ કષાયો મધુરો રસે ॥
મઙ્ગલ્યઃ કફવાતાસ્રરક્ષોવ્રણવિષાપહઃ ॥ ૨૪૦ ॥

અન્વયઃ—વન્દા વૃક્ષાદની વૃક્ષભક્ષ્યા અપિ ચ વૃક્ષરુહા ( इति नामानि, गुणाश्च— ) वन्दाकः हिमः तिक्तः कषायः रसे मधुरः मङ्गल्यः ( सन् ) कफवातास्ररक्षोव्रणविषापहः ( अस्ति ) ॥

**વંદા,[1] વૃક્ષાદની,[2] વૃક્ષભક્ષ્યા[3] અને વૃક્ષરુહા,[4] એટલાં વંદાવૃક્ષનાં સંસ્કૃત નામો છે. વંદાવૃક્ષ ટાઢું, કડવું, તૂરું, મધુર અને મંગલકારી હોઈ કફ, વાતરક્ત રોગ, ભૂત—રાક્ષસ, વ્રણ તથા ઝેરને મટાડનાર છે. ૨૪૦**

૧. वन्द्यते—अभिवाद्यते स्तूयते वा जनैर्मङ्गल्यत्वात्—वदि अभिवादनस्तुत्योः—‘ गुरोश्च० ’ इति अः, टाप्—જે માંગલિક હોવાથી લોકો વડે વંદન તથા સ્તુતિ કરાય છે, તેથી વંદા.

૨. वृक्षः अद्यते अनया, वृक्षस्य उपरि जायमानत्वात्, अदं भक्षणे—ल्युट्, टित्वाद् ङीप्—જે બીજાં કોઈ ઝાડની ઉપર જ થાય છે, તેથી એ વૃક્ષનો જ આહાર કરે છે, તેથી વૃક્ષાદની—વંદા.

૩. वृक्षः एव भक्ष्यं यस्याः सा—જે વૃક્ષ ઉપર પોતે ઊગી હોય તે જ વૃક્ષ જેનો ખોરાક છે, તેથી વૃક્ષભક્ષ્યા—વંદા.

૪. वृक्षं रोहति—वृक्षे वा रोहति ‘मूलविभुजादित्वात् कः’ यद्वा ‘इगुपधे’ति कः, टाप्—જે વેલરૂપે હોઈ ને જે ઝાડ પર ઊગી હોય, તેના પર અથવા બીજા કોઈ ઝાડ ઉપર ચઢે છે, તેથી વૃક્ષરુહા—વંદા.

બગાડને મટાડે છે. ૨૪૪

૧. મત્સ્યસ્ય અક્ષિ इव પુષ્પં યસ્યાઃ સા–'બહુવ્રીહૌ સક્થ્યક્ષ્ણોઃ–' ઇતિ ષચ્, ષિત્ત્વાદ્ ઙીપ્–જેનું ફૂલ માછલાંની આંખ જેવું હોય છે, તેથી મત્સ્યાક્ષી.

૨. બલ્હિકદેશે ભવા–ભવાર્થે અણ્, અજાદિત્વાત્ ટાપ્–જે બલ્હિક દેશમાં થાય છે, તેથી બાલ્હિકા–મત્સ્યાક્ષી.

૩. મત્સ્યસ્ય ગન્ધ इव ગન્ધો યસ્યાઃ–જેની ગંધ માછલાંના જેવી હોય છે, તેથી મત્સ્યગન્ધા–મત્સ્યાક્ષી.

૪. મત્સ્ય इव યા અદ્યતે–આસ્વાદ્યતે, કર્મણિ લ્યુટ્–જે ખાવામાં પણ માછલાં જેવી લાગે છે, તેથી મત્સ્યાદની–મત્સ્યાક્ષી.

## સર્પાક્ષીનાં નામો તથા ગુણો

**સર્પાક્ષી સ્યાત્તુ ગણ્ડાલી તથા નાડીકલાપકઃ ।**
**સર્પાક્ષી કટુકા તિક્તા સોષ્ણા ક્રૂમિનિકૃન્તની ।**
**વૃશ્ચિકોન્દુરસર્પાણાં વિષઘ્ની વ્રણરોપિણી ॥૨૪૫॥**

અન્વયઃ–સર્પાક્ષી તુ ગણ્ડાલી તથા નાડીકલાપકઃ સ્યાત્ । સર્પાક્ષી કટુકા તિક્તા સોષ્ણા વ્રણરોપિણી (સતી) ક્રૂમિનિકૃન્તની વૃશ્ચિકોન્દુરસર્પાણાં વિષઘ્ની (અસ્તિ) ॥

સર્પાક્ષી,[1] ગંડાલી[2] અને નાડીકલાપક,[3] એટલાં સર્પાક્ષીનાં સંસ્કૃત નામો છે. સર્પાક્ષી તીખી, કડવી, ગરમ અને વ્રણને રુઝાવનાર હોઈ કૃમિ, વીંછીનું ઝેર, ઉંદરનું ઝેર તથા સર્પના ઝેરનો નાશ કરે છે. ૨૪૫

૧. સર્પસ્ય અક્ષિ इव પુષ્પં યસ્યાઃ સા–જેનું ફૂલ સર્પની આંખ જેવું હોય છે, તેથી સર્પાક્ષી.

૨. ગણ્ડમ્ અલતિ–કર્મણ્યણ્, અણન્તાદ્ ઙીપ્–જે ગડગૂમડ–વ્રણ વગેરેને મટાડે છે, તેથી ગંડાલી–સર્પાક્ષી.

૩. નાડીનાં–નાળાનાં કલાપઃ સમૂહો યસ્મિન્ સઃ–'શેષાદ્વા' ઇતિ કપ્–જેમાં નાળ અથવા નસોનો સમુદાય હોય છે, તેથી નાડીકલાપક–સર્પાક્ષી.

## શંખાવલીનાં નામો તથા ગુણો

**શઙ્ખપુષ્પી તુ શઙ્ખાહ્વા મઙ્ગલ્યકુસુમાપિ ચ ।**
**શઙ્ખપુષ્પી સરા મેધ્યા વૃષ્યા માનસરોગહૃત્ ॥**
**રસાયની કષાયોષ્ણા સ્મૃતિકાન્તિબલાગ્નિદા ।**
**દોષાપસ્મારભૂતાશ્રીકુષ્ઠક્રૂમિવિષપ્રણુત્ ॥૨૪૭॥**

અન્વયઃ–શઙ્ખપુષ્પી તુ શઙ્ખાહ્વા ચ મઙ્ગલ્યકુસુમા અપિ (ઇતિ નામાનિ, ગુણાશ્ચ–) શઙ્ખપુષ્પી સરા મેધ્યા વૃષ્યા માનસરોગહૃત્ રસાયની કષાયા ઉષ્ણા (સતી) સ્મૃતિકાન્તિબલાગ્નિદા દોષાપસ્મારભૂતાશ્રીકુષ્ઠક્રૂમિવિષપ્રણુત્ (અસ્તિ) ॥

શંખપુષ્પી,[1] શંખાહ્વા[2] અને મંગલ્યકુસુમા[3] એટલાં શંખાવલીનાં સંસ્કૃત નામો છે. શંખાવલી મળને ખસેડનાર, પવિત્ર, બુદ્ધિવર્ધક, વીર્યને વધારનાર, મનના રોગને મટાડનાર, રસાયનરૂપ, તૂરી તથા ગરમ હોઈ સ્મૃતિ, કાંતિ, બળ તથા અગ્નિને આપનાર છે અને દોષ, વાઈ, ભૂત. અલક્ષ્મી, કોઢ, કૃમિ તથા ઝેરને મટાડનાર છે.

૧. શઙ્ખ इव પુષ્પં યસ્યાઃ સા, 'પાકકર્ણે'તિ ઙીષ્–જેનું ફૂલ શંખ જેવું હોય છે, તેથી શંખપુષ્પી–શંખાવલી.

૨. શઙ્ખ ઇતિ આહ્વા યસ્યાઃ સા–જેનું નામ શંખ છે–એટલે શંખના નામે જે કહેવાય છે, તેથી શંખાહ્વા–શંખાવલી.

૩. મઙ્ગલ્યં કુસુમં યસ્યાઃ સા–જેનું ફૂલ માંગલિક ગણાય છે, તેથી મંગલ્યકુસુમા–શંખાવલી.

## સૂર્યમુખીનાં નામો તથા ગુણો

**અર્કપુષ્પી ક્રૂરકર્મા પયસ્યા જલકામુકા ।**
**અર્કપુષ્પી ક્રૂમિશ્લેષ્મમેહપિત્તવિકારજિત્ ॥૨૪૮॥**

અન્વયઃ–અર્કપુષ્પી ક્રૂરકર્મા પયસ્યા જલકામુકા (ઇતિ નામાનિ, ગુણાશ્ચ–) અર્કપુષ્પી ક્રૂમિશ્લેષ્મમેહપિત્તવિકારજિત્ (અસ્તિ) ॥

અર્કપુષ્પી,[1] ક્રૂરકર્મા,[2] પયસ્યા[3] અને જલકામુકા[4] એટલાં સૂર્યમુખીનાં સંસ્કૃત નામો છે. સૂર્યમુખી કૃમિ, કફ, પ્રમેહ તથા પિત્તના વિકારને મટાડે છે. ૨૪૮

૧. અર્કસદૃશં અર્કવૃક્ષપુષ્પતુલ્યં વા પુષ્પં યસ્યાઃ સા–જેનું ફૂલ સૂર્ય જેવું અથવા આકડાના ફૂલ જેવું હોય છે, તેથી અર્કપુષ્પી–સૂર્યમુખી.

૨. ક્રૂરં કર્મ–ક્રૂમ્યાદીનાં વિનાશનરૂપં યસ્યાઃ સા–જેનું કર્મ ક્રૂર હોય છે–એટલે કીડા વગેરેનો નાશ કરવારૂપ હોય છે, તેથી ક્રૂરકર્મા–સૂર્યમુખી.

૩. પયસઃ વિકારઃ–'ગોપયસોર્યત્' ટાપ્–જે પાણીના વિકારરૂપ હોય છે–અર્થાત્ જેને પાણી ખૂબ જોઈએ છે, તેથી પયસ્યા–સૂર્યમુખી.

૪. કામયતે ઇત્યેવંશીલા–'લષપતપદ૦' ઇત્યુકઞ્, ટાપ્, જલસ્ય કામુકા–જલકામુકા–પાણીને જે ઇચ્છે છે, એવા સ્વભાવની હોય છે, તેથી જલકામુકા–સૂર્યમુખી.

જેનાં પાંદડાં સ્વાદિષ્ટ હોય છે, તેથી સ્વાદુપર્ણી-દુધેલી.

૩. क्षीरम् अवति-अव रक्षणादौ-कर्मण्यण्-अण्णन्तत्वाद् ङीप्-જે ક્ષીરને ધારણ કરે છે, તેથી ક્ષીરાવી-દુધેલી.

૪ क्षीरम् अस्ति अस्याः-'अत इनि०' इति इन्, नान्तत्वाद् ङीप्-જેમાં ક્ષીર હોય છે. તેથી ક્ષીરિણી-દુધેલી.

## ભોંયઆમલીનાં નામો

**भूम्यामलकिका प्रोक्ता शिवा तामलकीति च ।**
**बहुपत्रा बहुफला बहुवीर्या जटापि च ॥२५४॥**

अन्वय-भूम्यामलकिका शिवा तामलकी इति च बहुपत्रा बहुफला बहुवीर्या अपि च जटा प्रोक्ता ॥

ભૂમ્યામલકિકા,[1] શિવા,[2] તામલકી,[3] બહુપત્રા,[4] બહુફલા,[5] બહુવીર્યા[6] અને જટા[7] એટલાં ભોંયઆમલીનાં સંસ્કૃત નામો છે.

૧. आ समन्तात् मलते-धारयति-तिक्तकषायमधुरादिगुणान्-मल धारणे-' क्वुन् ' (उणा २-३२) जातित्वाद् ङीष्, ततः स्वार्थे कन्, टाप्, 'क्यापारि'ति ह्रस्वत्वम्, भूमेः आमलकिका-જે કડવો, તૂરો તથા મધુર રસ ધારણ કરે છે, અને ભોંય સાથે સંબંધ પામે છે-ભોંય પર પથરાય છે, તેથી ભૂમ્યામલકિકા-ભોંયઆમલી.

૨. शिवम् अस्ति अस्यां पिपासाकासादिपीडितानाम्-अर्शआद्यच्-તરશ, ઉધરસ વગેરેથી પીડાતા રોગીઓનું જેમાં કલ્યાણ રહેલું છે, તેથી શિવા-ભોંયઆમલી.

૩. तनुश्चासौ आमलकी, पृषोदरादिः-तामलकी-જે નાની આમલી ગણાય છે, તેથી તામલકી-ભોંયઆમલી.

૪. बहूनि पत्राणि यस्याः सा-જેને ઘણાં પાંદડાં હોય છે, તેથી બહુપત્રા-ભોંયઆમલી.

૫. बहूनि फलानि यस्याः सा-જેને ઘણાં ફળ હોય છે, તેથી બહુફલા-ભોંયઆમલી.

૬. बहु वीर्यं यस्याः सा-જેનું સામર્થ્ય ઘણું હોય છે, તેથી બહુવીર્યા-ભોંયઆમલી.

૭. जटति जट्यते वा भूम्या सह, जट संघाते, अच्, घञ् वा-જે ભોંય સાથે એકઠી મળી જાય છે-ખૂબ પથરાય છે, તેથી જટા-ભોંયઆમલી.

## ભોંયઆમલીના ગુણો

**भूधात्री वातकृत्तिक्ता कषाया मधुरा हिमा ।**
**पिपासाकासपित्तास्रकफकण्डूक्षतापहा ॥२५५॥**

अन्वयः-भूधात्री वातकृत् तिक्ता कषाया मधुरा हिमा (सती) पिपासाकासपित्तास्रकफकण्डूक्षतापहा (अस्ति) ॥

ભોંયઆમલી વાયુ કરનાર, કડવી, તૂરી, મધુર અને ટાઢી હોઈ તરશ, ઉધરસ, પિત્ત, લોહીનો બગાડ કે રક્તપિત્ત, કફ, મળ તથા ક્ષતને મટાડનાર છે. ૨૫૫

## બે જાતની બ્રાહ્મીનાં નામો તથા ગુણો

**ब्राह्मी कपोतवङ्का च सोमवल्ली सरस्वती ।**
**मण्डूकपर्णी माण्डूकी त्वाष्ट्री दिव्या महौषधी ॥**
**ब्राह्मी हिमा सरा तिक्ता लघुर्मेध्या च शीतला ।**
**कषाया मधुरा स्वादुपाकायुष्या रसायनी ॥२५७**
**स्वर्या स्मृतिप्रदा कुष्ठपाण्डुमेहास्रकासजित् ।**
**विषशोथज्वरहरी तद्वन्मण्डूकपर्णिनी ॥२५८॥**

अन्वयः-ब्राह्मी कपोतवङ्का सोमवल्ली च सरस्वती (इति प्रथमाया नामानि, द्वितीया-) मण्डूकपर्णी माण्डूकी त्वाष्ट्री दिव्या महौषधी (कथ्यते, द्वयोर्गुणाश्च-) ब्राह्मी हिमा सरा तिक्ता लघुः मेध्या च शीतला कषाया मधुरा स्वादुपाका आयुष्या रसायनी स्वर्या (सती) स्मृतिप्रदा कुष्ठपाण्डुमेहास्रकासजित् विष शोथज्वरहरी (अस्ति), मण्डूकपर्णिनी तद्वत् ॥

બ્રાહ્મી,[1] કપોતવંકા,[2] સોમવલ્લી[3] અને સરસ્વતી[4] એટલાં બ્રાહ્મીનાં સંસ્કૃત નામો છે. મંડૂકપર્ણી,[1] માંડૂકી,[2] ત્વાષ્ટ્રી,[3] દિવ્યા[4] અને મહૌષધિ[5] એટલાં બ્રાહ્મીની બીજી જાત કે જેનાં પાંદડાં વળી જાય છે, તેનાં નામો છે. બંને બ્રાહ્મી ટાઢી, મળને ખસેડનાર, કડવી, હલકી, બુદ્ધિને હિતકારી, તૂરી, મધુર, પાકમાં મધુર, આયુષ માટે સારી, રસાયન-રૂપ, સ્વરને સારો કરનાર અને સ્મૃતિ આપનાર હોઈ કોઢ, પાંડુરોગ, પ્રમેહ, લોહીનો બગાડ, ઉધરસ, ઝેર, સોજા તથા તાવને મટાડે છે. ૨૫૬-૨૫૮

૧. ब्रह्मणः इयम्-इदमर्थे अण्, 'ब्राह्मोऽजातौ' इत्यणि टिलोप-જે બ્રહ્માના કે બ્રહ્મ-પરમેશ્વરના સંબંધવાળી છે; તેથી બ્રાહ્મી.

૨. कपोतः वङ्क्यते-प्रतार्यते अनया-वङ्कु प्रलम्भने इत्यस्मात् घञ्, कुत्वं, टाप्-જેના દ્વારા હોલું-પક્ષી ઠગાય છે, તેથી કપોતવંકા-બ્રાહ્મી.

૩ सोमस्य वल्ली-सौम्यगुणत्वात्-જે સૌમ્ય શીતળ ગુણવાળી હોવાથી ચંદ્રની વેલ ગણાય છે, તેથી સોમવલ્લી-બ્રાહ્મી.

૪. सरः-प्रसरणशीलं ज्ञानमस्ति अस्याः सेवनात्

પહેલી તલવણી ટાઢી, રૂક્ષ, પાકમાં મધુર, મળને ખસેડનાર, ભારે, ગરમી કરનાર નથી પણ તીખી અને ખારી હોઈ મળબંધ, કફ તથા વાયુને મટાડનાર છે. ૨૬૨

## બીજી તલવણીના ગુણો

अन्या तिक्ता कषायोष्णा सरा रूक्षा लघुः कटुः।
निहन्ति कफपित्तास्रश्वासकासारुचिज्वरान् ॥
विस्फोटकुष्ठमेहास्रयोनिरुक्कृमिपाण्डुताः ॥२६३॥

अन्वयः—अन्या तिक्ता कषाया उष्णा सरा रूक्षा लघुः कटुः (सती) कफपित्तास्रश्वासकासारुचिज्वरान् विस्फोटकुष्ठमेहास्रयोनिरुक्कृमिपाण्डुताः निहन्ति ॥

તલવણીની બીજી જાત—બ્રહ્મસુદર્શના કડવી, તૂરી, ગરમ, મળને ખસેડનાર, રૂક્ષ, હલકી અને તીખી હોઈ કફ, રક્તપિત્તનો રોગ, શ્વાસ, ઉધરસ, અરુચિ, તાવ, વિસ્ફોટક, કોઢ, પ્રમેહ, લોહીનો બગાડ, યોનિના રોગ, કૃમિ તથા પાંડુપણું મટાડે છે. ૨૬૩

## ફલ વગરની કંકોડીનાં નામો

वन्ध्या कर्कोटकी देवी कन्या योगेश्वरीति च।
नागारिर्नक्रदमनी विषकण्टकिनी तथा ॥२६४॥

अन्वयः—वन्ध्या कर्कोटकी देवी कन्या योगेश्वरी च नागारिः नक्रदमनी तथा विषकण्टकिनी इति (कथ्यते)

વંધ્યા,[1] કર્કોટકી,[2] દેવી,[3] કન્યા,[4] યોગેશ્વરી,[5] નાગારિ,[6] નક્રદમની[7] અને વિષકંટકિની[8] એટલાં ફલ વગરની કંકોડીનાં સંસ્કૃત નામો છે. ૨૬૪

૧. बध्नाति फलप्रसूतिम्, बन्ध बन्धने—अघ्न्यादिः (उणा० ૪–૧૧૨)—જે ફળની ઉત્પત્તિને રોકે છે—ફળ વિનાની હોય છે, તેથી વંધ્યા—કંકોડી.

૨. कर्कति—हसति सर्पदर्पं विनाश्य, कर्क हसने—उणादिः—ओटः प्रत्ययः, ततः स्वार्थे कन्, गौरादिः—જે સર્પના ગર્વનો નાશ કરી હસે છે, તેથી કર્કોટકી—કંકોડી.

૩. दीव्यति—क्रीडति विसर्पविषादीन् हत्वा, दिवु क्रीडादौ—अच्, देवट् इति पचादौ निपातनात्—टित्वाद् ङीप्—જે રતવા તથા ઝેર વગેરેનો નાશ કરી આનંદ પામે છે, તેથી દેવી—કંકોડી.

૪. कनति—दीप्यते वन्ध्यत्वतीक्ष्णत्वविषनाशकत्वादिगुणैः—कनी दीप्तौ—अघ्न्यादिः (उणा. ૪–૧૧૨)—ફળ રહિતપણું, તીક્ષ્ણપણું તથા ઝેરનો નાશ કરવાપણું વગેરે ગુણોથી જે પ્રકાશે છે, તેથી કન્યા—કંકોડી.

૫. योगानाम्—विषनाशकादीनाम्—ईश्वरी—જે વિષનાશક યોગોની રાણી છે, તેથી યોગેશ્વરી—કંકોડી.

૬. नागानां—सर्पाणाम् अरिः—तद्विषनाशकत्वात्—સર્પોના ઝેરનો નાશ કરનાર હોવાથી—સર્પોની શત્રુ છે. તેથી નાગારિ—કંકોડી.

૭ दमयति इति दमनी, नक्राणां दमनी. यद्वा नक्राः दम्यन्ते अनया—दमु उपशमे—करणे ल्युट्—टित्वाद् ङीप्—જેનાથી મગરમચ્છો પણ વશ થાય છે, તેથી નક્રદમની—કંકોડી.

૮. विषयुक्तं कण्टकम् अस्ति अस्याः—'अत इनि,' इति इन्, नान्तत्वाद् ङीप्—જેનો કાંટો ઝેરી હોય છે, તેથી વિષકંટકિની—વાંઝણી કંકોડી

## ફલ વગરની કંકોડીના ગુણો

वन्ध्या कर्कोटकी लघ्वी कफनुद्व्रणशोधिनी।
सर्पदर्पहरी तीक्ष्णा विसर्पविषहारिणी ॥२६५

(अन्वयः—) वन्ध्या कर्कोटकी लघ्वी कफनुत् व्रणशोधिनी तीक्ष्णा सर्पदर्पहरी विसर्पविषहारिणी (अस्ति)॥

એ કંકોડી હલકી, કફનો નાશ કરનાર, વ્રણને સાફ કરનાર, તીક્ષ્ણ, સર્પના અભિમાનને હરનાર અને રતવા તથા ઝેરને મટાડનાર છે. (જેને સર્પ કરડ્યો હોય તે આથી જીવે છે, એ પ્રત્યક્ષ જોયેલું છે.) ૨૬૫

## ધોળી મીંઢીઆવળનાં નામો તથા ગુણો

मार्कण्डिका भूमिवल्ली मार्कण्डी मृदुरेचनी।
मार्कण्डिका कुष्ठहरी ऊर्ध्वाधःकायशोधिनी ॥
विषदुर्गन्धकासघ्नी गुल्मोदरविनाशिनी ॥२६६॥

अन्वयः—मार्कण्डिका भूमिवल्ली मार्कण्डी मृदुरेचनी (इति नामानि, गुणाश्च—) मार्कण्डिका कुष्ठहरी ऊर्ध्वाधःकायशोधिनी विषदुर्गन्धकासघ्नी गुल्मोदरविनाशिनी (अस्ति) ॥

માર્કંડિકા,[1] ભૂમિવલ્લી,[2] માર્કંડી[3] અને મૃદુરેચની[4] એટલાં ધોળી મીંઢીઆવળનાં સંસ્કૃત નામો છે; તેમજ ધોળી મીંઢીઆવળ*

* વૈદક ગ્રંથોમાં મીંઢીઆવળને કફ અને અટકી રહેલું પિત્ત કાઢી નાખનાર, મગજ સ્વચ્છ કરનાર અને સાધારણ રીતે શરીર સાફ કરનાર ગણેલ છે; સંધિવા ઉપર તે ઘણી અકસીર ગણાય છે અને તેનાથી ખીલ તથા ફોલ્લા મટી જાય છે, પેટનાં જીવડાં નીકળી જાય છે અને હરસ થવાનો સંભવ દૂર થાય છે.

અન્વયઃ—જલપિપ્પલી શારદી અભિહિતા, શકુલાદની મત્સ્યાદની મત્સ્યગન્ધા લાઙ્ગલી ઇત્યપિ કીર્તિતા (પણ્ડિતૈઃ) ॥

જલપિપ્પલી,[1] શારદી,[2] શકુલાદની,[3] મત્સ્યાદની,[4] મત્સ્યગંધા,[5] અને લાંગલી,[6] એટલાં રતવેલિયાનાં સંસ્કૃત નામો છે. ૨૭૦

૧. જલસ્ય પિપ્પલી ઇવ—પાણીની જાણે પીપર હોય તેવો હોય છે, તેથી જલપિપ્પલી—રતવેલિયો.

૨. શરદિ ભવા—'સંધિવેલા.' ઇત્યણ્—અણ્ણન્તાદ્ ઙીપ્—શરદઋતુમાં જે થાય છે, તેથી શારદી—રતવેલિયો.

૩. શકુલૈઃ અદ્યતે, તેષાં પ્રિયત્વાત્—અદ ભક્ષણે—'કૃત્યલ્યુટઃ—' ઇતિ લ્યુટ્—'ટિડ્ઢે'તિ ઙીપ્—માછલાંઓને પ્રિય હોવાથી તો માછલાંઓ જેને ખાય છે. તેથી શકુલાદની-રતવેલિયો.

૪. મત્સ્યૈઃ અદ્યતે—પૂર્વવત્ લ્યુટ્ ઙીપ્ ચ—અર્થ ઉપર પ્રમાણે.

૫. મત્સ્યાનાં ગન્ધ ઇવ ગન્ધો યસ્યાઃ—જેની ગંધ માછલાં જેવી હોય છે, તેથી મત્સ્યગંધા—રતવેલિયો.

૬. લાઙ્ગલસ્યાકારઃ અસ્તિ અસ્યાઃ—જેનો આકાર હળના જેવો હોય છે, તેથી લાંગલી—રતવેલિયો.

## રતવેલિયાના ગુણો

**જલપિપ્પલિકા હૃદ્યા ચક્ષુષ્યા શુક્રલા લઘુઃ ।**
**સંગ્રાહિણી હિમા રૂક્ષા રક્તદાહવ્રણાપહા ।**
**કટુપાકરસા રુચ્યા કષાયા વહ્નિવર્દ્ધિની ॥૨૭૧**

અન્વયઃ—જલપિપ્પલિકા હૃદ્યા ચક્ષુષ્યા શુક્રલા લઘુઃ સંગ્રાહિણી હિમા રૂક્ષા કષાયા કટુપાકરસા રુચ્યા વહ્નિવર્ધિની (સતી) રક્તદાહવ્રણાપહા (અસ્તિ) ॥

રતવેલિયો હૃદયને પ્રિય લાગનાર, નેત્રને હિતકારી, વીર્યને વધારનાર, હલકો, ઝાડાને રોકનાર, ટાઢો, રૂક્ષ, તૂરો, પાકમાં તીખો, રુચિ ઉપજાવનાર તથા અગ્નિને વધારનાર હોઈ લોહીનો બગાડ, દાહ તથા વ્રણને મટાડે છે.

## ગળજીભીનાં નામો તથા ગુણો

**ગોજિહ્વા ગોજિકા ગોભી દાર્વિકા ખરપર્ણિની ।**
**ગોજિહ્વા વાતલા શીતા ગ્રાહિણી કફપિત્તનુત્ ॥**
**હૃદ્યા પ્રમેહકાસાસ્રવ્રણજ્વરહરી લઘુઃ ।**
**કોમલા તુવરા તિક્તા સ્વાદુપાકરસા સ્મૃતા ॥**

અન્વયઃ—ગોજિહ્વા ગોજિકા ગોભી દાર્વિકા ખરપર્ણિની (ઇતિ નામાનિ, ગુણાસ્તુ—). ગોજિહ્વા વાતલા શીતા ગ્રાહિણી કફપિત્તનુત્ હૃદ્યા લઘુઃ કોમલા તુવરા તિક્તા સ્વાદુપાકરસા (સતી) પ્રમેહકાસાસ્રવ્રણજ્વરહરી સ્મૃતા ॥

ગોજિહ્વા,[1] ગોજિકા,[2] ગોભી,[3] દાર્વિકા[4] અને ખરપર્ણિની[5] એટલાં ગળજીભીનાં સંસ્કૃત નામો છે. ગળજીભી વાયુ કરનાર, ટાઢી, ઝાડાને રોકનાર, કફ તથા પિત્તને મટાડનાર, હૃદયને ગમે એવી, હલકી, કોમળ, તૂરી, કડવી તથા પાકમાં મધુર હોઈ પ્રમેહ, ઉધરસ, લોહીનો બગાડ, વ્રણ, તથા તાવને મટાડનાર કહી છે.

૧. ગોઃ જિહ્વા ઇવ આકૃત્યા—જેનો આકાર ગાયની જીભ જેવો હોય છે, તેથી ગોજિહ્વા—ગળજીભી.

૨. ગોઃ ગોજિહ્વાકારા જાતા, 'અન્યેષ્વપિ' ઇતિ ડઃ, તતઃ સ્વાર્થે કન્, અત ઇત્વં ચ—, ગોશબ્દસ્ય ગોજિહ્વાસાદૃશ્યેઽત્ર લાક્ષણિકત્વમ્)—જે ગાયની જીભ જેવા આકારે ઉત્પન્ન થઈ હોય છે, તેથી ગોજિકા—ગળજીભી.

૩. ગોઃ ગોજિહ્વેવ ભાતિ—'સુપિ સ્થઃ' ઇત્યત્ર 'સુપી'તિ યોગવિભાગાત્ આકારાન્તસર્વધાતુભ્યઃ સુપ્યુપપદે કઃ, તતો ગૌરાદિત્વાદ્ ઙીપ્—જે ગાયની જીભ જેવા આકારની જણાય છે, તેથી ગોભી—ગળજીભી.

૪. દારયતિ કફપિત્તપ્રમેહાદીન્, દૃ વિદારણે—ઉલ્વાદિત્વાત્ (ઉણા. ૪—૯૫) સાધુઃ, ગૌરાદિત્વાદ્ ઙીપ્, તતઃ સ્વાર્થે કન્, ટાપ્, 'ઙ્યાપોરિ'તિ હ્રસ્વત્વં ચ—જે કફ, પિત્ત, પ્રમેહ વગેરેનો નાશ કરે છે, તેથી દાર્વિકા—ગળજીભી.

૫. ખરાણિ પર્ણાનિ યસ્યાઃ સા—'પાકકર્ણે'તિ ઙીષ્, તતઃ સ્વાર્થે કન્, ટાપ્, પૂર્વવત્ હ્રસ્વશ્ચ—જેનાં પાંદડાં ખરબચડાં, કઠોર અથવા બરછટ હોય છે, તેથી ખરપર્ણિકા—ગળજીભી.

## ઝીપટાનાં નામો તથા ગુણો

**વિજ્ઞેયા નાગદમની બલામોટા વિષાપહા ।**
**નાગપુષ્પી નાગપત્રા મહાયોગેશ્વરીતિ ચ ॥૨૭૪**
**બલામોટા કટુસ્તિક્તા લઘુઃ પિત્તકફાપહા ।**
**મૂત્રકૃચ્છ્રવ્રણાન્ રક્ષો નાશયેજ્જાલગર્દભમ્ ॥૨૭૫**
**સર્વગ્રહપ્રશમની નિઃશેષવિષનાશિની ।**
**જયં સર્વત્ર કુરુતે ધનદા સુમતિપ્રદા ॥૨૭૬॥**

અન્વયઃ—નાગદમની બલામોટા વિષાપહા નાગપુષ્પી નાગપત્રા ચ મહાયોગેશ્વરી ઇતિ (નામાનિ, ગુણાસ્તુ—) બલામોટા કટુઃ તિક્તા લઘુઃ (સતી) પિત્તકફાપહા (અસ્તિ) [illegible] નાશયેત્

૧. છિક્ ઇતિ અવ્યક્તો નાસિકાશબ્દઃ કનતિ–પ્રકાશતે અનયા, કરણે લ્યુટ્–ટિત્ત્વાદ્ ઙીપ્–જેને લીધે છિક્ એવો અસ્પષ્ટ નાકનો શબ્દ પ્રકટ થાય છે–જેનાથી છીંક આવે છે, તેથી છિક્કની–નાકછીંકણી.

૨. ક્ષવં–છિક્કાં કરોતિ, ક્વિપ્–જે છીંક કરે છે, તેથી ક્ષવકૃત્–નાકછીંકણી.

૩. તીક્ષ્ણઃ ગુણઃ અસ્તિ અસ્યાઃ–અર્શઆદ્યચ્, ટાપ્–જેનો ગુણ તીક્ષ્ણ હોય છે, તેથી તીક્ષ્ણા–નાકછીંકણી.

૪. છિક્ ઇતિ અવ્યક્તં શબ્દં કરોતિ 'અન્યેષ્વપિ દૃશ્યતે' ઇતિ ડઃ, છિક્કા–ક્ષુતમ્ અસ્તિ અસ્યાઃ, અર્શઆદ્યચ્, તતઃ સ્વાર્થે કન્, ટાપ્, અત ઇત્વં ચ–જેનાથી છીંક આવે છે, તેથી છિક્કિકા–નાકછીંકણી.

૫. ઘ્રાણસ્ય દુઃખં દદાતિ–'આતોઽનુપસર્ગે'–ઇતિ કઃ–ટાપ્–જે ઘ્રાણેંદ્રિયને દુઃખ દે છે, તેથી ઘ્રાણદુઃખદા–નાકછીંકણી.

## ખોડિયાકલારનાં નામો તથા ગુણો

**કુકુન્દરસ્તામ્રચૂડઃ સૂક્ષ્મપત્રો મૃદુચ્છદઃ ।**
**કુકુન્દરઃ કટુસ્તિક્તો જ્વરરક્તકફાપહઃ ।**
**તન્મૂલમાર્દ્રં નિઃક્ષિપ્તં વદને મુખશોષહૃત્ ॥૨૮૦**

અન્વયઃ–કુકુન્દરઃ તામ્રચૂડઃ સૂક્ષ્મપત્રઃ મૃદુચ્છદઃ (ઇતિ નામાનિ, ગુણાશ્ચ–) કુકુન્દરઃ કટુઃ તિક્તઃ (સન્) જ્વરરક્તકફાપહઃ (અસ્તિ), આર્દ્રં તન્મૂલમ્ વદને નિઃક્ષિપ્તં (સત્) મુખશોષહૃત્ (ભવતિ) ॥

કુકુંદર,[1] તામ્રચૂડ,[2] સૂક્ષ્મપત્ર[3] અને મૃદુચ્છદ[4] એટલાં ખોડિયાકલારનાં સંસ્કૃત નામો છે. ખોડિયોકલાર તીખો તથા કડવો હોઈ તાવ, લોહીનો બગાડ તથા કફને મટાડે છે. ખોડિયાકલારનું લીલું મૂળ મોઢામાં રાખ્યું હોય તો તેથી મુખનો શોષ મટે છે.

૧. કુત્સિતં સ્કુન્દ્યતે–ઉદ્ધ્રિયતે મુખશોષનિવારણાર્થમ્ આર્દ્રમૂલાર્થિભિઃ–સ્કુદિ આપ્રવણે–'મદ્ગુરાદયશ્ચ' (ઉણા. ૧–૪૧) ઇતિ સાધુઃ–મોઢાંનો શોષ દૂર કરવા જેવું લીલું મૂળિયું ઇચ્છતા લોકો જેને ખરાબ રીતે ઉખાડી કાઢે છે, તેથી કુકુન્દર–ખોડિયોકલાર.

૨. તામ્રા–રક્તવર્ણા ચૂડા શિખા યસ્ય સઃ–જેની શિખા લાલવર્ણી હોય છે, તેથી તામ્રચૂડ–ખોડિયોકલાર.

૩. સૂક્ષ્માણિ પત્રાણિ યસ્ય સઃ–જેનાં પાંદડાં ઘણાં બારીક હોય છે, તેથી સૂક્ષ્મપત્ર–ખોડિયોકલાર.

૪. મૃદૂનિ છદાનિ યસ્ય સઃ–જેનાં પાંદડાં કોમળ હોય છે, તેથી મૃદુચ્છદ–ખોડિયોકલાર.

## સુદર્શનનાં નામો તથા ગુણો

**સુદર્શના સોમવલ્લી ચક્રાહ્વા મધુપર્ણિકા ।**
**સુદર્શના સ્વાદુરુષ્ણા કફશોફાસ્રવાતજિત્ ॥૨૮૧**

અન્વયઃ–સુદર્શના સોમવલ્લી ચક્રાહ્વા મધુપર્ણિકા (ઇતિ નામાનિ, ગુણાશ્ચ–) સુદર્શના સ્વાદુઃ ઉષ્ણા (સતી) કફશોફાસ્રવાતજિત્ (અસ્તિ) ॥

સુદર્શના,[1] સોમવલ્લી,[2] ચક્રાહ્વા[3] અને મધુપર્ણિકા[4] એટલાં સુદર્શનનાં સંસ્કૃત નામો છે. સુદર્શન મધુર તથા ગરમ હોઈ કફ, સોજા, લોહીનો બગાડ તથા વાયુને મટાડે છે. ૨૮૧

૧. સુષ્ઠુ દર્શનં યસ્યાઃ, યદ્વા સુષ્ઠુ દૃશ્યતે, 'ભાષાયાં શાસિયુધિદૃશિમુષિભ્યો યુચ્'–જેનું દર્શન અથવા દેખાવ સારો હોય છે, તેથી સુદર્શના.

૨. સોમકલાગુણયુક્તા અતએવ સોમસ્ય વા વલ્લી–જે ચંદ્રની કલા જેવા ગુણવાળી હોઈને ચંદ્રની વેલ કહેવાય છે, તેથી સોમવલ્લી–સુદર્શન.

૩. વિષ્ણોશ્ચક્રં–સુદર્શનમિતિ આહ્વા યસ્યાઃ–વિષ્ણુના ચક્ર–સુદર્શનના નામે જે કહેવાય છે, તેથી ચક્રાહ્વા–સુદર્શના.

૪. મધૂનિ પર્ણાનિ યસ્યાઃ સા–'પાકકર્ણે'તિ ઙીપ્, તતઃ સ્વાર્થે કન્, ટાપ્, હ્રસ્વશ્ચ–જેનાં પાંદડાં મીઠાં હોય છે. તેથી મધુપર્ણિકા સુદર્શન.

## ઉંદરકનીનાં નામો તથા ગુણો

**આખુકર્ણી ત્વાખુકર્ણપર્ણિકા ભૂદરીભવા ।**
**આખુકર્ણી કટુસ્તિક્તા કષાયા શીતલા લઘુઃ ।**
**વિપાકે કટુકા મૂત્રકફામયકૃમિપ્રણુત્ ॥ ૨૮૨ ॥**

અન્વયઃ–આખુકર્ણી તુ આખુકર્ણપર્ણિકા ભૂદરીભવા (ઇતિ નામાનિ, ગુણાસ્તુ–) આખુકર્ણી કટુઃ તિક્તા કષાયા શીતલા લઘુઃ વિપાકે કટુકા (સતી) મૂત્રકફામયકૃમિપ્રણુત્ (અસ્તિ) ॥

આખુકર્ણિકા,[1] આખુકર્ણપર્ણિકા,[2] ભૂદરીભવા[3] એટલાં ઉંદરકનીનાં સંસ્કૃત નામો છે. ઉંદરકની તીખી, કડવી, તૂરી, ટાઢી, હલકી તથા પાકમાં તીખી હોઈ મૂત્રનો રોગ, કફ સંબંધી રોગ તથા કૃમિને મટાડે છે. ૨૮૨

૧. આખોઃ કર્ણ ઇવ પત્રં યસ્યાઃ–જેનાં પાંદડાં

અથવા લક્ષ્મીનું જે રહેઠાણ છે, તેથી કમળ.

૭. શતં પત્રાણિ યસ્ય તત્–જેને કેટલાંકને સો પાંખડીઓ પણ હોય છે, તેથી શતપત્ર–કમળ.

૮. कुशे–જલે शेते–'अधिकरणे शेतेः' इत्यच्, 'शयवास०' इत्यलुक्–જે પાણીમાં રહે છે, તેથી કુશેશય–કમળ.

૯. पङ्के रोहति–रुह प्रादुर्भावे–'इगुपधे'ति कः–'तत्पुरुषे कृती'त्यलुक्–જે કાદવમાં ઊગે છે, તેથી પંકેરુહ–કમળ.

૧૦. तामरे–જલે सस्ति–स्वपिति–षस स्वप्ने–'अन्येभ्योऽपि०' इति डः, यद्वा तम्यते–काङ्क्ष्यते–इति तामं–तमु काङ्क्षायाम्–घञ्, 'नोदात्तोपदेशस्ये'ति निषेधस्य अनित्यत्वान्न वृद्धिनिषेधः, ततश्च रस्यते इति रसं–रस आस्वादने चुरादावदन्तः–'एरच्', तामं च तत् रसं च–तामरसम्–જે પાણીમાં રહે છે અથવા જેને દેખતાં જ લેવાની ઇચ્છા થાય છે તથા મધુર હોવાથી સ્વાદિષ્ટ પણ હોય છે, તેથી તામરસ–કમળ.

૧૧. सरसि भवं–'तत्र भव' इत्यण्–જે લગભગ તળાવોમાં થાય છે, તેથી સારસ–કમળ.

૧૨. सरस्यां रोहति–'इगुपधे'ति कः–જે નાની તળાવડીમાં પણ થાય છે, તેથી સરસીરુહ–કમળ.

૧૩. बिसस्य–मृणालस्य प्रसूनं–पुष्पं–જે પોતાના છોડવાના કોમળ દાંડાનું ફૂલ છે, તેથી બિસપ્રસૂન–કમળ.

૧૪. केसराणां राजी अस्ति अस्य–'अन्येभ्योऽपि दृश्यते' इति वः–જેમાં કેસરાઓની પંક્તિ હોય છે, તેથી રાજીવ–કમળ.

૧૫. पुष्णाति–पुष्टिं करोति–विस्फोटविसर्पादीन् विनाश्य, पुष पुष्टौ–'पुषः कित्' (ઉણા. ૪–૪) इति करन् प्रत्ययः–વિસ્ફોટક, રતવા વગેરેનો નાશ કરી શરીરની જે પુષ્ટિ કરે છે, તેથી પુષ્કર–કમળ.

૧૬. अम्भसि–रोहति, रुह धातोः 'इगुपधे'ति कः–જે પાણીમાં ઊગે છે, તેથી અંભોરુહ–કમળ.

## કમળના ગુણો

कमलं शीतलं वर्ण्यं मधुरं कफपित्तजित् ।
तृष्णादाहास्रविस्फोटविषवीसर्पनाशनम् ॥ ३ ॥
विशेषतः सितं पद्मं पुण्डरीकमिति स्मृतम् ।
रक्तं कोकनदं ज्ञेयं नीलमिन्दीवरं स्मृतम् ॥ ४ ॥
धवलं शीतलं शीतं मधुरं कफपित्तजित् ।
तस्मादल्पगुणं किञ्चिदन्यद्रक्तोत्पलादिकम् ॥ ५ ॥

અન્વયઃ–(अथ च गुणाः–)कमलं शीतलं वर्ण्यं मधुरं कफपित्तजित् तृष्णादाहास्रविस्फोटविषवीसर्पनाशनम् विशेषतः सितं पद्मं 'पुण्डरीकम्' इति स्मृतम्, रक्तं 'कोकनदं' ज्ञेयम्, नीलम् 'इन्दीवरं' स्मृतम् । धवलं शीतलं शीतं मधुरं (सत्) कफपित्तजित् (अस्ति) तस्मात् अन्यत् रक्तोत्पलादिकं किंचित् अल्पगुणं (भवति) ॥

કમળ ટાઢું, વર્ણને સારો કરનાર તથા મધુર હોઈ કફ, પિત્ત, તરશ, દાહ, લોહીનો બગાડ, વિસ્ફોટક, ઝેર તથા રતવાનો નાશ કરે છે. વિશેષે કરી ધોળું કમળ 'પુંડરીક'[1] કહેવાય છે. રાતું કમળ 'કોકનદ'[2] કહેવાય છે અને કાળું કમળ 'ઇંદીવર'[3] કહેવાય છે. ધોળું કમળ ટાઢું અને મધુર હોઈ કફ તથા પિત્તને મટાડે છે. તે સિવાયનાં બીજાં રાતાં કમળ વગેરે કમળો એથી કાંઈક ઓછાં ગુણવાળાં હોય છે. ૩–૫

૧. पुण्डयति–भूषयति આત્માનં श्वेतवर्णेन, सरः शोभया, वपुश्च जनस्य कफपित्तनाशनेन, पुडि भूषायाम्–'फर्फरीकादयश्च' (ઉણા. ૪–૨૦) इत्यरीकन्–જે પોતાને ધોળા રંગથી શોભાવે છે, પોતાની શોભા વડે સરોવરને શોભાવે છે, તેમ જ કફ તથા પિત્તનો નાશ કરી માણસના શરીરને શોભીતું કરે છે, તેથી પુંડરીક–ધોળું કમળ.

૨. कोकान्–चक्रवाकान् नदति–णद अव्यक्ते शब्दे–अन्तर्भावितण्यर्थात् 'मूलविभुजादित्वात्' कः–જે ચક્રવાક પક્ષીઓને આનંદના શબ્દો કરાવે છે, તેથી કોકનદ–રાતું કમળ.

૩. इन्दति परमम् ऐश्वर्यं प्राप्नोति–इदि परमैश्वर्ये–इन् (ઉણા. ૪–૧૧૮)–'कृदिकारात्०' इति ङीष्–इन्दी–लक्ष्मीः, तस्या वरम्–इष्टम्–इन्दीवरम्–શ્રેષ્ઠ ઐશ્વર્યને ધારણ કરતી લક્ષ્મીદેવીને વધારે વહાલું હોવાથી ઇન્દીવર–કાળું કમળ.

## પદ્મિની–કમળના છોડનાં નામો

मूलनालदलोत्फुल्लफलैः समुदिता पुनः ।
पद्मिनी प्रोच्यते प्राज्ञैर्बिसिन्यादि च सा स्मृता ॥

અન્વયઃ–मूलनालदलोत्फुल्लफलैः समुदिता प्राज्ञैः पद्मिनी प्रोच्यते, सा च पुनः बिसिन्यादि प्रोक्ता ॥

મૂળ, નાળ, પત્ર, પ્રફુલ્લિત પુષ્પ અને ફળ એ સઘળા અવયવોવાળું કમળનું જે ઝાડ તે જ પદ્મિની,[1] બિસિની,[2] નલિની,[3] અને કમલિની[4] ઇત્યાદિ નામોથી વિદ્વાનો વડે કહેવાય છે. ૬

મકરંદ-પુષ્પરસ.

૬. मृण्यते-हिंस्यते स्वल्पेनापि संमर्दन अतिकोमलत्वात्, मृण हिंसायाम् 'तमिविशिविडिमृणि.' इति कालन् (ઉણા. ૧-૧૧૮)-જે અતિશય થોડું મસળાવાથી પણ નાશ પામે છે, ચીમળાઈ જાય છે, એવું અતિશય કોમળ હોય છે, તેથી મૃણાલ-કમળનાળ.

૭. विस्यति-प्रेरयति स्वात्मन उपयोगार्थं जनान् वृष्यत्वादिगुणयुक्तत्वात्-જે વીર્યવર્ધક આદિ ગુણવાળું હોવાથી પોતાનો ઉપયોગ કરવા લોકોને પ્રેરણા કરે છે, તેથી બિસ-કમળનાળ.

૮. शलति-संवृणोति चलति वा भुवि यः-शल चलनसंवरणयोः-'शलिमण्डिभ्यामूकण्' (ઉણા. ૪-૪૨) णित्त्वाद् वृद्धिः-જે જમીનમાં પોતાને ઢાંકે છે અથવા ચાલે છે-તે શાલૂક-કમળકંદ.

## સ્થલકમળના છોડનાં નામો તથા ગુણો

**पद्मचारिण्यतिचराव्यथा पद्मा च शारदा।**
**पद्मानुष्णा कटुस्तिक्ता कषाया कफवातजित्।**
**मूत्रकृच्छ्राश्मशूलघ्नी श्वासकासविषापहा ॥१४॥**

अन्वयः-पद्मचारिणी अतिचरा अव्यथा पद्मा च शारदा (इति नामानि, गुणास्तु-) पद्मा अनुष्णा कटुः तिक्ता कषाया (सती) कफवातजित् मूत्रकृच्छ्राश्मशूलघ्नी श्वासकासविषापहा (अस्ति)॥

**પદ્મચારિણી[1], અતિચરા,[2] અવ્યથા,[3] પદ્મા,[4] અને શારદા[5] એટલાં સ્થલકમળના છોડનાં સંસ્કૃત નામો છે. તે છોડ ગરમ નથી, પણ તીખો, કડવો અને તૂરો હોઈ કફ, વાયુ મૂત્રકૃચ્છ્ર, પથરી, શૂળ, શ્વાસ, ઉધરસ તથા ઝેરને મટાડે છે. ૧૪**

૧. गुणैः-पद्मम् इव चरितुं शीलमस्याः 'सुप्यजातौ०' इति णिनिः-नान्तत्वाद् ङीप्-જે ગુણોમાં કમળની પેઠે વર્તવાના સ્વભાવવાળી હોય છે, તેથી-પદ્મચારિણી-સ્થલકમળનો છોડ.

૨. अतिशयेन चरति-चर गतौ, पचाद्यच्-જે ખૂબ જ ચાલે છે, તેથી અતિચરા-સ્થલકમળનો છોડ.

૩. न व्यथते-विभेति संचलति वा शीतातपादिभ्यः-व्यथ भयसंचलनयोः-पचाद्यच्-જે ટાઢ, તડકો વગેરેથી ડરતી નથી કે ગભરાતી નથી, તેથી અવ્યથા-સ્થલકમળનો છોડ.

૪. पद्मानि सन्ति अस्याम्-अर्शआद्यच्, टाप्-જેમાં કમળો હોય છે, તેથી પદ્મા-સ્થલકમળનો છોડ.

૫. शरदि भवं शारदं-श्वेतपद्मम् अस्ति अस्याः-अर्शआद्यच्-टाप्-જેમાં શરદ્ઋતુમાં થતું ધોળું કમળ થાય છે, તેથી શારદા-સ્થલકમળનો છોડ.

## પોયણાંનાં નામો તથા ગુણો

**श्वेतं कुवलयं प्रोक्तं कुमुदं कैरवं तथा।**
**कुमुदं पिच्छिलं स्निग्धं मधुरं ह्लादि शीतलम् ॥**

अन्वयः-श्वेतं कुवलयं कुमुदं तथा कैरवं प्रोक्तम्, कुमुदं पिच्छिलं स्निग्धं मधुरं (सत्) ह्लादि शीतलं (भवति)॥

**ધોળું પોયણું કુવલય,[1] કુમુદ[2] તથા કૈરવ[3] એ નામોથી કહેવાય છે. એ પોયણું ચીકણું, સ્નિગ્ધ તથા મધુર હોઈ સુખ આપનાર અને ઠંડું છે. ૧૫**

૧. कोः-पृथिव्या वलयं-कङ्कणमिव शोभाकरत्वात्-જે શોભાને કરનારું હોઈ પૃથ્વીનું જાણે કંકણ કે કડું હોય તેવું લાગે છે, તેથી કુવલય-પોયણું.

૨. कौ मोदते मुद हर्षे-'इगुपधे'ति कः-જે પૃથ્વી પર આનંદ પામે છે, તેથી કુમુદ-પોયણું.

૩. के-जले रौति-रु शब्दे-पचाद्यच्, यद्वा कैरवस्य-हंसस्य इदं प्रियम्-इदमर्थे अण्-જે પાણીમાં અવાજ કરે છે અથવા હંસને જે પ્રિય હોય છે, તેથી કૈરવ-પોયણું.

## કુમુદિની કે પોયણીનાં નામો તથા ગુણો

**कुमुद्वती कैरविका तथा कुमुदिनीति च।**
**सा तु मूलादिसर्वाङ्गैरुक्ता समुदिता बुधैः।**
**पद्मिन्या ये गुणाः प्रोक्ताः कुमुदिन्याश्च ते स्मृताः॥**

अन्वयः-या मूलादिसर्वाङ्गैः समुदिता सा तु बुधैः कुमुद्वती कैरविका तथा च कुमुदिनी इति उक्ता, पद्मिन्याः ये गुणाः प्रोक्ताः, ते च कुमुदिन्याः स्मृताः॥

**મૂળ આદિ સઘળા અવયવોથી સંયુક્ત પોયણાનો જે છોડ તે કુમુદ્વતી,[1] કૈરવિકા[2] તથા કુમુદિની[3] કહેવાય છે. ઉપર પદ્મિનીના જે ગુણો કહ્યા છે, તે જ ગુણો આ કુમુદિનીમાં પણ હોય છે. ૧૬**

૧. कुमुदानि सन्ति अस्यां-'कुमुदनडवेतसेभ्यो ड्मतुप्'-'झय' इति वत्वम्-'उगितश्चे'ति ङीप्-જેમાં પોયણાં થાય છે, તે એનો છોડ-કુમુદ્વતી.

૨. कैरवस्य-हंसस्य इयं प्रिया-इदमर्थेऽण्-अणन्ताद् ङीप्-ततः स्वार्थे कन्, 'ङ्यापोरि'ति ह्रस्वश्च-હંસને જે પ્રિય હોય છે, તેથી કૈરવિકા-કુમુદિની.

૩. कुमुदानि सन्ति अस्याम्-'अत इनि०' नान्तत्वाद् ङीप्-જેમાં પોયણાં હોય છે, તેથી કુમુદિની-પોયણી.

લિકા[3] અને વાસંતી[4] એટલાં બટમોગરા[×]નાં સંસ્કૃત નામો કહ્યાં છે. બટમોગરો ટાઢો, હલકો અને કડવો હોઈ ત્રણે દોષ તથા લોહીના બગાડને મટાડે છે. ૨૧

૧. नेपालदेशे भवा–भवार्थे अण्, अण्णन्तत्वाद् ङीप्–જે નેપાળ દેશમાં થાય છે, તેથી નૈપાલી–બટમોગરો.

૨. सप्त पर्णानि मनोबुद्धीन्द्रियाणि वा लाति–आदत्ते सुगन्धयुक्तत्वात्, ला आदाने–'आतोऽनुपसर्गे कः'–टाप्–જે સાત પાનવાળી હોય છે, અથવા સુગંધયુક્ત હોવાથી મન, બુદ્ધિ તથા પાંચ જ્ઞાનેંદ્રિયો એ સાતેને આકર્ષી લે છે, તેથી સપ્તલા–બટમોગરો.

૩. नवा–स्तुत्या माला यस्याः सा–'शेषाद्वे'ति कप्–જેની માળા વખાણવા લાયક હોય છે, તેથી નવમાલિકા–બટમોગરો.

૪. वसन्ते पुष्प्यति–'कालात् साधुपुष्प्यत्.' इत्यण्, अण्णन्तत्वाद् ङीप्–વસંતઋતુમાં જે ફાલે–ફૂલે છે, તેથી વાસંતી–બટમોગરો.

### લવારાનાં નામો તથા ગુણો

श्रीपदी षट्पदानन्ता वार्षिकी मुक्तबन्धना।
वार्षिकी शीतला लघ्वी तिक्ता दोषत्रयापहा।
कर्णाक्षिमुखरोगघ्नी तत्तैलं तद्गुणं स्मृतम् ॥२२॥

अन्वयः–श्रीपदी षट्पदा अनन्ता वार्षिकी मुक्तबन्धना (इति नामानि, गुणास्तु–) वार्षिकी शीतला लघ्वी तिक्ता (सती) दोषत्रयापहा कर्णाक्षिमुखरोगघ्नी (अस्ति), तत्तैलं तद्गुणं स्मृतम् ॥

શ્રીપદી,[1] ષટ્પદા,[2] અનંતા,[3] વાર્ષિકી[4] અને મુક્તબંધના[5] એટલાં લવારાનાં સંસ્કૃત નામો છે. લવારો ટાઢો, હલકો અને કડવો હોઈ ત્રણે દોષ, કાનના રોગ, નેત્રના રોગ તથા મુખના રોગને મટાડે છે. લવારાના તેલમાં પણ એવા જ ગુણો હોય છે. ૨૨

૧. श्रियाः पदम् अस्यां–जातित्वाद् ङीप्–લક્ષ્મીનું કે શોભાનું જેમાં સ્થાન હોય છે, તેથી શ્રીપદી–લવારો.

૨. षट् पादा यस्याः, यद्वा षण्णां ज्ञानेन्द्रियाणां पदं यस्यां सुगन्धेनाकृष्टत्वात्–જેને છ મૂળિયાં હોય છે અથવા સુગંધને લીધે મન સહિત જ્ઞાનેંદ્રિયોનું જેમાં આકર્ષણ થઈ સ્થાન બને છે, તેથી ષટ્પદી–લવારો.

× **ચક્રદત્તમાં** બટમોગરાનાં તાજાં પાંદડાંનો રસ નરમ મસ ઉપર ચોપડવા તથા મોઢામાં ફોલ્લા પડ્યા હોય ત્યારે પાંદડાં વાપરવા ભલામણ કરી છે.

૩. न विद्यते अन्तो यस्या गुणानाम्–જેના ગુણોનો અંત કે પાર નથી તેથી, અનંતા–લવારો.

૪. वर्षासु भवा–'वर्षाभ्यष्ठक्'–'ठस्येकः,' 'टिड्ढे'ति ङीप्–જે વર્ષાઋતુમાં થાય છે, તેથી વાર્ષિકી–લવારો.

૫. मुक्तं बन्धनं यस्याः–જેનું બંધન અથવા ડીંટું છૂટું હોય છે, તેથી મુક્તબંધના–લવારો.

### બે જાતની ચંબેલીનાં નામો તથા ગુણો

जातिर्जाती च सुमना मालती राजपुत्रिका।
चेतिका हृद्यगन्धा च सा पीता स्वर्णजातिका
जातीयुगं तिक्तमुष्णं तुवरं लघु दोषजित्।
शिरोऽक्षिमुखदन्तार्तिविषकुष्ठानिलास्रजित् ॥२४॥

अन्वयः–जातिः च जाती सुमना मालती राजपुत्रिका चेतिका च हृद्यगन्धा; सा च पीता स्वर्णजातिका (इति नामानि, गुणास्तु–) जातीयुगं तिक्तम् उष्णं लघु (सत्) दोषजित् शिरोऽक्षिमुखदन्तार्तिविषकुष्ठानिलास्रजित् (अस्ति) ॥

જાતિ,[1] જાતી,[2] સુમના,[3] માલતી,[4] રાજપુત્રિકા,[5] ચેતિકા[6] અને હૃદ્યગંધા[7] એટલાં ચંબેલીનાં સંસ્કૃત નામો છે. સ્વર્ણજાતિકા[1] એ પીળાં ફૂલવાળી ચંબેલીનું નામ છે. બન્ને ચંબેલી કડવી, ગરમ, તૂરી અને હલકી હોઈ દોષને જીતનાર તેમજ માથાના રોગ, નેત્રના રોગ, મુખના રોગ, ઝેર, કોઢ, વાયુ તથા લોહીના બગાડને મટાડે છે. ૨૪

૧. जायते–प्रादुर्भवति तिक्तादिगुणयुक्ता दोषजित् शिरोऽक्ष्यादिरोगहन्त्री चेति–जनी प्रादुर्भावे इत्यस्मात् 'क्तिच्क्तौ चे'ति कर्तरि क्तिच्, 'जनसने'त्यात्वम्, 'कृदिकारादक्तिन' इति वा ङीप्–જે કડવાશ વગેરે ગુણથી યુક્ત હોઈ દોષોનો તથા મસ્તક આંખ વગેરેના રોગોનો નાશ કરનાર તરીકે ઉત્પન્ન થાય છે, તેથી જાતિ–ચંબેલી.

૨. જાતી–આ બીજું નામ પણ ઉપર પ્રમાણે.

૩. सुष्ठु मन्यते–ज्ञायते वैद्यैः, मन ज्ञाने–असुन् (उणा. ४–१८९), यद्वा शोभनं मनः अस्या दोषजित्त्वात्, 'सुमनायाश्च पत्रेण' इति सुश्रुते दर्शनात् टाबन्तोऽपि–જેને વૈદ્યો બરાબર જાણે છે, તેથી અથવા દોષને જીતનારી હોવાથી જેના કારણે મન સારું રહે છે અથવા દરેકનું મન જેના વિષે સારા અભિપ્રાયવાળું છે, તેથી સુમના–ચંબેલી.

૪. मा–लक्ष्मीं लतति–वेष्टयति–लत सौत्रो वेष्टनार्थः, तस्माद् 'मूलविभुजादित्वात्' कः, गौरादिः, यद्वा

લિકા[3] અને વાસંતી[4] એટલાં બટમોગરા[×]નાં સંસ્કૃત નામો કહ્યાં છે. બટમોગરો ટાઢો, હલકો અને કડવો હોઈ ત્રણે દોષ તથા લોહીના બગાડને મટાડે છે. ૨૧

૧. નેપાલદેશે ભવા–ભવાર્થે અણ્, અણન્તત્વાદ્ ઙીપ્–જે નેપાળ દેશમાં થાય છે, તેથી નૈપાલી–બટમોગરો.

૨. સપ્ત પર્ણાનિ મનોબુદ્ધીન્દ્રિયાણિ વા લાતિ-આદત્તે સુગન્ધયુક્તત્વાત્, લા આદાને–'આતોઽનુપસર્ગે કઃ'–ટાપ્–જે સાત પાનવાળી હોય છે, અથવા સુગંધયુક્ત હોવાથી મન, બુદ્ધિ તથા પાંચ જ્ઞાનેંદ્રિયો એ સાતેને આકર્ષી લે છે, તેથી સપ્તલા–બટમોગરો.

૩. નવા–સ્તુત્યા માલા યસ્યાઃ સા–'શેષાદ્વે'તિ કપ્–જેની માળા વખાણવા લાયક હોય છે, તેથી નવમાલિકા–બટમોગરો.

૪. વસન્તે પુષ્પ્યતિ–'કાલાત્ સાધુપુષ્પ્યત્.' ઇત્યણ્, અણન્તત્વાદ્ ઙીપ્–વસંતઋતુમાં જે ફાલે–ફૂલે છે, તેથી વાસંતી–બટમોગરો.

### લવારાનાં નામો તથા ગુણો

**શ્રીપદી ષટ્પદાનન્તા વાર્ષિકી મુક્તબન્ધના ।**
**વાર્ષિકી શીતલા લઘ્વી તિક્તા દોષત્રયાપહા ।**
**કર્ણાક્ષિમુખરોગઘ્ની તત્તૈલં તદ્ગુણં સ્મૃતમ્ ॥૨૨॥**

અન્વયઃ–શ્રીપદી ષટ્પદા અનન્તા વાર્ષિકી મુક્તબન્ધના (ઇતિ નામાનિ, ગુણાસ્તુ–) વાર્ષિકી શીતલા લઘ્વી તિક્તા (સતી) દોષત્રયાપહા કર્ણાક્ષિમુખરોગઘ્ની (અસ્તિ), તત્તૈલં તદ્ગુણં સ્મૃતમ્ ॥

**શ્રીપદી,[1] ષટ્પદા,[2] અનંતા,[3] વાર્ષિકી[4] અને મુક્તબંધના[5] એટલાં લવારાનાં સંસ્કૃત નામો છે. લવારો ટાઢો, હલકો અને કડવો હોઈ ત્રણે દોષ, કાનના રોગ, નેત્રના રોગ તથા મુખના રોગને મટાડે છે. લવારાના તેલમાં પણ એવા જ ગુણો હોય છે. ૨૨**

૧. શ્રિયાઃ પદમ્ અસ્યાં–જાતિત્વાદ્ ઙીપ્–લક્ષ્મીનું કે શોભાનું જેમાં સ્થાન હોય છે, તેથી શ્રીપદી–લવારો.

૨. ષટ્ પાદા યસ્યાઃ, યદ્વા ષણ્ણાં–મનોબુદ્ધીન્દ્રિયાણાં પદં યસ્યાં–સુગન્ધેનાકૃષ્ટત્વાત્–જેને છ મૂળિયાં હોય છે અથવા સુગંધને લીધે મન સહિત જ્ઞાનેંદ્રિયોનું જેમાં આકર્ષણ થઈ સ્થાન બને છે, તેથી ષટ્પદી–લવારો.

× **ચક્રદત્તમાં** બટમોગરાનાં તાજાં પાંદડાંનો રસ નરમ મસ ઉપર ચોપડવા તથા મોઢામાં ફોલ્લા પડ્યા હોય ત્યારે પાંદડાં વાપરવા ભલામણ કરી છે.

૩. ન વિદ્યતે અન્તો યસ્યા ગુણાનામ્–જેના ગુણોનો અંત કે પાર નથી તેથી, અનંતા–લવારો.

૪. વર્ષાસુ ભવા–'વર્ષાભ્યષ્ઠક્'–'ઠસ્યેકઃ,' 'ટિડ્ઢે'તિ ઙીપ્–જે વર્ષાઋતુમાં થાય છે, તેથી વાર્ષિકી–લવારો.

૫. મુક્તં બન્ધનં યસ્યાઃ–જેનું બંધન અથવા ડીંટું છૂટું હોય છે, તેથી મુક્તબંધના–લવારો.

### બે જાતની ચંબેલીનાં નામો તથા ગુણો

**જાતિર્જાતી ચ સુમના માલતી રાજપુત્રિકા ।**
**ચેતિકા હૃદ્યગન્ધા ચ સા પીતા સ્વર્ણજાતિકા ।**
**જાતીયુગં તિક્તમુષ્ણં તુવરં લઘુ દોષજિત્ ।**
**શિરોઽક્ષિમુખદન્તાર્તિવિષકુષ્ઠાનિલાસ્રજિત્ ॥૨૪॥**

અન્વયઃ–જાતિઃ ચ જાતી સુમના માલતી રાજપુત્રિકા ચેતિકા ચ હૃદ્યગન્ધા, સા ચ પીતા સ્વર્ણજાતિકા (ઇતિ નામાનિ, ગુણાસ્તુ–) જાતીયુગં તિક્તમ્ ઉષ્ણં લઘુ (સત્) દોષજિત્ શિરોઽક્ષિમુખદન્તાર્તિવિષકુષ્ઠાનિલાસ્રજિત્ (અસ્તિ) ॥

**જાતિ,[1] જાતી,[2] સુમના,[3] માલતી,[4] રાજપુત્રિકા,[5] ચેતિકા[6] અને હૃદ્યગંધા[7] એટલાં ચંબેલીનાં સંસ્કૃત નામો છે. સ્વર્ણજાતિકા[1] એ પીળાં ફૂલવાળી ચંબેલીનું નામ છે. બન્ને ચંબેલી કડવી, ગરમ, તૂરી અને હલકી હોઈ દોષને જીતનાર તેમજ માથાના રોગ, નેત્રના રોગ, મુખના રોગ, ઝેર, કોઢ, વાયુ તથા લોહીના બગાડને મટાડે છે. ૨૪**

૧. જાયતે–પ્રાદુર્ભવતિ તિક્તાદિગુણયુક્તા દોષજિત્ શિરોઽક્ષ્યાદિરોગહન્ત્રી ચેતિ–જની પ્રાદુર્ભાવે ઇત્યસ્માત્ 'ક્તિચ્ક્તૌ ચે'તિ કર્તરિ ક્તિચ્, 'જનસને'ત્યાત્વમ્, 'કૃદિકારાદક્તિન' ઇતિ વા ઙીપ્–જે કડવાશ વગેરે ગુણથી યુક્ત હોઈ દોષોનો તથા મસ્તક આંખ વગેરેના રોગોનો નાશ કરનાર તરીકે ઉત્પન્ન થાય છે, તેથી જાતિ–ચંબેલી.

૨. જાતી–આ બીજું નામ પણ ઉપર પ્રમાણે.

૩. સુષ્ઠુ મન્યતે–જ્ઞાયતે વૈદ્યૈઃ, મન જ્ઞાને–અસુન્ (ઉણા. ૪–૧૮૧), યદ્વા શોભનં મનઃ અસ્યાં દોષજિત્વાત્, 'સુમનાયાશ્ચ પત્રેણ' ઇતિ સુશ્રુતે દર્શનાત્ ટાબન્તોઽપિ–જેને વૈદ્યો બરાબર જાણે છે, તેથી અથવા દોષને જીતનારી હોવાથી જેના કારણે મન સારું રહે છે અથવા દરેકનું મન જેના વિષે સારા અભિપ્રાયવાળું છે, તેથી સુમના–ચંબેલી.

૪. માં–લક્ષ્મીં લતતિ–વેષ્ટયતિ–લત સૌત્રો વેષ્ટનાર્થઃ, તસ્માદ 'મલવિમજાદિભ્યાત'...

### બોલસરીનાં નામો તથા ગુણો

**वकुलो मधुगन्धश्च सिंहकेसरकस्तथा ।**
**वकुलस्तुवरोऽनुष्णः कटुपाकरसो गुरुः ।**
**कफपित्तविषश्वित्रक्रिमिदन्तगदापहः ॥ २९ ॥**

अन्वयः—वकुलः मधुगन्धः तथा च सिंहकेसरकः (कथ्यते), वकुलः तुवरः अनुष्णः कटुपाकरसः गुरुः (सन्) कफपित्तविषश्वित्रक्रिमिदन्तगदापहः (अस्ति) ॥

**બકુલ,[1] મધુગંધ[2] અને સિંહકેસરક[3] એટલાં બોલસરીનાં સંસ્કૃત નામો છે. બોલસરી તૂરી છે, ગરમ નથી, પાકમાં તીખા રસવાળી તથા ભારે હોઈ કફ, પિત્ત, ઝેર, શ્વિત્ર નામનો કોઢ, કૃમિ તથા દાંતના રોગને મટાડે છે. ૨૯**

૧. वक्कते—गच्छति कफपित्तविषघ्नत्वादिगुणविशेषं वकिर्गत्यर्थः भ्वादिः, तस्माद्—बाहुलकादुलच्, उणादिः, आगमशास्त्रस्य अनित्यत्वान्न नुम्, यद्वा उच्यते—वर्ण्यते कविभिः इति वकुलः, अत्र ववयोरैक्यं न मन्यते बहुभिर्वैयाकरणैः, कैश्चिन्मन्यतेऽपि—જે કફ પિત્ત, ઝેર વગેરેનો નાશ કરવાપણું વગેરે વિશેષ ગુણો ધારણ કરે છે, તેથી વકુલ અથવા બકુલ—બોલસરી.

૨. मधुः—मधुरः गन्धः यस्य सः—જેની ગંધ મીઠી હોય છે, તેથી મધુગંધ—બોલસરી.

૩. सिंहसदृशाः केसराः सन्ति अस्य, संज्ञायां कन्, જેને સિંહના જેવા કેસરા હોય છે, તેથી સિંહકેસરક—બોલસરી.

### મોટી બોલસરીનાં નામો તથા ગુણો

**शिवमल्ली पाशुपत एकाष्ठीलो बुको वसुः ।**
**बुकोऽनुष्णः कटुस्तिक्तः कफपित्तविषापहः ।**
**योनिशूलतृषादाहकुष्ठशोथास्रनाशनः ॥ ३० ॥**

अन्वयः—शिवमल्ली पाशुपतः एकाष्ठीलः बुकः वसुः (इति नामानि, गुणाश्च—) बुकः अनुष्णः कटुः तिक्तः (सन्) कफपित्तविषापहः योनिशूलतृषादाहकुष्ठशोथास्रनाशनः (अस्ति) ॥

**શિવમલ્લી,[1] પાશુપત,[2] એકાષ્ઠીલ,[3] બુક[4] અને વસુ[5] એટલાં મોટી બોલસરીનાં સંસ્કૃત નામો છે. મોટી બોલસરી ગરમ નથી, પણ તીખી અને કડવી હોઈ કફ, પિત્ત, ઝેર, યોનિનું શૂળ, તરશ, દાહ, કોઢ, સોજા તથા લોહીના બગાડને મટાડે છે. ૩૦**

૧. शिवप्रिया मल्ली—શિવને પ્રિય મોગરો ગણાય છે, તેથી શિવમલ્લી—મોટી બોલસરી.

૨. पशुपतेः—शिवस्य अयं प्रियः—इदमर्थेऽण्—જે શંકરને પ્રિય હોય છે, તેથી પાશુપત—બોલસરી.

૩. एकम् अस्थि इव कठिनं काण्डं लाति—'आतोऽनुपसर्गे कः'—सुषामादित्वात् षत्वं दीर्घत्वं च—જેને હાડકાં જેવું કઠણ એક ડાળું હોય છે, તેથી એકાષ્ઠીલ—મોટી બોલસરી.

૪. वाति—सुगन्धयुक्तो भवति, वा गतिगन्धनयोः—बाहुलकात् कुकः, कसुनोऽकारस्योत्वं वा, ववयोरैक्यं च—જે સુગંધયુક્ત હોવાથી બુક—મોટી બોલસરી.

૫. वस्ते—आच्छादयति कफं पित्तं योनिशूलादींश्च, वस आच्छादने—'शृस्वृस्निहित्रप्यसिवसि०' इति (उणा. १–१०) उः प्रत्ययः—જે કફ, પિત્ત, યોનિશૂલ વગેરેને દાબી દે છે, તેથી વસુ—મોટી બોલસરી.

### કદંબનાં નામો તથા ગુણો

**कदम्बः प्रियको नीपो वृत्तपुष्पो हलिप्रियः ।**
**कदम्बो मधुरः शीतः कषायो लवणो गुरुः ।**
**सरो विष्टम्भकृद्रूक्षः कफस्तन्यानिलप्रदः ॥ ३१ ॥**

अन्वयः—कदम्बः प्रियकः नीपः वृत्तपुष्पः हलिप्रियः (इति नामानि, गुणाश्च—) कदम्बः मधुरः शीतः कषायः लवणः गुरुः सरः विष्टम्भकृत् रूक्षः (सन्) कफस्तन्यानिलप्रदः (अस्ति) ॥

**કદંબ,[1] પ્રિયક,[2] નીપ,[3] વૃત્તપુષ્પ[4] અને હલિપ્રિય[5] એટલાં કદંબનાં સંસ્કૃત નામો છે. કદંબ મધુર, ટાઢો, તૂરો, ખારો, ભારે, મળને ખસેડનાર, અંગોને થંભાવી દેનાર અને રૂક્ષ હોઈ કફ, ધાવણ તથા વાયુને વધારનાર છે. ૩૧**

૧. कदति—हिनस्ति बद्धकोष्ठतां सरत्वात्, कद हिंसार्थः सौत्रः, तस्मात् 'कृकदिकडि–' इति (उणा. ४–८२) अम्बच् प्रत्ययः—જે સારક હોવાથી કબજિયાતનો નાશ કરે છે, તેથી કદંબ.

૨. प्रीणाति—तर्पयति सुगन्धेन लोकान्, प्रीञ् तर्पणे, 'क्वुन् शिल्पिसंज्ञयोः' (उणा. २–३२), ततः स्वार्थे कन्—જે સુગંધથી લોકોને તૃપ્ત કરે છે, તેથી પ્રિયક—કદંબ.

૩. नयति—प्रापयति कफस्तन्यानिलान् माधुर्यादिगुणयुक्तत्वात्, णीञ् प्रापणे—'पानीविषिभ्यः पः' (उणा. ३–२३) बाहुलकाद् गुणाभावः—જે મધુરતા આદિ ગુણોવાળો હોવાથી કફ, ધાવણ તથા વાયુને વધારે છે, તેથી નીપ—કદંબ.

૪. वृत्तं पुष्पं यस्य सः—જેનું ફૂલ ગોળ હોય

રોત્સવ[8] એટલાં મધુમાધવીનાં સંસ્કૃત નામો છે. મધુમાધવી મધુર, ટાઢી અને હલકી હોઈ ત્રણે દોષને મટાડે છે. ૩૫

૧. મધૌ–વસન્તે પુષ્પ્યતિ–'कालात् साधुपुष्प्यत्.'–इत्यण्, अण्णन्ताद् ङीप्–જેને વસંતઋતુમાં ફૂલ આવે છે. તેથી માધવી–મધુમાધવી.

૨. वसन्ते पुष्प्यति–इत्यादि पूर्ववत् सर्वं कार्यम्–वासन्ती–અર્થ ઉપર પ્રમાણે.

૩. पुण्डति–खण्डयति दोषत्रयं माधुर्यादिगुणयुक्तत्वात्–पुडि खण्डने 'स्फायि०' इति (उणा. २–१३) रक्, स्वार्थे कन्–મધુરતા આદિ ગુણોને લીધે ત્રણે દોષોનો જે નાશ કરે છે, તેથી પુંડ્રક–મધુમાધવી.

૪. मण्डयति–भूषयति शरीरं दोषत्रयं दूरीकृत्य–मडि भूषायाम्–ण्वुल्–ત્રણે દોષોને દૂર કરી શરીરને જે સુશોભિત કરે છે, તેથી મંડક–મધુમાધવી.

૫. अतिक्रान्तः मुक्तां शौक्ल्यात्–'अत्यादयः'–इति तत्पुरुषः–'गोस्त्रियोरि'ति ह्रस्वश्च, यद्वा मुक्तान्–विरक्तान् अतिक्रान्तः–જે ધોળાશને લીધે મોતીથી પણ ચડિયાતી હોય છે અથવા વિરાગી–મુક્ત પુરુષોને જે ત્યજે છે, તેથી અતિમુક્ત–મધુમાધવી.

૬. विशेषात मुच्यते स्म विरक्तैः–विपूर्वकाद् मुच्लृ मोक्षणे इत्यस्मात् कर्मणि क्तः–ખાસ કરીને વિરક્ત પુરુષોએ જેને છોડી દીધેલ છે, તેથી વિમુક્ત–મધુમાધવી.

૭. कामयते रागिजनान् इत्येवंशीलः. कमु कान्तौ–'लषपतपद०'–इत्युकञ्–જે રાગવાળા–શોખીન લોકોને ઇચ્છે છે, એવો સ્વભાવ ધરાવે છે, તેથી કામુક–મધુમાધવી.

૮. भ्रमराणाम् उत्सव इव–सुगन्धेन आनन्दप्रदत्वात्–જે સુગંધ વડે આનંદદાયી હોવાથી ભમરાઓનો જાણે ઉત્સવરૂપ છે, તેથી ભ્રમરોત્સવ–મધુમાધવી.

**બે જાતના કેવડાનાં નામો તથા ગુણો**

**केतकः सूचिकापुष्पो जम्बूकः क्रकचच्छदः ।**
**सुवर्णकेतकी त्वन्या लघुपुष्पा सुगन्धिनी ॥ ३६**
**केतकः कटुकः स्वादुर्लघुस्तिक्तः कफापहः ।**
**उष्णा तिक्तरसा ज्ञेया चक्षुष्या हेमकेतकी ॥ ३७॥**

अन्वयः–केतकः सूचिकापुष्पः जम्बूकः क्रकचच्छदः (कथ्यते). अन्या सुवर्णकेतकी तु लघुपुष्पा सुगन्धिनी (प्रोच्यते), केतकः कटुकः स्वादुः लघुः तिक्तः कफापहः (अस्ति), हेमकेतकी उष्णा तिक्तरसा चक्षुष्या ज्ञेया ॥

કેતક,[1] સૂચિકાપુષ્પ,[2] જંબૂક[3] અને ક્રકચચ્છદ[4] એટલાં કેવડાનાં સંસ્કૃત નામો છે; તેમજ સુવર્ણકેતકી,[1] લઘુપુષ્પા,[2] અને સુગંધિની[3] એટલાં પીળાં ફૂલવાળા કેવડાનાં સંસ્કૃત નામો છે. કેવડો તીખો, મધુર, હલકો, કડવો અને કફને મટાડનાર છે. તેમ જ પીળો કેવડો ગરમ, કડવા રસવાળો અને નેત્રને હિતકારી છે. ૩૬,૩૭

૧. केतयन्ति–निवसन्ति कटुकस्वादुप्रभृतयो गुणा अस्मिन्, कित निवासे–क्वुन् (उणा० २–३२) केतकः–જેમાં તીખાશ. મીઠાશ વગેરે ગુણો રહે છે, તેથી કેતક–કેવડો.

૨. सूचिकासदृशं पुष्पं यस्य सः–જેનું ફૂલ સોય જેવું અણીવાળું હોય છે, તેથી સૂચિકાપુષ્પ–કેવડો.

૩. जमति–अत्ति कफम्, जमु अदने–'उलूकादि-त्वात् (उणा० ४–४१) साधुः–જે કફનો નાશ કરે છે. તેથી જંબૂક–કેવડો.

૪. क्रकचतुल्याश्छदा यस्य सः–જેનાં પાંદડાં કરવત જેવાં હોય છે, તેથી ક્રકચચ્છદ–કેવડો.

૧. सुवर्णसदृशा केतकी–सुवर्णकेतकी–शाकपार्थिवादिः–સોના જેવો પીળો કેવડો–સુવર્ણકેતકી–સોનેરી કેવડો કહેવાય છે.

૨. लघु पुष्पं यस्याः सा–જેનું ફૂલ નાનું હોય છે, તેથી લઘુપુષ્પા–સોનેરી કેવડો.

૩. सुष्ठु गन्धः अस्याः, 'अत इनि०'–नान्तत्वाद् ङीप्–જેનો ગંધ સારો હોય છે, તેથી સુગંધિની–સોનેરી કેવડો.

**રામબાવળનાં નામો તથા ગુણો**

**किङ्किरातो हेमगौरः पीतकः पीतभद्रकः ।**
**किङ्किरातो हिमस्तिक्तः कषायश्च हरेदसौ ।**
**कफपित्तपिपासास्रदाहशोषवमिकृमीन् ॥ ३८ ॥**

अन्वयः–किङ्किरातः हेमगौरः पीतकः पीतभद्रकः (इति नामानि, गुणास्तु–) किङ्किरातः हिमः तिक्तः च कषायः (सन्) कफपित्तपिपासास्रदाहशोषवमिकृमीन् हरेत् ॥

કિંકિરાત,[1] હેમગૌર,[2] પીતક[3] અને પીતભદ્રક[4] એટલાં રામબાવળનાં સંસ્કૃત નામો છે. રામબાવળ ટાઢો, કડવો અને તૂરો હોઈ કફ, પિત્ત, તરશ, લોહીનો બગાડ, દાહ, શોષ, ઊલટી તથા કૃમિને મટાડે છે. ૩૮

૧. किञ्चित् किरति–क्षिपति चित्तं रोगिणामिति किङ्किरः–सुवर्णसदृशो वर्णः-किपूर्वक–कॄ विक्षेपे–'इगुपधे'ति

### બાણપુષ્પનાં નામો તથા ગુણો

**અમ્લાતોઽમ્લાટનઃ પ્રોક્તસ્તથામ્લાતક ઇત્યપિ ।**
**કુરણ્ટકો વર્ણપુષ્પઃ સ એવોક્તો મહાસહઃ ।**
**અમ્લાટનઃ કષાયોષ્ણઃ સ્નિગ્ધઃ સ્વાદુશ્ચ તિક્તકઃ ॥૪૨**

અન્વયઃ—અમ્લાતઃ અમ્લાટનઃ તથા અમ્લાતકઃ ઇત્યપિ પ્રોક્તઃ, સઃ એવ કુરણ્ટકઃ વર્ણપુષ્પઃ મહાસહઃ ઉક્તઃ । અમ્લાટનઃ કષાયોષ્ણઃ સ્નિગ્ધઃ સ્વાદુઃ ચ તિક્તકઃ (ભવતિ) ॥

અમ્લાત,[1] અમ્લાટન,[2] અમ્લાતક,[3] કુરંટક,[4] વર્ણપુષ્પ[5] અને મહાસહ[6] એટલાં બાણપુષ્પનાં સંસ્કૃત નામો છે. બાણપુષ્પ તૂરો, ગરમ, સ્નિગ્ધ, મધુર અને કડવો હોય છે. ૪૨

૧. ન મ્લાયતિ—મ્લૈ હર્ષક્ષયે—બાહુલકાત્ તન્—ઉણાદિઃ—જે એકદમ કરમાતો નથી, તેથી અમ્લાત—બાણપુષ્પ.

૨. ન મ્લાયતિ—'સુપિ સ્થઃ' ઇત્યત્ર સુપિ ઇતિ યોગવિભાગાત્ કઃ, યદ્વા 'અન્યેષ્વપિ' ઇતિ ડઃ, અમ્લઃ સન્ અટતિ—લ્યુટ્—જે કરમાય નહિ તેવો રહે છે, તેથી અમ્લાટન—બાણપુષ્પ.

૩. અમ્લાત એવ અમ્લાતકઃ—સ્વાર્થે કન્—અર્થ પહેલા નામ પ્રમાણે.

૪. કુર્યતે—છિદ્યતે જનૈઃ ઉપયોગાર્થં, કુર છેદને—બાહુલકાદ્ અણ્ટઃ, તતઃ સ્વાર્થે કન્—જેને લોકો ઉપયોગ માટે કાપે છે, તેથી કુરંટક—બાણપુષ્પ.

૫. વર્ણયુક્તં પુષ્પં યસ્ય સઃ—જેનું ફૂલ રંગવાળું હોય છે, તેથી વર્ણપુષ્પ—બાણપુષ્પ.

૬. મહાસહ—નામની વ્યુત્પત્તિ તથા અર્થ કુંજડાના પાંચમા નામ પ્રમાણે છે.

### ચાર જાતના કાંટાઅશેળિયાનાં નામો

**સૈરેયકઃ શ્વેતપુષ્પઃ સૈરેયઃ કટસારિકા ।**
**સહાચરઃ સહચરઃ સ ચ ભિન્દ્યપિ કથ્યતે ॥૪૩॥**
**કુરણ્ટકોઽત્ર પીતે સ્યાદ્રક્તે કુરબકઃ સ્મૃતઃ ।**
**નીલે બાણા દ્વયોરુક્તો દાસ આર્તગલશ્ચ સઃ ॥૪૪॥**

અન્વયઃ—સૈરેયકઃ શ્વેતપુષ્પઃ સૈરેયઃ કટસારિકા સહાચરઃ સહચરઃ સ ચ ભિન્દી અપિ કથ્યતે । અત્ર પીતે કુરણ્ટકઃ સ્યાત્, રક્તે કુરબકઃ સ્મૃતઃ, નીલે બાણા દ્વયોઃ ઉક્તઃ, સ ચ દાસઃ આર્તગલઃ (ઉક્તઃ) ॥

સૈરેયક,[1] શ્વેતપુષ્પ,[2] સૈરેય,[3] કટસારિકા,[4] સહાચર,[5] સહચર[6] અને ભિંદી[7] એટલાં કાંટાઅશેળિયા×નાં સંસ્કૃત નામો છે.

× કેટલાક વૈદ્યક ગ્રંથોમાં કાંટા અશેળિયાને કૌવત આપનાર, પાચનશક્તિ સુધારનાર અને તેનાં બીજને પાણીમાં પલાળવાથી ચીકાશવાળા થયેલા પાણીને ઉધરસ મટાડનાર ગણે છે.

પીળો કાંટાઅશેળિયો કુરંટક[8] કહેવાય છે, રાતો કાંટાઅશેળિયો કુરબક[9] કહેવાય છે અને કાળો કાંટાઅશેળિયો બાણા,[10] દાસ[11] તથા આર્તગલ[12] કહેવાય છે. આ નામોમાં બાણા શબ્દ સ્ત્રીલિંગ તથા પુલિંગ પણ છે.

૧. સીરે—સૂર્યયુક્તાવરણરહિતપ્રદેશે ભવઃ, 'નદ્યાદિભ્યો ઢક્', તતઃ સ્વાર્થે કન્, યદ્વા સીરસ્યેમં સૈરં—સીરાકારમ્ અર્હતિ, પ્રત્યયસ્તુ ઢક્ એવ—જ્યાં સૂર્ય આવતો હોય તેવા ખુલ્લા પ્રદેશમાં જે થાય છે અથવા સૂર્ય જેવા આકારને ફૂલમાં ધારણ કરે છે અથવા જેના છોડનો આકાર હળ જેવો હોય છે, તેથી સૈરેયક—કાંટાઅશેળિયો.

૨. શ્વેતં પુષ્પં યસ્ય સઃ—જેનું ફૂલ ધોળું હોય છે, તેથી શ્વેતપુષ્પ—કાંટાઅશેળિયો.

૩. સૈરેય—નામની વ્યુત્પત્તિ તથા અર્થ પહેલા નામ પ્રમાણે છે.

૪. કટમ્—ઉત્કટં સરતિ ઇત્યેવંશીલા સુસ્નિગ્ધત્વાત્—'સુપ્યજાતાવિ'તિ ણિનિઃ, તતઃ સ્વાર્થે કન્, ટાપ્—જે અતિશય સ્નિગ્ધપણાનો ગુણ સ્રવે છે, તેથી કટસારિકા—કાંટાઅશેળિયો.

૫. સહ ચરતિ—પચાદ્યચ્—'અન્યેષામપી'તિ દીર્ઘત્વમ્—જે કોઈની સાથે કામ કરે છે, તેથી સહાચર-કાંટાઅશેળિયો.

૬. ઉપર પ્રમાણે જ સહચર નામની વ્યુત્પત્તિ તથા અર્થ છે, ફક્ત દીર્ઘ થયેલ નથી.

૭. ભિન્દતિ—પીતરક્તનીલાદ્યવયવાન્ પ્રાપ્નોતિ, ભિદિ અવયવે—ઔણાદિક ઇન્—'કૃદિકારાદક્તિન' ઇતિ વા ઙીષ્—જે લાલ, પીળા, કાળા વગેરે રંગના અવયવો ધારણ કરે છે—તે તે જુદા જુદા રંગનો પણ થાય છે, તેથી ભિંદી—કાંટાઅશેળિયો.

૮. કુરણ્ટક—નામની વ્યુત્પત્તિ તથા અર્થ ઉપર બાણપુષ્પના ચોથા નામ પ્રમાણે છે.

૯. કુત્સિતઃ ઈષદ્ વા રવઃ અલીનામત્ર, અલ્પમકરન્દત્વાત્—જેમાં પુષ્પરસ ઓછો હોય છે, તેથી ભમરાઓનો શબ્દ થોડો હોય છે અથવા બરાબર હોતો પણ નથી, તેથી કુરબક—રાતો કાંટાઅશેળિયો.

૧૦. વણ્યતે—શબ્દ્યતે વર્ણ્યતે વા કવિભિઃ, વણ શબ્દે કર્મણિ ઘઞ્,—બવયોરૈક્યમ્—જેને કવિઓ વર્ણવે છે, તેથી વાણા અથવા બાણા—કાળો કાંટાઅશેળિયો.

૧૧. દસ્યતે—નાસ્યતે કુષ્ઠાદિરોગિણાં કૃતે યો વૈદ્યૈઃ—

इति ( उणा. २–३२ ), यद्वा तिल इवेति इवार्थे कन्–કફ કોઢ, વગેરેના રોગીઓના તે તે રોગો દૂર કરી તેઓના પર જે સ્નેહ ધરાવે છે અથવા તલના છોડ જેવો જે થાય છે, તેથી તિલક કહેવાય છે.

૨. क्षुरति–विलिखति कफकुष्ठादीन्, क्षुर विलेखने–पूर्ववत् क्वुन् प्रत्ययः–કફ, કોઢ વગેરેને જે ખોતરી કાઢે–મટાડે છે. તેથી ક્ષુરક–તિલક.

૩. श्रीः अस्ति अस्य–मतुप्–જેની શોભા સારી હોય છે, તેથી શ્રીમાન્–તિલક.

૪. पुरति अग्रे गच्छति सर्वपुष्पवृक्षाणां रसायनत्वात्–पुर अग्रगमने–'पुरः कुषन्' ( उणा. ४–७४ )–જે બધાં ફૂલઝાડોમાં અગ્રેસર ગણાય છે, કેમકે રસાયન છે, તેથી પુરુષ–તિલક.

૫. छिन्नं पुष्पं यस्य सः–જેનું ફૂલ છેદાયેલું–ચિરાડવાળું જ થાય છે, તેથી છિન્નપુષ્પક–તિલક.

### બપોરિયાનાં નામો તથા ગુણો

**बन्धूको बन्धुजीवश्च रक्तो माध्याह्निकोऽपि च ।**
**बन्धूकः कफकृद्ग्राही वातपित्तहरो लघुः ॥४९॥**

अन्वयः–बन्धूकः च बन्धुजीवः रक्तः अपि च माध्याह्निकः–( इति नामानि, गुणास्तु– ) बन्धूकः कफकृत् ग्राही लघुः ( सन् ) वातपित्तहरः ( अस्ति ) ॥

**બંધૂક,[1] બંધુજીવ,[2] રક્ત[3] અને માધ્યાહ્નિક[4] એટલાં બપોરિયાનાં સંસ્કૃત નામો છે. બપોરિયો કફ કરનાર, દસ્તને રોકનાર અને હલકો હોઈ વાયુ તથા પિત્તને મટાડે છે.૪૯**

૧. बध्नाति चित्तं सुन्दरपुष्पत्वात्, मलं चापि ग्राहित्वाद्, बन्ध बन्धने–'उल्कादयश्च' ( उणा. ४–४१ ) इत्यूकः प्रत्ययः–જેનું ફૂલ સુંદર હોવાથી લોકોનાં ચિત્તને આકર્ષે છે, તેથી અથવા ગ્રાહી ગુણવાળો હોવાથી ઝાડાને રોકે છે, તેથી બંધૂક–બપોરિયો.

૨. बन्धुः इव जीवं–जलम् अस्य वायुपित्तहरं, यद्वा बन्धुरिव जीवयति वातादिरोगिणः–अच्–જેનું પાણી વાયુ તથા પિત્તનો નાશ કરનાર હોવાથી રોગીને બંધુ જેવું છે, જેનું પોતાનું જીવન પણ પાણી છે, અથવા વાતપિત્તના રોગીઓને બંધુની પેઠે જે જિવાડે છે, તેથી બંધુજીવન–બપોરિયો.

૩. रक्तः वर्णः अस्ति अस्य पुष्पे–अर्शआद्यच्–જેના ફૂલમાં રાતો રંગ હોય છે, તેથી રક્ત–બપોરિયો.

૪. अह्नः मध्यं–मध्याह्नः, मध्याह्ने भवः–'कालाट्ठञ्'–બપોરના વખતે જેનું ફૂલ ઊઘડે છે. માટે માધ્યાહ્નિક–બપોરિયો.

### જાસૂદનાં નામો તથા ગુણો

**ओड्रपुष्पं जपा चाथ त्रिसन्ध्या साऽरुणाऽसिता ।**
**जपा संग्राहिणी केश्या त्रिसन्ध्या कफवातजित् ५०**

अन्वयः–ओड्रपुष्पं जपा, अथ सा अरुणा असिता त्रिसन्ध्या ( कथ्यते ), जपा संग्राहिणी केश्या ( भवति ), त्रिसन्ध्या कफवातजित् ( अस्ति ) ॥

**ઓડ્રપુષ્પ[1] અને જપા[2] એ જાસૂદનાં સંસ્કૃત નામો છે. એ જાસૂદ ઝાડાને રોકનાર અને કેશને માટે સારી છે. જે જાસૂદ રાતાં અને કાળાં ફૂલવાળી થાય છે, તે ત્રિસંધ્યા[3] કહેવાય છે. એ જાસૂદ કફ તથા વાયુને મટાડે છે. ૫૦**

૧. आ–ईषत् उनत्ति–क्लिद्यति–उन्दी क्लेदने–'स्फायितञ्चि.' ( उणा. २–१३ ) इति रक्, बाहुलकाद् दस्य डत्वम्–ओड्रं पुष्पं यस्य–જેનું ફૂલ લગાર ભીનું રહે છે, તેથી ઓડ્રપુષ્પ–જાસૂદ.

૨. जपति–व्यक्तं वदति स्वकीयान् गुणान्, जप व्यक्तायां वाचि, अच्–टाप्, જે પોતાના ગુણોને સ્પષ્ટ જણાવે છે, તેથી જપા–જાસૂદ.

૩. तिस्रः सन्ध्या अस्याः पुष्पकालः–જેના પુષ્પનો સમય ત્રણે સંધ્યાઓ હોય છે, તેથી ત્રિસંધ્યા–રાતી અને કાળી–જાસૂદ.

### રાતાં ફૂલવાળી જાસૂદનાં નામો તથા ગુણો

**सिन्दूरी रक्तबीजा च रक्तपुष्पा सुकोमला ।**
**सिन्दूरी विषपित्तास्रतृष्णावान्तिहरी हिमा ॥५१॥**

अन्वयः–सिन्दूरी रक्तबीजा रक्तपुष्पा च सुकोमला ( इति नामानि, गुणास्तु– ) सिन्दूरी हिमा विषपित्तास्रतृष्णावान्तिहरी ( अस्ति ) ॥

**સિંદૂરી,[1] રક્તબીજા[2], રક્તપુષ્પા[3] અને સુકોમલા[4] એટલાં કેવળ રાતાં ફૂલવાળી જાસૂદનાં સંસ્કૃત નામો છે. એ જાસૂદ ટાઢી છે અને ઝેર, પિત્તરક્ત કે રક્તપિત્ત, તરશ તથા વમનને મટાડે છે. ૫૧**

૧. स्यन्दते–प्रस्रवति शैत्यम्–स्यन्दू प्रस्रवणे–'स्यन्देः संप्रसारणं च' ( उणा. १–६८ ) इत्यूरन् प्रत्ययः, संप्रसारणं च, जातित्वाद् ङीप्–જે શીતળતાને ઝરે છે, તેથી સિન્દૂરી; અથવા सिन्दूरसदृशो वर्णः अस्ति अस्याः–अर्शआद्यच्–पूर्ववद् ङीप्–જેનો રંગ સિંદૂર જેવો લાલ હોય છે, તેથી સિંદૂરી–રાતી જાસૂદ.

અન્વયઃ અસૌ મારુતઃ મરુબકઃ મરુત્ મરુઃ અપિ સ્મૃતઃ, અપિ ચ ફણી ફણિજ્જકઃ પ્રસ્થપુષ્પઃ સમીરણઃ (કથ્યતે) ॥

**મારુત,[1] મરુબક,[2] મરુત્,[3] મરુ,[4] ફણી,[5] ફણિજજક,[6] પ્રસ્થપુષ્પ[7] અને સમીરણ[8] એટલાં મરવાનાં સંસ્કૃત નામો છે. ૫૫**

૧. મરુતઃ અયં સમ્બન્ધી, તદુત્પાદકત્વાત્–ઇદમર્થેઽણ્ –આ મરવો વાયુકારક હોવાથી વાયુના સંબંધવાળો છે, તેથી મારુત કહેવાય છે.

૨. મરૌ–નિર્જલપ્રદેશે વાતિ–ગચ્છતિ, વા ગતિગન્ધનયોઃ–'ક્વુન્' (ઉણા. ૨–૩૨)–વવયોરૈક્યમ્–જે નિર્જળ પ્રદેશમાં થાય છે, તેથી મરુબક–મરવો.

૩. મ્રિયન્તે અનેન વૃશ્ચિકાદિવિષાણિ–'મૃગ્રોરુતિઃ' (ઉણા ૧–૯૪)–જેના ઉપયોગથી વીંછી વગેરેનાં ઝેર નાશ પામે છે, તેથી મરુત્–મરવો.

૪. મ્રિયન્તે અનેન વૃશ્ચિકાદિવિષશ્લેષ્મવાતાદયઃ, 'મૃમૃશી.' (ઉણા. ૧–૭)–જેના ઉપયોગથી વીંછી વગેરેનું ઝેર તથા કફ, વાયુ વગેરે નાશ પામે છે, તેથી મરુ–મરવો.

૫. ફણાઃ–સર્પફણાસદૃશપત્રાણિ સન્તિ અસ્ય–વ્રીહ્યાદિત્વાત્ ઇન્, અદન્તત્વે તુ 'અત ઇનિઃ૦'–જેને સર્પની ફેણ જેવાં પાંદડાં હોય છે, તેથી ફણી–મરવો.

૬. ફણો જાત ઇવ અસ્માત્–ફણાતુલ્યપત્રત્વાત્, યદ્વા ફણી ઉજ્ઝકઃ–દૂરાદ્ વર્જકઃ અસ્ય, તદ્વિષઘ્નત્વાત્ ઉભૌ પૃષોદરાદી–જેનાં પાંદડાં સર્પની ફેણ જેવાં હોય છે, તેથી જેમાંથી જાણે સાપ ઉત્પન્ન થયો હોય એમ લાગે છે, તેથી અથવા સર્પના ઝેરનો નાશ કરનાર હોવાથી જેને સાપ દૂરથી છોડે છે–જેની પાસેથી સાપ દૂર નાસે છે, તેથી ફણિજ્જક–મરવો.

૭. પ્રસ્થે–પર્વતાદિશિખરે પુષ્પ્યતિ, પુષ્પ વિકસને, પચાદ્યચ્–પર્વત વગેરેનાં શિખર ઉપર અથવા બહુ ઓછા પાણીવાળા પ્રદેશ પર જે ફાલે છે, તેથી પ્રસ્થપુષ્પ–મરવો.

૮. સમ્યક્ ઈરયતિ જાઠરં વહ્નિં તીક્ષ્ણોષ્ણત્વાદગ્નિપ્રદત્વાચ્ચ, નન્દ્યાદિત્વાત્ લ્યુઃ–જે તીક્ષ્ણ તથા ગરમ છે તથા અગ્નિપ્રદાયક છે, તેથી જઠરાગ્નિને જે બરાબર પ્રેરે છે, માટે સમીરણ–મરવો.

## મરવાના ગુણો

**મરુદગ્નિપ્રદો હૃદ્યસ્તીક્ષ્ણોષ્ણઃ પિત્તલો લઘુઃ ।**
**વૃશ્ચિકાદિવિષશ્લેષ્મવાતકુષ્ઠકૃમિપ્રણુત્ ।**
**કટુપાકરસો રુચ્યસ્તિક્તો રૂક્ષઃ સુગન્ધિકઃ ॥૫૬॥**

અન્વયઃ–મરુદ્ અગ્નિપ્રદઃ હૃદ્યઃ તીક્ષ્ણોષ્ણઃ પિત્તલઃ લઘુઃ (સન્) વૃશ્ચિકાદિવિષશ્લેષ્મવાતકુષ્ઠકૃમિપ્રણુત્ કટુપાકરસઃ રુચ્યઃ તિક્તઃ રૂક્ષઃ સુગન્ધિકઃ (અસ્તિ) ॥

**મરવો અગ્નિ કરનાર, હૃદયને ગમે એવો, તીક્ષ્ણ, ગરમ, પિત્ત કરનાર અને હલકો હોઈ વીંછી આદિનાં ઝેર, કફ, વાયુ, કોઢ અને કૃમિનો નાશ કરનાર છે; પાકમાં કડવો, રુચિ ઉપજાવનાર, તીખો, રૂક્ષ અને સુગંધી છે. ૫૫**

## ડમરાનાં નામો

**ઉક્તો દમનકો દાન્તો મુનિપુત્રસ્તપોધનઃ ।**
**ગન્ધોત્કટો બ્રહ્મજટો વિનીતઃ કલપત્રકઃ ॥૫૭॥**

અન્વયઃ–દમનકઃ દાન્તઃ મુનિપુત્રઃ તપોધનઃ ગન્ધોત્કટઃ બ્રહ્મજટઃ વિનીતઃ કલપત્રકઃ ઉક્તઃ ॥

**દમનક[1], દાંત,[2] મુનિપુત્ર,[3] તપોધન,[4] ગંધોત્કટ,[5] બ્રહ્મજટ,[6] વિનીત[7] અને કલપત્રક[8] એટલાં ડમરાનાં સંસ્કૃત નામો છે. ૫૭**

૧. દમયતિ ભૂતપ્રેતવિષાદીન્, દમુ ઉપશમે–ણ્યન્તાદ્ નન્દ્યાદેર્લ્યુઃ, તતઃ સ્વાર્થે કન્–જે ભૂતપ્રેત તથા ઝેર વગેરેનો નાશ કરે છે, તેથી દમનક–ડમરો.

૨. દમયતિ–ઉપશમયતિ કુષ્ઠકણ્ડ્વાદીન્, દમુ ઉપશમે–કર્તરિ ક્તઃ–'વા દાન્તશાન્ત૦' ઇતિ સૂત્રેણ ણિજન્તો નિષ્ઠાન્તો નિપાતિતઃ–કોઢ, ચેળ વગેરેનો જે નાશ કરે છે, તેથી દાન્ત–ડમરો.

૩. મુનેઃ પુત્ર ઇવ હૃદ્યત્વાત્ વિષાદિનાશકત્વાચ્ચ–હૃદયને ગમે એવો અને ઝેર વગેરેનો નાશ કરનાર હોવાથી જાણે કોઈ મુનિનો પુત્ર હોય તેવો છે, તેથી મુનિપુત્ર–ડમરો.

૪. વિષાદિપીડિતાનાં પીડાનાશકત્વરૂપં તપઃ એવ ધનં યસ્ય સઃ–ઝેર વગેરેથી પીડા પામતા લોકોની પીડાનો નાશ કરવો, એ રૂપી તપ જેનું ધન અથવા સર્વસ્વ છે, તેથી તપોધન–ડમરો.

૫. ગન્ધેન ઉત્કટઃ–ઉગ્રઃ–ઉત્તમો વા–જેની ગંધ ઉત્કટ, ઉગ્ર અને ઉત્તમ હોય છે, તેથી ગન્ધોત્કટ–ડમરો.

૬. બ્રહ્મણો જટા ઇવ સંહતત્વં યસ્ય સઃ–બ્રહ્મનિષ્ઠની જટા જેવું ગીચપણું અથવા ઝૂંડ જેને હોય છે, તેથી બ્રહ્મજટ–ડમરો.

૭. વિનીયતે સ્મ વિષકુષ્ઠાદિનાશનાર્થે જનૈઃ, વિપૂર્વકાદ્ ણીઞ્ પ્રાપણે ઇત્યસ્માત્ કર્મણિ ક્તઃ–ઝેર, કોઢ વગેરેનો નાશ કરવા લોકો જેને ખાસ લઈ જાય છે તેથી

વિનીત-ડમરો.

૮ પત્રાણિ-મનોહરાણિ રૂપાણિ ચ પત્રાણિ યસ્ય સ—જેનાં પાંદડાં મનોહર તથા વીર્યવર્ધક છે, તેથી કઠપત્રક-ડમરો

ડમરાના ગુણો

દમનસ્તુવરસ્તિક્તો હૃદ્યો વૃષ્યઃ સુગન્ધિકઃ ।
ગ્રહાન્વિષકુષ્ઠાસ્રક્લેદકણ્ડૂત્રિદોષજિત્ ॥ ૫૮ ॥

અન્વય—દમનઃ તુવરઃ તિક્તઃ હૃદ્યઃ વૃષ્યઃ સુગન્ધિકઃ ગ્રહાન્ વિષકુષ્ઠાસ્રક્લેદકણ્ડૂત્રિદોષાન્ જિત્ (અસ્તિ) ॥

ડમરો તૂરો, તીખો, હૃદયને ગમે એવો, વીર્યને વધારનાર તથા સુગંધી કોઈ ભૂતપ્રેત, ઝેર, કોઢ, લોહીનો બગાડ, શરીરની ભીનાશ, ખૂજલી તથા ત્રણે દોષને મટાડનાર છે. ૫૮

તુલસીની જાત—બર્બરીનાં નામો તથા ગુણો

બર્બરી તુવરી તુઙ્ગી ખરપુષ્પાઽજગન્ધિકા ।
પર્ણાસસ્તત્ર કૃષ્ણે તુ કઠિઞ્જરકુઠેરકૌ ॥ ૫૯ ॥
તત્ર શુક્લેઽર્જકઃ પ્રોક્તો વટપત્રસ્તથાઽપરઃ ।
બર્બરીત્રિતયં રૂક્ષં શીતં કટુ વિદાહિ ચ ॥ ૬૦ ॥
તીક્ષ્ણં રુચિકરં હૃદ્યં દીપનં લઘુપાકિ ચ ।
પિત્તકૃત્કફવાતાસ્રકણ્ડૂકૃમિવિષાપહમ્ ॥ ૬૧ ॥

અન્વય—બર્બરી તુવરી તુઙ્ગી ખરપુષ્પા અજગન્ધિકા પર્ણાસ (અપ્યસ્તિ)। તત્ર કૃષ્ણે તુ કઠિઞ્જરકુઠેરકૌ (ઇતિ નામદ્વયં પ્રયુજ્યતે), તત્ર શુક્લે અર્જકઃ, તથા અપરઃ વટપત્રઃ પ્રોક્તઃ । બર્બરીત્રિતયં રૂક્ષં શીતં કટુ વિદાહિ ચ તીક્ષ્ણં રુચિકરં હૃદ્યં દીપનં ચ લઘુપાકિ (તથા) પિત્તકૃત્ કફવાતાસ્રકણ્ડૂકૃમિવિષાપહમ્ (અસ્તિ) ॥

બર્બરી,[1] તુવરી,[2] તુંગી,[3] ખરપુષ્પા,[4] અજગંધિકા[5] અને પર્ણાસ[6] એટલાં બર્બરીનાં સંસ્કૃત નામો છે; પરંતુ કાળી બર્બરી કઠિંજર[7] અને કુઠેરક[8] કહેવાય છે. ધોળી બર્બરી અર્જક[9] કહેવાય છે અને ત્રીજી જાતની બર્બરી વટપત્ર[10] કહેવાય છે ત્રણે બર્બરી રૂક્ષ, ઠાઢી, કડવી, દાહ કરનાર, તીક્ષ્ણ, રુચિ ઉપજાવનાર, હૃદયને ગમે એવી, અગ્નિને પ્રદીપ્ત કરનાર, પાકમાં હલકી અને પિત્ત કરનાર કોઈ કફ, વાતરક્ત રોગ, ખળ, કૃમિ તથા ઝેરને મટાડે છે ૫૯–૬૧

૧ બર્બરીતિ—અતિશયં તીક્ષ્ણોઽસ્તિ વિવિધાન્ ગુણાન્—ગુણ્ વરણે—બહુગુણત્વાત્ સ્વાધ્યમ્—સ્વીકરોતિ—અનેકગુણોપેતત્વાત્ બર્બરી—જે અનેક જાતના ગુણોને અતિશય સ્વીકારે છે, તેથી બર્બરી-તુલસીની એક જાત.

૨. તુવરઃ રસઃ અસ્તિ યસ્યાઃ—અર્થમાધ્યમ્—મૌરાધિ, ગ્રહ વાતાદિ—ત્રિદોષજ્ઞત્વાત્—વાતાદિ દોષ–‘કિઞ્ચિજ્જલ’ (ઉણા. ૩-૧) ઇત્યાદિના પ્રત્યય—જેનો રસ કંઈક તૂરો હોય છે, તેથી અથવા કફ, વાયુ, ઝેર વગેરેનો જે નાશ કરે છે, તેથી તુવરી-બર્બરી તુલસી.

૩. તુઙ્ગતિ—હિનસ્તિ વિષાદિકમનયા, તુગિ હિંસાયામ્, ધનુ, ગ્રામણ્યાદિ ગૌરાદિત્વ, અથવા તુઙ્ગત્વાત્—તુઙ્ગી—જેનાથી ઝેર વગેરેનો નાશ કરાય છે, તેથી અથવા ઊંચી હોવાથી તુંગી-બર્બરી તુલસી.

૪. ખરાણિ પુષ્પાણિ યસ્યાઃ સા—જેનાં ફૂલ કઠોર—ખરબચડાં થાય છે, તેથી ખરપુષ્પા-બર્બરી તુલસી.

૫. અજસ્ય ગન્ધ ઇવ ગન્ધો યસ્યાઃ સા—જેની ગંધ બકરાના જેવી હોય છે, તેથી અજગંધિકા-બર્બરી તુલસી.

૬. પર્ણાનિ અસ્યતિ, અસુ ક્ષેપણે—અણ્વધમ્, અથવા પર્ણે અસતિ—દીપ્યતે, અસ દીપ્તૌ ધ્વાદ્—જે પાંદડાને ફેંકી પાડે છે અથવા પાંદડાં વડે જે દીપે છે, તેથી પર્ણાસ-બર્બરી.

૭. કઠિનમપિ જરયતિ—જીર્ણતાં નયતિ તીક્ષ્ણત્વાત્ દીપનત્વાત્, જૃષ્ વયોહાનૌ, અચ્પ્રત્યય, ખચ્પ્રત્યય—જે તીક્ષ્ણ તથા દીપન હોવાથી કઠણ વસ્તુને પણ પચાવી દે છે, તેથી કઠિંજર-કાળી બર્બરી.

૮. કુત્સિતં કઠિનં અતિક્રમ્ય ગચ્છતીતિ, કુઠિ પ્રતિઘાતે—‘પરિતસ્યિકુઠિ’ (ઉણા. ૧-૫૮) ઇત્યેરક, કફવાતાદીન્ પ્રતિહન્તિ ઇતિ કુઠેરક—જે કફ, વાયુ વગેરેનો નાશ કરે છે, તેથી કુઠેરક-કાળી બર્બરી.

૯. અર્જયતિ ગુણાન્ ઇત્યાદિ, અર્જ અર્જને—અર્જકઃ—જે દીપન વગેરે ગુણોને મેળવે છે અથવા પમાડે છે, તેથી અર્જક-ધોળી બર્બરી.

૧૦. વટસ્યેવ પત્રં યસ્ય સઃ—જેનાં પાન વડના ઝાડ જેવાં હોય છે, તેથી વટપત્ર નામે કહેવાતી ત્રીજી બર્બરીની જાત.

ઇતિ શ્રીભાવપ્રકાશમાં પુષ્પાદિવર્ગ સમાપ્ત

## ૫ : વટાદિવર્ગ

### વડનાં નામો

वटो रक्तफलः शृङ्गी न्यग्रोधः स्कन्धजो ध्रुवः ।
क्षीरी वैश्रवणावासो वहुपादो वनस्पतिः ॥ १ ॥

અન્વયઃ–वटः रक्तपत्रः शृङ्गी न्यग्रोधः स्कन्धजः ध्रुवः क्षीरी वैश्रवणावासः वहुपादः वनस्पतिः ( इति नामानि ) ॥

**વટ,[1] રક્તફળ,[2] શૃંગી,[3] ન્યગ્રોધ,[4] સ્કંધજ,[5] ધ્રુવ,[6] ક્ષીરી,[7] વૈશ્રવણાવાસ,[8] બહુપાદ[9] અને વનસ્પતિ[10] એટલાં વડનાં સંસ્કૃત નામો છે. ૧**

૧. वटति–वेष्टयति भूप्रदेशं व्योमप्रदेश कफपित्तव्रणादींश्च, वट वेष्टने–पचाद्यच्–જે જમીનના તથા આકાશના અમુક પ્રદેશને વીંટી લે છે તેમ જ કફ, પિત્ત, વ્રણ વગેરે રોગોને પણ ઘેરી લઈ મટાડે છે, તેથી વટ–વડનું ઝાડ.

૨. रक्तं फलं यस्य सः–જેનું ફળ લાલ રંગનું થાય છે, તેથી રક્તફલ–વડ.

૩. शृङ्गम् अस्य अस्ति–'अत इनि०'–જેની ટોચ શિખરાકાર હોય છે, તેથી શૃંગી–વડ.

૪. न्यग् रुणद्धि, रुधिर् आवरणे–कर्मण्यण्–જે નીચેના પ્રદેશને પણ રોકે–ઘેરે છે, તેથી ન્યગ્રોધ–વડ.

૫. स्कन्धात् जायते–'अन्येष्वपि दृश्यते' इति डः–જે થડમાંથી ઉત્પન્ન થાય છે, તેથી સ્કન્ધજ–વડનું ઝાડ.

૬. ध्रुवति–स्थिरीभवति दीर्घकालं, ध्रु स्थैर्ये–अच्–જે લાંબો કાળ સ્થિર રહે–ટકે છે, તેથી ધ્રુવ–વડનું ઝાડ.

૭. क्षीरम् अस्ति अस्य–'अत इनि०'–જેને ક્ષીર હોય છે, તેથી ક્ષીરી–વડનું ઝાડ.

૮. वैश्रवणस्य–यक्षपतेः कुवेरस्य आवासः यस्मिन्–જેમાં યક્ષરાજ કુબેરનો વાસ હોય છે, તેથી વૈશ્રવણાવાસ–વડનું ઝાડ.

૯. वहवः पादाः–मूलानि यस्य सः–જેને ઘણાં મૂળિયાં હોય છે, તેથી બહુપાદ–વડ.

૧૦. वनस्य पतिः–पारस्करादित्वात् सडुट्को निपातः–જેને ફૂલ વિના ફળ આવે છે, તેવું ઝાડ હોવાથી વનસ્પતિ–વડ.

### વડના ગુણો

वटः शीतो गुरुर्ग्राही कफपित्तव्रणापहः ।
वर्ण्यो विसर्पदाहघ्नः कषायो योनिदोषहृत् ॥ २ ॥

અન્વયઃ–( गुणास्तु– ) वटः शीतः गुरुः ग्राही वर्ण्यः कषायः ( सन् ) कफपित्तव्रणापहः विसर्पदाहघ्नः योनिदोषहृत् ( अस्ति ) ॥

**વડ ટાઢો, ભારે, ઝાડાને રોકનાર, વર્ણને સારો કરનાર અને તૂરો હોઈ કફ, પિત્ત, વ્રણ, રતવા, દાહ તથા યોનિના દોષને મટાડે છે. ૨**

### પીપળાનાં નામો તથા ગુણો

वोधिद्रुः पिप्पलोऽश्वत्थश्चलपत्रो गजाशनः ।
पिप्पलो दुर्जरः शीतः पित्तश्लेष्मव्रणास्रजित् ॥
गुरुस्तुवरको रूक्षो वर्ण्यो योनिविशोधनः ॥ ३ ॥

અન્વય.–वोधिद्रुः पिप्पलः अश्वत्थः चलपत्रः गजाशनः ( इति नामानि, गुणास्तु– ) पिप्पलः दुर्जरः शीतः ( सन् ) पित्तश्लेष्मव्रणास्रजित् गुरुः तुवरकः रूक्षः वर्ण्यः योनिदोषविशोधनः ( अस्ति ) ॥

**બોધિદ્રુ[1] પિપ્પલ,[2] અશ્વત્થ,[3] ચલપત્ર[4] અને ગજાશન[5] એટલાં પીપળાનાં સંસ્કૃત નામો છે. પીપળો માંડ પચે એવો અને ટાઢો હોઈ પિત્ત, કફ, વ્રણ તથા લોહીના બગાડને મટાડનાર, ભારે, તૂરો, રૂક્ષ, વર્ણને સારો કરનાર અને યોનિના દોષોને દૂર કરનાર છે. ૩**

૧. वुध्यते–ज्ञायते दुर्जरत्वादिगुणयुक्तः, वुध अवगमने–' सर्वधातुभ्य इन् ', ततः वोधिश्चासौ द्रुश्च–જેનું પાચન થવું મુશ્કેલ છે, એવા ઝાડરૂપે જે જણાય છે, તેથી બોધિદ્રુ–પીપળો.

૨. पिप्पलं–जलमस्ति अस्य मूले सिक्तत्वात्–अर्शआद्यच्–જેનાં મૂળિયાંમાં પાણી સિંચાય છે, તેથી કાયમ પાણીના સંબંધવાળો જે રહે છે, તેથી પિપ્પલ–પીપળો..

૩. वटशाल्मल्याद्यपेक्षया न श्वः–चिरं तिष्ठति–' सुपि स्थः ' इति कः, यद्वा अश्वत्थं–जलम् अस्य अस्ति–अर्शआद्यच्–વડ, શીમળો વગેરે ઝાડોના કરતાં લાંબો કાળ જે ટકતો નથી, પણ ઓછો કાળ ટકે છે, તેથી અથવા જેને કાયમ પાણી સાથે સંબંધ રહે છે, તેથી અશ્વત્થ–પીપળો.

૪. चलानि दलानि यस्य सः–જેનાં પાંદડાં કાયમ ચાલ્યા કરે છે, તેથી ચલદલ–પીપળો.

૫. गजैः अश्यते, अश भोजने–कर्मणि ल्युट्–જેને હાથીઓ વધારે ખાય છે, તેથી ગજાશન–પીપળો.

### પારસપીપળાનાં નામો તથા ગુણો

पारीशोऽन्यः पलाशश्च कपिचूतः कमण्डलुः ।
गर्दभाण्डः कन्दरालः कपीतनसुपार्श्वकौ ॥ ४ ॥

पारीशो दुर्जरः स्निग्धः कृमिशुक्रकफप्रदः।
फलेऽम्लो मधुरो मूले कषायः स्वादुमज्जकः॥५॥

अन्वय–अस्य पारीशः पलाशः कपिचूतः कमण्डलुः गर्दभाण्डः कन्दरालः च कपीतनः सुपार्श्वकः (इति नामानि, गुणाश्च–) पारीशः दुर्जरः स्निग्धः फले अम्लः मूले मधुरः कषायः स्वादुमज्जकः (च) कृमिशुक्रकफप्रदः (अस्ति)॥

બીજો પારીશ,[1] પલાશ,[2] કપિચૂત,[3] કમણ્ડલુ,[4] ગર્દભાંડ,[5] કંદરાલ,[6] કપીતન[7] અને સુપાર્શ્વક[8] એટલાં પારસપીપળાનાં સંસ્કૃત નામો છે. પારસપીપળો મોડે પચે એવો, સ્નિગ્ધ, ફળમાં ખાટો, મૂળમાં મધુર, તૂરો, મીઠા ગર્ભવાળો અને કૃમિ, વીર્ય તથા કફને વધારનારો છે ૪,૫

૧ पारयति पारं गच्छति वा–पॄ पूर्तौ–कुर्वति, अपां, जल वा–गौरादि पारीं पानं शमयति–जलं जयति वा–पारीशः–જે પાણીના પૂરને ઓછું કરે છે અથવા નાશ પમાડે છે તેથી પારીશ–પારસપીપળો.

૨ प्रशस्तानि पलाशानि–पत्राणि सन्ति अस्य–अर्शआद्यच्, पलं मांसम् अश्नाति, पलं शोभते वा–જેમાં પાંદડાં સુંદર હોય છે, તેથી અથવા માંસને જે (ખાતર દ્વારા) ખાય છે, તેથી પલાશ–પારસપીપળો.

૩ कपीनां चूत इव प्रियत्वात्–વાંદરાઓનો જાણે આંબો હોય તેવો તેઓને પ્રિય હોય છે, તેથી કપિચૂત–પારસપીપળો.

૪ कस्य–जलस्य मण्डलं इति मण्ड–शब्दं लाति, कं जलं मण्डयति वा–भूषयतीत्यर्थः–પાણીનો ભાર જે ગ્રહણ કરે છે તેથી કમણ્ડલુ–પારસપીપળો.

૫ गर्दभं । –विशेषं अण्डति–भाति–अस्य फलम्–'अण्ड' (उणा १–११४)–જે ગધેડાના જાતની ખાસ ગંધ ધરાવે છે તેથી ગર્દભાંડ–પારસપીપળો.

૬ कन्दरं–गुहां लाति–'आतोऽनुपसर्गे कः'–જે બખોલ વગેરેમાં કોતરો–ગુફાઓ ધરાવે છે તેથી કંદરાલ–પારસપીપળો.

૭ तनोति इति तन–तनु वा कायं तन् केन, कपीनां कोटरैर्वसतां वा हितः–कपीतनः–જે વાંદરાની અથવા વાંદરાના રંગ જેવી શોભા વિસ્તારે છે, તેથી કપીતન–પારસપીપળો.

૮ शोभनं पार्श्वं यस्य सः–જેનું પડખું–બાજુનો ભાગ સુંદર હોય છે, તેથી સુપાર્શ્વક–પારસપીપળો.

### વેલિયા પીપળાના નામો

नन्दिवृक्षोऽश्वत्थभेदः प्ररोही गजपादपः।
स्थालीवृक्षः क्षयतरुः क्षीरी च स्याद्वनस्पतिः॥६॥

अन्वय–नन्दिवृक्षः अश्वत्थभेदः प्ररोही गजपादपः स्थालीवृक्षः क्षयतरुः क्षीरी च वनस्पतिः स्यात्॥

નંદિવૃક્ષ,[1] અશ્વત્થભેદ,[2] પ્રરોહી,[3] ગજપાદપ,[4] સ્થાલીવૃક્ષ,[5] ક્ષયતરુ,[6] ક્ષીરી[7] અને વનસ્પતિ[8] એટલાં વેલિયા પીપળાના સંસ્કૃત નામો છે ૬

૧ नन्दन्ति अस्मिन्–टुनदि समृद्धौ–'इन्' (उणा ४–११८) नन्द्या वृक्षः–જે સમૃદ્ધિનું ઝાડ ગણાય છે તેથી નંદિવૃક્ષ–વેલિયો પીપળો.

૨ अश्वत्थस्य–पिप्पलस्य भेदः–જે પીપળાની એક જાત છે, તેથી અશ્વત્થભેદ–વેલિયો પીપળો.

૩ प्ररोहेण रोहति–प्ररोहति–प्ररोहाः–अङ्कुराः सन्ति अस्य–'अत इनि०'–જેને ઘણી જ ટીશીઓ અથવા અંકુરા થાય છે, તેથી પ્રરોહી–વેલિયો પીપળો.

૪ गजानां–प्रिय पादपः–જે હાથીને પ્રિય ઝાડ છે તેથી ગજપાદપ–વેલિયો પીપળો.

૫ स्थाल्यै वृक्षः–જે ઝાડ હાંડલાં વાડકી, રમકડાં વગેરે બનાવવામાં ખાસ ઉપયોગી છે, તેથી સ્થાલીવૃક્ષ–વેલિયો પીપળો.

૬ क्षयहेतुः तरुः–उष्णत्वात्ग्राहित्वात्कटुपाकित्वात्–જે ગરમ ઝાડો રોકનાર તથા પાકમાં તીખા રસવાળો હોવાથી ક્ષયરોગનું કારણ ઝાડ છે, તેથી ક્ષયતરુ–વેલિયો પીપળો.

૭ ક્ષીરી–વડનું સાતમું નામ જુઓ.

૮ વનસ્પતિ–વડનું છઠ્ઠું નામ જુઓ.

### વેલિયા પીપળાના ગુણો

नन्दिवृक्षो लघुः स्वादुस्तिक्तस्तुवर उष्णकः।
कटुपाकरसो ग्राही विषपित्तकफास्रजित्॥७॥

अन्वय–नन्दिवृक्षः लघुः स्वादुः तिक्तः तुवरः उष्णकः कटुपाकरसः ग्राही (च) विषपित्तकफास्रजित् (अस्ति)

વેલિયો પીપળો, હલકો, મધુર, તીખો, તૂરો, ગરમ, પાકમાં કડવો અને ઝાડા રોકનાર હોઈ ઝેર, પિત્ત, કફ તથા લોહીના બગાડને મટાડનાર છે ૭

### ઉંબરાનાં નામો તથા ગુણો

उदुम्बरो जन्तुफलो यज्ञाङ्गो हेमदुग्धकः ।
उदुम्बरो हिमो रूक्षो गुरुः पित्तकफास्रजित् ॥
मधुरस्तुवरो वर्ण्यो व्रणशोधनरोपणः ॥ ८ ॥

અન્વયઃ—उदुम्बरः जन्तुफलः यज्ञाङ्गः हेमदुग्धकः (इति नामानि, गुणाश्च–) उदुम्बरः हिमः रूक्षः गुरुः मधुरः तुवरः वर्ण्यः व्रणशोधनरोपणः पित्तकफास्रजित् (अस्ति) ॥

ઉદુંબર,[1] જંતુફલ,[2] યજ્ઞાંગ[3] અને હેમદુગ્ધક[4] એટલાં ઉંબરાનાં સંસ્કૃત નામો છે. ઉંબરો ટાઢો, રૂક્ષ, ભારે, મધુર, તૂરો, વર્ણને સારો કરનાર, વ્રણને સાફ કરનાર, રુઝાવનાર અને પિત્ત, કફ તથા લોહીના બગાડને મટાડનાર છે. ૮

૧. उल्लङ्घितम् अम्बरमनेन—उच्चत्वात्, यद्वा उत्—अतिशयेन अम्ब्यते—वर्ण्यते याज्ञिकैर्यज्ञाङ्गत्वात्, अबि शब्दे–बाहुलकात् अरन्, पृषोदरादिः—જે ઘણો ઊંચો હોવાથી છેક આકાશમાં પહોંચે છે અથવા યજ્ઞના અંગ તરીકે યાજ્ઞિકો જેનું ઘણું વર્ણન કરે છે, તેથી ઉદુંબર–ઉંબરો.

૨. जन्तवः फले यस्य सः—જેના ફળમાં જંતુઓ હોય છે, તેથી જંતુફલ–ઉંબરો.

૩. यज्ञम् अङ्गति–गच्छति समित्काष्टत्वात्, अगि गतौ–कर्मण्यण्–યજ્ઞમાં હોમવાની સમિધનું લાકડું હોવાથી યજ્ઞમાં જે ઉપયોગી તરીકે જાય છે, તેથી યજ્ઞાંગ–ઉંબરો.

૪. हेमवर्णं दुग्धं यस्य सः—'शेषाद् विभाषे'ति कप्—જેનું ક્ષીર સોના જેવા રંગનું હોય છે, તેથી હેમદુગ્ધક–ઉંબરો.

### કાળા ઉંબરાનાં નામો તથા ગુણો

काकोदुम्बरिका फल्गुर्मलयूर्जघनेफला ।
मलयूः स्तम्भकृत्तिक्ता शीतला तुवरा जयेत् ॥
कफपित्तव्रणश्वित्रकुष्ठपाण्डर्वशीकामलाः ॥ ९ ॥

અન્વયઃ—काकोदुम्बरिका फल्गुः मलयूः जघनेफला (इति नामानि, गुणाश्च–) मलयूः स्तम्भकृत् तिक्ता शीतला तुवरा (सती) कफपित्तव्रणान् श्वित्रकुष्ठपाण्डर्वशीकामलाः जयेत् ॥

કાકોદુંબરિકા,[1] ફલ્ગુ,[2] મલયૂ[3] અને જઘનેફલા[4] એટલાં કાળા ઉંબરાનાં સંસ્કૃત નામો છે. કાળો ઉંબરો મળબંધ–કબજિયાત કરનાર, કડવો, ટાઢો અને તૂરો હોઈ કફ, પિત્ત, વ્રણ, ચીતરી, કોઢ, પાંડુ, અરશ તથા કમળાને મટાડે છે. ૯

૧. काकप्रिया काकवर्णा वा उदुम्बरा–संज्ञायां कन्, 'ङ्यापोरि'ति ह्रस्वत्वं च–કાગડાઓને પ્રિય અથવા કાગડા જેવા રંગનો ઉંબરો તે કાકોદુંબરિકા–કાળો ઉંબરો.

૨. फलति–निष्पद्यते शीतलत्वादिगुणयुक्ता, फल निष्पत्तौ–' फलिपाटि.' इति साधुः—શીતલપણું આદિ ગુણોથી યુક્ત જે ઉત્પન્ન થાય છે, તે ફલ્ગુ–કાળો ઉંબરો.

૩. मलं यवते, यु जुगुप्सायाम्–क्विप्–बाहुलकाद् दीर्घः, यद्वा मलते–धारयति स्तम्भकृत्त्वगुणं, मल धारणे–बाहुलकाद् अयूः, यद्वा मलपूः इति पाठे मलात् पापात् पुनाति–पूञ् पवने–क्विप्–જે મળને થંભાવી ખરાબ કરે છે, અથવા જે મળને બંધ કરવાનો ગુણ ધરાવે છે, તેથી અથવા મળથી–પાપથી પવિત્ર–શુદ્ધિ કરે છે, તેથી મલયૂ કે મલપૂ–કાળો ઉંબરો.

૪. जघने–मध्यप्रदेशे फलं यस्याः सा—જેને જાંઘમાં એટલે મધ્યપ્રદેશમાં ફળ આવે છે, તેથી જઘનેફલા–કાળો ઉંબરો.

### પીપળનાં નામો તથા ગુણો

प्लक्षो जटी पर्करी च पर्कटी च स्त्रियामपि ।
प्लक्षः कषायः शिशिरो व्रणयोनिगदापहः ॥
दाहपित्तकफास्रघ्नः शोथहा रक्तपित्तहृत् ॥ १० ॥

અન્વયઃ—प्लक्षः जटी च पर्करी च पर्कटी स्त्रियाम् अपि (प्रयुज्यते), प्लक्षः कषायः शिशिरः (सन्) व्रणयोनिगदापहः दाहपित्तकफास्रघ्नः शोथहा रक्तपित्तहृत् (अस्ति) ॥

પ્લક્ષ,[1] જટી,[2] પર્કરી[3] અને પર્કટી[4] એટલાં પીપળનાં સંસ્કૃત નામો છે. છેલ્લાં બે નામો સ્ત્રીલિંગે પણ વપરાય છે. પીપળ તૂરી અને ટાઢી હોઈ વ્રણ, યોનિના રોગ, દાહ, પિત્ત, કફ, લોહીનો બગાડ, સોજા તથા રક્તપિત્તને મટાડે છે. ૧૦

૧. प्रक्षरति शैत्यं कषायत्वं च, क्षर संचलने–'अन्येभ्योऽपि०' इति डः–कपिलिकादित्वाद् लत्वम्; यद्वा प्लक्ष्यते गक्ष्यते व्रणदाहादिनिवारणार्थं जनैः, प्लक्ष भक्षणे–कर्मणि घञ्, यद्वा प्लक्षति–अधो गच्छति जटाद्वारा–अच्–જે શીતળતા તથા તૂરાશને ઝરે છે, અથવા વ્રણ, દાહ વગેરે મટાડવા જેને લોકો ખાય છે અથવા વડવાઈઓ દ્વારા જે નીચે જાય છે, તેથી પ્લક્ષ–પીપળ.

૨. जटति–संघातीभवति, जट संघाते–'सर्वधातुभ्य इन्'–'कृदिकारादक्तिन' इति वा ङीप्, यद्वा जटाः सन्ति अस्य–'शिखादिभ्य इन्'–જે વડવાઈરૂપે એકઠી થાય...

### મોટા ગજના ઝાડનાં નામો તથા ગુણો

શાલસ્તુ સર્જકાર્ષ્યાશ્વકર્ણકાઃ શસ્યસંવરઃ ।
અશ્વકર્ણઃ કષાયઃ સ્યાદ્ વ્રણસ્વેદકફક્રૃમીન્ ॥
બ્રધ્નવિદ્રધિબાધિર્યયોનિકર્ણગદાન્હરેત્ ॥ ૧૭ ॥

અન્વયઃ-શાલઃ તુ સર્જકાર્ષ્યાશ્વકર્ણકાઃ શસ્યસંવરઃ (इति नामानि, ગુણાશ્ચ-) अश्वकर्णः कषायः स्यात्, (तथा च) વ્રણસ્વેદકફક્રૃમીન્ બ્રધ્નવિદ્રધિબાધિર્યયોનિકર્ણગદાન્ હરેત્ ॥

શાલ,[1] સર્જ,[2] કાર્ષ્ય,[3] અશ્વકર્ણક,[4] અને શસ્યસંવર[5] એટલાં મોટા ગજના ઝાડનાં સંસ્કૃત નામો છે. એ ઝાડ તૂરું હોય છે અને વ્રણ, પસીનો, કફ, કૃમિ, બ્રધ્ન નામનો રોગ, વિદ્રધિ નામનો રોગ, બહેરાપણું, યોનિના રોગ તથા કાનના રોગને મટાડે છે. ૧૭

૧. શાઘ્યતે-શ્લાઘ્યતે વ્રણાદિનાશકત્વેન વૈદ્યૈઃ-શાઙ્ શ્લાઘાયામ્-कर्मणि ઘઞ્-ડલયોરૈક્યમ્-વ્રણ આદિનો નાશ કરનાર તરીકે વૈદ્યો જેને વખાણે છે, તેથી શાલ-મોટો ગજ. યદ્વા સલ્યતે-ગમ્યતે વ્રણાદિરોગિભિઃ, સલ ગતૌ-कर्मणि ઘઞ્-વ્રણ આદિ રોગવાળા લોકો જેને મેળવે છે, તેથી સાલ-એવો દંત્યાદિ પાઠ પણ છે.

૨. सर्ज्यते-अर्ज्यते બ્રધ્નવિદ્રધિબાધિર્યાદિરોગનાશનાર્થં वैद्यैः, षर्ज अर्जने-कर्मणि ઘઞ્-બ્રધ્નરોગ, વિદ્રધિરોગ તથા બહેરાશ વગેરેનો નાશ કરવા વૈદ્યો જેને મેળવે છે, તેથી સર્જ-મોટો ગજ.

૩. कृषति-विलिखति कफं कृमींश्च, कृष विलेखने-'इगुपधे'ति कः, ततः चातुर्वर्ण्यादित्वात् ष्यञ्-કફ તથા કરમિયાં વગેરેને જે ખોતરી કાઢે છે, તેથી કાર્ષ્ય-મોટો ગજ.

૪. अश्वस्य कर्ण इव पत्रम् अस्य, इवार्थे कन्-જેનાં પાંદડાં ઘોડાના કાન જેવાં હોય છે, તેથી અશ્વકર્ણક-મોટો ગજ.

૫. शस्यैः संव्रियते, वृञ् वरणे-'ग्रहवृद०'-इत्यप्-જે ધાન્યોથી વીંટાયેલો રહે છે, તેથી શસ્યસંવર-મોટો ગજ.

### ગજની જાત-સર્જનાં નામો તથા ગુણો

સર્જકોઽન્યોઽજકર્ણઃ સ્યાચ્છાલો મરિચપત્રકઃ ।
અજકર્ણઃ કટુસ્તિક્તઃ કષાયોષ્ણો વ્યપોહતિ ॥
કફપાણ્ડુશ્રુતિગદાન્ મેહકુષ્ઠવિષવ્રણાન્ ॥ ૧૮ ॥

અન્વયઃ-અન્યઃ સર્જકઃ અજકર્ણઃ શાલઃ મરિચપત્રકઃ સ્યાત્ । અજકર્ણઃ કટુઃ તિક્તઃ કષાયોષ્ણઃ (सन्) કફપાણ્ડુશ્રુતિગદાન્ મેહકુષ્ઠવિષવ્રણાન્ વ્યપોહતિ ॥

સર્જક,[1] અજકર્ણ[2], શાલ[3] અને મરિચપત્રક[4] એટલાં બીજા ગજ-સર્જનાં સંસ્કૃત નામો છે. સર્જ તીખો, કડવો, તૂરો અને ગરમ હોઈ કફ, પાંડુરોગ, કાનના રોગ, પ્રમેહ, કોઢ, ઝેર, તથા વ્રણને મટાડે છે. ૧૮

૧. सृजति कटुतिक्तकषायोष्णताम्, सृज विसर्गे-ण्वुल्, यद्वा सर्ज्यते-अर्ज्यते कफादिपीडितैः, षर्ज अर्जने-क्वुन् (ઉણા. ૨-૩૨)-કડવાશ, તીખાશ, તૂરાશ અને ઉષ્ણુતાને જે પ્રકટ કરે છે, તેથી અથવા કફ આદિથી પીડાતા લોકો જેને મેળવે છે, તેથી સર્જક-ગજની એક જાત.

૨. अजस्य कर्ण इव पत्रं यस्य सः-જેને બકરાના કાન જેવાં પાંદડાં હોય છે, તેથી અજકર્ણ-ગજની એક જાત.

૩. શાલઃ-મોટા ગજનું પહેલું નામ જુઓ.

૪. मरिचस्येव पत्रं यस्य सः-'शेषाद् विभाषे'ति कप्-જેને મરિયાંનાં જેવાં પાન આવે છે, તેથી મરિચપત્રક-ગજની એકજાત.

### શરુનાં નામો

શલ્લકી ગજભક્ષ્યા ચ સુવહા સુરભી રસા ।
મહેરણા કુન્દુરુકી વલ્લકી ચ વહુસ્રવા ॥ ૧૯ ॥

અન્વયઃ-શલ્લકી ગજભક્ષ્યા ચ સુવહા સુરભિઃ રસા મહેરણા કુન્દુરુકી વલ્લકી ચ બાહુસ્રવા (कथ्यते) ॥

શલ્લકી,[1] ગજભક્ષ્યા,[2] સુવહા,[3] સુરભિ,[4] રસા,[5] મહેરણા,[6] કુંદુરુકી,[7] વલ્લકી[8] અને બહુસ્રવા[9] એટલાં શરુનાં સંસ્કૃત નામો છે. ૧૯

૧. शलति-चलति रक्तपित्तादीन् हन्तुं पुष्टिं च कर्तुं, શલ ચલને-ક્વુન્ (ઉણા. ૨-૩૨૭), પૃષોદરાદિઃ, गौरादिश्च; यद्वा दन्त्यादिपाठे-सलति-गच्छतीत्यादि पूर्ववत्-सल गतौ क्वुन्, पृषोदरादिर्गौरादिश्च; यद्वा सत्कृत्य लक्यते आस्वाद्यते गजैः पित्तश्लेष्मातिसारिभिश्च, लक आस्वादने-क्वुन्-જે રક્તપિત્ત આદિ રોગોનો નાશ કરવા કામ કરે છે તેમ જ પુષ્ટિ કરે છે અથવા હાથીઓ અને પિત્ત, કફ તથા ઝાડાના રોગીઓ જેનો આદરપૂર્વક સ્વાદ લે છે, તેથી શલ્લકી કે સલ્લકી-શરુ.

૨. ગજૈઃ ભક્ષ્યતે-'ઋહલોર્ણ્યત્', ટાપ્-હાથીઓ જેને ખાય છે, તેથી ગજભક્ષ્યા-શરુ.

૩. सुतरां वहति तुवरत्वशैत्यादिगुणान्, वह प्रापणे-પચાદ્યચ્, ટાપ્-તૂરાશ અને શીતળતા આદિ ગુણોને જે ખાસ ધારણ કરે છે, તેથી સુવહા-શરુ.

ઇંદ્રદ્રુ,[૪] નીરવૃક્ષ,[૫] વીર[૬] અને ધવલ[૭] એટલાં આસોંદરાનાં સંસ્કૃત નામો કહેલ છે. (પાંડવ અર્જુનનાં જેટલાં નામો છે તે સઘળાં આસોંદરાનાં પણ નામો છે.) ૨૩

૧. કકુભઃ–દિશઃ સન્તિ અસ્ય બહુવિસ્તારવત્ત્વાત્–અર્શઆદ્યચ્–જેનો વિસ્તાર ઘણો જ હોય છે, તેથી સઘળી દિશાઓ જેને ફેલાવા માટેની હોય છે, તેથી કકુભ–આસોંદરો.

૨. અર્જુનસ્ય નામ, તદ્ આખ્યા યસ્ય સઃ–અર્જુનનાં જેટલાં નામો છે, તેથી જે કહેવાય છે, તેથી અર્જુનનામાખ્ય–આસોંદરો.

૩. નદ્યાઃ સર્જઃ–નદીનું જે ગજવૃક્ષ ગણાય છે, તેથી નદીસર્જ–આસોંદરો.

૪. ઇન્દ્રસ્ય ઇન્દ્ર દ્રુ, ઇવ વા દ્રુઃ–જે ઇંદ્રનું અથવા દરેક વૃક્ષોમાં ઇંદ્ર જેવું ઝાડ છે, તેથી ઇંદ્રદ્રુ–આસોંદરો.

૫. વીરશ્ચાસૌ વૃક્ષશ્ચ–દઢકાષ્ટત્વાત્, યદ્વા નીરજઃ વૃક્ષઃ–નીરવૃક્ષઃ–ઇત્યપિ પાઠઃ–શકન્ધ્વાદિઃ–જેનું લાકડું ઘણું જ મજબૂત હોય છે, તેથી જે વીરવૃક્ષ કહેવાય છે અથવા પાણી પાસે થતું વૃક્ષ હોવાથી નીરવૃક્ષ પણ કહેવાય છે; એટલે વીરવૃક્ષ તથા નીરવૃક્ષ–એવાં બે નામો પણ અહીં મળે છે.

૬. વિશેષેણ ઈરયતિ–પ્રેરયતિ ચિત્તં હૃદ્યત્વાત્, ઈર ગતૌ કમ્પને ચ–પચાદ્યચ્–જે હૃદયને ગમે તેવો હોવાથી ખાસ ચિત્તને પ્રેરણા કરે છે, તેથી વીર–આસોંદરો.

૭. ધવલઃ વર્ણઃ અસ્તિ અસ્ય પુષ્પે–અર્શઆદ્યચ્, યદ્વા–ધાવતિ મનઃ અત્ર, યદ્વા ધાવતિ–શુદ્ધ્યતિ અનેન રુધિરં વ્રણાદિકં ચ, ધાવુ ગતિશુદ્ધ્યોઃ–વૃષાદિત્વાત્ કલચ્ (ઉણા. ૧–૧૬) જેના ફૂલનો રંગ ધોળો હોય છે, અથવા જે હૃદયને ગમતું હોવાથી જેમાં મન દોડે છે, અથવા લોહીવિકાર તથા વ્રણને જે મટાડે છે, તેથી ધવલ–આસોંદરો.

### આસોંદરાના ગુણો

**કકુભઃ શીતલો હૃદ્યઃ ક્ષતક્ષયવિષાસ્રજિત્ ।**
**મેદોમેહવ્રણાન્ હન્તિ તુવરઃ કફપિત્તહૃત્ ॥ ૨૪ ॥**

અન્વયઃ–કકુભઃ શીતલઃ હૃદ્યઃ તુવરઃ (સન્) ક્ષતક્ષયવિષાસ્રજિત્, મેદોમેહવ્રણાન્ હન્તિ, કફપિત્તહૃત્ (ચાસ્તિ) ॥

આસોંદરો ટાઢો, હૃદયને ગમે એવો અને તૂરો હોઈ ક્ષત, ક્ષય, ઝેર, લોહીનો બગાડ, મેદ, પ્રમેહ, વ્રણ, કફ તથા પિત્તને મટાડે છે. ૨૪

### હીરાદખણનાં નામો

**વીજકઃ પીતસારશ્ચ પીતશાલક ઇત્યપિ ।**
**બન્ધૂકપુષ્પઃ પ્રિયકઃ સર્જકશ્ચાસનઃ સ્મૃતઃ ॥ ૨૫ ॥**

અન્વયઃ–વીજકઃ ચ પીતસારઃ પીતશાલકઃ ઇત્યપિ (તથા) ચ બન્ધૂકપુષ્પઃ પ્રિયકઃ સર્જકઃ અસનઃ સ્મૃતઃ ॥

બીજક,[૧] પીતસાર,[૨] પીતશાલક,[૩] બંધૂકપુષ્પ,[૪] પ્રિયક,[૫] સર્જક[૬] અને અસન[૭] એટલાં હીરાદખણનાં સંસ્કૃત નામો કહ્યાં છે. ૨૫

૧. વીજેન કાયતિ–પ્રકાશતે, કૈ શબ્દે–'અન્યેષ્વપિ દૃશ્યતે' ઇતિ ડઃ–જે પોતાના મૂળ કારણ રસાયનાદિ ગુણોથી પ્રકાશે છે, તેથી બીજક–હીરાદખણ.

૨. પીતઃ સારઃ યસ્ય સઃ–જેનો સાર પીળો હોય છે, તેથી પીતસાર–હીરાદખણ.

૩. પીતેન સારેણ શાલ્યતે–શ્લાઘ્યતે, શાઢૃ શ્લાઘાયામ્–કર્મણિ ઘઞ્, ડલયોરૈક્યમ્; યદ્વા પીતં ફલં સારં ચ શલતિ–પ્રાપ્નોતિ, શલ ગતૌ–કર્મણ્યણ્, તતઃ સ્વાર્થે કન્–જે પીળા રંગના સારથી વખણાય છે અથવા જેનાં ફળ તથા સાર પીળા રંગનાં હોય છે, તેથી પીતશાલક–હીરાદખણ.

૪. બન્ધૂકસ્યેવ પુષ્પાણિ યસ્ય સઃ–જેને બપોરિયાના જેવાં ફૂલ હોય છે, તેથી બંધૂકપુષ્પ–હીરાદખણ.

૫. પ્રીણાતિ–તર્પયતિ રોગિણાં શરીરં ત્વક્કેશાંશ્ચ રસાયનત્વાત્ ત્વચ્યત્વાત્ કેશ્યત્વાચ્ચ, પ્રીઞ્ તર્પણે–ક્વુન્ (ઉણા. ૨–૩૨)–જે રોગીઓના શરીરને, ચામડીને તથા વાળને તૃપ્ત કરે છે, કેમકે રસાયનરૂપ છે, તેમ જ ચામડીને તથા માથાના વાળને પણ હિતકારી છે, તેથી પ્રિયક–હીરાદખણ.

૬. સૃજતિ પીતં સારમ્, યદ્વા સર્જ્યતે–અર્જ્યતે અનેન આરોગ્યં રસાયનત્વાત્, સૃજ વિસર્ગે–ણ્વુલ્, યદ્વા ષર્જ અર્જને ક્વુન્–જે પીળા રંગનો સાર બહાર કાઢે છે અથવા ઉત્પન્ન કરે છે અથવા રસાયનરૂપ હોવાથી જેના સેવનથી ઉત્તમ આરોગ્ય મેળવાય છે, તેથી સર્જક–હીરાદખણ.

૭. અસ્યતિ–ક્ષિપતિ કુષ્ઠાદીન્ રોગાન્, અસુ ક્ષેપણે–નન્દ્યાદેર્લ્યુઃ–કોઢ વગેરે રોગોને જે મટાડે છે, તેથી અસન–હીરાદખણ.

### હીરાદખણના ગુણો

**વીજકઃ કુષ્ઠવીસર્પશ્વિત્રમેહગુદક્રમીન્ ॥**
**હન્તિ શ્લેષ્માસ્રપિત્તં ચ ત્વચ્યઃ કેશ્યો રસાયનઃ ૨૬**

અન્વયઃ–વીજકઃ ત્વચ્યઃ કેશ્યઃ રસાયનઃ (સન્) કુષ્ઠવીસર્પશ્વિત્રમેહગુદક્રમીન્ શ્લેષ્માસ્રપિત્તં ચ હન્તિ ॥

હીરાદખણ ચામડી માટે સારી, કેશને

સારા કરનાર તથા [illegible]

પાણીના તત્ત્વરૂપ કફનો જે નાશ કરે છે, તેથી કદર-ધોળા સારવાળો ખેર.

૩. સોમવર્ણ વલ્કં યસ્ય સઃ-જેની છાલ ચંદ્ર જેવા રંગની-ધોળી હોય છે, તેથી સોમવલ્ક-ધોળા સારવાળો ખેર.

### દુર્ગંધી ખેરનાં નામો તથા ગુણો

इरिमेदो विट्खदिरः कालस्कन्धोऽरिमेदकः।
इरिमेदः कषायोष्णो मुखदन्तगदास्रजित्॥
हन्ति कण्डूविषश्लेष्मकृमिकुष्ठग्रहव्रणान्॥ ३०॥

अन्वयः-इरिमेदः विट्खदिरः कालस्कन्धः अरिमेदकः (इति नामानि, गुणाश्च-) इरिमेदः कषायोष्णः मुखदन्त-गदास्रजित् कण्डूविषश्लेष्मकृमिकुष्ठग्रहव्रणान् हन्ति॥

ઇરિમેદ,[1] વિટ્ખદિર,[2] કાલસ્કંધ[3] અને અરિમેદક[4] એટલાં દુર્ગંધી ખેરનાં સંસ્કૃત નામો છે. એ ખેર તૂરો અને ગરમ હોઈ મુખના રોગ, દાંતના રોગ, લોહીનો બગાડ, ચળ, ઝેર, કફ, કૃમિ, કોઢ, ગ્રહ-ભૂતાદિક તથા વ્રણને મટાડે છે. ૩૦

૧. ईर्यते-ईर्ष्यति-इर ईर्ष्यायां कण्ड्वादिः-'सर्वधातुभ्य इन्' (ઉણા. ૪-૧૧૮)-इरिः-दन्तरोगादीनामीर्ष्यकः मेदो-निर्यासो यस्य सः-જેનો મેદ-ગુંદર દાંતના રોગ વગેરેને મટાડે છે, તેથી ઇરિમેદ-દુર્ગંધી ખેર.

૨. विड्गन्धिः खदिरः-જેની ગંધ વિષ્ટાના જેવી ખરાબ હોય છે, તેથી વિટ્ખદિર-દુર્ગંધી ખેર.

૩. कालः-कृष्णवर्णः स्कन्धो यस्य सः-જેનું થડ કાળા રંગનું હોય છે, તેથી કાલસ્કંધ-દુર્ગંધી ખેર.

૪. अरिः इव खेदजनको मेदो यस्य सः-दुर्गन्धत्वात् 'शेषाद् विभाषे'ति कप्-જેનો મેદ અથવા ગુંદર દુર્ગંધી હોવાથી શત્રુની પેઠે કંટાળો આપે છે, તેથી અરિમેદક-દુર્ગંધી ખેર.

### રગતરોહિડાનાં નામો તથા ગુણો

रोहीतको रोहितको रोही दाडिमपुष्पकः।
रोहीतकः प्लीहघाती रुच्यो रक्तप्रसादनः॥ ३१॥

अन्वयः-रोहीतकः रोहितकः रोही दाडिमपुष्पकः (कथ्यते), रोहीतकः रुच्यः रक्तप्रसादनः प्लीहघाती (भवति)॥

રોહીતક,[1] રોહિતક,[2] રોહી[3] અને દાડિમપુષ્પક[4] એટલાં રગતરોહિડાનાં સંસ્કૃત નામો છે. રગતરોહિડો રુચિ ઉપજાવનાર, લોહીને સાફ કરનાર અને બરલના દરદને મટાડનાર છે. ૩૧

૧, ૨. रोहति-प्रादुर्भवति वक्षादौ प्रकटतया, रुह बीजजन्मनि प्रादुर्भावे च-'रुहे रश्च लो वा' (ઉણા. ૩-૧૪) इतीतन्-बाहुलकाद् दीर्घोऽपि-रोहीतः वर्णः अस्यास्ति-अर्शआद्यच्, स्वार्थे कन्-જેનો રંગ લાલ હોય છે, તેથી રોહીતક અને રોહિતક-રગતરોહિડો.

૩. अवश्यं रोहति प्लीहघातित्वरूपेण, रुह बीजजन्मनि प्रादुर्भावे च-'आवश्यके' इति णिनिः-જે બરલનો અવશ્ય નાશ કરનાર તરીકે ઊગે છે, તેથી રોહી-રગતરોહિડો.

૪. दाडिमस्य पुष्पमिव पुष्पं यस्य सः-'शेषाद् विभाषे'ति कप्-જેનું ફૂલ દાડમના ફૂલ જેવું હોય છે, તેથી દાડિમપુષ્પક-રગતરોહિડો.

### બાવળનાં નામો તથા ગુણો

बब्बूलः किङ्किरातः स्यात् किङ्किराटः सपीतकः।
स एव कथितस्तज्ज्ञैराभा षट्पदमोदिनी॥
बब्बूलः कफनुद् ग्राही कुष्ठकृमिविषापहः॥ ३२॥

अन्वयः-बब्बूलः किङ्किरातः किङ्किराटः सपीतकः स्यात्, सः एव तज्ज्ञैः आभा च षट्पदमोदिनी कथितः। बब्बूलः ग्राही कफनुत् कुष्ठकृमिविषापहः (अस्ति)॥

બબ્બૂલ,[1] કિંકિરાત,[2] કિંકિરાટ,[3] સપીતક,[4] આભા[5] અને ષટ્પદમોદિની[6] એટલાં બાવળનાં સંસ્કૃત નામો છે. બાવળ* ઝાડાને

* **રાજનિઘંટુમાં લખે છે કે:** બાવળની શીંગોમાંથી કાળો રંગ નીકળે છે. તેની છાલનું સત્ત્વ ચીકણું અને ગ્રાહી હોય છે અને તે ઔષધિ તરીકે વપરાય છે. ઝાડામાં આમ પડતા હોય ત્યારે પાંદડાં અપાય છે. શીંગો ઉધરસના દરદમાં વપરાય છે. ગુંદર પણ ઘણા ઉપયોગમાં લઈ શકાય તેવો છે અને નાજુક ડાળીઓની છાલ ઘણી રેસાવાળી હોઈને કાગળ બનાવવામાં વપરાઈ શકે તેવી હોય છે.

**ધન્વંતરિનિઘંટુમાં લખે છે કે:** બાવળની છાલ ઘણી ગ્રાહી છે અને પાચનશક્તિ વધારવા માટે આપવામાં આવે છે; તેમજ અંગ્રેજી દવામાં ઓકની છાલને બદલે વપરાય છે. તેનો ઉકાળો જખમ ધોવામાં વાપરવાથી જલદીથી રૂઝ આવે છે. બાવળના ગુંદરમાં લાલ જાતનો ગુંદર વધારે ગુણકારી ગણાય છે. તે ઉધરસ અને સંધિવાના દરદમાં વપરાય છે અને પેશાબમાં સાકર જેવો પદાર્થ જતો હોય ત્યારે ખવરાવાય છે. જે નાસુરોમાંથી પીળા રંગનું પાણી વહેતું હોય, તે માટે કુમળાં પાંદડાંની પોટીસ ઘણી ફાયદાકારી ગણાય છે. શીંગો પણ

### ઈંગોરિયાનાં નામો તથા ગુણો

इङ्गुदोऽङ्गारवृक्षश्च तिक्तकस्तापसद्रुमः ।
इङ्गुदः कुष्ठभूतादिग्रहव्रणविषक्रमीन् ॥
हन्त्युष्णः श्वित्रशूलघ्नस्तिक्तकः कटुपाकवान् ॥ ३५

अन्वयः-इङ्गुदः अङ्गारवृक्षः तिक्तकः च तापसद्रुमः (इति नामानि, गुणास्तु-) इङ्गुदः उष्णः तिक्तकः कटुपाकवान् (सन्) श्वित्रशूलघ्नः कुष्ठभूतादिग्रहव्रणविषक्रमीन् हन्ति ॥

ઈંગુદ,[1] અંગારવૃક્ષ,[2] તિક્તક[3] અને તાપસદ્રુમ[4] એટલાં ઈંગોરિયા*નાં સંસ્કૃત નામો છે. ઈંગોરિયો ગરમ, કડવો અને પાકમાં તીખો હોઈ ચીતરી, શૂળ, કોઢ, ભૂતાદિ, ગ્રહ, વ્રણ, ઝેર તથા કૃમિને મટાડે છે. ૩૫

૧. इङ्ग्यते इति इङ्गं-कुष्ठभूतग्रहादिचेष्टितम्, इगि गतौ-भावे घञ्, इङ्गं द्यति-खण्डयति-दो अवखण्डने-'आतोऽनुपसर्गे कः,' पृषोदरादित्वात्, इङ्गुदः-કોઢ, ભૂતડાં, ગ્રહો વગેરેની અસરનો જે નાશ કરે છે, તેથી ઈંગુદ-ઈંગોરિયો.

૨. अङ्गारवर्णः वृक्षः-જેનો રંગ અંગારા જેવો હોય છે, તેવું ઝાડ છે, તેથી અંગારવૃક્ષ-ઈંગોરિયો.

૩. तिक्तरसः कायति-'अन्येष्वपि०' इति डः, यद्वा तिक्तः एव तिक्तकः-स्वार्थे कन्-જે કડવા રસવાળો હોય છે, તેથી તિક્તક-ઈંગોરિયો.

૪. तापसानाम् उपयुक्तः द्रुमः-शाकपार्थिवादिः-જે તપસ્વીઓને ઉપયોગી ઝાડ છે, તેથી તાપસદ્રુમ-ઈંગોરિયો.

### જિંગિનીનાં નામો તથા ગુણો

जिङ्गिनी झिङ्गिनी झिङ्गी सुनिर्यासा प्रमोदिनी ।
जिङ्गिनी मधुरा सोष्णा कषाया योनिशोधिनी ॥
कटुका व्रणहृद्रोगवातातीसारहृत्पटुः ॥ ३६ ॥

अन्वयः-जिङ्गिनी झिङ्गिनी झिङ्गी सुनिर्यासा प्रमोदिनी (इति नामानि, गुणाश्च-) जिङ्गिनी मधुरा सोष्णा कषाया पटुः कटुका (सती) योनिशोधिनी व्रणहृद्रोगवातातीसारहृत् (अस्ति) ॥

જિંગિની,[1] ઝિંગિની,[2] ઝિંગી,[3] સુનિર્યાસા[4] અને પ્રમોદિની[5] એટલાં જિંગિનીનાં સંસ્કૃત નામો છે. જિંગિની મધુર, ગરમ, તૂરી, ખારી અને તીખી હોઈ યોનિને સાફ કરનાર અને વ્રણ, હૃદયનાં દરદ, વાયુ તથા અતિસારને મટાડનાર છે. ૩૬

૧. अवश्यं जिङ्गति योनिशोधकताम्, जिगि गतौ-'आवश्यकाधमर्ण्ये०' इति णिनिः, नान्तत्वाद् ङीप्-યોનિને શુદ્ધ કરવાપણાનો ગુણ અવશ્ય ધરે છે, તેથી-જિંગિની.

૨. अवश्यं लिङ्गति-गच्छति व्रणादीन् नाशयितुम्-लिगि गतौ-पूर्ववत् णिनिः, ङीप् च, पृषोदरादित्वात् लस्य झः-જે અવશ્ય વ્રણાદિ મટાડે છે, તેથી-ઝિંગિની.

૩. झिङ्गी-નામ પણ ઉપર પ્રમાણેજ બધું દર્શાવે છે.

૪. सुष्ठु निर्यासो यस्याः सा-જેનો રસ ઘણો જ સરસ હોય છે, તેથી સુનિર્યાસા-જિંગિની.

૫. प्रकर्षेण मोदयति-हर्षयति हृद्रोगवातातिसारिणां चित्तं तद्रोगनिवारणं कृत्वा-હૃદયના રોગ, વાયુ તથા ઝાડાના રોગ મટાડી તે તે રોગવાળા લોકોના ચિત્તને જે ઘણો જ આનંદ પમાડે છે, તેથી પ્રમોદિની-જિંગિની.

### તમાલનું નામ તથા ગુણો

तमालः शालवद्वेद्यो दाहविस्फोटहृत् पुनः ॥३७॥

अन्वयः-तमालः शालवत् वेद्यः पुनः दाहविस्फोटहृत् (अस्ति) ॥

ઉપર મોટા ગજના ઝાડના જે ગુણો કહ્યા, તે ગુણો તમાલ[1]ના પણ છે; ખાસ કરી તે દાહને તથા વિસ્ફોટકને મટાડે છે. ૩૭

૧. ताम्यति-ग्लायति दाहो विस्फोटश्चानेन, तमु ग्लानौ 'तमिविशि०' (उणा. १-११८) इति कालन्-જેનાથી દાહ અને વિસ્ફોટક મટે છે, તેથી તમાલ.

### તૂણિનાં નામો

तूणिस्तुन्नक आपीनस्तुणिकः कच्छकस्तथा ।
कुठेरकः कान्तलको नन्दिवृक्षश्च नन्दकः ॥ ३८ ॥

अन्वयः-तूणिः तुन्नकः आपीनः तुणिकः तथा कच्छकः कुठेरकः कान्तलकः नन्दिवृक्षः नन्दकः (कथ्यते)॥

તૂણિ,[1] તુન્નક,[2] આપીન,[3] તુણિક,[4] કચ્છક,[5] કુઠેરક,[6] કાંતલક,[7] નંદિવૃક્ષ[8] અને અને નંદક[9] એટલાં તૂણી (એક જાતના પીપળા)નાં સંસ્કૃત નામો છે. ૩૮

૧. तूणयति-संकोचयति मलं ग्राहित्वात्, तूण संकोचे

* સુશ્રુતસંહિતામાં ઈંગોરિયાંના ફળના મગજને મેદકફહર, યોનિદોષહર અને ગુલ્મનાશક ગણેલ છે.

ચરકસંહિતામાં આને કફસંશમન, વ્રણશોધન અને કુષ્ઠપ્રશમન વર્ણવેલ છે.

૧. પ્રશસ્તાનિ પલાશાનિ-પર્ણાનિ અસ્ય-અર્શઆદ્યચ્, યદ્વા પલં-માંસમ્ અશ્નાતિ અત્યન્તં સેવિતઃ સન્ દીપનત્વાત્ સરોષ્ણત્વાચ્ચ, અશ ભોજને-કર્મણ્યણ્-જેનાં પાંદડાં ઘણાં સારાં હોય છે, તેથી અથવા પોતે દીપન, સારક તથા ગરમ હોવાથી અત્યંત સેવ્યો હોય તો માંસ ખાઈ જાય છે-માંસ ઓછું કરે છે. તેથી પલાશ-ખાખરો.

૨. શુકતુણ્ડાભપુષ્પત્વાત્ કિંચિત્ શુકઃ ઇવ-જેનું ફૂલ પોપટની ચાંચ જેવું હોય છે. તેથી જાણે કંઈક પોપટ જેવો છે, તેથી કિંશુક-ખાખરો.

૩. પૃણતિ-પ્રીણાતિ વૃષ્યત્વાત્ સ્નિગ્ધત્વાચ્ચ, પૃણ પ્રીણને-અચ્, યદ્વા પ્રશસ્તાનિ પર્ણાનિ યસ્ય સઃ-અર્શ-આદ્યચ્, યદ્વા પિપર્તિ-પાલયતિ પૂરયતિ ચ રોગિણો રોગાન્ વિનાશ્ય, પૄ પાલનપૂરણયોઃ-'ધાપૄ૦સ્ય.' (ઉણા૦ ૩-૬) ઇતિ નઃ-જે વીર્યવર્ધક તથા સ્નિગ્ધ હોવાથી તૃપ્તિકારક તથા કાંતિવર્ધક છે, તેથી અથવા જેનાં પાંદડાં ઘણાં સારાં હોય છે, તેથી અથવા રોગી લોકોના રોગોનો નાશ કરી તેમનું જે રક્ષણ તથા પોષણ કરે છે, તેથી પર્ણ-ખાખરો.

૪. યજ્ઞમ્ અર્હતિ સમિત્કાષ્ટત્વાત્-'યજ્ઞર્ત્વિગ્ભ્યાં' ઇતિ અર્હે ઘઃ-જે યજ્ઞમાં હોમવાનાં સમિધોનું લાકડું હોવાથી યજ્ઞને યોગ્ય ગણાય છે, તેથી યજ્ઞિય-ખાખરો.

૫. રક્તવર્ણં પુષ્પં યસ્ય સઃ-'શેષાદ્ વિભાષે'તિ કપ્-જેનાં ફૂલ લાલ રંગનાં હોય છે,તેથી રક્તપુષ્પક-ખાખરો.

૬. ક્ષારઃ શ્રેષ્ઠઃ યસ્ય સઃ-જેનો ક્ષાર શ્રેષ્ઠ હોય છે, તેથી અથવા ક્ષારયુક્તવૃક્ષેષુ શ્રેષ્ઠઃ-ખારવાળાં વૃક્ષોમાં જે શ્રેષ્ઠ છે, તેથી ક્ષારશ્રેષ્ઠ-ખાખરો.

૭. વાતં હરતિ-'હરતેરનુદ્યમનેઽચ્'-વાયુનો નાશ કરે છે, તેથી વાતહર-ખાખરો. (અહીં વાતં પોથયતિ-નાશયતિ-પુથ હિંસાયામ્-કર્મણ્યણ્-વાતપોથઃ-એવો પર્યાય પણ અમરકોષમાં મળે છે.)

૮. બ્રહ્મણઃ પ્રિયઃ, તન્નામખ્યાતો વા વૃક્ષઃ-બ્રહ્માને પ્રિય અથવા બ્રહ્માના નામથી પ્રખ્યાત હોવાને લીધે બ્રહ્મવૃક્ષ-ખાખરો.

૯. સમિત્સુ વરઃ, યદ્વા સમિદ્રૂપેણ વ્રિયતે-સ્વીક્રિયતે યાજ્ઞિકૈઃ-વૃઞ્ વરણે-'ગ્રહવૃદૃનિશ્ચિ.' ઇતિ સૂત્રેણ કર્મણિ અપ્-જે યજ્ઞકાષ્ઠ-સમિધોમાં શ્રેષ્ઠ છે અથવા યજ્ઞ કરનારા લોકો જેને યજ્ઞકાષ્ઠ-સમિધરૂપે સ્વીકારે છે, તેથી સમિદ્વર-ખાખરો.

## ખાખરાના પોતાના તથા તેના પુષ્પના ગુણો

પલાશો દીપનો વૃષ્યઃ સરોષ્ણો વ્રણગુલ્મજિત્ ।
કષાયઃ કટુકસ્તિક્તઃ સ્નિગ્ધો ગુદજરોગજિત્ ॥ ૪૨
ભગ્નસન્ધાનકૃદ્દોષગ્રહણ્યર્શઃકૃમીન્ હરેત્ ।
તત્પુષ્પં સ્વાદુ પાકે તુ કટુ તિક્તં કષાયકમ્ ॥૪૩॥
વાતલં કફપિત્તાસ્રકૃચ્છ્રજિદ્ ગ્રાહિ શીતલમ્ ।
તૃડ્દાહશમકં વાતરક્તકુષ્ઠહરં પરમ્ ॥ ૪૪ ॥

અન્વયઃ-(અથ ગુણાઃ-) પલાશઃ દીપનઃ વૃષ્યઃ સરોષ્ણઃ કષાયઃ કટુકઃ સ્નિગ્ધઃ (સન્) ભગ્નસંધાનકૃત્ વ્રણગુલ્મજિત્ ગુદજરોગજિત્ દોષગ્રહણ્યર્શઃકૃમીન્ હરેત્, તત્પુષ્પં સ્વાદુ, પાકે તુ કટુ તિક્તં કષાયકં વાતલં ગ્રાહિ શીતલં (સત્) કફપિત્તાસ્રકૃચ્છ્રજિત્ તૃડ્દાહશમકં પરં વાતરક્તકુષ્ઠહરમ્ (અસ્તિ) ॥

ખાખરો અગ્નિને પ્રદીપ્ત કરનાર, વીર્યને વધારનાર, ઝાડાને ખસેડનાર, ગરમ, તૂરો, તીખો, કડવો, સ્નિગ્ધ, ભાંગેલું સાંધનાર અને વ્રણ, ગોળો, ગુદાના રોગ, દોષ, ગ્રહણી રોગ, અરશ તથા કૃમિને મટાડનાર છે. ખાખરાનાં ફૂલ-કેસૂડાં મધુર, પાકમાં તીખાં, કડવાં, તૂરાં, વાયુ કરનાર, ઝાડાને રોકનાર અને ઠંડાં હોઈ કફ, રક્તપિત્તનો રોગ, મૂત્રકૃચ્છ્ર, તરશ, દાહ, વાતરક્ત રોગ તથા કોઢને અત્યંત મટાડનાર છે. ૪૨-૪૪

પિત્ત કાઢી નાખનાર) તથા યોનિદોષહર (યોનિના રોગ મટાડનાર) ગણેલ છે. એનો ગુંદર એકથી બે રતીની માત્રામાં આપવાથી અતિસાર અને પીળા લોહીનો ઝાડો બંધ થાય છે. બીજ વાટીને ચોપડવાથી દાદર મટી જાય છે. પેશાબ મુશ્કેલીથી ઊતરતો હોય તે વખતે ફૂલને પાણીમાં ઉકાળી શેક કરવાથી આરામ થાય છે. આ ઝાડની ઉપર લાખ પણ ઘણી વખતે મળી આવે છે. આ ઝાડના લાકડાના કોયલા બંદૂકનો દારૂ બનાવવામાં ઘણા વપરાય છે. મૂળિયાંની છાલ કાઢી નાંખ્યા પછી તેમનાં ઘણાં મજબૂત દોરડાં બનાવે છે. હોળી વગેરેના તહેવારમાં કેસૂડાંનાં ફૂલનો રંગ ઘણો વપરાય છે.

## ખાખરાના ફળના ગુણો

ફલં લઘૂષ્ણં મેહાર્શઃકૃમિવાતકફાપહમ્ ।
વિપાકે કટુકં રૂક્ષં કુષ્ઠગુલ્મોદરપ્રણુત્ ॥ ૪૫ ॥

અન્વયઃ-ફલં લઘુ ઉષ્ણં વિપાકે કટુકં રૂક્ષં (સત્) મેહાર્શઃકૃમિવાતકફાપહં કુષ્ઠગુલ્મોદરપ્રણુત્ (અસ્તિ) ॥

ખાખરાનું ફળ-પિત્તપાપડો હલકો, ગરમ પાકમાં તીખો તથા રૂક્ષ હોઈ પ્રમેહ, અરશ, કૃમિ, વાયુ, કફ, કોઢ, ગોળો તથા પેટનાં

મેદ્યુષ્ણઃ પ્લીહજઠરયકૃદ્ગુલ્મવિષાપહઃ ।
ભૂતાનાહવિબન્ધાસ્રમેદઃશૂલકફાપહઃ ॥ ૫૧ ॥

અન્વયઃ—કુત્સિતઃ શાલ્મલિઃ રોચનઃ કૂટશાલ્મલિઃ પ્રોક્તઃ, કૂટશાલ્મલિકઃ તિક્તઃ કટુકઃ મેદી ઉષ્ણઃ (સન્) કફવાતનુત્ પ્લીહજઠરયકૃદ્ગુલ્મવિષાપહઃ ભૂતાનાહવિબન્ધાસ્રમેદઃશૂલકફાપહઃ (અસ્તિ) ॥

હલકી જાતનો શીમળો રોચન[1] અને કૂટશાલ્મલિ[2] એવાં બે સંસ્કૃત નામોથી કહેવાય છે. એ શીમળો કડવો, તીખો, ઝાડો લગાડનાર અને ગરમ હોઈ કફ, વાયુ, બરલનું દરદ, પેટના રોગ, જમણા પડખાની ગાંઠનું દરદ, ગોળો, ઝેર, ભૂત, આફરો, મળબધ, લોહીનો બગાડ, મેદ તથા શૂળને મટાડે છે. ૫૦,૫૧

૧. રોચતે-દીપ્યતે ભૂતાદિનાશકગુણૈઃ, રુચ દીપ્તૌ—'અનુદાત્તેતશ્ચ'—ઇતિ યુચ્—જે ભૂતડાં વગેરેનો નાશ કરનારા ગુણ વડે શોભે છે, તેથી રોચન—એક જાતનો હલકો શીમળો.

૨. કૂટઃ—ક્ષુદ્રઃ શ્યામવર્ણઃ શાલ્મલિઃ—જે હલકો કાળા રંગનો શીમળો થાય છે, તે કૂટશાલ્મલિ કહેવાય છે.

## ધાવડાનાં નામો તથા ગુણો

ધવો ધટો નન્દિતરુઃ સ્થિરો ગૌરો ધુરન્ધરઃ ।
ધવઃ શીતઃ પ્રમેહાર્શઃપાણ્ડુપિત્તકફાપહઃ ॥
મધુરસ્તુવરસ્તસ્ય ફલં ચ મધુરં મનાક્ ॥ ૫૨ ॥

અન્વયઃ—ધવઃ ધટઃ નન્દિતરુઃ સ્થિરઃ ગૌરઃ ધુરન્ધરઃ (ઇતિ નામાનિ, ગુણાસ્તુ—) ધવઃ શીતઃ મધુરઃ તુવરઃ (સન્) પ્રમેહાર્શઃપાણ્ડુપિત્તકફાપહઃ (અસ્તિ), તસ્ય ચ ફલં મનાક્ મધુરં (ભવતિ) ॥

ધવ,[1] ધટ,[2] નંદિતરુ,[3] સ્થિર,[4] ગૌર,[5] અને ધુરંધર[6] એટલાં ધાવડાનાં સંસ્કૃત નામો છે. (આનું લાકડું ઇમારતી છે.) ધાવડો ટાઢો, મધુર અને તૂરો હોઈ પ્રમેહ, અરશ, પાંડુ, પિત્ત તથા કફને મટાડે છે. ધાવડાનું ફળ જરાક મધુર હોય છે. ૫૨

૧. ધવતિ પાણ્ડું ધૂયતે વા પ્રમેહાદિઃ અનેન—ધૂલ્ કમ્પને અચ્, ઘત્, 'ઋદોરપ્' વા, ધવિ—સંજ્ઞાપૂર્વકત્વાન્ન વૃદ્ધિઃ—જે પાંડુ રોગને તથા પ્રમેહ વગેરેને મટાડે છે, તેથી ધવ—ધાવડો.

૨. તટતિ—ઉન્નતો ભવતિ, તટ ઉચ્છ્રાયે—અચ્, તસ્ય ધઃ પૃષોદરાદિત્વાત્, યદ્વા ધન્યતે—વર્ણ્યતે વૈદ્યૈઃ પાણ્ડુપિત્તકફાપહ ઇતિ, ધન શબ્દે—'પુંસિ સંજ્ઞાયાં ઘઃ', નસ્ય ટઃ—પૃષોદરાદિત્વાત્—જે ઘણો જ ઊંચો થાય છે, તેથી અથવા વૈદ્યો જેને પાંડુ, પિત્ત તથા કફનાશક તરીકે વર્ણવે છે, તેથી ધટ—ધાવડો.

૩. નન્દિતરુ—વેલિયા પીપળાનું પહેલું નામ જુઓ.

૪. તિષ્ઠતિ ચિરકાલમ્, અજિરાદિત્વાત્ કિરચ્—(ઉણા. ૧–૫૬) જે ઘણા લાંબા કાળ સુધી રહે છે, તેથી સ્થિર—ધાવડો.

૫. ગુરતે—ઉદ્યુઙ્ક્તે મનઃ અસ્મિન્ મધુરત્વાત્, ગુરી ઉદ્યમને—'ઋજ્રેન્દ્રે'—તિ (ઉણા. ૨–૨૮) નિપાતિતઃ—જેમાં મન લલચાય છે; કેમકે મધુર તથા સુંદર હોય છે, તેથી ગૌર—ધાવડો.

૬. ધુરં ધારયતિ ગૃહાદીનાં ગૃહકાષ્ઠત્વાત્. સંજ્ઞાયાં 'ભૃતૃવૃજિ૦' ઇતિ ખચ્, ખચિ હ્રસ્વઃ, 'અરુર્દ્વિષદ૦' ઇતિ મુમ્—જેનું લાકડું ઇમારતી ગણાય છે, તેથી ઘર વગેરેના મુખ્ય ભાગોને ટેકવે છે, માટે ધુરંધર—ધાવડો.

## ધ્રામણનાં નામો તથા ગુણો

ધન્વઙ્ગસ્તુ ધનુર્વૃક્ષો ગોત્રવૃક્ષઃ સુતેજનઃ ।
ધન્વઙ્ગઃ કફપિત્તાસ્રકાસહૃત્તુવરો લઘુઃ ॥
બૃંહણો બલકૃદ્રૂક્ષઃ સન્ધિકૃદ્ વ્રણરોપણઃ ॥ ૫૩ ॥

અન્વયઃ—ધન્વઙ્ગઃ તુ ધનુર્વૃક્ષઃ ગોત્રવૃક્ષઃ સુતેજનઃ (કથ્યતે)। ધન્વઙ્ગઃ તુવરઃ લઘુઃ બૃંહણઃ રૂક્ષઃ બલકૃત્ સંધિકૃત્ વ્રણરોપણઃ કફપિત્તાસ્રકાસહૃત્ (અસ્તિ)॥

ધન્વંગ,[1] ધનુર્વૃક્ષ,[2] ગોત્રવૃક્ષ[3] અને સુતેજન[4] એટલાં ધ્રામણનાં સંસ્કૃત નામો છે. ધ્રામણ તૂરી, હલકી, પુષ્ટિ આપનાર, રૂક્ષ, બળ દેનાર, (ભાંગેલું) સાંધનાર, વ્રણને રુઝાવનાર અને કફ, રક્તપિત્ત રોગ તથા ઉધરસને મટાડનાર છે. (આ ઝાડની લાકડીઓ થાય છે.)

૧. ધનોઃ અઙ્ગમ્ ઇવ અઙ્ગં યસ્ય સઃ—જેનું અંગ જાણે ધનુષનું અંગ હોય તેવું હોય છે, ધનુષ બનાવવામાં જેનો ઉપયોગ પણ થાય છે, તેથી ધન્વંગ—ધ્રામણ.

૨. ધનુષઃ વૃક્ષઃ—જે ધનુષ બનાવવા માટેનું ઝાડ ગણાય છે, તેથી ધનુર્વૃક્ષ—ધ્રામણ.

૩. ગાં ભૂમિં ત્રાયતે—ત્રૈઙ્ પાલને—'આતોઽનુપસર્ગે કઃ—ગોત્રે જાતઃ વૃક્ષઃ—જે ઝાડ પહાડમાં ઉત્પન્ન થાય છે, તેથી ગોત્રવૃક્ષ—ધ્રામણ.

૪. સુતરાં તેજયતિ શરીરં બૃંહણત્વાત્, તિજ નિશાને—નન્દ્યાદેર્લ્યુઃ, યુચ્ (ઉણા. ૨–૭૮) વા—જે શરીરને ખૂબ તેજસ્વી કરે છે, કેમકે પૌષ્ટિક છે, તેથી સુતેજન—ધ્રામણ.

### કેરડાનાં નામો તથા ગુણો

करीरः क्रकरोऽपत्रो ग्रन्थिलो मरुभूरुहः।
करीरः कटुकस्तिक्तः स्वेदघ्नो भेदनः स्मृतः॥
दुर्नामकफवातामगरशोथव्रणप्रणुत्॥५४॥

अन्वय–करीर क्रकर अपत्र ग्रन्थिल मरुभूरुह (इति नामानि गुणाश्च–) करीरः कटुकः तिक्तः स्वेदघ्नः भेदनः (स्मृतः) दुर्नामकफवातामगरशोथव्रणप्रणुत् स्मृतः॥

કરીર,[1] ક્રકર,[2] અપત્ર,[3] ગ્રંથિલ[4] અને મરુભૂરુહ[5] એટલાં કેરડાનાં સંસ્કૃત નામો છે. કેરડો તીખો, કડવો, પસીનો લાવનાર, ઝરમ અને મળને તોડનાર હોઈ અરશ, કફ, વાયુ આમ, ઝેર, સોજા તથા વ્રણને મટાડે છે. ૫૪

૧ किरति–विक्षिपति मलं विरेचकत्वादिति भेदनत्वात्, कृ विक्षेपे–'कृशॄपॄ॰' इति (उणा. ४–३०) ईरन्, यद्वा करिणम् ईरयति–प्रेरयतीति–જે ભેદન ગુણવાળો હોવાથી મળ, ઝેર તથા કફ વગેરેનો નાશ કરે છે, તેથી અથવા હાથીને જે પ્રેરણા કરે છે, તેથી કરીર–કેરડો.

૨ 'क्र' इति अव्यक्तं शब्दं करोति भिद्यमान–इत्यम् अर्थे–अच्, 'हलो हेतुव्र–'ऐरेऽ' इति क्रो वा–જેને ભાંગવામાં આવતાં 'ક્ર' એવો અસ્પષ્ટ અવાજ કરે છે, તેથી ક્રકર–કેરડો.

૩ न विद्यते पत्रं यस्य सः–જેને પાંદડું હોતું જ નથી, તેથી અપત્ર–કેરડો.

૪ ग्रन्थिः अस्ति अस्य शिफादिवलात् अणु, यद्वा ग्रन्थिं करोति, का भासने–'आतोऽनुपसर्गे' इति कः–જેને ગાંઠો હોય છે, તેથી ગ્રંથિલ–કેરડો.

૫. मरौ–निर्जलभूमौ भुवि रोहति, रुह प्रादुर्भावे–'इगुपधे'ति कः–જે ખુબ જ ઓછા પાણીવાળી જમીનમાં ઊગે છે, તેથી મરુભૂરુહ–કેરડો.

### શાખોટ અથવા હલકા સાગનાં નામો તથા ગુણો

शाखोटः पीतफलको भूतावासः खरच्छदः।
शाखोटो रक्तपित्तार्शोवातश्लेष्मातिसारजित्॥५५॥

अन्वय–शाखोटः पीतफलकः भूतावासः खरच्छदः (इति नामानि, गुणाश्च–) शाखोटः रक्तपित्तार्शोवातश्लेष्मातिसारजित् (भवति)॥

શાખોટ,[1] પીતફલક,[2] ભૂતાવાસ[3] અને ખરચ્છદ[4] એટલાં શાખોટનાં સંસ્કૃત નામો છે. શાખોટ રક્તપિત્ત, અરશ, વાયુ, કફ તથા અતિસારને મટાડે છે. ૫૫

૧ शाखाभिः व्याप्नोति शाखोटी, शाखा व्याप्तौ–'शाखामोटम्'–જે મોટાં પાંદડાં તથા ફૂલથી વ્યાપ્ત હોય છે, તેથી શાખોટ–હલકો સાગ.

૨. पीतानि फलानि यस्य सः–'शेषाद् विभाषे'ति कप्–જેનાં ફળ પીળાં હોય છે, તેથી પીતફલક–શાખોટ.

૩. भूतानाम् आवासः–ભૂતોનું જે રહેઠાણ હોય છે, તેથી ભૂતાવાસ–શાખોટ.

૪. खरः छदः यस्य सः–જેનાં પાંદડાં ખરબચડાં–ખરસટ હોય છે, તેથી ખરચ્છદ–શાખોટ.

### વાયવરણાનાં નામો તથા ગુણો

वरुणो वरणः सेतुस्तिक्तशाकः कुमारकः।
वरुणः पित्तलो भेदी श्लेष्मकृच्छ्राश्मरीप्रणुत्॥
निहन्ति गुल्मवातास्रकृमींश्चोष्णोऽग्निदीपनः।
कषायो मधुरस्तिक्तः कटुको रूक्षको लघुः॥५६-५७॥

अन्वय–वरुण वरण सेतु तिक्तशाक कुमारक (इत्यमूनि नामानि–) वरुणः पित्तलः भेदी कषायः मधुरः तिक्तः कटुकः रूक्षकः लघुः उष्णः च अग्निदीपनः (सन्) श्लेष्मकृच्छ्राश्मरीगुल्मवातास्रकृमीन् निहन्ति॥

વરુણ,[1] વરણ,[2] સેતુ,[3] તિક્તશાક,[4] અને કુમારક[5] એટલાં વાયવરણાનાં સંસ્કૃત નામો છે. વાયવરણો પિત્ત કરનાર, મળને તોડનાર, તૂરો, મધુર, કડવો, તીખો, લૂખો, હલકો, ગરમ અને અગ્નિને પ્રદીપ્ત કરનાર હોઈ કફ, મૂત્રકૃચ્છ્ર, પથરી, ગુલ્મ, વાયુ, વાતરક્તરોગ તથા કૃમિને મટાડે છે. ૫૬,૫૭

૧ वृणोति–रोगान् आवृणोति संवृणोतीति, 'वृञ् वरणे'–'कृवृदारिभ्य उनन्' (उणा. ३–५३)–એવા વગેરે રોગોનો નાશ કરવા સારુ જેને પસંદ કરે છે, તેથી વરુણ–વાયવરણો.

૨. वृणोति–स्वीकरोति पित्तादिगुणान्, वृञ् वरणे–कर्तरि ल्युट् (३–३–११३)–પિત્ત કરવાપણું વગેરે ગુણોને જે ધારણ કરે છે, તેથી વરણ–વાયવરણો.

૩. सिनोति–बध्नाति मलं भेदनादिगुणम्, षिञ् बन्धने–'सितनि॰' (उणा. १–६९) तुन्–મળને તોડનારપણું વગેરે ગુણોને જે ધારણ કરે છે, તેથી સેતુ–વરુણવૃક્ષ.

૪. तिक्तं शाकं यस्य सः–જેનું શાક કડવું થાય છે, તેથી તિક્તશાક–વાયવરણો.

૫. कुमार इव आचरति कुमारयति, यद्वा–कुमार क्रीडायामिति चौरादिकात् पचाद्यच्, ततः कुमार एव स्वार्थे–'इवे प्रतिकृतौ' इति कन्–જે લાંબા કાળ

સુધી તાજો જ રહે છે. તેથી જાણે કોઈ કુમાર વયનો હોય તેવો લાગે છે માટે કુમારક–વાયવરણો.

## ટિંબરુની જાત કટભીનાં નામો તથા ગુણો

**કટમ્ભી સ્વાદુપુષ્પશ્ચ મધુરેણુઃ કટમ્ભરઃ ।**
**કટમ્ભી તુ પ્રમેહાર્શોનાડીવ્રણવિષક્રમીન્ ॥ ૫૮ ॥**
**હન્ત્યુષ્ણા કફકુષ્ઠઘ્ની કટુ રૂક્ષા ચ કીર્તિતા ।**
**તત્ફલં તુવરં જ્ઞેયં વિશેષાત્કફશુક્રહૃત્ ॥ ૫૯ ॥**

અન્વયઃ–કટમ્ભી સ્વાદુપુષ્પઃ મધુરેણુઃ ચ કટમ્ભરઃ (કથ્યતે), કટમ્ભી તુ ઉષ્ણા કટુઃ રૂક્ષા (સતી) કફકુષ્ઠઘ્ની કીર્તિતા (તથા ચ સા) પ્રમેહાર્શોનાડીવ્રણવિષક્રમીન્ હન્તિ, તત્ફલં તુવરં વિશેષાત્ કફશુક્રહરં જ્ઞેયમ્ ॥

કટભી,[1] સ્વાદુપુષ્પ,[2] મધુરેણુ[3] અને કટંભર[4] એટલાં એક જાતના ટિંબરુનાં સંસ્કૃત નામો છે. એ ટિંબરુ ગરમ, તીખું તથા રૂક્ષ હોઈ કફ તથા કોઢને મટાડે છે અને પ્રમેહ, અરશ, નાડીવ્રણ, ઝેર તથા કૃમિનો નાશ કરે છે. એનું ફળ તૂરું હોઈ ખાસ કરી કફ તથા વીર્યને હરનાર જાણવું. ૫૮,૫૯

૧. કટવત્ ભાતિ–'અન્યેભ્યોઽપિ૦' ઇતિ ડઃ. ગૌરાદિત્વાદ્ ઙીષ્–જે આશ્ચર્યકારક હોય તેવી જણાય છે. તેથી કટભી–ટિંબરુની એક જાત.

૨. સ્વાદૂનિ પુષ્પાણિ યસ્ય સઃ–જેનાં ફૂલ સ્વાદિષ્ટ હોય છે, તેથી સ્વાદુપુષ્પ–કટભી.

૩. મધુઃ રેણુઃ યસ્ય સઃ–જેની રજ પણ મીઠી હોય છે, તેથી મધુરેણુ–કટભી.

૪. કટમ્–અદ્ભુતં ગુણાતિશયં બિભર્તિ. ભૃધાતોઃ–'સંજ્ઞાયાં ભૃતૃ'. ઇતિ ખચ્. ખિત્વાત્ મુમ્–જે આશ્ચર્યકારક ચડિયાતા ગુણો ધારણ કરે છે. તેથી કટંભર–કટભી.

## બે જાતના જધરિયા ખાખરાનાં નામો

**મોક્ષસ્તુ મોક્ષકોઽપિ સ્યાદ્ગોલીઢો ગોલિહસ્તથા ।**
**ક્ષારશ્રેષ્ઠઃ ક્ષારવૃક્ષો દ્વિવિધઃ શ્વેતકૃષ્ણકઃ ॥ ૬૦ ॥**

અન્વયઃ–મોક્ષઃ તુ મોક્ષકઃ ગોલીઢઃ ગોલિહઃ ક્ષારશ્રેષ્ઠઃ તથા ક્ષારવૃક્ષઃ અપિ સ્યાત્, (સઃ)–શ્વેતકૃષ્ણકઃ (ઇતિ) દ્વિવિધઃ (ભવતિ) ॥

મોક્ષ,[1] મોક્ષક,[2] ગોલીઢ,[3] ગોલિહ,[4] ક્ષારશ્રેષ્ઠ[5] અને ક્ષારવૃક્ષ[6] એટલાં જધરિયા ખાખરાનાં નામો છે. જધરિયો ખાખરો ધોળો અને કાળો એમ બે પ્રકારનો થાય છે. ૬૦

૧. મોક્ષયતિ જનં કફવાતાદિજન્યરોગેભ્યઃ, મુચેઃ સમન્તાદકર્મકાણિજન્તાદચ્–કફ, વાયુ વગેરેથી થતા રોગોથી માણસને જે છોડાવે છે. તેથી મોક્ષ–જધરિયો ખાખરો.

૨. મોક્ષયતિ જનં વિષમેદઃપ્રમૃતિભ્યોઽપિ, ણ્વુલ્–ઝેર, મેદ વગેરેથી પણ માણસને જે છોડાવે છે. તેથી મોક્ષક–જધરિયો ખાખરો.

૩. ગોભિઃ લિહ્યતે–આસ્વાદ્યતે સ્મ, લિહ આસ્વાદને–કર્મણિ ક્તઃ–ગાયો જેને ખૂબ જ ખાય છે. તેથી ગોલીઢ–જધરિયો ખાખરો.

૪. ગોભિઃ લિહ્યતે–ઘબર્થે કવિધાનમ્–ગાયો જેને ખૂબ ખાય છે. તેથી ગોલિહ–જધરિયો ખાખરો.

૫. ક્ષારેષુ શ્રેષ્ઠઃ–ક્ષારવૃક્ષોમાં જે શ્રેષ્ઠ ગણાય છે, તેથી ક્ષારશ્રેષ્ઠ–જધરિયો ખાખરો.

૬. ક્ષારપ્રધાનઃ વૃક્ષઃ–શાકપાર્થિવાદિઃ–ક્ષારની મુખ્યતાવાળું ઝાડ હોવાથી ક્ષારવૃક્ષ–જધરિયો ખાખરો.

## બન્ને જધરિયા ખાખરાના ગુણો

**મોક્ષકઃ કટુકસ્તિક્તો ગ્રાહ્યુષ્ણઃ કફવાતહૃત્ ।**
**વિષમેદોગુલ્મકણ્ડૂવસ્તિરુક્કૃમિશુક્રનુત્ ॥ ૬૧ ॥**

અન્વયઃ–મોક્ષકઃ કટુકઃ તિક્તઃ ગ્રાહી ઉષ્ણઃ (સન્) કફવાતહૃત્ વિષમેદોગુલ્મકણ્ડૂવસ્તિરુક્કૃમિશુક્રનુત્ (અસ્તિ) ॥

જધરિયો ખાખરો તીખો, કડવો, ઝાડાને રોકનાર અને ગરમ હોઈ કફ, વાયુ, ઝેર, મેદ, ગોળો, ચળ, મૂત્રાશયનું દરદ, કૃમિ અને વીર્યનો નાશ કરે છે, ૬૧

## જલસરસડિયાનાં નામો તથા ગુણો

**શિરીષિકા ટિણ્ટિણિકા દુર્બલામ્બુશિરીષિકા ।**
**ત્રિદોષવિષકુષ્ઠાર્શોહરી વારિશિરીષિકા ॥ ૬૨ ॥**

અન્વયઃ–શિરીષિકા ટિણ્ટિણિકા દુર્બલા અમ્બુશિરીષિકા (ઇતિ નામાનિ, ગુણાસ્તુ–) વારિશિરીષિકા ત્રિદોષવિષકુષ્ઠાર્શોહરી (અસ્તિ) ॥

શિરીષિકા,[1] ટિંટિણિકા,[2] દુર્બલા[3] અને અંબુશિરીષિકા[4] એટલાં જલસરસડિયાનાં સંસ્કૃત નામો છે. એ સરસડિયો ત્રણે દોષ, ઝેર, કોઢ તથા અરશને મટાડે છે. ૬૨

૧. શૃણાતિ–હિનસ્તિ ત્રિદોષવિષાદીન્, શૄ હિંસાયામ્–'શૄપૄભ્યાં કિત્' ઇતિ (ઉણા. ૪–૨૭) ઈષન્, તતઃ સ્વાર્થે કન્, ટાપ્, અત ઇત્વં ચ–ત્રણે દોષ. ઝેર વગેરેનો જે નાશ કરે છે. તેથી શિરીષિકા–જલસરસડિયો.

૨. તિમ્યતિ–આર્દ્રીભવતિ, જલજત્વાત્, 'અલીકાદયશ્ચ' (ઉણા. ૪–૨૫) ઇતિ નિપાતઃ, પૃષોદરાદિત્વાત્ દન્ત્યસ્થાને મૂર્ધન્યઃ. તતઃ ગૌરાદિત્વાદ્ ઙીષ્, સ્વાર્થે

૧. काण्डे काण्डे सप्त पर्णानि यस्य सः-જેની ડાળે ડાળે બરાબર સાત જ પાંદડાં હોય છે, તેથી સપ્તપર્ણ-સાત્વિન.

૨. विशाला त्वक् यस्य सः-જેની છાલ વિશાળ હોય છે, તેથી વિશાલત્વક્ સાત્વિન.

૩. शरदि पुष्प्यति-'कालात् साधुपुष्प्यत्' इत्यण्-શરદઋતુમાં જેને ફૂલ આવે છે, તેથી શારદ સાત્વિન.

૪. विषमाः-सप्त छदा यस्य सः-જેની ડાળે ડાળે વિષમ-એકી સાત પાંદડાં હોય છે, તેથી વિષમચ્છદ-સાત્વિન.

## તિનિશ-નેતરનાં નામો તથા ગુણો

તિનિશઃ સ્યન્દનો નેમી રથદ્રુર્વઞ્જુલસ્તથા ।
તિનિશઃ શ્લેષ્મપિત્તાસ્રમેદઃકુષ્ઠપ્રમેહજિત્ ।
તુવરઃ શ્વિત્રદાહઘ્નો વ્રણપાણ્ડુકૃમિપ્રણુત્ ॥ ૬૬ ॥

અન્વયઃ-તિનિશઃ સ્યન્દનઃ નેમિઃ રથદ્રુઃ તથા વઞ્જુલઃ (इति नामानि, गुणास्तु-) તિનિશઃ તુવરઃ (સન્) શ્લેષ્મપિત્તાસ્રમેદઃકુષ્ઠપ્રમેહજિત્ શ્વિત્રદાહઘ્નઃ વ્રણપાણ્ડુ-કૃમિપ્રણુત્ (अस्ति) ॥

તિનિશ,[1] સ્યંદન,[2] નેમિ,[3] રથદ્રુ[4] અને વંજુલ[5] એટલાં તિનિશનાં સંસ્કૃત નામો છે. તિનિશ તૂરો હોઈ કફ, પિત્ત, લોહીનો બગાડ કે રક્તપિત્ત, મેદ, કોઢ, પ્રમેહ, ચીતરી, દાહ, વ્રણ, પાંડુ અને કૃમિને મટાડે છે. ૬૬

૧. अतिशयेन नेशति आरोग्यम्, णिश समाधौ-'इगुपधे'ति कः, यद्वा अतिक्रान्तो रोगरूपा निशाः, 'अत्यादयः'-इति समासः, पृषोदरादिः-જે અતિશય આરોગ્ય આપે છે, તેથી અથવા રોગરૂપી રાત્રિઓને જે ઓળંગી ગયો છે, તેથી તિનિશ-નેતર.

૨. स्यन्दते तुवरं रसं-स्यन्दू प्रस्रवणे-'बहुलमन्यत्रापि' इति (ઉણા. ૨-૭૮) युच्-જે તૂરા રસને ઝરે છે, તેથી સ્યન્દન-તિનિશ નેતર

૩. नयति-प्रापयति आरोग्यं श्लेष्मादीन् विनाश्य-णीञ् प्रापणे-'नियो मिः'-(ઉણા. ૪-૪૩) કફ વગેરેનો નાશ કરી જે આરોગ્ય પમાડે છે, તેથી નેમિ-તિનિશ નેતર.

૪. रथस्य द्रुः, तत्र उपयुक्तत्वात्-રથ બનાવવામાં જે ઉપયોગી ઝાડ છે, તેથી રથદ્રુ-તિનિશ નેતર.

૫. वच्यते-गम्यते श्वित्रदाहनाशनार्थं येन, वञ्चु गतौ-बाहुलकाद् उलो जत्वं च-ચીતરી-કોઢ તથા દાહનો નાશ કરવાનું જે કામ કરે છે, તેથી વંજુલ-તિનિશ નેતર.

## સાગનાં નામો તથા ગુણો

ભૂમીસહો દ્વારદારુર્નરિદારુઃ ખરચ્છદઃ ।
ભૂમીસહસ્તુ શિશિરો રક્તપિત્તપ્રસાદનઃ ॥ ૬૭ ॥

અન્વયઃ-ભૂમીસહઃ દ્વારદારુઃ નરિદારુઃ ખરચ્છદઃ (इति नामानि, गुणास्तु-) ભૂમીસહઃ તુ શિશિરઃ (सन्) રક્તપિત્તપ્રસાદનઃ (अस्ति) ॥

ભૂમીસહ,[1] દ્વારદારુ,[2] નરિદારુ[3] અને ખરચ્છદ[4] એટલાં સાગનાં સંસ્કૃત નામો છે. સાગ ટાઢો હોઈ રક્તપિત્તને સાફ કરનાર છે.

૧. सहते-इति सहः-पचाद्यच्, भूम्याः सहः-જમીનને સહન કરે છે-જમીનમાં પણ લાંબા કાળ સુધી ટકે છે, તેથી ભૂમીસહ-સાગ.

૨. द्वारोपयोगि दारु यस्य सः-જેનું લાકડું બારણું બનાવવા ઉપયોગી છે, તેથી દ્વારદારુ સાગ.

૩. न रियति इति नरि, रि गतौ-क्विप्, नरि दारु यस्य सः-જેનું લાકડું જતું નથી-પણ ખૂબ ટકે છે, તેથી નરિદારુ-સાગ.

૪. खराश्छदा यस्य सः-જેનાં પાંદડાં બરછટ હોય છે, તેથી ખરચ્છદ-સાગ.

**ઇતિ શ્રીભાવપ્રકાશમાં વટાદિવર્ગ સમાપ્ત**

# ૬ : આમ્રાદિ ફલવર્ગ

## આંબાનાં નામો

આમ્રઃ પ્રોક્તો રસાલશ્ચ સહકારોઽતિસૌરભઃ ।
કામાઙ્ગો મધુદૂતશ્ચ માકન્દઃ પિકવલ્લભઃ ॥ ૧ ॥

અન્વયઃ-આમ્રઃ ચ રસાલઃ સહકારઃ અતિસૌરભઃ કામાઙ્ગઃ મધુદૂતઃ માકન્દઃ ચ પિકવલ્લભઃ પ્રોક્તઃ ॥

આમ્ર,[1] રસાલ,[2] સહકાર,[3] અતિસૌરભ,[4] કામાંગ,[5] મધુદૂત,[6] માકંદ[7] અને પિકવલ્લભ,[8] એટલાં આંબાનાં* સંસ્કૃત નામો છે. ૧

* **વૈદ્યક ગ્રંથોમાં** કાચી તેમ જ પાકી કેરીના ગુણ વિષે ઘણા લંબાણથી લખાયેલું છે. ટૂંકમાં કહીએ તો તેનાં પાકાં ફળ જોર આપનાર, ચરબી વધારનાર, ખુશકારક અને જરા ઝાડો ખુલાસે લાવનાર તેમજ પેશાબ વધારે લાવનાર ગણાય છે:

(રક્તપિત્ત અને વાયુ બેસાડનાર) વર્ણવેલ છે. આની છાલ જરા સુગંધી, ગરમ, તૂરી અને કડવી હોય છે અને પેટમાં ખાવા આપવાથી જરા જુલાબ લાગે છે, ભૂખ લાગે છે, તાવ મટી જાય છે અને સોજો તથા શૂલ પણ મટી જાય છે.

अह्वयस्तर्पणोऽतीव बृंहणः कफवर्धनः।
तस्य खण्डं गुरु परं रोचनं चिरपाकि च ॥१०॥
मधुरं बृंहणं बल्यं शीतलं वातनाशनम्।
वात्तपित्तहरं रुच्यं बृंहणं बलवर्धनम् ॥
वृष्यं वर्णकरं स्वादु दुग्धाम्रं गुरु शीतलम् ॥११॥

अन्वयः—पक्वं तु (तत्) मधुरं वृष्यं स्निग्धं बलसुखप्रदं गुरु वातहरं हृद्यं वर्ण्यं शीतम् (सत्) अपित्तलं कषायानुरसं वह्निश्लेष्मशुक्रविवर्धनम् (भवति), तत् एव वृक्षसंपक्वं गुरु परं वातहरं मधुराम्लरसं (सत्) किंचित् पित्तप्रकोपनं भवेत्; कृत्रिमपक्वं च तत् आम्रं तु अम्लस्य रसस्य हानेः विशेषतः माधुर्याच्च पित्तनाशनं भवेत्। चूषितं तत् परं रुच्यं बल्यं वीर्यकरं लघु शीतलं शीघ्रपाकि वातपित्तहरं सरं स्यात्। गालितः तद्रसः बल्यः वातपित्तहरः सरः अहृद्यः तर्पणः अतीव बृंहणः कफवर्धनः (स्यात्)। तस्य खण्डं गुरु परं रोचनं चिरपाकि च मधुरं बृंहणं बल्यं शीतलं वातनाशनम् (अस्ति)। दुग्धाम्रं वृष्यं वर्णकरं वातपित्तहरं रुच्यं बृंहणं बलवर्धनं स्वादु गुरु शीतलम् (भवति)॥

પાકી કેરી તો મધુર, વીર્યને વધારનાર, સ્નિગ્ધ, બલ તથા સુખને આપનાર, ભારે, વાયુને હરનાર, હૃદયને ગમે એવી, વર્ણને સારો કરનારી તથા ટાઢી હોઈ પિત્તને નહિ કરનાર, છેવટે તૂરા રસવાળી અને અગ્નિ, કફ તથા વીર્યને વધારનાર છે. જે કેરી ઝાડ ઉપર જ પાકેલ હોય તે ભારે, વાયુને બહુ જ હરનાર, ખટમધુરી અને પિત્તનો કાંઈક પ્રકોપ કરનાર હોય છે. જે કેરી ઝાડ પરથી ઉતાર્યા પછી ક્રિયાથી પકાવી હોય, તેમાંથી ખાટો રસ જતો રહેવાથી અને તેમાં મધુર રસ વિશેષ થવાથી પિત્તનો નાશ કરનારી થાય છે. જે કેરી ચૂસવામાં આવી હોય તે બહુ જ રુચિકારક, બળ આપનાર, વીર્યને વધારનારી, હલકી, ટાઢી, તરત પચનાર, વાયુ તથા પિત્તને હરનાર અને મળને ખસેડનાર થાય છે. કેરીનો ગાળેલો રસ બળ આપનાર, ભારે, વાયુને તથા પિત્તને હરનાર, મળને ખસેડનાર, હૃદયને બહુ નહિ ગમતો, તૃપ્તિ આપનાર, પુષ્ટિ કરનાર અને કફને વધારનાર છે. કેરીની ચીર ભારે, બહુ રુચિ ઉપજાવનાર, લાંબા કાળે પચનાર, મધુર, પુષ્ટિ કરનાર, બળ આપનાર, ટાઢી અને વાયુનો નાશ કરનાર છે. જે કેરી દૂધની સાથે ખાવામાં આવી હોય તે વીર્યને વધારે, વર્ણને સારો કરે, વાયુ તથા પિત્તને હરે, રુચિ ઉપજાવે, પુષ્ટિ આપે અને બળને વધારે છે. વળી તે મધુર, ભારે અને શીતળ પણ છે. ૫–૧૧

### ખાટી કેરી વધારે ખાવાથી નુકસાન

मन्दानलत्वं विषमज्वरं च,
रक्तामयं बद्धगुदोदरं च।
आम्रातियोगो नयनामयं वा,
करोति तस्मादति तानि नाद्यात् ॥१२॥

अन्वयः—आम्रातियोगः मन्दानलत्वं विषमज्वरं रक्तामयं च बद्धगुदोदरं वा नयनामयं करोति, तस्मात् तानि अति न अद्यात् ॥

બહુ કેરીઓ ખવાય તે અગ્નિને મંદ કરે, વિષમજ્વર ઉત્પન્ન કરે, લોહીના રોગો કરે, કબજિયાત કરે, પેટના રોગ અને નેત્રના રોગ પણ કરે છે; માટે (ખાટી) કેરીઓ બહુ ખાવી નહીં. ૧૨

### મીઠી કેરી વધારે ખવાય તો ખાસ નુકસાન નથી

एतदम्लाम्रविषयं मधुराम्लपरं न तु।
मधुरस्य परं नेत्रहितत्वाद्या गुणा यतः ॥१३॥

अन्वयः—एतत् (आम्रातियोगनिषेधकथनं) अम्लाम्रविषयं (ज्ञेयं, न तु मधुराम्रपरं), मधुरस्य (तु) परं नेत्रहितत्वाद्याः गुणाः (सन्ति)॥

કેરી વધારે નહિ ખાવાનું ઉપર જે કહ્યું તે ખાટી કેરી માટે છે, મીઠી કેરી માટે નથી; કારણ કે મીઠી કેરીના તો નેત્રને અત્યંત હિતકારકપણું વગેરે ઘણા ગુણો છે. ૧૩

### મીઠી કેરીઓ વધારે ખાવી હોય તો ?

शुण्ठ्यम्भसोऽनुपानं स्यादाम्राणामतिभक्षणे।
जीरकं वा प्रयोक्तव्यं सह सौवर्चलेन च ॥१४॥

अन्वयः—आम्राणाम् अतिभक्षणे शुण्ठ्यम्भसः अनुपानं स्यात्, वा सौवर्चलेन सह च जीरकं प्रयोक्तव्यम्॥

(મીઠી) કેરીઓ ઘણી ખાવી હોય તો સૂંઠના પાણીનું અનુપાન હોવું જોઈએ અથવા સંચળ સાથે જીરાનો ઉપયોગ કરવો. ૧૪

### આમ્રાવર્તનું લક્ષણ

पक्वस्य सहकारस्य पटे विस्तारितो रसः।
घर्मशुष्को मुहुर्दत्त आम्रावर्त इति स्मृतः ॥१५

અન્વયઃ-રાજામ્રઃ ટઙ્કઃ આમ્રાતઃ કામાઙ્ગઃ રાજપુત્રકઃ (કથ્યતે), રાજામ્રં તુવરં સ્વાદુ વિશદં શીતલં ગુરુ ગ્રાહિ રુક્ષં (સત્) વિવન્ધાધ્માનવાતકૃત્ કફપિત્તનુત્ (અસ્તિ) ॥

રાજામ્ર,[1] ટંક,[2] આમ્રાત,[3] કામાંગ,[4] અને રાજપુત્ર[5] એટલાં આફૂસ આંબાનાં સંસ્કૃત નામો છે. આફૂસ આંબાનું ફળ તૂરું, મધુર, સ્વચ્છ, ટાઢું, ભારે, ઝાડાને રોકનાર તથા રૂક્ષ હોઈ મળબંધ, આફરો તથા વાયુને કરનાર છે અને કફ તથા પિત્તને મટાડનાર છે.

૧. આમ્રાણાં રાજા-રાજામ્રઃ, રાજદન્તાદિત્વાત્ પરનિપાતઃ, યદ્વા રાજ્ઞામ્-ઐશ્વર્યવતાં લોકાનામ્ આમ્રઃ-મહાર્ઘત્વાત્-જે આંબાઓનો રાજા-ઉત્તમ આંબો ગણાય છે અથવા ઐશ્વર્યવાળા મોટા લોકોનો આંબો હોય છે; કેમકે મહા કિંમતી હોય છે, તેથી રાજામ્ર-આફૂસ-આંબો.

૨. ટઙ્કયતિ-વધ્નાતિ મલં ગ્રાહિત્વાત્, ટકિ બન્ધને-ચુરાદિઃ, અચ્-જે ગ્રાહી હોવાથી મળ બંધ કરે છે, તેથી ટંક-આફૂસ આંબો.

૩. આમ્રમ્ અતતિ આમ્રાતઃ-કર્મણ્યણ્-ઉપરના જંગલી આંબાના પહેલા નામ પ્રમાણે અર્થ થાય છે.

૪. કામાઙ્ગ-આંબાના પાંચમા નામ પ્રમાણે.

૫. રાજ્ઞઃ ચન્દ્રસ્ય વા પુત્ર ઇવ-મહર્ઘત્વાત્, શીતલત્વાચ્ચ, સ્વાર્થે કન્-મહાકિંમતી હોવાને લીધે જાણે રાજાનો પુત્ર હોય અથવા શીતળ હોવાથી જાણે રાજા-ચંદ્રનો પુત્ર હોય તેવો હોય છે, તેથી-રાજપુત્રક-આફૂસ આંબો.

## હલકી જાતના આંબાનાં નામો તથા ગુણો

કોશામ્ર ઉક્તઃ ક્ષુદ્રામ્રઃ કૃમિવૃક્ષઃ સુકોશકઃ ।
કોશામ્રઃ કુષ્ઠશોથાસ્રપિત્તવ્રણકફાપહઃ ॥ ૨૨ ॥

અન્વયઃ-કોશામ્રઃ ક્ષુદ્રામ્રઃ કૃમિવૃક્ષ. સુકોશકઃ ઉક્તઃ, કોશામ્રઃ કુષ્ઠશોથાસ્રપિત્તવ્રણકફાપહઃ (અસ્તિ) ।

કોશામ્ર,[1] ક્ષુદ્રામ્ર,[2] કૃમિવૃક્ષ[3] અને સુકોશક[4] એટલાં હલકી જાતના આંબાનાં સંસ્કૃત નામો છે. એ આંબો કોઢ, સોજા, લોહીવિકાર, પિત્ત અથવા રક્તપિત્ત, વ્રણ તથા કફનો નાશ કરે છે. ૨૨

૧. કોશે આમ્ર ઇવ ફલપ્રાચુર્યાત્, યદ્વા કોશાકાર આમ્રઃ-ફલે કોશસાદૃશ્યાત્-જાણે ભંડારમાં આંબા રાખી રહ્યો હોય, તેમ પુષ્કળ ફળવાળો જે હોય છે અથવા જેનાં ફળ ફળી કે દોડા જેવાં લંબગોળ થાય છે, તેથી કોશામ્ર-એક જાતનો હલકો આંબો.

૨. ક્ષુદ્રશ્ચાસૌ આમ્રઃ-ક્ષુદ્રામ્રઃ-હલકી જાતનો જે આંબો હોય છે, તેથી-ક્ષુદ્રામ્ર-હલકો આંબો.

૩. કૃમિયુક્તઃ વૃક્ષઃ-શાકપાર્થિવાદિઃ-જે ઝાડ કીડાવાળું હોય છે, તેથી કૃમિવૃક્ષ-હલકો આંબો.

૪. સુષ્ઠુ કોશઃ યસ્ય સઃ, સ્વાર્થે કઃ-જેનો સારો કોશ છે, તેથી સુકોશક-હલકો આંબો.

## એ હલકી જાતના આંબાના ફળના ગુણો

તત્ફલં ગ્રાહિ વાતઘ્નમમ્લોષ્ણં ગુરુ પિત્તલમ્ ।
પક્વં તુ દીપનં રુચ્યં લઘૂષ્ણં કફવાતનુત્ ॥૨૩

અન્વયઃ-તત્ફલં ગ્રાહિ વાતઘ્નમ્ અમ્લોષ્ણં ગુરુ પિત્તલં (ભવતિ), પક્વં તુ દીપનં રુચ્યં લઘુ ઉષ્ણં (સત્) કફવાતનુત્ (અસ્તિ) ॥

એ આંબાનું (કાચું) ફળ ઝાડાને રોકનાર, વાયુને હણનાર, ખાટું, ગરમ, ભારે અને પિત્ત કરનાર છે; પણ પાકું ફળ અગ્નિને પ્રદીપ્ત કરનાર, રુચિ ઉપજાવનાર, હલકું અને ગરમ હોઈ કફ તથા વાયુને મટાડનાર છે. ૨૩

## પનસ કે ફણસનાં નામો તથા ગુણો

પનસઃ કણ્ટકિફલઃ પણસોઽતિબૃહત્ફલઃ ।
પનસં શીતલં પક્વં સ્નિગ્ધં પિત્તાનિલાપહમ્ ॥૨૪
તર્પણં બૃંહણં સ્વાદુ માંસલં શ્લેષ્મલં ભૃશમ્ ।
વલ્યં શુક્રપ્રદં હન્તિ રક્તપિત્તક્ષતવ્રણાન્ ॥ ૨૫ ॥

અન્વયઃ-પનસઃ કણ્ટકિફલઃ પણસઃ અતિબૃહત્ફલઃ (કથ્યતે), પક્વં પનસં શીતલં સ્નિગ્ધં (સત્) પિત્તાનિલાપહં તર્પણં બૃંહણં સ્વાદુ માંસલં ભૃશં શ્લેષ્મલં વલ્યં શુક્રપ્રદં (સત્) રક્તપિત્તક્ષતવ્રણાન્ હન્તિ ॥

પનસ,[1] કંટકિફલ,[2] પણસ[3] અને અતિબૃહત્ફલ[4] એટલાં ફણસનાં સંસ્કૃત નામો છે. ફણસનું પાકું ફળ ટાઢું અને સ્નિગ્ધ હોઈ પિત્ત તથા વાયુને મટાડનાર, તૃપ્તિ આપનાર, પુષ્ટિ કરનાર, મધુર, માંસને વધારનાર, કફને બહુ જ કરનાર, બળ આપનાર તથા વીર્યને વધારનાર હોઈ રક્તપિત્ત, ક્ષત તથા વ્રણનો નાશ કરે છે. ૨૪,૨૫

૧. પનાય્યતે સ્તૂયતે વનસ્પતિશાસ્ત્રકોવિદૈઃ સૂત્તમગુણવત્ત્વાત્, પન સ્તુતૌ-'અત્યવિચમિ-' ઇતિ (ઉણા. ૩-૧૧૭) અસચ્ પ્રત્યયઃ-વનસ્પતિશાસ્ત્રના વિદ્વાનો જેને અતિ ઉત્તમ ગુણવાન તરીકે વખાણે છે, તેથી પનસ-ફણસ.

૨. કણ્ટકાઃ સન્તિ એષામ્-'અત ઇનિ૰', તતઃ કણ્ટકીનિ ફલાનિ યસ્ય સઃ-જેનાં ફળ કાંટાવાળાં હોય

માંસને વધારનાર છે; તેમજ ભૂખ, તરશ, નેત્રના રોગ તથા પ્રમેહને મટાડે છે. ૩૨–૩૪

૧. कन्दते–आह्वानं करोति या स्वकीयगुणोपयोगार्थं जनान् प्रति, क्न्यते–रुद्यते च फलोत्पत्तिकाले यया, कदि आह्वाने रोदने च–मृषादित्वात् (उणा. १–१०६) साधुः, आगमशासनमनित्यम्, यद्वा केन वायुना दल्यते–विशीर्यते–दल विशरणे–'खनो घ च' इति घः, गौरादित्वाद् ङीप्–પોતાના ગુણોનો ઉપયોગ કરવા લોકોને જે આહ્‌વાન કરે છે; અથવા ફળની ઉત્પત્તિ વખતે જે રડે છે ચીસ પાડે છે; અથવા વાયુને લીધે જે વીખરાય–ચિરાય છે, તેથી કદલી–કેળ.

૨. वुसति वुस्यते वा–वुस उत्सर्गे–'इगुपधे'ति कः, भिदाद्यङ् वा, ततष्टाप्, વારણાનાં વુસા–હાથીઓના જે ત્યાગ કરે છે; અથવા હાથીઓ વડે જે તજાય છે, કેમકે તેઓને તે ભાવતી નથી, તેથી વારણબુસા–કેળ.

૩. रमति रम्यते वा–रम रामस्थे–पचाद्यच्, घञ् वा, 'रमेरशब्लिटोरि'ति नुम्–જે ઉતાવળ કરે છે–ઝડપથી વધે છે અથવા પોતાનો ઉપયોગ કરવા લોકો સામે ઉતાવળ કરે છે, તેથી અથવા પ્રમેહ આદિ રોગો દૂર કરવા જે ઝડપ કરે છે, તેથી રંભા–કેળ.

૪. मुञ्चति माधुर्यं शैत्यं स्निग्धत्वं चेति मोचा–मुच्लृ मोक्षणे–पचाद्यच्, टाप्–જે મધુરતા, શીતળતા, સ્નિગ્ધતારૂપ ગુણને છોડે છે–એટલે પોતામાં રહેલા તે ગુણોનો લોકોને અનુભવ કરાવે છે, અથવા मुञ्चति वारणान् इति मोचा–હાથીઓને જે છોડે છે, તેથી મોચા–કેળ.

૫. अंशवः–सूक्ष्मावयवाः सन्ति एषाम् इति अंशुमन्ति–फलानि यस्याः सा, यद्वा अंशुमान् इव फलानि यस्याः सा–अजादित्वात् टाप्–જેના ફળમાં બારીક વિભાગો અથવા રેસા હોય છે, તેથી અથવા જેનાં ફળ જાણે સૂર્ય હોય તેવાં ચળકે છે, તેથી અંશુમત્ફલા–કેળ.

### કેળની ઘણી જાતો અને તેના ગુણો

माणिक्यमर्त्यामृतचम्पकाद्या,
मेदाः कदल्या बहवोऽपि सन्ति।
उक्ता गुणास्तेष्वधिका भवन्ति,
निर्दोषता स्याल्लघुता च तेषाम् ॥३५॥

अन्वयः–माणिक्यमर्त्यामृतचम्पकाद्याः कदल्याः बहवः अपि भेदाः सन्ति, तेषु उक्ताः गुणाः अधिकाः भवन्ति, तेषां निर्दोषता च लघुता स्यात् ॥

માણિક્યકદલી, મર્ત્યકદલી, અમૃતકદલી અને ચંપકકદલી આદિ કેળની અનેક જાતો છે; તેઓમાં ઉપર કહેલા ગુણો અધિક હોય છે; અને એ સઘળી જાતો નિર્દોષ તથા હલકી છે.

### ચીભડાનાં નામો તથા ગુણો

चिर्भिटं धेनुदुग्धं च तथा गोरक्षकर्कटी।
चिर्भिटं मधुरं रूक्षं गुरु पित्तकफापहम् ॥
अनुष्णं ग्राहि विष्टम्भि पक्वं तूष्णं च पित्तलम् ॥३६॥

अन्वयः–चिर्भिटं धेनुदुग्धं तथा च गोरक्षकर्कटी (इति कथ्यते, गुणास्तु–) चिर्भिटं मधुरं रूक्षं गुरु पित्तकफापहम् अनुष्णं ग्राहि विष्टम्भि (अस्ति), पक्वं तु उष्णं पित्तलं च (अस्ति) ॥

ચિર્ભિટ,[1] ધેનુદુગ્ધ[2] અને ગોરક્ષકર્કટી[3] એટલાં ચીભડાનાં સંસ્કૃત નામો છે. ચીભડું મધુર, રૂક્ષ, ભારે, પિત્ત તથા કફને મટાડનાર, ગરમ નથી અને ઝાડાને રોકનાર છે. પાકું ચીભડું તો ગરમ અને પિત્ત કરનાર છે.

૧. चिरेण भटति–भ्रियते वा गुरुत्वात्, भट मृतौ, पचाद्यच्, पृषोदरादिः–જે લાંબા કાળે પોષાય છે અથવા પોતાનું કામ આપે છે, કેમકે પાચનમાં ભારે છે, તેથી ચિર્ભિટ–ચીભડું.

૨. धेनोर्दुग्धमिव स्वादु फलमस्य–જેનું ફળ ગાયના દૂધ જેવું સ્વાદિષ્ટ હોય છે. તેથી ધેનુદુગ્ધ–ચીભડું.

૩. रक्षन्ति इति रक्षाः–अच्, गवां रक्षाः गोरक्षाः, तेषां प्रिया, करं कटति–कटे वर्षावरणयोः, 'सर्वधातुभ्य इन्', पृषोदरादित्वात्, 'कृदिकारादक्तिन' इति वा ङीप्–कर्कटी–शकन्ध्वादिः, यद्वा गोरक्षा चासौ कर्कटी–ગાયોનું રક્ષણ કરતા ગોવાળો વગેરેને પ્રિય કાકડી અથવા ગાયોનું રક્ષણ કરતી કાકડી, તે ગોરક્ષકર્કટી ચીભડું.

### નારિયેળીનાં નામો

नालिकेरो दृढफलो लाङ्गली कूर्चशीर्षकः।
तुङ्गः स्कन्धफलश्चैव तृणराजः सदाफलः ॥३७॥

अन्वयः–नालिकेरः दृढफलः लाङ्गली कूर्चशीर्षकः तुङ्गः स्कन्धफलः एव तृणराजः च सदाफलः (इति नामानि) ॥

નાલિકેર,[1] દૃઢફલ,[2] લાંગલી,[3] કૂર્ચશીર્ષક,[4] તુંગ,[5] સ્કંધફલ,[6] તૃણરાજ[7] અને સદાફલ[8] એટલાં નારિયેળીનાં સંસ્કૃત નામો છે.

૧. नलति नल्यते वा–णल गन्धे–बाहुलकादिण्, केन वायुना ईर्यते–ईर प्रेरणे–घञ्, नालिश्चासौ केरश्च नालिकेरः–જેમાં ગંધ હોય છે તથા વાયુની પ્રેરણા પણ હોય છે, તેથી નાલિકેર–નારિયેળી.

૨. दृढं फलं यस्य सः–જેનું ફળ મજબૂત હોય છે તેથી દૃઢફલ–નારિયેળી

ઝાડાને રોકે છે તેથી કલિંદ-તરબૂચ.

૪. सुष्ठु वर्चयति-दीपयति पित्तं सोष्णत्वात्, वर्च दीप्तौ-ण्यन्ताद्-'वृषादिभ्यश्चित्' (ઉણા૦ ૧-૧૦૬) इति कलच् प्रत्ययः-જે ગરમ હોવાથી પિત્તને ખૂબ જ વધારે છે, તેથી સુવર્ચલ-તરબૂચ.

## ખરબૂજ અથવા તળિયાં ચીભડાં કે સકરટેટીનાં નામો તથા ગુણો

दशाङ्गुलं तु खर्बूजं कथ्यन्ते तद्गुणा अथ।
खर्बूजं मूत्रलं बल्यं कोष्ठशुद्धिकरं गुरु॥
स्निग्धं स्वादुतरं शीतं वृष्यं पित्तानिलापहम्॥४३॥

अन्वयः-दशाङ्गुलं तु खर्बूजं (भवति), अथ तद्गुणाः कथ्यन्ते-खर्बूजं मूत्रलं बल्यं कोष्ठशुद्धिकरं गुरु स्निग्धं स्वादुतरं शीतं वृष्यं (सत्) पित्तानिलापहम् (अस्ति)।

દશાંગુલ[1] અને ખર્બૂજ[2] એ તળિયાં ચીભડાંનાં નામો છે. તળિયું ચીભડું મૂત્ર વધારનાર, બળ આપનાર, કોઠાને સાફ કરનાર, ભારે, સ્નિગ્ધ, બહુ જ મીઠું, ટાઢું અને વીર્યને વધારનાર હોઈ પિત્ત તથા વાયુને મટાડે છે. ૪૩

૧. दश अङ्गुलय इव सन्ति अस्य फलत्वगुपरि-तद्धितार्थे द्विगुः-अर्शआद्यच्-જેની છાલ ઉપર જાણે દશ આંગળીઓ હોય તેવી રેખાઓ હોય છે, તેથી દશાંગુલ-તળિયું ચીભડું.

૨. खर्वति-गच्छति पृथिव्या उपरि, खर्व गतौ-मृगय्वादिः, खर्वूरूपेण जातम् 'अन्येभ्योऽपि०' इति जनेर्डः-પૃથ્વી પર વેલારૂપે જે જાય છે, તે ખર્બૂ કહેવાય અને એવા ખર્બૂરૂપે જે ઉત્પન્ન થાય છે, તેથી ખર્બૂજ-તળિયું ચીભડું.

## તળિયાં ચીભડાંમાં પણ વિશેષતા

तेषु यच्चाम्लमधुरं सक्षारं च रसाद्भवेत्।
रक्तपित्तकरं तत्तु मूत्रकृच्छ्रकरं परम्॥४४॥

अन्वयः-तेषु यत् च अम्लमधुरं रसात् च सक्षारं भवेत् तत्तु रक्तपित्तकरं परं मूत्रकृच्छ्रकरं (भवति)॥

તેઓમાં પણ જે તળિયું ખટાશ, મીઠાશ અને ખારાશવાળું હોય છે, તે રક્તપિત્ત કરનાર અને બહુ જ મૂત્રકૃચ્છ્ર કરનાર હોય છે.

## ત્રપુસનાં નામો તથા ગુણો

त्रपुसं कण्टकिफलं सुधावासः सुशीतलम्।
त्रपुसं लघु नीलं च नवं तृट्क्लमदाहजित्॥
स्वादु पित्तापहं शीतं रक्तपित्तहरं परम्॥४५॥
तत्पक्वमम्लमुष्णं स्यात् पित्तलं कफवातनुत्।
तद्बीजं मूत्रलं शीतं रूक्षं पित्तास्रकृच्छ्रजित्॥४६॥

अन्वयः-त्रपुसं कण्टकिफलं सुधावासः सुशीतलम् (इति नामानि, तद्गुणास्तु-) लघु नीलं च नवं त्रपुसं तृट्क्लमदाहजित् स्वादु पित्तापहं शीतं (सत्) परं रक्तपित्तहरम् (अस्ति)। तत् पक्वम् अम्लम् उष्णं पित्तलं (सत्) कफवातनुत् स्यात्, तद्बीजं मूत्रलं शीतं रूक्षं (सत्) पित्तास्रकृच्छ्रजित् (अस्ति)॥

ત્રપુસ,[1] કંટકિફલ,[2] સુધાવાસ[3] અને સુશીતલ[4] એટલાં ત્રપુસ(એક જાતની કાકડી)નાં સંસ્કૃત નામો છે. નાની, નીલી અને નવી ત્રપુસ તરશ, ગ્લાનિ તથા દાહને મટાડે છે અને મધુર હોઈ પિત્તને તોડનાર, ટાઢી અને રક્તપિત્તને અત્યંત મટાડનાર છે. પાકી ત્રપુસ ખાટી, ગરમ તથા પિત્ત કરનાર હોઈ કફ તથા વાયુને મટાડે છે. એ કાકડીનું બીજ મૂત્રને વધારનાર, ટાઢું તથા રૂક્ષ હોઈ પિત્ત, લોહીનો બગાડ કે રક્તપિત્ત તથા મૂત્રકૃચ્છ્રને મટાડે છે. ૪૫,૪૬

૧. त्रपते-लज्जते कण्टकिफलत्वात्, त्रपूष् लज्जायाम्-औणादिक उसः प्रत्ययः-જેનું ફળ કાંટાવાળું હોવાથી પોતે તેથી શરમાય છે, માટે ત્રપુસ-એક જાતની કાકડી.

૨. कण्टकाः सन्ति अस्य कण्टकि 'अतइनि०,' कण्टकि फलं यस्य तत्-જેનું ફળ કાંટાવાળું હોય છે, તેથી કંટકિફલ-ત્રપુસ-એક જાતની કાકડી.

૩. सुधाया आवास इव माधुर्यात्-મીઠાશને લીધે અમૃતનું જાણે રહેઠાણ હોય તેવી છે, તેથી સુધાવાસ-ત્રપુસ-એક જાતની કાકડી.

૪. सुतरां शीतलंसु शीतलम्-અતિશય શીતળતાવાળી હોય છે, તેથી સુશીતલ-ત્રપુસ-એક જાતની કાકડી.

## સોપારીનાં નામો

घोण्टा पूगी च पूगश्च गुवाकः क्रमुकोऽस्य तु।
फलं पूगीफलं प्रोक्तमुद्वेगं च तदीरितम्॥४७॥

अन्वयः-घोण्टा च पूगी च पूगः क्रमुकः गुवाकः (इति नामानि वृक्षस्य) अस्य फलं तु पूगीफलं प्रोक्तं तत् च उद्वेगम् ईरितम्॥

ઘોંટા,[1] પૂગી,[2] પૂગ,[3] ગુવાક[4] અને ક્રમુક[5] એટલાં સોપારીના ઝાડનાં સંસ્કૃત નામો છે. એનું ફલ પૂગીફલ[1] અને ઉદ્વેગ[2] કહેવાય છે. ૪૭

૧. ઘોણ્ટે–ભ્રમયતિ મોહજનકત્વાત્, ઘુણ ભ્રમણે–ઘોણુ-ભ્રમણ્ટ્ ચ, ઘણ્ટ્–ભીણો ભ્રમાવનાર હોવાથી જે ભમાવે છે, તેથી ઘોંટા–સોપારી.

૨. પવતે પુનાતિ વા મુખં કષાયત્વાત્, પૂઙ્ પૂન્ વા પવને–'ભ્રમુદિભ્યઃ કિત્' (ઉણા૦ ૧–૧૨૪) ઇતિ ગન્, ગૌરાદિ–જે તૂરી હોવાથી મોઢાને સાફ કરે છે, તેથી પૂગી–સોપારી.

૩ પૂગ–પુંલિંગે છે, અર્થ તો ઉપર પ્રમાણે છે.

૪ ગુવાક–પુનાતીત્યર્થે ગુવકતિ મનેન વચા. મુખ મસાત્, ગુ પુરીષોત્સર્ગે–'પિનાકાદયશ્ચ' (ઉણા૦ ૪–૧૫) ઇતિ સાધુ–સારક હોવાથી જેને લીધે લોકોને ઝાડે સાફ આવે છે, તેથી ગુવાક–સોપારી.

૫. ક્રમુક–પાદવિક્ષેપે ક્રામતિ કફપિત્તપ્રશમનાર્થમ્ અગ્નિદીપનાર્થં ચ, ક્રમુ પાદવિક્ષેપે ક્રમુન્નાદ્ ચ, 'ક્રમાદિભ્યઃ' –કફ તથા પિત્તને મટાડવા અને અગ્નિને પ્રદીપ્ત કરવા જે કામ કરે છે, તેથી ક્રમુક–સોપારી.

૧. પૂગસ્ય ફલં પૂગીફલમ્–સોપારીનું ફળ.

૨. ઉદ્વેગઃ વેગઃ યસ્માત્ લેખનત્વાત્, યદ્વા ઉદ્વિજન્તે જના અનેન મોહકત્વાત્–ઓવિજી ભયચલનયો– 'હલશ્ચે'તિ ઘઞ્–શરીરને લીધું પાડનાર હોવાથી જેને લીધે શરીરનો વેગ જતો રહે છે અથવા ભીણો ભ્રમાવનાર હોવાથી લોકો જેનાથી ભમી જાય છે, તેથી ઉદ્વેગ–સોપારી.

## સોપારીના ગુણો

પૂગં ગુરુ હિમં રૂક્ષં કષાયં કફપિત્તજિત્ ।
મોહનં દીપનં રુચ્યમાસ્યવૈરસ્યનાશનમ્ ॥૪૮॥

અન્વય–પૂગં ગુરુ હિમં રૂક્ષં કષાયં (તદ્) કફપિત્તજિત્ મોહનં દીપનં રુચ્યમ્ આસ્યવૈરસ્યનાશનમ્ (અસ્તિ)॥

સોપારીનું ફળ ભારે, ટાઢું, રૂક્ષ તથા તૂરું હોઈ કફ તથા પિત્તને મટાડનાર, ભીણો ચઢાવનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર, રુચિકારક અને મોઢાના વિરસપણાને મટાડનાર છે ૪૮

## લીલી, બાફેલી તથા રેઢી સોપારીના ગુણો

આર્દ્રં તદ્ ગુર્વભિષ્યન્દિ વહ્નિદૃષ્ટિહરં સ્મૃતમ્ ।
સ્વિન્નં દોષત્રયચ્છેદિ દૃઢમધ્યં તદુત્તમમ્ ॥૪૯॥

અન્વય–આર્દ્રં તદ્ ગુરુ અભિષ્યન્દિ (તદ્) વહ્નિદૃષ્ટિહરં સ્મૃતમ્, સ્વિન્નં તદ્ દોષત્રયચ્છેદિ (ભવતિ), દૃઢમધ્યં ઉત્તમમ્ (અસ્તિ)॥

લીલી સોપારી ભારે, (દહીંની પેઠે) કફ કરનાર અને અગ્નિને તથા નેત્રની શક્તિને હરનાર છે. બાફેલી સોપારી ત્રણે દોષને મટાડનાર છે. જે સોપારીનો મધ્ય ભાગ કઠણ હોય તે (રેઢી) ઉત્તમ હોય છે. ૪૯

## તાડનાં નામો તથા ફળ અને મજ્જાના ગુણો

તાલસ્તુ લેખપત્રઃ સ્યાત્ તૃણરાજો મહોન્નતઃ ।
પક્વં તાલફલં પિત્તરક્તશ્લેષ્મવિવર્ધનમ્ ॥૫૦॥
દુર્જરં બહુમૂત્રં ચ તન્દ્રાભિષ્યન્દિ શુક્રલમ્ ।
તાલમજ્જા તુ તરુણઃ કિઞ્ચિન્મદકરો લઘુઃ ॥
શ્લેષ્મલો વાતપિત્તઘ્નઃ સસ્નેહો મધુરઃ સરઃ ॥૫૧॥

અન્વય–તાલઃ તુ લેખપત્રઃ તૃણરાજઃ મહોન્નતઃ સ્યાત્। પક્વં તાલફલં પિત્તરક્તશ્લેષ્મવિવર્ધનં દુર્જરં બહુમૂત્રં ચ તન્દ્રાભિષ્યન્દિ શુક્રલમ્ (ભવતિ), તાલમજ્જા તુ તરુણઃ કિઞ્ચિત્ મદકરઃ લઘુઃ શ્લેષ્મલઃ વાતપિત્તઘ્નઃ સસ્નેહઃ મધુરઃ સરઃ (અસ્તિ)॥

તાલ,[1] લેખપત્ર,[2] તૃણરાજ[3] અને મહોન્નત[4] એટલાં તાડનાં સંસ્કૃત નામો છે. તાડનું પાકું ફળ પિત્તને, રુધિરને તથા કફને વધારનાર, મોડે પચે એવું, મૂત્રને બહુ જ વધારનાર, આળસ આપનાર, (દહીંની પેઠે) કફ કરનાર અને વીર્ય આપનાર છે. તાડના બીજનો તાળો ગર્ભ–મજ્જા કાંઈક મદ ઉપજાવનાર, હલકો, કફ કરનાર, વાયુ તથા પિત્તને મટાડનાર, સ્નિગ્ધ, મધુર અને મળને ખસેડનાર છે. ૫૦,૫૧

૧. તલતિ–પ્રતિષ્ઠાપયતિ શરીરં શુક્રદત્વાત્–તલ પ્રતિષ્ઠાયામ્–જ્વલિતિ–ણ્યન્તાદ્–વીર્ય આપનાર હોવાથી શરીરને જે સ્થિરતા પમાડે છે, તેથી તાલ–તાડનું ઝાડ.

૨. લેખાય પત્ર –લખાણ કરવાના કાગળ–તાડપત્રી તરીકે વપરાય છે, તેથી લેખપત્ર–તાડ.

૩. તૃણાનાં રાજા–'રાજાહઃસખિભ્યષ્ટચ્'–ઘાસની જાતનો રાજા કહેવાય છે, તેથી તૃણરાજ–તાડ.

૪ મહાનુન્નતો યસ્ય –અતિશય ઊંચું હોય છે, તેથી મહોન્નત–તાડનું ઝાડ.

## તાડનું તાજું પાણી–તાડીના ગુણો

તાલજં તરુણં તોયમતીવ મદકૃન્મતમ્ ।
અમ્લીભૂતં યદા તુ સ્યાત્ પિત્તકૃદ્વાતદોષહૃત્ ॥

અન્વય–તાલજં તરુણં તોયમ્ અતીવ મદકૃત્ મતમ્, (અમ્લીભૂતં યદા) સ્યાત્ તદા તુ પિત્તકૃત્ વાતદોષહૃત્ (ભવતિ)॥

તાડનું તાજું પાણી અત્યંત મદ કરનાર છે, તે જો ખાટું થયું હોય તો પિત્ત કરનાર અને વાયુના દોષને મટાડનાર છે. ૫૨

### બીલીનાં અને તેના ફળનાં નામો

બિલ્વઃ શાણ્ડિલ્યશૈલૂષૌ માલૂરશ્રીફલાવપિ ।
બાલં બિલ્વફલં બિલ્વકર્કટી બિલ્વપેશિકા ॥૫૩॥

અન્વયઃ–બિલ્વઃ શાણ્ડિલ્યશૈલૂષૌ માલૂરશ્રીફલૌ અપિ (इति नामानि), बालं बिल्वफलं बिल्वकर्कटी बिल्वपेशिका (कथ्यते) ॥

બિલ્વ,[1] શાંડિલ્ય,[2] શૈલૂષ,[3] માલૂર,[4] અને શ્રીફલ[5] એટલાં બીલીના ઝાડનાં સંસ્કૃત નામો છે. તેનું નાનું–કાચું ફળ બિલ્વકર્કટી[1] અને બિલ્વપેશિકા[2] કહેવાય છે. ૫૩

૧. બિલતિ–भिनत्ति कफवातामशूलानि दीपनपाचनत्वात्, बिल भेदने–उल्वादिः–(उणा० ४–९५)–જે દીપન તથા પાચન હોવાથી કફ, વાયુ, આમ તથા શૂળને મટાડે છે, તેથી બિલ્વ–બીલી.

૨. શણ્ડતિ–रुजति- भिनत्ति कामादीन्–शडि रुजायाम् 'सलि०' (उणा० १–५४) इत्यादिना इलच्, शण्डिलस्य गोत्रापत्यं–' गर्गादिभ्यो यञ् ' शाण्डिल्यः इव, यद्वा शण्डयति–रुजं करोति वातादीनाम्–पचाद्यच्, ततः स्वार्थे ष्यञ् (वा. ५–१–१२४)–કામાદિ શત્રુઓનો નાશ કરનાર શંડિલ ઋષિના વંશજ–શાંડિલ્ય મુનિના નામે જે ઓળખાય છે અથવા વાયુ વગેરેનો જે નાશ કરે છે, તેથી શાંડિલ્ય–બીલી.

૩. શિલૂષસ્યાપત્યં शैलूष इव–શિલૂષના પુત્ર શૈલૂષ નામના નાટ્યાચાર્યની પેઠે નાચતું હોવાથી શૈલૂષ–બીલીનું ઝાડ.

૪. मां–लक्ष्मीं परेषां लुनाति–छिनत्ति गुणाधिक्यात्–लूञ् छेदने–बाहुलकाद् रक्–ગુણોની અધિકતાથી બીજાં વૃક્ષોની શોભાનો જે નાશ કરે છે, તેથી માલૂર–બીલી.

૫. श्रियाः पदं प्रियं वा फलमस्य–अर्शआद्यच्–शाकपार्थिवादिः–જેનું ફળ લક્ષ્મીનું સ્થાન હોઈ લક્ષ્મીને પ્રિય છે, તેથી શ્રીફલ–બીલી.

૧. बिल्वस्य कर्कटी इव–બીલીની જાણે કાકડી હોય તેવું જણાતું તેનું કાચું ફળ તે બિલ્વકર્કટી કહેવાય છે.

૨. बिल्वस्य पेशी इव–इवार्थे कन्, टाप् 'केऽण–' इति ह्रस्वश्च–બીલીની જાણે પેશી હોય તેવું જણાતું હોવાથી તેનું નાનું–કાચું ફળ બિલ્વપેશિકા કહેવાય છે.

### કાચાં બીલાંના ગુણો

ગ્રાહિણી કફવાતામશૂલઘ્ની બિલ્વપેશિકા ।
બાલં બિલ્વફલં ગ્રાહિ દીપનં પાચનં કટુ ।
કષાયોષ્ણં લઘુ સ્નિગ્ધં તિક્તં [illegible] ॥

અન્વયઃ–બિલ્વપેશિકા ग्राहिणी कफवातामशूलघ्नी (भवति) । बालं बिल्वफलं ग्राहि दीपनं पाचनं कटु कषायोष्णं लघु स्निग्धं तिक्तं वातकफापहम् (अस्ति) ॥

નાનું–કાચું બીલું ઝાડાને રોકનાર હોઈ કફ, વાયુ, આમ તથા શૂળને મટાડનાર છે; (બીજા ગ્રંથમાં પણ કહ્યું છે કે) નાનું–કાચું બીલું ઝાડાને રોકનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર, પાચક, તીખું, તૂરું, ગરમ, હલકું, સ્નિગ્ધ અને કડવું હોઈ વાયુ તથા કફને મટાડનાર છે. ૫૪

### પાકાં બીલાંના ગુણો

પક્વં ગુરુ ત્રિદોષં સ્યાત્ દુર્જરં પૂતિ મારુતમ્ ।
વિદાહિ વિષ્ટમ્ભકરં મધુરં વહ્નિમાન્દ્યકૃત્ ॥૫૫॥

અન્વયઃ–પક્વં (तु तत्) गुरु त्रिदोषं दुर्जरं पूति मारुतं विदाहि विष्टम्भकरं मधुरं (सत्) वह्निमान्द्यकृत् (अस्ति) ॥

પાકું બીલું ભારે, ત્રણે દોષવાળું, માંડ પચે એવું, દુર્ગંધવાળું, વાયુકારક, દાહ કરનાર, ઝાડાને રોકનાર અને મધુર હોઈ અગ્નિને મંદ કરનાર છે. ૫૫

### કાચાં, પાકાં, સૂકાં બીલાંના ગુણોમાં તફાવત

ફલેષુ પરિપક્વં યદ્ ગુણવત્તદુદાહૃતમ્ ।
બિલ્વાદન્યત્ર વિજ્ઞેયમામં તદ્ દ્વિગુણાધિકમ્ ॥
દ્રાક્ષાબિલ્વશિવાદીનાં ફલં શુષ્કં ગુણાધિકમ્ ॥૫૬

અન્વયઃ–બિલ્વાદ્ अन्यत्र फलेषु यत् परिपक्वं तद्-गुणवत् उदाहृतम्, तद् (बिल्वं तु) आमं द्विगुणाधिकं विज्ञेयम्, द्राक्षाबिल्वशिवादीनां फलं शुष्कं गुणाधिकं (भवति) ॥

બીલાં સિવાય બાકીનાં સઘળાં ફળોમાં જે પાકેલું હોય તે ગુણવાળું કહેવાય છે, પણ બીલું તો કાચું હોય તે બમણા ગુણવાળું જાણવું. દ્રાક્ષ, બીલી અને હરડે વગેરેનાં ફળ જે સુકાયેલાં હોય, તેઓમાં વધારે ગુણ હોય છે. ૫૬

### કોઠનાં નામો

કપિત્થસ્તુ દધિત્થઃ સ્યાત્તથા પુષ્પફલઃ સ્મૃતઃ ।
કપિપ્રિયો દધિફલસ્તથા દન્તશઠોઽપિ ચ ॥૫૭

અન્વયઃ–કપિત્થઃ तु दधित्थः स्यात् तथा पुष्पफलः कपिप्रियः दधिफलः तथा च दन्तशठः अपि स्मृतः ॥

ગંધ હોય છે, તેથી ત્વક્સુગંધ—નારંગી.

૪. મુખસ્ય પ્રિયઃ—જે મોઢાને પ્રિય લાગે છે, તેથી મુખપ્રિય—નારંગી.

## ટિંબરુનાં નામો તથા ફળના ગુણો

तिन्दुकः स्फूर्जकः कालस्कन्धश्चासितसारकः ।
स्यादामं तिन्दुकं ग्राहि वातलं शीतलं लघु ॥
पक्वं पित्तप्रमेहास्रश्लेष्मघ्नं मधुरं गुरु ॥ ६० ॥

અન્વયઃ—तिन्दुकः स्फूर्जकः कालस्कन्धः च असितसारकः ( इति नामानि, फलगुणास्तु— ) आमं तिन्दुकं ग्राहि वातलं शीतलं लघु स्यात्, पक्वं ( तु ) मधुरं गुरु ( सत् ) पित्तप्रमेहास्रश्लेष्मघ्नं ( भवति ) ॥

તિંદુક,[1] સ્ફૂર્જક,[2] કાલસ્કંધ[3] અને અસિતસારક,[4] એટલાં ટિંબરુ×નાં સંસ્કૃત નામો છે. ટિંબરુનું કાચું ફળ ઝાડાને રોકનાર, વાયુ કરનાર, ટાઢું અને હલકું હોય છે. ટિંબરુનું પાકું ફળ મધુર અને ભારે હોઈ પિત્ત, પ્રમેહ, લોહીનો બગાડ તથા કફને મટાડે છે. ૬૦

૧. तिम्यति—आर्द्रीभवति, तिम आर्द्रीभावे—मृगय्वादिः (ઉણા. ૧—૩૭), संज्ञायां कन्—જે હંમેશાં તાજી—ભીનાશ પર રહે છે, તેથી તિન્દુક—ટિંબરુ.

૨. स्फूर्जति—वज्रनिर्घोषं करोति प्रमेहादिनाशनार्थम्, टुओस्फूर्जा वज्रनिर्घोषे, ण्वुल्—પ્રમેહ આદિ રોગોને હાંકી કાઢવા વિજયી હોઈ મેઘ જેવા જાણે કડાકા કરે છે, તેથી સ્ફૂર્જક—ટિંબરુ.

૩. कालः स्कन्धो यस्य सः—જેનું થડ કાળું હોય છે, તેથી કાલસ્કંધ—ટિંબરુ.

× લોકો ટિંબરુનાં ફળનો રસ તાજા જખમ ઉપર લગાડે છે. ગરીબ લોકો આ ફળ ખાય છે અને તેનાં બીજને તેના ગ્રાહી ગુણોને લીધે ઝાડાની બીમારીમાં વાપરે છે.

**ચરકસંહિતામાં** ટિંબરુના કાચા ફળના રસને વાયુ અને પિત્ત બેસાડનાર વર્ણવેલ છે.

**સુશ્રુતસંહિતામાં** તેને રક્તપિત્તહર ( લોહીમાંનું પિત્ત કાઢી નાખનાર ), દાહનાશક ( બળતરા ઓછી કરનાર ), યોનિદોષહર ( યોનિના રોગ મટાડનાર ), વર્ણ્ય ( શરીરનો રંગ સુધારનાર ) અને સંગ્રાહી (સ્તંભક અથવા ગ્રાહી) ગણેલ છે. ફળના રસમાંથી કાઢેલું સત્ત્વ જૂની સંગ્રહણી ઉપર સારી અસર કરે છે.

૪. असितः—श्यामवर्णः सारो यस्य सः—'शेषाद् विभाषे'ति कप्—જેનો સાર કાળા રંગનો હોય છે, તેથી અસિતસારક—ટિંબરુ.

## ઝેરકોચલાંનાં નામો

तिन्दुकोऽन्यस्तु कथितो जलदो दीर्घपत्रकः ।
कुपीलुः कुलकः काकतिन्दुकः काकपीलुकः ॥
काकेन्दुर्विषतिन्दुश्च तथा मर्कटतिन्दुकः ॥ ६१ ॥

અન્વયઃ—अन्यः तिन्दुकः तु जलदः दीर्घपत्रकः कुपीलुः कुलकः काकतिन्दुकः काकपीलुकः तथा च मर्कटतिन्दुकः कथितः ॥

જલદ,[1] દીર્ઘપત્રક,[2] કુપીલુ,[3] કુલક,[4] કાકતિંદુક,[5] કાકપીલુક,[6] કાકેંદુ,[7] વિષતિંદુ[8] અને મર્કટતિંદુક[9] એટલાં બીજા ટિંબરુ અથવા ઝેરકોચલાંનાં સંસ્કૃત નામો છે. ૬૧

૧. जलं ददाति शीतलत्वात्—डुदाञ् दाने—'आतोऽनुपसर्गे कः'—જે શીતળ હોવાથી જળતત્ત્વને આપે છે, તેથી જલદ—ઝેરકોચલું.

૨. दीर्घाणि पत्राणि यस्य सः—'शेषाद् विभाषे'ति कप्—જેનાં પાંદડાં લાંબાં હોય છે, તેથી દીર્ઘપત્રક—ઝેરકોચલું.

૩. कुत्सितः पीलुः—હલકી જાતનું પીલુ ગણાય છે, તેથી કુપીલુ—ઝેરકોચલું.

૪. कुलस्य—गृहस्य प्रतिकृतिः इव, इवार्थे कन्—ઘરની જાણે નકલ હોય એવું—ઘર જેવું હોય છે, તેથી કુલક—ઝેરકોચલું.

૫. काकानां तिन्दुकः—કાગડાઓનું ટિંબરુ ગણાય છે, તેથી અથવા काकवर्णः तिन्दुकः—કાગડાના જેવા રંગના ટિંબરુની એક જાત ગણાય છે, તેથી કાકતિન્દુક—ઝેરકોચલું.

૬. काकानां पीलुकः, काकवर्णः वा पीलुकः, काकैः पील्यते वा, पील प्रतिष्टम्भे—बाहुलकाद् उः, ततः संज्ञायां कन्—કાગડાઓનું પીલુ અથવા કાગડાના જેવા રંગનું કાળું પીલુ અથવા કાગડાઓથી જે વ્યાપ્ત રહે છે, તેથી કાકપીલુક—ઝેરકોચલું.

૭. काकानां काकवर्णो वा तिन्दुः, पृषोदरादित्वात् सिद्ध्यति—કાગડાઓનું અથવા કાગડાના જેવા કાળા રંગનું ટિંબરુ ગણાય છે, તેથી કાકેન્દુ—ઝેરકોચલું.

૮. विषयुक्तः तिन्दुः—शाकपार्थिवादिः—ઝેરી ટિંબરુની એક જાત છે, તેથી વિષતિન્દુ—ઝેરકોચલું.

૯. मर्कटानां तिन्दुकः—માંકડાં—વાંદરાંઓનું ટિંબરુ ગણાય છે, તેથી મર્કટતિન્દુક—ઝેરકોચલું.

કર્કંધૂ,[૧] (નામ) સ્ત્રીલિંગે તથા પુલ્લિંગે છે; બદરી,[૨] કોલિ,[૩] અજપ્રિયા,[૪] કુહા,[૫] કોલી,[૬] વિષમા[૭] અને ઉભયકંટકા[૮] એટલાં બોરડીનાં સંસ્કૃત નામો છે. ૯૫

૧. કર્કં—કણ્ટકં દધાતિ—કર્કન્ધૂઃ, ડુધાઞ્ ધારણે—'અન્દૂદૃન્ભૂ—'(ઉણા. ૧–૯૩) ઇતિ કૂપ્રત્યયાન્તો નિપાતિતઃ—કાંટાને જે ધારણ કરે છે, તેથી કર્કન્ધૂ—બોરડી.

૨. વદતિ—સ્થિરતાં પ્રાપયતિ શરીરં શુક્રલવૃંહણત્વાત્, વદ સ્થૈર્યે—વાહુલકાદરઃ, ગૌરાદિત્વાદ્ ઙીપ્—જે વીર્યવર્ધક તથા પાષ્ટિક હોવાથી શરીરને સ્થિરતા પમાડે છે, તેથી બદરી—બોરડી.

૩. કોલતિ—ઘનીભવતિ, કુલ સંસ્ત્યાને—'સર્વધાતુભ્ય ઇન્'—જે ખૂબ ઘાટી થાય છે, તેથી કોલિ—બોરડી.

૪. અજાનાં પ્રિયા—બકરાંઓને જે પ્રિય હોય છે, તેથી અજપ્રિયા—બોરડી.

૫. કુહયતિ—વિસ્માયયતિ માધુર્યેણ શોકનિવારણેન ચ, કુહ વિસ્માપને—અદન્તચુરાદિઃ—અચ્, ટાપ્—અતિશય મધુરતાથી અને શોક દૂર કરનાર હોવાથી જે વિસ્મય પમાડે છે, તેથી કુહા—બોરડી.

૬. કોલી—ત્રીજા નામ પ્રમાણે છતાં 'કૃદિકારાદક્તિનઃ' ઇતિ વા ઙીપ્—એ વિશેષતા છે.

૭. વિગતા વિરુદ્ધા વા સમા—વિષમા, ઉભયતઃ કણ્ટકયુક્તત્વેન દુઃસ્પર્શત્વાત્, ઇતસ્તતો વિસ્તીર્ણત્વાચ્ચ—જેને બે બે કાંટા હોવાને લીધે સ્પર્શ કરવી મુશ્કેલ હોય છે, તેથી તેમજ આમતેમ ચોપાસ વિસ્તારવાળી ગીચ હોવાથી વિષમા—બોરડી.

૮. ઉભયૌ કણ્ટકૌ યસ્યાઃ સા—જેને બે બે કાંટા હોય છે, તેથી ઉભયકંટકા—બોરડી.

**બોરડીનું ફળ—બોરનાં નામો તથા ગુણો**

**ફેનિલં વદરં ઘોણ્ટા સૌવીરં કુવલં તથા ।**
**પચ્યમાનં સુમધુરં સૌવીરં વદરં મહત્ ॥ ૯૬ ॥**

અન્વયઃ—ફેનિલં વદરં ઘોણ્ટા સૌવીરં તથા કુવલં (કથ્યતે), પચ્યમાનં મહત્ વદરં સૌવીરં (કથ્યતે) ॥

ફેનિલ,[૧] બદર,[૨] ઘોંટા,[૩] સૌવીર[૪] અને કુવલ[૫] એટલાં બોરનાં* સંસ્કૃત નામો છે. પાકેલું અને બહુજ મીઠું જે મોટું બોર હોય છે તે 'સૌવીર' કહેવાય છે. ૯૬

* સુશ્રુતસંહિતામાં બોરને રક્તપિત્તહર, વાતસંશમન, શુક્રદોષનાશક અને શોકનાશક ગણેલ છે. **ચરકસંહિતામાં** તેમને સ્વેદોપગ, વિરેચનોપગ, છર્દિનિગ્રહણ, શ્રમહારક અને વાતપિત્તશમન ગણેલ છે.



૧. ફેનઃ અસ્તિ અસ્ય—ફેનાદિલચ—જેનાં ફીણ વળે છે, તેથી ફેનિલ—બોર.

૨. વદર્યાઃ ફલં વદરં, ફલે અણ્, તસ્ય ચ લુક્—બોરડીનું જે ફળ હોય તે બદર—બોર.

૩. ઘોણયતિ—ભ્રમયતિ ચિત્તં માધુર્યેણ, યતસ્તતોऽપ્યાદાને મનસઃ પ્રેરકત્વાત્, ઘુણ ભ્રમણે—ણ્યન્તાદ્ વાહુલકાટ્ટઃ, ટાપ્—મધુરતા હોવાને લીધે હરકોઈ સ્થાનેથી પણ લઈ લેવા મનને જે ભમાવે—લલચાવે છે. તેથી ઘોંટા—બોર.

૪. સુવીરદેશે ભવમ્—'તત્ર ભવ' ઇત્યણ્ સુવીર દેશમાં જે બોર થાય છે, તે સૌવીર કહેવાય છે.

૫. કૌ—સામાન્યપૃથિવ્યાં વલતિ—પ્રાણિતિ, વલ પ્રાણને—અચ્. ગૌરાદિઃ, વવયોરૈક્યાત્ કુવલી, તસ્યાઃ ફલં—ફલેऽણ્, તસ્ય ચ લુક્, તલ્લુકિ—'લુક્ તદ્ધિતલુકી'તિ ઙીપો લુક્—સામાન્ય જમીન ઉપર જે છવે છે. તેવી બોરડીનું ફળ કુવલ—બોર.

**સૌવીર બોરના ગુણો**

**સૌવીરં વદરં શીતં ભેદનં ગુરુ શુક્રલમ્ ।**
**વૃંહણં પિત્તદાહાસ્રક્ષયતૃષ્ણાનિવારણમ્ ॥ ૯૭ ॥**

અન્વયઃ—સૌવીરં વદરં શીતં ભેદનં ગુરુ શુક્રલં વૃંહણં (સત્) પિત્તદાહાસ્રક્ષયતૃષ્ણાનિવારણં (ભવતિ) ॥

એ સૌવીર બોર ટાઢું, મળને તોડનાર, ભારે, વીર્યને વધારનાર અને પુષ્ટિકારક હોઈ પિત્ત, દાહ, લોહીનો બગાડ, ક્ષય તથા તરશને મટાડનાર છે. ૯૭

**કોલ બોરના ગુણો**

**સૌવીરં લઘુ સમ્પક્વં મધુરં કોલમુચ્યતે ।**
**કોલં તુ વદરં ગ્રાહિ રુચ્યમુષ્ણં ચ વાતલમ્ ॥**
**કફપિત્તકરં ચાપિ ગુરુ સારકમીરિતમ્ ॥ ૯૮ ॥**

અન્વયઃ—સમ્પક્વં મધુરં લઘુ સૌવીરં કોલમ્ ઉચ્યતે, કોલં તુ વદરં ગ્રાહિ રુચ્યમ્ ઉષ્ણં ચ વાતલં કફપિત્તકરમ્ અપિ ચ ગુરુ સારકમ્ ઈરિતમ્ ॥

સારી રીતે પાકેલું, મીઠું અને નાનું સૌવીર બોર કોલ કહેવાય છે. એ કોલ બોર ઝાડાને રોકનાર, રુચિ ઉપજાવનાર, ગરમ, વાયુ કરનાર, કફ તથા પિત્તને કરનાર, ભારે અને મળને ખસેડનાર છે. ૯૮

**ચણી બોરના ગુણો**

**કર્કન્ધૂઃ ક્ષુદ્રવદરં કથિતં પૂર્વસૂરિભિઃ ।**
**અમ્લં સ્યાત્ક્ષુદ્રવદરં કાષાયં મધુરં મનાક્ ।**
**સ્નિગ્ધં ગુરુ ચ તિક્તં ચ વાતપિત્તાપહં સ્મૃતમ્ ॥ ૯૯**

કૃષ્ણપાકફળ—કરમદો.

૧. हस्वा करमर्दी करमर्दिका—ह्रस्वार्थे संज्ञायां कन्—ટાપ્—નાનાં ફળવાળી કરમદી—કરમર્દિકા કહેવાય છે.

**બે જાતના કરમદાનાં ફળના ગુણો**

**करमर्दद्वयं त्वाममम्लं गुरु तृषाहरम् ।**
**उष्णं रुचिकरं प्रोक्तं रक्तपित्तकफप्रदम् ।**
**तत्पक्कं मधुरं रुच्यं लघु पित्तसमीरजित् ॥ ७४ ॥**

अन्वयः—करमर्दद्वयम् आमं तु अम्लं गुरु तृषाहरम् उष्णं रुचिकरं (सत्) रक्तपित्तकफप्रदं प्रोक्तम्, पक्वं तत् मधुरं रुच्यं लघु (सत्) पित्तसमीरजित् (भवति) ॥

બન્ને કરમદાનાં કાચાં ફળ ખાટાં, ભારે, તરશને મટાડનાર, ગરમ અને રુચિ ઉપજાવનાર હોઈ રક્તપિત્ત તથા કફને કરનાર કહેલ છે. તેઓનાં પાકાં ફળ મધુર, રુચિ ઉપજાવનાર અને હલકાં હોઈ પિત્ત તથા વાયુને મટાડનાર છે. ૭૪

**ચારોળીના ઝાડનાં નામો**

**पियालस्तु खरस्कन्धश्चारो बहुलवल्कलः ।**
**राजादनस्तापसेष्टः सन्नकद्रुर्धनुष्पटः ॥ ७५ ॥**

अन्वयः—पियालः तु खरस्कन्धः चारः बहुलवल्कलः राजादनः तापसेष्टः सन्नकद्रुः धनुष्पटः (कथ्यते) ॥

પિયાલ,[1] ખરસ્કંધ,[2] ચાર,[3] બહુલવલ્કલ,[4] રાજાદન,[5] તાપસેષ્ટ,[6] સન્નકદ્રુ,[7] ધનુઃ[8] અને પટ[9] અથવા 'ધનુષ્પટ' એવું ભેગું—એક નામ, એટલાં ચારોળીના ઝાડનાં સંસ્કૃત નામો છે.૭૫

૧. पीयति—तर्पयति हृदयं हृद्यत्वात्—पीयुः सौत्रो धातुः तर्पणार्थकः, तस्मात् 'पीयुकणिभ्यां कालन्' हृस्वश्च (ઉણા. ૩–૭૬) पियालः, यद्वा प्रीणाति—तर्पयति इति प्रीणातेः कालनि—प्रियालश्च—જે હૃદયને પ્રિય હોવાથી હૃદયને તૃપ્ત કરે છે, તેથી પિયાલ અથવા પ્રિયાલ—ચારોળી.

૨. खरः स्कन्धः यस्य सः—જેનું થડ કઠોર અથવા ખૂબ ખરસટ હોય છે, તેથી ખરસ્કંધ—ચારોળી.

૩. चरति—गच्छति चेतसि हृद्यत्वात्, यद्वा चरति—भक्षयति पित्तकफास्रम्—चर गतिभक्षणयोः—पचाद्यच्, ततः चरः एव चारः—स्वार्थेऽण्—જે હૃદયપ્રિય હોવાથી છેક ચિત્તમાં પહોંચી જાય અથવા પિત્ત, કફ તથા લોહીવિકારનો નાશ કરે છે, તેથી ચાર—ચારોળી.

૪. बहुलानि वल्कलानि यस्य सः—જેને ઘણી છાલ હોય છે, તેથી બહુલવલ્કલ—ચારોળી.

૫. राजभिः—धनाढ्यैरद्यते महार्घत्वात्, अद भक्षणे—कर्मणि ल्युट्—મહાકીંમતી હોવાને લીધે જેને ધનવાન લોકો ખાય છે, તેથી રાજાદન—ચારોળી.

૬. तापसानाम् इष्टः—प्रियः तर्पकत्वात् वने सुलभत्वाच्च—વનમાં મળવી સુલભ તથા તૃપ્તિકારક હોવાથી તપસ્વી લોકોને જે પ્રિય હોય છે, તેથી તાપસેષ્ટ—ચારોળી.

૭. सन्नः—लीनः कद्रुवर्णो यस्य सः—જેનો રંગ ખાસ કાંગ જેવો હોય છે, તેથી સન્નકદ્રુ—ચારોળી.

૮. दधनति—धान्यरूपेणार्जयन्ति यं राजादिधनाढ्याः, धन धान्ये—'भृमृशी०' (ઉણા૦ ૧–૭) इति उः, उसिः (ઉણા૦ ૨–૧૧૭) वा—જેને રાજા વગેરે ધનવાન લોકો ધાન્ય તરીકે મેળવે છે—વાપરે છે, તેથી ધનુ કે ધનુસ—ચારોળી.

૯. पटति—गच्छति हृदयं हृद्यत्वात्, विस्तारं च—पट गतौ—अच्—જે હૃદયપ્રિય હોવાથી હૃદયમાં પહોંચી જાય છે અથવા જેનું ઝાડ ખૂબ વિસ્તાર પામે છે, તેથી પટ—ચારોળી. અથવા धनुष इव पटो—विस्तारो यस्य स धनुष्पटः इति समस्तम् एकं नामेति સ્વામી—જેનો વિસ્તાર ધનુષના જેવો હોય છે, તેથી ધનુષ્પટ એવું એક નામ ક્ષીરસ્વામી માને છે. (અમરકોશની ટીકામાં ભાનુજીદીક્ષિત લખે છે.)

**ચારોળીના તથા તેના ફળના ગુણો**

**चारः पित्तकफास्रघ्नस्तत्फलं मधुरं गुरु ।**
**स्निग्धं सरं मरुत्पित्तदाहज्वरतृषापहम् ॥ ७६ ॥**

अन्वयः—चारः पित्तकफास्रघ्नः (अस्ति), तत्फलं मधुरं गुरु स्निग्धं सरं (सत्) मरुत्पित्तदाहज्वरतृषापहम् (भवति) ॥

ચારોળી પિત્ત, કફ તથા લોહીના બગાડને મટાડનાર છે. ચારોળીનું ફળ મધુર, ભારે, સ્નિગ્ધ અને મળને ખસેડનાર હોઈ વાયુ, પિત્ત, દાહ, તાવ તથા તરશને મટાડનાર છે.

**ચારોળીના ગર્ભના ગુણો**

**प्रियालमज्जा मधुरो वृष्यः पित्तानिलापहः ।**
**हृद्योऽतिदुर्जरः स्निग्धो विष्टम्भी चामवर्धनः ॥ ७७ ॥**

अन्वयः—प्रियालमज्जा मधुरः वृष्यः पित्तानिलापहः हृद्यः अतिदुर्जरः स्निग्धः च विष्टम्भी (सन्) आमवर्धनः (स्यात्) ॥

ચારોળીનો ગર્ભ મધુર, વીર્યને વધારનાર, પિત્ત તથા વાયુને મટાડનાર, હૃદયને પ્રિય લાગે એવો, ઘણી મુશ્કેલીથી પચે એવો, સ્નિગ્ધ અને ઝાડાને રોકનાર હોઈ આમને

૨. पद्मस्य अक्षि इव-'अक्ष्णोऽदर्शनात्' इति समासान्तोऽच्-કમળની જાણે આંખ હોય તેવી જણાય છે, તેથી પદ્માક્ષ-કમળકાકડી.

૩. गोभिः आसमन्तात् लोड्यते-'ऋहलोर्ण्यत्', પૃષોદરાદિત્વમ્-જેને ગાયો તથા બળદો ચોપાસથી ચૂંથી નાખે છે, તેથી ગાલોઢ્ય-કમળકાકડી.

૪. पद्मस्य कर्कटी-पद्मकर्कटी-કમળની કાકડી.

## મખાનાનાં નામો તથા ગુણો

**माखान्नं पद्मबीजाभं पानीयफलमित्यपि ।**
**माखान्नं पद्मबीजस्य गुणैस्तुल्यं विनिर्दिशेत् ॥८२**

અન્વય:-माखान्नं पद्मबीजाभं पानीयफलम्-इत्यपि (कथ्यते); माखान्नं पद्मबीजस्य गुणैः तुल्यं विनिर्दिशेत् ॥

માખાન્ન,[1] પદ્મબીજાભ[2] અને પાનીયફલ[3] એટલાં મખાનાનાં સંસ્કૃત નામો છે. મખાનામાં કમળકાકડીના જેવા ગુણો જાણવા.

૧. मख्यन्ते-प्राप्यन्ते पद्मबीजगुणा अनेन, मख गतौ-करणे घञ्, अद्यते इति अन्नम्, माखं च तत् अन्नं माखान्नम्-જેનાથી કમળકાકડીના જેવા ગુણો મેળવાય છે, એવું જે ખાદ્ય ફળ તે માખાન્ન-મખાના.

૨. पद्मबीजम् इव आभाति-'अन्येष्वपि दृश्यते' इति डः-કમળકાકડી જેવું જે લાગે છે, તેથી પદ્મબીજાભ-મખાના.

૩. पानीये जातं फलम्-પાણીમાં થતું ફળ હોવાથી પાનીયફલ-મખાના.

## શીંગોડાનાં નામો તથા ગુણો

**शृङ्गाटकं जलफलं त्रिकोणफलमित्यपि ।**
**शृङ्गाटकं हिमं स्वादु गुरु वृष्यं कषायकम् ॥**
**ग्राहि शुक्रानिलश्लेष्मप्रदं पित्तास्रदाहनुत् ॥८३॥**

અન્વય:-शृङ्गाटकं जलफलं त्रिकोणफलम्-इत्यपि (कथ्यते); शृङ्गाटकं हिमं स्वादु वृष्यं कषायकं ग्राहि (सत्) शुक्रानिलश्लेष्मप्रदं पित्तास्रदाहनुत् (भवति) ॥

શૃંગાટક,[1] જલફળ[2] અને ત્રિકોણફલ[3] એટલાં શીંગોડાનાં સંસ્કૃત નામો છે. શીંગોડું ટાઢું, મીઠું, ભારે, વીર્યને વધારનાર, તૂરું અને મળનું શોષણ કરનાર હોઈ વીર્ય, વાયુ તથા કફને વધારનાર તેમ જ પિત્ત, લોહીનો બગાડ કે રક્તપિત્ત તથા દાહને મટાડનાર છે.

૧. शृङ्गं-प्राधान्यम् अटति-गच्छति जलजफलेषु, वृष्यत्वशुक्रदत्वादिगुणविशेषात्, अट गतौ-कर्मण्यण्, ततः संज्ञायां कन्-જળમાં થતાં ફળોમાં જે મુખ્ય ગણાય છે; કેમકે વીર્યવર્ધક ત... ગુણો ધરાવે છે, તેથી શૃંગાટક-શીંગોડું.

૨. जले जातं फलम्-शाकपार्थिवादिः-જે ફળ તરીકે પાણીમાં થાય છે, તેથી જલફલ-શીંગોડું.

૩. त्रयः कोणा यस्य-त्रिकोणं च तत् फलं,-જેને ત્રણ ખૂણા હોય એવું ફળ તે ત્રિકોણફલ-શીંગોડું.

## પોયણાના બીજનાં નામો તથા ગુણો

**उक्तं कुमुदबीजं तु बुधैः कैरविणीफलम् ।**
**भवेत्कुमुद्वतीबीजं स्वादु रूक्षं हिमं गुरु ॥८४॥**

અન્વય:-कुमुदबीजं तु बुधैः कैरविणीफलं कुमुद्वतीबीजम् उक्तम्, (तत्) स्वादु रूक्षं हिमं गुरु भवेत् ॥

કુમુદબીજ,[1] કૈરવિણીફલ[2] અને કુમુદ્વતીબીજ[3] એટલાં રાત્રે ઊઘડતાં કમળ-પોયણાંના બીજનાં સંસ્કૃત નામો છે. એ બીજ મધુર, રૂક્ષ, ટાઢું તથા ભારે છે. ૮૪

૧. કુમુદાનાં बीजं-પોયણાંનું બિયું તે કુમુદબીજ કહેવાય છે.

૨. कैरविण्याः फलम्-ચંદ્રવિકાશી કમળના છોડનું જે ફળ તે કૈરવિણીફલ-પોયણાંનાં બીજ.

૩. कुमुद्वत्याः बीजं-પોયણાંનું જે બીજ તે કુમુદ્વતીબીજ-કહેવાય છે.

## બે જાતના મહુડાનાં નામો

**मधूको गुडपुष्पः स्यान्मधुपुष्पो मधुस्रवः ।**
**वानप्रस्थो मधुष्ठीलो जलजेऽत्र मधूलकः ॥८५॥**

અન્વય:-मधूकः गुडपुष्पः मधुपुष्पः मधुस्रवः वानप्रस्थः मधुष्ठीलः स्यात्, अत्र जलजे मधूलकः (इति नाम उच्यते) ॥

મધૂક,[1] ગુડપુષ્પ,[2] મધુપુષ્પ,[3] મધુસ્રવ,[4] વાનપ્રસ્થ[5] અને મધુષ્ઠીલ[6] એટલાં મહુડા+નાં સંસ્કૃત નામો છે. જળમાં થતા મહુડાનું નામ મધૂલક[1] છે. ૮૫

+ **સુશ્રુતસંહિતામાં** મહુડાના ફૂલમાંથી કાઢેલા દારૂને ગરમ, ગ્રાહી, કૌવત આપનાર અને ખૂબ ભૂખ ઉઘાડનાર ગણેલ છે, ને તેનાં બીજમાંથી કાઢેલું તેલ મગજના દરદમાં માથા પર ઘસવા ભલામણ કરેલ છે; અને ઝાડની છાલને પાચક, પિત્તહર, વાયુનાશક, મૂત્રકૃચ્છ્રહર, તૃષાનાશક, રક્તપિત્તહર, પક્વાતિસારનાશક, પિત્તજ્વરનાશક, દાહનાશક અને શ્વાસહર વર્ણવેલ છે.

**ચરકસંહિતામાં** મહુડાનાં ફૂલને શોણિત-

૧. मह्यते—पूज्यते, मधूकं वा वैद्यैर्विशिष्टगुणयुक्तत्वात्, मह पूजायाम्, मह इति धातुः—'उल्कादयश्चे'ति (उणा. ४-४१) ऊक—વિશેષ ગુણોથી યુક્ત હોવાને લીધે વૈદો જેને વખાણે છે તથા જાણે છે, તેથી મધૂક-મહુડો.

૨. गुड इव मधुरं पुष्पं यस्य सः—જેનું ફૂલ ગોળ જેવું મીઠું હોય છે, તેથી ગુડપુષ્પ-મહુડો.

૩. मधु इव मधुरं पुष्पं यस्य सः—જેનું ફૂલ મધ જેવું મીઠું હોય છે, તેથી મધુપુષ્પ-મહુડો.

૪. स्रवतीति स्रवः—पचाद्यच्, मधुनः स्रवः—મધ જેવા મીઠા રસને ઝરે છે, તેથી મધુસ્રવ-મહુડો.

૫. वनस्य प्रस्थः—एकदेशो वनप्रस्थः, वनप्रस्थे भवः—'तत्र भव' इत्यण्—વનના અમુક કોઈક ભાગમાં જે થાય છે, તેથી વાનપ્રસ્થ-મહુડો.

૬. मधु ष्ठीवति—निरस्यति, ष्ठिवु निरसने—'इगुपधे'ति कः—प्रत्ययः, यद्वा मधु ष्ठीलं—मध्ये यस्य सः—જે મીઠા રસને અથવા દારૂને ઝરે છે—બહાર કાઢે છે અથવા જેની અંદર મીઠાશ કે દારૂ તત્ત્વ રહેલ છે, તેથી મધુષ્ઠીલ-મહુડો.

૧ मधु ददाति—डुदाञ् दाने—'आतोऽनुपसर्गे कः,' 'अन्येषामपी'ति दीर्घः, स्वार्थे कन् च—જે મીઠાશ અથવા દારૂ આપે છે, તેથી મધૂલક-પાણીમાં થતો મહુડો.

મહુડાનાં ફૂલના ગુણો

**मधूकपुष्पं मधुरं शीतलं गुरु बृंहणम्।**
**बलशुक्रकरं प्रोक्तं वातपित्तविनाशनम्॥८६॥**

अन्वय—मधूकपुष्पं मधुरं शीतलं गुरु बृंहणं (तथा) बलशुक्रकरं वातपित्तविनाशनं प्रोक्तम्॥

મહુડાનું ફૂલ મધુર, ટાઢું, ભારે અને પુષ્ટિ આપનાર હોઈ બળ તથા વીર્યને વધારનાર અને વાયુ તથા પિત્તનો નાશ કરનાર કહેલ છે.

મહુડાનાં ફળના ગુણો

**फलं शीतं गुरु स्वादु शुक्रलं वातपित्तनुत्।**
**अहृद्यं हन्ति तृष्णास्रदाहश्वासक्षतक्षयान्॥८७॥**

अन्वय—फलं शीतं गुरु स्वादु शुक्रलम् अहृद्यं वातपित्तनुत् (तथा) तृष्णास्रदाहश्वासक्षतक्षयान् हन्ति॥

મહુડાનું ફળ ટાઢું, ભારે, મધુર, વીર્યને વધારનાર, હૃદયને ન ગમે એવું અને વાયુ, પિત્ત, તરસ, લોહીનો બગાડ, દાહ, શ્વાસ, ક્ષત તથા ક્ષયનો નાશ કરે છે. ૮૭

ફાલસાંનાં નામો તથા ગુણો

**परूषकं तु परुषमल्पास्थि च परापरम्।**
**परूषकं कषायाम्लमामं पित्तकरं लघु॥८८॥**
**तत्पक्वं मधुरं पाके शीतं विष्टम्भि बृंहणम्।**
**हृद्यं तु पित्तदाहास्रज्वरक्षयसमीरहृत्॥८९॥**

अन्वय—परूषकं तु परुषम् अल्पास्थि च परापरं (कथ्यते), परूषकम् आमं कषायाम्लं पित्तकरं लघु (भवति), पक्वं तत् पाके मधुरं शीतं विष्टम्भि बृंहणं हृद्यं तु (तत्) पित्तदाहास्रज्वरक्षयसमीरहृत् (भवति)॥

પરૂષક,[1] પરુષ,[2] અલ્પાસ્થિ[3] અને પરાપર[4] એટલાં ફાલસાંનાં સંસ્કૃત નામો છે. એનું કાચું ફળ તૂરું, ખાટું, પિત્ત કરનાર અને હલકું છે; અને પાકું ફળ પાકમાં મધુર, ટાઢું, ઝાડાને રોકનાર, પુષ્ટિ કરનાર, હૃદયને પ્રિય લાગે એવું અને પિત્ત, દાહ, લોહીનો બગાડ, તાવ, ક્ષય તથા વાયુને મટાડનાર છે. ૮૮,૮૯

૧. पिपर्ति—पालयति पित्तदाहादिभ्यः, पूरयति वा पक्वतां माधुर्येण—पॄ पालनपूरणयोः—'परुषि.' (उणा. ४-७५) इत्युषन्, स्वार्थे कन्—પિત્ત, દાહ આદિથી જે રક્ષણ કરે છે અને પાકા ફળમાં મીઠાશ પૂરે છે, તેથી પરૂષક-ફાલસાં.

૨. परुष પણ ઉપર પ્રમાણે છે, ફરક એટલો કે પ્રત્યય હ્રસ્વ છે અને સ્વાર્થમાં कन् નથી.

૩ अल्पम् अस्थि यस्य तत्—જેનો ઠળિયો નાનો હોય છે, તેથી અલ્પાસ્થિ-ફાલસાં.

૪. परम् अत्यन्तम् आपिपर्ति पौष्टिकत्वात्, आङ्पूर्वकात् पॄ पालनपूरणयोः. इत्यस्मात् पचाद्यच्—જે પૌષ્ટિક હોવાથી અતિશય રક્ષણ કરે છે તથા શરીરને ભરાવદાર કરે છે, તેથી પરાપર-ફાલસાં.

શેતૂતનાં નામો તથા ફળના ગુણો

**तूतः स्यात्तूलकः पूगो मृदुको ब्रह्मदारु च।**
**तूतं पक्वं गुरु स्वादु हिमं पित्तानिलापहम्॥**
**तदेवामं गुरु सरमम्लोष्णं रक्तपित्तकृत्॥९०॥**

अन्वय—तूतः च तूलः च पूगः मृदुकः च ब्रह्मदारु (इति नामानि, अस्य भवन्ति) पक्वं तूतं गुरु स्वादु हिमं (तथा) पित्तानिलापहम् (अस्ति), तत् एव आमं गुरु सरम् अम्लोष्णं (तथा) रक्तपित्तकृत् (भवति)॥

તૂત,[1] તૂલ,[2] પૂગ,[3] મૃદુક[4] અને બ્રહ્મદારુ[5] એટલાં શેતૂતનાં સંસ્કૃત નામો છે. પાકું શેતૂત ભારે, મધુર અને ટાઢું હોઈ પિત્ત તથા વાયુને મટાડનાર છે, કાચું શેતૂત ભારે, મળને ખસેડનાર, ખાટું અને ગરમ હોઈ રક્તપિત્તને કરનાર છે. ૯૦

૧. तूयते—सम्यक् माधुर्येण पूर्यते, [illegible]

તુત્થ સ્તુતૌ—ઘઞ્—પૃષોદરાદિત્વ—મધુરપણાથી અને પિત્ત શમાવનાર હોવાથી લેકો જેને વખાણે છે, તેથી તૂત—શેતૂત.

૨. સ્થૂલયતિ—બૃંહયતિ સ્વાત્માનં ગુરુત્વેન, સ્થૂલ બૃંહણે—અચ્—પચવું ભારે હોવાના ગુણથી પોતાને જે પુષ્ટ કરે છે, તેથી સ્થૂલ—શેતૂત.

૩. પવતે પુનાતિ વા ઉદરકોષ્ઠં સરત્વાત્—પૃઙ્ પૂઞ્ વા પવને 'છાપૂખડિભ્ય: કિત્' ઇતિ (ઉણા. ૧—૧૨૪) ગન્ પ્રત્યય:—જે સારક હોવાથી મળને ખસેડી પેટનો કોઠો સાફ કરે છે, તેથી પૂગ—શેતૂત.

૪. ક્રામતિ—પાદવિક્ષેપં કરોતિ પિત્તવાયુશમનાર્થમ્, ક્રમુ પાદવિક્ષેપે—બાહુલકાદ્ ઉ:, સંજ્ઞાયાં કન્ ચ—જે પિત્ત તથા વાયુને શાંત કરવા કામ કરે છે, તેથી ક્રમુક—શેતૂત.

૫. બ્રહ્મણો બ્રહ્મણિ વા દારુ—વૈદિક કર્મનું અથવા કર્મમાં ઉપયોગી લાકડું હોવાથી બ્રહ્મદારુ—શેતૂત. (અહીં પડેલા નામ સંબંધે ઘણા મતભેદ છે; અમરકોષમાં પડેલું નામ નૂદ જોવામાં આવે છે અને તેની વ્યુત્પત્તિ ભાનુજીદીક્ષિત આમ લખે છે: નુદતિ પાપં—પાપરૂપં મલં સરત્વાત્—ણુદ પ્રેરણે—'ઇગુપધે'તિ ક:, પૃષોદરાદિત્વાદ્ દીર્ઘત્વમ્—જે સારક હોવાથી પાપરૂપ મળને દૂર કરે છે, તેથી નૂદ—શેતૂત. યદ્વા તૂદ ઇતિ ક્ષીર સ્વામી, તત્ર તુદતિ—વ્યથયતિ પિત્તં વાયું ચ, તુદ વ્યથને—ઇગુપધે'તિ ક', પૃષોદરાદિ:—પિત્ત તથા વાયુને જે મટાડે છે, તેથી તૂદ—શેતૂત.)

## દાડિમના ઝાડનાં નામો તથા ફળના ત્રણ પ્રકારો

દાડિમ: કરકો દન્તબીજો લોહિતપુષ્પક: ।
તત્ફલં ત્રિવિધં સ્વાદુ સ્વાદ્વમ્લં કેવલામ્લકમ્ ॥૯૧

અન્વય:—દાડિમ: કરક: દન્તબીજ: લોહિતપુષ્પક: (કથ્યતે), તત્ફલં ત્રિવિધં—સ્વાદુ સ્વાદ્વમ્લં કેવલામ્લકમ્ ॥

દાડિમ,[1] કરક,[2] દંતબીજ[3] અને લોહિતપુષ્પક[4] એટલાં દાડિમ*નાં સંસ્કૃત નામો છે.

* કેટલાક વૈદ્યો દાડમનો રસ કેસર સાથે મેળવીને ઠંડક તરીકે આપવા ભલામણ કરે છે. આંતરડાંનાં દરદ (ઝાડાની કબજિયાત સિવાયનાં) માટે ફળની છાલ અને ફૂલ, લવિંગ, તજ, ધાણા, મરી વગેરે ખુશબોદાર પદાર્થો સાથે મેળવીને આપે છે. વૈદ્યક પુસ્તકોમાં દાડમનાં મૂળિયાંની છાલ માટે કાંઈ વર્ણન જોવામાં આવતું નથી.

**ચરકસંહિતામાં** દાડમને ઊલટી બંધ કરનાર, હૃદ્ય (રુચિ ઉત્પન્ન કરી શરીરને ઉત્તેજન આપ-

દાડિમનું ફળ ત્રણ પ્રકારનું થાય છે—મીઠું, ખટમધુરું અને કેવલ ખાટું. ૯૧

૧. દલનં દાલ:, દલ વિશરણે—ઘઞ્, દાલેન નિર્વૃત્ત: ભાવપ્રત્યયાન્તાદિમપ્, ડલયોરૈક્યમ્—વીખરાવારૂપે જે તૈયાર થાય છે—છૂટાછૂટા અવયવોરૂપે છેવટે જે બને છે, તેથી દાડિમ.

૨. કરોતિ દોષાભાવમ, ત્રિદોષઘ્નત્વાત્. 'કૃષાદિભ્યો વુન્'—ત્રણે દોષનો નાશ કરનાર હોવાથી સર્વ દોષોનો જે અભાવ કરે છે, તેથી કરક—દાડિમ.

૩. દન્તા ઇવ બીજાનિ યસ્ય સ:—જેનાં બિયાં દાંત જેવાં હોય છે, તેથી દંતબીજ—દાડિમ.

૪. લોહિતં—રક્તવર્ણં પુષ્પં યસ્ય સ:—'શેષાદ્ વિભાષે'તિ કપ—જેનું ફૂલ લાલ રંગનું હોય છે, તેથી રક્તપુષ્પક—દાડિમ.

## ત્રણે જાતનાં દાડિમના ગુણો

તત્તુ સ્વાદુ ત્રિદોષઘ્નં તૃડ્દાહજ્વરનાશનમ્ ।
હૃત્કણ્ઠમુખગન્ધઘ્નં તર્પણં શુક્રલં લઘુ ॥૯૨॥
કષાયાનુરસં ગ્રાહિ સ્નિગ્ધં મેધાબલાવહમ્ ।
સ્વાદ્વમ્લં દીપનં રુચ્યં કિઞ્ચિત્પિત્તકરં લઘુ ॥
અમ્લં તુ પિત્તજનકમમ્લં વાતકફાપહમ્ ॥૯૩॥

અન્વય:—તત્ સ્વાદુ તુ ત્રિદોષઘ્નં તર્પણં શુક્રલં લઘુ કષાયાનુરસં ગ્રાહિ સ્નિગ્ધં (સત્) મેધાબલાવહં તૃડ્દાહજ્વરનાશનં હૃત્કણ્ઠમુખગન્ધઘ્નં (ભવતિ), સ્વાદ્વમ્લં દીપનં રુચ્યં કિંચિત્ પિત્તકરં લઘુ (ભવતિ), અમ્લં તુ અમ્લં (સત્) પિત્તજનકં વાતકફાપહં (ભવતિ) ॥

તેઓમાં મીઠું ફળ તો ત્રણે દોષને હરનાર, તૃપ્તિ આપનાર, વીર્યને વધારનાર, હલકું, તૂરા રસવાળું, મળનું શોષણ કરનાર, સ્નિગ્ધ, બુદ્ધિ તથા બળને આપનાર અને તરસ, દાહ, તાવ અને છાતીનો, કંઠનો તથા મોઢાનો દુર્ગંધ મટાડનાર છે. ખટમધુરું ફળ અગ્નિને પ્રદીપ્ત કરનાર, રુચિ ઉપજાવનાર, કાંઈક પિત્ત કરનાર અને હલકું છે. કેવલ ખાટું ફળ ખાટું હોઈ પિત્તને ઉત્પન્ન કરનાર અને વાયુ તથા કફને મટાનાર) વર્ણવેલ છે.

**સુશ્રુતસંહિતામાં** તેને વાતનાશક (વાયુ બેસાડનાર), મૂત્રદોષહર (પેશાબસ્થાનના રોગ મટાડનાર), તૃષાનાશક (તરસ છિપાવનાર) અને રુચિકારક (રુચિ ઉત્પન્ન કરનાર) ગણેલ છે.

૧. द्राङ्क्ष्यते–काङ्क्ष्यते सर्वैर्लोकैः बृंहणत्वादिगुणयुक्तत्वात् स्वादुत्वाच्च, द्राक्षि काङ्क्षायाम्–कर्मणि घञ्, આગમશાસ્ત્રસ્યાનિત્યત્વાન્ન નુમ્, ततष्टाप्–પુષ્ટિકારક આદિ ગુણોવાળી તથા સ્વાદિષ્ટ હોવાથી સર્વ લોકો જેને ઇચ્છે છે, તેથી દ્રાક્ષા–દ્રાક્ષ.

૨. स्वादु फलं यस्याः सा–જેનું ફળ સ્વાદિષ્ટ હોય છે, તેથી સ્વાદુફલા–દ્રાક્ષનું ઝાડ.

૩. मधू रसो यस्याः सा–જેનો રસ મીઠો હોય છે, તેથી મધુરસા–દ્રાક્ષ.

૪. मृद्नाति तृष्णाज्वरादीन्, मृद्यन्ते वा श्वासवातादयो यया, मृद क्षोदे–'અલીકાદયશ્ચ' (ઉણા. ૪–૨૫) इति निपातितः, ततष्टाप्–તરશ, તાવ વગેરેનો જે નાશ કરે છે અથવા શ્વાસ, વાયુ વગેરેનો જેનાથી નાશ કરાય છે, તેથી મૃદ્વીકા–દ્રાક્ષ.

૫. ह्वयते इति ह्वः–ह्वेञ् स्पर्धायां शब्दे च–संपदादित्वात् क्विप्, हार इव ह्वं–स्पर्धां गति–रा दाने 'आतोऽनुपसर्गे कः'–टाप्–હારની પેઠે જે સ્પર્ધા આપે–પ્રથમ લેવાની દરેકને લાલચ કરાવે અથવા સૌને લેવા જે આહ્‌વાન આપે છે, તેથી હારહૂરા–દ્રાક્ષ.

૬. गोः स्तन इव फलं यस्याः साः–જેનું ફળ ગાયના આંચળ જેવું હોય છે, તેથી ગોસ્તની, यद्वा गौः स्तनः (फलं) यस्याः सा, गोस्तनसदृशे गोशब्दो गौणः, 'स्वाङ्गाच्चोपसर्जनात्'–इति ङीष्–ગાયના જેવાં જેને સ્તન એટલે ફળ હોય છે, તેથી ગોસ્તની–દ્રાક્ષ.

### દ્રાક્ષના ગુણો

द्राक्षा पक्वा सरा शीता चक्षुष्या बृंहणी गुरुः।
स्वादुपाकरसा स्वर्या तुवरा सृष्टमूत्रविट् ॥९९॥
कोष्ठमारुतकृद् वृष्या कफपुष्टिरुचिप्रदा।
हन्ति तृष्णाज्वरश्वासवातवातास्रकामलाः॥१००
कृच्छ्रास्रपित्तसंमोहदाहशोषमदात्ययान्।
आमा स्वल्पगुणा गुर्वी सैवाम्ला रक्तपित्तकृत् १०१
वृष्या स्याद् गोस्तनी द्राक्षा गुर्वी च कफपित्तनुत्।
अबीजान्या स्वल्पतरा गोस्तनीसदृशी गुणैः ॥१०२
द्राक्षा पर्वतजा लघ्वी साम्ला श्लेष्माम्लपित्तकृत्।
द्राक्षा पर्वतजा यादृक् तादृशी करमर्दिका ॥१०३॥

अन्वयः–पक्वा द्राक्षा सरा शीता चक्षुष्या बृंहणी गुरुः स्वादुपाकरसा स्वर्या तुवरा सृष्टमूत्रविट् कोष्ठमारुतकृत् वृष्या कफपुष्टिरुचिप्रदा (सती) तृष्णाज्वरश्वासवातवातास्रकामलाः कृच्छ्रास्रपित्तसंमोहदाहशोषमदात्ययान् हन्ति.। आमा स्वल्पगुणा गुर्वी (भवति), सा एव अम्ला रक्तपित्तकृत् (भवति)। गोस्तनी द्राक्षा वृष्या च गुर्वी (सती) कफपित्तनुत् (अस्ति)। अन्या अबीजा स्वल्पतरा (द्राक्षा) गुणैः गोस्तनीसदृशी (भवति)। पर्वतजा द्राक्षा लघ्वी साम्ला (सती) श्लेष्माम्लपित्तकृत् (भवति), यादृक् पर्वतजा द्राक्षा तादृशी करमर्दिका (भवति)॥

પાકી દ્રાક્ષ મળને ખસેડનાર, ટાઢી, નેત્રને હિતકારી, પુષ્ટિ કરનાર, ભારે, પાકમાં તથા રસમાં મધુર, સ્વરને સારો કરનારી, તૂરી, વિષ્ઠા તથા મૂત્રની પ્રવૃત્તિ કરનારી, કોઠામાં વાયુ કરનારી, વીર્યને વધારનાર અને કફ તથા રુચિને ઉત્પન્ન કરનાર હોઈ તરશ, તાવ, શ્વાસ, વાયુ, વાતરક્ત રોગ, કમળો, મૂત્રકૃચ્છ્ર, રક્તપિત્ત, મોહ, દાહ, શોષ તથા મદાત્યય નામના રોગને મટાડનાર છે. કાચી દ્રાક્ષ ખૂબ ઓછા ગુણવાળી અને ભારે છે. ખાટી દ્રાક્ષ રક્તપિત્તને કરનાર છે. જે દ્રાક્ષ ગાયના આંચળ જેવી થાય છે, તે વીર્યને વધારનાર અને ભારે હોઈ કફ તથા પિત્તને મટાડે છે. બીજી–ખિસમિસી દ્રાક્ષ બીજ વગરની અને બહુ જ નાની થાય છે; તેમાં દ્રાક્ષના જેવા જ ગુણો છે. પર્વતમાં થતી દ્રાક્ષ હલકી અને ખટાશવાળી હોઈ કફ તથા અમ્લપિત્તને કરનારી છે. પર્વતમાં થતી દ્રાક્ષમાં જેવા ગુણો હોય છે તેવા જ ગુણો કરમદીમાં પણ હોય છે. ૯૯–૧૦૩

### ભોંયખજૂરી કે ખલેલાં ખારેકડીનાં નામો

भूमिखर्जूरिका स्वाद्वी दुरारोहा मृदुच्छदा।
तथा स्कन्धफला काककर्कटी स्वादुमस्तका ॥१०४

अन्वयः–भूमिखर्जूरिका स्वाद्वी दुरारोहा मृदुच्छदा तथा स्कन्धफला काककर्कटी स्वादुमस्तका (कथ्यते)॥

ભૂમિખર્જૂરિકા,[1] સ્વાદ્વી,[2] દુરારોહા,[3] મૃદુચ્છદા,[4] સ્કંધફલા,[5] કાકકર્કટી[6] અને સ્વાદુમસ્તકા[7] એટલાં ખારેકડી(ખલેલાં)ના ઝાડનાં સંસ્કૃત નામો છે. ૧૦૪

૧. खर्जति–व्यथयति क्षयवान्तिवातादीन्, खर्ज व्यथने–'खर्जिपिञ्जादिभ्य ऊरोलचौ' (ઉણા. ૪–૧૦) इत्यूरः, जातित्वाद् ङीष्, ततः भूमौ जाता खर्जूरी–शाकपार्थिवादिः, संज्ञायां कन्, टाप्–ક્ષય, ઊલટી, વાયુ વગેરેને જે મટાડે છે, તે જમીન પર નીચા કદે થતી (ખલેલાંની) ભોંય ખજૂરી–ભૂમિખર્જૂરિકા કહેવાય છે.

૨. स्वदते इति स्वाद्वी–'कृवापाजि' (ઉણા. ૧–૧)

स्तनम्, 'योतो गुणवत्त्वादि' ति वा डीप्-જે સ્વાદિષ્ટ હોય છે તેથી સ્વાદ્વી-ખલેલાં ખજૂરી.

૩ दु खेन आरुह्यते- 'निवद्धु पुर्वि' ति खल्-જેના પર ચઢવું મુશ્કેલ હોય છે તેથી દુરારોહા-ખલેલા ખજૂરી.

૪ मृदु त्वक् यस्याः सा-જેની પાંદડી કોમળ હોય છે તેથી મૃદુચ્છદા-ખલેલા ખજૂરી.

૫ स्कन्धे फलं यस्याः सा-જેનું ફળ થડમાં થાય છે, તેથી સ્કન્ધફલા-ખલેલાં ખજૂરી.

૬ ककति-हास्यं करोति फल इत्यन्ये-शोम, तस्मा-दौनादिकोऽण् प्रत्ययः गौरादि, ककका ककटी-કાગડાઓને ખાવું હસે છે કે તમે મારો સ્વાદ શું સમજો? તેથી કાકકટી-ખલેલાં ખજૂરી.

૭ स्वादु मस्तकं यस्याः सा-જેની ટોચ પણ સ્વાદિષ્ટ હોય છે, તેથી સ્વાદુમસ્તકા-ખલેલા ખજૂરી.

## મૂસી ખારેક અને છુવારી ખારેકના નામો તથા વર્ણન

पिण्डखर्जूरिका त्वन्या सा देशे पश्चिमे भवेत्।
खर्जूरी गोस्तनाकारा परद्वीपादिहागता॥
जायते पश्चिमे देशे सा छोहारेति कीर्त्यते॥१०५॥

अन्वय-पिण्डखर्जूरिका तु अन्या, सा पश्चिमे देशे भवेत्। गोस्तनाकारा (या) परद्वीपात् इह आगता (सती) पश्चिमे देशे जायते, सा छोहारा इति कीर्त्यते॥

બીજી મૂસી ખારેકની ખજૂરી 'પિંડ ખજૂંરિકા'[1] કહેવાય છે અને તે પશ્ચિમ દેશમાં થાય છે. ગાયના આંચળ જેવી જે ખજૂરી બીજા દ્વીપમાંથી અહીં આવેલી હોઈ પશ્ચિમ દેશમાં થાય છે, તે છોહારા[2] (છુવારી ખારેક) કહેવાય છે. ૧૦૫

૧ पिण्डाकारफला खर्जूरिका-खजूरनामि-જેના ફળ ગોળાકાર થાય છે તે પિંડખજૂરિકા-એક જાતની બીજી ખજૂરી-મૂસી ખારેક.

૨ छोहारे इति संज्ञा यस्याः-अमरकोषम् मरु-પશ્ચિમ દેશમાં થતી ત્રીજી ખજૂરી તે છોહારા-છુવારી ખારેક.

## ત્રણે ખજૂરી કે ખારેકોના ગુણો

खर्जूरीत्रितयं शीतं मधुरं रसपाकयोः।
स्निग्धं रुचिकरं हृद्यं क्षतक्षयहरं गुरु॥१०६॥
तर्पणं रक्तपित्तघ्नं पुष्टिविष्टम्भशुक्रदम्।
कोष्ठमारुतहृद्बल्यं वान्तिवातकफापहम्॥१०७॥
ज्वरातिसारक्षुत्तृष्णाकासश्वासनिवारकम्।
मदमूर्च्छामरुत्पित्तमद्योद्भूतगदान्तकृत्॥१०८॥

अन्वय-खर्जूरीत्रितयं शीतं रसपाकयोः मधुरं स्निग्धं रुचिकरं हृद्यं गुरु तर्पणं पुष्टिविष्टम्भशुक्रदम् क्षतक्षयहरं (च) कोष्ठमारुतहृत् रक्तपित्तघ्नं बल्यं वान्तिवातकफापहम् ज्वरातिसारक्षुत्तृष्णाकासश्वासनिवारकं मदमूर्च्छामरुत्पित्तमद्योद्भूतगदान्तकृत् (भवति)॥

ત્રણે ખજૂરીઓ ટાઢી, રસમાં તથા પાકમાં મધુર, સ્નિગ્ધ, રુચિ કરનાર, હૃદયને પ્રિય લાગે એવી, ભારે, તૃપ્તિ આપનાર, પુષ્ટિ કરનાર, ઝાડાને રોકનાર, વીર્યને વધારનાર અને બળ દેનાર હોઈ ક્ષત, ક્ષય, રક્તપિત્ત, કોઠાનો વાયુ, ઊલટી, વાયુ, કફ, તાવ, અતીસાર, ભૂખ, તરશ, ઉધરસ, શ્વાસ, મદ, મૂર્છા, વાતપિત્ત અને મદ્યથી થયેલા રોગને મટાડનાર છે. ૧૦૬,૧૦૮

## ખજૂરીના ઝાડના પાણીના ગુણો

महतीभ्यो गुणैरल्पा स्वल्पखर्जूरिका स्मृता।
खर्जूरीतरुतोयं तु मदपित्तकरं भवेत्।
वातश्लेष्महरं रुच्यं दीपनं बलशुक्रकृत्॥१०९॥

अन्वय-स्वल्पखर्जूरिका गुणैः महतीभ्यः अल्पा स्मृता। खर्जूरीतरुतोयं तु मदपित्तकरं वातश्लेष्महरं रुच्यं दीपनं बलशुक्रकृत् भवेत्॥

વળી જ નાની (ખલેલાની) ખજૂરી, એ મોટી ખજૂરીઓ કરતાં ઓછા ગુણવાળી છે. ખજૂરીના ઝાડનું પાણી તો મદ તથા પિત્તને કરનાર, વાયુ તથા કફને હરનાર, રુચિ ઉપજાવનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર અને બળ તથા વીર્યને વધારનાર છે. ૧૦૯

## સુલેમાની મુસી ખારેકના નામો તથા ગુણો

सुलेमानी तु मृदुला दलहीनफला च या।
सुलेमानी श्रमभ्रान्तिदाहमूर्च्छास्रपित्तहृत्॥११०॥

अन्वय-सुलेमानी तु मृदुला या च दलहीनफला (सास्ति) सुलेमानी श्रमभ्रान्तिदाहमूर्च्छास्रपित्तहृत् (भवति)॥

સુલેમાની,[1] મૃદુલા[2] અને દલહીનફલા[3] એટલા સુલેમાની મુસી ખારેકના સંસ્કૃત નામો છે. એ ખારેક શ્રમ, ભ્રમ, દાહ, મૂર્છા અને રક્તપિત્તને મટાડે છે. ૧૧૦

૧ सुलेमाननामा यवनदेशः उत्पत्तिस्थानम् यस्याः-अर्शआद्यच् अर्शआदित्वात् डीप्-જેનું ઉત્પત્તિસ્થાન સુલેમાન નામનો યવનદેશ છે તેથી સુલેમાની-તે નામે એક ખારેક.

૨. મૃદ્યતે—ક્ષુદ્યતે સ્વલ્પેનૈવ સ્પર્શાદિના, મૃદ ક્ષોદે—'પ્રથિમ્રદિભ્રસ્જામ્'-(ઉણા. ૧–૨૮) ઇતિ કુઃ, મૃદુઃ ગુણઃ અસ્તિ અસ્યાઃ, સિધ્માદિત્વાલ્લચ્, તતઃ ટાપ્—થોડા જ સ્પર્શ આદિથી જે ચીમળાઈ, કરમાઈ, ચોળાઈ જાય એવો કોમળ ગુણ જેનો હોય છે, તેથી મૃદુલા—સુલેમાની ખારેક.

૩. દલૈઃ હીના દલહીના, દલહીનૈવ ફલતિ—ત્રિફલા વિશરણે—અચ્, અજાદિત્વાત્ ટાપ્, દલૈઃ હીનં ફલં યસ્યા વા—જે પાંદડાં વિનાની જ રહી ફળે છે અથવા જેનું ફળ પાંદડાં વિનાનું હોય છે. તેથી દલહીનફલા—સુલેમાની ખારેક.

**બદામના ઝાડનાં નામો તથા ફળ—મજ્જાના ગુણો**

**વાતાદો વાતવૈરી સ્યાન્નેત્રોપમફલસ્તથા ।**
**વાતાદ ઉષ્ણઃ સુસ્નિગ્ધો વાતઘ્નઃ શુક્રકૃદ્ ગુરુઃ ૧૧૧**
**વાતાદમજ્જા મધુરો વૃષ્યઃ પિત્તાનિલાપહઃ ।**
**સ્નિગ્ધોષ્ણઃ કફકૃન્નેષ્ટો રક્તપિત્તવિકારિણામ્ ૧૧૨**

અન્વયઃ—વાતાદઃ વાતવૈરી તથા નેત્રોપમફલઃ સ્યાત્, વાતાદઃ ઉષ્ણઃ સુસ્નિગ્ધઃ વાતઘ્નઃ શુક્રકૃત્ ગુરુઃ (અસ્તિ)॥ વાતાદમજ્જા મધુરઃ વૃષ્યઃ (સન્) પિત્તાનિલાપહઃ સ્નિગ્ધોષ્ણઃ કફકૃત્ (સન્) રક્તપિત્તવિકારિણાં ન ઇષ્ટઃ॥

વાતાદ,[1] વાતવૈરી,[2] અને નેત્રોપમફલ[3] એટલાં બદામના ઝાડનાં સંસ્કૃત નામો છે. બદામ ગરમ, સારી પેઠે સ્નિગ્ધ, વાયુને હરનાર, વીર્યને વધારનાર અને ભારે છે. બદામનો ગર્ભ મધુર, વીર્યને વધારનાર, પિત્ત તથા વાયુને મટાડનાર અને સ્નિગ્ધ તથા ગરમ હોઈ કફ કરનાર છે, અને રક્તપિત્તના વિકારવાળાઓ માટે સારો નથી. ૧૧૧–૧૧૨

૧. વાતમ્ અત્તિ, અદ ભક્ષણે—કર્મણ્યણ્, યદ્વા વાતાય—વાતનિવૃત્તયે અદ્યતે વાતરોગિભિઃ—કર્મણિ ઘઞ્—જે વાયુને ખાઈ જાય છે અથવા વાયુના રોગવાળાઓ વાયુને મટાડવા જેને ખાય છે, તેથી વાતાદ—બદામ.

૨. વાતસ્ય વૈરી—વાયુનો શત્રુ છે, તેથી વાતવૈરી—બદામ.

૩. નેત્રસ્ય ઉપમા યસ્ય તત્—નેત્રોપમં ફલં યસ્ય સઃ—જેનું ફળ આંખની ઉપમાવાળું—આંખ જેવું હોય છે, તેથી નેત્રોપમફલ—બદામ.

**સેવફળનાં નામો તથા ગુણો**

**મુષ્ટિપ્રમાણં વદરં સેવં સિવિતિકાફલમ્ ।**
**સેવં સમીરપિત્તઘ્નં બૃંહણં કફકૃદ્ ગુરુ ।**
**રસે પાકે ચ મધુરં શિશિરં રુચિશુક્રકૃત્ ॥૧૧૩॥**

અન્વયઃ—મુષ્ટિપ્રમાણં વદરં સેવં સિવિતિકાફલમ્ (ઇતિ નામાનિ, ગુણાસ્તુ–) સેવં સમીરપિત્તઘ્નં બૃંહણં કફકૃત્ ગુરુ રસે ચ પાકે મધુરં શિશિરં રુચિશુક્રકૃત્ (અસ્તિ)॥

મુષ્ટિપ્રમાણ,[1] બદર,[2] સેવ[3] અને સિવિતિકાફલ[4] એટલાં સેવફળનાં સંસ્કૃત નામો છે. સેવફળ વાયુ તથા પિત્તને મટાડનાર, પુષ્ટિ આપનાર, કફ કરનાર, ભારે. પાકમાં તથા રસમાં મધુર, ટાઢું, રુચિ કરનાર અને વીર્યને વધારનાર છે. ૧૧૩

૧. મુષ્ટિ પ્રમાણં યસ્ય તત્—જેનું માપ મુઠ્ઠી જેવડું હોય છે, તેથી મુષ્ટિપ્રમાણ—સેવફળ.

૨. વદતિ—સ્થૈર્યં પ્રાપયતિ શરીરં બૃંહણત્વાત્, વદ સ્થૈર્યે—'અર્તિદિવિભ્રમિ'–(ઉણા. ૩–૧૧૭) ઇત્યરઃ બાહુલકાત્—જે પૌષ્ટિક હોવાથી શરીરને મજબૂત બનાવે છે, તેથી બદર—સેવફળ.

૩. સેવ્યતે સમીરપિત્તનાશાર્થં બૃંહણત્વાર્થં ચ જનૈઃ, ષેવૃ સેવને—કર્મણિ ઘઞ્—વાયુ તથા પિત્તનો નાશ કરવા અને પુષ્ટિ મેળવવા લોકો જેને સેવે છે તેથી સેવ—સેવફળ.

૪. સિવિતિકાયાઃ ફલમ્—સિવિતિકા નામની વનસ્પતિનું જે ફળ છે, તેથી સિવિતિકાફલ—સેવફળ.

**નાસપાતનું નામ તથા ગુણો**

**અમૃતફલં લઘુ વૃષ્યં, સુસ્વાદુ ત્રીન્ હરેદ્દોષાન્ ।**
**દેશેષુ મુદ્ગલાનાં, બહુલં તલ્લભ્યતે લોકૈઃ ॥૧૧૪॥**

અન્વયઃ—અમૃતફલં લઘુ વૃષ્યં સુસ્વાદુ (સત્) ત્રીન્ દોષાન્ હરેત્. તત્ મુદ્ગલાનાં દેશેષુ લોકૈઃ બહુલં લભ્યતે ॥

નાસપાત (એ બદકસાન તરીકે કાબૂલ વગેરે દેશમાં પ્રસિદ્ધ છે; તે) અમૃતફળ[1] કહેવાય છે. નાસપાત હલકું, વીર્યને વધારનાર અને ઘણું જ મીઠું હોઈ ત્રણે દોષને મટાડનાર છે; તેને મુગલોના દેશમાં લોકો ખૂબ મેળવે છે.

૧. અમૃતસ્યં ફલં, યદ્વા અમૃતમિવ ફલમ્—જે ફળ અમૃત જેવું હોય છે, તેથી જે અમૃતફલ કહેવાય છે, તે—નાસપાત.

**પીલુ ઝાડનાં નામો તથા તેના ફળના ગુણો**

**પીલુર્ગુલફલઃ સ્રંસી તથા શીતફલોઽપિ ચ ।**
**પીલુ શ્લેષ્મસમીરઘ્નં પિત્તલં ભેદિ ગુલ્મનુત્ ॥**
**સ્વાદુ તિક્તં ચ યત્ પીલુ તન્નાત્યુષ્ણં ત્રિદોષહૃત્ ॥**

અન્વયઃ—પીલુઃ ગુલફલઃ તથા સ્રંસી અપિ ચ શીતફલઃ (કથ્યતે), પીલુ પિત્તલં ભેદિ શ્લેષ્મસમીર-

૨. મધુવાસી કર્કટી ઇવ–ઇવાર્થે કન્–જાણે મીઠી કાકડી હોય તેવું હોય છે, તેથી મધુકર્કટી–મીઠી જાતનું એક બિજોરું.

## લાંબાં લીંબુના ઝાડનાં નામો તથા ફળના ગુણો

સ્યાજ્જમ્બીરો દન્તશઠો જમ્ભજમ્ભીરજમ્ભલાઃ ।
જમ્બીરમુષ્ણં ગુર્વમ્લં વાતશ્લેષ્મવિબન્ધનુત્ ॥૧૨૦॥
શૂલકાસકફોત્ક્લેશચ્છર્દિતૃષ્ણામદોષજિત્ ।
આસ્યવૈરસ્યહૃત્પીડાવહ્નિમાન્દ્યકૃમીન્ હરેત્ ॥
સ્વલ્પજમ્બીરિકા તદ્વત્ તૃષ્ણાચ્છર્દિનિવારિણી ॥૧૨૧॥

અન્વયઃ–જમ્બીરઃ દન્તશઠઃ જમ્ભ–જમ્ભીર–જમ્ભલાઃ (ઇતિ નામાનિ, ગુણાસ્તુ–) જમ્બીરમ્ ઉષ્ણં ગુરુ અમ્લં (સત્) વાતશ્લેષ્મવિબન્ધનુત્ શૂલકાસકફોત્ક્લેશચ્છર્દિતૃષ્ણામદોષજિત્ (તથા ચ) આસ્યવૈરસ્યહૃત્પીડાવહ્નિમાન્દ્યકૃમીન્ હરેત્ । સ્વલ્પજમ્બીરિકા તદ્વત્ તૃષ્ણાચ્છર્દિનિવારિણી (ભવતિ) ॥

જંબીર,[1] દંતશઠ,[2] જંભ,[3] જંભીર[4] અને જંભલ[5] એટલાં લાંબાં લીંબુના ઝાડનાં સંસ્કૃત નામો છે. એનાં લીંબુ ગરમ, ભારે તથા ખાટાં હોઈ વાયુ, કફ, મળબંધ, શૂળ, ઉધરસ, કફથી થતી મૂંઝવણ, ઊલટી, તરશ, આમ સંબંધી દોષ તથા મુખનું વિરસપણું, હૃદયની પીડા, અગ્નિનું મંદપણું અને કૃમિને મટાડનાર છે. એ લીંબુની સ્વલ્પજંબીરિકા[1] નામની નાની જાત તેના જેવી જ હોય છે તેમજ તરશને અને ઊલટીને મટાડે છે.

૧. જમ્બ્યંત–અદ્યતે સ્વાદપૂર્વકં લોકૈઃ આસ્યવૈરસ્યવહ્નિમાન્દ્યાદિવારકત્વાત્–જમુ અદને 'ગમ્ભીરાદયશ્ચે'તિ સાધુઃ–મોઢાનું વિરસપણું તથા જઠરાગ્નિની મંદતા આદિને દૂર કરનાર હોવાથી લોકો જેને સ્વાદપૂર્વક ખાય છે, તેથી જંબીર–લાંબું લીંબુ.

૨. દન્તાનાં શઠ ઇવ, અમ્લત્વેન જાડ્યકારકત્વાત્–ખટાઈને લીધે દાંતને અંબાવી જડ જેવા કરી નાખે છે, તેથી દાંતને હેરાન કરવા જાણે તેઓની સામે લુચ્ચાઈ કરતું હોય તેવું છે, તેથી દન્તશઠ–લાંબું લીંબું.

૩. જમ્ભયતિ વિનામયતિ ગાત્રાણિ અમ્લત્વાત્, જમી ગાત્રવિનામે–પચાદ્યચ્, 'રધિજભોરચી'તિ નુમ્–શરીરના અવયવોને ખટાઈથી જે અત્યંત નમાવે છે–ઢીલા કે આળસુ બનાવે છે, તેથી જંભ–લાંબું લીંબુ.

૪. જમ્ભયતીત્યાદિપૂર્વવત્, પ્રત્યયસ્તુ 'ગમ્ભીરાદિત્વાત્ (ઉણા. ૪–૩૫) ઈરન્–અર્થ ઉપર પ્રમાણે છે.

૫. જમ્ભયતીત્યાદિ તૃતીયનામવત્, પ્રત્યયસ્તુ વૃષાદિત્વાત્ (ઉણા. ૧–૧૦૬) કલચ્–અર્થ ત્રીજા નામ પ્રમાણે છે.

૧. સુતરામ્ અલ્પા ચાસૌ જમ્બીરી–સંજ્ઞાયાં કન્, ટાપ્, 'ઙ્યાપોરિ'તિ હ્રસ્વત્વં ચ–અતિશય નાની લીંબુની જાત સ્વલ્પજંબીરિકા કહેવાય છે.

## ખાટાં ગોળ લીંબુના ઝાડનાં નામો તથા ફળના ગુણો

નિમ્બૂઃ સ્ત્રી નિમ્બુકં ક્લીબે નિમ્બૂકમપિ કીર્તિતમ્ ।
નિમ્બૂકમમ્લં વાતઘ્નં દીપનં પાચનં લઘુ ॥૧૨૨॥
નિમ્બુકં કૃમિસમૂહનાશનં તીક્ષ્ણમમ્લમુદરગ્રહાપહમ્
વાતપિત્તકફશૂલિને હિતં કષ્ટનષ્ટરુચિરોચનં પરમ્ ॥

અન્વયઃ–નિમ્બૂઃ સ્ત્રી નિમ્બુકં નિમ્બૂકમ્ અપિ ક્લીબે કીર્તિતમ્, નિમ્બૂકમ્ અમ્લં વાતઘ્નં દીપનં પાચનં લઘુ. નિમ્બુકં કૃમિસમૂહનાશનં તીક્ષ્ણમ્ અમ્લં (સત્) ઉદરગ્રહાપહં કષ્ટનષ્ટરુચિરોચનં વાતપિત્તકફશૂલિને પરં હિતં (ભવતિ)

નિંબૂ[1] સ્ત્રીલિંગે છે; નિંબુક[2] અને નિંબૂક[3] નપુંસકલિંગે હોઈ એ ખાટાં ગોળ લીંબુના ઝાડનાં સંસ્કૃત નામો છે. એનું લીંબુ ખાટું, વાયુને હરનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર અને પાચક હોઈ હલકું છે. (બીજા ગ્રંથમાં કહ્યું છે કે) એ લીંબુ કૃમિ–જીવડાંઓને મટાડનાર, તીક્ષ્ણ, ખાટું, પેટની પીડાને મટાડનાર, ગ્રહ–ભૂતાદિને દૂર કરનાર, દુઃખરહિતને રુચિ ઉપજાવનાર અને વાત, પિત્ત, કફ તથા શૂળવાળાને પરમ હિતકારી છે. ૧૨૨,૧૨૩

૧. નિમ્બતિ–સિઞ્ચતિ અમ્લં વાતઘ્નં દીપનં પાચનં ચ રસં, ણિબિ સેચને–બાહુલકાદૂઃ–જે ખાટા, વાયુનાશક, દીપન અને પાચન રસને સિંચે છે, તેથી નિમ્બૂ–ખાટું ગોળ લીંબુ.

૨,૩ બન્ને નામો પણ ઉપર પ્રમાણે જ અર્થ દર્શાવે છે અને તેમાં પ્રકૃતિ–પ્રત્યય પણ તેજ છે; કેવળ પૃષોદરાદિત્વાત્–વૈકલ્પિકં હ્રસ્વત્વં સંજ્ઞાયાં ચ કન્ એ વિશેષ છે.

## એ લીંબુ કોને અવશ્ય દેવું ?

ત્રિદોષવહ્નિક્ષયવાતરોગ–
નિપીડિતાનાં વિષવિહ્વલાનામ્ ।
મન્દાનલે બદ્ધગુદે પ્રદેયં
વિષૂચિકાયાં મુનયો વદન્તિ ॥૧૨૪॥

અન્વયઃ–(કિઞ્ચ–) ત્રિદોષવહ્નિક્ષયવાતરોગનિપીડિતાનાં

કન્ પ્રત્યય નથી.

૯. તિમ્યતિ–आर्द्रीभवति मुखम् अस्या दर्शनादेव, તિમ आर्द्रीभावे–'अलीकादयश्च' (ઉણા. ૪–૨૫) इति निपातः, गौरादित्वाद् ङीष्. स्वार्थे कन्–જેના દેખતાં જ મોઢું ભીનું થાય છે–મોઢામાં પાણી છૂટે છે. તેથી તિન્તિડીકા–આંબલી.

૧૦ 'तिन्तिडी' નામ પણ ઉપર પ્રમાણે અર્થ દર્શાવે છે અને તેમાં પ્રકૃતિ–પ્રત્યયાદિ પણ ઉપર પ્રમાણે જ છે, કેવળ 'कन्' પ્રત્યય નથી.

### આંબલીના ફળના ગુણો

**अम्लिकाम्ला गुरुर्वातहरी पित्तकफास्रकृत् ।**
**पक्वा तु दीपनी रूक्षा सरोष्णा कफवातनुत् ॥ १२८**

અન્વયઃ–अम्लिका (अपक्वा) अम्ला गुरुः (सती) वातहरी पित्तकफास्रकृत् (अस्ति), पक्वा तु दीपनी रूक्षा सरा उष्णा (सती) कफवातनुत् (अस्ति) ॥

આંબલીનું કાચું ફળ ખાટું, ભારે, વાયુને હરનાર અને પિત્ત, કફ તથા લોહીવિકારને કરનાર છે. આંબલીનું પાકું ફળ અગ્નિને પ્રદીપ્ત કરનાર, રૂક્ષ, મળને ખસેડનાર અને કફ તથા વાયુને મટાડનાર છે. ૧૨૮

### અમ્લવેતસ–અમ્લભેદનાં નામો તથા ગુણો

**स्यादम्लवेतसश्चुक्रं शतवेधि सहस्रनुत् ।**
**अम्लवेतसमत्यम्लं भेदनं लघु दीपनम् ॥ १२९ ॥**
**हृद्रोगशूलगुल्मघ्नं पित्तलं लोमहर्षणम् ।**
**रूक्षं विण्मूत्रदोषघ्नं प्लीहोदावर्तनाशनम् ॥ १३० ॥**
**हिक्कानाहारुचिश्वासकासाजीर्णवमिप्रणुत् ।**
**कफवातामयध्वंसि छागमांसद्रवत्वकृत् ॥**
**चणकाम्लगुणं ज्ञेयं लोहसूचीद्रवत्वकृत् ॥ १३१ ॥**

અન્વયઃ–अम्लवेतसः चुक्रं शतवेधि सहस्रनुत् स्यात्, अम्लवेतसम् अत्यम्लं भेदनं लघु दीपनं पित्तलं लोमहर्षणं रूक्षं (सत्) हृद्रोगशूलगुल्मघ्नं विण्मूत्रदोषघ्नं प्लीहोदावर्तनाशनं हिक्कानाहारुचिश्वासकासाजीर्णवमिप्रणुत् कफवातामयध्वंसि चणकाम्लगुणं छागमांसद्रवत्वकृत् लोहसूचीद्रवत्वकृत् ज्ञेयम् ॥

અમ્લવેતસ,[1] ચુક્ર,[2] શતવેધિ[3] અને સહસ્રનુત્[4] એટલાં અમ્લભેદનાં સંસ્કૃત નામો છે. અમ્લભેદ બહુ જ ખાટું, મળને તોડનાર, હલકું, અગ્નિને પ્રદીપ્ત કરનાર, પિત્ત કરનાર, રૂવાંટાં ઊભાં કરનાર અને રૂક્ષ હોઈ હૃદયના રોગ, શૂળ, ગોળો, વિષ્ઠા તથા મૂત્રના દોષ, બરલનું દરદ, ઉદાવર્ત નામનો રોગ, હેડકી, આફરો, અરુચિ, શ્વાસ, ઉધરસ, અજીર્ણ, ઊલટી, કફ સંબંધી રોગ, તથા વાયુ સંબંધી રોગ મટાડનાર છે. વળી તે ચણાની ખટાઈ અથવા ખાર જેવા ગુણવાળું હોઈ બકરાંના માંસને ઓગાળી નાખનાર છે, એટલું જ નહિ પણ લોઢાની સોયને પણ પિગળાવી ઓગાળી નાખનાર છે, એમ જાણવું. ૧૨૯–૧૩૧

૧. अम्लश्चासौ वेतसश्च नम्रत्वात्–નમવાના સ્વભાવવાળું હોવાથી જે ખાટું નેતર ગણાય છે, તેથી અમ્લવેતસ–અમ્લભેદ.

૨. चुक्यति अनेन हृद्रोगादि, लोहसूच्यादिश्च–चुक्क व्यथने–'ऋज्रेन्द्र.'–(ઉણા. ૨–૨૮) इति साधुः–જેનાથી હૃદય વગેરેના રોગો તથા લોઢાની સોય પણ ગળી જાય–નાશ પામે છે, તેથી ચુક્ર–અમ્લવેતસ.

૩. शतं वेधितु શીલમસ્ય, विध विधाने–'सुप्यजातौ'–इति णिनिः–સોને પોતાની અસર જે કરે છે. તેથી શતવેધિ–અમ્લવેતસ–અમ્લભેદ.

૪. વસ્તૂનાં રોગાણાં वा सहस्रं नुदति, णुद प्रेरणे–क्विप्–એક હજાર વસ્તુ અથવા રોગોને પોતાની અસર જે કરે છે, તેથી સહસ્રનુત્–અમ્લવેતસ.

### કોકમનાં નામો તથા ગુણો

**वृक्षाम्लं तिन्तिडीकं च चुक्रं स्यादम्लवृक्षकम् ।**
**वृक्षाम्लमाममम्लोष्णं वातघ्नं कफपित्तलम् ॥ १३२ ॥**
**पक्वं तु गुरु संग्राहि कटुकं तुवरं लघु ।**
**अम्लोष्णं रोचनं रूक्षं दीपनं कफवातकृत् ॥**
**तृष्णार्शोग्रहणीगुल्मशूलहृद्रोगजन्तुजित् ॥ १३३ ॥**

અન્વયઃ–वृक्षाम्लं तिन्तिडीकं चुक्रं च अम्लवृक्षकं स्यात् । वृक्षाम्लम् आमम् अम्लोष्णं वातघ्नं कफपित्तलं (स्यात्), पक्वं तु गुरु संग्राहि कटुकं तुवरं लघु अम्लोष्णं रोचनं रूक्षं (सत्) दीपनं कफवातकृत् तृष्णार्शोग्रहणीगुल्मशूलहृद्रोगजन्तुजित् (भवति) ॥

વૃક્ષામ્લ,[1] તિંતિડીક, ચુક્ર[3] અને અમ્લવૃક્ષક[4] એટલાં કોકમનાં સંસ્કૃત નામો છે. કાચું કોકમ ખાટું, ગરમ, વાયુને હણનાર અને કફ તથા પિત્તને કરનાર છે; પાકું કોકમ તો ભારે, મળને સુકાવનાર, તીખું, તૂરું, હલકું, ખાટું, ગરમ, રુચિ ઉપજાવનાર તથા રૂક્ષ હોઈ અગ્નિને પ્રદીપ્ત કરનાર, કફ તથા વાયુને કરનાર અને તરશ, અગ્ગ્ર, ગ્રહણી ગ...

વળિયાં, સફેદ થયેલા વાળ, માથાનું કેશ-રહિતપણું, દુર્બળપણું, નિર્બળપણું, ઘડપણ તથા રોગોને અટકાવી માણસોના શરીરને જે ધારી–ટકાવી પોષે છે, તે કારણે એ ધાતુઓ કહેવાય છે. ૨

## સોનાની ઉત્પત્તિનું વર્ણન

મરીચિરઙ્ગિરા અત્રિઃ પુલસ્ત્યઃ પુલહઃ ક્રતુઃ ।
વસિષ્ઠશ્ચેતિ સપ્તૈતે કીર્તિતાઃ પરમર્ષયઃ ॥ ૩ ॥
પુરા નિજાશ્રમસ્થાનાં સપ્તર્ષીણાં જિતાત્મનામ્ ।
પત્નીર્વિલોક્ય લાવણ્યલક્ષ્મીસમ્પન્નયૌવનાઃ ॥૪॥
કન્દર્પદર્પવિધ્વસ્તચેતસો જાતવેદસઃ ।
પતિતં યદ્ધરાપૃષ્ઠે રેતસ્તદ્ધેમતામગાત્ ॥
કૃત્રિમં ચાપિ ભવતિ તદ્રસેન્દ્રસ્ય વેધતઃ ॥ ૫ ॥

અન્વયઃ—મરીચિઃ અઙ્ગિરાઃ અત્રિઃ પુલસ્ત્યઃ પુલહઃ ક્રતુઃ ચ વસિષ્ઠઃ—ઇતિ એતે સપ્ત પરમર્ષયઃ કીર્તિતાઃ, પુરા નિજાશ્રમસ્થાનાં જિતાત્મનાં (તેષાં) સપ્તર્ષીણાં લાવણ્યલક્ષ્મીસંપન્નયૌવનાઃ પત્નીઃ વિલોક્ય કન્દર્પદર્પવિધ્વસ્તચેતસઃ જાતવેદસઃ યત્ રેતઃ ધરાપૃષ્ઠે પતિતં તત્ હેમતામ્ અગાત્ । રસેન્દ્રસ્ય વેધતઃ તત્ ચ કૃત્રિમમ્ અપિ ભવેત્ ॥

મરીચિ, અંગિરા, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને વસિષ્ઠ એ સાત મહર્ષિઓ–સપ્તર્ષિ કહેવાય છે. પૂર્વે પોતાના આશ્રમમાં રહી અંતઃકરણને તથા ઇંદ્રિયોને જીતનારા એ સપ્તર્ષિઓની લાવણ્યશોભાથી યુક્ત યૌવનવાળી સ્ત્રીઓને જોઈ કામના ગર્વથી વ્યાકુળ ચિત્તવાળા અગ્નિદેવનું જે વીર્ય જમીન પર પડ્યું હતું તે સોનું થયું છે; અને પારાની ક્રિયાથી બનાવટી સોનુ પણ થાય છે. ૩–૫

## સોનાના નામો

સ્વર્ણં સુવર્ણં કનકં હિરણ્યં હેમ હાટકમ્ ॥૬॥
તપનીયં ચ ગાઙ્ગેયં કલધૌતં ચ કાઞ્ચનમ્ ।
ચામીકરં શાતકુમ્ભં તથા કાર્તસ્વરં ચ તત્ ॥
જામ્બૂનદં જાતરૂપં મહારજતમિત્યપિ ॥ ૭ ॥

અન્વયઃ—( સુવર્ણનામાનિ યથા— ) સ્વર્ણં સુવર્ણં કનકં હિરણ્યં હેમ હાટકં તપનીયં ચ ગાઙ્ગેયં કલધૌતં ચ કાઞ્ચનં ચામીકરં શાતકુમ્ભં તથા ચ તત્ કાર્તસ્વરં જામ્બૂનદં જાતરૂપં મહારજતમ્ ઇત્યપિ ( કથ્યતે ) ॥

સ્વર્ણ,[1] સુવર્ણ,[2] કનક,[3] હિરણ્ય,[4] હેમ,[5] હાટક,[6] તપનીય,[7] ગાંગેય,[8] કલધૌત,[9] કાંચન,[10] ચામીકર,[11] શાતકુંભ,[12] કાર્તસ્વર,[13] જાંબૂનદ,[14] જાતરૂપ[15] અને મહારજત[16] એટલાં સોનાનાં સંસ્કૃત નામો છે. ૬,૭

૧. સુષ્ઠુ ઋણોતિ–પ્રાપ્નોતિ મૂલ્યં, ઋણુ ગતૌ–પચાદ્યચ્, યદ્વા અર્ણનમ્ અર્ણઃ–ઘઞ્, શોભનઃ અર્ણઃ–ગતિઃ અનેન પવિત્રત્વાત્—જે સારી રીતે કિંમત મેળવે છે અથવા પવિત્ર હોવાથી જેને લીધે ઉત્તમ ગતિ થાય છે, તેથી સ્વર્ણ સોનું.

૨. શોભનઃ વર્ણઃ યસ્ય, યદ્વા સુષ્ઠુ વર્ણ્યતે લોકૈઃ, વર્ણ વર્ણને–ણ્યન્તાદ્ 'એરચ્'—જેનો રંગ ઉત્તમ હોય છે અથવા લોકો જેને સારી રીતે વર્ણવે છે, તેથી સુવર્ણ સોનું.

૩. કનતિ–દીપ્યતે તેજસા, કની દીપ્તૌ–'કૃઞાદિભ્યઃ સંજ્ઞાયાં વુન્' (ઉણા. ૫–૩૫)—તેજને લીધે જે પ્રકાશે છે, તેથી કનક સોનું.

૪. હર્યતિ–પ્રાપ્નોતિ ભાગ્યવન્તં જનં, યદ્વા હર્યતે–કામ્યતે સર્વૈર્જનૈર્યત્ તદ્ હિરણ્યમ્, હર્ય ગતિકાન્ત્યોઃ—'હર્યતેઃ કન્યન્ હિરચ્' ( ઉણા. ૫–૪૪ )—ભાગ્યવાન માણસને જે પ્રાપ્ત થાય છે અને સર્વ લોકો જેને ઇચ્છે છે, તેથી હિરણ્ય–સોનું.

૫. હિનોતિ હીયતે વા મૂલ્યં પવિત્રત્વાદિગુણવર્ણખ્યાનેન, હિ ગત્યાદૌ—મનિન્ ( ઉણા. ૪–૧૪૫ )—જે મૂલ્યને પ્રાપ્ત કરે છે અથવા પવિત્રતા આદિ ગુણસમુદાયને જે મેળવે છે, તેથી હેમ–સોનું.

૬. હટતિ–દીપ્યતે, હટ દીપ્તૌ–ણ્વુલ્, યદ્વા હાટયતિ–દીપયતિ ભૂષણાદિના જનં—'ક્વુન્' ( ઉણા. ૨–૩૨ )—જે તેજથી પ્રકાશે છે અને દાગીનારૂપે બની લોકને જે દીપાવે છે, તેથી હાટક–સોનું.

૭. તપ્યતે અનેન શુદ્ધિહેતોર્વહ્નૌ, તપ સંતાપે—'કૃત્યલ્યુટઃ—' ઇત્યનીયર્—શુદ્ધિ માટે અગ્નિમાં જે તપે છે, તેથી તપનીય–સોનું.

૮. ગઙ્ગાયા અપત્યં–શુભ્રાદિત્વાદ્ ઢક્, 'યં ગર્ભં સુષુવે ગઙ્ગા પાવકાદ્ દીપ્તતેજસમ્, તદુલ્વં પર્વતે ન્યસ્તં હિરણ્યં સમપદ્યત' ઇતિ વાયુપુરાણમ્—ગંગાનું જે સંતાન ગણાય છે, તેથી ગાંગેય–સોનું. આના સંબંધમાં વાયુપુરાણ જણાવે છે 'પ્રદીપ્ત તેજવાળા જે ગર્ભને ગંગાએ અગ્નિથી ઉત્પન્ન કર્યો હતો, તેની ઓળ પર્વત પર મૂકી હતી, એ સોનારૂપે થઈ હતી.'

૯. કલઃ–મલઃ ધૌતો યસ્ય તત્—જેનો મેલ ધોવાય છે, તેથી કલધૌત–સોનું.

૧૦. કાઞ્ચતે–દીપ્યતે તેજસા, કાચિ દીપ્તૌ–નન્દ્યાદિત્વાત્ લ્યુઃ–તેજ વડે જે દીપે–પ્રકાશે–ચળકે છે, તેથી કાંચન–સોનું.

નાશયેત્, રોગાન્ મૃત્યું ચ કરોતિ, તતઃ યત્નતઃ તદ્ હન્યાત્ ॥

બરાબર નહીં મારેલું સોનું બળનો તથા વીર્યનો નાશ કરે છે, રોગોને ઉપજાવે છે અને મરણ પણ કરે છે, માટે પ્રયત્નપૂર્વક તેને મારવું જોઈએ. ૧૪

## રૂપાની ઉત્પત્તિ

ત્રિપુરસ્ય વધાર્થાય નિર્નિમેષૈર્વિલોચનૈઃ ।
નિરીક્ષયામાસ શિવઃ ક્રોધેન પરિપૂરિતઃ ॥૧૫॥
અગ્નિસ્તત્કાલમપતત્તસ્યૈકસ્માદ્વિલોચનાત્ ।
તતો રુદ્રઃ સમમવદ્વૈશ્વાનર ઇવ જ્વલન્ ॥૧૬॥

અન્વયઃ–ત્રિપુરસ્ય વધાર્થાય ક્રોધેન પરિપૂરિતઃ શિવઃ નિર્નિમેષૈઃ વિલોચનૈઃ નિરીક્ષયામાસ । તત્કાલં તસ્ય એકસ્માત્ વિલોચનાત્ અગ્નિઃ અપતત્, તતઃ વૈશ્વાનરઃ ઇવ જ્વલન્ રુદ્રઃ સમમવત્ ॥

ત્રિપુરાસુરનો વધ કરવા ક્રોધથી વ્યાપ્ત થયેલા સદાશિવ, નિમેષ (આંખના પલકારા) વગરનાં નેત્રોથી જોઈ રહ્યા હતા; તે સમયે તેમના એક નેત્રમાંથી તરત અગ્નિ નીકળી પડ્યો હતો અને તે અગ્નિમાંથી અગ્નિ જેવો તેજસ્વી રુદ્ર ઉત્પન્ન થયો હતો. ૧૫,૧૬

દ્વિતીયાદપતન્નેત્રાદશ્રુબિન્દુસ્તુ વામકાત્ ।
તસ્માદ્રજતમુત્પન્નમુક્તકર્મસુ યોજયેત્ ॥૧૭॥

અન્વયઃ–દ્વિતીયાત્ વામકાત્ નેત્રાત્ તુ અશ્રુબિન્દુઃ અપતત્, તસ્માત્ રજતમ્ ઉત્પન્નં, (તચ્ચ) ઉક્તકર્મસુ યોજયેત્ ॥

બીજા ડાબા નેત્રમાંથી આંસુનું ટીપું પડ્યું હતું અને તે ટીપામાંથી રૂપું ઉત્પન્ન થયું છે. તે રૂપાનો શાસ્ત્રોમાં કહેલાં કામોમાં ઉપયોગ કરવો. ૧૭

## બનાવટી રૂપું અને રૂપાનાં નામો તથા પરીક્ષા

કૃત્રિમં ચ ભવેત્તદ્ધિ વઙ્ગાદિરસયોગતઃ ।
રૂપ્યં તુ રજતં તારં ચન્દ્રકાન્તિ સિતપ્રભમ્ ॥૧૮
ગુરુ સ્નિગ્ધં મૃદુ શ્વેતં દાહે છેદે ઘનક્ષમમ્ ।
વર્ણાઢ્યં ચન્દ્રવત્સ્વચ્છં રૂપ્યં નવગુણં શુભમ્ ॥૧૯

અન્વયઃ–વઙ્ગાદિરસયોગતઃ તત્ ચ કૃત્રિમમ્ (અપિ) ભવેત્, (અથ તન્નામાનિ–) રૂપ્યં તુ રજતં તારં ચન્દ્રકાન્તિ સિતપ્રભમ્ (ઉચ્યતે, તચ્ચ) વર્ણાઢ્યં ચન્દ્રવત્ સ્વચ્છં ગુરુ સ્નિગ્ધં મૃદુ દાહે છેદે શ્વેતં ઘનક્ષમં (ઇતિ) નવગુણં રૂપ્યં શુભં (મતમ્) ॥

કથીર આદિ રસોના યોગથી બનાવટી રૂપું પણ થાય છે. રૂપ્ય,[1] રજત,[2] તાર,[3] ચંદ્રકાંતિ[4] અને સિતપ્રભ[5] એટલાં રૂપાનાં સંસ્કૃત નામો છે. જે રૂપું સારા વર્ણવાળું, ચંદ્ર જેવું સ્વચ્છ, ભારે, સ્નિગ્ધ, કોમળ, તપાવતાં તથા કાપતાં ધોળાશવાળું અને ઘણના મારને ખમી શકે એવું હોય, તે (ઉપર કહેલા) નવ ગુણોવાળા રૂપાને ઉત્તમ માન્યું છે. ૧૮,૧૯

૧. રૂપ્યતે ઇતિ રૂપ્યમ્, રૂપ રૂપક્રિયાયામિતિ ચુરાદિણ્યન્તાત્ 'અચો યત્'–જેનાથી રૂપની ક્રિયા કરાય-રૂપાળું બનાવાય છે, તેથી રૂપ્ય–રૂપું.

૨. રજતિ રજ્યતે વા અનેન, રઞ્જ રાગે–'પૃષિરઞ્જિભ્યાં કિત્' (ઉણા. ૩–૧૧૧) ઇત્યતચ્–જે પ્રીતિ ઉપજાવે અથવા જેનાથી પ્રેમ કરાય છે, તેથી રજત–રૂપું.

૩. તારયતિ પ્રમેહાદિરોગદુઃખાત્, તરતેર્ણ્યન્તાદ્ અચ્, તાર્યન્તે વા વાયુપિત્તાદિરોગિણોઽનેન–ઘઞ્, પ્રમેહ આદિ રોગોરૂપી દુઃખથી જે તારે–બચાવે અથવા વાયુ, પિત્ત વગેરેના રોગીઓને જે તારે છે, તેથી તાર–રૂપું.

૪. ચન્દ્રસ્યેવ કાન્તિર્યસ્ય તત્–જેની કાન્તિ ચંદ્ર જેવી હોય છે, તેથી ચંદ્રકાન્તિ–રૂપું.

૫. સિતા પ્રભા યસ્ય તત્–જેની કાંતિ ધોળી હોય છે, તેથી સિતપ્રભ–રૂપું.

## દુષ્ટ–હલકું રૂપું

કઠિનં કૃત્રિમં રૂક્ષં રક્તં પીતદલં લઘુ ।
દાહચ્છેદઘનૈર્નષ્ટં રૂપ્યં દુષ્ટં પ્રકીર્તિતમ્ ॥૨૦॥

અન્વયઃ–(યત્તુ) કઠિનં કૃત્રિમં રૂક્ષં રક્તં પીતદલં લઘુ દાહચ્છેદઘનૈઃ નષ્ટં (તદ્) રૂપ્યં દુષ્ટં પ્રકીર્તિતમ્ ॥

જે રૂપું કઠણ, બનાવટી, રૂક્ષ, રાતું, પીળાં પતરાંવાળું, હલકું, તપાવતાં કે કાપતાં વીંખાઈ જાય એવું કે ઘણ મારતાં ટુકડા થઈ જાય એવું હોય તેને દુષ્ટ કહ્યું છે. ૨૦

## બરાબર મારેલા રૂપાના ગુણો

રૂપ્યં શીતં કષાયામ્લં સ્વાદુપાકરસં સરમ્ ।
વયસઃ સ્થાપનં સ્નિગ્ધં લેખનં વાતપિત્તજિત્ ॥
પ્રમેહાદિકરોગાંશ્ચ નાશયત્યચિરાદ્ ધ્રુવમ્ ॥૨૧॥

અન્વયઃ–(અથ તદ્ગુણાઃ–) રૂપ્યં શીતં કષાયામ્લં સ્વાદુપાકરસં સરં (સત્) વયસઃ સ્થાપનં સ્નિગ્ધં લેખનં વાતપિત્તજિત્ ચ પ્રમેહાદિકરોગાન્ અચિરાત્ ધ્રુવં નાશયતિ ॥

પિત્તાપહં શ્લેષ્મહરં ચ શીતં,
તદ્રોપણં સ્યાલ્લઘુ લેખનં ચ ॥ ૨૭ ॥
પાણ્ડૂદરાર્શોજ્વરકુષ્ઠકાસ-
શ્વાસક્ષયાન્ પીનસમમ્લપિત્તમ્ ।
શોથં કૃમિં શૂલમપાકરોતિ,
પ્રાહુઃ પરે બૃંહણમલ્પમેતત્ ॥ ૨૮ ॥

અન્વયઃ-(અથ તદ્ગુણાઃ-) તત્ તામ્રં કષાયં ચ મધુરં તિક્તમ્ અમ્લં પાકે ચ કટુ સારકં (સત્) પિત્તાપહં શ્લેષ્મહરં ચ શીતં રોપણં લઘુ ચ લેખનં સ્યાત્ ॥ (તત્ તામ્રમ્) પાણ્ડૂદરાર્શોજ્વરકુષ્ઠકાસશ્વાસક્ષયાન્ પીનસમ્ અમ્લપિત્તં શોથં કૃમિં શૂલમ્ અપાકરોતિ, પરે પ્રાહુઃ- એતત્ અલ્પં બૃંહણમ્ (અસ્તિ) ॥

એ ત્રાંબું તૂરું, મધુર, કડવું, ખાટું, પાકમાં તીખું, ઝાડો ઉતારનાર, પિત્ત તથા કફને મટાડનાર, ટાઢું, વ્રણને રુઝાવનાર, હલકું અને મળોને ઉખેડનાર હોઈ પાંડુ, પેટના રોગ, અરશ, તાવ, કોઢ, ઉધરસ, શ્વાસ, ક્ષય, સળેખમ, અમ્લપિત્ત, સોજા, કૃમિ તથા શૂળને મટાડનાર છે. કેટલાક કહે છે કે ત્રાંબું શરીરને વધારવાના ગુણમાં ઓછું છે.

**બરાબર નહિ મારેલા ત્રાંબામાં આઠ દોષો**

એકો દોષો વિષે તામ્રે ત્વસમ્યઙ્મારિતેઽષ્ટ તે ।
દાહઃ સ્વેદોઽરુચિર્મૂર્ચ્છા ક્લેદો રેકો વમિર્ભ્રમઃ ॥ ૨૯

અન્વયઃ-વિષે (તુ) એકઃ દોષઃ (મારણાખ્યઃ અસ્તિ, પરમ્) અસમ્યક્ મારિતે તામ્રે તુ દાહઃ સ્વેદઃ અરુચિઃ મૂર્ચ્છા ક્લેદઃ રેકઃ વમિઃ ભ્રમઃ (ઇત્યેવં) તે અષ્ટ (દોષાઃ સન્તિ) ॥

ઝેરમાં તો (મારી નાખવા રૂપ) એક જ દોષ છે, પણ બરાબર નહિ મરાયેલા ત્રાંબામાં દાહ, પરસેવો, અરુચિ, મૂર્છા, ગ્લાનિ, રેચ, ઊલટી અને ભ્રમ એ આઠ દોષો છે. ૨૯

**કથીરનાં નામો અને તેના બે ભેદો**

રઙ્ગં વઙ્ગં ત્રપુ પ્રોક્તં તથા પિચ્ચટમિત્યપિ ।
ખુરકં મિશ્રકં ચાપિ દ્વિવિધં વઙ્ગમુચ્યતે ॥ ૩૦ ॥

અન્વયઃ-રઙ્ગં વઙ્ગં ત્રપુ તથા પિચ્ચટમ્ ઇત્યપિ પ્રોક્તમ્ (પ્રાજ્ઞૈઃ) । અપિ ચ ખુરકં મિશ્રકં દ્વિવિધં વઙ્ગમ્ ઉચ્યતે ॥

રંગ,[1] વંગ,[2] ત્રપુ[3] અને પિચ્ચટ[4] એટલાં કથીરનાં સંસ્કૃત નામો કહ્યાં છે. ખુરક અને મિશ્રક એવા બે ભેદવાળું કથીર કહેવાય છે.

૧. રઙ્ગતિ-ગચ્છતિ લઘુસરરૂક્ષોષ્ણગુણાન્ રગિ ગતૌ-પચાદ્યચ્-હલકું, સારક, રૂક્ષ તથા ઉષ્ણતારૂપ ગુણોને જે ધારણ કરે છે, તેથી રંગ-કથીર.

૨. વઙ્ગતિ-ગચ્છતિ ચક્ષુષ્યપિત્તલભાવમપિ, વગિ ગતૌ-પચાદ્યચ્-નેત્રને હિતકારી તથા પિત્તકારકપણું પણ જે ધારણ કરે છે, તેથી વંગ-કથીર.

૩. ત્રપતે-લજ્જતે અગ્નિસંયોગાત્, ત્રપૂષ્ લજ્જાયામ્, 'શૃસ્વૃસ્નિહિ.' (ઉણા. ૧-૧૦) ઇત્યુઃ-અગ્નિના સંયોગથી જે શરમાય છે-પીગળે છે, તેથી ત્રપુ-કથીર.

૪. પિચયતિ પિચતે વા-પિચ છેદને-પચાદ્યચ્, પિચમ્-અખિલમેહવર્ગસ્ય છેદં ટીકતે, ટીકૃ ગતૌ-'અન્યેભ્યોઽપિ' ઇતિ ડઃ, યદ્વા પિચયતિ-છિનત્તિ પ્રમેહવર્ગમ્-'શકાદિભ્યોઽટન્, (ઉણા. ૪-૮૧) સમગ્ર પ્રમેહના નાશને જે પહોંચી વળે છે અથવા બધા પ્રમેહનો જે નાશ કરે છે, તેથી પિચ્ચટ-કથીર.

**બરાબર મારેલા કથીરના ગુણો**

ઉત્તમં ખુરકં તત્ર મિશ્રકં ત્વવરં મતમ્ ।
રઙ્ગં લઘુ સરં રૂક્ષમુષ્ણં મેહકફક્રિમીન્ ॥
નિહન્તિ પાણ્ડું સશ્વાસં ચક્ષુષ્યં પિત્તલં મનાક્ ॥ ૩૧

અન્વયઃ-તત્ર ખુરકમ્ ઉત્તમં મિશ્રકં તુ અવરં મતમ્, રઙ્ગં લઘુ સરં રૂક્ષમ્ ઉષ્ણં મનાક્ પિત્તલં ચક્ષુષ્યં (સત્) મેહકફક્રિમીન્ સશ્વાસં પાણ્ડું નિહન્તિ ॥

ખુરક (રૂપા જેવું ચકચકિત હોઈ) ઉત્તમ છે અને મિશ્રક હલકું મનાય છે. કથીર હલકું, ઝાડો ઉતારનાર, રૂક્ષ, ગરમ, જરાક પિત્ત ઉત્પન્ન કરનાર અને નેત્રને હિતકારી હોઈ પ્રમેહ, કફ, કૃમિ, પાંડુ તથા શ્વાસને મટાડે છે. ૩૧

સિંહો યથા હસ્તિગણં નિહન્તિ,
તથૈવ વઙ્ગોઽખિલમેહવર્ગમ્ ।
દેહસ્ય સૌખ્યં પ્રબલેન્દ્રિયત્વં,
નરસ્ય પુષ્ટિં વિદધાતિ નૂનમ્ ॥ ૩૨ ॥

અન્વયઃ-યથા સિંહઃ હસ્તિગણં નિહન્તિ, તથા એવ વઙ્ગઃ અખિલમેહવર્ગં (નિહન્તિ, કિંચ) નરસ્ય દેહસ્ય સૌખ્યં પ્રબલેન્દ્રિયત્વં પુષ્ટિં (ચ) નૂનં વિદધાતિ ॥

જેમ સિંહ હાથીઓના સમૂહને મારી નાખે છે, તેમ કથીર સઘળા પ્રમેહના સમૂહનો નાશ કરે છે, માણસના દેહમાં સુખ ઉપજાવે છે, ઇંદ્રિયોની પ્રબળતા કરે છે અને અવશ્ય પુષ્ટિ કરે છે. ૩૨

સોજા અને ભગંદર આદિ રોગોને તે ઉત્પન્ન કરે છે. ૩૭

લોઢાની ઉત્પત્તિ

પુરા લોમિનદૈત્યાનાં નિહતાનાં સુરૈર્યુધિ ।
ઉત્પન્નાનિ શરીરેભ્યો લોહાનિ વિવિધાનિ ચ ॥૩૮

અન્વયઃ–પુરા સુરૈઃ યુધિ નિહતાનાં લોમિનદૈત્યાનાં શરીરેભ્યઃ વિવિધાનિ ચ લોહાનિ ઉત્પન્નાનિ ॥

પૂર્વે દેવતાઓએ યુદ્ધમાં મારેલા લોમિન નામના દૈત્યોનાં શરીરોમાંથી અનેક પ્રકારનાં લોઢાં ઉત્પન્ન થયાં છે. ૩૮

લોઢાનાં નામો, દોષો તથા ગુણો

લોહોઽસ્રો શસ્રકં તીક્ષ્ણં પિણ્ડં કાલાયસાયસી ।
ગુરુતા દઢતોત્ક્લેદઃ કશ્મલં દાહકારિતા ॥૩૯॥
અશ્મદોષઃ સુદુર્ગન્ધો દોષાઃ સપ્તાયસસ્ય તુ ।
લોહં તિક્તં સરં શીતં મધુરં તુવરં ગુરુ ॥૪૦॥
રૂક્ષં વયસ્યં ચક્ષુષ્યં લેખનં વાતલં જયેત્ ।
કફં પિત્તં ગરં શૂલં શોથાર્શઃપ્લીહપાણ્ડુતાઃ ।
મેદોમેહક્રમીન્ કુષ્ઠં તત્કિટ્ટં તદ્વદેવ હિ ॥ ૪૧ ॥

અન્વયઃ–લોહઃ અસ્રો, શસ્રકં તીક્ષ્ણં પિણ્ડં કાલાયસાયસી (ઇતિ નામાનિ,) ગુરુતા દઢતા ઉત્ક્લેદઃ કશ્મલં દાહકારિતા અશ્મદોષઃ સુદુર્ગન્ધઃ–(ઇતિ) સપ્ત આયસસ્ય તુ દોષાઃ (સન્તિ) ॥ (ગુણાસ્તુ)–લોહં તિક્તં સરં શીતં મધુરં તુવરં ગુરુ રૂક્ષં વયસ્યં ચક્ષુષ્યં લેખનં વાતલં (સત્) કફં પિત્તં ગરં શૂલં શોથાર્શઃપ્લીહપાણ્ડુતાઃ મેદોમેહક્રમીન્ કુષ્ઠં જયેત્, તત્કિટ્ટ તદ્વત્ એવ હિ (અસ્તિ) ॥

લોહ,[1] આ નામ સ્ત્રીલિંગે નથી–પુંલિગે તથા નપુંસક લિંગે છે; શસ્રક,[2] તીક્ષ્ણ,[3] પિંડ,[4] કાલાયસ[5] અને અયસ્,[6] એટલાં લોઢાનાં સંસ્કૃત નામો છે. લોઢામાં ભારેપણું, દઢપણું, ગ્લાનિ કરનારપણું, મૂર્છા આપનારપણું, દાહ કરનારપણું, પથરાના સંબંધનો દોષ અને બહુ જ દુર્ગંધ એ સાત દોષો છે. લોઢું કડવું, ઝાડો ઉતારનાર, ટાઢું, મધુર, તૂરું, ભારે, રૂક્ષ, યૌવન આપનાર, નેત્રને હિતકારી, મળોને ઉખેડનાર અને વાયુ કરનાર હોઈ કફ, પિત્ત, ઝેર, શૂળ, સોજા, અરશ, બરલ, પાંડુ, મેદ, પ્રમેહ, કૃમિ તથા કોઢને મટાડનાર છે. લોઢાના કીટામાં પણ લોઢા જેવા જ ગુણો છે.

૧. લોહતિ લુપ્યતે વા દોષસપ્તકં તિક્તત્વાદિકં વાતલત્વં કફઘ્નત્વાદિકં ચ, લુહ ગાર્ધ્યે–અચ્ ઘઞ્ વા, યદ્વા લૂયતે અનેન ગરશૂલમેદઃપ્રભૃતિરોગનિવહઃ, લૂઞ્ છેદને–બાહુલકાદ્ હઃ, રુહ્યતે રોહતિ વા પુરા લોમનદૈત્યશરીરેભ્યઃ, રુહ પ્રાદુર્ભાવે–ઘઞ્, અચ્ વા, કપિલિકાદિત્વાત્ લત્વં ચ–સાત દોષો, કડવાશ વગેરે ગુણો તથા કફ આદિનો નાશ કરવાપણું જે ઇચ્છે છે; અથવા ઝેર, શૂળ, મેદ આદિ રોગોને જે મટાડે છે અથવા લોમન નામના દૈત્યોના શરીરોમાંથી પૂર્વે જે પ્રકટ્યું છે, તેથી લોહ–લોઢું.

૨. શસ્યતે–હિંસ્યતે અનેન પિત્તમેહકુષ્ઠાદિકમ્, શસુ હિંસાયામ્–'દામ્નીશસ્'–ઇતિ ષ્ટ્રન્, સ્વાર્થે ચ કન્–પિત્ત, પ્રમેહ, કોઢ વગેરેનો જે નાશ કરે છે, તેથી શસ્રક–લોઢું.

૩. તેજયતિ તેજ્યતે વા અનેન ચક્ષુર્વાતશ્ચ, તિજ નિશાને–'તિજેર્દીર્ઘશ્ચ' (ઉણા. ૩–૧૮) ઇતિ ક્સ્નઃ, આંખને તથા વાયુને જે તેજ કરે છે, તેથી તીક્ષ્ણ–લોઢું.

૪. પિણ્ડતે પિણ્ડયતે દોષનિવહત્વં શીતમાધુર્યાદિકં ચ, પિડિ સંઘાતે–અચ્, ઘઞ્ વા–દોષના સમુદાય તથા શીતળતા, મધુરતા આદિ ગુણો જેમાં એકઠા રહે છે, તેથી પિંડ–લોઢું.

૫. કાલં ચ તદ્ અયશ્ચ–'અનોઽશ્માયઃસરસામ્' ઇતિ સમાસાન્તષ્ટચ્–જે કાળા રંગવાળું તથા પથ્થરના સારરૂપ છે, તેથી કાલાયસ–લોઢું.

૬. એતિ અયતે વા અશ્મનઃ સારતામ્–'અસુન્' (ઉણા. ૪–૧૮૯) પથ્થરના સારને જે પ્રાપ્ત કરે છે, તેથી અયસ્–લોઢું.

અશુદ્ધ લોઢાના દોષો

પાણ્ડુત્વકુષ્ઠામયમૃત્યુદં ભવે-
હૃદ્રોગશૂલૌ કુરુતેઽશ્મરીં ચ ।
નાનારુજાનાં ચ તથા પ્રકોપં,
કરોતિ હૃલ્લાસમશુદ્ધલોહમ્ ॥ ૪૨ ॥

અન્વયઃ–અશુદ્ધલોહં પાણ્ડુત્વકુષ્ઠામયમૃત્યુદં ભવેત્, હૃદ્રોગશૂલૌ ચ અશ્મરીં કુરુતે, તથા ચ નાનારુજાનાં પ્રકોપં (ચ) હૃલ્લાસં કરોતિ ॥

અશુદ્ધ લોઢું (ખાવામાં આવે તો) પાંડુરોગ, કોઢ તથા મરણ આપનાર થાય; તેમજ હૃદયના રોગ, શૂળ, પથરી, મોળ–ઊબકા અને બીજા પણ અનેક પ્રકારના રોગોનો પ્રકોપ કરે છે. ૪૨

સંસ્કાર નહિ આપેલું લોઢું ભયંકર

જીવહારિ મદકારિ ચાયસં,
દેહશુદ્ધિહદસંસ્કૃતં ધ્રુવમ્ ।

સઘળા રોગોને મટાડે છે, એમાં સંશય નથી. એ લોઢું બળ, વીર્ય તથા શરીરની પુષ્ટિ કરે છે અને અગ્નિને પ્રદીપ્ત કરે છે. ૪૮,૪૯

**લોઢાનું કિટ્ટ-મંડૂરનાં લક્ષણ, નામો તથા ગુણો**

ध्मायमानस्य लोहस्य मलं मण्डूरमुच्यते ।
लोहसिंहानिका किट्टी सिंहानं च निगद्यते ॥
यल्लोहं यद्गुणं प्रोक्तं तत्किट्टमपि तद्गुणम् ॥५०॥

अन्वयः—ध्मायमानस्य लोहस्य मलं मण्डूरम् उच्यते, (तच्च) लोहसिंहानिका किट्टी च सिंहानं निगद्यते । यद् लोहं यद्गुणं (भवति) तत्किट्टमपि तद्गुणं प्रोक्तम् ॥

અગ્નિમાં નાખીને ધમાતા લોઢાનો જે મેલ (કિટ્ટું) નીકળે છે તે મંડૂર,[1] લોહસિંહાનિકા,[2] કિટ્ટી[3] અને સિંહાન[4] કહેવાય છે. જે લોઢામાં જેવા ગુણ હોય છે, તે લોઢાનું કિટ્ટું પણ તેવા જ ગુણોવાળું કહેલ છે.

૧. मण्डति—भूषयति लोकानां शरीरं रोगवारणं कृत्वा—मडि भूषायाम्—'खर्जूरादित्वात् (उणा. ४–९०) ऊरच्—રોગો દૂર કરી લોકોના શરીરને જે શોભાયમાન કરે છે, તેથી મંડૂર—લોઢાનું કિટ્ટું.

૨. सिंहवत् अनिति सर्वरोगजयं कृत्वा, अन प्राणने—अच्, गोरादित्वाद् ङीष्, स्वार्थे कन्, टाप्, 'ङ्यापोरि'ति ह्रस्वश्च, यद्वा सिंहमानयति—जीवयति—कर्मण्यण्, अण्णन्ताद् ङीप्, कन्, टाप्, ह्रस्वश्च—સર્વ રોગોનો જય કરી સિંહની પેઠે જે જીવે અથવા માણસને સિંહ જેવો બનાવી જિવાડે છે, તેથી સિંહાનિકા—મંડૂર.

૩. केटति स्म—प्राप्नोति स्म लोहात् मलरूपेण, किट गतौ—'गत्यर्थे'ति कर्तरि क्तः—गौरादिः—લોઢામાંથી મેલ રૂપે જે પ્રાપ્ત થાય છે, તેથી કિટ્ટી—મંડૂર.

૪. સિંહાન શબ્દની વ્યુત્પત્તિ તથા અર્થ બીજાં નામ પ્રમાણે છે, કેવળ સ્ત્રીલિંગ તથા સ્વાર્થિક પ્રત્યય નથી.

**સાત ઉપધાતુઓ**

सप्तोपधातवः स्वर्णमाक्षिकं तारमाक्षिकम् ।
तुत्थं कांस्यं च रीतिश्च सिन्दूरं च शिलाजतु ॥५१

अन्वयः—स्वर्णमाक्षिकं तारमाक्षिकं तुत्थं कांस्यं च रीतिः च सिन्दूरं च शिलाजतु (इति) सप्त उपधातवः (कथ्यन्ते) ॥

સોનામખી, રૂપામખી, મોરથૂથુ, કાંસું, પિત્તળ, સિંદૂર અને શિલાજિત એ સાત ઉપધાતુઓ એટલે ગૌણ ધાતુઓ કહેવાય છે.

ટીકા—उपधातवः—गौणा धातवः—અર્થ ઉપર છે.

**ઉપધાતુઓના ગુણો વિષે**

उपधातुषु सर्वेषु तत्तद्धातुगुणा अपि ।
सन्ति किं तेषु तेऽत्रोनास्तत्तदंशाल्पभावतः ॥५२॥

अन्वयः—सर्वेषु उपधातुषु तत्तद्धातुगुणाः अपि सन्ति, किं (तु) ते तत्तदंशाल्पभावतः अत्र तेषु (उपधातुषु) ऊनाः (सन्ति) ॥

સઘળી ઉપધાતુઓમાં તે તે ધાતુઓના ગુણો પણ રહ્યા છે, પરંતુ તે ગુણો તે તે ધાતુઓના અંશો આમાં ઓછા હોવાથી ઓછા હોય છે. ૫૨

**સોનામખીનાં નામો**

स्वर्णमाक्षिकमाख्यातं तापीजं मधुमाक्षिकम् ।
ताप्यं माक्षिकधातुश्च मधुधातुश्च स स्मृतः ॥

अन्वयः—स्वर्णमाक्षिकं तापीजं मधुमाक्षिकं ताप्यम् आख्यातम्, स च माक्षिकधातुः च मधुधातुः स्मृतः ॥

સ્વર્ણમાક્ષિક,[1] તાપીજ,[2] મધુમાક્ષિક,[3] તાપ્ય,[4] માક્ષિકધાતુ[5] અને મધુધાતુ[6] એટલાં સોનામખીનાં સંસ્કૃત નામો છે. ૫૩

૧. किंचित् स्वर्णे—स्वर्णतुल्यगुणं स्वर्णसहितं च, माक्षिकं—मक्षिकाभिः कृतस्य मधुनस्तुल्यगुणकं—चेति स्वर्णमाक्षिकम्—સોના જેવું પીળું તથા તે સોના જેવા લગભગ બધા ગુણોવાળું અને મધ સરખા પણ ગુણોવાળું જે હોય છે, તેથી સ્વર્ણમાક્ષિક—સોનામખી.

૨. ताप्या नद्याः समीपस्थ—आकरविशेषे जायते स्म—जनेर्डः—તાપી નદીની પાસેની એક ખાણમાં જે ઉત્પન્ન થાય છે, તેથી તાપીજ—સોનામખી.

૩. मधु इव माक्षिकम्—મધ જેવા ગુણવાળી જે ઉપધાતુ તે મધુમાક્ષિક—સોનામખી.

૪. तापयितुं योग्यं शोधनकाले—'ऋहलोर्ण्यत्'—શુદ્ધ કરતી વેળા જે તપાવવા યોગ્ય હોય છે, તેથી તાપ્ય—સોનામખી.

૫. माक्षिकतुल्यगुणो धातुः—शाकपार्थिवादिः—માક્ષિક—એટલે મધ જેવા ગુણવાળી જે ધાતુ છે, તેથી માક્ષિકધાતુ—સોનામખી.

૬. मधुगुणो धातुः—મધ જેવા ગુણવાળી જે ધાતુ છે, તેથી મધુધાતુ—સોનામખી.

**'સુવર્ણમાક્ષિક' નામનું કારણ**

किंचित्सुवर्णसाहित्यात् स्वर्णमाक्षिकमीरितम् ।
उपधातुः सुवर्णस्य किंचित्स्वर्णगुणान्वितम् ॥५४॥

अन्वयः—किंचित् सुवर्णसाहित्यात् स्वर्णमाक्षिकम् ईरितम्, किंचित् स्वर्णगुणान्वितम् (अस्ति ततः) सुवर्णस्य उपधातुः (कथ्यते) ॥

એ ઉપધાતુમાં સોનું કંઈક મિશ્ર હોય છે, તેથી 'સ્વર્ણમાક્ષિક' કહેવાય છે; વળી તે સોનામખી કંઈક-થોડા અંશે સોનાના જેવા ગુણવાળી છે, તેથી સોનાની ઉપધાતુ કહેવાય છે.

સોનું ન હોય ત્યાં સોનામખી આપે

तथा च काञ्चनाभावे दीयते स्वर्णमाक्षिकम्।
किन्तु तस्यानुकल्पत्वात्किञ्चिदूना गुणास्ततः॥५५॥

अन्वय—तथा च काञ्चनाभावे स्वर्णमाक्षिकं दीयते, किन्तु तस्य अनुकल्पत्वात् ततः किञ्चित् ऊनाः गुणाः (सन्ति इति ज्ञेयम्)॥

વળી સોનાના અભાવે સોનામખી દેવાય છે; પણ એ સોનાના અભાવે દેવાય છે, માટે તેમા સોના કરતા કાંઈક ઓછા ગુણો છે, એમ સમજવું ૫૫

સોનામખીમા બીજા દ્રવ્યોના ગુણો પણ છે

न केवलं स्वर्णगुणा वर्तन्ते स्वर्णमाक्षिके।
द्रव्यान्तरस्य संसर्गात्सन्त्यन्येऽपि गुणा यतः॥५६॥

अन्वय—स्वर्णमाक्षिके केवलं स्वर्णगुणाः न वर्तन्ते। यतः द्रव्यान्तरस्य संसर्गात् अन्ये अपि गुणाः सन्ति॥

સોનામખીમાં માત્ર સોનાના જ ગુણો રહ્યા છે, એમ જ નથી; કેમકે તેમા બીજા પદાર્થોનો સંસર્ગ હોવાથી બીજા ગુણો પણ રહ્યા છે.

સોનામખીના વિશેષ ગુણો

सुवर्णमाक्षिकं स्वादु तिक्तं वृष्यं रसायनम्।
चक्षुष्यं बस्तिरुक्कुष्ठपाण्डुमेहविषोदरान्।
अर्शः शोथं विषं कण्डूं त्रिदोषमपि नाशयेत्॥५७॥

अन्वय—सुवर्णमाक्षिकं स्वादु तिक्तं वृष्यं रसायनं चक्षुष्यं (स्यात्) बस्तिरुक्कुष्ठपाण्डुमेहविषोदरान् अर्शः शोथं विषं कण्डूं त्रिदोषम् अपि नाशयेत्॥

સોનામખી મધુર, કડવી, વીર્યને વધારનાર, રસાયન અને નેત્રને હિતકારી હોઈ નાભિથી નીચેના ભાગનો રોગ, કોઢ, પાંડુ, પ્રમેહ, ઝેર, પેટના રોગો, અરશ, સોજા, ખસ અને ત્રિદોષનો પણ નાશ કરે છે. ૫૭

અશુદ્ધ સોનામખીના દોષો

मन्दानलत्वं बलहानिमुग्रां,
विष्टम्भितां नेत्रगदान्सकुष्ठान्।
तथैव मालां व्रणपूर्विकां च,
करोति तापीजमशुद्धमेतत्॥५८॥

अन्वय—एतत् तापीजम् अशुद्धं (अग्निमान्द्यं चेत् तर्हि) मन्दानलत्वम् उग्रां बलहानिं विष्टम्भितां सकुष्ठान् नेत्रगदान् तथैव व्रणपूर्विकां च मालां करोति॥

અશુદ્ધ સોનામખી (ઉપયોગમાં લીધી હોય તો) અગ્નિનુ મંદપણું, બળની બહુ જ હાનિ, ઝાડાની કબજિયાત, નેત્રના રોગ, કોઢ અને ગંડમાળની પંક્તિ ઉત્પન્ન કરે છે. ૫૮

તારમાક્ષિક કે રૂપામખી

तारमाक्षिकमन्यत्तु तद्भवेद्रजतोपमम्।
किञ्चिद्रजतसाहित्यात्तारमाक्षिकमीरितम्॥५९॥

अन्वय—अन्यत्तु तारमाक्षिकं रजतोपमं भवेत्, तत् किञ्चित् रजतसाहित्यात् तारमाक्षिकम् ईरितम्॥

બીજી રૂપામખી રૂપા જેવી જ હોય છે અને તેમા કાંઈક રૂપુ રહેલુ હોવાથી તાર-માક્ષિક[1] રૂપામખી કહેવાય છે. ૫૯

૧ तारवत्स्वर्णं तारसहितं च माक्षिकम्—જે રૂપા જેવા ગુણવાળી તેમજ માક્ષિક એટલે મધ જેવા ગુણવાળી પણ ઉપધાતુ છે, તે તારમાક્ષિક-રૂપામખી.

રૂપામખીના ગુણો

अनुकल्पतया तस्य ततो हीना गुणाः स्मृताः।
न केवलं रूप्यगुणा यतः स्यात्तारमाक्षिकम्॥६०॥
स्वादु पाके रसे किञ्चित्तिक्तं वृष्यं रसायनम्।
चक्षुष्यं बस्तिरुक्कुष्ठपाण्डुमेहविषोदरम्॥
अर्शः शोथं क्षयं कण्डूं त्रिदोषमपि नाशयेत्॥६१॥

अन्वय—तस्य अनुकल्पत्वात् ततः हीनाः गुणाः स्मृताः। (तारमाक्षिके) केवलं रूप्यगुणाः न (वर्तन्ते), यतः (द्रव्यान्तरस्य संसर्गात् अन्ये गुणाः अपि सन्ति) तारमाक्षिकं पाके स्वादु रसे किञ्चित् तिक्तं वृष्यं रसायनं चक्षुष्यं स्यात्, (तथा) बस्तिरुक्कुष्ठपाण्डुमेहविषोदरम् अर्शः शोथं क्षयं कण्डूं त्रिदोषम् अपि नाशयेत्॥

રૂપાના અભાવે રૂપામખી દેવાય છે, માટે તેમાં રૂપા કરતા ઓછા ગુણો કહ્યા છે રૂપામખીમા કેવળ રૂપાના જ ગુણો છે એમ નથી, પણ બીજા દ્રવ્યના સંબંધથી બીજા ગુણો પણ રહ્યા છે. રૂપામખી પાકમાં મધુર, રસમાં કાંઈક કડવી, વીર્યને વધારનાર, રસાયન અને નેત્રને હિતકારી છે; તેમજ નાભિથી નીચેના ભાગના રોગ, કોઢ, પાંડુ, પ્રમેહ, ઝેર, પેટના રોગ, અરશ, સોજા, ક્ષય, ખસ તથા ત્રિદોષનો પણ નાશ કરે છે ૬૦,૬૧

### અશુદ્ધ રૂપામખીના દોષો

मन्दानलत्वं वलहानिमुग्रां,
विष्टम्भितां नेत्रगदान्सकुष्ठान् ।
तथैव मालां व्रणपूर्विकां च,
करोति तापीजमिदं च तद्वत् ॥ ६२ ॥

अन्वयः–इदं च तापीजं तद्वत् ( अशुद्धं चेत् भवति तर्हि ) मन्दानलत्वम् उग्रां बलहानिं विष्टम्भितां सकुष्ठान् नेत्रगदान् तथैव च व्रणपूर्विकां मालां करोति ॥

આ રૂપામખી જો અશુદ્ધ હોય તો તે સોનામખીની પેઠે અગ્નિનું મંદપણું, બળની બહુ જ હાનિ, ઝાડાની કબજિયાત, નેત્રના રોગ, કોઢ અને વ્રણોની પંક્તિ ઉત્પન્ન કરે છે. ૬૨

### મોરથૂથાનાં નામો તથા ઓળખ

तुत्थं वितुन्नकं चापि शिखिग्रीवं मयूरकम् ।
तुत्थं ताम्रोपधातुर्हि किंचित्ताम्रेण तद्भवेत् ॥६३॥

अन्वयः–तुत्थं वितुन्नकं शिखिग्रीवं च मयूरकम् अपि ( कथ्यते ) । तुत्थं हि ताम्रोपधातुः ( अस्ति ), तत् किंचित् ताम्रेण ( तुल्यं ) भवेत् ॥

તુત્થ,[1] વિતુન્નક,[2] શિખિગ્રીવ[3] અને મયૂરક[4] એટલાં મોરથૂથુનાં સંસ્કૃત નામો છે. મોરથૂથુ એ ત્રાંબાની ઉપધાતુ છે; ( તેમાં કાંઈક ત્રાંબાનો યોગ છે; ) તેથી થોડુંક ત્રાંબાના જેવું તે હોય છે. ૬૩

૧. तुत्थयति–आवृणोति ताम्रगुणान्, तुत्थ्यते–आव्रियते वा ताम्रेण, तुत्थ आवरणे–चौरादिकात् अच्, 'एरच्' वा–ત્રાંબાના ગુણોને જે સ્વીકારે છે અથવા ત્રાંબાથી જે યુક્ત હોય છે, તેથી તુત્થ–મોરથૂથુ.

૨. वितुद्यते स्म शोधनकाले विशेषात्, विपूर्वकात् तुद व्यथने–इत्यस्मात् कर्मणि क्तः–શોધન વખતે જેને ખૂબ હેરાન કરવામાં આવે છે, તેથી વિતુન્નક–મોરથૂથુ.

૩. शिखिनः ग्रीवा शिखिग्रीवा अस्ति अस्य तद्वद्वर्णत्वात्–જેનો રંગ મોરની ડોક જેવો હોય છે, તેથી શિખિગ્રીવ–મોરથૂથુ.

૪. मयूरस्य प्रतिकृतिः, 'इवे प्रतिकृतौ' इति कन्–મોરની જાણે ડોક હોય તેવું જણાય છે, તેથી મયૂરક–મોરથૂથુ.

### મોરથૂથુના ગુણો

किंचित्ताम्रगुणं तस्माद्वक्ष्यमाणगुणं च तत् ।
तुत्थकं कटुकं क्षारं कषायं वामकं लघु ॥ ६४ ॥
लेखनं भेदनं शीतं चक्षुष्यं कफपित्तहृत् ।
विषाश्मकुष्ठकण्डूघ्नं खर्परं चापि तद्गुणम् ॥६५॥

अन्वयः–तस्मात् किंचित् ताम्रगुणं च वक्ष्यमाणगुणं तत् ( अस्ति ), तुत्थकं कटुकं क्षारं कषायं वामकं लघु लेखनं भेदनं शीतं चक्षुष्यं ( सत् ) कफपित्तहृत् विषाश्मकुष्ठकण्डूघ्नं (भवति), च खर्परम् अपि (तद्गुणम् (अस्ति) ॥

એ કારણે કંઈક ત્રાંબાના જેવા ગુણવાળું તથા નીચે કહેવાતા ગુણવાળું પણ તે છે. મોરથૂથુ તીખું, ખારું, તૂરું, ઊલટી કરાવનાર, હલકું, મળોને ઉખેડનાર, ઝાડાને તોડી કાઢનાર, ટાઢું અને નેત્રને હિતકારી હોઈ કફ, પિત્ત, ઝેર, પથરી, કોઢ, તથા ચળને મટાડનાર છે. મોરથૂથુમાં જે ગુણો છે, તે જ ગુણો ખાપરિયામાં પણ હોય છે. ૬૪,૬૫

### કાંસાનાં નામો તથા ઓળખ

ताम्रत्रपुजमाख्यातं कांस्यं घोषं च कंसकम् ।
उपधातुर्भवेत् कांस्यं द्वयोस्तरणिरङ्गयोः ॥ ६६ ॥

अन्वयः–ताम्रत्रपुजं कांस्यं घोषं च कंसकम् आख्यातम् । कांस्यं तरणिरङ्गयोः द्वयोः उपधातुः भवेत् ॥

તામ્રત્રપુજ,[1] કાંસ્ય,[2] ઘોષ[3] અને કંસક[4] એટલાં કાંસાનાં સંસ્કૃત નામો છે. કાંસું એ ત્રાંબાની અને કથીરની ઉપધાતુ છે એટલે તેમાંથી તે ઉત્પન્ન થાય છે. ૬૬

૧. ताम्रं च त्रपु च अनयोः समाहारः ताम्रत्रपु, ताम्रत्रपुणो जायते स्म–जनेर्डः–ત્રાંબુ તથા કથીરના સંયોગથી જે ઉત્પન્ન થાય છે, તેથી તામ્રત્રપુજ–કાંસું.

૨. कंसाय–पानपात्राय हितं कंसीयं, तस्य विकारः कांस्यम्–'तस्मै हितमि'ति छः, ततश्च 'कंसीयपरशव्ययोर्यञञौ लुक् च 'ति यञ् प्रत्ययः, तद्योगे च छस्य लुक्–પીવાના પાત્ર માટે જે હિતકારી ગણાય તેવી ધાતુ અને ત્રાંબાનો જે વિકાર છે, તેથી કાંસ્ય–કાંસું.

૩. घुष्यते अनेन आहते सति, घुषिरविशब्दने–'हलश्चे'ति घञ्–જેને ઠોકતાં અવાજ કરે છે, તેથી ઘોષ–કાંસું.

૪. कम्यते–इष्यते पानपात्राय, कमु कान्तौ–'आयादय' इति णिङ् न, 'कृतॄवदिहनिकमि.' (ઉણા. ૩–૬૨). इति सः, कंसमेव कंसकम्–स्वार्थे कन्–ખાવાપીવાના પાત્ર માટે જે ઇચ્છાય છે, તેથી કંસક–કાંસું.

### કાંસાના ગુણો

कांस्यस्य तु गुणा ज्ञेयाः स्वयोनिसदृशा जनैः ।
संयोगजप्रभावेण तस्यान्येऽपि गुणाः स्मृताः ॥६७॥

अन्वयः–कांस्यस्य गुणाः स्वयोनिसदृशाः जनैः ज्ञेयाः, संयोगजप्रभावेण तस्य अन्ये अपि गुणाः स्मृताः ॥

પોતાની ઉત્પત્તિનું કારણ–ત્રાંબાના અને

કથીરના જે ગુણો છે, તે ગુણો કાસામા લોઢાંએ આવ્યા વળી સયોગથી થતા પ્રભાવને લીધે તેમા બીજા પણ ગુણો કહ્યા છે ૬૭

कांस्यं कषायं तिक्तोष्णं लेखनं विशदं सरम्।
गुरु नेत्रहितं रूक्षं कफपित्तहरं परम् ॥ ६८ ॥

अन्वय—कांस्यं कषायं तिक्तोष्णं लेखनं विशदं सर गुरु नेत्रहितं रूक्षं (रूस) पर कफपित्तहरम् (अस्ति) ॥

કાસુ તુરુ, કડવુ, ગરમ, મળને ઉખેડનાર, સ્વચ્છ, ઝાડો ઉતારનાર, ભારે, નેત્રને હિતકારી અને રૂક્ષ હોઈ કફ તથા પિત્તને બહુ જ હરનાર છે ૬૮

## પિત્તળના નામો તથા ભેદો

पित्तलं त्वारकूटं स्यादारो रीतिश्च कथ्यते।
राजरीतिर्ब्रह्मरीतिः कपिला पिङ्गलापि च ॥ ६९ ॥

अन्वय—पित्तलं तु आरकूटं स्यात् आर रीति कपिला—राजरीति च पिङ्गला—ब्रह्मरीति अपि कथ्यते ॥

પિત્તલ,[1] આરકૂટ[2] આર[3] અને રીતિ[4] એટલા પિત્તળનાં સસ્કૃત નામો છે (તપાવીને કાજીમા બોળતા) જેમા સ્વાદ દેખાય તે પિત્તળ રાજરીતિ[5] અને જેમાં પીંગળાપણુ દેખાય તે પિત્તળ બ્રહ્મરીતિ[1] કહેવાય છે

૧ पित्तलवर्णं कान्ति—भासते वा ममानि—આતીઙ્ગુરમર્ય ક.—જે શરીરમાં રહેલા પિત્ત જેવો—પીળો રગ સ્વીકારે છે તેથી પિત્તલ—પિત્તળ.

૨ अर्कूट—प्राप्नत इति आरम् च गतौ—मारे वसु आर्त—पाण्डुकृमिरोगान् कूटयति—वारयति, कूट दाहे—अणु—જે પાંડુ તથા કૃમિ રોગની ગતિને અટલે પ્રસારને ભાગી નાખે છે તથી આરકૂટ—પિત્તળ

૩ अवते—प्राप्नव ताम्रस्य यशदस्य च गुणान् तयोरुपधातु यत्. ऋ गतौ—अणू—જના વડે ત્રાબાનો તથા જસતનો ગુણ મેળવાય છે કેમો તે બેયની જે ઉપધાતુ છે તેથી આર—પિત્તળ.

૪ रीति स्रावयति वा रूक्षत्व दि विकारविशेषं रीङ् स्रवणे री अविरेव्यमेभ्यो—स्निग्धं स्निग्—रક્ષતા, કડવાશ આદિ ગુણોને જે ઝરે છે અથવા ધરે છે તેથી રીતિ—પિત્તળ.

૫ रीतीनां राजा राजरीति—ર ત્રરત્ન રિ—પિત્તળોનો રાજા—એટલે જેમા કંઈ સ્વાદ હોય છે, એવુ ઉત્તમ પિત્તળ—રાજરીતિ કહેવાય છે

૧ ब्रह्मवर्णा पिङ्गलरीति ब्रह्मरीति—પાત્ત પિ ર—જેનો રગ બ્રહ્મા જેવો કંઈક પિગળો હોય છે તે બ્રહ્મરીતિ પિગળા નામનુ એક જાતનુ પિત્તળ.

## પિત્તળના ગુણો

रीतिरप्युपधातुः स्यात्ताम्रस्य यशदस्य च।
पित्तलस्य गुणा ज्ञेयाः स्वयोनिसदृशा जनैः ॥
संयोगजप्रभावेण तस्याप्यन्ये गुणाः स्मृताः ॥ ७० ॥

अन्वय—रीति अपि ताम्रस्य च यशदस्य उपधातु स्यात् पित्तलस्य गुणा स्वयोनिसदृशा जनै ज्ञेया संयोगजप्रभावेण तस्य अन्ये अपि गुणा स्मृताः ॥

પિત્તળ એ ત્રાબાની અને જસતની ઉપધાતુ છે, તેથી પિત્તળના ગુણો પોતાના કારણ—ત્રાબાના અને જસતના જેવા લોઢાંએ આવ્યા; તેમ જ સયોગના પ્રભાવને લીધે તેમાં બીજા પણ ગુણો કહ્યા છે ૭૦

## બન્ને પિત્તળના વિશેષ ગુણો

रीतिकायुगलं रूक्षं तिक्तं च लवणं रसे।
शोधनं पाण्डुरोगघ्नं कृमिघ्नं नातिलेखनम् ॥ ७१ ॥

अन्वय—रीतिकायुगलं रसे तिक्तं रसे लवणं शोधनम् अतिलेखनं न पाण्डुरोगघ्नं कृमिघ्नं (चास्ति) ॥

બન્ને જાતનુ પિત્તળ રૂક્ષ, કડવુ, રસમાં ખારુ, શુદ્ધિ કરનાર, મળોને બહુ ઉખેડનાર નથી અને પાડુરોગ તથા કૃમિનો નાશ કરનાર છે ૭૧

## સિંદૂરના નામો, ઓળખ તથા ગુણો

सिन्दूरं रक्तरेणुश्च नागगर्भं च सीसजम्।
सीसोपधातुः सिन्दूरं गुणैस्तत्सीसवन्मतम् ॥७२॥
संयोगजप्रभावेण तस्याप्यन्ये गुणाः स्मृताः।
सिन्दूरमुष्णं वीसर्पकुष्ठकण्डूविषापहम् ॥
भग्नसन्धानजननं व्रणशोधनरोपणम् ॥ ७३ ॥

अन्वय—सिन्दूरं रक्तरेणु च नागगर्भं च सीसजं (कथ्यते सिन्दूरं सीसोपधातु (अस्ति अत एव) तत् गुणै सीसवत् मतम् संयोगजप्रभावेण तस्य अन्ये अपि गुणा स्मृताः। सिन्दूरम् उष्णं (सत्) भग्नसन्धानजननं व्रणशोधनरोपणं वीसर्पकुष्ठकण्डूविषापहम् (अस्ति) ॥

સિંદૂર,[1] રક્તરેણુ[2] નાગગર્ભ[3] અને સીસજ[4] એટલા સિંદૂરના સસ્કૃત નામો છે. સિંદૂર એ સીસાની ઉપધાતુ છે, માટે તે સીસાના જેવા ગુણોવાળુ મનાયુ છે અને સયોગથી થતા પ્રભાવને લીધે બીજા પણ ગુણો તેના કહ્યા છે. સિંદૂર ગરમ હોઈ ભાંગેલાને સાંધનાર, વ્રણને સાફ કરનાર, વ્રણને રુઝવનાર

અને રતવા, કોઢ, ચળ તથા ઝેરનો નાશ કરનાર છે. ૭૨,૭૩

૧. स्यन्दते–प्रस्रवति उष्णतां सीसकगुणांश्च, स्यन्दू प्रस्रवणे–'स्यन्देः संप्रसारणं च' (ઉણા. ૧–૬૮) इत्यूरन्–ગરમી તથા સીસાના ગુણોને જે ઝરે છે, તેથી સિન્દૂર.

૨. रक्ता रेणवो यस्य सः–જેની રજકણ લાલરંગની હોય છે, તેથી રક્તરેણુ–સિન્દૂર.

૩. नागः गर्भे यस्य सः–જેની અંદર સીસાનો ભાગ રહ્યો હોય છે, તેથી નાગગર્ભ–સિન્દૂર.

૪. सीसात् जायते स्म–जनेर्डः–સીસામાંથી જે ઉત્પન્ન થયું છે, તેથી સીસજ–સિન્દૂર.

## શિલાજિતની ઉત્પત્તિ તથા ઓળખ

निदाघे घर्मसन्तप्ता धातुसारं धराधराः ।
निर्यासवत्प्रमुञ्चन्ति तच्छिलाजतु कीर्तितम् ॥७४॥

अन्वयः–निदाघे घर्मसंतप्ताः धराधराः निर्यासवत् धातुसारं प्रमुञ्चन्ति, तत् शिलाजतु कीर्तितम् ॥

ઉનાળામાં ગરમીથી તપેલા પર્વતો ગુંદર જેવા ધાતુઓના સારને ઝરે છે, તે (ગુંદર જેવો રસ) શિલાજતુ–શિલાજિત કહેવાય છે.

## શિલાજિતના ચાર ભેદો, નામો અને ગુણો

सौवर्णं राजतं ताम्रमायसं तच्चतुर्विधम् ।
शिलाजत्वद्रिजतु च शैलनिर्यास इत्यपि ॥ ७५ ॥
गैरेयमश्मजं चापि गिरिजं शैलधातुजम् ।
शिलाजं कटु तिक्तोष्णं कटुपाकं रसायनम् ॥७६॥
छेदि योगवहं हन्ति कफमेहाश्मशर्कराः ।
मूत्रकृच्छ्रं क्षयं श्वासं वातार्शांसि च पाण्डुताम् ७७
अपस्मारं तथोन्मादं शोथकुष्ठोदरकृमीन् ।
सौवर्णं तु जपापुष्पवर्णं भवति तद्रसात् ॥ ७८ ॥
मधुरं कटु तिक्तं च शीतलं कटुपाकि च ।
राजतं पाण्डुरं शीतं कटुकं स्वादुपाकि च ॥ ७९ ॥
ताम्रं मयूरकण्ठाभं तीक्ष्णमुष्णं च जायते ।
लौहं जटायुपक्षाभं तत्तिक्तं लवणं भवेत् ॥
विपाके कटुकं शीतं सर्वश्रेष्ठमुदाहृतम् ॥ ८० ॥

अन्वयः–तत् सौवर्णं राजतं ताम्रम् आयसम् (इति) चतुर्विधम् (भवति) । शिलाजतु अद्रिजतु च शैलनिर्यासः इत्यपि, गैरेयम् अश्मजं गिरिजम् अपि च शैलधातुजम् (इति नामानि, गुणास्तु–)–शिलाजं कटु तिक्तोष्णं कटुपाकं रसायनं छेदि योगवहं (सत्) कफमेहाश्मशर्कराः मूत्रकृच्छ्रं क्षयं श्वासं वातार्शांसि च पाण्डुताम् अपस्मारम् उन्मादं तथा शोथकुष्ठोदरकृमीन् हन्ति । सौवर्णं तु तत् जपापुष्पवर्णं रसात् मधुरं कटु तिक्तं च शीतलं च कटुपाकि भवति । राजतं पाण्डुरं शीतं कटुकं च स्वादुपाकि (भवति), ताम्रं मयूरकण्ठाभं तीक्ष्णं च उष्णं जायते, लौहं तत् जटायुपक्षाभं तिक्तं लवणं भवेत्, विपाके कटुकं शीतं (तत्) सर्वश्रेष्ठम् उदाहृतम् ॥

તે સોનાનું, રૂપાનું, ત્રાંબાનું અને લોઢાનું એમ ચાર પ્રકારનું થાય છે. શિલાજતુ,[1] અદ્રિજતુ,[2] શૈલનિર્યાસ,[3] ગૈરેય,[4] અશ્મજ,[5] ગિરિજ[6] અને શૈલધાતુજ[7] એટલાં શિલાજિતનાં સંસ્કૃત નામો છે. શિલાજિત તીખું, કડવું, ગરમ, પાકમાં તીખું, રસાયન, મળનું છેદન કરનાર અને અનુપાન સાથે મેળવતાં તેના સંબંધી ગુણોને પણ ધારણ કરી અમૃતતુલ્ય પચીને કફ, પ્રમેહ, પથરી, શર્કરા, મૂત્રકૃચ્છ્ર, ક્ષય, શ્વાસ, વાયુસંબંધી અરશ, પાંડુ, વાઈ, ગાંડપણ, સોજા, પેટના રોગ તથા કૃમિને મટાડનાર છે. સોનાનું શિલાજિત જાસૂદના ફૂલ જેવા રંગવાળું થાય છે અને તે રસમાં મધુર, તીખું, કડવું, ટાઢું, તથા પાકમાં તીખું હોય છે. રૂપાનું શિલાજિત સફેદ થાય છે; તે ટાઢું, તીખું અને પાકમાં મધુર હોય છે. ત્રાંબાનું શિલાજિત મોરના ગળાના જેવા રંગવાળું થાય છે, તે તીક્ષ્ણ અને ગરમ હોય છે. લોઢાનું શિલાજિત ગીધની પાંખોના જેવા રંગવાળું થાય છે અને તે કડવું, ખારું, પાકમાં તીખું તથા ટાઢું હોઈ સર્વ કરતાં શ્રેષ્ઠ કહેવાય છે.

૧. शिलायाः जतु इव–શિલાની જાણે લાખ હોય તેવું થાય છે, તેથી શિલાજતુ–શિલાજિત.

૨. अद्रेः जतु इव–પર્વતની જાણે લાખ હોય તેવું હોય છે, તેથી અદ્રિજતુ–શિલાજિત.

૩. शैलस्य निर्यास इव–પહાડનો જાણે ગુંદર હોય તેવું થાય છે, તેથી શૈલનિર્યાસ–શિલાજિત.

૪. गिरौ भवं गैरेयं, 'नद्यादिभ्यः' इति ढक्–પહાડમાં જે ઉત્પન્ન થાય છે, તેથી ગૈરેય–શિલાજિત.

૫. अश्मनः जायते स्म–'पञ्चम्यामजातौ' इति जनेर्डः–પથરામાંથી જે ઉત્પન્ન થાય છે, તેથી અશ્મજ–શિલાજિત.

૬. गिरेर्जातमिति गिरिजं, पूर्ववत् जनेर्डः–પહાડમાંથી જે ઉત્પન્ન થાય છે, તેથી ગિરિજ–શિલાજિત.

૭. शैलस्य धातवः शैलधातवः, शैलधातुभ्यः जायते

૯. शिवस्य आह्वयो यस्य सः-શંકરનાં જેટલાં નામો છે, તે બધાં નામોથી જે કહેવાય છે, તેથી શિવાહ્વય-પારો.

પારદના ગુણો

पारदः षड्रसः स्निग्धस्त्रिदोषघ्नो रसायनः।
योगवाही महावृष्यः सदा दृष्टिबलप्रदः॥
सर्वामयहरः प्रोक्तो विशेषात्सर्वकुष्ठनुत्॥८६॥

अन्वयः-(तद्गुणाश्च) पारदः षड्रसः स्निग्धः त्रिदोषघ्नः रसायनः योगवाही महावृष्यः सदा दृष्टिबलप्रदः सर्वामयहरः विशेषात् सर्वकुष्ठनुत् प्रोक्तः॥

પારદ છ રસવાળો, સ્નિગ્ધ, ત્રણે દોષને હણનાર. રસાયન, અનુપાનની સાથે મેળવતાં તેના ગુણો લઈને અમૃતતુલ્ય પચે એવો, વીર્યને બહુ જ વધારનાર, સર્વકાળ નેત્રને બળ આપનાર, સઘળા રોગોને હરનાર અને વિશેષે કરી સર્વ પ્રકારના કોઢને મટાડનાર કહેવાય છે. ૮૬

પારદ બ્રહ્મા, વિષ્ણુ અને સાક્ષાત્ શંકર!

स्वस्थो रसो भवेद् ब्रह्मा बद्धो ज्ञेयो जनार्दनः।
रञ्जितः कामितश्चापि साक्षाद्देवो महेश्वरः॥८७॥

अन्वयः-स्वस्थः रसः ब्रह्मा भवेत्, बद्धः (रसः) जनार्दनः ज्ञेयः, अपि च रञ्जितः कामितः (स तु) साक्षात् देवः महेश्वरः (भवति)॥

સ્વસ્થ પારદ બ્રહ્મારૂપ, બંધાયેલો પારદ વિષ્ણુરૂપ અને જેને રંજન તથા કામન સંસ્કાર અપાયા હોય તે પારદ તો સાક્ષાત્ દેવ સદાશિવરૂપ છે. ૮૭

પારદ સર્વોત્કૃષ્ટ દયાળુ!

मूर्छितो हरति रुजं,बन्धनमनुभूय खे गतिं कुरुते।
अजरीकरोति हि मृतः,कोऽन्यः करुणाकरः सूतात्॥

अन्वयः-(पारदः) मूर्छितः रुजं हरति, बन्धनम् अनुभूय खे गतिं कुरुते, मृतः (सन्) अजरीकरोति, सूतात् अन्यः कः करुणाकरः (भवेत्)?॥

પારદ (પોતે) મૂર્છિત થઈ (પરાયા) રોગને મટાડે છે, બંધન પામી આકાશમાં ગતિ આપે છે અને (પોતે) મરીને માણસને જુવાન કરે છે; માટે પારદથી બીજો કોણ દયાળુ છે? (કોઈ નથી.) ૮૮

અસાધ્ય કે ચિકિત્સારહિત રોગ પારદ મટાડે

असाध्यो यो भवेद्रोगो यस्य नास्ति चिकित्सितम्।
रसेन्द्रो हन्ति तं रोगं नरकुञ्जरवाजिनाम्॥८९॥

अन्वयः-नरकुञ्जरवाजिनां यः रोगः असाध्यः भवेत्, यस्य चिकित्सितं नास्ति, तं रोगं रसेन्द्रः हन्ति॥

માણસો, હાથીઓ કે ઘોડાઓનો જે રોગ અસાધ્ય હોય અને જેની ચિકિત્સા પણ ન હોય તે રોગનો પારદ નાશ કરે છે. ૮૯

પારદના સાત દોષો

मलं विषं वह्निगिरित्वचापलं,
नैसर्गिकं दोषमुशन्ति पारदे।
उपाधिजौ द्वौ त्रपुनागयोगजौ,
दोषौ रसेन्द्रे कथितौ मुनीश्वरैः॥९०॥

अन्वयः-पारदे मलं विषं वह्निगिरित्वचापलं नैसर्गिकं दोषम् उशन्ति (वैद्याः), (तथा) रसेन्द्रे त्रपुनागयोगजौ द्वौ दोषौ उपाधिजौ मुनीश्वरैः कथितौ (स्तः)।

પારદમાં મળ, વિષ, અગ્નિ, ગિરિપણું અને ચપલપણું એ પાંચ દોષને (વૈદ્યો) સ્વાભાવિક માને છે; તેમજ કથીરના અને સીસાના યોગથી બીજા બે આગંતુક દોષો પણ મોટા મુનિઓએ કહ્યા છે. ૯૦

પારદના એ સાતે દોષો ભયંકર

मलेन मूर्छा मरणं विषेण,
दाहोऽग्निना कष्टतरः शरीरे।
देहस्य जाड्यं गिरिणा सदा स्या-
च्चाञ्चल्यतो वीर्यहृतिश्च पुंसाम्॥९१॥

अन्वयः-(तत्र) मलेन मूर्छा, विषेण मरणं, अग्निना शरीरे कष्टतरः दाहः, गिरिणा देहस्य सदा जाड्यं, चाञ्चल्यतः च पुंसां वीर्यहृतिः स्यात्॥

(એ દોષો માંહેના) મળથી મૂર્છા થાય છે, વિષથી મરણ થાય છે, અગ્નિથી શરીરમાં મહાભયંકર દાહ થાય છે, ગિરિપણાથી સર્વકાળ દેહમાં જડપણું થાય છે અને ચપલપણાથી પુરુષોનું વીર્ય હરાઈ જાય છે. ૯૧

वङ्गेन कुष्ठं भुजगेन षण्ढो,
भवेदतोऽसौ परिशोधनीयः॥९२॥

अन्वयः-वङ्गेन कुष्ठं (च) भुजगेन षण्ढः भवेत्, अतः असौ (पारदः) परिशोधनीयः॥

કલાઈના યોગથી કોઢ થાય છે અને સીસાના યોગથી નપુંસકપણું થાય છે, માટે એ પારદને બરાબર શુદ્ધ કરવો જોઈએ. ૯૨

પારદના મુખ્ય ત્રણ દોષો અને તેનાં ફળ

वह्निर्विषं मलं चेति मुख्या दोषास्त्रयो रसे।
एते कुर्वन्ति सन्तापं मृतिं मूर्छां नृणां क्रमात्॥९३॥

ચેષ્ટિતં રોગાણાં લાતિ-આદત્તે-રોગોની ચેષ્ટાને જે હરી લે છે, તેથી ઇંગુલ-હિંગળો.

૫. પારદસ્ય ચૂર્ણં, ચૂર્ણરૂપો વા પારદઃ-રાજદન્તાદિઃ શાકપાર્થિવાદિર્વા-પારાનું જે ચૂર્ણ છે અથવા ચૂર્ણરૂપે થયેલો જે પારો છે, તેથી ચૂર્ણપારદ-હિંગળો.

૧. ચર્મ ઋચ્છતિ-પ્રાપયતિ કુષ્ઠઘ્નત્વાત્, ઋ ગતૌ-કર્મણ્યણ્-કોઢનો જે નાશ કરે છે અને તે સ્થળે નવી ચામડી લાવે છે, તેથી ચર્માર-હિંગળો.

૨. શુકસ્ય તુણ્ડમિવ કાયતિ, કૈ શબ્દે 'અન્યેભ્યોઽપિ દૃશ્યતે' ઇતિ ડઃ, યદ્વા શુકસ્ય તુણ્ડમ્ ઇવ-ઇવાર્થે કન્-પોપટની ચાંચ જેવા લગાર પીળાશપડતા રંગને જે ધારણ કરે છે અથવા જે પોપટની ચાંચના જેવા જ રંગવાળો હોય છે, તેથી શુકતુંડક-હિંગળો.

૩. હંસસ્ય પાદ ઇવ તદ્વદ્રક્તવર્ણત્વાત્-હંસના પગના જેવા લાલ રંગનો હોવાથી હંસપાદક-હિંગળો

હિંગળાના ગુણો

તિક્તં કષાયં કટુ હિઙ્ગુલં સ્યા-
ન્નેત્રામયઘ્નં કફપિત્તહારિ ।
હૃલ્લાસકુષ્ઠજ્વરકામલાશ્ચ,
પ્લીહામવાતૌ ચ ગરં નિહન્તિ ॥

અન્વય.-હિઙ્ગુલં તિક્તં કષાયં કટુ (સત્) નેત્રામયઘ્નં કફપિત્તહારિ સ્યાત્ (તથા) ચ હૃલ્લાસકુષ્ઠજ્વરકામલાઃ પ્લીહામવાતૌ ચ ગરં નિહન્તિ ॥

હિંગળો કડવો, તૂરો અને તીખો હોઈ નેત્રના રોગ, કફ, પિત્ત, મોળ-ઊબકા, કોઢ, તાવ, કમળો, બરલ, આમવાયુ તથા ઝેરનો નાશ કરે છે. ૧૦૦

ઊર્ધ્વપાતનયુક્ત્યા તુ ડમરુયન્ત્રપાચિતમ્ ।
હિઙ્ગુલં તસ્ય સૂતં તુ શુદ્ધમેવં ન શોધયેત્ ॥

અન્વયઃ-ઊર્ધ્વપાતનયુક્ત્યા ડમરુયન્ત્રપાચિતં (યત્) હિઙ્ગુલં (ભવતિ), તસ્ય સૂતમ્ એવં શુદ્ધં ન શોધયેત્ ॥

ઉપલા પાત્રમાં ચડાવી દેવાની યુક્તિથી ડમરુયંત્રમાં પકાવેલો જે હિંગળો હોય છે, તે હિંગળાનો પારો એ રીતે જ શુદ્ધ થયો હોય છે, તેથી તેને શુદ્ધ કરવાની જરૂર રહેતી નથી.

ગંધકની ઉત્પત્તિ નામો તથા ચાર ભેદો

શ્વેતદ્વીપે પુરા દેવ્યાઃ ક્રીડન્ત્યા રજસાપ્લુતમ્ ।
દુકૂલં તેન વસ્ત્રેણ સ્નાતાયાઃ ક્ષીરનીરધૌ ॥૧૦૨
પ્રસૃતં યદ્રજસ્તસ્માદ્ગન્ધકઃ સમભૂત્તતઃ ।
ગન્ધકો ગન્ધિકશ્ચાપિ ગન્ધ[illegible] [illegible] ॥૧૦૩
સૌગન્ધિકશ્ચ કથિતો બલિર્બલિરસોઽપિ ચ ।
ચતુર્ધા ગન્ધકઃ પ્રોક્તો રક્તઃ પીતઃ સિતોઽસિતઃ ॥
રક્તો હેમક્રિયાસૂક્તઃ પીતશ્વેતૌ રસાયને ॥
વ્રણાદિલેપને શ્વેતઃ કૃષ્ણઃ શ્રેષ્ઠઃ સુદુર્લભઃ ॥૧૦૫॥

અન્વયઃ-પુરા શ્વેતદ્વીપે ક્રીડન્ત્યાઃ દેવ્યાઃ દુકૂલં રજસા આપ્લુતમ્ (અભૂત્), તેન વસ્ત્રેણ ક્ષીરનિધૌ સ્નાતાયાઃ (તસ્યાઃ) યદ્ રજઃ પ્રસૃતં, તતઃ ગન્ધકઃ સમભૂત્ । (તન્નામાનિ યથા-) ગન્ધકઃ ગન્ધિકઃ અપિ ચ ગન્ધપાષાણઃ સૌગન્ધિકઃ ચ બલિઃ અપિ ચ બલિરસઃ કથિતઃ । ગન્ધકઃ રક્તઃ પીતઃ સિતઃ અસિતઃ ચતુર્ધા પ્રોક્તઃ । રક્તઃ હેમક્રિયાસુ ઉક્તઃ, રસાયને પીતશ્વેતૌ વ્રણાદિલેપને શ્વેતઃ, કૃષ્ણઃ (સર્વક્રિયાસુ) શ્રેષ્ઠઃ, કિંતુ સઃ સુદુર્લભઃ (ભવતિ) ॥

પૂર્વે શ્વેતદ્વીપમાં જગદંબા ક્રીડા કરતાં હતાં; ત્યારે તેમનું વસ્ત્ર રજના રુધિરથી ભીંજાઈ ગયું હતું અને તે જ વસ્ત્રથી જગદંબા ક્ષીરસાગરમાં નાહ્યાં હતાં; તે વેળા તે વસ્ત્રમાંથી જે રજ પ્રસર્યું હતું, તેમાંથી ગંધક ઉત્પન્ન થયો છે. ગંધક,[1] ગંધિક,[2] ગંધપાષાણ,[3] સૌગંધિક,[4] બલિ[5] અને બલિરસ[6] એટલાં ગંધકનાં સંસ્કૃત નામો છે. ગંધક રાતો, પીળો, ધોળો અને કાળો એમ ચાર પ્રકારનો કહેવાય છે. તેઓમાં રાતો સોનું બનાવવાના કામમાં ઉપયોગી છે, ધોળો તથા પીળો રસાયનના કામમાં ઉપયોગી છે, વ્રણ આદિ ઉપર લેપ લગાડવાના કામમાં ધોળો ઉપયોગી છે અને કાળો ગંધક તો (સોનું બનાવવું આદિ સઘળી ક્રિયાઓમાં) બહુ જ વખણાયેલો છે, પરંતુ તે મળવો મુશ્કેલ હોય છે. ૧૦૨-૧૦૫

૧. ગન્ધઃ અસ્તિ અસ્મિન્-અર્શઆદ્યચ્, તતઃ સ્વાર્થે કન્-જેનામાં ગંધ હોય છે, તેથી ગંધક.

૨. ગન્ધઃ અસ્તિ અસ્મિન્ -'અત ઇનિઠનૌ'-ઇતિ ઠન્-અર્થ ઉપર પ્રમાણે.

૩. ગન્ધયુક્તઃ પાષાણઃ-શાકપાર્થિવાદિઃ-જે ગંધવાળો એક જાતનો પથ્થર જ છે, તેથી ગંધપાષાણ-ગંધક.

૪. શોભનઃ ગન્ધઃ અસ્તિ અસ્ય, વિનયાદિત્વાત્ સ્વાર્થે ઠક્-જેનો ગંધ સારો હોય છે, તેથી સૌગન્ધિક-ગંધક.

૫. મલસિ—વ્યાળોતિ રસાન્નાદિપુષ્માન્, મલ સંસારે—'ધર્મવદ્ધન્ત ષ્ર' (ઘણા. ૪-૧૧૪) વસ્ત્રોરેત્પ્રત્ય—સિઃ—રસાન્ન આદિ ગુણોને જે સ્વીકારે છે, તેથી મલિ—ગંધક

૬ મલી મારો રસ—જે ગુણવાન રસ ગણાય છે, તેથી મલિરસ—ગંધક.

ગંધકના ગુણો

ગન્ધકઃ કટુકસ્તિક્તો વીર્યોષ્ણસ્તુવરઃ સરઃ ।
પિત્તલઃ કટુકઃ પાકે કણ્ડૂવીસર્પજન્તુજિત્ ॥
હન્તિ કુષ્ઠક્ષયપ્લીહકફવાતાન્રસાયનઃ ॥૧૦૬॥

અન્વય—ગન્ધકઃ કટુકઃ તિક્તઃ વીર્યોષ્ણઃ તુવરઃ સરઃ પિત્તલઃ પાકે કટુકઃ રસાયનઃ (ચ) કણ્ડૂવીસર્પજન્તુજિત્ કુષ્ઠક્ષયપ્લીહકફવાતાન્ હન્તિ ॥

ગંધક તીખો, કડવો, ઉષ્ણવીર્ય, તુરો, ઝાડો ઉતારનાર, પિત્ત કરનાર, પાકમાં તીખો અને રસાયન હોઈ ખેળ, સ્તવા, જંતુ, કોઢ, ક્ષય, બરલ, કફ તથા વાયુનો નાશ કરે છે.

નહિ શોધેલા ગંધકના દોષો

મહોષિતો ગન્ધક એવ કુર્ષ્ઠ,
કરોતિ તાપં વિષમં શરીરે ।
શોષં ચ રૂપં ચ બલં તથૌજ,
શુક્રં નિહન્ત્યેવ કરોતિ ચાઽસ્રમ્ ॥

અન્વય—અશોધિત એવ ગન્ધકઃ શરીરે કુષ્ઠં વિષમં તાપં શોષં ચ કરોતિ, તથા ચ રૂપં બલમ્ ઓજઃ શુક્રં નિહન્તિ એવ, અસ્રં ચ કરોતિ ॥

નહીં શોધેલો આ ગંધક શરીરમાં કોઢ, વિષમજ્વર તથા શોષ ઉત્પન્ન કરે છે; તેમજ રૂપ, બળ, ઓજ તથા વીર્યનો નાશ કરે છે અને લોહીવિકાર કરે છે ૧૦૭

અભ્રકની ઉત્પત્તિ

પુરા બધાય વૃત્રસ્ય વજ્રિણા વજ્રમુદ્ધૃતમ્ ।
વિસ્ફુલિઙ્ગાસ્તતસ્તસ્ય ગગને પરિસર્પિતાઃ ॥૧૦૮॥
તે નિપેતુર્ઘનધ્વાનાચ્છિખરેષુ મહીભૃતામ્ ।
તેભ્ય એવ સમુત્પન્નં તત્તદ્ગિરિષુ ચાઽભ્રકમ્ ॥૧૦૯॥

અન્વય—પુરા વૃત્રસ્ય બધાય વજ્રિણા વજ્રમ્ ઉદ્ધૃતમ્ (આસીત્), તતઃ તસ્ય (યે) વિસ્ફુલિઙ્ગાઃ ગગને પરિસર્પિતાઃ, તે ઘનધ્વાનાત્ મહીભૃતાં શિખરેષુ નિપેતુ, તેભ્ય એવ ચ તત્ તત્ ગિરિષુ અભ્રકં સમુત્પન્નમ્ ॥

પૂર્વે વૃત્રાસુરને મારવા ઇંદ્રે વજ્ર ઉપાડ્યું હતું, ત્યારે તેમાંથી તેના જે તણખા આકાશમાં ગયા હતા અને મેઘ જેવો શબ્દ કરી પર્વતોનાં શિખરો પર પડ્યા હતા, તેઓમાંથી જ તે તે પર્વતોમાં અભ્રક ઉત્પન્ન થયું છે

અભ્રકનાં કારણયુક્ત નામો

તદ્વજ્રં વજ્રજાતત્વાદભ્રમભ્રરવોદ્ભવાત્ ।
ગગનાત્સ્ખલિતં યસ્માદ્ગગનં ચ તતો મતમ્ ॥૧૧૦॥

અન્વય—તદ્ વજ્રજાતત્વાદ્ વજ્રમ્, અભ્રરવોદ્ભવાત્ અભ્રં, યસ્માત્ ચ ગગનાત્ સ્ખલિતં તતઃ ગગનં મતમ્ ॥

એ અભ્રક વજ્રમાંથી થયું છે, તેથી વજ્ર[1] કહેવાય છે, મેઘ જેવી ગર્જના તેમાંથી ઉપજવી હતી, તેથી અભ્ર[2] કહેવાય છે અને આકાશમાંથી પડ્યું છે, તેથી ગગન[3] કહેવાય છે

૧. વજ્રમ્ વજ્રાદ્ભવમ્ પૂર્વોત્પત્તિત્વાત્—ઇતિ વજ્રમ્—અભ્રક—જેનું પ્રથમ ઉત્પત્તિસ્થાન ઇન્દ્રનું વજ્ર છે, તેથી વજ્ર અભ્રક

૨. અભ્રમ્—અભ્રરવોદ્ભવ. અસ્તિ યસ્મિન્ પૂર્વ મુક્તાવિકલે—ઇતિ અભ્રમ્—અભ્રક, યદ્વા અભ્રાણિ અસ્યતે વાયસે પુરોવર્તિક વજ્રમુષ્ઠિસમ્, વાક્ વર્ણો—'અભ્રમ્' (ઉણા. ૧-૧૨), યદ્વા અભ્રસ્ય પ્રતિકૃતિ—'ઇવે પ્રતિકૃતૌ' ઇતિ કન્—પહેલાં ઉત્પત્તિ—સમયે વાદળના જેવા આકાર જેમાં થયા હતા, તેથી અભ્ર, અથવા પ્રથમ ઉત્પત્તિ વખતે વજ્રના તણખાએ આકાશમાં ગયું હતું, તેથી અભ્રના રંગમાં જે વાદળાં જેવું હોય છે, તેથી અભ્ર કે અભ્રક.

૩ ગચ્છન્તિ ગુણાન્ વિશાલ 'ગમેર્ગઃ' (૧-૭૭) ઇતિ ગુણ યથ, યદ્વા ગગનમસ્તિ અસ્ય પૂર્વોત્પત્તિ—ગગનમાત્ર—ત્યાગ વગેરે રસોને જે પામે છે અથવા જેનું પહેલું ઉત્પત્તિસ્થાન ગગન—આકાશ છે, તેથી ગગન—અભ્રક

અભ્રકના ચાર ભેદો

વિપ્રક્ષત્રિયવિટ્શૂદ્રભેદાત્તત્સ્યાચ્ચતુર્વિધમ્ ।
ક્રમેણૈવ સિતં રક્તં પીતં કૃષ્ણં ચ વર્ણતઃ ॥૧૧૧॥

અન્વય—તત્ વિપ્રક્ષત્રિયવિટ્શૂદ્રભેદાત્ ચતુર્વિધં સ્યાત્, વર્ણતઃ ક્રમેણ એવ સિતં રક્તં પીતં ચ કૃષ્ણં (ભવેત્)॥

અભ્રક બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ભેદથી ચાર પ્રકારનું છે અને રંગથી અનુક્રમે ધોળું અભ્રક બ્રાહ્મણ છે, રાતું ક્ષત્રિય છે, પીળું વૈશ્ય છે અને કાળું શૂદ્ર છે. ૧૧૧

એ ચારેના જુદા જુદા ઉપયોગ

પ્રશસ્યતે સિતં તારે રક્તં તત્તુ રસાયને ।
પીતં હેમનિ કૃષ્ણં તુ ગદેષુ દ્રુતયેઽપિ ચ ॥૧૧૨॥

અન્વય—તારે સિતં, રસાયને તુ તત્ રક્તં, હેમનિ

પીતં, ગદેષુ અપિ च द्रुतये तु कृष्णं प्रशस्यते ॥

રૂપું કરવાના કામમાં ધોળું, રસાયનના કામમાં રાતું, સુવર્ણ કરવાના કામમાં પીળું અને રોગ મટાડવામાં તથા રસ કરવાના કામમાં કાળું અભ્રક વખણાય છે. ૧૧૨

**અભ્રકના ચાર પ્રકારો અને તેઓની પરીક્ષા**

પિનાકં દર્દુરં નાગં વજ્રં ચેતિ ચતુર્વિધમ્ ।
મુઞ્ચત્યગ્નૌ વિનિક્ષિપ્તં પિનાકં દલસંચયમ્ ॥૧૧૩॥
અજ્ઞાનાદ્ભક્ષણં તસ્ય મહાકુષ્ઠપ્રદાયકમ્ ।
દર્દુરં ત્વગ્નિનિઃક્ષિપ્તં કુરુતે દર્દુરધ્વનિમ્ ॥ ૧૧૪ ॥
ગોલકાન્બહુશઃ કૃત્વા તત્સ્યાન્મૃત્યુપ્રદાયકમ્ ।
નાગં તુ નાગવદ્વહ્નૌ ફૂત્કારં પરિમુઞ્ચતિ ॥ ૧૧૫॥
તદ્ભક્ષિતમવશ્યં તુ વિદધાતિ ભગન્દરમ્ ।
વજ્રં તુ વજ્રવત્તિષ્ઠેત્તન્નાગ્નૌ વિકૃતિં વ્રજેત્ ॥
સર્વાભ્રેષુ વરં વજ્રં વ્યાધિવાર્ધક્યમૃત્યુહૃત્ ॥૧૧૬

अन्वयः-(पुनश्च) पिनाकं दर्दुरं नागं च वज्रम् इति तत् चतुर्विधं (भवति); (तल्लक्षणानि यथा-) अग्नौ विनिक्षिप्तं दलसंचयं मुञ्चति (तत्) पिनाकं (कथ्यते), तस्य अज्ञानात् भक्षणं कुष्ठदायकं (भवति); दर्दुरं तु अग्निनिःक्षिप्तं (सत्) दर्दुरध्वनिं कुरुते, (तदपि चेद् भक्षितं तर्हि) बहुशः गोलकान् कृत्वा मृत्युप्रदायकं स्यात्, नागं तु वह्नौ (क्षिप्तं) नागवत् फूत्कारं परिमुञ्चति, तत् तु भक्षितं (तर्हि) अवश्यं भगन्दरं विदधाति, वज्रं तु अग्नौ वज्रवत् तिष्ठेत्, विकृतिं न व्रजेत् । सर्वाभ्रेषु वज्रं वरं (सत्) व्याधिवार्धक्यमृत्युहृत् (स्यात्) ॥

વળી પિનાક, દર્દુર, નાગ અને વજ્ર એમ તે અભ્રક ચાર પ્રકારનું છે. જે અભ્રકને અગ્નિમાં નાખતાં તેનાં પતરાં છૂટાં છૂટાં થઈ જાય તે પિનાક કહેવાય છે; એ પિનાકને અજાણતાં જો ખાધું હોય તો તેમાંથી કોઢ રોગ ઉત્પન્ન થાય છે. દર્દુર અભ્રક તો અગ્નિમાં નાખતાં દેડકાના જેવો અવાજ કરે છે, તેથી દર્દુર કહેવાય છે; એ દર્દુર ઘણા ગોળાના રોગો ઉત્પન્ન કરી અંતે મરણ આપે છે. જે અભ્રક અગ્નિમાં નાખતાં સર્પની પેઠે ફૂંફાડા મારે છે, તે નાગ કહેવાય છે. એ નાગ જો ખાધું હોય તો તે અવશ્ય ભગંદર નામનો રોગ ઉત્પન્ન કરે છે. વજ્ર અભ્રક તો અગ્નિમાં વજ્રની પેઠે સ્થિર રહે છે, કોઈ જાતનો વિકાર પામતું નથી. સઘળી જાતનાં અભ્રકોમાં વજ્ર ઉત્તમ છે અને તે વ્યાધિ, વૃદ્ધપણું તથા મરણ દૂર કરે છે. ૧૧૩-૧૧૬

**શ્રેષ્ઠ અને હલકું અભ્રક**

અભ્રમુત્તરશૈલોત્થં બહુસત્ત્વં ગુણાધિકમ્ ॥
દક્ષિણાદ્રિભવં સ્વલ્પસત્ત્વમલ્પગુણપ્રદમ્ ॥ ૧૧૭ ॥

अन्वयः-उत्तरशैलोत्थम् अभ्रं बहुसत्त्वं गुणाधिकं (भवति), दक्षिणाद्रिभवं स्वल्पसत्त्वम् अल्पगुणप्रदम् (अस्ति)॥

ઉત્તર દિશાના પર્વતોમાં ઉત્પન્ન થયેલું અભ્રક ઘણા સામર્થ્યવાળું અને બહુ ગુણકારી છે; દક્ષિણ દિશાના પર્વતોમાં ઉત્પન્ન થયેલું અભ્રક ઓછા સામર્થ્યવાળું છે અને થોડું ગુણકારી છે. ૧૧૭

**મારેલા અભ્રકના ગુણો**

અભ્રં કષાયં મધુરં સુશીત-
માયુષ્કરં ધાતુવિવર્ધનં ચ ।
હન્યાત્ ત્રિદોષં વ્રણમેહકુષ્ઠ-
પ્લીહોદરગ્રન્થિવિષક્રમીંશ્ચ ॥ ૧૧૮ ॥

अन्वय -(अथ तद्गुणा यथा-) अभ्रं कषायं मधुरं सुशीतं (सत्) आयुष्करं च धातुविवर्धनं (भवति, तथा) त्रिदोषं च व्रणमेहकुष्ठप्लीहोदरग्रन्थिविषकृमीन् हन्ति ॥

(મારેલું) અભ્રક તૂરું, મધુર અને બહુ ટાઢું હોઈ આયુષ તથા ધાતુને વધારનાર છે અને ત્રિદોષ, વ્રણ, પ્રમેહ, કોઢ, બરોળ, પેટની ગાંઠ, ઝેર તથા કૃમિનો નાશ કરે છે.

**મારેલા અભ્રકના નિત્યસેવનના મહાગુણો**

રોગાન્ હન્તિ દ્રઢયતિ વપુર્વીર્યવૃદ્ધિં વિધત્તે ।
તારુણ્યાઢ્યં રમયતિ શતં યોષિતાં નિત્યમેવ ॥
દીર્ઘાયુષ્કાન્ જનયતિ સુતાન્ વિક્રમૈઃ સિંહતુલ્યાન્
મૃત્યોર્ભીતિં હરતિ સતતં સેવ્યમાનં મૃતાભ્રમ્ ॥

अन्वयः-सततं सेव्यमानं मृताभ्रं रोगान् हन्ति, वपुः द्रढयति, वीर्यवृद्धिं विधत्ते, तारुण्याढ्यं योषितां शतं नित्यम् एव रमयति, दीर्घायुष्कान् विक्रमैः सिंहतुल्यान् सुतान् जनयति, मृत्योः भीतिं हरति ॥

મારેલું અભ્રક જો કાયમ સેવાતું હોય તો રોગોને હણે, શરીરને મજબૂત કરે, વીર્યની વૃદ્ધિ કરે, જુવાનીથી ભરપૂર સો સ્ત્રીઓની સાથે નિત્ય રમણ કરાવે; લાંબા આયુષવાળા તથા સિંહ જેવા પરાક્રમી પુત્રો ઉપજાવે અને મૃત્યુનો ભય દૂર કરે છે. ૧૧૯

અશુદ્ધ અભ્રકના દોષો

पीडां विधत्ते विविधां नराणां,
कुष्ठं क्षयं पाण्डुगदं च शोथम्।
हृत्पार्श्वपीडां च करोत्यशुद्ध-
मभ्रं त्वसिद्धं गुरुतापदं स्यात् ॥१२०॥

अन्वय—अशुद्धम् अभ्रं तु असिद्धं (सत्) नराणां विविधां पीडां विधत्ते, कुष्ठं क्षयं पाण्डुगदं च शोथं च हृत्पार्श्वपीडां करोति, गुरुतापदं स्यात् ॥

નહિ શોધાયેલું અભ્રક સિદ્ધ નહિ થયેલું હોવાથી મનુષ્યોને અનેક પ્રકારની પીડા કરે છે; કોઢ, ક્ષય, પાંડુ તથા સોજાની ઉત્પત્તિ કરે છે, હૃદયમાં તથા પડખામાં પીડા કરે છે અને ઘણો જ તાપ આપનાર થાય છે.

હરતાલનાં નામો, ભેદો તથા ગુણો

हरितालं तु तालं स्यादालं तालकमित्यपि।
हरितालं द्विधा प्रोक्तं पत्राढ्यं पिण्डसंज्ञकम् ॥१२१॥
तयोराद्यं गुणैः श्रेष्ठं ततो हीनगुणं परम्।
स्वर्णवर्णं गुरु स्निग्धं सपत्रं चाभ्रपत्रवत् ॥१२२॥
पत्राख्यं तालकं विद्याद् गुणाढ्यं तद्रसायनम्।
निष्पत्रं पिण्डसदृशं स्वल्पसत्त्वं तथा गुरु ॥
स्त्रीपुष्पहारकं स्वल्पगुणं तत्पिण्डतालकम् ॥१२३॥

अन्वय—हरितालं तु तालम् आलं तालकम् इत्यपि स्यात्। हरितालं द्विधा प्रोक्तं—पत्राढ्यं पिण्डसंज्ञकम्, तयोः आद्यं गुणैः श्रेष्ठं, परं तत् हीनगुणम् (अस्ति) स्वर्णवर्णं गुरु स्निग्धम् अभ्रपत्रवत् च सपत्रं तत् पत्राख्यं तालकं गुणाढ्यं रसायनं विद्यात्, निष्पत्रं पिण्डसदृशं तत् पिण्डतालकं स्वल्पसत्त्वं गुरु तथा स्त्रीपुष्पहारकं स्वल्पगुणं (विद्यात्) ॥

હરિતાલ,[1] તાલ,[2] આલ[3] અને તાલક[4] એટલાં હરતાલના સંસ્કૃત નામો છે. હરતાલ બે પ્રકારની કહેલ છે; તેમાં જેમાંથી પતરીઓ નીકળે તે પત્રાખ્ય અને જે પિંડ જેવું હોય તે પિંડ કહેવાય છે. તેઓમાં પહેલું ગુણો વડે શ્રેષ્ઠ છે અને બીજું તેથી ઓછા ગુણોવાળું છે. સોના જેવા રંગવાળું, ભારે, સ્નિગ્ધ અને અભ્રકના જેવી પતરિયોવાળું પત્રાખ્ય હરતાલ ગુણોથી ભરપૂર અને રસાયન જાણવું, પણ પતરિયો વગરનું જે પિંડ જેવું હરતાલ હોય છે, તેને થોડા સામર્થ્યવાળું, ભારે, સ્ત્રીઓના રજને હરનાર અને થોડા ગુણવાળું સમજવું. ૧૨૧-૧૨૩

૧. हरिवत् वर्णेन भाति—शोभते, अथ आभ्यन्तरं—पत्रादयन्—સોના જેવા પીળા રંગથી જે શોભે છે, यद्वा हरितं वर्णम् आ—समन्तात् आति, मूलविभुजादित्वात् क—અથવા જે પીળા રંગને ચોપાસ લે છે—સ્વીકારે છે, તેથી હરિતાલ-હરતાલ.

૨. तालयति तालयते वा गुणैः, तल प्रतिष्ठायाम्—कर्तरि पचाद्यच्, कर्मणि वा 'एरच्'—ગુણોને લીધે જે પ્રતિષ્ઠા પામે છે, તેથી તાલ-હરતાલ.

૩. अलङ्करोति—भूषयति गुणैरलङ्करणम्—पचाद्यच्, यद्वा आ—समन्तात् आति हरितं वर्णम्, 'आ आनोति—' आतश्चोपसर्गे' इति क—ગુણો વડે પોતાને જે શોભાવે છે અથવા પીળા રંગને ચોપાસ જે લે છે, તેથી આલ-હરતાલ.

૪ तालम् एव तालकं—स्वार्थे कन्—ત્રીજું નામ જુઓ.

શુદ્ધ હરતાલના ગુણો

हरितालं कटु स्निग्धं कषायोष्णं हरेद्विषम्।
कण्डूकुष्ठास्यरोगास्रकफपित्तकचग्रहान् ॥१२४॥

अन्वय—हरितालं कटु स्निग्धं कषायोष्णं (सत्) विषं कण्डूकुष्ठास्यरोगास्रकफपित्तकचग्रहान् हरेत् ॥

(શુદ્ધ) હરતાલ તીખુ, સ્નિગ્ધ, તુરું અને ગરમ હોઈ ઝેર, ખૂજ, કોઢ, મુખના રોગ, લોહીવિકાર, કફ, પિત્ત, કેશ તથા ગ્રહને મટાડે છે.

અશુદ્ધ હરતાલના દોષો

हरति च हरितालं चारुतां देहजातां, सृजति च बहुतापानङ्गसङ्कोचपीडाम्। वितरति कफवातौ कुष्ठरोगं विदध्यात्-अविशुद्धमसम्यङ्मारितं चाप्यसम्यक् ॥१२५॥

अन्वय—इदं हरितालम् अशुद्धं च असम्यक् मारितम् अपि (चेत्) देहजातां चारुतां हरति, बहुतापम् अङ्गसङ्कोचपीडां च सृजति, कफवातौ वितरति, कुष्ठरोगं विदध्यात् ॥

અશુદ્ધ અને સારી રીતે નહિ મરાયેલું હરતાલ જો ખાધું હોય તો દેહની શોભાને હરી લે છે, ઘણા તાપવાળી અંગોના સંકોચની પીડા કરે છે અને કફ, વાયુ તથા કોઢનો રોગ ઉપજાવે છે. ૧૨૫

મનશીલનાં નામો

मनःशिला मनोगुप्ता मनोज्ञा नागजिह्विका।
नैपाली कुनटी गोला शिला दिव्यौषधिः स्मृता ॥

अन्वयः—मनःशिला मनोगुप्ता मनोज्ञा नागजिह्विका

નેપાલી કુનટી ગોલા શિલા દિવ્યૌષધિઃ સ્મૃતા ॥

મનઃશિલા,[૧] મનોગુપ્તા,[૨] મનોહ્વા,[૩] નાગજિહ્વિકા,[૪] નૈપાલી,[૫] કુનટી[૬] ગોલા,[૭] શિલા[૮] અને દિવ્યૌષધિ[૯] એટલાં મણશીલનાં સંસ્કૃત નામો કહ્યાં છે. ૧૨૬

૧. મનઃશબ્દવાચ્યા શિલા-શાકપાર્થિવાદિઃ-મનસ્ શબ્દથી કહેવાતી શિલા-તે મનઃશિલા-મણશીલ.

૨. મનસા-મનઃશબ્દેન ગુપ્તા ઇવ-મન વડે એટલે મનસ્ શબ્દથી જાણે રક્ષાયેલી હોય છે, તેથી મનોગુપ્તા-મણશીલ.

૩. મનસા-મન શબ્દેન હૂયતે, હ્વેઞ્ સ્પર્ધાશબ્દયોઃ- 'કવિધૌ સંપ્રસારણમ્યો ઙઃ' ઇતિ ઙઃ-જે મનસ્શબ્દ વડે કહેવાય છે, તેથી મનોહ્વા-મણશીલ.

૪. નાગાનાં જિહ્વા ઇવ વર્ણે, સ્વાર્થે કન્-રંગમાં નાગોની-સાપ કે હાથીઓની જાણે જીભ હોય તેવી હોય છે, તેથી નાગજિહ્વિકા-મણશીલ.

૫. નેપાલદેશે ભવા 'તત્ર ભવ' ઇત્યણ્, અણન્તત્વાદ્ ઙીપ્-નેપાળ દેશમાં જે થાય છે, તેથી નૈપાલી-મણશીલ.

૬. કૌ નર્તતિ-અવસ્પન્દતે-નટ અવસ્પન્દને અચ્, ગૌરાદિઃ, યદ્વા કુત્સિતા નટી ઇવ-પૃથ્વી પર જે ફરકયા છે અથવા નિંદ્ય નટી જેવી હોવાથી કુનટી-મણશીલ.

૭ ગાં-દીપ્તિં લાતિ ઇન્દ્રજાલાદિપ્રયોગે, 'આતોઽનુપસર્ગે કઃ,' યદ્વા ગુડયતે-વેષ્ટ્યતે કટુત્વાદિગુણૈઃ, ગુડ વેષ્ટને-ઘઞ્-ડલયોરૈક્યમ્-ઈંદ્રજાલ આદિ પ્રયોગમાં કાંતિને ધારણ કરે છે અથવા તીખાશ વગેરે ગુણોથી જે વીંટાયેલી છે, તેથી ગોલા-મણશીલ.

૮. શિલતિ-ઉઞ્છતિ શ્વાસાદીન્, શિલ ઉઞ્છે-'ઇગુપધે'તિ કઃ, ટાપ્-શ્વાસ વગેરેને જે વીણી કાઢે છે, તેથી શિલા-મણશીલ.

૯. દિવ્યા ચાસૌ ઓષધિઃ-દિવ્ય ઔષધિ ગણાય છે, તેથી દિવ્યૌષધિ-મણશીલ

### શુદ્ધ મણશીલના ગુણો

મનઃશિલા ગુરુર્વર્ણ્યા રસોષ્ણા લેખની કટુઃ ।
તિક્તા સ્નિગ્ધા વિષશ્વાસકાસભૂતકફાસ્રનુત્ ॥

અન્વયઃ-મનઃશિલા ગુરુઃ વર્ણ્યા રસોષ્ણા લેખની કટુઃ તિક્તા સ્નિગ્ધા (સતી) વિષશ્વાસકાસભૂતકફાસ્રનુત (અસ્તિ) ॥

મણશીલ ભારે, વર્ણને સારો કરનાર, ઝાડો ઉતારનાર, ગરમ, મળોને ઉખેડનાર, તીખી, કડવી અને સ્નિગ્ધ હોઈ ઝેર, શ્વાસ, ઉધરસ, ભૂત, કફ તથા લોહીના બગાડને મટાડે છે. ૧૨૭

### અશુદ્ધ મણશીલના દોષો

મનઃશિલા મન્દબલં કરોતિ,
જન્તું ધ્રુવં શોધનમન્તરેણ ।
મલાનુબન્ધં કિલ મૂત્રરોધં,
સશર્કરં કૃચ્છ્રગદં ચ કુર્યાત્ ॥ ૧૨૮ ॥

અન્વયઃ-શોધનમ્ અન્તરેણ મનઃશિલા ધ્રુવં જન્તું મન્દબલં કરોતિ, (તથા) ચ મલાનુબન્ધં મૂત્રરોધં સશર્કરં ચ કૃચ્છ્રગદં કુર્યાત્ ॥

શુદ્ધ કર્યા વગરની મણશીલ (ખાધી હોય તો) માણસોના બળને અવશ્ય ઓછું કરે છે; ઝાડાની કબજિયાત, મૂત્રનું રોકાણ અને કાંકરીઓવાળો મૂત્રકૃચ્છ્ર રોગ ઉત્પન્ન કરે છે.

### સુરમાનાં નામો તથા ભેદો

અઞ્જનં યામુનં ચાપિ કાપોતાઞ્જનમિત્યપિ ।
તત્તુ સ્રોતોઽઞ્જનં કૃષ્ણં સૌવીરં શ્વેતમીરિતમ્ ॥

અન્વયઃ-અઞ્જનં યામુનમ્ અપિ ચ કાપોતાઞ્જનમ્ ઇત્યપિ (કથ્યતે) તત્તુ કૃષ્ણં સ્રોતોઽઞ્જનં, શ્વેતં સૌવીરમ્ ઈરિતમ્ ॥

અંજન,[૧] યામુન[૨] અને કાપોતાંજન[૩] એટલાં સુરમાનાં સંસ્કૃત નામો છે. કાળો સુરમો સ્રોતાંજન અને ધોળો સુરમો સૌવીર કહેવાય છે. ૧૨૯

૧. અજ્યતે અનેન ચક્ષુઃ, અઞ્જ-ધાતોઃ-કરણે લ્યુટ્-જેનાથી આંખ અંજાય છે, તેથી અંજન-સુરમો.

૨. યમુનાયાં ભવ-ભવાર્થે અણ્, યદ્વા યમુનાયા ઇદં-તદ્વત્ શ્યામત્વાત્-યમુનામાં જે થાય છે અથવા યમુના નદીના જળ જેવા કાળા રંગનું જે હોય છે, તેથી યામુન સુરમો.

૩. કપોતસ્યેદં કાપોતમ્, તત્તુલ્યવર્ણત્વાત્, ઇદમર્થેઽણ્, કાપોતં ચ તત્ અઞ્જનં ચ કાપોતાઞ્જનમ્-કબૂતરના જેવા રંગવાળું હોવાથી કાપોતાંજન કાળો સુરમો.

### સ્રોતાંજન સુરમો કેવો હોય?

વલ્મીકશિખરાકારં ભિન્નમઞ્જનસન્નિભમ્ ।
ઘૃષ્ટં તુ ગૈરિકાકારમેતત્સ્રોતોઽઞ્જનં સ્મૃતમ્ ॥ ૧૩૦

અન્વયઃ-વલ્મીકશિખરાકારં ભિન્નં (સત્) અઞ્જનસન્નિભમ્ ઘૃષ્ટં તુ ગૈરિકાકારમ્-એતત્ સ્રોતોઽઞ્જનં સ્મૃતમ્ ॥

જે રાફડાના શિખર જેવો, ચીરતાં આંજણ જેવો અને ઘસતાં ગેરુ જેવો દેખાય, એ સુરમો સ્રોતાંજન કહેવાય છે. ૧૩૦

માંથી બે ફાડરૂપે ઉત્પન્ન થતાં (કઠોર) ધાન્યો મધુર, રૂક્ષ, તૂરાં, પાકમાં તીખાં, વાયુ કરનારાં, કફ તથા પિત્તને હણનારાં, મૂત્ર તથા મળને બાંધનારાં, ટાઢાં અને મગ તથા મસૂર વિના બીજાં સઘળાં આફરો કરનારાં છે. ૩૩,૩૪

૧. શામ્યતિ ધાન્યોત્પત્ત્યનન્તરં, શમુ ઉપશમે–અચ્, ગૌરાદિઃ, શમ્યાં જાતાઃ–'સપ્તમ્યાં જનેર્ડઃ' અંદરના ભાગમાં કઠોળ નીપજી પાકી ગયા પછી જે શાંત થાય–વધતી બંધ થાય અને છેવટે ખરી પડે, તે શીંગમાં ઉત્પન્ન થતાં ધાન્યો શમીજ–હરકોઈ કઠોળ.

૨. સમતિ–વૈક્લવ્યં ગચ્છતિ ધાન્યોત્પત્ત્યનન્તરં, ષમ વૈક્લવ્યે–'ઉલ્વાદયશ્ચ' (ઉણા. ૪–૯૫) ઇતિ સાધુઃ, યદ્વા શિનોતિ–શિઞ્ નિશાને–પૂર્વવત્ સાધુઃ, શિમ્બ્યાં જાતાઃ શિમ્બિજા', પૂર્વવત્ ડ–અર્થ ઉપર પ્રમાણે જ થાય છે.

૩. શિમ્બીષુ ભવન્તિ–ભવતેરચ્–શીંગોમાં જે થાય છે, તે શિમ્બીભવ–કઠોળ ધાન્ય.

૪. સરન્તિ શૂર્પાદિષુ, યદ્વા સુવન્તિ–પ્રેરયન્તિ વાતમાધ્માનં ચ–સૃ ગતૌ, ષૂ પ્રેરણે વા–'રાજસૂયસૂર્ય.' ઇતિ નિપાતિતઃ–જે સૂપડાં વગેરેમાં સરકે છે અથવા વાયુ તથા આફરાને પ્રેરણા આપે છે, તેથી સૂર્ય–કઠોળ ધાન્ય.

૫. વિઘટ્ટિતં દલં યેષાન્તે વિદલાઃ, તતઃ વિદલા એવ વૈદલાઃ, સ્વાર્થે પ્રજ્ઞાદ્યણ્–જેને ભરડવાથી બરાબર અર્ધું ફાડિયું છૂટું પડે છે, તે વૈદલ–કઠોળ ધાન્ય.

ટીકા–મુદ્ગમસૂરયોરનાધ્માનકારિત્વમન્યવૈદલાપેક્ષયા, નતુ સર્વથા; એતયોરપિ કિઞ્ચિદાધ્માનકારિત્વદર્શનાત્ ॥ મગ અને મસૂર બીજાં શિંબીધાન્યો કરતાં ઓછો આફરો કરનારાં છે, પણ સર્વથા આફરો કરતાં જ નથી એમ નથી; કાંઈક આફરો તો કરે જ છે, એમ દેખાયું છે. ૩૩,૩૪

### મગનું નામ તથા ગુણો

મુદ્ગો રૂક્ષો લઘુર્ગ્રાહી કફપિત્તહરો હિમઃ ।
સ્વાદુરલ્પાનિલો નેત્ર્યો જ્વરઘ્નો વનજસ્તથા ॥ ૩૫ ॥

અન્વય–મુદ્ગઃ રૂક્ષઃ લઘુઃ ગ્રાહી કફપિત્તહરઃ હિમઃ સ્વાદુઃ અલ્પાનિલઃ નેત્ર્યઃ જ્વરઘ્નઃ (ભવતિ) વનજઃ તથા ॥

મુદ્ગ[૧]–મગ રૂક્ષ, હલકા, ઝાડાને રોકનાર, કફ તથા પિત્તને હરનાર, ટાઢા, મધુર અને કંઈક વાયુવાળા હોઈ થોડા વાયડા, નેત્રને હિતકારી અને તાવને મટાડનાર છે; મઠ પણ એવા જ ગુણોવાળા હોય છે. ૩૫

૧ મોદતે–હર્ષં પ્રાપ્નોતિ જનોઽનેન સ્વાદુત્વાદિગુણયુક્તત્વાત્, મુદ હર્ષે–'મુદિગ્રોર્ગગ્ગૌ' (ઉણા. ૧–૧૨૫) ઇતિ ગક્–સ્વાદિષ્ટ આદિ ગુણોવાળા હોવાથી લોકો જેનાથી આનંદ પામે છે, તેથી મુદ્ગ–મગ.

### મગના ભેદો

મુદ્ગો બહુવિધઃ શ્યામો હરિતઃ પીતકસ્તથા ।
શ્વેતો રક્તશ્ચ તેષાં તુ પૂર્વઃ પૂર્વો લઘુઃ સ્મૃતઃ ॥૩૬॥

અન્વયઃ–શ્યામઃ હરિતઃ પીતક. શ્વેતઃ તથા ચ રક્તઃ મુદ્ગઃ બહુવિધઃ (ભવતિ), તેષાં તુ પૂર્વઃ પૂર્વઃ લઘુઃ સ્મૃતઃ ॥

કાળા, લીલા, પીળા, ધોળા અને રાતા એમ મગ ઘણા પ્રકારના થાય છે; તેઓમાં પણ પહેલા પહેલા પછી પછીના કરતાં વધારે હલકા કહેલ છે. ૩૬

### લીલા મગ શ્રેષ્ઠ

સુશ્રુતેન પુનઃ પ્રોક્તો હરિતઃ પ્રવરો ગુણૈઃ ।
ચરકાદિભિરપ્યુક્ત એષ એવ ગુણાધિકઃ ॥ ૩૭॥

અન્વયઃ–સુશ્રુતેન પુનઃ હરિત. ગુણૈઃ પ્રવરઃ પ્રોક્તઃ, ચરકાદિભિઃ અપિ એષઃ એવ ગુણાધિકઃ ઉક્તઃ ॥

સુશ્રુતે તો 'લીલા મગને ગુણો વડે શ્રેષ્ઠ કહ્યા છે અને ચરક આદિએ પણ એ લીલા મગને જ ગુણોથી અધિક કહ્યા છે. ૩૭

### અડદનું નામ તથા ગુણો

માષો ગુરુઃ સ્વાદુપાકઃ સ્નિગ્ધો રુચ્યોઽનિલાપહઃ ।
સ્રંસનસ્તર્પણો બલ્યઃ શુક્રલો બૃંહણઃ પરઃ ॥૩૮॥
ભિન્નમૂત્રમલઃ સ્તન્યો મેદઃપિત્તકફપ્રદઃ ।
ગુદકીલાર્દિતશ્વાસપક્તિશૂલાનિ નાશયેત્ ॥૩૯॥
કફપિત્તકરા માષાઃ કફપિત્તકરં દધિ ।
કફપિત્તકરા મત્સ્યા વૃન્તાકં કફપિત્તકૃત્ ॥૪૦॥

અન્વય–માષઃ ગુરુઃ સ્વાદુપાકઃ સ્નિગ્ધઃ રુચ્યઃ અનિલાપહઃ સ્રંસનઃ તર્પણઃ બલ્યઃ શુક્રલઃ પરઃ બૃંહણઃ ભિન્નમૂત્રમલઃ સ્તન્યઃ મેદપિત્તકફપ્રદઃ (સન્) ગુદકીલાર્દિતશ્વાસપક્તિશૂલાનિ નાશયેત્ । માષાઃ કફપિત્તકરાઃ, દધિ કફપિત્તકરં, મત્સ્યાઃ કફપિત્તકરાઃ, વૃન્તાકં કફપિત્તકૃત્ (અસ્તિ) ॥

માષ[૧]–અડદ ભારે, પાકમાં મધુર, સ્નિગ્ધ, રુચિ ઉપજાવનાર, વાયુને તોડનાર, મળને ઢીલા કરી નીચે પાડનાર, તૃપ્તિ આપનાર, બળ આપનાર, વીર્યને વધારનાર, બહુજ પુષ્ટિ આપનાર, મળ તથા મૂત્રને પોતાના સ્થાનેથી જુદાં

પાડનાર, ધાવણ વધારનાર, મેદ કરનાર અને પિત્ત તથા કફને વધારનાર હોઈ અરશ, અર્દિતરોગ, વાયુ, શ્વાસ અને પક્તિશૂલ કે પરિણામ શૂલનો નાશ કરનાર છે. અડદ, દહીં, માછલાં અને રીંગણાં એ કફ તથા પિત્તને કરનારાં છે ૩૮–૪૦

૧ માષતિ–હિનસ્તિ વાયું ગુરુત્વેન વીર્યેણ ગૌરવાત્, માષ વિશબ્દમ્–'ઇત્યુક્ત બહુલમિતિ સંજ્ઞાયાં કર્તરિ ઘઞ્–જે વાયુને તથા મુત્રીસ–અરશ આદિ રોગોનો નાશ કરે છે, તેથી માષ–અડદ.

## ચોળાનાં નામો તથા ગુણો

राजमाषो महामाषश्चपलश्चवलः स्मृतः ।
राजमाषो गुरुः स्वादुस्तुवरस्तर्पणः सरः ॥
रूक्षो वातकरो रुच्यः स्तन्यभूरिबलप्रदः ॥ ४१ ॥

अन्वय–राजमाष महामाष चपल चवल स्मृत । राजमाष गुरु स्वादु तुवर तर्पण सर रूक्ष वात कर. रुच्य (च) स्तन्यभूरिबलप्रद (अस्ति)

રાજમાષ,[1] મહામાષ,[2] ચપલ[3] અને ચવલ[4] એટલાં ચોળાના સંસ્કૃત નામો છે. ચોળા ભારે, મધુર, તુરા, તૃપ્તિ આપનાર, ઝાડો ઉતારનાર, રૂક્ષ, વાયુ કરનાર અને રુચિ કરનાર હોઈ ધાવણ વધારનાર તથા ઘણું જ બળ આપનાર છે ૪૧

૧ માષાણાં રાજા–રાજદન્તાદિત્વાત્ પરનિપાત–અડદોનો જે રાજા મુખ્ય છે, તેથી રાજમાષ–ચોળા.

૨. મહાંશ્ચાસૌ માષ–મોટા અડદની એક જાત છે, તેથી મહામાષ–ચોળા.

૩ ચોપતિ–સમ્ગ ગચ્છતિ પચ્યતુલ્યત્વાત્, ચુપ મન્દાયાં ગતૌ– ચુપેશ્ચોપધાયા '–(ઉણા. ૧–૧૧૧) ઇતિ કલ, પક્ષે ચપલ ચર, ચપ સાન્ત્વને–કન્તાત્ 'એરચ' અર્થે–ઘ્નન્તિ અસ્તિ–દદાતિ બલપ્રદત્વાત્, કા ઘને અન્યને ચ–'અ કડ્ડુમ્બર્ચે ચ–જે ભારે હોવાથી ધીમે પાચન થાય છે અથવા બળ આપનાર હોવાથી જે શક્તિ વર્ધક છે, તેથી ચપલ–ચોળા.

૪ ચૂર્ણત્ ચર્વ, કેવલ પૃષોદરાદિત્વાત્ ચવલ ચ–ચવલ આ નામનો અર્થ વગેરે મધુ ઉપર પ્રમાણે છે

## ચોળાના ત્રણ પ્રકારો

श्वेतो रक्तस्तथा कृष्णस्त्रिविधः स प्रकीर्तितः ।
यो महांस्तेषु भवति स प्रधानो गुणाधिकः ॥ ४२ ॥

अन्वय–सः श्वेतः रक्तः तथा कृष्ण–त्रिविध प्रकीर्तित, तेषु यः महान् भवति सः एव गुणाधिक ॥

ચોળા ધોળા, રાતા અને કાળા એમ ત્રણ પ્રકારના થાય છે; તેઓમાં જે ચોળા કદમાં મોટા હોય તેમનામાં અધિક ગુણો કહ્યા છે. ૪૨

## વાલનાં નામો તથા ગુણો

निष्पावो राजशिम्बिः स्याद्वल्लकः श्वेतशिम्बिकः ।
निष्पावो मधुरो रूक्षो विपाकेऽम्लो गुरुः सरः ॥ ४३ ॥
कषायः स्तन्यपित्तास्रमूत्रवातविबन्धकृत् ।
विदाह्युष्णो विषश्लेष्मशोथहृच्छुक्रनाशनः ॥ ४४ ॥

अन्वय–निष्पाव राजशिम्बि. वल्लक श्वेतशिम्बिक. स्यात् । निष्पाव मधुर रूक्ष विपाके अम्ल गुरु सर कषाय. (च) स्तन्यपित्तास्रमूत्रवातविबन्धकृत्, विदाही उष्ण विषश्लेष्मशोथहृत् शुक्रनाशन (अस्ति) ॥

નિષ્પાવ,[1] રાજશિંબી,[2] વલ્લક[3] અને શ્વેતશિંબિક[4] એટલાં વાલનાં સંસ્કૃત નામો છે વાલ મધુર, રૂક્ષ, પાકમાં ખાટા, ભારે, ઝાડો ઉતારનાર અને તુરા હોઈ ધાવણ વધારનાર તથા પિત્ત, લોહીવિકાર કે રક્તપિત્ત, મૂત્ર, વાયુ તથા આફરો કરનાર છે; તેમજ દાહ કરનાર, ગરમ, વીર્યનો નાશ કરનાર તથા ઝેર, કફ અને સોજાને મટાડનાર છે ૪૩,૪૪

૧. નિષ્પૂયતે–પુનાતિ–અનેન શોધ્યતે–નિષ્પૂર્વક પૂઙ્ પવને–અમતિ ઘઞ્, યદ્વા નિષ્પૂયતે–શોધ્યતે અનેન ઘઞ્ અપનયનાત્ અસ્મિન્–અર્થે ઘઞ્–ફોતરાં વગેરે દૂર કરી જેને શુદ્ધ–સાફ કરવામાં આવે છે, તેથી અથવા સારક અને વાયુ હોવાથી મળને જે શુદ્ધ સાફ કરે છે, તેથી નિષ્પાવ–વાલ.

૨ શિમ્બીનાં–શિમ્બિધાન્યાનાં રાજા–રાજદન્તાદિત્વાત્ પરનિપાત.–શીંગમાં થતાં કઠોળ ધાન્યોનો જે રાજા મુખ્ય છે, તેથી રાજશિમ્બિ–વાલ–અવર.

૩ વલ્લ–વેષ્ટયતિ ઉદરં રુધિરં ચ, વલ્લ–સંવરણે ણ્વુલ્ વલ્લતે સંવરણાત્ વાયુકારક તથા આફરો કરનાર હોવાથી પેટને ઢાંકી દે છે, તેમ જ ગરમ હોઈને દાહક હોવાને લીધે લોહીને પણ ઢાંકી લે છે, તેથી વલ્લક–વાલ.

૪ શ્વેતા શિમ્બિર્યસ્ય સ–'શેષાદ્ વિભાષે'તિ કપ્–જેની શીંગ ધોળી થાય છે, તેથી શ્વેતશિમ્બિક–વાલ.

ટીપ્પણ–ન તુ રાજશિમ્બીબીજં 'મહાભાષ્યે' ઇતિ કેચિદ્–આ ચોળાને 'રાજશિમ્બીબીજ' પણ કહે છે અને કોઈક દેશમાં 'મટવાસ' નામથી ઓળખે છે.

## મઠનાં નામો તથા ગુણો

મકુષ્ઠો વનમુદ્ગઃ સ્યાન્મકુષ્ઠકમુકુષ્ઠકૌ ।
મકુષ્ઠો વાતલો ગ્રાહી કફપિત્તહરો લઘુઃ ॥
વહ્નિજિન્મધુરઃ પાકે કૃમિકૃજ્જ્વરનાશનઃ ॥ ૪૫ ॥

અન્વયઃ—મકુષ્ઠઃ વનમુદ્ગઃ સ્યાત્, મકુષ્ઠક-મુકુષ્ઠકૌ, (ઇતિ નામાનિ, ગુણાશ્ચ—) મકુષ્ઠઃ વાતલઃ ગ્રાહી કફપિત્તહરઃ લઘુઃ વહ્નિજિત્ પાકે મધુરઃ કૃમિકૃત્ જ્વરનાશનઃ (ભવતિ) ॥

મકુષ્ઠ,[1] વનમુદ્ગ,[2] મકુષ્ઠક[3] અને મુકુષ્ઠક,[4] એટલાં મઠનાં સંસ્કૃત નામો છે. મઠ વાયુ કરનાર, ઝાડાને રોકનાર, કફ તથા પિત્તને હરનાર, હલકા, અગ્નિને મંદ કરનાર, પાકમાં મધુર, કૃમિ કરનાર અને તાવનો નાશ કરનાર છે. ૪૫

૧. મઙ્કતિ મઙ્કતે વા શરીરં પાકે મધુરત્વાત્, મકિ મણ્ડને—બાહુલકાત્ ઉઃ, નુમભાવશ્ચ, મકુઃ તિષ્ઠતિ—ષ્ઠા ગતિનિવૃત્તૌ—'સુપિ સ્થઃ'—ઇતિ ક —જે પાકમાં મધુર હોવાથી શરીરને શોભાવનાર તરીકે શોભા રહે છે, તેથી મકુષ્ઠ—મઠ.

૨. વનસ્ય મુદ્ગઃ—વનમુદ્ગઃ—જંગલના મગ કે જંગલી મગ કહેવાય છે, તેથી વનમુદ્ગ—મઠ.

૩. મકુઃ તિષ્ઠતિ—ષ્ઠા ગતિનિવૃત્તૌ 'વુન્' (ઉણા. ૨-૩૨)—મકુષ્ઠક—અર્થ પડેલા નામ પ્રમાણે જ છે.

૪. પૂર્વવત્ સર્વં, કિંતુ પૃષોદરાદિત્વાત્ અત ઉત્વમ્—અર્થ પડેલા નામ પ્રમાણે જ થાય છે; યદ્વા મુકુ.—મલોત્સર્ગઃ, તં સ્તકતિ—પ્રતિબધ્નાતિ ગ્રાહિત્વાત્, ષ્ટક પ્રતિઘાતે—મૂલવિભુજાદિત્વાત્ કઃ, પૃષોદરાદિત્વાત્ ટસ્ય ઠઃ—જે ઝાડાને રોકનાર હોવાથી મળનું છૂટવું રોકે છે, તેથી મુકુષ્ઠક—મઠ.

## મસૂરનાં નામો તથા ગુણો

મઙ્ગલ્યકો મસૂરઃ સ્યાન્મઙ્ગલ્યા ચ મસૂરિકા ।
મસૂરો મધુરઃ પાકે સંગ્રાહી શીતલો લઘુઃ ॥
કફપિત્તાસ્રજિદ્રૂક્ષો વાતલો જ્વરનાશનઃ ॥ ૪૬ ॥

અન્વયઃ—મઙ્ગલ્યકઃ મસૂરઃ મઙ્ગલ્યા ચ મસૂરિકા સ્યાત્ । મસૂરઃ પાકે મધુરઃ સંગ્રાહી શીતલઃ લઘુઃ રૂક્ષઃ વાતલઃ (સન્) કફપિત્તાસ્રજિત્ જ્વરનાશનઃ (અસ્તિ) ॥

મંગલ્યક,[1] મસૂર,[2] મંગલ્યા,[3] મસૂરિકા[4] એટલાં મસૂરનાં સંસ્કૃત નામો છે. મસૂર પાકમાં મધુર, ઝાડાને રોકનાર, શીતળ, હલકા, રૂક્ષ અને વાયડા હોઈ કફ, પિત્ત કે રક્તપિત્તને મટાડનાર અને તાવનો નાશ કરનાર છે. ૪૬

૧. મઙ્ગલે સાધુઃ—'તત્ર સાધુઃ' ઇતિ યત્, તતઃ સ્વાર્થે કન્—જે મંગલ માટે સારો ગણાય છે, તેથી મંગલ્યક—મસૂર.

૨. મસ્યતિ—પરિણમતિ પાકે મધુરો લઘુશ્ચ, મસી પરિણામે—'મસેરૂરન્' (ઉણા ૫-૩)—જે પાકમાં મધુર પરિણામ પામે છે અને હલકો હોવાથી જલદી પચે છે, તેથી મસૂર.

૩. મઙ્ગલે સાધુઃ—પ્રથમવત્ યત્, ટાપ્—મઙ્ગલ્યા—અર્થ પડેલા નામ પ્રમાણે છે.

૪. મસ્યતિ—પરિણમતીત્યાદિ દ્વિતીયવત્, સ્ત્રીત્વાત્ ટાપ્, અત ઇત્વં ચ—મસૂરિકા—અર્થ બીજા નામ પ્રમાણે.

## તુવરનાં નામો તથા ગુણો

આઢકી તુવરી ચાપિ સા પ્રોક્તા શણપુષ્પિકા ।
આઢકી તુવરા રૂક્ષા મધુરા શીતલા લઘુઃ ।
ગ્રાહિણી વાતજનની વર્ણ્યા પિત્તકફાસ્રજિત્ ॥૪૭॥

અન્વયઃ—આઢકી તુવરી અપિ ચ સા શણપુષ્પિકા પ્રોક્તા । આઢકી તુવરા રૂક્ષા મધુરા શીતલા લઘુઃ ગ્રાહિણી (સતી) વાતજનની વર્ણ્યા પિત્તકફાસ્રજિત્ (અસ્તિ) ॥

આઢકી,[1] તુવરી[2] અને શણપુષ્પિકા[3] એટલાં તુવરનાં સંસ્કૃત નામો છે. તુવર તૂરી, રૂક્ષ, મધુર, ટાઢી, હલકી, ઝાડાને રોકનાર, વાયુને ઉત્પન્ન કરનાર, વર્ણને સારો કરનાર અને પિત્ત, કફ તથા લોહીના બગાડને મટાડનાર છે.

૧. આ—સમન્તાદ્ ઢૌક્તે ઢૌક્યતે વા માધુર્ય શૈત્યાદિ ચ યયા. આઙ્પૂર્વકાદ્ ઢૌકૃ ગતૌ—અચ્, ઘઞ્ વા, પૃષોદરાદિઃ, ગૌરાદિશ્ચ—જે ચોપાસ મધુરતા, શીતળતા તૂરાશ વગેરે ગુણોને હાજર કરે છે, તેથી આઢકી—તુવર.

૨. તુવરઃ ગુણઃ અસ્તિ અસ્યાઃ—અર્શઆદ્યચ્, યદ્વા—તવીતિ—હિનસ્તિ પિત્તકફાસ્રમ્, તુ ઇતિ સૌત્રો ધાતુઃ હિંસાર્થઃ. તસ્માત્ 'છિત્વરછત્વર'—ઇત્યાદિના (ઉણા. ૩-૧) ષ્વરચ્, ષિત્વાદ્ ઙીપ્—જેમાં તૂરાશનો ગુણ છે અથવા જે પિત્ત, કફ તથા લોહીવિકારનો નાશ કરે છે. તેથી તુવરી—તુવર.

૩. શણસદૃશં પુષ્પં યસ્યાઃ—'પાકકર્ણે'તિ ઙીપ્, સ્વાર્થે કન્, 'કેઽણઃ' ઇતિ હ્રસ્વત્વં ચ—જેનાં ફૂલ શણના ફૂલ જેવાં થાય છે, તેથી શણપુષ્પિકા—તુવેર.

## ચણાનાં નામો તથા ગુણો

ચણકો હરિમન્થઃ સ્યાત્સકલપ્રિય ઇત્યપિ ।
ચણકઃ શીતલો રૂક્ષઃ પિત્તરક્તકફાપહઃ ॥ ૪૮ ॥
લઘુઃ કષાયો વિષ્ટમ્ભી વાતલો જ્વરનાશનઃ ।
સ ચાઙ્ગારેણ સંભૃષ્ટસ્તૈલભૃષ્ટશ્ચ તદ્ગુણઃ ॥ ૪૯ ॥

ત્રિપુટ,[1] અને ખંડિક[2] એ મકાઈનાં સંસ્કૃત નામો છે. મકાઈ મધુર, કડવી. તૂરી, બહુ જ રૂક્ષપણું કરનાર, કફ તથા પિત્તને હરનાર, રુચિ ઉપજાવનાર, ઝાડાને રોકનાર અને ટાઢી છે; પરંતુ લૂલાપણું તથા પાંગળાપણું કરનાર છે અને વાયુને અત્યંત કોપાવનાર છે.

૧. त्रयः पुटा यस्य सः त्रिपुटः-જેને ત્રણ પડ હોય છે, તેથી ત્રિપુટ-મકાઈ.

૨. खण्डः अस्ति अस्य-'अत इनिठनौ' इति ठन्-જેના ખંડ હોય-એટલે ડૂંડાંમાં જેના દાણા જુદા જુદા ખંડોમાં એટલે વિભાગોમાં ગોઠવાયા હોય છે, તેથી ખંડિક-મકાઈ.

### કળથીનાં નામો તથા ગુણો

कुलत्थिका कुलत्थश्च कथ्यन्ते तद्गुणा अथ ।
कुलत्थः कटुकः पाके कषायः पित्तरक्तकृत् ॥५५॥
लघुर्विदाही वीर्योष्णः श्वासकासकफानिलान् ।
हन्ति हिक्काश्मरीशुक्रदृगानाहान्सपीनसान् ॥
स्वेदसंग्राहको मेदोज्वरकृमिहरः परः ॥ ५६ ॥

अन्वयः-कुलत्थिका च कुलत्थः ( इति नामनी ), अथ तद्गुणाः कथ्यन्ते-कुलत्थः पाके कटुकः कषायः ( सन् ) पित्तरक्तकृत् लघुः विदाही वीर्योष्णः स्वेदसंग्राहकी ( सन् ) श्वासकासकफानिलान् हिक्काश्मरीशुक्रदृगानाहान् सपीनसान् हन्ति, (तथा) परः मेदोज्वरकृमिहरः (अस्ति) ॥

કુલત્થિકા[1] અને કુલત્થ[2] એ બે કળથીનાં સંસ્કૃત નામો છે. કળથી પાકમાં તીખી, તૂરી, પિત્ત તથા લોહીવિકારને કરનાર, હલકી, દાહ કરનાર, ઉષ્ણવીર્ય, પરસેવાને રોકનાર અને શ્વાસ, ઉધરસ, કફ, વાયુ, હેડકી, પથરી, વીર્ય, આંખનું ઉપસવું, સળેખમ, મેદ, તાવ તથા કૃમિને અત્યંત મટાડનાર છે. ૫૫,૫૬

૧. कुलं-मूलम् सत् तिष्ठति, ष्ठा गतिनिवृत्तौ-'सुपि स्थः' इति कः, टाप् ततः स्वार्थे कन्, 'केऽण' इति ह्रस्वत्वं, टाप्, अत इत्वं च-જે ભોંય પર લાગેલી રહે છે, તેથી કુલત્થિકા-કળથી.

૨. कुलत्थ-પણ ઉપર પ્રમાણે જ સિદ્ધ છે, કેવળ સ્વાર્થિક પ્રત્યય નથી, અને સ્ત્રીલિંગ નથી; અર્થ પણ ઉપર પ્રમાણે.

### કાળા, ધોળા, રાતા તલનું નામ તથા ગુણો

तिलः कृष्णः सितो रक्तः स वन्योऽल्पतिलः स्मृतः ।
तिलो रसे कटुस्तिक्तो मधुरस्तुवरो गुरुः ॥५७॥
विपाके कटुकः स्वादुः स्निग्धोष्णः कफपित्तनुत् ।
वल्यः केश्यो हिमस्पर्शस्त्वच्यः स्तन्यो व्रणे हितः ५८
दन्त्योऽल्पमूत्रकृद् ग्राही वातघ्नोऽग्निमतिप्रदः ।
कृष्णः श्रेष्ठतमस्तेषु शुक्लो मध्यमः सितः ॥
अन्ये हीनतराः प्रोक्तास्तज्ज्ञै रक्तादयस्तिलाः ॥५९॥

अन्वयः-तिलः[1] कृष्णः सितः रक्तः ( भवति ), सः वन्यः अल्पतिलः स्मृतः, तिलः रसे कटुः तिक्तः मधुरः तुवरः गुरुः, विपाके कटुकः स्वादु स्निग्धोष्ण कफपित्तनुत्, वल्यः केश्यः हिमस्पर्शः त्वच्यः स्तन्यः, व्रणे हितः दन्त्यः अल्पमूत्रकृत् ग्राही वातघ्नः अग्नि-मतिप्रदः (भवति). तेषु कृष्णः श्रेष्ठतमः ( सन् ) शुक्लः (अस्ति), सितः मध्यमः, अन्ये रक्तादयः तिलाः तज्ज्ञैः हीनतराः प्रोक्ताः ॥

કાળા, ધોળા અને રાતા એમ ત્રણ પ્રકારના તલ થાય છે. જે તલ વગડામાં થાય છે, તે અલ્પતિલ કહેવાય છે. તલ રસમાં તીખા, કડવા, મધુર, તૂરા, ભારે, પાકમાં તીખા, સ્વાદિષ્ઠ, સ્નિગ્ધ, ગરમ, કફ તથા પિત્તને મટાડનાર, બળ આપનાર, કેશને સારા કરનાર, ટાઢા સ્પર્શવાળા, ચામડીને હિતકારી, ધાવણ વધારનાર, વ્રણ મટાડવામાં ઉપયોગી, દાંતને સારા કરનાર, મૂત્રને થોડું કરનાર, ઝાડાને રોકનાર, વાયુને હણનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર અને બુદ્ધિ આપનાર છે. તલની જાતોમાં કાળા તલ સર્વોત્તમ અને વીર્યને વધારનાર છે; ધોળા તલ મધ્યમ ગુણવાળા અને બીજા રાતા વગેરે તલોને તે વિષયના વિદ્વાનોએ બહુ જ ઓછા ગુણવાળા કહ્યા છે. ૫૭-૫૯

૧. तिलति-स्निग्धतां करोति सर्वावयवेषु स्निग्धत्वात् तिल स्नेहने-'इगुपधे'ति कः-જે સ્નિગ્ધ હોવાથી શરીરના દરેક અવયવોને સ્નેહન અથવા ચીકાશ પહોંચાડે છે, તેથી તિલ-તલ.

### અળસીનાં નામો તથા ગુણો

अतसी नीलपुष्पी च पार्वती स्यादुमा क्षुमा ।
अतसी मधुरा तिक्ता स्निग्धा पाके कटुर्गुरुः ॥
उष्णा दृक्शुक्रवातघ्नी कफपित्तविनाशिनी ॥

अन्वयः-अतसी नीलपुष्पी पार्वती उमा च क्षुमा स्यात् । ( गुणाश्च- ) अतसी मधुरा तिक्ता स्निग्धा पाके कटुः गुरुः उष्णा ( सती ) दृक्शुक्रवातघ्नी कफपित्तविनाशिनी ( भवति ) ॥

ત્રિપુટ,[1] અને ખંડિક[2] એ મકાઈનાં સંસ્કૃત નામો છે. મકાઈ મધુર, કડવી. તૂરી, બહુ જ રૂક્ષપણું કરનાર, કફ તથા પિત્તને હરનાર, રુચિ ઉપજાવનાર, ઝાડાને રોકનાર અને ટાઢી છે; પરંતુ લૂલાપણું તથા પાંગળાપણું કરનાર છે અને વાયુને અત્યંત કોપાવનાર છે.

૧. त्रयः पुटा यस्य सः त्रिपुटः–જેને ત્રણ પડ હોય છે, તેથી ત્રિપુટ–મકાઈ.

૨. खण्डः अस्ति अस्य–'अत इनिठनौ' इति ठन्–જેના ખંડ હોય–એટલે ડૂંડાંમાં જેના દાણા જુદા જુદા ખંડોમાં એટલે વિભાગોમાં ગોઠવાયા હોય છે, તેથી ખંડિક–મકાઈ.

### કળથીનાં નામો તથા ગુણો

कुलत्थिका कुलत्थश्च कथ्यन्ते तद्गुणा अथ।
कुलत्थः कटुकः पाके कषायः पित्तरक्तकृत् ॥५५॥
लघुर्विदाही वीर्योष्णः श्वासकासकफानिलान्।
हन्ति हिक्काश्मरीशुक्रदृगानाहान्सपीनसान् ॥
स्वेदसंग्राहको मेदोज्वरक्रमिहरः परः ॥ ५६ ॥

अन्वयः–कुलत्थिका च कुलत्थः (इति नामनी), अथ तद्गुणाः कथ्यन्ते–कुलत्थः पाके कटुकः कषायः (सन्) पित्तरक्तकृत् लघुः विदाही वीर्योष्णः स्वेदसंग्राहकी (सन्) श्वासकासकफानिलान् हिक्काश्मरीशुक्रदृगानाहान् सपीनसान् हन्ति, (तथा) परः मेदोज्वरक्रमिहरः (अस्ति)॥

કુલત્થિકા[1] અને કુલત્થ[2] એ બે કળથીનાં સંસ્કૃત નામો છે. કળથી પાકમાં તીખી, તૂરી, પિત્ત તથા લોહીવિકારને કરનાર, હલકી, દાહ કરનાર, ઉષ્ણવીર્ય, પરસેવાને રોકનાર અને શ્વાસ, ઉધરસ, કફ, વાયુ. હેડકી, પથરી, વીર્ય, આંખનું ઉપસવું, સળેખમ, મેદ, તાવ તથા કૃમિને અત્યંત મટાડનાર છે. ૫૫,૫૬

૧. कुलं–मूलमं सत् तिष्ठति, ष्ठा गतिनिवृत्तौ–'सुपि स्थः' इति कः, टाप् ततः स्वार्थे कन्, 'केऽण' इति ह्रस्वत्वं, टाप्, अत इत्वं च–જે ભોંય પર લાગેલી રહે છે. તેથી કુલત્થિકા–કળથી.

૨. कुलत्थ–પણ ઉપર પ્રમાણે જ સિદ્ધ છે, કેવળ સ્વાર્થિક પ્રત્યય નથી, અને સ્ત્રીલિંગ નથી; અર્થ પણ ઉપર પ્રમાણે.

### કાળા, ધોળા, રાતા તલનું નામ તથા ગુણો

तिलः कृष्णः सितो रक्तः स वन्योऽल्पतिलः स्मृतः।
तिलो रसे कटुस्तिक्तो मधुरस्तुवरो गुरुः ॥५७॥
विपाके कटुकः स्वादुः स्निग्धोष्णः कफपित्तनुत्।
बल्यः केश्यो हिमस्पर्शस्त्वच्यः स्तन्यो व्रणे हितः ॥५८॥
दन्त्योऽल्पमूत्रकृद् ग्राही वातघ्नोऽग्निमतिप्रदः।
कृष्णः श्रेष्ठतमस्तेषु शुक्लो मध्यमः सितः ॥
अन्ये हीनतराः प्रोक्तास्तज्ज्ञै रक्तादयस्तिलाः ॥५९॥

अन्वयः–तिलः[1] कृष्णः सितः रक्तः (भवति), सः वन्यः अल्पतिलः स्मृतः, तिलः रसे कटुः तिक्तः मधुरः तुवरः गुरुः, विपाके कटुकः स्वादु स्निग्धोष्ण कफपित्तनुत्, बल्यः केश्यः हिमस्पर्शः त्वच्यः स्तन्य, व्रणे हितः दन्त्यः अल्पमूत्रकृत् ग्राही वातघ्नः अग्नि–मतिप्रदः (भवति). तेषु कृष्णः श्रेष्ठतमः (सन्) शुक्लः (अस्ति), सितः मध्यमः, अन्ये रक्तादयः तिलाः तज्ज्ञैः हीनतराः प्रोक्ताः ॥

કાળા, ધોળા અને રાતા એમ ત્રણ પ્રકારના તલ થાય છે. જે તલ વગડામાં થાય છે, તે અલ્પતિલ કહેવાય છે. તલ રસમાં તીખા, કડવા, મધુર, તૂરા, ભારે, પાકમાં તીખા, સ્વાદિષ્ઠ, સ્નિગ્ધ, ગરમ, કફ તથા પિત્તને મટાડનાર, બળ આપનાર, કેશને સારા કરનાર, ટાઢા સ્પર્શવાળા, ચામડીને હિતકારી, ધાવણ વધારનાર, વ્રણ મટાડવામાં ઉપયોગી, દાંતને સારા કરનાર, મૂત્રને થોડું કરનાર, ઝાડાને રોકનાર, વાયુને હણનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર અને બુદ્ધિ આપનાર છે. તલની જાતોમાં કાળા તલ સર્વોત્તમ અને વીર્યને વધારનાર છે; ધોળા તલ મધ્યમ ગુણવાળા અને બીજા રાતા વગેરે તલોને તે વિષયના વિદ્વાનોએ બહુ જ ઓછા ગુણવાળા કહ્યા છે. ૫૭–૫૯

૧. तिलति–स्निग्धतां करोति सर्वावयवेषु स्निग्धत्वात् तिल स्नेहने–'इगुपधे'ति कः–જે સ્નિગ્ધ હોવાથી શરીરના દરેક અવયવોને સ્નેહન અથવા ચીકાશ પહોંચાડે છે, તેથી તિલ–તલ.

### અળસીનાં નામો તથા ગુણો

अतसी नीलपुष्पी च पार्वती स्यादुमा क्षुमा।
अतसी मधुरा तिक्ता स्निग्धा पाके कटुर्गुरुः ॥
उष्णा दृक्शुक्रवातघ्नी कफपित्तविनाशिनी ॥ ...

अन्वयः–अतसी नीलपुष्पी पार्वती उमा च क्षुमा स्यात्। (गुणाः–) अतसी मधुरा तिक्ता स्निग्धा पाके कटुः गुरुः उष्णा (सती) दृक्शुक्रवातघ्नी कफपित्तविनाशिनी (भवति)॥

અતસી,[1] નીલપુષ્પી,[2] પાર્વતી,[3] ઉમા[4] અને ક્ષુમા[5] એટલાં અળસીનાં સંસ્કૃત નામો છે. અળસી મધુર, કડવી, સ્નિગ્ધ, પાકમાં તીખી, ભારે તથા ગરમ હોઈ દૃષ્ટિ, વીર્ય તથા વાયુને હણનારી અને કફ તથા પિત્તનો નાશ કરનારી છે. ૬૦

૧. અતતિ-સતતં ગચ્છતિ માધુર્યોષ્ણત્વાદિગુણાન્-અત સાતત્યગમને-'અત્યવિચમિ.' (ઉણા. ૩-૧૧૭)-સુષ્ઠુ, મૌખ્યાદિ-જે મધુરતા આદિ ગુણોને કાયમ ધારણ કરે છે, તેથી અતસી-અળસી.

૨. નીલાનિ પુષ્પાણિ યસ્યા સા-જેના ફૂલ કાળાં-વાદળી-અસમાના રંગના થાય છે તેથી નીલપુષ્પી-અળસી.

૩. પર્વતે ભવા-માર્ગે ભવ, 'ટિડ્ઢે'તિ ઙીપ્-જે પહાડી જમતમાં થાય છે તેથી પાર્વતી-અળસી.

૪. ઉ-શંભું માતિ મિમીતે વા, મા, માઙ્ વા માને-'આતોઽનુપસર્ગે કઃ'-ટાપ્-જે શિવને માને છે-પ્રિય તેઓ સ્વીકારે છે-વરે છે, તેથી અથવા અતતે ઉમતે વા, ઉન્દ્ ઉન્દ- વિભાષા ઉમિમા રોમા- 'ઇતિ નિપાતનાત્ મક્ ઇતિ વા-જે ઓંકારનો શબ્દ કે અનાદર કરે છે, તેથી ઉમા-અળસી.

૫. ક્ષૌતિ ક્ષુતે વા-ક્ષુ શબ્દે-બાહુલકાત્ મક્, યદ્વા 'અર્તિસ્તુ.' (ઉણા. ૧-૧૪૦) ઇતિ મન્-ક્ષુમા-અર્થ ઉપર પ્રમાણે.

### રાતાં ફૂલવાળી તુવરના ગુણો

તુવરી માહિલી મોક્તા સચ્ચી કફવિનાશવિત્ ।
તીક્ષ્ણોષ્ણા વહ્નિદા કન્ડૂકુષ્ઠકોષ્ઠકૃમિપ્રણુત્ ॥૬૧

અન્વય -તુવરી માહિલી કથી તીક્ષ્ણા ઉષ્ણા (સતી) વહ્નિદા કફવિત્તવિનાશવિત્, કન્ડૂકુષ્ઠકોષ્ઠકૃમિનુત્ પ્રાપ્ય ॥

રાતા ફૂલવાળી તુવરની દાળ કફને રોકનાર, હલકી, તીક્ષ્ણ તથા ગરમ હોઈ અગ્નિને પ્રદીપ્ત કરનાર અને કફ, ઝેર, લોહી વિકાર, ખળ, કોઢ તથા કોઠાના કૃમિને મટાડનાર કહી છે. ૬૧

### રાતા અને પીળા સરસવનાં નામો

સર્ષપઃ કટુકસ્નેહસ્તુન્તુભશ્ચ કદમ્બકઃ ।
ગૌરસ્તુ સર્ષપઃ પ્રાજ્ઞૈઃ સિદ્ધાર્થ ઇતિ કથ્યતે ॥૬૨

અન્વય -સર્ષપ કટુસ્નેહ તુન્તુભ ચ કદમ્બક (ઉક્ત), ગૌર સર્ષપ તુ પ્રાજ્ઞૈ સિદ્ધાર્થ ઇતિ કથ્યતે ॥

સર્ષપ,[1] કટુકસ્નેહ,[2] તુન્તુભ[3] અને કદંબક[4] એટલાં સરસવનાં સંસ્કૃત નામો છે. પીળા સરસવને વિદ્વાનો 'સિદ્ધાર્થ'[5] કહે છે.

૧. સરતિ સ્નેહ અસ્માત્, સૃ ગતૌ-'સર્તેરપ પુક્ ચ' (ઉણા. ૩-૧૪૧) ઇત્યપ પુગાગમશ્ચ-જેમાંથી ઓકાશ અથવા તેલ નીકળે છે, તેથી સર્ષપ-સરસવ.

૨. કટુકઃ સ્નેહો યસ્ય સ -જેની ઓકાશ અથવા તેલ તીખું હોય છે, તેથી કટુકસ્નેહ-સરસવ.

૩. તુદતિ રક્ષાંસિ તુદ્યતઃ ...-જે રાક્ષસોનો, રોગનો, કોઠાનાં કરમિયાં તથા મડાંનો નાશ કરે છે, તેથી તુન્તુભ-સરસવ.

૪. કન્દયતિ કન્દયતિ વા-હિનસ્તિ, આહ્વયતિ, રોદયતિ વા કદ્ કદ્ આહ્વાને, વધિ હિંસાયાં વા વધિ આહ્વાને રોદને ચ-'કબ્ધમિચિદિ.' (ઉણા. ૪-૮૧) અમ્બચ્ પ્રત્યય-અનિત્યત્વાત્ નુમ્, ततः कन् स्वार्थे-જે મળ, કફ, વાયુ વગેરેનો નાશ કરે છે અથવા પોતાની સામે ટકવા તેઓને આહ્વાન કરે છે અને રડાવે છે, તેથી કદંબક-સરસવ.

૫. સિદ્ધઃ અર્થઃ અસ્માદ્ ગૌરત્વેન મઙ્ગલ્યત્વાત્-જે પીળા હોવાથી માંગલિક ગણાય છે, તેથી સિદ્ધાર્થ-પીળા સરસવ.

### બન્ને સરસવના ગુણો

સર્ષપસ્તુ રસે પાકે કટુઃ સ્નિગ્ધઃ સતિક્તકઃ ।
તીક્ષ્ણોષ્ણઃ કફવાતઘ્નો રક્તપિત્તાગ્નિવર્ધનઃ ॥૬૩॥
રક્ષોહરો જયેત્કણ્ડૂ કુષ્ઠકોષ્ઠકૃમિગ્રહાન્ ।
યથા રક્તસ્તથા ગૌરઃ કિન્તુ ગૌરો વરો મતઃ ॥૬૪

અન્વય -સર્ષપ તુ રસે પાકે કટુ સ્નિગ્ધ સતિક્તક તીક્ષ્ણોષ્ણ કફવાતઘ્ન રક્તપિત્તાગ્નિવર્ધન રક્ષોહર (ચ) કુષ્ઠકોષ્ઠકૃમિગ્રહાન્, જયેત્, યથા રક્ત તથા ગૌર, કિન્તુ ગૌર વર મત ॥

સરસવ રસમાં અને પાકમાં તીખા, સ્નિગ્ધ, કડવાશવાળા, તીક્ષ્ણ, ગરમ, કફ તથા વાયુને હણનાર, લોહીવિકાર, પિત્ત કે રક્તપિત્તને તથા અગ્નિને વધારનાર, રાક્ષસોને કાઢી મૂકનાર અને ખળ, કોઢ, કોઠાના કૃમિ તથા ગ્રહોને જીતનાર છે. રાતા સરસવમાં જેવા ગુણો છે, તેવા જ પીળામાં પણ છે, છતાં પીળા સરસવ ઉત્તમ મનાય છે. ૬૩,૬૪

### રાઈ તથા કાળી રાઈનાં નામો

રાજી તુ રાજિકા તીક્ષ્ણગન્ધા ક્ષુજનિકાઽસુરી ।
ક્ષવઃ ક્ષુતાભિજનકઃ કૃષ્ણિકાઽસુરસર્ષપઃ ॥૬૫॥

અન્વય-રાજી તુ રાજિકા તીક્ષ્ણગન્ધા ક્ષુજનિકા

આસુરી ( कथ्यते, तथा कृष्णा तु ) क्षवः क्षुताभिजनकः क्रमिकृत् कृष्णसर्षपः ( प्रोच्यते ) ॥

રાજી,[૧] રાજિકા,[૨] તીક્ષ્ણગંધા,[૩] ક્ષુજ્જનિકા[૪] અને આસુરી[૫] એટલાં રાઈનાં સંસ્કૃત નામો છે. ક્ષવ,[૧] ક્ષુતાભિજનક,[૨] કૃમિકૃત્[૩] અને કૃષ્ણસર્ષપ[૪] એટલાં કાળી રાઈનાં સંસ્કૃત નામો છે. ૬૫

૧. राजति पुष्पादिभी राजयति च अन्यानि, राजृ दीप्तौ-'सर्वधातुभ्य इन्' 'कृदिकारादि'ति वा ङीप्-જે ફૂલ વગેરેથી પોતે શોભે છે અને બીજાને પણ શોભાવે છે, તેથી રાજી-રાઈ.

૨. 'राजति राजयति वा, क्वुन् ( ઉણા. ૨-૩૨ ), टाप्, अत इत्वं च-રાજિકા-અર્થ ઉપર પ્રમાણે.

૩. तीक्ष्णः गन्धो यस्याः सा-જેની ગંધ તીક્ષ્ણ હોય છે, તેથી તીક્ષ્ણગંધા-રાઈ.

૪. जनयतीति जनिका-ण्यन्ताद् जनी प्रादुर्भावे-ण्वुल्, टाप्, अत इत्वं च, क्षुधो जनिका-क्षुज्जनिका-ભૂખ લગાડનારી છે, તેથી ક્ષુજ્જનિકા-રાઈ.

૫. असुराणामियं प्रिया-इदमर्थेऽण्, अण्णन्तत्वाद् ङीप्-અસુરોને પ્રિય હોવાથી આસુરી-રાઈ.

૧. क्षौति-शब्दं कारयति क्षुतस्य, टुक्षु शब्दे-ण्यर्थात् अच्-જે છીંક કરાવે છે, તેથી ક્ષવ-કાળી રાઈ.

૨. अभिजनयति-इति अभिजनकः-ण्वुल्, क्षुतस्य अभिजनकः-છીંકને ઉપજાવનાર છે, તેથી ક્ષુતાભિજનક-કાળી રાઈ.

૩. कृमीन् कृन्तति, कृती छेदने-क्विप् तुक् च-કરમિયાંનો જે નાશ કરે છે અથવા હરકોઈ જંતુઓનો જે નાશ કરે છે. તેથી કૃમિકૃત્-કાળી રાઈ.

૪. कृष्णश्चासौ सर्षपः-કાળો સરસવ ગણાય છે, તેથી કૃષ્ણસર્ષપ-કાળી રાઈ.

## રાઈ તથા કાળી રાઈના ગુણો

राजिका कफपित्तघ्नी तीक्ष्णोष्णा रक्तपित्तकृत् ।
किञ्चिद्रूक्षाग्निदा कण्डूकुष्ठकोष्ठकृमीन् हरेत् ॥
अतितीक्ष्णा विशेषेण तद्वत् कृष्णापि राजिका ॥६६

अन्वयः-राजिका कफपित्तघ्नी तीक्ष्णा उष्णा रक्तपित्तकृत् किंचित् रूक्षा अग्निदा ( सती ) कण्डूकुष्ठकोष्ठकृमीन् हरेत्, विशेषेण तीक्ष्णा ( भवति ), कृष्णा अपि राजिका तद्वत् ( गुणैः ) ॥

રાઈ કફ તથા પિત્તને હણનારી, તીક્ષ્ણ, ગરમ, રક્તપિત્તને કરનારી, કાંઈક રૂક્ષ તથા અગ્નિને પ્રદીપ્ત કરનાર હોઈ ચળ, કોઢ તથા કોઠાના કૃમિઓનો નાશ કરે છે તથા વિશેષે કરી અત્યંત તીક્ષ્ણ છે; કાળી રાઈમાં પણ એવા જ ગુણો છે. ૬૬

## ક્ષુદ્ર ધાન્યનાં નામો તથા ગુણો

क्षुद्रधान्यं कुधान्यं च तृणधान्यमिति स्मृतम् ।
क्षुद्रधान्यमनुष्णं स्यात्कषायं लघु लेखनम् ॥६७
मधुरं कटुकं पाके रूक्षं च क्लेदशोषकम् ।
वातकृद्बद्धविट्कं च पित्तरक्तकफापहम् ॥६८॥

अन्वयः-क्षुद्रधान्यं कुधान्यं च तृणधान्यम् इति स्मृतम्, क्षुद्रधान्यम् अनुष्णं कषायं लघु लेखनं मधुरं पाके कटुकं च रूक्षं क्लेदशोषकं वातकृत् बद्धविट्कं च पित्तरक्तकफापहम् ( अस्ति ) ॥

ક્ષુદ્રધાન્ય,[૧] કુધાન્ય[૨] અને તૃણધાન્ય[૩] એટલાં ક્ષુદ્રધાન્ય( ખડધાન )નાં સંસ્કૃત નામો છે. ખડધાન ગરમ નથી, તૂરું, હલકું મળને ઉખેડનાર, મધુર, પાકમાં તીખું, રૂક્ષ, ભીનાશને સૂકવનાર, વાયુ કરનાર, વિષ્ઠાને કઠણ કરનાર અને પિત્ત, લોહીવિકાર કે રક્તપિત્તને મટાડનાર છે. ૬૭,૬૮

૧. क्षुद्रं च तत् धान्यं क्षुद्रधान्यम्-જે હલકું અનાજ ગણાય છે, તેથી ક્ષુદ્રધાન્ય-ખડધાન.

૨. कुत्सितं धान्यं कुधान्यम्-ખરાબ અથવા હલકું ધાન્ય ગણાય છે, તેથી કુધાન્ય-ખડધાન.

૩. तृणरूपं धान्यं-तृणमिव धान्यं-तृणं धान्यमिवेति वा-જે ધાન્ય ઘાસ જેવું, ઘાસરૂપ અથવા ઘાસ જ ધાન્ય જેવું હોય છે, તેથી તૃણધાન્ય-ખડધાન.

## કાંગનાં નામો તથા ભેદો

स्त्रियां कङ्गुप्रियङ्गू द्वे कृष्णा रक्ता सिता तथा ।
पीता चतुर्विधा कङ्गुस्तासां पीता वरा स्मृता ॥

अन्वयः-कङ्गु-प्रियङ्गू द्वे स्त्रियां ( स्तः ), कृष्णा, रक्ता, सिता तथा पीता-चतुर्विधा कङ्गुः ( भवति ), तासां पीता वरा स्मृता ॥

કંગુ[૧] અને પ્રિયંગુ[૨] એ બન્ને( સ્ત્રીલિંગે ) કાંગનાં સંસ્કૃત નામો છે. કાળી, રાતી, ધોળી અને પીળી એમ ચાર પ્રકારની કાંગ થાય છે; તેઓમાં પીળી શ્રેષ્ઠ ગણાય છે. ૬૯

૧. कं-जलम् अङ्कति-गच्छति, अगि गतौ-मृगय्वादित्वात् कुः, शकन्ध्वादिश्च, यद्वा कं-सुखं गच्छति जनोऽनया बृंहणीत्वात्, गम्लृ गतौ-मितद्र्वादित्वात् डुः-જે પાણીમાં પ્રાપ્ત થાય છે-પાકે છે અથવા પૌષ્ટિક

ચાકમાં તીખાં, મૂત્રને રોકનાર, કફને હણનાર, વાયુ તથા પિત્તને કરનારા અને ઝાડાને ઉતારનારા છે. ૭૫

૧ वंशस्य बीजानि–વાંસના બિયાં તે વંશબીજ.

૨ वंशे भवन्ति–भू–પચાદ્યચ્–વાંસમાં જે થાય છે, તેથી વંશભવ–વંશબીજ

## કસૂંબાના બીજનાં નામો તથા ગુણો

कुसुम्भबीजं वरटा सैव प्रोक्ता वरट्टिका ।
वरटा मधुरा स्निग्धा रक्तपित्तकफापहा ।
कषाया शीतला गुर्वी स्यादवृष्यानिलापहा ॥७६॥

અન્વય.–कुसुम्भबीजं वरटा, सा एव वरट्टिका प्रोक्ता, वरटा मधुरा स्निग्धा कषाया शीतला गुर्वी अवृष्या रक्तपित्तकफापहा अनिलापहा स्यात् ॥

કુસુંભબીજ,[1] વરટા[2] અને વરટ્ટિકા,[3] એટલાં કસૂંબાના બીજનાં સંસ્કૃત નામો છે. કસૂંબાનાં બીજ મધુર, સ્નિગ્ધ, તૂરાં, ટાઢાં, ભારે, વીર્યને વધારનાર નથી અને રક્તપિત્ત, કફ તથા વાયુને મટાડનારાં છે. ૭૬

૧. कुसुम्भस्य बीजं–કસૂંબાનું બીજ.

૨. व्रियते–स्वीक्रियते वातपित्तकफघ्नत्वात् लोकैः–वृञ् વરણે–'शकादिभ्योऽटन्' (ઉણા. ૪–૮૧) ટાપ્–વાત, પિત્ત અને કફનો નાશ કરનાર હોવાથી લોકો વડે જે સ્વીકારાય–પસંદ કરાય છે, તેથી વરટા–કસૂંબાનાં બિયાં.

૩. वरं–श्रेष्ठं वृष्यत्वगुणम् अट्टति–अतिकाम्यति–अवृष्यत्वात्, अट्ट अतिक्रमहिंसयोः–कर्मण्यण्, शकन्ध्वादिः, अण्णन्तत्वाद् ङीप्, स्वार्थे कन्, 'केऽण' इति ह्रस्वत्वं च–જે વીર્યવર્ધક નહિ હોવાથી તે ઉત્તમ ગુણથી રહિત છે, તેથી વરટ્ટિકા–કસૂંબાનાં બિયાં.

## થેગીનાં નામો તથા ગુણો

गवेधुका तु विद्वद्भिर्गवेधुः कथिता स्त्रियाम् ।
गवेधु कटुका स्वाद्वी कार्श्यकृत्कफनाशिनी ॥७७॥

અન્વય:–गवेधुका तु विद्वद्भिः गवेधुः कथिता, स्त्रियाम् (वर्तते); गवेधुः कटुका स्वाद्वी कार्श्यकृत्कफनाशिनी (भवेत्) ॥

ગવેધુકા,[1] અને ગવેધુ[2] એ બન્ને (સ્ત્રીલિંગે) થેગીનાં સંસ્કૃત નામો છે. થેગી તીખી, મધુર, દૂબળાપણું કરનાર અને કફનો નાશ કરનાર છે. (થેગી ફલાહારમાં કામ આવે છે.) ૭૭

૧. गवा જલેન तत्र वा गवि एधते, एव वृद्धौ–मृगय्वादित्वात् कुः, ततः स्वार्थे कन् टाप् च–જે પાણી વડે કે પાણીમાં વધે છે, તેથી ગવેધુકા–થેગી.

૨. गवे–गवार्थं दीयते–रक्ष्यतेऽसौ, देङ् पालने–मृगय्वादित्वात् कुः, पृषोदरादित्वात् दस्य धत्वं, यद्वा पूर्ववत्–જે ગાય કે બળદ માટે સાચવી રખાય છે, તેથી અથવા ઉપર પ્રમાણેનો અર્થ પણ ધરાવે છે, તેથી ગવેધુ–થેગી.

## નાનવીનાં નામો તથા ગુણો

प्रसाधिका तु नीवारस्तृणान्तमिति च स्मृतम् ।
नीवारः शीतलो ग्राही पित्तघ्नः कफवातकृत् ॥७८॥

અન્વય:–प्रसाधिका तु नीवारः च तृणान्तम् इति स्मृतम्. नीवारः शीतलः ग्राही पित्तघ्नः कफवातकृत् (अस्ति) ॥

પ્રસાધિકા,[1] નીવાર[2] અને તૃણાંત[3] એટલાં નાનવીનાં સંસ્કૃત નામો છે. નાનવી ટાઢી, ઝાડાને રોકનારી, પિત્તને હણનારી અને કફ તથા વાયુને કરનારી છે. ૭૮

૧. प्रसाधयति कार्यमन्नस्य फलाहारैषिणां तपस्विनाम्–प्रपूर्वकात् साध संसिद्धावित्यस्माण्णिजन्ताद् ण्वुल्–टाप्, अत इत्वं च–ફલાહાર ઇચ્છતા તપસ્વીઓને અન્નનું કાર્ય જે સિદ્ધ કરી આપે છે, તેથી પ્રસાધિકા–નાનવી.

૨. नितरां व्रियते तापसैः अकृष्टोत्पन्नत्वात्, वृञ् વરણે–'नौ वृ धान्ये' इत्यनेन घञ्, 'ઉપસર્ગસ્યે'ति दीर्घत्वं च–જેને તપસ્વીઓ અત્યંત સ્વીકારે છે, કેમકે ખેડ્યા વિના જ સ્વાભાવિક તૃણધાન્ય તરીકે ઉત્પન્ન થાય છે, તેથી નીવાર–નાનવી.

૩. तृणस्य–तृणधान्यस्य अन्तम् इव–તૃણધાન્યનો જાણે છેડો હોય, તેમ લગભગ છેલ્લી કક્ષાનું ખડધાન્ય છે, તેથી તૃણાન્ત–નાનવી.

## યાવનાલ–જુવારનું નામ તથા ગુણો

यावनालो हिमः स्वादुर्लोहितः श्लेष्मपित्तजित् ।
अवृष्यस्तुवरो रूक्षः क्लेदकृत् कथितो लघुः ॥७९॥

અન્વય:–यावनालः हिमः स्वादुः लोहितः श्लेष्मपित्तजित् अवृष्यः तुवरः रूक्षः क्लेदकृत् लघुः कथितः ॥

યાવનાલ[1] ટાઢો અને મધુર હોય છે; જે રાતો હોય તે કફ તથા પિત્તને મટાડનાર છે; પણ વીર્ય માટે સારો નથી; વળી તે તૂરો, રૂક્ષ, ગ્લાનિ કરનાર અને હલકો કહેવાય છે. ૭૯

૧. यवस्येव नालं यस्य सः यवनालः, यवनाल एव यावनालः–स्वार्थिकः प्रज्ञाद्यण्–જેનું નાળ અથવા સાંઠો જવના જેવો હોય છે, તે યાવનાલ–જુવાર નામે ધાન્ય.

### ધાન્યો વિષે સામાન્ય સૂચન

धान्यं सर्वं नवं स्वादु गुरु श्लेष्मकरं स्मृतम्।
तत्तु वर्षोषितं पथ्यं यतो लघुतरं हितम्॥८०॥

अन्वय-सर्वं धान्यं नवं (सत्) स्वादु गुरु श्लेष्मकरं स्मृतम्, तत् वर्षोषितं तत् लघुतरं (सत्) हितं पथ्यं (भवति)॥

બધા પ્રકારના ધાન્ય નવાં હોય ત્યાં સુધી મધુર, ભારે અને કફ કરનાર હોય છે; કારણ કે એક વર્ષનું જૂનું ધાન્ય થાય તે બહુ જ હલકું થઈ હિતકારી અને પથ્ય થાય છે. ૮૦

वर्षोषितं सर्वधान्यं गौरवं परिमुञ्चति।
न तु त्यजति वीर्यं स्वं क्रमान्मुञ्चत्यतः परम्॥८१॥

अन्वय-वर्षोषितं सर्वधान्यं च गौरवं परिमुञ्चति, स्वं वीर्यं तु न त्यजति, अतः परं क्रमात् मुञ्चति॥

એક વર્ષનું જૂનું થયેલું ધાન્ય ભારેપણું મૂકી દે છે, પણ પોતાની શક્તિને છોડતું નથી; એક વર્ષ થયા પછી અનુક્રમે પોતાની શક્તિને તે છોડતું જાય છે. ૮૧

धान्येषु यवगोधूमतिलमाषा नवा हिताः।
पुराणा विरसा रूक्षा न तथा गुणकारिणः॥८२॥

अन्वय-एतेषु यवगोधूमतिलमाषाः नवाः हिताः (सन्ति), पुराणाः विरसाः रूक्षाः (सन्तः) तथा गुणकारिणः न (भवन्ति)॥

ધાન્યોમાં જવ, ઘઉં, તલ અને અડદ એ નવાં સારાં છે; તે જૂનાં થાય ત્યારે રસરહિત અને રૂક્ષ થઈ જવાથી તેવા ગુણકારી રહેતા નથી.

टीका-पुराणा यवगोधूमादि हिताः। नवास्तथा बलवतामपि हिताः। पथ्याशिनां तु पुराणा हिताः। पुराण यवगोधूमक्षौद्रजाङ्गलशूल्यभुक् इति वसन्ते वाग्भटोक्तेः वचनात्. અત્ર સ્થળે 'જૂનાં' એટલે બે વર્ષ કરતાં વધારે રહેલાં સમજવાં. નવાં જવ આદિ ધાન્યો સશક્ત નીરોગીઓને હિતકારી છે, પણ પથ્ય ખાનાર રોગીઓને તો જૂનાં જ હિતકારી છે, કારણ કે 'વસંત ઋતુમાં જૂના જવ, જૂના ઘઉં, જંગલી પશુઓનું માંસ અને શેકેલા કાંટાથી પકાવેલું માંસ ખાવાં' એમ વાગ્ભટે કહ્યું છે. ૮૨

ઇતિ શ્રીભાવપ્રકાશમાં ધાન્યવર્ગ સમાપ્ત

## ૯ : શાકવર્ગ

### છ પ્રકારનાં શાક વિષે સામાન્ય સૂચના

पत्रं पुष्पं फलं नालं कन्दं संस्वेदजं तथा।
शाकं षड्विधमुद्दिष्टं गुरु विद्याद्यथोत्तरम्॥१॥

अन्वय-पत्रं पुष्पं फलं नालं कन्दं तथा संस्वेदजम् (इति) षड्विधं शाकम् उद्दिष्टम्, (तत्) यथोत्तरं गुरु विद्यात्॥

પાંદડાં, ફૂલ, ફળ, દાંડલી, કંદ અને સંસ્વેદજ (ચોમાસામાં થતાં બિલાડીનાં ટોપ વગેરે), એમ છ પ્રકારનાં શાક[1] કહેવાય છે; તેઓમાં પહેલા પહેલાના કરતાં પછી પછીનું ભારે સમજવું. ૧

૧. શાક એટલે / शक्यते भोक्तुं येन अन्नादि, शक्नोति अनेन वा, यथा शक्नोति-शक्नोति यत् ..., विष्टम्भगुरुरूक्षादिदुर्गुणैः मारुतवेल्लनात्, यो तनुं दृष्टिं बुद्ध्यादिकं च शातयति—જેને લીધે અન્ન આદિ ખાઈ શકાય છે, તેથી અથવા ઝાડાને રોકવાપણું, ભારેપણું, લૂખાપણું વગેરે અવગુણોવાળું હોઈને વાયુરૂપી વેલણથી જે શરીરને, નેત્રને, બુદ્ધિને તથા સ્મરણશક્તિ આદિને ઓછાં કરે છે, તેથી શાક કહેવાય છે.

### શાકોના સામાન્ય ગુણદોષ

प्रायः शाकानि सर्वाणि विष्टम्भीनि गुरूणि च।
रूक्षाणि बहुवर्चांसि सृष्टविण्मारुतानि च॥२॥

अन्वय-प्रायः सर्वाणि शाकानि विष्टम्भीनि गुरूणि रूक्षाणि बहुवर्चांसि च सृष्टविण्मारुतानि (भवन्ति)॥

ઘણું કરી બધાં શાકો ઝાડાને રોકનારાં, ભારે, રૂક્ષ, વિષ્ટાને ઘણી કરનારાં અને ઝાડાને તથા પવનને છોડનારાં છે. ૨

शाकं भिनत्ति वपुरस्थि निहन्ति नेत्रे, वर्णं विनाशयति रक्तमथापि शुक्रम्। प्रज्ञाक्षयं च कुरुते पलितं च नूनं, हन्ति स्मृतिं गतिमिति प्रवदन्ति तज्ज्ञाः॥३॥

अन्वय-शाकं वपुः अस्थि भिनत्ति, नेत्रे निहन्ति, वर्णं रक्तम् अथ शुक्रम् अपि विनाशयति, प्रज्ञाक्षयं च पलितं कुरुते, स्मृतिं गतिं नूनं हन्ति, इति तज्ज्ञाः प्रवदन्ति॥

શાક શરીરનાં હાડકાંને ચીરી નાખે, નેત્રને હણે; રંગ, લોહી તથા વીર્યનો નાશ કરે, બુદ્ધિનો ક્ષય કરે, કેશને ધોળા કરે, અને સ્મૃતિને તથા ગતિને નક્કી હણે છે, એમ તે વિષયને જાણનારા વિદ્વાનો કહે છે. ૩

શાકેષુ સર્વેષુ વસન્તિ રોગાસ્તે હેતવો દેહવિનાશનાય । તસ્માદ્ બુધઃ શાકવિવર્જનં તુ, કુર્યાત્તથામ્લેષુ સ એવ દોષઃ ॥ ૪ ॥

અન્વયઃ–સર્વેષુ શાકેષુ રોગાઃ વસન્તિ, તે (રોગાઃ) દેહવિનાશનાય હેતવઃ (સ્યુઃ), તસ્માદ્ બુધઃ તુ શાકવિવર્જનં કુર્યાત્, તથા આમ્લેષુ સઃ એવ દોષઃ (અસ્તિ) ॥

સઘળાં શાકોમાં રોગો રહે છે અને તે રોગો દેહનો વિનાશ કરવામાં કારણરૂપ થાય છે; માટે સમજુ માણસે તો શાકોનો ત્યાગ જ કરવો જોઈએ; જે દોષો શાકોમાં છે, તે જ દોષો ખાટા પદાર્થોમાં પણ છે.૪

ટીકા–એતાનિ શાકનિન્દકાનિ વચનાનિ સામાન્યાનિ । અથ શાકેષુ વિશિષ્ટાનિ વચનાનિ ॥ આમ શાકની નિંદા કરનારાં જે જે વચનો છે, તેઓને સામાન્ય વચનરૂપે જ સમજવાં; કેમકે તેઓના વિષે જે વિશેષ વચનો છે, તે હવે નીચે કહેવાય છે. ૪

## પત્રશાક*

### બે જાતની ચીલી કે બથવાનાં નામો, ભેદો તથા ગુણો

વાસ્તૂકં વાસ્તુકં ચ સ્યાત્ક્ષારપત્રં ચ શાકરાટ્ ।
તદેવ તુ બૃહત્પત્રં રક્તં સ્યાદ્ ગૌડવાસ્તુકમ્ ॥૫॥
પ્રાયશો યવમધ્યે સ્યાદ્યવશાકમતઃ સ્મૃતમ્ ।
વાસ્તૂકદ્વિતયં સ્વાદુ ક્ષારં પાકે કટૂદિતમ્ ॥૬॥
દીપનં પાચનં રુચ્યં લઘુ શુક્રબલપ્રદમ્ ।
સરં પ્લીહાસ્રપિત્તાર્શઃકૃમિદોષત્રયાપહમ્ ॥ ૭ ॥

અન્વયઃ–વાસ્તૂકં વાસ્તુકં ચ ક્ષારપત્રં ચ શાકરાટ્ સ્યાત્, તદ્ એવ બૃહત્પત્રં રક્તં ગૌડવાસ્તુકં સ્યાત્, (इदं) પ્રાયશઃ યવમધ્યે સ્યાત્, અતઃ યવશાકં સ્મૃતમ્ । વાસ્તૂકદ્વિતયં સ્વાદુ ક્ષારં પાકે કટુ દીપનં પાચનં રુચ્યં લઘુ શુક્રબલપ્રદં સરં (સત્) પ્લીહાસ્રપિત્તાર્શઃકૃમિદોષત્રયાપહમ્ ઉદિતમ્ ॥

વાસ્તૂક,[1] વાસ્તુક,[2] ક્ષારપત્ર[3] અને શાકરાટ્[4] એટલાં ચીલીનાં સંસ્કૃત નામો છે. મોટાં પાંદડાંવાળી જે રાતી ચીલી થાય છે, તે ગૌડવાસ્તુક કહેવાય છે. ચીલી ઘણું કરીને જવના ખેતરમાં તેઓની વચ્ચે થાય છે, તેથી યવશાક[5] પણ કહેવાય છે. બન્ને જાતની ચીલી મધુર, ખારી, પાકમાં તીખી, અગ્નિને પ્રદીપ્ત કરનાર, પાચક, રુચિ ઉપજાવનાર, હલકી, વીર્ય તથા બળને આપનારી, ઝાડો ઉતારનાર અને બરોળ, લોહીનો બગાડ, પિત્ત કે રક્તપિત્ત, અરશ, કૃમિ અને ત્રણે દોષને મટાડનાર છે. (કેટલાક વૈદ્યો આ વાસ્તૂકને ટાંકો કહે છે.) ૫–૭

* પત્રરૂપં શાકં–જે શાક પાંદડાંરૂપે થાય છે, તે પત્રશાક કહેવાય છે.

૧, ૨. વસતિ દેહે, યદ્વા વસન્તિ ચિરં ગુણા અસ્મિન્, વસ નિવાસે–'ઉલૂકાદયશ્ચ' ઇતિ સાધુઃ, (ઉણા. ૪–૪૧), તતઃ વાસ્તૌ ભવમ્–'અધ્યાત્માદિત્વાત્ ઠઞ્, 'ઇસુસુક્.' ઇતિ કઃ–જે લાંબો કાળ શરીરમાં ટકે છે અથવા જેમાં લાંબા કાળ સુધી ગુણો રહે છે, એવા પ્રદેશમાં જે થાય છે, તેથી વાસ્તૂક અથવા વાસ્તુક ચીલી કે બથવો.

૩. ક્ષારાણિ પત્રાણિ યસ્ય તત્–જેનાં પાંદડાં ખારાશપડતાં હોય છે, તેથી ક્ષારપત્ર ચીલી.

૪ શાકાનાં રાટ્, શાકેષુ વા રાજતે ગુણૈઃ–રાજૃ દીપ્તૌ–ક્વિપ્–શાકોનો જે રાજા ગણાય છે અથવા ગુણોને લીધે શાકોમાં જે શોભે છે, તેથી શાકરાટ્–ચીલી કે બથવો.

૫. યવાનાં મધ્યે જાતં શાકં–શાકપાર્થિવાદિઃ–જે શાક જવના ખેતરમાં તેઓની વચ્ચે થાય છે, તેથી યવશાક ચીલી.

### પોથીનાં નામો તથા ગુણો

પોતક્યુપોદિકા સા તુ માલવામૃતવલ્લરી ।
પોતકી શીતલા સ્નિગ્ધા શ્લેષ્મલા વાતપિત્તનુત્ ॥
અકણ્ઠ્યા પિચ્છિલા નિદ્રાશુક્રદા રક્તપિત્તજિત્ ।
બલદા રુચિકૃત્પથ્યા બૃંહણી તૃપ્તિકારિણી ॥૯॥

અન્વયઃ–પોતકી ઉપોદિકા માલવા અમૃતવલ્લરી (કથ્યતે)। સા તુ પોતકી શીતલા સ્નિગ્ધા શ્લેષ્મલા વાતપિત્તનુત્ અકણ્ઠ્યા પિચ્છિલા નિદ્રાશુક્રદા રક્તપિત્તજિત્, બલદા રુચિકૃત્ પથ્યા બૃંહણી તૃપ્તિકારિણી (ભવતિ)॥

પોતકી,[1] ઉપોદિકા,[2] માલવા[3] અને અમૃતવલ્લરી[4] એટલાં પોથીનાં સંસ્કૃત નામો છે. પોથી ટાઢી, સ્નિગ્ધ, કફ કરનારી, વાયુ તથા પિત્તને મટાડનારી, કંઠ માટે સારી નથી, ચીકણી, નિદ્રા આપનારી, વીર્યને વધારનારી રક્તપિત્તને મટાડનારી, બળ આપનારી, રુચિ કરનારી, પથ્ય, પુષ્ટિ આપનારી અને તૃપ્તિ કરનારી છે. ૮,૯

૧. પુનાતિ શરીરં પથ્યત્વાત્ બૃંહણીત્વાચ્ચ–પૂઞ્ પવને–ઉણાદિસ્તન્ પ્રત્યયઃ, તતઃ સ્વાર્થે કન્, ગૌરાદિત્વાચ્ચ

### તાંદળજાના ગુણો

तण्डुलीयो लघुः शीतो रूक्षः पित्तकफास्रजित्।
सृष्टमूत्रमलो रुच्यो दीपनो विषहारकः ॥ १३ ॥

अन्वयः–तण्डुलीयः लघुः शीतः रूक्षः सृष्टमूत्रमलः रुच्यः दीपनः विषहारकः पित्तकफास्रजित् (अस्ति) ॥

તાંદળજો હલકો, ટાઢો, રૂક્ષ, મળ તથા મૂત્રની પ્રવૃત્તિ કરાવનાર, રુચિ ઉપજાવનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર, ઝેરને હરનાર અને પિત્ત, કફ તથા લોહીના બગાડને મટાડનાર છે.

### પાણીના તાંદળજાનાં નામો તથા ગુણો

पानीयतण्डुलीयं तु कचटं समुदाहृतम्।
कचटं तिक्तकं रक्तपित्तानिलहरं लघु ॥ १४ ॥

પાનીયતંડુલ[1] અને કચટ[2] એ બે પાણીમાં થતા તાંદળજાનાં સંસ્કૃત નામો છે. પાણીનો તાંદળજો કડવો અને હલકો હોઈ રક્તપિત્ત તથા વાયુને મટાડે છે. ૧૪

૧. पानीयजातं तण्डुलीयं–शाकपार्थिवादिः–પાણીમાં થતો તાંદળજો પાનીયતંડુલીય કહેવાય છે.

૨. कचति–दीप्यते तिक्तकगुणेन, कच दीप्तौ–'शकादिभ्योऽटन्' (ઉણા. ૪–૮૧)–જે કડવાશનો ગુણ પ્રકાશિત કરે છે, તેથી કચટ–પાણીનો તાંદળજો.

### ટાંકાનાં નામો તથા ગુણો

पलक्या वास्तुकाकारा छुरिका चीरितच्छदा।
पलक्या वातला शीता श्लेष्मला भेदिनी गुरुः ॥
विष्टम्भिनी मदश्वासपित्तरक्तकफापहा ॥ १५ ॥

પલકયા,[1] વાસ્તુકાકારા,[2] છુરિકા[3] અને ચીરિતચ્છદા[4] એટલાં ટાંકાનાં સંસ્કૃત નામો છે. ટાંકો વાયુ કરનાર, ટાઢો, કફ કરનાર, ઝાડો છૂટો પાડનાર, ભારે, મળને રોકનાર અને મદ, શ્વાસ, પિત્ત, લોહીનો બગાડ તથા કફનો નાશ કરનાર છે. (કેટલાક માને છે કે આ ટાંકો જ ચીલી કે બથવો કહેવાય છે.) ૧૫

૧. पलमेव पलकं–स्वार्थे कन्, पलकाय–मांसवृद्धये हिता–हितार्थे गवादित्वाद् यः–માંસ વધારવા જે હિતકારી છે, તેથી પલકયા–ટાંકો–ભાજી.

૨. वास्तुकस्येव आकारो यस्याः सा–જેનો આકાર બથવો કે ચાલી જેવો હોય છે, તેથી વાસ્તુકાકારા–ટાંકો.

૩. छुरति–छिनत्ति मलं मदश्वासादींश्च भेदिनीत्वात्–छुर छेदने 'क्वुन्' (ઉણા. ૨–૩૫), 'इगुपधे'ति को वा, कन्, टाप्, अत इत्वं च–જે મળને તોડનાર હોવાથી મળ તથા મદ–શ્વાસ વગેરેને તોડે છે, તેથી છુરિકા–ટાંકો.

૪. चीरवद् आचरितं छदं यस्याः–જેનું પાંદડું ચીંથરા જેવું–ફાટેલાં વસ્ત્ર જેવું હોય છે, તેથી ચીરિતચ્છદા–ટાંકો.

### કરલીનાં નામો તથા ગુણો

नाडिकं कालशाकं च श्राद्धशाकं च कालकम्।
कालशाकं सरं रुच्यं वातकृत्कफशोथहृत् ॥
वल्यं रुचिकरं मेध्यं रक्तपित्तहरं हिमम् ॥१६॥

अन्वयः–नाडिकं कालशाकं च श्राद्धशाकं च कालकम् (कथ्यते)। कालशाकं सरं रुच्यं वातकृत् कफशोथहृत् वल्यं रुचिकरं मेध्यं हिमं रक्तपित्तहरम् (अस्ति) ॥

નાડિક,[1] કાલશાક,[2] શ્રાદ્ધશાક[3] અને કાલક[4] એટલાં કરલીનાં સંસ્કૃત નામો છે. કરલી ઝાડો ઉતારનાર, રુચિ ઉપજાવનાર, વાયુ કરનાર, કફ તથા સોજાને હરનાર, બળ આપનાર, કાંતિકારક, બુદ્ધિને હિતકારી અને ટાઢી હોઈ રક્તપિત્તને મટાડનાર છે. ૧૬

૧. नाडी इव कायति–कै शब्दे–'अन्येभ्योऽपि दृश्यते' इति डः–यद्वा नाडिरिव प्रतिकृतिः–'इवे प्रतिकृतौ' इति कन्–જે નાળ જેવું લાગે છે, તેથી નાડિક–કરલી.

૨. कालवर्णं शाकं–शाकपार्थिवादिः–જે કાળા રંગના શાકરૂપે થાય છે, તેથી કાલશાક–કરલી.

૩. श्राद्धयोग्यं शाकं–જે શાક શ્રાદ્ધમાં ગ્યોગ્ય ગણાય છે, તેથી શ્રાદ્ધશાક–કરલી.

૪. कालवर्णं कायति–'कै शब्दे–'अन्येभ्योऽपि.' इति डः–જે કાળા રંગનું કહેવાય છે, તેથી કાલક–કરલી.

### અળવીનાં નામો તથા ગુણો

पट्टशाकस्तु नाडीको नाडीशाकश्च स स्मृतः।
नाडीको रक्तपित्तघ्नो विष्टम्भी वातकोपनः ॥१७

अन्वयः–पट्टशाकः तु नाडीकः स च नाडीशाकः स्मृतः, नाडीकः रक्तपित्तघ्नः विष्टम्भी वातकोपनः (अस्ति) ॥

પટ્ટશાક,[1] નાડીક[2] અને નાડીશાક[3] એટલાં અળવીનાં સંસ્કૃત નામો છે. અળવી રક્તપિત્તને મટાડનાર, મળને રોકનાર અને વાયુનો પ્રકોપ કરનાર છે. ૧૭

૧. पट्टस्य वृक्षस्य शाकः, यद्वा पट्टश्चासौ शाकश्च–જે પટ્ટ નામના વૃક્ષનું શાક ગણાય છે, તેથી પટ્ટશાક–અળવી.

૨. नाडीक–ઉપર કરલીનું ૧લું નામ જુઓ.

૩. नाडीप्रधानः शाकः–शाकपार्थिवादिः–જે શાક

૩. શઠતિ-હિનસ્તિ ક્લિશ્નાતિ વા-શઠ હિંસાક્લેશકૈતવેષુ-પચાદ્યચ્, ટાપ્, દન્તાનાં શઠા-દાંતને જે અંબાવી દે છે, તેથી દંતશઠા-ખાટી લૂણી.

૪. અમ્બે તિષ્ઠતિ-'સુપી'તિ કઃ-'અમ્બામ્બે'-તિ ષત્વમ્, ટાપ્-રસાળ પ્રદેશમાં જે થાય છે, તેથી અંબષ્ઠા-ખાટી લૂણી.

૫. અમ્લા ચાસૌ લોણિકા-અમ્લલોણિકા-ખાટી લૂણી.

૬. અશ્મનઃ અપિ અન્તઃ યસ્મિન્-અત્યમ્લત્વાત્, શકન્ધ્વાદિઃ-જેમાં પથ્થરનો પણ અંત થાય એવી-પથરાને પણ ઓગાળી કાઢનારી ખટાઈ રહેલી હોય છે, તેથી અશ્મંતક-ખાટી લૂણી.

૭. શર્મ રાતિ પ્રહણ્યર્શઃપ્રભૃતિરોગાણાં નાશનં કૃત્વા, રા દાને-'આતોઽનુપસર્ગે કઃ,' 'જાતેરિ'તિ ઙીપ્-સંગ્રહણી, અરશ વગેરે રોગોનો નાશ કરી સુખ આપે છે, તેથી શર્કરી-ખાટી લૂણી.

૮. પેસતિ-ગચ્છતિ કફં વાયું ચ નાશયિતું, પિસ ગતૌ-વૃષાદિત્વાત્ કલચ્, ગૌરાદિત્વાદ્ ઙીપ્-કફ તથા વાયુનો નાશ કરવા જે કામ કરે છે, તેથી પિસલી-ખાટી લૂણી.

૯. અમ્લાનિ પત્રાણિ યસ્ય સઃ-'શેષાદ્ વિભાષે'તિ કપ્-જેનાં પાંદડાં ખાટાં હોય છે, તેથી અમ્લપત્રક-ખાટી લૂણી.

## ચૂકાનાં નામો તથા ગુણો

**ચુક્રિકા સ્યાત્તુ પત્રામ્લા રોચિની શતવેધિની ।**
**ચુક્રા ત્વમ્લતરા સ્વાદ્વી વાતઘ્ની કફપિત્તકૃત્ ॥**
**રુચ્યા લઘુતરા પાકે વૃન્તાકેનાતિરોચની ॥૨૪॥**

અન્વયઃ-ચુક્રિકા તુ પત્રામ્લા રોચિની શતવેધિની સ્યાત્, ચુક્રા તુ અમ્લતરા સ્વાદ્વી વાતઘ્ની કફપિત્તકૃત્ રુચ્યા પાકે લઘુતરા વૃન્તાકેન અતિરોચની (ભવતિ) ॥

**ચુક્રિકા,[1] પત્રામ્લા,[2] રોચિની[3] અને શતવેધિની,[4] એટલાં ચૂકાનાં સંસ્કૃત નામો છે. ચૂકો બહુ જ ખાટો, સ્વાદિષ્ઠ વાયુને હણનાર, કફ તથા પિત્તને કરનાર, રુચિ ઉપજાવનાર, પાકમાં બહુ જ હલકો અને રીંગણાની સાથે ખાવાથી અતિશય રુચિકારક થાય છે. ૨૪**

૧. ચુક્રિકા-ઉપર ખાટી લૂણીનું પહેલું નામ જુઓ.

૨. પત્રેષુ અમ્લા-પાંદડામાં જે ખટાઈ ધરાવે છે, તેથી પત્રામ્લા-ચૂકો.

૩. રોચયતિ ઇત્યેવંશીલા-'ઇન્ સર્વધાતુભ્યઃ,' નાન્તત્વાદ્ ઙીપ્-જે રુચિ ઉપજાવનાર હોય છે, તેથી રોચિની-ચૂકો.

૪. શતં વેધિતું શીલમ્ અસ્યાઃ-વિધ વિધાને-'સુપ્યજાતૌ.' ઇતિ ણિનિઃ, નાન્તત્વાદ્ ઙીપ્-જે સો પદાર્થોને અસર કરે એવા સ્વભાવની છે, તેથી શતવેધિની-ચૂકો.

## છૂંછનાં નામો તથા ગુણો

**ચિઞ્ચા ચઞ્ચુશ્ચઞ્ચુકી ચ દીર્ઘપત્રા સતિક્તકા ।**
**ચઞ્ચુઃ શીતા સરા રુચ્યા સ્વાદ્વી દોષત્રયાપહા ॥**
**ધાતુપુષ્ટિકરી બલ્યા મેધ્યા પિચ્છિલકા સ્મૃતા ॥**

અન્વયઃ-ચિઞ્ચા ચઞ્ચુઃ ચઞ્ચુકી દીર્ઘપત્રા ચ સતિક્તકા (સ્મૃતા)। ચઞ્ચુઃ શીતા સરા રુચ્યા સ્વાદ્વી દોષત્રયાપહા ધાતુપુષ્ટિકરી બલ્યા મેધ્યા પિચ્છિલકા સ્મૃતા ॥

**ચિંચા,[1] ચંચુ,[2] ચંચુકી,[3] દીર્ઘપત્રા[4] અને સતિક્તકા,[5] એટલાં છૂંછનાં સંસ્કૃત નામો છે. છૂંછ ટાઢી, મળને ખસેડનાર, રુચિ ઉપજાવનાર, મીઠી, ત્રણે દોષને મટાડનાર, ધાતુને પુષ્ટ કરનાર, બળ આપનાર, બુદ્ધિને સારી કરનાર અને ચીકણી મનાઈ છે.**

૧. 'ચિમ્' ઇતિ અવ્યક્તં શબ્દં ચિનોતિ પિચ્છિલત્વાત્, ચિઞ્ ચયને-'અન્યેભ્યોઽપિ.'-ઇતિ ડઃ, ટાપ્-ચીકાશને લીધે 'ચિં' એવો અસ્પષ્ટ અવાજ જે કરે છે, તેથી ચિંચા-છૂંછ.

૨. ચઞ્ચતિ-ગચ્છતિ શૈત્યાદિગુણાન્, ચઞ્ચુર્ગત્યર્થઃ-બાહુલકાદ્ ઉઃ-શીતળતા આદિ ગુણોને જે ધારણ કરે છે, તેથી ચંચુ-છૂંછ.

૩. ચઞ્ચુઃ એવ ચઞ્ચુકી-સ્વાર્થિકે કનિ-ગૌરાદિત્વાદ્ ઙીપ્ ચંચુકી-અર્થ ઉપર પ્રમાણે છે.

૪. દીર્ઘાણિ પત્રાણિ યસ્યાઃ સા-જેનાં પાંદડાં લાંબાં હોય છે, તેથી દીર્ઘપત્રા-છૂંછ.

૫. તિક્તેન ગુણેન સહિતા-જે કડવાશના ગુણવાળી હોય છે, તેથી સતિક્તકા-છૂંછ.

## હિલમોચિકાનાં નામો તથા ગુણો

**બ્રાહ્મી શઙ્ખધરા ચારી મત્સ્યાક્ષી હિલમોચિકા ।**
**શોથં કુષ્ઠં કફં પિત્તં હરતે હિલમોચિકા ॥૨૬॥**

અન્વયઃ-બ્રાહ્મી શઙ્ખધરા ચારી મત્સ્યાક્ષી હિલમોચિકા, (ઇતિ નામાનિ, ગુણાશ્ચ-) હિલમોચિકા શોથં કુષ્ઠં કફં પિત્તં હરતે ॥

**બ્રાહ્મી,[1] શંખધરા,[2] ચારી,[3] મત્સ્યાક્ષી[4] અને હિલમોચિકા,[5] એટલાં હિલમોચિકાનાં સંસ્કૃત નામો છે. હિલમોચિકા સોજાને,**

મૂળાનું નવું–કૂણું તાજું પાંદડું પાચન, હલકું, રુચિ ઉપજાવનાર અને ગરમ છે; તેને જો તેલમાં પકાવ્યું હોય તો ત્રણે દોષને મટાડનાર છે અને પકાવ્યું ન હોય તો કફ તથા પિત્તને કરનાર છે. ૩૦

### કૂબાનાં પાંદડાંનું નામ તથા ગુણો

द्रोणपुष्पीदलं स्वादु रूक्षं गुरु च पित्तकृत् ।
भेदनं कामलाशोथमेहज्वरहरं कटु ॥ ३१ ॥

अन्वयः–द्रोणपुष्पीदलं स्वादु रूक्षं गुरु च पित्तकृत् भेदनं कटु (सत्) कामलाशोथमेहज्वरहरं (भवति) ॥

દ્રોણપુષ્પીદલ[1]–કૂબાનાં પાંદડાં સ્વાદિષ્ટ, રૂક્ષ, ભારે, પિત્ત કરનાર, મળ તોડનાર અને તીખાં હોઈ કમળો, સોજા, પ્રમેહ, તથા તાવને મટાડનાર છે. ૩૧

૧ द्रोणसदृशं–कलशाकारं पुष्पं यस्याः सा–'पाककर्णे'ति ङीप्–द्रोणपुष्प्याः दलम्–જેનું ફૂલ કળશના આકારનું થાય છે, તે દ્રોણપુષ્પી–કૂબાનું પાન.

### અજમાના પાંદડાંના ગુણો

यवानीशाकमाग्नेयं रुच्यं वातकफप्रणुत् ।
उष्णं कटु च तिक्तं च पित्तलं लघु शूलकृत् ॥३२

अन्वयः–यवानीशाकम् आग्नेयं रुच्यं वातकफप्रणुत् उष्णं च कटु च तिक्तं पित्तलं लघु (सत्) शूलकृत् (अस्ति) ॥

અજમાનાં પાંદડાં અગ્નિના સંબંધવાળાં, રુચિ ઉપજાવનાર, વાયુ તથા કફને મટાડનાર, ગરમ, તીખા, કડવાં, પિત્ત કરનાર અને હલકાં છે, છતાં શૂળ કરનાર છે. ૩૨

### કૂંવાડિયાનાં પાંદડાંનું નામ તથા ગુણો

दद्रुघ्नपत्रं दोषघ्नमम्लं वातकफापहम् ।
कण्डूकासकृमिश्वासदद्रूकुष्ठप्रणुल्लघु ॥ ३३ ॥

अन्वयः–दद्रुघ्नपत्रं दोषघ्नम् अम्लं लघु (सत्) वातकफापहं कण्डूकासकृमिश्वासदद्रूकुष्ठप्रणुत् (अस्ति) ॥

દદ્રુઘ્નપત્ર[1]–કૂંવાડિયાનાં પાંદડાં દોષને મટાડનાર, ખાટાં અને હલકાં હોઈ વાયુ, કફ, ચળ, ઉધરસ, કૃમિ, શ્વાસ, દાદર તથા કોઢને મટાડનાર છે. ૩૩

૧ दद्रुं हन्ति–'अमनुष्यकर्तृके च'–इति टक्, 'अत्पूर्वस्ये'ति नियमान्न णत्वम्–दद्रुघ्नस्य पत्रं–દાદરના રોગનો જે નાશ કરે છે, તે કૂંવાડિયાનું પાંદડું.

### ખુરસાણી થોરનાં પાંદડાંના ગુણો

सेहुण्डस्य दलं तीक्ष्णं दीपनं रोचनं हरेत् ।
आध्मानाष्ठीलिकागुल्मशूलशोथोदराणि च ॥३४॥

अन्वयः–सेहुण्डस्य दलं तीक्ष्णं दीपनं च रोचनं (सत्) आध्मानाष्ठीलिकागुल्मशूलशोथोदराणि हरेत् ॥

ખુરસાણી થોરનાં પાંદડાં તીક્ષ્ણ, અગ્નિને પ્રદીપ્ત કરનાર, અને રુચિ ઉપજાવનાર હોઈ આફરો, અષ્ઠીલા–મૂત્રાઘાત રોગ, ગોળો, શૂળ, સોજા તથા પેટનારોગને મટાડનાર છે. ૩૪

### ખડસલિયાનાં પાંદડાંના ગુણો

पर्पटो हन्ति पित्तास्रज्वरतृष्णाकफभ्रमान् ।
संग्राही शीतलस्तिक्तो दाहनुद्वातलो लघुः ॥३५॥

अन्वयः–पर्पटः संग्राही शीतलः तिक्तः वातलः लघुः दाहनुत् (सन्) पित्तास्रज्वरतृष्णाकफभ्रमान् हन्ति ॥

ખડસલિયાનું પાંદડું ઝાડાને રોકનાર, શીતલ, કડવું, વાયડું, હલકું અને દાહને મટાડનાર હોઈ પિત્ત, લોહીનો બગાડ કે રક્તપિત્ત, તાવ, તરશ, કફ તથા ભ્રમને મટાડનાર છે. ૩૫

### ગળજીભીનાં પાંદડાંના ગુણો

गोजिह्वा कुष्ठमेहास्रकृच्छ्रज्वरहरी लघुः ॥३६॥

ગળજીભીનાં પાંદડાં કોઢ, પ્રમેહ, લોહીનો બગાડ, મૂત્રકૃચ્છ્ર તથા તાવને મટાડનાર અને હલકાં છે. ૩૬

### પરવળનાં પાંદડાંના ગુણો

पटोलपत्रं पित्तघ्नं दीपनं पाचनं लघु ।
स्निग्धं वृष्यं तथोष्णं च ज्वरकासकृमिप्रणुत् ॥३७

अन्वयः–पटोलपत्रं पित्तघ्नं दीपनं पाचनं लघु स्निग्धं वृष्यं तथा च उष्णं (सत्) ज्वरकासकृमिप्रणुत् (अस्ति) ॥

પરવળનું પાંદડું પિત્તને મટાડનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર, પાચન, હલકું, સ્નિગ્ધ, વીર્યને વધારનાર અને ગરમ હોઈ તાવ, ઉધરસ તથા કૃમિને મટાડનાર છે. ૩૭

### ગળોનાં પાંદડાંના ગુણો

गुडूचीपत्रमाग्नेयं सर्वज्वरहरं लघु ।
कषायं कटु तिक्तं च स्वादुपाकं रसायनम् ॥३८
बल्यमुष्णं च संग्राहि हन्याद्दोषत्रयं तृषाम् ।
दाहप्रमेहवातास्रक्कामलाकुष्ठपाण्डुताम् ॥ ३९ ॥

अन्वयः–गुडूचीपत्रम् आग्नेयं सर्वज्वरहरं लघु कषायं कटु च तिक्तं स्वादुपाकं रसायनं बल्यं च उष्णं संग्राहि

અન્વયઃ–કદલ્યાઃ કુસુમં સ્નિગ્ધં મધુરં તુવરં ગુરુ શીતં (સત્) વાતપિત્તહરં રક્તપિત્તક્ષયપ્રણુત્ (અસ્તિ) ॥

કેળનાં ફૂલ સ્નિગ્ધ, મધુર, તૂરાં, ભારે અને ટાઢાં હોઈ વાયુ, પિત્ત, રક્તપિત્ત તથા ક્ષયને મટાડનાર છે. ૪૬

### સરગવાનાં ફૂલના તથા મધના ગુણો

શિગ્રોઃ પુષ્પં તુ કટુકં તીક્ષ્ણોષ્ણં સ્નાયુશોથહૃત્ ।
કૃમિહૃત્કફવાતઘ્નં વિદ્રધિપ્લીહગુલ્મજિત્ ॥
મધુ શિગ્રોસ્ત્વક્ષિહિતં રક્તપિત્તપ્રસાદનમ્ ॥ ૪૭ ॥

અન્વયઃ–શિગ્રોઃ પુષ્પં તુ કટુકં તીક્ષ્ણોષ્ણં સ્નાયુશોથહૃત્ કૃમિહૃત્ કફવાતઘ્નં વિદ્રધિપ્લીહગુલ્મજિત્ (ભવતિ), શિગ્રોઃ મધુ તુ અક્ષિહિતં રક્તપિત્તપ્રસાદનં (સ્યાત્) ॥

સરગવાનાં ફૂલ તીખાં, તીક્ષ્ણ, ગરમ, સ્નાયુઓના સોજાને મટાડનારાં તથા કૃમિને હરનારાં હોઈ કફ, વાયુ, અંદરનાં ગૂમડાં, બરોળ તથા ગોળાને મટાડનારાં છે. સરગવાનું મધ પણ નેત્રને હિતકારી અને રક્તપિત્તને સાફ કરનાર છે. ૪૭

### શીમળાનાં ફૂલના ગુણો

શાલ્મલીપુષ્પશાકં તુ ઘૃતસૈન્ધવસાધિતમ્ ।
પ્રદરં નાશયત્યેવ દુઃસાધ્યં ચ ન સંશયઃ ॥૪૮॥

અન્વયઃ–શાલ્મલીપુષ્પશાકં તુ ઘૃતસૈન્ધવસાધિતં (ભક્ષિતં ચેત્) દુઃસાધ્યં પ્રદરં નાશયતિ એવ, ન ચ સંશયઃ ॥

શીમળાનાં ફૂલનું શાક જો ઘી અને સૈંધવમાં પકાવી ખાધું હોય તો કષ્ટસાધ્ય પ્રદરનો પણ અવશ્ય નાશ કરે છે, એમાં સંશય નથી.

રસે પાકે ચ મધુરં કષાયં શીતલં ગુરુ ।
કફપિત્તાસ્રજિદ્ગ્રાહિ વાતલં ચ પ્રકીર્તિતમ્ ॥

અન્વયઃ–(કિંચ તત્) રસે ચ પાકે મધુરં કષાયં શીતલં ગુરુ ગ્રાહિ ચ વાતલં (સત્) કફપિત્તાસ્રજિત્ પ્રકીર્તિતમ્ ॥

વળી એ શાક રસમાં તથા પાકમાં મધુર, તૂરું, ટાઢું, ભારે, ઝાડાને રોકનાર અને વાયુ કરનાર હોઈ કફ, પિત્ત તથા લોહીના બગાડને કે રક્તપિત્તને મટાડનાર કહેલ છે. ૪૯

## ફળશાક

### કોળાનાં નામો તથા ગુણો

કૂષ્માણ્ડં સ્યાત્પુષ્પફલં પીતપુષ્પં બૃહત્ફલમ્ ।
કૂષ્માણ્ડં બૃંહણં વૃષ્યં ગુરુ પિત્તાસ્રવાતનુત્ ॥૫૦॥
બાલં પિત્તાપહં શીતં મધ્યમં કફકારકમ્ ॥
વૃદ્ધં નાતિહિમં સ્વાદુ સક્ષારં દીપનં લઘુ ।
વસ્તિશુદ્ધિકરં ચેતોરોગહૃત્સર્વદોષજિત્ ॥ ૫૧ ॥

અન્વયઃ–કૂષ્માણ્ડં પુષ્પફલં પીતપુષ્પં બૃહત્ફલં સ્યાત્, કૂષ્માણ્ડં બૃંહણં વૃષ્યં ગુરુ (સત્) પિત્તાસ્રવાતનુત્ (અસ્તિ), બાલં શીતં પિત્તાપહં (ભવતિ), મધ્યમં કફકારકમ્ (અસ્તિ), વૃદ્ધમ્ અતિહિમં ન, સ્વાદુ સક્ષારં દીપનં લઘુ (સત્) વસ્તિશુદ્ધિકરં ચેતોરોગહૃત્ સર્વદોષજિત્ (કથ્યતે) ॥

કૂષ્માંડ,[1] પુષ્પફળ,[2] પીતપુષ્પ[3] અને બૃહત્ફલ[4] એટલાં કોળાનાં સંસ્કૃત નામો છે. કોળું પુષ્ટિ કરનાર, વીર્યને વધારનાર અને ભારે હોઈ પિત્ત, લોહીનો બગાડ, રક્તપિત્ત તથા વાયુને મટાડનાર છે. નાનું–કૂણું કોળું ટાઢું અને પિત્ત મટાડનાર છે; મધ્યમ કોળું કફ કરનાર છે; મોટું કોળું બહુ ટાઢું નથી, મધુર છે અને ક્ષાર સાથે લેવાય તો અગ્નિને પ્રદીપ્ત કરનાર, હલકું, મૂત્રાશયને સાફ કરનાર, ચિત્તના રોગને હરનાર અને સઘળા દોષને મટાડનાર છે.

૧. કુ–ઈષત્ ઉષ્મા અણ્ડેષુ–બીજેષુ યસ્ય તત્ પિત્તલત્વાત્–જેનાં બિયાંમાં લગાર ગરમી હોય છે, કેમકે તે પિત્તયુક્ત હોય છે; તેથી કૂષ્માંડ–કોળું.

૨. પુષ્પે સતિ ફલતિ–પચાદ્યચ્–પુષ્પ આવ્યા પછી જેને ફળ આવે છે, તેથી પુષ્પફલ–કોળું.

૩. પીતં પુષ્પં યસ્ય તત્–જેનાં ફૂલ પીળાં થાય છે, તેથી પીતપુષ્પ–કોળું.

૪. બૃહત્ ફલં યસ્ય તત્–જેનાં ફળ મોટાં થાય છે, તેથી બૃહત્ફલ–કોળું.

### ખૂબ નાના કોળાનાં નામો તથા ગુણો

કૂષ્માણ્ડી તુ ભૃશં લઘ્વી કર્કારુરપિ કીર્તિતા ।
કર્કારુર્ગ્રાહિણી શીતા રક્તપિત્તહરા ગુરુઃ ॥
પક્વા તિક્તાગ્નિજનની સક્ષારા કફવાતનુત્ ॥૫૨

અન્વયઃ–ભૃશં લઘ્વી કૂષ્માણ્ડી તુ કર્કારુઃ અપિ કીર્તિતા । કર્કારુઃ ગ્રાહિણી શીતા રક્તપિત્તહરા ગુરુઃ (ભવતિ), પક્વા (સા) તિક્તા અગ્નિજનની સક્ષારા કફવાતનુત્ (કીર્તિતા) ॥

બહુ જ નાનું કોળું કર્કારુ[1] પણ કહેવાય છે. નાનું કોળું ઝાડાને રોકનાર, ટાઢું, રક્તપિત્તને હરનાર અને ભારે છે. પાકું તે કોળું તીખું થઈ અગ્નિને ઉત્પન્ન કરનાર છતાં ખાર

સ્યાત્, ચિચિણ્ડઃ વાતપિત્તઘ્નઃ વલ્યઃ પથ્યઃ રુચિપ્રદઃ શોષણઃ અતિહિતઃ ગુણૈઃ પટોલતઃ કિંચિત્ ન્યૂનઃ (ભવતિ)॥

ચિચિંડ,[1] શ્વેતરાજિ,[2] સુદીર્ઘ[3] અને ગૃહકૂલક[4] એટલાં પંડોળાનાં સંસ્કૃત નામો છે. પંડોળું વાયુ તથા પિત્તને હણનાર, બળ આપનાર, પથ્ય, રુચિ ઉપજાવનાર, શોષણ કરનાર, બહુ જ હિતકારી અને પરવળ કરતાં કાંઈક ઓછા ગુણવાળું હોય છે. ૫૬,૫૭

૧. ચિનોતિ સુતરાં પથ્યતાં હિતકારિતાં ચ, ચિઞ્ ચયને-બાહુલકાત્ ઇણ્ડચ્ પ્રત્યયઃ, ચુક્ આગમશ્ચ-જે અત્યંત પથ્યપણું તથા હિતકારીપણું ધારણ કરે છે, તેથી ચિચિંડ-પંડોળું.

૨. શ્વેતા રાજિઃ યસ્મિન્ સઃ-જેમાં ધોળી રેખાઓ અથવા ચાઠાં હોય છે, તેથી શ્વેતરાજિ-પંડોળું.

૩. સુતરાં દીર્ઘઃ-પ્રાદિસમાસઃ-જે અતિશય લાંબું થાય છે, તેથી સુદીર્ઘ-પંડોળું.

૪. ગૃહસ્ય કૂલે-સમીપે ભવઃ-ભવાર્થે કન્-જે ઘરની પાસે થાય છે, તેથી ગૃહકૂલક-પંડોળું.

## બે જાતનાં કારેલાનાં નામો તથા ગુણો

કારવેલ્લં કટિલ્લં સ્યાત્કારવેલ્લી તતો લઘુઃ ।
કારવેલ્લં હિમં ભેદિ લઘુ તિક્તમવાતલમ્ ॥૫૮॥
જ્વરપિત્તકફાસ્રઘ્નં પાણ્ડુમેહક્રમીન્હરેત્ ।
તદ્ગુણા કારવેલ્લી સ્યાદ્વિશેષાદ્દીપની લઘુઃ ॥૫૯

અન્વયઃ-કારવેલ્લં કટિલ્લં સ્યાત્, તતઃ લઘુઃ કારવેલ્લી (કથ્યતે), કારવેલ્લં હિમં ભેદિ લઘુ તિક્તમ્ અવાતલં જ્વરપિત્તકફાસ્રઘ્નં (સત્) પાણ્ડુમેહક્રમીન્ હરેત્, કારવેલ્લી તદ્ગુણા સ્યાત્, વિશેષાદ્ દીપની લઘુઃ (અસ્તિ)॥

કારવેલ્લ[1] અને કટિલ્લ[2] એ કારેલાનાં સંસ્કૃત નામો છે. નાના કદનાં કારેલાં હોય તે કારવેલ્લી[1] કહેવાય છે. કારેલું ટાઢું, મળને તોડનાર, હલકું, કડવું, વાયુને નહિ ઉત્પન્ન કરનાર; તાવ, પિત્ત, કફ, લોહીનો બગાડ, પાંડુ, પ્રમેહ તથા કૃમિને મટાડે છે. કારવેલ્લી તેના જેવા જ ગુણવાળી હોય છે; વિશેષમાં અગ્નિને પ્રદીપ્ત કરનાર અને હલકી છે. ૫૮,૫૯

૧. કારં-જ્વરાદિવધં પ્રતિ વેલ્લતિ-ચલતિ, વેલ્લ ચલને-કર્મણ્યણ્-તાવ વગેરેનો નાશ કરવા જે ચાલે-કામ કરે છે, તેથી કારવેલ્લ-કારેલું.

૨. કટતિ-વર્ષતિ આવૃણોતિ વા હિમાદિગુણાન્-કટે વર્ષાવરણયોઃ-બાહુલકાદિલ્લઃ-જે શીતળતા વગેરે ગુણોને વર્ષે છે અથવા ચોપાસ પોતાને તે તે ગુણોથી આવરે છે-વ્યાપ્ત કરે છે, તેથી કટિલ્લ-કારેલું.

૧. કારવેલ્લી-ઉપરના પહેલા જ નામ પ્રમાણે છે, કેવળ સ્ત્રીલિંગપ્રત્યય વધારે છે.

## ગલકીનાં નામો તથા તેના ફળના ગુણો

મહાકોશાતકી પ્રોક્તા હસ્તિઘોષા મહાફલા ।
ધામાર્ગવો ઘોષકશ્ચ હસ્તિપર્ણશ્ચ સ સ્મૃતઃ ॥
મહાકોશાતકી સ્નિગ્ધા રક્તપિત્તાનિલાપહા ॥૬૦॥

અન્વયઃ-મહાકોશાતકી હસ્તિઘોષા મહાફલા પ્રોક્તા, સ ચ ધામાર્ગવઃ ઘોષકઃ ચ હસ્તિપર્ણઃ સ્મૃતઃ । મહાકોશાતકી સ્નિગ્ધા (સતી) રક્તપિત્તાનિલાપહા (અસ્તિ)॥

મહાકોશાતકી,[1] હસ્તિઘોષા,[2] મહાફલા,[3] ધામાર્ગવ,[4] ઘોષક[5] અને હસ્તિપર્ણ[6] એટલાં ગલકીનાં સંસ્કૃત નામો છે. ગલકાં સ્નિગ્ધ છે અને રક્તપિત્ત તથા વાયુને મટાડે છે. ૬૦

૧. કોશમ્-કોશાકારમ્ અતતિ-સતતં ગચ્છતિ ફલેષુ, અત સાતત્યગમને-'ક્વુન્' (ઉણા. ૨-૩૨), ગૌરાદિઃ, તતો મહતી ચાસૌ કોશાતકી-જેના ફળનો આકાર કાયમ દોડા જેવો થાય છે, તે મોટી ગલકી-મહાકોશાતકી.

૨. હસ્તીવ ઘોષતિ રક્તપિત્તમ્ અનિલં ચ પ્રતિ તન્નાશકત્વાત્, ઘુષ્-અચ્, ટાપ્-જે રક્તપિત્ત તથા વાયુનો નાશ કરનાર હોવાથી તેઓના પ્રત્યે હાથી જેવી ગર્જના કરે છે, તેથી હસ્તિઘોષા-ગલકી.

૩. ધામ ઋચ્છતિ-ઋ ગતૌ-'અન્યેભ્યોઽપિ.'-ઇતિ વિચ્, તતો ધામાર્ ચાસૌ ગૌશ્ચ-'ગોરતદ્ધિતલુકિ' ઇતિ ટચ્-જે તેજને પ્રાપ્ત કરનાર ઔષધિ છે, તેથી ધામાર્ગવ-ગલકી.

૪. ઘોષતિ રક્તપિત્તાનિલં પ્રતિ ઇતિ ઘોષકઃ-ઘુષિર્ વિશબ્દને-પચાદ્યચ્, સ્વાર્થે ચ કન્-જે રક્તપિત્ત અને વાયુ પ્રત્યે ગર્જના કરે છે, તેથી ઘોષક-ગલકી.

૫. હસ્તી-તત્કર્ણ ઇવ પર્ણં યસ્ય-જેનું પાન હાથીના કાન જેવું હોય છે, તેથી હસ્તિપર્ણ-ગલકી.

## ઝુમખડી કે તૂરિયાંનાં નામો તથા ફળના ગુણો

ધામાર્ગવઃ પીતપુષ્પો જાલિની કૃતવેધના ।
રાજકોશાતકી ચેતિ તથોક્તા રાજિમત્ફલા ॥૬૧
રાજકોશાતકી શીતા મધુરા કફવાતલા ।
પિત્તઘ્ની દીપની શ્વાસજ્વરકાસકૃમિપ્રણુત્ ॥૬૨॥

અન્વયઃ-ધામાર્ગવઃ પીતપુષ્પઃ જાલિની કૃતવેધના રાજકોશાતકી તથા ચ રાજિમત્ફલા ઇતિ ઉક્તા॥ રાજકોશાતકી શીતા મધુરા કફવાતલા પિત્તઘ્ની દીપની (સતી) શ્વાસજ્વરકાસકૃમિપ્રણુત્ (અસ્તિ)॥

અંદર બિયાં હોય છે, તેથી બીજગર્ભ–પરવળ.

૧૧. प्रत्येति प्रतीयते वा अवयवत्वेन–इण् गतौ–'અલીકાદયશ્ચ' (ઉણા. ૪–૨૫) इति साधुः–જે અવયવરૂપે જણાય છે, તેથી પ્રતીક–પરવળ.

૧૨. कुष्ठं हन्ति–'अमनुष्यकर्तृके च' इति हन्तेष्टक्–કોઢ રોગનો જે નાશ કરે છે, તેથી કુષ્ઠઘ્ન–પરવળ.

૧૩. ભનક્તીતિ ભઞ્જનઃ–'युच्' (ઉણા. ૨–૭૮) કાસસ્ય ભઞ્જનઃ–ઉધરસનો જે નાશ કરે છે, તેથી કાસભંજન–પરવળ.

## ટિંડોરી કે ઘિલોડીનાં નામો તથા ફળના ગુણો

**बिम्बी रक्तफला तुण्डी तुण्डिकेरी च बिम्बिका ।**
**ओष्ठोपमफला प्रोक्ता पीलुपर्णी च कथ्यते ॥६७**
**बिम्बीफलं स्वादु शीतं गुरु पित्तास्रवातजित् ।**
**स्तम्भनं लेखनं रुच्यं विबन्धाध्मानकारकम् ॥६८**

अन्वयः–बिम्बी रक्तफला तुण्डी तुण्डिकेरी च बिम्बिका ओष्ठोपमफला प्रोक्ता, च पीलुपर्णी कथ्यते। (इति नामानि, तत्फलगुणाश्च–) बिम्बीफलं स्वादु शीतं गुरु पित्तास्रवातजित् स्तम्भनं लेखनं रुच्यं विबन्धाध्मानकारकम् (भवति) ॥

બિંબી,[1] રક્તફલા,[2] તુંડી,[3] તુંડિકેરી,[4] બિંબિકા,[5] ઓષ્ઠોપમફલા[6] અને પીલુપર્ણી[7] એટલાં ટિંડોરીનાં સંસ્કૃત નામો છે. ટિંડોરીનાં ફલ (ટિંડોરાં) મધુર, ટાઢાં અને ભારે હોઈ પિત્ત, લોહીનો બગાડ કે રક્તપિત્ત તથા વાયુને મટાડનાર, સ્તંભક, મળને ઉખેડનાર, રુચિકારક અને મળાવરોધ તથા આફરો કરનાર છે. ૬૭,૬૮

૧. बिम्बायाः फलं बिम्बम्–तद् अस्ति अस्याः–अर्शआद्यच्–जातित्वाद् ङीष्–જેમાં ઘિલોડાં થાય છે, તે બિંબી–ઘિલોડીનો વેલો.

૨. पाकादनन्तरं रक्तानि फलानि यस्याः सा–જેનાં ફળ પાકયા પછી રાતાં થાય છે, તેથી રક્તફલા–ઘિલોડી.

૩. तुण्डं–पक्षिणां चञ्चुः–अस्ति अस्याः–फलपाककाले भक्षणार्थं पक्षिणां तत्रागमसंभवात्–अर्शआद्यच्–गौरादित्वाद् ङीष्–ફળ પાકયાના સમયે જેના પર તે ફળ ખાવા આવતાં પક્ષીઓની ચાંચ લાગુ જ હોય છે, તેથી તુંડી–ઘિલોડી.

૪. तुण्डं अस्ति एषामिति तुण्डिकाः–पक्षिणः–'अत इनिठनौ' इति ठन्, ततः तुण्डिकान् ईरयति–कर्मण्यण्, अणन्तत्वाद् ङीप्–ચાંચવાળાં પક્ષીઓને ફળપાક વખતે ફળ ખાવા જે પ્રેરણા કરે છે, તેથી તુંડિકેરી–ઘિલોડી.

૫. बिम्बी एव बिम्बिका–स्वार्थे कन्, 'ङ्यापोः' इति ह्रस्वत्वं च–જેમાં ઘિલોડાં થાય છે, તે બિંબિકા–ઘિલોડીનો વેલો.

૬. ओष्ठस्य उपमा यस्य तत्–ओष्ठोपमं फलं यस्याः सा–જેનું ફળ માણસના હોઠની ઉપમાને યોગ્ય હોય છે, તેથી ઓષ્ઠોપમફલા–ઘિલોડી.

૭. पीलोः इव पर्णानि यस्याः सा–'पाककर्ण'ति ङीप्–જેનાં પાંદડાં પીલુડીનાં જેવાં થાય છે, તેથી પીલુપર્ણી–ઘિલોડી.

## બે જાતની વાલોળનાં નામો તથા ગુણો

**शिम्बिः शिम्बी पुस्तशिम्बी तथा पुस्तकशिम्बिका ।**
**शिम्बीद्वयं च मधुरं रसे पाके हिमं गुरु ।**
**बल्यं दाहकरं प्रोक्तं श्लेष्मलं वातपित्तजित् ॥६९**

अन्वयः–शिम्बिः शिम्बी पुस्तशिम्बी तथा पुस्तकशिम्बिका (कथ्यते)। शिम्बीद्वयं रसे च पाके मधुरं हिमं गुरु बल्यं दाहकरं श्लेष्मलं (सत्) वातपित्तजित् प्रोक्तम् ॥

શિંબિ,[1] શિંબી,[2] પુસ્તશિંબી,[3] અને પુસ્તકશિંબિકા[4] એ વાલોળનાં સંસ્કૃત નામો છે. વાલોળ બે જાતની થાય છે; બન્ને જાતની વાલોળ રસમાં તથા પાકમાં મધુર, ટાઢી, ભારે, બળ આપનાર, દાહ કરનાર, કફ કરનાર અને વાયુ તથા પિત્તને જીતનાર કહી છે. ૬૯

૧. शाम्यति इति शिम्बिः, शमु उपशमे–डिम्बच् प्रत्ययः बाहुलकात्, पृषोदरादिः–જે શીંગરૂપે થાય છે, તેથી શિંબી–વાલોળ.

૨. शाम्यति इति शिम्बी–बाहुलकात् बिः–पृषोदरादिः–'कृदिकारादक्तिन' इति वा ङीष्–અર્થ પહેલા નામ પ્રમાણે.

૩. पुस्तमिव शिम्बी, पुस्तरूपा वा शिम्बी–જે એક જાતની કારીગીરી હોય તેવી શીંગરૂપે થાય છે, તેથી પુસ્તશિંબી–વાલોળ.

૪. पुस्तकरूपा शिम्बिका–જાણે કોઈ પુસ્તક હોય તેવી શીંગરૂપે જે થાય છે, તેથી પુસ્તકશિમ્બિકા–વાલોળ.

## કાળી વાલોળનાં નામો તથા ગુણો

**कोलशिम्बिः कृष्णफला तथा पर्यङ्कपट्टिका ।**
**कोलशिम्बिः समीरघ्नी गुर्व्युष्णा कफपित्तकृत् ॥**
**शुक्राग्निसादकृद्रूक्षा रुचिकृद्वद्वविड् गुरुः ॥७०॥**

अन्वयः–कोलशिम्बिः कृष्णफला तथा पर्यङ्कपट्टिका

વાતલઃ રૂક્ષઃ મૂત્રલઃ ચ અશ્મરીહરઃ સ્મૃતઃ ॥

ડિંડિશ,[૧] રોમશફલ,[૨] અને મુનિનિર્મિત,[૩] એટલાં કંકોડાનાં સંસ્કૃત નામો છે. કંટોલાં રુચિ ઉપજાવનાર, મળ તોડનાર, પિત્ત કથા કફને હણનાર તેમજ બહુ જ ટાઢાં હોઈ વાયુ કરનાર, રૂક્ષ, મૂત્રને વધારનાર તથા પથરીને મટાડનાર કહ્યાં છે. ૭૬

૧. ડિણ્ડિઃ–ફેનમ્ અસ્તિ અસ્ય–લોમાદિત્વાત્ શઃ–જેનાં ફીણ વળે છે, તેથી ડિંડિશ–કંકોડાં.

૨. રોમાણિ સન્તિ અસ્ય–પૂર્વવત્ શઃ, રોમશં ફલં યસ્ય સઃ–જેનું ફળ રૂંછાડવાળું હોય છે, તેથી રોમશફલ–કંકોડાં.

૩. મુનિભિઃ નિર્મિતઃ મુનિનિર્મિતઃ–જેને મુનિઓએ નિર્માણ કર્યું છે; કેમકે વાવ્યા વિના જ ઊગી નીકળે છે, તેથી મુનિનિર્મિત–કંકોડાં.

## પિંડાર કે પિંડાલુનું નામ તથા ગુણો

પિણ્ડારં શીતલં વલ્યં પિત્તઘ્નં રુચિકારકમ્ ।
પાકે લઘુ વિશેષેણ વિષશાન્તિકરં સ્મૃતમ્ ॥૭૭

અન્વયઃ–પિણ્ડારં શીતલં વલ્યં પિત્તઘ્નં રુચિકારકં પાકે લઘુ વિશેષેણ વિષશાન્તિકરં સ્મૃતમ્ ॥

પિંડાર[૧] કે પિંડાલુ ટાઢું, બળ આપનાર, પિત્તને હણનાર, રુચિ ઉપજાવનાર, પાકમાં હલકું અને વિશેષે કરી ઝેરની શાંતિ કરનાર કહ્યું છે. ૭૭

૧. પિણ્ડં–સંહતં ઋચ્છતિ–ઋ ગતૌ કર્મણ્યણ્–જે પિંડાકારે એકઠું ગુચ્છારૂપે ઉત્પન્ન થાય છે, તેથી પિંડાર–પિંડાલુ.

## કડવી ઘિલોડીનાં નામો તથા ગુણો

કર્કોટકી પીતપુષ્પા મહાજાલીતિ ચોચ્યતે ।
કર્કોટી મલહૃત્કુષ્ઠહૃલ્લાસારુચિનાશની ।
શ્વાસકાસજ્વરાન્હન્તિ કટુપાકા ચ દીપની ॥૭૮॥

અન્વયઃ–કર્કોટકી પીતપુષ્પા ચ મહાજાલી ઇતિ ઉચ્યતે । કર્કોટી મલહૃત્, કુષ્ઠહૃલ્લાસારુચિનાશની, શ્વાસકાસજ્વરાન્ હન્તિ, કટુપાકા ચ દીપની (અસ્તિ) ॥

કર્કોટકી,[૧] પીતપુષ્પા,[૨] અને મહાજાલી,[૩] એટલાં કડવી ઘિલોડીનાં સંસ્કૃત નામો છે. કડવી ઘિલોડી મળને હરનાર હોઈ કોઢ, ઊબકા–મોળ, અરુચિ, શ્વાસ, ઉધરસ તથા તાવને મટાડનારી છે અને પાકમાં તીખી હોઈ અગ્નિને પ્રદીપ્ત કરનાર છે. ૭૮

૧. કર્કતિ–હસતિ કુષ્ઠાદિરોગાન્ તન્નાશકત્વાત્, કર્ક હસને–સૌત્રો ધાતુઃ, તસ્માદ્ વાહુલકાદ્ ઓટઃ પ્રત્યયઃ, તતઃ સ્વાર્થે કન્, જાતિત્વાદ્ ઙીપ્–કોઢ વગેરે રોગોનો નાશ કરનાર હોવાથી જે તેઓને હસે છે, તેથી કર્કોટકી–કડવી ઘિલોડી.

૨. પીતાનિ પુષ્પાણિ યસ્યાઃ સા–જેનાં ફૂલ પીળાં થાય છે, તેથી પીતપુષ્પા–કડવી ઘિલોડી.

૩. જાલયતિ–આચ્છાદયતિ સમીપસ્થં સર્વં, જલ આચ્છાદને–પચાદ્યચ્, ગૌરાદિઃ, મહતી ચાસૌ જાલી મહાજાલી–જે પાસેનાં હરકોઈને અત્યંત ઢાંકી દે છે, તેથી મહાજાલી–કડવી ઘિલોડી.

## મીઠી ખરખોડીનાં નામો તથા ગુણો

ડોડિકા વિષમુષ્ટિશ્ચ ડોડીત્યપિ સુમુષ્ટિકા ।
ડોડિકા પુષ્ટિદા વૃષ્યા રુચ્યા વહ્નિપ્રદા લઘુઃ ।
હન્તિ પિત્તકફાર્શાંસિ ક્રૃમિગુલ્મવિષામયાન્ ॥૭૯॥

અન્વયઃ–ડોડિકા ચ વિષમુષ્ટિઃ ડોડી સુમુષ્ટિકા ઇત્યપિ (કથ્યતે) । ડોડિકા પુષ્ટિદા વૃષ્યા રુચ્યા વહ્નિપ્રદા લઘુઃ (સતી) પિત્તકફાર્શાંસિ ક્રૃમિગુલ્મવિષામયાન્ હન્તિ ॥

ડોડિકા,[૧] વિષમુષ્ટિ,[૨] ડોડી[૩] અને સુમુષ્ટિકા[૪] એ મીઠી ખરખોડીનાં સંસ્કૃત નામો છે. મીઠી ખરખોડી પુષ્ટિ આપનાર, વીર્યને વધારનાર, રુચિ ઉપજાવનાર અગ્નિને પ્રદીપ્ત કરનાર અને હલકી હોઈ પિત્ત, કફ, અરશ, કૃમિ, ગોળો તથા ઝેરના રોગને મટાડનાર છે. ૭૯

૧. ડોડી એવ ડોડિકા–સ્વાર્થે કન્–'ઙ્યાપોરિ'તિ હ્રસ્વશ્ચ–ડોડી એ જ ડોડિકા–મીઠી ખરખોડી.

૨. વિષં મુષ્ણાતિ તન્નાશકત્વાત્, મુષ સ્તેયે–સ્ત્રિયાં કર્તરિ ક્તિન્–ઝેરનો જે નાશ કરે છે, તેથી વિષમુષ્ટિ–મીઠી ખરખોડી.

૩. ડોડઃ–ડોડાકારં ફલમ્ અસ્તિ અસ્યાઃ–અર્શઆદ્યચ્–ગૌરાદિઃ–જેને ડોડા જેવું ફળ થાય છે, તેથી ડોડી–મીઠી ખરખોડી.

૪. સુતરાં મુષ્ણાતિ પિત્તકફવિષાદીન્, મુષ સ્તેયે–ક્તિન્ પૂર્વવત્, તતઃ સ્વાર્થે ચ કન્–પિત્ત, કફ, ઝેર વગેરેનો જે બરાબર નાશ કરે છે, તેથી સુમુષ્ટિકા–મીઠી ખરખોડી.

## ભોરીંગણીના ડોડવાના ગુણો

કણ્ટકારીફલં તિક્તં કટુકં દીપનં લઘુ ।
રૂક્ષોષ્ણં શ્વાસકાસઘ્નં જ્વરાનિલકફાપહમ્ ॥૮૦॥

ભોરીંગણીનાં ડોડવાં કડવાં, તીખાં, દીપન,

બટાટાનાં સંસ્કૃત નામો છે. કાષ્ઠાલુક,[૧] શંખાલુક,[૨] હસ્ત્યાલૂક,[૩] પિંડાલુક,[૪] સપ્તાલુક,[૫] અને રક્તાલુક,[૬] એ બટાટાની જાતો છે. જે કઠણપણાવાળું હોય તે કાષ્ઠાલુક કહેવાય છે; જે ધોળાશવાળું હોય તે શંખાલુક કહેવાય છે; જે લંબાઈવાળું અને મોટા કદવાળું હોય તે હસ્ત્યાલુક કહેવાય છે; જે મીઠાશવાળું અને રુંછાડવાળું હોય તે સપ્તાલુક કહેવાય છે; જે ગોળ હોય તે પિંડાલુક કહેવાય છે; જે રતાળુ કહેવાય છે, તે રક્તાલુક સમજવું. સઘળી જાતના બટાટા ટાઢા, મળને રોકનાર, મધુર, ભારે, મળ તથા મૂત્રને ઉત્પન્ન કરનાર, રૂક્ષ, માંડ પચે એવા, રક્તપિત્તને મટાડનાર, કફ તથા વાયુને કરનાર, બળ આપનાર, વીર્યને વધારે કાઢનાર અને અગ્નિને ઘણો જ ઓછો વધારનાર છે.

૧. ઇયર્તિ-પ્રાપ્નોતિ શીતલત્વાદિગુણાન્-ઋ ગતૌ-'ણિત્ કસિપદ્યર્તેઃ' (ઉણા. ૧-૮૫) ઇતિ ઉઃ, તતઃ આરુઃ एव આરુકમ્-संज्ञायां कन्-જે શીતલતા આદિ ગુણોને પ્રાપ્ત કરે છે, તે આરૂક-બટાટા.

૨. સાતમા નામ પ્રમાણે છે; કેવળ 'कन्' પ્રત્યય નથી-વીરસેન-બટાટા.

૩. વિશેષેણ ईर्ते ईरयति वा माधुर्यादिगुणान्, विपूर्वकात् ईर गतौ-'इगुपधे'ति कः-જે મધુરતા આદિ ગુણોને વિશેષ ધારણ કરે છે, તેથી વીર-બટાટાં.

૪. वीरः रुकः-कन्दरूपः यस्य तत्, 'शेषाद् विभाषे'ति कप्-જેની ગાંઠ કે કંદરૂપ સાથળ ઘણા ગુણોને ધારણ કરે છે, તેથી વીરારુક-બટાટા.

૫. આરુક-નામ પડેલા નામ પ્રમાણે છે; કેવળ 'बाहुलकाद् ह्रस्वः' વિશેષ છે.

૬. आ-समन्तात् लुनाति रक्तपित्तम्-आङ्पूर्वकात् लूञ् छेदने इत्यस्मात् क्विप्, ततः संज्ञायां कन्, यद्वा आ-समन्तात् लीयते पृथिव्याम्, लाति-ददाति वा बलं मैथुन-शक्ति च वल्यत्वाद् वृष्यत्वाच्च, मितद्रवादित्वात् डुः-संज्ञायां कन्-જે રક્તપિત્તનો નાશ કરે છે અથવા કંદ હોવાથી જમીનમાં ભરાઈ રહે છે અથવા બળ તથા મૈથુનશક્તિને આપે છે, તેથી આલૂક અથવા આલુક-દીર્ઘમધ્ય કે હ્રસ્વમધ્ય પણ મળે છે-અર્થ બટાટા.

૭. वीरा सेना-गुणरूपा यस्य तत्-ततः संज्ञायां कन्-જેની ગુણોરૂપી સેના વીર છે-બળદાયી છે, તેથી વીરસેનક-બટાટા.



૧. काष्ठसदृशं कठिनम् आलुकम्-લાકડાં જેવું જે કઠણ હોય તે કાષ્ઠાલુક-બટાટાની એક જાત.

૨. शङ्खसदृशं श्वेतम् आलुकम्-શંખ જેવું જે ધોળું હોય તે શંખાલુક-બટાટાની એક જાત.

૩. हस्तिसदृशं दीर्घं महाशरीरम् आलूकम्-હાથી જેવું લાંબું ને મોટા કદવાળું જે હોય છે, તે હસ્ત્યાલૂક-બટાટાની એક જાત.

૪. पिण्डसदृशं वर्तुलमालुकम्-પિંડ જેવું જે ગોળ હોય તે પિંડાલુક-બટાટાની એક જાત.

૫. माधुर्यादिसप्तगुणयुक्तम् आलुकम्-મીઠાશ વગેરે સાત ગુણોવાળું ને રુંછાડવાળું જે હોય તે સપ્તાલુક-બટાટાની એક જાત.

૬. रक्तवर्णं च तत् आलूकम्-જે લાલ રંગનું હોય છે, તે રક્તાલૂક-રતાળુ નામે બટાટાની એક જાત.

टीका-काष्ठालुकं-काठिन्ययुक्तं-'कठाउ'। शङ्खालुकं-श्वेततायुक्तं-'शङ्खाउ'। हस्त्यालूकं-दीर्घतायुक्तं महाशरीरम्। पिण्डालुकं-वर्तुलम्-'सुथनी'। सप्तालुकं माधुरतायुक्तं-रोमान्वितं-'दीर्घसुथनी'। रक्तालुकं-'रक्तालु-रतालु-रतण्ढ' इति च। (અર્થ ઉપર આવી જાય છે.) ૮૫-૮૭

## લાંબા તથા પાતળા રતાળુનું નામ તથા ગુણ

रक्तालुभेदे या दीर्घा तन्वी च प्रथितालुकी।
आलुकी बलकृत्स्निग्धा गुर्वी हृत्कफनाशिनी॥
विष्टम्भकारिणी तैले ललितातिरुचिप्रदा॥८८॥

अन्वयः-रक्तालुभेदे या दीर्घा च तन्वी (सा) आलुकी प्रथिता। आलुकी बलकृत् स्निग्धा गुर्वी हृत्कफनाशिनी विष्टम्भकारिणी (भवति), तैले ललिता अतिरुचिप्रदा (स्यात्)॥

રક્તાલુના ભેદોમાં લાંબું તથા પાતળું જે રતાળુ થાય છે તે આલુકી[૧] નામે પ્રખ્યાત છે. એ રતાળુ બળ આપનાર, સ્નિગ્ધ, ભારે, હૃદયના કફનો નાશ કરનાર, મળને રોકનાર અને તેલમાં જો તળ્યું હોય તો બહુ જ સારું તથા રુચિદાયક થાય છે. ૮૮

૧. दीर्घं तनुश्च आलुः आलुकी-संज्ञायां कन्-जातित्वाच्च ङीप्-લાંબું ને પાતળું રતાળુ આલુકી કહેવાય છે.

## મૂળાના બે ભેદો તથા નામો

मूलकं द्विविधं प्रोक्तं तत्रैकं लघुमूलकम्।
शालमर्कटकं विस्रं शालेयं मरुसम्भवम्॥८९॥

### લાવાંના ભેદો, નામો તથા ગુણો

लावा विष्किरवर्गेषु ते चतुर्धा मता बुधैः ।
पांशुलो गौरकोऽन्यस्तु पौण्ड्रको दर्भरस्तथा ॥५४॥
लावा वह्निकराः स्निग्धा गरघ्ना ग्राहका हिताः ।
पांशुलः श्लेष्मलस्तेषु वीर्योष्णोऽनिलनाशनः ॥५५
गौरो लघुतरो रूक्षो वह्निकारी त्रिदोषजित् ।
पौण्ड्रकः पित्तकृत्किंचिल्लघुर्वातकफापहः ।
दर्भको रक्तपित्तघ्नो हृदामयहरो हिमः ॥ ५६ ॥

अन्वयः–विष्किरवर्गेषु ते लावाः पांशुलः गौरकः अन्यः तु पौण्ड्रकः तथा दर्भरः (इति) चतुर्धा बुधैः मताः । लावाः वह्निकराः स्निग्धाः गरघ्नाः ग्राहकाः हिताः (सन्ति)। तेषु पांशुलः श्लेष्मलः वीर्योष्णः अनिलनाशनः, गौरः लघुतरः रूक्षः वह्निकारी त्रिदोषजित्, पौण्ड्रकः पित्तकृत् किंचित् लघुः वातकफापहः, दर्भकः रक्तपित्तघ्नः हृदामयहरः हिम. (भवति) ॥

વિષ્કિરોના વર્ગોમાં ગણાવેલાં તે લાવાં× પાંશુલ,[૧] ગૌરક,[૨] પૌંડ્રક[૩] અને દર્ભર,[૪] એમ ચાર પ્રકારનાં વિદ્વાનોએ માન્યાં છે. લાવાં અગ્નિ કરનાર, સ્નિગ્ધ, ઝેરને મટાડનાર, ઝાડાને રોકનાર, અને હિતકારી છે. તેઓમાં પાંશુલ જાતનાં લાવાં કફ કરનાર, ઉષ્ણવીર્ય અને વાયુનો નાશ કરનાર છે; ગૌરક જાતનાં લાવાં બહુ હલકાં, રૂક્ષ, અગ્નિ કરનાર અને ત્રણે દોષને મટાડનાર છે; પૌંડ્રક જાતનાં લાવાં પિત્તકારી, કાંઈક હલકાં અને વાયુ તથા કફને મટાડનાર છે; દર્ભક જાતનાં લાવાં રક્તપિત્તને મટાડનાર, હૃદયનો રોગ હરનાર અને ટાઢાં છે.

૧. पांशुः–શ્લેષ્મરૂપો મલઃ અસ્તિ અસ્મિન્ શ્લેષ્મલત્વાત્, સિધ્માદિત્વાત્ લચ્–જે કફકારક હોવાથી જેનામાં કફરૂપી મળ હોય છે, તેથી પાંશુલ–લાવાંની એક જાત.

૨. गौरवर्णः कायति–कै શબ્દે–'અન્યેભ્યોઽપિ૦'–ઇતિ ડઃ–જે ધોળા રંગનો હોય છે, તેથી ગૌરક-લાવાંની એક જાત.

૩. पौण्ड्र इक्षुरिव कायति वर्णेन रसेन च–कै શબ્દે–પૂર્વવત્ ડઃ–જે રંગમાં તથા રસમાં પૌંડ્ર નામની શેલડી જેવો હોય છે, તેથી પૌંડ્રક–એક જાતનું લાવું.

૪. दर्भसदृशं रक्तपित्तविदारणरूपं गुणं राति–ददाति–'आतोऽनुपसर्गे कः'–રક્તપિત્તને કાપનાર હોવાથી જે દર્ભ જેવો ગુણ આપે છે, તેથી દર્ભર–એક જાતનું લાવું.

× लावयति स्वकीयमाहारं चञ्च्वा–लूञ् छेदने–स्वार्थिकण्यन्ताद् अच्–પોતાના ખોરાકને ચાંચ વતી જે કાપી ખાય છે, તેથી લાવ–લાવું.

### લવાઈડાંનાં નામો તથા ગુણો

वार्तिरो वर्तिचटको वार्तिकश्चैव स स्मृतः ।
वार्तिको मधुरः शीतो रूक्षश्च कफपित्तनुत् ॥ ५७ ॥

अन्वयः–वार्तिर. वर्तिचटकः स एव च वार्तिकः स्मृत. । वार्तिकः मधुरः शीतः रूक्षः च कफपित्तनुत् (स्मृतः) ॥

વાર્તિર,[૧] વર્તિચટક[૨] અને વાર્તિક એટલાં લવાઈડાંનાં સંસ્કૃત નામો છે. લવાઈડાંનું માંસ મધુર, ટાઢું, રૂક્ષ અને કફ તથા પિત્તને મટાડનાર છે. ૫૭

૧. वर्तिं राति 'आतोऽनुपसर्गे कः'–वर्तिरः, वर्तिरः एव वार्तिरः–શરીર પર જે રેખાઓ અથવા લીટીઓ ધારણ કરે છે, તેથી વાર્તિર–લવાઈડું.

૨. वर्तियुक्तः चटकः–શાકપાર્થિવાદિઃ–શરીર પર લીટીઓ ધરાવતો ચકલો–લવાઈડું.

૩. वर्तिकः एव वार्तिकः–અર્થ બટાઉડાંના પહેલા નામ પ્રમાણે.

### કાળાં તથા ગોરાં તેતરનાં નામો તથા ગુણો

तित्तिरिः कृष्णवर्णः स्याच्चित्रोऽन्यो गौरतित्तिरिः ।
तित्तिरिर्बलदो ग्राही हिक्कादोषत्रयापहः ।
श्वासकासज्वरहरस्तस्माद्गौरोऽधिको गुणैः ॥५८॥

अन्वयः–तित्तिरिः कृष्णवर्णः स्यात, अन्यः चित्रः गौरतित्तिरिः (कथ्यते)। तित्तिरिः बलदः ग्राही हिक्कादोषत्रयापहः श्वासकासज्वरहरः (अस्ति) । तस्मात् गौरः गुणैः अधिकः ॥

એક તેતર[૧] કાળા રંગનું હોય છે; બીજી જાતનું તેતર વિચિત્ર રંગનું પણ હોય છે; તેને ગૌરતિત્તિર[૨]–ગોરું તેતર કહે છે. તેતરનું માંસ બળ આપનાર, ઝાડાને રોકનાર અને હેડકી, ત્રણે દોષ, શ્વાસ, ઉધરસ તથા તાવને મટાડનાર છે. કાળા તેતરના માંસ કરતાં ગોરા તેતરના માંસમાં વધારે ગુણ હોય છે. ૫૮

૧. 'तित्ति' इति शब्दं राति रा दाने–બાહુલકાત્ किः–જે 'તિત્તિ' એવો શબ્દ કરે છે, તેથી તિત્તિરિ–તેતર.

૨. गौरवर्णः तित्तिरिः–શાકપાર્થિવાદિઃ–ગોરા રંગનું તેતર ગૌરતિત્તિરિ કહેવાય છે.

હારીત,[1] રક્તપિત્ત[2] અને હરિત[3] એટલાં હારિલનાં સંસ્કૃત નામો છે. હારિલનું માંસ રૂક્ષ, ગરમ, રક્તપિત્ત તથા કફને મટાડનાર, પરસેવો કરનાર, સ્વરને સારો કરનાર અને કાંઈક વાયુ કરનાર કહેલ છે. ૬૩

૧. हारि-मनोहरम् इतं-गमनं यस्य सः, यद्वा हारयति इति हार्-क्विप्, एति स्म-इति ईतः-ई गतौ-'गत्यर्थे'ति कर्तरि क्तः, हार् चासौ ईतश्च-हारीतः-જેની ચાલ સુંદર હોય છે અથવા આકર્ષક થઈને જે ચાલે છે, તેથી હારીત-હારિલ પક્ષી.

૨. रक्तवर्णं पित्तं यस्य सः-જેનું પિત્ત લાલ રંગનું હોય છે, તેથી રક્તપિત્ત-હારિલ.

૩. हरितः वर्णः अस्ति अस्य-अर्शआद्यच्-જેનો રંગ હરિયાળો હોય છે, તેથી હરિત-હારિલ

## બે જાતના હોલાનાં નામો તથા ગુણો

पाण्डुस्तु द्विविधो ज्ञेयश्चित्रपक्षः कलध्वनिः ।
द्वितीयो धवलः प्रोक्तः स कपोतः स्फुटस्वनः ॥ ६४
चित्रपक्षः कफहरो वातघ्नो ग्रहिणीप्रणुत् ।
धवलस्तु समुद्दिष्टो रक्तपित्तहरो हिमः ॥ ६५ ॥

अन्वयः-पाण्डुः तु द्विविधः ज्ञेयः-चित्रपक्षः कलध्वनिः, द्वितीयः धवलः प्रोक्तः, सः स्फुटस्वनः कपोतः (कथ्यते) ॥ चित्रपक्षः कफहरः वातघ्नः ग्रहिणीप्रणुत् (अस्ति). धवलः तु रक्तपित्तहरः हिमः समुद्दिष्टः ॥

હોલા બે પ્રકારના જણાય છે-એક ચિત્રપક્ષ[1]-વિચિત્ર પાંખોવાળો અને કલધ્વનિ[2]-અસ્ફુટ શબ્દ બોલનારો; અને બીજો ધવલ[1]-ધોળા રંગનો તથા સ્ફુટસ્વન[2]-સ્ફુટ શબ્દ કરનારો કહેવાય છે અને તે જ કપોત[3] પણ કહેવાય છે. પહેલા હોલાનું માંસ કફને હરનાર અને વાયુ તથા ગ્રહણીરોગને મટાડનાર છે. બીજા ધવલ હોલાનું માંસ રક્તપિત્તને હરનાર અને ટાઢું કહેલ છે. ૬૪,૬૫

૧. चित्रः पक्षः यस्य सः-જેની પાંખ રંગબેરંગી હોય છે, તેથી ચિત્રપક્ષ-હોલો.

૨. कलः-मधुरास्फुटः ध्वनिः यस्य सः-જેનો શબ્દ મધુર તથા અસ્પષ્ટ હોય છે, તેથી કલધ્વનિ-હોલો.

૧. धावति-गच्छति मनः अत्र शुभ्रवर्णस्पष्टध्वनियुक्तत्वात्-धावु गतिशुद्ध्योः-वृषादित्वात् कलच्, बाहुलकाद् ह्रस्वश्च-જેનો રંગ ધોળો તથા શબ્દ સ્પષ્ટ હોય છે, તેથી જેના તરફ મન દોડે છે, માટે ધવલ-બીજી જાતનો ધોળો હોલો.

૨. स्फुटः स्वनः यस्य सः-જેનો શબ્દ સ્પષ્ટ હોય છે, તેથી સ્ફુટસ્વન-બીજી જાતનો ધોળો હોલો.

૩. कस्य-वायोः पोत इव-शीघ्रगामित्वात्-જે ઝડપથી ઊડી જતો હોવાથી જાણે વાયુનું બચ્ચું હોય તેવો લાગે છે, તેથી કપોત-બીજી જાતનો ધોળો હોલો.

## મોરનાં નામો તથા ગુણો

मयूरश्चन्द्रकी केकी मेघरावो भुजङ्गभुक् ।
शिखी शिखावलो बर्ही शिखण्डी नीलकण्ठकः ॥ ६६
शुक्लापाङ्गः कलापी च मेघनादानुलास्यपि ।
रसे पाके च मधुरः संग्राही वातशान्तिकृत् ॥ ६७ ॥

अन्वयः-मयूरः चन्द्रकी केकी मेघरावः भुजङ्गभुक् शिखी शिखावलः बर्ही शिखण्डी नीलकण्ठकः शुक्लापाङ्गः कलापी च मेघनादानुलासी अपि (कथ्यते, स च) रसे च पाके मधुरः संग्राही वातशान्तिकृत (भवति) ॥

મયૂર,[1] ચંદ્રકી,[2] કેકી,[3] મેઘરાવ,[4] ભુજંગભુક્,[5] શિખી,[6] શિખાવલ,[7] બર્હી,[8] શિખંડી,[9] નીલકંઠક,[10] શુકલાપાંગ,[11] કલાપી[12] અને મેઘનાદાનુલાસી[13] એટલાં મોરનાં સંસ્કૃત નામો છે. મોરનું માંસ રસમાં તથા પાકમાં મધુર, ઝાડાને રોકનાર અને વાયુની શાંતિ કરનાર છે. ૬૬,૬૭

૧. मयते-प्राप्नोति आनन्दं मेघदर्शनात्, मय गतौ-खर्जादित्वात् (ઉણા. ૪-૧૦) ऊरः, यद्वा मह्यां रौति, रु शब्दे-'अन्येभ्योऽपि'-इति डः, पृषोदरादिः-જે મેઘને જોઈ આનંદ પામે છે અથવા જમીન પર કલ્લોલ કરે છે, તેથી મયૂર-મોર પક્ષી.

૨ चन्द्रकाः सन्ति अस्य पिच्छेषु 'अत इनि.'-इति इन्-જેના પીંછામાં ચંદ્રકો હોય છે, તેથી ચંદ્રકી-મોરપક્ષી.

૩. के-मूर्धनि कायति-कै शब्दे-'अन्येभ्योऽपि.'-इति डः-'हलदन्तात्' इत्यलुक्, टाप्-केका अस्ति अस्य-व्रीह्यादित्वात् इन्-જેની વાણી માથામાંથી અવાજ કરતી હોય છે, તેથી કેકી-મોરપક્ષી.

૪. मेघं प्रति रौति, रु शब्दे-कर्मण्यण्-મેઘને ઉદ્દેશી જે અવાજ કરે છે, અથવા મેઘને જે બોલાવે છે, તેથી મેઘરાવ-મોર.

૫. भुजङ्गं भुङ्क्ते, भुज पालनाभ्यवहारयोः'-क्विप्-સર્પને જે ખાય છે, તેથી ભુજંગભુક્-મોર.

૬. शिखा अस्ति अस्य-व्रीह्यादित्वादिन्-જેને

૨. વેતિ–ગચ્છતિ ત્વરયા, ક્ષિપતિ ચાન્યાન્ ગત્યા–વી ગત્યાદૌ–ક્તિન્–જે ખૂબ ચાલી શકે છે અને જવામાં બીજા પ્રાણીને થકવે છે, તેથી વીતિ–ઘોડો.

૩. તોરણં તુરઃ–તુર ત્વરણે–ઘઞર્થે કઃ, બાહુલકાદ્ ઘઞ્ વા, તુરેણ–ત્વરયા ગચ્છતિ–'અન્યેભ્યોઽપિ.'–ઇતિ ડઃ–જે વેગથી જાય છે, તેથી તુરગ–ઘોડો.

૪. તુરેણ ગચ્છતિ–'ગમશ્વ'–ઇતિ ખચ્, 'ખચ્ચ વા ડિત્'–'અરુર્દ્વિષદ્'–ઇતિ મુમ્–અર્થ ઉપર પ્રમાણે.

૫. અશ્નુતે–વ્યાપ્નોતિ માર્ગમ્ ગત્યા, અશૂ વ્યાપ્તૌ–'અશૂપ્રુષિ'–(ઉણા. ૧–૧૫૧) ઇતિ ક્વન્–જે પોતાની ચાલ વડે માર્ગને વ્યાપે છે; અથવા વેગથી રસ્તો કાપે છે, તેથી અશ્વ–ઘોડો.

૬. તુરઙ્ગમ–ની વ્યુત્પત્તિ તથા અર્થ ૪થા નામ પ્રમાણે.

૭. અવશ્યં વજતિ–ગચ્છતિ વેગેન, વજ ગતૌ–'આવશ્યકા.'–ઇતિ ણિનિઃ–જે અવશ્ય વેગથી જાય છે, તેથી વાજિન્–ઘોડો.

૮. ઉહ્યતે અસૌ અનેન વા રથાદિકં, વહ પ્રાપ્તૌ–કર્મણિ કરણે વા ઘઞ્, યદ્વા વાહ્યતેઽસૌ વાહઃ–અચ્, યદ્વા વાહતે–પ્રયત્નં કરોતિ યથાશક્તિ ગન્તું, વાહ પ્રયત્ને–અચ્–જેના પર બેસાય છે, અથવા જેના સાધને રથ વગેરેને માર્ગે લઈ જવાય છે, અથવા પોતાના સવારને ઇષ્ટ સ્થાને જે પહોંચાડે છે, અથવા પોતાની શક્તિ પ્રમાણે ચાલવા જે પ્રયત્ન કરે છે, તેથી વાહ–ઘોડો.

૯. ઋચ્છતિ–ગચ્છતિ–સત્વરમ્, ઋ ગતૌ–'અન્યેભ્યોઽપિ.'–ઇતિ વનિપ્, યદ્વા અર્વતિ–ગચ્છતિ વેગેન–અર્વ ગતૌ–બાહુલકાત્ કનિન્–જે ઉતાવળો ચાલે છે, ઘણી ઝડપથી જાય છે, તેથી અર્વન્–ઘોડો.

૧૦. ગન્ધમ્ અર્વતિ–પ્રાપ્નોતિ ગન્ધગ્રહણસ્વાભાવ્યાત્, સ્વયં ચ ગન્ધયુક્તત્વાદ્વા, અર્વ ગતૌ–કર્મણ્યણ્, શકન્ધ્વાદિઃ–જેનો સ્વભાવ ગંધ લેવાનો હોઈ ગંધ લીધા કરે છે; અથવા પોતે પણ ગંધવાળું પ્રાણી છે, તેથી ગન્ધર્વ–ઘોડો.

૧૧. હયતિ–ગચ્છતિ સર્વેભ્યોઽધિકં ગતિમતામ્, યદ્વા હિનોતિ–ગચ્છતિ ત્વરયા, હય ગતૌ–ઇત્યસ્માત્, હિ ગતૌ–ઇત્યસ્માદ્વા અચ્–જે ગતિવાળાં બધાં પ્રાણીઓમાં સૌથી વધારે ચાલી શકે છે, અથવા ઘણી ઝડપથી ચાલી શકે છે, તેથી હય–ઘોડો.

૧૨. સિન્ધુષુ ભવઃ–'તત્ર ભવ'–ઇત્યણ્–જે સિન્ધુ દેશમાં સારી પેદાશ ધરાવે છે, તેથી સૈન્ધવ–ઘોડો.

૧૩. સપતિ–સેનાયાં સમવૈતિ, ષપ સમવાયે–ક્તિન્, યદ્વા બાહુલકાત્ તિઃ–જે સેનામાં સમાવેશ પામે છે, તેથી સપ્તિ–ઘોડો.

## ક્લેચરો

### પાડાનાં નામો તથા માંસના ગુણો

મહિષો ઘોટકારિઃ સ્યાત્કાસરશ્ચ રજસ્વલઃ ।
પીનસ્કન્ધઃ કૃષ્ણકાયો લુલાયો યમવાહનઃ ॥૮૧॥
મહિષસ્યામિષં સ્વાદુ સ્નિગ્ધોષ્ણં વાતનાશનમ્ ।
નિદ્રાશુક્રપ્રદં બલ્યં તનુદાઢર્યકરં ગુરુ ॥
વૃષ્યં ચ સૃષ્ટવિણ્મૂત્રં વાતપિત્તાસ્રનાશનમ્ ॥૮૨॥

અન્વયઃ–મહિષઃ ઘોટકારિઃ કાસરઃ રજસ્વલઃ પીનસ્કન્ધઃ કૃષ્ણકાયઃ લુલાયઃ ચ યમવાહનઃ સ્યાત્ ॥ મહિષસ્ય આમિષં સ્વાદુ સ્નિગ્ધોષ્ણં વાતનાશનં નિદ્રાશુક્રપ્રદં બલ્યં તનુદાઢર્યકરં ગુરુ વૃષ્યં સૃષ્ટવિણ્મૂત્રં ચ વાતપિત્તાસ્રનાશનમ્ (ભવતિ) ॥

મહિષ,[1] ઘોટકારિ,[2] કાસર,[3] રજસ્વલ,[4] પીનસ્કંધ,[5] કૃષ્ણકાય,[6] લુલાય[7] અને યમવાહન[8] એટલાં પાડાનાં સંસ્કૃત નામો છે. પાડાનું માંસ મધુર, સ્નિગ્ધ, ગરમ, વાયુને મટાડનાર, નિદ્રા આપનાર, વીર્યને વધારનાર, બળ આપનાર, શરીરને દૃઢ કરનાર, ભારે, મૈથુનશક્તિને વધારનાર, વિષ્ઠા તથા મૂત્રને બહુ ઉત્પન્ન કરનાર અને વાતપ્રધાન રક્તપિત્ત રોગને મટાડનાર છે. ૮૧,૮૨

૧. મહતિ–પૂજયતિ યમદેવં તદ્વાહનત્વાત્, યદ્વા મહ્યતે–પૂજ્યતે–લોકૈર્યમવાહનત્વાદ્ યમપૂજાસમયે, મહ પૂજાયામ્–'અવિમહ્યોષ્ટિષચ્;' યદ્વા મંહતે–વર્ધતે પશુષુ બલેન વપુષા ચ–મહિઙ્ વૃદ્ધૌ–આગમશાસ્ત્રાનિત્યત્વાન્ન નુમ્–જે યમદેવનું વાહન હોઈ તેને પૂજે છે, અથવા યમદેવની પૂજા વખતે તેમના વાહનરૂપે લોકો જેને પૂજે છે અથવા પશુ જાતિમાં સૌ કરતાં બળ તથા શરીરથી જે વધે છે, તેથી મહિષ–પાડો.

૨. ઘોટકસ્ય અરિઃ, ઘોટકોઽરિર્યસ્ય વા–તયોઃ પરસ્પરં સ્વાભાવિકવૈરત્વાત્–ઘોડાનો જે શત્રુ છે અથવા ઘોડો જેનો શત્રુ છે; કેમકે એ બંનેનું વૈર સ્વાભાવિક છે, તેથી ઘોટકારિ–પાડો.

૩. કે–જલે–આ–સમન્તાત્ સરતિ તત્પ્રિયત્વાત્, યદ્વા ઈષત્ સરતિ સ્થૂલકાયત્વાત્, સૃ ગતૌ–ઇત્યસ્માત્ અચ્, ઈષદર્થે કોઃ કાદેશઃ–જે પાણીમાં ચોપાસ સરકે છે; કેમકે પાણી તેને પ્રિય હોય છે, અથવા શરીર ભારે હોવાથી જે ધીમી ચાલથી ચાલે છે, તેથી કાસર–પાડો.

૨. વેતિ-ગચ્છતિ ત્વરયા, ક્ષિપતિ ચાન્યાન્ ગત્યા-વી ગત્યાદૌ-ક્તિચ્-જે ખૂબ ચાલી શકે છે અને જવામાં બીજા પ્રાણીને થકવે છે, તેથી વીતિ-ઘોડો.

૩. તોરણં તુરઃ-તુર ત્વરણે-ઘઞર્થે કઃ, બાહુલકાદ્ ઘઞ્ વા, તુરેણ-ત્વરયા ગચ્છતિ-'અન્યેભ્યોઽપિ.'-ઇતિ ડઃ-જે વેગથી જાય છે, તેથી તુરગ-ઘોડો.

૪. તુરેણ ગચ્છતિ-'ગમશ્ચ'-ઇતિ ખચ્, 'ખચ્ચ વા ડિત્'-'અરુર્દ્વિષદ્'-ઇતિ મુમ્-અર્થ ઉપર પ્રમાણે.

૫. અશ્નુતે-વ્યાપ્નોતિ માર્ગમ્ ગત્યા, અશૂ વ્યાપ્તૌ-'અશૂપ્રુષિ'-(ઉણા. ૧-૧૫૧) ઇતિ ક્વન્-જે પોતાની ચાલ વડે માર્ગને વ્યાપે છે; અથવા વેગથી રસ્તો કાપે છે, તેથી અશ્વ-ઘોડો.

૬. તુરઙ્ગમ-ની વ્યુત્પત્તિ તથા અર્થ ૪થા નામ પ્રમાણે.

૭. અવશ્યં વજતિ-ગચ્છતિ વેગેન, વજ ગતૌ-'આવશ્યકા.'-ઇતિ ણિનિઃ-જે અવશ્ય વેગથી જાય છે, તેથી વાજિન્-ઘોડો.

૮. ઉહ્યતે અસૌ અનેન વા રથાદિકં, વહ પ્રાપ્તૌ-કર્મણિ કરણે વા ઘઞ્, યદ્વા વાહ્યતેઽસૌ વાહઃ અચ્, યદ્વા વાહતે-પ્રયત્નં કરોતિ યથાશક્તિ ગન્તું, વાહૃ પ્રયત્ને-અચ્-જેના પર બેસાય છે, અથવા જેના સાધને રથ વગેરેને માર્ગે લઈ જવાય છે, અથવા પોતાના સવારને ઇષ્ટ સ્થાને જે પહોંચાડે છે, અથવા પોતાની શક્તિ પ્રમાણે ચાલવા જે પ્રયત્ન કરે છે, તેથી વાહ-ઘોડો.

૯. ઋચ્છતિ-ગચ્છતિ-સત્વરમ્, ઋ ગતૌ-'અન્યેભ્યોઽપિ.'-ઇતિ વનિપ્, યદ્વા અર્વતિ-ગચ્છતિ વેગેન-અર્વ ગતૌ-બાહુલકાત્ કનિન્-જે ઉતાવળો ચાલે છે, ઘણી ઝડપથી જાય છે, તેથી અર્વન્-ઘોડો.

૧૦. ગન્ધમ્ અર્વતિ-પ્રાપ્નોતિ ગન્ધગ્રહણસ્વાભાવ્યાત્, સ્વયં ચ ગન્ધયુક્તત્વાદ્વા, અર્વ ગતૌ-કર્મણ્યણ્, શકન્ધ્વાદિઃ-જેનો સ્વભાવ ગંધ લેવાનો હોઈ ગંધ લીધા કરે છે; અથવા પોતે પણ ગંધવાળું પ્રાણી છે, તેથી ગન્ધર્વ-ઘોડો.

૧૧. હયતિ-ગચ્છતિ સર્વેભ્યોઽધિકં ગતિમતામ્, યદ્વા હિનોતિ-ગચ્છતિ ત્વરયા, હય ગતૌ-ઇત્યસ્માત્, હિ ગતૌ-ઇત્યસ્માદ્વા અચ્-જે ગતિવાળાં બધાં પ્રાણીઓમાં સૌથી વધારે ચાલી શકે છે, અથવા ઘણી ઝડપથી ચાલી શકે છે, તેથી હય-ઘોડો.

૧૨. સિન્ધુષુ ભવઃ-'તત્ર ભવ'-ઇત્યણ્-જે સિન્ધુ દેશમાં સારી પેદાશ ધરાવે છે, તેથી સૈન્ધવ-ઘોડો.

૧૩. સપતિ-સેનાયાં સમવૈતિ, ષપ સમવાયે-ક્તિચ્, યદ્વા બાહુલકાત્ તિઃ-જે સેનામાં સમાવેશ પામે છે, તેથી સપ્તિ-ઘોડો.

## કૂલેચરો

### પાડાનાં નામો તથા માંસના ગુણો

**મહિષો ઘોટકારિઃ સ્યાત્કાસરશ્ચ રજસ્વલઃ ।**
**પીનસ્કન્ધઃ કૃષ્ણકાયો લુલાયો યમવાહનઃ ॥૮૧॥**
**મહિષસ્યામિષં સ્વાદુ સ્નિગ્ધોષ્ણં વાતનાશનમ્ ।**
**નિદ્રાશુક્રપ્રદં બલ્યં તનુદાર્ઢ્યકરં ગુરુ ॥**
**વૃષ્યં ચ સૃષ્ટવિણ્મૂત્રં વાતપિત્તાસ્રનાશનમ્ ॥૮૨॥**

અન્વયઃ-મહિષઃ ઘોટકારિઃ કાસરઃ રજસ્વલઃ પીનસ્કન્ધઃ કૃષ્ણકાયઃ લુલાયઃ ચ યમવાહનઃ સ્યાત્ ॥મહિષસ્ય આમિષં સ્વાદુ સ્નિગ્ધોષ્ણં વાતનાશનં નિદ્રાશુક્રપ્રદં બલ્યં તનુદાર્ઢ્યકરં ગુરુ વૃષ્યં સૃષ્ટવિણ્મૂત્રં ચ વાતપિત્તાસ્રનાશનમ્ (ભવતિ)॥

મહિષ,[1] ઘોટકારિ,[2] કાસર,[3] રજસ્વલ,[4] પીનસ્કંધ,[5] કૃષ્ણકાય,[6] લુલાય[7] અને યમવાહન[8] એટલાં પાડાનાં સંસ્કૃત નામો છે. પાડાનું માંસ મધુર, સ્નિગ્ધ, ગરમ, વાયુને મટાડનાર, નિદ્રા આપનાર, વીર્યને વધારનાર, બળ આપનાર, શરીરને દૃઢ કરનાર, ભારે, મૈથુનશક્તિને વધારનાર, વિષ્ઠા તથા મૂત્રને બહુ ઉત્પન્ન કરનાર અને વાતપ્રધાન રક્તપિત્ત રોગને મટાડનાર છે. ૮૧,૮૨

૧. મહતિ-પૂજયતિ યમદેવં તદ્વાહનત્વાત્, યદ્વા મહ્યતે-પૂજ્યતે-લોકૈર્યમવાહનત્વાદ્ યમપૂજાસમયે, મહ પૂજાયામ્-'અવિમહ્યોષ્ટિષચ્;' યદ્વા મંહતે-વર્ધતે પશુષુ બલેન વપુષા ચ-મહિઙ્ વૃદ્ધૌ-આગમશાસ્ત્રાનિત્યત્વાન્ન નુમ્-જે યમદેવનું વાહન હોઈ તેને પૂજે છે, અથવા યમદેવની પૂજા વખતે તેમના વાહનરૂપે લોકો જેને પૂજે છે અથવા પશુ જાતિમાં સૌ કરતાં બળ તથા શરીરથી જે વધે છે, તેથી મહિષ-પાડો.

૨. ઘોટકસ્ય અરિઃ, ઘોટકોઽરિર્યસ્ય વા-તયોઃ પરસ્પરં સ્વાભાવિકવૈરત્વાત્-ઘોડાનો જે શત્રુ છે અથવા ઘોડો જેનો શત્રુ છે; કેમકે એ બંનેનું વૈર સ્વાભાવિક છે, તેથી ઘોટકારિ-પાડો.

૩. કે-જલે-આ-સમન્તાત્ સરતિ તત્પ્રિયત્વાત્, યદ્વા ઈષત્ સરતિ સ્થૂલકાયત્વાત્, સૃ ગતૌ-ઇત્યસ્માત્ અચ્, ઈષદર્થે કોઃ કાદેશઃ-જે પાણીમાં ચોપાસ સરકે છે; કેમકે પાણી તેને પ્રિય હોય છે, અથવા શરીર ભારે હોવાથી જે ધીમી ચાલથી ચાલે છે, તેથી કાસર-પાડો.

માંસને તોડનાર, લોહીને બગાડનાર અને પિત્ત તથા કોઢના રોગને કરનાર છે. ૯૯

૧. પાઠીં-પૃષ્ઠં નમયતિ, ણમ પ્રહ્વત્વે-ણ્યન્તાત્ 'અન્યેભ્યોઽપિ-' ઇતિ ડઃ-'અન્યેષામપિ-' ઇતિ દીર્ઘશ્ચ, યદ્વા અવશ્યં પઠતિ, પઠ વ્યક્તાયાં વાચિ-'આવશ્યકે ણિનિઃ-' પાઠી-દ્વિજઃ, તસ્ય ઇન ઇવ અપેક્ષિતઃ, હવ્યકવ્યયોઃ પ્રશસ્તત્વાત્-જે પીઠને નમાવે છે, તેથી પાઠીન; અથવા અવશ્ય વેદ જાણનાર યાજ્ઞિક બ્રાહ્મણોનો જાણે રાજા કે સ્વામી હોય તેવો છે; કેમકે તેઓનાં યજ્ઞકાર્ય તથા પિતૃકાર્યમાં તે માછલાંનો હવિષ તરીકે તથા પિતૃબલિ તરીકે તે બ્રાહ્મણોને તેની જરૂર પડે છે, તેથી પાઠી+ઇન-પાઠીન કહેવાતું એક માછલું.

## શૃંગી મત્સ્યના ગુણો

શૃઙ્ગી તુ વાતશમની સ્નિગ્ધા શ્લેષ્મપ્રકોપની ।
રસે તિક્તા કષાયા ચ લઘ્વી રુચ્યા સ્મૃતા બુધૈઃ ॥

અન્વયઃ-શૃઙ્ગી તુ વાતશમની સ્નિગ્ધા શ્લેષ્મપ્રકોપની રસે તિક્તા કષાયા લઘ્વી ચ રુચ્યા બુધૈઃ સ્મૃતા ॥

શૃંગી[1] માછલી વાયુને શમાવનારી, સ્નિગ્ધ, કફને કોપવનારી, રસમાં કડવી, તૂરી, હલકી અને રુચિ ઉપજાવનાર તરીકે વિદ્વાનોએ કહી છે.

૧. શૃણાતિ-હિનસ્તિ ક્ષુદ્રાન્ જલજન્તૂન્ વાયું ચાપિ, શૃ હિંસાયામ્-'શૃણાતેર્હ્રસ્વશ્ચ' (ઉણા. ૧-૧૨૬) ઇતિ ગન્, હ્રસ્વત્વં કિત્વં નુડાગમશ્ચ, 'પુંયોગાદિ'તિ, 'જાતેરિ'તિ વા ઙીપ્-જે ક્ષુદ્ર જળજીવોનો તથા વાયુનો પણ નાશ કરે છે, તેથી શૃંગી નામની એક જાતની માછલી, જે મદ્‌ગુ મત્સ્યની સ્ત્રી ગણાય છે.

## ઇલ્લીસના ગુણો

ઇલ્લીસો મધુરઃ સ્નિગ્ધો રોચનો વહ્નિવર્ધનઃ ।
પિત્તહૃત્કફકૃત્કિઞ્ચિલ્લઘુર્વૃષ્યોઽનિલાપહઃ ॥૧૦૧॥

ઇલ્લીસ[1] માછલી મધુર, સ્નિગ્ધ, રુચિ કરનાર, અગ્નિને વધારનાર, પિત્તને હરનાર, કફને કરનાર, કાંઈક હલકી, મૈથુનશક્તિને વધારનાર અને વાયુને હણનાર છે. ૧૦૧

૧. આ ઇલ્લીસ નામ કોઈ પ્રાકૃત-દેશ્ય જણાય છે; હીંદીમાં 'ઇલ્સા' કહેવાય છે; આનું સંસ્કૃત ઉદ્દભટે 'ઇલીશ' લખ્યું છે; એ ઉપરથી-ઇલી ઇવ શોભતે યઃ આકૃત્યા-ઇતિ ઇલીશઃ, શુભ દીપ્તૌ-ડઃ પ્રત્યયઃ-જે આકારથી કટાર જેવું શોભે છે, તેથી ઇલીશ કહેવાતું એક જાતનું માછલું.

## શષ્કુલીના ગુણો

શષ્કુલી ગ્રાહિણી હૃદ્યા મધુરા તુવરા સ્મૃતા ।

શષ્કુલી[1] માછલી ઝાડાને રોકનારી, હૃદયને પ્રિય લાગે એવી, મધુર અને તૂરી કહી છે.

૧. શપતિ-હિનસ્તિ ક્ષુદ્રાન્ જલજીવાન્, સ્વયં ચ શપ્યતે-હિંસ્યતે અન્યૈર્માંસાહારિભિશ્ચેતિ શષ્કુલી, શપ હિંસાયામ્-ઉણાદિઃ કુલચ્ પ્રત્યયઃ, જાતિત્વાદ્ ઙીપ્-જે હલકા જળજીવોનો નાશ કરે છે અને પોતે પણ બીજા માંસાહારીઓથી હણાય છે, તેથી શષ્કુલી નામે કહેવાતી-માછલી.

## ગર્ગરના ગુણો

ગર્ગરઃ પિત્તલઃ કિઞ્ચિદ્વાતજિત્કફકોપનઃ ॥૧૦૨॥

ગર્ગર[1] માછલું પિત્ત કરનાર, કાંઈક વાયુને મટાડનાર અને કફને કોપાવનાર છે.

૧. 'ગર્ગ' ઇતિ શબ્દં રાતિ, રા દાને-'આતોઽનુપસર્ગે' કઃ-જે ગર્ગ એવો અવાજ કરે છે, તે એક જાતનું માછલું ગર્ગર કહેવાય છે.

## કવિકાના ગુણો

કવિકા મધુરા સ્નિગ્ધા કફઘ્ની રુચિકારિણી ।
કિઞ્ચિત્પિત્તકરી વાત-નાશિની વહ્નિવર્ધિની ॥૧૦૩

કવિકા[1] માછલી મધુર, સ્નિગ્ધ, કફને હણનારી, રુચિ કરનારી, કાંઈક પિત્ત કરનારી, વાયુનો નાશ કરનારી અને અગ્નિને વધારનારી છે.

૧. કવતે-શબ્દં કરોતિ, કૂયતે-વર્ણ્યતે વા તત્સ્વાદજ્ઞૈઃ;-કુઙ્ શબ્દે-'ક્વુનાદિભ્યો વુન્' (ઉણા. ૫-૩૫) ઇતિ વુન્, ટાપ્, અત ઇત્વં ચ-જે અવાજ કરે છે, તેથી અથવા જેનો સ્વાદ જાણતા લોકો જેને વખાણે છે, તેથી કવિકા-નામે કહેવાતી માછલી.

## વર્મિ મત્સ્યના ગુણો

વર્મિમત્સ્યો હરેદ્વાતં પિત્તં રુચિકરો લઘુઃ ॥૧૦૪॥

અન્વયઃ-વર્મિમત્સ્યઃ વાતં પિત્તં હરેત્, રુચિકરઃ લઘુઃ (ભવતિ) ॥

વર્મિ[1] માછલું વાયુને તથા પિત્તને હરનાર, રુચિ ઉપજાવનાર અને હલકું છે.

૧. વ્રિયતે-સ્વીક્રિયતે મત્સ્યાશિભિર્વિશેષાદ્ રુચિકરત્વાત્, વૃઞ્ વરણે-બાહુલકાત્ મિન્-જે રુચિકારક હોવાથી મત્સ્ય ખાનારાઓ વડે ખાસ પસંદ કરાય છે, તેથી વર્મિ કહેવાતું એક જાતનું માછલું.

## દંડ મત્સ્યના ગુણો

દણ્ડમત્સ્યો રસે તિક્તઃ પિત્તરક્તં કફં હરેત્ ।
વાતસાધારણઃ પ્રોક્તઃ શકલો ... ॥૧૦...

### બહુજ ઝીણાં માછલાંના ગુણો

અતિસૂક્ષ્માઃ પુંસ્ત્વહરા રુચ્યાઃ કાસાનિલાપહાઃ ॥

બહુ જ ઝીણાં માછલાં પુરુષાતનને હરી લેનારાં, રુચિ ઉપજાવનારાં અને ઉધરસ તથા વાયુને મટાડનારાં છે. ૧૧૩

### માછલાંનાં ઈંડાંના ગુણો

મત્સ્યગર્ભો ભૃશં વૃષ્યઃ સ્નિગ્ધઃ પુષ્ટિકરો લઘુઃ ।
કફમેદઃપ્રદો બલ્યો ગ્લાનિકૃન્મેહનાશનઃ ॥૧૧૪॥

માછલાના ગર્ભરૂપ-ઈંડાં મૈથુનશક્તિને બહુ જ વધારનાર, સ્નિગ્ધ, પુષ્ટિ આપનાર, હલકાં, કફ તથા મેદને વધારનાર, બળ આપનાર, ગ્લાનિ કરનાર અને પ્રમેહનો નાશ કરનાર છે. ૧૧૪

### સુકાયેલાં માછલાંના દોષો

શુષ્કમત્સ્યા ન બલ્યાઃ સ્યુર્દુર્જરા વિડ્વિબન્ધિનઃ ॥

અન્વયઃ-શુષ્કમત્સ્યાઃ બલ્યાઃ ન સ્યુઃ, (પ્રત્યુત) દુર્જરાઃ વિડ્વિબન્ધિનઃ (સ્યુઃ) ॥

સુકાઈ ગયેલાં માછલાં બળ માટે હિતકારી નથી; ઊલટાં માંડ પચે એવાં અને ઝાડાને રોકનારાં છે. ૧૧૫

### બળેલાં માછલાંના ગુણો

દગ્ધમત્સ્યો ગુણૈઃ શ્રેષ્ઠઃ પુષ્ટિકૃદ્બલવર્ધનઃ ॥૧૧૬॥

બળેલાં માછલાં ઉત્તમ ગુણવાળાં, પુષ્ટિ આપનાર અને બળને વધારનારાં છે. ૧૧૬

### કૂવા વગેરે પાણીમાં ઉત્પન્ન થયેલાં માછલાંના ગુણો

કૌપમત્સ્યાઃ[1] શુક્રમૂત્રકુષ્ઠશ્લેષ્મવિવર્ધનાઃ ।
સરોજા[2] મધુરાઃ સ્નિગ્ધા બલ્યા વાતવિનાશનાઃ ॥
નાદેયા[3] બૃંહણા મત્સ્યા ગુરવોઽનિલનાશનાઃ ।
રક્તપિત્તકરા વૃષ્યાઃ સ્નિગ્ધોષ્ણાઃ સ્વલ્પવર્ચસઃ ॥
ચૌઞ્જાઃ[4] પિત્તકરાઃ સ્નિગ્ધા મધુરા લઘવો હિમાઃ ।
તાડાગા[5] ગુરવો વૃષ્યાઃ શીતલા બલમૂત્રદાઃ ॥
તાડાગા વા નિર્ઝરજા[6] બલાયુર્મતિદક્બલાઃ ॥૧૧૯॥

કૂવાનાં માછલાં વીર્ય, મૂત્ર, કોઢ અને કફને વધારનારાં છે; છૂટાં તળાવનાં માછલાં મધુર, સ્નિગ્ધ, બળ આપનાર અને વાયુનો નાશ કરનારાં છે; નદીનાં માછલાં પુષ્ટિ આપનાર, ભારે, વાયુનો નાશ કરનારાં, રક્તપિત્ત કરનારાં, મૈથુનશક્તિને વધારનારાં, સ્નિગ્ધ તથા ગરમ હોઈ ખાધાથી ઘણી જ થોડી વિષ્ઠા કરનારાં છે. હોજનાં માછલાં પિત્ત કરનાર, સ્નિગ્ધ, મધુર, હલકાં અને ટાઢાં છે; બાંધેલા તળાવનાં માછલાં ભારે, મૈથુનશક્તિ આપનારાં, ટાઢાં અને બળ તથા મૂત્રને વધારનારાં છે; પાણીના ઝરણામાં થયેલાં માછલાં તળાવનાં માછલાંની પેઠે બળ, આયુષ, બુદ્ધિ તથા નેત્રની શક્તિને વધારનારાં છે. ૧૧૭-૧૧૯

૧. કૂપે ભવાઃ મત્સ્યાઃ કૌપાઃ-ભવાર્થેઽણ્, કૌપાશ્ચ તે મત્સ્યાઃ-કૂવામાં થયેલાં માછલાં-કૌપમત્સ્ય.

૨. સરસિ જાતાઃ સરોજાઃ-'સપ્તમ્યાં જનેર્ડઃ'-ખુલ્લાં સરોવરમાં થયેલાં માછલાં-સરોજ.

૩. નદ્યાં ભવાઃ-ભવાર્થે-નદ્યાદેર્ઢક્-નદીમાં થયેલાં માછલાં-નાદેય

૪. ચોઞ્જે ભવાશ્ચૌઞ્જાઃ-ભવાર્થેઽણ્-હોજનાં માછલાં ચૌંજ કહેવાય છે.

૫. તડાગે ભવાઃ-ભવાર્થેઽણ્-તાડાગાઃ-બાંધેલા તળાવમાં ઉત્પન્ન થયેલાં માછલાં તાડાગ કહેવાય છે.

૬. નિર્ઝરેષુ જાતાઃ નિર્ઝરજાઃ-'સપ્તમ્યાં જનેર્ડઃ'-પાણીનાં ઝરણોમાં થયેલાં માછલાં નિર્ઝરજ કહેવાય છે.

### કઈ ઋતુમાં કયાં માછલાંઓનો ઉપયોગ હિતકારી છે?

હેમન્તે કૂપજા મત્સ્યાઃ શિશિરે સારસા હિતાઃ ।
વસન્તે તે તુ નાદેયા ગ્રીષ્મે ચૌઞ્જસમુદ્ભવાઃ ॥૧૨૦॥
તડાગજાતા વર્ષાસુ તાસ્વપથ્યા નદીભવાઃ ।
નૈર્ઝરાઃ શરદિ શ્રેષ્ઠા વિશેષોઽયમુદાહૃતઃ ॥૧૨૧॥

અન્વયઃ-હેમન્તે કૂપજાઃ મત્સ્યાઃ હિતાઃ, શિશિરે સારસાઃ હિતાઃ, વસન્તે તુ નાદેયાઃ તે હિતાઃ, ગ્રીષ્મે ચૌઞ્જસમુદ્ભવાઃ હિતાઃ, વર્ષાસુ તડાગજાતાઃ હિતાઃ, તાસુ નદીભવાઃ અપથ્યાઃ, શરદિ નૈર્ઝરાઃ શ્રેષ્ઠાઃ, અયં વિશેષઃ ઉદાહૃતઃ ॥

હેમંતઋતુમાં કૂવાનાં માછલાં, શિશિરઋતુમાં છૂટાં તળાવનાં માછલાં, વસંતઋતુમાં નદીનાં માછલાં, ગ્રીષ્મઋતુમાં હોજનાં માછલાં અને વર્ષાઋતુમાં બાંધેલા તળાવનાં માછલાં હિતકારી છે; પણ વર્ષાઋતુમાં નદીનાં માછલાં હિતકારી નથી; અને શરદ્ઋતુમાં ઝરણાંનાં માછલાં શ્રેષ્ઠ છે, આ ખાસ વિશેષતા કહી છે.

પ્રકાશે છે, તેથી ભિસ્સા; અથવા જેને ખાવાથી બળવીર્ય પ્રાપ્ત થાય છે. જેથી શરીરનું ભાંગવું–તૂટવું અટકે છે–ભૂખથી થતી શરીરની કળતર કે તૂટનો જે નાશ કરે છે, તેથી ભિસ્સા–ભાત–ખોરાક.

૭. દીવ્યતિ–ક્રીડતિ પ્રાણી અસ્ય મક્ષણાત્, દિવુ ક્રીડાયામ્–'દિવો દ્વે દીર્ઘશ્ચાઽભ્યાસસ્ય' (ઉણા. ૪–૫૫) ઇતિ ક્વિન્ પ્રત્યયઃ–જેને ખાવાથી પ્રાણી રમે–આનંદી બને છે, તેથી દીદિવ–ભાત–ખોરાક.

## ભાત રાંધવાની રીત

સુધૌતાંસ્તણ્ડુલાન્ સ્ફીતાંસ્તોયે પઞ્ચગુણે પચેત્ ।
તદ્ભક્તં પ્રસ્તુતં ચોષ્ણં વિશદં ગુણવન્મતમ્ ॥૫॥

અન્વયઃ–સુધૌતાન્ સ્ફીતાન્ તણ્ડુલાન્ પઞ્ચગુણે તોયે પચેત્, તદ્ ઉષ્ણં પ્રસ્તુતં મક્ત વિશદં ગુણવત્ મતમ્ ॥

સારી રીતે ધોયેલા ઉત્તમ ચોખાને પાંચગણા પાણીમાં રાંધવા. તે ગરમ ગરમ ભાત સ્વચ્છ, ગુણકારી અને વખાણવા યોગ્ય થયેલો મનાય છે. ૫

## ભાતના ગુણો તથા દોષો

ભક્તં વહ્નિકરં પથ્યં તર્પણં રોચનં લઘુ ।
અધૌતમસ્રુતં શીતં ગુર્વરુચ્યં કફપ્રદમ્ ॥૬॥

અન્વયઃ–ભક્તં વહ્નિકરં પથ્યં તર્પણં રોચનં લઘુ (અસ્તિ, તદ્ એવ) અધૌતમ અસ્રુતં શીતં (સત્) ગુરુ અરુચ્યં કફપ્રદમ્ (મવતિ) ॥

ભાત અગ્નિ કરનાર, પથ્ય, તૃપ્તિ આપઆપનાર, રુચિ ઉપજાવનાર અને હલકો છે; છતાં તેજ ભાત નહીં ધોયેલો, ઓછો ચડેલો અને ટાઢો થઈ ગયો હોય તો ભારે, અરુચિ કરનાર અને કફ કરનાર થાય છે. ૬

## દાળનાં નામો, રાંધવાની રીત તથા ગુણદોષ

દલિતં તુ શમીધાન્યં દાલિર્દાલી સ્ત્રિયામુમે ।
દાલી તુ સલિલે સિદ્ધા લવણાર્દ્રકહિઙ્ગુભિઃ ॥
સંયુક્તા સૂપનામ્ની સ્યાત્કથ્યન્તે તદ્ગુણા અથ ॥૭
સૂપો વિષ્ટમ્મકો રૂક્ષઃ શીતસ્તુ સ વિશેષતઃ ।
નિસ્તુષો ભ્રષ્ટસંસિદ્ધો લાઘવં સુતરાં વ્રજેત્ ॥૮॥

અન્વયઃ–શમીધાન્યં દલિતં તુ દાલિઃ દાલી ઉમે સ્ત્રિયાં (કથિતે), દાલી તુ સલિલે સિદ્ધા લવણાર્દ્રકહિઙ્ગુભિઃ સંયુક્તા સૂપનામ્ની સ્યાત્, અથ તદ્ગુણાઃ કથ્યન્તે–સઃ સૂપઃ વિષ્ટમ્મકઃ રૂક્ષઃ (અસ્તિ), શીતઃ તુ વિશેષતઃ (અસ્તિ), નિસ્તુષઃ ભ્રષ્ટસંસિદ્ધઃ સુતરાં લાઘવં વ્રજેત્ ॥

શીંગમાંથી થતાં ધાન્યોને ભરડવામાં આવે એટલે તે દાળ કહેવાય છે; દાલિ[1] અને દાલી[2]–બન્ને સ્ત્રીલિંગે દાળનાં સંસ્કૃત નામો છે. દાળને પાણીમાં રાંધવામાં આવે અને પછી તેમાં લૂણ, આદુ અને હિંગ યોગ્ય રીતે નંખાય ત્યારે તે તૈયાર થયેલ સૂપ[3] કહેવાય છે. સૂપ મળને રોકનાર અને રૂક્ષ છે; અને તે ટાઢી તો વધારે મળ રોકનાર તથા રૂક્ષ બને છે. ફોતરાં કાઢી નાખી શેકીને રાંધેલી દાળ બહુ જ હલકી થાય છે.

૧. દાલ્યતે–વિશાર્યતે, દલ વિશરણે–ણિજન્તાત્ 'અચ ઇઃ' (ઉણા. ૪–૧૩૯) ઇતિ ઇઃ પ્રત્યયઃ–જે શીંગધાન્ય–કઠોળને ભરડી નાખવામાં આવે છે, તે દાલિ કહેવાય છે.

૨. ઉપરના જ દાલિ શબ્દથી 'કૃદિકારાદક્તિનઃ' ઇતિ વા ઙીપ્'–સ્ત્રીલિંગ પ્રત્યય વધવાથી દીર્ઘ દાલી શબ્દ સિદ્ધ થાય છે અને તેનો અર્થ પણ ઉપર પ્રમાણે જ થાય છે.

૩. સવતિ રસાન્ ઇતિ સૂપઃ, ષુ પ્રસવાદૌ 'સુશૂભ્યાં નિચ્ચ'–(ઉણા. ૩–૨૬) ઇતિ પઃ પ્રત્યયો દીર્ઘશ્ચ–જે બધા રસોને ઉત્પન્ન કરે છે, તેથી સૂપ–દાળ.

## ખીચડી બનાવવાની રીત, નામ તથા ગુણો

તણ્ડુલા દાલિસંમિશ્રા લવણાર્દ્રકહિઙ્ગુભિઃ ।
સંયુક્તાઃ સલિલે સિદ્ધાઃ કૃસરા કથિતા બુધૈઃ ॥૯
કૃસરા શુક્રલા બલ્યા ગુરુઃ પિત્તકફપ્રદા ।
દુર્જરા બુદ્ધિવિષ્ટમ્મમલમૂત્રકરી સ્મૃતા ॥૧૦॥

અન્વયઃ–દાલિસંમિશ્રાઃ તણ્ડુલાઃ લવણાર્દ્રકહિઙ્ગુભિઃ સંયુક્તાઃ સલિલે સિદ્ધાઃ (સન્તઃ) બુધૈઃ કૃસરા કથિતા ॥ કૃસરા શુક્રલા બલ્યા ગુરુઃ પિત્તકફપ્રદા દુર્જરા (સતી) બુદ્ધિવિષ્ટમ્મમલમૂત્રકરી સ્મૃતા ॥

દાળ અને ચોખા ભેગા કરી તેમાં લૂણ, આદુ અને હિંગ નાખી પાણીમાં રંધાય, એટલે તે તૈયાર થયેલ કૃસરા[1]–ખીચડી કહેવાય છે. ખીચડી વીર્ય વધારનાર, બળ આપનાર, ભારે, કફ તથા પિત્તને ઉત્પન્ન કરનાર, માંડ પચે એવી, બુદ્ધિને અડચણ કરનાર અને મળ તથા મૂત્રને વધારનાર છે. ૯,૧૦

૧. કરોતિ શુક્રં બલં પિત્તં કફં મલં મૂત્રં ચાપિ–ડુકૃઞ્ કરણે–'કૃધૂસદિભ્યઃ કિત્' (ઉણા. ૨–૭૩) ઇતિ સરઃ પ્રત્યયઃ, વાહુલકાન્ન ણત્વમ્, તતઃ સ્ત્રીત્વે ટાપ્–જે વીર્ય, બળ, પિત્ત, કફ, મળ તથા મૂત્રને પણ કરે છે, તેથી કૃસરા–ખીચડી.

ન્વિતાઃ ( તાઃ ) ભોજ્યાઃ ॥

પરસુલી–મેંદાની જવ જેવી બહુ જ ઝીલી વાટો કરી સૂકવીને દૂધમાં રાંધવી અને ઘી તથા સાકર સહિત (દૂધપાકરૂપે થયેલી તેને) જમવી. ૧૮

સેવના ગુણો

સેવિકા તર્પણી વલ્યા ગુર્વી પિત્તાનિલાપહા ।
ગ્રાહિણી સન્ધિકૃદ્રુચ્યા તાં ખાદેન્નાતિમાત્રયા ॥૧૯

અન્વયઃ–(સા) સેવિકા તર્પણી વલ્યા ગુર્વી પિત્તાનિલાપહા ગ્રાહિણી સન્ધિકૃત્ રુચ્યા ( અસ્તિ, તથાપિ ) તામ્ અતિમાત્રયા ન ખાદેત્ ॥

એ સેવિકા[1] કે સેવ તૃપ્તિ આપનાર, બળ વધારનાર, ભારે, પિત્ત તથા વાયુને તોડનાર, ઝાડાને રોકનાર, ભાંગેલાને સાંધનાર અને રુચિ ઉપજાવનાર છે; છતાં એને વધારે પ્રમાણમાં ખાવી નહીં. ૧૯

૧. સેવ્યતે તૃપ્તિબલકામૈઃ પિત્તવાયુનાશાર્થિભિશ્ચ નાતિમાત્રયા, ષેવૃ સેવાયામ્–'ક્વુન્' (ઉણા. ૨–૩૪) ઇતિ કર્મણિ ક્વુન્, ટાપ્, અત ઇત્વં ચ–તૃપ્તિ તથા બળ ઇચ્છનારા તથા પિત્ત અને વાયુનો નાશ કરવા ઇચ્છતા લોકો જેને માપસર સેવે છે, તેથી સેવિકા–સેવ.

પરસુલી કે ઘઉંનો મેંદો બનાવવાની રીત

ગોધૂમા ધવલા ધૌતાઃ કુટ્ટિતાઃ શોષિતાસ્તતઃ ।
પ્રોક્ષિતા યન્ત્રનિષ્પિષ્ટાશ્ચાલિતાઃ સમિતાઃ સ્મૃતાઃ ૨૦

અન્વયઃ–ધવલાઃ ગોધૂમાઃ ધૌતાઃ કુટ્ટિતાઃ શોષિતાઃ તતઃ પ્રોક્ષિતાઃ યન્ત્રનિષ્પિષ્ટાઃ ચાલિતાઃ સમિતાઃ સ્મૃતાઃ ॥

ધોળા ઘઉંને ધોઈ, ખાંડી, સૂકવી અને પાણી છાંટીને ઘંટીથી દળવામાં આવે અને પછી ચાળી લેવામાં આવે, તે લોટ પરસુલી કે મેંદો કહેવાય છે. ૨૦

મેંદાના મંડક કે માંડા બનાવવાની રીત

વારિણા કોમલાં કૃત્વા સમિતાં સાધુ મર્દયેત્ ।
હસ્તતાલનયા તસ્યા લોપ્ત્રીં સમ્યક્ પ્રસારયેત્ ૨૧
અધોમુખઘટસ્યૈતાં વિસ્તૃતાં પ્રક્ષિપેદ્બહિઃ ।
મૃદુના વહ્નિના સાધ્યા સિદ્ધો મણ્ડક ઉચ્યતે ॥૨૨॥

અન્વયઃ–(તાં) સમિતાં વારિણા કોમલાં કૃત્વા સાધુ મર્દયેત્, (તતઃ) હસ્તતાલનયા તસ્યાઃ લોપ્ત્રીં સમ્યક્ પ્રસારયેત્ ॥ વિસ્તૃતામ્ એતામ્ અધોમુખઘટસ્ય વહિઃ વિસ્તૃતાં પ્રક્ષિપેત્, (તતઃ) મૃદુના વહ્નિના સાધ્યા, સિદ્ધઃ (સન્) મણ્ડકઃ ઉચ્યતે ॥

પરસુલીને પાણીથી કોમળ કરી સારી પેઠે ટૂંપવી; પછી હાથ વડે તેના લૂઆને સારી રીતે પ્રસારી મોટી રોટલી કરી ઊંધા વાળેલા ઘડાની બહાર પીઠ ઉપર પાથરી નાખવી; અને કોમળ અગ્નિથી પકાવવી, એટલે તે પકવ થયેલ મંડક કહેવાય છે. ૨૧,૨૨

૧. મણ્ડયતિ–ભૂષયતિ શરીરં બૃંહણવૃષ્યબલ્યત્વાદિગુણૈ-ર્દોષત્રયાપહારકત્વેન ચ, મડિ ભૂષાયામ્–પચાદ્યચ્, તતઃ સંજ્ઞાયાં કન્–પૌષ્ટિક, વીર્યવર્ધક, બલપ્રદ આદિ ગુણો હોવાથી ત્રણે દોષને દૂર કરીને શરીરને જે સુશોભિત બનાવે છે, તેથી મંડક કહેવાતું એક ખાદ્ય.

ટીકા–લોપ્ત્રી લોઈ ઇતિ લોકે । અર્થ ઉપર છે.

એ મંડક કોની સાથે ખવાય?

દુગ્ધેન સાજ્યખણ્ડેન મણ્ડકં ભક્ષયેન્નરઃ ।
અથવા સિદ્ધમાંસેન સતક્રવટકેન વા ॥ ૨૩ ॥

અન્વયઃ–નરઃ સાજ્યખણ્ડેન દુગ્ધેન મણ્ડકં ભક્ષયેત્, અથવા સિદ્ધમાંસેન વા સતક્રવટકેન (સહ મણ્ડકં ભક્ષયેત્) ॥

માણસે ઘી તથા ખાંડ નાખેલા દૂધની સાથે અથવા પકાવેલા માંસની સાથે અથવા છાશવડાંની સાથે તે મંડકને ખાવા. ૨૩

મંડકના ગુણો

મણ્ડકો બૃંહણો વૃષ્યો વલ્યો રુચિકરો ભૃશમ્ ।
પાકેઽપિ મધુરો ગ્રાહી લઘુર્દોષત્રયાપહઃ ॥ ૨૪ ॥

અન્વયઃ–મણ્ડકઃ બૃંહણઃ વૃષ્યઃ વલ્યઃ ભૃશં રુચિકરઃ પાકે અપિ મધુરઃ લઘુઃ ( સન્ ) દોષત્રયાપહઃ (અસ્તિ) ॥

એ મંડક પુષ્ટિ આપનાર, મૈથુનશક્તિ આપનાર, બળ વધારનાર, બહુ જ રુચિ ઉપજાવનાર, પાકમાં પણ મધુર, ઝાડાને રોકનાર અને હલકા હોઈ ત્રણે દોષને મટાડનાર છે. ૨૪

પોળી બનાવવાની રીત, નામ તથા ગુણો

કુર્યાત્સમિતયાઽતીવ તન્વીં પર્પટિકાં તતઃ ।
સ્વેદયેત્તપ્તકે તાં તુ પોલિકાં જગદુર્બુધાઃ ।
તાં ખાદેલ્લપ્સિકાયુક્તાં તસ્યા મણ્ડકવદ્ ગુણાઃ ॥૨૫

અન્વયઃ–સમિતયા અતીવ તન્વીં પર્પટિકાં કુર્યાત્, તતઃ તાં તપ્તકે સ્વેદયેત્; તાં તુ બુધાઃ પોલિકાં જગદુઃ, તાં લપ્સિકાયુક્તાં ખાદેત્, તસ્યાઃ ગુણાઃ મણ્ડકવત્ (સન્તિ) ॥

પરસુલીની અત્યંત પાતળી પાપડ જેવી પોલિકા[1]–રોટલી બનાવવી; અને તેને લોઢી ઉપર શેકવી, એટલે ડાહ્યા માણસો તેને

(अस्ति), प्रायः आश्वयुजे मासि वारिदैः गाङ्गं वर्षति ॥

ગાંગ અને સામુદ્ર એવા ભેદથી ધારાજ પાણી પણ બે પ્રકારનું હોય છે; દિશાઓના હાથીઓ આકાશગંગાનું જળ લઈ વાદળાંઓથી ઢંકાયેલા રહી (તે જળની) વૃષ્ટિ કરે છે, એમ મહાત્માઓનું કહેવું છે. ઘણું કરી આસો મહિનામાં વાદળાં આકાશગંગાનું પાણી વર્ષે છે; (તે ગાંગ સમજવું.) ૯,૧૦

सर्वथा तज्जलं देयं तथैव चरके वचः।
स्थापितं हेमजे पात्रे राजते मृण्मयेऽपि वा ॥११॥

अन्वय.–हेमजे राजते मृण्मये वा अपि पात्रे स्थापितं तद् जलं सर्वथा देयं. चरके अपि तथा एव वचः (उक्तम्) ॥

સોનાના, રૂપાના અથવા માટીના વાસણમાં રાખી મૂકેલું તે ગાંગજળ સર્વથા (રોગીઓને) દેવું; ચરકમાં પણ એમ જ કહેલું છે. ૧૧

### ગાંગજળનું લક્ષણ તથા ગુણો

शाल्यन्नं येन संसिक्तं भवेदक्लेदि वर्णवत्।
तद्गाङ्गं सर्वदोषघ्नं ज्ञेयं सामुद्रमन्यथा ॥ १२ ॥

अन्वयः–येन संसिक्तं शाल्यन्नम् अक्लेदि वर्णवत् भवेत् तद् गाङ्गं सर्वदोषघ्नं ज्ञेयम्, अन्यथा सामुद्रम् ॥

જેથી પકાવેલા ચોખા સારા રંગવાળા અને છૂટા છૂટા થઈ જાય તે ગાંગજળ (સમજવું; એ જળ) સઘળા દોષોને હણનાર છે; એવા ગુણ જેમાં ન હોય તેને સામુદ્રજળ જાણવું. ૧૨

### સામુદ્રજળનું લક્ષણ તથા ગુણો

तत्तु सक्षारलवणं शुक्रदृष्टिबलापहम्।
विस्रं च दोषलं तीक्ष्णं सर्वकर्मसु गर्हितम् ॥१३॥

अन्वय.–तत्तु सक्षारलवणं विस्रं दोषलं च तीक्ष्णं (सत्) सर्वकर्मसु गर्हितं शुक्रदृष्टिबलापहम् (अस्ति) ॥

સામુદ્રજળ ક્ષારભાગને લીધે ખારું, દુર્ગંધવાળું, દોષને વધારનાર અને તીક્ષ્ણ હોઈ સઘળાં કામોમાં નિંદિત અને વીર્યને, દૃષ્ટિને તથા બળને નુકસાન કરનાર છે. ૧૩

सामुद्रं त्वाश्विने मासि गुणैर्गाङ्गवदादिशेत्।
यतोऽगस्त्यस्य दिव्यर्षेरुदयात्सकलं जलम्।
निर्मलं निर्विषं स्वादु शुक्रलं स्याददोषलम् ॥१४॥

अन्वयः–आश्विने मासि सामुद्रं तु गुणैः गाङ्गवत् आदिशेत्. यतः दिव्यर्षेः अगस्त्यस्य उदयात् सकलं जलं निर्मलं निर्विषं स्वादु शुक्रलम् अदोषलं स्यात् ॥

આસો મહિનામાં (પડેલું) સામુદ્રજળ પણ ગાંગજળના જેવા જ ગુણોવાળું સમજવું; કારણ કે દિવ્ય ઋષિ અગસ્ત્ય મુનિના તારાનો ઉદય થવાથી સર્વ જળ નિર્મળ, ઝેર વિનાનાં મધુર, વીર્યને વધારનાર અને દોષરહિત થાય છે.

फूत्कारविषवातेन नागानां व्योमचारिणाम्।
वर्षासु सविषं तोयं दिव्यमप्याश्विनं विना ॥१५॥

अन्वय.–(अत एवाह–) वर्षासु दिव्यं तोयम् अपि व्योमचारिणां नागानां फूत्कारवातेन सविषम् (भवति, किंतु) आश्विनं विना ॥

(એટલા માટે જ કહ્યું છે કે) 'વર્ષાઋતુમાં દિવ્ય જળ પણ આકાશમાં ફરતા નાગલોકોના ફૂંફાડાના ઝેરી વાયુથી ઝેરી થઈ જાય છે; પણ આસો મહિનામાં પડતું દિવ્ય જળ ઝેરી થતું નથી.' ૧૫

### ઋતુ વગર થયેલા વરસાદનું જળ ખરાબ

अनार्तवं प्रमुञ्चन्ति वारि वारिधरास्तु यत्।
तत्त्रिदोषाय सर्वेषां देहिनां परिकीर्तितम् ॥ १६ ॥

अन्वयः–वारिधराः यत् वारि अनार्तवं प्रमुञ्चन्ति, तत् सर्वेषां देहिनां त्रिदोषाय (भवति इति महात्मभिः) परिकीर्तितम् ॥

વાદળાં જે પાણીને ઋતુ વગર વર્ષે છે, તે સઘળાં પ્રાણીઓને ત્રણે દોષ ઉત્પન્ન કરનાર થાય છે, એમ મહાત્માઓએ કહેલું છે. (ઋતુ વગર પડેલા જળની જે આ નિંદા કરી, તે પોષ આદિ ચાર મહિનામાં પડેલા માવઠાંના જળની સમજવી.) ૧૬

टीका–अनार्तवं पौषादिमासचतुष्टयविषयम्। (અર્થ ઉપર આપ્યો છે.)

### કરકાભવ જળ અને તેના ગુણો

दिव्यवाय्वग्निसंयोगात्संहताः खात्पतन्ति याः।
पाषाणखण्डवच्चापस्ताः करक्योऽमृतोपमाः ॥१७
करकाजं जलं रूक्षं विशदं गुरु च स्थिरम्।
दारुणं शीतलं सान्द्रं पित्तहृत्कफवातकृत् ॥१८॥

अन्वयः–दिव्यवाय्वग्निसंयोगात् पाषाणखण्डवत् (भूताः) याः अमृतोपमाः आपः खात् पतन्ति, ताः करक्यः (कथ्यन्ते)। करकाजं जलं रूक्षं विशदं गुरु स्थिरं दारुणं शीतलं च सान्द्रं (सत्) पित्तहृत् कफवातकृत्

ધૂમેરિતમમ્બુ સમુદ્રસ્ય યદ્ ઘનીભૂતમ્ । પવનાનીતમુદીચ્યાં તદ્ધિમમિતિ કથ્યતે સદ્ભિઃ' । હિમં કુહેસ ઇતિ લોકે । (અર્થ ભાષાંતરમાં આપ્યો છે.)

## પૃથ્વી સંબંધી-ભૌમ જળના ત્રણ ભેદો

ભૌમમમ્ભો નિગદિતં પ્રથમં ત્રિવિધં બુધૈઃ ।
જાઙ્ગલં પરમાનૂપં તતઃ સાધારણં ક્રમાત્ ॥૨૩॥

અન્વયઃ-પ્રથમં જાઙ્ગલં પરમ્ આનૂપં તતઃ સાધારણં (ઇત્યેવં) ક્રમાત્ બુધૈઃ ભૌમમ્ અમ્મઃ ત્રિવિધં નિગદિતમ્ ॥

પહેલું જાંગલ, બીજું આનૂપ અને પછી ત્રીજું સાધારણ એવા ક્રમથી વિદ્વાનોએ પૃથ્વીના-ભૌમ[1] જળને ત્રણ પ્રકારનું કહ્યું છે.

૧. ભૂમૌ ભવં ભૌમં-ભવાર્થેઽણ્ . યદ્વા ભૂમેરિદં ભૌમમ્-ઇદમર્થેઽણ્-પૃથ્વી પર હોનાર-થનાર અથવા પૃથ્વી સંબંધી તે ભૌમં ચ તત્ જલં-ભૌમ જળ.

## ત્રણે ભૌમ જળનાં લક્ષણો

અલ્પોદકોઽલ્પવૃક્ષશ્ચ પિત્તરક્તામયાન્વિતઃ ।
જ્ઞાતવ્યો જાઙ્ગલો દેશસ્તત્રત્યં જાઙ્ગલં જલમ્ ॥૨૪
બહ્વમ્બુર્બહુવૃક્ષશ્ચ વાતશ્લેષ્મામયાન્વિતઃ ।
દેશોઽનૂપ ઇતિ ખ્યાત આનૂપં તદ્ભવં જલમ્ ॥૨૫
મિશ્રચિહ્નસ્તુ યો દેશઃ સ હિ સાધારણઃ સ્મૃતઃ ।
તસ્મિન્દેશે યદુદકં તત્તુ સાધારણં સ્મૃતમ્ ॥૨૬॥

અન્વયઃ-અલ્પોદકઃ ચ અલ્પવૃક્ષઃ (સન્) પિત્તરક્તામયાન્વિતઃ દેશ જાઙ્ગલઃ જ્ઞાતવ્યઃ, તત્રત્યં જલં જાઙ્ગલં (કથ્યતે) ॥ બહ્વમ્બુઃ ચ બહુવૃક્ષઃ (સન્) વાતશ્લેષ્મામયાન્વિતઃ દેશઃ અનૂપઃ ખ્યાતઃ, તદ્ભવં જલમ્ આનૂપમ્ (ઉચ્યતે) ॥ યઃ દેશઃ તુ મિશ્રચિહ્નઃ (ભવેત્) સઃ હિ સાધારણઃ સ્મૃતઃ, તસ્મિન્ દેશે યદ્ ઉદકં તત્ તુ સાધારણં સ્મૃતમ્ ॥

થોડાં પાણીવાળો તથા થોડાં વૃક્ષવાળો હોઈ પિત્ત તથા લોહીનાં દરદવાળો દેશ જાંગલ જાણવો; એવા દેશનું જળ પણ જાંગલ કહેવાય છે. ઘણાં જળવાળો અને ઘણાં વૃક્ષવાળો હોઈ વાયુ તથા કફનાં દરદવાળો દેશ આનૂપ જાણવો; એવા દેશનું જળ આનૂપ કહેવાય છે. જે દેશમાં જાંગલનાં અને આનૂપનાં મિશ્રિત લક્ષણો હોય તે દેશ સાધારણ કહેવાય છે; એવા દેશનું જળ પણ સાધારણ કહેવાય છે. ૨૪-૨૬

## ત્રણે ભૌમ જળના ગુણદોષ

જાઙ્ગલં સલિલં રૂક્ષં લવણં લઘુ પિત્તનુત્ ।
વહ્નિકૃત્કફકૃત્પથ્યં વિકારાન્હરતે બહૂન્ ॥ ૨૭ ॥
આનૂપં વાર્યભિષ્યન્દિ સ્વાદુ સ્નિગ્ધં ઘનં ગુરુ ।
વહ્નિકૃત્કફકૃદ્ધૃદ્યં વિકારાન્કુરુતે બહૂન્ ॥ ૨૮ ॥
સાધારણં તુ મધુરં દીપનં શીતલં લઘુ ।
તર્પણં રોચનં તૃષ્ણાદાહદોષત્રયપ્રણુત્ ॥ ૨૯ ॥

અન્વયઃ-જાઙ્ગલં સલિલં રૂક્ષં લવણં લઘુ (સત્) પિત્તનુત્ વહ્નિકૃત્ કફકૃત્ પથ્ય (સત્), બહૂન્ વિકારાન્ હરતે ॥ આનૂપં વારિ ગુરુ (સત્) અભિષ્યન્દિ સ્વાદુ સ્નિગ્ધં ઘન વહ્નિકૃત્ કફકૃત્ હૃદ્યં (ભવતિ), બહૂન્ વિકારાન્ કુરુતે ॥ સાધારણં તુ (જલં) મધુરં દીપનં શીતલં લઘુ (સત્) તર્પણં રોચનં તૃષ્ણાદાહદોષત્રય-પ્રણુત્ (ભવતિ) ॥

જાંગલ જળ રૂક્ષ, ખારું તથા હલકું હોઈ પિત્તને મટાડનાર, અગ્નિ કરનાર, કફને વધારનાર છતાં પથ્ય હોઈ ઘણા વિકારોને ટાળનાર છે. આનૂપ જળ ભારે હોઈ રસવાહી નાડીઓને રોકનાર, મધુર, સ્નિગ્ધ, ખાટું, અગ્નિ કરનાર, કફને વધારનાર, હૃદયને પ્રિય લાગે એવું છતાં ઘણા વિકારોને ઉત્પન્ન કરનાર છે. સાધારણ જળ મધુર, અગ્નિને પ્રદીપ્ત કરનાર, ટાઢું ને હલકું હોઇ તૃપ્તિ કરનાર, રુચિ ઉપજાવનાર અને તરશ, દાહ તથા ત્રણે દોષને મટાડનાર છે.

## નદીના જળના ગુણદોષ

નદ્યા નદસ્ય વા નીરં નાદેયમિતિ કીર્તિતમ્ ।
નાદેયમુદકં રૂક્ષં વાતલં લઘુ દીપનમ્ ॥
અનભિષ્યન્દિ વિશદં કટુકં કફપિત્તનુત્ ॥ ૩૦ ॥
નદ્યઃ શીઘ્રવહા લઘ્વ્યઃ સર્વા યાશ્ચામલોદકાઃ ॥
ગુર્વ્યઃ શૈવલસંછન્ના મન્દગાઃ કલુષાશ્ચ યાઃ ॥૩૧॥
હિમવત્પ્રભવા યાસ્તુ નદ્યોઽશ્માહતપાથસઃ ।
ગઙ્ગાશતદ્રુસરયૂયમુનાદ્યા ગુણોત્તમાઃ ॥ ૩૨ ॥
સહ્યશૈલભવા નદ્યો વેણાગોદાવરીમુખાઃ ।
કુર્વન્તિ પ્રાયશઃ કુષ્ઠમીષદ્વાતકફાવહાઃ ॥ ૩૩ ॥
નદીસરસ્તડાગસ્થે કૂપપ્રસ્રવણાદિજે ।
ઉદકે દેશભેદેન ગુણાન્દોષાંશ્ચ લક્ષયેત્ ॥ ૩૪ ॥

અન્વયઃ-નદ્યાઃ વા નદસ્ય નીરં 'નાદેયમ્' ઇતિ કીર્તિતં । નાદેયમ્ ઉદકં રૂક્ષં વાતલં લઘુ દીપનમ્ અનભિષ્યન્દિ વિશદં કટુકં કફપિત્તનુત્ (ભવતિ) ॥ યાઃ નદ્યઃ શીઘ્રવહાઃ ચ અમલોદકાઃ (સ્યુઃ, તાઃ) સર્વાઃ

**सारसं सलिलं बल्यं तृष्णाघ्नं मधुरं लघु।**
**रोचनं तुवरं रूक्षं बद्धमूत्रमलं स्मृतम् ॥४०॥**

अन्वय.–शैलादिरुद्धायाः नद्याः ( जलं ) संस्रुत्य यत्र तिष्ठति, तत् जलजच्छन्नं सरः ( कथ्यते ), तदम्भः सारसं स्मृतम् ॥ सारसं सलिलं बल्यं तृष्णाघ्नं मधुरं लघु रोचनं तुवरं रूक्षं बद्धमूत्रमलं स्मृतम् ॥

પર્વત આદિથી રોકાયેલી નદીનું જળ સ્રવીસ્રવીને જ્યાં એકઠું થતું હોય અને જ્યાંનું જળ કમળોથી ઢંકાયેલું હોય તે સરસ્[1]–સરોવર કહેવાય છે. એવા સરોવરનું જળ સારસ કહેવાય છે. સારસ[2] જળ બળ આપનાર, તરશને મટાડનાર, મધુર, હલકું, રુચિ ઉપજાવનાર, તૂરું, રૂક્ષ અને મળમૂત્રને બાંધનાર કહેવાય છે. ૩૯,૪૦

૧. स्रियते जलमत्र नद्यादीनाम्, सृ गतौ–'कमण्यमुन्' ( उणा. ४–१८९ )–જ્યાં નદી આદિનું જળ એકઠું વહી સ્થિર થઈ, તે સરસ્–સરોવર.

૨. सरसि भवं, सरस इदमिति वा सारसम्–भवार्थे इदमर्थे वा अण्–જે સરોવરમાં હોય અથવા તેના સંબંધવાળું–તેનું હોય, તે સારસ–સરોવરનું પાણી

### તડાગનું લક્ષણ અને તાડાગ જળના ગુણો

**प्रशस्तभूमिभागस्थो बहुसंवत्सरोषितः।**
**जलाशयस्तडागः स्यात्ताडागं तज्जलं स्मृतम् ॥४१**
**ताडागमुदकं स्वादु कषायं कटुपाकि च।**
**वातलं बद्धविण्मूत्रमसृक्पित्तकफापहम् ॥ ४२ ॥**

अन्वयः–बहुसंवत्सरोषितः प्रशस्तभूमिभागस्थः जलाशयः तडागः स्यात्, तज्जलं ताडागं स्मृतम् ॥ ताडागम् उदकं स्वादु कषायं कटुपाकि वातलं बद्धविण्मूत्रं च असृक्पित्तकफापहम् ( अस्ति ) ॥

ઘણાં વર્ષનું અને પૃથ્વીના ઉત્તમ ભાગ પર રહેલું જે જળાશય હોય તેને તડાગ[1] સમજવું; અને એ જળાશયનું જળ તાડાગ[2] કહેવાય છે. તાડાગ જળ મધુર, તૂરું, પાકમાં તીખું, વાયુ કરનાર, વિષ્ઠાને તથા મૂત્રને બાંધનાર અને લોહીવિકાર, પિત્ત કે રક્તપિત્ત તથા કફને મટાડનાર છે. ૪૧,૪૨

૧. तडयते–आसमन्तात् हन्यते–खन्यते लोकैः प्राणिभिश्चापि, तड आघाते–'तडागादयश्च' अथवा 'पिनाकादयः' (उणा. ४–१५) इति निपातितः–જેને લોકોએ ચોપાસ ખોદ્યું હોય અને ઘણાં પ્રાણીઓ પણ જેને ખોદ્યા કરતાં હોય–ઘસારો આપ્યા કરતાં હોય, તે તડાગ–તલાવ.

૨. तडागे भवं, तडागस्येदं वा जलं–भवार्थे, इदमर्थे वाण्–જે પાણી તળાવમાં હોય અથવા તળાવનું હોય તે તાડાગજલ કહેવાય છે.

### વાપીનું લક્ષણ અને વાપ્ય જળના ગુણો

**पाषाणैरिष्टकाभिर्वा बद्धः कूपो बृहत्तरः।**
**ससोपानो भवेद्वापी तज्जलं वाप्यमुच्यते ॥ ४३ ॥**
**वाप्यं वारि यदि क्षारं पित्तकृत्कफवातहृत्।**
**तदेव मिष्टं कफकृद्वातपित्तहरं भवेत् ॥ ४४ ॥**

अन्वयः–पाषाणैः वा इष्टकाभिः बृहत्तरः कूपः बद्धः ( सन् ) ससोपानः ( क्रियेत चेत् तर्हि ) वापी भवेत्, तज्जलं वाप्यम् उच्यते ॥ वाप्यं वारि यदि क्षारं ( चेत् तर्हि ) पित्तकृत् कफवातहृत् ( अस्ति ), तत् एव मिष्टं ( चेत् तर्हि ) कफकृत् वातपित्तहरं भवेत् ॥

પથરાઓથી અથવા ઈંટોથી બહુ મોટો કૂવો બાંધી તેમાં (ઊતરવા માટેની નાળ તથા) પગથિયાં કર્યાં હોય તે વાપી–[1] વાવ કહેવાય અને તે વાવનું જળ વાપ્ય[2] કહેવાય છે. એ જળ જો ખારું હોય તો પિત્ત કરનાર અને કફને તથા વાયુને હરનાર છે. જો મીઠું હોય તો કફ કરનાર અને વાયુને તથા પિત્તને હરનાર છે. ૪૩,૪૪

૧. उप्यते अस्यां पद्मादिकं सोपानपङ्क्तिर्वा, डुवप् बीजतन्तुसन्ताने–'वसिवपियजिराजि'–(उणा. ४–१२५) इति इञ्, 'कृदिकारात्'–इति वा ङीष्–જેમાં કમળ વગેરે વવાય અથવા પગથિયાં બાંધ્યાં હોય, તે વાપી–વાવ.

૨. वाप्यां भवं वाप्यं–भवार्थे यत्–વાવનું પાણી વાપ્ય કહેવાય છે.

### કૂપનું લક્ષણ અને કૌપ જળના ગુણો

**भूमौ खातोऽल्पविस्तारो गम्भीरो मण्डलाकृतिः।**
**बद्धोऽबद्धः स कूपः स्यात्तदम्भः कौपमुच्यते ॥ ४५**
**कौपं पयो यदि स्वादु त्रिदोषघ्नं हितं लघु।**
**तत्क्षारं कफवातघ्नं दीपनं पित्तकृत्परम् ॥ ४६ ॥**

પૃથ્વીમાં થોડા વિસ્તારવાળો, ઊંડો અને ગોળ આકારવાળો જે ખાડો ખોદ્યો હોય તે પથરા આદિથી બાંધેલો હોય કે ન હોય તે કૂપ[1] (કૂવો); અને તેનું પાણી કૌપ[2] કહેવાય છે. કૂવાનું પાણી જો મીઠું હોય તો ત્રણે દોષને હરનાર, હિતકારી અને હલકું છે; જો ખારું હોય તો કફને તથા

અન્વયઃ-કેદારં ક્ષેત્રમ્ ઉદ્દિષ્ટં, તજ્જલં કેદારં સ્મૃતમ્, કેદારં વારિ ગુરુ અભિષ્યન્દિ મધુરં દોષકૃત્ ( ભવતિ ) ॥

કેદાર[1] એટલે ખેતર કે ક્યારો; અને તેનું જે જળ હોય તે કેદાર કહેવાય છે; એ જળ ભારે હોઈ રસવાહી નાડીઓને રોકી દેનાર, મધુર અને દોષોને ઉત્પન્ન કરનાર છે. ૫૩

૧. કે-જલે શિરસિ વા દારો અસ્ય સઃ, 'હલ દન્તાત્'-ઇતિ સપ્તમ્યા અલુક્, યદ્વા કેન-જલેન દીર્યતે-દૄ વિદારણે-કર્મણિ ઘઞ્, 'કેદારાદ્ યઞ્' ઇતિ નિર્દેશાદ્ ણત્વમ્-જેના પાણીમાં અથવા ઉપરના ભાગમાં ચિરાડ હોય છે, અથવા પાણી વડે જે ચિરાય છે, તે કેદાર-ખેતર કે ક્યારો.

### વરસાદના જળના ગુણો

વાર્ષિકં તદહર્ભૂમિસ્થમહિતં જલમ્ ।
ત્રિરાત્રમુષિતં તત્તુ પ્રસન્નમમૃતોપમમ્ ॥ ૫૪ ॥

અન્વયઃ-ભૂમિસ્થં વાર્ષિકં જલં તદહર્ભૂમ્ અહિતં, તત્ તુ ત્રિરાત્રમ્ ઉષિતં પ્રસન્નમ્ અમૃતોપમં ( ભવતિ ) ॥

જમીન પર પડેલું વરસાદનું પાણી પહેલા દિવસે અહિતકારી છે, પણ તે જ ત્રણ દિવસ વીત્યા પછી સ્વચ્છ થઈ અમૃત સમાન થાય છે. ૫૪

### હેમંત અને શરદમાં કયું પાણી સારું?

હેમન્તે સારસં તોયં તાડાગં વા હિતં સ્મૃતમ્ ।
હેમન્તે વિહિતં તોયં શિશિરેઽપિ પ્રશસ્યતે ॥૫૫॥

અન્વયઃ-હેમન્તે સારસં વા તાડાગં તોયં હિતં સ્મૃતમ્, હેમન્તે વિહિતં તોયં શિશિરે અપિ પ્રશસ્યતે ॥

હેમંત ઋતુમાં સરોવરનું તથા તળાવનું જળ હિતકારી છે; વળી હેમંત ઋતુમાં કહેલું તે જ પાણી શિશિર ઋતુમાં પણ વખણાય છે.

### વસંત અને ગ્રીષ્મમાં કયું પાણી સારું?

વસન્તગ્રીષ્મયોઃ કૌપં વાપ્યં વા નૈર્ઝરં જલમ્ ।
નાદેયં વારિ નાદેયં વસન્તગ્રીષ્મયોર્બુધૈઃ ।
વિષવદ્વનવૃક્ષાણાં પત્રાદ્યૈર્દૂષિતં યતઃ ॥ ૫૬ ॥

અન્વયઃ-વસન્તગ્રીષ્મયોઃ કૌપં વાપ્યં વા નૈર્ઝરં જલં ( હિતમ્ ), બુધૈઃ વસન્તગ્રીષ્મયોઃ નાદેયં વારિ ન આદેયમ્, યતઃ વિષવદ્વનવૃક્ષાણાં પત્રાદ્યૈઃ ( તદ્ દૂષિતં ભવતિ )

વસંત ઋતુમાં અને ગ્રીષ્મ ઋતુમાં કૂવાનું, વાવનું તથા પર્વતનાં ઝરણાનું જળ હિતકારી છે. સમજુ લોકોએ વસંતમાં તથા ગ્રીષ્મમાં નદીનું પાણી પીવું નહી; કારણ કે તે સમયમાં વનનાં ઝેરી ઝાડોનાં પાંદડાં આદિથી તે દૂષિત થયેલું હોય છે. ૫૬

### પ્રાવૃષ અને શરદ ઋતુમાં કયું પાણી સારું?

ઔદ્ભિદં વાન્તરિક્ષં વા કૌપં વા પ્રાવૃષિ સ્મૃતમ્ ।
શસ્તં શરદિ નાદેયં નીરમંશૂદકં પરમ્ ॥૫૭॥

અન્વયઃ-પ્રાવૃષિ ઔદ્ભિદં વા આન્તરિક્ષં વા કૌપં વા ( જલં શસ્તં ) સ્મૃતમ્, શરદિ નાદેયં નીરં ( વા ) અંશૂદકં પરં શસ્તમ્ ( સ્મૃતમ્ ) ॥

પ્રાવૃષ ઋતુમાં ઔદ્ભિદ, અંતરિક્ષનું અથવા કૂવાનું જળ સારું ગણાય છે; શરદ ઋતુમાં નદીનું પાણી તથા અંશૂદક શ્રેષ્ઠ કહેવાય છે.

### અંશૂદક જળનું લક્ષણ અને ગુણો

દિવા રવિકરૈર્જુષ્ટં નિશિ શીતકરાંશુભિઃ ।
જ્ઞેયમંશૂદકં નામ સ્નિગ્ધં દોષત્રયાપહમ્ ॥ ૫૮ ॥
અનભિષ્યન્દિ નિર્દોષમાન્તરિક્ષજલોપમમ્ ।
બલ્યં રસાયનં મેધ્યં શીતં લઘુ સુધાસમમ્ ॥૫૯॥

અન્વયઃ-દિવા રવિકરૈઃ નિશિ શીતકરાંશુભિઃ જુષ્ટં ( જલં ) અંશૂદકં નામ જ્ઞેયમ્, ( તત્ ) સ્નિગ્ધં દોષત્રયાપહમ્ અનભિષ્યન્દિ નિર્દોષમ્, આન્તરિક્ષજલોપમં બલ્યં રસાયનં મેધ્યં શીતં લઘુ સુધાસમં ( જ્ઞેયમ્ ) ॥

જે જળાશય ઉપર આખો દિવસ સૂર્યનાં કિરણો અને રાત્રે ચંદ્ર રહેતો હોય તેટલી વાર ચંદ્રનાં કિરણો પડતાં હોય તે જળાશયનું પાણી અંશૂદક કહેવાય છે. તે અંશૂદક સ્નિગ્ધ, ત્રણે દોષને હરનાર, રસવાહી નાડીઓને નહિ રોકનાર, નિર્દોષ, અંતરિક્ષના જળ જેવું, બળ આપનાર, રસાયનરૂપ, પવિત્ર, ટાઢું, હલકું અને અમૃત સમાન છે. ૫૮,૫૯

ટીકા-રવિકરૈર્જુષ્ટમિત્યુક્તે દિવાપદં સમસ્તદિવસપ્રાપ્ત્યર્થં, શીતકરાંશુભિર્જુષ્ટમિત્યુક્તે નિશીતિપદં સમસ્તરાત્રિપ્રાપ્ત્યર્થમ્ । અન્યચ્ચ-શરદિ 'સ્વચ્છમુદયાદગસ્ત્યસ્યાખિલં હિતમ્' અહિ ૫૮ મા શ્લોકમાં સૂર્યનાં કિરણો કહ્યાં છતાં 'દિવા' પદ મૂકી આખો દિવસ સૂર્યનાં કિરણોનો સંબંધ જેના પર થતો હોય એમ સૂચવે છે અને તેજ પ્રમાણે ચંદ્રનાં કિરણો કહ્યાં છતાં 'નિશિ' પદ મૂકીને રાતમાં ચંદ્ર હોય તેટલો કાળ પણ ચંદ્રનાં કિરણોનો સંબંધ જેના પર થતો હોય, એમ જણાવવા માગે છે. વળી બીજું શરદમાં અગસ્ત્યના તારાનો ઉદય થયા પછી બધાં પાણી સ્વચ્છ બની હિતકારી થાય છે, એમ પણ સમજવું. ૫૮,૫૯

વૃદ્ધસુશ્રુતસ્તુ-વૃદ્ધ સુશ્રુત તો કહે છે :

અમુક મહિનામાં અમુક જ પાણી હિતકારી

पौषे वारि सरोजातं माघे तत्तु तडागजम् ।
फाल्गुने कूपसम्भूतं चैत्रे चौण्ड्यं हितं मतम् ॥६०
वैशाखे नैर्झरं नीरं ज्येष्ठे शस्तं तथौद्भिदम् ।
आषाढे शस्यते कौपं श्रावणे दिव्यमेव च ॥६१
भाद्रे कौपं पयः शस्तं आश्विने चौण्ड्यमेव च ।
कार्तिके मार्गशीर्षे च जलमात्रं प्रशस्यते ॥६२॥

अन्वय –पौषे सरोजातं वारि, माघे तु तडागजं तत्, फाल्गुने कूपसम्भूतं, चैत्रे चौण्ड्यं हितं मतम् । वैशाखे नैर्झरं नीरं तथा ज्येष्ठे औद्भिदं शस्तम्, आषाढे कौपं शस्यते श्रावणे च दिव्यम् एव (शस्तं), भाद्रे कौपं पयः च आश्विने चौण्ड्यम् एव शस्तम्, कार्तिके च मार्गशीर्षे जलमात्रं प्रशस्यते ॥

પોષ માસમાં સરોવરનું, માઘમાં તળાવનું, ફાગણમાં કૂવાનું, ચૈત્રમાં ચૌણ્ડ્યનું, વૈશાખમાં ઝરણાનું, જ્યેષ્ઠમાં ઔદ્ભિદનું, આષાઢમાં કૂવાનું, શ્રાવણમાં દિવ્યજળ, ભાદરવામાં કૂવાનું, આસોમાં ચૌણ્ડ્યનું અને કાર્તિકમાં તથા માગશરમાં બધા જળાશયનું જળ હિતકારી છે.

જળ સેવાનો સમય

भौमानामम्भसां प्रायो प्रशस्तं प्रातरिष्यते ।
शीतत्वं निर्मलत्वं च यतस्तेषां मतो गुणः ॥६३॥

अन्वय –भौमानाम् अम्भसां प्रायः प्रातः ग्रहणम् इष्यते यतः तेषां (तत्समये) शीतत्वं च निर्मलत्वं गुणः मतः ॥

જમીન ઉપરનું પાણી લગભગ સવારમાં ભરી લેવું ઉત્તમ છે, કારણ કે (તે સમયે) તેનું શીતળપણું તથા નિર્મળપણું ગુણ મનાય છે ૬૩

જળપાનવિધિ

अत्यम्बुपानान्न विपच्यतेऽन्न-
मनम्बुपानाच्च स एव दोषः ।
तस्मान्नरो वह्निविवर्धनाय
मुहुर्मुहुर्वारि पिबेदभूरि ॥६४॥

अन्वय –अत्यम्बुपानात् अन्नं न विपच्यते, च अनम्बुपानात् स एव दोषः (अस्ति) तस्मात् नरः वह्निविवर्धनाय मुहुर्मुहुः अभूरि वारि पिबेत् ॥

ઘણું પાણી પીવાથી ખોરાક બરાબર પચતો નથી અને પાણી ન જ પીવાથી પણ એ જ દોષ છે—એટલે ખોરાક બરાબર પચતો નથી; માટે માણસે અગ્નિને બરાબર વધારવા વારંવાર થોડું થોડું પાણી પીધા કરવું જોઈએ. ૬૪

રોગ પ્રમાણે શીતળ જળના ગુણ-દોષ

मूर्छापित्तोष्णदाहेषु विषे रक्ते मदात्यये ।
श्रमे भ्रमे विदग्धेऽन्ने तमके वमथौ तथा ।
ऊर्ध्वगे रक्तपित्ते च शीतमम्बु प्रशस्यते ॥६५॥
पार्श्वशूले प्रतिश्याये वातरोगे गलग्रहे ।
आध्माने स्तिमिते कोष्ठे सद्यःशुद्धौ नवज्वरे ॥६६॥
हिक्कायां स्नेहपाने च शीताम्बु परिवर्जयेत् ॥६७॥

મૂર્છામાં, પિત્તમાં, ગરમીમાં, દાહમાં, ઝેર ઉપર, લોહીવિકારના દરદમાં, મદાત્યયમાં, શ્રમમાં, ભ્રમમાં, ખોરાક બરાબર પચ્યો ન હોય તેથી ખાટો થઈ જેમાં ધુમાડાવાળા ખાટા ઓડકાર આવે છે તે વિદગ્ધ અજીર્ણમાં, ઊલટી ઉપર, તમક નામના શ્વાસમાં, ઊલટીમાં તથા ઊર્ધ્વગામી એટલે ઊંચી ગતિ કરતા રક્તપિત્તમાં ટાઢા જળનો ઉપયોગ કરવો ઉત્તમ છે; (પરંતુ) પડખાના શૂળમાં, સળેખમમાં, વાયુસંબંધી રોગમાં, ગળગ્રહરોગમાં, આફરામાં, બંધકોષમાં, રેચ વગેરે વસ્તુની શુદ્ધિ ઉપર, નવા તાવમાં, અરુચિમાં, સંગ્રહણીરોગમાં, ઓળના રોગમાં, શ્વાસ તથા ઉધરસમાં, વિદ્રધિ નામના ગૂમડામાં, હેડકીમાં અને ઘી કે તેલ પીવાનો પ્રયોગ કર્યો હોય ત્યારે ટાઢા પાણીનો ત્યાગ કરવો. ૬૫–૬૭

કયા રોગોમાં પાણી થોડું પીવું ?

अरोचके प्रतिश्याये मन्देऽग्नौ श्वयथौ क्षये ।
मुखप्रसेके जठरे कुष्ठे नेत्रामये ज्वरे ॥
व्रणे च मधुमेहे च पिबेत्पानीयमल्पकम् ॥६८॥

અરુચિમાં, સળેખમમાં, મંદાગ્નિમાં, સોજામાં, ક્ષયમાં, મોઢેથી લાળ વહ્યા કરે છે તે દરદમાં, પેટના રોગમાં, કોઢમાં, નેત્રના રોગમાં, તાવમાં, વ્રણમાં, અને સાકરિયા પ્રમેહમાં પાણી થોડું પીવું ૬૮

જળ પીવાનો અત્યંત નિષેધ ન જ કરાય

जीवनं जीविनां जीवो जगत्सर्वं तु तन्मयम् ।
अतोऽत्यन्तनिषेधेन न कचिद्वारि वार्यते ॥६९॥
तृषा गरीयसी घोरा सद्यःप्राणविनाशिनी ।
तस्माद्देयं तृषार्ताय पानीयं प्राणधारणम् ॥७०॥

તૃષિતો મોહમાયાતિ મોહાત્પ્રાણાન્વિમુઞ્ચતિ ।
अतः सर्वास्ववस्थासु न क्वचिद्वारि वर्जयेत् ॥७१॥

अन्वयः—जीवनं जीविनां जीवः (अस्ति), सर्वं जगत् तु तन्मयं (विद्यते), अतः क्वचित् अत्यन्तनिषेधेन वारि न वार्यते ॥ गरीयसी तृषा घोरा (सती) सद्यःप्राणविनाशिनी (भवति), तस्मात् तृषार्त्ताय पानीयं देयं, (यतः) प्राणधारणम् (स्यात्) ॥

જળ પ્રાણીઓના જીવનરૂપ છે અને આખુંય જગત એ જળરૂપ જીવનમય જ છે, માટે કોઈ પણ સમયે જળ પીવાની અત્યંત મનાઈ કરવી નહીં. (હારીતમુનિએ પણ કહ્યું છે કે) 'ઘણી તરશ અત્યંત ભયંકર હોઈ તરત જ પ્રાણનો નાશ કરનારી થાય છે, માટે તરસ્યા માણસને અવશ્ય જળ દેવું જ જોઈએ, જેથી પ્રાણ રહે છે.' તરસ્યો માણસ મોહ (મૂર્છા) પામે છે અને મોહથી તે પ્રાણ ત્યજે છે, માટે કોઈ પણ સ્થિતિમાં જળનો ત્યાગ કદી કરવો નહિ. ૬૯-૭૧

### ગુણકારી જળ કયું?

अगन्धमव्यक्तरसं सुशीतं तर्षनाशनम् ।
अच्छं लघुं च हृद्यं च तोयं गुणवदुच्यते ॥७२॥

જે જળ ગંધવગરનું, અસ્પષ્ટ રસવાળું, બહુજ ટાઢું, તરશને મટાડનાર, સ્વચ્છ, હલકું અને મનને ગમે એવું હોય તે ગુણકારી કહેવાય છે. ૭૨

### નિંદિત જળ કયું?

पिच्छिलं क्रमिलं क्लिन्नं पर्णशेवालकर्दमैः ।
विवर्णं विरसं सान्द्रं दुर्गन्धं गर्हितं जलम् ॥७३॥
कलुषं छन्नमम्भोजपर्णनीलीतृणादिभिः ।
दुर्देशजमसंस्पृष्टं सौरचान्द्रमरीचिभिः ॥ ७४ ॥
अनार्तवं वार्षिकं तु प्रथमं तच्च भूमिगम् ।
व्यापन्नं परिहर्तव्यं सर्वदोषप्रकोपनम् ॥ ७५ ॥
तत्कुर्यात्स्नानपानाभ्यां तृष्णाध्मानचिरज्वरान् ।
कासाग्निमान्द्याभिष्यन्दकण्डूगण्डादिकं तथा ॥ ७६

अन्वयः—पिच्छिलं क्रमिलं पर्णशेवालकर्दमैः क्लिन्नं विवर्णं विरसं सान्द्रं दुर्गन्धं जलं गर्हितम् (अस्ति तथा) कलुषम् अम्भोजपर्णनीलीतृणादिभिः छन्नं दुर्देशजं सौरचान्द्रमरीचिभिः असंस्पृष्टम् अनार्त्तवं प्रथमं तु वार्षिकं तत् च भूमिगं व्यापन्नम् परिहर्त्तव्यम् (यतः तत्) सर्वदोषप्रकोपनम् (भवति) ॥ तथा तत् स्नानपानाभ्यां तृष्णाध्मानचिरज्वरान् (च) कासाग्निमान्द्याभिष्यन्दकण्डूगण्डादिकं कुर्यात् ॥

જે જળ ચીકણું, કીડાવાળું, પાંદડાંથી, શેવાલથી કે કાદવથી ખરાબ થયેલું, સારા રંગવગરનું, રસવગરનું, ઘાટું કે દુર્ગંધવાળું હોય તે નિંદ્ય હોઈ હિતકારી નથી; તેમ જ ડોળું, કમળોથી, પાંદડાંથી, શેવાલથી કે ખડ આદિથી ઢંકાયેલું, ખરાબ જગ્યાનું, સૂર્યનાં તથા ચંદ્રનાં કિરણોના સ્પર્શ વગરનું, માવઠાનું, વરસાદ પડ્યા પછી જેને ત્રણ દિવસ ન થયા હોય એવું અને બગડી ગયેલું જળ છોડી દેવું જોઈએ; કારણ કે તે સઘળા દોષોને અત્યંત કોપાવનાર હોય છે. એવા જળમાં નાહવાથી અને એવું જળ પીવાથી તરશ, આફરો, જીર્ણજ્વર, ઉધરસ, અગ્નિનું મંદપણું, રસવાહી નાડીઓનું રોકાણ, ચળ તથા ગૂમડાં આદિને તે ઉત્પન્ન કરે છે. ૭૩-૭૬

### દૂષિત જળને નિર્દોષ કરવાના ઉપાયો

निन्दितं चापि पानीयं क्वथितं सूर्यतापितम् ।
सुवर्णं रजतं लौहं पाषाणं सिकतामपि ॥७७॥
भृशं सन्ताप्य निर्वाप्य सप्तधा साधितं तथा ।
कर्पूरजातिपुन्नागपाटलादिसुवासितम् ॥ ७८ ॥
शुचिसान्द्रपटस्रावैः क्षुद्रजन्तुविवर्जितम् ।
स्वच्छं कनकमुक्ताद्यैः शुद्धं स्याद्दोषवर्जितम् ॥७९॥
पर्णमूलविषग्रन्थिमुक्ताकनकशैवलैः ।
गोमेदेन च वस्त्रेण कुर्यादम्बुप्रसादनम् ॥ ८० ॥

अन्वयः—निन्दितं पानीयम् अपि क्वथितं सूर्यतापितं, सुवर्णं रजतं लौहं पाषाणं सिकताम् अपि भृशं संताप्य सप्तधा निर्वाप्य तथा साधितं, कर्पूरजातिपुन्नागपाटलादिसुवासितं शुचिसान्द्रपटस्रावैः क्षुद्रजन्तुविवर्जितं कनकमुक्ताद्यैः स्वच्छं (कृतं सत्) शुद्धं दोषवर्जितं स्यात् ॥ (अपि च) पर्णमूलविषग्रन्थिमुक्ताकनकशैवलैः गोमेदेन च वस्त्रेण अम्बुप्रसादनं कुर्यात् ॥

ખરાબ જળને પણ ઉકાળી લેવાય અથવા સૂર્યનાં કિરણોથી તપાવાય અથવા સોનાને, રૂપાને, લોઢાને, પથ્થરને કે રેતીને ખૂબ તપાવી તપાવી સાતવાર તેથી ઝામવામાં આવે; અથવા કપૂર, જાયફળ, પુન્નાગ તથા પાડલા આદિથી સારી પેઠે સુવાસિત કરાય અથવા સ્વચ્છ જાડાં લૂગડાંથી ગાળી

ઊંચા ઉભરા કાઢીને સાફ કરાય અથવા સોના કે મોતી વગેરેથી સ્વચ્છ કરાય તો શુદ્ધ અને નિર્દોષ થાય છે. પાકાથી, મૂળિયાથી, ઝેરની ગાંઠથી, મોતીથી, સોનાથી, શેવાળથી, ગોમેદથી અને વસ્ત્રથી પણ જળને સ્વચ્છ કરવું ૭૭–૮૦

### પીધેલું પાણી પચવાના સમય

पीतं जलं जीर्यति यामयुग्मा-
द्यामैकमात्रात्सृतशीतलं च ।
तदर्धमात्रेण सृतं कदुष्णं,
पयःप्रपाके त्रय एव कालाः ॥८१॥

अन्वय—पीतं (आमं शीतं) जलं यामयुग्मात् जीर्यति, सृतशीतलं यामैकमात्रात् (जीर्यति), च सृतं कदुष्णं (पीतं जलं) तदर्धमात्रेण (जीर्यति, इत्येवं) पयःपाके त्रय एव कालाः (सन्ति) ॥

પીધેલું (કાચું) ટાઢું જળ બે પહોરે પચે છે, ઉકાળ્યા પછી ટાઢું કરીને પીધેલું પાણી એક પહોરે પચે છે અને ઉકાળી જરાક ઊનું પીધેલું પાણી માત્ર અર્ધો પહોરે પચે છે; એમ જળ પચવાના ત્રણ જ સમયો છે ૮૧

**ઇતિશ્રી ભાવપ્રકાશમાં વારિવર્ગ સમાપ્ત**

## ૧૨ : દુગ્ધવર્ગ

### દૂધનાં નામો તથા ગુણો

दुग्धं क्षीरं पयः स्तन्यं बालजीवनमित्यपि ।
दुग्धं सुमधुरं स्निग्धं वातपित्तहरं सरम् ॥ १ ॥
सद्यः शुक्रकरं शीतं सात्म्यं सर्वशरीरिणाम् ।
जीवनं बृंहणं बल्यं मेध्यं वाजीकरं परम् ॥ २ ॥
वयःस्थापनमायुष्यं सन्धिकारि रसायनम् ।
विरेकवान्तिवस्तीनां तुल्यमोजोविवर्धनम् ॥ ३ ॥
जीर्णज्वरे मनोरोगे शोषमूर्च्छाभ्रमेषु च ।
ग्रहण्यां पाण्डुरोगे च दाहे तृषि हृदामये ॥ ४ ॥
शूलोदावर्तगुल्मेषु बस्तिरोगे गुदाङ्कुरे ।
रक्तपित्तेऽतिसारे च योनिरोगे श्रमे क्लमे ॥
गर्भस्रावे च सततं हितं मुनिवरैः स्मृतम् ॥ ५ ॥
बालवृद्धक्षतक्षीणाः क्षुद्व्यवायकृशाश्च ये ।
तेभ्यः सदातिशयितं हितमेतदुदाहृतम् ॥ ६ ॥

अन्वय—दुग्धं क्षीरं पयः स्तन्यं बालजीवनम् इत्यपि (कथ्यते)। दुग्धं सुमधुरं स्निग्धं वातपित्तहरं सरं सद्यः शुक्रकरं शीतं सर्वशरीरिणां सात्म्यं जीवनं बृंहणं बल्यं मेध्यं परं वाजीकरं वयःस्थापनम् आयुष्यं सन्धिकारि रसायनं (तथा) विरेकवान्तिवस्तीनां तुल्यम् ओजोविवर्धनम् (अस्ति)॥ जीर्णज्वरे मनोरोगे शोषमूर्च्छाभ्रमेषु च ग्रहण्यां च पाण्डुरोगे दाहे तृषि हृदामये शूलोदावर्तगुल्मेषु बस्तिरोगे गुदाङ्कुरे रक्तपित्ते च अतिसारे योनिरोगे श्रमे क्लमे च गर्भस्रावे सततं हितम् (अस्ति इति) मुनिवरैः स्मृतम्॥ ये बालवृद्धक्षतक्षीणाः क्षुद्व्यवायकृशाः च (सन्ति) तेभ्यः एतत् सदा अतिशयितं हितम् उदाहृतम्॥

દુગ્ધ,[1] ક્ષીર,[2] પયસ્,[3] સ્તન્ય[4] અને બાલજીવન[5] એટલાં દૂધનાં સંસ્કૃત નામો છે. દૂધ અત્યંત મધુર, સ્નિગ્ધ, વાયુને તથા પિત્તને હરનાર, ઝાડો ઉતારનાર, વીર્યને તરત ઉત્પન્ન કરનાર, ટાઢું, સર્વ પ્રાણીઓના શરીરને અનુકૂળ, જિવાડનાર, પુષ્ટિ આપનાર, બળ દેનાર, બુદ્ધિને સારી કરનાર, મૈથુનશક્તિને ખૂબ વધારનાર, જુવાનીને સ્થિર રાખનાર, આયુષ વધારનાર, ભાંગેલાને સાંધનાર તથા રસાયનરૂપ હોઈ રેચ, વમનક્રિયા તથા બસ્તિક્રિયાની પેઠે જ ઓજ(સામર્થ્ય)ને વધારનાર છે. જીર્ણજ્વરમાં, માનસિક રોગમાં, શોષમાં, મૂર્છામાં, ભ્રમમાં, સંગ્રહણીરોગમાં, પાંડુરોગમાં, દાહમાં, તરસમાં, હૃદયના રોગમાં, શૂળમાં, ઉદાવર્ત નામના રોગમાં, ગોળામાં, નાભિની નીચેના રોગમાં, અર્શમાં, રક્તપિત્તમાં, અતિસારમાં, યોનિના રોગમાં, શ્રમમાં, ગ્લાનિમાં અને ગર્ભસ્રાવમાં દૂધ કાયમ હિતકારી છે, એમ મુનિઓએ કહ્યું છે. જેઓ બાળક, વૃદ્ધ, ક્ષતવાળા, ક્ષીણ થયેલા, ભૂખથી દુર્બળ થયેલા કે મૈથુનથી દુર્બળ થયેલા હોય તેઓને દૂધ સર્વકાળ અત્યંત હિતકારી કહેલ છે ૧-૬

૧ दुह्यते स्म यत् तत्, दुह प्रपूरणे—अमरकोष—ગાય વગેરેમાંથી જે દોહવાય છે, તેથી દુગ્ધ–દૂધ

૨. क्षीयते क्षरति वा क्षी–क्षरत्यादिस्त्वात्, क्रि. [illegible] ईरयति–[illegible] क्षीरं [illegible], यद्वा घसत्–भक्षण [illegible], घस्लृ अदने–'घसो क्षिप' (उणा ४–३४) इति [illegible], 'पंचानने–लुप्तपदोप.', [illegible] वा। च–ક્ષીણપણાને અથવા ક્ષયરોગને જે

કંપાવે-મટાડે છે, તેથી અથવા દરેકને હિતકારી હોવાથી દરેક લોકો જેને ખાય-પીએ છે, તેથી ક્ષીર-દૂધ.

૩. પીયતે સર્વૈઃ, યદ્વા પયતે-ગચ્છતિ સર્વેષાં સાત્મ્યભાવં, પીઙ્ પાને, પય ગતૌ વેત્યસ્માત્ અસુન્-(ઉણા. ૪-૧૮૯)-પયસ્-જેને સર્વ લોકો પીએ છે અથવા જે દરેકને અનુકૂળ તથા હિતકારી થાય છે, તેથી પયસ્-દૂધ.

૪. સ્તનેષુ ભવં-ભવાર્થે-'શરીરાવયવાદ્ યત્'-જે સ્તનોમાં કે આંચળો કે અડાણમાં ઉત્પન્ન થાય છે, તેથી સ્તન્ય-દૂધ.

૫. જીવ્યતે અનેન જીવનમ્-કરણે લ્યુટ્, યદ્વા જીવયતીતિ જીવનં-નન્ધાદેર્લ્યુઃ. બાલાનાં જીવનમ્-જેનાથી જિવાય અથવા જે જિવાડે તે જીવન, બાળકોનું જે જીવન છે, તેથી બાલજીવન-દૂધ.

### ગાયના દૂધના ગુણો

ગવ્યં દુગ્ધં વિશેષેણ મધુરં રસપાકયોઃ ।
શીતલં સ્તન્યકૃત્સ્નિગ્ધં વાતપિત્તાસ્રનાશનમ્ ॥૭
દોષધાતુમલસ્રોતઃ-કિઞ્ચિત્ક્લેદકરં ગુરુ ।
જરાસમસ્તરોગાણાં શાન્તિકૃત્સેવિનાં સદા ॥૮॥

અન્વયઃ-ગવ્યં દુગ્ધં રસપાકયોઃ વિશેષેણ મધુરં શીતલં સ્તન્યકૃત્ સ્નિગ્ધં વાતપિત્તાસ્રનાશનં દોષધાતુ-મલસ્રોતઃ-કિઞ્ચિત્-ક્લેદકરં ગુરુ (સત્) સદા સેવિનાં જરાસમસ્તરોગાણાં શાન્તિકૃત્ (અસ્તિ) ॥

ગાયનું દૂધ રસમાં તથા પાકમાં વિશેષે કરી મધુર, શીતળ, ધાવણને વધારનાર, સ્નિગ્ધ; વાયુને, પિત્તને તથા રુધિર સંબંધી રોગોને અથવા વાતપ્રધાન રક્તપિત્તને ટાળનાર; દોષોને, ધાતુઓને, મળને તથા નાડીઓને કાંઈક આર્દ્ર (ભીનાં) કરનાર તથા ભારે હોઈ સર્વકાળ સેવન કરનારાઓના ઘડપણને તથા સઘળા રોગોને મટાડનાર છે. ૭,૮

### ગાયના રંગ પ્રમાણે તેના દૂધના ખાસ ગુણો

કૃષ્ણાયા ગોર્ભવેદ્ દુગ્ધં વાતહારિ ગુણાધિકમ્ ।
પીતાયા હરતે પિત્તં તથા વાતહરં ભવેત્ ।
શ્લેષ્મલં ગુરુ શુક્લાયા રક્તચિત્રા ચ વાતહૃત્ ॥૯॥

અન્વય.-કૃષ્ણાયાઃ ગોઃ દુગ્ધં વાતહારિ ગુણાધિકમ્ (ભવતિ), પીતાયાઃ (દુગ્ધં) પિત્તં હરતે તથા વાતહરં ભવેત્, શુક્લાયાઃ (દુગ્ધં) શ્લેષ્મલં ગુરુ (ભવતિ), ચ રક્તચિત્રા વાતહૃત્ (સ્યાત્) ॥

કાળી ગાયનું દૂધ વાયુને હરનાર અને અધિક ગુણવાળું છે; પીળી ગાયનું દૂધ પિત્તને તથા વાયુને હરનાર છે; ધોળી ગાયનું દૂધ કફ કરનાર અને ભારે છે; રાતી તથા કાબરી ગાયનું દૂધ વાયુને હરનાર છે. ૮,૯

### ગાયના દૂધના દોષ-ગુણો

બાલવત્સવિવત્સાનાં ગવાં દુગ્ધં ત્રિદોષકૃત્ ।
વષ્કયિણ્યાસ્ત્રિદોષઘ્નં તર્પણં બલકૃત્પયઃ ॥ ૧૦ ॥

અન્વયઃ-બાલવત્સવિવત્સાનાં ગવાં દુગ્ધં ત્રિદોષકૃત્ (ભવતિ). વષ્કયિણ્યાઃ પયઃ ત્રિદોષઘ્નં તર્પણં બલકૃત્ (સ્યાત્) ॥

નાનાં વાછડાંવાળી તથા વાછડાં વિનાની ગાયોનું દૂધ ત્રણે દોષને ઉત્પન્ન કરનાર છે. મોટાં વાછડાંવાળી ગાયનું દૂધ ત્રણે દોષને હરનાર, તૃપ્તિ કરનાર અને બળને વધારનાર છે.

### દેશો પ્રમાણે ગાયના દૂધના ગુણો

જાઙ્ગલાનૂપશૈલેષુ ચરન્તીનાં યથોત્તરમ્ ।
પયો ગુરુતરં સ્નેહો યથાહારં પ્રવર્તતે ॥ ૧૧ ॥

અન્વયઃ-જાઙ્ગલાનૂપશૈલેષુ ચરન્તીનાં પયઃ યથોત્તરં ગુરુતરં (સ્યાત્, યતઃ) યથાહારં સ્નેહઃ પ્રવર્તતે ॥

જાંગલદેશ, અનૂપદેશ અને પહાડોમાં ચરતી ગાયોનું દૂધ એક એકથી વધારે ભારે હોય છે. કારણ કે (ગાયોમાં કે હરકોઈ મનુષ્યાદિમાં) જેવો ખોરાક તેવી ચીકાશ થાય છે. ૧૧

### આહારથી દૂધના ગુણોનો ફેરફાર

સ્વલ્પાન્નભક્ષણાજ્જાતં ક્ષીરં ગુરુ કફપ્રદમ્ ।
તત્તુ બલ્યં પરં વૃષ્યં સ્વસ્થાનાં ગુણદાયકમ્ ॥ ૧૨
પલાલતૃણકાર્પાસબીજજાતં ગુણૈર્હિતમ્ ॥ ૧૩ ॥

ગાયોને ખૂબ થોડોક જ ખોરાક-ચારો ખવડાવવાથી થયેલું દૂધ ભારે, કફ કરનાર, બળ વધારનાર, મૈથુનશક્તિને અત્યંત વધારનાર અને સ્વસ્થ માણસોને ગુણદાયક થાય છે. પરાળ, ઘાસ અને કપાસિયા ખવડાવવાથી થયેલું દૂધ ગુણોથી હિતકારી છે.

### ભેંસના દૂધના ગુણો

માહિષં મધુરં ગવ્યાત્સ્નિગ્ધં શુક્રકરં ગુરુ ।
નિદ્રાકરમભિષ્યન્દિ ક્ષુધાધિક્યકરં હિમમ્ ॥ ૧૪

અન્વયઃ-માહિષ (દુગ્ધં) ગવ્યાત્ મધુરં સ્નિગ્ધં શુક્રકરં ગુરુ નિદ્રાકરમ્ અભિષ્યન્દિ ક્ષુધાધિક્યકરં હિમમ્ (અસ્તિ) ॥

आमं क्षीरमभिष्यन्दि गुरु श्लेष्मामवर्धनम् ।
ज्ञेयं सर्वमपथ्यं तु गव्यमाहिषवर्जितम् ॥ २५ ॥
नारीक्षीरं त्वाममेव हितं न तु शृतं हितम् ।
शृतोष्णं कफवातघ्नं शृतं शीतं तु पित्तनुत् ॥
अर्धोदकं क्षीरशिष्टमामाल्लघुतरं पयः ॥ २६ ॥
जलेन रहितं दुग्धमतिपक्वं यथा यथा ।
तथा तथा गुरु स्निग्धं वृष्यं बलविवर्धनम् ॥ २७ ॥

अन्वयः–धारोष्णं गोपयः बल्यं लघु शीतं सुधासमं दीपनं च त्रिदोषघ्नं (भवेत्), तद् धाराशिशिरं त्यजेत् । गव्यं धारोष्णं शस्यते, माहिषं तु धाराशीतं (शस्यते), आविकं शृतोष्णं पथ्यम्, अजापयः शृतशीतं (पथ्यम्) । गव्यमाहिषवर्जितं सर्वम् आमं क्षीरं तु गुरु अभिष्यन्दि श्लेष्मामवर्धनम् अपथ्यं ज्ञेयम् । नारीक्षीरं तु आमम् एव हितं, शृतं तु हितं न, शृतोष्णं (पीतं पयः) कफवातघ्नं, शृतं शीतं (पीतं) तु पित्तनुत्, अर्धोदकं क्षीरशिष्टं पयः आमात् लघुतरं (भवति) । जलेन रहितं दुग्धं यथा यथा अतिपक्वं (स्यात्) तथा तथा गुरु स्निग्धं वृष्यं (च) बलविवर्धनम् (भवेत्) ॥

ગાયનું શેડકઢ્યું દૂધ બળ આપનાર, હલકું, ઠંડું, અમૃત જેવું, અગ્નિને પ્રદીપ્ત કરનાર અને ત્રણે દોષને હણનાર છે. ગાયનું દૂધ દોહ્યા પછી ઠંડું થઈ ગયું હોય તો ત્યજવું; (ગરમ કરીને જ તેનો ઉપયોગ કરવો.) ગાયનું દૂધ શેડકઢ્યું હોય તો વખાણવા લાયક છે; પણ ભેંશનું દૂધ તો દોહ્યા પછી ઠંડું થઈ ગયું હોય તે જ વખાણવા લાયક છે. ગાડરનું દૂધ ઉકાળેલું ગરમ હોય તે જ હિતકારી છે અને બકરીનું દૂધ ઉકાળેલું ટાઢું થયા પછી હિતકારી થાય છે. ગાયના અને ભેંસના દૂધ સિવાય સઘળું કાચું દૂધ ભારે હોઈ રસવાહી નાડીઓને રોકનાર, કફને તથા આમને વધારનાર અને અપથ્ય જાણવું. સ્ત્રીનું દૂધ તો કાચું જ હિતકારી છે, પણ ગરમ કરેલું હિતકારી નથી. ગરમ કર્યા પછી ઊનું ઊનું દૂધ પીવાથી કફ તથા વાયુનો નાશ થાય છે; ગરમ કર્યા પછી ઠારીને પીધેલું દૂધ પિત્તનો નાશ કરે છે અને દૂધમાં અરધો-અરધ પાણી નાખી ગરમ કરી પાણી બાળી નાખ્યા પછી તે જો પિવાય તો કાચા દૂધથી વધારે હલકું થાય છે. પાણી નાખ્યા વગરનું દૂધ જેમ જેમ વધારે પકાવાય તેમ તેમ ભારે, સ્નિગ્ધ, મૈથુનશક્તિને વધારનાર અને બળ આપનાર થાય છે. ૨૩–૨૭



## દૂધની જુદી જુદી બનાવટોની ઓળખ

क्षीरं तत्कालसूतायाः घनं पीयूषमुच्यते ।
नष्टदुग्धस्य पक्वस्य पिण्डः प्रोक्तः किलाटकः ॥२८
अपक्वमेव यन्नष्टं क्षीरशाकं हि तत्पयः ।
दध्ना तक्रेण वा नष्टं दुग्धं बद्धं सुवाससा ॥ २९ ॥
द्रवभागेन हीनं यत्तक्रपिण्डः स उच्यते ।
नष्टदुग्धभवं नीरं मोरटं जेज्जटोऽब्रवीत् ॥ ३० ॥

अन्वयः–तत्कालप्रसूतायाः घनं क्षीरं पीयूषम् उच्यते, पक्वस्य नष्टदुग्धस्य पिण्डः किलाटकः प्रोक्तः ॥ अपक्वम् एव नष्टं यत् पयः तत् हि क्षीरशाकं (कथ्यते) ॥ यत् दुग्धं दध्ना वा तक्रेण नष्टं सुवाससा बद्धं (सत्) द्रवभागेन हीनं (भवति) सः तक्रपिण्डः उच्यते ॥ नष्टदुग्धभवं नीरं मोरटम् (इति) जेज्जटः अब्रवीत् ॥

તરત જ વિયાયેલીનું ઘાટું દૂધ પીયૂષ[1] (ખીરું) કહેવાય છે. ખૂબ ગરમ કરી કરી દૂધનો ભાવ ટાળી નાખીને જે પિંડો કરવામાં આવે તે કિલાટક[2] (માવો) કહેવાય છે. કાચું છતાં જ બગડીને દડબાં થઈ ગયેલું દૂધ ક્ષીરશાક[3] કહેવાય છે. જે દૂધને દહીંથી અથવા છાશથી ફાડી નાખી સારા લૂગડામાં બાંધી પ્રવાહી ભાગ વગરનું કરાય છે, તે તક્રપિંડ[4] કહેવાય છે. ફાટી ગયેલા દૂધમાંથી જે પાણી નીકળે તેને જૈજટ પંડિતે મોરટ[5] કહ્યું છે. ૨૮–૩૦

૧. पीयति–तर्पयति, पीयते–तृप्यते वा अनेनेति पीयूषम्–'पीयू प्रीतौ' इति सौत्रो धातुः, तस्मात् 'पीयेरूषन्' (उणा. ४–१६)–જે તૃપ્ત કરે છે અથવા જેનાથી તૃપ્ત થવાય છે, તેથી પીયૂષ–નવું દૂધ–ખીરું.

૨. किरति–विक्षिपति क्षुधं गुरुत्वात्, कॄ विक्षेपे–'किरो लश्च वा' (उणा. १४७) इति आटः प्रत्ययः लश्चेति किलाटः (इति हैमः) ततः, स्वार्थे कन्–જે ભારે હોવાથી ભૂખને મટાડી દે છે, તે કિલાટક–માવો.

૩. क्षीरस्य शाकमिव क्षीरशाकम्–દૂધનું જાણે શાક હોય તેવું જે લાગે છે, તે ક્ષીરશાક–કાચું જ ફાટી જઈ દડબું થયેલું દૂધ.

૪. तक्रनिष्पन्नः पिण्डः तक्रपिण्डः–દૂધને દહીં કે

(चेत्) सेव्यते (तर्हि तत्) बाले वृद्धिकरं क्षये क्षयकरं वृद्धेषु रेतोवहं पथ्यम् अनेकदोषशमनं (स्यात्)॥ निशि केवलं पयः पेयं, तेन सह ओदनादिकम् इह न भोज्यम्, (यतः) अजीर्णं भवति (सति) न शयीत. पीतस्य शर्वरीक्षीरस्य शेषं न उत्सृजेत्॥ दिवा विदाहीनि अन्नपानानि नरः यद् भुङ्क्ते, तद्विदाहप्रशान्त्यर्थं रात्रौ सदा क्षीरं पिबेत्॥ दीप्तानले कृशे बाले च वृद्धे च यूनि पुंसि पयः हिततमं पथ्यं सद्यः शुक्रकरं मतम्॥

દિવસના પહેલા ભાગના સમયે પીધેલું દૂધ વીર્યવર્ધક, પુષ્ટિકારક અને અગ્નિને પ્રદીપ્ત કરનાર થાય છે. બપોરે પીધેલું દૂધ બળ આપે છે, કફને તથા પિત્તને તોડે છે અને અગ્નિને પ્રદીપ્ત કરે છે. રાત્રિના સમયે હંમેશાં સેવેલું દૂધ બાળકને વૃદ્ધિ આપનાર, ક્ષયનો નાશ કરનાર, વૃદ્ધ લોકોને વીર્ય આપનાર, બહુ જ પથ્ય તથા અનેક દોષોને શમાવનાર છે. રાત્રે નકરું જ દૂધ પીવું, પણ તેની સાથે ભાત વગેરે જમવાં નહીં, એમ વિદ્વાનો કહે છે. રાત્રે દૂધની સાથે ભાત વગેરે જમવાથી અજીર્ણ થાય છે, તેથી નિદ્રા આવતી નથી. રાત્રે પીવા માટે વાસણમાં લીધેલું સઘળું દૂધ પી જવું, પણ તેમાંથી વધારવું નહીં. દિવસે બળતરા કરનારાં જે અન્નપાન માણસો ખાય છે, તેઓથી થતી બળતરા શાંત કરવા કાયમ રાત્રે દૂધ પીવું જોઈએ. પ્રદીપ્ત અગ્નિવાળાને, શરીરમાં દૂબળાને, બાળકને, જુવાનને અને વૃદ્ધ પુરુષને પણ દૂધ અત્યંત હિતકારી, પથ્ય અને તરત વીર્યને ઉત્પન્ન કરનાર મનાય છે. ૩૮–૪૧

### મથેલા દૂધના ગુણો

क्षीरं गव्यमथाजं वा कोष्णं दण्डाहतं पिबेत्।
लघु वृष्यं ज्वरहरं वातपित्तकफापहम्॥४२॥

अन्वयः—गव्यम् अथ वा आजं क्षीरं दण्डाहतं (कृत्वा) कोष्णं पिबेत्, (यतस्तत्) लघु (सत्) वृष्यं ज्वरहरं वातपित्तकफापहम् (भवति)॥

ગાયનું અથવા બકરીનું દૂધ રવાઈથી વલોવી જરા ઊનું ઊનું પીવું; કારણ કે તે હલકું થઈ મૈથુનશક્તિ વધારનાર, તાવ મટાડનાર અને વાયુ, પિત્ત તથા કફનો નાશ કરનાર થાય છે. ૪૨

### ગાયના કે બકરીના દૂધના ફીણના ગુણો

गोदुग्धप्रभवं किंवा छागीदुग्धसमुद्भवम्।
भवेत्फेनं त्रिदोषघ्नं रोचनं बलवर्धनम्॥४३॥
वह्निवृद्धिकरं वृष्यं सद्यस्तृप्तिकरं लघु।
अतीसारेऽग्निमान्द्ये च ज्वरेऽजीर्णे प्रशस्यते॥४४

अन्वयः—गोदुग्धप्रभवं किंवा छागीदुग्धसमुद्भवं फेनं त्रिदोषघ्नं रोचनं बलवर्धनं वह्निवृद्धिकरं वृष्यं सद्यः तृप्तिकरं लघु भवेत् (तथा तत्) अतीसारे अग्निमान्द्ये ज्वरे च अजीर्णे प्रशस्यते॥

ગાયના અથવા બકરીના દૂધનું ફીણ ત્રણે દોષને હણનાર, રુચિ ઉપજાવનાર, બળને વધારનાર, અગ્નિનો વધારો કરનાર, મૈથુનશક્તિને વધારનાર, તરત તૃપ્તિ કરનાર અને હલકું છે. એ ફીણ અતિસારમાં, અગ્નિની મંદતા ઉપર તથા જીર્ણજ્વર ઉપર બહુ વખણાય છે. ૪૩.૪૪

### કેવું દૂધ ન પીવું?

विवर्णं विरसं चाम्लं दुर्गन्धं ग्रथितं पयः।
वर्जयेदम्ललवण,-युक्तं बुद्ध्यादिहृद्यतः॥४५॥

अन्वयः—विवर्णं विरसं च अम्लं दुर्गन्धं ग्रथितम् अम्ललवणयुक्तं पयः वर्जयेत्, यतः (तत्) बुद्ध्यादिहृद् (भवति)॥

બગડી ગયેલા રંગવાળું, રસ વગરનું, ખાટું, દુર્ગંધવાળું, ગાંઠાગાંઠાવાળું થઈ ગયેલું અને ખાટા કે ખારા પદાર્થના સંયોગવાળું દૂધ છોડી દેવું (ન પીવું); કારણ કે તે બુદ્ધિ વગેરેનો નાશ કરનાર હોય છે.

**ઇતિશ્રી ભાવપ્રકાશમાં દુગ્ધવર્ગ સમાપ્ત**

## ૧૪ : દધિવર્ગ

### દહીંના ગુણો

दध्युष्णं दीपनं स्निग्धं कषायानुरसं गुरु।
पाकेऽम्लं ग्राहि पित्तास्र-शोथमेदःकफप्रदम्॥१॥
मूत्रकृच्छ्रे प्रतिश्याये शीतगे विषमज्वरे।
अतीसारेऽरुचौ कार्श्ये शस्यते बलशुक्रकृत्॥२॥

દધિ—દહીં ગરમ, અગ્નિને પ્રદીપ્ત કરનાર, સ્નિગ્ધ, તૂરાશના સંબંધવાળું, ભારે, પાકમાં ખાટું, ઝાડાને રોકનાર અને પિત્ત, લોહીનો

બગાડ કે રક્તપિત્ત, સોજા, મેદ તથા કફને કરનાર છે મૂત્રકૃચ્છ્રમાં, સળેખમમાં, ટાઢિયા વિષમજ્વરમાં, અતિસારમાં, અરુચિમાં અને દુર્બળપણા ઉપર દહીં વખણાય છે અને બળને તથા વીર્યને વધારનાર છે ૧,૨

૧ ददाति—धारयति दीप्तत्वादिगुणं पोषयति च शरीरं स्वस्वकर्मत्वात् इति दधि, डुधाञ् धारणपोषणयोः — 'धाधामी धातुः'—इति धातोरिः कि. प्रत्यय, स च कित्—જે અગ્નિપ્રદીપકપણું આદિ ગુણ ધારણ કરે છે અને ખાવાથી બળ તથા વીર્ય વધારી શરીરનું પોષણ કરે છે, તેથી દધિ—દહીં

## દહીંના પાંચ પ્રકારો

मन्दं ततः स्वादु स्वाद्वम्लं च ततः परम्।
अम्लं चतुर्थमत्यम्लं पञ्चमं दधि पञ्चधा ॥३॥

મંદ, સ્વાદુ, સ્વાદ્વમ્લ, અમ્લ અને અત્યમ્લ એ રીતે દહીંના પાંચ ભેદો છે ૩

## એ પાંચે ભેદોના લક્ષણો તથા ગુણો

मन्दं तुल्यवदव्यक्तरसं किञ्चिद्घनं भवेत्।
मन्दं स्यात्सर्वविण्मूत्रदोषदाहविदाहकृत् ॥४॥
यत्सम्यग् घनतां यातं व्यक्तस्वादुरसं भवेत्।
अव्यक्ताम्लरसं तत्तु स्वादु विज्ञैरुदाहृतम् ॥५॥
स्वादु स्यादतिमभिष्यन्दि वृष्यं मेदःकफावहम्।
वातघ्नं मधुरं पाके रक्तपित्तप्रसादनम् ॥६॥
स्वाद्वम्लं सान्द्रमधुरं कषायानुरसं भवेत्।
स्वाद्वम्लस्य गुणा ज्ञेयाः सामान्यदधिवद्बुधैः ॥७॥
यत्तिरोहितमाधुर्यं व्यक्ताम्लं तदम्लकम्।
अम्लं तु दीपनं पित्त-रक्तश्लेष्मविवर्धनम् ॥८॥
यदत्यम्लं दन्तरोमहर्षकण्ठादिदाहकृत्।
अत्यम्लं दीपनं रक्तवातपित्तकरं परम् ॥९॥

अन्वय —(यत् दधि) तुल्यवत् अव्यक्तरसं किञ्चिद् घनं (च) भवेत् (तत्) मन्दं स्यात्, मन्दं सर्वविण्मूत्रदोषदाहविदाहकृत् (स्यात्)॥ यत् सम्यक् घनतां यातं व्यक्तस्वादुरसं (च) अव्यक्ताम्लरसं भवेत् तत्तु विज्ञैः स्वादु उदाहृतम्॥ स्वादु अति अभिष्यन्दि वृष्यं मेदः कफावहं वातघ्नं पाके मधुरं (तथा) रक्तपित्तप्रसादनं स्यात्॥ (यत्) सान्द्रमधुरं कषायानुरसं भवेत् (तत्) स्वाद्वम्लं (ज्ञेयम्)। स्वाद्वम्लस्य गुणा बुधैः सामान्यदधिवत् ज्ञेयाः॥ यत् तिरोहितमाधुर्यं (तत्) व्यक्ताम्लं (स्यात्) तत् अम्लकं (ज्ञेयम्)। अम्लं तु दीपनं (च) पित्तरक्तश्लेष्मविवर्धनम् (भवेत्)॥ (यत्) दन्तरोमहर्षकण्ठादिदाहकृत् (स्यात्) तत् अत्यम्लं (ज्ञेयम्) अत्यम्लं दीपनं (तत्) परं रक्तवातपित्तकृत् (भवेत्)॥

જે દહીં દૂધની પેઠે અસ્પષ્ટ રસવાળું અને કાંઈક ઘાડું હોય તેને મંદ સમજવું. મંદ દહીં વિષ્ઠા તથા મૂત્રની પ્રવૃત્તિ કરનાર, ત્રણે દોષને કરનાર અને દાહને ઉત્પન્ન કરનાર છે જે દહીં સારી રીતે ઘાડું થયેલું, સ્પષ્ટ થયેલા મધુર રસવાળું અને અસ્પષ્ટ ખટાશવાળું હોય, તેને વિદ્વાન લોકો સ્વાદુ કહે છે સ્વાદુ દહીં રસવાહી નાડીઓને ખૂબ રોકનાર, મૈથુનશક્તિને વધારનાર, મેદને તથા કફને કરનાર, વાયુને હણનાર, પાકમાં મધુર અને રક્તપિત્તને સાફ કરનાર છે જે દહીં ઘાડું, મીઠું અને તૂરાશને અનુસરતું હોય તે સ્વાદ્વમ્લ જાણવું, સ્વાદ્વમ્લ દહીંના ગુણો સાધારણ દહીંના જેવા સમજવા. જેમાં મીઠાશ ઢંકાઈ જઈને ખટાશ સ્પષ્ટ થઈ હોય તે દહીં અમ્લ કહેવાય છે અમ્લ દહીં અગ્નિને પ્રદીપ્ત કરનાર હોઈ પિત્તને, લોહીના બગાડને કે રક્તપિત્તને તથા કફને વધારનાર છે જે ખાવાથી દાંત અંબાઈ જાય, રૂંવાડાં ઊભાં થઈ જાય અને કંઠ આદિમાં બળતરા થાય, તે દહીં અત્યમ્લ કહેવાય છે અત્યમ્લ દહીં અગ્નિને પ્રદીપ્ત કરનાર હોઈ લોહીનો બગાડ, વાયુ તથા પિત્તને બહુ જ ઉત્પન્ન કરે છે ૪-૯

## ગાયના દહીંના ગુણો

गव्यं दधि विशेषेण स्वाद्वम्लं च रुचिप्रदम्।
पवित्रं दीपनं हृद्यं पुष्टिकृत्पवनापहम् ॥
उक्तं दध्नामशेषाणां मध्ये गव्यं गुणाधिकम् ॥१०॥

अन्वय—गव्यं दधि विशेषेण स्वादु च अम्लं (तत्) रुचिप्रदं पवित्रं दीपनं हृद्यं पुष्टिकृत् पवनापहं (स्यात्) अशेषाणां दध्नां मध्ये गव्यं गुणाधिकम् उक्तम्॥

ગાયનું દહીં વિશેષે કરી મધુર, ખાટું રુચિ આપનાર, પવિત્ર, અગ્નિને પ્રદીપ્ત કરનાર, હૃદયને પ્રિય થાય એવું, પુષ્ટિ કરનાર અને વાયુને મટાડનાર છે સઘળાં દહીંમાં ગાયનું દહીં અધિક ગુણોવાળું કહ્યું છે ૧૦

## ભેંસના દહીંના ગુણો

माहिषं दधि सुस्निग्धं श्लेष्मलं वातपित्तनुत्।
स्वादुपाकमभिष्यन्दि वृष्यं गुर्वस्रदूषकम् ॥११॥

ભેંસનું દહીં બહુ જ સ્નિગ્ધ, કફ કરનાર, વાયુને તથા પિત્તને મટાડનાર, પાકમાં મધુર, રસવાહી નાડીઓને રોકનાર, વીર્યને વધારનાર, ભારે અને લોહીને બગાડનાર છે. ૧૧

## બકરીના દહીંના ગુણો

आजं दध्युत्तमं ग्राहि लघु दोषत्रयापहम् ।
शस्यते श्वासकासार्शःक्षयकार्श्येषु दीपनम् ॥१२॥

अन्वयः–आजं दधि उत्तमं ग्राहि लघु दोषत्रयापहं दीपनं (सत्) श्वासकासार्शःक्षयकार्श्येषु शस्यते ॥

બકરીનું દહીં ઉત્તમ, ઝાડાને રોકનાર, હલકું, ત્રણે દોષને હણનાર અને અગ્નિને પ્રદીપ્ત કરનાર હોઈ શ્વાસ, ઉધરસ, અરશ, ક્ષય તથા દૂબળાપણા ઉપર વખણાય છે. ૧૩

## પાકા દૂધમાંથી થયેલા દહીંના ગુણો

पक्वदुग्धभवं रुच्यं दधि स्निग्धं गुणोत्तमम् ।
पित्तानिलापहं सर्वधात्वग्निबलवर्धनम् ॥ १३ ॥

પકાવેલા દૂધનું દહીં રુચિકારક, સ્નિગ્ધ, ઉત્તમ ગુણવાળું, પિત્તને તથા વાયુને હણનારું અને સઘળી ધાતુઓના તથા અગ્નિના બળને વધારનારું છે. ૧૩

## નિઃસાર દૂધમાંથી કરેલા દહીંના ગુણો

असारं दधि संग्राहि शीतलं वातलं लघु ।
विष्टम्भि दीपनं रुच्यं ग्रहणीरोगनाशनम् ॥१४॥

નિઃસાર (દૂધનું) દહીં ઝાડાને રોકનાર, ટાઢું, વાયુને ઉત્પન્ન કરનાર, હલકું, મળને રોકનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર, રુચિ ઉપજાવનાર અને ગ્રહણી નામના રોગને મટાડનાર છે.૧૪

## ગાળેલા દહીંના ગુણો

गालितं दधि सुस्निग्धं वातघ्नं कफकृद् गुरु ।
बलपुष्टिकरं रुच्यं मधुरं नातिपित्तकृत् ॥ १५ ॥

ગાળેલું દહીં બહુ જ સ્નિગ્ધ, વાયુને હણનાર, કફ કરનાર, ભારે, બળ વધારનાર, પુષ્ટિ કરનાર, રુચિકારક, મધુર અને પિત્તને બહુ કરનાર નથી. ૧૫

## સાકર કે ગોળ નાખેલા દહીંના ગુણો

सशार्करं दधि श्रेष्ठं तृष्णापित्तास्रदाहजित् ।
सगुडं वातनुद्वृष्यं बृंहणं तर्पणं गुरु ॥ १६ ॥

સાકરવાળું દહીં શ્રેષ્ઠ હોઈ તરશ, પિત્ત, લોહીનો બગાડ કે રક્તપિત્ત તથા દાહને મટાડનાર છે. ગોળ નાખેલું દહીં વાયુને મટાડનાર, મૈથુનશક્તિને વધારનાર, પુષ્ટિ કરનાર, તૃપ્તિ પમાડનાર અને ભારે છે. ૧૬

## રાત્રે દહીં ન ખવાય, છતાં કયા પદાર્થો સાથે ખવાય?

न नक्तं दधि भुञ्जीत न चाप्यघृतशर्करम् ।
नामुद्गसूपं नाक्षौद्रं नोष्णं नामलकैर्विना ॥ १७ ॥
शस्यते दधि नो रात्रौ शस्तं चाम्बुघृतान्वितम् ।
रक्तपित्तकफोत्थेषु विकारेषु तु नैव तत् ॥ १८ ॥

अन्वयः–नक्तं दधि न भुञ्जीत, अपि च अघृतशर्करं न, अमुद्गसूपं न, अक्षौद्रं न, उष्णं न, आमलकैः विना न (भुञ्जीत) । रात्रौ दधि न शस्यते, अम्बुघृतान्वितम् च शस्तं, रक्तपित्तकफोत्थेषु विकारेषु तु तत् (अपि) न एव (शस्तम्) ॥

રાત્રે દહીં ખાવું નહીં; (જો ખાવું હોય તો) ઘી–સાકર વગરનું, મગની દાળ વગરનું, મધ વગરનું, ગરમ કરેલું કે આમળાં વગરનું ખાવું નહીં. (ઘી–સાકર વગેરે સહિત દહીં રાત્રે પણ ખાવાની છૂટ છે; કહ્યું છે કે) 'રાત્રે દહીં ખાવું સારું નથી; (ખાવાની જરૂર હોય તો) પાણી તથા ઘી નાખીને ખાવું; રક્તપિત્ત તથા કફસંબંધી વિકારોમાં તો તે દહીં ઘી તથા પાણી સહિત પણ ખાવું સારું નથી.

टीका–अयमर्थः–रात्रौ दधि न भुञ्जीत । भुञ्जीत चेत्तदा अघृतशर्करममुद्गसूपमक्षौद्रमुष्णं विनामलकैश्च दधि न भुञ्जीत । तेन घृतशर्करादियुक्तं दधि रात्रावपि भुञ्जीतेत्यर्थः । (અર્થ ઉપર આવી જાય છે.) ૧૭,૧૮

## દહીં કઈ ઋતુમાં સારું ને ખરાબ?

हेमन्ते शिशिरे चापि वर्षासु दधि शस्यते ।
शरद्ग्रीष्मवसन्तेषु प्रायशस्तद्विगर्हितम् ॥ १९ ॥

अन्वयः–हेमन्ते शिशिरे अपि च वर्षासु दधि शस्यते, (किंतु) शरद्–ग्रीष्म–वसन्तेषु प्रायशः तद् विगर्हितम् ॥

હેમંત, શિશિર અને વર્ષા–એ ત્રણ ઋતુઓમાં દહીં ખાવું સારું છે; પણ શરદ, ગ્રીષ્મ અને વસંત–એ ત્રણ ઋતુઓમાં દહીં ખાવું તે લગભગ ખરાબ છે. ૧૯

नराणां सुखि (सुखाय भवति इति वैद्याः) आहुः ॥ उदश्वित् कफकृत् बल्यम् आमघ्नं (सत्) परमं मतम् । छच्छिका शीतला लघ्वी पित्तश्रमतृषाहरी वातनुत् कफकृत् (सती अपि) सा तु लवणान्विता दीपनी (भवति) ॥

ઘોલ, મથિત, તક્ર, ઉદશ્વિત્ અને છચ્છિકા, એટલા છાશના ભેદો છે. પાણી નાખ્યા વિના જ ઉપરના ચીકાશવાળા ઘાટા ભાગ સહિત વલોવેલું દહીં ઘોલ[1] (ઘોળવું) કહેવાય છે. ઉપરનો ચીકાશવાળો ઘાટો ભાગ કાઢી નાખી પાણી વગર જ વલોવેલું દહીં મથિત[2] કહેવાય છે. ચોથા ભાગનું પાણી નાખી વલોવેલું દહીં તક્ર[3] કહેવાય છે. બરાબર અર્ધું પાણી નાખી વલોવેલું દહીં ઉદશ્વિત્[4] કહેવાય છે અને વલોવીને જેમાંથી માખણ કાઢી લીધું હોય તથા ઘણું પાણી નાંખીને ખૂબ આછું કરેલ હોય તે દહીં છચ્છિકા[5] કહેવાય છે. સાકર નાખેલ ઘોલના ગુણો આંબાના રસના જેવા થાય છે. મથિત વાયુને તથા પિત્તને હરનાર, આનંદ પમાડનાર અને કફને તથા પિત્તને તોડનાર છે. તક્ર આડાને રોકનાર, તૂરું, ખાટું, પાકમાં તથા રસમાં મધુર, હલકું, ઉષ્ણવીર્ય, અગ્નિને પ્રદીપ્ત કરનાર, મૈથુનશક્તિને વધારનાર, તૃપ્તિ આપનાર, વાયુનો નાશ કરનાર અને હલકું હોવાથી આડાને રોકનાર હોઈ ગ્રહણી આદિ રોગવાળાઓને પથ્ય થાય છે; વળી તે પાકમાં મધુર હોવાથી પિત્તનો પ્રકોપ કરતું નથી અને તૂરું, ઉષ્ણવીર્ય તથા રૂક્ષ હોવાથી કફને તોડે છે. તક્રનું સેવન કરનાર માણસ (રોગથી) કદી પીડાતો નથી અને તક્રથી બળી ગયેલા રોગો પાછા કદી ઉત્પન્ન થતા નથી. જેમ અમૃત દેવતાઓને (સ્વર્ગમાં) સુખ આપનાર છે, તેમ તક્ર પૃથ્વી પર માણસોને સુખ આપનાર થાય છે, એમ (વૈદ્યો) કહે છે. ઉદશ્વિત્ કફ કરનાર, બળને વધારનાર અને અજીર્ણાંશનો નાશ કરનાર હોઈ અતિશય ઉત્તમ છે. છચ્છિકા ટાઢી, હલકી; પિત્તને, શ્રમને તથા તૃષાને મટાડનારી; વાયુને મટાડનારી અને કફને કરનારી છે, છતાં લૂણ નાખેલી છચ્છિકા અગ્નિને પ્રદીપ્ત કરનાર થાય છે. ૧-૮

૧. घुटयते–आलोड्यते मथ्यते वाससरं निर्जलमेव यत्, घुड प्रतिघाते–कर्मणि घञ्, डस्य च लः, यद्वा हन्यते मथा इति घोलं, (हैम–उणा ४९५) इत्योले निपात्यते– જેને પાણી નાખ્યા વિના જ તર સાથે વલોવી નંખાય તે ઘોલ; અથવા રવૈયાથી જેને હણી નંખાય છે, તે ઘોલ–(હૈમકોષના આધારે)–દહીંનું ઘોરવું.

૨. मथ्यते–विलोड्यते स्म असरं निर्जलमेव, मथे विलोडने, कर्मणि क्तः–मथितम्–જેને તર કાઢી નાખી પાણી નાખ્યા વગર જ મથિ વલોવાય છે, તેવું દહીં મથિત કહેવાય છે.

૩. तक्यति तच्यते वा पादजलम्, उष्णवीर्यत्वादिगुणजातं चेति तक्रम्, तकु गतौ–'स्फायितञ्चि०'–(उणा. २–१३) इति रक्–જેમાં એક ચતુર્થાંશ પાણી પડે છે અને જે ઉષ્ણવીર્ય આદિ ગુણોને પામે છે, તેથી તક્ર–ચોથા ભાગ પાણીવાળું દહીં–છાશ.

૪. अर्धभागेन उदकेन श्वयति–वर्धते, 'टुओश्वि गतिवृद्ध्योः–क्विप्–અર્ધભાગે પાણી નાખવાથી જે વધે છે, તેવું દહીં વલોવેલી છાશ–ઉદશ્વિત્

૫. छद्यते–बलवान् क्रियते वह्निरनया, अपवार्यते च वायुर्यया, छदिर् ऊर्जने अपवारणे चेति धातोः–'क्वुन् शिल्पिसंज्ञयोः'–इत्यौणादिः क्वुन्, बाहुलकाद् दस्य छः– જે અગ્નિને બળવાન કરે છે, તથા વાયુને મટાડે છે, તે પુષ્કળ પાણીવાળી અને માખણ વિનાની સ્વચ્છ છાશ–છચ્છિકા.

टीका–मथितं महवा इति लोके। छच्छिका–छाछ इति लोके। મથિતને લોકમાં મહો કહે છે અને છચ્છિકાને છાશ કહે છે.

## જુદી જુદી જાતની છાશના ગુણો

समुद्धृतघृतं तक्रं पथ्यं लघु विशेषतः ।
स्तोकोद्धृतघृतं तस्माद् गुरु वृष्यं कफापहम् ॥९॥
अनुद्धृतघृतं सान्द्रं गुरु पुष्टिकफप्रदम् ॥ १० ॥

अन्वयः–समुद्धृतघृतं तक्रं पथ्यं (च) विशेषतः लघु (भवति), स्तोकोद्धृतघृतं तस्माद् गुरु वृष्यं कफापहं (स्यात्), अनुद्धृतघृतं (तु) सान्द्रं (सत्) गुरु पुष्टिकफप्रदं (च भवेत्) ॥

જેમાંથી સઘળું માખણરૂપ ઘી કાઢી લીધું હોય એવું તક્ર (છાશ) પથ્ય અને અત્યંત હલકું છે; જેમાંથી થોડુંક ઘી કાઢી લીધું હોય એવું તક્ર ઉપરના તક્ર કરતાં ભારે, મૈથુનશક્તિને વધારનાર અને કફ કર-

नराणां भुवि (सुखाय भवति इति वैद्याः) आहुः ॥ उदश्वित् कफकृत् बल्यम् आमघ्नं (सत्) परमं मतम् । छच्छिका शीतला लघ्वी पित्तश्रमतृषाहरी वातनुत् कफकृत् (सती अपि) सा तु लवणान्विता दीपनी (भवति) ॥

ઘોલ, મથિત, તક્ર, ઉદશ્વિત્ અને છચ્છિકા, એટલા છાશના ભેદો છે. પાણી નાખ્યા વિના જ ઉપરના ચીકાશવાળા ઘાટા ભાગ સહિત વલોવેલું દહીં ઘોલ[1] (ઘોળવું) કહેવાય છે. ઉપરનો ચીકાશવાળો ઘાટો ભાગ કાઢી નાખી પાણી વગર જ વલોવેલું દહીં મથિત[2] કહેવાય છે. ચોથા ભાગનું પાણી નાખી વલોવેલું દહીં તક્ર[3] કહેવાય છે. બરાબર અર્ધું પાણી નાખી વલોવેલું દહીં ઉદશ્વિત્[4] કહેવાય છે અને વલોવીને જેમાંથી માખણ કાઢી લીધું હોય તથા ઘણું પાણી નાંખીને ખૂબ આછું કરેલ હોય તે દહીં છચ્છિકા[5] કહેવાય છે. સાકર નાખેલ ઘોલના ગુણો આંબાના રસના જેવા થાય છે. મથિત વાયુને તથા પિત્તને હરનાર, આનંદ પમાડનાર અને કફને તથા પિત્તને તોડનાર છે. તક્ર ઝાડાને રોકનાર, તૂરું, ખાટું, પાકમાં તથા રસમાં મધુર, હલકું, ઉષ્ણવીર્ય, અગ્નિને પ્રદીપ્ત કરનાર, મૈથુનશક્તિને વધારનાર, તૃપ્તિ આપનાર, વાયુનો નાશ કરનાર અને હલકું હોવાથી ઝાડાને રોકનાર હોઈ ગ્રહણી આદિ રોગવાળાઓને પથ્ય થાય છે; વળી તે પાકમાં મધુર હોવાથી પિત્તનો પ્રકોપ કરતું નથી અને તૂરું, ઉષ્ણવીર્ય તથા રૂક્ષ હોવાથી કફને તોડે છે. તક્રનું સેવન કરનાર માણસ (રોગથી) કદી પીડાતો નથી અને તક્રથી બળી ગયેલા રોગો પાછા કદી ઉત્પન્ન થતા નથી. જેમ અમૃત દેવતાઓને (સ્વર્ગમાં) સુખ આપનાર છે, તેમ તક્ર પૃથ્વી પર માણસોને સુખ આપનાર થાય છે, એમ (વૈદ્યો) કહે છે. ઉદશ્વિત્ કફ કરનાર, બળને વધારનાર અને અજીર્ણાંશનો નાશ કરનાર હોઈ અતિશય ઉત્તમ છે. છચ્છિકા ટાઢી, હલકી; પિત્તને, શ્રમને તથા તૃષાને મટાડનારી; વાયુને મટાડનારી અને કફને કરનારી છે, છતાં લૂણ નાખેલી છચ્છિકા અગ્નિને પ્રદીપ્ત કરનાર થાય છે. ૧-૮

૧. घुड्यते—आलोड्यते मथ्यते वा ससरं निर्जलमेव यत्, घुड प्रतिघाते—कर्मणि घञ्, डस्य च लः, यद्वा हन्यते मथा इति घोलं, (हैम—उणा ४९५) इत्योले निपात्यते— જેને પાણી નાખ્યા વિના જ તર સાથે વલોવી નંખાય તે ઘોલ; અથવા રવૈયાથી જેને હણી નંખાય છે, તે ઘોલ—(હૈમકોપના આધારે)—દહીંનું ઘોરવું.

૨. मथ्यते—विलोड्यते स्म असरं निर्जलमेव, मथे विलोडने, कर्मणि क्तः—मथितम्—જેને તર કાઢી નાખી પાણી નાખ્યા વગર જ મથિ વલોવાય છે, તેવું દહીં મથિત કહેવાય છે.

૩. तक्ति तच्यते वा पादजलम्, उष्णवीर्यत्वादिगुणजातं चेति तक्रम्, तक्षु गतौ—'स्फायितञ्चि०'—(उणा. २–१३)इति रक्—જેમાં એક ચતુર્થાંશ પાણી પડે છે અને જે ઉષ્ણવીર્ય આદિ ગુણોને પામે છે, તેથી તક્ર-ચોથા ભાગ પાણીવાળું દહીં—છાશ.

૪. अर्धभागेन उदकेन श्वयति—वर्धते, 'टुओश्वि गतिवृद्ध्योः—क्विप्—અર્ધભાગે પાણી નાખવાથી જે વધે છે, તેવું દહીં વલોવેલી છાશ—ઉદશ્વિત્

૫. छद्यते—बलवान् क्रियते वह्निरनया, अपवार्यते च वायुर्यया, छदिर् ऊर्जने अपवारणे चेति धातोः—'क्वुन् शिल्पिसंज्ञयोः'—इत्यौणादिः क्वुन्, बाहुलकाद् दस्य छः— જે અગ્નિને બળવાન કરે છે, તથા વાયુને મટાડે છે, તે પુષ્કળ પાણીવાળી અને માખણ વિનાની સ્વચ્છ છાશ—છચ્છિકા.

टीका—मथितं महवा इति लोके । छच्छिका—छाछ इति लोके । મથિતને લોકમાં મહો કહે છે અને છચ્છિકાને છાશ કહે છે.

## જુદી જુદી જાતની છાશના ગુણો

समुद्धृतघृतं तक्रं पथ्यं लघु विशेषतः ।
स्तोकोद्धृतघृतं तस्माद् गुरु वृष्यं कफापहम् ॥९॥
अनुद्धृतघृतं सान्द्रं गुरु पुष्टिकफप्रदम् ॥ १० ॥

अन्वयः—समुद्धृतघृतं तक्रं पथ्यं (च) विशेषतः लघु (भवति), स्तोकोद्धृतघृतं तस्माद् गुरु वृष्यं कफापहं (स्यात्), अनुद्धृतघृतं (तु) सान्द्रं (सत्) गुरु पुष्टिकफप्रदं (च भवेत्) ॥

જેમાંથી સઘળું માખણરૂપ ઘી કાઢી લીધું હોય એવું તક્ર (છાશ) પથ્ય અને અત્યંત હલકું છે; જેમાંથી થોડુંક ઘી કાઢી લીધું હોય એવું તક્ર ઉપરના તક્ર કરતાં ભારે, મૈથુનશક્તિને વધારનાર અને કફ કર-

નાર છે; એમાંથી ઘી બિલકુલ કાઢી લીધું ન હોય એવું તક્ર ભારે તથા ભારે હોઈ પુષ્ટિ આપનાર અને કફ કરનાર છે ૯,૧૦

જુદા જુદા રોગ ઉપર તે તે છાશનો ઉપયોગ

वातेऽम्लं शस्यते तक्रं शुण्ठीसैन्धवसंयुतम्।
पित्ते स्वादु सितायुक्तं सव्योषमधिके कफे ॥११॥
हिङ्गुजीरयुतं घोलं सैन्धवेन च संयुतम्।
भवेदतीव वातघ्नमर्शोऽतीसारहृत्परम् ॥१२॥
रुचिदं पुष्टिदं बल्यं बस्तिशूलविनाशनम्।
मूत्रकृच्छ्रे तु सगुडं पाण्डुरोगे सचित्रकम् ॥१३॥

अन्वयः—वाते अम्लं शुण्ठीसैन्धवसंयुतं तक्रं शस्यते, पित्ते सितायुतं स्वादु (शस्यते) कफे अधिके सव्योषं (शस्यते)। हिङ्गुजीरयुतं च सैन्धवेन संयुतं घोलं अतीव वातघ्नम् अर्शोऽतीसारहृत् परं रुचिदं पुष्टिदं बल्यं बस्तिशूलविनाशनं भवेत्, सगुडं तु (घोलं) मूत्रकृच्छ्रे (शस्यते) सचित्रकं (तु घोलं) पाण्डुरोगे (प्रशस्यते)॥

વાયુ ઉપર ખાટું અને સૂંઠ તથા સિંધવ નાખેલું તક્ર ઉત્તમ છે પિત્ત ઉપર સાકર નાખી મીઠું તક્ર ઉત્તમ છે કફ વધ્યો હોય તો સૂંઠ, મરી અને પીપરવાળું તક્ર ઉત્તમ છે. હિંગ, જીરું તથા સિંધવથી મિશ્રિત કરેલું દહીંનું ઘોળવું વાયુને અત્યંત તોડનાર, અરશને તથા અતિસારને મટાડનાર, ખૂબ રુચિ આપનાર, પુષ્ટિ આપનાર, બળ વધારનાર અને નાભિથી નીચેના ભાગના શૂળને મટાડનાર છે ગોળથી મિશ્ર કરેલું ઘોળવું મૂત્રકૃચ્છ્ર ઉપર ઉત્તમ છે અને ચીતરાથી મિશ્ર કરેલું ઘોળવું પાંડુરોગ ઉપર શ્રેષ્ઠ છે ૧૧,૧૩

કાચી તથા પાકી છાશના ગુણો

तक्रमामं कफं कोष्ठे हन्ति कण्ठे करोति च।
पीनसश्वासकासादौ पक्वमेव प्रयुज्यते ॥१४॥

अन्वयः—आमं तक्रं कोष्ठे कफं हन्ति, कण्ठे च (कफं) करोति। पीनसश्वासकासादौ पक्वम् एव (तक्रं) प्रयुज्यते॥

કાચું તક્ર કોઠાના કફને તોડે છે અને કંઠમાં કફ કરે છે સળેખમ, શ્વાસ અને ઉધરસ આદિ દરદોમાં પાકા તક્રનો જ ઉપયોગ થાય છે ૧૪

તક્રસેવનના વિષયો અને ગુણો

शीतकालेऽग्निमान्द्ये च तथा वातामयेषु च।
अरुचौ स्रोतसां रोधे तक्रं स्यादमृतोपमम् ॥१५॥
तक्रं हन्ति गरच्छर्दि-प्रसेकविषमज्वरान्।
पाण्डुमेदोग्रहण्यर्शो-मूत्रग्रहभगन्दरान् ॥१६॥
मेहं गुल्ममतीसारं शूलप्लीहोदरारुचीः।
श्वित्रकोष्ठगतव्याधीन्कुष्ठशोथतृषाकृमीन् ॥१७॥

अन्वयः—शीतकाले च अग्निमान्द्ये तथा च वातामयेषु अरुचौ स्रोतसां रोधे तक्रम् अमृतोपमं स्यात्॥ तक्रं तु गरच्छर्दिप्रसेकविषमज्वरान् पाण्डुमेदोग्रहण्यर्शोमूत्रग्रहभगन्दरान् मेहं गुल्मम् अतीसारं शूलप्लीहोदरारुचीः श्वित्रकोष्ठगतव्याधीन् कुष्ठशोथतृषाकृमीन् हन्ति॥

શીતકાળમાં, અગ્નિ મંદ થયો હોય ત્યારે, વાયુનાં દરદોમાં, અરુચિમાં અને નાડીઓઈ રોકાણ થયું હોય ત્યારે તક્ર અમૃત જેવું કામ કરે છે તક્ર ઝેરને, ઊલટીને, લાળના ઝરવાને, વિષમજ્વરને, પાંડુરોગને, મેદને, સંગ્રહણીરોગને અરશને, મૂત્રકૃચ્છ્રને, ભગંદરને, પ્રમેહને, ગોળાને, અતિસારને, શૂળને, બરલને, પેટના રોગને, અરુચિને, ધોળા કોઢને, કોઠાનાં દરદોને, કોઢને, સોજાને, તૃષાને અને કૃમિઓને મટાડે છે. ૧૫-૧૭

છાશના નિષેધના વિષયો

नैव तक्रं क्षते दद्यान्नोष्णकाले न दुर्बले।
न मूर्च्छाभ्रमदाहेषु न रोगे रक्तपित्तजे ॥१८॥

अन्वयः—क्षते तक्रं नैव दद्यात्, उष्णकाले न, दुर्बले न, मूर्च्छाभ्रमदाहेषु न, रक्तपित्तजे रोगे न (दद्यात्)॥

ક્ષતવાળાને, ઉનાળામાં, દૂબળાને, મૂર્ચ્છામાં, ભ્રમમાં, દાહમાં અને રક્તપિત્તના રોગમા તક્ર કદી ન દેવાય. ૧૮

દહીંના પ્રકાર પ્રમાણે છાશના ગુણો

यान्युक्तानि दधीन्यष्टौ तद्गुणं तक्रमादिशेत् ॥१९॥

अन्वयः—(दधिवर्गे) यानि अष्टौ दधीनि उक्तानि तद्गुणं तक्रम् आदिशेत्॥

(દધિવર્ગમા) જે આઠ પ્રકારના દહીં કહ્યાં છે, (અને તેઓમા જે ગુણો કહ્યા છે,) તે તે દહીંના તક્રમાં પણ તે તે જ ગુણો જાણવા. ૧૯

ઇતિશ્રી ભાવપ્રકાશમાં તક્રવર્ગ સમાપ્ત

# ૧૯ : નવનીતવર્ગ

### માખણનાં નામો તથા ગાયના માખણના ગુણો

પ્રક્ષણં સરજં હૈયઙ્ગવીનં નવનીતકમ્ ।
નવનીતં હિતં ગવ્યં વૃષ્યં વર્ણબલાગ્નિકૃત્ ॥૧॥
સંગ્રાહિ વાતપિત્તાસૃક્,-ક્ષયાર્શોઽર્દિતકાસહૃત્ ।
તદ્ધિતં બાલકે વૃદ્ધે વિશેષાદમૃતં શિશોઃ ॥૨॥

અન્વયઃ—પ્રક્ષણં સરજં હૈયઙ્ગવીનં નવનીતકમ્ (ઇતિ નામાનિ, ગુણાશ્ચ–) ગવ્યં નવનીતં હિતં વૃષ્યં વર્ણબલાગ્નિકૃત્ સંગ્રાહિ વાતપિત્તાસૃક્ક્ષયાર્શોઽર્દિતકાસહૃત્ (ભવતિ), તદ્ બાલકે (ચ) વૃદ્ધે હિતમ્ (અસ્તિ), શિશોઃ વિશેષાત્ અમૃતમ્ (ભવતિ) ॥

પ્રક્ષણ,[1] સરજ,[2] હૈયંગવીન[3] અને નવનીત[4] એટલાં માખણનાં સંસ્કૃત નામો છે. ગાયનું માખણ હિતકારી, મૈથુનશક્તિને વધારનાર, વર્ણને સારો કરનાર, બળ આપનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર, ઝાડાને રોકનાર અને વાયુ, પિત્ત, લોહીનો બગાડ કે વાતપ્રધાન રક્તપિત્ત, અરશ, અર્દિત વાયુ તથા ઉધરસને મટાડનાર છે. એ માખણ બાળકને તથા વૃદ્ધને પણ હિતકારી છે અને તેમાંય બાળકને તો ખાસ અમૃતરૂપ છે. ૧,૨

૧. પ્રક્ષ્યતે–મિશ્રીક્રિયતે અન્નાદિના યત્, ઉપદિહ્યતે વા યેનાન્નાદિ તત્ પ્રક્ષણમ્, પ્રક્ષ સંઘાતે ઉપદેહે ચ–કર્મણિ કરણે વા લ્યુટ્–જેને અન્નાદિ સાથે મિશ્ર કરાય છે અથવા જેના વડે અન્નાદિ ચોપડાય છે, તે પ્રક્ષણ–માખણ.

૨. પયસો દધ્નો વા સરાત્ જાતમ્–'પઞ્ચમ્યાં જનેર્ડઃ' દૂધની કે દહીંની તરમાંથી જે ઉત્પન્ન થાય છે, તેથી સરજ–માખણ.

૩. દુહ્યતે ઇતિ દોહઃ–કર્મણિ ઘઞ્, ગવાં દોહઃ ગોદોહઃ, હ્યો ગોદોહઃ–હ્યોગોદોહઃ, હ્યોગોદોહસ્ય વિકારઃ હૈયઙ્ગવીનમ્–'હૈયઙ્ગવીનં સંજ્ઞાયામ્' ઇત્યનેન નિપાત્યતે–ગઈ કાલના ગાયના દૂધમાંથી બનેલા દહીંનો જે વિકાર તે હૈયંગવીન–તાજું માખણ.

૪. નવં ચ તત્ નીતં હ્યોગોદોહાત્ ઇતિ નવનીતમ્–ગઈ કાલના દૂધના દહીંમાંથી તાજું વલોવી કાઢેલું માખણ તે નવનીત.

### ભેંસના માખણના ગુણો

નવનીતં મહિષ્યાસ્તુ વાતશ્લેષ્મકરં ગુરુ ।
દાહપિત્તશ્રમહરં મેદઃશુક્રવિવર્ધનમ્ ॥ ૩ ॥

અન્વયઃ—મહિષ્યાઃ નવનીતં તુ વાતશ્લેષ્મકરં ગુરુ દાહપિત્તશ્રમહરં મેદઃશુક્રવિવર્ધનમ્ (ભવતિ) ॥

ભેંસનું માખણ વાયુને તથા કફને કરનાર, ભારે; દાહને, પિત્તને તથા શ્રમને મટાડનાર અને મેદને તથા વીર્યને વધારનાર છે. ૩

### દૂધમાંથી કાઢેલા માખણના ગુણો

દુગ્ધોત્થં નવનીતં તુ ચક્ષુષ્યં રક્તપિત્તનુત્ ।
વૃષ્યં બલ્યમતિસ્નિગ્ધં મધુરં ગ્રાહિ શીતલમ્ ॥૪

દૂધમાંથી પરબારું જ કાઢેલું માખણ નેત્રને હિતકારી, રક્તપિત્તને મટાડનાર, મૈથુનશક્તિને વધારનાર, બળ આપનાર, બહુ જ સ્નિગ્ધ તથા મધુર હોઈ ઝાડાને રોકનાર અને ટાઢું છે. ૪

### તાજા માખણના ગુણો

નવનીતં તુ સદ્યસ્કં સ્વાદુ ગ્રાહિ હિમં લઘુ ।
મેધ્યં કિઞ્ચિત્કષાયામ્લમીષત્તક્રાંશસંક્રમાત્ ॥૫॥

અન્વયઃ—સદ્યસ્કં નવનીતં તુ સ્વાદુ ગ્રાહિ હિમં લઘુ (સત્) મેધ્યં (તથા) ઈષત્ તક્રાંશસંક્રમાત્ કિંચિત્ કષાયામ્લમ્ (ભવતિ) ॥

તાજું માખણ મધુર, ઝાડાને રોકનાર, ટાઢું તથા હલકું હોઈ બુદ્ધિને હિતકારી છે અને જરાક તક્રનો અંશ આવવાથી કાંઈક તૂરું તથા ખાટું હોય છે. ૫

### વાસી માખણના ગુણો

સક્ષારકટુકામ્લત્વાચ્છર્દ્યર્શઃકુષ્ઠકારકમ્ ।
શ્લેષ્મલં ગુરુ મેદસ્યં નવનીતં ચિરંતનમ્ ॥ ૬ ॥

અન્વયઃ—ચિરંતનં નવનીતં સક્ષારકટુકામ્લત્વાત્ છર્દ્યર્શઃકુષ્ઠકારકં શ્લેષ્મલં ગુરુ મેદસ્યં (ભવતિ) ॥

ઘણા વખતનું (વાસી) માખણ ખારાશથી, તીખાશથી તથા ખટાશથી યુક્ત થવાને લીધે ઊલટી, અરશ તથા કોઢને કરનાર, કફ વધારનાર, ભારે અને મેદની વૃદ્ધિ કરનાર થાય છે. ૬

ઇતિશ્રી ભાવપ્રકાશમાં નવનીતવર્ગ સમાપ્ત

ઉધરસ, શ્વાસ તથા ક્ષય ઉપર હિતકારી છે. ૮

### ઊંટડીના ઘીના ગુણો

औष्ट्रं कटु घृतं पाके शोषकृमिविषापहम् ।
दीपनं कफवातघ्नं कुष्ठगुल्मोदरापहम् ॥९॥

अन्वयः—औष्ट्रं घृतं पाके कटु (सत्) दीपनं शोषकृमिविषापहं कफवातघ्नं कुष्ठगुल्मोदरापहम् (स्यात्) ॥

ઊંટડીનું ઘી પાકમાં તીખું હોઈ અગ્નિને પ્રદીપ્ત કરનાર અને શોષ, કૃમિ, ઝેર, કફ, વાયુ, કોઢ, ગોળો તથા પેટના રોગને મટાડનાર છે. ૯

### ગાડરના ઘીના ગુણો

पाके लघ्वाविकं सर्पिः सर्वरोगविनाशनम् ।
वृद्धिं करोति चास्थीनामश्मरीशर्करापहम् ।
चक्षुष्यमग्निबलदं वातदोषनिवारकम् ॥ १० ॥

अन्वयः—आविकं सर्पिः पाके लघु (सत्) सर्वरोगविनाशनं च अस्थीनां वृद्धिं करोति, (तथा) अश्मरीशर्करापहं चक्षुष्यम् अग्निबलदं वातदोषनिवारकम् (भवति) ॥

ગાડરનું ઘી પાકમાં હલકું હોઈ સર્વ રોગોનો નાશ તથા હાડકાંની વૃદ્ધિ કરે છે; તેમ જ પથરીને તથા કાંકરીને મટાડનાર, નેત્રને હિતકારી, અગ્નિને પ્રદીપ્ત કરનાર અને વાયુના દોષનું નિવારણ કરનાર છે. ૧૦

### સ્ત્રીના ઘીના ગુણો

कफेऽनिले योनिदोषे पित्ते रक्ते च तद्धितम् ।
चक्षुष्यमाज्यं स्त्रीणां वा सर्पिः स्यादमृतोपमम् ॥

अन्वयः—स्त्रीणाम् आज्यं कफे अनिले योनिदोषे पित्ते च रक्ते हितं, तत् सर्पिः चक्षुष्यं वा अमृतोपमं स्यात् ॥

સ્ત્રીઓનું ઘી કફ, વાયુ, યોનિદોષ, પિત્ત અને લોહીના બગાડ ઉપર હિતકારી છે; અને તે ઘી નેત્રને હિતકારી હોઈ અમૃત સમાન છે. ૧૧

### ઘોડીના ઘીના ગુણો

वृद्धिं करोति देहाग्नेर्लघु पाके विषापहम् ।
तर्पणं नेत्ररोगघ्नं दाहनुद्वडवाघृतम् ॥ १२ ॥

अन्वयः—वडवाघृतं देहाग्नेः वृद्धिं करोति, पाके लघु विषापहं तर्पणं नेत्ररोगघ्नं दाहनुत् (स्यात्) ॥

ઘોડીનું ઘી શરીરના અગ્નિને વધારે છે, પાકમાં હલકું, ઝેરને હણનાર, તૃપ્તિ આપનાર, નેત્રના રોગને હણનાર અને દાહને મટાડનાર છે. ૧૨

### દૂધમાંથી કાઢેલા ઘીના ગુણો

घृतं दुग्धभवं ग्राहि शीतलं नेत्ररोगहृत् ।
निहन्ति पित्तदाहास्रमदमूर्च्छाभ्रमानिलान् ॥१३॥

अन्वयः—दुग्धभवं घृतं ग्राहि शीतलं (सत्) नेत्ररोगहृत्, पित्तदाहास्रमदमूर्च्छाभ्रमानिलान् निहन्ति ॥

દૂધમાંથી બનાવેલું ઘી ઝાડાને રોકનાર અને ટાઢું હોઈ નેત્રના રોગને મટાડનાર અને પિત્ત, દાહ, લોહીનો બગાડ, મદ, મૂર્છા, ભ્રમ તથા વાયુને હણે છે. ૧૩

### ગઈ કાલના દહીંમાંથી કરેલા ઘીના ગુણો

हविर्ह्यस्तनदध्युत्थं तत्स्याद्धैयङ्गवीनकम् ।
हैयङ्गवीनं चक्षुष्यं दीपनं रुचिकृत्परम् ।
बलकृद् बृंहणं वृष्यं विशेषाज्ज्वरनाशनम् ॥ १४ ॥

अन्वयः—ह्यस्तनदध्युत्थं हविः हैयङ्गवीनकं स्यात्, तद् हैयङ्गवीनं चक्षुष्यं दीपनं परं रुचिकृत् बलकृत् बृंहणं वृष्यं विशेषात् ज्वरनाशनं (स्यात्) ॥

ગઈ કાલના—વાસી દહીંમાંથી કરેલું ઘી હૈયંગવીનક કહેવાય છે; એ ઘી નેત્રને હિતકારી, અગ્નિને પ્રદીપ્ત કરનાર, ઘણું રુચિકારક, બળ આપનાર, પુષ્ટિ આપનાર, મૈથુનશક્તિને વધારનાર અને વિશેષે કરી તાવનો નાશ કરનાર છે. ૧૪

### જૂના ઘીના ગુણો

वर्षादूर्ध्वं भवेदाज्यं पुराणं तत्त्रिदोषनुत् ।
मूर्च्छाकुष्ठविषोन्मादापस्मारतिमिरापहम् ॥ १५ ॥
यथा यथाऽखिलं सर्पिः पुराणमधिकं भवेत् ।
तथा तथा गुणैः स्वैः स्वैरधिकं तदुदाहृतम् ॥१६

अन्वयः—वर्षात् ऊर्ध्वम् आज्यं पुराणं भवेत्, तत् त्रिदोषनुत् मूर्च्छाकुष्ठविषोन्मादापस्मारतिमिरापहं (च स्यात्)। अखिलं सर्पिः यथा यथा अधिकं पुराणं भवेत् तथा तथा स्वैः स्वैः गुणैः अधिकं तद् उदाहृतम् ॥

એક વર્ષથી ઉપરનું ઘી જૂનું થાય છે; એ ઘી ત્રણે દોષને મટાડનાર અને મૂર્છા, કોઢ, ઝેર, ઉન્માદ, વાઈ તથા આંખે ઝાંખ પડવારૂપ-તિમિર રોગને મટાડે છે. સર્વ પ્રકારનું ઘી જેમ જેમ વધારે જૂનું થાય, તેમ તેમ પોતપોતાના વધારે ગુણવાળું તે કહેવાય છે. ૧૫,૧૬

યન જેવા ગુણ કરે છે. ૭

**મૂત્રના વિષયમાં સામાન્ય સૂચન**

ગોઽજાઽવિમહિષીણાં તુ સ્ત્રીણાં મૂત્રં પ્રશસ્યતે ।
ખરોષ્ટ્રેભનરાશ્વાનાં પુંસાં મૂત્રં હિતં સ્મૃતમ્ ॥ ૮ ॥

ગાય, બકરાં, ગાડર (ઘેટાં) અને ભેંસ એ પ્રાણીનું મૂત્ર લેવા કહ્યું હોય, ત્યાં તેઓમાં નારીજાતિનું મૂત્ર ઉત્તમ ગણાય છે; અને ગધેડાં, ઊંટ, હાથી, માણસ અને ઘોડાં એ પ્રાણીનું મૂત્ર લેવા કહ્યું હોય, ત્યાં તેઓમાં નરજાતિનું મૂત્ર હિતકારી મનાય છે. ૮

**ઇતિશ્રી ભાવપ્રકાશમાં મૂત્રવર્ગ સમાપ્ત**

## ૧૯ : તૈલવર્ગ

**તેલનું સ્વરૂપ અને તેના સામાન્ય ગુણો**

તિલાદિસ્નિગ્ધવસ્તૂનાં સ્નેહસ્તૈલમુદાહૃતમ્ ।
તત્તુ વાતહરં સર્વં વિશેષાત્તિલસંભવમ્ ॥ ૧ ॥

અન્વયઃ–તિલાદિસ્નિગ્ધવસ્તૂનાં સ્નેહઃ તૈલમ્ ઉદાહૃતમ્, તત્તુ સર્વં વાતહરં (ભવતિ), તિલસંભવં વિશેષાત્ વાતહરં (સ્યાત્) ॥

તલ વગેરે સ્નિગ્ધ વસ્તુઓનો જે સ્નેહ-ભાગ કાઢી લેવામાં આવે, તે (તૈલ કે તેલ) કહેવાય છે. સઘળી જાતનું તેલ વાયુને હરનાર છે; તેમાં પણ તલનુ તેલ વિશેષે કરી વાયુને હરનાર છે. ૧

**તલના તેલના ગુણો**

તિલતૈલં ગુરુ સ્થૈર્યં,–બલવર્ણકરં સરમ્ ।
વૃષ્યં વિકાશિ વિશદં મધુરં રસપાકયોઃ ॥ ૨ ॥
સૂક્ષ્મં કષાયાનુરસં તિક્તં વાતકફાપહમ્ ।
વીર્યેણોષ્ણં હિમં સ્પર્શે બૃંહણં રક્તપિત્તકૃત્ ॥ ૩ ॥
લેખનં બદ્ધવિણ્મૂત્રં ગર્ભાશયવિશોધનમ્ ।
દીપનં બુદ્ધિદં મેધ્યં વ્યવાયિ વ્રણમેહનુત્ ॥ ૪ ॥
શ્રોત્રયોનિશિરઃશૂલ,–નાશનં લઘુતાકરમ્ ।
ત્વચ્યં કેશ્યં ચ ચક્ષુષ્ય,–મભ્યઙ્ગે ભોજનેઽન્યથા ॥ ૫
છિન્નભિન્નચ્યુતોત્પિષ્ટ,–મથિતક્ષતપિચ્ચિતે ।
ભગ્નસ્ફુટિતવિદ્ધાગ્નિ,–દગ્ધવિશ્લિષ્ટદારિતે ॥ ૬ ॥
તથાભિહતનિર્ભુગ્ન, મૃગવ્યાઘ્રાદિવિક્ષતે ।
બસ્તૌ પાનેઽન્નસંસ્કારે નસ્યે કર્ણાક્ષિપૂરણે ॥
સેકાભ્યઙ્ગાવગાહેષુ તિલતૈલં પ્રશસ્યતે ॥ ૭ ॥

અન્વયઃ–તિલતૈલં ગુરુ સ્થૈર્યબલવર્ણકરં સરં વૃષ્યં વિકાશિ વિશદં રસપાકયોઃ મધુરં સૂક્ષ્મં કષાયાનુરસં તિક્તં વાતકફાપહં વીર્યેણ ઉષ્ણં સ્પર્શે હિમં બૃંહણં રક્તપિત્તકૃત્ લેખનં બદ્ધવિણ્મૂત્રં ગર્ભાશયવિશોધનં દીપનં બુદ્ધિદં મેધ્યં વ્યવાયિ વ્રણમેહનુત્ શ્રોત્રયોનિશિરઃશૂલનાશનમ્ અભ્યઙ્ગે લઘુતાકરં ત્વચ્યં કેશ્યં ચ ચક્ષુષ્યમ્ (અસ્તિ), ભોજને (તુ) અન્યથા । છિન્નભિન્નચ્યુતોત્પિષ્ટમથિતક્ષતપિચ્ચિતે ભગ્નસ્ફુટિતવિદ્ધાગ્નિદગ્ધવિશ્લિષ્ટદારિતે તથા અભિહતનિર્ભુગ્નમૃગવ્યાઘ્રાદિવિક્ષતે બસ્તૌ પાને અન્નસંસ્કારે નસ્યે કર્ણાક્ષિપૂરણે સેકાભ્યઙ્ગાવગાહેષુ તિલતૈલં પ્રશસ્યતે ॥

તલનું તેલ ભારે, સ્થિરતા કરનાર, બળ આપનાર, વર્ણને સારો કરનાર, ઝાડો ઉતાનાર, મૈથુનશક્તિને વધારનાર, સઘળાં અંગોના સાંધાઓને ઢીલા કરી રસ આદિ ધાતુઓના જોરને નરમ પાડનાર, સ્વચ્છ, રસમાં તથા પાકમાં મધુર, પાતળું, તૂરાશને અનુસરતું, કડવું, વાયુને તથા કફને મટાડનાર, ઉષ્ણવીર્ય, ટાઢા સ્પર્શવાળું, પુષ્ટિ આપનાર, રક્તપિત્તને કરનાર, દોષોને ઉખેડનાર, વિષ્ઠાને તથા મૂત્રને બાંધનાર, ગર્ભાશયને સાફ કરનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર, બુદ્ધિ દેનાર, પવિત્ર, સઘળા શરીરમાં તરત જ વ્યાપ્ત થનાર; વ્રણને, પ્રમેહને, કાનના શૂલને, યોનિના શૂલને અને માથાના શૂલને મટાડનાર; શરીર પર ચોળવાથી હલકાઈ કરનાર, ચામડી-ને, કેશને તથા ચક્ષુને હિતકારી અને ખાવાથી ત્વચાને, કેશને તથા ચક્ષુને હાનિ કરનાર છે; તેમજ છેદાયેલ, ભેદાયેલ, ખસી ગયેલ, ભીંસાયેલ, મથાયેલ, ઘવાયેલ, ચગદાઈ ગયેલ, ભાંગેલ, ફૂટેલ, વીંધાયેલ, અગ્નિથી બળેલ, મૃગ કે વાઘ આદિથી ઘવાયેલ, પછડાયેલ, વળી ગયેલ, તૂટી ગયેલ અને ચિરાઈ ગયેલા ઉપર તલનું તેલ બહુ હિત-કારી છે. બસ્તિકર્મમાં, પીવામાં, અન્નને સંસ્કાર દેવામાં, નાકમાં ટીપાં નાખવામાં, કાનમાં રેડવામાં, આંખમાં રેડવામાં, સીંચ-વામાં, ચોળવામાં અને નાહવામાં તલનું તેલ ખૂબ વખણાય છે. ૨–૭

નનુ બૃંહણલેખનયોઃ કથં સામાનાધિકરણ્યમિ...

આય। અહીં શંકા થાય કે તલના તેલને પુષ્ટિ આપનાર કહ્યું અને દોષોને ઉખેડનાર પણ કહ્યું, તો એક જ પદાર્થમાં એ પરસ્પર વિરુદ્ધ ગુણો કેમ સંભવે ?' તેનું સમાધાન કરે છે

### તેલના પરસ્પર વિરુદ્ધ ગુણોનો સમન્વય

रूक्षादिगुणः पवनः स्रोतः सङ्कोचयेद्यदा ।
रसोऽसम्यग्वहन्कार्श्यं कुर्याद्धात्वप्रवर्धनम् ॥८॥
तेषु प्रविश्य सूक्ष्मत्व–सौम्यस्निग्धत्वमार्दवैः ।
तैलं क्षमं रसं नेतुं कृशानां तेन बृंहणम् ॥९॥
व्यवायि सूक्ष्मतीक्ष्णोष्णसरत्वैर्मेदसः क्षयम् ।
कुर्वन् स्थूले हितं तेन लेखनमीरितम् ॥१०॥
मूत्रं पुरीषं भजति स्खलितं तत्प्रवर्तयेत् ।
ग्राहकं सारकं चापि तेन तत्समुदीरितम् ॥११॥
पूतमब्दान्तरं पक्वं हीनवीर्यं प्रजायते ।
तैलं पक्वमपक्वं वा चिरस्थायि गुणाधिकम् ॥१२॥

अन्वय –रूक्षादिगुणः पवनः यदा स्रोतः संकोचयेत्, (तदा) असम्यक् वहन् रसः धातूनाम् अप्रवर्धनम् कार्श्यं कुर्यात् (तस्मिन् समये) सूक्ष्मत्वसौम्यस्निग्धत्वमार्दवैः तेषु रसं प्रवेष्टुं (च) नेतुं तैलं क्षमं (भवति), तेन कृशानां बृंहणं (भवत्)। (किंच) व्यवायि (सत्) सूक्ष्मतीक्ष्णोष्णसरत्वैः स्थूले मेदसः क्षयं कुर्वत्, तत् तेन लेखनम् ईरितम् अपि च (तत्) मूत्रं पुरीषं भजति, स्खलितं तत् प्रवर्तयेत् तेन तत् ग्राहकं सारकं च उदीरितम् पक्वं पूतम् अब्दान्तरं हीनवीर्यं प्रजायते तैलं (तु) पक्वं वा अपक्वं चिरस्थायि अपि (तत्) गुणाधिकम् (अस्ति)॥

રૂક્ષ આદિ પદાર્થોથી દુષ્ટ થયેલો પવન સ્રોતસ નામની નાડીઓનો સંકોચ કરે છે, ત્યારે બરાબર નહીં ચાલતો રસ, રુધિરવગેરેને નહીં વધારતાં દુબળાપણું કરે છે; એ સમયે પોતાના સરકી પેસી જવારૂપ ગુણને લીધે, પાતળાપણાને લીધે, સ્નિગ્ધપણાને લીધે તથા કોમળપણાને લીધે, સ્રોતોમાં રસનો પ્રવેશ કરાવવાને તથા તેઓમાં તેની સારી રીતે ગતિ કરાવવાને તેલ સમર્થ થાય છે, તેથી તેલ દુબળાઓને પુષ્ટિ આપનાર છે, એમ કહ્યું છે; તેમ જ તેલ સઘળા શરીરમાં તરત વ્યાપ્ત થતું હોવાથી, પાતળાપણાથી, તીક્ષ્ણપણાથી, ઉષ્ણપણાથી અને સરકી પેસી જવાના ગુણને લીધે ધીરે ધીરે મેદનો ક્ષય કરે છે, તેથી તેલ દોષોને ઉખેડનાર છે, એમ કહ્યું છે; વળી તેલ પાતળા ઝાડાને બાંધે છે અને ખસેલા ઝાડાને બહાર કાઢે છે, તેથી ઝાડાને રોકનારપણું તથા ઝાડાને લાવનારપણું એ બન્ને ગુણો તેમાં રહ્યા છે. પાકું ઘી એક વર્ષ પછી હીનવીર્ય થઈ જાય છે; પણ તેલ તો પાકું હોય કે કાચું હોય છતાં લાંબા કાળ સુધી હીનવીર્ય થતું નથી, તેથી અધિક ગુણવાળું છે ૮–૧૨

### સરસવના, કાળી રાઈના તથા રાતી રાઈના તેલના ગુણો

दीपनं सार्षपं तैलं कटुपाकरसं लघु ।
लेखनं स्पर्शवीर्योष्णं तीक्ष्णं पित्तास्रदूषकम् ॥१३॥
कफमेदोऽनिलार्शोघ्नं शिरःकर्णामयापहम् ।
कण्डूकुष्ठकृमिश्वित्रकोठदुष्टापहम् ॥१४॥
तद्वद्राजिकयोस्तैलं विशेषान्मूत्रकृच्छ्रकृत् ॥१५॥

સરસવનું તેલ અગ્નિને પ્રદીપ્ત કરનાર, રસમાં તથા પાકમાં તીખું, હલકું, મળોને ઉખેડનાર, સ્પર્શમાં તથા વીર્યમાં ઉષ્ણ, તીક્ષ્ણ, પિત્તને તથા રુધિરને ખરાબ કરનાર, અને કફ, મેદ, વાયુ, અરશ, માથાના રોગ, કાનના રોગ, ખસ, કોઢ, કૃમિ, ધોળો કોઢ, કોઠ નામનો શીળસનો રોગ અને દુષ્ટ વ્રણને મટાડનાર છે. કાળી રાઈનું તથા રાતી રાઈનું તેલ પણ એ જ ગુણોવાળું છે અને એ બસ રાઈનું તેલ વિશેષે કરી મૂત્રકૃચ્છ્રને કરનાર છે ૧૩–૧૫

तीक्ष्ण–पित्तकृत्–कफवातकृत्त्वात् ।

### તુવરના તેલના ગુણો

तीक्ष्णोष्णं तुवरीतैलं लघु ग्राहि कफास्रजित् ।
वह्निकृत्स्विपहृत्कण्डूकुष्ठकोठकृमिमेहनुत् ॥
मेदोदोषापहं चापि व्रणशोथहरं परम् ॥१६॥

अन्वय –तुवरीतैलं तीक्ष्णोष्णं लघु ग्राहि कफास्रजित् वह्निकृत् कण्डूकुष्ठकोठकृमिमेहनुत् मेदोदोषापहम् अपि च परं व्रणशोथहरम् (भवति)॥

તુવરનું તેલ તીક્ષ્ણ, ગરમ, હલકું, મળને બાંધનાર, અગ્નિને કરનાર, ઝેરને હરનાર અને કફ, લોહીનો બગાડ, ખસ, કોઢ, કોઠ નામનો શીળસનો રોગ, કૃમિ, મેદનો દોષ, વ્રણ તથા સોજાને સારી પેઠે મટાડનાર છે ૧૬

### અળસીના તેલના ગુણો

अतसीतैलमाग्नेयं स्निग्धोष्णं कफपित्तकृत् ।
कटुपाकमचक्षुष्यं बल्यं वातहरं गुरु ॥ १७ ॥
मलकृद्रसतः स्वादु ग्राहि त्वग्दोषहृद्घनम् ।
बस्तौ पाने तथाभ्यङ्गे नस्ये कर्णस्य पूरणे ।
अनुपानविधौ चापि प्रयोज्यं वातशान्तये ॥१८॥

અળસીનું તેલ અગ્નિના અધિક અંશવાળું, સ્નિગ્ધ, ગરમ, કફને તથા પિત્તને કરનાર, પાકમાં તીખું, નેત્રને હિતકારી નથી, બળ આપનાર, વાયુને હરનાર. ભારે, મળને કરનાર, મધુર રસવાળું, ઝાડાને રોકનાર, ચામડીના દોષને હરનાર અને ઘાટું હોય છે. બસ્તિકર્મમાં, પીવામાં, અભ્યંગમાં, નાકમાં ટીપાં નાંખવામાં, કાનમાં રેડવામાં અને વાયુની શાંતિ માટેનાં અનુપાન કરવામાં એ તેલનો ઉપયોગ કરવો. ૧૭,૧૮

### કસુંબાના તેલના ગુણો

कुसुम्भतैलमम्लं स्यादुष्णं गुरु विदाहि च ।
चक्षुर्भ्यामहितं बल्यं रक्तपित्तकफप्रदम् ॥ १९ ॥

अन्वयः—कुसुम्भतैलम् अम्लम् उष्णं गुरु च विदाहि (सत्) चक्षुर्भ्याम् अहितं बल्यं रक्तपित्तकफप्रदम् (भवति) ॥

કસુંબાનું તેલ ખાટું, ગરમ, ભારે તથા બળતરા કરનાર હોઈ નેત્રને અહિતકારી, બળ આપનાર અને રક્તપિત્ત તથા કફને કરનાર છે. ૧૯

### ખસખસના તેલના ગુણો

तैलं तु खसबीजानां बल्यं वृष्यं गुरु स्मृतम् ।
वातहृत्कफहृच्छीतं स्वादुपाकरसं च तत् ॥२०॥

अन्वयः—खसबीजानां तैलं तु बल्यं वृष्यं गुरु वातहृत् कफहृत् शीतं स्मृतम्, तत् च स्वादुपाकरसम (भवति)॥

ખસખસનું તેલ બળ આપનાર, મૈથુનશક્તિને વધારનાર, વાયુને તથા કફને હરનાર અને ટાઢું કહેવાય છે; અને તે પાકમાં તથા રસમાં મધુર થાય છે. ૨૦

### એરંડાના તેલના ગુણો

एरण्डतैलं तीक्ष्णोष्णं दीपनं पिच्छिलं गुरु ।
वृष्यं त्वच्यं वयःस्थापि मेधाकान्तिबलप्रदम् ॥
कषायानुरसं सूक्ष्मं योनिशुक्रविशोधनम् ।
विस्रं स्वादु रसे पाके सतिक्तं कटुकं सरम् ॥२२
विषमज्वरहृद्रोगपृष्ठगुह्यादिशूलनुत् ।
हन्ति वातोदरानाहगुल्माष्ठीलाकटिग्रहान् ।
वातशोणितविड्बन्धब्रध्नशोथामविद्रधीन् ॥२३॥
आमवातगजेन्द्रस्य शरीरवनचारिणः ।
एक एव निहन्तायमेरण्डस्नेहकेसरी ॥ २४ ॥

अन्वयः—एरण्डतैलं तीक्ष्णोष्णं दीपनं पिच्छिलं गुरु त्वच्यं वयःस्थापि मेधाकान्तिबलप्रदम् कषायानुरसं सूक्ष्मं योनिशुक्रविशोधनम् विस्रं कटुकं रसे स्वादु पाके सतिक्तं सर (सत्) विषमज्वरहृद्रोगपृष्ठगुह्यादिशूलनुत् वातोदरानाहगुल्म ष्ठीलाकटिग्रहान् वातशोणितविड्बन्धब्रध्नशोथामविद्रधीन् हन्ति अयम् एरण्डस्नेहकेसरी एकः एव शरीरवनचारिणः आमवातगजेन्द्रस्य निहन्ता (अस्ति) ॥

એરંડિયાનું તેલ તીક્ષ્ણ, ગરમ, અગ્નિને પ્રદીપ્ત કરનાર, ચીકણું, ભારે, મૈથુનશક્તિને વધારનાર, ચામડીને હિતકારી, જુવાનીને સ્થિર રાખનાર; બુદ્ધિ, કાંતિ તથા બળને વધારનાર; તૂરાશવાળું, સૂક્ષ્મ, યોનિને તથા વીર્યને સાફ કરનાર, દુર્ગંધવાળું, તીખું, રસમાં મધુર, પાકમાં કડવું અને ઝાડા લગાડનાર હોઈ વિષમજ્વર, હૃદયના રોગ, વાંસાનાં શૂળ, ગુહ્યભાગ વગેરેનાં શૂળ, વાયુસંબંધી પેટના રોગ, આફરો, ગોળો, અષ્ઠીલા નામનો રોગ, કેડનું ઝલાઈ જવું, વાયુ, લોહીનો બગાડ, ઝાડાની કબજિયાત, બદગાંઠનો રોગ, સોજા, આમ અને અંદરનાં ગૂમડાંને મટાડનાર છે. આ એરંડિયા તેલરૂપી સિંહ એક જ, શરીરરૂપી વનમાં ફરનારા આમવાતરૂપી મોટા હાથીને મારનાર છે. ૨૧-૨૪

### રાળના તેલના ગુણો

तैलं सर्जरसोद्भूतं विस्फोटव्रणनाशनम् ।
कुष्ठपामाकृमिहरं वातश्लेष्मामयापहम् ॥ २५॥

રાળનું તેલ વિસ્ફોટક, વ્રણ, કોઢ, ખસ, કૃમિ, વાયુનાં દરદ અને કફનાં દરદનો નાશ કરનાર છે. ૨૫

### સઘળી જાતના તેલના ગુણો

तैलं स्वयोनिगुणकृद्वाग्भटेनाखिलं मतम् ।
अतः शेषस्य तैलस्य गुणा ज्ञेयाः स्वयोनिवत् ॥

अन्वयः—अखिल तैलं स्वयोनिगुणकृत् वाग्भटेन मतम्, अतः शेषस्य तैलस्य गुणाः स्वयोनिवत् ज्ञेयाः ॥

સઘળાં તેલ, પોતાનું ઉત્પત્તિસ્થાન જે

પદાર્થ હોય તેના જ ગુણોને કરનાર છે, એમ વાગ્ભટે માન્યું છે; આથી બાકીનાં તેલના ગુણો, જે પદાર્થમાંથી તે કર્યું હોય તેના જેવા સમજવા. ૨૬

ઇતિશ્રી ભાવપ્રકાશમાં તૈલવર્ગ સમાપ્ત

## ૨૦ : સન્ધાનવર્ગ

સંધાન–આથા: તેમાં કાંજીનું લક્ષણ તથા ગુણો

सन्धितं धान्यमण्डादि काञ्जिकं कथ्यते जनैः ।
काञ्जिकं भेदि तीक्ष्णोष्णं रोचनं पाचनं लघु ॥१॥
दाहज्वरहरं स्पर्शात्पानाद्वातकफापहम् ।
माषादिवटकैर्युक्तं स्थितं तद्गुणाधिकम् ॥२॥
लघु वातहरं तत्तु रोचनं पाचनं परम् ।
शूलाजीर्णविबन्धामनाशनं वस्तिशोधनम् ॥३॥
शोषमूर्च्छाभ्रमार्तानां मदकण्डूविशोषिणाम् ।
कुष्ठिनां रक्तपित्तीनां काञ्जिकं न प्रशस्यते ॥४॥
पाण्डुरोगे यक्ष्मणि च तथा शोफातुरेषु च ।
क्षतक्षीणे तथा श्रान्ते मन्दज्वरनिपीडिते ।
एतेषां तु हितं प्रोक्तं काञ्जिकं दोषहारकम् ॥५॥

अन्वयः—धान्यमण्डादि सन्धितं जनैः काञ्जिकं कथ्यते, काञ्जिकं भेदि तीक्ष्णोष्णं रोचनं पाचनं लघु (अस्ति) स्पर्शात् दाहज्वरहरं पानात् वातकफापहम् (अस्ति)। माषादिवटकैः तु युक्तं स्थितं तद्गुणाधिकं लघु वातहरम् (भवति) तत् तु रोचनं परं पाचनम् (अस्ति) शूलाजीर्णविबन्धामनाशनं वस्तिशोधनम् (भवति)। (तथापि) शोषमूर्च्छाभ्रमार्तानां मदकण्डूविशोषिणां कुष्ठिनां रक्तपित्तिनां काञ्जिकं न प्रशस्यते। (परंतु) पाण्डुरोगे च यक्ष्मणि तथा शोफातुरेषु च क्षतक्षीणे तथा श्रान्ते मन्दज्वरनिपीडिते—एतेषां काञ्जिकं हितं दोषहारकं प्रोक्तम्॥

ધાન્ય અને મંડ–પાતળી ઓસામણ આદિ આથ્યા હોય તેને લોકો કાંજી કહે છે. કાંજી મળને છૂટો પાડનાર, તીક્ષ્ણ, ગરમ, રુચિ ઉપજાવનાર, પાચન, હલકી, સ્પર્શમાત્રથી બળતરાવાળા તાવને મટાડનાર અને પીવાથી વાયુ તથા કફને મટાડનાર છે. અડદ આદિના વડાંઓથી જે કાંજી કરાય છે, તે અધિક ગુણવાળી, હલકી, વાયુને હરનાર, રુચિ ઉપજાવનાર અને બહુ પાચન હોઈ શૂળ, અજીર્ણ, મળબંધ તથા આમનો નાશ કરનાર હોઈ નાભિની નીચેના ભાગને સાફ કરનાર છે; છતાં શોષ, મૂર્છા, ભ્રમ, મદ, ખસ, શોષ, કોઢ અને રક્તપિત્તના દર્દવાળાને કાંજી હિત કારી નથી; પણ પાંડુરોગમાં, ક્ષયમાં, શોફથી આતુર થયેલાઓને, ક્ષતથી દુર્બળ થયેલાને, પરિશ્રમથી થાકેલાને અને ઝીણા તાવની પીડાવાળાને–એટલાને કાંજી હિતકારી અને દોષોને હરનાર કહેલ છે. ૧-૫

### તુષોદકનું લક્ષણ તથા ગુણો

तुषोदकं यवैरामैः सतुषैः शकलीकृतैः ॥६॥
तुषाम्बु दीपनं हृद्यं पाण्डुकृमिविनाशनम् ।
तीक्ष्णोष्णं पाचनं पित्तरक्तकृद्वस्तिशूलनुत् ॥७॥

अन्वयः—सतुषैः शकलीकृतैः आमैः यवैः तुषोदकं (स्यात्), तुषाम्बु दीपनं हृद्यं पाण्डुकृमिनाशनं तीक्ष्णोष्णं पाचनं पित्तरक्तकरं वस्तिशूलनुत् (अस्ति)॥

ફોતરાં સહિત કાચા જવને ટુકડા ટુકડા કરી પાણીમાં જે આથ્યા હોય તે પાણી તુષોદક કહેવાય છે. તુષોદક અગ્નિને પ્રદીપ્ત કરનાર, હૃદયને પ્રિય લાગે એવું, પાંડુરોગને તથા કૃમિ રોગને હણનારું, તીક્ષ્ણ, ગરમ, પાચન, પિત્તને તથા લોહીના બગાડને કે રક્તપિત્તને કરનાર અને નાભિથી નીચેના ભાગનું શૂળ મટાડનાર છે. ૬,૭

टीका—यवैः—अत्र संधितैः इत्यध्याहार्यम्। અહીં સંધાન વર્ગમાં કહેલા હોવાથી પાણીમાં આથેલા જવ સમજવા.

### સૌવીરનું લક્ષણ તથા ગુણો

सौवीरं तु यवैरामैः पक्वैर्वा निस्तुषैः कृतम् ।
गोधूमैरपि सौवीरमाचार्याः केचिदूचिरे ॥८॥
सौवीरं तु ग्रहण्यर्शःकफघ्नं भेदि दीपनम् ।
उदावर्ताङ्गमर्दास्थि-शूलानाहेषु शस्यते ॥९॥

अन्वयः—निस्तुषैः आमैः वा पक्वैः यवैः कृतं तु सौवीरं (स्यात्)। केचित् आचार्याः ऊचिरे–(यत्) गोधूमैः अपि सौवीरम् (भवति)॥

ફોતરાં કાઢી નાખેલા કાચા અથવા પાકા જવના ટુકડા કરી પાણીમાં આથ્યા હોય તે પાણી સૌવીર કહેવાય છે; કેટલાક આચાર્યો કહે છે કે 'એ રીતે ઘઉંના ટુકડા આથવાથી પણ સૌવીર થાય છે.' સૌવીર ગ્રહણી રોગ, અરશ, તથા કફને મટાડનાર,

મળને છૂટો પાડનાર તથા અગ્નિને પ્રદીપ્ત કરનાર હોઈ ઉદાવર્ત,× અંગમર્દ, હાડકાનાં શૂલ. તથા આફરા ઉપર વખણાય છે. ૮,૯

### આરનાલનું લક્ષણ તથા ગુણો

आरनालं तु गोधूमैरामैः स्यान्निस्तुषीकृतैः ।
पक्वैर्वा सन्धितैस्तत्तु सौवीरसदृशं गुणैः ॥१०॥

अन्वयः—निस्तुषैः आमैः वा पक्वैः सन्धितैः गोधूमैः तु आरनालं स्यात्, तत् तु गुणैः सौवीरसदृशं (ज्ञेयम) ॥

ફોતરાં વગરના કાચા અથવા પાકા આથેલા ઘઉં વડે તો આરનાલ થાય છે; એ આરનાલ પણ ગુણોમાં સૌવીરના જેવું જ સમજવું. ૧૦

### ધાન્યામ્લનું લક્ષણ તથા ગુણો

धान्याम्लं शालिचूर्णं च कोद्रवादिकृतं भवेत् ।
धान्याम्लं धान्ययोनित्वात्प्रीणनं लघु दीपनम् ।
अरुचौ वातरोगेषु सर्वेष्वास्थापने हितम् ॥११॥

अन्वयः—शालिचूर्णं च कोद्रवादिकृत धान्याम्लं भवेत् । धान्याम्लं धान्ययोनित्वात् प्रीणनं लघु दीपनं (सत्) अरुचौ सर्वेषु वातरोगेषु आस्थापने (च) हितम् (अस्ति) ॥

ચોખાનું ચૂર્ણ તથા કોદરા આદિને આથીને જે કર્યું હોય તે ધાન્યામ્લ થાય છે. ધાન્યામ્લ ધાન્યોથી ઉત્પન્ન થયેલું હોય છે, તેથી તૃપ્તિ કરનાર, હલકું તથા અગ્નિને પ્રદીપ્ત કરનાર હોઈ અરુચિ ઉપર, વાયુ સંબંધી બધા રોગો ઉપર અને નિરૂહબસ્તિ નામની પિચકારી મારવામાં હિતકારી છે. ૧૧

### શિંડાકીનું લક્ષણ તથા ગુણો

शिण्डाकी राजिकायुक्तैः स्यान्मूलकदलद्रवैः ।
सर्षपस्वरसैर्वापि शालिपिष्टकसंयुतैः ॥ १२ ॥
शिण्डाकी रोचनी गुर्वी पित्तश्लेष्मकरी स्मृता ॥१३

अन्वयः—राजिकायुक्तैः मूलकदलद्रवैः अपि वा शालिपिष्टकसंयुतैः सर्षपस्वरसैः (संधितैः) शिण्डाकी स्यात् ॥ शिण्डाकी रोचनी गुर्वी (सती) पित्तश्लेष्मकरी स्मृता ॥

રાઈ અને મૂળાનાં પાંદડાંનો રસ આથવાથી અથવા ચોખાનો લોટ અને સર્ષપનો સ્વરસ આથવાથી શિંડાકી થાય છે. શિંડાકી રુચિ ઉપજાવનાર તથા ભારે હોઈ પિત્તને તથા કફને કરનાર મનાઈ છે. ૧૨,૧૩

### શુક્તનું લક્ષણ તથા ગુણો

कन्दमूलफलादीनि सस्नेहलवणानि च ।
यत्र द्रवेऽभिषूयन्ते तच्छुक्तमभिधीयते ॥१४॥
शुक्तं कफघ्नं तीक्ष्णोष्णं रोचनं पाचनं लघु ।
पाण्डुक्रमिहरं रूक्षं भेदनं रक्तपित्तकृत् ॥ १५ ॥

अन्वयः—सस्नेहलवणानि कन्दमूलफलादीनि यत्र च द्रवे अभिषूयन्ते, तत् शुक्तम् अभिधीयते ॥ शुक्तं कफघ्नं तीक्ष्णोष्णं रोचनं पाचनं लघु पाण्डुक्रमिहरं रूक्षं भेदनं रक्तपित्तकृत् (अस्ति) ॥

તેલ અને લૂણ નાખેલાં કંદ, મૂળ અને ફળ આદિને જે દ્રવમાં આથવામાં આવે તે દ્રવ કે પ્રવાહી રસ શુક્ત કહેવાય છે. શુક્ત કફને હણનાર, તીક્ષ્ણ, ગરમ, રુચિ ઉપજાવનાર, પાચન, હલકું, પાંડુરોગને તથા કૃમિને મટાડનાર, રૂક્ષ, મળ છૂટો પાડનાર અને રક્તપિત્તને કરનાર છે. ૧૪,૧૫

### આસુતનું લક્ષણ તથા ગુણો

कन्दमूलफलाद्यं यत् तत्तु विज्ञेयमासुतम् ।
तद्रुच्यं पाचनं वातहरं लघु विशेषतः ॥१६॥

अन्वयः—यत् कन्दमूलफलाद्यं (संधितं भवति), तत् तु आसुतं विज्ञेयम्, तद् रुच्यं पाचनं वातहरं (सत्) विशेषतः लघु (भवति) ॥

કંદ, મૂળ અને ફળ આદિ જે આથ્યાં હોય તેને આસુત જાણવું; તે આસુત રુચિકારક, પાચન અને વાયુને હરનાર હોઈ વિશેષે કરી હલકું હોય છે. ૧૬

### મદ્યનાં નામો

मद्यं तु शीधु मैरेयमिरा च मदिरा सुरा ।
कादम्बरी वारुणी च हालापि बलवल्लभा ॥१७

अन्वयः—मद्यं तु शीधु मैरेयम् इरा च मदिरा सुरा कादम्बरी वारुणी हाला अपि च बलवल्लभा (कथ्यते) ॥

મદ્ય,[1] શીધુ,[2] મૈરેય,[3] ઇરા,[4] મદિરા,[5] સુરા,[6] કાદંબરી,[7] વારુણી,[8] હાલા[9] અને બલવલ્લભા[10] એટલાં મદ્યનાં સંસ્કૃત નામો છે.

× ઉદાવર્ત અને અંગમર્દ એ રોગોનાં લક્ષણો રોગના પ્રકરણમાં કહેવાશે.

૧. माद्यन्ति—हर्षं प्राप्नुवन्ति मुह्यन्ति च जना अनेनेति मद्यम्, मदी हर्षे—'गदमदचर'—इति यत्—જેનાથી લોકો હર્ષ પામે છે તથા નશાથી બેભાન થાય છે, તેથી મદ્ય.

**સોમવલ્ક**–કાયફળ, ધોળો ખેર અને પર-
ખડિયાંવાળો કરંજ.
**સૌગંધિક**–કલ્હાર નામનું કમળ, રોહિસ
ખડ અને ગંધક.
**ભૃંગ**–ભાંગરો, તજ અને ભમરો.
**અરિષ્ટ**–લીંમડો, લસણ અને મદ્ય.
**મર્કટી**–કૌચાં, અઘેડો અને નાની કરંજ.
**અંબષ્ઠા**–કાળીપાટ, ખાટી લૂણી અને પીલુડી.
**કૃષ્ણા**–લીંડીપીપર, કાળી જીરી, અને ગળી.
**ક્ષીરિણી**–દુધેલી, ક્ષીરકાકોલી અને ધોળી
સારિવા.
**મધુપર્ણી**–ગળો, શીવણ અને ગળી.
**મંડૂકપર્ણ**–અરલુ, મજીઠ અને બ્રાહ્મી.
(મજીઠ અને બ્રાહ્મીને કહેનારો મંડૂક-
પર્ણી સ્ત્રીલિંગ શબ્દ છે.) [ કાયફળ.
**શ્રીપર્ણી**–શીવણ, મોટી અરણી અને
**અમૃતા**–ગળો, હરડે અને આમળી.
**અનંતા**–ધમાસો, કાળી ધ્રો અને કલગારી.
[ અને કૌચાં.
**ઋષ્યપ્રોક્તા**–અતિબલા, મહાશતાવરી
**કૃષ્ણવૃંતા**–પાડલા, સીવણ અને જંગલીઅડદ.
**જીવંતી**–ગળો, મીઠી ખરખોડી અને વન્દા-
ઝાડ ઉપર થતું બીજું ઝાડ.
**લતા**–સારિવા, ઘઉંલા અને માલકાંકણી.
**સમુદ્રાંતા**–ધમાસો, કપાસનો છોડ અને
કપૂરી મધુરી.
**હૈમવતી**–હરડે, ધોળી વજ અને નાગ
ધંતૂરો–દારુડી; આ દારુડીનાં મૂળને ચોક
કહે છે. [ કમલિની.
**અવ્યથા**–હરડે, મોટી ગોરખમુંડી અને
**ષડ્ગ્રંથા**–વજ, કપૂરકાચલી અને નાની
કરંજ. [ ગાંઠ–વારાહીકંદ.
**વરદા**–તલવણી, આસોંદ અને ફોગીઆની
**ઇક્ષુગંધા**–કાસડો, એખરો અને ક્ષીરવિદારી.
**કાલસ્કંધ**–તમાલ, ટીંબરુ અને કાળો ખેર.
**મહૌષધ** સૂંઠ, લસણ અને ઝેર.
**મધુ**–મધ, ફૂલનો રસ અને મદ્ય.
**કપીતન**–જંગલી આંબો, સરસડીઓ અને
પારસપીપળો.

**મદન**–મીંઢળ, ધંતૂરો અને મીણ.
**શતપર્વા**–વાંસ, ધ્રો અને વજ.
**સહસ્રવેધી**–અમ્લવેતસ નામનું લીંબુ, કસ્તૂરી
અને હિંગ.
**તામ્રપુષ્પી**–ધાવડી, પાડલા અને કાળું
નસોતર.
**સદાપુષ્પા**–ધોળો આકડો, રાતો આકડો
અને ડોલર.
**સુરભી**–શરુ, મુરામાંસી અને કાળો વાળો.
**લક્ષ્મી**–ઋદ્ધિ, વૃદ્ધિ, અને ખીજડી.
**કાલાનુસાર્ય**–દારુહળદર, તગર અને શિલા-
જિત. [ કેસરા.
**ચાંપેય**–ચંપો, નાગકેસર અને કમળના
**નાદેયી**–મોટી અરણી, જલજાંબૂ અને જલ-
માં થતું નેતર.
**પાક્ય**–બીડલૂણ, સંચળ અને જવખાર.
**વિશલ્યા**–કલગારી, ગળો અને નાનો
નેપાળો. [ ઝાડ.
**ઇંદ્રદ્રુ**–આસુંદરો, દેવદાર અને ઇંદ્રજવનું
**કાશ્મીર**–કેસર, કમળનું મૂળ, અને સીવણ.
(સીવણનું નામ કાશ્મીરી પણ છે.)
**ગુન્દ્ર**–ગુંદ્રખડ, મુંજ અને કાસડો.
**ગુન્દ્રા**–ઘઉંલા, ઇન્દ્રપુષ્પી અને નાગરમોથ.
**ચુક્ર**–ચુકો, અમ્લવેતસ નામનું લીંબુ
અને કોકમ. [ દાર.
**પારિભદ્ર**–લીંબડો, પારિજાત અને દેવ-
**પીતદારુ**–હળદર, દેવદાર અને શરુ.
**વીર**–આંસુદરો, વાળો, અને કાકોલી.
**વીરતરુ**–આંસુંદરો, વાળો અને બરુ.
**મયૂર**–અઘેડો, અજમોદ અને મોરથૂથુ.
**રક્તસાર**–રતાંજળી, પતંગ અને ખેર.
**બદરા**–તલવણી, આસોંદ અને વારાહીકંદ.
[ લૂણ.
**વશિર**–રાતો અઘેડો, ગજપીપર અને દરિયાઈ.
**સૌવીર**–સુરમો, બોર અને એક જાતનો
આથો.
**વંજુલ**–આસોપાલવ, નેતર, અને તિનિશ.
**શિલા**–મનશીલ, શિલાજિત, અને ગેરૂ.
**સોમવલ્લી**–બાવચી, ગળો અને બ્રાહ્મી.

અક્ષીવ–સરગવો, બકાન અને હરિવાર્ણવૃક્ષ.
કારવી–કાળીજીરી, સુવા અને અજમોદ.
અપામાર્ગબ–રાતો અઘેડો, ગુમખડા અને પીસોટા.
દુ:સ્પર્શ–જવાસો, કૌચા અને સોપારીઆણી.
પલાશ–ખાખરો, કપૂરકાચલી, અને પાંદડા. [ નસોતર.
કાલમેષી–મજીઠ, બાવચી અને કાળું
પલંકષા–ગુગળ, ગોખરૂ અને લાખ.
મધુરસા–દ્રાક્ષ, પીલુડી અને કપૂર
રસા–રાસ્ના, શક અને કાળીપાઠ. [ કાચલી.
શ્રેયસી–હરડે, રાસ્ના અને ગજપીપર.
લોહ–લોઢું, કાંસું અને અગુરુ.
સહા–જંગલી મગ, ખપાટની એક જાત અને ગુલાબ. [ વાળી નગોડ.
સુવહા–રાસ્ના, નોરવેલ અને કાળાં ફૂલ-
કહિલ્લક–કારેલું, શવી સાટોડી અને કાળી જંગલી તુલસી.
મધુલિકા–મોરવેલ, જેઠીમધ, અને મહુડો.
વિતુન્નક–ધાણા, મોરથુથુ અને ઓળખું–મોથ.
દેવી–કપૂરી મધુરી, પોરવેલ અને કડૂ.
મધુક–મોટી ઓલચરી, પીળો આકડો અને સાલરવૃક્ષ.
ગંદીર–એક શાક, મજીઠ અને ગાયવાળી ખોખર.
લાંગલી–કલિહારી, ગજપીપર અને નાળીએર.
પિચ્છિલા–શીશમ, સીમળો અને ભૂતવૃક્ષ.
મહાસહા–જંગલી અડદ, અમ્લાતક અને કૂજો.
ચન્દ્રિકા–મેથી, અઘેરીયો અને પીળી સોરીઅણી.

अथ चतुरर्थानि नामान्याह—

ચાર અર્થવાળાં નામો

'श्वेतपुष्पा'—इन्द्रवारुणी, सिन्दुवार श्वेता- र्क शैरेयकाः । 'कारवी'—पृथ्वीका, शतपुष्पा अजाजाजी अजमोदा च । 'अम्बष्ठा'—पाठा, चाङ्गेरी, माचिका, यूथिका च ॥

શ્વેતપુષ્પા–ઇન્દ્રવારણી, નગોડ, ધોળો આકડો અને કાંટાઅશેળિયો.

કારવી–હીંગપત્રી, સુવા, કલોંજી જીરું અને અજમોદ.

અંબષ્ઠા–કાળીપાટ, ખાટી લુણી, નાની પીલુડી અને સોનેરી જૂઈ.

ઘણાં અર્થવાળાં નામો

अक्षाख्य. स्मृतोऽप्यक्षु सौवर्चलबिभीतके ।
कर्षेपमासमक्षालाक्ष्येन्द्रियपाशके ॥ १ ॥
काकाख्य. काकमाची च काकोली काकनासिका ।
काकजङ्घा काकमाता काकोदुम्बरिकापि च ॥
सप्तस्वर्थेषु कथित काकशब्दो विचक्षणैः ॥ २ ॥
सर्पद्विरदमेघेषु सीसके नागकेसरे ।
नागवल्ल्यां नागदन्त्यां नागशब्दः प्रयुज्यते ॥ ३ ॥
मांसे द्रवे वेल्लरसे पारदे मधुरादिषु ।
स्वादे रोगे विषे नीरे रसो नवसु वर्तते ॥ ४ ॥

अन्वय कर्षे तुषे—अक्षे—इन्द्रिय—पाशके सौवर्चले बिभीतके अक्षस्तु अक्षशब्दः स्मृतः ॥ काकस्य च काकमाची काकोली काकनासिका काकजङ्घा काकमाता अपि च काकोदुम्बरिका—एषु सप्तसु विचक्षणै- काकशब्दः कथित ॥ सर्पद्विरदमेघेषु सीसके नागकेसरे नागवल्ल्यां नागदन्त्यां नागशब्दः प्रयुज्यते ॥ मांसे द्रवे च वेल्लरसे पारदे मधुरादिषु स्वादे रोगे विषे नीरे नवसु रस वर्तते ॥

તોલો, બચાલ, બહેડાં, આડું, ઇંદ્રિય, પાશ, સંચળ અને બહેડાનું ઝાડ એ આઠ અર્થોમાં 'અક્ષ' શબ્દ વપરાય છે. કાગડો, પીલુડી, કાકોલી, શવી અઘેડી, રાતી ચણોઠી, મોટી ઇદ્રવારણી અને કાળો ઉંબરો એ સાત અર્થોમાં વિદ્વાનોએ 'કાક' શબ્દ (વપરાતો) કહેલ છે. સર્પ, હાથી, મેઘ, સીસું, નાગકેસર, નાગરવેલ અને નાનો નેપાળો એ સાત અર્થોમાં 'નાગ' શબ્દ વપરાય છે. માંસ, દ્રવ, શીલડીનો રસ, પારો, મધુર આદિ રસ, સ્વાદ, રોગ, ઝેર અને પાણી એ નવ અર્થોમાં 'રસ' શબ્દ વપરાય છે. ૧–૪

इति श्रीभावप्रकाशे अनेकार्थनाम-
वर्ग समाप्त

ભાવપ્રકાશ–નિઘંટુ સમાપ્ત

# ૧ : માનપરિભાષા–પ્રકરણ

## મગધ દેશનાં માપ

न मानेन विना युक्तिर्द्रव्याणां जायते क्वचित् ।
अतः प्रयोगकार्यार्थं मानमत्रोच्यते मया ॥ १ ॥
चरकस्य मतं वैद्यैराद्यैर्यस्मान्मतं ततः ।
विहाय सर्वमानानि मागधं मानमुच्यते ॥ २ ॥
त्रसरेणुर्बुधैः प्रोक्तस्त्रिंशता परमाणुभिः ।
त्रसरेणुस्तु पर्यायनाम्ना वंशी निगद्यते ॥ ३ ॥
जालान्तरगतैः सूर्यकरैर्वंशी विलोक्यते ।
षड्वंशीभिर्मरीचिः स्यात्ताभिः षड्भिश्च राजिका ४
तिसृभी राजिकाभिश्च सर्षपः प्रोच्यते बुधैः ।
यवोऽष्टसर्षपैः प्रोक्तो गुञ्जा स्यात्तच्चतुष्टयम् ॥५॥
षड्भिस्तु रत्तिकाभिः स्यान्माषको हेमधानकौ ।
माषैश्चतुर्भिः शाणः स्याद्धरणः स निगद्यते ॥ ६ ॥
टङ्कः स एव कथितस्तद्द्वयं कोल उच्यते ।
क्षुद्रको वटकश्चैव द्रङ्क्षणः स निगद्यते ॥ ७ ॥
कोलद्वयं तु कर्षः स्यात्स प्रोक्तः पाणिमानिका ।
अक्षः पिचुः पाणितलं किंचित्पाणिश्च तिन्दुकम् ॥८
विडालपदकं चैव तथा षोडशिका मता ।
करमध्यो हंसपदं सुवर्णं कवलग्रहः ॥ ९ ॥
उदुम्बरं च पर्यायैः कर्षमेव निगद्यते ।
स्यात्कर्षाभ्यामर्धपलं शुक्तिरष्टमिका तथा ॥ १० ॥
शुक्तिभ्यां च पलं ज्ञेयं मुष्टिराम्रं चतुर्थिका ।
प्रकुञ्चः षोडशी विल्वं पलमेवात्र कीर्त्यते ॥ ११ ॥
पलाभ्यां प्रसृतिर्ज्ञेया प्रसृतं च निगद्यते ।
प्रसृतिभ्यामञ्जलिः स्यात्कुडवोऽर्धशरावकः ॥१२॥
अष्टमानं च स ज्ञेयः कुडवाभ्यां च मानिका ।
शरावोऽष्टपलं तद्वज्ज्ञेयमत्र विचक्षणैः ॥ १३ ॥
शरावाभ्यां भवेत्प्रस्थः चतुःप्रस्थैस्तथाढकः ।
भाजनं कांस्यपात्रं च चतुःषष्टिपलश्च सः ॥१४॥
चतुर्भिराढकैर्द्रोणः कलशो नल्वणोऽर्मणः ।
उन्मानश्च घटो राशिर्द्रोणपर्यायसंज्ञितः ॥ १५ ॥
द्रोणाभ्यां शूर्पकुम्भौ च चतुःषष्टिशरावकः ।
शूर्पाभ्यां च भवेद् द्रोणी वाहो गोणी च सा स्मृता ॥
द्रोणीचतुष्टयं खारी कथिता सूक्ष्मबुद्धिभिः ।
चतुःसहस्रपलिका षण्णवत्यधिका च सा ॥ १७ ॥
पलानां द्विसहस्रं च भार एकः प्रकीर्तितः ।
तुला पलशतं ज्ञेयं सर्वत्रैवैष निश्चयः ॥ १८ ॥
माषटङ्काक्षविल्वानि कुडवः प्रस्थमाढकम् ।
राशिर्गोणी खारिकेति यथोत्तरचतुर्गुणम् ॥ १९ ॥

अन्वयः—मानेन विना द्रव्याणां युक्तिः क्वचित् न जायते, अतः प्रयोगकार्यार्थं अत्र मानम् मया उच्यते ॥ आद्यैः वैद्यैः चरकस्य मतं यस्मात् मतं, ततः सर्वमानानि विहाय मागधं मानम् उच्यते । बुधैः त्रिंशता परमाणुभिः त्रसरेणुः प्रोक्तः, त्रसरेणुः तु पर्यायनाम्ना वंशी निगद्यते ॥ जालान्तरगतैः सूर्यकरैः वंशी विलोक्यते, षड्वंशीभिः मरीचिः स्यात्, च ताभिः षड्भिः राजिका (स्यात्), च तिसृभिः राजिकाभिः बुधैः सर्षपः प्रोच्यते, अष्टसर्षपैः यवः प्रोक्तः । तच्चतुष्टयं गुञ्जा स्यात् । षड्भिः रत्तिकाभिः तु माषकः स्यात्, हेमधानकौ (माषकपर्यायौ), चतुर्भिः माषकैः शाणः स्यात्, सः धरणः निगद्यते । सः एव टङ्कः कथितः, तद्द्वयं कोलः उच्यते, सः एव च क्षुद्रकः वटकः द्रङ्क्षणः निगद्यते । कोलद्वयं तु कर्षः स्यात्, सः पाणिमानिका प्रोक्तः, अक्षः पिचुः पाणितलं किंचित्पाणिः च तिन्दुकं च विडालपदकं तथा च षोडशिका एव मता, करमध्यः हंसपदं सुवर्णं कवलग्रहः च उदुम्बरम् (इति) पर्यायैः कर्षम् एव निगद्यते, कर्षाभ्याम् अर्धपलं स्यात्, तथा शुक्तिः अष्टमिका (तत् कथ्यते) ॥ शुक्तिभ्यां च पलं ज्ञेयम्, मुष्टिः आम्रं चतुर्थिका प्रकुञ्चः षोडशी विल्वम्—अत्र पलम् एव कीर्त्यते ॥ पलाभ्यां प्रसृतिः ज्ञेया च प्रसृतं निगद्यते, प्रसृतिभ्याम् अञ्जलिः स्यात्, कुडवः अर्धशरावकः च अष्टमानं सः ज्ञेयः, कुडवाभ्यां च मानिका, तद्वत् शरावः अष्टपलं विचक्षणैः अत्र ज्ञेयम् ॥ शरावाभ्यां प्रस्थः भवेत्, तथा चतुःप्रस्थैः आढकः भाजनं च चतुःषष्टिपलः च सः एव (ज्ञेयः), चतुर्भिः आढकैः द्रोणः (भवति), कलशः नल्वणः अर्मणः उन्मानः घटः च राशिः द्रोण–पर्यायसंज्ञितः (भवति) ॥ द्रोणाभ्यां शूर्पकुम्भौ च चतुः–षष्टिशरावकः (स्यात्), च शूर्पाभ्यां द्रोणी भवेत्, वाहः च गोणी सा स्मृता ॥ सूक्ष्मबुद्धिभिः द्रोणी–चतुष्टयं खारी कथिता, सा च षण्णवत्यधिका चतुःसहस्रपलिका (भवति) ॥ पलानां द्विसहस्रं च एकः भारः प्रकीर्तितः, तुला पलशतं ज्ञेयम्, सर्वत्र एषः एव निश्चयः (अस्ति) ॥ माषटङ्काक्षविल्वानि कुडवः प्रस्थम् आढकं राशिः गोणी खारिका इति यथोत्तरं चतुर्गुणं (कथ्यते) ॥

તોલ વિના પદાર્થોની યોગ્ય ગોઠવણ કદી થતી નથી, તેથી પ્રયોગનાં કામો માટે અહીં તોલ વિષે હું કહું છું. જૂના વૈદ્યોએ ચરકના મતને જે કારણે સ્વીકારેલ છે, તે માટે સઘળા તોલને છોડી (ચરકના મત પ્રમાણે) મગધ દેશનો તોલ અહીં કહેવાય છે. વિદ્વાનોએ ત્રીશ પરમાણુનો **ત્રસરેણુ** કહ્યો છે અને તે જ ત્રસરેણુનું પર્યાય નામ વંશી કહેવાય

છે જાળીયામાં પડતાં સૂર્યનાં કિરણોમાં જે ઝીણી ઝીણી કણીઓ દેખાય છે, તેમાંની એક કણી જેટલા વજનનું તોલ ત્રસરેણુ કે વંશી સમજવું, એ છ ત્રસરેણુ મળી મરીચિ થાય છે, છ મરીચિથી રાજિકા (રાઈનું માપ) થાય છે ત્રણ રાજિકાથી સર્ષપ (એક સરસવનું માપ) થાય છે. આઠ સર્ષપથી યવ (એક જવનું માપ) થાય છે, ચાર યવથી ગુંજા (રતી) થાય છે છ ગુંજાથી માષક થાય છે; હેમ અને ધાનક એ માષકના જ નામ છે ચાર માષકથી શાણ[1] થાય છે અને એ શાણ જ ધરણ તથા ટંક કહેવાય છે બે શાણથી કોલ[2] થાય છે, ક્ષુદ્રક, વટક અને દ્રંક્ષણ એ કોલના જ નામો છે બે કોલથી કર્ષ[3] થાય છે; પાણિમાનિકા, અક્ષ, પિચુ, પાણિતલ, કિંચિત્પાણિ, તિંદુક, બિડાલપદક, ષોડશિકા, કરમધ્ય, હંસપદ, સુવર્ણ, કવલગ્રહ અને ઉદુંબર એ બધાં કર્ષનાં જ નામો છે બે કર્ષથી અર્ધપલ[4] થાય છે શુક્તિ અને અષ્ટમિકા એ અર્ધપલનાં જ નામો છે બે અર્ધપલથી પલ[5] થાય છે મુષ્ટિ, આમ્ર, ચતુર્થિકા, પ્રકુંચ, ષોડશી અને બિલ્વ એ પલના જ નામો છે બે પલથી પ્રસૃતિ[6] થાય છે પ્રસૃત એ પ્રસૃતિનું જ નામ છે બે પ્રસૃતિથી અંજલિ[7] થાય છે કુડવ, અર્ધશરાવ અને અષ્ટમાન એ અંજલિના જ નામો છે બે અંજલિથી માનિકા[8] થાય છે શરાવ અને અષ્ટપલ એ માનિકાના જ નામો છે બે શરાવથી પ્રસ્થ[9] થાય છે ચાર પ્રસ્થથી આઢક[10] થાય છે ભાજન, કાંસ્યપાત્ર અને ચતુઃષષ્ટિપલ તે આઢકનાં જ નામો છે ચાર આઢકથી દ્રોણ[11] થાય છે કલશ, નલ્વણ, અર્મણ, ઉન્માન, ઘટ અને રાશિ એ દ્રોણના જ નામો છે બે દ્રોણથી શૂર્પ[12] થાય છે; કુંભ અને ચતુઃષષ્ટિશરાવક એ શૂર્પના જ નામો છે બે શૂર્પથી દ્રોણી[13] થાય છે; વાહ અને ગોણી એ દ્રોણીનાં જ નામો છે. સૂક્ષ્મ બુદ્ધિવાળા વિદ્વાનોએ ચાર દ્રોણીની ખારી[14] કહી છે—એટલે ચાર હજાર ને છન્નું પલની ખારી થાય છે બે હજાર પલનો એક ભાર[15] થાય છે અને સો પલની એક તુલા[16] થાય છે, એ સર્વ ક્રમોનો નિર્ણય છે માષ, ટંક, અક્ષ, બિલ્વ, કુડવ, પ્રસ્થ, આઢક, રાશિ, ગોણી અને ખારી—એ ઉત્તરોત્તર ચોગણા થાય છે

૧ ચાળીસ ચણોઠીભાર. ૨ અડતાળીસ ચણોઠીભાર. ૩ એક તોલા અથવા એક રૂપિયાભાર. ૪ બે રૂપિયાભાર ૫ ચાર રૂપિયાભાર. ૬ આઠ રૂપિયાભાર. ૭ સોળ રૂપિયાભાર ૮ બત્રીસ રૂપિયાભાર ૯ ચોસઠ રૂપિયાભાર. ૧૦ બસો છપ્પન રૂપિયાભાર. ૧૧ એક હજાર ને ચોવીસ રૂપિયાભાર. ૧૨ બે હજાર ને અડતાળીસ રૂપિયાભાર ૧૩ ચાર હજાર ને છન્નુ રૂપિયાભાર. ૧૪ સોળ હજાર ને ત્રણસો ને ચોરાશી રૂપિયાભાર. ૧૫ આઠ હજાર રૂપિયાભારનો તોલ. ૧૬ ચારસો રૂપિયાભાર.

*टीका—मगधपरिभाषायां षड्रक्तिको माषः । चतुर्विंशतिरक्तिकः टङ्कः । षण्णवतिरक्तिकः कर्षः । मते चरकस्यैतत् । सुश्रुतमते पञ्चरक्तिको माषः विंशतिरक्तिकः टङ्कः अशीतिरक्तिकः कर्षः अनयोः कलिङ्गपरिभाषायामपि अशीतिरक्तिको माषो ... षष्टिरक्तिकः कर्षः ।* આ મગધ દેશની પરિભાષા પ્રમાણે છ રતિનો માસ ચોવીસ રતિનો ટંક અને છન્નું રતિનો કર્ષ થાય છે જે ચરકને માન્ય છે સુશ્રુતના મતમાં પાંચ રતિનો માસ, વીસ રતિનો ટંક અને એંશી રતિનો કર્ષ થાય છે કલિંગ દેશની પરિભાષામાં પણ એંશી રતિનો જ કર્ષ થાય છે કહ્યું છે, તે પરિભાષામાં આઠ રતિનો માસ છે બત્રીસ રતિનો ટંક છે અને અઢી ટંકનો કર્ષ છે

गुञ्जादिमानमारभ्य यावत्स्यात्कुडवस्थितिः ।
द्रवार्द्रशुष्कद्रव्याणां तावन्मानं समं मतम् ॥२०॥
प्रस्थादिमानमारभ्य द्विगुणं तद् द्रवार्द्रयोः ।
मानं तथा तुलायास्तु द्विगुणं न क्वचित्स्मृतम् ॥२१॥
मृद्वृक्षवेणुलोहादेर्भाण्डं यच्चतुरङ्गुलम् ।
विस्तीर्णं च तथोच्चं च तन्मानं कुडवं वदेत् ॥२२॥

अन्वय—गुञ्जादिमानम् आरभ्य यावत् कुडवस्थितिः स्यात्, तावत् द्रवार्द्रशुष्कद्रव्याणां मानं समं मतम् ॥ प्रस्थादिमानम् आरभ्य तद् मानं द्रवार्द्रयोः (मध्ये) द्विगुणं (स्यात्) तथा तुलायाः (मानं) तु क्वचित्

द्विगुणं न स्मृतम् ॥ सद्वृक्षवेणुलोहादेः यत् चतुरङ्गुलं विस्तीर्णं च तथा च उच्चं भाण्डं (स्यात्) तद् मानं कुडवं वदेत् ॥

ગુંજાથી માંડી કુડવ સુધીનું માપ દ્રવરૂપ પદાર્થોનું, લીલા પદાર્થોનું અને સૂકા પદાર્થોનું સરખું જ મનાય છે. પ્રસ્થથી માંડીને તે માપ દ્રવ પદાર્થોનું અને લીલા પદાર્થોનું બમણું માનય છે. (કારણ કે સૂકા પદાર્થ કરતાં લીલાં પદાર્થમાં વજન વધારે હોય છે.) તુલાનું માપ તો કોઈ પણ ઠેકાણે બમણું માનેલું નથી. સારાં લાકડાનું, વાંસનું કે લોઢા આદિનું ચાર આંગળ પહોળું અને ચાર આંગળ ઊંચું જે વાસણ કરવામાં આવે તે માપ કુડવ નામે કહેવાય છે. ૨૦–૨૨

### કલિંગદેશના માપ–તોલનાં નામ

यतो मन्दाग्नयो ह्रस्वा हीनसत्त्वा नराः कलौ ।
अतस्तु मात्रा तद्योग्या प्रोच्यते सुज्ञसंमता ॥२३॥
यवो द्वादशभिर्गौरसर्षपैः प्रोच्यते बुधैः ।
यवद्वयेन गुञ्जा स्यात्त्रिगुञ्जो वल्ल उच्यते ॥२४॥
माषो गुञ्जाभिरष्टाभिः सप्तभिर्वा भवेत्क्वचित् ।
चतुर्भिर्माषकैः शाणः स निष्कष्टङ्क एव च ॥२५॥
गद्याणो माषकैः षड्भिः कर्षः स्याद्दशमाषिकः ।
चतुःकर्षैः पलं प्रोक्तं दशशाणमितं बुधैः ।
चतुःपलैश्च कुडवः प्रस्थाद्याः पूर्ववन्मताः ॥२६॥
स्थितिर्नास्त्येव मात्रायाः कालमग्निं वयो बलम् ।
प्रकृतिं दोषदेशौ च दृष्ट्वा मात्रां प्रकल्पयेत् ॥२७॥
नाल्पं हन्त्यौषधं व्याधिं यथाम्भोऽल्पं महानलम् ।
अतिमात्रं च दोषाय यथा सस्यं बहूदकम् ॥२८॥

अन्वयः—कलौ यतः मन्दाग्नयः ह्रस्वाः हीनसत्त्वाः नराः (भवन्ति) अतः तद्योग्या तु मात्रा सुज्ञसंमता प्रोच्यते ॥ बुधैः द्वादशभिः गौरसर्षपैः यवः प्रोच्यते, यवद्वयेन गुञ्जा स्यात्, त्रिगुञ्जः वल्लः उच्यते ॥ अष्टाभिः गुञ्जाभिः क्वचित् वा सप्तभिः (गुञ्जाभिः) माषः भवेत्, चतुर्भिः माषकैः शाणः, स च निष्कटङ्कः एव (कथ्यते) ॥ षड्भिः माषकैः गद्याणः, दशमाषिकः कर्षः स्यात्, बुधैः चतुःकर्षैः दशशाणमितं पलं प्रोक्तम्, चतुःपलैः कुडवः (स्यात्) प्रस्थाद्याः पूर्ववत् मताः ॥ मात्रायाः स्थितिः नास्त्येव, (किंतु) कालम् अग्निं वयः बलं प्रकृतिं दोषदेशौ च दृष्ट्वा मात्रां प्रकल्पयेत् ॥ यथा अल्पम् अम्भः महानलं न हन्ति, तथा अल्पम् औषधं व्याधिं न हन्ति, (तथा च) यथा बहु उदकं सस्यं (नाशयति तथा) अतिमात्रम् (औषधं) दोषाय (भवति) ॥

કળિયુગમાં માણસો જે કારણે મંદ અગ્નિવાળાં, ટૂંકા કદનાં અને ઓછી શક્તિવાળાં હોય છે, માટે તેઓને લાયક જે માપ વિદ્વાનોએ સ્વીકાર્યાં છે, તે હવે કહેવાય છે: વિદ્વાનોએ બાર ધોળા સર્ષપથી એક **જવ**નું વજન કહેલ છે; બે જવથી **ગુંજા**નું વજન થાય છે; ત્રણ ગુંજાથી **વાલ**નું માપ થાય છે. આઠ ગુંજાથી **માષ**નું માપ થાય છે; કોઈ સ્થળે સાત ગુંજાથી પણ માષનું માપ માનેલ છે; ચાર માષથી **શાણ**નું માપ થાય છે. નિષ્ક અને ટંક એ શાણનાં જ નામો છે. છ માષથી **ગદ્યાણ** થાય છે. દશ માષથી **કર્ષ** થાય છે. ચાર કર્ષથી **પલ** થાય છે. દશ શાણ એ પલનું જ નામ છે. ચાર પલથી **કુડવ** થાય છે. પ્રસ્થ વગેરેનું માપ તો મગધ દેશનાં પ્રસ્થ વગેરે પ્રમાણે જ માનવામાં આવે છે. માત્રાની મર્યાદા હોતી જ નથી; માટે કાળ, જઠરાગ્નિ, અવસ્થા, બળ, પ્રકૃતિ દોષ અને દેશને જોઈને માત્રાની કલ્પના કરવી. જેમ થોડું પાણી ઘણા અગ્નિને શમાવી શકતું નથી, તેમ થોડું ઔષધ મોટા વ્યાધિને મટાડી શકતું નથી; તેમ જ જેમ (ખેતરમાં ઊગેલાં) ધાન્ય પર ઝાઝું પાણી પડે તો ખરાબી કરે છે, તેમ થોડા રોગ ઉપર ઘણું ઔષધ દેવામાં આવે તો પણ ખરાબી કરે છે. ૨૩–૨૮

ઇતિ માનપરિભાષા

## ઔષધો બનાવવાની રીતો

### કષાયોના પાંચ ભેદો

स्वरसश्च तथा कल्कः क्वाथश्च हिमफाण्टकौ ।
ज्ञेयाः कषायाः पञ्चैते लघवः स्युर्यथोत्तरम् ॥१॥

अन्वयः—स्वरसः तथा च कल्कः च क्वाथः हिमफाण्टकौ—एते पञ्च कषायाः ज्ञेयाः, (ते) यथोत्तरं लघवः स्युः ॥

ઔષધોનો સ્વરસ, કલ્ક, ક્વાથ, હિમ, અને ફાંટ આ પાંચ કષાયો જાણવા; તેઓમાં સ્વરસથી કલ્ક, કલ્કથી ક્વાથ, ક્વાથથી

હિમ અને હિમથી ફાંટ (પચવામાં) હલકા હોય છે. ૧

### સ્વરસ કરવાની રીત

आहतात्तत्क्षणाकृष्टाद् द्रव्यात्क्षुण्णात्समुद्भवेत्।
वस्त्रनिष्पीडितो यस्तु स्वरसो रस उच्यते॥२॥
कुडवं चूर्णितं द्रव्यं क्षिप्तं च द्विगुणे जले।
अहोरात्रं स्थितं तस्माद्भवेद्वा रस उत्तमः॥३॥
आदाय शुष्कद्रव्यं वा स्वरसानामसंभवे।
जलेऽष्टगुणिते साध्यं पादशिष्टं च गृह्यते॥४॥
स्वरसस्य गुरुत्वाच्च पलमर्धं प्रयोजयेत्।
निशोषितं चाग्निसिद्धं पलमात्रं रसं पिबेत्॥५॥
सितामधुगुडक्षाराञ्जीरकं लवणं तथा।
घृतं तैलं च चूर्णादीन्कोलमात्रान्रसे क्षिपेत्॥६॥

अन्वय—आहतात् तत्क्षणाकृष्टात् क्षुण्णात् द्रव्यात् यः रसः वस्त्रनिष्पीडितः च समुद्भवेत् (स) स्वरसः उच्यते॥ वा कुडवं चूर्णितं द्रव्यं द्विगुणे च जले क्षिप्तम् अहोरात्रं स्थितं (भवेत्), तस्मात् उत्तमः रसः भवेत्॥ वा स्वरसानाम् असंभवे शुष्कद्रव्यम् आदाय अष्टगुणिते जले साध्यम्, च पादशिष्टं ग्राह्यम्॥ स्वरसस्य च गुरुत्वात् अर्धं पलं प्रयोजयेत्, निशोषितम् अग्निसिद्धं च रसं पलमात्रं पिबेत्॥ सिता-मधु-गुड-क्षारान् जीरकं तथा लवणं घृतं तैलं च चूर्णादीन् रसे कोलमात्रान् क्षिपेत्॥

ટાઢથી, અગ્નિથી કે કીડા વગેરેથી નહી ખરાબ થયેલી તાજી લીલી ઓષધિ લાવી, તેને તે વખતે જ ખાંડી અથવા વાટીને તેનો જે રસ કપડાથી ગાળી લેવામાં આવે, તે સ્વરસ કહેવાય છે; અથવા સોળ રૂપિયાભાર લીલા ઓષધનું ચૂર્ણ (કરી તેને) બમણા જળમાં નાખી એક દિવસરાત રહેવા દેવું, પછી તેમાંથી જે રસ લેવામાં આવે, તે પણ ઉત્તમ સ્વરસ કહેવાય છે; અથવા લીલી ઓષધિ ન મળે તો સૂકી ઓષધિ લઈ (તેનું ચૂર્ણ કરી) તેથી આઠગણા પાણીમાં ઉકાળી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તે લઈ લેવું, એ પણ સ્વરસ કહેવાય છે. પહેલા પ્રકારનો સ્વરસ ભારે હોય છે, તેથી બે રૂપિયાભારના માપમાં તેનો (પીવામાં) ઉપયોગ કરવો અને (બીજા તથા ત્રીજા પ્રકારના એટલે) રાતે ભીંજવી રાખીને કરેલા તથા અગ્નિથી ઉકાળીને કરેલા સ્વરસને ચાર રૂપિયાભાર માપથી પીવો. સાકર, મધ, ગોળ, ક્ષાર, જીરું, લૂણ, ઘી, તેલ કે ચૂર્ણ આદિ એ સ્વરસમાં નાખવાં હોય તો અડતાલીસ ચણોઠીભાર નાખવાં. ૨–૬

टीका—आहतात्—पीडादिभिरभिहतात्। क्षुण्णात् —संपिष्टात्। चूर्णितं—चूर्णीकृतम्। निशोषितं—निशायामुषितम्। कोलम्—बदरं च। (અર્થ ભાષાંતરમાં આવી જાય છે.)

### ચોખાનો સ્વરસ કરવાની રીત

कल्कीकृतं तण्डुलपलं जलेऽष्टगुणिते क्षिपेत्।
भावयित्वा जलं ग्राह्यं देयं सर्वत्र कर्मसु॥७॥

अन्वय—तण्डुलपलं कल्कीकृतम् अष्टगुणिते जले क्षिपेत्, भावयित्वा जलं ग्राह्यम्, सर्वत्र कर्मसु देयम्॥

ચાર રૂપિયાભાર ખાંડેલા ચોખાને આઠગણા પાણીમાં નાખવા અને તેઓને ડૂબા કરી તે સ્વરસરૂપ પાણી લઈ લેવું; પછી તે પાણીનો સર્વ પ્રયોગોમાં ઉપયોગ કરવો. ૭

टीका—भावयित्वा—आलोड्य।

### હિમ કરવાની રીત

क्षुण्णं द्रव्यपलं सम्यक् षड्भिर्नीरपलैः प्लुतम्।
निशोषितं हिमः स स्यात्तथा शीतकषायकः॥
तस्य मानं मतं पाने पलद्वयमितं बुधैः॥८॥

अन्वय—द्रव्यपलं सम्यक् क्षुण्णं (कृत्वा) षड्भिः नीरपलैः प्लुतं तथा निशोषितं (कार्यम्)। स हिमः (वा) शीतकषायकः स्यात्, तस्य पाने बुधैः पलद्वयमितं मानं मतम्॥

ચાર રૂપિયાભાર ઓષધને સારી પેઠે ખાંડી અથવા વાટી, ચોવીશ રૂપિયાભાર પાણીમાં પલાળી, આખી રાત એમ ને એમ રહેવા દઈ સવારે લઈ લેવું, તે હિમ અથવા શીતકષાય કહેવાય છે; તેને પીવામાં વિદ્વાનોએ આઠ રૂપિયાભારનું માપ માન્યું છે. ૮

टीका—क्षुण्णं चूर्णितम्।

### ફાંટ કરવાની રીત

क्षुण्णे द्रव्यपले सम्यग् जलमुष्णं विनिःक्षिपेत्।
मृत्पात्रे कुडवोन्मानं ततस्तु स्रावयेत्पटात्॥९॥
स स्याच्चूर्णद्रवः फाण्टस्तन्मानं द्विपलोन्मितम्।
सितामधुगुडादींस्तु कषायवद्विनिःक्षिपेत्॥१०॥

अन्वय ९–१० क्षुण्णे द्रव्यपले कुडवोन्मानम् उष्णं

जले विनिक्षिपेत्, ततः मृत्पात्रे पचात् स्रावयेत् ॥ सः चूर्णद्रवः फाण्टः स्यात्, तन्मानं द्विपलोन्मितं (ज्ञेयं, तत्र) क्षौद्रं सितागुडादीन् तु कर्षमात्रान् विनिक्षिपेत् ॥

સારી પેઠે ચૂર્ણ કરેલા ચાર રૂપિયાભાર ઔષધમાં સોળ રૂપિયાભાર ઊનું પાણી નાખીને પછી માટીના વાસણમાં તેને કપડાથી ગાળી લેવું; એટલે તે ગાળેલો ચૂર્ણનો રસ ફાંટ કહેવાય છે; તેને પીવાનું માપ આઠ રૂપિયાભાર સમજવું અને તેમાં મધ, સાકર કે ગોળ વગેરે નાખવાં હોય તો એક રૂપિયાભાર નાખવાં. ૯,૧૦

टीका–क्षुण्णं–चूर्णीकृतं. स चूर्णद्रवःफाण्टः स्यादित्यन्वयः ।

### ફાંટનો જ ભેદ–મંથ કરવાની રીત

जले चतुष्पले शीते क्षुण्णं द्रव्यपलं क्षिपेत् ।
मृत्पात्रे मन्थयेत्सम्यक् तस्माच्च द्विपलं पिबेत् ॥

अन्वयः–द्रव्यपलं क्षुण्णं (कृत्वा) चतुष्पले शीत जले क्षिपेत्, मृत्पात्रे च सम्यक् मन्थयेत्, तस्मात्, द्विपलं पिबेत् ॥

ચાર રૂપિયાભાર ઔષધનું ચૂર્ણ કરી તેને સોળ રૂપિયાભાર ટાઢા પાણીમાં નાખી માટીના વાસણમાં સારી પેઠે વલોવવું, એટલે તે મંથ થયો કહેવાય છે; તેમાંથી આઠ રૂપિયાભાર પીવું. ૧૧

टीका–क्षुण्णं–चूर्णीकृतम् । मन्थयेत्–मथ्नीयात् ।

### કલ્ક કરવાની રીત

द्रव्यमार्द्रं शिलापिष्टं शुष्कं वा सजलं भवेत् ।*
प्रक्षेपावापकल्कास्ते तन्मानं कर्षसंमितम् ॥१२॥
कल्के मधु घृतं तैलं देयं द्विगुणमात्रया ।
सितागुडं समं दद्याद् द्रवो देयश्चतुर्गुणः ॥ १३ ॥

अन्वयः–आर्द्रं द्रव्यं शिलापिष्टं (कुर्यात्), शुष्कं वा सजलं (शिलापिष्टं) भवेत्, ते प्रक्षेप–आवाप–कल्काः (स्युः), तन्मानं कर्षसंमितं (स्यात्) ॥ कल्के मधु घृतं तैलं द्विगुणमात्रया देयम्, सितागुडं समं दद्यात्, द्रवः चतुर्गुणः देयः ॥

લીલા ઔષધને છીપર પર વાટવું અને સૂકું ઔષધ હોય તો તેમાં પાણી નાખી છીપર પર વાટવું; (તેની ચટણી જેવી લૂગદી થાય) તે પ્રક્ષેપ, આવાપ કે કલ્ક કહેવાય છે; તેનું માપ એક તોલાભાર સમજવું. કલ્કમાં મધ, ઘી કે તેલ નાખવાં હોય તો બમણાં નાખવાં; સાકર કે ગોળ નાખવાં હોય તો કલ્ક જેટલાં જ નાખવાં અને કોઈ પ્રવાહી રસ નાખવો હોય તો ચોગણો નાખવો. ૧૨,૧૩

### ચૂર્ણ કરવાની રીત અને અનુપાનો

अत्यन्तशुष्कं यद् द्रव्यं सुपिष्टं वस्त्रगालितम् ।
तत्स्याच्चूर्णं रजःक्षोदस्तन्मात्रा कर्षसंमिता ॥१४
चूर्णे गुडः समो देयः शर्करा द्विगुणा मता ।
चूर्णेषु भर्जितं हिङ्गु देयं नोत्क्लेदकृद्भवेत् ॥१५
लिहेच्चूर्णं द्रवैः सर्वैर्घृताद्यैर्द्विगुणोन्मितैः ।
पिबेच्चतुर्गुणैरेवं चूर्णमालोडितं द्रवैः ॥१६॥
चूर्णावलेहगुटिकाकल्कानामनुपानकम् ।
पित्तवातकफातङ्के त्रिद्व्येकपलमाहरेत् ॥ १७ ॥
यथा तैलं जले क्षिप्तं क्षणेनैव विसर्पति ।
अनुपानबलादङ्गे तथा सर्पति भेषजम् ॥ १८ ॥

अन्वयः–अत्यन्तशुष्कं यद् द्रव्यं सुपिष्टं वस्त्रगालितं (क्रियेत) तत् चूर्णं रजः क्षोदः (भवेत्), तन्मात्रा कर्षसंमिता (स्यात्) ॥ चूर्णे गुडः समः देयः, शर्करा द्विगुणा मता, चूर्णेषु हिङ्गु भर्जितं देयं, (यतः) उत्क्लेदकृत् न भवेत् ॥ घृताद्यैः द्रवैः सर्वैः द्विगुणोन्मितैः चूर्णं लिहेत्, एवं चतुर्गुणैः द्रवैः आलोडितं चूर्णं पिबेत् ॥ चूर्णावलेहगुटिकाकल्कानाम् अनुपानकं पित्त–वात–कफातङ्के (क्रमात्) द्वि–त्रि–एक–पलम् आहरेत् ॥ यथा जले क्षिप्तं तैलं क्षणेन एव विसर्पति, तथा भेषजम् अनुपानबलात् (क्षणेन एव) अङ्गे सर्पति ॥

અત્યંત સુકાયેલા જે ઔષધને સારી પેઠે ઝીણું વાટી કપડાથી ચાળી લેવાય, એટલે તે ચૂર્ણ, રજ અથવા ક્ષોદ તૈયાર થાય છે; એ ચૂર્ણનું માપ એક રૂપિયાભાર લેવાય છે; ચૂર્ણમાં ગોળ નાખવો હોય તો ચૂર્ણ જેટલો જ નાખવો અને સાકર નાખવી હોય તો બમણી નાખવી. ચૂર્ણમાં હિંગ નાખવી હોય તો શેકેલી નાખવી, જેથી ચૂર્ણમાં ચીકાશ ન

* આ બન્ને શ્લોકો શાર્ઙ્ગધરમાંથી લેવાયેલા જણાય છે અને ત્યાં આ પ્રમાણે જ મળે છે; તેથી અહીં તે પ્રમાણે જ લીધા છે; કાશીની પ્રતમાં ૧૨ મા શ્લોકનું ત્રીજું ચરણ આવું મળે છે– 'तदेव कल्को विज्ञेयः' આવો ફેરફાર કરવાથી 'प्रक्षेप' અને 'आवाप' એ બન્ને 'कल्क' ના પર્યાયો છે, એ જણાવવું બાકી રહી જાય છે.

થાય છે. ૨૩,૨૪

### દૂધ પકવવાની રીત અને તેના ગુણો

क्षीरमष्टगुणं द्रव्यात्क्षीरान्नीरं चतुर्गुणम् ।
क्षीरावशेषं तत्पीतं शूलमामोद्भवं जयेत् ॥२५॥

अन्वयः–द्रव्यात् अष्टगुणं क्षीरं, क्षीरात् चतुर्गुणं नीरं (क्वाथयेत्, ततः) क्षीरावशेषं तत् पीतं (चेत् तर्हि) आमोद्भवं शूलं जयेत् ॥

પદાર્થથી આઠગણું દૂધ લેવું અને તેમાં દૂધથી ચોગણું પાણી નાખવું. પછી એ સઘળું ઉકાળી માત્ર દૂધ જ બાકી રહે, ત્યારે તે પિવાય તો આમથી ઉત્પન્ન થયેલું શૂળ મટી જાય છે. ૨૫

### ક્વાથ કરવાની રીત

पानीयं षोडशगुणं क्षुण्णे द्रव्यपले क्षिपेत् ।
मृत्पात्रे क्वाथयेद् ग्राह्यमष्टमांशावशेषितम् ॥२६
कर्षादौ तु पलं यावद्दद्यात्षोडशिकं जलम् ।
ततस्तु कुडवं यावत्तोयमष्टगुणं भवेत् ॥
चतुर्गुणमतश्चोर्ध्वं यावत्प्रस्थं भवेज्जलम् ॥ २७ ॥
तज्जलं पाययेद्धीमान्कोष्णं मृद्वग्निसाधितम् ।
शृतः क्वाथः कषायश्च निर्यूहः स निगद्यते ॥२८

अन्वयः–क्षुण्णे द्रव्यपले षोडशगुणं पानीयं क्षिपेत्, मृत्पात्रे (तत्) क्वाथयेत्. अष्टमांशावशेषितं ग्राह्यम् ॥ कर्षादौ पलं तु यावत् षोडशिकं जलं दद्यात्, ततः कुडवं तु यावत् अष्टगुणं तोयं भवेत्, अतः ऊर्ध्वं च प्रस्थं यावत् चतुर्गुणं जलं भवेत् ॥ मृद्वग्निसाधितम् (अष्टमांशावशेषितं) तत् जलं धीमान् कोष्णं (रोगिणम्) पाययेत्, सः शृतः क्वाथः कषायः च निर्यूहः निगद्यते ॥

સારી રીતે ખાંડેલાં ચાર રૂપિયાભાર ઓસડિયાંમાં સોળગણું પાણી નાખી માટીના વાસણમાં ઉકાળવું અને અષ્ટમાંશ બાકી રહે ત્યારે ઉતારી લેવું, એ ક્વાથ કહેવાય છે. ક્વાથ કરવો હોય તો એક રૂપિયાભારથી ચાર રૂપિયાભાર સુધીના ઓસડમાં સોળગણું પાણી નાખવું. એ ઉપર સોળ રૂપિયાભાર સુધીના ઓસડમાં તેનાથી આઠગણું પાણી નાખવું. અને એ ઉપર ચોસઠ રૂપિયાભાર સુધીના ઓસડમાં તેનાથી ચોગણું પાણી નાખવું. ધીમી ધીમી આંચથી પકાવેલું એ પાણી અષ્ટમાંશ બાકી રહે ત્યારે બુદ્ધિમાન માણસે જરાક ઊનું ઊનું (રોગીને) આ શૃત, ક્વાથ, કષાય અને નિર્યૂહ પણ કહેવાય છે.' ૨૬–૨૮

ટીકા–षोडशिकं–षोडशगुणम् ।

### ક્વાથ પીવાનું માપ

मात्रोत्तमा पलेन स्यात्त्रिभिरक्षैस्तु मध्यमा ।
जघन्या च पलार्धेन स्नेहक्वाथौषधेषु च ॥ २९ ॥

अन्वयः स्नेहक्वाथौषधेषु पलेन मात्रा उत्तमा स्यात्, त्रिभिः अक्षैः तु मध्यमा, च पलार्धेन च जघन्या स्यात् ॥

સ્નેહ, ક્વાથ અને ઔષધમાં ચાર રૂપિયાભારનું માપ ઉત્તમ, ત્રણ રૂપિયાભાર મધ્યમ અને બે રૂપિયાભાર અધમ જાણવું. ૨૯

### ક્વાથ માટેના પાણી અને માપ વિષે મતભેદો

तन्त्रान्तरे–

क्वाथ्यद्रव्यपले वारि द्विरष्टगुणमिष्यते ।
चतुर्भागावशिष्टं तु पेयं पलचतुष्टयम् ॥ ३० ॥
दीप्तानलं महाकायं पाययेदञ्जलिं जलम् ।
अन्ये त्वर्धं परित्यज्य प्रसृतिं तु चिकित्सकाः ॥३१॥
क्वाथत्यागमनिच्छन्तस्त्वष्टभागावशेषितम् ।
पारम्पर्योपदेशेन वृद्धवैद्याः पलद्वयम् ॥ ३२ ॥

अन्वयः–क्वाथ्यद्रव्यपले द्विरष्टगुणं वारि इष्यते, चतुर्भागावशिष्टं पलचतुष्टयं तु पेयम् ॥ दीप्तानलं महाकायम् अञ्जलिं जलं पाययेत्, अन्ये तु चिकित्सकाः अर्धं परित्यज्य प्रसृतिं (पाययेत् इति वदन्ति) ॥ (ये) वृद्धवैद्याः (ते) क्वाथत्यागम् अनिच्छन्तः तु पारंपर्योपदेशेन अष्टभागावशेषितं पलद्वयं (पाययन्ति) ॥

(બીજા ગ્રંથમાં કહ્યું છે કે) 'ક્વાથ કરવા માટેનાં ચાર રૂપિયાભાર ઓસડીયાંમાં સોળગણું એટલે ચોસઠ રૂપિયાભાર પાણી નાખવું. કાઢો થતાં તેમાંથી ચોથો ભાગ એટલે સોળ રૂપિયાભાર બાકી રહે ત્યારે તે રોગીને પાવું. જે રોગી પ્રદીપ્ત અગ્નિવાળો અને મોટા કદવાળો હોય તેને એ સોળ રૂપિયાભાર ક્વાથ પાવો. બીજા વૈદ્યો કહે છે કે 'એ સોળ રૂપિયાભાર ક્વાથમાંથી અર્ધો ક્વાથ છોડી દઈ પ્રદીપ્ત અગ્નિવાળા અને મોટા કદવાળા રોગીને પણ આઠ રૂપિયાભાર જ પાવો; પરંતુ જે વૃદ્ધ વૈદ્યો ક્વાથના ભાગને છોડી દેવા ઈચ્છતા નથી, તેઓ પરંપરાની પદ્ધતિ પ્રમાણે ક્વાથ ઉકાળી આઠમો ભાગ એટલે આઠ રૂપિયાભાર જ

અને તેનો ગંધ, વર્ણ તથા રસ અપૂર્વ થાય; (એ નિશાનીઓથી અવલેહને સારી રીતે પાકેલો જાણવો.) અવલેહ ઉપર દૂધ, શેરડીનો રસ, પંચમૂલના કાઢાનો યૂષ અને અરડૂસાનો ક્વાથ-એમાંથી જે યોગ્ય જણાય તે અનુપાન વખણાય છે. ૩૮-૪૧

**ગોળીઓ બનાવવાની રીત અને તેની માત્રા**

वटका अथ कथ्यन्ते तन्नाम गुटिका वटी ।
मोदको वटिका पिण्डी गुडो वर्तिस्तथोच्यते ॥४२॥
लेहवत्साध्यते वह्नौ गुडो वा शर्कराथवा ।
गुग्गुलुर्वा क्षिपेत्तत्र चूर्णं तन्निर्मिता वटी ॥४३॥
कुर्यादवह्निसिद्धेन क्वचिद् गुग्गुलुना वटीम् ॥
द्रवेण मधुना वापि गुटिकां कारयेद्बुधः ॥४४॥
सिता चतुर्गुणा देया वटीषु द्विगुणो गुडः ।
चूर्णे चूर्णसमः कार्यो गुग्गुलुर्मधु तत्समम् ॥४५॥
द्रवं तु द्विगुणं देयं मोदकेषु भिषग्वरैः ।
कर्षप्रमाणं तन्मात्रा बलं दृष्ट्वा प्रयुज्यते ॥४६॥

अन्वयः—अथ वटकाः कथ्यन्ते । गुटिका वटी मोदकः वटिका पिण्डी गुडः तथा वर्तिका (इति) तन्नाम उच्यते ॥ वह्नौ लेहवत् गुडः वा शर्करा अथवा गुग्गुलुः साध्यते, तत्र चूर्णं क्षिपेत्, तन्निर्मिता वटी स्यात् ॥ क्वचित् अवह्निसिद्धेन गुग्गुलुना वटीं कुर्यात्, वा द्रवेण मधुना अपि बुधः गुटिकां कारयेत् ॥ वटीषु चूर्णे सिता चतुर्गुणा देया, गुडः द्विगुणः, गुग्गुलुः चूर्णसमः कार्यः, मधु तत्समं (ग्राह्यम्) ॥ भिषग्वरैः मोदकेषु द्रवं तु द्विगुणं देयम् ॥ तन्मात्रा कर्षप्रमाणम् (अस्ति तथापि) बलं दृष्ट्वा प्रयुज्यते ॥

હવે ગોળીઓ કરવાની રીત કહેવાય છે. ગુટિકા (ગોળી), વટી (વડી), મોદક (લાડુ), વટિકા (વડાં), પિંડી (મૂઠિયાં), ગુડ (ગોળો) અને વર્તિ (વાટ) એ ગોળીઓનાં જ નામો કહેવાય છે. અગ્નિ ઉપર અવલેહની પેઠે ગોળ, સાકર અથવા ગૂગળનો પાક કરી તેમાં ઔષધનું ચૂર્ણ નાખી તેની ગોળીઓ બનાવવી. કોઈક સમયે પાક કર્યા વગરના ગૂગળથી, મધથી અથવા બીજા પ્રવાહી પદાર્થથી પણ વિદ્વાનો ગોળીઓ બનાવે છે.

સાકરથી ગોળીઓ કરવી હોય તો ચૂર્ણથી ચોગણી સાકર લેવી, ગોળથી કરવી હોય તો ચૂર્ણથી બમણો ગોળ લેવો અને ગુગળથી કે મધથી ગોળીઓ કરવી હોય તો ચૂર્ણના જેટલાં જ ગુગળ અને મધ લેવાં. બીજા કોઈ પ્રવાહી પદાર્થથી ગોળીઓ કરવી હોય તો ઉત્તમ વૈદ્યોએ ચૂર્ણથી બમણો પ્રવાહી પદાર્થ લેવો. એ ગોળી (લેવાનું) માપ એક તોલાભાર છે; છતાં તેમાં (રોગીનું) બળ (તથા સમય) જોઈને ઉપયોગ કરવો. ૪૨-૪૬

टीका—तत्र वह्निसिद्धे गुडादौ । तत्समं—चूर्णसमम् । द्रवं—द्रवरूपद्रव्यम् । बलमिति कालादेरप्युपलक्षणम् ।

**ઘી તથા તેલ પકાવવાની રીત**

कल्काच्चतुर्गुणीकृत्य घृतं वा तैलमेव च ।
चतुर्गुणद्रवे साध्यं तस्य मात्रा पलोन्मिता ॥४७॥

अन्वयः—घृतं वा तैलम् एव कल्कात् चतुर्गुणीकृत्य चतुर्गुणद्रवे साध्यम्, तस्य च मात्रा पलोन्मिता (स्यात्) ॥

ઘી કે તેલને કલ્કથી ચોગણું તેમાં મેળવી તેને તેનાથી ચોગણા પ્રવાહી પદાર્થમાં પકાવવું; (પ્રવાહી પદાર્થ બળી જઈ ઘી કે તેલ જ બાકી રહે ત્યારે નીચોવી લઈ લેવું; ખાવા માટે) એ ઘી કે તેલનું માપ ચાર રૂપિયાભાર હોય. ૪૭

टीका—मात्रा पलोन्मिता भक्षणाय ।

निक्षिप्य क्राथयेत्तोयं क्राथ्यद्रव्याच्चतुर्गुणम् ।
पादशिष्टं गृहीत्वा तु स्नेहं तेनैव साधयेत् ॥४८॥
चतुर्गुणं मृदुद्रव्ये कठिनेऽष्टगुणं जलम् ।
मृद्वादिक्राथ्यसंघाते दद्यादष्टगुणं पयः ।
अत्यन्तकठिने द्रव्ये नीरं षोडशिकं मतम् ॥४९॥

अन्वयः—क्वाथ्यद्रव्यात् चतुर्गुणं तोयं निक्षिप्य क्वाथयेत्, पादशिष्टं तु गृहीत्वा तेन एव स्नेहं साधयेत् ॥ मृदुद्रव्ये चतुर्गुणं जलं, कठिने अष्टगुणं, मृद्वादिक्वाथ्यसंघाते अष्टगुणं पयः दद्यात्, अत्यन्तकठिने द्रव्ये षोडशिकं नीरं मतम् ॥

(અથવા) ક્વાથ કરવાના ચૂર્ણમાં તેથી ચોગણું પાણી નાખી ઉકાળવું. ચોથા ભાગનું પાણી બાકી રહે, ત્યારે તે લઈને તેમાં ઘી કે તેલ નાખી સઘળું પાણી બળી જતાં સુધી તેને પકાવવું અને પછી લઈ લેવું. ઉપર જે ચોગણું પાણી નાખવાનું કહ્યું,

જો એકલા દ્રવ્યથી જ સ્નેહનો પાક કરવો હોય, તો તેમાં કલ્ક પાણીથી વાટી નાખેલો જોઈએ અને તેમાં પાણી ચારગણું હોવું જોઈએ. ૫૫

टीका–अत्र–कल्कद्रव्ये ।

क्वाथेन केवलेनैव पाको यत्रोदितः क्वचित् ।
क्वाथ्यद्रव्यस्य कल्कोऽपि तत्र स्नेहे प्रयुज्यते ॥५६

अन्वयः–यत्र क्वचित् केवलेन क्वाथेन एव पाकः उदितः भवेत्, तत्र क्वाथ्यद्रव्यस्य कल्कः अपि स्नेहे प्रयुज्यते ॥

કોઈક સ્થળે એકલા કવાથથી જ સ્નેહને પકાવવા કહ્યું હોય, ત્યાં ઔષધોના ચૂર્ણને કવાથમાં નાખવા ઉપરાંત તે ઔષધોનો કલ્ક પણ સ્નેહમાં નાખવો જોઈએ. ૫૬

कल्कहीनस्तु यः स्नेहः स साध्यः केवले द्रवे ।

अन्वयः– यः तु स्नेहः कल्कहीनः (स्यात्) सः केवले द्रवे साध्यः ॥

પણ જે સ્નેહને કલ્ક નાખ્યાવગર જ પકાવવાનો હોય, ત્યાં તે સ્નેહને કવાથ સિવાય બીજા સ્વરસ આદિ પ્રવાહીમાં જ પકાવવો જોઈએ. ૫૭

टीका–केवले द्रवे–क्वाथेतरस्मिन् स्वरसादिरूपे ।

पुष्पकल्कस्तु यः स्नेहस्तत्र तोयं चतुर्गुणम् ।
स्नेहात्स्नेहाष्टमांशश्च पुष्पकल्कः प्रयुज्यते ॥५८॥

अन्वयः–यः तु स्नेहः पुष्पकल्कः (स्यात्) तत्र स्नेहात् चतुर्गुणं तोयं (भवेत्), पुष्पकल्कः च स्नेहाष्टमांशः प्रयुज्यते ॥

પરંતુ ફૂલનો કલ્ક નાખી સ્નેહને જો પકાવવો હોય, ત્યાં પાણી સ્નેહથી ચોગણું અને ફૂલનો કલ્ક સ્નેહથી આઠમા ભાગનો જોઈએ. ૫૮

### સ્નેહ તૈયાર થયાનાં લક્ષણ વગેરે

वर्तिवत्स्नेहकल्कः स्याद्यदाङ्गुल्या विमर्दितः ।
शब्दहीनोऽग्निनिक्षिप्तः स्नेहः सिद्धो भवेत्तदा ॥५९
यदा फेनोद्गमस्तैले फेनशान्तिश्च सर्पिषि ।
वर्णगन्धरसोत्पत्तिः स्नेहः सिद्धो भवेत्तदा ॥६०॥
स्नेहपाकस्त्रिधा प्रोक्तो मृदुर्मध्यः खरस्तथा ।
ईषत्सरसकल्कस्तु स्नेहपाको मृदुर्भवेत् ॥६१॥
मध्यपाकस्य सिद्धिश्च कल्के नीरसकोमले ।
ईषत्कठिनकल्कश्च स्नेहपाको भवेत्खरः ॥
तदूर्ध्वं दग्धपाकः स्याद्दाहकृन्निष्प्रयोजनः ॥६२॥
आमपक्वश्च निर्वीर्यो वह्निमान्द्यकरो गुरुः ।
नस्यार्थे स्यान्मृदुः पाको मध्यमः सर्वकर्मसु ॥६३
अभ्यङ्गार्थे खरः प्रोक्तो युञ्ज्यादेवं यथोचितम् ॥६४
घृततैलगुडादींश्च साधयेन्नैकवासरे ।
प्रकुर्वन्त्युषितास्त्वेते विशेषाद् गुणसंचयम् ॥६५॥

अन्वयः स्नेहकल्कः अङ्गुल्या विमर्दितः (सन्) यदा वर्तिवत् स्यात्, अग्निनिक्षिप्तः (सन्) शब्दहीनः भवेत् तदा स्नेहः सिद्धः (इति ज्ञेयम्) ॥ यदा तैले फेनोद्गमः सर्पिषि च फेनशान्तिः, वर्णगन्धरसोत्पत्तिः (च) भवेत्, तदा स्नेहः सिद्धः (इति ज्ञेयम्) ॥ स्नेहपाकः मृदुः मध्यः तथा खरः त्रिधा प्रोक्तः, ईषत्सरसकल्कः स्नेहपाकः तु मृदुः भवेत् ॥ कल्के च नीरसकोमले (सति) मध्यपाकस्य सिद्धिः (ज्ञेया), च ईषत्कठिनकल्कः स्नेहपाकः खरः भवेत्, तदूर्ध्वं दग्धपाकः स्यात्, (स च) दाहकृत् निष्प्रयोजनः (ज्ञेयः) ॥ आमपक्वः च (पाकः) निर्वीर्यः (सन्) वह्निमान्द्यकरः गुरुः (भवति), मृदुः पाकः नस्यार्थे स्यात्, मध्यमः सर्वकर्मसु (प्रयुज्यते) ॥ खरः (पाकः) अभ्यङ्गार्थे प्रोक्तः, एवं यथोचितं युञ्ज्यात् ॥ घृततैलगुडादीन् च एकवासरे न साधयेत्, एते तु उषिताः (सन्तः) विशेषात् गुणसंचयं प्रकुर्वन्ति ॥

પાક કરતાં જ્યારે સ્નેહનો કલ્ક આંગળીથી ચોળતાં વાટ જેવો થઈ જાય અને અગ્નિમાં નાંખતાં કાંઈ અવાજ (ચમચમાટ) ન કરે, ત્યારે સ્નેહનો પાક બરાબર થયેલો જાણવો. તેલનો પાક કરવામાં આવે ત્યારે તેલમાં જ્યારે ફીણ આવે અને ઘીનો પાક કરવામાં આવે ત્યારે ઘીનાં ફીણ બેસી જાય, ત્યારે પાકને સિદ્ધ થયેલો જાણવો. તેમજ સ્નેહમાં અપૂર્વ વર્ણ, ગંધ અને રસની ઉત્પત્તિ થાય, એ પાક પણ બરાબર તૈયાર થયેલો જાણવો. સ્નેહનો પાક મૃદુ, મધ્ય અને ખર–એમ ત્રણ પ્રકારનો કહેવાય છે; જેમાં કલ્ક કાંઈક રસ ભરેલો રહે, તે પાક મૃદુ સમજવો; જેમાં કલ્ક રસ વગરનો થયા છતાં કૂણો રહે, તે પાકને મધ્ય સમજવો; અને જેમાં કલ્ક જરા કઠણ થઈ જાય તે પાકને ખર (આકરો) સમજવો; પણ તે પછી જ્યારે કલ્ક બળી જાય તે દગ્ધપાક થયો કહેવાય છે અને તે બળતરા કરનાર તથા નિરુપયોગી સમજવો. જો પાક કાચો

રહ્યો હોય તો તે શક્તિરહિત થયો હોઈ જઠરાગ્નિની મન્દતા કરે છે અને પચવામાં ભારે થાય છે; સુરૂપાક નાકમાં ટીપાં નાખવાના કામમાં ઉપયોગી છે; મધ્યપાક સઘળાં કામોમાં ઉપયોગી છે અને ખરપાક શરીરપર ચોળવાના કામમાં ઉપયોગી કહ્યો છે, એમ સમજીને તેનો યથાયોગ્ય ઉપયોગ કરવો. ઘી, તેલ કે ગોળ વગેરે પદાર્થોને તાજા લાવી તેઓનો તે જ દિવસે (ઔષધો વગેરેમાં) ઉપયોગ ન કરવો, (પણ કેટલાક દિવસો સુધી તેઓને રાખી મૂકવા;) કારણ કે એ પદાર્થો જેમ જૂના થાય, તેમ અધિકાધિક ગુણ કરે છે ૫૯—૬૫

સન્ધાન—આથો કરવાની રીત

द्रवेषु चिरकालस्थं द्रव्यं यत्सन्धितं भवेत्।
आसवारिष्टभेदैस्तु प्रोच्यते भेषजोचितम्॥६६॥

अन्वय—द्रवेषु चिरकालस्थं यद् द्रव्यं सन्धितं भवेत्, (तद्) आसवारिष्टभेदैः (यथा) भेषजोचितं (भवति तद् प्रकारम्) प्रोच्यते॥

પ્રવાહી પદાર્થોમાં જે પદાર્થ લાંબા કાળ સુધી રાખી મૂકવામાં હોય તે સંધિત (આથાએલા) થઈ જાય છે એ આથાએલા પદાર્થ 'આસવ' અને 'અરિષ્ટ' એવાં જુદાં જુદાં નામે જે રીતે ઔષધોમાં યોગ્ય ગણાય છે, તે હવે કહેવાય છે ૬૬

टीका—भेषजेषु युक्तं तद् भेषजोचितम्।

આસવ તથા અરિષ્ટનાં લક્ષણો

यदपक्वौषधाम्बुभ्यां सिद्धं मद्यं स आसवः।
अरिष्टं क्वाथसाध्यं स्यात्तयोर्मानं पलोन्मितम्॥६७॥

अन्वय—अपक्वौषधाम्बुभ्यां यद् मद्यं सिद्धं (भवति) स आसवः (कथ्यते); क्वाथसाध्यम् अरिष्टं स्यात्, तयोः मानं पलोन्मितं भवति॥

કાચા ઔષધો અને કાચાં પાણીથી જે મદ્ય તૈયાર કર્યું હોય તે 'આસવ' કહેવાય છે; અને ક્વાથ કરીને જે મદ્ય તૈયાર કર્યું હોય તે 'અરિષ્ટ' કહેવાય છે; તેઓને લેવાનું માપ ચાર રૂપિયાભાર હોય છે ૬૭

અરિષ્ટ કરવાની સામાન્ય રીત

अनुक्तमानारिष्टेषु द्रवद्रोणे गुडं तुलाम्।
क्षौद्रं क्षिपेद् गुडादर्धं प्रक्षेप्यं दशमांशिकम्॥६८॥

अन्वय—अनुक्तमानारिष्टेषु द्रवद्रोणे गुडं तुलां (क्षिपेत्), गुडात् अर्धं (च) क्षौद्रं, दशमांशिकम् प्रक्षेप्यं क्षिपेत्॥

જ્યાં અરિષ્ટમાં નાખવાના પદાર્થોનું માપ ન કહ્યું હોય, ત્યાં ૧૦૨૪ રૂપિયાભાર દ્રવ (પાણી), ૪૦૦ રૂપિયાભાર ગોળ, ૨૦૦ રૂપીઆભાર મધ અને ૪૦ રૂપીઆભાર ઔષધ નાખવું. ૬૮

टीका—दशमांशिकम्—गुडस्य दशमांशम्।

શીધુના બે પ્રકાર

ज्ञेयः शीतरसः सीधुरपक्वमधुरद्रवैः।
सिद्धः पक्वरसः सीधुः सम्पक्वमधुरद्रवैः॥६९॥

अन्वय—अपक्वमधुरद्रवैः सिद्धः 'शीतरसः सीधुः' सम्पक्वमधुरद्रवैः सिद्धः 'पक्वरसः सीधुः' ज्ञेयः॥

નહીં પકાવેલા (શેરડી વગેરેના) મધુર રસોથી જે મદ્ય બનાવાય તે 'શીતરસશીધુ' અને પકાવેલા એ મધુર રસોથી જે મદ્ય બનાવાય તે 'પક્વરસશીધુ' જાણવું. ૬૯

टीका—मधुरद्रवैः—इक्षुरसादिभिः।

સુરા તથા તેની જાતો

परिपक्वान्नसन्धानसमुत्पन्नां सुरां जगुः।
सुरामण्डः प्रसन्ना स्यात्ततः कादम्बरी घना॥
तदधो जगलो ज्ञेयो मेदको जगलाद् घनः।
पक्वोऽशिष्टो बुक्कसः स्यात्तत्सुराबीजं च किण्वकम्।
यत्तालखर्जूररसैः सन्धिता सा हि वारुणी॥७०-७२॥

अन्वय—(पण्डिताः) परिपक्वान्नसन्धानसमुत्पन्नां सुरां जगुः, सुरामण्डः प्रसन्ना स्यात्, ततः घना कादम्बरी, तदधः जगलः, जगलात् घनः मेदकः ज्ञेयः, पक्वः अशिष्टः बुक्कसः स्यात्, तत् किण्वकं च सुराबीजं स्यात्॥ यत् तालखर्जूररसैः सन्धिता सा हि वारुणी (कथ्यते)॥

પકાવેલાં અન્નનો આથો કરી જે મદ્ય તૈયાર કરાય, તેને (વિદ્વાનો) 'સુરા' કહે છે પાતળી સુરા 'પ્રસન્ના' કહેવાય અને જાડી સુરા 'કાદમ્બરી' કહેવાય છે. સુરાની નીચે રહેલો (પાતળો) રગડો 'જગલ' અને જાડો રગડો 'મેદક' કહેવાય છે એ રગડાને પકાવી સારભાગ કાઢી લેતાં બાકી જે જવ, ઘઉં કે ચોખા આદિનો ડૂચો વધે, તે 'સુરાબીજ' અને 'કિણ્વક' કહેવાય છે. તાડીના કે ખજૂરીના રસનો આથો કરી જે મદ્ય કરાય તે 'વારુણી' કહેવાય છે ૭૦—૭૨

टीका-सुराबीजं-यवगोधूमतण्डुलादि ॥

### શુક્તનું લક્ષણ

कन्दमूलफलादीनि सस्नेहलवणानि च ।
यत्र द्रवेऽभिषूयन्ते तच्छुक्तमभिधीयते ॥७३॥

अन्वयः-सस्नेहलवणानि च कन्दमूलफलादीनि यत्र द्रवे अभिषूयन्ते, तद् शुक्तम् अभिधीयते ॥

તેલ અને લૂણથી યુક્ત કરેલાં કંદ, મૂલ અને ફળ આદિનો જે પ્રવાહીમાં આથો કરવામાં આવે, તે પ્રવાહી 'શુક્ત' કહેવાય છે.

टीका-अभिषूयन्ते-द्रवेणाप्लाव्य सन्धीयन्ते ।

### ચુક્રનું લક્ષણ

विनष्टमम्लतां यातं मद्यं वा मधुरद्रवः ।
विनष्टः सन्धितो यस्तु तच्चुक्रमभिधीयते ॥७४॥
गुडाम्बुना सतैलेन कन्दशाकफलैस्तथा ।
सन्धितं चाम्लतां यातं गुडचुक्रं प्रचक्षते ॥७५॥
एवमेव हि चुक्रं स्यान्मृद्वीकासंभवं तथा ॥७६॥

अन्वयः-विनष्टम् अम्लतां यातं मद्यं वा विनष्टः संधितः यः तु मधुरद्रवः तत् 'चुक्रम्' अभिधीयते ॥ सतैलेन गुडाम्बुना तथा कन्दशाकफलैः संधितम् अम्लतां च यातं गुडचुक्रं प्रचक्षते, एवमेव हि मृद्वीकासंभवं चुक्रं तथा स्यात् ॥

બગડીને ખાટું થયેલું મદ્ય અથવા બગડેલા મધુર દ્રવનો જે આથો કર્યો હોય, તે 'ચુક્ર' કહેવાય છે. ગોળ, પાણી, તેલ, કંદ, મૂળ અને ફળનો આથો ખટાશ પામે ત્યારે 'ગુડચુક્ર' કહેવાય છે. એ જ પ્રમાણે દ્રાક્ષનું ચુક્ર પણ થાય છે. ૭૪-૭૬

### તુષોદક, સૌવીર, આરનાલ, કાંજિક અને શિંડાકીનાં લક્ષણો

तुषाम्बु सन्धितं ज्ञेयमामैर्विदलितैर्यवैः ।
यवैस्तु निस्तुषैः पक्वैः सौवीरं साधितं भवेत् ॥७७॥
आरनालं तु गोधूमैरामैः स्यान्निस्तुषीकृतैः ।
पक्वैर्वा संहितैस्तत्तु सौवीरसदृशं गुणैः ॥७८॥
कुल्माषधान्यमण्डादि संहितं काञ्जिकं विदुः ।
शिण्डाकी संहिता ज्ञेया मूलकैः सर्षपादिभिः ॥७९॥

अन्वयः-विदलितैः आमैः यवैः सन्धितं 'तुषाम्बु' ज्ञेयम्, निस्तुषैः पक्वैः यवैः तु साधितं 'सौवीरं' भवेत् ॥ निस्तुषीकृतैः आमैः वा पक्वैः गोधूमैः संहितैः 'आरनालं' स्यात्, तत् तु गुणैः सौवीरसदृशं (ज्ञेयम्) कुल्माषधान्यमण्डादि संहितं 'काञ्जिकं' विदुः, मूलकैः सर्षपादिभिः संहिता 'शिण्डाकी' ज्ञेयाः ॥

ભરડેલા કાચા જવનો પાણીમાં જે આથો કરાય, તે 'તુષોદક' કહેવાય; ફોતરાં-વગરના પકાવેલા જવનો પાણીમાં જે આથો કરાય, તે 'સૌવીર' કહેવાય છે. ફોતરાં-વગરના કાચા અથવા પકાવેલા ઘઉંનો જે આથો કરાય, તે 'આરનાલ' કહેવાય છે. આરનાલમાં સૌવીરના જેવા જ ગુણો હોય છે. ધાન્યની ઘૂઘરી અને મંડ આદિનો જે આથો કરાય, તે 'કાંજિક' કહેવાય છે. મૂળાનાં પાંદડાં અને સરસવ આદિનો જે આથો કર્યો હોય, તે 'શિંડાકી' કહેવાય છે.

## ધાતુ આદિનું મારણ કરવામાં ઉપયોગી પુટો

### પુટ આપવાનું પ્રયોજન

लोहादेरपुनर्भावस्तद्गुणत्वं गुणाढ्यता ।
सलिले तरणं चापि तत्सिद्धिः पुटनाद्भवेत् ॥१॥

अन्वयः-लोहादेः पुटनाद् अपुनर्भावः तद्गुणत्वं गुणाढ्यता अपि च सलिले तरणं तत्सिद्धिः भवेत् ॥

લોઢું આદિ ધાતુઓને અગ્નિના પુટ આપવાથી તે ધાતુઓ પાછી જીવતી થતી નથી, તેના ગુણો તે જ રહેવા ઉપરાંત તેઓમાં વધારે ગુણો આવે છે, અને તે ધાતુઓ પાણીમાં તરે છે; આ સિદ્ધિ પુટથી થાય છે. ૧

### મહાપુટનું લક્ષણ

गम्भीरे विस्तृते कुण्डे द्विहस्ते चतुरस्रके ।
वनोपलसहस्रेण पूरिते पुनरौषधम् ॥२॥
कोष्ठे रुद्ध्वा प्रयत्नेन गोविष्ठोपरि धारयेत् ।
वनोपलसहस्रार्धं कोष्ठिकोपरि निःक्षिपेत् ॥
वह्निं विनिःक्षिपेत्तत्र महापुटमिति स्मृतम् ॥३॥

अन्वयः-द्विहस्ते गम्भीरे विस्तृते चतुरस्रके कुण्डे वनोपलसहस्रेण पूरिते (कृते सति) पुनः औषधं कोष्ठे प्रयत्नेन रुद्ध्वा गोविष्ठोपरि धारयेत्, कोष्ठिकोपरि वनोपलसहस्रार्धं निःक्षिपेत्, तत्र वह्निं विनिःक्षिपेत्, इति महापुटं स्मृतम् ॥

બે હાથ ઊંડો અને બે હાથ પહોળો ચોરસ ખાડો કરી તેમાં એક હજાર અડાયાં છાણાં ભરવાં. પછી ઔષધને કુલડીમાં નાખી પ્રયત્નપૂર્વક કપડમટ્ટીથી બંધ કરી તેને અડાયાં ઉપર મૂકવું; કુલડી ઉપર બીજાં

મધ્યભાગમાં કુલડી મૂકી અગ્નિ નાખીને વાસણનું મોઢું બંધ કરવું, તે ભાંડપુટ કહેવાય છે. ૧૨

## જુદાંજુદાં યંત્રો

### વાલુકા યંત્ર

भाण्डे वितस्तिगम्भीरे मध्ये निहितकूपिके ।
कूपिकाकण्ठपर्यन्तं वालुकाभिश्च पूरिते ॥ १ ॥
भेषजं कूपिकासंस्थं वह्निना यत्र पच्यते ।
वालुकायन्त्रमेतद्धि यन्त्रतन्त्रबुधैः स्मृतम् ॥ २ ॥

अन्वयः–वितस्तिगम्भीरे मध्ये निहितकूपिके कूपिकाकण्ठपर्यन्तं च वालुकाभिः पूरिते यत्र भाण्डे कूपिकासंस्थं भेषजं वह्निना पच्यते, एतद् यन्त्रतन्त्रबुधैः वालुकायन्त्रं स्मृतम् ॥

એક વેંત ઊંડા વાસણમાં વચ્ચે શીશી મૂકવી અને શીશીની બહાર તેના ગળા સુધી રેતી ભરી દેવી; પછી વાસણની નીચે અગ્નિ કરી તે શીશીમાં રહેલા ઔષધને પકાવવું, એને યંત્રશાસ્ત્રના વિદ્વાનો વાલુકાયંત્ર કહે છે.

### દોલા યંત્ર

निबद्धमौषधं सूत्रैर्भूर्जे तत्त्रिगुणाम्बरे ।
रसपोटलिकां काष्ठे दृढं बद्ध्वा गुणेन हि ॥ ३ ॥
सन्धानपूर्णकुम्भान्तः स्वावलम्बनलम्बितम् ।
अधस्ताज्ज्वालयेदग्निं तत्तदुक्तक्रमेण हि ॥
दोलायन्त्रमिदं प्रोक्तं स्वेदनाख्यं तदेव हि ॥ ४ ॥

अन्वयः–औषधं सूत्रैः भूर्जे निबद्धं (कृत्वा) तत् त्रिगुणाम्बरे (पुनः) बद्ध्वा (तां) रसपोटलिकां काष्ठे गुणेन हि दृढं बद्ध्वा संधानपूर्णकुम्भान्तः (तत्) स्वावलम्बनलम्बितं (कुर्यात्, ततः तस्य कुम्भस्य) अधस्तात् तत्तदुक्तक्रमेण हि अग्निं ज्वालयेत्, इदं दोलायन्त्रं प्रोक्तम्, तद् एव हि (कैश्चित्) स्वेदनाख्यं प्रोक्तम् ॥

ઔષધને દોરાથી ભોજપત્રમાં બાંધી તે ભોજપત્રની ઉપર ત્રેવડું લૂગડું બાંધી તે રસની પોટલીને એક લાકડાની દાંડીની વચ્ચે દોરાથી મજબૂત બાંધવી. પછી કાંજી આદિ આથાના પદાર્થોથી ભરેલા હાંડલાના કાંઠા ઉપર વચ્ચે તે લાકડું બાંધી હાંડલાની અંદર તે પોટલીને અધવચ લટકતી રાખવી અને હાંડલાની નીચે તે તે પ્રકરણમાં કહેલા ક્રમ પ્રમાણે અગ્નિ સળગાવવો, એ દોલાયંત્ર કહેવાય છે. આ દોલાયંત્રને કેટલાક સ્વેદન-યંત્ર પણ કહે છે. ૩,૪

टीका–सन्धानं–काञ्जिकादि ।

### સ્વેદનયંત્ર

साम्बुस्थालीमुखे वस्त्रे बद्धे वस्त्रे स्वेद्यं निधाय च ।
पिधाय पच्यते यत्र तद्यन्त्रं स्वेदनं स्मृतम् ॥ ५ ॥

अन्वयः–साम्बुस्थालीमुखे वस्त्रे बद्धे (सति तदुपरि) च स्वेद्यं निधाय (स्थालीमुखं) पिधाय यत्र पच्यते तत् स्वेदनं यन्त्रं स्मृतम् ॥

હાંડલીમાં પાણી ભરી હાંડલીના મોઢા ઉપર વસ્ત્ર બાંધી તે વસ્ત્ર ઉપર બાફવાના ઔષધને મૂકી, તેના ઉપર ઢાંકણું ઢાંકી, નીચે અગ્નિ કરીને બાફવું, એ સ્વેદનયંત્ર કહેવાય છે.

### વિદ્યાધર યંત્ર

अथ स्थाल्यां रसं क्षिप्त्वा निदध्यात्तन्मुखोपरि ।
स्थालीमूर्ध्वमुखीं सम्यङ् निरुध्य मृदुमृत्स्नया ॥
ऊर्ध्वस्थाल्यां जलं क्षिप्त्वा चुल्ल्यामारोप्य यत्नतः ।
अधस्ताज्ज्वालयेदग्निं यावत्प्रहरपञ्चकम् ॥ ७ ॥
स्वाङ्गशीतं ततो यन्त्राद् गृह्णीयाद्रसमुत्तमम् ।
विद्याधराभिधं यन्त्रमेतत्तज्ज्ञैरुदाहृतम् ॥ ८ ॥

अथ स्थाल्यां रसं क्षिप्त्वा तन्मुखोपरि ऊर्ध्वमुखीं (द्वितीयां) स्थालीं निदध्यात्, (ततस्तयोः संधिं) मृदुमृत्स्नया सम्यक् निरुध्य ऊर्ध्वस्थाल्यां जलं क्षिप्त्वा यत्नतः (तत् स्थालीद्वयम् अपि) चुल्ल्याम् आरोप्य अधस्तात् प्रहरपञ्चकं यावत् अग्निं ज्वालयेत्, ततः यन्त्रात् स्वाङ्गशीतम् उत्तमं रसं गृह्णीयात्, एतत् तज्ज्ञैः विद्याधराभिधं यन्त्रम् उदाहृतम् ॥

એક હાંડલીમાં પારો નાખી એ હાંડલીના મોઢા ઉપર પાણીના બેડાની પેઠે ઊંચા મોઢાવાળી બીજી હાંડલી મૂકી પહેલીના મુખની તથા બીજીના પેટાળની સંધિને કૂણી માટીથી બંધ કરી, ઉપરની હાંડલીમાં પાણી ભરી કાળજીપૂર્વક ચૂલે ચડાવીને નીચલી હાંડલીની નીચે પાંચ પ્રહર સુધી (સાવધાનપણાથી) અગ્નિ બાળવો. પછી અગ્નિ ઠરી જતાં એ યંત્રમાંથી પોતાની મેળે શીતલ થયેલા અને ઉપલી હાંડલીના પેટાળને ચોંટી રહેલા ઉત્તમ પારાને લઈ લેવો, આને યંત્રો જાણનારાઓ વિદ્યાધરયંત્ર કહે છે. ૬-૮

પારો લઈ બન્નેને લીંબુના રસમાં ખરલ કરી ગોળો કરવો; તે ગોળાના વજન જેટલો ગંધક લઈ તેનું ચૂર્ણ કરી તે ચૂર્ણને ગોળાની ચારે બાજુ લગાવી દેવું અને ગોળાને રાખવાનાં બે મજબૂત કોડિયાંમાં પણ પાથરવું; પછી તે ગોળાને ઉપર તથા નીચે એ બેય કોડિયાંઓના સંપુટમાં રાખી સંપુટને બરાબર બંધ કરી કપડમટ્ટી (વસ્ત્ર સહિત કૂટેલી ચીકણી માટી)નો ફરતો થર ચડાવી સુકાવીને ત્રીશ અડાયાંના અગ્નિમાં મૂકવો; સઘળાં અડાયાં બળીને રાખ ઠંડી પડતાં તેમાંથી સંપુટને કાઢીને વળી પણ ત્રીશ અડાયાંના અગ્નિમાં મૂકવો; એ રીતે વારંવાર અગ્નિના ચૌદ પુટ દેવામાં આવે, એટલે જેમાંથી સોનું પાછું જીવતું ન થાય એવી સોનાની ભસ્મ થાય છે. દરેક પુટમાં ઉપર કહ્યા પ્રમાણે વારંવાર ગંધક નાખતા જવું. ૬,૭

टीका स्वर्णस्य—अतितनूकृतपत्रस्य। गन्धं—गन्धकचूर्णम्। रुद्ध्वा सवस्त्रकुट्टितचिक्कणमृत्तिकया। वनोपलः—'गोइठा' इति लोके। निरुत्थं—यत्पुनर्न जीवति। (આનો અર્થ ભાષાંતરમાં અપાયો છે.)

### સોનું મારવાની બીજી રીત

काञ्चने गालिते नागं षोडशांशेन निक्षिपेत्।
चूर्णयित्वा तथाम्लेन घृष्ट्वा कृत्वा तु गोलकम्॥८
गोलकेन समं गन्धं दत्त्वा चैवाधरोत्तरम्।
शरावसंपुटे धृत्वा पुटैस्त्रिंशद्वनोपलैः॥९॥
एवं सप्त पुटैर्हेम निरुत्थं भस्म जायते॥१०॥

अन्वयः—काञ्चने गालिते षोडशांशेन नागं निक्षिपेत्, चूर्णयित्वा तथा अम्लेन घृष्ट्वा गोलकं तु कृत्वा गोलकेन समं गन्धं च अधरोत्तरं दत्त्वा एव शरावसंपुटे धृत्वा त्रिंशद्वनोपलैः (पुटानि दद्यात्), एवं सप्तपुटैः निरुत्थं हेम भस्म जायते॥

સોનાને ગાળી તેમાં સોળમા ભાગે સીસું મેળવી દેવું; પછી એ રસનું બારીક ચૂર્ણ કરી લીંબુના રસમાં ખરલ કરી ગોળો કરવો; ગોળાના વજન જેટલો ગંધક લઈ તેનું ચૂર્ણ કરી ગોળાની ચારેબાજુ તે લગાવી દેવું અને ગોળાને રાખવાનાં બન્ને કોડિયાંમાં પણ પાથરવું. ગોળાને ઉપર તથા નીચે બે કોડિયાંમાં સંપુટ રાખી સંપુટને મજબૂત બંધ કરી કપડમટ્ટીનો થર ચડાવી સુકાવીને ત્રીશ અડાયાંના અગ્નિમાં મૂકવો; એ રીતે વારંવાર અગ્નિના સાત પુટ દેવા; એટલે સોનાની ભસ્મ થાય છે; તેમાંથી સોનું પાછું જીવતું થતું નથી. (આ રીતમાં પણ પહેલી રીતની પેઠે ગંધક નાખતા જવું.) ૮,૧૦

### સોનું મારવાની ત્રીજી રીત

काञ्चनाररसैर्घृष्ट्वा समसूतकगन्धयोः।
कज्जलीं हेमपत्राणि लेपयेत्समया तया॥११॥
काञ्चनारत्वचः कल्कैर्मूषायुग्मं प्रकल्पयेत्॥१२॥
धृत्वा तत्सम्पुटे गोलं मृन्मूषासम्पुटे च तत्।
निधाय सन्धिरोधं च कृत्वा संशोष्य गोलकम्॥१३
वह्निं खरतरं कुर्यादेवं दत्त्वा पुटत्रयम्।
निरुत्थं जायते भस्म सर्वकर्मसु योजयेत्॥१४॥
काञ्चनारप्रकारेण लाङ्गली हन्ति काञ्चनम्॥
ज्वालामुखी तथा हन्यात्तथा हन्ति मनःशिला॥१५

अन्वयः—काञ्चनाररसैः घृष्ट्वा समसूतकगन्धयोः कज्जलीं (कृत्वा) समया तया हेमपत्राणि लेपयेत्॥ (ततः) काञ्चनारत्वचः कल्कैः मूषायुग्मं प्रकल्पयेत्, तत्संपुटे गोलं धृत्वा मृन्मूषासंपुटे च तत् निधाय सन्धिरोधं कृत्वा गोलकं संशोष्य खरतरं वह्निं कुर्यात्, एवं पुटत्रयं दत्त्वा निरुत्थं भस्म जायते, सर्वकर्मसु (तद्) योजयेत्॥ (यथा) काञ्चनारप्रकारेण लाङ्गली काञ्चनं हन्ति, तथा ज्वालामुखी हन्यात्, तथा मनःशिला हन्ति॥

પારો અને ગંધક પરસ્પર સરખા વજનનાં લઈ તેઓનું કાંચનાર નામના ઝાડના રસથી ખરલમાં મર્દન કરી, કજ્જલી કરી, સોનાનાં પતરાંના વજન જેટલી તે કજલીથી સોનાનાં પતરાંને લેપન કરવું. પછી કાંચનારની છાલને બારીક વાટી તેની લુગદીમાંથી બે કુલડીઓ કરી તે કુલડીઓના સંપુટમાં સોનાનાં પતરાંનો ગોળો મૂકી સંપુટને મજબૂત બંધ કરી તેને માટીની કુલડીઓના સંપુટમાં મૂકવો; પછી એ માટીના સંપુટના સાંધા બંધ કરી કપડમટ્ટીનો થર ચડાવી સૂકવીને તેને અત્યંત આકરો અગ્નિ દેવો; એ રીતે અગ્નિના ત્રણ પુટ દેવામાં આવે, એટલે જેમાંથી સોનું પાછું જીવતું ન થાય એવી સોનાની ભસ્મ થાય છે. એ ભસ્મનો

બધા રોગો ઉપરનાં કામોમાં ઉપયોગ કરવો જેમ કાંચનાર સોનાને મારી નાખે છે, તે જ રીતે કલગારી, જલસાંબરો તથા મણશીલ પણ સોનાને મારે છે ૧૧–૧૫

ટીપ્પ–કાગ્રામી–કલિહારી ।

## સોનુ મારવાની ચોથી રીત

शिलासिन्दूरयोश्चूर्णं समयोरर्कदुग्धकैः ।
सप्तधा भावनां दद्याच्छोषयेच्च पुनः पुनः ॥१६॥
ततस्तु पत्रिते हेम्नि कल्कोऽयं दीयते समः ।
पुनर्मोमेदक्षिपेत् यथा कल्को विलीयते ॥
एवं वेळाचतुःपञ्चदशकम् हेमघृतिर्मवेत् ॥१७॥

अन्वय –शिलासिन्दूरयो समयो चूर्णम् अर्कदुग्ध के. सप्तधा भावनां दद्यात्, च पुनः पुनः शोषयेत् ॥ ततः तु पत्रिते हेम्नि अयं कल्कः (हेम्ना सम) दीयते पुनः अग्निदां धमेत्, यथा कल्कः विलीयते । एवं वैसाखः पञ्च दद्यात् (तदा) हेमभूतिः भवेत् ॥

મણશીલ અને સિંદૂર સરખે વજને લઈ તેઓનુ ચૂર્ણ કરી તેને આકડાના દૂધની ભાવના દેવી અને તડકામાં સુકવવું એ રીતે સૂકવી સૂકાનીને સાત વાર ભાવના ઓ દેવાયા પછી ગાળેલા સોનામાં સોનાના વજન જેટલો તે ચૂર્ણનો કલ્ક નાખવો, એમ કલ્ક નાખ્યા પછી અત્યંત ધમવું, જેથી સઘળો કલ્ક લય પામી જાય, એ રીતે પાંચ વાર મણશીલનો અને સિંદૂરનો કલ્ક નાખવાથી સોનુ મરી જાય છે. ૧૬,૧૭

## મારેલા સોનાના ગુણો

सुवर्णं शीतलं वृष्यं बल्यं गुरु रसायनम् ।
स्वादु तिक्तं च तुवरं पाके च स्वादु पिच्छिलम् ॥१८
पवित्रं बृंहणं नेत्र्यं मेधास्मृतिमतिप्रदम् ।
हृद्यमायुष्करं कान्तिवाग्विशुद्धिस्थिरत्वकृत् ॥
विषक्षयक्षयोन्मादत्रिदोषज्वरशोषजित् ॥१९,२०॥

अन्वय –(मारितं) सुवर्णं शीतलं वृष्यं बल्यं गुरु रसायनं स्वादु तिक्तं च तुवरं पाके च स्वादु पिच्छिलं पवित्रं बृंहणं नेत्र्यं मेधास्मृतिमतिप्रदं हृद्यम् आयुष्करं कान्तिवाग्विशुद्धिस्थिरत्वकृत विषक्षयक्षयोन्मादत्रिदोषज्वर शोषजित् (भवति) ॥

મારેલું સોનું ટાઢું, કામી પુરુષને હિત કારી, બળ આપનાર, ભારે, ઘડપણનો તથા વ્યાધિનો નાશ કરનાર, મધુર, કડવું, તુરૂ, પાકમાં મધુર, ચીકણું, પવિત્ર, પુષ્ટિ આપ નાર, નેત્રને હિતકારી, ધારણાશક્તિ આપનાર, સ્મરણશક્તિ આપનાર, બુદ્ધિબળને વધારનાર, હૃદયને પ્રિય લાગે એવું, આયુષને વધાર નાર, કાંતિને સારી કરનાર, વાણીને શુદ્ધ કર નાર, સ્થિરતા કરનાર અને (સ્થાવરજંગમ)બે પ્રકારના ઝેરને, ક્ષયને, ઉન્માદને, ત્રણે દોષોને, તાવને તથા શોષને મટાડનાર છે ૧૮–૨૦

## બરાબર ન મારેલા સોનાના દોષો

असम्यङ्मारितं स्वर्णं बलं वीर्यं च नाशयेत् ।
करोति रोगान्मृत्युं च तद्धन्याद्यत्नतस्ततः ॥२१॥

अन्वय –असम्यक् मारितं स्वर्णं बलं च वीर्यं नाशयेत्, रोगान् मृत्युं च करोति तत तद् यत्नतः हन्यात् ॥

બરાબર નહી મારેલું સોનુ બળનો તથા વીર્યનો નાશ કરે, રોગોને અને મરણને પણ કરે છે, માટે સોનાને ચાલી કાળજી રાખી મારવું જોઈએ. ૨૧

## મારવા યોગ્ય ઉત્તમ રૂપું

गुरु स्निग्धं मृदु श्वेतं दाहच्छेदघनक्षमम् ।
स्वर्णादिरहितं स्वच्छं तारं नवगुणं शुभम् ॥२२॥

अन्वय –गुरु स्निग्धं मृदु श्वेतं दाहच्छेदघनक्षमं स्वर्णादिरहितं स्वच्छं नवगुणं तारं शुभं (भवति) ॥

ભારે, સ્નિગ્ધ, કોમળ, ધોળુ, દાહને સહન કરનાર, કાપને સહન કરનાર, ઘણના પ્રહારને સહન કરનાર, સોના વગેરેથી રહિત અને સ્વચ્છ—એમ નવ ગુણોવાળું રૂપું સારૂ–માર વાને યોગ્ય જાણવું. ૨૨

## મારવાને અયોગ્ય ખરાબ રૂપું

कठिनं कृत्रिमं रूक्षं रक्तं पीतदलं लघु ।
दाहच्छेदघनैर्नष्टं रूप्यं दुष्टं प्रकीर्तितम् ॥२३॥

જે રૂપું, કઠણ, બનાવટી, રૂક્ષ, રાતું, પીળાં પતરાંવાળું, હલકું, તપાવતાં કે કાપતાં ઘીબાઈ જાય એવું, કે ઘણ મારતાં ટુકડા થઈ જાય એવું હોય, તે રૂપું દુષ્ટ–મારવામાં અયોગ્ય કહેલ છે ૨૩

## રૂપું શુદ્ધ કરવાની રીત

पत्रलीकृततप्तानि तारस्याग्नौ प्रतापयेत् ।
निषिञ्चेत्तप्ततप्तानि तैले तक्रे च काञ्जिके ॥२४॥
गोमूत्रे च कुलत्थानां कषाये च त्रिधा त्रिधा ।
एवं रजतपत्राणां विशुद्धिः संप्रजायते ॥२५॥

अन्वयः-तारस्य पत्तलीकृतपत्राणि अग्नौ प्रतापयेत्, तप्ततप्तानि तैले तक्रे च काञ्जिके गोमूत्रे च कुलत्थानां कषाये त्रिधा त्रिधा निषिञ्चेत, एवं रजतपत्राणां विशुद्धिः संप्रजायते ॥

રૂપાનાં પાતળાં કરેલાં પતરાં અગ્નિમાં તપાવવાં અને તપાવી તપાવીને તેલમાં, છાશમાં, કાંજીમાં, ગોમૂત્રમાં અને કળથીના કાઢામાં ત્રણ ત્રણ વાર ઠારવાં; એમ કરવાથી રૂપાનાં પતરાંઓની અત્યંત શુદ્ધિ થાય છે. ૨૪,૨૫

### નહીં શોધાયેલા રૂપાના દોષો

रूप्यं त्वशुद्धं प्रकरोति तापं,
विबन्धकं वीर्यबलक्षयं च।
देहस्य पुष्टिं हरते तनोति,
रोगांस्ततः शोधनमस्य कुर्यात् ॥ २६ ॥

अन्वयः-अशुद्धं रूप्यं तु तापं विबन्धकं च वीर्यबलक्षयं प्रकरोति, देहस्य पुष्टिं हरते, रोगान् तनोति, ततः अस्य शोधनं कुर्यात् ॥

નહીં શોધાયેલું રૂપું શરીરમાં તાપ તથા મલબંધ કરે; વીર્યનો તથા બળનો ક્ષય કરે, શરીરની પુષ્ટિને હરે અને રોગોને ઉત્પન્ન કરે છે; માટે રૂપાને શુદ્ધ કરવું જોઈએ. ૨૬

### રૂપું મારવાની રીત

भागैकं तालकं मर्द्य याममम्लेन केनचित् ।
तेन भागत्रयं तारपत्राणि परिलेपयेत् ॥ २७ ॥
धृत्वा मूषापुटे रुद्ध्वा पुटे त्रिंशद्वनोपलैः ।
समुद्धृत्य पुनस्तालं दत्त्वा रुद्ध्वा पुटे पचेत् ॥
एवं चतुर्दशपुटैस्तारं भस्म प्रजायते ॥ २८ ॥

अन्वयः-भागैकं तालकम् यामं केनचित् अम्लेन मर्दयेत्, तेन भागत्रयं तालपत्राणि परिलेपयेत् ॥ मूषापुटे धृत्वा पुटे रुद्ध्वा त्रिंशद्वनोपलैः (अग्निं दद्यात्), समुद्धृत्य पुनः तालं दत्त्वा पुटे रुद्ध्वा पचेत् । एवं चतुर्दशपुटैः तारं भस्म प्रजायते ॥

એક ભાગ હરતાલનું એક પહોર સુધી કોઈ ખાટા રસથી ખરલમાં મર્દન કરવું; પછી તે હરતાલથી ત્રણગણા વજનનાં રૂપાનાં પતરાંઓને તેનું લેપન કરવું. એ પતરાંઓને કુલડીઓના સંપુટમાં મૂકી કપડમટ્ટીનો થર દઈ ને ત્રીશ અડાયાંના અગ્નિમાં મૂકવાં. અગ્નિ ઠરી ગયા પછી કાઢી લઈ ફરી હરતાલ લગાવી કપડમટ્ટી કરીને અગ્નિનો પુટ દેવો; એ રીતે ચૌદ પુટ દેવાથી રૂપું ભસ્મ થાય છે. ૨૭,૨૮

### રૂપું મારવાની બીજી રીત

स्नुहीक्षीरेण संपिष्टं माक्षिकं तेन लेपयेत् ।
तालकस्य प्रकारेण तारपत्राणि बुद्धिमान् ॥
पुटेच्चतुर्दशपुटैस्तारं भस्म प्रजायते ॥ २९,३० ॥

अन्वयः-बुद्धिमान् माक्षिकं तालकस्य प्रकारेण स्नुहीक्षीरेण संपिष्टं (कुर्यात्), तेन तारपत्राणि लेपयेत्, चतुर्दशपुटैः पुटेत्, (ततः) तारं भस्म प्रजायते ॥

બુદ્ધિમાન્ વૈદ્યે સોનામખી ધાતુને ઉપર લખેલી હરતાલ જેટલી જ લઈ તેનું થોરના દૂધથી ખરલમાં મર્દન કરવું; પછી તે સોનામખીથી ત્રણ ભાગ જેટલાં (ત્રણગણા વજનનાં) રૂપાનાં પતરાંઓને તેનાથી લેપન કરવું. એ પતરાંઓને કુલડીઓના સંપુટમાં મૂકી કપડમટ્ટીનો થર થઈ ને ત્રીશ અડાયાંના અગ્નિથી પુટ દેવો. અગ્નિ ઠરી ગયા પછી કાઢી લઈ ફરી સોનામખી લેપી કપડમટ્ટી કરીને અગ્નિનો પુટ દેવો; એ રીતે ચૌદ પુટ દેવાથી રૂપું ભસ્મ થાય છે. ૨૯,૩૦

### મારેલા રૂપાના ગુણો

रौप्यं शीतं कषायं च स्वादुपाकरसं सरम् ।
वयसः स्थापनं स्निग्धं लेखनं वातपित्तजित् ॥
प्रमेहादिकरोगांश्च नाशयत्यचिराद् ध्रुवम् ॥३१॥

अन्वयः-(मारितं) रौप्यं शीतं च कषायं स्वादुपाकरसं सरं वयसः स्थापनं स्निग्धं लेखनं वातपित्तजित् च अचिरात् प्रमेहादिकरोगान् ध्रुवं नाशयति ॥

(મારેલું) રૂપું ટાઢું, તૂરું, ખાટું, પાકમાં તથા રસમાં મધુર, ઝાડો ઉતારનાર, યૌવનને સ્થિર રાખનાર, સ્નિગ્ધ, મળોને ખોતરી કાઢનાર, વાયુને તથા પિત્તને મટાડનાર અને થોડા જ વખતમાં પ્રમેહ આદિ રોગોનો અવશ્ય નાશ કરે છે. ૩૧

### મારવા યોગ્ય ત્રાંબું

जपाकुसुमसङ्काशं स्निग्धं गुरु घनक्षमम् ।
लोहनागोज्झितं ताम्रं मारणाय प्रशस्यते ॥३२॥

(જે) જાસૂદના ફૂલ જેવું, સ્નિગ્ધ, ભારે, ઘણના મારને ખમી શકે એવું અને લોઢાં તથા સીસાના ભેળ વગરનું હોય તે ત્રાંબું

મત્સ્યાક્ષી-મછછીને અથવા ચાર ચાર પાંદડાંવાળી ખાટી લૂણીને અથવા સાટોડીને વાટી તેના કલ્કનો ગોળા ઉપર બે આંગળનો થર ચડાવવો. થર ચડાવેલા ગોળાને હાંડલામાં મૂકી ગોળા ઉપર કોડિયું ઊંધું મૂકી હાંડલાના બાકીના ભાગમાં રેતી ભરી હાંડલાના મોઢાને પાણીમાં કાલવેલાં રાખ અને લૂણથી બંધ કરી ચૂલા ઉપર ચડાવવું અને અનુક્રમે વધતા વધતા અગ્નિથી ચાર પોહોર સુધી સારી રીતે આંચ દેવી. અગ્નિ ઠરી જતાં હાંડલું ઠંડું થઈ ગયા પછી તેમાંથી ત્રાંબાનો ગોળો કાઢી લઈ એક પોહોર સુધી સૂરણના રસમાં તેનો ખરલ કરવો. એ ખરલ કરેલા ત્રાંબાનો ગોળો કરી તેને પાછો સૂરણની અંદર નાખી તે સૂરણને ફરતો અંગૂઠા જેટલો માટીનો લેપ ચડાવી ગજપુટમાં મૂકી પકાવવું, એટલે ત્રાંબું અવશ્ય મરી જાય છે. એ રીતે મારેલું ત્રાંબું વમનને, રેચને, ભ્રમને, ગ્લાનિને, અરુચિને, બળતરાને, પસીનાને કે મોળ-બકારીને કદી કરતું નથી. ૩૮-૪૫

टीका—चाङ्गेरी—चतुष्पत्राम्ला लोनिकाभेदः ।

### મારેલા ત્રાંબાના ગુણો

ताम्रं कषायं मधुरं सतिक्त-
मम्लं च पाके कटु सारकं च ।
पित्तापहं श्लेष्महरं च शीतं,
तद्रोपणं स्याल्लघु लेखनं च ॥ ४६ ॥
पाण्डूदरार्शोज्वरकुष्ठकास-
श्वासक्षयान्पीनसमम्लपित्तम् ।
शोथं कृमिं शूलमपाकरोति,
प्राहुर्बुधा बृंहणमल्पमेतत् ॥ ४७ ॥
एको दोषो विषे ताम्रे त्वसम्यङ् मारिते पुनः ।
दाहः स्वेदोऽरुचिर्मूर्च्छा क्लेदो रेको वमिर्भ्रमः ॥

अन्वयः—ताम्रं कषायं मधुरं सतिक्तं च अम्लं पाके च कटु सारकं (सत्) पित्तापहं श्लेष्महरं च शीतं रोपणं लघु च लेखनं स्यात् ॥ (तथा च तत्) पाण्डूदरार्शोज्वरकुष्ठकासश्वासक्षयान् पीनसम् अम्लपित्तं शोथं कृमिं शूलम् अपाकरोति, बुधाः प्राहुः—एतत् अल्पं बृंहणम् (अस्ति) ॥ विषे एकः दोषः (अस्ति) पुनः असम्यक् मारिते ताम्रे तु दाहः स्वेदः अरुचिः मूर्च्छा क्लेदः रेकः वमिः भ्रमः (इति अष्टौ दोषाः सन्ति)॥

(મારેલું) તાંબું તૂરું, મધુર, કડવું, ખાટું, પાકમાં તીખું તથા ઝાડો ઉતારનાર હોઈ, પિત્તને તથા કફને મટાડનાર, ટાઢું, વ્રણને રુઝાવનાર, હલકું અને મળોને ખોતરનાર છે; તેમજ પાંડુ, ઉદરરોગ, અરશ, તાવ, કોઢ, ઉધરસ, શ્વાસ, ક્ષય, સળેખમ, અમ્લપિત્ત, સોજા, કૃમિ તથા શૂળને મટાડે છે. પંડિતો કહે છે કે, 'ત્રાંબું શરીરને પુષ્ટ કરવાના ગુણમાં ઓછું છે.' ઝેરમાં તો એક જ દોષ છે, પણ સારી રીતે નહીં મરાયેલા ત્રાંબાથી દાહ, પસીનો, અરુચિ, મૂર્છા, ભીનાશ, રેચ, વમન અને ભ્રમ-એ આઠ દોષો થાય છે. ૪૬-૪૮

टीका—रेको—विरेकः

### કથીર (કલઈ)ના ભેદો અને તેમાંનું સારું નરતું

वङ्गं च गिरिजं तच्च खुरकं मिश्रकं द्विधा ।
तयोस्तु खुरकं श्रेष्ठं मिश्रकं त्वहितं मतम् ॥ ४९ ॥

अन्वयः—वङ्गं च गिरिजं (भवति), तत् खुरकं च मिश्रकं द्विधा (स्यात्), तयोः खुरकं तु श्रेष्ठं, मिश्रकं तु अहितं मतम् ॥

કથીર (કલઈ) પર્વતમાં થાય છે અને તેના ખુરક અને મિશ્રક એવા બે ભેદો છે. તેમાંનું ખુરક (રૂપા જેવું ચકચકિત) ઉત્તમ છે, પણ મિશ્રક હિતકારી મનાયું નથી. ૪૯

### અશુદ્ધ કથીરના દોષો

वङ्गं विधत्ते खलु शुद्धिहीन-
माक्षेपकम्पौ च किलासगुल्मौ ।
कुष्ठानि शूलं किल वातशोथं
पाण्डुं प्रमेहं च भगंदरं च ॥ ५० ॥
विषोपमं रक्तविकारवृन्दं
क्षयं च कृच्छ्राणि कफज्वरं च ।
मेहाश्मरीविद्रधिमुष्करोगा-
न्नागोऽपि कुर्यात्कथितान्विकारान् ॥ ५१ ॥

अन्वयः—शुद्धिहीनं वङ्गं खलु आक्षेपकम्पौ च किलासगुल्मौ कुष्ठानि शूलं वातशोथं पाण्डुं प्रमेहं च भगंदरं च किल विधत्ते ॥ (तथा) विषोपमं (तत्) रक्तविकारवृन्दं क्षयं च कृच्छ्राणि च कफज्वरं च मेहाश्मरीविद्रधिमुष्करोगान् कुर्यात्, (तथैव शुद्धिहीनः) नागः अपि कथितान् विकारान् कुर्यात् ॥

બરાબર નહીં શોધાયેલું કથીર ખરેખર

આક્ષેપક રોગ, કંપ, કિલાસ–કોઢ, ગોળો, કોઢ, શૂળ, વાયુસબંધી સોજા, પાંડુ, પ્રમેહ તથા ભગંદરને અવશ્ય કરે છે; તેમ જ એ ઝેર જેવું હોઈને કોઠી સંબંધી અનેક વિકારો, ક્ષય, મૂત્રકૃચ્છ્ર, કફજ્વર, પથરી, વિદ્રધિ–મોટું ગડ અને વૃષણના રોગોને પણ ઉત્પન્ન કરે છે; તે જ પ્રમાણે બરાબર નહિ શોધાયેલું સીસું પણ ઉપર કહેલા એ જ વિકારોને ઉત્પન્ન કરે છે. ૫૦,૫૧

કથીર તથા સીસાને શુદ્ધ કરવાની રીત

वङ्गनागौ प्रतप्तौ च गालितौ तौ निषेचयेत् ।
त्रिधा त्रिधा विशुद्धिः स्याद्रविदुग्धेऽपि च त्रिधा ॥५२॥

अन्वय–वङ्गनागौ प्रतप्तौ गालितौ च (कृत्वा) तौ (तैलतक्रकाञ्जिकगोमूत्रकुलत्थक्वाथेषु) त्रिधा त्रिधा, च रविदुग्धे अपि त्रिधा निषेचयेत्, (एवं तयोः) विशुद्धिः स्यात् ॥

કથીરને તથા સીસાને તપાવી ગાળી ગાળીને તેલમાં, છાશમાં, કાંજીમાં, ગોમૂત્રમાં અને કળથીના કાઢામાં ત્રણ ત્રણ વાર ઠારવા અને પછી આકડાના દૂધમાં પણ ત્રણ વાર ઠારવા, એટલે કથીર (કલઈ) તથા સીસું શુદ્ધ થાય છે. (અર્થાત્ કલઈ તથા સીસાને શુદ્ધ કરવાનો આ પ્રકાર સરખો જ છે.) ૫૨

કથીરને મારવાની રીત

मृत्पात्रे द्राविते वङ्गे चिञ्चाश्वत्थत्वचो रजः ।
क्षिप्त्वा वङ्गचतुर्थांशमयोदर्व्या प्रचालयेत् ॥५३॥
ततो द्वियाममात्रेण वङ्गं भस्म प्रजायते ।
अथ भस्मसमं तालं क्षिप्त्वाम्लेन विमर्दयेत् ॥५४॥
ततो गजपुटे पक्त्वा पुनरम्लेन मर्दयेत् ।
तालेन दशमांशेन याममेकं ततः पुटेत् ।
एवं दशपुटैः पक्वं वङ्गं भवति मारितम् ॥५५॥

अन्वय–मृत्पात्रे द्राविते वङ्गे वङ्गचतुर्थांशं चिञ्चाश्वत्थत्वचां रजः क्षिप्त्वा अयोदर्व्या प्रचालयेत् ॥ ततः द्वियाममात्रेण वङ्गं भस्म प्रजायते, अथ भस्मसमं तालं क्षिप्त्वा अम्लेन विमर्दयेत् । ततः गजपुटे पक्त्वा पुनः दशमांशेन तालेन अम्लेन एकं यामं विमर्द्य ततः पुटेत्, एवं दशपुटैः पक्वं वङ्गं मारितं भवति ॥

માટીના વાસણની અંદર ઓગાળેલા કથીરમાં, કથીરના ચોથા ભાગે આંબલીની તથા પીંપળાની છાલનું ચૂર્ણ નાખી લોઢાની કડછીથી બે પહોરસુધી ઘૂંટવું, એટલે કથીર ભસ્મરૂપ થઈ જાય છે. પછી તે ભસ્મમાં તેના જેટલી જ હરતાલ નાખી ખાટા રસથી ખરલમાં મર્દન કરવું. પછી તેને અગ્નિના ગજપુટમાં પકાવી વળી દશમા ભાગે હરતાલ નાખી ખાટા રસથી ખરલમાં એક પહોર સુધી મર્દન કરી ગજપુટમાં પકાવવી; એ રીતે દશ પુટ દેવાથી કથીર (કલઈ) ખરી રીતે મારેલું થાય છે. ૫૩–૫૫

टीका–चिञ्चा–आमली । रजश्चूर्णम् । अश्वत्थो–पी-पळी ॥

મારેલા કથીરના ગુણો

वङ्गं लघु सरं रूक्षं कुष्ठमेहकफक्रिमीन् ।
निहन्ति पाण्डुं सश्वासं नेत्र्यमीषच्च पित्तलम् ॥५६॥
सिंहो गजौघं तु यथा निहन्ति,
तथैव वङ्गोऽखिलमेहवर्गम् ।
देहस्य सौख्यं प्रबलेन्द्रियत्वं,
नरस्य पुष्टिं विदधाति नूनम् ॥५७॥

अन्वयः–वङ्गं लघु सरं रूक्षं नेत्र्यम् ईषत् च पित्तलम् (अस्ति) (तत्) कुष्ठमेहकफक्रिमीन् पाण्डुं सश्वासं निहन्ति । यथा सिंहः गजौघं निहन्ति, तथैव वङ्गः अखिलं मेहवर्गं (निहन्ति), तथा च नरस्य देहस्य सौख्यं प्रबलेन्द्रियत्वं पुष्टिं (च) नूनं विदधाति ॥

કથીર હલકું, ઝાડો ઉતારનાર, રૂક્ષ, નેત્રને હિતકારી, અને લગાર પિત્ત કરનાર હોઈ કોઢ, પ્રમેહ, કફ, કૃમિ, પાંડુ તથા શ્વાસને મટાડે છે. જેમ સિંહ હાથીઓના સમૂહને મારી નાખે, તેમ કથીર સઘળા પ્રમેહના સમૂહનો નાશ કરે, માણસના દેહમાં સુખ ઉપજાવે, ઇંદ્રિયોની પ્રબળતા કરે અને અવશ્ય પુષ્ટિ કરે છે. ૫૬,૫૭

જસતનું સ્વરૂપ, શોધન, મારણ તથા ગુણો

यशदं गिरिजं तस्य शोधनं शोधनमारणे ।
वङ्गस्येव हि बोध्यानि गुणांस्तु कथयाम्यथ ॥५८॥
यशदं च सरं तिक्तं शीतलं कफपित्तहृत् ।
चक्षुष्यं परमं मेहान्पाण्डुं श्वासं च नाशयेत् ॥५९॥

अन्वय–यशदं गिरिजं (भवति), तस्य शोधन-मारणे (च), वङ्गस्य इव हि बोध्यानि, अथ गुणान् तु कथयामि । यशदं च सरं तिक्तं शीतलं (च) कफ-पित्तहृत् (तथा) परमं चाक्षुष्यं (च) मेहान् पाण्डुं च

मारं नोच्येत् ॥

જસત પર્વતમાં થાય છે; તેના દોષો, શોધન અને મારણ કથીરની રીતે જ સમજવાં; હવે જસતના ગુણો હું કહું છું: જસત આડો ઉતારનાર, કડવું, ટાઢું, કફને તથા પિત્તને હરનાર, નેત્રને ઘણું જ હિતકારી અને પ્રમેહ, પાંડુ તથા શ્વાસનો નાશ કરે છે. ૫૮,૫૯

## સીસાને શુદ્ધ કરવાની રીત

तस्य साहजिका दोषा वङ्गस्येव निदर्शिताः ।
शोधनं चापि तस्येव भिषग्भिर्गदितं पुरा ॥ ६० ॥

अन्वयः-तस्य वङ्गस्य इव साहजिकाः दोषाः निदर्शिताः, अपि च तस्य शोधनं पुरा भिषग्भिः तस्य इव गदितम् ॥

કથીરમાં જે દોષો કહ્યા છે, તે જ સીસામાં પણ સ્વાભાવિક રહેલા છે તથા સીસાનું શોધન પણ કથીરની પેઠે જ કરવું, એમ પ્રાચીન વૈદ્યોએ કહ્યું છે. ૬૦

## સીસાને મારવાની રીત

ताम्बूलरससंपिष्टशिलालेपात्पुनः पुनः ।
द्वात्रिंशद्भिः पुटैर्नागो निरुत्थं भस्म जायते ॥ ६१ ॥

નાગરવેલનાં પાનના રસથી મણશીલને ખરલમાં બારીક વાટી તેથી સીસાને લેપન કરી ગજપુટ દેવો; એ રીતે વારંવાર લેપન કરી અગ્નિના બત્રીસ પુટ દેવાથી સીસાની ભસ્મ થાય છે; જેમાંથી સીસું પાછું જીવતું થતું નથી. ૬૧

टीका-शिला-मनःशिला ।

## સીસું મારવાની બીજી રીત

अश्वत्थचिञ्चात्वक्चूर्णं चतुर्थांशेन निक्षिपेत् ।
मृत्पात्रे विद्रुतो नागो लोहदर्व्या प्रचालितः ॥
यामैकेन भवेद्भस्म तत्तुल्या स्यान्मनःशिला ।
काञ्जिकेन द्वयं पिष्ट्वा पचेद् गजपुटेन च ॥ ६३ ॥
स्वाङ्गशीतं पुनः पिष्ट्वा शिलया काञ्जिकेन च ।
पुनः पचेच्छरावाभ्यामेवं षष्टिपुटैर्मृतिः ॥ ६४ ॥

अन्वयः-मृत्पात्रे नागः विद्रुतः (कार्यः, तत्र) चतुर्थांशेन अश्वत्थचिञ्चात्वक्चूर्णं निक्षिपेत्, (ततः) लोहदर्व्या प्रचालितः (सः) यामैकेन भस्म भवेत्, (ततः) तत्तुल्या मनःशिला स्यात्, काञ्जिकेन द्वयं पिष्ट्वा गजपुटेन च पचेत्, स्वाङ्गशीतं (तद् भस्म) पुनः शिलया च काञ्जिकेन पिष्ट्वा पुनः शरावाभ्यां पचेत्, एवं षष्टिपुटैः मृतिः (स्यात्) ॥

માટીના વાસણમાં સીસાને ગાળી તેમાં સીસાના ચોથા ભાગે પીપળાની તથા આંબલીની છાલનું ચૂર્ણ નાખી લોઢાની કડછીથી એક પહોર સુધી હલાવવું, એટલે સીસાની ભસ્મ થાય છે; તે ભસ્મને તેના સરખા વજને મનશીલ અને કાંજીમાં વાટી બે કોડિયાંના સંપુટમાં નાખીને ગજપુટથી પકાવવી; ગજપુટનો અગ્નિ ઠરી જતાં શીતળ થઈ જાય, ત્યારે વળી તે ભસ્મને મણશીલ તથા કાંજીમાં વાટી બે કોડિયાંના સંપુટમાં નાખી પકાવવી, એમ અગ્નિના સાઠ પુટથી સીસું (પૂર્ણ રીતે) મરી જાય છે. ૬૨-૬૪

## મારેલા સીસાના ગુણો

सीसं रङ्गगुणं ज्ञेयं विशेषान्मेहनाशनम् ॥ ६५ ॥

नागस्तु नागशततुल्यबलं ददाति,
व्याधिं च नाशयति जीवनमातनोति ।
वह्निं प्रदीपयति कामबलं करोति,
मृत्युं च नाशयति सन्ततसेवितः सः ॥ ६६ ॥

अन्वयः-सीसं रङ्गगुणं ज्ञेयम्, विशेषात् मेहनाशनम् (भवति) ॥ संततसेवितः सः नागः तु नागशततुल्यबलं ददाति, व्याधिं च नाशयति, जीवनम् आतनोति, वह्निं प्रदीपयति, कामबलं करोति, मृत्युं च नाशयति ॥

સીસામાં કથીરના જેવા જ ગુણો જાણવા; અને વિશેષે કરી તે પ્રમેહનો નાશ કરે છે. સીસાનું જો નિરંતર સેવન કર્યું હોય, તો તે સો હાથીઓ જેટલું બળ આપે, વ્યાધિઓનો નાશ કરે, જીવનને વધારે, અગ્નિને પ્રદીપ્ત કરે, કામદેવનું બળ કરે અને મૃત્યુનો નાશ કરે છે. ૬૫,૬૬

## નહીં શોધેલા લોઢાના દોષો

खञ्जत्वकुष्ठामयमृत्युकारि,
हृद्रोगशूलौ कुरुतेऽश्मरीं च ।
नानारुजानां च तथा प्रकोपं,
कुर्याच्च हृल्लासमशुद्धलोहम् ॥ ६७ ॥

अन्वयः-अशुद्धलोहं खञ्जत्वकुष्ठामयमृत्युकारि, हृद्रोगशूलौ च अश्मरीं कुरुते, तथा हृल्लासं च नानारुजानां प्रकोपं कुर्यात् ॥

અશુદ્ધ લોઢું (ખાવામાં આવે તો)

સંગ્રહણી, કોઢનો રોગ, મરણ, હૃદયના રોગ, શૂળ, પથરી, ગોળ-શિરકા અને બીજા પણ અનેક પ્રકારના રોગોનો પ્રકોપ કરે છે ૬૭

## લોઢાના દોષોની શાંતિ માટે શોધનની રીત

पत्रीकृतानि लोहस्याग्नौ प्रतापयेत् ।
निषिञ्चेत्तप्ततप्तानि तैले तक्रे च काञ्जिके ॥६८॥
गोमूत्रे च कुलत्थानां कषाये च त्रिधा त्रिधा ।
एवं लोहस्य पत्राणां विशुद्धिः संप्रजायते ॥६९॥

अन्वयः—लोहस्य पत्रीकृतानि अग्नौ प्रतापयेत्, तप्ततप्तानि (तानि) तैले तक्रे च काञ्जिके च गोमूत्रे च कुलत्थानां कषाये त्रिधा त्रिधा निषिञ्चेत्, एवं (कृते) लोहस्य पत्राणां विशुद्धिः संप्रजायते ॥

લોઢાના પાતળાં કરેલા પતરાને અગ્નિમાં તપાવી તેલમાં, છાશમાં, કાંજીમાં, ગોમૂત્રમાં અને કળથીના કાઢામાં ત્રણ ત્રણ વાર બોળવા, એમ કરવાથી લોઢાના પતરાની શુદ્ધિ થાય છે. ૬૮,૬૯

## લોઢાને મારવાની રીત

शुद्धलोहभवं चूर्णं पातालगरुडीरसैः ।
मर्दयित्वा पुटेद्वह्नौ दद्यादेवं पुटत्रयम् ॥७०॥
पुटत्रयं कुमार्याश्च कुठारच्छिन्नकारसैः ।
पुटषट्कं ततो दद्यादेवं तीक्ष्णमृतिर्भवेत् ॥७१॥

अन्वयः—शुद्धलोहभवं चूर्णं पातालगरुडीरसैः मर्दयित्वा वह्नौ पुटेत्, एवं पुटत्रयं दद्यात् च कुमार्याः पुटत्रयं (दद्यात्), तत कुठारच्छिन्नकारसैः पुटषट्कं दद्यात्, एवं तीक्ष्णमृतिः भवेत् ॥

શુદ્ધ લોઢાના ચૂર્ણને પાતાળગરુડી (પાતાળતુંબડી)ના રસથી ખરલ કરી બે કોડિયાંના સંપુટમાં મૂકવું વગેરે ક્રિયા કરી અગ્નિનો ગજપુટ દેવો, એમ ત્રણ વાર ગજપુટ આપ્યા પછી કુંવારના રસમાં વાટીને ત્રણ ગજપુટ દેવા અને તે પછી કાકસાળના રસમાં વાટીને છ ગજપુટ દેવા; એમ કરવાથી લોઢું મરી જાય છે ૭૦,૭૧

## લોઢાને મારવાની બીજી રીત

क्षिपेद्य द्वादशांशेन दरदं तीक्ष्णचूर्णतः ।
मर्दयेत्कन्यकाद्रावैर्यामयुग्मं ततः पुटेत् ॥
एवं सप्तपुटैर्मृत्युं लोहचूर्णमवाप्नुयात् ॥७२॥

अन्वयः—तीक्ष्णचूर्णतः द्वादशांशेन दरदं क्षिपेत्, च कन्यकाद्रावैः यामयुग्मं मर्दयेत्, ततः पुटेत्, एवं सप्तपुटैः लोहचूर्णं मृत्युम् अवाप्नुयात् ॥

લોઢાના ચૂર્ણમાં તેના બારમા ભાગે હિંગળો નાખી કુંવારના રસથી બે પહોર સુધી ખરલમાં વાટી અગ્નિનો પુટ દેવો; એમ સાત વાર અગ્નિના પુટ આપવાથી લોઢાનું ચૂર્ણ મરી જાય છે. ૭૨

## લોઢાને મારવાની ત્રીજી રીત

अस्त्यन्योऽनुभूतो योगिभिर्लोहमारणे ॥७३॥
कथ्यते रामराजेन कौतूहलधियाऽधुना ।
सूतकात् त्रिगुणं गन्धं दत्त्वा कुर्याच्च कज्जलीम् ॥
द्वयोः समं लोहचूर्णं मर्दयेत्कन्यकाद्रवैः ।
याममात्रं ततः पिण्डं कृत्वा ताम्रस्य पात्रके ॥७४॥
घर्मे धृत्वा रुबूकस्य पत्रैराच्छादयेद्बुधः ।
यामद्वयाद्भवेदुष्णं धान्यराशौ न्यसेत्ततः ॥७५॥
दत्त्वोपरि शरावं तु त्रिदिनान्ते समुद्धरेत् ।
पिष्ट्वा च गालयेद्वस्त्रादेवं वारितरं भवेत् ॥७६॥

अन्वयः—लोहमारणे योगिभिः अनुभूतः अन्यः अस्ति, (स) कौतूहलधिया रामराजेन अधुना कथ्यते, सूतकात् त्रिगुणं गन्धं दत्त्वा कज्जलीं कुर्यात्, द्वयोः समं लोहचूर्णं च (तत्र क्षिप्त्वा) कन्यकाद्रवैः याममात्रं मर्दयेत्, ततः पिण्डं कृत्वा ताम्रस्य पात्रके घर्मे धृत्वा बुधः रुबूकस्य पत्रैः आच्छादयेत्, यामद्वयात् उष्णं भवेत्, तत उपरि शरावं दत्त्वा धान्यराशौ न्यसेत्, त्रिदिनान्ते तु समुद्धरेत्, पिष्ट्वा च वस्त्रात् गालयेत्, एवं वारितरं भवेत् ॥

લોઢાને મારવામાં મોટા યોગીઓએ ખરી ખરી અનુભવેલી જે બીજી રીત છે, તે કૌતુકવાળી બુદ્ધિ હોવાથી રામરાજ નામના વૈદ્ય કહેલ છે, તે હવે હું કહું છું : પારામાં તેથી બમણો ગંધક નાખી તેઓની કજ્જળી કરવી; પછી તે કજ્જળીના વજન જેટલું લોઢાનું ચૂર્ણ તેમાં નાખી કુંવારના રસથી એક પહોર સુધી ખરલમાં તેનું મર્દન કરવું; પછી વિદ્વાન વૈદ્યે એ ચૂર્ણના ગોળાને ત્રાંબાના વાસણની અંદર તડકામાં મૂકી, તેને એરંડાના પાંદડાંઓથી ઢાંકી મૂકવો, એટલે બે પહોરે ગરમ થઈ જાય છે; પછી તેને કોડિયાના સંપુટમાં મૂકી ધાન્યના સમૂહમાં મૂકવો અને ત્રણ દિવસ પછી કાઢવો; પછી તેને વાટી લૂગડાથી ચાળી લેવો; એમ કરવાથી

એ ચૂર્ણ પાણીમાં તરે એવું (ભસ્મ) થાય છે.

### લોઢાને મારવાની ચોથી રીત

दाडिमस्य दलं पिष्ट्वा तच्चतुर्गुणवारिणा ।
तद्रसेनायसं चूर्णं सन्नीय प्लावयेदिति ॥ ७८ ॥
आतपे शोषयेत्तच्च पुटेदेवं पुनःपुनः ।
एकविंशतिवारैस्तन्म्रियते नात्र संशयः ॥ ७९ ॥
एवं सर्वाणि लोहानि स्वर्णादीन्यपि मारयेत् ॥ ८० ॥

अन्वय.–दाडिमस्य दलं तच्चतुर्गुणवारिणा पिष्ट्वा तद्रसेन आयसं चूर्णं संनीय प्लावयेत्, इति आतपे शोषयेत् तच्च पुटेत्, एवं पुनः पुनः एकविंशतिवारैः (आतपे शोषणेन वह्निपुटनेन च) तत् म्रियते, अत्र संशयः न (अस्ति). एवं स्वर्णादीनि सर्वाणि अपि लोहानि मारयेत् ॥

દાડિમનાં પાંદડાંને તેનાથી ચોગણા પાણીથી વાટી તેના રસમાં લોઢાનું ચૂર્ણ નાખી ભીંજવવું; પછી તેને ઉપર કહ્યા પ્રમાણે તડકામાં સુકાવવું અને સુકાયા પછી અગ્નિનો પુટ દેવો; એ રીતે વારંવાર સુકાવી એકવીશ પુટ દેવાથી તે ચૂર્ણ મરી જાય છે, એમાં સંશય નથી. સોનું આદિ બધી ધાતુઓ આ રીતે મારી શકાય છે. ૭૮–૮૦

### મારેલા લોઢાના ગુણો, માત્રા તથા પરેજી

लोहं तिक्तं सरं शीतं कषायं मधुरं गुरु ।
रूक्षं वयस्यं चक्षुष्यं लेखनं वातलं जयेत् ॥ ८१ ॥
कफं पित्तं गरं शूलं शोफार्शःप्लीहपाण्डुताः ।
मेदोमेहकृमीन्कुष्ठं तत्किट्टं तद्वदेव हि ॥ ८२ ॥
गुञ्जामेकां समारभ्य यावत्स्युर्नव रक्तिकाः ।
तावल्लोहं समश्नीयाद्यथादोषानलं नरः ॥ ८३ ॥
कूष्माण्डं तिलतैलं च माषान्नं राजिकां तथा ।
मद्यमम्लरसं चैव वर्जयेल्लोहसेवकः ॥ ८४ ॥

अन्वयः–लोहं तिक्तं सरं शीतं कषायं मधुरं गुरु रूक्षं वयस्यं चक्षुष्यं लेखनं वातलं (सत्) कफं पित्तं गरं शूलं शोफ–अर्शः–प्लीह–पाण्डुताः मेदस्–मेह–कृमीन् कुष्ठं जयेत्, तत्किट्टं तद्वत् एव हि (गुणान् धरति) ॥ नरः यथादोषानलम् एकां गुञ्जां समारभ्य यावत् नव रक्तिकाः स्युः, तावत् लोहं समश्नीयात् ॥ लोहसेवकः कूष्माण्डं तिलतैलं च माषान्नं राजिकां तथा मद्यं च अम्लरसं वर्जयेत् एव ॥

(મારેલું) લોઢું કડવું, ઝાડો ઉતારનાર, ટાઢું, તૂરું, મધુર, ભારે, રૂક્ષ, યૌવનને સ્થિર રાખનાર, નેત્રને હિતકારી, મળોને ઉખેડનાર તથા વાયુને કરનાર હોઈ કફ, પિત્ત, ઝેર, શૂળ, સોજા, અરશ, બરલ, પાંડુ, મેદ, પ્રમેહ, કૃમિ, તથા કોઢને મટાડે છે. લોઢાની કીટીમાં પણ લોઢાના જેવા જ ગુણો છે. માણસે પોતાના કફ આદિ દોષો ઉપર તથા જઠરાગ્નિના બળ ઉપર ધ્યાન રાખી એક રતિથી નવ રતિ સુધી લોઢાની માત્રા ખાવી. લોઢાનું સેવન કરનારે કોળું, તલનું તેલ, અડદનો ખોરાક, રાઈ, મદ્ય અને ખાટા રસનો ત્યાગ જ કરવો જોઈએ. ૮૧–૮૪

### સઘળી ધાતુઓને મારવાની એકસરખી રીત.

शिलागन्धार्कदुग्धाक्ताः स्वर्णाद्याः सर्वधातवः ।
म्रियन्ते द्वादशपुटैः सत्यं गुरुवचो यथा ॥ ८५ ॥

अन्वयः–गुरुवचः सत्यं यथा शिलागन्धार्कदुग्धाक्ताः स्वर्णाद्याः सर्वधातवः द्वादशपुटैः म्रियन्ते ॥

ગુરુનું (આ) વચન સત્ય છે, કે 'મનશીલને તથા ગંધકને આકડાના દૂધમાં વાટી તેથી વારંવાર લેપન કરી અગ્નિના બાર પુટ દેવાથી સોનું વગેરે સર્વ ધાતુઓ મરી જાય છે.' ૮૫

## ઉપધાતુઓનાં શોધન–મારણ પ્રકાર

### અશુદ્ધ સોનામખીના દોષો

मन्दानलत्वं बलहानिमुग्रां ।
विष्टम्भितां नेत्रगदान्सकुष्ठान् ॥
मालां तथैव व्रणपूर्विकां च ।
कुर्यादशुद्धं खलु माक्षिकं च ॥ १ ॥

अन्वयः–अशुद्धं माक्षिकं खलु मन्दानलत्वम् उग्रां बलहानिं विष्टम्भितां नेत्रगदान् सकुष्ठान् तथा च व्रणपूर्विकां मालां च कुर्यात् एव ॥

અશુદ્ધ સોનામખી (ઉપયોગ કરવાથી) અવશ્ય અગ્નિનું મંદપણું, બળની બહુ જ હાનિ, ઝાડાની કબજિયાત, નેત્રના રોગ, કોઢ અને વ્રણોની પંક્તિ (અથવા ગંડમાળા કે કંઠમાળ પણ) ઉત્પન્ન કરે જ છે. ૧

### સોનામખીને શુદ્ધ કરવાની રીત

माक्षिकस्य त्रयो भागा भागैकं सैन्धवस्य च ।
मातुलुङ्गद्रवैर्वाऽथ जम्बीरस्य द्रवैः पचेत् ॥ २ ॥
चालयेल्लोहजे पात्रे यावत्पात्रं सुलोहितम् ।
पतेत्ततस्तु संशुद्धिं स्वर्णमाक्षिकमृच्छति ॥ ३ ॥

(येन तुत्थं विशुद्धं सत् म्रियते) ॥

મોરથૂથુમાં દશમા ભાગે ટંકણખાર નાખી ખરલની અંદર બિલાડાની તથા હોલાની વિષ્ઠામાં તેનું મર્દન કરી અગ્નિનો હલકો પુટ દેવો; પછી દહીંમાં મર્દન કરીને પુટ દેવો અને પછી મધમાં મર્દન કરીને પુટ દેવો, જેથી મોરથૂથુ શુદ્ધ થઈને મરી જાય છે. ૧૦,૧૧

### શુદ્ધ મોરથૂથુના ગુણો

तुत्थकं कटुकं क्षारं कषायं वामकं लघु ।
लेखनं भेदनं शीतं चक्षुष्यं कफपित्तहृत् ॥१२॥
विषाश्मकुष्ठकण्डूघ्नं तद्गुणं खर्परं मतम् ॥१३॥

अन्वयः-(शुद्धं) तुत्थकं कटुकं क्षारं कषायं वामकं लघु लेखनं भेदनं शीतं चक्षुष्यं कफपित्तहृत् विषाश्मकुष्ठकण्डूघ्नं (भवति), खर्परम् (अपि) तद्गुणं मतम् ॥

મોરથૂથુ તીખું, ખારું તૂરું, ઊલટી કરાવનાર, હલકું, મળને ઉખેડનાર, ઝાડો લગાડનાર, ટાઢું, નેત્રને હિતકારી તથા કફને, પિત્તને, ઝેરને, પથરીને, કોઢને તથા ચળને મટાડનાર છે. ખાપરિયામાં પણ એ જ ગુણો છે. ૧૨,૧૩

### કાંસું તથા પિત્તળ શુદ્ધ કરવાની રીત

पत्तलीकृतपत्राणि कांस्यस्याग्नौ प्रतापयेत् ।
निषिञ्चेत्तप्ततप्तानि तैले तक्रे च काञ्जिके ॥१४॥
गोमूत्रे च कुलत्थानां कषाये च त्रिधा त्रिधा ।
एवं कांस्यस्य रीतेश्च विशुद्धिः संप्रजायते ॥१५॥

अन्वयः-कांस्यस्य पत्तलीकृतपत्राणि अग्नौ प्रतापयेत्, तप्ततप्तानि तैले तक्रे च काञ्जिके च गोमूत्रे च कुलत्थानां कषाये त्रिधा त्रिधा निषिञ्चेत्, एवं कांस्यस्य च रीतेः विशुद्धिः संप्रजायते ॥

કાંસાનાં પાતળાં કરેલાં પતરાંઓને અગ્નિમાં તપાવી તપાવી તેલમાં, છાશમાં, કાંજીમાં, ગોમૂત્રમાં અને કળથીના કાઢામાં અનુક્રમે ત્રણ ત્રણ વાર ઠારવાં; એમ કરવાથી કાંસાની તથા પિત્તળની શુદ્ધિ થાય છે. ૧૪,૧૫

### કાંસું તથા પિત્તળ મારવાની રીત

अर्कक्षीरेण संपिष्टो गन्धकस्तेन लेपयेत् ।
समेन कांस्यपत्राणि शुद्धान्यम्लद्रवैर्मुहुः ॥१६॥
ततो मूषापुटे धृत्वा पचेद्गजपुटेन च ।
एवं पुटद्वयात्कांस्यं रीतिश्च म्रियते ध्रुवम् ॥१७॥

अन्वयः-गन्धकः अर्कक्षीरेण संपिष्टः (कर्तव्यः, ततः) अम्लद्रवैः मुहुः शुद्धानि कांस्यपत्राणि तेन समेन लेपयेत् ॥ ततः मूषापुटे धृत्वा गजपुटेन च पचेत्, एवं पुटद्वयात् कांस्यं च रीतिः ध्रुवं म्रियते ॥

(કાંસાનાં પતરાંના જેટલા વજનના) ગંધકને આકડાના દૂધમાં વાટવો; પછી ખાટા રસોથી વારંવાર સ્વચ્છ કરેલાં કાંસાનાં તે પતરાંઓને સરખા માપના ગંધકથી લેપન કરી કુલડીના સંપુટમાં મૂકી અગ્નિનો ગજપુટ દેવો; એવા બે પુટ દેવાથી કાંસું તથા પિત્તળ અવશ્ય મરે છે. ૧૬,૧૭

### મારેલા કાંસાના તથા પિત્તળના ગુણો

कांस्यं कषायं तीक्ष्णोष्णं लेखनं विशदं सरम् ।
गुरु नेत्रहितं रूक्षं कफपित्तहरं परम् ॥१८॥
रीतिका तु भवेद्रूक्षा सतिक्ता लवणा रसे ।
शोधिनी पाण्डुरोगघ्नी कृमिहृन्नातिलेखनी ॥१९॥

अन्वयः-कांस्यं कषायं तीक्ष्णोष्णं लेखनं विशदं सरं गुरु नेत्रहितं रूक्षं (सत्) परं कफपित्तहरम् (अस्ति) ॥ रीतिका तु रूक्षा सतिक्ता रसे लवणा शोधिनी (सती) पाण्डुरोगघ्नी कृमिहृत् न अतिलेखनी भवेत् ॥

(મારેલું) કાંસું તૂરું, તીક્ષ્ણ, ગરમ, મળોને ઉખેડનાર, સ્વચ્છ, ઝાડો ઉતારનાર, ભારે, નેત્રને હિતકારી, રૂક્ષ અને કફને તથા પિત્તને અત્યંત હરનાર છે. પિત્તળ રૂક્ષ, કડવાશવાળું, રસમાં ખારું, મળના સમૂહને દૂર કરનાર, પાંડુરોગને હણનાર, કૃમિને મટાડનાર અને મળોને બહુ ખોતરનાર નથી. ૧૮,૧૯

### સિંદૂરને શુદ્ધ કરવાની રીત

दुग्धाम्लयोगतस्तस्य विशुद्धिर्गदिता बुधैः ।

अन्वयः-बुधैः दुग्धाम्लयोगतः तस्य विशुद्धिः गदिता ।

વિદ્વાનોએ દૂધના અને ખાટા રસના યોગથી સિંદૂરની શુદ્ધિ કહી છે.

### શુદ્ધ સિંદૂરના ગુણો

सिन्दूरं उष्णो वीसर्पकुष्ठकण्डूविषापहः ।
भग्नसंधानजननो व्रणशोधनरोपणः ॥२०॥

अन्वयः-सिन्दूरः उष्णः (सन्) वीसर्पकुष्ठकण्डू-विषापहः भग्नसंधानजननः व्रणशोधनरोपणः (अस्ति) ॥

(શુદ્ધ) સિંદૂર ગરમ હોઈ રતવાને, કોઢને, ચળને તથા ઝેરને મટાડનાર, ભાંગેલાને

...ચાધ્યમ્, પાદાંશે પૂતોષ્ણે તત્ક્વાથે ગિરિજં પ્રક્ષિપેત્ ॥ ...મરસતાં યાતં તત્ સંશુષ્કં (કૃત્વા) ભૂયઃ રસે પ્રક્ષિપેત્, ...વં સૈઃ સ્વૈઃ ક્વાથૈઃ સપ્ત વારાન્ ભાવ્યં ભવેત્ ॥ ...ય સ્નિગ્ધસ્ય શુદ્ધસ્ય (જનસ્ય) ત્ર્યહં તિક્તકસાધિતં ...તં યુઞ્જીત, તથા ત્ર્યહં ફલત્રયસ્ય પટોલ્યાઃ ચ મધુ-...સ્ય એકૈકેન યૂષેણ ગિરિજં યુઞ્જીત, એવં (યોજિતં) ...શિલાજં દેહસ્ય અતિ–ઉપકારકં ભવતિ ॥

'રોગને અને રોગીને કયો ક્વાથ અનુકૂલ પડશે, તેનો વિચાર કરી શિલાજિતના ગાંગડાઓને તે ક્વાથથી લોઢાનાં પાત્રમાં ભાવના દેવી. તે આ રીતે કે પ્રથમ એકલા જળથી ધોઈ સૂકવીને પછી શિલાજિતના વજન જેટલું ભાવના દેવાનું ઔષધ લઈ તેનાથી આઠગણા પાણીમાં ક્વાથ કરવો. બળતાં ચોથા ભાગનું પાણી રહે ત્યારે તે ગરમ પાણીને ગાળી લઈ તેમાં શિલાજિત નાખવું. એ પાણીમાં શિલાજિત એકરસ થઈ જાય ત્યારે તેને સૂકવીને વળી નવા ક્વાથમાં નાખવું. એ રીતે રોગને અને રોગીને અનુસરતા તે તે ક્વાથોથી સાત વાર ભાવના દેવી. પછી સ્નિગ્ધ કરેલા અને શુદ્ધ કરેલા માણસને ત્રણ દિવસ સુધી તિક્તકસાધિત[1] ઘી ખવરાવી પછી ત્રણ દિવસ સુધી હરડાં, બેહડાં તથા આમળાંના ક્વાથની સાથે શિલાજિત ખવરાવવું. પછી ત્રણ દિવસ સુધી પરવળના ક્વાથની સાથે અને તે પછી ત્રણ દિવસ સુધી જેઠીમધના ક્વાથની સાથે શિલાજિત ખવરાવવું; આમ ખવરાવેલું શિલાજિત શરીરને ઘણું જ ઉપકારી થાય છે. ૨૭–૩૧

અવતરણટીકા—ક્વાથદ્રવ્યાણિ ભાવનાફલં ચાહ હારિતઃ । ક્વાથના દ્રવ્યો તથા ભાવનાનું ફળ હારિત કહે છે:

> લોહસ્થિતં નિમ્બગુડૂચિસર્પિ-
> ર્યવૈર્યથાવત્પરિભાવયેત્તત્ ।
> સન્તાનિકાકીટપતઙ્ગદંશ-
> દુષ્ટૌપધીદોષનિવારણાય ॥ ૩૨ ॥

અન્વયઃ—લોહસ્થિતં તત્ સંતાનિકાકીટપતઙ્ગદંશદુષ્ટૌપધીદોષનિવારણાય નિમ્બગુડૂચિસર્પિર્યવૈઃ યથાવત્ પરિભાવયેત્ ॥

લોઢાના વાસણમાં રાખેલા શિલાજિતને તેની અંદર લાગેલા માટી આદિના થર દૂર કરવા, તેમ જ કીડા તથા પતંગિયાં આદિના દંશનો દોષ દૂર કરવા અને ખરાબ ઔષધિઓનો સંસર્ગદોષ દૂર કરવા લીંબડો, ગળો, ઘી અને જવના ક્વાથથી બરાબર ભાવના દેવી. ૩૨

ટીકા—સન્તાનિકા–તદન્તઃસંલગ્નમૃત્તિકાદિમયી । એવં ભાવનાં દત્ત્વા સંશોધ્ય કેવલેન જલેન શોધનં કર્તવ્યમ્ । તત્પ્રકારમાહ અગ્નિવેશઃ ॥ આ શ્લોકમાં જે 'સંતાનિકા' શબ્દ છે, તેનો અર્થ 'શિલાજિતમાં વળગેલા માટી વગેરેના થર' એવો જાણવો. એમ ભાવના આપ્યા પછી એ શિલાજિતને સૂકવી નાખી એકલા પાણીથી જ તેનું શોધન કરવું; તેની રીત અગ્નિવેશ આમ કહે છે:

> ઉષ્ણે ચ કાલે રવિતાપયુક્તે,
> વ્યભ્રે નિવાતે સમભૂમિભાગે ।
> ચત્વારિ પાત્રાણ્યપિ ચાયસાનિ,
> ન્યસ્યાતપે તત્ર કૃતાવધાનઃ ॥ ૩૩ ॥
> શિલાજતુ શ્રેષ્ઠમવાપ્ય પાત્રે,
> પ્રક્ષિપ્ય તસ્માદ્ દ્વિગુણં ચ તોયમ્ ।
> ઉષ્ણં તદર્ધે ક્વથિતં ચ દત્ત્વા,
> વિશોધયેત્તદ્ મૃદિતં યથાવત્ ॥ ૩૪ ॥
> તતસ્તુ યત્કૃષ્ણમુપૈતિ ચોર્ધ્વં,
> સન્તાનિકાવદ્રવિરશ્મિતપ્તમ્ ।
> પાત્રે તદન્યત્ર તતો નિદધ્યા-
> ત્તત્રાપરં કોષ્ણજલં ક્ષિપેચ્ચ ॥ ૩૫ ॥
> પુનશ્ચ તસ્માદપરત્ર પાત્રે,
> પશ્ચાચ્ચ પાત્રાદપરત્ર ભૂયઃ ।
> યદા વિશુદ્ધં જલમેવમૂર્ધ્વે,
> કૃષ્ણં સમસ્તં મલમેત્યધસ્તાત્ ।
> તદા ત્યજેત્તત્સલિલં મલં ચ,
> શિલાજતુ સ્યાજ્જલશુદ્ધમેવમ્ ॥ ૩૬ ॥

અન્વયઃ—વ્યભ્રે ચ ઉષ્ણે કાલે રવિતાપયુક્તે નિવાતે સમભૂમિભાગે આતપે આયસાનિ ચત્વારિ પાત્રાણિ ન્યસ્ય સાવધાનઃ (સન્) શ્રેષ્ઠં શિલાજતુ અવાપ્ય તત્ર (એકસ્મિન્) પાત્રે પ્રક્ષિપ્ય તસ્માત્ દ્વિગુણં તોયં ચ તદર્ધં ક્વથિતમ્ ઉષ્ણં ચ દત્ત્વા મૃદિતં તદ્ યથાવત્ વિશોધયેત્, તતઃ તુ રવિરશ્મિતપ્તં ચ યત્ કૃષ્ણં સંતાનિકાવત્ ઊર્ધ્વમ્ ઉપૈતિ, તત્ તતઃ ...

---

[1] અરડૂસો, લીંબડો, ગળો, ભોરીંગણી અને પરવલનો કલ્ક નાખી જે ઘી પકાવેલું હોય તે તિક્તકસાધિત કહેવાય છે.

મળે તે સઘળાંને પાણી સાથે માટીના વાસણમાં ભરી જ્યાંસુધી ખટાશ આવે ત્યાંસુધી તે વાસણને એમ ને એમ રાખી મૂકવું; પછી તે આથાવાળા વાસણમાં ભાંગરો, ગોરખમુંડી, ધોળાં ફૂલવાળો કુંપો, સાટોડી. મત્સ્યાંક્ષી, નોરવેલ, ખપાટ, શતાવરી, હરડાં, બેહડાં, આમળાં, કાળાં ફૂલવાળો કુંપો, હંસરાજ અને ચિત્રો એ ઔષધિઓમાંથી જેટલી મળે તેટલીને મૂળ સહિત કૂટીને નાખવી, એટલે એ 'ધાન્યામ્લક' થયું કહેવાય છે. પારાના સ્વેદન આદિ સંસ્કારોમાં સર્વ સ્થળે એનો ઉપયોગ કરવો; એ ધાન્યામ્લક ન હોય તો આરનાલનો (ફોતરાં વગરના કાચા અથવા પકાવેલા ઘઉંના આથાનો) ઉપયોગ કરવો. પછી સૂંઠ, મરી, પીપર, લૂણ, રાઈ, કળદર, હરડાં, બહેડાં, આમળાં, આદુ, ખપાટ, ગંગેટી, તાંદળજો, સાટોડી, મરડાશીંગી, ચિત્રો અને નવસારને સરખા ભાગે લઈ બધાંને સાથે અથવા એક એકને જુદાં જુદાં ઉપર કહેલા ધાન્યામ્લકથી વાટી કલ્ક કરી તે કલ્કનો એક આંગળ જાડો થર કપડાં પર ચડાવવો. પછી એ થર ચડાવેલા કપડામાં પારાને બાંધી ખાટા રસથી ભરેલા દોલાયંત્રમાં ત્રણ દિવસ સુધી બાફવો, એટલે પારો સ્વેદિત થાય છે. (ઉપર કહેલાં ઔષધોમાં મરડાશીંગી ન મળે, તો તેને બદલે કાકડાશીંગી લેવી.) ૩૯–૪૭

टीका–विष्णुक्रान्ता गिरिकर्णी च अपराजितैव श्वेतपुष्पभेदात्। तदभावे–धान्याम्लाभावे॥ मेघनादः–तण्डुलीयशाकविशेषः। मेषशृङ्गी–मेढाशृङ्गी। तदलाभे–कर्कटशृङ्गी आह्या। नवसारं–नवसादरम्।

अन्यच्च–

### પારાને સ્વેદન આપવાની બીજી રીત

मूलकानलसिन्धूत्थत्र्यूषणार्द्रकराजिकाः।
रसस्य षोडशांशेन द्रव्यं युञ्ज्यात्पृथक् पृथक्॥
द्रव्येष्वनुक्तमानेषु मतं मानमिदं बुधैः।
पट्टावृतेषु चैतेषु सूतं प्रक्षिप्य काञ्जिके॥४९॥
स्वेदयेद्दिनमेकं च दोलायन्त्रेण बुद्धिमान्।
स्वेदात्तीव्रो भवेत्सूतो मर्दनाच्च सुनिर्मलः॥५०॥

अन्वयः–मूलकानलसिन्धूत्थत्र्यूषणार्द्रकराजिकाः पृथक् पृथक् द्रव्यं रसस्य षोडशांशेन युञ्ज्यात्, अनुक्तमानेषु द्रव्येषु बुधैः इदं मानं मतम्, बुद्धिमान् पट्टावृतेषु च एतेषु सूतं प्रक्षिप्य एकं दिनं काञ्जिके दोलायन्त्रेण स्वेदयेत्, (एवं) स्वेदात् सूतः तीव्रः भवेत्, च मर्दनात् सुनिर्मलः (स्यात्)॥

મૂળા, ચિત્રો, સિંધાલૂણ, સૂંઠ, મરી, પીપર, આદુ અને રાઈ–એ પદાર્થોને દરેકને પારાના સોળમા ભાગે લઈ તેઓનો કલ્ક કરવો. જ્યાં પદાર્થોનું માપ ન કહ્યું હોય ત્યાં આ–સોળમો ભાગ માપરૂપે લેવો, એમ વિદ્વાનોએ કહ્યું છે. પછી તે કલ્કનો લૂગડાને થર દઈ તેમાં પારો બાંધી, કાંજીની અંદર દોલાયંત્રમાં એક દિવસ સુધી બાફવો; એમ બાફવાથી પારો તીવ્ર થાય છે અને (નીચે કહ્યા પ્રમાણે) મર્દન કરવાથી બહુ જ નિર્મળ થાય છે. ૪૮–૫૦

टीका–मूलकः–मुरई, मूली वा इति लोके। अनलः–चित्रकम्। त्र्यूषणं–त्रिकटु। राजिका–राई।

### પારાનું મર્દન કરવાની રીત

इष्टिकाचूर्णचूर्णाभ्यामादौ मर्द्यो रसस्ततः।
दध्ना गुडेन सिन्धूत्थराजिकागृहधूमकैः॥५१॥

अन्वयः–आदौ इष्टिकाचूर्णचूर्णाभ्यां रसः मर्द्यः, ततः दध्ना गुडेन सिन्धूत्थराजिकागृहधूमकैः (रसः मर्द्यः)॥

(ઉપર કહ્યા પ્રમાણે–બાફ્યા પછી) પ્રથમ ઈંટોના ભૂકાથી અને ચૂનાથી પારાનું મર્દન કરવું અને પછી દહીં, ગોળ, સિંધાલૂણ, રાઈ અને ઘરમાં વળગેલી ધુમાડાની ધૂંસથી ખરલમાં મર્દન કરવું. ૫૧

अन्यच्च–

### પારાનું મર્દન કરવાની બીજી રીત

कुमारिकाचित्रकरक्तसर्षपैः
कृतैः कषायैर्बृहतीविमिश्रितैः।
फलत्रिकेणापि विमर्दितो रसो
दिनत्रयं सर्वमलैर्विमुच्यते॥५२॥

अन्वयः–बृहतीविमिश्रितैः कुमारिकाचित्रकरक्तसर्षपैः कृतैः कषायैः (अथ च) फलत्रिकेण अपि (कृतैः कषायैः) दिनत्रयं विमर्दितः रसः सर्वमलैः विमुच्यते॥

(અથવા) કુંવાર, ચિત્રો, રાતા સરસવ

અને ભોરીંગણીનો કાઢો કરીને તેમ જ હરડા, બેહડા અને આમળાનો કાઢો કરી, તેથી ત્રણ દિવસ પારાને ખરલમા મર્દવો, એટલે તેથી પણ પારો સઘળા મેલથી રહિત થાય છે ૫૨

### પારાને મૂર્છિત કરવાની રીત

त्र्यूषणत्रिफलावन्ध्याकन्दैः बृहतीद्वयान्वितैः ।
चित्रकोर्णानिशाक्षारकन्यार्ककनकद्रवैः ॥५३॥
सूतं हतेन यूषेण वासरान्सप्ताभिमर्दयेत् ।
इत्थं सम्मूर्छितः सूतस्त्यजेत्सप्तापि कञ्चुकान् ॥५४॥

अन्वय—त्र्यूषणत्रिफलावन्ध्याकन्दैः बृहतीद्वयान्वितैः चित्रकोर्णानिशाक्षारकन्यार्ककनकद्रवैः हतेन यूषेण सूतं वासरान् अभिमर्दयेत्, एवं संमूर्छितः सूतः सप्त अपि कञ्चुकान् त्यजेत् ॥

સૂંઠ, મરી, પીપર, હરડાં, બહેડાં, આમળાં, વાંઝણી કંટોલીનો કંદ, ઊભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, ચિત્રો, ઊન, હળદર, જવખાર, કુંવારનો રસ આકડાનાં પાંદડાંનો રસ અને ધતુરાના પાંદડાનો રસ—એટલાંનો ક્વાથ કરી તેથી સાત વાર પારાનું મર્દન કરવું, એટલે પારો મૂર્છિત થઈ જાય છે; એમ મૂર્છિત કરેલો પારો સાતે (દોષોરૂપી) કાંચળીઓથી રહિત થાય છે. ૫૩,૫૪

टीका—वन्ध्याकन्द—वान्ध्यकर्कोटकन्द (बांझ ककोडा)। बृहतीद्वयं—छोटी कटेरी, बडी कटेरी । ऊर्णा—भेडकी ऊन । निशा—हरिद्रा । क्षार—यवक्षार कन्या—कुमारिका । अर्कः—अर्कपत्र । कनकः—धतूरपत्र ।

### પારાને ઊંચે ચઢાવવાની રીત

मयूरग्रीवताप्याभ्यां नारीपीठद्रवस्य च ।
यन्त्रे विद्याधरे कुर्यात्सूतस्योर्ध्वपातनम् ॥५५॥

अन्वय—मयूरग्रीवताप्याभ्यां नारीपीठद्रवस्य रसैः सूतस्य विद्याधरे यन्त्रे ऊर्ध्वपातनं कुर्यात् ॥

મોરથુથુ તથા સોનામાખીની સાથે કુંવારના રસમાં એ પારાને એવી રીતે ખરલમાં વાટવો જોઈએ, કે જેથી પારો જુદો ન દેખાય; પછી તેને ડમરુ યંત્રમાં નાખી ઉપલી હાંડી પર ચઢાવવો. ૫૫

टीका—ताप्य—सुवर्णमाक्षिक । नारीपीठद्रव कुमारि [illegible] तावन्मर्दयेत् यावत् सूतः पृथक् न दृश्यते । [illegible]

### પારાને નીચે પાડવાની રીત

त्रिफलाशिग्रुशिखिभिर्लवणासुरिसंयुतैः ।
नष्टपिष्टं रसं कृत्वा लेपयेदूर्ध्वभाजनम् ॥५६॥
ततो दीप्तैरधःपातमुपलैस्तस्य कारयेत् ।
यन्त्रे भूधरसंज्ञे तु ततः सूतो विशुध्यति ॥५७॥
स्वेदनादिक्रियाभिस्तु शोधितोऽसौ यदा भवेत् ।
तदा कार्याणि कुरुते प्रयोज्यः सर्वकर्मसु ॥५८॥

अन्वयः—त्रिफलाशिग्रुशिखिभिः लवणासुरिसंयुतैः एतैः नष्टपिष्टं रसं कृत्वा ऊर्ध्वभाजनं लेपयेत् ॥ ततः भूधरसंज्ञे यन्त्रे दीप्तैः उपलैः तस्य अधःपातं कारयेत् ॥ ततः तु सूतः विशुध्यति ॥ (एवं) स्वेदनादिक्रियाभिः असौ यदा शोधितः भवेत् तदा (सर्वाणि) कार्याणि कुरुते, सर्वकर्मसु प्रयोज्यः (स्यात्) ॥

હરડાં, બેહડાં, આમળાં, સરગવો, ચિત્રો, લૂણ અને રાઈ એટલાની સાથે કુંવારના રસથી પારાને એ રીતે ખરલમાં વાટવો, કે જેથી પારો જુદો ન દેખાય; પછી તે પારાને ઉપલા હાંડલામાં ચોપડી, તેને ભૂધરયંત્રમાં મૂકી, ઉપર અડાયા સળગાવીને નીચલા હાંડલામાં પાડવો; એમ સ્વેદન, મૂર્છન, ઊર્ધ્વપાતન અને અધઃપાતનરૂપ ક્રિયાઓથી એ પારો જ્યારે શુદ્ધ બનેલો થાય, ત્યારે સઘળાં કામ કરે છે અને સઘળા પ્રયોગોમાં ઉપયોગ કરવા લાયક થાય છે ૫૬-૫૮

### પારાના મુખ્ય દોષને દૂર કરનારી શોધનરીતિ

वृद्धकन्या हरति मलं, त्रिफला-
ऽग्निं चित्रको विषं हन्ति ।
तस्मादेभिर्मिश्रै-
र्वारान्सप्तमूर्च्छयेत्सूतम् ॥५९॥

अन्वय—वृद्धकन्या (पारदस्य) मलं हरति, त्रिफला अग्निं (हरति) चित्रकः विषं हन्ति, तस्मात् एभिः मिश्रैः सप्तवारान् (सूतं) संमूर्छयेत् ॥

કુંવાર પારાના મેલને મટાડે છે, હરડાં બેહડાં તથા આમળાં પારાના અગ્નિને મટાડે છે અને ચિત્રો પારાના ઝેરને મટાડે છે, માટે તેને ભેગાં કરી તેઓથી સાત વાર પારાને ખરલમાં મર્દન કરવું. (એકવાર સૂકાઈ જાય એટલે બીજી વાર, એમ સાત વાર મર્દન કરવું.) ૫૯

### પારાના સર્વ દોષોને દૂર કરનારી ટૂંકી શોધન ક્રિયા

कुमारिकाचित्रकरक्तसर्षपैः,
कृतैः कषायैर्बृहतीविमिश्रितैः ।
फलत्रिकेणापि विमर्दितो रसो,
दिनत्रयं सर्वमलैर्विमुच्यते ॥ ६० ॥
कुमार्या च निशाचूर्णैर्दिनं सूतं विमर्दयेत् ।
एवं कदर्थितः सूतः षण्ढो भवति निश्चितम् ॥ ६१ ॥
सर्पाक्षीचिञ्चिकावन्ध्यामृङ्गाब्दैः स्वेदितो बली ।
ततः स पावकद्रावैः स्विन्नः स्यादतिदीप्तिमान् ॥ ६२

अन्वयः—कुमारिकाचित्रकरक्तसर्षपैः बृहतीविमिश्रितैः तैः कषायैः फलत्रिकेण अपि ( कृतैः कषायैः ) दिन- ये विमर्दितः रसः सर्वमलैः विमुच्यते ॥ कुमार्या च शाचूर्णैः दिनं सूतं विमर्दयेत्, एवं कदर्थितः सूतः श्चितं षण्ढः भवति ॥ सर्पाक्षीचिञ्चिकावन्ध्यामृङ्गाब्दैः वेदितः बली, ततः पावकद्रावैः स्विन्नः सः ( पारदः ) मतिदीप्तिमान् स्यात् ॥

કુંવાર, ચિત્રો, રાતા સરસવ, ભોરીંગણી, હરડાં, બેહડાં અને આમળાંનો કવાથ કરી, તેથી ત્રણ દિવસ સુધી ખરલમાં પારાનું મર્દન કરવું, એટલે પારો સઘળા મેલથી રહિત થાય છે; પછી કુંવારના રસથી અને હળદરથી એક દિવસ સુધી પારાનું મર્દન કરવું; એમ કરવાથી પારો નપુંસક થઈ જાય છે, એમાં સંશય નથી; પછી નોરવેલ, આંબલી, વાંઝણી કંટોલી, ભાંગરો અને મોથના કવાથમાં દોલાયંત્રથી પારાને બાફવો, એટલે પારો બળવાન થાય છે; પછી ચિત્રાના કવાથમાં એ જ રીતે બાફવો, એટલે પારો અત્યંત તેજસ્વી થાય છે. ૬૦–૬૨

टीका—सर्पाक्षी—नागफणी । चिञ्चिका—अम्बिली । वन्ध्या- कंकोडा । मृङ्गः—मृङ्गराजः । अब्दः—मुस्ता । पावकः- चित्रकम् ।

### પારાને મારવાની રીત

धूमसारं रसं तोरीं गन्धकं नवसादरम् ।
यामैकं मर्दयेदम्लैर्भागं कृत्वा समं समम् ॥ ६३ ॥
काचकूप्यां विनिक्षिप्य तां च मृद्वस्त्रमुद्रया ।
विलिप्य परितो वक्त्रे मुद्रां दत्त्वा विशोषयेत् ॥ ६४ ॥
अधःसच्छिद्रपिठरीमध्ये कूपीं निवेशयेत् ।
पिठरीं वालुकापूरैर्भृत्वा चाकूपिकागलम् ॥ ६५ ॥
निवेश्य चुल्ल्यां तदधो वह्निं कुर्याच्छनैश्शनैः ।
तस्मादप्यधिकं किञ्चित्पावकं ज्वालयेत्क्रमात् ॥ ६६ ॥
एवं द्वादशभिर्यामैर्म्रियते रस उत्तमः ।
स्फोटयेत्स्वाङ्गशीतं तमूर्ध्वगं गन्धकं त्यजेत् ॥ ६७ ॥
अधःस्थं च मृतं सूतं गृह्णीयात्तं तु मात्रया ।
यथोचितानुपानेन सर्वकर्मसु योजयेत् ॥ ६८ ॥

अन्वयः—धूमसारं रसं तोरीं गन्धकं नवसादरं समं समं भागं कृत्वा यामैकम् अम्लैः मर्दयेत्, ( तच्च ) काच- कूप्यां विनिक्षिप्य तां च मृद्वस्त्रमुद्रया परितः विलिप्य वक्त्रे मुद्रां दत्त्वा विशोषयेत्, ( ततः तां ) कूपीं अधः सच्छिद्र- पिठरीमध्ये निवेशयेत्, पिठरीं च आकूपिकागलं वालुका- पूरैः भृत्वा चुल्ल्यां निवेश्य तदधः शनैः शनैः वह्निं कुर्यात्, क्रमात् तस्मात् अपि किंचित् अधिकं पावकं ज्वालयेत्, एवं द्वादशभिः यामैः रसः म्रियते उत्तमः ( च भवति ) । स्वाङ्गशीतं तं स्फोटयेत्, ऊर्ध्वगं गन्धकं त्यजेत्, अधःस्थं च मृतं सूतं गृह्णीयात्, तं तु मात्रया यथोचितानुपानेन सर्वकर्मसु योजयेत् ॥

ધુમાડાની ધૂંસ, પારો, ફટકડી, ગંધક અને નવસાર–એ પાંચ પદાર્થોને સરખા ભાગે લઈ એક પોહોર સુધી ખાટા રસથી ખરલમાં ઘૂંટવા. પછી તેને કાચની શીશીમાં નાખી શીશીની ચારે બાજુ કપડમટ્ટી લગાવી શીશીના મોઢાને બરાબર દાટો મારી બંધ કરીને સુકવવી. પછી જેની નીચે કાણું પાડ્યું હોય એવી હાંડલીમાં પેલી શીશીને રાખી હાંડલીમાં શીશીના ગળાસુધી રેતી ભરી દઈ ચૂલાપર ચડાવીને તેની નીચે ધીરે ધીરે અગ્નિ કરવો અને પછી અનુક્રમે તેથી કાંઈક વધારે વધારે અગ્નિ કરતા જવું; એમ કરતાં બાર પોહોરે પારો મરી જાય છે અને તે ઉત્તમ થાય છે. પછી શીશી ઠરીને ટાઢી થઈ જાય ત્યારે તેને ઉઘાડીને ઉપર આવેલો ગંધક કાઢી નાખવો અને નીચે રહેલો મરેલો પારો* લઈ લેવો. એ પારાનો યોગ્ય

* રંજન ( કેવળ નિર્મળ ત્રાંબાને હિંગળામાં વાટી પારાથી ત્રણગણું પારાને દેવામાં આવે એટલે પારાનો રંગ લાખ જેવો થઈ જાય છે તે ) અને કામણ ( મનશીલથી હરતાલને મારી તેનો પારાને યોગ આપતાં પારો ફરવા લાગે છે તે ) વગેરે સંસ્કારો બીજા ગ્રંથોમાં લખ્યા છે, પણ તેઓને અહીં ઉપયોગી નહીં ધારી આ ગ્રંથકારે લખ્યા નથી.

अन्वयः–(ततः) सुधीः गैरिकम् इष्टिकां खटिकां तद्वत् स्फटिकां सिन्धुजन्म च वल्मीकं क्षारलवणं भाण्डरञ्जमृत्तिकाम्–प्रत्येकं शुद्धसूतसमं कुर्यात्, अपि च एतानि सर्वाणि संचूर्ण्य वाससा शोधयेत् ॥ एभिः चूर्णैः युतं सूतं यामं यावत् विमर्दयेत्, (ततः) तच्चूर्णसहितं सूतं स्थालीमध्ये परिक्षिपेत्, तस्याः स्थाल्याः मुखे अपरां समां स्थालीं धारयेत्, अनयोः मुखं सवस्त्रकुट्टितमृदा मुद्रयेत्, संशोष्य भूयः मुद्रयेत्, संशोष्य भूयः मुद्रयेत्; तां मुद्रां सम्यक् विशोष्य तां स्थालीं चुल्ल्यां विधारयेत्, दिनचतुष्टयं यावत् निरन्तरम् अग्निं दद्यात्, तद् यन्त्रम् अङ्गारोपरि अहर्निशं यत्नात् रक्षेत्, (ततः) शनैः यन्त्रम् उद्घाटयेत्, ऊर्ध्वस्थालीगतं गुणवत्तरं कर्पूरवत् सुविमलं रसं गृह्णीयात् । तत् देवकुसुमचन्दनकस्तूरीकुङ्कुमैः युक्तं खादन् (जनः) सोपद्रवं फिरङ्गं व्याधिं सपदि हरति ॥ रसकर्पूरस्य सततं सेवकः वह्नेः दीप्तिं पुष्टिं वीर्यं विपुलं बलं विन्दति, रमणीशतकं रमयति ॥

પછી ગેરુ, ચૂનો, ઈંટ, ખડી, ફટકડી, સિંધાલૂણ, રાફડાની માટી, ખારાનું લૂણ અને વાસણ રંગવાની માટી, એ દરેક પદાર્થોને શુદ્ધ પારાના વજન જેટલા લઈ વાટી લૂગડાથી ચાળી લઈ તે ચૂર્ણસહિત પારાનું એક પોહોર સુધી મર્દન કરી ચૂર્ણસહિત પારાને હાંડલીમાં મૂકવો. પછી તે હાંડલીના મોઢાંપર તેના જ જેવડી બીજી હાંડલી બરાબર મૂકી બન્ને હાંડલીઓનાં મોઢાંની સંધિને વસ્ત્રસહિત કૂટેલી માટીથી બંધ કરવી. એને સુકાવી વળી તેના ઉપર કપડમટ્ટીનો થર દેવો અને વળી તેને સુકાવી તેના ઉપર કપડમટ્ટીનો થર દેવો; એ થરને સારી રીતે સુકાવી હાંડલીને ચૂલા ઉપર મૂકવી અને ચાર દિવસરાત સુધી અખંડ અગ્નિ દેવો; તેમજ અંગારા ઉપર રહેલા તે યંત્રની રાતદિવસ કાળજીપૂર્વક રક્ષા કરવી. પછી ધીરેથી તે યંત્રને ઉઘાડી ઉપલી હાંડલીમાં આવેલા, અત્યંત ગુણવાન અને કપૂર જેવા નિર્મલ પારાને લઈ લેવો. (એ પારો રસકપૂર કહેવાય છે.) એ રસકપૂરને લવિંગ, ચંદન, કસ્તૂરી અને કેસરની સાથે માણસ ખાય, તો ઉપદ્રવો સહિત ફ્રિરંગ નામનો રોગ [ફિરંગ] તરત મટી જાય છે. એ રસકપૂર સેવનારો પુરુષ જઠરાગ્નિનું દીપન, પુષ્ટિ, વીર્ય તથા ઘણું જ બળ મેળવે છે; તેમજ સો સ્ત્રીઓને રાજી કરી શકે છે. ૭૬–૮૪

टीका–खटिका–खडी । स्फटिका–फटकरी । सिन्धुजन्म–सैन्धवम् । वल्मीकम् वमई । क्षारलवणम्–खारिनोन । भाण्डरञ्जमृत्तिका–काविसा ॥ इति कर्पूररसः ।

## સિંદૂર–રસ કરવાની રીત

शुद्धसूतस्य गृह्णीयाद्भिषग्भागचतुष्टयम् ।
शुद्धगन्धस्य भागैकं तावत्कृत्रिमगन्धकम् ॥ ८५ ॥
अथवा पारदस्यार्धं शुद्धगन्धकमेव हि ।
तयोः कज्जलिकां कुर्याद्दिनमेकं विमर्दयेत् ॥ ८६ ॥
मृत्तिकां वाससा सार्धं कुट्टयेदतियत्नतः ।
तया वारत्रयं सम्यक्काचकूपीं प्रलेपयेत् ॥ ८७ ॥
मृत्तिकां शोषयित्वा तु कूप्यां कज्जलिकां क्षिपेत् ।
तां कूपीं वालुकायन्त्रे स्थापयित्वा रसं पचेत् ॥ ८८ ॥
अग्निं निरन्तरं दद्याद् यावद्दिनचतुष्टयम् ।
गृह्णीयादूर्ध्वसंलग्नं सिन्दूरसदृशं रसम् ॥ ८९ ॥

अन्वयः–भिषक् शुद्धसूतस्य भागचतुष्टयं शुद्धगन्धस्य भागैकं तावत् कृत्रिमगन्धकं गृह्णीयात्, अथवा पारदस्य अर्धं हि शुद्धगन्धकम् एव (गृह्णीयात्), तयोः कज्जलिकां कुर्यात्, एकं दिनं विमर्दयेत्, (ततः) वाससा सार्धं मृत्तिकाम् अतियत्नतः कुट्टयेत्, तया वारत्रयं काचकूपीं सम्यक् प्रलेपयेत्, मृत्तिकां तु शोषयित्वा कूप्यां कज्जलिकां क्षिपेत्, कूपीं वालुकायन्त्रे स्थापयित्वा रसं पचेत्, दिनचतुष्टयं यावत् निरन्तरम् अग्निं दद्यात्, ऊर्ध्वसंलग्नं सिन्दूरसदृशं रसं गृह्णीयात् ॥

વૈદ્યે શુદ્ધ કરેલા પારાના ચાર ભાગ લેવા, શુદ્ધ કરેલા ગંધકનો એક ભાગ લેવો અને બનાવટી ગંધકનો એક ભાગે લેવો. અથવા શુદ્ધ કરેલા પારાના અર્ધો ભાગ શુદ્ધ કરેલો ગંધક જ લેવો. પછી પારાની અને ગંધકની કજલી કરી એક દિવસસુધી ઘૂંટવી; વસ્ત્રની સાથે માટીને કૂટી તે માટીથી ઘણા યત્નપૂર્વક કાચની શીશીને ત્રણ વાર લેપન કરવું; માટીને સુકાવી કાચની શીશીમાં પેલી કજલી નાખવી; એ શીશીને વાલુકાયંત્રમાં મૂકી ચાર દિવસરાત સુધી અખંડિત અગ્નિ દેવો. પછી શીશીના ઉપરના ભાગમાં લાગી રહેલા સિંદૂર જેવા પારાને લઈ લેવો. (એ પારો સિંદૂરરસ કહેવાય છે.) ૮૫–૮૯

મારેલા તથા મૂર્છિત કરેલા પારાના ગુણો

पारदः कृमिकुष्ठघ्नश्चक्षुष्यो दृष्टिदः स्थिरः ।
मृत्युहृच्च महावीर्यो योगवाही ज्वरापहः ॥९०॥
स्मृत्योजोरूपदो वृष्यो वृद्धिकृद्धातुवर्धनः ।
षण्ढत्वनाशनः शूरः खेचरः सिद्धिदः परः ॥९१॥
पारदः सकलरोगहा स्मृतः,
षड्रसो निखिलयोगवाहकः ।
पञ्चभूतमय एव कीर्तित-
स्तेन तद्गुणगणैर्विराजते ॥९२॥

પારો કૃમિને તથા કોઢને હણનાર, બળ આપનાર, નેત્રને સારાં કરનાર, આંટો ઉતારનાર, મૃત્યુને હરનાર, ઘણી શક્તિવાળો, સંસર્ગી પદાર્થોના ગુણોને ગ્રહણ કરનાર, તાવને હણનાર; સ્મૃતિને, ઓજને તથા રૂપને આપનાર, કામી પુરુષને ગુણકારી, શરીરની વૃદ્ધિ કરનાર, ધાતુને વધારનાર, નપુંસકપણાનો નાશ કરનાર, આકાશમાં ફરવાની શક્તિ આપનાર, વીર અને અત્યંત સિદ્ધિ આપનાર છે 'પારો સઘળા રોગોનો નાશ કરનાર, છ રસવાળો અને સઘળા સંસર્ગી પદાર્થોના ગુણોને ગ્રહણ કરનાર કહેવાય છે આ પારો પંચભૂતમય કહેવાય છે, તેથી પાંચે ભૂતોના ગુણોના સમૂહો તેમાં રહ્યા છે.' ૯૦-૯૨

રસામૃતગ્રંથમાં કહ્યું છે કે

यस्य रोगस्य यो योगस्तेनैव सह योजितः ।
रसेन्द्रो हन्ति तं रोगं नरकुञ्जरवाजिनाम् ॥९३॥

अन्वयः—यस्य रोगस्य यः योगः तेन सह एव योजितः रसेन्द्रः नरकुञ्जरवाजिनां तं रोगं हन्ति ॥

જે રોગોનો જે ઉપાય છે, તેની સાથે પારાનો ઉપયોગ કરવામાં આવે, તો પારો મનુષ્યોના, હાથીઓના અને ઘોડાઓના તે રોગને મટાડે છે. ૯૩

## ઉપરસોને શુદ્ધ કરવાની રીત

### હિંગળાને શુદ્ધ કરવાની રીત

मेषीक्षीरेण दरदमम्लवर्गैश्च भावितम् ।
सप्तवारान्प्रयत्नेन शुद्धिमायाति निश्चितम् ॥१॥

अन्वयः—मेषीक्षीरेण च अम्लवर्गैः सप्तवारान् प्रयत्नेन भावितं दरदं निश्चितं शुद्धिम् आयाति ॥

ગાડરના દૂધથી તથા ખાટા પદાર્થોના રસોથી સાત વાર પ્રયત્નપૂર્વક ભાવના આપેલો હિંગળો અવશ્ય શુદ્ધ થાય છે

### શુદ્ધ કરેલા હિંગળાના ગુણો

तिक्तं कषायं कटु हिङ्गुलं स्या-
न्नेत्रामयघ्नं कफपित्तहारि ।
हृल्लासकुष्ठज्वरकामलांश्च,
प्लीहामवातौ च गरं निहन्ति ॥२॥

अन्वयः—हिङ्गुलं तिक्तं कषायं कटु (च) नेत्रामयघ्नं कफपित्तहारि स्यात्, (तथा) च हृल्लासकुष्ठज्वरकामलाः प्लीहामवातौ च गरं निहन्ति ॥

હિંગળો કડવો, તૂરો, તીખો, નેત્રના રોગને મટાડનાર અને કફ, પિત્ત, ઉબકા-મોળ, કોઢ, જ્વર, કમળો, બરલ, આમવાત અને ઝેરનો નાશ કરે છે. ૨

### હિંગળામાંથી પારો ખેંચવાની રીત

निम्बूरसैर्निम्बपत्ररसैर्वा याममात्रकम् ।
दरदं मर्दयित्वा तु पातयेत्सूतयुक्तिवत् ॥३॥
तत्रोर्ध्वपिठरीमध्ये ग्राहयेत्सूतमुत्तमम् ।
शुद्धमेव हि तं सूतं सर्वकर्मसु योजयेत् ॥४॥

अन्वयः—निम्बूरसैः वा निम्बपत्ररसैः याममात्रं दरदं मर्दयित्वा सूतयुक्तिवत् तु ऊर्ध्वं पातयेत्, तत्र ऊर्ध्वपिठरीमध्ये उत्तमं रसं गृह्णीयात्, शुद्धम् एव तं सूतं सर्वकर्मसु हि योजयेत् ॥

લીંબુના રસથી અથવા લીંબડાના પાંદડાંના રસથી એક પહોર સુધી હિંગળાને મર્દન કરી પારાના વિષયમાં કહેલી યુક્તિ પ્રમાણે હિંગળાના પારાને ઊંચે ચઢાવવો. પછી ઉપલી હાંડલીમાં લાગી રહેલા ઉત્તમ પારાને લઈ લેવો. હિંગળાનો એ પારો શુદ્ધ જ હોય છે, માટે તેનો સઘળાં કામોમાં ઉપયોગ કરવો. ૩,૪

### નહીં શોધાયેલા ગંધકના દોષો

अशुद्धो गन्धकः कुर्यात्कुष्ठं पित्तरुजां भ्रमम् ।
हन्ति वीर्यं वलं रूपं तस्माच्छुद्धः प्रयुज्यते ॥५॥

अन्वयः—अशुद्धः गन्धकः कुष्ठं पित्तरुजां भ्रमं कुर्यात्, वीर्यं वलं रूपं हन्ति, तस्मात् शुद्धः प्रयुज्यते ॥

અશુદ્ધ ગંધક કોઢને, પિત્તસંબંધી રોગને અને ભ્રમને ઉત્પન્ન કરે છે; તથા વીર્યનો, બળનો અને રૂપનો નાશ કરે છે, માટે શુદ્ધ કરેલા ગંધકનો જ ઉપયોગ કરવો. પ

### ગંધકને શુદ્ધ કરવાની રીત

लोहपात्रे विनिक्षिप्य घृतमग्नौ प्रतापयेत् ।
तप्ते घृते तत्समानं क्षिपेद्गन्धकजं रजः ॥ ६ ॥
विद्रुतं गन्धकं दृष्ट्वा तनुवस्त्रे विनिक्षिपेत् ।
यथा वस्त्राद्विनिःसृत्य दुग्धमध्येऽखिलं पतेत् ।
एवं स गन्धकः शुद्धः सर्वकर्मोचितो भवेत् ॥७॥

अन्वयः—लोहपात्रे घृतं विनिक्षिप्य अग्नौ प्रतापयेत्, तप्ते घृते तत्समान गन्धकजं रजः क्षिपेत्, गन्धकं विद्रुतं दृष्ट्वा तनुवस्त्रे विनिक्षिपेत्, यथा अखिलं वस्त्राद् विनिःसृत्य दुग्धमध्ये पतेत्, एवं शुद्धः सः गन्धकः सर्वकर्मोचितः भवेत् ॥

લોઢાના પાત્રમાં ઘી નાખી અગ્નિમાં ગરમ કરવું. ગરમ થયેલા તે ઘીમાં તેના જેટલા વજનનું ગંધકનું ચૂર્ણ નાખવું. ગંધક પીગળી જાય એટલે તેને ઝીણા લૂગડામાં એ રીતે નાખવો કે જેથી લૂગડામાંથી સવીને તે સઘળો દૂધમાં પડે. આમ કરવાથી ગંધક શુદ્ધ થાય છે અને તે સઘળાં કામોમાં ઉપયોગી થાય છે. ૬,૭

### શુદ્ધ ગંધકના ગુણો

गन्धकः कटुकस्तिक्तो वीर्योष्णस्तुवरः सरः ॥८॥
पित्तलः कटुकः पाके कण्डूवीसर्पजन्तुजित् ।
हन्ति कुष्ठक्षयप्लीहकफवातान् रसायनः ॥९॥

अन्वयः—गन्धकः कटुकः तिक्तः वीर्योष्णः तुवरः सरः पित्तलः पाके कटुकः रसायनः कण्डूवीसर्पजन्तुजित् (सन्) कुष्ठक्षयप्लीहकफवातान् हन्ति ॥

ગંધક તીખો, કડવો, ઉષ્ણવીર્ય, ઝાડો ઉતારનાર, પિત્ત કરનાર, પાકમાં તીખો, ઘડપણ તથા રોગોને મટાડનાર અને ચળ, રતવા-રોગ, કૃમિ, કોઢ, ક્ષય, બરલ, કફ તથા વાયુને હણે છે. ૮,૯

### અશુદ્ધ અભ્રકના દોષો

पीडां विधत्ते विविधां नराणां,
कुष्ठं क्षयं पाण्डुगदं च कुर्यात् ।
हृत्पार्श्वपीडां च करोत्यसह्या-
मशुद्धमभ्रं गुरु वह्निहृत्स्यात् ॥ १० ॥

अन्वयः—अशुद्धम् अभ्रं नराणां विविधां पीडां विधत्ते. असह्यां च हृत्पार्श्वपीडां करोति, गुरु (सत्) वह्निहृत् स्यात्, कुष्ठं क्षयं च पाण्डुगदं कुर्यात् ॥

નહીં શોધાયેલું અભ્રક માણસોને અનેક પ્રકારની પીડા કરે, હૃદયમાં તથા પડખામાં અસહ્ય વેદના ઉત્પન્ન કરે તેમ જ ભારે હોઈ જઠરાગ્નિનો નાશ કરે અને કોઢ, ક્ષય તથા પાંડુરોગની ઉત્પત્તિ કરે છે. ૧૦.

### અભ્રકને શુદ્ધ કરવાની રીત

कृष्णाभ्रकं धमेद्वह्नौ ततः क्षीरे विनिक्षिपेत् ।
भिन्नपत्रं तु तत्कृत्वा तण्डुलीयाम्लयोर्द्रवैः ॥
भावयेदष्टयामं तदेवमभ्रं विशुद्धयति ॥ ११ ॥

अन्वय.—कृष्णाभ्रकं वह्नौ धमेत्, ततः क्षीरे विनिक्षिपेत्, तत् भिन्नपत्रं तु कृत्वा तण्डुलीयाम्लयोः द्रवैः अष्टयामं भावयेत्, एवं तद् अभ्रं विशुद्धयति ॥

કાળા અભ્રકને અગ્નિમાં નાખી ખૂબ તપાવવું. અભ્રક લાલ થયા પછી તેને દૂધમાં નાખી ઠારવું. પછી તેનાં પડ જુદાં જુદાં કરી તાંદળજાના અને લીંબુના રસથી આઠ પોહોર સુધી ભાવના દેવી, એમ કરવાથી અભ્રક શુદ્ધ થાય છે. ૧૧

### અભ્રકને મારવાની રીત

कृत्वा धान्याभ्रकं तच्च शोषयित्वाऽथ मर्दयेत् ।
अर्कक्षीरैर्दिनं खल्वे चक्राकारं च कारयेत् ॥ १२
वेष्टयेदर्कपत्रैश्च सम्यग्गजपुटे पचेत् ।
पुनर्मर्द्यं पुनः पाच्यं सप्तवारान्पुनः पुनः ॥ १३ ॥
ततो वटजटाक्वाथैस्तद्वद्देयं पुटत्रयम् ।
म्रियते नात्र सन्देहः प्रयोज्यं सर्वकर्मसु ॥१४॥
तुल्यं घृतं मृताभ्रेण लोहपात्रे विपाचयेत् ।
घृते जीर्णे तदभ्रं तु सर्वयोगेषु योजयेत् ॥१५॥

अन्वयः—(निम्नदर्शितरीत्या) धान्याभ्रकं कृत्वा अथ च तत् शोषयित्वा खल्वे दिनम्. अर्कक्षीरैः मर्दयेत्, च चक्राकारं कारयेत् ॥ अर्कपत्रैः च वेष्टयेत्, गजपुटे सम्यक् पचेत्, (एवं) पुनः मर्द्यं, पुनः पाच्यं,

चतुर्थीमं पक्वं तालकं शुद्ध्यति ॥

હરતાલનો ભૂકો કરી તે ભૂકાને એક પોહોર સુધી દોલાયંત્રથી કાંજીમાં બાફવો; પછી એક પોહોર સુધી કોળાંના રસમાં, એક પોહોર સુધી તલના તેલમાં અને એક પોહોર સુધી હરડાં, બેહડાં તથા આમળાનાં પાણીમાં બાફવો; એ રીતે દોલાયંત્રમાં ચાર પોહોર સુધી પાકેલું હરતાલ શુદ્ધ થાય છે. ૨૧,૨૨

### હરતાલને મારવાની રીત

सदलं तालकं शुद्धं पौनर्नवरसेन तु ।
खल्वे विमर्दयेदेकं दिनं पश्चाद्विशोषयेत् ॥ २३ ॥
ततः पुनर्नवाक्षारैः स्थाल्यामर्धं प्रपूरयेत् ।
तत्र तद्गोलकं धृत्वा पुनस्तेनैव पूरयेत् ॥ २४ ॥
आकण्ठं पिठरं तस्य पिधानं धारयेन्मुखे ।
स्थालीं चुल्ल्यां समारोप्य क्रमाद्वह्निं विवर्धयेत् ॥२५
दिनान्यन्तरशून्यानि पञ्च वह्निं प्रदापयेत् ।
एवं तन्म्रियते तालं मात्रा तस्यैकरक्तिका ॥२६॥
अनुपानान्यनेकानि यथायोग्यं प्रयोजयेत् ॥२७॥

अन्वयः—शुद्धं सदलं तालकम् एकं दिनं खल्वे पौनर्नवरसेन तु विमर्दयेत्, पश्चात् विशोषयेत्। ततः स्थाल्याम् अर्धं पुनर्नवाक्षारैः प्रपूरयेत्, तत्र तद्गोलकं धृत्वा पुनः तेन एव आकण्ठं पिठरं पूरयेत्, तस्य मुखे पिधानं धारयेत्। स्थालीं चुल्ल्यां समारोप्य क्रमात् वह्निं विवर्धयेत्। अन्तरशून्यानि पञ्च दिनानि वह्निं प्रदापयेत्, एवं तत् तालं म्रियते, तस्य मात्रा एकरक्तिका (भवति), यथायोग्यम् अनेकानि अनुपानानि प्रयोजयेत् ॥

શુદ્ધ કરેલ પતરાંવાળાં હરતાલને એક દિવસ સુધી ખરલમાં સાટોડીના રસથી પાટીને સુકવવું. પછી એક હાંડલી લઈ તેના અર્ધ ભાગમા સાટોડીનો ખાર ભરી તે ઉપર હરતાલનો ગોળો મૂકી તે હાંડલીને પાછી ગળાં સુધી સાટોડીના ખારથી ભરીને મોઢા ઉપર ઢાંકણું ઢાંકી દેવું. એ હાંડલીને ચૂલે ચઢાવી અનુક્રમે અગ્નિને વધારતા જવું. અખંડ પાંચ દિવસરાત સુધી એ પ્રમાણે અગ્નિ દેવાથી હરતાલ મરી જાય છે. તેની માત્રા એક રતીભારની હોય છે અને તેમાં યોગ્યતા પ્રમાણે અનેક અનુપાનોની યોજના કરવી.

### શોધેલ અને મારેલ હરતાલના ગુણો

हरितालं कटु स्निग्धं कषायोष्णं हरेद्विषम् ।
कण्डूकुष्ठास्यरोगास्रकफपित्तकचव्रणान् ॥ २८ ॥

अन्वयः—हरितालं कटु स्निग्धं कषायोष्णं (सत्) विषं (च) कण्डूकुष्ठास्यरोगास्रकफपित्तकचव्रणान् हरेत् ॥

હરતાલ તીખું, સ્નિગ્ધ, તૂરું અને ગરમ હોઈ ઝેર, ચળ, કોઢ, મોઢાના રોગ, લોહીનો બગાડ, કફ, પિત્ત, ખરાબ કેશ અને વ્રણને મટાડે છે. ૨૮

टीका—अन्यच्च—વળી બીજું—

तालकं हरते रोगान् कुष्ठमृत्युज्वरापहम् ।
शोधितं कुरुते कान्तिं वीर्यवृद्धिं तथाऽयुषम् ॥२९

अन्वयः—शोधितं तालकं रोगान् हरते, कुष्ठमृत्युज्वरापहं (भवति), कान्तिं वीर्यवृद्धिं तथा आयुषं कुरुते ॥

શોધેલું હરતાલ રોગોને ટાળે; કોઢને મૃત્યુને તથા તાવને મટાડે; કાંતિને સારી કરે, વીર્યને વધારે અને આયુષને લાંબું કરે છે. ૨૯

### મણશીલની ઓળખ

तालकस्यैव भेदोऽस्ति मनोगुप्तैतदन्तरम् ।
तालकं त्वतिपीतं स्याद्रक्ता मनःशिला ॥३०॥

अन्वयः—मनोगुप्ता तालकस्य एव भेदः अस्ति, (तथाऽपि) अन्तरं तु एतत्–(यत्) तालकम् अतिपीतं स्यात्, मनःशिला रक्ता भवेत् ॥

મણશીલ એ હરતાલનો જ ભેદ છે, છતાં તફાવત આ છે, કે હરતાલ બહુ પીળું હોય અને મણશીલ રાતું હોય છે. ૩૦

### અશુદ્ધ મણશીલના દોષો

मनःशिला मन्दबलं करोति,
जन्तुं ध्रुवं शोधनमन्तरेण ।
मलस्य बन्धं किल मूत्ररोधं
सशर्करं कृच्छ्रगदं च कुर्यात् ॥ ३१ ॥

अन्वयः—मनःशिला शोधनम् अन्तरेण जन्तुं ध्रुवं मन्दबलं करोति, मलस्य बन्धं मूत्ररोधं च सशर्करं कृच्छ्रगदं किल कुर्यात् ॥

મણશીલ જો શુદ્ધ કરેલ ન હોય, તો તે માણસના બળને અવશ્ય ઓછું કરે, મળબંધ કરે, મૂત્રને રોકે અને સાકરવાળું મૂત્રકૃચ્છ્રનું દરદ અવશ્ય ઉત્પન્ન કરે છે. ૩૧

ટીકા-एवं शोधितानामुपरसानां पृथग्गुणा गुणप्रन्थे द्रष्ट्व्याः ॥ એમ શોધેલા ઉપરસોમાં જે જુદા જુદા ગુણો છે, તેઓને પ્રથમ કહેલા ગુણપ્રકરણમાં જોઈ લેવા.

## રત્નોનાં શોધન તથા મારણની રીત

### અશુદ્ધ હીરાના દોષો

अशुद्धं कुरुते वज्रं कुष्ठं पार्श्वव्यथां तथा ।
पाण्डुतां पङ्गुलत्वं च तस्मात् संशोध्य मारयेत् ॥ १

अन्वयः—अशुद्धं वज्रं कुष्ठं पार्श्वव्यथां तथा पाण्डुतां च पङ्गुलत्वं कुरुते, तस्मात् (तत्) संशोध्य मारयेत् ॥

અશુદ્ધ હીરો કોઢને, પડખામાં પીડાને, પાંડુરોગને અને પાંગળાપણાને કરે છે, માટે હીરાને શુદ્ધ કરી મારવો જોઈએ. ૧

### હીરાને શુદ્ધ કરવાની રીત

कुलत्थकोद्रवक्वाथे दोलायन्त्रे विपाचयेत् ।
व्याघ्रीकन्दगतं वज्रं त्रिदिनं तद्विशुद्ध्यति ॥२॥

अन्वयः—वज्रं व्याघ्रीकन्दगतं (कृत्वा) दोलायन्त्रे कुलत्थकोद्रवक्वाथे त्रिदिनं विपाचयेत्, (येन) तत् विशुद्ध्यति ॥

હીરાને ભોરીંગણીના કંદમાં નાખી દોલાયંત્રમાં કળથીના અને કોદરાના ક્વાથમાં ત્રણ દિવસ સુધી બાફવો, એટલે તે શુદ્ધ થાય છે. ૨

ટીકા—व्याघ्री—कण्टकारिका ।

### હીરાને શુદ્ધ કરવાની બીજી રીત

गृहीत्वाह्नि शुभे वज्रं व्याघ्रीकन्दोदरे क्षिपेत् ।
महिषीविष्ठया लिप्त्वा कारीषाग्नौ विपाचयेत् ॥३॥
त्रियामायां चतुर्यामं यामिन्यन्तेऽश्वमूत्रके ।
सेचयेत्पाचयेदेवं सप्तरात्रेण शुद्ध्यति ॥ ४ ॥

अन्वयः—शुभे अह्नि वज्रं गृहीत्वा व्याघ्रीकन्दोदरे क्षिपेत्, महिषीविष्ठया लिप्त्वा त्रियामायां चतुर्यामं कारीषाग्नौ विपाचयेत्। यामिन्यन्ते अश्वमूत्रके सेचयेत्, एवं (पुन:पुन:) पाचयेत् (च सेचयेत्, येन) सप्तरात्रेण (तत्) शुद्ध्यति ॥

શુભ દિવસે હીરાને ભોરીંગણીના કંદમાં નાખી ભેંસના છાણનું લેપન કરી રાતના ચાર પહોરસુધી અડાયાંના અગ્નિમાં પકાવવો અને સવારે ઘોડાના મૂત્રમાં ઠારવો; એ રીતે સાત રાત સુધી વારંવાર કરવાથી હીરો શુદ્ધ થાય છે. ૩,૪

### હીરાને મારવાની રીત

हिङ्गुसैन्धवसंयुक्ते क्षिपेत्क्वाथे कुलत्थजे ।
तप्तं तप्तं पुनर्वज्रं भवेद्भस्म त्रिसप्तधा ॥ ५ ॥

अन्वयः—तप्तं तप्तं (शुद्धं) वज्रं हिङ्गुसैन्धवसंयुक्ते कुलत्थजे क्वाथे पुनः (पुनः) क्षिपेत्, (एवं) त्रिसप्तधा (करणेन वज्रं) भस्म भवेत् ॥

હીરાને તપાવી તપાવી હિંગ અને સિંધાલૂણથી સંયુક્ત કરેલા કળથીના ક્વાથમાં વારંવાર નાખવો; એ રીતે એકવીશ વાર કરવાથી હીરો ભસ્મ થઈ જાય છે. ૫

### હીરાને મારવાની બીજી રીત

मेषशृङ्गभुजङ्गास्थिकूर्मपृष्ठाम्लवेतसम् ।
शशदन्तं समं पिष्ट्वा वज्रीक्षीरेण गोलकम् ॥
कृत्वा तन्मध्यगं वज्रं म्रियते ध्मातमेव हि ॥६॥

अन्वयः—मेषशृङ्ग — भुजङ्गास्थि — कूर्मपृष्ठ— अम्लवेतसं शशदन्तं (च) समं वज्रीक्षीरेण पिष्ट्वा गोलकं कृत्वा तन्मध्यगं वज्रं ध्मातम् एव हि म्रियते ॥

ઘેટાનું શીંગડું, સર્પનું હાડકું, કાચબાની પીઠ, અમ્લવેતસ નામનું લીંબુ અને સસલાના દાતને સમ ભાગે લઈ થોરના દૂધમાં વાટી તેનો ગોળો બનાવી તેની અંદર હીરાને મૂકી અગ્નિનો પુટ દેવો, એટલે તરત હીરો મરી જાય છે. ૬

### મારેલા હીરાના ગુણો

आयुः पुष्टिं बलं वीर्यं वर्णं सौख्यं करोति च ।
सेवितं सर्वरोगघ्नं मृतं वज्रं न संशयः ॥ ७ ॥

अन्वयः—मृतं वज्रं सेवितं (सत्) आयुः पुष्टिं बलं वीर्यं वर्णं च सौख्यं करोति, सर्वरोगघ्नं (भवेत्), न संशयः ॥

મારેલો હીરો સેવ્યો હોય તો આયુષ, પુષ્ટિ, બળ, વીર્ય, શરીરનો વર્ણ તથા સુખ કરે અને બધા રોગોનો નાશ કરે, એમાં સંશય નથી. ૭

### સઘળાં રત્નોનાં શોધનમારણની રીત તથા ગુણો

वज्रवत्सर्वरत्नानि शोधयेन्मारयेत्तथा ।
शुद्धानां मारितानां च तेषां [illegible]

टीका—एतेषां शोधनं चिन्त्यं, गुणास्तत्र तत्र द्रष्टव्याः । તેઓને શુદ્ધ કરવાની રીત વિચારી લેવી અને તેઓના ગુણો તે તે પ્રકરણોમાંથી જોઈ લેવા. ૬

### કયા પદાર્થોમાં કયાં સુધી ગુણો રહે છે?

गुणहीनं भवेद्वर्षादूर्ध्वं तद्रूपमौषधम् ।
मासद्वयात् तथा चूर्णं लभते हीनवीर्यताम् ॥७॥
हीनत्वं गुटिकालेहौ लभेते वत्सरं यदि ।
हीनाः स्युर्घृततैलाद्याश्चतुर्मासाधिकास्तथा ॥८॥

अन्वयः—औषधं तद्रूपं (सत् अपि) वर्षात् ऊर्ध्वं गुणहीनं भवेत्, तथा चूर्णं मासद्वयात् हीनवीर्यतां लभते ॥ गुटिकालेहौ यदि वत्सरं (स्यात् तर्हि) हीनत्वं लभेते, तथा घृततैलाद्याः चतुर्मासाधिकाः (भवेयुः तर्हि) हीनाः स्युः ॥

ઔષધ તેવા ને તેવા રૂપવાળું હોય છતાં એક વર્ષ પછી ગુણરહિત થાય છે. ચૂર્ણ બે મહિના પછી ઓછી શક્તિવાળું થઈ જાય છે. ગોળી અને અવલેહ એક વર્ષ પછી શક્તિરહિત થાય છે. ઘી અને તેલ આદિ પદાર્થો સોળ મહિના પછી ઓછી શક્તિવાળાં થાય છે. ૭,૮

टीका—घृततैलाद्या इति योगविशेषणम् । चतुर्मासाधिकाः—वत्सरादुपरि चत्वारो मासा अधिका येषु ते— આ શ્લોકમાં 'घृततैलाद्याः' એ પદ યોગનું વિશેષણ છે અને 'चतुर्मासाधिकाः' એ પદનો અર્થ એક વર્ષ ઉપર ચાર મહિના જેઓને થયા હોય, એવો સમજવો.

घृततैलयोर्विशेषमाह तन्त्रान्तरे—ઘી અને તેલની બાબતમાં જે વિશેષતા છે, તે બીજા ગ્રંથમાં જણાવેલી અહીં કહે છે:

घृतमब्दात्परं पक्वं हीनवीर्यत्वमाप्नुयात् ।
तैलं पक्वमपक्वं च चिरस्थायि गुणाधिकम् ॥९॥
औषध्यो लघुपाकाः स्युर्निर्वीर्या वत्सरात्परम् ।
पुराणाः स्युर्गुणैर्युक्ता आसवो धातवो रसाः ॥१०॥

अन्वयः—पक्वं घृतम् अब्दात् परं हीनवीर्यत्वम् आप्नुयात्, तैलं (तु) पक्वं च अपक्वं चिरस्थायि गुणाधिकं (च भवति) ॥ लघुपाकाः ओषध्यः वत्सरात् परं निर्वीर्याः स्युः, आसवः धातवः रसाः पुराणाः (सन्तः) गुणैः युक्ताः स्युः ॥

'પાકું ઘી એક વર્ષ પછી શક્તિરહિત થાય છે અને તેલ તો પાકું હોય કે કાચું હોય છતાં લાંબા કાળ સુધી રહેનારું અને અધિક ગુણોવાળું થાય છે. તરત પાકનારી ધાન્ય આદિ ઔષધિઓ એક વર્ષ પછી શક્તિરહિત થાય છે. આસવો, ધાતુઓ અને રસો તો જેમ વધારે જૂના થાય તેમ અધિક ગુણવાળા થાય છે.' ૯-૧૦.

टीका—तदपि षोडशमासाभ्यन्तरितं पक्वं तैलं गुणाधिकं बोद्धव्यम् । એ તેલ પણ સોળ મહિનાની અંદર પાકેલું અધિક ગુણવાળું થાય છે, એમ જાણવું. ओषध्यो—धान्यादयः । लघुपाकाः—शीघ्रपाकाः निर्वीर्याः स्युः ॥

## સ્નેહપાનવિધિ

### સ્નેહના પ્રકાર અને તે પીવાનો સમય

स्नेहश्चतुर्विधः प्रोक्तो घृतं तैलं वसा तथा ।
मज्जा च तं पिबेन्मर्त्यः किञ्चिदभ्युदिते रवौ ॥१॥
स्थावरो जङ्गमश्चैव द्वियोनिः स्नेह उच्यते ।
तिलतैलं स्थावरेषु जङ्गमेषु घृतं वरम् ॥२॥
द्वाभ्यां त्रिभिश्चतुर्भिर्वा यमकस्त्रिवृतो महान् ।
पिबेत् त्र्यहं चतुरहं पञ्चाहं षडहानि वा ॥३॥

अन्वयः—घृतं तैलं वसा तथा मज्जा (इत्येवं) स्नेहः चतुर्विधः प्रोक्तः, तं च मर्त्यः रवौ किंचित् अभ्युदिते पिबेत् ॥ स्थावरः च जङ्गमः—द्वियोनिः एव स्नेहः उच्यते, स्थावरेषु तिलतैलं, जङ्गमेषु घृतं वरम् (अस्ति) ॥ द्वाभ्यां यमकः, त्रिभिः त्रिवृतः, चतुर्भिर् वा महान् (स्नेहः स्यात्) । त्र्यहं चतुरहं पञ्चाहं वा षडहानि पिबेत् ॥

ઘી, તેલ, ચરબી અને મજ્જા—હાડકાની અંદરનો ચીકણો રસ—એમ ચાર પ્રકારનો સ્નેહ કહેવાય છે. માણસે સૂર્યનો કાંઈક ઉદય થાય તે સમયે સ્નેહ પીવો જોઈએ. સ્થાવર અને જંગમ—એ બેમાંથી સ્નેહ ઉત્પન્ન થાય છે. સ્થાવરથી થયેલા સ્નેહોમાં તલનું તેલ ઉત્તમ છે અને જંગમથી ઉત્પન્ન થયેલા સ્નેહોમાં ઘી ઉત્તમ છે. ઘી અને તેલ એ બન્ને ભેગાં થવાથી '**યમક**' નામનો સ્નેહ થાય છે; ઘી, તેલ અને ચરબી એ ત્રણ ભેગાં થવાથી '**ત્રિવૃત**' નામનો સ્નેહ થાય છે; ઘી, તેલ, ચરબી અને હાડકાંનો રસ એ ચાર ભેગાં થવાથી '**મહાસ્નેહ**' થાય છે. એ સ્નેહને ત્રણ, ચાર, પાંચ કે છ દિવસ પીવો. ૧-૩.

### સ્નેહપાનની માત્રાનું ફળ

અલ્પા સ્યાદ્દીપની વૃષ્યા સ્વલ્પદોષે પ્રપૂજિતા ॥૧૦
મધ્યમા સ્નેહની જ્ઞેયા બૃંહણી શ્રમહારિણી ।
જ્યેષ્ઠા કુષ્ઠવિષોન્માદગ્રહાપસ્મારનાશિની ॥૧૧॥

અન્વયઃ—અલ્પા (માત્રા) દીપની વૃષ્યા (સતી) સ્વલ્પદોષે પ્રપૂજિતા સ્યાત્, મધ્યમા સ્નેહની બૃંહણી શ્રમહારિણી જ્ઞેયા, જ્યેષ્ઠા કુષ્ઠવિષોન્માદગ્રહાપસ્મારનાશિની (ભવેત્)॥

અલ્પ માત્રા અગ્નિને પ્રદીપ્ત કરનાર અને મૈથુનશક્તિને વધારનાર હોઈ થોડા દોષવાળા માણસને બહુ જ સારી છે, મધ્યમ માત્રા ચીકાશ કરનારી, પુષ્ટિ આપનારી અને શ્રમને મટાડનારી છે. મોટી માત્રા કોઢને, ઝેરને ઉન્માદને, ગ્રહ–ભૂતના વળગાડને અને વાઈને મટાડનારી છે. ૧૦,૧૧

ટીકા–સુશ્રુતઃ પુનરેવમાહ–સુશ્રુત વળી આમ કહે છે–

યા માત્રા પ્રથમે યામે ગતે જીર્યતિ વાસરે ।
સા માત્રા દીપયત્યગ્નિમલ્પદોષે ચ પૂજિતા ॥૧૨॥
યા માત્રા વાસરસ્યાર્ધે વ્યતીતે પરિજીર્યતિ ।
સા વૃષ્યા બૃંહણી ચ સ્યાન્મધ્યદોષે પ્રપૂજિતા ॥૧૩
યા માત્રા ચરમે યામે સ્થિતેઽહ્નઃ પરિજીર્યતિ ।
સા માત્રા સ્નેહની જ્ઞેયા બહુદોષેષુ પૂજિતા ॥૧૪॥

અન્વયઃ—યા માત્રા વાસરે, પ્રથમે યામે ગતે જીર્યતિ સા માત્રા અગ્નિં દીપયતિ ચ અલ્પદોષે પૂજિતા (ભવતિ)॥ યા માત્રા વાસરસ્ય અર્ધે વ્યતીતે પરિજીર્યતિ સા વૃષ્યા ચ બૃંહણી (સતી) મધ્યદોષે પ્રપૂજિતા સ્યાત્॥ યા માત્રા અહ્નઃ ચરમે યામે સ્થિતે પરિજીર્યતિ સા માત્રા સ્નેહની (સતી) સર્વદોષેષુ પૂજિતા જ્ઞેયા॥

'જે માત્રા દિવસનો પહેલો પહોર જતાં પચી જાય, તે અગ્નિને દીપ્ત કરે છે અને થોડા દોષવાળા માટે ઘણી જ સારી છે. જે માત્રા બપોર વીત્યા પછી પચે તે માત્રા મૈથુનશક્તિને વધારનાર, પુષ્ટિ આપનાર અને મધ્યમ દોષવાળા માટે સારી છે. જે માત્રા દિવસનો છેલ્લો પહોર રહેતાં પચે, તે બહુ જ સ્નિગ્ધપણું કરનારી હોઈ ઘણા દોષવાળા માટે સારી જાણવી.' ૧૨–૧૪

### કેવું ઘી કોને પાવું?

કેવલં પૈત્તિકે સર્પિર્વાતિકે લવણાન્વિતમ્ ।
દેયં બહુકફે વહ્નિવ્યોષક્ષારસમન્વિતમ્ ॥ ૧૫ ॥
રૂક્ષક્ષતવિષાર્તાનાં વાતપિત્તવિકારિણામ્ ।
હીનમેધાસ્મૃતીનાં ચ સર્પિઃપાનં પ્રશસ્યતે ॥૧૬॥

અન્વયઃ—પૈત્તિકે કેવલં સર્પિઃ દેયમ્, વાતિકે લવણાન્વિતં દેયમ્, બહુકફે વહ્નિવ્યોષક્ષારસમન્વિતં દેયમ્॥

પિત્ત અધિક હોય તો એકલું ઘી દેવું, વાયુ અધિક હોય તો લૂણસહિત ઘી દેવું અને કફ ઝાઝો હોય તો ચીતરો, સૂંઠ, મરી, પીપર તથા ક્ષારસહિત ઘી દેવું. જેઓ રૂક્ષ, ક્ષતથી પીડાયેલા, ઝેરથી પીડાયેલા, વાયુના કે પિત્તના વિકારવાળા અને ઓછી ધારણાશક્તિ તથા ઓછી સ્મરણશક્તિવાળા થયા હોય એવાં માણસોએ ઘી પીવું બહુ જ ઉત્તમ છે. ૧૫,૧૬

### તેલ કોણે પીવું?

કૃમિકોષ્ઠાનિલાવિષ્ટાઃ પ્રવૃદ્ધકફમેદસઃ ।
પિબેયુસ્તૈલસાત્મ્યાશ્ચ તૈલં દાર્ઢ્યાર્થિનસ્તુ યે ॥૧૭

અન્વયઃ—યે તુ કૃમિકોષ્ઠાનિલાવિષ્ટાઃ પ્રવૃદ્ધકફમેદસઃ તૈલસાત્મ્યાઃ ચ દાર્ઢ્યાર્થિનઃ (સ્યુઃ તે) તૈલં પિબેયુઃ॥

જેઓના કોઠામાં કૃમિ વધી ગયાં હોય, વાયુનો ઉપદ્રવ થયો હોય, કફ કે મેદ વધી ગયાં હોય તથા જેઓને તેલ સદી ગયું હોય તથા જેઓ શરીરની મજબૂતાઈ ઇચ્છતા હોય તેઓએ તેલ પીવું. ૧૭

### ચરબી કોણે પીવી?

વ્યાયામકર્ષિતાઃ શુષ્કરેતોરક્તા મહારુજાઃ।
મહાઽગ્નિમારુતપ્રાણા વસાયોગ્યા નરાઃ સ્મૃતાઃ॥૧૮

અન્વય.–(યે તુ) વ્યાયામકર્ષિતાઃ શુષ્કરેતોરક્તાઃ મહારુજાઃ મહાઽગ્નિમારુતપ્રાણાઃ (સ્યુઃ તે) નરાઃ વસાયોગ્યાઃ સ્મૃતાઃ॥

કસરત કરવાથી જેઓ દૂબળા થયા હોય, જેઓનાં વીર્ય તથા લોહી સુકાઈ ગયાં હોય, જેઓ મોટાં દરદવાળા હોય, મોટા જઠરાગ્નિવાળા હોય, જેઓમાં વાયુ ઘણો હોય તથા પ્રાણબળ પણ ઘણું હોય, તેઓ ચરબીનું સ્નેહપાન કરવા યોગ્ય ગણાય છે. ૧૮

### મજ્જા કોણે પીવી?

ક્રૂરાશયાઃ ક્લેશસહા વાતાર્તા દીપ્તવહ્નયઃ
મજ્જાનં ચ પિબેયુસ્તે સર્પિર્વા સર્વતો હિતમ્ ॥૧૯॥

અન્વય.–(યે) ચ ક્રૂરાશયાઃ ક્લેશસહાઃ વાતાર્તાઃ દીપ્તવહ્નયઃ (સ્યુઃ) તે મજ્જાનં વા સર્વતઃ હિતં સર્પિઃ પિબેયુઃ॥

જેઓનો કોઠો ક્રૂર–કઠણ હોય, જેઓ દુઃખને સહી શકતા હોય, જેઓ વાયુથી પીડાતા હોય અને જેઓનો જઠરાગ્નિ પ્રદીપ્ત હોય, તેઓએ મજ્જાનું અથવા સર્વ રીતે હિતકારી ઘીનું સ્નેહપાન કરવું જોઈએ. ૧૯

### સ્નેહપાનના જુદાજુદા સમય

शीतकाले दिवा स्नेहमुष्णकाले पिबेन्निशि ।
वातपित्ताधिके रात्रौ वातश्लेष्माधिके दिवा ॥२०॥

अन्वय—शीतकाले दिवा, उष्णकाले निशि स्नेहं पिबेत्, वातपित्ताधिके रात्रौ, वातश्लेष्माधिके दिवा स्नेहं पिबेत् ॥

શીતકાળમાં દિવસે, અને ઉષ્ણકાળમાં રાત્રે સ્નેહપાન કરવું; વાયુનો તથા પિત્તનો વધારો થયો હોય તો રાત્રે, અને વાયુ તથા કફનો વધારો થયો હોય, તો દિવસે સ્નેહપાન કરવું ૨૦

### નસ્ય આદિમાં તેલ તથા ઘીનો પ્રયોગ

नस्याभ्यञ्जनगण्डूषमूर्धकर्णाक्षितर्पणे ।
तैलं घृतं वा युञ्जीत दृष्ट्वा दोषबलाबलम् ॥२१॥

अन्वय—नस्याभ्यञ्जनगण्डूषमूर्धकर्णाक्षितर्पणे दोषबलाबलं दृष्ट्वा तैलं वा घृतं युञ्जीत ॥

નાકમાં ટીપાં નાખવાના કામમાં, ચોળવામાં, કોગળા કરવામાં તથા માથામાં, કાનમાં કે આંખમાં તર્પણક્રિયા કરવામાં દોષોનું બલાબલ જોઈને તેલનો કે ઘીનો ઉપયોગ કરવો. ૨૧

### ઘી આદિ પીવામાં અનુપાન

घृते कोष्णं जलं पेयं तैले यूषः प्रशस्यते ।
वसामज्जोः पिबेन्मण्डमनुपानं सुखावहम् ॥२२॥

अन्वय—घृते कोष्णं जलम् अनुपानं पिबेत्, तैले यूषः (अनुपानं) प्रशस्यते, वसामज्जोः मण्डम् सुखावहम् अनुपानं पिबेत् ॥

ઘી ઉપર નવશેકું પાણી પીવું, તેલ ઉપર મગનો યૂષ-ક્વાથ પીવો ઉત્તમ છે અને ચરબી તથા હાડકાના રસની ઉપર ભાત રાંધ્યાનું રાબ જેવું જાડું ઓસામણ પીવું; સ્નેહપાન ઉપર એ અનુપાન હિતકારી છે. ૨૨

### સ્નેહના દ્વેષીઓને સ્નેહપાન કઈ રીતે કરાવવું?

स्नेहद्विषः शिशून् वृद्धान् सुकुमारान् कृशानपि ।
तृष्णालूनुष्णकाले च सह भक्तेन पाययेत् ॥२३॥

अन्वय—स्नेहद्विषः शिशून् वृद्धान् सुकुमारान् कृशान् उष्णकाले तृष्णालून् अपि भक्तेन सह (स्नेहं) पाययेत् ॥

સ્નેહપાન ઉપર અરુચિવાળાઓને, બાળકોને, વૃદ્ધોને, સુકુમાર શરીરવાળાઓને દૂબળા શરીરવાળાઓને તથા ઉષ્ણકાળે જેઓને તરસ લાગ્યા કરતી હોય, તેઓને ખોરાકની સાથે સ્નેહપાન કરાવવું. ૨૩

### તરત સ્નેહકારી બીજા પદાર્થો

सर्पिष्मती बहुतिला यवागूः स्वल्पतण्डुला ।
सुखोष्णा सेव्यमाना तु सद्यः स्नेहनकारिणी ॥
शर्कराचूर्णसंयुक्ते दोहनस्थे घृते तु गाम् ।
दुग्ध्वा क्षीरं पिबेन्मर्त्यः सद्यः स्नेहनमुत्तमम् ॥२

अन्वय—सर्पिष्मती बहुतिला स्वल्पतण्डुला सुखोष्णा यवागूः सेव्यमाना तु सद्यः स्नेहनकारिणी भवति । मर्त्यः शर्कराचूर्णसंयुक्ते दोहनस्थे घृते तु गां दुग्ध्वा क्षीरं पिबेत्, (तत्) सद्यः उत्तमं स्नेहनम् (भवति)।

ઝાઝા ઘીવાળી, ઘણા તલવાળી, થોડા ચોખાવાળી અને અત્યંત ગરમ એવી રાબ સેવી હોય તો શરીરને તરત સ્નિગ્ધ કરનારી થાય છે. રૂક્ષ થયેલો માણસ, દોહવાના વાસણમાં સાકરના ભુકા સહિત ઘી નાખી, તેમાં ગાયને દોહીને તે દૂધ જો પીએ, તો એ તરત ઉત્તમ સ્નેહન થાય છે. ૨૪,૨૫

### સ્નેહનું અજીર્ણ થાય તો?

मिथ्याचाराद्बहुत्वाद्वा यस्य स्नेहो न जीर्यति ।
विष्टभ्य वाऽपि जीर्येत वारिणोष्णेन वामयेत् ॥२६॥

अन्वय—यस्य स्नेहः मिथ्याचारात् बहुत्वात् वा न जीर्यति, अपि वा विष्टभ्य जीर्येत, (तम्) उष्णेन वारिणा वामयेत् ॥

જે માણસને અયોગ્ય આહારવિહારને લીધે અથવા ઘણાપણાને લીધે સ્નેહ પચે નહીં અથવા આફરાની કબજિયાત કરીને તે પચે, એ માણસને ઊના પાણીથી ઊલટી કરાવવી. ૨૬

### સ્નેહના અજીર્ણની શંકા થાય તો?

स्नेहस्याजीर्णशङ्कायां पिबेदुष्णोदकं नरः ।
तेनोद्गारो भवेच्छुद्धो भक्तं प्रति रुचिस्तथा ॥२७॥

अन्वय—स्नेहस्य अजीर्णशङ्कायां (सत्यां) नरः उष्णोदकं पिबेत्, तेन शुद्धः उद्गारः तथा भक्तं प्रति रुचिः भवेत् ॥

સ્નેહનું અજીર્ણ થવાની શંકા થાય, તો ...વસે ઊનું પાણી પીવું, એટલે ઓડકાર ...દ્ આવે અને અન્ન ઉપર રુચિ ઉત્પન્ન ...ય છે. ૨૭

### સ્નેહપાન પછી તરશ લાગે તો?

...નેહેન પૈત્તિકસ્યાગ્નિર્યદા તીક્ષ્ણતરીકૃતઃ ।
...દાઽસ્યોદીરયેત્તૃષ્ણાં વિષમાં તસ્ય પાયયેત્ ॥
...ીતલં પાયસં તેન તૃષ્ણા તસ્ય પ્રશામ્યતિ ॥૨૮

અન્વયઃ–પૈત્તિકસ્ય અગ્નિ સ્નેહેન યદા તીક્ષ્ણતરીકૃતઃ (સન્) અસ્ય વિષમાં તૃષ્ણામ્ ઉદીરયેત્, તદા તસ્ય ...ીતલં પાયસં પાયયેત્, તેન તસ્ય તૃષ્ણા પ્રશામ્યતિ ॥

પિત્ત પ્રકૃતિવાળા માણસને અગ્નિ, સ્નેહ-પાનથી બહુ જ તીક્ષ્ણ થઈ ને ઘણી જ તરશ લગાડે, તો તેને ટાઢો દૂધપાક પિવડાવવો, એટલે તેની તરશ શાંત થાય છે. ૨૮

### સ્નેહપાન કોણે અને ક્યારે ન કરવું?

અજીર્ણી વર્જયેત્ સ્નેહમુદરી તરુણજ્વરી ।
દુર્બલોઽરોચકી સ્થૂલો મૂર્ચ્છાલો મેહપીડિતઃ ॥૨૯
દત્તવસ્તિર્વિરિક્તશ્ચ વાન્તસ્તૃષ્ણાશ્રમાન્વિતઃ ।
અકાલપ્રસવા નારી દુર્દિને ચ વિવર્જયેત્ ॥૩૦॥

અન્વયઃ–અજીર્ણી ઉદરી તરુણજ્વરી દુર્બલઃ અરોચકી સ્થૂલઃ મૂર્ચ્છાલઃ મેહપીડિતઃ દત્તવસ્તિઃ વિરિક્તઃ વાન્તઃ ચ તૃષ્ણાશ્રમાન્વિતઃ ચ અકાલપ્રસવા નારી સ્નેહં વર્જયેત્, દુર્દિને ચ વિવર્જયેત્ ॥

અજીર્ણવાળાએ, પેટના રોગવાળાએ, તાજા તાવવાળાએ, દૂબળા શરીરવાળાએ. અન્ન ઉપર અરુચિવાળાએ, જાડા શરીરવાળાએ, મૂર્છાના સ્વભાવવાળાએ, પ્રમેહની પીડાવાળાએ, જેને પિચકારી મારી હોય, જેણે રેચ લીધો હોય, ઊલટી કરી હોય, જે તરસ્યો હોય, થાકેલો હોય અને જે સ્ત્રી સમય વગર પ્રસવતી હોય, તેણે સ્નેહપાન કરવું નહીં. જે દિવસે વાદળાં ઘેરાયાં હોય તે દિવસે પણ સ્નેહપાન કરવું નહીં. ૨૯,૩૦

### સ્નેહપાનને યોગ્ય કોણ?

સ્વેદ્યસંશોધ્યમદ્યસ્ત્રીવ્યાયામાસક્તચિત્તકાઃ ।
વૃદ્ધબાલકૃશા રૂક્ષાઃ ક્ષીણાસ્રાઃ ક્ષીણરેતસઃ ॥
વાતાર્તાસ્તિમિરાર્તા યે તેષાં સ્નેહનમુત્તમમ્ ॥૩૧

જેઓને બાફ દઈ પરસેવો લાવવો હોય, જેઓને રેચ દઈ શુદ્ધ કરવાના હોય, જેઓનાં ચિત્ત મદ્યમાં, સ્ત્રીઓમાં કે કસરતમાં આસક્ત હોય, જેઓ વૃદ્ધ કે બાળક હોય, દૂબળા હોય, રૂક્ષ શરીરવાળા, ક્ષીણ રુધિરવાળા અને ક્ષીણ વીર્યવાળા થયા હોય, જેઓ વાયુથી પિડાયેલા તથા તિમિરથી પિડાયેલા હોય, તેઓને સ્નેહનની ક્રિયા કરવી ઉત્તમ છે. ૩૧

### સ્નેહપાન બરાબર લાગુ થયા ન થયાનાં લક્ષણો

વાતાનુલોમ્યં દીપ્તોઽગ્નિર્વર્ચઃ સ્નિગ્ધમસંહતમ્ ।
મૃદુસ્નિગ્ધાઙ્ગતાઽગ્લાનિઃ સ્નેહદ્વેષોઽથ લાઘવમ્ ॥
વિમલેન્દ્રિયતા સમ્યક્ સ્નિગ્ધે રૂક્ષે વિપર્યયઃ ॥૩૨॥

(સારી રીતે સ્નિગ્ધ થયાની પરીક્ષા આ છે કે) વાયુ સરખો ચાલવા લાગે, અગ્નિ પ્રદીપ્ત થાય, ઝાડો સ્નિગ્ધ તથા છૂટો થયેલો આવે, શરીર કોમળ અને તાજું દેખાય, ગ્લાનિ ન થાય, સ્નેહ ઉપર દ્વેષ થાય, શરીરમાં હલકાઈ થાય અને ઇંદ્રિયો નિર્મળ થાય. (સ્નિગ્ધ નહિ થયેલા) રૂક્ષ માણસને ઉપર જણાવ્યા કરતાં સઘળું ઊલટું થાય છે. ૩૨

### સ્નેહપાનની અસર ખૂબ થઈ હોય તેનાં લક્ષણો

ભક્તદ્વેષો મુખસ્રાવો ગુદે દાહઃ પ્રવાહિકા ।
તન્દ્રાઽતીસારપાણ્ડુત્વં મૃશં સ્નિગ્ધસ્ય લક્ષણમ્ ॥૩૩

જેને અન્ન ઉપર અરુચિ થાય, મોઢેથી લાળ ઝરવા લાગે, ગુદામાં બળતરા થાય, ઝાડો પાતળો વહેવા લાગે, શરીરમાં આળસ આવે, ઝાડા થાય અને શરીર ફિક્કું પડી જાય, એટલાં ખૂબ જ સ્નિગ્ધ થયાનાં લક્ષણો છે. ૩૩

### રૂક્ષને સ્નેહન તથા અતિસ્નિગ્ધને રૂક્ષણ

રૂક્ષસ્ય સ્નેહનં સ્નેહૈરતિસ્નિગ્ધસ્ય રૂક્ષણમ્ ।
શ્યામાકચણકાદ્યૈશ્ચ તક્રપિણ્યાકસક્તુભિઃ ॥૩૪॥

અન્વયઃ–રૂક્ષસ્ય સ્નેહૈઃ સ્નેહનં (કાર્યમ્), અતિસ્નિગ્ધસ્ય શ્યામાકચણકાદ્યૈઃ ચ તક્રપિણ્યાકસક્તુભિઃ રૂક્ષણં (કાર્યમ્) ॥

રૂક્ષ માણસને સ્નેહપાનથી સ્નિગ્ધ કરવો જોઈએ અને અતિ સ્નિગ્ધ થયેલાને સામો, ચણા આદિ ખવડાવીને અને છાશ, ખોળ તથા સાથવા આદિ ખવડાવીને રૂક્ષ કરવો.

જોઈએ. ૩૪

### સ્નેહના સેવનથી લાભ

दीप्ताग्निः शुद्धकोष्ठश्च पुष्टधातुर्दृढेन्द्रियः ।
निर्जरो बलवर्णाढ्यः स्नेहसेवी भवेन्नरः ॥ ३५ ॥

अन्वय.—स्नेहसेवी नरः निर्जरः च बलवर्णाढ्यः दीप्ताग्निः शुद्धकोष्ठः पुष्टधातुः दृढेन्द्रियः (भवेत्) ॥

સ્નેહનું સેવન કરનાર માણસ ઘડપણ વિનાનો, બળથી તથા સારા વર્ણથી યુક્ત, પ્રદીપ્ત અગ્નિવાળો, શુદ્ધ કોઠાવાળો, પુષ્ટ ધાતુવાળો અને દૃઢ ઇંદ્રિયોવાળો થાય છે ૩૫

### સ્નેહસેવનમા શું ત્યજવું જોઈએ?

स्नेहे व्यायामसंशीतवेगाघातप्रजागरान् ।
दिवास्वप्नमभिष्यन्दि रूक्षान्नं च विवर्जयेत् ॥ ३६ ॥

સ્નેહનું સેવન કરનારાએ કસરત કરવી નહી, ઠંડકમા રહેવું નહી, હાજતને રોકવી નહી, ઉજાગરો કરવો નહી, દિવસે સૂવું નહી અને રસવાહી નાડીઓને રોકનારું તથા રૂક્ષ અન્ન ખાવું નહી ૩૬

## પંચકર્મવિધિ

### પાંચ કર્મોનાં નામો

प्रथमं वमनं पश्चाद्विरेकश्चानुवासनम् ।
एतानि पञ्च कर्माणि निरूहो नावनं तथा ॥ १ ॥

अन्वय.—प्रथमं वमनं पश्चाद् विरेकः, अनुवासनं च निरूहः तथा नावनम्—एतानि पञ्च कर्माणि (कथितानि सन्ति) ॥

પહેલું વમન, પછી વિરેચન, અનુવાસન અને નિરૂહ (બસ્તિ) તથા નાવન (નસ્ય), એ પાંચ કર્મો શરીરને હલકા કર્યા છે ૧

### તેમા પહેલા વમનનો સમય અને તે ક્યારે કોને કરાવવું?

शरत्काले वसन्ते च प्रावृट्काले च देहिनाम् ।
वमनं रेचनं चैव कारयेत्कुशलो भिषक् ॥ २ ॥
बलवन्तं कफव्याप्तं हृल्लासादिनिपीडितम् ।
तथा वमनसात्म्यं च धीरचित्तं च वामयेत् ॥ ३ ॥
विषदोषे स्तन्यरोगे मन्देऽग्नौ श्लीपदेऽर्बुदे ।
हृद्रोगे कुष्ठवीसर्पे मेहाजीर्णभ्रमेषु च ॥ ४ ॥
विदारिकापचीकासश्वासपीनसवृद्धिषु ।
अपस्मारे ज्वरोन्मादे तथा रक्तातिसारिषु ॥ ५ ॥
नासाताल्वोष्ठपाकेषु कर्णस्रावेऽधिजिह्वके ।
गलशुण्ड्यामतीसारे पित्तश्लेष्मगदे तथा ।
मेदोगदेऽरुचौ चैव वमनं कारयेद् भिषक् ॥ ६ ॥

अन्वय— कुशलः भिषक् शरत्काले च वसन्ते च प्रावृट्काले देहिनां वमनं च रेचनम् एव कारयेत् । बलवन्तं कफव्याप्तं हृल्लासादिनिपीडितं तथा च वमनसात्म्यं च धीरचित्तं वामयेत् । भिषक् विषदोषे स्तन्यरोगे मन्दे अग्नौ श्लीपदे अर्बुदे हृद्रोगे कुष्ठवीसर्पे मेहाजीर्णभ्रमेषु च विदारिकापचीकासश्वासपीनसवृद्धिषु अपस्मारे ज्वरोन्मादे तथा रक्तातिसारिषु नासाताल्वोष्ठपाकेषु कर्णस्रावे अधिजिह्वके गलशुण्ड्याम् अतीसारे पित्त-श्लेष्मगदे तथा मेदोगदे च अरुचौ एव वमनं कारयेत् ॥

પ્રવીણ વૈદ્યે શરદઋતુમાં, વસંતઋતુમાં, અને વર્ષાઋતુમાં માણસોને વમન કરાવવું અને રેચ દેવો. જે માણસ બળવાન હોય, કફથી વ્યાપ્ત હોય, મોળ–ઊબકા આદિ દરદોથી પિડાયેલો હોય, ધીર ચિત્તવાળો હોય, અને જેની પ્રકૃતિને વમન અનુકૂળ હોય એવા માણસને વમન કરાવવું. વૈદે ઝેરના દોષવાળાને, ખરાબ ધાવણથી રોગવાળા બાળકને, મંદ અગ્નિવાળાને, હાથીપગું થયેલાને, અર્બુદ નામની ગાંઠ–કેન્સરવાળાને, હૃદયના રોગવાળાને, કોઢવાળાને, રતવાવાળાને, પ્રમેહવાળાને, અજીર્ણવાળાને, ભ્રમવાળાને, વિદારિકા નામના પગ કાઢવાના રોગવાળાને, અપચી નામના ગંડમાળની પૂર્વાવસ્થારૂપ ગાંઠવાળાને, ઉધરસવાળાને, શ્વાસવાળાને, સળેખમવાળાને, વધરાવળવાળાને, વાઈવાળાને, જ્વરસબંધી ઉન્માદવાળાને, લોહી વહેતા અતિસારવાળાને, જેનાં નાક, તાળવું કે હોઠ પાક્યા હોય તેને, કાનમાંથી પરુ નીકળતું હોય તેને, અધિજિહ્વક રોગ જેને થયો હોય તેને, ગલશુંડી નામના ગળાના રોગવાળાને, અતીસારવાળાને, પિત્ત કે કફના રોગવાળાને, મેદના રોગવાળાને અને અરુચિવાળાને જ વમન કરાવવું ૨–૬

टीप. १—गलो—[illegible]

## કોને વમન કરાવવું નહિ?

न वामनीयस्तिमिरी न गुल्मी नोदरी कृशः ॥७॥
नातिवृद्धो गर्भिणी च न स्थूलो न क्षतातुरः ।
मदार्तो बालको रूक्षः क्षुधितश्च निरूहितः ॥८॥
उदावर्त्त्यूर्ध्वरक्ती च दुश्छर्द्यः केवलानिली ।
पाण्डुरोगी कृमिव्याप्तः पठनात् स्वरघातवान् ॥९॥

अन्वयः- तिमिरी न वामनीयः, गुल्मी न, उदरी न, अतिवृद्धः न, गर्भिणी च न, स्थूलः न, क्षतातुरः न॥ मदार्तः बालकः रूक्षः च क्षुधितः निरूहितः उदावर्त्ती ऊर्ध्वरक्ती च दुश्छर्द्यः केवलानिली पाण्डुरोगी कृमिव्याप्तः पठनात् स्वरघातवान् (एते न वाम्याः) ॥

તિમિરવાળો, ગોળાવાળો, પેટના રોગવાળો, શરીરમાં દૂબળો, અત્યંત વૃદ્ધ, ગર્ભવાળી સ્ત્રી, જાડા શરીરવાળો, ક્ષતથી આતુર થએલો, મદથી પિડાયેલો, બાલક, રૂક્ષ, ભૂખ્યો, જેને પિચકારી મારી હોય તે, ઉદાવર્ત્ત રોગવાળો, જેના નાકમાંથી કાનમાંથી, આંખમાંથી અને મોઢામાંથી લોહી નીકળતું હોય તે, જેણે રૂક્ષ અને કઠણ પદાર્થો ખાધા હોય તે, કેવળ વાયુવાળો, પાંડુરોગવાળો, પેટમાં કૃમિઓથી વ્યાપ્ત થયેલો અને ભણવાથી જેનો સ્વર બેસી ગયો હોય તેઓને વમન કરાવવું નહિ ૭,૯

टीका-ऊर्ध्वरक्ती-यस्य नासाऽक्षिकर्णास्यमार्गे रक्तं प्रवर्तते सः । भुक्तरूक्षकर्कशद्रव्यो दुश्छर्द्यः ।

## વમનને અયોગ્ય છતાં તેઓને પણ વમન ક્યારે અને તે કયું?

एतेऽप्यजीर्णव्यथिता वाम्या ये विषपीडिताः ।
कफव्याप्ताश्च ते वाम्या मधुकक्वाथपानतः ॥ १० ॥

अन्वयः-एते अपि ये अजीर्णव्यथिताः विषपीडिताः च कफव्याप्ताः ( स्युः ) ते मधुकक्वाथपानतः वाम्याः ॥

તેઓમાં પણ જેઓ અજીર્ણથી પીડાયા હોય, ઝેરથી વ્યાકુળ થયા હોય કે કફથી વ્યાપ્ત થયા હોય, તેઓને મધ નાખેલો કવાથ પાઈને વમન કરાવવું. ૧૦

## વમન કરાવવાની રીત

सुकुमारं कृशं बालं वृद्धं भीरुं च वामयेत् ।
पाययित्वा यवागूं वा क्षीरतक्रदधीनि च ॥ ११ ॥
असात्म्यैः श्लेष्मलैर्भोज्यैर्दोषानुत्क्लेश्य देहिनाम् ।
स्निग्धस्विन्नाय वमनं दत्तं सम्यक् प्रवर्तते ॥ १२ ॥
वमनेषु च सर्वेषु सैन्धवं मधु वा हितम् ।
बीभत्सं वमनं दद्याद्विपरीतं विरेचनम् ॥ १३ ॥

अन्वयः-सुकुमारं कृशं बालं वृद्धं च भीरुं यवागूं वा क्षीरतक्रदधीनि पाययित्वा वामयेत् । देहिनां दोषान् असात्म्यैः श्लेष्मलैः भोज्यैः उत्क्लेश्य स्निग्धस्विन्नाय दत्तं वमनं सम्यक् प्रवर्तते ॥ सर्वेषु च वमनेषु सैन्धवं वा मधु हितम् ( भवति ), वमनं बीभत्सं, विरेचनं विपरीतं दद्यात् ॥

જે માણસ સુકુમાર, શરીરમાં દૂબળો, બાલક, વૃદ્ધ કે બીકણ હોય તેને રાબ, દૂધ, છાશ કે દહીં પાઈને વમન કરાવવું. જે માણસોને વમન કરાવવું હોય તેઓને પ્રથમ તેઓની પ્રકૃતિને માફક ન હોય એવાં કફકારી ભોજનો આપી તેઓના દોષોને પ્રકુપિત કર્યા પછી સ્નિગ્ધ કરી અગ્નિની બાફ દઈને તે તે માણસોને જો વમન આપ્યું હોય તો એ વમન સારી રીતે થાય છે. સર્વ પ્રકારનાં વમનોમાં સિંધાલૂણ અથવા મધ દેવું હિતકારી થાય છે. વમનનું ઔષધ સૂગ કરે એવું દેવું અને રેચનું ઔષધ એથી ઉલટું-રુચિકારક દેવું. ૧૧-૧૩

टीका:-बीभत्सम् अरुच्यं, विपरीतम्-रुच्यम् ।

क्वाथ्यद्रव्यस्य कुडवं श्रपयित्वा जलाढके ।
अर्धभागावशिष्टं च वमनेष्ववचारयेत् ॥ १४ ॥
क्वाथपाने नवप्रस्था ज्येष्ठा मात्रा प्रकीर्तिता ।
मध्यमा षण्मिता प्रोक्ता त्रिप्रस्था च कनीयसी ॥१५
वमने च विरेके च तथा शोणितमोक्षणे ।
अर्धत्रयोदशपलं प्रस्थमाहुर्मनीषिणः ॥ १६ ॥

अन्वयः-क्वाथ्यद्रव्यस्य कुडवं जलाढके श्रपयित्वा अर्धभागावशिष्टं च वमनेषु अवचारयेत् ॥ क्वाथपाने नवप्रस्था मात्रा ज्येष्ठा प्रकीर्तिता, षण्मिता मध्यमा, त्रिप्रस्था च कनीयसी ( ज्ञेया ) ॥ वमने च विरेके तथा च शोणितमोक्षणे मनीषिणः अर्धत्रयोदशपलं प्रस्थम् आहुः ॥

કવાથ કરવાના સોળ રૂપિયાભાર પદાર્થને બસો છપ્પન રૂપિયાભાર પાણીમાં પકવી અર્ધો ભાગ બાકી રહેલો તે કવાથ વમન માટે દેવો. કવાથ પીવામાં નવ પ્રસ્થની માત્રા મોટી કહેવાય છે, છ પ્રસ્થની માત્રા મધ્યમ કહેવાય છે અને ત્રણ પ્રસ્થની માત્રા અલ્પ કહેવાય છે. વમનમાં, રેચમાં અને લોહી

થાય છે. ૨૨–૨૪

ટીકા–હનુસંહતિઃ–હન્વોરમીલનમ્ ।

### વમનના અતિયોગમાં ઉપાયો

વમનસ્યાતિયોગે તુ મૃદુ કુર્યાદ્વિરેચનમ્ ।
વમનેન પ્રવિષ્ટાયાં જિહ્વાયાં કવલગ્રહાઃ ॥
સ્નિગ્ધામ્લલવણૈર્યુક્તૈર્ઘૃતક્ષીરરસૈર્હિતાઃ ॥ ૨૫ ॥

અન્વયઃ–વમનસ્ય અતિયોગે તુ મૃદુ વિરેચનં કુર્યાત્, વમનેન જિહ્વાયાં પ્રવિષ્ટાયાં સ્નિગ્ધામ્લલવણૈઃ યુક્તાઃ ઘૃતક્ષીરરસૈઃ હિતાઃ કવલગ્રહાઃ (કાર્યાઃ) ॥

વમનનો અતિયોગ થયો હોય તો થોડોક રેચ દેવો. વમન કરતાં જીભ અંદર પેસી ગઈ હોય તો સ્નિગ્ધ, ખારા અને ખાટા રસોથી સંયુક્ત કરી ઘીના, દૂધના અને માંસના રસના હિતકારી કોળિયા ભરાવવા.

ટીકા–રસૈર્માંસરસૈઃ ।

ફલાન્યમ્લાનિ સ્વાદેયુસ્તસ્ય ચાન્યેઽગ્રતો નરાઃ ।
નિઃસૃતાં તુ તિલદ્રાક્ષાકલ્કલિપ્તાં પ્રવેશયેત્ ॥૨૬॥

અન્વયઃ–તસ્ય ચ અગ્રે અન્યે નરાઃ અમ્લાનિ ફલાનિ સ્વાદેયુઃ, નિઃસૃતાં (જિહ્વાં) તુ તિલદ્રાક્ષાકલ્કલિપ્તાં પ્રવેશયેત્ ॥

અને તેની આગળ બીજા માણસોએ ખાટાં ફળો ખાવાં. જીભ નીકળી પડી હોય તો જીભ ઉપર તલનો અને દ્રાક્ષનો કલ્ક ચોપડી તેને અંદર પેસાડવી. ૨૬

વ્યાવૃત્તેઽક્ષ્ણિ ઘૃતાભ્યક્તે પીડનં ચ શનૈઃ શનૈઃ ।
હનુમોક્ષે સ્મૃતઃ સ્વેદો નસ્યં ચ શ્લેષ્મવાતહૃત્ ॥૨૭॥
રક્તપિત્તવિધાનેન રક્તષ્ઠીવમુપાચરેત્ ।
ધાત્રીરસાઞ્જનોશીરલાજાચન્દનવારિભિઃ ॥ ૨૮ ॥
મન્થં કૃત્વા પાયયેચ્ચ સઘૃતં ક્ષૌદ્રશર્કરમ્ ।
શામ્યન્ત્યનેન તૃષ્ણાદ્યા રોગાશ્છર્દિસમુદ્ભવાઃ ॥૨૯

અન્વયઃ–અક્ષ્ણિ વ્યાવૃત્તે ઘૃતાભ્યક્તે ચ શનૈઃ શનૈઃ પીડનં (કર્તવ્યમ્); હનુમોક્ષે સ્વેદઃ સ્મૃતઃ, ચ શ્લેષ્મવાતનુત્ નસ્યં (દેયમ્) ॥ રક્તષ્ઠીવં રક્તપિત્તવિધાનેન ઉપાચરેત્, ચ ધાત્રીરસાઞ્જનોશીરલાજાચન્દનવારિભિઃ મન્થં કૃત્વા સઘૃતં ક્ષૌદ્રશર્કરમ્ પાયયેત્ ॥ અનેન છર્દિસમુદ્ભવાઃ તૃષ્ણાદ્યાઃ રોગાઃ શામ્યન્તિ ॥

આંખના ડોળા નીકળી પડ્યા હોય તો ઘી ચોપડીને ધીરે ધીરે આંખોને દાબવી, મોઢું ફાટ્યું રહ્યું હોય તો શેક કરવો અને નાકમાં કફને તથા વાયુને હરનારાં ટીપાં નાખવાં. થૂંકમાં લોહી પડતું હોય તો રક્તપિત્તની રીતિ પ્રમાણે ઉપચાર કરવા. આમળાં, રસવંતી, વાળો અને ચોખાની શાળને ચંદનના જલમાં વલોવી ઘી, મધ તથા સાકરસહિત પાવામાં આવે તો ઊલટીથી ઉત્પન્ન થયેલા તરશ આદિ રોગો શાંત થાય છે. ૨૭–૨૯

### બરાબર વમન થયાનું લક્ષણ

હૃત્કણ્ઠશિરસાં શુદ્ધિર્દીપ્તાગ્નિત્વં ચ લાઘવમ્ ।
કફપિત્તવિનાશશ્ચ સમ્યગ્વાન્તસ્ય લક્ષણમ્ ॥૩૦॥

અન્વયઃ–હૃત્કણ્ઠશિરસાં શુદ્ધિઃ દીપ્તાગ્નિત્વં ચ લાઘવં ચ કફપિત્તવિનાશઃ–સમ્યક્ વાન્તસ્ય લક્ષણમ્ ॥

હૃદય, ગળું તથા માથું સાફ થઈ જાય, અગ્નિ પ્રદીપ્ત થાય, શરીરમાં હલકાઈ થાય અને કફનો તથા પિત્તનો નાશ થાય, એ ઊલટી બરાબર થયાનું લક્ષણ છે. ૩૦

### વમન પછી ક્યારે શું જમાડવું?

તતોઽપરાહ્ણે દીપ્તાગ્નિં મુદ્ગષષ્ટિકશાલિભિઃ ।
હૃદ્યૈશ્ચ જાઙ્ગલરસૈઃ કૃત્વા યૂષં ચ ભોજયેત્ ॥૩૧॥

અન્વયઃ–તતઃ અપરાહ્ણે દીપ્તાગ્નિં મુદ્ગષષ્ટિકશાલિભિઃ ચ હૃદ્યૈઃ જાઙ્ગલરસૈઃ યૂષં કૃત્વા ભોજયેત્ ॥

જેને યોગ્ય રીતે વમન થયું હોય એવા પ્રદીપ્ત અગ્નિવાળા માણસને બપોર પછી મગ, સાઠીચોખા અને હૃદયને ગમે એવાં જંગલી જાનવરોનાં માંસના રસનો યૂષ (ઓસામણ) કરી જમાડવો. ૩૧

### બરાબર વમનના ખાસ ફાયદા

તન્દ્રા નિદ્રાઽસ્યદૌર્ગન્ધ્યં કણ્ડૂશ્ચ ગ્રહણી વિષમ્ ।
સુવાન્તસ્ય ન પીડાયૈ ભવન્ત્યેતે કદાચન ॥ ૩૨ ॥

અન્વયઃ–સુવાન્તસ્ય તન્દ્રા નિદ્રા આસ્યદૌર્ગન્ધ્યં કણ્ડૂઃ ગ્રહણી ચ વિષમ્–એતે કદાચન પીડાયૈ ન ભવન્તિ ॥

જેને સારી રીતે ઊલટી થઈ હોય તેને નિદ્રા, આળસ, મુખનું દુર્ગંધપણું, ચળ, સંગ્રહણી અને ઝેર કદી પીડા કરતાં નથી. ૩૨

### વમન કરેલાએ ત્યજવાનું

અજીર્ણં શીતપાનીયં વ્યાયામં મૈથુનં તથા ।
સ્નેહાભ્યઙ્ગં ચ રોષં ચ દિનમેકં સુધીસ્ત્યજેત્ ॥૩૩॥

અન્વયઃ–સુધીઃ (વમનાનન્તરમ્) એકં દિનમ્ અજીર્ણં શીતપાનીયં વ્યાયામં તથા મૈથુનં ચ સ્નેહાભ્યઙ્ગં ચ રોષં ત્યજેત્ ॥

સમજુ માણસે વમન કર્યા પછી એક દિવસ સુધી અજીર્ણ થાય એવું ખાવું નહીં.

મૂત્રા તાવવાળો, ઝેરથી પીડાયલો, વાતરક્તવાળો, ભગંદરના રોગવાળો અને અરશ, પાંડુરોગ, ઉદરરોગ, ગાંઠ, હૃદયનાં દરદ, અરુચિ, યોનિના રોગ, પ્રમેહ, ગોળાનું દરદ, બરલનું દરદ, વ્રણ, વિદ્રધિ, ઊલટી, વિસ્ફોટક, કોઢ, કાનના રોગ, નાકના રોગ, માથાના રોગ, મોઢાના રોગ, ગુદાના રોગ, લિંગના રોગ, યકૃતનો રોગ, સોજા, નેત્રના રોગ, કૃમિનું દરદ; ક્ષારથી થયેલા વિકાર, વાયુસંબંધી દરદ, શૂળનું દરદ તથા મૂત્રાઘાતથી પીડાયેલા માણસો રેચ દેવાને યોગ્ય મનાય છે. ૮–૧૦

### કોમળ, મધ્યમ અને કઠણ કોઠાવાળા કોણ?

बहुपित्तो मृदुः प्रोक्तो बहुश्लेष्मा च मध्यमः ।
बहुवातः क्रूरकोष्ठो दुर्विरेच्यः स कथ्यते ॥११॥

अन्वयः—बहुपित्तः मृदुः प्रोक्तः. बहुश्लेष्मा च मध्यमः (प्रोक्तः), बहुवातः क्रूरकोष्ठः (प्रोक्तः). सः दुर्विरेच्यः कथ्यते ॥

જે માણસના કોઠામાં પિત્ત ઘણું હોય તેને કોમળ કોઠાવાળો સમજવો, જેના કોઠામાં કફ ઝાઝો હોય તેને મધ્યમ કોઠાવાળો સમજવો અને જેના કોઠામાં વાયુ ઝાઝો હોય તેને કઠણ કોઠાવાળો સમજવો. આ કઠણ કોઠાવાળા માણસને રેચ માંડ માંડ લાગે છે. ૧૧

### કોઠા પ્રમાણે રેચની માત્રા

मृद्वी मात्रा मृदौ कोष्ठे मध्यकोष्ठे च मध्यमा ॥
क्रूरे तीक्ष्णा मता द्रव्यैर्मृदुमध्यमतीक्ष्णकैः ॥१२॥
मृदुर्द्राक्षापयश्चञ्चुतैलैरपि विरिच्यते ।
मध्यमस्त्रिवृतातिक्ताराजवृक्षैर्विरिच्यते ।
क्रूरः स्नुक्पयसा हेमक्षीरीदन्तीफलादिभिः ॥१३॥

अन्वयः—मृदौ कोष्ठे मृद्वी मात्रा, मध्यकोष्ठे च मध्यमा, क्रूरे तीक्ष्णा मता, (सा च) मृदुमध्यमतीक्ष्णकैः द्रव्यैः (ज्ञेया) ॥ मृदुः द्राक्षापयश्चञ्चुतैलैः अपि विरिच्यते, मध्यमः त्रिवृतातिक्ताराजवृक्षैः विरिच्यते, क्रूरः स्नुक्पयसा हेमक्षीरीदन्तीफलादिभिः (विरिच्यते) ॥

કોમળ કોઠાવાળાને રેચની કૂણી માત્રા દેવી, મધ્યમ કોઠાવાળાને મધ્યમ માત્રા દેવી અને કઠણ કોઠાવાળાને તીવ્ર માત્રા દેવી. કૂણા પદાર્થોની માત્રા કૂણી કહેવાય છે, મધ્યમ પદાર્થોની માત્રા મધ્યમ કહેવાય છે અને તીવ્ર પદાર્થોની માત્રા તીવ્ર કહેવાય છે. કૂણા કોઠાવાળા માણસને કાળી દ્રાક્ષ, દૂધ અને એરંડિયા તેલથી પણ રેચ લાગે છે; મધ્યમ કોઠાવાળા માણસને નસોતર, કડુ અને ગરમાળાથી રેચ લાગે છે; અને કઠણ કોઠાવાળા માણસને થોરનું દૂધ, દારૂડીનાં મૂળ અને મોટા નેપાળાનાં બિયાંથી રેચ લાગે છે. ૧૨,૧૩

टीका—चञ्चुतैलम्–एरण्डतैलम् । राजवृक्षः–घनवहेरा । हेमक्षीरी–चोक । दन्तीफलम्–वृहद्दन्तीफलम्–जयपालेति प्रसिद्धम् ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

### ઉત્તમ આદિ માત્રાની સમજણ

मात्रोत्तमा विरेकस्य त्रिंशद्वेगैः कफान्तिका ।
वेगैर्विंशतिभिर्मध्या हीनोक्ता दशवेगिका ॥१४॥
द्विपलं श्रेष्ठमाख्यातं मध्यमं च पलं भवेत् ।
पलार्धं च कषायाणां कनीयस्तु विरेचनम् ॥१५॥
कल्कमोदकचूर्णानां कर्षं मध्वाज्यलेहतः ।
कर्षद्वयं पलं वाऽपि वयोरोगाद्यपेक्षया ॥१६॥

अन्वयः—त्रिंशद्वेगैः विरेकस्य कफान्तिका उत्तमा मात्रा, विंशतिभिः मध्या, दशवेगिका हीना उक्ता ॥ कषायाणां द्विपलं विरेचनं श्रेष्ठम् आख्यात, पलं च मध्यमं भवेत्, च पलार्धं तु कनीयः (आख्यातम्) ॥ कल्कमोदकचूर्णानां कर्षं मध्वाज्यलेहतः कर्षद्वयं (देयम्) वा वयोरोगाद्यपेक्षया पलम् अपि (देयम्) ॥

જેથી ત્રીસ વાર ઝાડા થઈને છેલ્લો કફ પડે તે રેચની માત્રાને ઉત્તમ જાણવી, જેથી વીસ વાર ઝાડા થઈને છેલ્લો કફ પડે તે રેચની માત્રાને મધ્યમ જાણવી, અને જેથી દસ વાર ઝાડા થઈને છેલ્લો કફ પડે તે માત્રાને ખૂબ ઓછી જાણવી. રેચ લગાડવા માટે બે પલ કષાય દેવાય તો ખૂબ રેચ લાગે છે; એક પલ કષાય દેવાય તો મધ્યમ રેચ લાગે છે; અને અર્ધ પલ કષાય દેવાય તો હલકો રેચ લાગે છે. (પલ એટલે ચાર તોલા.) કલ્ક, લાડુ અને ચૂર્ણ, એ દરેકને એક તોલા મધમાં અથવા એક તોલા ઘીમાં મેળવી બે તોલાની માત્રા દેવી; અથવા ઉંમર અને રોગ ઉપર ધ્યાન આપી યોગ્ય લાગે તો ચાર તોલાની પણ માત્રા દેવી. ૧૪–૧૬

मूत्रकृच्छ्राणि च अश्मरीं पृष्ठपार्श्वोरुजघनजङ्घोदररुजं चयेत्। सुधीः एकं दिनं स्नेहाभ्यङ्गं च रोषं च त्यजेत्। सततं शीलनात् पलितानि प्रणाशयेत् एव, एते हि अभयामोदकाः रसायनवराः स्मृताः ॥

હરડે, મરી, સૂંઠ, વાવડિંગ, આમળાં, પીપર, પીપરીમૂળ, તજ, તમાલપત્ર, અને નાગરમોથને સમ ભાગે લઈ તેઓમાં ત્રણ ગણો નેપાળો, આઠગણું નસોતર અને છ ગણી સાકર નાખી મધથી એક એક તોલાના વજનના લાડુ વાળવા; એ લાડુઓ-માંથી સવારે એક એક લાડુ ખાવો અને તેની ઉપર ટાઢું પાણી પીવું. એ લાડુ ખાધા પછી જ્યાં સુધી ઊનું પાણી પિવાય નહિ અને ઊનું અન્ન ખાવામાં ન આવે, ત્યાં સુધી માણસને રેચ લાગ્યા કરે છે. એ લાડુ ખાનારાએ હંમેશાં ખાવાપીવામાં અને વિહાર કરવામાં ખાસ પરેજ રાખવાની જરૂર નથી. એ લાડુ હંમેશ ખાવાથી વિષમજ્વર, અગ્નિનું મંદપણું, પાંડુરોગ, ઉધરસ, ભગંદર, અરશ, કોઢ, ગોળો, હરકોઈ અરશ, ગલગંડ, ઉદરરોગ, ભ્રમ, બળતરા, ડાબી બાજુ હૃદયની નીચેની ગાંઠ-બરળ રોગ, મેહ, ક્ષય, નેત્રરોગ, વાયુના રોગો, આફરો, મૂત્રકૃચ્છ્ર, પથરી, પીઠનાં દરદ, પડખાની પીડા, સાથળનું દરદ, સાથળના મૂળનું દરદ, પીંડીનું દરદ, અને પેટનું દરદ મટે છે. એ લાડુ ખાધા હોય તે એક દિવસ સમજુ માણસે શરીર પર તેલ ચોળવું નહીં અને ક્રોધ કરવો 'નહીં'; આ લાડુઓનું નિત્ય સેવન કરવાથી ધોળા વાળ અવશ્ય કાળા થઈ જાય છે. આ અભયામોદક નામના લાડુઓ રસાયનોમાં ઉત્તમ કહેવાય છે. ૨૩–૩૦

### રેચ લીધા પછીનું કર્તવ્ય

पीत्वा विरेचनं शीतजलैः संसिच्य चक्षुषी।
सुगन्धि किञ्चिदाघ्राय ताम्बूलं शीलयेद्बुधः ॥३१॥
निर्वातस्थो न वेगांश्च धारयेन्न शयीत च।
शीताम्बु न स्पृशेत्क्वापि कोष्णनीरं पिबेन्मुहुः ॥३२

अन्वयः—विरेचनं पीत्वा शीतजलैः चक्षुषी संसिच्य किञ्चित् सुगन्धि आघ्राय बुधः ताम्बूलं शीलयेत्, निर्वातस्थः (सन्) वेगान् च न धारयेत्, न च शयीत, शीताम्बु क्वापि न स्पृशेत्, मुहुः कोष्णनीरं पिबेत् ॥

રેચનું ઔષધ પીધા પછી આંખો પર ટાઢું પાણી છાંટી કોઈ પણ સુગંધી પદાર્થ સૂંઘીને સમજુ માણસે નાગરવેલનું પાન ખાવું, વાયુ વગરની જગ્યામાં બેસવું, ઝાડાના વેગોને રોકવા નહીં, સૂઈ રહેવું નહીં, ટાઢા પાણીનો ક્યાંય પણ સ્પર્શ કરવો નહીં અને વારંવાર લગાર ઊનું પાણી પીધા કરવું. ૩૧–૩૨

### વિરેચનથી ફાયદા

बलासौषधपित्तानि वायुर्वान्ते यथा व्रजेत्।
रेकात्तथा मलं पित्तं भेषजं च कफो व्रजेत् ॥३३॥

अन्वयः—यथा वान्ते बलासौषधपित्तानि (च) वायुः (मुखद्वाराद् बहिर्) व्रजेत्, तथा रेकात् मलं पित्तम् औषधं च कफः (गुदद्वारात् बहिर्) व्रजेत् ॥

જેમ વમન કરવાથી કફ, ઔષધ, પિત્ત અને વાયુ મોઢેથી બહાર નીકળે છે, તેમ રેચ લેવાથી મળ, પિત્ત, ઔષધ અને કફ એ સઘળાં ગુદદ્વારથી બહાર નીકળે છે. ૩૩

### રેચ બરાબર ન લાગે તો?

दुर्विरिक्तस्य नाभेस्तु स्तब्धता कुक्षिशूलरुक्।
पुरीषवातसङ्गश्च कण्डूमण्डलगौरवम् ॥३४॥
विदाहोऽरुचिराध्मानं भ्रमश्छर्दिश्च जायते।
तं पुनः पाचनैः स्नेहैः पक्त्वा स्निग्धं तु रेचयेत् ॥
तेनास्योपद्रवा यान्ति दीप्ताग्निर्लघुता भवेत् ॥३५॥

अन्वयः—दुर्विरिक्तस्य तु नाभेः स्तब्धता कुक्षिशूल-रुक् पुरीषवातसङ्गः च कण्डूमण्डलगौरवं विदाहः अरुचिः आध्मानं भ्रमः च छर्दिः जायते, तं पाचनैः पक्त्वा स्नेहैः स्निग्धं तु (कृत्वा) पुनः रेचयेत्, तेन अस्य उपद्रवाः यान्ति, दीप्ताग्निः (च) लघुता भवेत् ॥

જેને રેચ બરાબર ન લાગ્યો હોય તેની નાભિ સજ્જડ થઈ જાય, કૂખમાં શૂળ નીકળે, ઝાડો બંધ થઈ જાય, પવન રોકાઈ જાય, ચળ આવે, ઢ્રામઠાં ઊપડે, શરીરમાં ભારેપણું થાય, બળતરા થાય, અરુચિ થાય, પેટ આફરી આવે, ભ્રમ થાય અને ઊલટી થાય છે; એવા તે માણસને પાચન પદાર્થો ખવરાવી, તેના આમને પકાવી, સ્નેહપાન કરાવીને સ્નિગ્ધ કરવો અને પછી ફરીવાર રેચ દેવો; એમ કરવાથી તેના ઉપદ્રવો શમે છે, અગ્નિ પ્રદીપ્ત થાય છે અને શરીરમાં હલકાઈ આવે છે.

તથા શરીરની સ્થિરતા થાય છે. રેચ લીધા પછી ઝાઝા પવનનું, ટાઢા પાણીનું, અજીર્ણ કરનારાં અન્નનું, કસરતનું, મૈથુનનું અને શરીર પર તેલના માલિશનું સેવન કરવું નહીં. રેચ લાગી રહ્યા પછી ચોખાની, સાઠીચોખાની અને મગ આદિ ધાન્યની રાબ કરાવીને પીવી અથવા જંઘાલ પશુઓના કે વિષ્કિર પક્ષીઓના માંસના રસની સાથે ચોખાનો ભાત ખાવો હિતકારી છે. હરિણ, એણ, કુરંગ, ઋષ્ય, વાતાયુ, રાજીવ અને પૃષત આદિ મૃગની જાતો અને શરભ આદિ પશુઓ જંઘાલ કહેવાય છે. ૪૩–૪૭

## સ્નેહબસ્તિવિધિ*

### બસ્તિના બે ભેદો: 'બસ્તિ' નામ પડવાનું કારણ

વસ્તિર્દ્વિધાऽનુવાસાખ્યો નિરુહશ્ચ તતઃ પરમ્ ।
યઃ સ્નેહો દીયતે સ સ્યાદનુવાસનનામકઃ ॥૧॥
કષાયક્ષીરતૈલૈર્યો નિરુહઃ સ નિગદ્યતે ।
વસ્તિભિર્દીયતે યસ્માત્તસ્માદ્વસ્તિરિતિ સ્મૃતઃ ॥૨

अन्वयः—अनुवासाख्यः च ततः परं निरूहः (इति) द्विधा वस्तिः (कथ्यते)। यः स्नेहः दीयते सः अनुवासननामकः (भवति), यः कषायक्षीरतैलैः (दीयते) सः निरूहः निगद्यते, यस्माद् वस्तिभिः दीयते तस्माद् वस्तिः इति स्मृतः ॥

અનુવાસન અને નિરૂહ એમ બસ્તિના (પિચકારીના) બે ભેદો છે. ઘી કે તેલ આદિની પિચકારી અનુવાસનબસ્તિ કહેવાય છે અને કાઢાને, દૂધને તથા તેલને ભેગાં કરી તેની જે પિચકારી દેવાય, તે નિરૂહબસ્તિ કહેવાય છે. મૃગ આદિના મૂત્રાશયની કોથળીરૂપ સાધનથી પિચકારી ભરાય છે, માટે પિચકારીનું નામ 'બસ્તિ' કહેવાય છે. (અહીં બસ્તિ એ મૃગ આદિના મૂત્રાશયનું નામ છે.) ૧,૨

टीका—वस्तिभिः—मृगादीनां मूत्राशयैः ।

### અનુવાસન બસ્તિની માત્રા; અને તે કોને ન દેવી?

તત્રાનુવાસનાખ્યો હિ વસ્તિર્યઃ સોऽત્ર કથ્યતે ।
અનુવાસનભેદશ્ચ માત્રાવસ્તિરુદીરિતઃ ॥ ૩ ॥
પલદ્વયં તસ્ય માત્રા તસ્માદર્ધાપિ વા ભવેત્ ।
અનુવાસ્યસ્તુ રૂક્ષઃ સ્યાત્તીક્ષ્ણાગ્નિઃ કેવલાનિલી ॥૪
નાનુવાસ્યસ્તુ કુષ્ઠી સ્યાન્મેહી સ્થૂલસ્તથોદરી ।
નાસ્થાપ્યા નાનુવાસ્યાશ્ચાજીર્ણોન્માદતૃડર્દિતાઃ ॥
શોથમૂર્ચ્છારુચિભયશ્વાસકાસક્ષયાતુરાઃ ॥ ૫ ॥

अन्वयः—तत्र यः अनुवासनाख्यः वस्तिः सः हि अत्र कथ्यते, मात्रावस्तिः च अनुवासनभेदः उदीरितः, तस्य मात्रा पलद्वयं वा तस्मात् अर्धा अपि भवेत् । रूक्षः तीक्ष्णाग्निः केवलानिली तु अनुवास्यः स्यात्, कुष्ठी मेही स्थूलः तथा उदरी तु न अनुवास्यः स्यात्, अजीर्णोन्मादतृडर्दिताः च शोथमूर्च्छारुचिभयश्वासकासक्षयार्दिताः न आस्थाप्याः न च अनुवास्याः ॥

બે પ્રકારની બસ્તિઓમાં પહેલી જે અનુવાસનબસ્તિ છે, તે અહીં કહેવાય છે: માત્રાબસ્તિ, એ અનુવાસનબસ્તિનો જ એક ભેદ છે. માત્રાબસ્તિમાં ઘી આદિની માત્રા આઠ તોલાની અથવા ચાર તોલાની કરવી. રૂક્ષ શરીરવાળો, તીક્ષ્ણ અગ્નિવાળો અને કેવળ વાયુવાળો જે માણસ હોય તેને જ અનુવાસનબસ્તિ દેવી; પણ કોઢિયાને, મેહવાળાને, જાડા શરીરવાળાને અને પેટના રોગવાળાને અનુવાસનબસ્તિ દેવી નહીં; તેમજ અજીર્ણવાળા, ઉન્માદવાળા, તરશથી પીડાયેલા, સોજાવાળા, મૂર્છાવાળા, અરુચિવાળા, ભય પામેલા, શ્વાસના દરદવાળા, ઉધરસવાળા અને ક્ષયથી પીડાયેલાને પણ નિરૂહબસ્તિ કે અનુવાસનબસ્તિ ન દેવી. ૩–૫

### બસ્તિનું નેત્ર એટલે નળી કયા પદાર્થની?

નેત્રં કાર્યં સુવર્ણાદિધાતુભિર્વૃક્ષવેણુભિઃ ।
નલૈર્દન્તૈર્વિષાણાગ્રૈર્મણિભિર્વા વિધીયતે ॥ ૬ ॥

अन्वयः—नेत्रं सुवर्णादिधातुभिः कार्यं, वा वृक्षवेणुभिः नलैः दन्तैः विषाणाग्रैः मणिभिः विधीयते ॥

બસ્તિ દેવાનું નેત્ર એટલે નળી સુવર્ણ આદિ ધાતુની, વૃક્ષની, વાંસની, બરુની, દાંતની, શિંગડાંના અગ્રની અથવા મણિની કરવી. ૬

टीका—नेत्रं—नाडी ।

तथा चोक्तं विश्वप्रकाशे—

### 'નેત્ર' શબ્દનો અર્થ 'નળી' કયા આધારે?

'નેત્રં મન્થગુણે વસ્ત્રે તરુમૂલે વિલોચને ।
નેત્રવન્ધે ચ નાડ્યાં ચ નેત્રો નેતરિ મેદ્યવદિતિ' ॥૭

* ઘી કે તેલ આદિથી ગુદામાં પિચકારી મારવાની જે ક્રિયા, તે સ્નેહબસ્તિ વિધિ કહેવાય છે.

અન્વયઃ-સમ્યક્ ઉપાસિતઃ બસ્તિઃ શરીરોપચયં વર્ણં બલમ્ આરોગ્યં ચ આયુષઃ પરિવૃદ્ધિં કુરુતે ॥

સારી રીતે સેવેલી બસ્તિ શરીરને પુષ્ટ કરે છે, વર્ણ સારો કરે છે, બળ વધારે છે, આરોગ્ય કરે છે અને આયુષની વૃદ્ધિ કરે છે.

### સ્નેહબસ્તિનો કાળ

દિવા શીતે વસન્તે ચ સ્નેહવસ્તિઃ પ્રદીયતે ।
ગ્રીષ્મવર્ષાશરત્કાલે રાત્રૌ સ્યાદનુવાસનમ્ ॥૧૫॥

અન્વયઃ-સ્નેહવસ્તિઃ શીતે ચ વસન્તે દિવા પ્રદીયતે, ગ્રીષ્મવર્ષાશરત્કાલે રાત્રૌ અનુવાસનં સ્યાત્ ॥

શીતકાળમાં અને વસંતઋતુમાં સ્નેહની બસ્તિ દિવસે અપાય છે અને ગ્રીષ્મઋતુમાં, વર્ષાઋતુમાં તથા શરદઋતુમાં સ્નેહની બસ્તિ રાત્રે દેવી જોઈએ. ૧૫

### અતિસ્નિગ્ધ જમાડી અનુવાસન નહિ

ન ચાતિસ્નિગ્ધમશનં ભોજયિત્વાઽનુવાસયેત્ ।
મદં મૂર્ચ્છાં ચ જનયેદ્દ્વિધા સ્નેહઃ પ્રયોજિતઃ ॥૧૬

અન્વયઃ-અતિસ્નિગ્ધમ્ અશનં ભોજયિત્વા ન ચ અનુવાસયેત્, (યતઃ) દ્વિધા પ્રયોજિતઃ સ્નેહઃ મદં ચ મૂર્ચ્છાં જનયેત્ ॥

રોગીને ઘણા ઘી કે તેલવાળું ભોજન જમાડી અનુવાસન બસ્તિ ન દેવી; કારણ કે જમવામાં અને પિચકારીમાં એમ બે પ્રકારે યોજાયેલો સ્નેહ મદને અને મૂર્છાને ઉત્પન્ન કરે છે. ૧૬

ટીકા-દ્વિધા-ભોજને વસ્તૌ ચ ।

### યથોચિત સ્નેહવાળું જમાડી અનુવાસન દેવું

રૂક્ષં ભુક્તવતોઽત્યન્તં વલં વર્ણં ચ હાપયેત્ ।
યુક્તસ્નેહમતો જન્તું ભોજયિત્વાઽનુવાસયેત્ ॥૧૭

અન્વયઃ-અત્યન્તં રૂક્ષં ભુક્તવતઃ (અનુવાસનં) વલં ચ વર્ણં હાપયેત્, અતઃ જન્તું યુક્તસ્નેહં ભોજયિત્વા અનુવાસયેત્ ॥

જેણે અત્યંત રૂક્ષ અન્ન ખાધું હોય તેને બસ્તિ દેવાથી બળનો અને વર્ણનો તે નાશ કરે છે, માટે રોગીને યથાયોગ્ય ઘીવાળું અન્ન જમાડ્યા પછી બસ્તિ દેવી. ૧૭

ટીકા-યુક્તસ્નેહં-યથોચિતસ્નેહં ભોજ્યં ભોજયિત્વેત્યર્થઃ ।

### ખૂબ ઓછી કે ખૂબ વધારે માત્રા નહિ

હીનમાત્રાવુભૌ વસ્તી નાતિકાર્યકરૌ સ્મૃતૌ ।
અતિમાત્રૌ તથાઽનાહક્લમાતીસારકારકૌ ॥ ૧૮ ॥

અન્વયઃ-ઉભૌ વસ્તી હીનમાત્રૌ અતિકાર્યકરૌ ન સ્મૃતૌ, તથા અતિમાત્રૌ આનાહક્લમાતીસારકારકૌ (ભવતઃ) ।

અનુવાસન અને નિરૂહ નામની બન્ને બસ્તિ જો ઓછી માત્રાથી દેવાય તો જોઈએ તેવું કામ કરતી નથી; અને વધુ માત્રાથી દેવાય તો આફરો, ગ્લાનિ અને અતીસારને ઉત્પન્ન કરે છે. ૧૮

ટીકાઃ-ઉભૌ વસ્તી-અનુવાસનનિરૂહાખ્યૌ ।

### સ્નેહબસ્તિની માત્રા

ઉત્તમા સ્યાત્પલૈઃ ષડ્ભિર્મધ્યમા સ્યાત્પલૈસ્ત્રિભિઃ ।
પલાધ્યર્ધેન હીના સ્યાદુક્તા માત્રાઽનુવાસને ॥૧૯॥

અન્વયઃ-અનુવાસને માત્રા ઉક્તા (યથા,-ષડ્ભિઃ પલૈઃ ઉત્તમા સ્યાત્, ત્રિભિ પલૈઃ મધ્યમા સ્યાત્, પલાધ્યર્ધેન હીના સ્યાત્ ॥

અનુવાસન બસ્તિમાં સ્નેહની માત્રા આ પ્રમાણે કહી છે કે છ પલની માત્રા ઉત્તમ, ત્રણ પલની માત્રા મધ્યમ અને દોઢ પલની માત્રા કનિષ્ઠ-ખૂબ ઓછી જાણવી. (પલ એટલે ચાર તોલા.) ૧૯

### સ્નેહમાં નાખવાનું ચૂર્ણ અને તેની માત્રા

શતાહ્વાસૈન્ધવાભ્યાં ચ દેયં સ્નેહે ચ ચૂર્ણકમ્ ।
તન્માત્રોત્તમમધ્યાઽન્ત્યા ષટ્ચતુર્દ્વયમાષકૈઃ ॥૨૦॥

અન્વયઃ-સ્નેહે ચ શતાહ્વાસૈન્ધવાભ્યાં ચ ચૂર્ણકં દેયમ્, તન્માત્રા ષટ્-ચતુર્-દ્વયમાષકૈઃ ઉત્તમમધ્યાઽન્ત્યા (ભવતિ) ॥

સ્નેહમાં સુવાનું અને સિંધવનું ચૂર્ણ નાખવું જોઈએ; એ ચૂર્ણની માત્રા છ માષની ઉત્તમ, ચાર માષની મધ્યમ અને બે માષની કનિષ્ઠ જાણવી. (છ રતિનો એક માષ ગણાય છે.)

### વિરેચન આપી સાત દિવસે અનુવાસન

વિરેચનાત્સપ્તરાત્રે ગતે જાતવલાય ચ ।
ભુક્તાન્નાયાનુવાસ્યાય વસ્તિર્દેયોઽનુવાસનઃ ॥૨૧॥

અન્વયઃ-વિરેચનાત્ સપ્તરાત્રે ગતે જાતવલાય ભુક્તાન્નાય ચ અનુવાસ્યાય અનુવાસનઃ વસ્તિઃ દેયઃ ॥

રેચ લીધાને સાત દિવસ-રાત વીત્યા પછી જેના શરીરમાં બળ આવ્યું હોય એવા રોગીને જમાડ્યા પછી અનુવાસનબસ્તિ દેવી.

### શું કરાવીને અનુવાસન દેવાય?

અથાનુવાસ્યં સ્વભ્યક્તમુષ્ણામ્બુસ્વેદિતં શનૈઃ ।
ભોજયિત્વા યથાશાસ્ત્રં કૃતચઙ્ક્રમણં તતઃ ।
ઉત્સૃષ્ટાનિલવિણ્મૂત્રં યોજયેત્ સ્નેહવસ્તિના ॥૨૨

अन्वयः—अथ सम्यक् शनैः उष्णाम्बुसेचितम् अनुवास्यं यथाशास्त्रं भोजयित्वा ततः कृतचङ्क्रमणम् उत्सृष्टानिलविण्मूत्रं स्नेहबस्तिना योजयेत्॥

રોગીને સારી રીતે તેલ ચોળી, ધીરે ધીરે ઊના પાણીથી નવડાવી, ભોજન કરાવી, શાસ્ત્રની રીતિ પ્રમાણે પગથી વારંવાર ચલાવી, ઝાડો કરાવી, મુતરાવી અને પવન છોડાવીને પછી અનુવાસન બસ્તિ દેવી. ૨૨

टीका—उष्णाम्बुसेचितम्—उष्णाम्बुना सिक्तम्।

## સ્નેહબસ્તિ આપવાની રીત

सुप्तस्य वामपार्श्वेन वामजङ्घाप्रसारिणः।
कुञ्चितापरजङ्घस्य नेत्रं स्निग्धे गुदे न्यसेत्॥२३॥
बद्ध्वा बस्तिमुखं सूत्रैर्वामहस्तेन धारयेत्।
पीडयेद्दक्षिणेनैव मध्यवेगेन धीरधीः॥२४॥
जृम्भाकासक्षवादींश्च बस्तिकाले न कारयेत्।
त्रिंशन्मात्रामितः कालः प्रोक्तो बस्तेस्तु पीडने॥२५
ततः प्रणिहिते स्नेहे, उत्तानो वाक्शतं भवेत्।
स्वजानुनः करावर्तं कुर्याच्छोटिकया पुनः॥२६
एषा मात्रा भवेदेका सर्वत्रैवैष निश्चयः।
निमेषोन्मेषणं पुंसामङ्गुल्या छोटिकाऽथवा॥२७
गुर्वक्षरोच्चारणं वा मात्रेयं स्मृता बुधैः।
प्रसारितैः सर्वगात्रैस्तथा वीर्यं प्रसर्पति॥२८॥

अन्वयः—वामपार्श्वेन सुप्तस्य वामजङ्घाप्रसारिणः कुञ्चितापरजङ्घस्य (रोगिणः) स्निग्धे गुदे नेत्रं न्यसेत्॥ धीरधीः (वैद्यः) सूत्रैः बद्ध्वा बस्तिमुखं च वामहस्तेन धारयेत्, दक्षिणेन एव (हस्तेन) मध्यवेगेन पीडयेत्। बस्तिकाले च जृम्भाकासक्षवादीन् न कारयेत्। बस्तेः पीडने तु त्रिंशन्मात्रामितः कालः प्रोक्तः। स्वजानुनः करावर्तं कुर्यात्, पुनः छोटिकया एषा एका मात्रा भवेत्, एष सर्वत्र एव निश्चयः (अस्ति) अथवा पुंसां निमेषोन्मेषणम्, अङ्गुल्या छोटिका वा गुर्वक्षरोच्चारणं स्यात्, इयं बुधैः मात्रा स्मृता, ततः स्नेहे प्रणिहिते (सति) च [illegible] प्रसारितैः सर्वगात्रैः उत्तानः भवेत्, तथा वीर्यं प्रसर्पति॥

રોગીને ડાબા પડખાભર સુવડાવી, ડાબો સાથળ લાંબો કરાવી, જમણો સાથળ સંકોચાવી, ગુદાને ચીકણી કરી પછી તેમાં નળી નાખવી. ધીરબુદ્ધિવાળા વૈદ્યે દોરાથી બાંધેલા પિચકારીના મોઢાને ડાબા હાથથી પકડી રાખી જમણા હાથથી મધ્યમ વેગે દાબ દેવો. પિચકારી દેવાના સમયે (વૈદ્યે કે) રોગીએ બગાસું કે ઉધરસ ખાવી નહીં અને છીંક પણ ખાવી નહીં. પિચકારીને દબાવવાનો કાળ ત્રીશ માત્રા સુધીનો સમજવો. પોતાના ગોઠણને હાથનો આંટો લઈ એક ચપટી વગાડવામાં આવે, અથવા આંખ મીંચીને ઉઘાડવામાં આવે, અથવા ચપટી વગાડવામાં આવે, અથવા એક ગુરુ અક્ષરનું ઉચ્ચારણ કરવામાં આવે, તેટલો સમય એક માત્રા કહેવાય છે શરીરમાં સ્નેહ સારી રીતે પેઠા પછી સો માત્રા સુધી—એટલે સો ગુરુ અક્ષરોનું ઉચ્ચારણ થાય, તેટલા કાળ સુધી સઘળાં ગાત્રો લાંબાં કરી ચત્તા સૂવું, કે જેથી સઘળા શરીરમાં સ્નેહ પ્રસરી જાય.

टीका—यथा वीर्यं—स्नेहः॥

ताडयेत्तलयोरेनं त्रींस्त्रीन्वारान् शनैः शनैः।
स्फिचोश्चैनं तथा श्रोण्यौ शय्यां चैवोत्क्षिपेत्ततः।
स्फिचोर्वैवं स्वपाणिभ्यां पूर्ववत्ताडयेद् बुधः।
शय्यां च पादतस्तस्य त्रीन् वारानुत्क्षिपेत्ततः॥३०
जाते विधाने तु ततः कुर्यान्निद्रां यथासुखम्॥३१
सानिलः सपुरीषश्च स्नेहः प्रत्येति यस्य तु।
उपद्रवं विना शीघ्रं स सम्यगनुवासितः॥३२॥

अन्वयः—ततः (वैद्यः) एनं तलयोः त्रीन् त्रीन् वारान् शनैः शनैः ताडयेत्, तथा स्फिचौ च श्रोण्यौ (ताडयेत्), शय्यां च उत्क्षिपेत् एवं ततः बुधः एवं पूर्ववत् स्फिचौ (स्वपाणिभ्याम्) ताडयेत्, शय्यां च तस्य पादतः त्रीन् वारान् उत्क्षिपेत्, (एवं) विधाने जाते ततः यथासुखं निद्रां कुर्यात्। यस्य तु उपद्रवं विना सानिलः च सपुरीषः स्नेहः शीघ्रं प्रत्येति, सः सम्यक् अनुवासितः (ज्ञेयः)

પછી વૈદ્યે રોગીના પગના બન્ને તળિયાંમાં ત્રણ ત્રણ વાર ધીમે ધીમે પોતાના હાથનાં તળિયાં ઠોકવાં; એ જ રીતે બન્ને સાથળ ઉપર તથા બન્ને કુલા ઉપર પણ ઠોકવાં. પછી તેની શય્યા ઊંચકાવવી અને ફરી પણ સમજુ વૈદ્યે, રોગીની બન્ને સાથળ પર પહેલાંની પેઠે પોતાના બન્ને હાથનાં તળિયાં ઠોકવાં; તેમજ શય્યાને તેના પગ આગળથી ત્રણ વાર ઊંચી કરવી. એ પ્રમાણે ક્રિયા થઈ રહ્યા પછી રોગીએ સુખેથી નિદ્રા કરવી. જે રોગીને કોઈ પણ ઉપદ્રવ થયા વિના પવન સહિત અને વિષ્ઠા સહિત સ્નેહ ગુદામાંથી તરત પાછો નીકળે, તેને

સારી રીતે અનુવાસિત થયો સમજવો. ૨૯—૩૨

टीका-उपद्रवस्थाने 'औपचोपौ' इति सुश्रुते पाठः ।

जीर्णान्नमथ सायाह्ने स्नेहे प्रत्यागते पुनः ।
लघ्वन्नं भोजयेत्कामं दीप्ताग्निस्तु नरो यदि ॥ ३३॥
अनुवासिताय दातव्यमितरेऽह्नि सुखोदकम् ।
धान्यशुण्ठीकषायं वा स्नेहव्यापत्तिनाशनम् ॥३४॥

अन्वयः-अथ स्नेहे पुनः प्रत्यागते (सति) यदि तु नरः दीप्ताग्निः (चेत् तर्हि) जीर्णान्ने (तम्) सायाह्ने कामं लघ्वन्नं भोजयेत् ॥ अनुवासिताय (तस्मै) स्नेहव्यापत्तिनाशने इतरे अह्नि सुखोदकं वा धान्यशुण्ठीकषायं दातव्यम् ॥

સ્નેહ ગુદામાંથી પાછો નીકળ્યા પછી રોગી જો પ્રદીપ્ત અગ્નિવાળો હોય અને તેણે ખાધેલું અન્ન પચી ગયું હોય તો તેને સાંજે તેની ઇચ્છા પ્રમાણે હલકું અન્ન જમવા આપવું. જેને અનુવાસન બસ્તિ દીધેલ હોય એવા તેને સ્નેહના વિકારનો નાશ કરવા માટે બીજા દિવસે ઊનું પાણી અથવા ધાણાનો અને સૂંઠનો કાઢો પાવો. ૩૩,૩૪

टीका-सुखोदकमुष्णोदकं, व्यापत्तिर्व्याधिः ।

अनेन विधिना षड् वा सप्त चाष्टौ नवापि वा ।
विधेया बस्तयस्तेषामन्ते चैव निरूहणम् ॥ ३५॥
दत्तस्तु प्रथमो बस्तिः स्नेहयेद् बस्तिवङ्क्षणौ ।
सम्यग् दत्तो द्वितीयस्तु मूर्धस्थमनिलं जयेत् ॥३६॥
बलं वर्णं च जनयेत्तृतीयस्तु प्रयोजितः ।
चतुर्थपञ्चमौ दत्तौ स्नेहयेतां रसासृजी ॥ ३७॥
षष्ठो मांसं स्नेहयति सप्तमो मेद एव च ।
अष्टमो नवमश्चास्थि मज्जानं च यथाक्रमम् ॥ ३८॥

अन्वयः-अनेन विधिना षड् वा सप्त च अष्टौ वा नव अपि बस्तयः विधेयाः, तेषाम् अन्ते एव च निरूहणं देयम् ॥ प्रथमः दत्तः बस्तिः तु बस्तिवङ्क्षणौ स्नेहयेत्, सम्यग् दत्तः द्वितीयः तु मूर्धस्थम् अनिलं जयेत् ॥ तृतीयः तु प्रयोजितः (बस्तिः) बलं च वर्णं जनयेत्, चतुर्थपञ्चमौ दत्तौ (बस्ती) रसासृजी स्नेहयेताम्, षष्ठः मांसं स्नेहयति, सप्तमः च मेदः एव (स्नेहयेत्), अष्टमः च नवमः यथाक्रमम् अस्थि च मज्जानं (स्नेहयेताम्) ॥

એ રીતે છ, સાત, આઠ અથવા નવ અનુવાસન બસ્તિ દેવી અને તે સઘળી બસ્તિઓ દેવાઈ રહ્યા પછી છેવટે નિરૂહબસ્તિ દેવી. પહેલી આપેલી બસ્તિ મૂત્રાશય અને સાથળના સાંધા સ્નિગ્ધ કરે છે; બરાબર આપેલી બીજી બસ્તિ માથાનો પવન શાંત કરે છે અને ત્રીજી આપેલી બસ્તિ બળ કરે છે તથા વર્ણ સારો કરે છે; ચોથી અને પાંચમી આપેલી બસ્તિ રસ તથા રુધિરને સ્નિગ્ધ કરે છે; છઠ્ઠી બસ્તિ માંસને સ્નિગ્ધ કરે છે; સાતમી બસ્તિ મેદને સ્નિગ્ધ કરે છે, આઠમી બસ્તિ હાડકાં સ્નિગ્ધ કરે છે અને નવમી બસ્તિ મજ્જાને સ્નિગ્ધ કરે છે.

टीका-यथाक्रममिति वचनादष्टमोऽस्थि स्नेहयेत् ।

एवं शुक्रगतान्दोषान् द्विगुणः साधु साधयेत् ॥ ३९

अन्वयः-एवं द्विगुणः (बस्तिः) शुक्रगतान् दोषान् साधु साधयेत् ॥

આમ અઢાર બસ્તિઓ દેવાથી વીર્યના દોષો પણ સારી રીતે મટી જાય છે. ૩૯

टीका-अष्टादशदिवसावधिको बस्तिः ।

अष्टादशाष्टादशकाद्दिनाद्यो ना निषेवते ।
स कुञ्जरबलोऽश्वस्य जवतुल्योऽमरप्रभः ॥ ४०॥
रूक्षाय बहुवाताय स्नेहबस्तिं दिने दिने ।
दद्याद्वैद्यस्तथान्येषामग्न्याबाधभयात् त्र्यहात् ॥४१॥

अन्वयः-यः ना अष्टादशकात् दिनात् अष्टादश (बस्तीन्) निषेवते, सः कुञ्जरबलः अश्वस्य जवतुल्यः अमरप्रभः (भवति) ॥ वैद्यः रूक्षाय बहुवाताय दिने दिने स्नेहबस्तिं दद्यात्, अन्येषाम् अग्न्याबाधभयात् त्र्यहात् (दद्यात्) ॥

જે પુરુષ અઢાર દિવસ સુધી અઢાર બસ્તિઓનું સેવન કરે, તે હાથીના જેવા બળવાળો, ઘોડાના જેવા વેગવાળો અને દેવના જેવી કાંતિવાળો થાય છે. જે માણસ રૂક્ષ હોય અને ઘણા વાયુવાળો હોય તેને વૈદ્યે હમેશાં બસ્તિ દેવી અને બીજાઓને અગ્નિમાં હરકત ન થાય તે માટે ત્રણ ત્રણ દિવસના આંતરે બસ્તિ દેવી. ૪૦,૪૧

स्नेहोऽल्पमात्रो रूक्षाणां दीर्घकालमनत्ययः ।
तथा निरूहः स्निग्धानामल्पमात्रः प्रशस्यते ॥ ४२॥
अथवा यस्य तत्कालं स्नेहो निर्याति केवलः ।
तस्याप्यल्पतरो देयो न हि स्निग्धेऽवतिष्ठते ॥ ४३॥

अन्वयः-रूक्षाणाम् अल्पमात्रः स्नेहः दीर्घकालम् अनत्ययः (भवति), तथा स्निग्धानाम् अल्पमात्रः निरूहः प्रशस्यते। अथवा यस्य तत्कालं केवलः स्नेहः

षट्सप्ततिर्व्यापदस्तु जायन्ते वस्तिकर्मणः ।
दूषितात् समुदायेन ताश्चिकित्स्यास्तु सुश्रुतात् ॥

अन्वयः—दूषितात् तु वस्तिकर्मणः षट्सप्ततिः व्यापदः जायन्ते, ताः सुश्रुतात् समुदायेन चिकित्स्याः ॥

બસ્તિ ક્રિયામાં કાંઈક વિપરીતપણું થઈ જાય તો છોતેર પ્રકારના રોગો ઉત્પન્ન થાય છે; એ રોગો જો ઉત્પન્ન થયા હોય તો સુશ્રુતમાં કહ્યા પ્રમાણે યોગ્ય નળી આદિ સામગ્રીઓથી તેઓની ચિકિત્સા કરવી. ૫૨

टीका—समुदायेन—समुचितनेत्रादिसामग्र्या ।

पानाहारविहाराश्च परिहाराश्च कृत्स्नशः ।
स्नेहपानसमाः कार्या नात्र कार्या विचारणा ॥ ५३

अन्वयः—अत्र च पानाहारविहाराः च परिहाराः कृत्स्नशः स्नेहपानसमाः कार्याः, अत्र विचारणा न कार्या ॥

આ ક્રિયામાં પાન, આહાર, વિહાર અને સઘળા નિષેધો સ્નેહપાનની રીતિ પ્રમાણે પાળવા; તેમાં સંશય કરવો નહીં. ૫૩

## નિરૂહબસ્તિવિધિ

### નિરૂહબસ્તિના ભેદો

निरूहवस्तिर्बहुधा भिद्यते कारणान्तरैः ।
तैरेव तस्य नामानि कृतानि मुनिपुङ्गवैः ॥ १ ॥

अन्वयः—कारणान्तरैः निरूहवस्तिः बहुधा भिद्यते, मुनिपुंगवैः तैः एव तस्य नामानि कृतानि ( सन्ति ) ॥

જુદાં જુદાં ( ઔષધોની મેળવણીરૂપ સમવાયી ) કારણોથી નિરૂહબસ્તિના ઘણા પ્રકારો થાય છે અને એ પ્રકારો ઉપરથી જ ઉત્તમ મુનિઓએ, તે બસ્તિનાં જુદાં જુદાં નામો પાડ્યાં છે. ૧

टीका—कारणान्तरैः—समवायिकारणभेदैः ।

### નિરૂહનું બીજું નામ આસ્થાપન

निरूहस्यापरं नाम प्रोक्तमास्थापनं बुधैः ।
स्वस्थाने स्थापनाद्दोषधातूनां स्थापनं मतम् ॥२

अन्वयः—बुधैः निरूहस्य अपरं नाम आस्थापनं प्रोक्तम्, ( यतः ) दोषधातूनां स्वस्थाने स्थापनात् स्थापनं मतम् ॥

પંડિતોએ નિરૂહબસ્તિનું બીજું નામ 'આસ્થાપન' કહેલું છે; કારણ કે એથી દોષોનું અને ધાતુઓનું પોતપોતાને સ્થાને સ્થાપન થતું હોવાથી તે આસ્થાપન મનાય છે.



### નિરૂહ બસ્તિનું માપ

निरूहस्य प्रमाणं तु प्रस्थपादोत्तरं परम् ।
मध्यमं प्रस्थमुद्दिष्टं हीनं च कुडवास्त्रयः ॥३॥

अन्वयः—निरूहस्य तु प्रस्थपादोत्तरं परं प्रमाणं, प्रस्थं मध्यमं, च त्रयः कुडवाः हीनं उद्दिष्टम् ॥

નિરૂહબસ્તિની સવા પ્રસ્થની માત્રા ઉત્તમ સમજવી, એક પ્રસ્થની માત્રા મધ્યમ સમજવી અને ત્રણ કુડવની માત્રા કનિષ્ઠ સમજવી. ૩

टीका—परं—श्रेष्ठम् ।

### નિરૂહબસ્તિ કોને ન દેવી ?

अतिस्निग्धोऽक्लिष्टदोषः क्षतोरस्कः कृशस्तथा ।
आध्मानच्छर्दिहिक्काऽर्शःकासश्वासप्रपीडितः ॥४॥
गुदशोफातिसारार्तो विषूचीकुष्ठसंयुतः ।
गर्भिणी मधुमेही च नास्थाप्यश्च जलोदरी ॥५॥

अन्वयः—अतिस्निग्धः अक्लिष्टदोषः क्षतोरस्कः तथा कृशः आध्मानच्छर्दिहिक्कार्शःकासश्वासप्रपीडितः गुदशोफातिसारार्तः विषूचीकुष्ठसंयुतः गर्भिणी मधुमेही च जलोदरी न आस्थाप्यः ॥

જે અત્યંત સ્નિગ્ધ શરીરવાળો હોય, જેના દોષોને પકાવીને તે તે સ્થાનકોમાંથી ખસેડ્યા ન હોય, જેને છાતીમાં ક્ષતનું દરદ હોય, જે દૂબળો હોય, જેનું પેટ આફરી આવ્યું હોય; જે ઊલટીથી કે હેડકીથી પીડાયેલો હોય, અથવા જે ઉધરસવાળો, શ્વાસવાળો, ગુદાની પીડાવાળો, સોજાવાળો, ઝાડાના રોગથી પીડાયેલો, કૉલેરાવાળો તથા કોઢિયો હોય, જે સ્ત્રી ગર્ભવાળી હોય, જે મધુમેહવાળો અને જળોદરવાળો હોય, તેઓને નિરૂહબસ્તિ ન દેવી. ૪,૫

टीका—अक्लिष्टदोषः—अदत्तोत्क्लेशन इति यावत् । क्षतोरस्कः—उरःक्षतवान् ।

### નિરૂહબસ્તિ કોને દેવી ?

वातव्याधावुदावर्ते वातासृग्विषमज्वरे ।
मूर्च्छातृष्णोदरानाहमूत्रकृच्छ्राश्मरीषु च ॥ ६ ॥
वृद्ध्यसृग्दरमन्दाग्निप्रमेहेषु निरूहणम् ।
शूलेऽम्लपित्ते हृद्रोगे योजयेद्विधिवद् बुधः ॥७॥

अन्वयः—वातव्याधौ उदावर्ते वातासृग्विषमज्वरे मूर्च्छातृष्णोदरानाहमूत्रकृच्छ्राश्मरीषु वृद्ध्यसृग्दरमन्दाग्निप्रमेहेषु शूले अम्लपित्ते च हृद्रोगे बुधः विधिवत् निरूहणं योजयेत् ॥

વાયુસંબંધી વ્યાધિ, ઉદાવર્ત્ત રોગ. વાત-

શ્રમ, વિષમજ્વર, મૂર્છા, તરસ, ઉદરરોગ, પેટનું ચડવું, મૂત્રકૃચ્છ્ર, પથરી, વધરાવળ, લોહીવાળુ મરડો, અગ્નિનું મન્દપણું, પ્રમેહ, શૂળ, અમ્લપિત્ત અને હૃદયના રોગમાં સમજુ વૈદ્યે વિધિપૂર્વક નિરૂહબસ્તિ દેવી. ૬,૭

### રોગીને શું કરાવી ક્યા વખતે ક્યાં નિરૂહબસ્તિ આપવી?

उत्सृष्टानिलविण्मूत्रं स्निग्धं स्विन्नमभोजनम्।
मध्याह्ने गृहमध्ये च यथायोग्यं निरूहयेत् ॥८॥

અપાન વાયુની, ઝાડાની કે પેશાબની કાંઈ પણ હાજત થઈ હોય, તો તે હાજત જેણે પૂરી કરી લીધી હોય, તેલ આદિથી જેને બરાબર માલિસ કર્યું હોય, ગરમ પાણીથી જેને નવડાવેલ હોય અને જે ભૂખ્યો રહ્યો હોય એવા રોગીને સમજુ વૈદ્યે બપોરના વખતે ઘરની અંદર યથાયોગ્ય નિરૂહબસ્તિ દેવી.

टीका—स्निग्धं—स्नेहयुक्तम्। स्विन्नं स्वेदयुक्तम्।

### નિરૂહવિધાન અને તે પછીનું કર્તવ્ય

स्नेहबस्तिविधानेन बुधः कुर्यान्निरूहणम्।
जाते निरूहे च ततो भवेदुत्कटकासनः ॥
तिष्ठेन्मुहूर्तमात्रं तु निरूहागमनेच्छया ॥९॥

अन्वय—बुध स्नेहबस्तिविधानेन निरूहणं कुर्यात्, निरूहे च जाते ततः निरूहागमनेच्छया मुहूर्तमात्रं तु उत्कटकासनः भवेत्॥

વિદ્વાન વૈદ્યે સ્નેહબસ્તિની વિધિ પ્રમાણે નિરૂહબસ્તિ દેવી. નિરૂહબસ્તિ અપાયા પછી તે પિચકારીને ગુદાદ્વારથી પાછી બહાર કાઢવા રોગીએ બે ઘડી સુધી ઉભડક બેસવું (એટલે બે ઘડીની અંદર નિરૂહબસ્તિ પાછી નીકળે છે)

टीका—अत्र मुहूर्तं घटीद्वयात्मकमपि बोध्यम्—निरूहागमनेच्छया मुहूर्तमात्रम्।

### બે ઘડી સુધીમાં નિરૂહ પાછું ન નીકળે તો?

अनायाते मुहूर्ते तु निरूहे शोधनं हरेत्॥
निरूहैरेव मतिमान् क्षारमूत्राम्लसंयुतैः ॥१०॥

अन्वय—मुहूर्ते तु अनायाते निरूहे मतिमान् क्षारमूत्राम्लसंयुतैः निरूहैः एव शोधनं हरेत्॥

જો બે ઘડી સુધીમાં નિરૂહબસ્તિ પાછી ન નીકળે, તો જવખાર, મૂત્ર, લીંબુનો રસ અને સૈંધવની પિચકારીઓ મારવારૂપ શોધન ના ઉપાયોથી તે નિરૂહબસ્તિને પાછી કાઢ

### નિરૂહબસ્તિ બરાબર લાગુ થયેલી કોને

यस्य क्रमेण गच्छन्ति विट्पित्तकफवायवः।
लाघवं चोपजायेत सुनिरूढं तमादिशेत् ॥११॥

अन्वय—यस्य क्रमेण विट्पित्तकफवायवः गच्छन्ति लाघवं च उपजायेत, तं सुनिरूढम् आदिशेत्॥

જે માણસને અનુક્રમે વિષ્ઠા, પિત્ત, કફ અને વાયુ નીકળી જાય અને શરીરમાં સ્ફૂર્તિ હલકાઈ માલૂમ થાય, તેને 'નિરૂહબસ્તિ બરાબર લાગી છે' એમ કહેવું. ૧૧

### નિરૂહબસ્તિ બરાબર ન લાગુ થયેલી કોને

यस्य स्याद्बस्तिरल्पाल्पवेगो हीनमलानिलः।
मूर्च्छार्तिजाड्यारुचिमान् दुर्निरूढं तमादिशेत्॥

अन्वय—यस्य बस्तिः अल्पाल्पवेगः हीनमलानिलः मूर्च्छार्तिजाड्यारुचिमान् स्यात्, तं दुर्निरूढम् आदिशेत्॥

જે માણસને પિચકારી થોડી થોડી વેગથી પાછી નીકળે, મળ તથા પવન થોડા થોડા નીકળે, મૂર્છા આવે, પીડા થાય, જડતા થાય અને અરુચિ ઉત્પન્ન થાય, તેને નિરૂહબસ્તિ બરાબર લાગી નથી, એમ કહેવું. ૧૨

### આસ્થાપન અને સ્નેહબસ્તિ બરાબર અપાયાનું લક્ષણ

विविक्तता मनस्तुष्टिः स्निग्धता व्याधिनिग्रहः।
आस्थापनस्नेहबस्त्योः सम्यग्दाने तु लक्षणम् ॥१३॥

આપેલું ઔષધ બહાર નીકળી જાય, મનની પ્રસન્નતા થાય, સ્નિગ્ધપણું થાય અને રોગ મટી જાય, એ નિરૂહબસ્તિ તથા સ્નેહબસ્તિ સારી રીતે દેવાયાના લક્ષણો છે ૧૩

टीका—विविक्तता—स्रोतोविमलत्वम्।

### બે, ત્રણ કે ચાર વાર પણ નિરૂહબસ્તિ દેવાય

अनेन विधिना युञ्ज्यान्निरूहं बस्तिदानवित्।
द्वितीयं वा तृतीयं वा चतुर्थं वा यथोचितम् ॥१४॥

अन्वय—बस्तिदानवित् अनेन विधिना द्वितीयं वा तृतीयं वा चतुर्थं वा निरूहं युञ्ज्यात्॥

બસ્તિ દેવાનું બરાબર જાણનાર વૈદ્યે એ પ્રકારથી નિરૂહબસ્તિ દેવી. યોગ્ય લાગે તો એ બસ્તિ બીજી વાર, ત્રીજી વાર અને ચોથી વાર પણ દેવી. ૧૪

### કયા દોષમાં કયું નિરૂહણ દેવું ?

સસ્નેહ એકઃ પવને પિત્તે દ્વૌ પયસા સહ ।
કષાયકટુમૂત્રાદ્યાઃ કફયુષ્ણાસ્ત્રયો હિતાઃ ।
પિત્તશ્લેષ્માનિલાવિષ્ટં ક્ષીરયૂષરસૈઃ ક્રમાત્ ॥
નિરૂઢં ભોજયિત્વા ચ તતસ્તમનુવાસયેત્ ॥૧૫॥

અન્વયઃ-પવને સસ્નેહઃ એકઃ, પિત્તે પયસા સહ દ્વૌ, કફે કષાયકટુમૂત્રાદ્યાઃ ઉષ્ણાઃ ત્રયઃ હિતાઃ (સ્યુઃ)। પિત્તશ્લેષ્માનિલાવિષ્ટં (તુ) ક્રમાત્ ક્ષીરયૂષરસૈઃ (દદ્યાત્), તતઃ ચ નિરૂઢં તં ભોજયિત્વા અનુવાસયેત્ ॥

વાયુનો રોગ હોય તો સ્નેહવાળી એક નિરૂહબસ્તિ દેવી, પિત્તનો રોગ હોય તો દૂધવાળી બે નિરૂહબસ્તિ દેવી અને કફનો રોગ હોય તો તૂરા, તીખા અને મૂત્ર આદિ પદાર્થોને ગરમ કરી તેઓની ત્રણ નિરૂહ-બસ્તિઓ દેવી. જો માણસ પિત્ત, કફ અને વાયુ (ત્રણેથી) ઘેરાયેલ હોય તો અનુક્રમે દૂધની, મગના રસની અને માંસના રસની (ત્રણ) બસ્તિઓ દેવી. જેને નિરૂહબસ્તિ દેવામાં આવી હોય તે માણસને જમાડીને પછી અનુવાસનબસ્તિ દેવી. ૧૫

### કોમળ, વૃદ્ધ તથા બાળકને કેવી બસ્તિ ?

સુકુમારસ્ય વૃદ્ધસ્ય બાલસ્ય ચ મૃદુર્હિતઃ ।
બસ્તિસ્તીક્ષ્ણઃ પ્રયુક્તસ્તુ તેષાં હન્યાદ્બલાયુષી ॥૧૬

અન્વયઃ-સુકુમારસ્ય વૃદ્ધસ્ય ચ બાલસ્ય તુ મૃદુઃ બસ્તિઃ હિતઃ (સ્યાત્), તેષાં તીક્ષ્ણઃ બસ્તિઃ પ્રયુક્તઃ તુ (તેષાં) બલાયુષી હન્યાત્ ॥

સુકુમાર શરીરવાળાને, વૃદ્ધને અને બાળકને તો કોમળ જ બસ્તિ હિતકારક થાય છે; એમને જો તીક્ષ્ણ બસ્તિ દેવાય તો તેઓનાં બળનો અને આયુષનો નાશ કરે છે. ૧૬

### નિરૂહબસ્તિના ભેદો

દદ્યાદુત્ક્લેશનં પૂર્વં મધ્યં દોષહરં તતઃ ।
પશ્ચાત્સંશમનીયં ચ દદ્યાદ્બસ્તિં વિચક્ષણઃ ॥૧૭॥

અન્વયઃ-વિચક્ષણઃ પૂર્વમ્ ઉત્ક્લેશનં દદ્યાત્, તતઃ દોષહરં મધ્યં, પશ્ચાત્ ચ સંશમનીયં બસ્તિં દદ્યાત્ ॥

સમજુ વૈદ્યે પ્રથમ **ઉત્ક્લેશન** બસ્તિ દેવી, પછી **દોષહર** મધ્ય બસ્તિ દેવી અને તે પછી **સંશમનીય** બસ્તિ દેવી. ૧૭

### ઉત્ક્લેશન બસ્તિ

એરણ્ડબીજં મધૂકં પિપ્પલી સૈન્ધવં વચા ।
હપુષાફલકલ્કશ્ચ બસ્તિરુત્ક્લેશનઃસ્મૃતઃ ॥૧૮॥

એરંડી, મહુડાની છાલ, પીપર, સિંધવ, વજ અને પલાશીનાં ફળનો કલ્ક, એટલાંની બસ્તિ દેવામાં આવે, તે **ઉત્ક્લેશન** બસ્તિ કહેવાય છે. (જેથી દોષો પાકી પોતપોતાનાં સ્થાનોમાંથી ખસીને અલગ થઈ જાય છે.) ૧૮

### દોષહર બસ્તિ

શતાહ્વા મધુકં બિલ્વં કૌટજં ફલમેવ ચ ।
સકાઞ્જિકઃ સગોમૂત્રો બસ્તિર્દોષહરઃ સ્મૃતઃ ॥૧૯

શતાવરી, જેઠીમધ, બીલી તથા ઇંદ્રજવને કાંજીમાં તથા ગોમૂત્રમાં વાટી, તેથી બસ્તિ દેવામાં આવે, તે **દોષહર** બસ્તિ કહેવાય છે. (જેથી વાત આદિ દોષો દૂર થાય છે.) ૧૯

### સંશમન બસ્તિ

પ્રિયઙ્ગુર્મધુકં મુસ્તા તથૈવ ચ રસાઞ્જનમ્ ।
સક્ષીરઃ શસ્યતે બસ્તિર્દોષાણાં શમનઃ સ્મૃતઃ ॥૨૦

કાંગ, જેઠીમધ, નાગરમોથ અને રસવંતીને દૂધમાં વાટી, તેથી બસ્તિ દેવામાં આવે, તે **સંશમન** બસ્તિ કહેવાય છે. (જેથી દોષોનું શમન થાય છે.) ૨૦

### લેખન બસ્તિ

ત્રિફલાક્વાથગોમૂત્રક્ષૌદ્રક્ષારસમાયુતાઃ ।
ઊષકાદિપ્રતીવાપૈર્બસ્તયો લેખનાઃ સ્મૃતાઃ ॥૨૧॥

હરડાં, બહેડાં તથા આમળાંનો ક્વાથ, ગોમૂત્ર, મધ અને જવખારથી યુક્ત અને ઊષક આદિ ગણનાં વિશેષ ચૂર્ણોનાં પ્રક્ષેપવાળી જે બસ્તિ દેવામાં આવે, તે **લેખન** બસ્તિ કહેવાય છે. (એ બસ્તિથી મળો ઊખડી જાય છે.) ૨૧

ટીકા-ઊષકાદિપ્રતીવાપાઃ-ઊષકાદિગણવિશેષચૂર્ણ-પ્રક્ષેપાઃ ।

### બૃંહણ બસ્તિ

બૃંહણદ્રવ્યનિક્વાથૈઃ કલ્કૈર્મધુરકૈર્યુતાઃ ।
સર્પિર્માંસરસોપેતા બસ્તયો બૃંહણાઃ સ્મૃતાઃ ॥૨૨

અન્વયઃ-બૃંહણદ્રવ્યનિક્વાથૈઃ મધુરકૈઃ કલ્કૈઃ યુતાઃ સર્પિર્માંસરસોપેતાઃ બસ્તયઃ બૃંહણાઃ સ્મૃતાઃ ॥

ધાતુઓને વધારનારા પદાર્થોનો ક્વાથ, મધુર પદાર્થોના કલ્ક, ઘી અને માંસના રસથી જે બસ્તિ દેવામાં આવે, તે **બૃંહણ** બસ્તિ કહેવાય છે. (એ બસ્તિથી ધાતુઓની પુષ્ટિ થાય છે.) ૨૨

પિચકારી કરવામાં આવે, તે ઉત્તમ **યાપન** બસ્તિ કહેવાય છે. (એ બસ્તિથી પાચન થાય છે અને ઝાડો પણ ઊતરે છે.) ૩૧

ટીકા–इति पाचनसारकः यापनवस्तिः ।

### યુક્તરથ બસ્તિ

एरण्डमूलनिकाथो मधुतैलं ससैन्धवम् ।
एष युक्तरथो वस्तिः सवचापिप्पलीफलः ॥ ३२ ॥

अन्वयः–एरण्डमूलनिक्काथः, ससैन्धवं मधुतैलम्–एषः सवचापिप्पलीफलः युक्तरथः वस्तिः (कथ्यते) ॥

એરંડાનાં મૂળિયાંનો કવાથ કરી તેમાં મધ, તેલ, સિંધવ, વજ અને પીપર નાખવામાં આવે, તો તે **યુક્તરથ** નામે પિચકારી કહેવાય છે. ૩૨

### સિદ્ધ બસ્તિ

पञ्चमूलस्य निक्काथैस्तैलं मागधिका मधु ।
ससैन्धवः सयष्ट्याह्वः सिद्धवस्तिरिति स्मृतः ॥ ३३ ॥

अन्वयः–पञ्चमूलस्य निक्वाथैः (सह) तैलं मागधिका मधु ससैन्धवः सयष्ट्याह्वः (यः भवति सः) सिद्धवस्तिः इति स्मृतः ॥

પંચમૂળના કવાથમાં તેલ, પીપર, સિંધવ, તથા જેઠીમધ નાખીને જે પિચકારી કરવામાં આવે, તે **સિદ્ધબસ્તિ** કહેવાય છે. ૩૩

### નિરૂહબસ્તિ લેનારે કરવાનું તથા ત્યજવાનું

स्नानमुष्णोदकैः कुर्याद्दिवास्वप्नमजीर्णताम् ।
वर्जयेदपरं सर्वमाचरेत् स्नेहवस्तिवत् ॥ ३४ ॥

अन्वयः–(निरूहसेवी जनः) उष्णोदकैः स्नानं कुर्यात्, दिवास्वप्नम् अजीर्णतां वर्जयेत्, अपरं सर्वं स्नेहवस्तिवत् आचरेत् ॥

નિરૂહ બસ્તિ લેનારા માણસે ઊના પાણીથી નાહવું, દિવસે સૂવું નહીં, અજીર્ણ થવા દેવું નહીં અને બીજું સઘળું સ્નેહ બસ્તિની રીતિ પ્રમાણે કરવું. ૩૪

## ઉત્તરબસ્તિવિધિ

### ઉત્તરબસ્તિ નામ પડવામાં કારણ

अतः परं प्रवक्ष्यामि वस्तिमुत्तरसंज्ञितम् ।
निरूहादुत्तरो यस्मात्तस्मादुत्तरसंज्ञकः ॥ १ ॥

अन्वयः–अतःपरम् उत्तरसंज्ञितं वस्तिं प्रवक्ष्यामि–यस्मात् निरूहात् उत्तरः तस्मात् उत्तरसंज्ञकः (कथ्यते) ॥

હવે ઉત્તરબસ્તિ× વિષે કહું છું; આ બસ્તિ નિરૂહબસ્તિ દીધા પછી દેવા યોગ્ય હોય છે તેથી અથવા બસ્તિઓમાં નિરૂહની પછી આને જણાવેલ છે તેથી અથવા ગુદસ્થાનથી ઉત્તર કે ઉપર રહેલા ગુહ્યપ્રદેશોમાં આ અપાય છે, તેથી આ ઉત્તરબસ્તિ કહેવાય છે.

### ઉત્તરબસ્તિની નળી વિષે

द्वादशाङ्गुलकं नेत्रं मध्ये च कृतकर्णिकम् ।
मालतीपुष्पवृन्ताभं छिद्रं सर्षपनिर्गमम् ॥ २ ॥

अन्वयः–मध्ये कृतकर्णिकं मालतीपुष्पवृन्ताभं सर्षपनिर्गमं छिद्रं द्वादशाङ्गुलकं नेत्रं (भवेत्) ॥

મધ્યમાં ગાયના કાન જેવી ડોડીવાળી, માલતીના ફૂલના દીંટિયા (એટલે કળી) જેવી અને સરસવ નીકળે એટલા છિદ્રવાળી બાર આંગળની નળી કરવી. ૨

### ઉંમર પ્રમાણે ઉત્તરબસ્તિની માત્રા

पञ्चविंशतिवर्षाणामधो मात्रा द्विकार्षिकी ।
तदूर्ध्वं पलमात्रा च स्नेहस्योक्ता भिषग्वरैः ॥ ३ ॥

अन्वयः–भिषग्वरैः पञ्चविंशतिवर्षाणाम् अधः स्नेहे द्विकार्षिकी मात्रा, तदूर्ध्वं च (स्नेहे) पलमात्रा उक्ता ॥

ઉત્તમ વૈદ્યોએ પચીશ વર્ષથી ઓછી ઉંમરવાળાઓ માટે ઉત્તરબસ્તિમાં સ્નેહની માત્રા બે તોલાની અને એથી વધારે ઉંમરવાળાઓ માટે એ બસ્તિમાં સ્નેહની માત્રા ચાર તોલાની કહી છે. ૩

### ઉત્તરબસ્તિ આપવાની રીત

अथास्थापनशुद्धस्य तृप्तस्य स्नानभोजनैः ।
स्थितस्य जानुमात्रे च पीठेऽन्विष्य शलाकया ॥ ४ ॥
स्निग्धया मेढ्रमार्गं तु ततो नेत्रं नियोजयेत् ।
शनैः शनैर्घृताभ्यक्तं मेढ्ररन्ध्रेऽङ्गुलानि षट् ॥ ५ ॥
ततोऽवपीडयेद्वस्तिं शनैर्नेत्रं विनिर्हरेत् ।
ततः प्रत्यागते स्नेहे स्नेहवस्तिक्रमो हितः ॥ ६ ॥
स्त्रीणां कनिष्ठिकास्थूलं नेत्रं कुर्याद्दशाङ्गुलम् ।
मुद्गप्रवेशयोग्यं च योन्यन्तश्चतुरङ्गुलम् ॥ ७ ॥
द्व्यङ्गुलं मूत्रमार्गे च सूक्ष्मं नेत्रं नियोजयेत् ।
मूत्रकृच्छ्रविकारेषु बालानां त्वेकमङ्गुलम् ॥ ८ ॥
शनैर्निष्कम्पमाधेयं सूक्ष्मं नेत्रं विचक्षणैः ।
मालतीपुष्पवृन्ताभं नेत्रमित्युदितं पुनः ॥ ९ ॥

× લિંગમાં કે યોનિમાં પિચકારી મારવી તે ઉત્તરબસ્તિ કહેવાય છે.

वस्तिः क्वचित् न इचितः (भवेत्)। सम्यग् दत्तस्य उत्तरसंज्ञस्य वस्तेः लिङ्गानि व्यापदः च क्रमः स्नेहवस्तिना समानः एव (ज्ञेयः)॥

ઉત્તરબસ્તિ પુરુષોનાં વીર્યનાં દરદોને અને સ્ત્રીઓનાં ઋતુનાં દરદોને મટાડે છે. મેહના દરદવાળાઓને કદી પણ ઉત્તરબસ્તિની ક્રિયા કરવી નહીં. ઉત્તરબસ્તિ બરાબર દેવાયાની નિશાનીઓ તથા બરાબર ન દેવાઈ હોય તો તેથી થતી પીડાઓ અને બીજા પણ સઘળા ક્રમો સ્નેહની બસ્તિના જેવા જ સમજવા. ૧૪,૧૫

## ફલવર્તિવિધિ

### ફલવર્તિ એટલે શું?

ताभ्यक्ते गुदे क्षिप्ता श्लक्ष्णा स्वाङ्गुष्ठसन्निभा ।
मलप्रवर्तिनी वर्तिः फलवर्तिश्च सा स्मृता ॥१॥

अन्वयः–घृताभ्यक्ते गुदे क्षिप्ता श्लक्ष्णा स्वाङ्गुष्ठसन्निभा मलप्रवर्तिनी (या) च वर्तिः सा फलवर्तिः स्मृता ॥

ગુદામાં ઘી ચોપડીને રોગીના અંગૂઠા જેવી જાડી અને ચીકણી જે વાટ ઝાડો લાવવા ખોસવામાં આવે છે, તેને વૈદ્યો 'ફલવર્તિ' કહે છે. ૧

## નસ્યગ્રહણવિધિ

### નસ્ય એટલે શું?

नस्यं तत्कथ्यते धीरैर्नासाग्राह्यं यदौषधम् ।
नावनं नस्यकर्मेति तस्य नामद्वयं मतम् ॥१॥

अन्वयः–नासाग्राह्यं यत् औषधं तत् धीरैः नस्यं कथ्यते, तस्य 'नावनं' 'नस्यकर्म' इति नामद्वयं मतम् ॥

નાકથી ગ્રહણ કરાવવાનું જે ઔષધ હોય, તેને વિદ્વાનો 'નસ્ય' કહે છે; એનાં 'નાવન' અને 'નસ્યકર્મ' એ બે નામો છે. ૧

टीका–नस्यकर्म–नासिकायां कर्म–चिकित्सा येन तत् नस्यकर्म ॥ જેથી નાસિકામાં ચિકિત્સા થાય તે નસ્યકર્મ.

### એ નસ્યના બે ભેદો અને તે લેવાના સમય

नस्यभेदो द्विधा प्रोक्तो रेचनं स्नेहनं तथा ।
रेचनं कर्षणं प्रोक्तं स्नेहनं बृंहणं मतम् ॥२॥
कफपित्तानिलध्वंसे पूर्वमध्यापराह्णके ।
दिनस्य गृह्यते नस्यं रात्रावप्युत्कटे गदे ॥३॥

अन्वयः–रेचनं तथा स्नेहनम् (इति) नस्यभेदः द्विधा प्रोक्तः । (तत्र) कर्षणं रेचनं प्रोक्तम्, बृंहणं स्नेहनं मतम् । कफपित्तानिलध्वंसे दिनस्य पूर्व–मध्य–अपराह्णके नस्यं गृह्यते, गदे उत्कटे (सति) रात्रौ अपि (नस्यं गृह्यते) ॥

રેચન અને સ્નેહન એમ નસ્યના બે પ્રકારો છે; તેમાં જે નસ્યથી અંદરના પદાર્થોને ઓછા કરાય, તે રેચન કહેવાય છે અને જે નસ્યથી અંદરના પદાર્થોમાં પુષ્ટિ કરાય, તે સ્નેહન કહેવાય છે. કફ મટાડવો હોય તો દિવસના પ્રથમ ભાગના સમયમાં નસ્ય દેવું, પિત્ત મટાડવું હોય તો બપોરના વખતે નસ્ય દેવું અને વાયુ મટાડવો હોય તો દિવસના પાછલા ભાગમાં નસ્ય દેવું. જો રોગ ભયંકર હોય તો રાત્રિના સમયે પણ નસ્ય દેવું. ૨,૩

टीका–दिनस्य त्रिधा विभक्तस्य पूर्वभागादौ ॥

### નસ્ય ક્યારે ને કોણે ન લેવું?

नस्यं त्यजेद्भोजनान्ते दुर्दिने चापतर्पितः ।
तथा नवप्रतिश्यायी गर्भिणी ज्वरदूषितः ॥
अजीर्णी दत्तवस्तिश्च पीतस्नेहोदकासवः ॥४॥
क्रुद्धः शोकाभिभूतश्च तृषार्तौ वृद्धबालकौ ।
वेगावरोधी श्रान्तश्च स्नातुकामश्च वर्जयेत् ॥५॥
अष्टवर्षस्य बालस्य नस्यकर्म समाचरेत् ।
अशीतिवर्षादूर्ध्वं च नावनं नैव दीयते ॥६॥

अन्वयः–भोजनान्ते च दुर्दिने नस्यं त्यजेत्, तथा अपतर्पितः नवप्रतिश्यायी गर्भिणी ज्वरदूषितः अजीर्णी च दत्तवस्तिः पीतस्नेहोदकासवः क्रुद्धः च शोकाभिभूतः तृषार्तः वृद्धबालकौ वेगावरोधी च श्रान्तः च स्नातुकामः (नस्यं) वर्जयेत् । अष्टवर्षस्य बालस्य नस्यकर्म समाचरेत्, च अशीतिवर्षादूर्ध्वं नावनं नैव दीयते ॥

જમ્યા પછી તરત, વાદળાંઓથી ઢંકાયેલા દિવસમાં, લાંઘણ કરીને, તાજું સળેખમ થયું હોય ત્યારે; સ્નેહનું, જળનું કે આસવનું પાન કર્યું હોય ત્યારે, અજીર્ણ હોય તો, પિચકારી દેવાયા પછી, તાવ આવતો હોય તો, ક્રોધ ચડ્યો હોય ત્યારે અને નાહવાની ઇચ્છા થઈ હોય ત્યારે નસ્ય લેવું નહીં; તેમ જ

શોકથી પીડાયેલાઓએ, ગર્ભવાળી સ્ત્રીએ, થાકેલાઓએ, તરસ્યાઓએ, વૃદ્ધે, બાળકે અને મૂત્ર આદિના વેગોને રોકનારાએ પણ નસ્ય લેવું નહીં. બાળક જો આઠ વર્ષનો થયો હોય તો તેને નસ્ય દેવાય (પણ આઠ વર્ષની પહેલાં નસ્ય ન દેવાય); તેમ જ એંશી વર્ષથી ઉપરના વૃદ્ધને પણ નસ્ય ન દેવું. ૪-૬

टीका—नस्यमिति शेषः ॥

### રેચન નસ્ય અને તેનું માપ

अथ वैरेचनं नस्यं मात्रां तैलैः सुतीक्ष्णकैः ।
तीक्ष्णभेषजसिद्धैर्वा स्नेहैः क्वाथैः रसैस्तथा ॥७॥
नासिकारन्ध्रयोरष्टौ षट् चत्वारश्च बिन्दवः ।
प्रत्येकं रेचने योग्यं मुख्यमध्याल्पमात्रया ॥८॥

अन्वयः—अथ सुतीक्ष्णकैः तैलैः तीक्ष्णभेषजसिद्धैः वा स्नेहैः क्वाथैः तथा रसैः वैरेचनं नस्यं मतम् । नासिकारन्ध्रयोः प्रत्येकं मुख्यमध्याल्पमात्रया अष्टौ षट् च चत्वारः बिन्दवः रेचने योग्यं (स्यात्) ॥

તીક્ષ્ણ તેલોથી અથવા તીક્ષ્ણ ઓષધોમાં પકાવેલા સ્નેહોથી, કવાથોથી કે રસોથી રેચન નસ્ય લેવું. નાસિકાના બેય છિદ્રોમાં પ્રત્યેકમાં રેચન નસ્ય દેવું. પ્રત્યેક છિદ્રમાં આઠ આઠ ટીપાં નાખવાં, એ ઉત્તમ માત્રા છે; છ છ ટીપાં નાખવાં, એ મધ્યમ માત્રા છે; અને ચાર ચાર ટીપાં નાખવાં, એ કનિષ્ઠ—ઘણી ઓછી માત્રા છે. ૭,૮

### નસ્યમાં ઓષધોનું માપ

नस्यकर्मणि दातव्यं माषैकं तीक्ष्णमौषधम् ।
हिङ्गु स्याद्यवमात्रं तु माषैकं सैन्धवं मतम् ॥९॥
क्षीरं चैवाष्टशाणं स्यात्पानीयं च त्रिकार्षिकम् ।
कार्षिकं मधुरं द्रव्यं नस्यकर्मणि योजयेत् ॥१०॥

अन्वयः—नस्यकर्मणि तीक्ष्णम् औषधं माषैकं दातव्यम्, हिङ्गु यवमात्रं स्यात्, सैन्धवं माषैकं मतम्, क्षीरं च अष्टशाणम् एव, पानीयं च त्रिकार्षिकं स्यात्, मधुरं द्रव्यं नस्यकर्मणि कार्षिकं योजयेत् ॥

નસ્યના કામમાં તીક્ષ્ણ ઓષધ બાવીશ ચણોઠીભાર લેવું, હિંગ એક જવભાર, સિંધવ છ ચણોઠીભાર, દૂધ આઠ શાણભાર, પાણી ત્રણ રૂપિયાભાર અને મધુર દ્રવ્ય એક રૂપિયાભાર લેવું. ૯,૧૦

### રેચન નસ્યના બીજા બે ભેદ

अवपीडः प्रधमनं द्वौ भेदावपरौ स्मृतौ ।
शिरोविरेचनस्यार्थे तौ तु देयौ यथायथम् ॥११॥

अन्वयः—अवपीडः प्रधमनम् (इति) अपरौ द्वौ भेदौ स्मृतौ, तौ तु शिरोविरेचनस्य अर्थे यथायथं देयौ ।

(રેચન નસ્યના) અવપીડ અને પ્રધમન નામના બીજા બે ભેદો છે. નસ્ય દઈને માથાને ખાલી કરવું હોય, તો યોગ્ય રીતે એ ભેદોનો ઉપયોગ કરવો. ૧૧

### એ બન્ને ભેદોનું સ્વરૂપ

कल्कीकृतादौषधाद्यः पीडितो निःसृतो रसः ।
सोऽवपीडः समुद्दिष्टस्तीक्ष्णद्रव्यसमुद्भवः ॥१२॥
षडङ्गुला द्विमुखा या नाडी चूर्णं तया धमेत् ।
तीक्ष्णं कोलमितं वक्त्रवातैः प्रधमनं हि तत् ॥१३॥

अन्वयः—तीक्ष्णद्रव्यसमुद्भवः कल्कीकृतात् औषधात् पीडितः यः रसः निःसृतः स अवपीडः समुद्दिष्टः । षडङ्गुला द्विमुखा या नाडी (भवेत्), तया कोलमितं तीक्ष्णं चूर्णं वक्त्रवातैः धमेत्, तद् हि प्रधमनम् (कथ्यते) ॥

જેની સાથે તીક્ષ્ણ પદાર્થો મેળવ્યા હોય એવા કલ્કરૂપ ઓષધમાંથી નીચોવીને જે રસ કાઢ્યો હોય તે અવપીડ કહેવાય છે. છ આંગળની બે મોઢાંવાળી નળીમાં અડતાળીશ ચણોઠીભાર તીક્ષ્ણ ચૂર્ણ ભરી, મોઢાની ફૂંક મારીને તે ચૂર્ણને નાકમાં ચડાવી દેવું, એ પ્રધમન કહેવાય છે. ૧૨,૧૩

### ક્યા રોગ પર વિરેચન નસ્ય અપાય?

ऊर्ध्वजत्रुगते रोगे कफजे स्वरसंक्षये ।
अरोचके प्रतिश्याये शिरःशूले च पीनसे ।
शोथापस्मारकुष्ठेषु नस्यं वैरेचनं हितम् ॥१४॥

अन्वयः—ऊर्ध्वजत्रुगते रोगे कफजे स्वरसंक्षये अरोचके प्रतिश्याये शिरःशूले च पीनसे शोथापस्मारकुष्ठेषु वैरेचनं नस्यं हितं (भवति) ॥

ડોકની હાંસડીથી ઉપરના રોગમાં, કફથી ઘાંટો બેસી ગયો હોય ત્યારે, અરુચિમાં, સળેખમમાં, માથાના શૂળમાં, નાકે સૂંઘા કરતું હોય તેમાં, સોજામાં, વાઈમાં અને કોઢમાં રેચન નસ્ય દેવું હિતકારી છે.

### સ્નેહન તથા અવપીડન નસ્ય કોને દેવું?

भीरुस्त्रीकृशबालानां नस्यं स्नेहेन शस्यते ।
गलरोगे सन्निपाते निद्रायां विषमज्वरे ।
मनोविकारे कृमिषु युज्यते चावपीडकम् ॥१५॥

अन्वयः—भीरुस्त्रीकृशबालानां स्नेहेन नस्यं शस्यते। गलरोगे संनिपाते निद्रायां विषमज्वरे मनोविकारे च कृमिषु अवपीडनं पूज्यते॥

પણ બીકણને, સ્ત્રીઓને, દૂબળાઓને તથા બાળકોને સ્નેહન નસ્ય દેવું સારું છે; તેમજ ગળાના રોગમાં, સન્નિપાતમાં, નિદ્રા સંબંધી રોગમાં, વિષમજ્વરમાં, મનના વિકારોમાં અને કૃમિની પીડામાં અવપીડન નસ્ય દેવું યોગ્ય છે. ૧૫

કયા રોગો પર પ્રધમન નસ્ય દેવું?

अत्यन्तोत्कटदोषेषु विसंज्ञेषु च दीयते।
चूर्णं प्रधमनं धीरैस्तद्धि तीक्ष्णतरं यतः॥१६॥

अन्वयः—अत्यन्तोत्कटदोषेषु च विसंज्ञेषु धीरैः प्रधमनं चूर्णं दीयते, यतः तद् हि तीक्ष्णतरं (भवति)॥

અત્યંત પ્રકોપ પામેલ દોષોવાળા રોગોમાં અને જેઓથી બેભાનપણું થઈ ગયું હોય એવા રોગોમાં ધીર વૈદ્યોએ ચૂર્ણરૂપે પ્રધમન નસ્ય દેવું યોગ્ય છે; કારણ કે તે અત્યંત તીક્ષ્ણ હોય છે. ૧૬

રેચન નસ્યનાં ઔષધો અને તેના ગુણો

नस्यं स्याद् गुडशुण्ठीभ्यां पिप्पलीसैन्धवेन वा।
जलपिष्टेन कर्णाक्षिनासामूर्धभवा गदाः॥
मन्याहनुगलोद्‌भूता नश्यन्ति भुजपृष्ठजाः॥१७॥

अन्वयः—गुडशुण्ठीभ्यां वा जलपिष्टेन पिप्पलीसैन्धवेन नस्यं स्यात्, (यतः तेन) कर्णाक्षिनासामूर्धभवाः मन्याहनुगलोद्‌भूताः भुजपृष्ठजाः गदाः नश्यन्ति॥

સૂંઠના ચૂર્ણને તથા ગોળને ભેગાં કરીને અથવા પીપરને તથા સૈંધવને પાણીમાં વાટી તેનાથી નસ્ય દેવામાં આવે, તો કાનના, આંખના, નાકના, માથાના, ગળાની નાડીના, દાઢીના, ગળાના, હાથના અને વાંસાના રોગો નાશ પામે છે. ૧૭

સંજ્ઞાપ્રબોધન નસ્ય

मधूकसारकृष्णाभ्यां वचामरिचसैन्धवैः।
नस्यं कोष्णाम्भसा पिष्टं दद्यात् संज्ञाप्रबोधनम्।
अपस्मारे तथोन्मादे सन्निपातेऽपतन्त्रके॥१८॥

अन्वयः—मधूकसारकृष्णाभ्यां वचामरिचसैन्धवैः कोष्णाम्भसा पिष्टं संज्ञाप्रबोधनं नस्यं अपस्मारे उन्मादे सन्निपाते तथा अपतन्त्रके दद्यात्॥

મહુડાનાં લાકડાંનો ગર્ભ, પીપર, વજ, મરી અને સૈંધવને થોડા થોડા ઊના પાણીમાં વાટી, તેનાથી સંજ્ઞાપ્રબોધન નામનું એ નસ્ય વાઈના રોગમાં, ઉન્માદમાં, સન્નિપાતમાં અને જેમાં વાયુને લીધે ચેષ્ટા બિલકુલ બંધ પડી જાય છે એવા અપતંત્રક નામના રોગમાં આપવું, જેથી સંજ્ઞા પ્રાપ્ત થાય છે. ૧૮

તન્દ્રાનિવારણ નસ્ય

सैन्धवं श्वेतमरिचं सर्षपाः कुष्ठमेव च।
बस्तमूत्रेण संपिष्टं नस्यं तन्द्रानिवारणम्॥१९॥

अन्वयः—सैन्धवं श्वेतमरिचं सर्षपाः च कुष्ठम् बस्तमूत्रेण एव संपिष्टं नस्यं तन्द्रानिवारणं (स्यात्)॥

સૈંધવ, સરગવાનાં બી, સરસવ અને ઉપલેટને બકરાના મૂત્રમાં જ વાટી તેથી નસ્ય દેવાય, તો તન્દ્રા કે ઘેન મટે છે. ૧૯

પ્રધમન નસ્યનાં ઔષધો

रोहितस्य च पित्तेन भावितं मरिचं वचा।
कट्फलं चेति तच्चूर्णं देयं प्रधमनं बुधैः॥२०॥

अन्वयः—मरिचं वचा च कट्फलम्—इति तच्चूर्णं रोहितस्य पित्तेन च भावितं बुधैः प्रधमनं देयम्॥

મરી, વજ અને કાયફલનુ ચૂર્ણ કરી તેને રોહિત નામના માછલાંનાં પિત્તની ભાવના દઈ વિદ્વાનોએ (નળીથી) પ્રધમન નસ્ય દેવું.

બૃંહણ અથવા સ્નેહન નસ્યના ભેદો વગેરે

अथ बृंहणनस्यस्य कल्पना कथ्यतेऽधुना।
मर्शश्च प्रतिमर्शश्च द्वौ भेदौ स्नेहने मतौ॥२१॥
मर्शस्य तर्पणी मात्रा मुख्या शाणैः स्मृताऽष्टभिः।
मध्यमा तु चतुःशाणैर्हीना शाणमिता मता॥२२॥
एकैकस्मिंस्तु मात्रेयं देया नासापुटे बुधैः।
मर्शस्य द्वित्रिवेलं वा वीक्ष्य दोषबलाबलम्॥२३॥
एकान्तरं द्व्यन्तरं वा नस्यं दद्याद्विचक्षणः।
त्र्यहं पञ्चाहमथवा सप्ताहं वा सुयन्त्रितः॥२४॥

अन्वयः—अथ अधुना बृंहणनस्यस्य कल्पना कथ्यते—स्नेहने मर्शः च प्रतिमर्शः—द्वौ भेदौ मतौ, मर्शस्य मुख्या तर्पणी मात्रा अष्टभिः शाणैः स्मृता, मध्यमा तु चतुःशाणैः, हीना शाणमिता मता। बुधैः एकैकस्मिन् नासापुटे इयं मात्रा देया। विचक्षणः दोषबलाबलं वीक्ष्य द्वित्रिवेलं वा एकान्तरं वा द्व्यन्तरं मर्शस्य नस्यं दद्यात्॥ अथवा सुयन्त्रितः (सन्) त्र्यहं पञ्चाहं वा सप्ताहं (दद्यात्)॥

હવે બૃંહણ નસ્યની કલ્પના કહીએ છીએ: એના મર્શ અને પ્રતિમર્શ એ નામના બે

ને તેનું નસ્ય દેવાય તો વાતરક્તથી
ી પીડાઓનો તે નાશ કરે છે; તેમ જ
ના રોગ, કપાલના રોગ, નેત્રના રોગ,
ના રોગ, કાનના રોગ, સૂર્યાવર્ત્ત અને
ાશીશીનો પણ એ નસ્યથી નાશ થાય
અથવા અણુતૈલથી કે નારાયણતૈલથી
ા માષાદિતૈલથી કે તે તે યોગ્ય ઔષધો
પકાવેલાં ઘીથી પણ સ્નેહન નસ્ય દેવું.
અણુતૈલ કરવાની રીત સુશ્રુતમાં નીચે
પ્રમાણે કહી છે :

ટીકા–અણુતૈલમુક્તં સુશ્રુતેન તદ્યથા–તિલપરિપીડનો-
પકાષ્ઠાન્યાહૃત્ય યૈરનલ્પકાલે તિલાઃ પરિપીડિતાસ્તા-
નિ ખણ્ડશઃ કલ્પયિત્વા ઉલૂખલે સઙ્કુટ્ય કટાહે
યેનાપ્લાવ્ય ક્વાથયેત્તતસ્તૈલં નિઃસરતિ, તત્તૈલં શીતલં
ાં જલાભિઃસાર્ય વાતઘ્નૌષધકલ્કેન પચેત્ । તદણુ-
મેતિ, તદ્વાતરોગહરમ્ ॥

તલ પીલવાની ઘાણીનાં લાકડાં, કે જેઓથી
ો કાળ સુધી તલ પિલાયા હોય, તેઓને લાવી
ાના ઝીણા ઝીણા કટકા કરી ખાંડણિયામાં
ી કડાયામાં નાખી પાણીથી ડુબાડીને નીચે
મે કરતાં તેઓમાંથી જે તેલ નીકળે તે તેલને ઠંડું
ા પછી હાથ વડે પાણીમાંથી કાઢી લઈ વાયુને
નારાં ઔષધોના કલ્કમાં પકાવવું, એટલે તે
ણુતૈલ કહેવાય છે; એ તૈલ વાયુસંબંધી રોગોને
ાડે છે. ૨૯,૩૦

## નસ્યના બીજા ભેદો

ઠે કફે સવાતે ચ કેવલે પવને વસામ્ ।
દાન્નસ્યં સદા પિત્તે સર્પિર્મજ્જાનમેવ ચ ॥ ૩૧ ॥

અન્વયઃ–સવાતે કફે તૈલં, ચ કેવલે પવને વસાં, ચ
ત્તે સદા સર્પિઃ ચ મજ્જાનમ્ એવ નસ્યં દદ્યાત્ ॥

જો વાયુ સહિત કફનું દરદ હોય તો
લનું અને એકલા વાયુનું દરદ હોય તો
રબીનું નસ્ય દેવું; પિત્તનું દરદ હોય તો
મેશા ઘીનું અને હાડકાંની અંદરના સ્નેહનું
નસ્ય દેવું. ૩૧

## કંપારીવાળા પક્ષાઘાત તથા બીજા રોગો માટેનું નસ્ય

માષાત્મગુપ્તારાસ્નાભિર્બલાસ્વુકરોહિષૈઃ ।
કૃતોઽશ્વગન્ધયા ક્વાથો હિઙ્ગુસૈન્ધવસંયુતઃ ॥ ૩૨
કોષ્ણો નસ્યપ્રયોગેણ પક્ષાઘાતં સકમ્પનમ્ ।
જયેદર્દિતવાતં ચ મન્યાસ્તમ્ભાવબાહુકૌ ॥ ૩૩ ॥

અન્વયઃ–માષાત્મગુપ્તારાસ્નાભિઃ બલારુવુકરોહિષૈઃ
અશ્વગન્ધયા કૃતઃ ક્વાથઃ હિઙ્ગુસૈન્ધવસંયુતઃ કોષ્ણઃ (સન્)
નસ્યપ્રયોગેણ સકમ્પનં પક્ષાઘાતમ્ અર્દિતવાતં ચ મન્યા-
સ્તમ્ભાવબાહુકૌ જયેત્ ॥

અડદ, કૌચાનાં બીજ, રાસ્ના, એરંડાનાં
મૂળ, બલા, રૌહિષ નામનું સુગંધી ઘાસ
અને આસોંદનો કવાથ કરી તેમાં હિંગ તથા
સિંધવ નાખી લગાર ઊના તે કવાથનું નસ્ય
દેવાય તો કંપારીવાળો પક્ષાઘાત (અર્ધાંગ),
અરદિયો વાયુ, ગળાની નાડીઓનું ઝલાઈ
જવું અને હાથનું ઝલાઈ જવું મટે છે. ૩૨,૩૩

## પ્રતિમર્શ નસ્યની માત્રા

પ્રતિમર્શસ્ય માત્રા તુ દ્વિદ્વિબિન્દુમિતા મતા ।
પ્રત્યેકશો નાસિકયોઃ સ્નેહેનેતિ વિનિશ્ચિતમ્ ॥ ૩૪ ॥

અન્વયઃ–નાસિકયોઃ પ્રત્યેકશઃ સ્નેહેન દ્વિદ્વિબિન્દુ-
મિતા પ્રતિમર્શસ્ય તુ માત્રા મતા ઇતિ વિનિશ્ચિતમ્ ॥

નાકનાં બેય નસકોરાંમાં સ્નેહનાં બબે
ટીપાં નાખવાં, એ પ્રતિમર્શ નસ્યનું માપ
નિર્ણયરૂપે માન્યું છે. ૩૪

## ટીપાંનું લક્ષણ

સ્નેહે પ્રન્થિદ્વયં યાવન્નિમગ્ના ચોદ્ધૃતા તતઃ ।
તર્જની યં સ્રવેદ્બિન્દું સા માત્રા બિન્દુસંજ્ઞિતા ॥ ૩૫ ॥

અન્વયઃ–ઇયં તર્જની સ્નેહે પ્રન્થિદ્વયં યાવત્ નિમગ્ના
ચ તતઃ ઉદ્ધૃતા (સતી) બિન્દું સ્રવેત્, સા બિન્દુસંજ્ઞિતા
માત્રા (કથ્યતે) ॥

આ તર્જની આંગળીને તેનાં બે પર્વ (વેઢા)
સુધી સ્નેહમાં બોળી, કાઢી લેતાં તે આંગ-
ળીમાંથી જે બિંદુ પડે, તે ટીપાંરૂપ માત્રા
કહેવાય છે. ૩૫

## શાણનું માપ અને તેની યોજના

એવંવિધૈર્બિન્દુસંજ્ઞૈરષ્ટાભિઃ શાણ ઉચ્યતે ।
સ દેયો મર્શનસ્યેષુ પ્રતિમર્શો દ્વિબિન્દુકઃ ॥ ૩૬ ॥

અન્વયઃ–એવંવિધૈઃ અષ્ટભિઃ બિન્દુસંજ્ઞૈઃ શાણઃ ઉચ્યતે,
સઃ મર્શનસ્યેષુ દેયઃ, પ્રતિમર્શઃ દ્વિબિન્દુકઃ (ભવતિ) ॥

એ રીતનાં આઠ ટીપાંઓથી શાણ નામે
માપ કહેવાય છે, જેનો મર્શ નામના
નસ્યમાં ઉપયોગ કરાય છે; પ્રતિમર્શ નસ્ય
તો એવાં બે ટીપાંનું જ અપાય છે; અર્થાત્
શાણરૂપ માત્રાથી જે નસ્ય દેવાય તે મર્શ
અને બબે ટીપાંરૂપ જે નસ્ય દેવાય તે પ્રતિ-

પાન કરાવવાથી કપાળમાં તથા ગળામાં સ્વેદિત કર્યા પછી રોગીને વાયુ તથા રજ વિનાના પ્રદેશમાં ચત્તો સુવડાવી, માથાને કાંઈક લટકતું રખાવી, હાથ-પગ લાંબા કરાવી, નેત્રોને વસ્ત્રથી ઢાંકી દઈ અને નાકની અણી ઊંચી કરીને જેની ધાર વચ્ચેથી ન તૂટી હોય એવું લગાર ગરમ નસ્ય દેવું; અને તે પણ સોનાની અથવા રૂપા વગેરેની ચમચીથી, છીપથી અથવા કોઈ યંત્રની યુક્તિથી અથવા પૂમડાથી કે રૂના પૂમડાથી, નસ્યકર્મ કરવું.

टीका—श्रोतैर्वस्त्रैस्तदुपलक्षितैस्तूलैरपि ।

### નસ્ય લેતાં રોગીનું કર્તવ્ય

नस्येष्वासिच्यमानेषु शिरो नैव प्रकम्पयेत् ।
न कुप्येन्न प्रभाषेत नोच्छिक्केन्न हसेत्तथा ॥४७॥
एतैर्हि विहितः स्नेहो नैवान्तः सम्प्रपद्यते ।
ततः कासप्रतिश्यायशिरोऽक्षिगदसम्भवः ॥४८॥
शृङ्गाटकमभिव्याप्य स्थापयेन्न गिलेद्द्रवम् ।
पञ्च सप्तदशैव स्युर्मात्रा स्नेहस्य धारणे ॥४९॥
उपविश्याथ निष्ठीवेन्नासावक्त्रागतं द्रवम् ।
वामदक्षिणपार्श्वाभ्यां निष्ठीवेत्संमुखं न हि ॥५०॥

अन्वयः—नस्येषु आसिच्यमानेषु शिरः नैव प्रकम्पयेत्, न कुप्येत्, न प्रभाषेत, न उच्छिक्केत् तथा न हसेत्, एतैः हि विहितः स्नेहः अन्तः नैव संप्रपद्यते, ततः कासप्रतिश्यायशिरोऽक्षिगदसंभवः (स्यात्), द्रवं शृङ्गाटकम् अभिव्याप्य स्थापयेत्, न गिलेत्, पञ्च सप्त दश एव मात्राः स्नेहस्य धारणे स्युः । अथ उपविश्य नासावक्त्रागतं द्रवं निष्ठीवेत्, वामदक्षिणपार्श्वाभ्यां निष्ठीवेत्, संमुखं न हि (निष्ठीवेत्) ॥

નાકમાં નસ્ય નખાતું હોય તે વેળા રોગીએ માથું હલાવવું જ નહીં, ગુસ્સો કરવો નહિ, કોઈની સાથે બોલવું નહી, છીંક ખાવી નહીં અને હસવું પણ નહીં; કારણ કે તેથી સ્નેહ પાછો ઠેલાઈને અંદર પહોંચતો જ નથી અને ઉધરસ, સળેખમ, માથાનાં દરદ અને નેત્રનાં દરદ ઉત્પન્ન થાય છે. નસ્યને કપાળનાં હાડકાં સુધી પહોંચવા દઈ સ્થિર રાખવું, ગળી જવું જ નહીં; પાંચ, સાત અથવા દશ અક્ષરોનું ઉચ્ચારણ થાય ત્યાં સુધી નસ્યને ધારણ કરી રાખવું; પછી બેઠા થઈ નાકમાંથી મુખમાં આવેલા રસને થૂંકી નાખવો; તે પણ જમણે કે ડાબે પડખે થૂંકવું, સામા ભાગમાં થૂંકવું નહીં. ૪૭-૫૦

### નસ્ય લીધા પછી શું ?

नीते नस्ये मनस्तापं रजः क्रोधं च सन्त्यजेत् ।
शयीत निद्रां त्यक्त्वा च प्रोत्तानो वाक्शतं नरः ।
तथा शिरोविरेकान्ते धूमो वा कवलो हितः ॥५१॥

अन्वयः—नस्ये नीते नरः मनस्तापं रजः च क्रोधं संत्यजेत्, निद्रां च त्यक्त्वा वाक्शतं प्रोत्तानः शयीत, तथा शिरोविरेकान्ते धूमः वा कवलः हितः (भवति) ॥

નસ્ય લીધા પછી માણસે મનમાં સંતાપ થવા દેવો નહીં, ધૂળથી દૂર રહેવું, ક્રોધનો ત્યાગ કરવો અને સો અક્ષરોનું ઉચ્ચારણ થાય ત્યાં સુધી નિદ્રા ન કરતાં ચત્તા સૂઈ રહેવું; તેમજ માથાનું રેચન નસ્ય લીધા પછી ધૂમપાન કરવું અને કવલ ખાવો, એ હિતકારી છે. ૫૧

### નસ્યમાં ત્રણ લક્ષણો

नस्ये त्रीण्युपदिष्टानि लक्षणानि प्रयोगतः ।
शुद्धिहीनातियोगा हि विज्ञेयाः शास्त्रचिन्तकैः ॥५२॥

अन्वयः—नस्ये शास्त्रचिन्तकैः त्रीणि लक्षणानि उपदिष्टानि—प्रयोगतः शुद्धिहीनातियोगाः हि विज्ञेयाः ॥

શાસ્ત્ર જાણનારાઓએ નસ્ય-પ્રયોગમાં ત્રણ લક્ષણો કહ્યાં છે; જેમકે તેના પ્રયોગથી શુદ્ધિ,હીનયોગ અને અતિયોગ બરાબર જાણવા.

### શુદ્ધિનું લક્ષણ

लाघवं मलसंशुद्धिः स्रोतसां व्याधिसङ्क्षयः ।
चित्तेन्द्रियप्रसादश्च शिरसः शुद्धिलक्षणम् ॥५३॥

શરીરમાં હલકાઈ થાય, મળ સાફ ઊતરે, નાડીઓનાં દરદોનો નાશ થાય અને ચિત્તમાં તથા ઇંદ્રિયોમાં પ્રસન્નતા થાય, એ નસ્યથી માથાની શુદ્ધિ થયાનું લક્ષણ છે. ૫૩

### હીનયોગનું લક્ષણ

कण्डूः प्रदेहो गुरुता स्रोतसां कफसंस्रवः ।
मूर्ध्नि हीनाविशुद्धेस्तु लक्षणं परिकीर्त्तितम् ॥५४॥

પણ જો ચળ આવે, શરીરમાં ચીકાશ તથા ભારેપણું થાય અને નાડીઓમાં કફ વધે તો મસ્તકમાં નસ્ય ઓછું દેવાયાથી રહેલી અશુદ્ધિનું એ લક્ષણ કહ્યું છે. ૫૪

टीका—हीनाविशुद्धेः—हीननस्येनाविशुद्धेः ।

### અતિયોગનું લક્ષણ

મસ્તુલુઙ્ગાગમો વાતવૃદ્ધિરિન્દ્રિયવિભ્રમઃ ।
શૂન્યતા શિરસશ્ચાપિ મૂર્ધ્નિ ગાઢં વિરેચિતે ॥૫૫॥

અન્વય—અતિ ચ મૂર્ધ્નિ ગાઢં વિરેચિતે (સતિ) શિરસઃ મસ્તુલુઙ્ગાગમ વાતવૃદ્ધિ ઇન્દ્રિયવિભ્રમ શિરસઃ શૂન્યતા ચ (ભવતિ) ॥

પરંતુ જો માથું બહુ જ ખાલી કરાયું હોય (એટલે માપથી વધારે રેચન નસ્ય અપાઈ ગયું હોય) તો નાકમાંથી માથાનો મગજ પડે છે, વાયુની વૃદ્ધિ થાય છે, ઇંદ્રિયો પોતપોતાના વિષયોને બરાબર ગ્રહણ કરી શકતી નથી અને માથું શૂન્ય કે જડ જેવું થઈ જાય છે ૫૫

ટીકા—મસ્તુલુઙ્ગમ્—મસ્તકમજ્જા સ્નેહ । ઇન્દ્રિયવિભ્રમ ઇન્દ્રિયાણાં સ્વસ્વવિષયભ્રમઃ ।

### નસ્યના હીનયોગ તથા અતિયોગના ઉપાય

હીનાતિશુદ્ધે શિરસિ કફવાતઘ્નમાચરેત્ ।
તત્ર હીનેન નસ્યેન શુદ્ધે શ્લેષ્મઘ્નમાચરેત્ ॥૫૬॥
અતિશુદ્ધે તુ શિરસિ વાતઘ્નં નસ્યમાચરેત્ ।
સમ્યગ્વિશુદ્ધે શિરસિ સર્પિર્નસ્યે નિષેચયેત્ ॥૫૭॥

અન્વય—શિરસિ હીનાતિશુદ્ધે (ક્રમાત્) કફવાતઘ્નમ્ આચરેત્ । તત્ર હીનેન નસ્યેન શિરસિ શુદ્ધે (સતિ) શ્લેષ્મઘ્નમ્ આચરેત્, અતિશુદ્ધે તુ શિરસિ વાતઘ્નં નસ્યમ્ આચરેત્, શિરસિ સમ્યક્ વિશુદ્ધે (સતિ) નસ્યે સર્પિ નિષેચયેત્ ॥

મસ્તક જો હીન શુદ્ધ થયું કે અતિ શુદ્ધ થયું હોય તો અનુક્રમે કફઘ્ન તથા વાતઘ્ન (નસ્યકર્મ) કરવું, એટલે જ્યારે નસ્યના હીનયોગથી માથું ઓછું શુદ્ધ થયું હોય તો કફ મટે એવો ઉપાય કરવો; પણ નસ્યના અતિયોગથી માથું માપથી વધારે ખૂબ શુદ્ધ કરાઈ ગયું હોય તો વાયુનાશક ક્રિયા કરવી, પણ જો માથું બરાબર શુદ્ધ થયું હોય તો નસ્યમાં ઘીની યોજના કરવી. ૫૬,૫૭

### નસ્યમાં સ્નેહનો અતિયોગ થયો હોય તો?

કફપ્રસેકઃ શિરસો ગુરુતેન્દ્રિયવિભ્રમઃ ।
લક્ષણં ત્વતિસ્નિગ્ધે તત્ર રૂક્ષં પ્રયોજયેત્ ।
મોતવેચામમિધ્યન્તિ નસ્યે ચાતિસ્નિગ્ધવિરેચેત્ ॥૫૮॥

અન્વયઃ—અતિસ્નિગ્ધે નસ્યેન શિરસઃ ગુરુતા ઇન્દ્રિયવિભ્રમ—એતત્ લક્ષણં (ભવતિ) તત્ર રૂક્ષં પ્રયોજયેત્, ... ચ યોજયેત્, નસ્યે ચાતિસ્નિગ્ધં વિરેચેત્ ॥

સ્નેહન નસ્યનો અતિયોગ થતાં માથું બહુ જ સ્નિગ્ધ થઈ ગયું હોય તો કફનો સ્રાવ થાય છે, માથું ભારે થઈ જાય છે, અને ઇંદ્રિયોનો વિભ્રમ એ રૂપી લક્ષણ થાય છે આવું બને ત્યારે વૈદ્યે રોગીને રૂક્ષ પદાર્થનું નસ્ય દેવું રસવાહી નાડીઓને ન રોકે એવા પદાર્થો જમાડવા અને વાયુ વધે એવી ક્રિયા બતાવવી ૫૮

ટીકા—વાતિસ્નિગ્ધ—વાતઘ્નમુપચરેત્ ॥ ઇતિ પથ્યપ્રદમ્ ॥

નસ્ય કર્મનું પ્રકરણ સમાપ્ત

## ધૂમપાનવિધિ

### ધુમાડાના ૭ ભેદ

ધૂમસ્તુ ષડ્વિધઃ પ્રોક્તઃ શમનો બૃંહણસ્તથા ।
રેચનઃ કાસહા ચૈવ વામનો વ્રણધૂપનઃ ॥૧॥
શમનસ્ય તુ પર્યાયૌ મધ્યઃ પ્રાયોગિકસ્તથા ।
બૃંહણસ્ય ચ પર્યાયૌ સ્નેહનો મૃદુરેવ ચ ॥
રેચનસ્યાપિ પર્યાયૌ શોધનસ્તીક્ષ્ણ એવ ચ ॥૨॥

અન્વય—ધૂમ તુ ષડ્વિધ પ્રોક્ત—શમન, બૃંહણ તથા રેચન કાસહા વામન ચ વ્રણધૂપન, એવ (ચ) શમનસ્ય તુ (દ્વૌ) પર્યાયૌ—મધ્ય તથા પ્રાયોગિક, બૃંહણસ્ય (દ્વૌ) પર્યાયૌ—સ્નેહન ચ મૃદુ એવ, રેચનસ્ય અપિ (દ્વૌ) પર્યાયૌ—શોધન ચ તીક્ષ્ણ એવ ॥

ધુમાડાને છ પ્રકારનો કહ્યો છે, જેમકે શમન,[1] બૃંહણ,[2] રેચન,[3] કાસહા,[4] વામન,[5] અને વ્રણધૂપન[6]; તેમાં શમનના બે પર્યાયો છે—મધ્ય તથા પ્રાયોગિક; બૃંહણના પણ બે પર્યાયો છે—સ્નેહન અને મૃદુ; રેચનના પણ બે પર્યાયો છે—શોધન તથા તીક્ષ્ણ. ૧,૨

### ધુમાડો પીવાને અયોગ્ય માણસો

અધૂમાર્હાશ્ચ જન્તૌ તે મા તો મીતશ્ચ દુઃખિતઃ ।
દત્તવસ્તિર્વિરિક્તશ્ચ રાત્રૌ જાગરિતસ્તથા ॥૩॥
પિપાસિતશ્ચ દાહાર્તસ્તાલુશોષી તથોદરી ।
શિરોઽભિતાપી તિમિરી છર્દ્યાધ્માનપ્રપીડિતઃ ॥૪॥
ક્ષતોરસ્કઃ પ્રમેહાર્તઃ પાણ્ડુરોગી ચ ગર્ભિણી ॥

૧ કોપ પામેલા દોષોને શાંત કરનાર ૨ ધાતુઓને પુષ્ટ કરનાર ૩ શરીરને દોષોથી ખાલી કરનાર ૪ ઉધરસ મટાડનાર ૫ ઉલટી કરાવનાર ૬ વ્રણને ધુમાડી દેનાર

रूक्षः क्षीणोऽभ्यवहृतक्षीरक्षौद्रघृतासवः ।
मुक्तान्नदधिमत्स्यश्च बालो वृद्धः कृशस्तथा ॥५॥

अन्वयः—एते अधूमार्हाः खलु (सन्ति)—श्रान्तः भीतः च दुःखितः दत्तवस्तिः च विरिक्तः तथा रात्रौ जागरितः पिपासितः च दाहार्तः तालुशोषी तथा उदरी शिरोऽभितापी तिमिरी छर्द्याध्मानप्रपीडितः क्षतोरस्कः प्रमेहार्तः पाण्डुरोगो च गर्भिणी रूक्षः क्षीणः अभ्यवहृतक्षीरक्षौद्रघृतासवः भुक्तान्नदधिमत्स्यः च बालः वृद्धः तथा कृशाः—एते अधूमार्हाः खलु ॥

થાકેલો, ભય પામેલો, દુખિત, જેને પિચકારી દીધી હોય, જેને રેચ દીધો હોય, જેણે રાત્રે ઉજાગરો કર્યો હોય, જે તરસ્યો હોય, જે બળતરાથી પીડાયેલો, તાળવામાં શોષવાળો, પેટના રોગવાળો, માથાની બળતરાવાળો, તિમિરનાં દરદવાળો, ઊલટીથી પીડાયેલો, જેનું પેટ ચડી આવ્યું હોય, જેને છાતીમાં ક્ષત પડ્યું હોય, જે પ્રમેહથી પીડાયેલો હોય, કે પાંડુરોગવાળો, હોય તેમ જ ગર્ભવાળી સ્ત્રી, રૂક્ષ શરીરવાળો, ક્ષીણ થયેલો; જેણે દૂધ, મધ, ઘી કે આસવનો ઉપયોગ કર્યો હોય, જેણે અન્ન, દહીં તથા માછલાં ખાધાં હોય, જે બાળક, વૃદ્ધ અને દૂબળા શરીરવાળો હોય, તે ધુમાડો પીવાને યોગ્ય નથી. ૩-૫

### અયોગ્ય કાળે કે વધુ ધુમાડો પિવાય તો?

अकाले चातिपीतश्च धूमः कुर्यादुपद्रवान् ।
तत्रेष्टं सर्पिषः पानं नावनाञ्जनतर्पणम् ॥ ६ ॥
सर्पिरिक्षुरसं द्राक्षां पयो वा शर्कराम्बु वा ।
मधुराम्लौ रसौ वापि शमनाय प्रदापयेत् ॥७॥

अन्वयः—अकाले च अतिपीतः धूमः उपद्रवान् कुर्यात्, तत्र शमनाय सर्पिषः पानं नावनाञ्जनतर्पणम् इष्टम्, अपि वा सर्पिः इक्षुरसं द्राक्षां वा पयः वा शर्कराम्बु वा मधुराम्लौ रसौ प्रदापयेत् ॥

ધુમાડો જો અયોગ્ય સમયે પિવાય અથવા બહુ પિવાય તો ઉપદ્રવોને ઉત્પન્ન કરે છે; તેવા ઉપદ્રવોને શાંત કરવા ઘી પીવું, નસ્ય દેવું, અંજન આંજવું, તર્પણ કરવું, ઘી લગાડવું, શેરડીનો રસ પાવો, દ્રાક્ષ ખવડાવવી, દૂધ પિવરાવવું, સાકરનું પાણી પિવરાવવું, અથવા મધુર કે ખાટા રસનો ઉપયોગ કરાવવો. ૬,૭

### કઈ ઉંમરે ધુમાડો લેવાય?

धूमस्तु द्वादशाद् वर्षाद् गृह्यतेऽशीतिकान् न च ।

अन्वयः—द्वादशात् वर्षात् (ऊर्ध्वं) धूमः तु गृह्यते, च अशीतिकात् न गृह्यते ॥

બારમું વર્ષ બેઠા પછી જ ધુમાડો લેવાય છે અને એંશીમું વર્ષ બેઠા પછી ધુમાડો લેવાતો નથી. ૮

### ધુમાડાના ઉપયોગથી ફાયદા

कासश्वासप्रतिश्यायान्मन्याहनुशिरोरुजः ।
वातश्लेष्मविकारांश्च हन्याद्धूमः सुयोजितः ॥९॥
धूमोपयोगात्पुरुषः प्रसन्नेन्द्रियवाङ्मनाः ।
दृढकेशद्विजश्मश्रुः सुगन्धिवदनो भवेत् ॥ १० ॥

अन्वयः—सुयोजितः धूमः कासश्वासप्रतिश्यायान् मन्याहनुशिरोरुजः च वातश्लेष्मविकारान् हन्यात् ॥

બરાબર યોગ્ય રીતે ઉપયોગ કરેલો ધુમાડો ઉધરસ, શ્વાસ, સળેખમ, ગળાની નાડીનું દરદ, દાઢીનાં દરદ, માથાની પીડા અને વાયુના તથા કફના વિકારોને મટાડે છે. ધુમાડાનો ઉપયોગ કરવાથી માણસની ઇંદ્રિયો, વાણી તથા મન સ્વચ્છ થાય છે; કેશ, દાંત અને દાઢીમૂછ મજબૂત થાય છે અને મોઢું સુગંધી થાય છે. ૯,૧૦

### ધુમાડો પીવાની નળી કેવી હોય?

धूमनाडी भवेत्तत्र त्रिखण्डा च त्रिपर्विका ।
कनिष्ठिकापरीणाहा राजमाषागमान्तरा ॥ ११ ॥
धूमनाडी भवेद्दीर्घा शमने रोगिणोऽङ्गुलैः ।
चत्वारिंशन्मितैस्तद्वद् द्वात्रिंशद्भिर्मृदौ मता ॥१२
तीक्ष्णे चतुर्विंशतिभिः कासघ्ने षोडशोन्मितैः ॥१३
दशाङ्गुलैर्वामनीये तथा स्याद् व्रणनाडिका ।
कलायमण्डलस्थूला कुलत्थागमरन्ध्रिका ॥ १४ ॥

अन्वयः—तत्र धूमनाडी त्रिखण्डा त्रिपर्विका कनिष्ठिकापरीणाहा च राजमाषान्तरा भवेत् ॥ शमने रोगिणः चत्वारिंशन्मितैः अङ्गुलैः दीर्घा नाडी भवेत्, मृदौ तद्वत् द्वात्रिंशद्भिः (अङ्गुलैः दीर्घा) मता ॥ तीक्ष्णे चतुर्विंशतिभिः, कासघ्ने षोडशोन्मितैः, वामनीये दशाङ्गुलैः । व्रणनाडिका तथा (दशाङ्गुलमिता) कलायमण्डलस्थूला कुलत्थागमरन्ध्रिका स्यात् ॥

તેમાં ધુમાડો પીવાની નળી ત્રણ સાંધાવાળી, ત્રણ પેચવાળી, ટચલી આંગળી જેવી જાડી અને અંદર ચોળો પેસી જાય એવા છિદ્ર-

વાળી કરવી, શમન ધુમાડો દેવો હોય તો રોગીના ચાળીશ આગળ લાંબી, બૃંહણ ધુમાડો દેવો હોય તો રોગીના બત્રીશ આંગળ લાંબી, રેચન ધુમાડો દેવો હોય તો રોગીના ચોવીશ આગળ લાંબી, કાસઘ્ન ધુમાડો દેવો હોય તો રોગીનાં સોળ આગળ લાંબી, વામન ધુમાડો દેવો હોય તો રોગીનાં દશ આગળ લાંબી અને વ્રણને ધુમાડો દેવો હોય તોપણ રોગીના દશ આગળ લાંબી નળી કરવી; પણ વ્રણને ધુમાડો દેવાની નળી તો વટાણાના મગના જેવી જાડી અને કળથીનો દાણો પેસે એવડા છિદ્રવાળી કરવી. ૧૧–૧૪

ટીકા—પ્રમાણમાત્મ્ય સમસ્તા નાડી । શમે—બૃંહણે । તીક્ષ્ણે—રેચન । તથા—વ્રણાતુરસ્ય ।

### ધુમાડો પીવાની રીત

યથોચિતાં પ્રવિશ્યૈવ ધૂમનાલ્યાં યથાયથમ્ ।
ધૂમદ્રવ્યસ્य કલ્કેન લેપમાધાય યત્નતઃ ॥૧૫
કલ્કે વર્તિમિતિ ક્ષિપ્ત્વા છાયાશુષ્કં ચ કારયેત્ ॥
ઈષિકામપનીયાથ સ્નેહાક્તાં વર્તિમાદરાત્ ॥૧૬॥
નાડ્યાં નિધાય દીપ્તાં તાં ધૂમં નેત્રસ્य સમ્મુખે ।
વક્ત્રેણૈવ પિબેદ્ધૂમં વક્ત્રેણૈવ સમુત્સૃજેત્ ॥ ૧૭ ॥
નાસિકાભ્યાં તથા પીત્વા મુખેનૈવ વમેત્સુધીઃ ।
શરાવસંપુટે ક્ષિપ્ત્વા કલ્કમાગ્નિપ્રદીપિતમ્ ॥૧૮॥
છિદ્રે નેત્રં નિવેશ્યાથ વ્રણં તેનૈવ ધૂપયેત્ ॥૧૯॥

અન્વય—અથ ચ દ્વાદશાઙ્ગુલાં શુષ્કાયામ્ ઈષિકાં ધૂમદ્રવ્યસ્य કલ્કેન પ્રલિમ્પેત્, તેન ચ અઙ્ગુષ્ઠ સ્થૂલં વર્તિમિતિ ચ કલ્કે ક્ષિપ્ત્વા છાયાશુષ્કં કારયેત્, અથ ઈષિકામ્ અપનીય સ્નેહાક્તાં વર્તિમ્ આદરાત્ નેત્રસ્ય સમ્મુખે કૃત્વા અગ્નિં દીપિતાં કૃત્વા વક્ત્રેણ ધૂમં પિબેત્, વક્ત્રેણ એવ સમુત્સૃજેત્ । તથા સુધી (પુરુષ) નાસિકાભ્યાં પીત્વા મુખેન એવ વમેત્ । અથ (વ્રણધૂપનાને તુ) અગ્નિદીપિતં કલ્કં શરાવસંપુટે ક્ષિપ્ત્વા છિદ્રે નેત્રં નિવેશ્ય તેન એવ વ્રણં ધૂપયેત્ ॥

નળી તૈયાર કર્યા પછી બાર આગળ લાંબી કાસડાની તીલી સળી લઈ જે ઓષધ ધુમાડામાં પિવરાવવાનું હોય તેનો કલ્ક તે સળી ઉપર આઠ આંગળ સુધી લગાવવો; એમ એક તોલા ભાર કલ્ક લગાવી તેને છાયામાં સુકવી તેમાંથી કાસડાની સળી કાઢી લઈ તે છિદ્રમાં ઘીથી ભિંજવેલી વાટ ઘસી સંભાળથી નાખવી, પછી એ વાટને અંગારાથી સળગાવી ઓસડની ધૂમ્રવર્તિ નળીના છિદ્રમાં નાખી મોઢાથી ધુમાડો પીને મોઢાથી જ કાઢવો; અને તે પછી નાકનાં બે છિદ્રોથી પીને પણ મોઢાથી જ કાઢવો, પણ જો વ્રણને ધુમાડો દેવો હોય તો અંગારાથી સળગાવેલા કલ્કને કોડિયાના સંપુટમાં નાખી ઉપલા કોડિયામાં કરેલા છિદ્રમાં નળી નાખીને તેથી વ્રણને ધુમાડો દેવો. ૧૫–૧૯

ટીકા—ઈષિકામ્–શરકાણ્ડમ્ ॥

### ધુમાડો પીવામાં ઓષધોના ફરક

એલાદિકલ્કં શમને સ્નિગ્ધે સર્જરસં સ્મૃતૌ ।
રેચને તીક્ષ્ણકલ્કં ચ કાસઘ્ને ક્ષુદ્રિકોપલમ્ ॥૨૦
વામને સ્નાયુચર્માદ્યં વ્રણાતુરસ્ય પાનકમ્ ।
વ્રણે નિમ્બવચાદ્યૈશ્ચ ધૂપનં સમુદાહૃતં ॥ ૨૧ ॥

અન્વય—શમને એલાદિકલ્કં, સ્નિગ્ધે સર્જરસં, રેચને તીક્ષ્ણકલ્કં, કાસઘ્ને ચ ક્ષુદ્રિકોપલં, વામને સ્નાયુચર્માદિકં ધૂમસ્ય પાનકં દદ્યાત્, વ્રણે ચ નિમ્બવચાદ્યૈઃ ધૂપનં સમુદાહૃતં ॥

શમન ધુમાડામાં એલચી આદિનો, બૃંહણ ધુમાડામાં પીવાબો રાળનો, રેચન ધુમાડામાં રાઈ આદિ તીક્ષ્ણ પદાર્થનો, કાસઘ્ન ધુમાડામાં ભોરીંગણીનો તથા ત્રિકટુ–સુંઠ, મરી ને પીપરનો, વામન ધુમાડામાં નસોનો તથા ચામડા આદિનો અને વ્રણને ધુમાડો દેવામાં લીંબડાનો તથા વજ વગેરેનો કલ્ક પણ જ વખણાય છે ૨૦,૨૧

### ઘરમાં દેવાનો અપરાજિત ધૂમ

અન્યોઽપિ ધૂમા ગેહેષુ કર્તવ્યા રોગશાન્તયે ।
મયૂરપિચ્છં નિમ્બસ્ય પત્રાણિ બૃહતીફલમ્ ॥૨૨॥
મરિચં હિઙ્ગુ માંસી ચ બીજં કાર્પાસસમ્ભવમ્ ।
છાગરોમાહિનિર્મોકો વિષ્ઠા વૈડાલિકી તથા ॥૨૩॥
ગજદન્તશ્ચ તચ્ચૂર્ણં કિઞ્ચિદ્ઘૃતવિમિશ્રિતમ્ ।
ગેહેષુ ધૂપનં દત્તં સર્વાન્ બાલગ્રહાન્ હરેત્ ॥
પિશાચાન્ રાક્ષસાન્ હત્વા સર્વજ્વરહરં ભવેત્ ॥૨૪

અન્વય—રોગશાન્તયે અન્યે અપિ ધૂમા ગેહેષુ કર્તવ્યાઃ, (તદ્યથા–) મયૂરપિચ્છં નિમ્બસ્ય પત્રાણિ બૃહતીફલં મરિચં હિઙ્ગુ માંસી ચ કાર્પાસસમ્ભવં બીજં છાગરોમ–અહિનિર્મોકઃ તથા વૈડાલિકી વિષ્ઠા ચ ગજદન્તઃ તચ્ચૂર્ણં કિઞ્ચિદ્ઘૃતવિમિશ્રિતં (કૃત્વા) ગેહેષુ ધૂપનં દત્તં

(हि ग्रहे) गन्धं धूमपानात् पिबेत्, (तथा) शिरः न (च) ग्रहणात् हरा मोहंजनदं भवेत् ॥

ગ્રહોની શાન્તિ માટે ઘરમાં બીજા ધુમાડા પણ કરવા જોઈએ; (તેમાં) મોરપીંછ, લીમડાનાં પાંદડાં, બોરડી ગળોના કકડા, મરી, હિંગ, જટામાંસી, કપાસિયા, બકરાનાં રૂંવાડાં, સર્પની કાંચળી, બિલાડાની વિષ્ટા અને હાથી દાંત, એ સર્વનું ચૂર્ણ કરી, તેમાં થોડુંક ઘી નાખીને તે ચૂર્ણનો ઘરમાં ધુમાડો દીધો હોય તો સઘળા બાલગ્રહો, પિશાચો અને રાક્ષસોને તે દૂર કરે છે અને સર્વ પ્રકારના જ્વરને પણ મટાડે છે. (આ ધુમાડો 'અપરાજિત ધૂમ' એ નામે ઓળખાય છે.) ૨૨–૨૪

टीका—अर्दितमोक्षः—गलग्रहः।

### ધૂમપાનમાં પરેજી તથા નળી શાની?

मनस्तापं रजःक्रोधौ धूमपानं निवारयेत् ।
नेत्राणि धातुजान्याहुर्नलवंशादिजान्यपि ॥२५॥

अन्वयः—धूमपानं मनस्तापं रजःक्रोधौ निवारयेत्, नेत्राणि (च) धातुजानि नलवंशजानि अपि आहुः ॥

ધૂમપાન ચાલતું હોય ત્યારે મનમાં સંતાપ થવા દેવો નહીં, ધૂળથી દૂર રહેવું અને ક્રોધ કરવો નહીં; તેમજ ધુમાડો પીવાની નળી હરકોઈ ધાતુની કે વાંસ આદિની પણ બનાવાય, એમ વિદ્વાનો કહે છે. ૨૫

## ગણ્ડૂષ, કવલ, પ્રતિસારણ–વિધિ

### ગંડૂષ–કોગળા કરવાની રીત અને સંખ્યા

स्नेहक्षीरकषायादिद्रव्यैः संपूर्णमाननम् ।
आपूर्य स्थीयते तावद्विधिर्गण्डूषधारणे ॥ १ ॥
कफपूर्णास्यता यावच्छेदो दोषस्य वा भवेत् ।
नेत्रघ्राणस्रुतिर्यावत्तावद्गण्डूषधारणम् ॥ २ ॥
गण्डूषान् सुस्थितः कुर्यात् स्विन्नभालगलादिकः ।
मनुष्यस्त्रींस्तथा पञ्च सप्त वाऽऽदोपनाशनात् ॥३

अन्वयः—स्नेहक्षीरकषायाद्यैः आननं संपूर्णम् आपूर्य (यावत्) स्थीयते तावत् गण्डूषधारणे विधिः (कथितः) ॥ यावत् कफपूर्णास्यता, यावद् वा दोषस्य छेदः भवेत्, यावत् नेत्रघ्राणस्रुतिः (स्यात्), तावद् गण्डूषधारणं (कुर्यात्)॥ मनुष्यः सुस्थितः (सन्) स्विन्नभालगलादिकः (यावद् भवेत् तावत्) आदोपनाशनात् त्रीन् तथा पञ्च वा सप्त गण्डूषान् कुर्यात् ॥

સ્નેહ, દૂધ અને કવાથ આદિ પ્રવાહી પદાર્થોથી મોઢાને ભરપૂર કરી જેટલીવાર રહી શકાય તેટલી વાર રાખવું, એ કોગળા કરવાના કાળની અવધિ છે; અથવા મોઢું કફથી ભરાઈ જાય ત્યાં સુધી, અથવા જે દોષ હોય તેનો નાશ થાય ત્યાં સુધી અથવા આંખમાંથી અને નાકમાંથી પાણી ઝરવા લાગે ત્યાં સુધી મોઢામાં કોગળા ધારણ કરી રાખવા. માણસે પૂર્ણ સ્વસ્થ રહી કપાળ ઉપર, ગળા ઉપર તથા ગાલ ઉપર પસીનો આવે ત્યાં સુધી અથવા જે દોષ હોય તેનો નાશ થાય ત્યાં સુધી ત્રણ, પાંચ કે સાત કોગળા કરવા. ૧–૩

टीका—गलादिक इत्यादिशब्देन कपोलौ गृह्येते मुखु-तोंकताम् ।

### કોગળાના ચાર ભેદો

चतुर्विधः स्याद्गण्डूषः स्नेहनः शमनस्तथा ।
शोधनो रोपणश्चैव कवलश्चापि तादृशः ॥ ४ ॥
स्निग्धोष्णैः स्नैहिको वाते स्वादुशीतैः प्रसादनः ।
पित्ते कट्वम्ललवणैरुष्णैः संशोधनः कफे ॥
कषायतिक्तमधुरैः कदुष्णो रोपणो व्रणे ॥ ५ ॥

अन्वयः—स्नेहनः तथा शमनः च शोधनः च रोपणः (इति) चतुर्विधः गण्डूषः स्यात्, च कवलः अपि तादृशः (भवेत्)। वाते स्निग्धोष्णैः स्नैहिकः, पित्ते स्वादुशीतैः प्रसादनः, कफे कट्वम्ललवणैः उष्णैः संशोधनः, व्रणे कषायतिक्तमधुरैः कदुष्णः रोपणः गण्डूषः कवलश्च कर्तव्यः ॥

સ્નેહન,[1] શમન[2], શોધન[3] તથા રોપણ[4] એ રીતે કોગળાના ચાર ભેદો છે. કોળિયાના પણ આ જ ચાર ભેદો છે. વાયુનું દરદ હોય તો સ્નિગ્ધ અને ઉષ્ણ પદાર્થોથી કોગળા કરવા તે સ્નેહન કહેવાય છે; પિત્ત હોય તો મધુર અને શીતળ પદાર્થોથી કોગળા કરવા તે શમન કહેવાય છે; કફ હોય તો તીખા, ખાટા, ખારા અને ઉષ્ણ પદાર્થોથી કોગળા કરવા તે શોધન કહેવાય છે; વ્રણ હોય તો તૂરા, કડવા અને મધુર પદાર્થોથી લગાર ઊના ઊના કોગળા કરવા તે રોપણ કહેવાય છે. ૪,૫

૧ ચીકાશ કરનાર. ૨ શાંત કરનાર. ૩ સાફ કરનાર. ૪ સ્વચ્છ ધાતુઓ ભરીને રૂઝ લાવનાર.

### કોગળામાં ઔષધનું માપ

द्रवाद्येषु चूर्णं च गण्डूषे कोलमात्रकम् ।
कर्षप्रमाणः कल्कश्च कवले दीयते बुधैः ॥६॥

अन्वयः—गण्डूषे च द्रवेषु कोलमात्रकं चूर्णं दद्यात्, कवले च बुधैः कर्षप्रमाणः कल्कः दीयते ॥

કોગળા કરવાના પ્રવાહીમાં અડતાળીસ ચણોઠીભાર ચૂર્ણ નાખવું અને કવલમાં વિદ્વાનો એક તોલો કલ્ક નાખે છે. ૬

### કેટલી ઉંમરે કોગળા કરાય? અને તેના ફાયદા

धार्यन्ते पञ्चमाद्वर्षादूर्ध्वं गण्डूषकवलादयः ।
व्याधेरपचयस्तुष्टिर्वैशद्यं वक्त्रलाघवम् ॥७॥
इन्द्रियाणां प्रसादश्च गण्डूषे विधृते भवेत् ।
हरेदास्यस्य वैरस्यं शोषं पाकं भ्रमं तृषाम् ।
दन्तचालं च गण्डूषो वैशद्यं तु करोति हि ॥८॥

अन्वयः—पञ्चमात् वर्षात् (ऊर्ध्वं) गण्डूषा कवलादयः धार्यन्ते । गण्डूषे विधृते (सति) व्याधेः अपचयः तुष्टिः वैशद्यं वक्त्रलाघवं च इन्द्रियाणां प्रसादः भवेत् । गण्डूषः आस्यस्य वैरस्यं शोषं पाकं भ्रमं तृषां च दन्तचालं हरेत्, वैशद्यं तु करोति हि ॥

કોગળા અને કવલનો ઉપયોગ પાંચ વર્ષની ઉંમર થયા પછી જ કરાવવો. કોગળાને મુખમાં ધારણ કરવાથી વ્યાધિનો ઘટાડો થાય, સંતોષ થાય, સ્વચ્છપણું થાય, મોઢામાં હલકાઈ થાય અને ઇંદ્રિયોમાં પ્રસન્નતા થાય છે. કોગળો મોઢાના વિરસપણાને, સોજાને, પાકવાને, ભ્રમને, તરસને અને દાંતના હલી જવાને મટાડે છે તથા સ્વચ્છપણું કરે છે. ૭,૮

### કોળિયાની રીત અને તેના ફાયદા

वातपित्तकफघ्नस्य द्रव्यस्य कवलं मुखे ।
सम्यक् निक्षिप्य संचर्व्य निष्ठीवेत्कवले विधिः ॥९॥
कवलः कुरुते काङ्क्षां मर्त्येषु हरते कफम् ।
तृष्णां शोषं च वैरस्यं दन्तचालं च नाशयेत् ॥१०॥

अन्वयः—वातपित्तकफघ्नस्य द्रव्यस्य कवलं मुखे निक्षिप्य सर्वं सम्यक् निष्ठीवेत्, (अयं) कवले विधि (अस्ति) । कवलः मर्त्येषु काङ्क्षां कुरुते, कफं हरते, तृष्णां शोषं च वैरस्यं च दन्तचालं नाशयेत् ॥

વાયુને, પિત્તને તથા કફને મટાડનારા પદાર્થના કોળિયાને મોઢામાં મૂકી ચાવીને થૂંકી નાખવો, એ કોળિયાની રીત છે. કોળિયો ખાવાના પદાર્થો પર ઇચ્છા ઉત્પન્ન કરે છે, કફને હરે છે અને તરસનો, શોષનો, વિરસપણાનો તથા દાંતના હલવાનો નાશ કરે છે. ૯,૧૦

### પ્રતિસારણ એટલે શું? અને તેના ફાયદા

दन्तजिह्वामुखानां यच्चूर्णकल्कावलेहकैः ।
शनैर्घर्षणमङ्गुल्या तदुक्तं प्रतिसारणम् ॥११॥
वैरस्यं मुखदौर्गन्ध्यं मुखशोषं तथा तृषाम् ।
अरुचिं दन्तपीडां च निहन्ति प्रतिसारणम् ॥१२॥

अन्वयः—अङ्गुल्या चूर्णकल्कावलेहैः दन्तजिह्वामुखानां यद् घर्षणं तद् प्रतिसारणम् उक्तम् । प्रतिसारणं वैरस्यं मुखदौर्गन्ध्यं मुखशोषं तृषां तथा अरुचिं च दन्तपीडां निहन्ति ॥

આંગળી વડે ચૂર્ણથી, કલ્કથી અથવા અવલેહથી દાંતોને, જીભને તથા મુખને ધીરે ધીરે ઘસવાં, એ પ્રતિસારણ કહેવાય છે. પ્રતિસારણ વિરસપણાને, મુખના દુર્ગંધને, મુખના શોષને, તરસને, અરુચિને અને દાંતની પીડાને મટાડે છે. ૧૧,૧૨

### પ્રતિસારણનો હીનયોગ કે અતિયોગ થાય તો!

हीने जाड्यकफोत्क्लेदावरसज्ञानमेव च ।
अतियोगान्मुखे पाकः शोषस्तृष्णा वमिः क्लमः ॥

अन्वयः—हीने जाड्यकफोत्क्लेदौ च अरसज्ञानम् एव (स्यात्), अतियोगात् मुखे पाकः शोषः तृष्णा वमिः क्लमः (भवेत्) ॥

જો પ્રતિસારણની માત્રાનો ઓછો ઉપયોગ કરાયો હોય તો શરીરમાં જડપણું તથા કફની અધિકતાવાળી બમારી–ઊબકા થાય છે અને રસોનું જ્ઞાન થતું નથી, તેમ જ તેનો અતિયોગ થવાથી મોઢું પાકી આવે છે, શોષ થાય છે, તરસ વધુ લાગે છે, ઊલટી થાય છે અને ગ્લાનિ થાય છે. ૧૩

## સ્વેદવિધિ

### સ્વેદના પ્રકારો અને ફાયદા

स्वेदश्चतुर्विधः प्रोक्तस्तापोष्मस्वेदसंज्ञितः ।
उपनाहो द्रवस्वेदः सर्वे वातार्तिहारिणः ॥१॥

अन्वयः—तापोष्मस्वेदसंज्ञितः उपनाहः द्रवस्वेदः (इत्येवं) चतुर्विधः स्वेदः प्रोक्तः, (एते) सर्वे (स्वेदाः) वातार्तिहारिणः (सन्ति) ॥

તાપસ્વેદ, ઉષ્મસ્વેદ, ઉપનાહસ્વેદ અને

દ્રવસ્વેદ, એમ ચાર પ્રકારનો સ્વેદ કહ્યો છે; એ સઘળા સ્વેદો વાયુની પીડાને મટાડનાર છે.

ટીકા-તાપસ્વેદ ઉષ્મસ્વેદશ્ચ તાભ્યાં સંજ્ઞિતઃ । ઉપનાહઃ-ઉપનાહસ્વેદઃ ।

### જુદા જુદા સ્વેદનાં ફળ

સ્વેદૌ તાપોષ્મજૌ પ્રાયઃ શ્લેષ્મઘ્નૌ સમુદીરિતૌ ।
ઉપનાહસ્તુ વાતઘ્નઃ પિત્તસઙ્ગે દ્રવો હિતઃ ॥ ૨ ॥

અન્વયઃ-તાપોષ્મજૌ સ્વેદૌ પ્રાયઃ શ્લેષ્મઘ્નૌ સમુદીરિતૌ । ઉપનાહઃ તુ વાતઘ્નઃ, પિત્તસંગે દ્રવઃ હિતઃ (ભવતિ) ॥

તાપસ્વેદ અને ઉષ્મસ્વેદ એ ઘણું કરી કફને મટાડનારા કહેવાયા છે. ઉપનાહસ્વેદ વાયુને મટાડે છે અને પિત્તનો વિશેષ સંબંધ હોય તો દ્રવસ્વેદ હિતકારી થાય છે. ૨

ટીકા-દ્રવો હિ દ્રવસ્વેદઃ ।

### જેવો રોગ તેવો સ્વેદ

મહાબલે મહાવ્યાધૌ વાતે સ્વેદો મહાન્ સ્મૃતઃ ।
દુર્બલે દુર્બલઃ સ્વેદો મધ્યમે મધ્યમો મતઃ ।
અલ્પાર્ત્તે રૂક્ષણઃ સ્વેદો રૂક્ષસ્નિગ્ધઃ કફાનિલે ॥

અન્વયઃ-મહાબલે વાતે મહાવ્યાધૌ મહાન્ સ્વેદઃ સ્મૃતઃ, દુર્બલે દુર્બલઃ સ્વેદઃ, મધ્યમે મધ્યમઃ મતઃ, અલ્પાર્ત્તે રૂક્ષણઃ સ્વેદઃ, કફાનિલે રૂક્ષસ્નિગ્ધઃ (સ્વેદઃ સ્યાત્)

અત્યંત બળવાન વાયુસંબંધી મહારોગ થયો હોય, તો પ્રબળ સ્વેદ કરવો; મધ્યમ પ્રકારનો રોગ હોય તો મધ્યમ પ્રકારનો સ્વેદ કરવો અને થોડો વ્યાધિ હોય તો થોડો સ્વેદ કરવો. કફનો વ્યાધિ હોય તો રૂક્ષ કરનારો સ્વેદ કરવો અને કફ સહિત વાયુનો વ્યાધિ હોય તો રૂક્ષપણું તથા સ્નિગ્ધપણું પણ કરનારો સ્વેદ કરવો. ૩

ટીકા-રૂક્ષણ.-રૂક્ષયતીતિ રૂક્ષણઃ નન્દ્યાદિત્વાત્ લ્યુપ્રત્યયઃ । રૂક્ષણ શબ્દમાં વ્યાકરણનો કૃદંત લ્યુ પ્રત્યય લાગેલો છે.

### સ્વેદ માટેનાં વિશેષ સૂચનો

કફમેદોવૃતે વાતે કોષ્ણં ગેહં રવેઃ કરાન્ ।
નિયુદ્ધં માર્ગગમનં ગુરુ પ્રાવરણં ધ્રુવમ્ ।
ચિન્તાવ્યાયામભારાંશ્ચ સેવેતામયમુક્તયે ॥ ૪ ॥
યેષાં નસ્યં પ્રદાતવ્યં વસ્તિશ્ચાપિ હિ દેહિનામ્ ।
શોધનીયાશ્ચ યે કેચિત્ પૂર્વં સ્વેદ્યાશ્ચ તે મતાઃ ॥
સ્વેદ્યા ઊર્ધ્વં ત્રયોઽપીહ ભગન્દર્યર્શસસ્તથા ।
અશ્મર્યા ચાતુરો જન્તુઃ સમયાચ્છસ્ત્રકર્મણઃ ॥ ૬ ॥

અન્વયઃ-કફમેદોવૃતે વાતે આમયમુક્તયે કોષ્ણં ગેહં રવેઃ કરાન્ નિયુદ્ધં માર્ગગમનં ગુરુ પ્રાવરણં ચિન્તાવ્યાયામભારાન્ ધ્રુવં સેવેત ॥ યેષાં દેહિનાં નસ્યમ્ પ્રદાતવ્યમ્ અપિ ચ વસ્તિઃ (પ્રદાતવ્યઃ), યે ચ કેચિત્ શોધનીયાઃ, તે ચ પૂર્વં સ્વેદ્યાઃ મતાઃ ॥ તથા ભગન્દરી અર્શસઃ ચ અશ્મર્યા આતુરઃ જન્તુઃ-(એતે) ત્રયઃ અપિ ઇહ શસ્ત્રકર્મણઃ સમયાત્ ઊર્ધ્વં (પૂર્વં ચ) સ્વેદ્યાઃ (ઇતિ સુશ્રુતઃ)॥

કફ તથા મેદ સહિત વાયુનો રોગ હોય તો તે રોગથી છૂટવા માટે જરા ગરમીવાળા ઘરમાં રહેવું, સૂર્યનાં કિરણોનું સેવન કરવું. કુસ્તિ કરવી, રસ્તામાં વધારે ચાલવું અને જાડાં તથા ભારે લૂગડાં પહેરવાં, ચિંતા કર્યા કરવી, કસરત કરવી અને બોજો ઉપાડવાનો અભ્યાસ અવશ્ય કરવો. જેઓને નસ્ય દેવાનું હોય, બસ્તિ દેવાની હોય અથવા રેચ દેવાનો હોય તેઓના શરીરમાં પ્રથમ સ્વેદની ક્રિયા કરવી જોઈએ. ભગંદર, અરશ કે પથરીથી પીડાતા રોગીને શસ્ત્રક્રિયા કર્યા પહેલાં અને શસ્ત્રક્રિયા કર્યા પછી પણ સ્વેદ દેવો, એમ સુશ્રુતમાં કહ્યું છે. ૪-૬

ટીકા-શસ્ત્રકર્મણઃ ઊર્ધ્વં પૂર્વં ચેતિ સુશ્રુતે ।

પશ્ચાત્ સ્વેદ્યા હૃતે શલ્યે મૂઢગર્ભગદે તથા ।
કાલે પ્રજાતાઽકાલે વા પશ્ચાત્ સ્વેદ્યા નિતમ્બિની ॥
સર્વાન્ સ્વેદાન્ નિવાતે ચ જીર્ણેઽન્ને ચૈવ કારયેત્ ॥
સ્વેદાદ્ધાતુસ્થિતા દોષાઃ સ્નેહક્લિન્નસ્ય દેહિનઃ ।
દ્રવત્વં પ્રાપ્ય કોષ્ઠાન્તર્ગત્વા યાન્તિ વિરેકતામ્ ॥
સ્નેહાભ્યક્તશરીરસ્ય શીતૈરાચ્છાદ્ય ચક્ષુષી ।
સ્વેદ્યમાનશરીરસ્ય હૃદયં શીતલૈઃ સ્પૃશેત્ ॥ ૧૦ ॥

અન્વયઃ-નિતમ્બિની શલ્યે તથા મૂઢગર્ભગદે હૃતે (સતિ) પશ્ચાત્ સ્વેદ્યા, કાલે વા અકાલે પ્રજાતા (નિતમ્બિની) પશ્ચાત્ સ્વેદ્યા । સર્વાન્ સ્વેદાન્ નિવાતે અન્ને ચ જીર્ણે (સતિ) એવ ચ કારયેત્ । સ્નેહક્લિન્નસ્ય દેહિનઃ ધાતુસ્થિતાઃ દોષાઃ સ્વેદાત્ દ્રવત્વં પ્રાપ્ય કોષ્ઠાન્તર્ ગત્વા વિરેકતાં યાન્તિ । સ્નેહાભ્યક્તશરીરસ્ય સ્વેદ્યમાનશરીરસ્ય ચક્ષુષી શીતૈઃ આચ્છાદ્ય હૃદયં શીતલૈઃ સ્પૃશેત્ ॥

સ્ત્રીના પેટમાં શલ્ય હોય તો તે કાઢી લીધા પછી સ્ત્રીને સ્વેદ દેવો; તેમ જ સ્ત્રીના પેટમાં ગર્ભ ઘણા કાળથી એમ ને એમ સ્થિર રહેલ

नां पञ्चुलास्यं गोपुच्छवत् द्विहस्तां नाडीं कुर्यात् ।
ती तैन मुखं नाडी हस्तिशुण्डिकाकारां (कृत्वा)
नाड्या नाड्या स्वेदयेत् ॥

...ભ્યંગાથી ચીરેલા શરીર પર પ્રથમ તપા-
...લા અને પછી જેઓના ઉપર ખાટો રસ
...ઓ હોય એવા લોઢાના ગોળાથી, ઇંટથી
...પથ્થરાથી શેક કરવો તે ઉષ્મસ્વેદ કહેવાય
... અથવા વાયુનો નાશ કરનાર પદાર્થોના
...ક્વાથ કે રસ આદિથી એક ઘડો ભરી,
...ઘડાનું મોઢું બંધ કરી, એ ઘડાનાં પડ-
...ખામાં કાણું પાડી તેમાં ધાતુની અથવા
...લાકડાની નળી નાખીને તેનાથી જે બાફ
...અપાય તે પણ ઉષ્મસ્વેદ કહેવાય છે. એ
...નળી બાફ દેવાની અનુકૂળતા માટે ત્રણ
...વાંકવાળી, મૂળમાં છ આંગળ પહોળાં
...મોઢાવાળી, ગાયના પૂંછડાની પેઠે અનુક્રમે
...પાતળી (અંદર છિદ્રવાળી) અને બે હાથ
...લાંબી કરવી. વાયુના દરદવાળા માણસને સારી
...રીતે બેસાડી સ્નેહ પદાર્થનો અભ્યંગ કરી
...શરીર ઉપર જાડું વસ્ત્ર ઓઢાડીને હસ્તિશુંડિકા
...નામની એ નળીથી બાફ દેવો. (એ નળી હાથી
...ની સૂંઢની પેઠે અનુક્રમે પાતળી હોય છે, તેથી
...હસ્તિશુંડિકા કહેવાય છે.) ૧૫–૧૮

टीका–त्रिवक्रामिति स्वेदसौकर्यार्थम् । षडङ्गुलास्या-
मिति–मूले षडङ्गुलविशालमुखीं, गोपुच्छमिव क्रमकृशाम् ।
...गोपुच्छाग्रपरिमाणेन कृशाम् । नाडीम्–अन्तः सरन्ध्रां
...हस्ताम्–हस्तद्वयपरिमाणाम् । हस्तिशुण्डिकयेति–हस्ति-
...वत् क्रमकृशत्वान्नाड्या इयं संज्ञा । (અર્થ ઉપર છે.)

### ઉષ્મસ્વેદના બીજા પ્રકારો

...षायाममात्रां वा भूमिमुत्कीर्य खादिरैः ।
...र्दग्ध्वा तथाभ्युक्ष्य क्षीरधान्याम्लवारिभिः १९
...तघ्नपत्रैराच्छाद्य शयानं स्वेदयेन्नरम् ।
...वं माषादिभिः स्विन्नैः शयानं स्वेदमाचरेत् ॥२०

अन्वयः–पुरुषायाममात्रां वा भूमिम् उत्कीर्य खादिरैः
...काष्ठैः दग्ध्वा तथा क्षीरधान्याम्लवारिभिः अभ्युक्ष्य
...वातघ्नपत्रैः आच्छाद्य शयानं नरं स्वेदयेत्, एवं स्विन्नैः
...माषादिभिः शयानं (नरम्) स्वेदम् आचरेत् ॥

જમીનમાં પુરુષપ્રમાણ એટલે સાડાત્રણ અથવા ચાર હાથ લાંબો ખાડો ખોદી તેમાં ખેરનાં લાકડાં બાળી, પછી અગ્નિને બહાર કાઢી લઈ, ખાડામાં દૂધ અથવા આગળ કહ્યા પ્રમાણે ધાન્યામ્લનું પાણી છાંટી, તેમાં વાયુને હરનારાં આકડા વગેરેનાં પાંદડાં પાથરી તે ઉપર રોગીને સુવડાવી ઉપર જાડું વસ્ત્ર ઓઢાડી દેવું. આ રીતે જે ખાડાની બાફ દેવી, તે પણ ઉષ્મસ્વેદ કહેવાય છે. રોગીને બાફેલા અડદ આદિ પદાર્થોમાં સુવડાવીને બાફ લેવરાવવી, તે પણ ઉષ્મસ્વેદ કહેવાય છે. ૧૯,૨૦

### ઉપનાહસ્વેદ અથવા મહાશાલ્વણપ્રયોગ

अथोपनाहस्वेदं च कुर्याद्वातहरौषधैः ।
प्रदिह्य देहं वातार्त्तं क्षीरमांसरसान्वितैः ॥ २१ ॥
अम्लपिष्टैः सलवणैः सुखोष्णैः स्नेहसंयुतैः ।
उत ग्राम्यानूपमांसैर्जीवनीयगणेन च ॥ २२ ॥
दधिसौवीरकक्षीरैर्वीरतर्वादिना तथा ।
कुलत्थमाषगोधूमैरतसीतिलसर्षपैः ॥ २३ ॥
शतपुष्पादेवदारुशेफालीस्थूलजीरकैः ।
एरण्डमूलजीरैश्च रास्नामूलकशिग्रुभिः ॥ २४ ॥
मिसिकृष्णाकुठेरैश्च लवणैरम्लसंयुतैः ।
प्रसारण्यश्वगन्धाभ्यां बलाभिर्दशमूलकैः ॥ २५ ॥
गुडूच्या वानरीबीजैर्यथालाभसमाहृतैः ।
क्षुण्णैः स्विन्नैश्च वस्त्रेण बद्धैः संस्वेदयेन्नरम् ।
महाशाल्वणसंज्ञोऽयं योगः सर्वानिलार्त्तिहृत् ॥२६

अन्वयः–अथ वातहरौषधैः अम्लपिष्टैः सलवणैः क्षीर-मांसरसान्वितैः स्नेहसंयुतैः सुखोष्णैः वातार्त्तं देहं प्रदिह्य उपनाहस्वेदं च कुर्यात् । उत ग्राम्यानूपमांसैः च जीवनीयगणेन तथा दधिसौवीरकक्षीरैः वीरतर्वादिना कुलत्थ-माषगोधूमैः अतसीतिलसर्षपैः शतपुष्पादेवदारुशेफाली-स्थूलजीरकैः एरण्डमूलैः च रास्नामूलकशिग्रुभिः मिसिकृष्णा-कुठेरैः अम्लसंयुतैः लवणैः प्रसारण्यश्वगन्धाभ्यां बलाभिः दशमूलकैः गुडूच्या वानरीबीजैः यथालाभसमाहृतैः क्षुण्णैः च स्विन्नैः वस्त्रेण बद्धैः नरं संस्वेदयेत् । अयं महा-शाल्वणसंज्ञः योगः सर्वानिलार्त्तिहृत् (अस्ति) ॥

વળી વાયુને હરનારાં ઔષધોને કાંજી અથવા છાશ આદિ ખાટા રસોથી વાટી, જેઓમાં લૂણ, દૂધ, માંસનો રસો તથા ઘી આદિ સ્નેહ નાખી લગાર ઊનાં તે ઔષધો વડે વાયુના દરદવાળા માણસને ખરડીને ઉપનાહ સ્વેદ કરવો; અથવા ગામનાં કે જળની પાસે રહેનારાં જાનવરોનાં માંસો, કાકોલી

ति नरं स्वेदयेत्, अवगाहने स्नेहः एकान्तरः वा
न्तरः युक्तः ॥

બે ઘડીથી તે આઠ ઘડી સુધીના સમય-
માં આરોગ્યનો નિશ્ચય થતાં સુધી રોગીએ
એ રીતે નાહવું. ઉપર કહેલી રીતે તેલથી,
દૂધથી કે ઘીથી ભરેલા વાસણમાં રોગીને
નવરાવવામાં આવે તે પણ દ્રવસ્વેદ કહેવાય
છે. દ્રવસ્વેદ દેવામાં કવાથનો અને દૂધનો
રોજ ઉપયોગ કરવો જોઈએ; પણ સ્નેહ
પદાર્થનો ઉપયોગ કરવો હોય તો વચમાં
એક દિવસનું કે બે દિવસનું અંતર રાખીને
કરવો (કારણ કે સ્નેહનો નિત્ય ઉપયોગ
ી અગ્નિ મંદ થઈ જવાનો ભય
છે.) ૩૧,૩૨

ટીકા–एतावता क्वाथो दुग्धं च नित्यमेव युज्यते,
दिनमेकं द्वे वा दिने गमयित्वा युक्तः । अग्नि-
मान्द्येति भावः । (અર્થ ઉપર અપાયો છે.)

## દ્રવસ્વેદનું ફળ આદિ

मुखैर्लोमकूपैर्धमनीभिश्च तर्पयेत् ।
रं बलमाधत्ते युक्तः स्नेहोऽवगाहने ॥३३॥
सिक्तस्य वर्धन्ते यथा मूलेऽङ्कुरादयः ।
व धातुवृद्धिर्हि स्नेहसिक्तस्य जायते ॥३४॥
वः परतरः कश्चिदुपायो वातनाशनः ।
तिशूलव्युपरमे स्तम्भगौरवनिग्रहे ।
तेऽग्नौ मार्दवे जाते स्वेदनाद्विरतिर्मता ॥३५॥

अन्वयः–अवगाहने युक्तः स्नेहः शिरामुखैः लोम-
कूपैः च धमनीभिः शरीरं तर्पयेत्, बलम् (च)
आधत्ते। यथा मूले जलसिक्तस्य (वृक्षस्य) अङ्कुरादयः
वर्धन्ते तथा एव स्नेहसिक्तस्य (नरस्य) धातुवृद्धिः
जायते। वातनाशन. अतः परतरः कश्चित् उपायः न,
शीतशूलव्युपरमे स्तम्भगौरवनिग्रहे अग्नौ दीप्ते मार्दवे (च)
जाते स्वेदनात् विरतिः मता ॥

દ્રવસ્વેદમાં ઉપયોગમાં લીધેલો ઘી આદિ
સ્નેહ પદાર્થ નસોનાં મોઢાંમાં, રૂંવાડાં-
ઓનાં છિદ્રોમાં અને મોટી નાડીઓમાં અંદર
જઈને શરીરને તૃપ્ત કરે છે અને બળ આપે
છે. જેમ ઝાડના મૂળમાં પાણી રેડવાથી
ઝાડના અંકુર વગેરેની વૃદ્ધિ થાય છે, તેમ
સ્નેહનું સિંચન થવાથી (શરીરની) ધાતુઓ-
ની વૃદ્ધિ થાય છે. વાયુનો નાશ કરવા માટે
આ દ્રવસ્વેદનથી અધિક બીજો કોઈ પણ ઉપાય
નથી. શીત, શૂળ, અંગનું ઝલાઈ જવું તથા
ભારેપણું મટી જાય, અગ્નિ પ્રદીપ્ત થાય અને
શરીરમાં કૂણાશ આવે, ત્યારે સ્વેદની ક્રિયાથી
અટકવું જોઈએ. ૩૩–૩૫

## મૂર્ધતૈલવિધિ

### માથામાં તેલ નાખવાના ચાર પ્રકારો

अभ्यङ्गः परिषेकश्च पिचुर्वस्तिरिति क्रमात् ।
मूर्धतैलं चतुर्धा स्याद्बलवत्तद्यथोत्तरम् ॥१॥

अन्वयः–अभ्यङ्गः च परिषेकः पिचुः बस्तिः–इति
क्रमात् चतुर्धा मूर्धतैलं यथोत्तरं बलवत् स्यात् ॥

માથા પર તેલનું મર્દન–માલિસ કરવું,
ઊંચેથી તેલની ધાર કરવી, તેલથી ભીંજાવેલાં
રૂનાં પૂમડાં મૂકવાં અને તેલની બસ્તિ દેવી,
એ ક્રમે માથામાં તેલ નાખવાના ચાર પ્રકારો
છે; અને તેઓમાં પહેલાથી બીજો, બીજાથી
ત્રીજો અને ત્રીજાથી ચોથો વધારે બળવાન છે. ૧

ટીકા–अभ्यङ्गः–तैलेन शिरसो मर्दनम् । परिषेकः–
शिरसि धारापातनम् । पिचुः–तैलाक्तं तूलं 'फोहा' इति
लोके। वस्तिर्वक्ष्यमाणः ।

### શિરોબસ્તિની વિધિ, કાળ તથા ફળ

त्रयोऽभ्यङ्गादयः पूर्वं प्रसिद्धाः सर्वतः स्मृताः ।
शिरोवस्तिविधिश्चात्र प्रोच्यते सुज्ञसम्मतः ॥२॥
शिरोवस्तिश्चर्मणः स्याद् द्विमुखो द्वादशाङ्गुलः ।
शिरःप्रमाणस्तं बद्ध्वा मस्तके माषपिष्टकैः ॥३॥
सन्धिरोधं विधायाशु स्नेहैः कोष्णैः प्रपूरयेत् ।
तावद्धार्यस्तु यावत्स्यान्नासाकर्णमुखस्रुतिः ॥४॥
वेदनोपशमो वापि मात्राणां वा सहस्रकम् ।
स्वजानुनः करावर्तं कुर्याच्छोटिकया युतम् ॥५॥
एषा मात्रा भवेदेका सर्वत्रैवैष निश्चयः ।
विना भोजनमेवात्र शिरोवस्तिः प्रशस्यते ॥६॥
प्रयोज्यस्तु शिरोवस्तिः पञ्च सप्त दिनानि वा ।
विमोच्य शिरसो वस्तिं गृह्णीयाच्च समन्ततः ॥७
ऊर्ध्वकायं ततः कोष्णे नीरे स्नानं समाचरेत् ।
अनेन दुर्जया रोगा वातजा यान्ति संक्षयम् ॥
शिरःकम्पादयस्तेन सर्वकालेषु युज्यते ॥ ८ ॥

अन्वयः–पूर्वं अभ्यङ्गादयः त्रयः सर्वतः प्रसिद्धाः
स्मृताः । अत्र च सुज्ञसंमतः शिरोवस्तिविधिः प्रोच्यते ।
द्विमुखः द्वादशाङ्गुलः शिरःप्रमाणः चर्मणः शिरोवस्तिः

પીતાર્કપત્રમાજ્યેન લિપ્તં વહ્નૌ પ્રતાપયેત્ ।
તદ્રસઃ શ્રવણે ક્ષિપ્તઃ કર્ણશૂલહરઃ પરઃ ॥ ૬ ॥

અન્વયઃ-કર્ણે શૂલાકુલે (સતિ) સસૈન્ધવં કોષ્ણં બસ્તમૂત્રં નિક્ષિપેત્, તેન શૂલપાકાદિકાઃ રુજઃ શામ્યન્તિ । આર્દ્રકરસં ચ મધુકં સૈન્ધવં ચ તૈલમ્ એવ કદુષ્ણં કર્ણયોઃ દેયમ્, એતત્ વેદનાપહં સ્યાત્ । પીતાર્કપત્રમ્ આજ્યેન લિપ્તં (કૃત્વા) વહ્નૌ પ્રતાપયેત્, તદ્રસઃ શ્રવણે ક્ષિપ્તઃ (ચેત્ તર્હિ) પરઃ કર્ણશૂલહરઃ (ભવતિ) ॥

કાનમાં શૂળ નીકળતાં હોય તો સિંધવ સહિત જરા ઊનું ઊનું બકરાંનું મૂત્ર તેમાં નાખવું; એમ કરવાથી કાનનાં શૂળ તથા કાનનું પાકવું વગેરે દરદો મટી જાય છે. આદાનો રસ, મધ, સિંધવ અને તેલ એટલા પદાર્થો કાનમાં જરા ઊના ઊના નાખવાથી કાનની વેદના મટી જાય છે. આકડાનાં પીળાં પાંદડાને ઘી ચોપડી અગ્નિમાં તપાવીને તેનો રસ કાનમાં નાખવાથી કાનનું શૂળ મટી જાય છે. કાનનું શૂળ મટાડવાનો આ ઉત્તમ ઉપાય છે. ૪-૬

## લેપવિધિ

### લેપના નામો તથા પ્રકારો

આલેપસ્ય તુ નામાનિ લેપો લેપનલિપ્તકૌ ।
દોષઘ્નો વિષહા વર્ણ્યઃ સ ચ લેપસ્ત્રિધા મતઃ ॥૧
પ્રમાણાશ્ચતુર્ભાગસ્ત્રિભાગાર્ધાઙ્ગુલોન્નતઃ ।
આર્દ્રો વ્યાધિહરઃ સ સ્યાચ્છુષ્કો દૂષયતિ ચ્છવિમ્ ॥

અન્વયઃ-લેપઃ લેપનલિપ્તકૌ (ઇતિ) આલેપસ્ય તુ નામાનિ (સન્તિ), સ ચ લેપઃ દોષઘ્નઃ વિષહા વર્ણ્યઃ (ઇતિ) ત્રિધા મતઃ । (પુનશ્ચ) ચતુર્ભાગત્રિભાગાર્ધાઙ્ગુલોન્નતઃ (ઇત્યેવં) પ્રમાણઃ સઃ આર્દ્રઃ (ચેત્) વ્યાધિહરઃ સ્યાત્, શુષ્કઃ (તુ) છવિં દૂષયતિ ॥

લેપ, આલેપ, લેપન અને લિપ્તક એટલાં લેપનાં નામો છે. દોષઘ્ન (દરદને હણનાર), વિષહા (ઝેરને મટાડનાર) અને વર્ણ્ય (વર્ણને સારો કરનાર), એ રીતે લેપના ત્રણ પ્રકારો છે. એક આંગળ ઊંચો થર, પોણો આંગળ ઊંચો થર અને અરધો આંગળ ઊંચો થર, એમ લેપના થરના ત્રણ પ્રકારો છે. ભીનો લેપ વ્યાધિને મટાડે છે અને સુકાયેલો લેપ કાંતિને બગાડી નાખે છે. ૧,૨

### દોષઘ્ન લેપ

શોથઘ્નીદારુસિદ્ધાર્થશુણ્ઠીશોભાઞ્જનત્વચામ્ ।
આરનાલેન પિષ્ટાનાં પ્રલેપઃ સર્વશોથહા ॥ ૩ ॥

અન્વયઃ-આરનાલેન પિષ્ટાનાં શોથઘ્નીદારુસિદ્ધાર્થશુણ્ઠીશોભાઞ્જનત્વચાં પ્રલેપઃ સર્વશોથહા (ભવતિ)

આરનાલ-કાંજીના ખાટા રસમાં વાટેલ સાટોડી, દેવદાર, સરસવ, સૂંઠ અને સરગવાની છાલ, એ પાંચ ઓસડિયાંનો લેપ સઘળા પ્રકારના સોજા મટાડે છે. (આ લેપ 'દોષઘ્ન' કહેવાય છે.) ૩

ટીકા-શોથઘ્ની-પુનર્નવા ।

### દશાંગ લેપ

શિરીષં મધુયષ્ટી ચ તગરં રક્તચન્દનમ્ ।
એલા માંસી નિશાયુગ્મં કુષ્ઠં વાલકમેવ ચ ॥૪॥
ઇતિ સંચૂર્ણ્ય લેપોઽયં પઞ્ચમાંશઘૃતપ્લુતઃ ।
જલેન ક્રિયતે સુજ્ઞૈર્દશાઙ્ગ ઇતિ સંજ્ઞિતઃ ।
વીસર્પં ચ વિષસ્ફોટાન્ શોથદુષ્ટવ્રણાન્ જયેત્ ॥૫

અન્વયઃ-શિરીષં મધુયષ્ટી ચ તગરં રક્તચન્દનમ્ એલા માંસી નિશાયુગ્મં કુષ્ઠં ચ વાલકમ્ ઇતિ સંચૂર્ણ્ય એવ પઞ્ચમાંશઘૃતપ્લુતઃ અયં લેપઃ સુજ્ઞૈઃ જલેન ક્રિયતે; દશાઙ્ગઃ ઇતિ સંજ્ઞિતઃ (અયં લેપઃ) વીસર્પં વિષસ્ફોટાન્ ચ શોથદુષ્ટવ્રણાન્ જયેત્ ॥

સરસડિયો, જેઠીમધ, તગર, રતાંજલિ, એલચી, જટામાંસી, હળદર, દારુહળદર, કઠ અને વાળો, એટલા પદાર્થોનું ચૂર્ણ કરી તેમાં પાંચમા ભાગ જેટલું ઘી નાખી પાણીથી કાલવીને લેપ કરવો; 'દશાંગ' નામનો આ લેપ રતવા, ઝેર, વિસ્ફોટક, સોજા અને દુષ્ટ વ્રણને મટાડે છે. ૪,૫

### વિષઘ્ન લેપ

અજાદુગ્ધતિલૈર્લેપો નવનીતેન સંયુતઃ ।
શોથમારુષ્કરં હન્તિ લેપો વા કૃષ્ણમાર્ત્તિકઃ ॥૬॥

અન્વયઃ-અજાદુગ્ધતિલૈઃ નવનીતેન સંયુતઃ વા કૃષ્ણમાર્ત્તિકઃ લેપઃ આરુષ્કરં શોથં હન્તિ ॥

બકરીના દૂધમાં તલ વાટી તેમાં ભેંસનું માખણ મેળવીને કરેલો લેપ અથવા કાળી માટીનો લેપ ભિલામાં આદિથી થયેલા સોજાને મટાડે છે. (આ લેપને વિદ્વાનો 'વિષહા' કહે છે.) ૬

टीका—नवनीतेनात्र माहिषेण । कृष्णमृत्तिका—कृष्णमृत्पिण्डव ।

### વર્ણ્યલેપ

रक्तचन्दनमञ्जिष्ठालोध्रकुष्ठप्रियङ्गव ।
वटाङ्कुराश्च मसूराश्च व्यङ्गघ्ना मुखकान्तिदाः ॥७॥

अन्वय—रक्तचन्दनमञ्जिष्ठालोध्रकुष्ठप्रियङ्गव वटाङ्कुरा च मसूरा व्यङ्गघ्ना मुखकान्तिदा (भवन्ति) ॥

રતાંજલિ, મજીઠ, લોધર, કઠ, કાંગ, વડના અંકુર અને મસૂર, એટલાનો લેપ કરી ચોપડવાથી મોઢા ઉપરના ખીલ મટે છે અને મોઢાની કાંતિ સારી થાય છે. ( આ લેપને વિદ્વાનો ‘ વર્ણ્ય ’ કહે છે ) ૭

### લેપના બે ભેદ

प्रलेपश्च प्रदेहश्च द्वौ भेदौ तस्य भाषितौ ।
चर्मार्द्रं माहिषं यद्वत्प्रोच्यते सा मितिस्तयो ॥८॥
शीतस्तनुर्विशोषी च प्रलेपः पित्तहृन्मतः ।
आर्द्रो घनस्तथोष्णः स्यात्प्रदेहः श्लेष्मवातहा ॥९॥

अन्वय—तस्य प्रलेप च प्रदेह द्वौ भेदौ भाषितौ, यद्वत् आर्द्रमाहिषं चर्म ( स्यात् ) सा तयोः मिति प्रोच्यते । शीत तनु च विशोषी प्रलेप पित्तहृत् मत । आर्द्र घन तथा उष्ण प्रदेह श्लेष्मवातहा स्यात् ॥

પ્રલેપ અને પ્રદેહ એ નામે લેપના બીજા બે ભેદો કહ્યા છે, એ બન્ને લેપ ભેંસનું આલું ચામડું જેવું હોય તેવા જ ભીના અને ચળકતા રાખવા જોઈએ. જે લેપ ટાઢો, પાતળો અને સુકાઈ જાય એવો હોય તે પ્રલેપ કહેવાય છે, એ પ્રલેપથી પિત્ત મટે છે. જે લેપ તરત સુકાય નહી એવો, જાડો અને ગરમ હોય તે પ્રદેહ કહેવાય છે, એ પ્રદેહથી કફ અને વાયુ મટે છે. ૮,૯

### રાત્રે લેપ ન લગાવાય

न रात्रौ लेपनं कुर्याच्छुष्यमाणं न धारयेत् ।
शुष्यमाणमुपेक्षेत प्रदेहं पीडनं प्रति ॥ १० ॥
तमसा पिहितो ह्यूष्मा लोमकूपमुखे स्थितः ।
विना लेपेन निर्याति रात्रौ नालेपयेत्ततः ॥११॥

अन्वय—रात्रौ लेपं न कुर्वीत, शुष्यमाणं न धारयेत् । पीडनं प्रति शुष्यमाणं प्रदेहम् उपेक्षेत । हि लोमकूपमुखे स्थित ऊष्मा तमसा पिहित. (सन्) लेपेन विना निर्याति, अत रात्रौ न आलेपयेत् ॥

રાત્રે લેપ કરવો નહી અને સુકાયેલા લેપને શરીર પર રાખવો પણ નહી; છતાં ગૂમડ વગેરે ઉપર દબાણ કરવાને જાડો લેપ કર્યો હોય તો તેને સુકાવા દેવો. રુવાંટાંનાં છિદ્રોનાં મોઢાઓમાં રહેલી ગરમી રાતના અંધારાથી દબાઈને લેપ વિના પણ બહાર જતી રહે છે, માટે રાત્રે લેપ કરવો નહીં. ( છતાં લેપ કર્યો હોય તો ઊલટી એ ગરમી રાત્રે રુવાંડામાં રોકાઈ જાય છે ) ૧૦,૧૧

टीका—तमसा—तमसान्धकारेण ।

### કેવા વ્રણ ઉપર રાત્રે પણ લેપ કરવો?

रात्रावपि प्रलेपादिर्विधेयो विचक्षणै ।
अपाकिष्वगम्भीरे रक्तश्लेष्मसमुद्भवे ॥ १२ ॥

अन्वय—अपाकिनि अगम्भीरे रक्तश्लेष्मसमुद्भवे व्रणे विचक्षणै रात्रौ अपि प्रलेपादि विधेय ॥

જે વ્રણ પાકતું ન હોય, અત્યંત ગંભીર હોય અને રુધિરથી તથા કફથી ઉત્પન્ન થયેલ હોય, તે ઉપર વિદ્વાનોએ રાત્રે પણ લેપ લગાડવો. ૧૨

### પિત્તના સોજા પર પ્રલેપ

मधुकं चन्दनं दूर्वा नलमूलं च पद्मकम् ।
उशीरं वालकं पद्मं प्रलेपः पित्तशोथहृत् ॥१३॥

જેઠીમધ, ચંદન, ધ્રો. રાતા કમળના મૂળ, પદ્મકાષ્ઠ, વાળો, કાળો વાળો અને કમળનો પ્રલેપ પિત્તનો સોજો મટાડે છે ૧૩

### વાયુના સોજા પર પ્રદેહ

बीजपूरजटा शिग्रु देवदारु महौषधम् ।
रास्नाऽग्निः प्रदेहोऽयं वातशोथविनाशनः ॥१४॥

બિજોરાના મૂળ, જટામાંસી, દેવદાર, સૂંઠ, રાસ્ના અને અરણિનો પ્રદેહ વાયુનો સોજો મટાડે છે ૧૪

टीका—अग्निरग्निमन्थ ।

### કફના સોજા પર પ્રદેહ

कृष्णापुराणपिण्याकशिग्रुत्वक्सिकतातसी ।
गोमूत्रपिष्टः कोष्णोऽयं प्रदेहः श्लेष्मशोथहृत् ॥१५॥

પીપર, જૂનો તલનો ખોળ, સરગવાની છાલ, સાકર અને કરડને ગોમૂત્રમાં વાટી જરા ગરમ પ્રદેહ લગાવવાથી કફનો સોજો મટે છે.

## શોણિતસ્રાવણ(ફ્સ)ની વિધિ

શોણિતં સ્રાવયેજ્જન્તોરામયં પ્રસમીક્ષ્ય ચ ।
પ્રસ્થં પ્રસ્થાર્ધમથવા પ્રસ્થાર્ધાર્ધમથાપિ વા ॥૧॥
કાલે સ્વભાવેન શોણિતં સ્રાવયેન્નરઃ ।
દોષપ્રન્થિગોગાદ્યા નશ્યન્તિ રુધિરોદ્ભવાઃ ॥૨
ઘે વર્ષાસુ વિદ્યુત્સુ ધર્મે ગ્રીષ્મે શરદ્યપિ ।
મધ્યાહ્ને શીતકાલે ચ રુધિરં સ્રાવયેદ્ બુધઃ ॥૩॥

અન્વયઃ-જન્તોઃ આમયં પ્રસમીક્ષ્ય પ્રસ્થમ્ અથવા પ્રસ્થાર્ધમ્ અપિ શોણિતં સ્રાવયેત્ ॥ સ્વભાવેન શોણિતં સ્રાવયેત્, (તેન) રુધિરોદ્ભવાઃ ...દોષગ્રન્થિશોથાદ્યાઃ નશ્યન્તિ । બુધઃ વર્ષાસુ વિદ્યુત્સુ સતિ ગ્રીષ્મે શરદિ અપિ મધ્યાહ્ને ન ...કે રુધિરં સ્રાવયેત્ ॥

માણસના રોગ ઉપર ધ્યાન આપી ચોસઠ તોલાભાર, બત્રીસ તોલાભાર કે સોળ તોલાભાર લોહી કઢાવવું. માણસે સ્વાભાવિક રીતે ...ઋતુમાં લોહી કઢાવવું. લોહી કઢાવવાથી લોહીથી ઉત્પન્ન થતા ચામડીના દોષો, ગાંઠ અને સોજા વગેરે મટે છે. વાદળાં ન હોય સમયે, વર્ષાઋતુમાં, વીજળીઓ ચમકતી હોય ત્યારે, ગ્રીષ્મઋતુમાં, શરદઋતુમાં, બપોરના સમયે અને શીતકાળમાં પણ વિદ્વાન વૈદ્ય રોગ ઉપર ધ્યાન આપી લોહી કઢાવવું. ૧-૩

### લોહીનું સ્વરૂપ

મધુરં વર્ણતો રક્તમશીતોષ્ણં તથા ગુરુ ।
શોણિતં સ્નિગ્ધવિસ્રં ચ વિદાહશ્ચાસ્ય પિત્તવત્ ॥૪
...સતા દ્રવતા રાગશ્ચલનં વિસ્રવસ્તથા ।
ભૂમ્યાદિપઞ્ચભૂતાનામેતે રક્તે ગુણાઃ સ્મૃતાઃ ॥૫॥

અન્વયઃ-શોણિતં મધુરં વર્ણતઃ રક્તમ્ અશીતોષ્ણં તથા ગુરુ સ્નિગ્ધવિસ્રં ચ પિત્તવદ્ અસ્ય વિદાહઃ (ભવેત્)। ...સતા દ્રવતા રાગઃ ચલનં તથા વિસ્રવઃ-એતે (ક્રમશઃ) ...ભૂમ્યાદિપઞ્ચભૂતાનાં ગુણાઃ સ્મૃતાઃ ॥

લોહી મધુર, રંગે રાતું, શીતળતાથી તથા ઉષ્ણતાથી રહિત, ભારે, ચીકાશવાળું અને કાચા પદાર્થના જેવા ગંધવાળું હોઈ પિત્ત ...ની પેઠે એમાં દાહક શક્તિ હોય છે. લોહીમાં ...ગંધ છે તે પૃથ્વીનો ગુણ છે, પ્રવાહીપણું જળનો ગુણ છે, રતાશ તેજનો ગુણ છે, ચલન ક્રિયા વાયુનો ગુણ છે અને અવાજ આકાશનો ગુણ છે; એમ લોહીમાં પૃથ્વી આદિ પાંચે ભૂતોના ગુણો છે. ૪,૫

### લોહીનો બગાડ વગેરેથી થતા વિકારો

રક્તે દુષ્ટે ભવેચ્છોથો રક્તમણ્ડલમેવ ચ ।
વ્યથા દાહશ્ચ પાકશ્ચ કણ્ડૂશ્ચ પિટકોદ્ગમઃ ॥૬॥
વૃદ્ધે રક્તાક્ષનેત્રત્વં શિરાણાં પૂર્ણતા તથા ।
ગાત્રાણાં ગૌરવં નિદ્રા મદો દાહશ્ચ જાયતે ॥૭॥
ક્ષીણેઽસ્ત્રે મધુરાકાઙ્ક્ષા મૂર્ચ્છા ચ ત્વચિ રૂક્ષતા ।
શૈથિલ્યં ચ શિરાણાં સ્યાદ્વાતાદુન્માર્ગગામિતા ॥૮

અન્વયઃ-રક્તે દુષ્ટે શોથઃ ચ રક્તમણ્ડલમ્ એવ, ચ વ્યથા ચ દાહઃ ચ પાકઃ ચ કણ્ડૂઃ પિટકોદ્ગમઃ ભવેત્। (રક્તે) વૃદ્ધે રક્તાક્ષનેત્રત્વં શિરાણાં પૂર્ણતા તથા ગાત્રાણાં ગૌરવં નિદ્રા ચ મદઃ દાહઃ જાયતે। અસ્ત્રે ક્ષીણે મધુરાકાઙ્ક્ષા મૂર્ચ્છા ચ ત્વચિ રૂક્ષતા વાતાત્ ચ શિરાણામ્ શૈથિલ્યં ઉન્માર્ગગામિતા સ્યાત્ ॥

લોહી બગડ્યું હોય તો સોજા થાય, રાતાં ચામઠાં થાય, પીડા થાય, બળતરા થાય, શરીરમાં પાક થાય, ચેળ આવે અને ફોલ્લીઓ ઊપડે છે. શરીરમાં લોહી વધી ગયું હોય તો અંગો તથા નેત્રો રાતાં થઈ જાય, નસો ફૂલી જાય, ગાત્રોમાં ભારેપણું થાય, નિદ્રા ઘણી આવે, ઘેન થાય અને બળતરા થાય છે. શરીરમાં લોહી ઓછું થઈ ગયું હોય તો મધુર પદાર્થો ખાવાની ઇચ્છા થાય, મૂર્છા થાય, ચામડી રૂક્ષ થઈ જાય અને શરીરની નસો, લોહીના ખૂટવાથી ઉત્પન્ન થયેલા વાયુને લીધે ઢીલી થઈ જાય તથા અયોગ્ય ક્રમે ચાલવા લાગે છે. ૬-૮

ટીકા-વાતાત્-રક્તક્ષૈણ્યજનિતાત્ ।

### જુદા જુદા ત્રણે દોષથી બગડેલ લોહીનાં લક્ષણો

અરુણં ફેનિલં રૂક્ષં પરુષં તનુ શીઘ્રગમ્ ।
અસ્કન્દિ સૂચીનિસ્તોદિ રક્તં સ્યાદ્વાતદૂષિતમ્ ॥૯
પિત્તેન પીતં હરિતં નીલં શ્યાવં ચ વિસ્રકમ્ ।
અસ્વાદુષ્ણં મક્ષિકાણાં પિપીલીનામનિષ્ટકમ્ ॥૧૦
શીતલં બહલં સ્નિગ્ધં ગૈરિકોદકસન્નિભમ્ ।
માંસપેશીપ્રભં સ્કન્દિ મન્દગં કફદૂષિતમ્ ॥૧૧॥

અન્વયઃ-વાતદૂષિતં રક્તમ્ અરુણં રૂક્ષં પરુષં તનુ શીઘ્રગમ્ અસ્કન્દિ સૂચીનિસ્તોદિ સ્યાત્ । પિત્તેન (દુષ્ટં રક્તં) પીતં હરિતં નીલં શ્યાવં ચ વિસ્રકમ્

अन्वयः–एषु रोगेषु शृङ्गैः अपि वा जलौकालाबुकैः अथवा शिरामोक्षैः अपि रक्तपातनं कारयेत् ॥

એ રોગોમાં શીંગડાં મૂકીને અથવા જળો મૂકીને અથવા તુંબડાં લગાવીને અથવા નસ ખોલીને પણ લોહી કઢાવવું. ૧૯

### કોનું લોહી ન કઢાય?

न कुर्वीत शिरामोक्षं कृशस्यातिव्यवायिनः ।
क्लीवस्य भीरोर्गर्भिण्याः सूतायाः पाण्डुरोगिणः ॥२०॥
पञ्चकर्मविशुद्धस्य पीतस्नेहस्य चार्शसाम् ।
सर्वाङ्गशोथयुक्तानामुदरिश्वासकासिनाम् ॥२१॥
छर्दतीसारकुष्ठानामतिस्विन्नतनोरपि ।
ऊनषोडशवर्षस्य गतसप्ततिकस्य च ॥
आघातात्स्रुतरक्तस्य शिरामोक्षो न शस्यते ॥२२॥

अन्वयः–कृशस्य अतिव्यवायिनः क्लीवस्य भीरोः गर्भिण्याः सूतायाः पाण्डुरोगिणः पञ्चकर्मविशुद्धस्य च पीतस्नेहस्य शिरामोक्षं न कुर्वीत, च अर्शसां सर्वाङ्गशोथयुक्तानाम् उदरिश्वासकासिनां छर्दतीसारकुष्ठानाम् अतिस्विन्नतनोः ऊनषोडशवर्षस्य च गतसप्ततिकस्य च आघातात् स्रुतरक्तस्य अपि शिरामोक्षः न शस्यते ॥

દૂબળો, બહુ મૈથુન કરનાર, નપુંસક, બીકણ, ગર્ભવાળી સ્ત્રી, સુવાવડી, પાંડુરોગવાળો, વમન આદિ પંચકર્મોથી શુદ્ધ થયેલો, જેણે સ્નેહપાન કર્યું હોય, જે અરશવાળો, સર્વ અંગોમાં સોજાવાળો, પેટના રોગવાળો, શ્વાસવાળો, ઉધરસવાળો, ઊલટીના રોગવાળો, ઝાડાના રોગવાળો, કોઢિયો, જેના શરીર પર સ્વેદનની ક્રિયા ખૂબ થઈ હોય, જે સોળ વર્ષથી ઓછી ઉંમરનો, સિત્તેર વર્ષથી વધારે ઉંમરનો અને જેનું લોહી કોઈ પ્રહાર કે રક્તપિત્ત આદિથી નીકળી ગયું હોય, તેવાઓની નસ ખોલવી નહીં ૨૦–૨૨

टीका–आघातात्स्रुतरक्तस्य–रक्तपित्तादिना गतरक्तस्य॥

### ઉપર જણાવેલાનું પણ લોહી ક્યારે અને કયા સાધનથી કાઢવું?

एषां चात्ययिके रोगे जलौकाभिर्विनिर्हरेत् ।
तथा च विषजुष्टानां शिरामोक्षोऽपि शस्यते ॥२३॥

अन्वयः–एषां च आत्ययिके रोगे जलौकाभिः विनिर्हरेत्, तथा च विषजुष्टानाम् अपि शिरामोक्षः शस्यते ॥

એવાને પણ પ્રાણઘાતક રોગ થતાં લોહી કઢાવવાની ખાસ જરૂર પડે તો જળો મૂકીને કઢાવવું; તેમ જ જેઓને ઝેર ચડ્યું હોય તેઓને (એકલી જળોથી જ નહિ, પરંતુ) નસ ખોલીને પણ લોહી કઢાવવું સારું છે.

### દોષદુષ્ટ લોહી કાઢવાનાં સાધન

गोशृङ्गेण जलौकाभिरलाबूभिरपि त्रिधा ।
वातपित्तकफैर्दुष्टं शोणितं स्रावयेद् बुधः ॥२४॥
द्विदोषाभ्यां तु दुष्टं यत् त्रिदोषैरपि दूषितम् ।
शोणितं स्रावयेद्युक्त्या शिरामोक्षैः पदैस्तथा ॥२५॥

अन्वयः–बुधः वातपित्तकफैः त्रिधा दुष्टं शोणितं गोशृङ्गेण जलौकाभिः अलाबूभिः अपि स्रावयेत् । (तथा) यत् शोणितं द्विदोषाभ्यां दुष्टं, त्रिदोषैः अपि दूषितं (स्यात्, तत्र) युक्त्या शिरामोक्षैः तथा पदैः स्रावयेत् ॥

વિદ્વાન વૈદ્યે રોગીના વાયુથી, પિત્તથી કે કફથી બગડેલા લોહીને ગાયના શીંગડાંથી, જળોથી કે તુંબડાંથી કઢાવવું; પણ બે દોષથી કે ત્રણે દોષથી લોહી બગડ્યું હોય તો યુક્તિથી નસ ખોલીને અને ફાચરુ મારવાની ક્રિયા કરીને પણ લોહી કઢાવવું. ૨૪,૨૫

### કયું સાધન કેટલા આંગળનું લોહી ખેંચે?

गृह्णाति शोणितं शृङ्गं दशाङ्गुलमितं बलात् ।
जलौकाहस्तमात्रं तु तुम्बी तु द्वादशाङ्गुलम् ।
पदमङ्गुलमात्रस्य शिरा सर्वाङ्गशोधिनी ॥२६॥

अन्वयः–शृङ्गं दशाङ्गुलमितं शोणितं बलात् गृह्णाति, जलौका तु हस्तमात्रं, तुम्बी तु द्वादशाङ्गुलम्, पदम् अङ्गुलमात्रस्य, शिरा सर्वाङ्गशोधिनी (भवति) ॥

શીંગડું આજુબાજુથી દશ આંગળસુધીના લોહીને બલાત્કારથી ખેંચે છે, જળો એક હાથ સુધીના લોહીને ખેંચે છે, તુંબડું બાર આંગળ સુધીના લોહીને ખેંચે છે, ફાચરું એક આંગળ સુધીના લોહીને ખેંચે છે અને નસ ખોલવામાં આવે તો સઘળાં શરીરનું લોહી ખેંચાઈને સાફ થાય છે. ૨૬

### કયા સમયે અને કોનું લોહી ન જ નીકળે?

शीते निरभ्रे मूर्च्छार्त्तिनिद्राभीतिमदश्रमैः ।
युक्तानां न स्रवेद्रक्तं तथा विण्मूत्रसङ्गिनाम् ॥२७॥

अन्वयः–शीते निरभ्रे मूर्च्छार्त्तिनिद्राभीतिमदश्रमैः युक्तानां तथा विण्मूत्रसंगिनां रक्तं न स्रवेत् ॥

ઠંડીના સમયમાં લોહી ન નીકળે; ભૂખ્યાનું લોહી ન નીકળે; તેમજ વાદળાં ...

નિદ્રાથી ઘેરાયેલાનું, બીધેલાનું, મદવાળાનું, થાકેલાનું અને જેઓનાં વિષ્ઠા કે મૂત્ર રોકાઈ ગયાં હોય, તેઓનું લોહી નીકળે નહિ ૨૭

**લોહી કાઢવા માંડ્યા છતાં ન નીકળે તો?**

शोणिते चाप्रवृत्ते तु कुष्ठनिम्बादिसैन्धवैः ।
मर्दयेत् व्रणवर्त्मं च तेन रक्तं प्रवर्त्तते ॥२८॥

अन्वय—शोणिते च अप्रवृत्ते तु कुष्ठनिम्बादिसैन्धवैः व्रणवर्त्म मर्दयेत्, तेन च रक्तं प्रवर्त्तते ॥

લોહી કાઢવાની ક્રિયાઓ કર્યા છતાં લોહી બહાર ન આવે, તો કઠથી, સૂંઠથી, મરીથી, પીપરથી અને સેંધવથી છિદ્રનું મોઢું ચોળવું, એટલે તેથી લોહી નીકળવા માંડે છે

**ક્યા કાળે કેવું લોહી કાઢવું?**

तस्मान्न शीते नात्युष्णे नास्विन्ने नातितापिते ।
पीत्वा यवागूं तृप्तस्य स्रावयेच्छोणितं बुधः ॥२९॥

अन्वय—तस्मात् न शीते न अत्युष्णे (काले) न अस्विन्ने न अतितापिते (जने), बुधः यवागूं पीत्वा तृप्तस्य शोणितं स्रावयेत् ।

જ્યારે બહુ ઠંડી ન હોય અને બહુ ગરમી ન હોય, તેમ જ રોગીને સ્વેદની ક્રિયા ન કરી હોય અને તેનું શરીર બહુ ગરમ કર્યું ન હોય, તે સમયે વિદ્વાન વૈદ્યે રોગીને રાબ પીવરાવી તૃપ્ત કર્યા પછી તેનું લોહી કાઢવું ૨૯

**લોહી ખૂબ નીકળવા લાગે તો?**

अविस्रावणस्योष्णकाले तथैवातिसिराव्यधात् ।
अतिप्रवर्त्तते रक्तं तत्र कुर्यादिति क्रियाम् ॥३०॥
अतिप्रवृत्ते रक्ते तु लोध्रसर्जरसाञ्जनैः ।
यवगोधूमचूर्णैश्च धवधन्वनगैरिकैः ॥३१॥
सर्पनिर्मोकचूर्णैर्वा भस्मना क्षौमजेन वा ।
मुखं व्रणस्य बद्ध्वा च शीतैश्चोपाचरेद् व्रणम् ॥३२॥
सिरावेधं द्वितीयं वा तावद्दहेत्क्षारेण वह्निना ।
व्रणं कषायः संधत्ते रक्तं स्कन्दयते हिमम् ।
तथा संपाचयेत्क्षारो दाहः संकोचयेत्सिराः ॥३३॥

अन्वयः—अविस्रावणात् उष्णकाले तथा एव अतिसिराव्यधात् रक्तम् अतिप्रवर्त्तते, तत्र प्रतिक्रियां कुर्वीत ॥ रक्ते अतिप्रवृत्ते तु लोध्रसर्जरसाञ्जनैः यवगोधूमचूर्णैः च धवधन्वनगैरिकैः सर्पनिर्मोकचूर्णैः वा क्षौमजेन भस्मना व्रणस्य मुखं बद्ध्वा च शीतैः व्रणम् उपाचरेत् ॥ (यद्वा) सर्वविधं तावत् विध्येत्, क्षारेण वह्निना दहेत् । कषायः व्रणं संधत्ते, हिमं रक्तं स्कन्दयते, क्षारः तथा संपाचयेत्, दाहः सिराः संकोचयेत् ॥

અકાળે પસીનો આવ્યો હોય અથવા ઉષ્ણકાળ હોય અથવા નસમાં ઊંડું શસ્ત્ર ઘોંચાયું હોય તો લોહી બહુ જ નીકળે છે, એ રીતે લોહી બહુ જ નીકળવા લાગે, તો લોધરથી, રાળથી, રસાંજનથી, જવના કે ઘઉંના લોટથી, ધાવડાના ચૂર્ણથી, ધામણના ચૂર્ણથી, ગેરુથી, સર્પની કાંચળીના ચૂર્ણથી અથવા રેશમી કપડાની કે સાદા કપડાની રાખથી છિદ્રનું મોઢું બંધ કરી દઈ તે ઉપર શીતળ ઉપચાર કરવા અથવા છિદ્રની ઉપરના નસના ભાગને વીંધવો કે છિદ્ર ઉપર ખાર મૂકવો અથવા છિદ્રને અગ્નિથી ડામવું. ઔષધો વ્રણને સાંધી દે છે, શીતળ ઉપચાર લોહીને થીજાવી દે છે, ખાર વ્રણના મોઢાને એકી દે છે અને ડામ નસોને સંકોચાવી દે છે ૩૦-૩૩

**બગડેલું લોહી પણ બધુંય ન કઢાય**

रक्ते दुष्टेऽवशिष्टेऽपि व्याधिर्नैव प्रकुप्यति ।
अतो रक्षेत् सावशेषे रक्ते नातिस्रुतिर्हिता ॥३४॥
आन्ध्यमाक्षेपकं तृष्णां तिमिरं शिरसो रुजा ।
पक्षाघातं श्वासकासौ हिक्कादाहौ च पाण्डुताम् ।
कुरुतेऽतिस्रुतं रक्तं मरणं वा करोति च ॥३५॥
देहस्योत्पत्तिरस्राद्धि रक्तेनैव च धार्यते ।
रक्तं जीवस्य चाधारस्तस्माद्रक्षेत्तदुत्तमम् ॥३६॥

अन्वय—दुष्टे रक्ते अवशिष्टे अपि व्याधिः न प्रकुप्यति अतः सावशेषं रक्षेत् । रक्ते अतिस्रुतिः हिता न । अतिस्रुतं रक्तम् आन्ध्यम् आक्षेपकं तृष्णां तिमिरं शिरसः रुजं पक्षाघातं श्वासकासौ हिक्कादाहौ च पाण्डुतां कुरुते, वा मरणं च करोति; (अपि च) देहस्य उत्पत्तिः अस्रात् तेन एव देहः धार्यते, रक्तं च जीवस्य आधारः (अस्ति), तस्मात् बुधः अस्रक् रक्षेत् ॥

બગડેલું લોહી શરીરમાં થોડુંક બાકી રહી જાય તોપણ વ્યાધિનો પ્રકોપ થતો નથી, માટે લોહીને બાકી રાખી દેવું; કારણ કે લોહી બહુ જ નીકળે એ સારું નથી; લોહી બહુ જ નીકળે તો આંધળાપણું, આક્ષેપકવાયુ, તરસ, આંખનું તિમિર, માથાના દરદ, પક્ષાઘાત, શ્વાસ, ઉધરસ, હેડકી, બળતરા તથા પાંડુરોગની ઉત્પત્તિ થાય છે અને કદાચ મરણ પણ થઈ જાય છે દેહની ઉત્પત્તિ લોહીથી થઈ છે, લોહી જ દેહને ધારણ કરે છે અને

લોહી જ જીવનો આધાર છે, માટે સમજુએ લોહીનું રક્ષણ કરવું. ૩૪–૩૬

લોહી કઢાવેલાનો વાયુ કોપે તો?

શીતોપચારૈઃ કુપિતે સ્રુતરક્તસ્ય મારુતે ।
કોષ્ણેન સર્પિષા શોથં સવ્યથં પરિષેચયેત્ ॥૩૭॥
ક્ષીણસ્યણશશોરભ્રહરિણચ્છાગમાંસજઃ ।
રસઃ સમુચિતઃ પાને ક્ષીરં પષ્ટિકયા હિતમ્ ॥૩૮

अन्वयः–स्रुतरक्तस्य मारुते शीतोपचारैः कुपिते (सति) सव्यथं शोथं कोष्णेन सर्पिषा परिषेचयेत्, (तथा) क्षीणस्य एणशशोरभ्रहरिणच्छागमांसजः रसः पाने समुचितः, (अपि च) षष्टिकया (सहितं) क्षीरं हितम् (भवति) ॥

લોહી કાઢ્યા પછી શીત ઉપચારો કરવાથી વાયુનો પ્રકોપ થાય તો પીડાવાળા સોજા ઉપર જરા ઊનાશવાળું ઘી રેડવું. લોહી નીકળવાથી બહુ જ નબળા થઈ ગયેલા રોગીને હરણના, સસલાના, ઘેટાના, કાળિયારના અને બકરાના માંસના રસો પાવા અને દૂધ સાથે સાઠીચોખા ખવરાવવા, એ હિતકારી થાય છે. ૩૭,૩૮

લોહી બરાબર કઢાયાનું લક્ષણ

પીડાશાન્તિર્લઘુત્વં ચ વ્યાધ્યુપદ્રવસંક્ષયઃ ।
મનઃસ્વાસ્થ્યં ભવેચ્ચિહ્નં સમ્યઙ્નિઃસારિતેઽસૃજિ ॥૩૯

अन्वयः–असृजि सम्यक् निःसारिते (सति) पीडाशान्तिः लघुत्वं व्याध्युपद्रवसंक्षयः च मनःस्वास्थ्यं चेद्नं भवेत् ॥

જો લોહી બરાબર કઢાયું હોય તો પીડાની શાંતિ થાય, શરીરમાં હલકાઈ થાય, રોગરૂપી ઉપદ્રવનો નાશ થાય અને મન સ્વસ્થ થાય, આટલી નિશાનીઓ જણાય છે. ૩૯

લોહી કઢાવ્યા પછી ત્યજવાનું

વ્યાયામમૈથુનક્રોધશીતસ્નાનપ્રવાતકાન્ ।
એકાશનં દિવાનિદ્રાં ક્ષારામ્લકટુભોજનમ્ ।
શોકં વાદમજીર્ણં ચ ત્યજેદાબલદર્શનાત્ ॥૪૦॥

अन्वयः–(शोणितस्रावणानन्तरं) आबलदर्शनात् व्यायाममैथुनक्रोधशीतस्नानप्रवातकान्, एकाशनं दिवानिद्रां क्षाराम्लकटुभोजनं शोकं वादं च अजीर्णम् त्यजेत् ॥

લોહી કઢાવ્યા પછી શરીરમાં બળ આવે ત્યાં સુધી અત્યંત મહેનત કરવી નહીં, મૈથુન કરવું નહીં, ક્રોધ કરવો નહીં, ટાઢા પાણીથી નાહવું નહીં, ઘણા પવનમાં રહેવું નહીં, એક વખત જમવાની ટેવ રાખવી નહીં, દિવસે સૂવું નહિ; ખારું, ખાટું કે તીખું જમવું નહીં, શોક કરવો નહીં, વાદ કરવો નહિં અને અજીર્ણ થવા દેવું નહીં.

# નેત્રપ્રસાદન કર્મો

## નેત્રને સ્વચ્છ કરનારી ક્રિયાઓ

સેક આશ્ચ્યોતનં પિણ્ડી બિડાલસ્તર્પણં તથા ।
પુટપાકોઽઞ્જનં ચેતિ કલ્પૈર્નેત્રમુપાચરેત્ ॥ ૧ ॥

अन्वयः–सेकः आश्च्योतनं पिण्डी बिडालः तर्पणं तथा पुटपाकः च अञ्जनम्–इति कल्पैः नेत्रम् उपाचरेत् ॥

સેક (પાણી વગેરેની ધાર કરવી), આશ્ચ્યોતન (ટીપાં નાખવાં), પિંડી (લુપરી મૂકવી), બિડાલ (લેપ કરવો), તર્પણ (તૃપ્તિ કરવા માટે આંખ ઉપર દૂધ આદિ ભરવું), પુટપાક, (પકાવેલો રસ નેત્રમાં રેડવો) અને અંજન (આંજવું), આટલી ક્રિયાઓથી નેત્રના ઉપચારો કરવા. ૧

તેમાં પ્રથમ સેક અથવા સિંચનક્રિયા

સેકસ્તુ સૂક્ષ્મધારાભિઃ સર્વસ્મિન્નયને હિતઃ ।
મીલિતાક્ષસ્ય મર્ત્યસ્ય પ્રદેયશ્ચતુરઙ્ગુલઃ ॥ ૨ ॥
સ સસ્નેહો ભવેદ્વાતે પિત્તે રક્તે ચ રોપણઃ ।
લેખનસ્તુ કફે કાર્યસ્તસ્ય માત્રાભિધીયતે ॥૩॥
ષડ્ભિર્વાચાં શતૈઃ સ્નેહે ચતુર્ભિશ્ચૈવ રોપણે ।
તૈસ્ત્રિભિર્લેખને કાર્યઃ સેકો નેત્રપ્રસાદને ॥ ૪ ॥
નિમેષોન્મેષણં પુંસામઙ્ગુલ્યા च्छोटिकाथ વા ।
ગુર્વક્ષરોચ્ચારણં વા વાઙ્માત્રેયં સ્મૃતા બુધૈઃ ॥૫॥
સેકસ્તુ દિવસે કાર્યો રાત્રૌ ચાત્યન્તિકે ગદે ।
એરણ્ડસ્ય દલૈઃ પિષ્ટૈઃ પક્વમાજં પયો હિતમ્ ॥
સુખોષ્ણં નેત્રયોઃસિક્તં વાતાભિષ્યન્દનાશનમ્ ॥૬॥

अन्वयः–मीलिताक्षस्य मर्त्यस्य चतुरङ्गुलः सूक्ष्मधाराभिः सेकः तु प्रदेयः, सः सर्वस्मिन् नयने हितः भवेत्, सः वाते सस्नेहः भवेत्, पित्ते रक्ते च रोपणः, कफे तु लेखनः कार्यः, तस्य मात्रा अभिधीयते–नेत्रप्रसादने स्नेहे वाचां षड्भिः शतैः, रोपणे च चतुर्भिः एव, लेखने तैः त्रिभिः सेकः कार्यः । पुंसां निमेषोन्मेषणम् अथवा अङ्गुल्या च्छोटिका वा गुर्वक्षरोच्चारणम्–इयं बुधैः वाङ्मात्रा स्मृता । सेकः तु

नियतं यस्य, आस्थमिते नरे च रात्रौ (कर्म)।
परमस्य निर्दे. स्नेहो पत्रं मात्रे पञ्च सुयोऽव्यम्
नेत्राणां सेकं (सन्) हितं वाताभिष्यन्दनाशनं (भवति)॥

રોગીનાં નેત્રોને મિચાવી તેના ઉપર ચાર આંગળ ઊંચેથી ઝીણી ઝીણી ધારાઓ કરવી, એ સઘળા નેત્રસંબંધી રોગો ઉપર સારી છે વાયુનું દરદ હોય તો ઘી આદિ સ્નેહ પદાર્થોની ધારા કરવી, એ સ્નેહન સેક કહેવાય છે; પિત્તનું કે લોહીનું દરદ હોય તો કરડે આદિના રસની ધારા કરવી, એ રોપણ સેક કહેવાય છે; કફનું દરદ હોય તો મળને ઉખેડનાર સૂંઠ આદિના રસની ધારા કરવી, એ લેખન સેક કહેવાય છે, હવે તેની માત્રા કહેવાય છે—નેત્રને સ્વચ્છ કરવા સ્નેહન સેક કરવો હોય તો છસો માત્રા સુધી કરવો, રોપણ સેક કરવો હોય તો ચારસો માત્રા સુધી કરવો અને લેખન સેક કરવો હોય તો ત્રણસો માત્રા સુધી કરવો માણસ આંખ મીંચીને ઉઘાડે તેટલો સમય અથવા એક ચપટી વગાડવામાં આવે તેટલો સમય અથવા એક ગુરુ અક્ષર બોલવામાં આવે તેટલો સમય વાણીની એક માત્રા કહેવાય છે ધારા પાડવારૂપ સેક દિવસે જ કરવો પણ અતિશય વધારે દુખાવો રોગ હોય તો રાત્રે પણ કરવો એરંડાનાં વાટેલા પાંદડાંની સાથે બકરીનું દૂધ પકાવી જરા ઊનાશવાળું તે દૂધ નેત્રની ઉપર રેડવામાં આવે તો તે સેચન સારું છે અને વાયુ સંબંધી નેત્રની પીડાને મટાડે છે. ૨-૬

### આશ્ચ્યોતનક્રિયા

आश्च्योतनं च कर्तव्यं निशायां नैव कर्हिचित् ॥ ७ ॥
पूर्णोन्मीलितनेत्रे मोक्षमाश्च्योतनं हितम् ॥
बिन्दवोऽष्टौ लेखनेषु रोपणे दश बिन्दवः ।
स्नेहे ते द्वादश प्रोक्ता शीतले कोष्णरूपिणः ॥ ८ ॥
उष्णे तु शीतरूपाः स्युः सर्वत्रैव निश्चयः ।
वाते तिक्तं तथा स्निग्धं पित्ते मधुरशीतलम् ॥ ९ ॥
कफे तिक्तोष्णरूक्षं स्यात् क्रमादाश्च्योतनं हितम् ।
आश्च्योतनानां सर्वेषां मात्रा स्याद्वाक्शतोन्मिता ॥
आश्च्योतनं न कर्तव्यं निशायां नैव कर्हिचित् ॥ ११ ॥

अन्वय—पूर्णोन्मीलिते नेत्रे द्वयङ्गुलोच्छ्रितो बिन्दुर्यत् पातनं (तत्) तु हितम् — आश्च्योतनं प्रोक्तम् । लेखनेषु अष्टौ बिन्दवः, रोपणे दश बिन्दवः, स्नेहे ते द्वादश प्रोक्ताः । शीतले कोष्णरूपिणः, उष्णे तु शीतरूपाः स्युः एव सर्वत्र एव निश्चयः (अस्ति)। वाते तिक्तं तथा स्निग्धं पित्ते मधुरशीतलं, कफे तिक्तोष्णरूक्षम् आश्च्योतनं क्रमात् हितं (स्यात्)। सर्वेषाम् आश्च्योतनानां मात्रा वाक्शतोन्मिता स्यात्। कैश्चित् निशायां कर्हिचित् आश्च्योतनं न कर्तव्यम् ॥

રોગીની આંખને બે આંગળથી ઉઘાડી રાખી તેમાં કવાથના, મધનાં, આસવનાં કે સ્નેહના ટીપા પાડવા એ આશ્ચ્યોતન કહેવાય છે અને તે હિતકારી છે મળને ઉખેડવાની ક્રિયા કરવી હોય તો આઠ ટીપાં નાખવા, રૂઝવવાની ક્રિયા કરવી હોય તો દશ ટીપા નાખવા અને ચીકાશ કરવાની ક્રિયા કરવી હોય તો બાર ટીપા નાખવાં ટાઢીના સમયે કાંઈક ગરમ કરીને ટીપા નાખવા અને ગરમીના વખતે ટાઢા ટીપાં નાખવા, એ સઘળી ક્રિયાઓમાં સિદ્ધાંત છે. વાયુનું દરદ હોય તો કડવાં તથા સ્નેહવાળાં ટીપા હિતકારી છે, પિત્તનું દરદ હોય તો મધુર અને ટાઢા ટીપા નાખવા હિતકારી છે અને કફનું દરદ હોય તો કડવાં, ગરમ તથા રૂક્ષ ઔષધના ટીપા નાખવાં હિતકારી છે. બધા આશ્ચ્યોતનોની માત્રા સો ગુરુ અક્ષરનું ઉચ્ચારણ થાય ત્યાં સુધીની સમજવી. કોઈ પણ વૈદે આંખના કોઈ પણ રોગ પર રાત્રે ટીપાં નાખવા નહીં ૭-૧૧

### ઉપચાર—તે ટીપાં આ પ્રમાણે

बिल्वादिपञ्चमूलेन बृहत्यैरण्डशिग्रुभिः ।
कार्य आश्च्योतने कोष्णो वाताभिष्यन्दनाशनः ॥ १२ ॥

अन्वय—बिल्वादिपञ्चमूलेन बृहत्यैरण्डशिग्रुभिः कृतः कोष्णः आश्च्योतने वाताभिष्यन्दनाशन (भवति) ॥

બીલી આદિ પંચમૂળ, ભોરીંગણી, એરંડો અને સરગવાનો કવાથ કરી તેના સહેવાય તેવા ગરમ ટીપાં નાખવા તે નેત્રના વાતાભિષ્યંદ (વાયુને લીધે આંખો દુખવા આવે છે તે) રોગનો નાશ કરે છે ૧૨

## પિંડીની ક્રિયા

### ...ઠોથી આંખ પર મૂકવાની થેપલીઓ

...क्मेजकल्कस्य पिण्डी कवलमात्रया ।
...वस्त्रेण संबद्धा नेत्रेऽभिष्यन्दनाशिनी ॥१॥
...ष्णा पिण्डिका वाते पित्ते सा शीतला मता ।
...ष्णा श्लेष्मणि प्रोक्ता विचित्रको बुधैरयम् ॥२

अन्वयः-युक्तभेषजकल्कस्य कवलमात्रया (कृता) ...नी वस्त्रखण्डेन नेत्रे संबद्धा (सती) अभिष्यन्द-...शिनी (भवति)। वाते स्निग्धा उष्णा पिण्डिका, पित्ते ...शीतला मता, श्लेष्मणि रूक्षा उष्णा प्रोक्ता, अयं ...चित्रः बुधैः उक्तः ॥

યોગ્ય ઔષધોના કલ્કની કોળિયા જેવડી થેપલી વસ્ત્રના પાટાથી આંખ પર બરાબર બાંધી હોય તો આંખો દુખવાનું દરદ મટે છે. વાયુથી દુખવા આવેલી આંખ પર સ્નેહવાળી ગરમ થેપલી મૂકવી; પિત્તથી દુખવા આવેલી આંખ પર શીતળ થેપલી મૂકવી અને કફથી દુખતી આંખ પર રૂક્ષ તથા ગરમ ઔષધોની થેપલી મૂકવી; આ થેપલી મૂકવાની ક્રિયા વિદ્વાનોએ કહેલી છે.

सा यथा-તે થેપલી આ:

एरण्डपत्रमूलत्वङ्निर्मिता वातनाशिनी ।
धात्रीविरचिता पित्ते शिग्रुपत्रकृता कफे ॥ ३ ॥

अन्वयः-एरण्डपत्रमूलत्वङ्निर्मिता (पिण्डी) वात-नाशिनी (स्यात्), धात्रीविरचिता (पिण्डी) पित्ते (उपयुज्येत), शिग्रुपत्रकृता (पिण्डी) कफे (मोक्तव्या)॥

એરંડાનાં પાંદડાં, મૂળ અને છાલની થેપલી વાયુનો નાશ કરે છે, આમળાંની થેપલી પિત્તમાં ઉપયોગી છે અને સરગવાનાં પાંદડાંની થેપલી કફમાં મુકાય છે. ૩

## બિડાલક્રિયાનો પ્રકાર

बिडालको वहिर्लेपो नेत्रपक्ष्मविवर्जितः ।
तस्य मात्रा परिज्ञेया मुखलेपविधानवत् ॥१॥
यष्टीगैरिकसिन्धूत्थदार्वीतार्क्ष्यैः समांशकैः ।
जलपिष्टैर्बहिर्लेपः सर्वनेत्रामयापहः ॥ २ ॥

अन्वयः-नेत्रपक्ष्मविवर्जितः बहिर्लेपः बिडालकः (कथ्यते), तस्य मात्रा मुखलेपविधानवत् परिज्ञेया ॥ यष्टीगैरिकसिन्धूत्थदार्वीतार्क्ष्यैः समांशकैः जलपिष्टैः बहिर्लेपः सर्वनेत्रामयापहः (भवति) ॥



આંખની પાંપણોને છોડી દઈ આંખની બહારના ભાગો ઉપર લેપ કરવો, એ બિડાલક્રિયા કહેવાય છે; તેની માત્રા મોઢા પરના લેપની જેમ સમજવી; અર્થાત્ ખીલ મટાડવા માટે મોઢા પર લેપ કરવાની જેટલી માત્રા કહી છે, તેટલી જ માત્રા બિડાલક્રિયામાં પણ જાણવી; જેમકે એ લેપનો થર અરધો આંગળ ઊંચો કરવો. જેઠીમધ, સોનાગેરુ, સિંધવ, દારુહળદર, અને કલખાપરિયું સરખા ભાગે લઈ પાણીમાં વાટી આંખની બહારના ભાગો ઉપર કરેલો તેઓનો લેપ આંખના સઘળા રોગોનો નાશ કરે છે. ૧,૨

## તર્પણક્રિયા

### આંખને તૃપ્ત કરવાનો પ્રકાર

वातातपरजोहीने वेश्मन्युत्तानशायिनः ।
आधारौ माषचूर्णेन क्लिन्नेन परिपिण्डितौ ॥१॥
समौ दृढावसंबाधौ कर्तव्यौ नेत्रकोशयोः ।
पूरयेद् घृतमण्डेन विलीनेन सुखोदकैः ॥ २ ॥
सर्पिषा शतधौतेन क्षीरजेन घृतेन वा ।
निमग्नान्यक्षिपक्ष्माणि यावत् स्युस्तावदेव हि ॥३
पूरयेन्मीलिते नेत्रे तत उन्मीलयेच्छनैः ।
भिषग्भिरेष विख्यातस्तर्पणस्योदितो विधिः ॥४॥

अन्वयः-वातातपरजोहीने वेश्मनि उत्तानशायिनः (रोगिणः) नेत्रकोशयोः क्लिन्नेन माषचूर्णेन परिपिण्डितौ समौ दृढौ असंबाधौ आधारौ कर्तव्यौ, (ततः) सुखोदकैः विलीनेन घृतमण्डेन शतधौतेन सर्पिषा क्षीरजेन वा घृतेन पूरयेत्, यावत् अक्षिपक्ष्माणि निमग्नानि स्युः तावत् एव पूरयेत्, ततः मीलिते नेत्रे शनैः उन्मील-येत्, एषः भिषग्भिः उदितः तर्पणस्य विधिः विख्यातः ॥

જેમાં વાયુ, તડકો કે રજ ન હોય એવા ઘરમાં રોગીને ચત્તો સુવડાવી તેનાં બન્ને નેત્ર ઉપર પલાળેલા અડદના લોટની ચોપાસ ગોળ, દૃઢ અને સાંકડ વિનાની ફરતી પાળો કરવી. પછી રોગીની આંખો મીંચાવીને ગરમ પાણીથી પિગળાવેલું ઘી અથવા સો વાર પાણીથી ધોયેલું ઘી અથવા દૂધમાંથી બારોબાર કાઢેલું ઘી, પાંપણો ડૂબી જાય ત્યાં સુધી તે પાળોમાં ભરવું. એ ભરાઈ રહ્યા પછી રોગીની મીંચેલી આંખો ધીમેથી ઉઘડાવવી; એ

વૈદ્યોએ કહેલો તર્પણનો પ્રકાર પ્રખ્યાત છે.

કેવાં નેત્રને તર્પણ જરૂરી છે?

યદ્રૂક્ષં ચ પરિમ્લાનિ નેત્રં કુટિલમાવિલમ્ ।
શીર્ણપક્ષ્મશિરોત્પાતકૃચ્છ્રોન્મીલનસંયુતમ્ ॥૫॥
તિમિરાર્જુનસુક્રાદ્યૈરભિષ્યન્દાધિમન્થકૈઃ ।
શુષ્કાક્ષિપાકશોથાભ્યાં યુતં વાતવિપર્યયૈઃ ।
તન્નેત્રં તર્પયેત્સમ્યક્ નેત્રરોગવિશારદઃ ॥૬॥

અન્વય—યત્ નેત્રં રૂક્ષં પરિમ્લાનિ કુટિલમ્ આવિલં શીર્ણપક્ષ્મશિરોત્પાતકૃચ્છ્રોન્મીલનસંયુતં તિમિરાર્જુનશુક્રાદ્યૈઃ અભિષ્યન્દાધિમન્થકૈઃ શુષ્કાક્ષિપાકશોથાભ્યાં વાતવિપર્યયૈઃ યુતં (સ્યાત્), તત્ નેત્રં નેત્રરોગવિશારદઃ સમ્યક્ તર્પયેત્ ॥

જે નેત્ર રૂક્ષ થઈ ગયાં હોય, પાણી ગયાં કરતાં હોય, વાંકાં અને મેલાં થઈ ગયાં હોય, પાંપણો ખરી પડતી હોય, ડોળાની નસ રાતી થઈને બહુ પીડા કરતી હોય, પાંપણો માંડ ઊઘડતી હોય, પદાર્થો વિપરીત દેખાતા હોય, પીળા ડોળા ઉપર રાતું ચાઠું થયું હોય, ફૂલું પડવું વગેરે થયું હોય, આંખો દુખવા ઊઠી હોય, ડોળામાં જાણે કોઈ વલોવતું હોય એવી પીડા ઊઠીને આખી માથામાં વેદના થતી હોય, પાંપણની કિનાર રૂક્ષ થવાથી આંખ પાકવાથી વ્યાકુળતા થતી આંખ ઊઘડતી ન હોય, સોજો આવ્યો હોય અને અમરમાં તથા નેત્રમાં વારંવાર વાયુ ફરવાથી જાતજાતની તીક્ષ્ણ પીડા થતી હોય તો નેત્રના રોગમાં અત્યંત કુશળ વૈદ્યે નેત્રનું સારી રીતે તર્પણ કરવું ૫,૬

ક્યા રોગ પર ક્યાં સુધી તર્પણ રાખવું?

તર્પણં વાર્ત્મરોગેષુ શતં માત્રાં ધારયેત્ બુધઃ ।
સ્વસ્થે કફે સન્ધિરોગે માત્રાં પંચ શતાનિ ચ ॥૭॥
પિત્તે શતાનિ ષટ્ કૃષ્ણરોગે સપ્ત શતાનિ હિ ।
દૃષ્ટિરોગે શતાન્યષ્ટાવભિમન્થે સહસ્રકમ્ ॥૮॥
સહસ્રં વાતરોગેષુ ધાર્યમેવ હિ તર્પણમ્ ।

અન્વય—બુધઃ વર્ત્મરોગે માત્રાં શતં તર્પણં ધારયેત્, સ્વસ્થે કફે ચ સન્ધિરોગે માત્રાં પંચ શતાનિ, પિત્તે ષટ્ શતાનિ, કૃષ્ણરોગે સપ્ત શતાનિ હિ, દૃષ્ટિરોગે અષ્ટૌ શતાનિ, અભિમન્થે સહસ્રકં, વાતરોગેષુ સહસ્રં હિ તર્પણં ધાર્યમ્ એવ ॥

વિદ્વાન વૈદ્યે પાંપણની અંદર માંસનો ભરાવો આદિ પાંપણના રોગ હોય તો સો ગુરુ અક્ષરોના ઉચ્ચારણકાળ સુધી નેત્ર તર્પણ રાખવું; સ્વસ્થપણામાં, કફમાં સંધિરોગમાં પાંચસો ગુરુ અક્ષરોના ઉચ્ચારણકાળ સુધી તર્પણ રાખવું; પિત્ત હોય તો છસો ગુરુ અક્ષરોના ઉચ્ચારણ કાળ સુધી તર્પણ રાખવું, કાળા ડોળામાં રોગ હોય તો સાતસો ગુરુ અક્ષરોના ઉચ્ચારણ સુધી તર્પણ રાખવું, દૃષ્ટિરોગમાં આઠસો ગુરુ અક્ષરોના ઉચ્ચારણકાળ સુધી તર્પણ રાખવું, આંખ ઉપર સોજાવાળો અને પીડાવાળો અધિમન્થ નામનો રોગ હોય તો હજાર ગુરુ અક્ષરોના ઉચ્ચારણ સુધી તર્પણ રાખવું અને વાયુ સંબંધી રોગ હોય તોપણ હજાર ગુરુ અક્ષરોના ઉચ્ચારણ સુધી તર્પણ રાખવું. ૭,૮

તર્પણ પછીની ક્રિયા

પૂર્વં ચાપાઙ્ગમાર્ગેણ ત્વાવયિત્વાક્ષિ શોધયેત્ ।
સ્વિન્નેન યવપિષ્ટેન સ્નેહવીર્યેરિતં તતઃ ॥૯॥
યથાસ્વં ધૂમપાનેન કફમસ્ય વિરેચયેત્ ।
એકાહં વા ત્ર્યહં વાપિ પઞ્ચાહં તર્પયં ચરેત્ ॥૧૦॥

અન્વય—(તર્પણે) ચ પૂર્ણે અપાઙ્ગમાર્ગેણ અક્ષિ સ્ત્રાવયિત્વા સ્વિન્નેન યવપિષ્ટેન અક્ષિ શોધયેત્, તતઃ સ્નેહવીર્યેરિતં અસ્ય કફં યથાસ્વં ધૂમપાનેન વિરેચયેત્ । (એવં) એકાહં વા ત્ર્યહં વા પઞ્ચાહમ્ અપિ તર્પણં ચરેત્ ॥

તર્પણ પૂરું થઈ રહ્યા પછી નેત્રના ખૂણાના માર્ગે થીને વહેવડાવી નાખ્યા પછી બાફેલા જવના લોટથી આંખોને સાફ કરી નાખવી અને તે પછી ઘી આદિની ચીકાશ વડે વધી જમેલા નેત્રના કફને યથાયોગ્ય ધૂમપાન કરાવી દૂર કરવો; એમ એક દિવસ ત્રણ દિવસ કે સાત દિવસ સુધી તર્પણક્રિયા કરવી. ૯,૧૦

તર્પણ બરાબર થયાનાં ચિહ્નો

તર્પિતે તૃપ્તિલિઙ્ગાનિ નેત્રસ્યૈતાનિ લક્ષયેત્ ।
સુખસ્વપ્નાવબોધત્વં વૈશદ્યં વર્ણપાટવમ્ ॥
નિર્વૃતિર્વ્યાધિવિધ્વંસઃ ક્રિયાલાઘવમેવ ચ ॥૧૧॥

અન્વય—નેત્રસ્ય તર્પિતે એતાનિ તૃપ્તિલિઙ્ગાનિ લક્ષયેત્ સુખસ્વપ્નાવબોધત્વં વૈશદ્યં વર્ણપાટવં નિર્વૃતિઃ ચ વ્યાધિવિધ્વંસઃ ચ ક્રિયાલાઘવમ્ એવ ॥

નેત્રનું તર્પણ બરાબર થયું હોય તો તૃપ્તિનાં આ ચિહ્નો જણાય-નિદ્રા સુખથી આવે, જાગવું પણ સુખથી થાય, સ્વચ્છપણું થાય, નેત્રની શક્તિ વધે, સુખ થાય, વ્યાધિની શાંતિ થાય અને ઉઘાડવી, મીચવી આદિ ક્રિયા કરવામાં આંખ હલકી જ થાય. ૧૧

टीका-निर्वृत्तिः-सुखं, क्रियालाघवम्-नेत्रस्य क्रियायां निमेषोन्मेषादौ लघुता ।

### તર્પણનો અતિયોગ કે હીનયોગ થાય તો?

गुर्वाविलमतिस्निग्धमश्रुकण्डूपदेहवत् ॥ १२ ॥
दोषयुतं नेत्रमतितर्पितमादिशेत् ।
स्रावशोफपीडाढ्यमुपदेहसमाकुलम् ॥ १३ ॥
क्षमस्राविलं रूक्षं नेत्रं स्याद्धीनतर्पितम् ।
तयोर्दोषबाहुल्यात् प्रयतेत चिकित्सिते ॥१४॥
रूक्षस्निग्धोपचाराभ्यामेतयोः स्यात्प्रतिक्रिया ॥१५

अन्वयः-गुरु आविलम् अतिस्निग्धम् अश्रुकण्डूपदेह-त् घर्षतोद्युतं नेत्रम् अतितर्पितम् आदिशेत् । हीनतर्पितं त्रम् आस्रावशोफपीडाढ्यम् उपदेहसमाकुलं रूक्षम्, क्षमाविलं रूक्षं स्यात् । अनयोः दोषबाहुल्यात् चिकित्सिते यतेत, रूक्षस्निग्धोपचाराभ्याम् एतयोः प्रतिक्रिया स्यात् ॥

(તર્પણનો જો અતિયોગ થયો હોય તો) આંખ ભારે થાય, મેલી થઈ જાય, અત્યંત ચીકાશવાળી થઈ જાય, આંસુ ઝર્યા કરે, ચળ આવે, ઉપર થર ચડ્યો હોય એવી થઈ જાય અને જાણે ઘસાતાં હોય કે સોયથી ભોંકાતાં હોય એવી પીડા થાય છે. એ ચિહ્નો ઉપરથી વૈદ્યે નેત્રનું અત્યંત તર્પણ જણાવવું. તેમજ નેત્રનું ઓછું તર્પણ થયું હોય તો નેત્રમાંથી પાણી ઝરે, સોજો થાય, પીડા થાય, ઉપદેહથી વ્યાકુળ થાય, રૂક્ષપણું થાય, આંસુથી મેલું થાય અને કળતરવાળું થાય છે. આમ તર્પણ અધિક અથવા ઓછું થયું હોય તો ઘણા દોષો થાય છે, માટે તેઓની ચિકિત્સા કરવા યત્ન કરવો. જો અત્યંત તર્પણ થયું હોય તો રૂક્ષ ઉપચાર કરવા અને ઓછું તર્પણ થયું હોય તો સ્નિગ્ધ ઉપચાર કરવા. ૧૨-૧૫

टीका-अनयोः-अतितर्पितहीनतर्पितयोः ।

### નેત્રતર્પણ ક્યારે ન કરાય?

दुर्दिनात्युष्णशीतेषु चिन्तायां संभ्रमेषु च ।
अशान्तोपद्रवे चाक्षितर्पणं न प्रशस्यते ॥ १६ ॥

अन्वयः-दुर्दिन-अतिउष्ण-शीतेषु चिन्तायां च संभ्रमेषु च अशान्त-उपद्रवे अक्षितर्पणं न प्रशस्यते ॥

વાદળાંથી ઘમઘોર થયેલા દિવસમાં, ઘણી જ ગરમીના સમયમાં, ખૂબ ઠંડીના સમયમાં, કોઈ ચિંતા હોય ત્યારે, ગભરાટ હોય ત્યારે અને અશાન્ત ઉપદ્રવો થયા હોય ત્યારે નેત્રનું તર્પણ કરવું યોગ્ય નથી. ૧૬

## પુટપાકક્રિયા

### પુટપાકની રીતે પકાવેલા રસથી નેત્રનું તર્પણ કરવાની ક્રિયા

द्वे बिल्वे स्निग्धमांसस्य परं द्रव्यं पले मतम् ।
द्रवस्य कुडवोन्मानं सर्वमेकत्र पेषयेत् ॥ १ ॥
तदेकत्र समालोड्य पत्रैः सुपरिवेष्टितम् ।
पुटपाकविधानेन तत् पक्त्वा तद्रसं बुधः ॥ २ ॥
तर्पणोक्तेन विधिना यथावदवचारयेत् ।
दृष्टिमध्ये निषेच्यः स्यान्नित्यमुत्तानशायिनः ॥३॥

अन्वयः-स्निग्धमांसस्य द्वे बिल्वे, परं द्रव्यं पले मतम्, द्रवस्य कुडवोन्मानं-सर्वम् एकत्र पेषयेत्, तत् एकत्र समालोड्य पत्रैः सुपरिवेष्टितं (कृत्वा) पुटपाक-विधानेन तत् पक्त्वा बुधः तद्रसं तर्पणोक्तेन विधिना यथावत् अवचारयेत्, नित्यम् उत्तानशायिनः (रोगिणः) दृष्टिमध्ये (सः रसः) निषेच्यः स्यात् ॥

સ્નેહ ભરેલું માંસ આઠ તોલા લઈ તેમાં બીજાં ઔષધો ચાર તોલા ભાર અને પ્રવાહી પદાર્થ સોળ તોલા ભાર નાખી સર્વને એકઠાં વાટવાં. પછી તેનો એક લોંદો કરી તેને પાંદડાંઓથી સારી રીતે વીટી પહેલાં કહ્યા પ્રમાણે પુટપાકની રીતિથી અગ્નિમાં પકાવવો. પછી તેમાંથી રસ નીચોવી તે રસનો તર્પણની રીતિ પ્રમાણે નેત્રમાં બરાબર ઉપયોગ કરવો. રોગીને હંમેશાં ચત્તો સુવડાવી તેના નેત્રમાં એ રસ નાખવો. ૧-૩

### પુટપાકના ત્રણ ભેદો

स्नेहनो लेखनश्चैव रोपणश्चेति स त्रिधा ।
हितः स्निग्धोऽतिरूक्षस्य स्निग्धस्य स तु लेखनः ॥४
दृष्टेर्बलार्थमितरः पित्तासृग्व्रणवातनुत् ॥ ५ ॥

लक्षनम् आचरेत्। येन च अञ्जनं क्रियते तद् द्रव्यम् अञ्जनं मतम् ॥

સઘળા દોષો પાકી ગયા પછી નેત્રમાં યોગ્ય અંજન આંજવું. જેનાથી નેત્ર અંજાય તે પદાર્થ અંજન કહેવાય છે. ૧

### અંજનના ભેદો

तद्यथा—તે આ પ્રમાણે :

रसो वटी तथा चूर्णमिति त्रिविधमञ्जनम्।
यथापूर्वं बलं तेषु एवमाहुर्मनीषिणः ॥ २ ॥
तत् प्रत्येकं त्रिधा प्रोक्तं लेखनं रोपणं तथा।
स्नेहनं चेति लिङ्गानि तेषां विस्तरतः शृणु ॥३॥

अन्वयः—रसः वटी तथा चूर्णम् इति अञ्जनं त्रिविधम् (भवति), तेषु यथापूर्वं बलम् (अस्ति), एवं मनीषिणः आहुः। तत् प्रत्येकं लेखनं रोपणं तथा च स्नेहनम् इति त्रिधा प्रोक्तम्, तेषां लिङ्गानि विस्तरतः शृणु ॥

રસરૂપ, વાટરૂપ અને ચૂર્ણરૂપ એમ અંજનના ત્રણ પ્રકાર છે; તેઓમાં ચૂર્ણથી વાટ બળવાન છે અને વાટથી રસ બળવાન છે, એમ વિદ્વાનો કહે છે. એ પ્રત્યેક અંજન લેખન, રોપણ અને સ્નેહન એવા ત્રણ પ્રકારનું છે; તેઓનાં લક્ષણો વિસ્તારથી કહીએ છીએ, સાંભળો. ૨,૩

### રસાંજનના ત્રણ ભેદો

लेखनं क्षारतीक्ष्णाम्लरसैरञ्जनमुच्यते।
नेत्रवर्त्मशिराजालश्रोत्रशृङ्गाटकस्थितम् ॥ ४ ॥
मुखनासाक्षिभिर्दोषमुत्क्लिश्य स्रावयेच्च तत्।
कषायं तिक्तकं चापि सस्नेहं रोपणं मतम् ॥५॥
स्नेहस्य शैत्याद्वर्ण्यं स्यात् दृष्टेश्च बलवर्धनम्।
मधुरं स्नेहसंपन्नमञ्जनं स्यात् प्रसादनम् ॥
दृष्टिदोषप्रसादार्थं स्नेहनार्थं च तद्धितम् ॥ ६ ॥

अन्वयः—क्षारतीक्ष्णाम्लरसैः अञ्जनं लेखनम् उच्यते, तत् च नेत्रवर्त्मशिराजालश्रोत्रशृङ्गाटकस्थितं दोषम् उत्क्लिश्य मुखनासाक्षिभिः स्रावयेत् ॥ कषायं तिक्तकम् अपि च सस्नेहम् (अञ्जनं) रोपणं मतम्। (तत् रोपणं) स्नेहस्य शैत्यात् वर्ण्यं च दृष्टेः बलवर्धनं स्यात्। मधुरं स्नेहसंपन्नम् अञ्जनं प्रसादनं स्यात्, तत् दृष्टिदोषप्रसादार्थं च स्नेहनार्थं हितं (भवति) ॥

ક્ષાર, તીક્ષ્ણ અને ખાટા રસવાળું અંજન લેખન કહેવાય છે; એ અંજન નેત્રમાં, પાંપણમાં, નસના સમૂહમાં, કાનમાં કે કપાળના હાડકામાં રહેલા દોષને તેના સ્થાનેથી ખસેડી મોઢાથી, નાકથી તથા આંખથી ઝારી નાખે છે. તૂરા તથા કડવા રસવાળું અને સ્નેહવાળું અંજન રોપણ કહેવાય છે; એ રોપણ અંજન સ્નેહના શીતળપણાને લીધે વર્ણને સારો કરે છે અને દૃષ્ટિના બળને પણ વધારે છે. મધુર રસવાળું અને સ્નેહવાળું અંજન સ્નેહન કહેવાય છે; એ સ્નેહન અંજન દૃષ્ટિના દોષને સાફ કરવાને તેમજ દૃષ્ટિને સ્નિગ્ધ કરવાને હિતકારી છે.

### અંજનવર્તિના ત્રણ ભેદો અને તેનાં માપ

एरण्डमात्रावर्त्तिस्तु लेखनी स्यात् प्रमाणतः ॥७
सार्धैकरेणुकामिता रोपणी वर्त्तिरिष्यते।
क्रियते स्नेहनी वर्त्तिर्द्विहरेणुकमात्रया ॥ ८ ॥

अन्वयः—लेखनी वर्तिः तु प्रमाणतः एरण्डमात्रा स्यात्, रोपणी वर्तिः सार्धैकरेणुकमिता इष्यते, स्नेहनी वर्तिः द्विहरेणुकमात्रया क्रियते ॥

દૃષ્ટિના મળોને ઉખેડનારી લેખની વાટ એક એરંડબીજના જેટલા વજનની કરવી; દૃષ્ટિનું બળ વધારનારી રોપણી વાટ મેંદીના દોઢ બિયાં જેટલા વજનની કરવી અને દૃષ્ટિને સ્નિગ્ધ કરનારી સ્નેહની વાટ બે વટાણા જેટલા વજનની કરવી. ૭,૮

### અંજનની માત્રા

रसाञ्जनस्य मात्रा तु वेल्लतुल्या प्रकीर्तिता।
चूर्णे तु लेखनं वैद्यैर्द्विशलाकं प्रदीयते ॥
रोपणं त्रिशलाकं स्याच्चतस्रः स्नेहनाञ्जने ॥९॥

अन्वयः—रसाञ्जनस्य मात्रा तु वेल्लतुल्या प्रकीर्तिता ('पिष्टवर्तिमिता मता' इत्यपि पाठः) वैद्यैः लेखनं चूर्णे तु द्विशलाकं प्रदीयते, रोपणं त्रिशलाकं स्यात्, स्नेहनाञ्जने (चूर्णे) चतस्रः (शलाकाः स्युः) ॥

રસરૂપ અંજનની માત્રા એક વાવડિંગ જેટલા વજનની કહેલ છે; લેખન ચૂર્ણ આંજવું હોય તો તેની બે સળી આંજવી, રોપણ ચૂર્ણ આંજવું હોય તો તેની ત્રણ સળી આંજવી અને સ્નેહન ચૂર્ણ આંજવું હોય તો તેની ચાર સળી આંજવી. ૯

टीका—चतस्रः शलाकाः स्नेहनाञ्जने चूर्णे।

### અંજનની સળી વિષે

मुखयोर्मुकुलाकारा कलायपरिमण्डला।
अष्टाङ्गुला शलाका स्यादश्मजा धातुजाथवा ॥१०

વાટી એક વટાણાના વજનની અને જવ જેવા આકારની વાટ કરવી. એ વાટને પાણીથી વાટી યોગ્ય રીતે આંજવી. આ ચન્દ્રોદયા વર્તિ (આંજવાથી) તિમિર, માંસની વૃદ્ધિ, કાચ, પડલ, પાંપણની અંદરનું અર્બુદ, રાત્રે આંધળાપણું અને એક વર્ષનું ફૂલું મટાડે છે.

### રોપણી કુસુમિકા વર્તિ

अशीतिस्तिलपुष्पाणि षष्टिःपिप्पलितण्डुलाः ।
जातीपुष्पाणि पञ्चाशन्मरिचानि तु षोडश ॥४॥
सूक्ष्मं पिष्ट्वाऽम्बुना वर्तिः कृता कुसुमिकाभिधा ।
तिमिरार्जुनशुक्राणां नाशिनी मांसवृद्धिनुत् ॥
एतस्या अञ्जने प्रोक्ता मात्रा सार्धहरेणुका ॥५॥

अन्वयः-तिलपुष्पाणि अशीतिः, पिप्पलितण्डुलाः षष्टिः, जातीपुष्पाणि पञ्चाशत्, मरिचानि तु षोडश (एतत् सर्वं) अम्बुना पिष्ट्वा कृता कुसुमिका वर्तिः तिमिरार्जुनशुक्राणां नाशिनी (भवति), एतस्याः अञ्जने सार्धहरेणुका मात्रा [illegible] ॥

તલનાં ફૂલ ૮૦, પીપરના દાણા ૬૦, જાઈનાં ફૂલ ૫૦ અને મરી ૧૬, આટલાંને પાણીમાં ઝીણાં વાટી જે વાટ કરાય તે 'કુસુમિકા' નામની વર્તિ તિમિરને, સફેદ ડોળા ઉપરનાં રાતાં ચાઠાંને તથા ફૂલાંને મટાડે છે અને માંસની વૃદ્ધિને પણ તોડે છે. આ વાટને આંજવામાં મેંદીના દોઢ બીજ જેટલા વજનની માત્રા કહેલી છે. ૪,૫

टीका-कुसुमिका रोपणी वटी ।

### સ્નેહની વર્તિ

धात्र्यक्षपथ्यावीजानि एकद्वित्रिगुणानि च ॥६॥
पिष्ट्वा वर्तिं जलैः कुर्यादञ्जनं द्विहरेणुकम् ।
नेत्रस्रावं हरत्याशु वातरक्तरुजं तथा ॥७॥

अन्वयः-धात्र्यक्षपथ्यावीजानि च एकद्वित्रिगुणानि जलैः पिष्ट्वा वर्तिं (कृत्वा) द्विहरेणुकम् अञ्जनं कुर्यात्, (तत्) नेत्रस्रावं तथा वातरक्तजम् आशु हरति ॥

આમળાંના ઠળિયાનો ગર્ભ એક ભાગ, બહેડાંના ઠળિયાનો ગર્ભ બે ભાગ અને હરડેના ઠળિયાનો ગર્ભ ત્રણ ભાગ પાણીમાં વાટી, વાટ કરીને બે વટાણા જેટલી આંજવી. આ અંજન નેત્રનું ઝરવું તથા વાતરક્તનો વિકાર તરત મટાડે છે. ૬,૭

### લેખની રસક્રિયા

तुत्थमाक्षिकसिन्धूत्थसिताशङ्खमनःशिलाः ।
गैरिकं सिन्धुफेनं च मरिचं चेति चूर्णयेत् ॥९॥
संयोज्य मधुना कुर्यादञ्जनार्थं रसक्रियाम् ।
वर्त्मरोगार्मतिमिरकाचशुक्रहरीं पराम् ॥१०॥

अन्वयः-तुत्थमाक्षिकसिन्धूत्थसिताशङ्खमनःशिलाः गैरिकं च सिन्धुफेनं च मरिचम्-इति चूर्णयेत् (तत् चूर्णं) मधुना संयोज्य अञ्जनार्थं (युञ्जीत,) वर्त्मरोगार्मतिमिरकाचशुक्रहरीं परां रसक्रियां कुर्यात् ॥

મોરથુથુ, સોનામખી, સિંધાલૂણ, સાકર, શંખનું ચૂર્ણ, મણશીલ, ગેરુ, સમુદ્રફીણ અને મરી ખૂબ વાટી મધમાં કાલવીને આંજવા માટેની રસક્રિયા કરવી-એટલે રસાંજનરૂપે તે આંજવું; જેથી પાંપણના રોગ, ડોળા ઉપરનો મસ જેવો અર્મરોગ, તિમિર, મોતિયા અને ફૂલાનો તે અત્યંત નાશ કરે છે. ૯,૧૦

### રોપણી રસક્રિયા

रसाञ्जनं सर्जरसो जातीपुष्पं मनःशिला ।
समुद्रफेनो लवणं गैरिकं मरिचं तथा ॥११॥
समुद्रफेनो लवणं गैरिकं मरिचं तथा ॥
एतत्समांशं मधुना पिष्टं प्रक्लिन्नवर्त्मनोः ।
अञ्जनं क्लेदकण्डूघ्नं पक्ष्मणां च प्ररोहणम् ॥१२॥

अन्वयः-रसाञ्जनं सर्जरसः जातीपुष्पं मनःशिला समुद्रफेनः लवणं गैरिकं तथा मरिचम्-एतत् समांशं मधुना पिष्टं प्रक्लिन्नवर्त्मनोः अञ्जनं (कृतं चेत्) क्लेदकण्डूघ्नं च पक्ष्मणां प्ररोहणम् (भवति)

રસવંતી, રાળ, જાઈનાં ફૂલ, મણશીલ, સમુદ્રફીણ, સિંધાલૂણ, ગેરુ, અને મરી એટલાં સમભાગે લઈ મધમાં ઝીણાં વાટીને ઝરતી પાંપણમાં અંજન કર્યું હોય તો પાંપણની ભીનાશ તથા ચળ મટે છે અને ખરી પડતા પાંપણના વાળ ઊગે છે. ૧૧,૧૨

### સ્નેહની રસક્રિયા

कतकस्य फलं घृष्ट्वा मधुना नेत्रमञ्जयेत् ।
ईषत्कर्पूरसहितं स्मृतं नेत्रप्रसादनम् ॥१३॥

अन्वयः-कतकस्य फलम् ईषत्कर्पूरसहितं मधुना घृष्ट्वा नेत्रम् अञ्जयेत्, (तत्) नेत्रप्रसादनं स्मृतम् ॥

નિર્મળીના ફળને તથા થોડાક કપૂરને મધમાં ઘસી નેત્રમાં તે આંજવું; તે આંખને સ્નિગ્ધતાપૂર્વક સ્વચ્છ કરે છે. ૧૩

...થી થયેલો પરિતાપ દૂર કરનારું પ્રત્યંજન ચૂર્ણ આંજવું. ૧,૨

### પ્રત્યંજન–નયનામૃત ચૂર્ણ

...ત આ પ્રમાણે:

...નાગે દ્રુતે તુલ્યં શુદ્ધં સૂતં વિનિક્ષિપેત્ ।
...ઞ્જનં તયોસ્તુલ્યં સર્વમેકત્ર ચૂર્ણયેત્ ॥ ૩ ॥
...શાંશેન કર્પૂરં તસ્મિઞ્શ્ચાપિ વિનિક્ષિપેત્ ।
...પ્રત્યઞ્જનં નેત્રગદજિન્નયનામૃતમ્ ॥ ૪ ॥

अन्वयः–शुद्धनागे द्रुते तुल्यं सूतं विनिक्षिपेत्, ... तुल्यं कृष्णाञ्जनं, सर्वम् एकत्र चूर्णयेत्, तस्मिन् ... दशमांशेन कर्पूरं विनिक्षिपेत्, एतत् नयनामृतं ... प्रत्यञ्जनं नेत्रगदजित् (स्यात्) ॥

શુદ્ધ કરેલા સીસાને પિગળાવી તેમાં ...ના જેટલો જ શુદ્ધ પારો નાખવો; અને ...ના વજન જેટલું સ્રોતાંજન એટલે કાળો ...મો નાખવો. પછી એ સર્વ ચૂર્ણ એકઠું ...ી તેમાં તેના દશમા ભાગે કપૂર નાખવું. ...'નયનામૃત' નામનું પ્રત્યંજન (આંજવાથી) ...ના રોગોને મટાડે છે. ૩,૪

टीका–कृष्णाञ्जनं–स्रोतोञ्जनम् । तथा च मदनपालः– स्रोतोऽञ्जनं तु तद्विद्यादञ्जनाभं यदञ्जनम् । नयनामृतं ...ञ्जनम् । કૃષ્ણાંજન–કાળા સુરમાને સ્રોતાંજન ...કહે છે. મદનપાલ નિઘંટુમાં કહ્યું છે કે– ...જેવો કાળો સુરમો થાય છે, તેને સ્રોતાંજન નામે જાણવો.

### દૃષ્ટિને સ્વચ્છ કરનારી સળી

...ત્રિફલામૃઙ્ગશુણ્ઠીનાં રસૈસ્તદ્વચ્ચ સર્પિષા ।
...મૂત્રમધ્વજાક્ષીરૈઃ સિક્તો નાગઃ પ્રતાપિતઃ ।
...શલાકા હરત્યેવ સર્વાન્ નેત્રભવાન્ ગદાન્ ॥૫

अन्वयः–प्रतापितः नागः त्रिफलामृङ्गशुण्ठीनां रसैः ... सर्पिषा च गोमूत्रमध्वजाक्षीरैः सिक्तः (कार्यः), ...शलाका नेत्रभवान् सर्वान् गदान् हरति एव ॥

શુદ્ધ સીસાને વારંવાર તપાવી તપાવીને ...રડાં, બહેડાં તથા આમળાંના રસમાં, ઘીમાં, ...મૂત્રમાં, મધમાં અને બકરીના દૂધમાં ઠંડું ...ડવું. પછી એ સીસાની બનાવેલી સળી ...નેત્રમાં ફેરવી આંજવાથી) નેત્રસંબંધી સઘળા ...ોગોનો અવશ્ય નાશ કરે છે. ૫

## ભૈષજ–ભક્ષણ–સમય

### ઔષધ ખાવાનો વખત

ભૈષજ્યમભ્યવહરેત્પ્રભાતે પ્રાયશો બુધઃ ।
કષાયાંસ્તુ વિશેષેણ તત્ર ભેદસ્તુ દર્શિતઃ ॥૧॥
જ્ઞેયઃ પઞ્ચવિધઃ કાલો ભૈષજ્યગ્રહણે નૃણામ્ ॥૨॥
કિઞ્ચિત્સૂર્યોદયે જાતે તથા દિવસભોજને ।
સાયન્તને ભોજને ચ મુહુશ્ચાપિ તથા નિશિ ॥૩॥

अन्वयः–बुधः भैषज्यम् प्रायशः प्रभाते अभ्यवहरेत्, कषायान् तु विशेषेण, तत्र भेदः तु (एवं) दर्शितः (अस्ति) ॥ नृणां भैषज्यग्रहणे पञ्चविधः कालः ज्ञेयः–किञ्चित् सूर्योदये जाते, तथा दिवसभोजने, च सायंतने भोजने, अपि च मुहुः, तथा निशि ॥

સમજુ માણસે ઔષધોને લગભગ પ્રાતઃકાળમાં ખાવાં અને ઉકાળા તો ખાસ પ્રાતઃકાળમાં જ પીવા; છતાં તેમાં જે ભેદ છે. તે આ રીતે બતાવેલ છેઃ માણસો માટે ઔષધ લેવાના સમય આ રીતે પાંચ પ્રકારના જાણવા. કાંઈક સૂર્યોદય થયા પછી, દિવસનું ભોજન કરવાના સમયે, સાયંકાળનું ભોજન કરવાના વખતે, વારંવાર અને રાત્રે પણ ઔષધો ખાવાં. ૧–૩

### પહેલો પ્રભાત સમય

પ્રાયઃ પિત્તકફોદ્રેકે વિરેકવમનાર્થયોઃ ।
લેખનાર્થે ચ ભૈષજ્યં પ્રભાતેઽનન્નમાહરેત્ ॥ ૪ ॥

अन्वयः–पित्तकफोद्रेके विरेकवमनार्थयोः च लेखनार्थे प्रायः प्रभाते अनन्नं भैषज्यम् आहरेत् ॥

પિત્તનો કે કફનો વધારો થયો હોય, રેચ લેવો હોય, વમન કરવું હોય કે મળોને ઉખેડવા હોય તો લગભગ પ્રાતઃકાળમાં નરણે કોઠે જ ઔષધો ખાવાં. ૪

### બીજો ભોજનની આદિ, મધ્ય કે અંત સમય

ભૈષજ્યં વિગુણેઽપાને ભોજનાગ્રે પ્રશસ્યતે ।
અરુચૌ ચિત્રભોજ્યૈશ્ચ મિશ્રં રુચિરમાહરેત્ ॥ ૫ ॥
સમાનવાતે વિગુણે મન્દેઽગ્નાવતિદીપનમ્ ।
દદ્યાદ્ભોજનમધ્યે ચ ભૈષજ્યં કુશલો ભિષક્ ॥૬॥
વ્યાનકોપે તુ ભૈષજ્યં ભોજનાન્તે સમાહરેત્ ।
હિક્કાક્ષેપકકમ્પેષુ પૂર્વમન્તે ચ ભોજનાત્ ॥૭॥

अन्वयः–अपाने विगुणे भोजनाग्रे भैषज्यं प्रशस्यते, अरुचौ चित्रभोज्यैः मिश्रं रुचिरम् आहरेत्, समानवाते विगुणे (वा) अग्नौ मन्दे (सति) कुशलः भिषक्

મોઢાંમાંથી વારંવાર બહાર નીકળી જતું નથી; માટે વૃદ્ધને, બાળકને, દુર્બળ શરીરવાળાઓને તથા સ્ત્રીઓને તો એ રીતે જ ઔષધ આપવું હિતકારી છે; વળી ભોજન કર્યા પહેલાં ઔષધ લેવાય તોપણ તે ઔષધ અન્નથી વીંટીને લીધાના જેવો જ ગુણ કરે છે. ૧૩

ટીકા—તદ્વત્ ગ્રાસામૃતવત્, ભેષજમિતિ શેષઃ ।

### અયોગ્ય રીતે ઔષધ લેવાથી નુકસાન

ઔષધશેષે ભુક્તં, ભોજનશેષે યદૌષધં પીતમ્ ।
ન કરોતિ ગદોપશમં, પ્રકોપયત્યન્યરોગાંશ્ચ ॥૧૪॥

અન્વયઃ—ઔષધશેષે ભુક્તં, ભોજનશેષે વા પીતં યત્ ઔષધં (તત્) ગદોપશમં ન કરોતિ, અન્યરોગાન્ ચ પ્રકોપયતિ ॥

ઔષધ થોડુંક બાકી રહે છતાં જમી લેવામાં આવે અથવા ભોજન થોડુંક બાકી હોય છતાં તે વખતે જે ઔષધ લેવાય, તે ઔષધ રોગોને શાંત કરતું નથી, એટલું જ નહીં પણ ઊલટું બીજા રોગોને કોપાવે છે.

ટીકા—પીતમિત્યુપલક્ષણં લીઢાદિકં ચ ।

### ઔષધ પચ્યા તથા ન પચ્યાનાં ચિહ્નો

અનુલોમોઽનિલઃ સ્વાસ્થ્યક્ષુત્તૃષ્ણાસુમનસ્કતાઃ ।
લઘુત્વમિન્દ્રિયોદ્ગારશુદ્ધિર્જીર્ણૌષધાકૃતિઃ ॥ ૧૫ ॥
ક્લમો દાહોઽઙ્ગસદનં ભ્રમમૂર્ચ્છાશિરોરુજઃ ।
અરતિર્બલહાનિશ્ચ સાવશેષૌષધાકૃતિઃ ॥ ૧૬ ॥

પવન અનુકૂળ ચાલે, સ્વસ્થપણું થાય, ભૂખ અને તરશ લાગે, મનમાં પ્રસન્નતા થાય, શરીરમાં હલકાઈ થાય અને ઓડકાર ચોખ્ખા આવે, એ ઔષધ પચ્યાનાં ચિહ્નો છે; તેમજ ગ્લાનિ કે બેચેની થાય, બળતરા થાય, અંગમાં પીડા થાય, ભ્રમ થાય, મૂર્છા થાય, માથું દુખે, અરુચિ થાય અને બળની હાનિ થાય, એ ઔષધ ન પચ્યાનાં ચિહ્નો છે. ૧૫,૧૬

### ઔષધ ખાવાના સમયે ભગવાન ચરકે કહેલી વિધિ

અથ ભેષજભક્ષણવિધિમાહ ચરકઃ—હવે ભગવાન ચરક ઔષધ ખાવાની વિધિ કહે છે :

દેવાન્ ગુરૂંસ્તથા વિપ્રાન્ પૂજયિત્વા પ્રણમ્ય ચ ।
આશિષશ્ચ સમાદાય શ્રદ્ધયા ભેષજં ભજેત્ ॥૧૭॥
રસાયનમિવર્ષીણાં દેવાનામમૃતં યથા ।
સુધેવોત્તમનાગાનાં ભૈષજ્યમિદમસ્તુ તે ॥ ૧૮ ॥
બ્રહ્મદક્ષાશ્વિરુદ્રેન્દ્રભૂચન્દ્રાર્કાનિલાનલાઃ ।
દેવાશ્ચ સૌષધિગ્રામા ભૂમિદેવાશ્ચ પાન્તુ વઃ ॥૧૯॥
ઔષધં હેમરજતમૃદ્ભાજનપરિસ્થિતમ્ ।
પિબેદાપ્તજનસ્યાગ્રે પ્રસન્નવદનેક્ષણઃ ॥ ૨૦ ॥
વિશ્રાન્તસ્તૂપવિશ્યાથ પીત્વા પાત્રમધોમુખમ્ ।
નિક્ષિપ્યાચમ્ય સલિલં તામ્બૂલાદ્યુપયોજયેત્ ॥૨૧

અન્વયઃ—દેવાન્ ગુરૂન્ તથા વિપ્રાન્ પૂજયિત્વા ચ પ્રણમ્ય ચ (તેષામ્) આશિષઃ સમાદાય શ્રદ્ધયા ભેષજં ભજેત્, ઋષીણાં રસાયનમ્ ઇવ, દેવાનામ્ અમૃતં યથા ઉત્તમનાગાનાં સુધા ઇવ ઇદં ભૈષજ્યં તે (આરોગ્યદાયિ વલદં ચ) અસ્તુ । (કિં ચ) બ્રહ્મદક્ષાશ્વિરુદ્રેન્દ્રભૂચન્દ્રાર્કાનિલાનલાઃ ચ સૌષધિગ્રામાઃ દેવાઃ ચ ભૂમિદેવાઃ વઃ પાન્તુ । (તતઃ) પ્રસન્નવદનેક્ષણઃ (રોગી) આપ્તજનસ્ય અગ્રે હેમરજતમૃદ્ભાજનપરિસ્થિતમ્ ઔષધં પિબેત્ ॥ (તદા) વિશ્રાન્તઃ (સન્) ઉપવિશ્ય અથ (ભેષજં) પીત્વા પાત્રમ્ અધોમુખં નિક્ષિપ્ય સલિલમ્ આચમ્ય તામ્બૂલાદિ ઉપયોજયેત્ ॥

દેવતાઓને, ગુરુઓને તથા બ્રાહ્મણોને પૂજી, પ્રણામ કરી તેઓના આશીર્વાદ લઈને શ્રદ્ધાથી ઔષધ સેવવું. ગુરુઓ તથા બ્રાહ્મણો પણ તે વેળા રોગીને આશીર્વાદ આપે કે 'જેમ ઋષિઓને રસાયને અને દેવતાઓને તથા ઉત્તમ નાગોને અમૃતે રોગરહિત તથા બલિષ્ઠ કર્યા છે, તેમ આ ઔષધ તમને રોગરહિત અને બલિષ્ઠ કરો; તેમ જ બ્રહ્મા, દક્ષ, અશ્વિનીકુમાર, રુદ્રો, ઇંદ્ર, પૃથ્વી, ચંદ્ર, સૂર્ય, વાયુ, અગ્નિ, બીજા દેવતાઓ, ઔષધિઓના સમૂહો અને બ્રાહ્મણો તમારી રક્ષા કરો.' પછી રોગીએ પોતાનું મુખ અને નેત્ર પ્રસન્ન રાખી પોતાના સ્નેહી અને હિતૈષી લોકોની આગળ સોનાના, રૂપાના કે માટીના વાસણમાં રાખેલું ઔષધ પી જવું. તે વેળા વિશ્રામ લઈ બેઠાં બેઠાં ઔષધ પી ગયા પછી ઔષધના વાસણને જમીન પર ઊંધું વાળી દઈ જળથી આચમન કરીને નાગરવેલનાં પાન આદિનો ઉપયોગ કરવો. ૧૭–૨૧

**ઇતિશ્રી મિશ્રલટકના પુત્ર શ્રીભાવમિશ્રે રચેલા ભાવપ્રકાશમાં છઠ્ઠું પ્રકરણ સમાપ્ત**

સ્ફુટ થાય, કફ અધિક હોય તો ત્રીજી આંગળીની નીચે સ્ફુટ થાય; વાયુ તથા પિત્ત અધિક હોય તો અંગૂઠા પાસેની આંગળી તથા વચલી આંગળીના મધ્યમાં સ્ફુટ થાય; વાયુ તથા કફ અધિક હોય તો છેલ્લી અને તેની પાસેની આંગળીના મધ્યમાં સ્ફુટ થાય, પિત્ત તથા કફ અધિક હોય તો વચલી અને તેની પાસેની અનામિકા આંગળીની મધ્યમાં સ્ફુટ થાય અને ત્રણે દોષોનો પ્રકોપ હોય તો (છેલ્લી સિવાયની) ત્રણે આંગળીઓમાં સ્ફુટ થાય. વાયુ અધિક હોય તો નાડી વાંકી ચાલે; પિત્ત અધિક હોય તો કૂદી કૂદીને ચાલે; કફ અધિક હોય તો ધીમે ધીમે ચાલે; ત્રણે દોષના પ્રકોપથી અત્યંત ઉતાવળી ચાલે; વાયુનો તથા પિત્તનો વધારો હોય તો વાંકી કૂદી કૂદીને ચાલે; વાયુનો તથા કફનો વધારો હોય તો વાંકી અને ધીમી ચાલે; અને પિત્તનો તથા કફનો વધારો હોય તો કૂદી કૂદીને ધીમી ચાલે; કામથી તથા ક્રોધથી ઉતાવળી ચાલે અને ચિંતા કે ભય હોય તો ક્ષીણ થયેલી જણાય છે. જે નાડી થોભી થોભીને ચાલે, ઠેકાણેથી ખસી ગયેલી હોય, અત્યંત ક્ષીણ હોય અને ટાઢી થઈ ગઈ હોય, તે નાડી પ્રાણનો નાશ કરે છે, એમાં સંશય નથી. તાવના કોપથી નાડી ગરમ થાય અને વેગથી ચાલે; જેનો અગ્નિ મંદ થયો હોય અને ધાતુઓ ક્ષીણ થઈ હોય તેની નાડી બહુ જ ધીમી ચાલે. ભૂખ્યાની નાડી ચપળ થાય, તૃપ્ત થયેલાની નાડી સ્થિર થાય અને સુખિયાની નાડી પણ સ્થિરતાવાળી તથા બળવાળી હોય છે. ૧૧-૨૨

### રોગ જાણવામાં પાંચ કારણો

हेतुश्चाद्यं समाप्तिः पूर्वरूपं च लक्षणम् ।
तथैवोपशयः पञ्च रोगविज्ञानहेतवः ॥ २३ ॥

अन्वय—हेतुः समाप्तिः च पूर्वरूपं लक्षणं तथा एव उपशयः—पञ्च रोगविज्ञानहेतवः (सन्ति) ॥

હેતુ, સમાપ્તિ, પૂર્વરૂપ, લક્ષણ અને ઉપશય—એ પાંચ (વૈદ્યને) રોગોનું બરાબર જ્ઞાન થવામાં કારણો છે.* ૨૩

### હેતુ એટલે શું?

यत्तु न स्याद्विना येन तस्य तद्धेतुरुच्यते ।
शास्त्रे संव्यवहाराय तत्पर्यायानथाभ्यहे ॥ २४ ॥

* અહીં મૂળમાં 'रोगविज्ञानहेतवः' એમ કહીને સમજાવ્યું છે કે, 'રોગોનું વિશેષજ્ઞાન કરવામાં આ પાંચ અસાધારણ કારણો છે—અર્થાત્ 'व्यापारवद् असाधारणं कारणं करणम्—વ્યાપારયુક્ત જે અસાધારણ કારણ તે કરણ' એ ન્યાયશાસ્ત્રોક્ત કરણલક્ષણયુક્ત પાંચ કરણો છે' આ સિદ્ધાન્ત પ્રત્યેક આયુર્વેદાચાર્યોએ સ્વીકાર્યો છે, છતાં કેટલાક અતિશય અર્વાચીન વિદ્વાનો, એ સર્વમાન્ય સિદ્ધાન્ત માનવા તૈયાર ન થઈ પોતાની આવી ભ્રમમૂલક માન્યતા દર્શાવી રહ્યા છે, કે 'नहि निदानादयो ज्ञानकरणानि, किन्तु ज्ञानविषयाः—આ નિદાનાદિ પાંચ, રોગોનાં જ્ઞાનનાં કરણો નથી, પણ જ્ઞાનના વિષયો છે' પોતાની આ માન્યતામાં તેઓ પ્રથમ તો વાગ્ભટનું આ વચન પ્રમાણ તરીકે જણાવે છે

'निदानं पूर्वरूपं च रूपं चोपशयस्तथा ।
संप्राप्तिश्चेति विज्ञानं रोगाणां पञ्चधा स्मृतम्' ॥
(अ. हृ. नि. अ. १)

પણ વાગ્ભટના આ શ્લોકનો આશય બરાબર નહિ સમજવાથી તેઓ ભ્રમમાં પડ્યા છે. આ શ્લોકમાં વાગ્ભટ આમ જ સ્પષ્ટ જણાવે છે, કે 'નિદાન, પૂર્વરૂપ, રૂપ, ઉપશય તથા સંપ્રાપ્તિ આ પાંચ પ્રકારનાં કારણો કે સાધનોથી રોગોનું વિશેષ જ્ઞાન થાય છે;' અર્થાત્ 'एभिः पञ्चप्रकारैः सर्वे रोगाः विज्ञायन्ते वैद्येन—આ પાંચ પ્રકારનાં સાધનોથી વૈદ્ય રોગોને જાણે છે' આવી મૂળ સંસ્કૃત વાક્યરચનાને વ્યાકરણદૃષ્ટિએ અહીં વાગ્ભટ જણાવવા માગે છે, કેમકે વાગ્ભટના આ શ્લોકમાં 'रोगाणाम्' એ ષષ્ઠી વિભક્તિ 'विज्ञानम्' એ કૃદન્તના યોગમાં 'रोगाः' એ અસલી કર્મને બદલે બનેલી કર્મષષ્ઠી છે, આથી આમ જ સમજવું જોઈએ, કે 'રોગોનું જ્ઞાન કરવાની ક્રિયામાં વૈદ્ય કર્તા છે, રોગો જ એ જ્ઞાનક્રિયાના વિષયભૂત કર્મ છે, અને રોગોનું જ્ઞાન કરવારૂપ વૈદ્યની ક્રિયામાં નિદાનાદિ પાંચ તો કરણ કે સાધનો જ છે.'

વળી તે અર્વાચીન પંડિતો પોતાની ભ્રમ માન્યતામાં બીજું પ્રમાણ ચરકનું આ વચન લે છે 'तस्मात् ज्ञातीन् भिषग् अनुपहतसत्त्वबुद्धिर्हेतुलिङ्गौषधज्ञानमहतीत' (नि.–अ. १–११) પર

...નં કારણં હેતુર્નિમિત્તં ચ નિબન્ધનમ્ ।
...આયતનં તત્ર પ્રત્યયોઽપિ નિગદ્યતે ॥૨૫॥

...ન્વયઃ—યત્ તુ યેન વિના ન સ્યાત્ તત્ તસ્ય ...ચ્યતે । શાસ્ત્રે સંવ્યવહારાય તત્પર્યાયાન્ પ્રચક્ષ્મહે— ...નં કારણં હેતુઃ નિમિત્તં ચ નિબન્ધનં મૂલમ્ આયતનં ...ત્યયઃ અપિ નિગદ્યતે ॥

જે કંઈ જે વિના ન થાય તે તેનો હેતુ ...ય છે; શાસ્ત્રમાં બરાબર વ્યવહાર કરવા માટે તેના પર્યાયો અમે કહીએ છીએ-નિદાન, કારણ, હેતુ, નિમિત્ત, નિબંધન, મૂલ, આયતન અને પ્રત્યય એટલા શબ્દો તે હેતુવાચક કહેવાય છે. ૨૪,૨૫

ટીકા—તત્ર હેતુઃ—વ્યાધીનાં જ્ઞાનાય હેતુર્યથા—વર્ષાર્તુરૂક્ષશ્રમહિમાનશનાનિ મૈથુનશોકચિન્તાભયાદયો વાતપ્રકોપહેતવો વાતજાન્ વ્યાધીન્ બોધયન્તિ । શરદૃતુકટ્વમ્લોષ્ણતીક્ષ્ણક્રોધતૃષ્ણાક્ષુધાભિઘાતાતપાદયઃ પિત્તપ્રકોપહેતવઃ પિત્તજાન્ વ્યાધીન્ બોધયન્તિ । વસન્તમધુરસ્નિગ્ધશીતાદયઃ કફપ્રકોપહેતવઃ કફજાન્ વ્યાધીન્ બોધયન્તિ ॥

તેમાં હેતુ—એટલે રોગોને જાણવા માટે તેમનાં કારણો આ હોય છે: વર્ષાઋતુ, રૂક્ષ પદાર્થો, શ્રમ, હિમ, ભોજનનો અભાવ, મૈથુન, શોક, ચિંતા અને ભય વગેરે વાયુના પ્રકોપનાં કારણો હોઈ તેઓ વાયુ સંબંધી રોગોને જણાવે છે. શરદ્ઋતુ, તીખા, ખાટા, ગરમ અને તીક્ષ્ણ પદાર્થો, ક્રોધ, તરશ, ભૂખ, પછડાટ અને તડકો વગેરે પિત્તનો પ્રકોપ થવાનાં કારણો હોઈ તેઓ પિત્તસંબંધી રોગોને જણાવે છે. વસંતઋતુ, મધુર, સ્નિગ્ધ અને શીત વગેરે પદાર્થો કફનો પ્રકોપ થવાનાં કારણો હોઈ કફ સંબંધી વ્યાધિઓને જણાવે છે. ૨૫

## સંપ્રાપ્તિ એટલે શું?

યથા દુષ્ટેન દોષેણ યથા ચાનુવિસર્પતા ।
ઉત્પત્તિરામયસ્યાસૌ સંપ્રાપ્તિર્જાતિરાગતિઃ ॥૨૬॥

અન્વયઃ—યથા દુષ્ટેન દોષેણ યથા ચ અનુવિસર્પતા (દોષેણ) આમયસ્ય યા ઉત્પત્તિઃ અસૌ સંપ્રાપ્તિઃ જાતિઃ આગતિઃ (કથ્યતે) ॥

જુદાં જુદાં કારણોથી દુષ્ટ થયેલા દોષને લીધે તેમ જ અનેક પ્રકારે-ઊંચે, નીચે કે આડાઅવળા ફેલાતા એ દોષને જ લીધે

---

...આ વચનનો આવો સ્પષ્ટાર્થ પણ તેઓ સમજ્યા ...નથી; જેમકે-'અસ્ખલિત પ્રભાવશાળી બુદ્ધિવાળો ...હેતુ (નિદાન) આદિ પાંચ ભાવો-(એટલે ...તત ધરાવતાં કારણો)થી રોગોને બરાબર ...છે.' આ ચરકનું વચન ટાંકીને પણ તેઓએ ...રણદૃષ્ટિએ તે ઉપર વિચાર જ કર્યો નથી; તે ...માં મહર્ષિ ચરક પણ રોગોને જાણવાની ...માં વૈદ્યને કર્તા કહે છે, રોગોને એ ક્રિયાના ...(વિષયો) કહે છે, અને નિદાનાદિને એ ક્રિયામાં ...કે સાધનો જ સૂચવે છે.

વળી તે અર્વાચીન પંડિતો પોતાની માન્યતામાં ...નું આ વચન પણ પ્રમાણ ગણે છે-'તસ્યોપલ...નિદાન-પૂર્વરૂપ-રૂપ-ઉપશય-સંપ્રાપ્તિતઃ (નિ. અ. ૬)' પણ આ વચનનો યથાર્થ અર્થ જો સમ...ય તો તરત જણાય તેમ છે, કે નિદાનાદિ પાંચે ...ગો જાણવામાં કારણો જ છે; એ વચનનો આ ...ર્થ છે કે 'તસ્ય' એટલે તે રોગનું 'ઉપલબ્ધિઃ' ...એટલે જ્ઞાન, 'નિદાન-પૂર્વરૂપ-રૂપ-ઉપશય-સંપ્રાપ્તિતઃ-...એટલે નિદાનથી, પૂર્વરૂપથી, રૂપથી, ઉપશયથી તથા ...સંપ્રાપ્તિથી થાય છે' આ વચનમાં પણ 'તસ્ય' ...ને પછી, 'ઉપલબ્ધિઃ' એ કૃદન્તના યોગમાં થયેલી કર્મષષ્ઠી છે, તેથી આ વચન પણ મૂળ તો વ્યાકરણદૃષ્ટિએ આવી વાક્યરચના જણાવે છે-'સઃ ઉપલભ્યતે વૈદ્યેન નિદાન-પૂર્વરૂપ-રૂપ-ઉપશય-સંપ્રાપ્તિતઃ' આ વાક્યમાં 'સઃ' એટલે તે 'રોગ' એ કર્મ છે, પણ 'ઉપલભ્યતે ઇતિ ઉપલબ્ધિ'-એવું કૃદન્ત જોડાતાં તેને કર્મષષ્ઠી થઈ છે; અને છેલ્લું-'સંપ્રાપ્તિતઃ' એ પદ પણ અસલ તો-'સંપ્રાપ્તિભિઃ' એમ કરણાર્થે તૃતીયા વિભક્તિમાં જ છે, પણ ત્યાં ગ્રન્થકારે 'આદ્યાદિભ્ય ઉપસંખ્યાનમ્' એ વાર્તિકથી સાર્વવિભક્તિક 'તસિ' પ્રત્યય કરેલ છે; એટલે એકંદર આ વચન પણ રોગને જાણવાની ક્રિયામાં વૈદ્યને કર્તા, રોગને કર્મ તથા નિદાનાદિને કરણ જ સૂચવે છે;

વળી ચરકના આ વચનપર ટીકાકાર શ્રીચક્રપાણિદત્ત પણ આવી ટીકા લખે છે કે 'ઇદાનીં વ્યાધેર્જનકહેતુમભિધાય તથા તદ્ધેતુજન્યં ચ વ્યાધિમુક્ત્વા તસ્ય વ્યાધેર્જ્ઞાનોપાયમાહ-તસ્યેત્યાદિ ।' આમ ટીકા લખીને તે ટીકાકાર પણ આ જ જણાવે છે કે 'ભગવાન ચરક, હવે રોગ જાણવાના ઉપાય-સાધનો કહે છે.' આ ઉપરથી સાબિત થાય છે, કે નિદાનાદિ પાંચે, રોગો જાણવામાં ઉપાયભૂત કારણો-કરણો કે સાધનો જ છે. આ આશયને જ સ્પષ્ટ શબ્દોમાં અહીં પંડિત શ્રીભાવમિશ્ર, 'રોગવિજ્ઞાનહેતવઃ' એ પદથી જણાવે છે.

સમજાય છે; અર્થાત્ હેતુ, પૂર્વરૂપ અને
ે એ સંપૂર્ણ અંશોથી છે કે થોડા થોડા
ોથી છે ? એની પરીક્ષા ઉપરથી વ્યાધિના
ળપણાનો કે નિર્બળપણાનો જે નિશ્ચય
, તે બલાબલસંપ્રાપ્તિ કહેવાય છે. ૩૦
ટીका-अत्रापि व्याधेरित्यनुवर्तते । हेत्वादेः-हेतु-
ात्माणाम्। कारत्स्न्येन-साकल्येन, अवयवैः-एकदेशैश्च,
ेलाबलयोर्विशेषणं-विशेषयोयः । અર્થ ભાષાંતર-
અપાયો છે.)

### કાલસંપ્રાપ્તિ

कालं विवृणोति-કાલસંપ્રાપ્તિને કહે છે :

दिनर्तुभुक्तांशैर्व्याधिकालो यथामलम् ॥ ३१ ॥

अन्वयः-नक्तंदिनर्तुभुक्तांशैः यथामलं व्याधिकालः
ते )॥

રાત્રિ, દિવસ, ઋતુ અને ખાધેલું અન્ન
, એના જે જે અવયવો વડે જે જે દોષનો
પ થવાનું કહ્યું છે, તે તે અવયવને તે તે
ાથી થતા વ્યાધિનો કાળ સમજવો. (એ જ
ઉપરથી સંપ્રાપ્તિનો જે નિશ્ચય કરાય,
કાલસંપ્રાપ્તિ કહેવાય છે.) ૩૧

ટીका-नक्तमत्राव्ययं रात्रिवाचकम् । एतैनैतदुक्तं-
मक्तादेरंशे यस्य दोषस्य प्रकोप उक्तोऽस्ति सोऽशा-
प दोषजस्य व्याधेः काल इत्यर्थः । ( અર્થ ભાષાંતરમાં
ી જાય છે.)

नक्तादेरंशेषु वातादिप्रकोप उक्तो वाग्भटेन-રાત્રિ
દિના અંશોમાં વાતાદિનો પ્રકોપ વાગ્ભટે આમ
છે :

व्यापिनोऽपि हृन्नाभ्योरधोमध्योर्ध्वसंश्रयाः ।
ोऽह्नोरात्रभुक्तानामन्तमध्यादिगाः

क्रमात्' ॥ इति ॥

अन्वयः-ते (वातपित्तकफाः सर्वस्मिन् शरीरे)
पिनः अपि (विशेषात्) हृन्नाभ्योः अधोमध्योर्ध्व-
याः (सन्ति, तथा च) क्रमात् वयोऽह्नोरात्रभुक्ता-
( अन्तमध्यादिगाः (भवन्ति)॥

વાયુ આદિ દોષો સઘળા શરીરમાં રહે-
રા છે, તોપણ વિશેષે કરી વાયુ નાભિની
ચે રહ્યો છે; પિત્ત હૃદય તથા નાભિના
ધ્યમાં રહ્યું છે અને કફ હૃદયની ઉપરના
ાગમાં રહેલ છે; તેમ જ માણસની ઉંમર-
અંત-વૃદ્ધાવસ્થા તે વાયુના પ્રકોપનો
સમય છે; ઉંમરનો મધ્યભાગ-જુવાની તે
પિત્તના પ્રકોપનો સમય છે અને ઉંમરનો
આદિભાગ-બાળપણ તે કફના પ્રકોપનો સમય
છે; તે જ પ્રમાણે દિવસનો તથા રાત્રિનો
અંતભાગ વાયુના પ્રકોપનો સમય છે; મધ્ય-
ભાગ પિત્તના પ્રકોપનો સમય છે અને આદિ
ભાગ કફના પ્રકોપનો સમય છે; તે જ રીતે
ખાધેલા અન્નાદિનો અંત એટલે પચી જવારૂપ
સ્થિતિ તે વાયુના પ્રકોપનો સમય છે; મધ્ય-
ભાગ એટલે જઠરાગ્નિથી પચવારૂપ સ્થિતિ તે
પિત્તના પ્રકોપનો સમય છે અને આદિભાગ
એટલે પેટમાં ગયા પછી મધુર થવારૂપ સ્થિતિ
તે કફના પ્રકોપનો સમય છે. ૩૨

टीका-वातपित्तकफाः । ऋतुषु वातादिका यथा-

### ઋતુ અનુસાર વાતાદિના પ્રકોપ

वर्षासु शिशिरे वायुः पित्तं शरदि उष्णके ।
वसन्ते तु कफः कुप्येदेवा प्रकृतिरार्त्तवी ॥ ३३ ॥

अन्वयः-वर्षासु (च) शिशिरे वायुः 'कुप्येत्,
शरदि (च) उष्णके पित्तं कुप्येत्, वसन्ते तु कफः
कुप्येत्, एषा आर्त्तवी प्रकृतिः (अस्ति) ३३

વર્ષાઋતુમાં અને શિશિરઋતુમાં વાયુનો
પ્રકોપ થાય છે; શરદઋતુમાં અને ગ્રીષ્મઋતુમાં
પિત્તનો પ્રકોપ થાય છે અને વસંતઋતુમાં
કફનો પ્રકોપ થાય છે, એ ઋતુઓનો સ્વભાવ છે.

### રોગના પૂર્વરૂપનું લક્ષણ અને ભેદો

पूर्वरूपं तु तद्येन विद्याद्भाविनमामयम् ।
सामान्यं च विशिष्टं च द्विविधं तदुदाहृतम् ॥ ३४ ॥
सामान्यं तत्र दोषाणां विशेषैरनधिष्ठितम् ।
विशिष्टमीषद्युक्तं स्याद्विशेषैश्च समन्वितम् ॥ ३५ ॥

अन्वयः-भाविनम् आमयं येन विद्यात् तत् तु
पूर्वरूपं (कथ्यते), तत् सामान्यं च विशिष्टम् (इति)
द्विविधम् उदाहृतम् । तत्र दोषाणां विशेषैः अनधिष्ठितं
सामान्यम्, (यत्तु) ईषद् युक्तं च विशेषैः समन्वितं
स्यात् (तद्) विशिष्टम् (उच्यते) ॥

ભવિષ્યકાળના રોગની ઉત્પત્તિ જેનાથી
જણાય, તે રોગનું પૂર્વરૂપ કહેવાય છે; એ
પૂર્વરૂપ સામાન્ય તથા વિશેષ એમ બે પ્રકા-
રનું કહેલ છે; તેમાં જે દોષોના વિશેષો વગ-
રનું હોય તે સામાન્ય પૂર્વરૂપ કહેવાય છે

## વાયુનો ઉપશય

મધુરલવણસામ્લસ્નિગ્ધનસ્યોષ્ણનિદ્રા,
ગુરુર્વિકરવસ્તિસ્વેદસંમર્દનાનિ ।
દૈહનજલદરોષાભ્યઙ્ગસંતર્પણાનિ,
પ્રકુપિતપવમાનં શાન્તમેતાનિ કુર્યુઃ ॥૪૦॥

અન્વયઃ-મધુર-લવણ-સામ્લ-સ્નિગ્ધ-નસ્ય-ઉષ્ણ-નિદ્રા-વિકિર-વસ્તિ-સ્વેદ-સંમર્દનાનિ+ (તથા ચ) દહન-દરદ-રોષ-અભ્યઙ્ગ-સંતર્પણાનિ-એતાનિ પ્રકુપિતપવમાનં શાન્તં કુર્યુઃ ॥

મધુર પદાર્થો, ખારા પદાર્થો, ખાટા પદાર્થો, સ્નિગ્ધ પદાર્થો, નસ્ય, ગરમ પદાર્થો, નિદ્રા, ભારે પદાર્થો, સૂર્યનાં કિરણો, પિચકારીની ક્રિયા, સ્વેદન, શરીરનું બરાબર મર્દન કાંભવું, વરસાદ, ક્રોધ, (તેલ વગેરે) સ્નેહનો અભ્યંગ (માલિશ) અને તૃપ્તિ આ બધાં પ્રકોપ પામેલા પવનને શાંત કરે છે; અર્થાત્ આ પદાર્થોનો તથા ક્રિયાઓનો ઉપયોગ કરાવવાથી જો દરદની કાંઈક શાંતિ થાય તો જાણવું કે એ દરદ વાયુનું છે. ૪૦

## પિત્તનો ઉપશય

તિક્તસ્વાદુકષાયશીતપવનચ્છાયાનિશાવીજનં-
જ્યોત્સ્નાભૂગૃહયન્ત્રવારિજલજસ્ત્રીગાત્રસંસ્પર્શનમ્ ।
સર્પિઃક્ષીરવિરેકસેકરુધિરસ્રાવપ્રદેહાદિકં ।
પાનાહારવિહારભેષજમિદં પિત્તં પ્રશાન્તિં નયેત્ ॥૪૧

અન્વયઃ-તિક્ત સ્વાદુ-કષાય-શીતપવન-છાયા-નિશા-વીજન-જ્યોત્સ્ના-ભૂગૃહ-યન્ત્રવારિ-જલજ-સ્ત્રીગાત્ર-સંસ્પર્શનમ્ (તથા) સર્પિઃ-ક્ષીર-વિરેક-સેક-રુધિરસ્રાવ-પ્રદેહાદિકં, પાન-આહાર-વિહાર-ભેષજમ્-ઇદં પિત્તં શાન્તિં નયેત્ ॥

કડવા પદાર્થો, મધુર પદાર્થો, તૂરા પદાર્થો, શીતળ પદાર્થો, શીતળ પવન, છાયા, રાત્રિ, પંખાનો પવન, ચાંદની, જમીનમાં કરેલું ઠંડકવાળું ઘર, ફુવારાનું જળ, કમળ, સ્ત્રીના ગાત્રનો સ્પર્શ, દૂધ, ઘી, વિરેચન, પાણી છાંટવું, લોહી કાઢવું, શીતળ પદાર્થોનું લેપન વગેરે; તેમજ (ઠંડાં) પીણાં, આહાર, વિહાર અને ઔષધો આ પિત્તને શાંત કરે છે; અર્થાત્ આ પદાર્થોનો તથા ક્રિયાઓનો ઉપયોગ કરાવવાથી જો દરદની કાંઈક શાંતિ થાય તો જાણવું કે એ દરદ પિત્તનું છે. ૪૧

+ કાશીના પુસ્તકમાં આ સ્થળે આવો પાઠ પણ મળે છે-'દધિઘૃતતિલતૈલાભ્યક્ષસંમર્દનાનિ' આનો અર્થ-દહીં, ઘી, તલના તેલનું માલિસ, તથા બરાબર મર્દન એમ સમજવો.

## કફનો ઉપશય

રૂક્ષક્ષારકષાયતિક્તકટુકવ્યાયામનિષ્ઠીવનં,
ધૂમાત્યુષ્ણશિરોવિરેકવમનસ્વેદોપવાસાદિકમ્ ।
તૃડ્વાતાધ્વનિયુદ્ધજાગરજલક્રીડાઙ્ગનાસેવનં,
પાનાહારવિહારભેષજમિદં શ્લેષ્માણમુગ્રં હરેત્ ॥૪૨

અન્વયઃ-રુક્ષ-ક્ષાર-કષાય-તિક્ત-કટુક-વ્યાયામ-નિષ્ઠીવનં (તથા) ધૂમ-અત્યુષ્ણ-શિરોવિરેક-વમન-સ્વેદ-ઉપવાસાદિકં (તથા) તૃડ્-વાત-અધ્વ-નિયુદ્ધ-જાગર-જલક્રીડા-અઙ્ગનાસેવનં (તથા ચ) પાન-આહાર-વિહાર-ભેષજમ્-ઇદમ્ ઉગ્રં શ્લેષ્માણં હરેત્ ॥

રૂક્ષ પદાર્થો, ખારા પદાર્થો, તૂરા પદાર્થો, કડવા પદાર્થો, તીખા પદાર્થો, કસરત, થૂકવું, ધુમાડો, અત્યંત ઉષ્ણ પદાર્થો કે ગરમી, માથાનું વિરેચન, ઊલટી, પરસેવો, ઉપવાસ વગેરે, તરશ, વાયુ, પંથે ચાલવું, કુસ્તી, ઉજાગરો, જળમાં ક્રીડા અને સ્ત્રીઓનું સેવન; તેમ જ ઊનાં પીણાં, આહાર, વિહાર અને ઔષધો- આ બધાં ઉગ્ર કફને પણ શાંત કરે છે; અર્થાત્ આ પદાર્થોનો તથા ક્રિયાઓનો ઉપયોગ કરાવવાથી જો દરદની શાંતિ થાય તો જાણવું કે એ દરદ કફ સંબંધી છે. ૪૨

ટીકા-જલક્રીડા કફં કથં હરતિ? તદાહ-જલક્રીડાજનિતશૈત્યેનાવરુદ્ધોષ્મા પઙ્કલિપ્તોઽગ્નિતઃ પાકાગ્નિરિવોગ્રો ભૂત્વા કફં શોષયતીતિ સમાધિઃ। અહીં શંકા થાય છે કે જળમાં ક્રીડા કરવી, એ કફને શી રીતે દૂર કરે? આનું સમાધાન આ છે કે જળમાં ક્રીડા કરવાને લીધે ઉત્પન્ન થયેલી શીતતાથી બહાર જતી અટકેલી શરીરની ગરમી, ચોપાસ કાદવથી છાંદી લીધેલા ચૂલાના અગ્નિની પેઠે ઉગ્ર થઈને કફને સૂકવી નાખે છે. ૪૨

## રોગોના નિદાનનું વિવેચન

સર્વેષામેવ રોગાણાં નિદાનં કુપિતા મલાઃ ।
તત્પ્રકોપસ્ય તુ પ્રોક્તં વિવિધાહિતસેવનમ્ ॥૪૩॥

અન્વયઃ-કુપિતાઃ મલાઃ એવ સર્વેષાં રોગાણાં નિદાનમ્ (અસ્તિ), તત્પ્રકોપસ્ય (નિદાનં) વિવિધાહિત-સેવનં પ્રોક્તમ્ ॥

(પોતાના હેતુઓથી દુષ્ટ થયેલા) દોષો-

'बहु स्तोकमकाले वा भुक्तं तद्विषमाशनम्' ।
तरोः प्रपतनम्, तरोरित्युपलक्षणम्। अतियानं—पादाभ्यामतिचलनम्। जागरः रात्रौ। वातादिवेगाहतिः आदिशब्देन विण्मूत्रास्रहिक्काछिक्कोद्गारछर्दिशुक्रक्षुत्तृषोच्छ्वासनिद्राः संगृह्यन्ते। दिनस्य त्रिधा विभक्तस्य। एवं रजनेश्च। यस्य यस्य पुनरुक्तिस्तेन तेन वातस्यातिदुष्टिर्बोद्धव्या।
ઉપરનાં કારણોમાં જે જે કારણની પુનરુક્તિ છે તે તે કારણથી વાયુનો અત્યંત પ્રકોપ થાય છે, એમ સમજવું. ૪૪-૪૬

## પિત્તના પ્રકોપનાં કારણો

कट्वम्लोष्णविदाहितीक्ष्णलवणक्रोधोपवासातप-
स्त्रीसंभोगतृषाक्षुधाभिहननव्यायाममद्यादिभिः।
भुक्तेऽजीर्यति भोजने च शरदि ग्रीष्मे तथा प्राणिनां-
मध्याह्ने च तथार्धरात्रसमये पित्तप्रकोपो भवेत्॥४७

अन्वयः—कटु,—अम्ल,—उष्ण,—विदाहि,—तीक्ष्ण—लवण,—क्रोध,—उपवास,—आतप,—स्त्रीसंभोग,—तृषा,—क्षुधा—अभिहनन,—व्यायाम,—मद्य, आदिभिः, भुक्ते अजीर्यति भोजने, शरदि, तथा ग्रीष्मे, च मध्याह्ने, तथा अर्धरात्रसमये प्राणिनां पित्तप्रकोपः भवेत्॥

તીખા પદાર્થો, ખાટા પદાર્થો, ગરમ પદાર્થો, વિદાહી પદાર્થો, તીક્ષ્ણ પદાર્થો, ખારા પદાર્થો, ક્રોધ, ઉપવાસ, તડકો, સ્ત્રીનો સંભોગ, તરશ મારવી, ભૂખ મારવી, કસરત, મદ્ય આદિ, ખાધેલું ન પચ્યા છતાં ભોજન, શરદઋતુ, ગ્રીષ્મઋતુ, મધ્યાહ્ન અને અર્ધ રાત્રિનો સમય, એટલાંથી શરીરમાં પિત્તનો પ્રકોપ થાય છે. ૪૭

## વિદાહિ દ્રવ્યનું લક્ષણ

विदाहि द्रव्यमुद्गारमम्लं कुर्यात्तथा तृषाम्।
हृदि दाहं च जनयेत्पाकं गच्छति तच्चिरात्॥४८॥

अन्वयः—(यत्) द्रव्यम् (भुक्तानन्तरम्) चिरात् पाकं गच्छति, अम्लम् उद्गारं तथा तृषां कुर्यात्, हृदि च दाहं जनयेत्, तत् विदाहि (कथ्यते)॥

જે પદાર્થ ખાધા પછી ઘણી વારે પચે, ખાટા ઓડકાર આણે, તરશ લગાડે અને હૃદયમાં બળતરા કરે તે પદાર્થ વિદાહી કહેવાય છે. ૪૮

अन्यच्च—વળી બીજું:
माषैस्तिलैः कुलत्थैश्च मत्स्यैर्मेषामिषेण च।
गव्येन दधितक्रेण नृणां पित्तं प्रकुप्य

अन्वयः—माषैः तिलैः च कुलत्थैः मत्स्यैः च मेषामिषेण गव्येन दधितक्रेण नृणां पित्तं प्रकुप्यति॥

અડદ, તલ, કળથી, માછલાં, ઘેટાનું માંસ, ગાયનું દહીં અને ગાયની છાશ, આટલાંથી માણસોના પિત્તનો પ્રકોપ થાય છે

## કફના પ્રકોપનાં કારણો

गुरुपटुमधुराम्लस्निग्धमाषैस्तिलैश्च,
द्रवदधिदिननिद्राशीतनिश्चेष्टताभिः।
प्रथमदिवसभागे रात्रिभागेऽपि चाद्ये,
भवति हि कफकोपो भुक्तमात्रे वसन्ते॥५०॥

अन्वयः—गुरु—पटु—मधुर—अम्ल—स्निग्ध—माषैः, च तिलैः द्रव—दधि—दिननिद्रा—शीत—निश्चेष्टताभिः, प्रथमदिवसभागे, आद्ये च रात्रिभागे, भुक्तमात्रे, वसन्ते हि कफकोपः भवति॥

ભારે પદાર્થો, ખારા પદાર્થો, મધુર પદાર્થો, ખાટા પદાર્થો, સ્નિગ્ધ પદાર્થો, અડદ, તલ, પ્રવાહી પદાર્થ, દહીં, દિવસની નિદ્રા, ટાઢ, આળું બેસી રહેવું, દિવસના ત્રણ ભાગમાં પહેલો ભાગ, રાત્રિના ત્રણ ભાગમાં પહેલો ભાગ, ભોજન કર્યા પછીનો તરતનો સમય અને વસંતઋતુ—એ શરીરમાં કફનો પ્રકોપ થવાનાં કારણો છે. ૫૦

टीका—प्रथमदिवसभागे त्रिधा विभक्तस्य दिवसस्य प्रथमभागे। एवं रात्रेश्चाद्यभागे (આ ટીકાનો અર્થ ભાષાન્તરમાં સમાયો છે.) ૫૦

## એક રોગ પણ બીજા રોગનું નિદાન

ननु सर्वेषां रोगाणां निदानं दुष्टा दोषा एव किमन्यदप्यस्तीति संशये चरक आह—અહીં શંકા થાય છે કે 'બધા રોગોનું નિદાન કોપેલા દોષો જ છે, છતાં એ સિવાય બીજું કોઈ પણ નિદાન છે ખરું? આ સંશયનું સમાધાન કરતાં ચરક કહે છે:

निदानार्थकरो रोगो रोगस्याप्युपलक्ष्यते॥५१॥

अन्वयः—रोगः अपि रोगस्य निदानार्थकरः उपलक्ष्यते॥

'એક રોગ પણ બીજા રોગના નિદાનનું કામ કરનાર થાય છે. ૫૧

रोगस्य निदानार्थकरः रोगोऽपि उपलक्ष्यते—दृश्यते।
अत्र दृष्टान्तमाह—

## ઉપરના કથન પર દૃષ્ટાંતો

तद् यथा ज्वरसंतापाद्रक्तपित्तमुदीर्यते।
रक्तपित्ताज्ज्वरस्ताभ्यां शोषश्चाप्युपजायते।

## વધેલા અથવા ક્ષીણ થયેલા દોષ, ધાતુ અને મળોની સુશ્રુતે કહેલી ચિકિત્સા

अत्यन्तकुत्सितावेतौ सदा स्थूलकृशौ नरौ ।
श्रेष्ठो मध्यशरीरस्तु स्थूलः क्षीणो न पूजितः ॥५६
कर्षयेद्बृंहयेच्चापि सदा स्थूलकृशौ नरौ ।
रक्षणं चापि मध्यस्य कुर्वीत कुशलो भिषक् ॥५७॥

अन्वयः-सदा स्थूलकृशौ एतौ नरौ अत्यन्तकुत्सितौ (स्तः), मध्यशरीरः तु श्रेष्ठः, स्थूलः (वा) कृशः न पूजितः (गण्यते, तस्मात्,) कुशलः भिषक् स्थूलकृशौ नरौ सदा कर्षयेत्, अपि च बृंहयेत्; मध्यस्य च अपि (तथैव) रक्षणं कुर्वीत ॥

(સુશ્રુત કહે છે કે) 'સર્વકાળ જાડો અને હંમેશનો દૂબળો-એ બન્ને માણસો બહુ જ ખરાબ છે; પણ મધ્યમ શરીરવાળો માણસ જ શ્રેષ્ઠ છે; જાડો કે દૂબળો સારો નથી; માટે કુશળ વૈદ્યે જાડા માણસના શરીરમાં સર્વકાળ કર્ષણ ક્રિયા કરવી, દૂબળાના શરીરમાં બૃંહણ ક્રિયા કરવી અને મધ્યમ શરીરવાળા માણસને એમને એમ જ રાખ્યા કરવો.' ૫૬,૫૭

अन्यच्च-વળી બીજું-

क्षपयेद्बृंहयेच्चापि दोषधातुमलान् भिषक् ।
नरो रोगान्वितो यावद्रोगेण रहितो भवेत् ॥५८॥

अन्वयः-रोगान्वितः नरः यावत् रोगेण रहितः भवेत्, तावत् भिषक् दोषधातुमलान् क्षपयेत् अपि च बृंहयेत् ॥

'રોગી માણસ જ્યાં સુધી રોગરહિત થાય ત્યાં સુધી વૈદ્યે દોષોનું, ધાતુઓનું અને મળોનું કર્ષણ કરવું અને બૃંહણ કરવું.' ૫૮

टीका-क्षपयेद्-अतिप्रवृद्धान्दोषधातुमलांस्तत्र क्षेप्यहेतुभिरौषधान्नविहारैर्ह्रासयित्वा समीकुर्यात् । बृंहयेत्-क्षीणान् दोषादींस्तत्तद्वृद्धिहेतुभिरौषधान्नविहारैर्वर्धयित्वा समीकुर्यात् । કર્ષણ કરવું એટલે અત્યંત વૃદ્ધિ પામેલા દોષોને, ધાતુઓને તથા મળોને ઓછા કરે એવાં ઔષધોથી, અન્નોથી, તથા વિહારોથી ઓછા કરી સરખા કરવા અને બૃંહણ કરવું એટલે ક્ષીણ થયેલા દોષ વગેરેનો વધારો કરે એવાં ઔષધોથી, અન્નોથી તથા વિહારોથી તેઓને વધારી સરખા કરવા.

## સ્વાસ્થ્ય દરેકને પ્રિય હોય છે

अस्वस्थो येन विधिना स्वस्थो भवति मानवः ।
तमेव कारयेद्वैद्यो यतः स्वास्थ्यं सदेप्सितम् ॥५९॥

अन्वयः-येन विधिना मानवः स्वस्थः भवति, तम् एव (विधिं) वैद्यः कारयेत्, यतः स्वास्थ्यं (सर्वेषां) सदा ईप्सितम् (भवति) ॥

અસ્વસ્થ માણસ જે વિધિથી સ્વસ્થ થાય તે જ વિધિ વૈદ્યે કરવો; કારણ કે દરેકને હંમેશાં સ્વસ્થપણું જ ઇષ્ટ હોય છે. ૫૯

## સ્વસ્થનું લક્ષણ

समदोषः समाग्निश्च समधातुमलक्रियः ।
प्रसन्नात्मेन्द्रियमनाः स्वस्थ इत्यभिधीयते ॥ ६० ॥

अन्वयः-समदोषः समाग्निः समधातुमलक्रियः च प्रसन्नात्मेन्द्रियमनाः (जनः) स्वस्थः इति अभिधीयते ॥

જે માણસના દોષ, અગ્નિ, મળ અને ધાતુઓ એકસરખા હોય (શરીરથી જેવાં જોઈએ તેવાં કામો થતાં હોય), અને શરીર, ઇંદ્રિયો તથા મન પ્રસન્ન રહેતાં હોય, તે માણસ સ્વસ્થ કહેવાય છે. ૬૦

टीका-समक्रियः-शरीरानुरूपकर्मा । आत्मात्र शरीरम् ।

## સ્વસ્થ માણસનાં ચૌદ લક્ષણો

तन्त्रान्तरेऽपि-બીજા ગ્રંથમાં પણ-

विण्मूत्राखिलदोषधातुसमताकाङ्क्षान्नपाने रुचि-
र्भुक्तं जीर्यति पुष्टये परिणतिः स्वप्नावबोधौ सुखम् ।
गृह्णीते विषयान्यथास्वमुचितान् हर्षो मनो निर्मलं,
स्वस्थस्याभिहितं चतुर्दशविधं जन्तोरिदं लक्षणम् ॥

अन्वयः-विण्मूत्राखिलदोषधातुसमता, अन्नपाने आकाङ्क्षा, रुचिः, भुक्तं जीर्यति, पुष्टये परिणतिः, सुखं स्वप्नावबोधौ, यथास्वम् उचितान् विषयान् गृह्णीते, हर्षः, निर्मलं मनः-इदं चतुर्दशविधं स्वस्थस्य जन्तोः लक्षणम् (प्रोक्तम्) ॥

(બીજા ગ્રંથમાં પણ કહ્યું છે કે) 'વિષ્ઠાની, મૂત્રની, સઘળા દોષોની અને સઘળા ધાતુઓની સમતા, અન્નની ઇચ્છા, જળની ઇચ્છા, શરીરની કાંતિ, ખાધેલું પચવું, (અન્નનું) પુષ્ટિ આપે એવું પરિણામ થવું, સુખથી સૂવું, સુખથી જાગવું, યોગ્ય વિષયોનું બરાબર રીતે ગ્રહણ થવું, હર્ષ અને મનની નિર્મળતા, એ ચૌદ લક્ષણો સ્વસ્થ માણસનાં કહેવાય છે.' ૬૧

टीका-रुचिः-शरीरकान्तिः । नन्वहर्निशं भुक्तवस्तु दोषाणां वृद्धेः कथं समदोषता ? उच्यते अहोरात्रप्रथममागादिषु तत्तद्दोषवृद्धेः स्वस्थवृत्तोक्तविधिभिरुपशमात्समदोषतेति न दोषः । અહીં શંકા થાય છે કે ભાગમોડ

### રસ વધ્યો હોય તો?

रसे वृद्धेऽन्नविद्वेषो जायते गात्रगौरवम् ।
लालाप्रसेकश्छर्दिश्च मूर्च्छा सादो भ्रमः कफः ॥६७॥

अन्वयः—रसे वृद्धे अन्नविद्वेषः गात्रगौरवं लालाप्रसेकः छर्दिः मूर्च्छा सादः भ्रमः च कफः जायते ॥

રસ વધ્યો હોય તો અન્ન ઉપર દ્વેષ થાય, શરીરમાં ભારેપણું થાય, લાળ ઝર્યા કરે, ઊલટી થાય, મૂર્છા આવે, શરીરમાં પીડા થાય, ભ્રમ થાય અને કફ થાય છે. ૬૭

### લોહી વધ્યું હોય તો?

प्रवृद्धं रुधिरं कुर्याद्गात्रमारक्तवर्णकम् ।
लोचनं च तथा रक्तं शिराः पूरयतेऽपि च ॥६८॥

अन्वयः—प्रवृद्धं रुधिरं गात्रम् आरक्तवर्णकं लोचनं च रक्तं कुर्यात्, तथा च शिराः अपि पूरयते ।

લોહી વધ્યું હોય તો શરીરને અને નેત્રને રાતાં કરે, તેમજ નસોને પણ ભરી દે છે. ૬૮

अन्यच्च—અને બીજું :

रक्तं तु कुरुते वृद्धं विसर्पप्लीहविद्रधीन् ।
कुष्ठं वातास्रकं गुल्मं शिरापूर्णत्वकामले ॥६९॥
गात्राणां गौरवं निद्रा मदो दाहश्च जायते ।
त्वग्नेत्रमूत्ररक्तत्वं...
(printed:) त्वङ्क्षाग्निसादसंमोहरक्तत्वङ्नेत्रमूत्रताः ॥७०॥
गुदमेढ्रास्यपाकार्शः पिडका मशकास्तथा ।
इन्द्रलुप्ताङ्गमर्दासृग्दरास्तापः कराङ्घ्रिषु ॥
शमयेद्रक्तवृद्ध्युत्थान् रक्तस्रुतिविरेचनैः ॥७१॥

अन्वयः—वृद्धं रक्तं तु विसर्पप्लीहविद्रधीन् कुष्ठं वातास्रकं गुल्मं शिरापूर्णत्वकामले कुरुते ॥ (तथा च रक्ते वृद्धे) गात्राणां गौरवं निद्रा मदः च दाहः जायते, (अपि च) गुदमेढ्र-आस्यपाक–अर्शः पिडकाः तथा मशकाः इन्द्रलुप्त–अङ्गमर्द-असृग्दराः (च) कराङ्घ्रिषु तापः (जायते) । रक्तवृद्ध्युत्थान् (रोगान्) रक्तस्रुतिविरेचनैः शमयेत् ॥

એ વધેલું લોહી રતવા, બરલ, વિદ્રધિરોગ, કોઢ, વાતરક્ત, ગોળા, નસોનું ભરપૂરપણું અને કમળો ઉત્પન્ન કરે છે; તેમજ શરીરમાં ભારેપણું, નિદ્રા, મદ, દાહ, ખીલ, અગ્નિનું મંદપણું, મોહ; ચામડીમાં નેત્રમાં તથા મૂત્રમાં રતાશ; ગુદાનું, લિંગનું તથા મોઢાનું પાકવું; અરશ, ફોલ્લીઓ, મશ, ઊંદરી, અંગો-નું તૂટવું, પ્રદર, હાથમાં અને પગમાં તાપ થાય છે. આમ લોહીના વધવાથી જે રોગો ઉત્પન્ન થાય, તેઓને લોહી કાઢીને અને રેચ દઈને શાંત કરવા. ૬૯–૭૧

### માંસ વધ્યું હોય તો?

मांसं वृद्धं तु गण्डौष्ठस्फिगुपस्थोरुबाहुषु ।
जङ्घयोः कुरुते वृद्धिं तथा गात्रस्य गौरवम् ॥७२॥

अन्वयः—वृद्धं मांसं तु गण्डौष्ठस्फिगुपस्थोरुबाहुषु जङ्घयोः वृद्धिं कुरुते, तथा गात्रस्य गौरवं (करोति) ॥

માંસ વધ્યું હોય ત્યારે ગાલ, હોઠ, ગુહ્યભાગ, સાથળ, બાહુ તથા પિંડીઓની તે વૃદ્ધિ કરે છે અને શરીરમાં ભારેપણું કરે છે. ૭૨

### મેદ વધેલ હોય તો?

उदरे पार्श्वयोर्वृद्धिः कासश्वासादयस्तथा ।
दौर्गन्ध्यं स्निग्धता गात्रे मेदोवृद्धौ भवेदिति ॥७३॥

अन्वयः—मेदोवृद्धौ उदरे पार्श्वयोः वृद्धिः कास-श्वासादयः दौर्गन्ध्यं गात्रे स्निग्धता इति भवेत् ॥

મેદ અત્યંત વધેલ હોય ત્યારે પેટ તથા પડખાં વધે છે, ઉધરસ તથા શ્વાસ વગેરે થાય છે, દુર્ગંધપણું અને શરીરમાં સ્નિગ્ધપણું થાય છે. ૭૩

अन्यच्च—અને બીજું :

प्रवृद्धं कुरुते मेदः श्रममल्पेऽपि चेष्टिते ।
तृट्स्वेदगलगण्डौष्ठरोगमेहादिजन्म च ॥ ७४ ॥
श्वासं स्फिग्जठरग्रीवास्तनानां लम्बनं तथा ॥७५॥

अन्वयः—प्रवृद्धं मेदः अल्पे अपि चेष्टिते श्रमं कुरुते, च तृट्–स्वेद–गलगण्ड–ओष्ठरोग–मेहादिजन्म (कुरुते), तथा श्वासं स्फिग्–जठर–ग्रीवा–स्तनानां लम्बनं (कुरुते) ॥

વળી તે વધેલો મેદ થોડી હરફર કરવાથી પણ થાક લગાડે છે, અને તરશ તથા પસીનો બહુ કરે છે; ગળાના, ગાલના તથા હોઠના રોગ અને પ્રમેહ આદિને પણ ઉત્પન્ન કરે છે, શ્વાસ કરે છે; ઢગરાં, પેટ, ડોક તથા સ્તનને લાંબાં–લટકતાં કરે છે. ૭૪–૭૫

### હાડકાં વધ્યાં હોય તો?

वृद्धान्यस्थीनि कुर्वन्ति अस्थीन्यन्यानि चास्थिषु ।
आचरन्ति तथा दन्तान् विकटान्महतस्तथा ॥७६॥

अन्वयः—वृद्धानि अस्थीनि अस्थिषु अन्यानि अस्थीनि कुर्वन्ति, तथा दन्तान् विकटान् तथा महतः आचरन्ति ॥

હાડકાં વધ્યાં હોય તો હાડકાંઓમાં બીજાં હાડકાં તે ઉત્પન્ન કરે છે અને દાંતને

ભરાવદાર તથા મોટાં કરે છે. ૭૬

### મજ્જા વધી હોય તો?

मज्जा वृद्धः समस्ताङ्गनेत्रगौरवमाचरेत् ॥७७॥

अन्वय —वृद्धः मज्जा समस्ताङ्गनेत्रगौरवम् आचरेत् ॥

વધેલી મજ્જા સર્વ અંગોમાં તથા નેત્રોમાં ભારેપણું કરે છે. ૭૭

### વીર્ય વધ્યું હોય તો?

शुक्राश्मरी शुक्रवृद्धौ शुक्रस्यातिप्रवर्तनम् ॥७८॥

अन्वय शुक्रवृद्धौ शुक्राश्मरी (च) शुक्रस्य अतिप्रवर्तनम् (भवेत्) ॥

વીર્ય વધ્યું હોય ત્યારે શુક્રાશ્મરી નામનો પથરીનો રોગ અને વીર્ય બહુ જ નીકળે છે. ૭૮

### મળ વધ્યા હોય તો?

मलवृद्धावाटोपो जायते जठरे व्यथा ॥७९॥

अन्वय —मलवृद्धौ जठरे आटोपः व्यथा (च) जायते ॥

મળ વધ્યા હોય ત્યારે પેટ ચઢી આવે અને પેટમાં પીડા પણ થાય છે. ૭૯

### મૂત્ર વધ્યું હોય તો?

मूत्रे वृद्धे मुहुर्मूत्रमाध्माने बस्तिवेदना ॥८०॥

अन्वयः—मूत्रे वृद्धे मुहुः मूत्रम् आध्माने बस्तिवेदना (भवति) ॥

મૂત્ર વધ્યું હોય ત્યારે વારવાર મુતરવું પડે પેડુ ચઢી આવે અને મૂત્રાશયમાં વેદના થાય છે. ૮૦

### પરસેવો વધ્યો હોય તો?

स्वेदे वृद्धे तु दौर्गन्ध्यं त्वचि कण्डूश्च जायते ॥८१॥

अन्वयः—स्वेदे तु वृद्धे दौर्गन्ध्यं त्वचि च कण्डूः जायते ॥

પરસેવો વધ્યો હોય ત્યારે દુર્ગંધપણું થાય અને ચામડી પર ચળ આવે છે. ૮૧

### સ્ત્રીનું આર્તવ વધ્યું હોય તો?

आर्तवातिप्रवृत्तिः स्याद्दौर्गन्ध्यं चार्तवे भवेत् ।
अङ्गमर्दश्च जायेत लिङ्गं स्यादार्तवेऽधिके ॥८२॥

अन्वय—आर्तवे च अधिके आर्तवातिप्रवृत्तिः दौर्गन्ध्यं च भवेत्, च अङ्गमर्दः जायेत, (एतत्) आर्तवे अधिके लिङ्गं स्यात् ॥

સ્ત્રીઓનું રજ વધ્યું હોય ત્યારે રજ બહુ જ નીકળે છે, રજમાં દુર્ગંધપણું થાય છે અને અંગો તૂટે છે; આ નિશાની રજ વધ્યાની થાય છે. ૮૨

### ધાવણ વધ્યું હોય તો?

स्तनयोरतिपीनत्वं क्षीरस्रावो मुहुर्मुहुः ।
तोदश्च तत्र भवति स्तन्याधिक्यस्य लक्षणम् ॥८३॥

अन्वय —स्तनयोः अतिपीनत्वं मुहुः मुहुः क्षीरस्रावः तत्र च तोदः भवति । (एतत्) स्तन्याधिक्यस्य लक्षणम् ॥

(સ્ત્રીઓનું ધાવણ વધ્યું હોય તો) સ્તન ખૂબ ભરાવદાર થાય, વારંવાર દૂધ ઝર્યા કરે અને સ્તનમાં પીડા થાય, એ ધાવણ વધ્યાનું લક્ષણ છે. ૮૩

### ગર્ભ વધતો હોય ત્યારે?

उदरादिप्रवृद्धिस्तु वृद्धे गर्भेऽभिजायते ।
स्वेदश्च गर्भवत्याः स्यात्प्रसवे व्यसनं महत् ॥८४॥

अन्वय —गर्भवत्याः गर्भे वृद्धे तु उदरादिवृद्धिः अभिजायते, च स्वेदः (तथा) प्रसवे महत् व्यसनं स्यात् ॥

ગર્ભવાળી સ્ત્રીનો ગર્ભ વધતો હોય ત્યારે પેટ આદિ અંગો વધે છે, પરસેવો બહુ આવે છે અને પ્રસવના સમયે ભારે કષ્ટ થાય છે. ૮૪

### અત્યંત વધેલા દોષો, ધાતુઓ અને મળો ઓછા કરવાની જરૂર

અત્યંત વધેલા દોષાદિને ઓછા કરવા જોઈએ એ સંબંધમાં કહે છે—ખૂબ વધેલા દોષો, ધાતુઓ તથા મળોને ઓછા કરવાનું કહે છે

तत्तद्ध्रासकराहारविहारपरिसेवनात् ।
दोषधातुमलानां हि ह्रासो भिषग्भिरितो नृणाम् ॥८५॥
पूर्वः पूर्वोऽतिवृद्धत्वाद्वर्धयेद्धि परं परम् ।
तस्मादतिप्रवृद्धानां धातूनां ह्रासनं हितम् ॥८६॥

अन्वय—तत्तद्ध्रासकर—आहारविहारपरिसेवनात् नृणां दोषधातुमलानां ह्रासः भिषग्भिः हि ईरितः । पूर्वः पूर्वः अतिवृद्धत्वात् परं परं हि वर्धयेत्, तस्मात् अतिप्रवृद्धानां धातूनां ह्रासनं हितम् (भवति) ॥

તે તે (વધેલા) દોષોને, ધાતુઓને અને મળોને ઓછા કરનારા આહારવિહારોનું બરાબર સેવન કરવાથી મનુષ્યોના તે દોષો, ધાતુઓ અને મળો ઓછા થાય છે, એમ વિદ્વાનોએ કહેલ છે; તેઓમાં પહેલો પહેલો ખૂબ વધીને પછીના પછીનાને અવશ્ય વધારે છે—અર્થાત્ દોષો અત્યંત વધીને ધાતુઓને વધારે છે અને ધાતુઓ અત્યંત વધીને મળોને

વધારે છે; માટે અત્યંત વધેલા ધાતુઓને ઓછા કરવા એ હિતકારી છે. ૮૫.૮૬

## દોષોનો, ધાતુઓનો તથા મળોનો ક્ષય થવાનાં નિદાનો

असात्म्यान्नसदाक्रोधशोकचिन्ताभयश्रमैः ।
अतिव्यवायानशनात्यर्थसंशोधनैरपि ॥ ८७ ॥
वेगानां धारणाच्चापि साहसादभिघाततः ।
दोषाणामथ धातूनां मलानां च भवेत् क्षयः ॥८८॥

अन्वय.—असात्म्य–अन्न–सदाक्रोध–शोक–चिन्ता–भय–श्रमैः, अतिव्यवाय–अनशन–अत्यर्थसंशोधनैः अपि. वेगानां धारणात्, अपि च साहसात्, अथ अभिघाततः दोषाणाम्, धातूनां च मलानां क्षयः भवेत् ॥

શરીરની પ્રકૃતિને માફક ન હોય તેવા ખોરાકથી હંમેશાં ક્રોધ, શોક, ચિંતા, ભય, શ્રમ, અતિમૈથુન, ઉપવાસ, તથા અત્યંત રેચ આદિ સંશોધનથી; ઝાડા વગેરેના વેગોને રોકવાથી, સાહસથી અને સામેથી લાગેલા પ્રહારથી પણ દોષોનો, ધાતુઓનો તથા મળોનો ક્ષય થાય છે. ૮૭,૮૮

## ક્ષીણ થયેલા દોષાદિકનાં લક્ષણો

वातक्षयेऽल्पचेष्टत्वं मन्दवाक्यं विसंज्ञता ।
पित्तक्षयेऽधिकः श्लेष्मा वह्निमान्द्यं प्रभाक्षयः ॥८९॥
सन्धयः शिथिला मूर्च्छा रौक्ष्यं दाहः कफक्षये ।
हृत्पीडा कण्ठशोषश्च त्वक् शून्या तृड् रसक्षये ॥९०॥
शिराः श्लथा हिमा मूर्च्छा त्वक्पारुष्यं क्षयेऽसृजः ।
गण्डौष्ठकन्धरास्कन्धवक्षोजठरसन्धिषु ॥ ९१ ॥
उपस्थपादपिण्डीषु शुष्कता गात्ररूक्षता ।
तोदो धमन्यः शिथिला भवेयुर्मांससंक्षये ॥ ९२ ॥
प्लीहाभिवृद्धिः सन्धीनां शून्यता तनुरूक्षता ।
प्रार्थना स्निग्धमांसस्य लिङ्गं स्यान्मेदसः क्षये ॥ ९३
अस्थिशूलं तनौ रौक्ष्यं नखदन्तत्रुटिस्तथा ।
अस्थिक्षये लिङ्गमेतद्वैद्यैः सर्वैरुदाहृतम् ॥ ९४ ॥
शुक्राल्पत्वं पर्वभेदस्तोदः शून्यत्वमस्थनि ।
लिङ्गान्येतानि जायन्ते नराणां मज्जसंक्षये ॥९५॥
शुक्रक्षये रतेऽशक्तिर्व्यथा शेफसि मुष्कयोः ।
चिरेण शुक्रसेकः स्यात्सेके रक्ताल्पशुक्रता ॥९६॥

अन्वयः—वातक्षये अल्पचेष्टत्वं मन्दवाक्यं विसंज्ञता (भवेत्), पित्तक्षये श्लेष्मा अधिकः वह्निमान्द्यं प्रभाक्षयः (स्यात्); कफक्षये सन्धयः शिथिलाः (स्युः), मूर्च्छा रौक्ष्यं दाहः (भवेत्), रसक्षये हृत्पीडा कण्ठशोषः त्वक् शून्या च तृट् (स्यात्); असृजः क्षये शिराः श्लथाः हिमाः (स्युः), मूर्च्छा त्वक् पारुष्यं (स्यात्), मांससंक्षये उपस्थपादपिण्डीषु शुष्कता गात्ररूक्षता तोदः धमन्यः शिथिलाः भवेयुः । मेदसः क्षये प्लीहाभिवृद्धिः संधीनां शून्यता तनुरूक्षता स्निग्धमांसस्य प्रार्थना स्यात् । अस्थिक्षये अस्थिशूलं तनौ रौक्ष्यं तथा नखदन्तत्रुटिः—एतत् लिङ्गं सर्वैः वैद्यैः उदाहृतम् । मज्जसंक्षये नराणां शुक्राल्पत्वं पर्वभेदः तोदः अस्थनि शून्यत्वम्—एतानि लिङ्गानि जायन्ते । शुक्रक्षये रते अशक्तिः, शेफसि मुष्कयोः व्यथा, चिरेण शुक्रसेकः, सेके रक्ताल्पशुक्रता स्यात् ॥

વાયુનો ક્ષય થાય ત્યારે શરીરની ચેષ્ટા ઓછી થાય, થોડું બોલી શકાય અને સંજ્ઞારહિતપણું અથવા બેભાન સ્થિતિ થાય છે. પિત્તનો ક્ષય થાય ત્યારે કફ અધિક થાય, અગ્નિ મંદ થાય અને કાંતિનો નાશ થાય છે. કફનો ક્ષય થાય ત્યારે સાંધાઓ ઢીલા થાય, મૂર્છા આવે, શરીરમાં રૂક્ષપણું થાય અને બળતરા થાય છે. રસનો ક્ષય થાય ત્યારે હૃદયમાં પીડા થાય, ગળું સુકાય, ચામડી બહેર મારી જાય અને તરશ લાગ્યા કરે છે. લોહીનો ક્ષય થાય ત્યારે નસો ઢીલી તથા ટાઢી થાય છે, મૂર્છા આવે અને ચામડી કઠણ થાય છે. માંસનો ક્ષય થાય ત્યારે ગાલ, હોઠ, ડોક, ખભા, છાતી, પેટ, સાંધા, ગુહ્ય ભાગ અને પગની પિંડીઓ સુકાય, શરીર રૂક્ષ થાય, પીડા થાય અને નાડીઓ ઢીલી થાય છે. મેદનો ક્ષય થાય ત્યારે બરલ વધે, સાંધાઓ બહેર મારી જાય, શરીર રૂક્ષ થાય અને સ્નેહ ભરેલું માંસ ખાવાની ઇચ્છા થાય છે. હાડકાંઓનો ક્ષય થાય ત્યારે હાડકાંઓમાં શૂળ નીકળે, શરીર રૂક્ષ થાય અને નખ તથા દાંત તૂટવા લાગે; હાડકાં ક્ષીણ થયાનાં એ ચિહ્નો સઘળા વૈદ્યોએ કહ્યાં છે. મજ્જાનો ક્ષય થાય ત્યારે માણસોના વીર્યની ઓછાશ, સાંધાઓનું તૂટવું, પીડા અને હાડકાંઓમાં શૂન્યપણું—એટલાં ચિહ્નો થાય છે. વીર્યનો ક્ષય થાય ત્યારે મૈથુનમાં અશક્તિ થાય, લિંગમાં તથા વૃષણોમાં પીડા થાય વીર્ય ઘણી વારે સ્ખલિત થાય અને જ્યારે સ્ખલિત થાય ત્યારે રાતું અને ઓછું હોય છે.

अन्वयः—नृणाम् ओजः तु सुस्निग्धैः तथा स्वादुभिः वृष्यैः विशेषात् तु क्षीर–मांस–रसादिभिः वर्धते ॥

માણસોનું ઓજ પણ સારી રીતે સ્નેહથી ભરેલા, મધુર અને મૈથુનશક્તિને વધારનારા આહારોથી અને વિશેષે કરી દૂધના તથા માંસના રસો વગેરેના ઉપયોગથી વધે છે.

### ક્ષીણ થયેલ દોષાદિને વધારવાના ઉપાયો

दोषधातुमलक्षीणो वलक्षीणोऽपि मानवः ।
तत्तत्स्ववर्धनं यत्तदन्नपानं प्रकाङ्क्षति ॥ १०६ ॥
यद्यदाहारजातं तु क्षीणः प्रार्थयते नरः ।
तस्य तस्य स लाभेन तत्तत्क्षयमपोहति ॥१०७॥

अन्वयः—दोषधातुवलक्षीणः मानवः अपि तत्तत्स्ववर्धनं यत् यत् अन्नपानं (स्यात्) तत् तत् प्रकाङ्क्षति ॥ क्षीणः तु नरः यत् यत् आहारजातं प्रार्थयते, तस्य तस्य लाभेन तत्तत्क्षयम् अपोहति ॥

(વળી બીજું પણ કહ્યું છે કે,) જેના દોષો, ધાતુઓ, મળો કે બળ ક્ષીણ થયાં હોય તે માણસ પણ જે જે અન્નપાનો તેને વધારનારાં હોય છે, તે તેની જ ઇચ્છા કરે છે; માટે ધાતુ આદિની ક્ષીણતા પામેલો તે માણસ, જે જે આહાર વગેરેની ઇચ્છા કરે છે, તેને મેળવી તે તે ધાતુ આદિના ક્ષયને મટાડે છે.

### વાયુના ક્ષયવાળો આ પદાર્થોને ઇચ્છે

कषायकटुतिक्तानि रूक्षशीतलघूनि च ।
यवमुद्गप्रियङ्गूंश्च वातक्षीणोऽभिकाङ्क्षति ॥१०८॥

अन्वयः—वातक्षीणः (जनः) कषायकटुतिक्तानि च रूक्षशीतलघूनि च यवमुद्गप्रियङ्गूः अभिकाङ्क्षति ॥

જેનો વાયુ ક્ષીણ થયો હોય તે માણસ તૂરા, તીખા, કડવા, રૂક્ષ, ટાઢા અને હલકા પદાર્થો તથા જવ, મગ અને કાંગની ઇચ્છા કરે છે. ૧૦૮

### પિત્તના ક્ષયવાળો આ પદાર્થોને ઇચ્છે

तिलमाषकुलत्थादि पिष्टान्नविकृतिं तथा ।
मस्तुशुक्ताम्लतक्राणि काञ्जिकं च तथा दधि १०९
कट्वम्ललवणोष्णानि तीक्ष्णं क्रोधं विदाहि च ।
समयं देशमुष्णं च पित्तक्षीणोऽभिकाङ्क्षति ॥११०॥

अन्वयः—पित्तक्षीणः (जनः) तिलमाषकुलत्थादि पिष्टान्नविकृतिं तथा मस्तुशुक्ताम्लतक्राणि तथा काञ्जिकं च दधि च कट्वम्ललवणोष्णानि तीक्ष्णं क्रोधं च विदाहि च उष्णं समयं देशं च अभिकाङ्क्षति ॥

જેનું પિત્ત ક્ષીણ થયું હોય તે માણસ તલ, અડદ, કળથી વગેરે, લોટના વિકારો, દહીંનું પાણી, અથાણાં, ખાટા પદાર્થો, છાશ, કાંજી, દહીં; તીખા, ખાટા, ખારા ગરમ અને તીક્ષ્ણ પદાર્થો, ક્રોધ, વિદાહી પદાર્થો, ઉષ્ણકાળ, અને ગરમ પ્રદેશને ઇચ્છે છે. ૧૦૯,૧૧૦

### કફના ક્ષયવાળો આ પદાર્થોને ઇચ્છે

मधुरस्निग्धशीतानि लवणाम्लगुरूणि च ।
दधि क्षीरं दिवास्वप्नं कफक्षीणोऽभिकाङ्क्षति ॥ १११

अन्वयः—कफक्षीणः (जनः) मधुरस्निग्धशीतानि च लवणाम्लगुरूणि दधि क्षीरं दिवास्वप्नम् अभिकाङ्क्षति ॥

જેનો કફ ક્ષીણ થયો હોય તે માણસ મધુર, સ્નિગ્ધ, શીતળ, ખારા, ખાટા અને ભારે પદાર્થો; દહીં, દૂધ તથા દિવસે સૂઈ રહેવું ઇચ્છે છે. ૧૧૧

### રસના ક્ષયવાળો આ પદાર્થોને ઇચ્છે

रसक्षीणो नरः काङ्क्षत्यम्भोऽतिशिशिरं मुहुः ।
रात्रिनिद्रां हिमं चन्द्रं भोक्तुं च मधुरं रसम् ॥११२॥

अन्वयः—रसक्षीणः नरः अतिशिशिरम् अम्भः रात्रिनिद्रां हिमं चन्द्रं च मधुरं रसं भोक्तुम् मुहुः काङ्क्षति ॥

જેનો રસ ક્ષીણ થયો હોય તે માણસ અત્યંત ટાઢા જળને, રાતની નિદ્રાને, હિમને તથા ચંદ્રને અને મધુર રસ ખાવાને વારંવાર ઇચ્છે છે. ૧૧૨

### લોહીના ક્ષયવાળો આ પદાર્થો ઇચ્છે

इक्षुं मांसरसं मन्थं मधुसर्पिर्गुडोदकम् ।
द्राक्षादाडिमशुक्तानि सस्नेहलवणानि च ।
रक्तसिद्धानि मांसानि रक्तक्षीणोऽभिकाङ्क्षति ॥११३

अन्वयः—रक्तक्षीणः (जनः) इक्षुं मांसरसं मन्थं मधुसर्पिः गुडोदकं द्राक्षादाडिमशुक्तानि च सस्नेहलवणानि (च) रक्तसिद्धानि मांसानि अभिकाङ्क्षति ॥

જેનું લોહી ક્ષીણ થયું હોય તે માણસ શેરડીને, માંસના રસોને; સાકરના, દ્રાક્ષના તથા શેરડીના એકઠા કરેલા રસને, મધને, ઘીને અને ગોળના પાણી ઇચ્છે છે; તેમ જ તે

ખાટાં, ખારાં, ગરમ, બળતરા કરનારાં અને ભારેપણાંવાળાં ફળોને, શાકોને તથા અન્નપાનોને ઇચ્છે છે. ૧૨૧

### ધાવણના ક્ષયવાળી સ્ત્રી આ પદાર્થોને ઇચ્છે

સુરાશાલ્યન્નમાંસાનિ ગોક્ષીરં શર્કરાં તથા ।
આસવં દધિ હૃદ્યાનિ સ્તન્યક્ષીણાઽભિવાઞ્છતિ ॥૧૨૨

અન્વયઃ સ્તન્યક્ષીણા (સ્ત્રી) હૃદ્યાનિ સુરાશાલ્યન્નમાંસાનિ ગોક્ષીરં શર્કરામ્ આસવં તથા દધિ અભિવાઞ્છતિ ॥

જેનું ધાવણ ક્ષીણ થયું હોય તેવી સ્ત્રી હૃદયને પ્રિય મદિરાને, ચોખાના અન્નને, માંસને, ગાયના દૂધને, સાકરને, આસવને, અને દહીંને ઇચ્છે છે. ૧૨૨

### ગર્ભના ક્ષયવાળી સ્ત્રી આ પદાર્થોને ઇચ્છે

મૃગાજાવિવરાહાણાં ગર્ભાન્વાઞ્છતિ સંસ્કૃતાન્ ।
વસાશૂલ્યપ્રકારાદીન્ મોક્તું ગર્ભપરિક્ષયે ॥૧૨૩॥

અન્વયઃ—ગર્ભપરિક્ષયે (સ્ત્રી) મૃગાજાવિવરાહાણાં ગર્ભાન્ સંસ્કૃતાન્ વસાશૂલ્યપ્રકારાદીન્ મોક્તું વાઞ્છતિ ॥

જેનો ગર્ભ ક્ષીણ થયો હોય તેવી સ્ત્રી મૃગ, બકરાં, ગાડર તથા સૂવરના પકાવેલા ગર્ભોને, ચરબીને તથા લોઢાના કાંટાથી પકાવેલાં માંસોના પ્રકારોને ખાવા ઇચ્છે છે. ૧૨૩

### બળનું લક્ષણ

રસાદિશુક્રપર્ય્યન્તપુષ્ટધાતુનિમિત્તકમ્ ।
ચેષ્ટાસુ પાટવં યત્તુ વલં તદભિધીયતે ॥૧૨૪॥

અન્વયઃ—રસાદિશુક્રપર્યન્તં પુષ્ટધાતુનિમિત્તકં ચેષ્ટાસુ યત્ પાટવં તત્ તુ વલમ્ અભિધીયતે ॥

(સુશ્રુત કહે છે કે,) રસથી માંડી વીર્ય સુધીની સઘળી ધાતુઓ પુષ્ટ હોવાને લીધે ચેષ્ટાઓ કરવામાં શરીરનું જે સમર્થપણું તે બળ કહેવાય છે. ૧૨૪

### બળનો ક્ષય થવાનાં કારણો

અભિઘાતાદ્ભયાત્ ક્રોધાચ્ચિન્તયા ચ પરિશ્રમાત્ ।
ધાતૂનાં સંક્ષયાચ્છોકાદ્ વલં સંક્ષીયતે નૃણામ્ ॥૧૨૫

અન્વયઃ—અભિઘાતાત્ મયાત્ ક્રોધાત્ ચિન્તયા ચ પરિશ્રમાત્ ધાતૂનાં સંક્ષયાત્ શોકાત્ નૃણાં વલં સંક્ષીયતે ॥

પછડાટ વગેરે અભિઘાતથી, ભયથી, ક્રોધથી, ચિંતાથી, પરિશ્રમથી, ધાતુઓના ક્ષયથી અને શોકથી માણસોનું બળ ક્ષીણ થાય છે. ૧૨૫

### બળનો ક્ષય થયાનું લક્ષણ

ગૌરવં સ્તબ્ધતા ગાત્રે મુખમ્લાનિર્વિવર્ણતા ।
તન્દ્રા નિદ્રા વાતશોથો વલવ્યાપત્તિલક્ષણમ્ ॥૧૨૬

અન્વયઃ—ગાત્રે ગૌરવં સ્તબ્ધતા મુખમ્લાનિઃ વિવર્ણતા તન્દ્રા નિદ્રા વાતશોથઃ (એતત્) વલવ્યાપત્તિલક્ષણં (જ્ઞેયમ્) ॥

શરીરમાં ભારેપણું તથા સ્તબ્ધપણું, મોઢાનું કરમાવું, શરીરનો રંગ ખરાબ થવો; ઘેન, નિદ્રા અને વાયુ સંબંધી સોજા, એ બળના ક્ષયનાં લક્ષણો છે. ૧૨૬

### બળ વધારનારા પદાર્થો

દોષસામ્યકરં યત્તુ વહ્નિસામ્યકરં ચ યત્ ।
ધાતુપુષ્ટિકરં દ્રવ્યં વલં તદભિવર્ધયેત્ ॥૧૨૭॥

અન્વયઃ—યત્તુ દોષસામ્યકરં યત્ ચ વહ્નિસામ્યકરં (ચ) ધાતુપુષ્ટિકરં (મવતિ) તદ્ દ્રવ્યમ્ વલમ્ અભિવર્ધયેત્ ॥

જે પદાર્થો દોષોની સમતા કરનાર, અગ્નિની સમતા કરનાર અને ધાતુઓની પુષ્ટિ કરનાર છે, તે પદાર્થો બળને વધારે છે. ૧૨૭

### બળવાનનું તથા નિર્બળનું લક્ષણ

કૃશોઽપિ વલવાન્ કશ્ચિત્ સ્થૂલોઽપ્યલ્પવલો યતઃ ।
તસ્માચ્ચેષ્ટાપટુત્વેન વલવન્તં વિદુર્બુધાઃ ॥૧૨૮॥

અન્વયઃ—કશ્ચિત્ કૃશઃ અપિ વલવાન્, કશ્ચિત્ સ્થૂલઃ અપિ, યતઃ અલ્પવલી (મવેત્), તસ્માત્ વુધાઃ ચેષ્ટાપટુત્વેન વલવન્તં વિદુઃ ॥

કોઈ માણસ શરીરે દૂબળો હોય છતાં બળવાન હોય છે અને કોઈ માણસ શરીરે જાડો હોય છતાં જે કારણે થોડા બળવાળો હોય છે; તેથી વિદ્વાન વૈદ્યો શરીરની હાલચાલ વગેરે ચેષ્ટાઓ કરવામાં સમર્થપણા ઉપરથી માણસને બળવાન જાણે છે. ૧૨૮

ઇતિશ્રી મિશ્રલટકના પુત્ર શ્રીભાવમિશ્રે રચેલા ભાવપ્રકાશમાં ૭ મું પ્રકરણ સમાપ્ત

# પૂર્વખણ્ડ સમાપ્ત

'સસ્તું' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય'

# ગ્રંથોનું સૂચિપત્ર

## ધર્મ–નીતિના ગ્રંથો

**યોગવાસિષ્ઠ મહારામાયણ**–બે ગ્રંથોમાં, દૃષ્ટાંતો સાથે સાદી ભાષામાં વેદાંતના આધ્યાત્મિક સિદ્ધાંતો સમજાવે છે. ... ... ૧૪–૦

**શ્રીશિવમહાપુરાણ**–બે ગ્રંથોમાં, નવ ચિત્રો સાથે ૧૨–૦

**વિષ્ણુપુરાણ**–ભગવાન વિષ્ણુના મહિમાનું દર્શન ૪–૦

**વાલ્મીકિ રામાયણ**–બે ગ્રંથોમાં, ૩૦ ચિત્રો સાથે ૧૧–૦

**તુલસીકૃત રામાયણ**–બે ગ્રંથોમાં, ૩૬ ચિત્રો સાથે ૧૦–૦

**શ્રીરામચરિતમાનસ**–મૂળ પાઠ, મોટા અક્ષરોમાં ૨–૦

**શ્રીમદ્ ભાગવત**–આવૃત્તિ ૧૨મી, અક્ષરશઃ ભાષાંતર, બે ગ્રંથોમાં ૨૭ ચિત્રો સાથે ૧૦–૦

**મહાભારત**–અક્ષરશઃ સરળ ભાષાંતર, સંપૂર્ણ સાત દળદાર ગ્રંથોમાં, પાકાં પૂઠાં, ૨૭ ચિત્રો સાથે. કદ : ૭॥"×૧૦" પૃ. ૫૧૮૮ ૫૨–૦

**શ્રી ભગવતી (દેવી) ભાગવત** ... ૬–૦

**ગિરધરકૃત રામાયણ**–મોટા અક્ષરોમાં ... ૪–૮

**શાંતિપર્વ–મહાભારતનું**–રાજધર્મ અને મોક્ષધર્મ, જેમાં ચાર વર્ણ તથા આશ્રમના સામાન્ય ધર્મો આપેલા છે. ... ૮–૮

**વચનામૃત** (સ્વામી સહજાનંદજી કૃત)–ઉપદેશનાં મહામૂલાં વચનામૃતોનો સંગ્રહ ... ૫–૦

**એકનાથી ભાગવત**–ભાગવતના એકાદશ સ્કંધ ઉપરની મહાત્મા એકનાથની ટીકા, જેમાં ગીતા કરતાં પણ વધારે વિસ્તૃત એવો શ્રીકૃષ્ણનો છેલ્લો બોધ આપેલો છે. ૫–૦

**મનુષ્યધર્મ**–ઈશ્વર, ધર્મ, મુક્તિ અને ઉચ્ચ જીવનના મહાન પ્રશ્નોનો મહાત્માજી, સંતો, કવિવર ટાગોર તથા ગીતા-ઉપનિષદોનાં વચનોમાં ઉકેલ. ૨–૦

**તુલસીસતસઈ**–ગોસ્વામી તુલસીદાસજીકૃત ૧–૮

**ચંડીપાઠ**–ગુજરાતી ભાષાંતર તથા સ્તોત્રો સહિત ૧–૪

**નિત્યપાઠ**–રોજ બોલવા માટે રુચે એવાં પ્રાર્થના, સ્તુતિ, સ્તોત્રો અને ભજનોનો સંગ્રહ. ૦–૧૨

**જપ અને નામસ્મરણ**–મંત્રજપ, ગાયત્રી, ૐકાર, અજપાજપ અને નામજપનો સરળ વિધિ. ૧–૦

**એકાદશી માહાત્મ્ય**–(કવિ છોટમકૃત) વ્રતકથાઓ અને વ્રતવિધિ સાથે ... ૧–૮

**શ્રીપુરુષોત્તમમાસમાહાત્મ્ય**–મૂળ સાથે સરળ ભાષામાં કથા, સુગ્ધા કથા અને એકાદશી તથા વ્યતીપાતની કથા સાથે. ... ૨–૦

**પંચદશી**–શ્રીમદ્ વિદ્યારણ્ય સ્વામીકૃત મૂળ સરળ ભાષાંતર સાથે ... ... ૪–૮

**વેદાંત–રત્નબિંદુ**–સંત મંગળનાથકૃત વેદાંતબોધ ૦–૧૨

**શ્રી વેદાંતમાર્ગદર્શિની**–વિચારસાગર, પંચીકરણ વગેરે ગ્રંથો ઉપરથી વેદાંતના ફૂટ પ્રશ્નોનો ગુરુ-શિષ્યના સંવાદરૂપે સરળ ઉકેલ. ૧–૮

**સનાતન ધર્મ**–મણિલાલ ન. દ્વિવેદીકૃત પંચશતી, જેમાં ૫૦૦ ધર્મસૂત્રો ભાષાંતર સાથે છે. ૧–૦

**જીવન્મુક્તિવિવેક**–સ્વામી વિદ્યારણ્યકૃત, વાસનાક્ષય, મનોનાશ અને જીવન્મુક્તિનું વિવરણ. ૧–૪

**વિચારસાગર**–નિશ્ચલદાસજીકૃત : મૂળ સાથે ભાષાંતર ૩–૦

**ધર્મજ્યોતિ**–(સ્વામી પ્રકાશાનંદજી) અધ્યાત્મવિદ્યાના અભ્યાસી માટે ... ... ૧–૮

**મહાવાક્ય–રત્નાવલિ**–ઉપનિષદોમાંથી ચૂંટેલાં ધર્મબોધનાં વચનોનો સંગ્રહ, મૂળ સાથે. ૦–૧૨

**અષ્ટાવક્રગીતા**–મૂળ સાથે સરળ ભાષાંતર. ૦–૮

**અવધૂતગીતા**–ભગવાન દત્તાત્રેય પ્રણીત ૧–૪

**શ્રી સત્યનારાયણની કથા**–મૂળ સાથે સરળ ભાષાંતર તથા વિષ્ણુસહસ્રનામાવલિ સાથે. ૦–૧૦

**વિદુરનીતિ**–સરળ અનુવાદ સાથે. ... ૧–૦

**આર્યધર્મનીતિ અને ચાણક્ય નીતિસાર**–સદાચાર અને નીતિના શ્લોકો અર્થ સાથે ૦–૧૨

**મનુસ્મૃતિ**–આર્યપ્રણાલિકાનો મહાન ન્યાયગ્રંથ ૪–૮

**બળવાન બનો !**–યજુર્વેદનો ઉપદેશ ... ૦–૧૨

**આત્મસાક્ષાત્કારની કસોટી**–લે૰ સ્વામી સ્વયંજ્યોતિતીર્થ ... ... ... ૧–૪

**સ્વરૂપવિચાર**–ગુરુશિષ્યના સંવાદરૂપે તત્ત્વોપદેશ ૦–૧૦

**પંચીકરણ**–આત્મબોધ માટે સર્વોત્તમ ગ્રંથ, દૃષ્ટાંતો ને યુક્તિઅનુભવવાળી ટીકા સાથે. ... ૨–૦

**પક્ષપાતરહિત અનુભવપ્રકાશ**–જેમાં વેદો, શાસ્ત્રો, પુરાણોની તાત્ત્વિક વસ્તુઓને આધ્યાત્મિક અર્થમાં ઘટાવી તેનું સ્પષ્ટ વર્ણન આપ્યું છે. ૫–૦

**સૂર્યકાંત**–વેદાંતની સરળ વાતો ... ૨–૦

**સુબોધક નીતિકથાઓ**–બાળકો માટે ૧૫૨ નીતિકથાઓનો સંગ્રહ ... ... ૧–૦

**સંતની વાતો**–ધર્મ, નીતિ વગેરેનાં દૃષ્ટાંતો સાથે ૧–૮

**પ્રભુમય જીવનનું રહસ્ય**–સદુપદેશ, ભજનો ઇ૰ ૧–૦

**પ્રભુમય જીવન**–સુખી થવાના સરળ ઉપાયો ૦–૧૨

**તુકારામગાથા**–સંત તુકારામના ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યપ્રેરક ૪૧૪૧ અભંગોનું બે ગ્રંથોમાં સરળ ભાષાંતર. ... ... ૬–૦

**શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ (૨)**–રામકૃષ્ણ કથામૃતથી આગળના ભાગમાં આવતા ઉપદેશો.

